# યુગધર્મ




પુસ્તક ૨ ચૈત્ર, ૧૯૭૯ અંક ૧

## નૈમિષારણ્યની તપશ્ચર્યા

જ્યારે જ્યારે રાક્ષસોનું પરિબળ પૃથ્વી ઉપર વધી જતું અને ઋષિઓ તેમનાથી ત્રાસ પામી જતા, ત્યારે ત્યારે સર્વે સાધુપુરૂષો અને ઋષિઓ રાક્ષસોનો પ્રત્યક્ષ વિરોધ કરવાનું મૂકી દઈ, સઘળી સત્તા તેમના હાથમાં રહેવા દઈ પોતે તપશ્ચર્યા કરવા માંડતા, એવી આખ્યાયિકા આપણા પુરાણોમાં આવે છે. "કેવો વિચિત્ર પ્રયોગ !" એવો ઉદ્ગાર આપણી પ્રજાનો હમણાંનો શિક્ષિતવર્ગ અને ૨,૦૦૦ વર્ષની માત્ર ખીલતી જુવાનીમાં ઉન્મત્ત થઇ ગયેલો યૂરોપનો પ્રજાવર્ગ કાઢે તો કોઇને આશ્ચર્ય તો નહિજ લાગે.

કેટલાકને પ્રશ્ન થશે કે "પ્રાચીન સમયમાં ઋષિઓ જે તપ કરતા હશે તે પોતાના આત્માનો મોક્ષ પ્રાપ્ત કરવાના હેતુથી પ્રેરાઇને. અને કદાચ તે પ્રયત્નમાં સફળતા પણ મેળવતા હશે. પરંતુ, અમારે તો પ્રજાને મુક્ત કરવી છે; આખી મનુષ્યજાતિને સ્વતંત્ર કરવી છે. તેને માટે તપશ્ચર્યા કરે અર્થ કેમ સરે ?" આ પ્રશ્ન આપણને ખરો લાગે છે પરંતુ તે ખરો નથી. પ્રાચીન ઋષિઓ પણ જ્યારે તપશ્ચર્યા કરતા ત્યારે તેઓ પણ લોકસંગ્રહના સંકલ્પથીજ તેની શરૂઆત કરતા. વારંવાર તેઓ પોતાની તપશ્ચર્યાનો નિઃસ્વાર્થ હેતુ નજર આગળ રાખવા ચૂકતા નહિ. એ તપશ્ચર્યામાં બાર વર્ષ સુધી ચાલતા યજ્ઞો, ઇશ્વરની પ્રાર્થના અને ભક્તિનો તથા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનો સમાવેશ થતો.

તપસ્ એટલે શક્તિને એકત્ર કરવી તે. તપ એટલે કાંઇ શરીરને કષ્ટ આપવું અથવા તો અમુક શારીરિક ક્રિયાઓ કરવી એવો સંકુચિત અર્થ થતો નથી. વરસાદનાં પાણીનાં ટીપાં ટીપાંઓનો સંચય થવાને પરિણામે સરોવર ભરાય છે, એ પણ તપસ્ ના જેવી સ્થૂલ ક્રિયા છે. ટીપે ટીપે ભેગું થયેલું વરસાદનું પાણી જબરદસ્ત પુલોને તથા મોટાં મોટાં બાંધકામોને ખેંચી જાય છે. એ પ્રચંડ શક્તિ ટીપે ટીપે ભેગી થયેલી હોય છે. અંગ્રેજીમાં જેને will (શક્તિ)

કહેવાય છે. તે પણ तपस् નું જ કાર્ય છે. માણસ પણ ક્રમે ક્રમે એવી શક્તિને ભેગી કરી શકે છે. તે શક્તિ તુર્તાતુર્ત અસરકારક ન નીવડે એ બનવા જોગ છે. પરંતુ ધીમે ધીમે ભેગી કરવાથી અંતે તે અમુક, અને અનિવાર્ય સફળતા પ્રાપ્ત કરે છે. तपस्નો સામાન્ય અર્થ સંયમ, રોકવું, પોતાના ઉપર બળાત્કાર કરવો, એવો થાય છે. અને એ અર્થમાં પણ કાંઇક સત્ય સમાયેલું છે. જ્યારે માણસના સમગ્ર જીવનમાં એકજ લક્ષ્ય પ્રધાન થઇ જાય છે, ત્યારે તેના માનસિક, આધ્યાત્મિક, અને સ્થૂલ જીવનને પણ તે લક્ષ્યને અનુસરવું પડે છે. પરંતુ, ઘણીવાર એ પ્રમાણે થતાં વાર લાગે છે અને જીવનના આદર્શને આપણી સર્વ શક્તિઓ સ્વીકારતી નથી; તે વખતે બળાત્કારે નિશ્ચયનું પાલન તેમની પાસે કરાવવામાં આવે છે તેને સામાન્ય રીતે "તપશ્ચર્યા" કહેવામાં આવે છે.

હવે, સામાન્ય રીતે માણસની પ્રકૃતિના મુખ્ય હથિયારો—મન, શરીર, પ્રાણ, બુદ્ધિ વિગેરે ગણાય છે. જ્યારે એ સર્વે કરણો જીવનના આદર્શને સ્વીકારે છે ત્યારે તપશ્ચર્યા અદ્ભુત આનંદનું જ સાધન થઇ રહે છે; ત્યારપછી તેમાંથી બળજોરીનો ખ્યાલ દૂર થઇ જાય છે.

પ્રાચીન સમયમાં ઋષિમુનિઓ પ્રથમ શક્તિનો સંચય કરતા. જેટલી ભેગી થાય તેટલી વટાવી દેતા નહિ. એ પ્રમાણે સંચિત થયેલી શક્તિ છેવટે અમોઘ નીવડતી. પ્રભુ પોતે અથવા તો તેની શક્તિનો અંશ એ પ્રમાણે પ્રજાજીવનમાં સચેતન થઇ સત્યનો વિજય કરવામાં સહાય કરી પાપનો પરાજય કરતો. એ શક્તિના કાર્યને અંતે એ જ પરિણામો સંભવતાંઃ પાપનો સમૂલો નાશ થતો અથવા તો તેનું રૂપાંતર થતું.

આપણી અત્યારની દશા પુરાણમાં ઘણીવાર વર્ણવેલી કલિયુગની અવસ્થાને ઘણે અંશે મળતી આવે છે. આપણાં ગામડાંઓ પ્રત્યે જુઓ. કેવળ દરિદ્ર અવસ્થામાં હોઇ આર્થિક ગરીબાઇ કરતાં પણ વધારે દુઃસહ આદર્શોની ગરીબાઇ તેઓ અનુભવી રહ્યાં છે. કાયદાઓના જ્ઞાનના દુરૂપયોગને પરિણામે વકીલોને પણ ભૂલાવે એવી લડાયક બુદ્ધિ તેમનામાં માલૂમ પડે છે. નથી રહી ત્યાં પ્રાચીન દાનભાવના કે નથી ત્યાં અર્વાચીન પ્રજાસંઘની ભાવના; નથી ત્યાં શૂરવીરતા કે નથી એકસંપ; સ્વચ્છતા, સુઘડતા, સુજનતા કે સૌંદર્યમાંનું કશુંય ત્યાં નથી. અરે ! ગરીબ મનુષ્યો તો આખા હિંદના ઘણા ભાગોમાં પશુજીવનથી ભાગ્યે જ પર ગયેલા હોય છે. ધર્મ અને આધ્યાત્મિકતાનું તો નામ સરખું, આપણાં ગામડાંઓની ઉજળી વર્ણોમાં પણ જણાતું નથી. તોપછી ગરીબ વર્ગમાં તો તેની આશા પણ ક્યાંથી રાખી શકાય ? ઘરડાઓ કહે છે કે જમીનમાં પણ પહેલાં જેવો કસ નથી !

આપણી સામાજિક સ્થિતિ વિચારો. ક્યાં છે સનાતન ધર્મનું અભિમાન રાખનારાઓમાં પણ વર્ણાશ્રમ ધર્મનું પાલન ? રાજકીય જીવનમાં જે સ્વતંત્રતા પરદેશીઓ પાસેથી આપણે માગીએ છીએ તે આપણા સામાજિક જીવનમાં છે ? ઉચ્ચવર્ણોને તો પોતાની કહેવાતી ઉચ્ચતા છોડવી નથી; નીચવર્ણોને તો નીચતામાં જ રાખવાના પ્રયત્નો જણાય છે. પશુલગ્નોથી દેશનો દાટ વળતો જાય છે. જે સમાજમાં માતાપિતા અને સગાંવહાલાંઓ પોતે સારાં લુગડાં-ઘરેણાં પહેરી મહાલવાનો લ્હા'વો લેવા ખાતર બાર બાર વર્ષનાં બાળકોને પરણાવી નાંખે છે તે દેશ રસાતાળ ન જાય તો તેનું બીજું શું થાય ? ઘણા શહેરી વાંચનારાઓ કહેશે, "આવી સ્થિતિ તો ફક્ત ગામડાંઓમાંજ છે." હું કહું છું કે ગામડામાં ૮૦ ટકા હિંદુસ્તાન છે, અને વધારામાં એ હકીકતો તો સુરત, અમદાવાદ જેવાં આગળ પડતાં ગણાતાં શહેરોની પણ છે. એવા લગ્નોના વરઘોડાઓ પ્રજાજીવનના ભવિષ્ય ઉપર વિચાર કરનારની દ્રષ્ટિએ ઘેટાંનાં ટોળાં જેવાં નથી લાગતાં ? પોતાની જ્ઞાતિમાં યોગ્ય વર ન મળે તો પણ તેજ જ્ઞાતિમાં કન્યાને પરણાવે ! ગંદા રસ્તામાં સંડાસ પાસે બેસીને ગંદી મોરીની ગંગા

જમનાને કિનારે સામાજિક ભોજનો હજીપણ થયાં જાય અને સેવાનાં ઉત્તમ કાર્યો પૈસા વિના બંધ પડે એવી સ્થિતિ જ્યાંસુધી પ્રવર્તે છે, ત્યાં સુધી પ્રાચીન કલિયુગના વર્ણનથી આપણે ઘણા દૂર તો નથી જ. સ્ત્રીઓની શી અવસ્થા છે? તેમની ઉન્નતિ થાય પણ ક્યાંથી? જ્યાં પુરૂષોના જ મોટા ભાગના જીવનમાં આદર્શો, મહત્વાકાંક્ષાઓ વિગેરે કશું હોતું નથી, ત્યાં પછી સ્ત્રીઓ વિષે શું પૂછવું? તેઓનો તેમાં દોષ નથી. તેઓ તો પોતાનાથી બનતું કરવા યત્ન કરે છે.

વ્યાપારવાણિજ્ય તપાસો. આપણે માત્ર દલાલો જ છીએ. દેશની દોલત લૂંટાવવાની દલાલી ઉપર આપણો વેપાર દેખાય છે. રાજકીય અંકુશો ત્યાં પણ ખરા. પ્રમાણિકતા, નિયમિતતા, સચ્ચાઇ, કે પ્રગતિ આપણા હુન્નરોમાં ને વ્યાપારમાં છે? અપવાદો બાદ કરીને નિષ્પક્ષપાતપણે તપાસો. તમારો દરજી કદિ પણ વાયદાસર કપડાં આપે છે? સુતાર કે મજુર દેખરેખ વગર પોતાનું કામ પ્રમાણિકપણે કરે છે? પહેલાના કરતાં આપણા હુન્નરઉદ્યોગોમાં સંગીન પ્રગતિ થઇ છે? આપણે તેમાનું કશુંય કર્યું નથી. સમગ્ર પ્રજાજીવન એવાં તત્વો ઉપર ટકી રહે છે. અપવાદ રૂપે પ્રકટ થતી મહત્તા ઉપર દેશ નિભાવ કરી શકતો નથી. રોજના વ્યવહારમાં પ્રત્યક્ષ થતી ધર્મભાવના, નીતિ અને શક્તિ ઉપર દેશની મહત્તાનો આધાર રહેલો છે.

આપણી રાજકીય પરિસ્થિતિનું અવલોકન કરો. ભાષણો, સભાઓ, સભ્યો, પ્રતિજ્ઞાપત્રો વિગેરે થયા જાય છે. અસલ, અરજીઓ, માગણીઓ, ઠરાવો તથા ખુશામત પણ થતી. "આપણે એક પ્રજા છીએ" એવી ભાવનાના ઉભરાઓ આખા દેશમાં વારંવાર આવે છે, અને પાછા શમી જાય છે. તિલક મહારાજનો જાદુઇ હાથ ફરતાં તે ભાવના ક્ષણભર જીવનની સપાટી ઉપર આવે છે અને પાછી અદૃશ્ય થઇ જાય છે. ગાંધીજીનો પેગામ સાંભળી એ ભાવના ફરી પાછી ઉભરે છે એટલામાં જ પાછી થાકીને શમી જાય છે, અને કાઉન્સીલમાં જવાના વિચારો થાય છે! આ સ્થિતિ બતાવે છે કે આપણને સ્વતંત્રતા માટે ધગશ નથી. આપણાં નિશ્ચયબળની ખામી સ્પષ્ટ જણાઇ આવે છે. એ તો બધા લાગણીઓના ઉભરાઓ અને રમત છે. પરદેશીઓના બળ ઉપર નહિ પરંતુ આપણી નિર્બળતાઓ ઉપર આપણી ગુલામી ટકી રહી છે, એનો ખ્યાલ ઘણા થોડાને છે. જુગાર રમનારે પણ હોડનું જોખમ સમજવું જોઇએ. સ્વતંત્રતા પ્રાપ્ત કરવા મથનારે તેની કિંમત જાણવી જ જોઇએ. આપણે તો તે જાણતા નથી. આવી છિન્નભિન્ન અવસ્થામાં જલિયાંવાલા અને ગુરૂકાબાગો, ચૌરીચોરા અને તેની ફાંસીઓ થાય છે.

"આપણી પ્રજા રાંકડી છે."—એ આપણી નિરાધાર અવસ્થા બતાવનાર વાક્ય કદિ હું મારા હૃદયમાંથી વિસારી શક્યો નથી. સેંકડોવાર મેં એ રાંકડાપણું જોયું છે અને હું અજાયબ થયો છું. તેનું મૂળ શું હશે? આપણી પ્રાણહાનિમાં તે રહ્યું છે? આપણા અજ્ઞાનમાં કે આપણા ભૂખમરામાં? શેમાં હશે? ત્રીસ કરોડ મનુષ્યોની બનેલી, મહાન જગતજૂની સંસ્કૃતિવાળી તથા જ્વલંત ઇતિહાસવાળી આ મહાન પ્રજાને આવો આધ્યાત્મિક પક્ષાઘાત શી રીતે થયો? શરવીર સિંહ જેવા યોદ્ધાઓ, મહાન્ તત્ત્વવેત્તાઓ, તપસ્વીઓ, લેખકો વિગેરેના આ દેશની આવી સ્થિતિ કેમ થઇ ગઈ? યુવાનો, તમે વિચાર કરો. એ નિર્બળતા આત્માની નિર્બળતાને લીધે આવેલી છે. દસ હજારથી માંડીને પચ્ચીસ હજાર દેશબાંધવોની ગંજાવર સભાઓ મેં જોઇ છે. તેમાં થતાં જુસ્સાદાર ભાષણો વખતે કોઇના નેત્રમાં નૂર નથી જોયું; ઘણા સભાજનો તો તેમાં માત્ર સીનેમા કે નાટકની રંગભૂમિ જેટલો જ રસ લેતા, અને લોકોની મ્હોટી સંખ્યા માત્ર પ્રેક્ષકો તરીકે રહીને તટસ્થ વૃત્તિનો આનંદ જ અનુભવતી. આવતી કાલથી આપણી પોતાની તથા આપણા પવિત્ર દેશની સ્વતંત્રતા મેળવવાને આપણે કાંઇક કરવું જ જોઇએ, એવા નિશ્ચયવાળો ચહેરો ભાગ્યે જ જણાય છે.

તેમાં પણ-તરુણ પેઢીની દરિદ્રતાથી તો તોબા! વીસ પચ્ચીસ વર્ષના જુવાનીઆઓ ૬૦ વર્ષના વૃદ્ધ માણસની પેઠે ડહાપણ અને ઠરેલપણાથી ઠરી ગયેલા વિચારો કરે છે. આદર્શની દરિદ્રતા આપણા જુવાનોમાં પગ જમાવીને બેઠી છે. જીવનના વહાણને દોરનાર સુકાન આપણા કૉલેજના વિદ્યાર્થીઓ ભાગ્યે જ રાખે છે. સમય સાથે વહી જવાની વૃત્તિ, ભવિષ્ય વિશે તદ્દન અનિશ્ચિત વલણ, એ તો તેમનો ખાસ ગુણ છે. ભવિષ્યને માટે વિચાર કરવામાં આવી શિથિલતા હોય ત્યાં દેશને માટે નિશ્ચિત કાર્ય નજરમાં ક્યાંથી હોય? સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો મર્દાનગીભર્યો નિશ્ચય, તેને માટે સર્વસ્વ અર્પણ કરી દેવાની ઉચ્ચ આધ્યાત્મિક ભાવના, સેવા કરવાની તાલાવેલી, જુલમ સામે થવાનો અડગ અને પવિત્ર આગ્રહ, પોતાના નિશ્ચયોને પાળવાનું મનોબળ વિગેરે ક્યાં છે? હજી તો યુનિવર્સિટી તથા વિદ્યાપીઠની પદવીઓનો મોહ છૂટયો નથી. જ્ઞાનની તરસ લાગી નથી. આત્મશ્રદ્ધા જાગ્રત થઈ નથી. આપણે યોગ્ય દિશામાં જીવન ગાળવાને પ્રયત્ન કરવો જોઇએ, એવો વિચાર જ આપણા જુવાનોને ભાગ્યે આવે છે. આપણા રાજકીય જીવનમાં ઉત્સાહ અને નિશ્ચય બન્નેની ખામી છે.

ઉપર જે નિરાશાજનક દશ્ય જોયું તેનો અર્થ એવો નથી થતો કે આપણે હાથ જોડીને બેસી રહેવું. પરંતુ, વસ્તુસ્થિતિ જેવી હોય તેવી જાણવી એ સત્યપાલનને માટે જરૂરનું છે. તેટલા માટે એ આત્મદષ્ટિ ઉપયોગી છે. એ જ્ઞાનને પરિણામે આપણે સહૃદય હોઇશું તો સાચા ઉપાયો નીડરતાથી ગોતીશું. જ્યારે આવી કફોડી સ્થિતિ હોય ત્યારે દેશના કાર્યકર્તાઓએ પોતાની શક્તિ વેડફી નાંખવાને બદલે તપ કરીને તેને ભેગી કરવી જોઇએ. ઘણાને એમ લાગશે કે તપ કરવું એટલે કોઇપણ પ્રકારનું કર્મ ન કરવું એવું હશે. પરંતુ ખરૂં જોતાં તેમ નથી. રોજ ને રોજ પાંચ શેર કોયલા બાળીને લોઢું તપાવી તેને ઓગાળવા માગીએ તો ૧૨ મહિને પણ ન ઓગળે, પરંતુ એકવાર જથ્થાબંધ કોયલા લઈ એક જ ભઠ્ઠીમાં તપાવીએ તો તે પીગળી જશે. તેવું કાર્યનું પણ છે. દઢ નિશ્ચય સાથે દેશને મુક્ત, પૂર્ણ અને સુંદર બનાવવાનો વિચાર કર્યા પછી સર્વ શક્તિઓને એ પ્રમાણે વાપરવાથી દેશના ચૈતન્યમાં તથા પરિણામે વ્યવહારમાં ફેર થયેલો જણાશે. આપણા પ્રજાકીય સેવકોએ અસલના ઋષિઓની પેઠે બાર વર્ષનો યજ્ઞ કરવાની તૈયારી કરવી જોઇએ, મુંગેમોંઢે બાર વર્ષની લાંબી મુદત નજર આગળ રાખી પૃથ્વીના જે ખૂણામાં પોતે હોય ત્યાં પ્રભુને સર્વ અર્પણ કરી દઈ દેશની ઉન્નતિ માટે આધ્યાત્મિક યજ્ઞ શરૂ કરવો જોઇએ.

ઉપર જણાવેલા વિચારો અનિશ્ચિત અને કેવળ નિષેધાત્મક છે એવું ઘણાને લાગશે. તેથી વધારે સ્પષ્ટ રીતે તથા વ્યવહારૂ રીતે એ પ્રશ્નનો ઉકેલ વાંચનાર આગળ મૂકવાનો પ્રયત્ન કરૂં છું. આપણા દેશના ગામડાંઓ જ્યાંસુધી બદલાય નહિ, ત્યાંસુધી સંગીન પ્રજાકીય પ્રગતિની આશા વ્યર્થ છે. માટે હમણાં જેઓ સ્વયંસેવકો થયા હોય તેઓએ તથા પહેલાં પણ જેઓ દેશના રચનાત્મક કાર્યમાં જોડાયા હોય તેમણે ગામડામાં પોતાના કાર્યની શરૂઆત કરવી. કોઇપણ પ્રકારના બંધારણની શરૂઆતમાં જરૂર નથી. વળી, તે સ્વયંસેવકોએ પોતાનો નિર્વાહ પોતે જ પ્રાપ્ત કરી લેવો જોઇએ. ગામડાંઓમાં ખેતી, વણાટ, સુતારકામ, શિક્ષણ, કથા વિગેરે ઘણાં કાર્યોમાંનું કોઇપણ એક કાર્ય લઇને તેઓ પોતાનો નિર્વાહ ચલાવી શકે. ફંડ ઉપર આધાર રાખવાની ટેવ કાર્ય કરનારાઓએ જેમ બને તેમ જલદી છોડવાની જરૂર છે.

બીજું, સેવા કાર્ય કરનારાએ શહેરમાં કે ગામડાંમાં ગમે ત્યાં કાર્ય શરૂ કરે તોપણ તેમણે પોતાના જીવનનું ધોરણ ઘણું જ સાદું બનાવવું જોઇએ. જરૂરીઆતો સાદી અને ઓછી કરવા પ્રયત્ન કરવો જોઇએ, તથા સામાજિક ખરચાળ જરૂરીઆતો પણ ઓછી કરવી જોઇએ. ગામડાંમાં કયું કામ શરૂ કરી શકાય તેમ છે, તે તો તે ગામની સ્થિતિ ઉપર અને

કાર્ય કરનારની શક્તિ ઉપર આધાર રાખે છે, તોપણ, સહકાર્ય, સંપ, જ્ઞાતિસુધારો, ધર્મભાવના, નવી તરુણ પેઢીને શિક્ષણ, છાપાંઓનું વાંચન, સ્વદેશીનો પ્રચાર, મહાસભાના ઠરાવોનો અમલ, લવાદપંચના ફેંસલા, ગામની સ્વચ્છતા અને આરોગ્ય, અંગકસરત વિગેરે અનેક કાર્યોમાંના કેટલાંક છે. શહેરના ભાષણ કરનારાઓ ગામડાંમાં જઇ સભાઓ કરીને પાછા આવે છે એથી પહેલાં કાંઈક ગામડાંઓમાં જાગૃતિ આવતી હશે પણ હવે તેની જરૂર રહી નથી. હવે તો તે જગોએ સ્થાયી રહેનાર, શુદ્ધ, નિષ્કલંક ચારિત્રવાળા, સેવાભાવથી ઉકળી રહેલા સ્વયંસેવકવૃત્તિવાળા શહેરી ગામડીઆઓની દેશને વધારે જરૂર છે. મહાસભાના સ્વયંસેવકોમાંથી અથવા તો દેશનું કાર્ય કરનારાઓમાંથી ¼ ભાગ ગામડાંમાં જઇને રહે તો પાંચ વર્ષમાં અદ્‌ભુત પરિણામ લાવી નાંખે એવી મારી તો ખાત્રી છે. પરંતુ, તેમણે બધાએ ગામડીઆ થવા તૈયાર થવું જોઇએ એ પ્રાથમિક શરત છે.

અલબત્ત, એ પ્રમાણે કાર્ય એક બે દિવસમાં કે પાંચ વર્ષમાં પણ થઇ જશે એવી ખાત્રી રાખવી નહિ. જોઇએ આપણા શુદ્ધ સેવાવ્રતધારી, ઈશ્વરમય જીવનને પરિણામે એક માણસ પણ આપણે સુધારી શકીએ તો એટલાથી યે સંતોષ માનવો જોઇએ. "ક્યારે બધાને દેશની લાગણીવાળા બનાવી દઉં?"—એવી ધગશ જેમને નથી લાગતી તેઓ આવા કાર્યમાં નથી ટકી શકવાના. જેમને આગળ પડવાની ઇચ્છા હશે તેઓ તો આમાં આવી શકશેજ નહિ. સભાઓ અને મિજલસોના શોખીનો શહેરનો મોહ છોડીને આવું કાર્ય ઉઠાવશેજ નહિ. અને તેઓ ભલે શહેરમાંજ રહે. પરંતુ, જેમને પોતાના જીવનમાં આર્યાવર્તની સંસ્કૃતિને પ્રત્યક્ષ કરવી છે, જેમને ભારતવર્ષના વાસી તરીકે પોતાનું ચારિત્ર ઘડવું છે, જેમને યુરોપના નકલી નમૂનાઓ થવું નથી, તેમને તો આવી મૂગી તપશ્ચર્યામાં જ કાંઇ ઓર આનંદ મળશે.

શહેર છોડીને ન જઇ શકે એવા પણ કેટલાક સહૃદય માણસો નીકળશે એ હું કબૂલ કરૂંછું. એમાંના ઘણા તો શારીરિક શ્રમ વેઠવાને, ગામડાનાં કામો કરવાને લાયક હોતા નથી. તેવાઓએ શહેરમાં ભણતા વિદ્યાર્થીઓમાંથી, જેઓ ભવિષ્યમાં દેશના કોઈ પણ કાર્યમાં જોડાવા ઇચ્છતા હોય તેવાઓમાંથી થોડા સરસ જુવાનો પસંદ કરી સ્વાશ્રયના ધોરણ ઉપર નાના આશ્રમો શરૂ કરવા. અલબત્ત, આવા આશ્રમોમાં નાની ઉમરના બહુ વિદ્યાર્થીઓ શરૂઆતમાં નહિ લઇ શકાય. કારણ કે આપણા માબાપોના મનમાંથી હજી ડીગ્રીઓનો, અને પૈસાનો મોહ છૂટયો નથી એટલું જ નહિ, પરંતુ શરૂઆતમાં તેવાં બાળકો પોતાનો નિર્વાહ કરવાને માટે કાર્ય નહિ કરી શકે. વળી આવા આશ્રમોમાં પણ શરૂઆતથીજ સંપૂર્ણ સ્વાશ્રયનું ધોરણ જાળવી શકાય તો તો ઘણું જ સારૂં. પરંતુ, કેટલાક પ્રયત્નોમાં ફંડથી અથવા બ્હારની મદદથી શરૂઆત કરવામાં આવે તો પણ હરકત નથી. ક્રમે ક્રમે કાર્યકર્તાઓનું લક્ષ આવા આશ્રમોને સ્વાશ્રયી બનાવી દેવા પ્રત્યે રહેવું જોઇએ એ કહેવાની જરૂર નથી. એ વિદ્યાર્થીઓ અંગ્રેજી પાંચમા ધોરણથી તે બી. એ. સુધીના હોય તો ચાલે. તેમણે પોતાના અભ્યાસનો વિષય અથવા દેશકાર્યની દિશા નક્કી કરીને સ્વાશ્રયનો ધંધો પણ પસંદ કરી લેવો જોઇએ. તેમના જીવનમાં સાદાઇ, સેવાભાવ, આધ્યાત્મિકતા વગેરે કાર્યકર્તાને માટે જરૂરી ગુણો ચાલકોમાં હશે તે પ્રમાણમાં આવશે. તેથી એવી નાની સંસ્થાના ચાલકોએ પોતાના કાર્યની કિંમત તેના કદ કરતાં તેના ગુણ ઉપરથી આંકતાં શીખવું જોઇએ. જ્યાં સુધી આંતરજીવન વિશુદ્ધ કરવા પ્રત્યે એવી તીક્ષ્ણ દૃષ્ટિ રાખવામાં આવતી નથી ત્યાં સુધી આવાં કાર્યો પૂરતાં ફળદાયી નીવડતાં નથી. માટે, ચાલકોએ પોતે પુષ્કળ મહેનત કરવાની, ક્ષણે ક્ષણ કાર્યમાં પરોવાવાની, સહૃદયતાની, પવિત્ર અને સેવાવૃત્તિ પોતાનામાં લાવવાની સંભાળ લેવી જોઇએ. સંસ્થામાં અથવા તો કોઈ પણ વિદ્યાર્થીમાં દોષ જણાય તો તેમાં પ્રથમ પોતાની કેટલી જવા-

ખદારી છે તે કાર્યકર્તાઓએ પોતે તપાસી જવું જોઇએ. એવા તૈયાર થયેલા સેવકો ભવિષ્યમાં શહેર તથા ગામડામાં જે જે કાર્યની જરૂર પડશે તે કરી શકશે.

આ બધી યોજનામાં એકજ વાત કહેવાની રહે છે અને તે ઇશ્વરમાં અડગ શ્રદ્ધાની છે. કાર્યમાં પ્રવૃત્ત કરાવનાર, સેવાની ભાવના જાગૃત કરનાર, સર્વ ઉચ્ચ ભાવનાઓનું મૂળ સ્થાન, સર્વ શક્તિનો ઝરો, સર્વ પ્રેમનું રહસ્ય, સર્વ સૌંદર્યનું કારણ–તે એક ઇશ્વર છે. "હું કાર્યકર્તા નથી" "હું સેવક નથી" "હું તેને લીધે છું"– એ ભાવ સતત જાગ્રત રહે અને સર્વ કાર્યોને–માનસિક શારીરિક–સર્વે તેનેજ અર્પણ કરવાની વૃત્તિ સતત કાયમ રહે એ આવા કાર્યને ફ્નેહમંદીથી પાર ઉતારવાને માટે ખાસ જરૂરનું છે. વ્યક્તિ ગમે તેટલી મહાન હોય તો પણ પરિમિત છે. ઇશ્વર અનંત ગુણ, અનંત શક્તિશાળી, અનંત સૌંદર્યમય છે. જ્યારે પરિમિત જીવનમાં તેનું પ્રતિબિંબ પડે છે–તેનો આવિર્ભાવ થાય છે, ત્યારે ઉચ્ચમાં ઉચ્ચ મનુષ્યત્વ જેને કદિ પણ ન પહોંચી શકે તેવું "દેવત્વ" જીવનમાં પ્રકટ થશે. આખી મનુષ્યજાતિ એ સમયની વાટ જોઇ રહી છે. આપણી પવિત્ર માતૃભૂમિની સ્વતંત્રતા તથા આખી મનુષ્યજાતિની આધ્યાત્મિક પૂર્ણતા એ આદર્શ જીવનમાં પ્રત્યક્ષ કરવામાં સમાયેલી છે. તે સમયે પ્રજાઓનાં વેરઝેર નહિ રહે. તે સમયે વિરોધ પણ નહિ રહે. પાપનો વિનાશ અથવા તો પરિવર્તન, બેમાંથી એક થઇને તપના સંચયને પરિણામે શક્તિ વિજયી નીવડશે. ગુજરાત એવા તપસ્વીઓ ઉત્પન્ન કરી મનુષ્યજાતિના ઉદ્ધાર માટે પોતાની તપશ્ચર્યાની આહુતિ ઇશ્વરને ચરણે અર્પણ કરશે એવી પ્રાર્થના છે.

અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી

---

# શાન્તિનિકેતન અને પરીક્ષા

અહીંના અધિષ્ઠાતાને આપણા દેશમાં કેળવણીનું કાર્ય સફળ કરવાને બહુ ઉંડી ચિંતા છે. એ વિષયના એ ભાવનામય વિચારક છે અને એમની ભાવનાઓ બહુ ઉંચી છે. આપણા દેશમાં પરીક્ષા કરીને, પાસ થનારને ડીગ્રી આપવાની પદ્ધતિથી પણ આપણી કેળવણી નિષ્ફળ નીવડી છે એમ એ માને છે. તેથી જ એમણે વીસબાવીસ વર્ષ ઉપર અહીં બ્રહ્મચર્યાશ્રમ સ્થાપ્યો ત્યારે પરીક્ષાઓ નહિ રાખવાને સંકલ્પ કર્યો અને ત્રણ વિદ્યાર્થીથી આશ્રમ શરૂ કર્યો.

વર્ષ ઉપર વર્ષ વીતતાં ગયાં ને કંઇ કંઇ સફળતા–વિફળતાઓ, કંઈ કંઇ આશા–નિરાશાઓ, કંઇ કંઇ અનુકૂળતા–પ્રતિકૂળતાઓ વચ્ચે આશ્રમ વધતો ચાલ્યો. ઈંટ માટીના મકાનની પેઠે એક ઉપર બીજી ઈંટ ગોઠવાઈને નહિ, પણ માટીમાંથી મૂળદ્વારા અને હવામાંથી પાનદ્વારા પોષણ પામીને વધતા ઝાડની પેઠે અંદરથી પોષણ પામી, આશ્રમ વધવા લાગ્યો. આ આશ્રમે જેટલા ટાઢતડકા જોયા છે, એટલા ટાઢતડકા આ દેશની બીજી કોઇ પણ શિક્ષણસંસ્થાએ નહિ જોયા હોય.

વખત જતાં છાત્રો વધ્યા, શિક્ષકો વધ્યા. જેમ મહાત્માજીની બધી ભાવના એમના બધા શિષ્યો સાચી રીતે સમજી શકયા નથી, તેમ અહીંના આચાર્યની બધી શિક્ષણભાવનાઓ બધા શિક્ષકો સારી રીતે સમજી શકેલા નહિ. સરકારી નિશાળોમાં ભણી ત્યાંની ભાવનાનું—traditionનું–ભૂત લઇને આવેલા, એટલે બહુ ઝાંખા સ્વરૂપમાં પણ અહીં પરીક્ષાઓ પેઠી. વિદ્યાર્થીઓનાં માબાપ ઇચ્છે કે અમારાં બાળક મેટ્રીકની પરીક્ષામાં બેસે, એટલે એ ઇચ્છાને આધીન થઇ છેવટનાં વર્ષોમાં વિદ્યાર્થીને તે તરફનું આયોજન કરી આપવું પડયું. આથી પણ પરીક્ષાને આડકતરી રીતે ઉત્તેજન મળ્યું.

બે વર્ષ ઉપર જ્યારે આચાર્ય યુરોપમાં હતા, ત્યારે અહીંના અધ્યાપકમંડળે ઠરાવ કર્યો કે મેટ્રીકની તૈયારી કરાવી આપનાર કોઈ વ્યવસ્થિત વર્ગ ન રાખવો. આમ કરવાનાં અનેક કારણ હતાં. પણ અસહકારના મોજાને લીધે સમસ્ત ભારતવર્ષમાં જે પ્રચંડ આંદોલન ઉઠયું હતું તેને બળે તે પ્રસંગે આ આશ્રમ પણ અસહકારી થયો દેખાતો હતો. આશ્રમે સરકારનો આશ્રય કદી સ્વીકાર્યો નથી, સરકારનો શિક્ષણક્રમ સ્વીકાર્યો નથી, સરકારની પ્રણાલી સ્વીકારી નથી. આ આશ્રમ જેટલે અંશે અસહકારી હતો ને છે એટલે અંશે બીજી કોઇ શિક્ષણસંસ્થા આ દેશમાં અસહકારી નહિ હશે, અને તેમાં મેટ્રીકનો કલાસ કાઢી નાંખવાથી તો હતો એટલો બોજો છાતી પરનો ઓચાર ઉતર્યો, ને પરીક્ષાનું ભૂત નીકળી ગયું.

પણ આ બાબતમાં શિક્ષકોમાં મતભેદ હતા. એવામાં આચાર્ય યુરોપથી આવ્યા. ફરી ચર્ચા શરૂ થઇ. એક પક્ષ–આચાર્યનો પક્ષ–કહે કે જેમને કોલેજમાં જવું હોય તેમને આપણી ભાવનાઓ પામતાં અટકાવવા શા માટે? આપણે એમને માટેનાં દ્વાર અહીંથી બંધ કરી દઇએ તો એમને અહીંથી ચાલ્યા જવું પડે. બીજો પક્ષ કહે કે એમને માટે દ્વાર ખુલ્લાં રાખવા જતાં આપણે એ દ્વાર તરફ સદા જોયાં

કરવું પડશે, એ દ્વાર અડકાઇ ના જાય એવી ચિંતા સદા રાખવી પડશે ને તેથી આપણી ભાવનાઓને ક્ષતિ લાગશે. આખરે એ સંબંધે સભા થઇ. સ્વતંત્ર અભિપ્રાય આપી શકાય એટલા માટે આચાર્ય જાણી જોઇને આવ્યા નહિ, પણ તેથી શું? ત્રણ વિરુદ્ધ અનેક મતે ફરી મેટ્રીક ક્લાસને પરવાનગી મળી, એટલે પાછું પરીક્ષાની છાતીમાં જોર આવ્યું.

પરીક્ષા વિના છાત્રો ભણવામાં ધ્યાન નથી આપતા એ ફરિયાદ પણ હતી તો ખરી જ. એટલે આ વર્ષમાં અહીં પરીક્ષાઓ જોરથી દાખલ થઈ. વાર્ષિક, સાત્રિક અને સાપ્તાહિક પરીક્ષાઓ નિયમિત થઈ ગઇ. પણ ભારતની સૌ સંસ્થાઓ કરતાં અહીં એક વિલક્ષણતા તો છે જ. અહીંની સ્વતંત્રતા અલૌકિક છે. અહીં છાત્રો પણ અનેક રીતે આશ્રમ સંબંધી ટીકા કરી શકે છે, અને એ ટીકા કરવામાં પણ તેમની કલ્પનાશક્તિ સ્પષ્ટ તરી આવે છે. ગઇ વાર્ષિક પરીક્ષા વખતે જે જે વિષયની પરીક્ષા જે જે દિવસે થતી તે તે વિષયનો ચાડીઓ તેઓ તે તે દિવસે લટકાવતા. સંસ્કૃતની પરીક્ષાને દિવસે મોટા કાગળ ઉપર જુના સંપ્રદાયનો બ્રાહ્મણ પંડિત ચિતરીને તેની નીચે **નરઃ નરौ નराः** લખ્યું હતું અને એ બ્રાહ્મણને આશ્રમ વચ્ચે મેડાની એક બારીએ લટકાવ્યો હતો. પણ છતાં યે પરીક્ષાઓ તો ચાલુજ રહી.

આ આશ્રમની સ્વતંત્રતા જ અલૌકિક પ્રકારની છે. આચાર્ય પોતે પરીક્ષાઓની ભાવનાથી કેવળ વિરુદ્ધ છે, અને છતાંયે એઓ શિક્ષણસમિતિની વિરુદ્ધ જતા નથી, અને તેથી પરીક્ષાઓ ચાલુ જ રહી. આવતા એપ્રિલ માસમાં એક શિક્ષક અહીંથી યુરોપ જનાર છે. આચાર્યની ભાવનાઓનો એ સાચો ભક્ત છે, અને પરીક્ષાની વિરુદ્ધ છે. એમણે શિક્ષણસમિતિ ઉપર એક પત્ર લખ્યો ને જણાવ્યું કે શાન્તિનિકેતન વિષે યુરોપમાં બહુ માન છે; ત્યાંના ઉંચા વિચારકો ને શિક્ષકો પરીક્ષાની વિરુદ્ધ જતા જાય છે, શાન્તિનિકેતનના પરીક્ષા વિનાના શિક્ષણ પ્રયોગનું પરિણામ જોવા તેઓ શ્રદ્ધાથી બેઠા છે. યુરોપના શિક્ષકો ને શિક્ષણશાસ્ત્રીઓને માટે શાન્તિનિકેતન એક તીર્થસ્વરૂપ થઇ પડયું છે ને તેઓ અહીંની જાત્રાએ આવે છે. જ્યારે જ્યારે અહીંની બધી વાતો ત્યાં સંભળાવેલી ત્યારે ત્યારે તેઓએ તાળીઓ પાડી પોતાનો હર્ષ પ્રદર્શિત કરેલો. હવે અહીંની સ્થિતિ તો આજે પરીક્ષાઓ નીચે દબાઈ ગયેલી છે; હું યુરોપમાં જાઉં છું, ત્યાં મને એ વિષે અનેક પ્રશ્નો પૂછાશે, ત્યારે મારે શો ઉત્તર દેવો? મને કૃપા કરીને ઉત્તર સૂચવશો.

આ પત્ર બોંબની પેઠે આવી પડયો. તા. ૧૯–૨–૧૯૨૩ને રોજ પાછી સૌ શિક્ષકોની સભા થઇ. એ સભાનો રિપોર્ટ હું નથી આપતો. એમાં જે ઉહાપોહ થયો અને તેને અંતે જે પરિણામ આવ્યું તેજ જણાવીશ. સાથે સાથે મારા વિચારો પણ અંદર આપતો જઈશ. ઘણા વર્ષોથી હું પરીક્ષાઓની વિરુદ્ધ છું ને તેથી અહીં પણ એ જ પક્ષ મારો છે. વિરુદ્ધ પક્ષના જેટલા વિચારો સભામાં આવ્યા હતા તે તો હું જણાવીશ જ, પણ તે સિવાયના વિચારો સ્વાભાવિક રીતે જ હું ન સમજી શકયો હોઉં ને તેથી તે ન જણાવી શકું તો તે પક્ષને અન્યાય થવા જેવું થાય પણ ખરૂં. પણ આ લેખથી જો ગુજરાતમાં પરીક્ષા વિષે ચર્ચા જાગે તો બંને પક્ષ પોતાના વિચાર જણાવી શકશે, એટલે સંકોચનું કારણ નથી.

આચાર્ય પ્રમુખસ્થાને હતા. એમણે પત્ર વાંચ્યો ને પોતાના વિચાર જણાવ્યા. પછી ચર્ચા કરવાનું બધાને સૂચવ્યું. ચર્ચામાં બે પક્ષ પડ્યા: એક પરીક્ષા તરફનો, બીજો પરીક્ષા વિરુદ્ધનો. પરીક્ષા તરફનો જે પક્ષ હતો તેમાં પણ બે પક્ષ હતા: એક પક્ષ કહે કે જે છાત્રો મેટ્રીકમાં પાસ થઇને કોલેજોમાં જશે તેમને વારંવાર પરીક્ષાઓ આપવી પડશે, માટે પરીક્ષાઓની ટેવ એમને પાડવી જોઇએ; નિયત સમયમાં નિયત પ્રશ્નોના ઉત્તર આપવાની ટેવ નહિ પડે તો સરકારી પરીક્ષાઓમાં પોતાને આવડતા છતાં સફળ થશે નહિ. માટે પરીક્ષાથી તેઓ ટેવાય તે માટે પરીક્ષા તો રાખવી જ. પરીક્ષાઓની તરફનો બીજો પક્ષ કહે કે ના, એવી તો અમને બીક નથી. પણ છાત્રો પાછળ ભણેલું કેટલું પચાવી શકયા છે, કેટલું યાદ રાખી શકયા છે તે જાણવાને

પરીક્ષાની જરૂર છે. વળી તેમને રોજનો રોજ અભ્યાસ કરવાને, પાઠનું યાદ કરી જવાને પરીક્ષાની જરૂર છે. તે વિના એમને ચાનક નહિ રહે, અને છાત્રો પોતે જ પરીક્ષા માગે છે. તેઓ એથી કંઇ ગભરાતા નથી, ભય પામતા નથી. એ બંને પક્ષના બધા તર્ક ધાર્યું કરીને આટલા જ તર્કોમાં સમાઇ જતા હતા. ડીગ્રીનો પ્રશ્ન તો અમારે અહીં છે જ નહિ. ઇનામ તો અમારે અહીં વહેંચાતાં નથી એટલે પરીક્ષા કર્યા વિના કોને ડીગ્રીઓ ને ઇનામ આપવાં એવો તર્ક તો અમારી સભામાં સંભવે જ નહિ.

હવે આની સામે પરીક્ષા વિરુદ્ધનાઓના તર્ક આ પ્રમાણે હતા. જ્ઞાનની પરીક્ષા કરવી એ ભારતસમાજની ભાવના નથી, યુરોપીયસમાજની છે. એ ભાવના આપણે અહીં દાખલ કરવાથી લાભ થયા આવેલાં અનુભવ્યાં નથી. ડીગ્રીના ડાળ કે દામ કે આંક દેખાડી જ્ઞાનનું સાચું માપ નીકળ્યું નથી. માળી બાગમાં ફૂલઝાડનું બીજ વાવે અને એ કેટલું ઊગ્યું તે જોવાને દર અઠવાડીએ, દર મહિને ને દર વર્ષે બીજ માટીમાંથી બહાર કાઢી જુએ તો બીજના ઊગવાની શક્તિ નાશ પામે. જે માળી એને જળ સીંચે, બીજમાંથી અંકુર કરે, અંકુરમાંથી છોડ કરે ને છોડમાંથી ઝાડ કરે તેને એની પરીક્ષા કરવાની જરૂર પડે નહિ; ઝાડ કેમ વધે છે એનું રોજરોજનું જ્ઞાન પરીક્ષા વિના જ માળીને રહે. વારંવાર ઉખેડી શું શીખ્યા છે એ તપાસવાની ટેવથી શીખેલાની જે જડ, શુભ રીતે બાળના હૃદયમાં બાઝતી હોય તે આપણે ડુંભી નાખીએ છીએ. શિક્ષણમાં માત્ર વિષયો શીખવવાના નથી, પણ એની નીચે રહેલું સત્ય શીખવવાનું છે, ને આત્મા, બુદ્ધિ ને શરીર ત્રણેની શક્તિઓ સુગમતાએ ખીલવવાની છે. એ શક્તિઓ કેમ ખીલે છે તે સારા શિક્ષકો પરીક્ષા વિના જ સારી રીતે સમજી શકે. હાલના જેવી પરીક્ષાઓ લેવાથી શિક્ષકની દૃષ્ટિ અવલોકનમાંથી નીકળી પ્રશ્નપત્રો તરફ ખેંચાશે. ઝાડને ફુલ આવ્યાં એટલે જ સમજવાનું કે તેનાં મૂળ, થડ, ડાળ, પાન વગેરે સારી રીતે ખીલેલાં છે. ભાષામાં, સાહિત્યમાં આગળના પાઠ સમજી શકે તો એના પાછલા પાઠ તૈયાર છે એમ જાણી શકાય. ભૂમિતિના 'આગળના અધ્યાય સફળ રીતે કરી શકે તો એને પાછલા અભ્યાસ આવડે છે એમ અનુમાન કાઢ્યા વિના છૂટકો નથી. પાછલા અધ્યાયના નામ ના બોલી શકે તો ય પરવા શી? કારણ કે આપણે તથ્યો-હકીકતો-નહિ, પણ સત્યો શીખવવાનાં છે. એવા ક્રમાનુસારના સંબંધવાળા વિષયોને માટે તો પરીક્ષાની જરૂર નથી જ. પણ ઇતિહાસમાં અકબરની સાથે વારન હેસ્ટિંગ્સને કશો સંબંધ નથી અને અકબરનો ઇતિહાસ શીખી ગયેલો તે આજે વારન હેસ્ટિંગ્સનો ઇતિહાસ શીખનો છાત્ર, અકબર સંબંધે કશું જાણે છે કે નહિ એ પરીક્ષા કર્યા વિના જાણી શકાય નહિ એમ પરીક્ષાવાદીઓ કહી શકે, પણ ઉત્તરમાં કહેવાનું એટલું જ કે અકબરની અને વારન હેસ્ટિંગ્સની તિથિઓ વગેરે હકીકતો શીખવવી ને યાદ રખાવવી એ તો કંઈ ઇતિહાસ શીખવવાનો હેતુ નથી. અકબરનું ચારિત્ર, તેના સમયની જનસ્થિતિ, એ બધાની નીચે જે મહાશક્તિ વહે છે એ જુદા જુદા સમયમાં કેવે કેવે સ્વરૂપે કરે કરી કામે પ્રગટી નીકળે છે — ઇતિહાસના અભ્યાસકે સમજવું જોઇએ ને એ જાણ્યું તો જ વારન હેસ્ટિંગ્સના સમયનો ઇતિહાસ હાથ આવે, અને એ સૂત્ર પકડ્યું હોય પહેલાં છેડે હાથ આવે તો જ ત્યાર પછીના ભાગ બરાબર સમજાય. એટલા માટે તો વેદ સમયનો અને તેની પહેલાંનો ઇતિહાસ ખોળવા આજે પ્રયત્નો થઇ રહ્યા છે, કારણ કે તે સિવાય હિન્દુ જાતિને કોઈ રીતે સારી રીતે સમજી શકાય. અને એ તત્ત્વનું સત્યજ્ઞાન હાથ લાગે તો ઉપરની હકીકતો ગોખી રાખવાની જરૂર શી? નવાં પાન આવવાને માટે ઝાડ જુનાં પાન ખેરવી નથી નાખતું? ફળ લાવવાને ફુલને ખેરવી નથી નાખતું? કેટલાં જુનાં પાન ને ફળ ઝાડ સાચવી રહ્યું છે એની પરીક્ષા કરવી એ તો મહા વિપરીત. આપણે પણ રોજ રોજના જીવનમાં કેટકેટલું જુનું છોડીએ છીએ, ને તેમાંથી બળ પામી નવનવાં સ્વરૂપ ધારણ કરીએ છીએ, અને શિક્ષણનો તો ઉદ્દેશ જ એ છે. તથ્યોને પકડી રાખવાં એ

આપણો ઉદ્દેશ નથી, તેમાંથી સત્યસત્ર પકડવું એ જ ઉદ્દેશ છે; અને એ ઉદ્દેશ સફળ થાય, સાધના સાધ્ય થાય, એટલા માટે જુનાં તથ્યો-ઝાડનાં પાંદડાંની ચેંક-ખંખેરી કાઢવાં પડે છે. કારણ કે તથ્યોનો બોજો જેમ વધારે હશે તેમ સત્ય શોધવું કઠણ પડશે. આથી સ્પષ્ટ છે કે ઈતિહાસ જેવા વિષયમાં પણ આજના જેવી પરીક્ષા નિરર્થક તો છે જ, અને ક્ષતિજનક પણ છે.

આજની પરીક્ષાઓમાં યાદ રાખવું એ મુખ્ય છે. પરિણામે ગોખણ વધે છે. ડીગ્રી કે કાઘ લેવો એ ઉદ્દેશ છે. પરિણામે પરીક્ષાને બીજે દિવસથી ગોખેલું પાછું ભુલવાની છાત્ર શરૂઆત કરે છે ને થોડા વખતમાં બધું ભુલી જાય છે, કારણ કે એ તથ્યો છે, સત્ય નથી. જે છાત્રમાં જ્ઞાનપિપાસા હોય તે તે જ્ઞાનની-સત્યની-પરવા કરે છે, એને તો તથ્યોની પરવા જ નથી. જે તથ્યો પરીક્ષા પછી-કાગ્ર લીધા પછી-ભુલવાનાં, સંસાર જાત્રામાં સાથે જવાનાં નહિ તે તથ્યોને માટે પરીક્ષાનો આટલો કોલાહલ શા માટે ?

સત્ય ઉપરથી પરીક્ષાને કારણે છાત્ર તથ્ય તરફ થાય એટલે એને ભણવું નીરસ થાય, અને આજે સંસારમાં કાઘને લીધે એને માર્ગ મળે છે એટલા જ માટે ભણવું પડે. નીરસ અભ્યાસથી એનું શરીર, મન, આત્મા એ સૌનું વર્ધન અટકી જાય ને બધાં ઠીંગણાં રહી જાય. બધી શક્તિઓનો વિકાસ અટકી પડે અને પરીક્ષામાં પાસ થવાની શક્તિ વધે. વડનું ઝાડ બધી બાજુએ વધે, તાડ એક જ દિશામાં ખુબ ઉંચો વધે અને આપણી પાસે વાહવાહ બોલાવરાવે, પણ વડ તે વડ ને તાડ તે તાડ. જ્ઞાનપિપાસુ વિદ્યાર્થી ચારે બાજુ વધતો હોવાથી આપણી નજરે ના આવે, એક જ તીકમાં વધીને પરીક્ષાની બારીમાંથી બહાર આવેલો વિદ્યાર્થી આપણી આંખ સામે આવીને ઉભો રહે. પણ જ્ઞાનપિપાસુ ને પરીક્ષાર્થી વચ્ચે ભેદ તો છે જ. પરીક્ષાથી આપણે બાળકોનાં જીવન પરીક્ષા તરફ લઇ જઇએ છીએ ને પછી સંસારમાં પણ એને એવી બાહ્ય પરીક્ષાઓ આપવાની ટેવ પડે છે. સાચા જ્ઞાનની પિપાસા છાત્રમાં આણવી હોય તો પરીક્ષાની નળી તોડી નાંખવી જોઇશે, નાડી છેદી નાખવી પડશે.

આપણા જ્ઞાનના પિપાસુ ઋષિ-મુનિઓ ને બ્રાહ્મણો જ્ઞાનને માટે અભ્યાસ કરતા. આવી પરીક્ષાઓનો તેમને ખ્યાલ પણ નહોતો. પાછલા અંધકાર જુગમાં પણ-અંગ્રેજ સરકારની શાળાપદ્ધતિ દાખલ થઇ ત્યાં સુધી પરીક્ષાને કોઇ ઓળખતું નહિ. પંડ્યાઓની શાળામાં આવી પરીક્ષાઓ હતી નહિ. ભારત અંદરથી માપ કાઢતું, યુરોપ બહારથી માપ કાઢે છે. પૂર્વ-પશ્ચિમમાં મોટામાં મોટો એ ભેદ. બંનેની દરેક સંસ્થામાં એ ભેદ જોઇ શકાશે. બહારથી માપ કાઢનારી પરીક્ષા આપણે લમણે જ્યારથી ચોંટી ત્યારથી આપણી કેળવણીનું પતન થયું, આપણે અંદરથી નીકળીને બહાર આવ્યા. મહાત્માની ડીગ્રી આપવા યુનિવર્સિટીએ પરીક્ષા રાખી હોત તો ગાંધીજીનું શું થાત ? કવિની ડીગ્રી આપવા પરીક્ષા રાખી હોત તો રવીન્દ્રનાથ ક્યાં જાત ? ને વામણા પરીક્ષકોને હાથે પાસ થાત ! રવીન્દ્રનાથે નિશાળની કોઇ પરીક્ષા આપી નથી ને મહાત્માજીએ આપી તે પસ્તાય છે.

પણ વિદ્યાર્થીઓ પોતાનું હિત સમજતા નથી ને નાના બાળકોને તો જ્ઞાનપિપાસા પણ હોવાનો સંભવ નથી, એમને તો ઘરેડમાં રાખવાને પરીક્ષા એ જ સાધન છે. એથી જ એમને ભણવાની ચાનક રહે છે, એમ પણ કેટલાકનો તર્ક હતો. પણ આપણે જાણીએ છીએ કે એમને આપણે કંઈ રમવાનું કહેતા નથી, રમવાનુ શીખવતા નથી ને છતાં યે રમે છે; કારણ કે રમવામાં એમને રસ પડે છે. આપણે, એમના હિતનો ભાર લેનારા, જો વિષયમાં રસ રેડી જ્ઞાનપિપાસાનો સંચાર કરીએ તો જ આપણો સફળ શિક્ષક. આપણો એ ભાર ભારે છે. આપણને એ ઉચકતો ભારે લાગે, ઉંચકાય નહિ, માટે આપણે ખભેથી એ ભાર ઉતારીને બાળકના માથા ઉપર પરીક્ષાને રૂપે મુકીએ છીએ. આપણે ધર્મભ્રષ્ટ થઇએ છીએ, છાત્રને લક્ષ્યભ્રષ્ટ-સર્વભ્રષ્ટ કરીએ છીએ.

જુદા જુદા છાત્રની રસવૃત્તિ જુદી જુદી હોય ને તેમની એ રસવૃત્તિ પારખીને એમને માર્ગ કરી આપવો જોઈએ. શિક્ષકનું કામ ભરે છે, પણ ભારે ના હોય તો ગુરૂ શાનો ? ખરેખર, મહેતાજીનો ધર્મ મહત્ છે.

છાત્રની સર્વવિધ શક્તિ ખીલવવી એ આપણો ધર્મ અને એ શક્તિઓ જો અહીં અમે ખીલવી શક્યાએ તો પરીક્ષા વિનાના શાન્તિનિકેતનના જે છાત્રો મેટ્રીકની પરીક્ષામાં જાય તે નિયત પ્રશ્નોના ઉત્તર આપી શકે એ બાબતમાં તો, બહુ જ થોડા સિવાય, બીજા કોઇ શિક્ષકને શંકા જેવું લાગ્યું નહિ.

એવી રીતે અનેક ચર્ચા થઇ, અનેક તર્ક–વિતર્ક થયા ને પરિણામે બહુમતે ઠરાવ મંજુર થયો કે સૌથી ઉપરના વર્ગને માટે એક પરીક્ષા રાખવી; બાકીની બધી પરીક્ષાઓ કાઢી નાંખવી.

છાત્રો પરીક્ષાથી ભય પામતા નથી, ગભરાતા નથી, અને પરીક્ષાને કારણે તેમનાં શરીર શોષાતાં નથી એમ કહેવું એ સાચું નથી, સભા થતાં પહેલાં મારી પાસે કેટલાક છાત્રો આવેલા તે પરીક્ષા કાઢી નાંખવા બહુ આતુરતા દેખાડતા હતા. સભા પુરી થતાં એટલી જ આતુરતાથી એ પાછા આવ્યા ને તમારા લાભમાં ફેંસલો આપ્યો છે એવી જ્યારે એમને ખબર આપી ત્યારે તેઓ આનંદમાં આવી જઇ નાચવા લાગ્યા. એ પ્રસંગનો એમનો આનંદ હું કદિ ભુલીશ નહિ. પણ એથી બધા છાત્રોની મનોદશાનું માપ આંકી શકાય નહિ. કેટલાક છાત્રો પરીક્ષા ઇચ્છતા પણ હશે, માગતા પણ હશે. એ સ્થિતિને માટે ખેદ સાથે એટલું જ કહી શકાય કે પરીક્ષાના ભૂતે આપણા જીવનમાં એટલી ઉંડી જડ ઘાલી છે કે શિક્ષકોમાંથી ઉતરીને છાત્રો સુધી પેઠી છે એનું એ પ્રમાણ છે. આપણી સરકાર મુલ્કીખાતામાં, દિવાની ખાતામાં, ફોજદારી ખાતામાં, ખેતીવાડી ખાતામાં તેમ જ કેળવણી ખાતામાં નવો વિચાર કર્યાવગર-insolvent–ખોટ ખાતે વેપાર કર્યે જાય છે, એનો વારસો આપણા શિક્ષક સમાજમાં આવ્યો છે, ને ત્યાંથી આપણા છાત્ર સમાજમાં પણ ઉતર્યો છે.

અમારે અહીંથી પરીક્ષાના ભૂતને અત્યારે તો હાંકી કાઢ્યું છે, પણ મેટ્રીકનો પગ સમૂળો નીકળશે નહિ ત્યાં સુધી એ ભૂત ખીલો છોડશે નહિ એવો ભય રહે છે. ગુજરાત વિદ્યાપીઠ અને સરકારથી અસહકાર સાધી જુદી પડેલી અને નવી નીકળેલી શિક્ષણ સંસ્થાઓ પરીક્ષા સંબંધે શા સંકલ્પ કરશે ?

ફાગણ સુદ ૫, ૧૯૭૯,
શાન્તિનિકેતન

નરસિંહભાઈ ઈશ્વરભાઇ પટેલ

---

# સાંચી

આ કથા વિગતવાર રસિકતાથી કોતરેલી છે. આખું તોરણ, બન્ને છેડા અને આગળ પાછળ બન્ને ભાગ આ કથાથી ભરાયા છે. તોરણના મધ્ય ભાગની જમણી બાજુથી એ શરૂ થાય છે. યુવરાજ પોતાના હાથી આપે છે એ દેખાવ છે. હાથી આપી દેવાને માટે એને દેશનિકાલની સજા થાય છે. શહેરના દરવાજા બહાર એ પોતાનાં માતપિતાને છેલ્લા પ્રણામ કરતો વિદાય થાય છે. પછી એને ચાર સિંધી ઘોડાના રથમાં પોતાના કુટુંબ સાથે જતો જોઈએ છીએ. પછી એ રથ અને ઘોડાઓનું બ્રાહ્મણોને દાન કરે છે, એ દેખાવ છે. તોરણની ડાબી બાજુએ યુવરાજ, પોતાની સ્ત્રી અને બાળકો સાથે, પગે ચાલતો આગળ મુસાફરી કરતો જોવામાં આવે છે. ચેત દેશના રાજાઓ એ કોણ છે એ ઓળખી, એને પોતાનો શિરછત્ર થવા વિનવે છે. પણ એ ના પાડે છે. અહીં પર્ણકુટીમાં વેસ્સાંતર, એનાં સ્ત્રી બાળકો અને વિનંતિ કરતાં ચેતનાં રાજકુટુમ્બનાં સ્ત્રીપુરુષો કોરેલાં છે. પછી તો રથની પાછળ આ કથા ચાલુ રહે છે. જંગલમાં વેણુક પર્વત પર વેસ્સાંતર, બાળકો તથા સ્ત્રી સાથે પ્રયાણ કરે છે. અહીં ઇંદ્રે એને માટે એક પર્ણકુટી બાંધી છે. અને કેળના સ્તંભ રોપ્યા છે એ પર્ણકુટીમાં વેસ્સાન્તર રહે છે. થોડા દિવસ પછી જે દશ્ય તોરણની મધ્યમાંથી શરૂ થાય છે તે બનાવ બને છે. જુજક નામના બ્રાહ્મણને એ પોતાનાં બાળકો દાનમાં આપે છે. આ વખતે ૩ દેવો, સિંહ, વાઘ અને ચિત્તા બનીને બાળકોની માતા માદ્રીને આશ્રમમાં આવવા દેતા નથી. માદ્રીની ડાબી બાજુએ, એક ધનુષ્યબાણવાળો, જુજકને બાણથી મારી નાંખવા ધમકાવે છે. આ ધનુષ્યબાણવાળો ચેતરાજાઓએ નીમેલા વેસ્સાંતરનો રક્ષક છે. નીચે જુજક લાકડી ઉગામી છોકરાંઓને ધમકાવતો લઇ જાય છે. અંતમાં તોરણની ડાબી બાજુએ ચિતર્યા પ્રમાણે વેસ્સાંતર પોતાની સ્ત્રીને પણ દાનમાં આપી દે છે. ઇંદ્ર વચમાં પડે છે. સ્ત્રી અને બાળકો એને પાછા અપાવે છે. આ વખતે બ્રાહ્મણ છોકરાંને એમના દાદાને ત્યાં લઇ ગએલો છે. માબાપ અને છોકરાંનો મેળાપ ડાબી બાજુના ખૂણામાં બનાવ્યો છે. એક તોરણની ડાબી બાજુએ દાદાના મહેલમાં બાળકો બતાવ્યાં છે.

જમણા સ્તંભપરના ઉપરની બાજુના આગલા ભાગપર, ત્રયસ્ત્રિંશ સ્વર્ગમાંથી બુદ્ધ પૃથ્વી પર ઉતરે છે એ દેખાવ છે. ત્યાં ગએલી, પોતાની જનની માયા દેવીને, બુદ્ધ ભગવાન એક વખત ધર્મનો ઉપદેશ કરવા ગયા હતા. મધ્ય પ્રાન્તના એકિસ્સા ગામ આગળ આ ચમત્કાર થયેલો મનાય છે. વચમાં ચમત્કારી નીસરણી છે. અને અનુચરોમાં બ્રહ્મા અને ઇંદ્ર બે બાજુએ અને વચમાં બુદ્ધ ભગવાનને બદલે વૃક્ષ અને આસન બતાવ્યાં છે. બુદ્ધ ઉતરે છે ત્યાં પણ દેવો હજુરમાં છે અને જમણી બાજુએ બ્રહ્મા છડી ને કમળનું પુષ્પ ધારી ઉભા છે. નીસરણીની નીચે પાછું પેલું વૃક્ષ અને આસન છે. ને ત્રણે તરફ ભક્તમંડળી છે. બીજી બાજુએ શુદ્દોધન રાજા રથમાં બેસીને કપિલવસ્તુમાંથી બ્હાર નીકળતા જણાય છે. જોડે દાન કરતી વખતે જલ અર્પણ કરવાની ઝારી ઝાલી એક દરબારી ઉભો છે. ઘણું

ફરીને શુદ્ધોધન રાજા પોતાના પુત્રને જ્યારે તે બુદ્ધ થઈને પાછા આવે છે ત્યારે મળવા નીકળ્યા હતા તે આ દેખાવ છે. એક ઉપવનની શુદ્ધોધન રાજાએ બુદ્ધને ભેટ કરેલી તે સૂચવવા ઝાડી હોય એમ લાગે છે.

**કપિલવસ્તુ પાસેનો ચમત્કાર:**—ત્રીજી બાજુએ અંદરની બાજુના જ ઉપરના પ્રસંગનું અનુસંધાન છે. જ્યારે બુદ્ધ ભગવાન ઘણે વર્ષે પોતાની જન્મભૂમિ કપિલવસ્તુ પધાર્યા ત્યારે એમના પિતા સ્વારી સાથે એમને મળવા આવે છે. અહીં આ આમન્યાનો પ્રશ્ન થાય છે. પિતા બુદ્ધ થયેલા પુત્રને પહેલો નમે, કે બુદ્ધ ભગવાન પોતાના પદનું ગુરુત્વ મૂકી શુદ્ધોધન રાજા જે એક કાળે પોતાનો પિતા હતો તેને પહેલા નમે ? આ મુશ્કેલી, બુદ્ધ ભગવાન આ પ્રસંગે હવામાં અદ્ધર ચાલીને વટાવી દે છે. આ પ્રસંગનાં સૂચક પ્રતીકો વગેરે આ દેખાવમાં છે. શુદ્ધોધને બુદ્ધને જે ઉપવન ભેટ કર્યું ત્યાં વડનું ઝાડ કોતરવામાં આવ્યું છે. આની આગળની જ બાજુમાં બુદ્ધ ભગવાન ઉપદેશ કરે છે એ દેખાવ છે. સંઘના માણસો અને અનુયાયીઓ ચક્ર પાસે બેઠા છે.

જમણી બાજુના અંદરના ભાગમાં બુદ્ધ ભગવાનના નિર્વાણનો એક દેખાવ છે. છેલ્લું નમન કરવા દેશદેશના લોકો આવ્યા છે. સંગીત અને નાચ કરતા ભક્તજનોમાં હૉલબૂટ અને જાડાં વસ્ત્ર પહેરેલા ઠંડા મુલકના રહેવાસીઓ પણ દૃષ્ટિગોચર થાય છે.

**માંકડાએ ભગવાનને મધનો પ્યાલો આપ્યો હતો. એ દેખાવ:**—વૈસાલિ અગર મથુરાં કે શ્રાવસ્તિમાં આ બનાવ બન્યો કહેવાય છે. એક માંકડું ભગવાનને મધનો પ્યાલો ભેટ ધરે છે. એ આપે છે ને આપ્યા પછી પાછું ફરે છે. એ બન્ને સ્વરૂપમાં માંકડું આલેખ્યું છે.

**શ્રાવસ્તિનું જેતવન:**-અનાથપિંડીક નામના એક શેઠે, શ્રાવસ્તિમાં ભગવાનને જેતવનની ભેટ કરી હતી. મૂળ માલિક પાસે અનાથપિંડીકે વનની જમીનપર જેટલા સોનાના સિક્કા પથરાય એટલા પાથરી આપીને જેતવન અર્પણ કરવા ખરીદેલું. થાંભલાની બીજી બાજુ આ દેખાવ છે.

ત્રીજી બાજુ શ્રાવસ્તીનો એક મંડપ છે. ચોથી બાજુ શ્રાવસ્તિ નગરના દરવાજાની બહાર કોશલનો પ્રસનજીત બુદ્ધને મળવા નીકળ્યો છે એ બતાવ્યું છે.

એક બાજુ ઇન્દ્રના નંદનવનનો દેખાવ છે. સ્ત્રીઓ સાથે ભોગવિલાસ ને ગાનતાન તથા સુરાપાન સિવાય બુદ્ધ કવિઓ પણ પુરાણા લેખકોની માફક જ સ્વર્ગને ચિતરી શકતા નથી.—પછીના દેખાવમાં ઇન્દ્રનું બુદ્ધનાં દર્શને આવવું; બિંબીસાર કે અજાતશત્રુનું રાજગૃહથી નીકળી ગૃધ્રકુટ પર્વતપર બુદ્ધનાં દર્શને જવું; રાજગૃહનાં વેણુવન એટલે વાંસના જંગલમાં બુદ્ધનો ઉપદેશ, અને પરિનિર્વાણ એટલે ભગવાન બુદ્ધનું મૃત્યુ, એટલા દેખાવો છે.

**પૂર્વ દરવાજો:**—ઉપલા તોરણમાં સાત બુદ્ધો, વચલામાં મહાભિનિષ્ક્રમણનો દેખાવ. એમાં ડાબી બાજુએ નગર છે. કિલ્લો કોટ મૂકી, દરવાજા બહાર કંથક ઘોડો ચાલે છે. એનાં પગલાં દેવો ઝીલી રહ્યા છે. તહેનાતમાં બીજા દેવો છે ને છંદક છે. છંદકે છત્ર ધર્યું છે. ચાર વાર એનો એ દેખાવ, આગળને આગળ યુવરાજ સિદ્ધાર્થ "શ્યામ રજનિમાં ચાલ્યો" એ બતાવવા મૂક્યો છે. પછી છંદક ને કંથક પાછા ફરે છે અને સિદ્ધાર્થની આગળ મુસાફરી દર્શાવવા એમનાં પદ્મનાં ચિન્હવાળાં પગલાં ને છત્ર છે. કંથક સાથે દિલગીર થતા ૩ યક્ષો પાછા ફરે છે. ગાંધારનાં શિલ્પમાં આ પ્રસંગે કપિલવસ્તુ નગરી જાતે સ્ત્રીસ્વરૂપે રુદન કરતી પાછી વળતી દેખાડી છે. તોરણની બાજુપર, વચમાં જે જાંબુના વૃક્ષ નીચે ભગવાન પહેલવહેલા ધ્યાન કરવા બેઠા હતા અને જે વૃક્ષની શીળી છાંય એટલીવાર ભગવાનને માથેથી

નડો દૂર કરવા સ્થિર રહી હતી તે દેખાવ છે. નીચેના તોરણમાં અશોક ને એમનાં રાણી તિષ્યરક્ષિતા, બોધિવૃક્ષને પાણી પાવાને ગયાજીની યાત્રા કરવા આવે છે તે દેખાવ છે. એક બે વાર બોધિવૃક્ષને ક્રોધના આવેશમાં કાપી નંખાવેલું તેના પ્રાયશ્ચિત રૂપે આ યાત્રા છે. બાજુ પર મૌર્ય સામ્રાજ્યનાં રાજચિન્હરૂપે બે મોર છે.

વચલા તોરણનો પાછલો ભાગઃ–બોધિવૃક્ષ નીચે જ્ઞાન થયું એ દેખાવ છે. આમાં તમામ સૃષ્ટિ ઉપર બુદ્ધે નવું સામ્રાજ્ય મેળવ્યું તે દેખાડવા ખરાં ને કાલ્પનિક પશુપક્ષિઓ, નાગ વગેરે સ્તુતિ કરતાં ઉભાં છે. આમાં વરસાદથી રક્ષણ કરવા બુદ્ધગયાજીના તળાવનો રક્ષક મુચલિંદ નામનો નાગ પણ ફણા માંડીને ઉભો છે.

નીચેના તોરણમાં, રામગ્રામના સ્તૂપના રક્ષકો હાથીરૂપે સ્તૂપપર ફળો ને પુષ્પો ધરાવે છે.

જમણા સ્થંભનો આગલો ભાગઃ–૭ સ્વર્ગો છે પછી લોક છે. ગૌતમનો જન્મ, માયાનાં સ્વપ્ન, શુદ્ધોધનનું બુદ્ધને મળવા જવું, બુદ્ધ ગયા, વગેરે છે. ત્રીજી બાજુપર બુદ્ધે પાણીપર ચાલવાનો એક ચમત્કાર કર્યો હતો તે છે. નિરંજરા નદીમાં પૂર આવ્યાં છે. કશ્યપઋષિ, હોડી લઈ બુદ્ધને બચાવવા જાય છે. મગર, બતકો, બગલાં વગેરે જળ તથા સ્થળનાં પ્રાણીઓ આમાં છે. ૨૨૦૦ વર્ષ પર હોડી, ચાટવા બધું આજના જેવું જ છે. નીચેની બાજુપર કિંગીસારની યાત્રા છે. ડાબા થાંભલાની ઉપલી બાજુ પર ઉરવેલા શહેરમાં ઇંદ્ર ને બ્રહ્મા પૂજા કરવા આવ્યા છે. ઉરવેલાનાં ઘરો, કામ કરતાં લોકો, દળવું, ખાંડવું, રસોઇ કરવી, લાકડું, પાણી ભરવું, નિરંજરા નદીમાં ઢોર પાવાં વગેરે નિત્યનાં કામ ચાલી રહ્યાં છે. સૌ. સૌના કામમાં છે. ફક્ત ગામમાંથી એક જ જણ નવરાશ કરાડી દર્શન અર્થે આવેલો છે. દુનિયા પ્રભુને માટે કેટલી બેપરવા છે એ નજરે આમાં દર્શાવ્યું છે.

ઉરવેલાના અગ્નિમંદિરમાં બુદ્ધે મેળવેલો જયઃ– પાણી ઉપર ચાલવાનો ચમત્કાર જોઇ કશ્યપ મુનિ બૌદ્ધ થયા. રાત્રે એમણે પોતાના આશ્રમ પાસેના અગ્નિમંદિરમાં ભગવાનને ઉતારો આપ્યો. અહીં એક ભયંકર નાગ રહેતો હતો. નાગે એમના પર રાત્રે હલ્લો કર્યો; ધૂણી ને અગ્નિનો વરસાદ વરસાવ્યો. બુદ્ધે પણ એના પર એજ અસ્ત્રો નાંખ્યાં. અંતે નાગ હાર્યો પણ ભગવાનના ભિક્ષાપાત્રમાં પેઠો. થાંભલાની બાજુના મધ્ય ભાગમાં આ અગ્નિમંદિર, પાંચ ફેણનો નાગ, આસન, બધું જોવામાં આવે છે મંદિરની બાજુએ સાધુઓ ઉભા છે. પાસેની પર્ણશાળામાં એક બ્રાહ્મણ દેહકષ્ટ કરતો બેઠો છે. પાસે યજ્ઞવેદી છે, હોમહવનનાં સાધનો છે. ડાબી બાજુએ નિરંજરા છે. એક બાવો ન્હાય છે. ને બે પાણી ભરે છે. હિન્દુધર્મનાં યજ્ઞ, યાગ, દેહકષ્ટ, અગ્નિપૂજા વગેરેનાં પરાભવ કર્યાનાં આ સૂચન છે. આ ચિત્ર જોઇને ફરગ્યુસને હિન્દમાં અસલ સાપ ને ઝાડની પૂજા હતી એ પુરાવો મેળવેલો, અને વૈદિક પૂજાવિધિઓમાં થએલાં પરિવર્તન નહીં જાણવાથી આપણા ધર્મના ઇતિહાસમાં પુષ્કળ ગોટાળો કરેલો. આ પ્રસંગ પછી, કશ્યપના બુદ્ધ ધર્મમાં દિક્ષા લીધાની વાતમાં લખ્યું છે કે આ અગ્નિમંદિરના ચમત્કાર પછી બ્રાહ્મણોએ યજ્ઞ આરંભેલો. પણ બુદ્ધની આજ્ઞા વગર લાકડું ફડાય નહીં, અગ્નિ બળે નહીં અને બલિ અપાય નહીં એવું થઈ ગયું. આના ચિત્રમાં નાટકના ટેબ્લોની માફક આ બધા દેખાવો કોરેલા છે. લાકડું ફાડનારની કોદાડી ઉંચી ને ઉંચી રહી છે. એક જણ પંખો નાખે છે. પણ અગ્નિ બળતો નથી. બલિ લઈને યજમાન ઉભો છે. પણ બલિ પડતો નથી બુદ્ધની આજ્ઞાથી બધું અટક્યું છે. ને યજ્ઞને બદલે શણગારેલો સ્તૂપ છે. યજ્ઞવેદીઓમાંથી સ્તૂપમાં પૂજાનાં પરિવર્તન બુદ્ધ ભગવાનની આજ્ઞાથી કેમ થયાં તે આ ચિત્રમાં આ રીતે સૂચવ્યાં છે.

પશ્ચિમ દરવાજોઃ–એના ઉપર સાત બુદ્ધ મૃગદાવનું ધર્મચક્ર પરિવર્તન, છદ્દાંતજાતક, અસ્થિ માટે લડાઇ, બોધિવૃક્ષ આગળ મારનાં પ્રલોભનો, એટલા દેખાવ આગળ વર્ણવ્યા હતા તેના તે છે. જમણા થાંભલાના આગલા ભાગમાં બાજુએ મહા કપિલ-

નકની કથા છે. એક જન્મમાં બુદ્ધ ભગવાન ૮૦,૦૦૦ વાનરોના રાજા હતા. ગંગા નદીને કીનારે, એક વિશાળ આમ્રવૃક્ષની કેરીઓ ખાઇ એ બધાં વાનરો ગુજરોન કરતાં હતાં. એક સમયને વિષે, કાશીપુરીના રાજા બ્રહ્મદત્તને એ કેરીઓ લેવાની ઇચ્છા થઇ. રાજાએ યોદ્ધાઓને મોકલી વાનરોને ઘેરી લીધાં, અને મારો ચલાવ્યો. પરન્તુ બોધિસત્વે, નદી ઉપર પોતાના શરીરનો પુલ કરી બધાં વાનરોને એ ઉપરથી નાશી જવા પ્રેર્યા અને બધાંને સલામત જગાએ મોકલી દીધાં. બુદ્ધનો પિતરાઇ ભાઇ દેવદત્ત, એ જન્મે એક વાંદરો હતો. એ અદેખો ને દુષ્ટ સ્વભાવનો હોઇ બોધિસત્વપર વેર લેવાનો આ સારો લાગ છે એમ જોઇ બોધિસત્વના બરડા પર એણે જોરથી કુદ્યો કે બોધિસત્વનું હૃદય ચીરાઇ ગયું. રાજાએ બોધીસત્વનું આ સ્વાત્માર્પણ જોયું. રાજાને પશ્ચાતાપ થયો. મરણકાળે બોધિસત્વની એણે ખૂબ સેવાચાકરી કરી અને મરણ પછી એની આદશાહી માન મરતબાથી અંતેષ્ટિ ક્રિયા કરી. બોધિસત્વે મરતાં મરતાં પણ રાજાને રાજધર્મ વિષે ઉપદેશ કર્યો હતો. આ વૃત્તાંત સવિસ્તર ચિત્રમાં દોરેલો છે. પછી તુષિતા સ્વર્ગમાં બોધિસત્વે કરેલો બોધ, જ્ઞાન થયા પછી બુદ્ધે રાનયતન વૃક્ષ નીચે લીધેલો આરામ અને થાંભલાની નીચેની બાજુએ શોભાને માટે દોરેલા કાલ્પનિક સિંહો અને કુલો છે. આ સિંહોની તખ્તી નીચે અયાસુકના શિષ્ય બાલમિત્રની ભેટ એવો બ્રાહ્મિમાં લેખ છે. થાંભલાની અંદરની બાજુએ શ્યામા જાતકની કથા પિતૃભક્ત શ્રવણને જ મળતી છે ને તે એમાં ચિતરેલી છે.

આ દરવાજા અને કઠેરાનાં અમૂલ્ય સ્વરૂપો અને બારીક, સુંદર વિગતો કોતરતાં ૪૦–૫૦ વર્ષો સુધી કેટલાયે શિલ્પીઓએ અથાગ મહેનત લીધી હશે.

દક્ષિણ દરવાજો સૌથી ઉત્તમ છે ને ઉત્તર દરવાજો સૌથી કનિષ્ઠ છે. દક્ષિણ દરવાજાના શિલ્પીઓ કુશળ છે, પ્રતિભાવાળા છે. એમના કામમાં કોમળતા છે. (Light & Shade) પ્રકાશ અને છાયાના નિયમોનું એમને ભાન છે. અને એકંદર ઉઠાવ સપ્રમાણ અને નિયમસર છે.

પશ્ચિમ દરવાજો શિલ્પશાસ્ત્રના નિયમોમાં સૌથી આગળ વધેલો છે. સ્વરૂપો વધારે સ્પષ્ટ અને સુરેખ છે પણ નિયમવશના ને યાંત્રિક પરવશના એમાં બહુ છે.

પશ્ચિમ દરવાજાની તોરણોની પીઠ ઉંચકનારા મોટા પિશાચો છે. એવા પિશાચો બીજે સ્થળે પણ છે. બુદ્ધ ભગવાને ચરાચર સૃષ્ટિ વશ કર્યા ઉપરાંત પિશાચોને પણ કેવા સ્વાધીન કર્યા હતા તે બતાવવાનો આમાં ઉદ્દેશ છે. આ પિશાચોનાં સ્વરૂપો "હિન્દીપંચ" ની પોતાની મૂર્તિ જેવાં વામનજીના ઘાટનાં, જાડાં, ઠુંકાં, પણ હાસ્ય ઉત્પન્ન કરે, એવાં છે.

બીજે ઠેકાણે બુદ્ધનાં દર્શને આવતાં લોકોનાં ટોળાંમાં હાથી ઉપર, ઉંટ ઉપર, બકરાં ઉપર, ઘેટાં ઉપર, ઘોડા ઉપર એમ જુદા જુદા વાહન ઉપર આવતા દેશદેશના ચિત્રવિચિત્ર લોકો છે. હાલનાં મોટાં શહેરોના જેવી જ એ મંડળી પચરંગી છે. તરેહતરેહનાં એમનાં વસ્ત્ર છે. જુદી જુદી જાતનાં એમનાં જાતિય સ્વરૂપો છે. કેટલાંક અર્ધ મનુષ્ય ને અર્ધ પશુઓ, પરીઓ, પાંખોવાળા દેવો એવું એવું આ ચિત્રોમાં ઘણું છે.

સાંચીથી બહુ પહેલાંના સ્થાપત્ય કે શિલ્પના નમુના હિન્દની પુરાણી શોધખોળ કરનાર વિદ્વાનોને મળ્યા નથી. પરન્તુ ઉપર વર્ણવી છે તે સ્થિતિએ આવતાં સેંકડો ને હજારો વર્ષ લાગ્યાં હોવાં જોઇએ. આથી હિન્દની શિલ્પકળાનો ઉદય ક્યારે થયો હશે તેની અટકળ પણ કરી હોય તો ઓછામાં ઓછાં બીજાં એક હજાર વર્ષ પાછું હઠવું જોઇએ. પત્થરપર કોતરણી થઇ કે પત્થરનાં બાંધકામ હિન્દમાં થયાં તે પહેલાં લાકડા પર કોતરણી પુષ્કળ થતી હતી. અને ઘરો પણ લાકડાનાં થતાં. અને લાકડું ૩–૪ હજાર વર્ષ સુધી કેમ ટકે? આથી આપણને જુના નમુના મળતા નહીં હોય. પરંતુ વિદ્વાનો આશા રાખે છે કે ઇજીપ્તની નવી શોધખોળ માફક અહીં પણ ઘણાં પ્રાચીન નગરો

અને ઐતિહાસિક સ્થળોની રીતસર શોધખોળ થશે ત્યારે આપણી કલાના ઇતિહાસમાં ઘણું નવું જાણવાનું મળશે. પરીક્ષાઓનાં સંકટ ઓછાં થશે, ને જુની ઢબની કેળવણીમાં સુધારો થશે ત્યારે આપણા જ વિદ્યાર્થીઓ અને શિક્ષકો આવી શોધખોળો તરફ નજર દોડાવશે. પુરાતત્વ મંદિરો કેવળ પુરાણાં પુસ્તકો ને સાહિત્ય ઉપરાંત આપણાં દેવાલયો, મૂર્તિઓ, શિલ્પ, ચિત્રવિદ્યા, ને સ્થાપત્યનાં રહસ્ય સમજાવશે એવી આશા રાખીશું. અને સાક્ષરો, કવિતા ને સાહિત્ય ઉપરાંત ઐતિહાસિક અને કલામંદિરોનાં સ્થાનકો પણ જાતે જોશે તો દેશનું એક નવું જ દર્શન કરશે.

સાંચીમાં ૩ સ્તુપો, કઠેરા, દરવાજા અને સ્તંભો ઉપરાંત જુદી જુદી સદીનાં મંદિરોના પાયા પડયા છે. કોઇ વિશાળ સભાસ્થાનના થાંભલાની હાર, રોમના "ફોરમ"નાં ખંડેરો જેવી, છુટી છુટી ઉભી છે. તળાવ, મઠ, મંદિરો, સભાસ્થાન અને ફરતાં ચોગાનો છે, તથા વિદિશા અથવા ભેલનગર જે અહીંથી પાંચેક માઇલ પર છે, ત્યાં ઇસ્વીસન પૂર્વે બીજી સદીમાં હેલિઓડોરસ નામના ગ્રીકે, હિન્દુધર્મ સ્વીકારી વાસુદેવ (વિષ્ણુ) ને એક ગરુડસ્થંભ ભેટ કર્યો હતો. તે ભાંગેલો, પણ હજી લેખ સાથે, ત્યાં મોજુદ છે. એ શુંગ સમયનો છે. હેલિઓડોરસ ડાયનનો પુત્ર ને તક્ષશિલા તરફથી વિદિશા આવેલો એલચી હતો. વિદિશામાં એ વખતે પુષ્યમિત્રનો વંશજ ભદ્રક રાજા રાજ્ય કરતો હતો.

સાંચીની દક્ષિણે જરા ઉતરી ને થોડું ચાલીએ એટલે ટેકરી પર નાગોરી કરીને એક ગામ છે. ત્યાં ૭ ફીટ ૧ ઇંચ ઉંચો, કાળા પત્થરનો કોતરેલો સાત ફણાવાળો એક સાપ છે. એના જમણા હાથમાં ઘણું કરીને કમળ, ને ડાબામાં કળશ છે. પાસે નાગણી પણ છે. એ ૬I ફીટ ઉંચી છે. ઇ. સ. બીજી કે ત્રીજી સદીનું એ ગુપ્તકામ લાગે છે. એક અધૂરું ઘોડાનું પુતળું પણ પાસે છે. એ પ્રાચીન હોય એમ લાગે છે.

આ ઉપરાંત સાંચીથી ઉત્તર દિશાને ગેટે ઉતરતાં જમણી બાજુએ ૪ સતિના પત્થર છે. એમાં પ્રથમ વરવહુ મહાદેવની પૂજા કરે છે. બીજામાં પતિ ખાટલા પર સૂતો છે, ને પત્ની પગ ચાંપે છે. ત્રીજામાં પુરુષ શત્રુ સાથે લડાઇમાં લડતો જોવાય છે. ને ચોથામાં ચંદ્રસૂર્ય છે. સતીની પવિત્રતાના એ સાક્ષી, જ્યાં સુધી ચંદ્રસૂરજ તપશે ત્યાં સુધી સતીની કીર્તિ રહેશે એવું દર્શાવતા ઉભા છે. આવા બીજા પત્થર પર એક સતીની ૧૨૬૪-૬૫ ની નાગરી લિપિમાં સાલ છે.

આ સાંચીનું ટુંકું સ્મરણ છે અને આ રીતે આજથી ૭૦૦ વર્ષ પહેલાંનાં ૨૫૦૦ વર્ષનાં, આપણા તેજસ્વી ભૂતકાળમાં કલા, કૌશલ્ય, જનસમાજ, ધર્મ અને જીવનનું ભાન કરાવતાં દશ્યો ત્યાં છે.

શરૂઆતમાં આપણે જોયું તેમ પ્રથમ ત્રણ ચારસેં સુધી બુદ્ધ ભગવાનની કોઇ મૂર્તિ ઘડાઇ નથી. પણ હિનયાન મહાયાન થાય છે. ગાંધારમાં કુશાન લોકો બુદ્ધધર્મ પાળે છે. એઓ તુર્કસ્તાન તરફના, પણ મુસલમાન ધર્મનું જે વખતે નામનિશાન નહોતું તે વખતના, રખડેલ લોકો છે. અહીં એ ઠરીઠામ બેસે છે. સ્થાનિક સંસ્કૃતિનો રંગ લાગે છે. બુદ્ધધર્મ અંગીકાર કરે છે. ત્યાં ગ્રીક શાખ છે. ગ્રીક લોકોની મૂર્તિઓ બનાવવાની કલાનો બુદ્ધધર્મ સમજાવવામાં લાભ લેવાય છે. કુશાન કનિષ્ક રાજા એક બૌદ્ધ પરિષદ ભરે છે. કનિષ્ક બુદ્ધગયાનું મંદિર બંધાવે છે. પરંતુ આર્યકુળના ગુપ્તરાજાઓને આ મૂર્તિઓ માનુષી લાગે છે. હિન્દની કલા, ભાવનામયતાવાળી છે. વાસ્તવિકતાવાળી નથી. ગુપ્ત સમયમાં બુદ્ધ ભગવાનની મૂર્તિઓ આર્ય શિલ્પશાસ્ત્રના નિયમાનુસાર છૂટથી ઘડવામાં આવે છે. કોઇ પૂછે કે કલાના ક્ષેત્રમાં હિન્દે જગતને શું આપ્યું ? તો જવાબ એ છે કે બુદ્ધની નિર્વિકારી, ગંભીર, પવિત્ર, ધ્યાનમાં તલ્લીન અને નિર્વાણની પરમ શાંતિ અનુભવતું આવું સ્વરૂપ બીજે ક્યાં છે?

સાંચીમાં બુદ્ધની ૧૦-૧૨ મૂર્તિઓ છે. પણ મૂર્તિ ઘડવાનું કાર્ય તેમજ દેવોમાં પ્રાણપ્રતિષ્ઠા કરવાનું સાંચી પછી કાંઇ બંધ પડયું નથી. હિન્દ

ગુપ્ત સમયની બુદ્ધકળા ખીલ્યાંજ કરી છે. સ્તૂપમાંથી ઘુમ્મટોવાળાં દહેરાં થયાં છે. ત્યાગમાર્ગીઓ અસ્થિમાંથી સ્મશાન ને સ્મશાનમાંથી શિવનાં બાણ પૂજે છે. જોવામાં હિંદનાં મંસ્થાન વસે છે. ત્યાં બુદ્ધ ભગવાન, વિષ્ણુ જેવું, જગતનો સંરક્ષણનું કામ કરતા થઇ ગયા છે એ અવલોકીતેશ્વરનું કરુણાસાગર સ્વરૂપ ત્યાં ઘડાયું છે. સૌમ્ય, સાર્વભૌમ, પરમકલ્યાણકારી, જ્ઞાનદાતા, શાંતિદાતા પ્રભુની આવી સુંદર મૂર્તિ એકવાર નજરે નિહાળો અને ખાત્રી થશે કે શિલ્પાચાર્ય એ પણ મહાત્માજ પુરુષો હતા કે નહિ? એમ ત્યાગમાર્ગ કહેતો. બીજો ભોગમાર્ગ આવે છે. "સંસાર પ્રભુનો પ્રસાદ છે; એને પ્રસાદ રૂપે આરોગો." એમ ભોગમાર્ગવાળાનું કહેવું છે. હિનયાનમાંથી મહાયાન, શિવમાંથી વિષ્ણુ, વેદમાંથી ભાગવત એમ પ્રગતિ થયાંજ કરી છે. "વિષ્ણુ ભગવાનકી જય" પોકારતાં ધજા, કળશ ને શિખિરવાળાં હજારો મંદિરો ઉભાં થાય છે. મુસલમાન ભાઈઓ આ મંદિરો તોડે છે. જેનો કંઇ કળથી, કંઈ ચતુરાઈથી પોતાનાં મંદિરો બચાવી લે છે. વળી પ્રભુનો જય થાય છે. આર્ય શિલ્પકલા, મસંજીદો ને રોજા ને પાદશાહી મહેલોમાં નવો અવતાર લે છે.

અને મૂર્તિઓ પણ ઘડાતીજ જાય છે. બુદ્ધધર્મ જાપાનમાં જાય છે. ત્યાંની એક રાણી ફતવો કાઢે છે કે મ્હારાં રાજ્યના નગરોમાં અને વનોમાં શિલ્પીઓનાં ટાંકણાંના અવાજ ગાજી રહો!

હિંદમાં પણ દેવીઓની, નટરાજની અને ત્રિભુવનના અવતારો તથા તિર્થંકરોની મૂર્તિઓ ઘડાયે જાય છે.

સંસ્કૃતિ જાગતી રાખવા, જીવનનાં ઝરણ વહેતાં રાખવા અને આધ્યાત્મિક વિકાસ સહસ્રદળ કમળની માફક સોળે કળાએ ખીલવવા, આર્યાવર્તની કલાએ બાકી રાખી નથી.

હવે સાંચી તરફ એક છેલ્લી નજર નાંખી લ્યો, અને આ લેખ બંધ કરીશું.

બુદ્ધધર્મે જેમ આર્યાવર્ત માર્ગે પ્રસાર કરી દીધો તેમ જન્મ પણ આર્યાવર્તમાંથીજ લીધો હતો. એણે જૂનામાં જે કાંઇ સારૂં હતું તેનો નાશ થવા દીધો નથી. સ્તૂપનો દક્ષિણ દરવાજો એણે કેમ પવિત્ર ગણ્યો? મૃત્યુ પામેલાનો માર્ગ દક્ષિણાયન પથથી હતો તેથી. સ્તૂપ જેવી દેવડીઓમાં હિન્દુ રાજાઓ પોતાનાં પૂર્વજોનાં અસ્થિ એક બે પેઢી સુધી શ્રાદ્ધ સંપૂર્ણ થઇ જતાં સુધી રાખતા. વળી યજ્ઞશાળાઓ, વેદીમંડપો રચાતાં. એમાંથી સ્તૂપ, પ્રદક્ષિણા માર્ગ એટલે મેધી અને કઠેરા એટલે વેદિકા નામ પણ બુદ્ધધર્મમાં કાયમ રહ્યાં છે. પ્રથમ, ત્યાગી અને સંન્યાસી જેવા સ્તૂપો, ગંભીર અને સાદા હતા. પછીથી એ શોભાયમાન અને અલંકાર સજે છે. સ્તૂપો ઉપર સાગોળ દેવાઇ છે. અને રંગબેરંગી ચિત્રો દોરાય છે. કઠેરા અને દરવાજાનાં કોતરી કાઢેલાં ચિત્રો પર પણ સાગોળ દેવતાઇ રંગ ચઢાવવામાં આવ્યા હતા. આ રંગો, ધજાઓ, પ્રદક્ષિણા કરતાં તથા સ્તુતિ કરતાં સાધુ, સાધ્વી અને યાત્રાળુઓ નજર સમક્ષ ખડા કરો. વળી જુઓ કે કોઇ ચર્ચા કરે છે અને કોઇ અભ્યાસ કરે છે અને કોઇ ધ્યાન કરે છે. બધે પવિત્રતાનું વાતાવરણ પ્રસરી રહ્યું છે. સેંકડો વર્ષ સુધી સાંચી આવી રહી હશે.

યુગે યુગે આદર્શ બદલાય છે. હિંદીપ્રજાનાં તમામ આદર્શોની પ્રાપ્તિ સુલભ કરાવવા કવિઓ અને ધર્માચાર્યોની સાથે પૂર્ણ સહકારમાંજ કલાકારો રહ્યા હતા. એમનું બધાનું ધ્યાન એકજ આદર્શ તરફ રહેતું.

જનસમાજની કેળવણીનાં સ્થાન મંદિરોજ હતાં. ત્યાંજ સંગ્રહસ્થાન ને ત્યાંજ નેશનલ ગેલેરિયો, ચિત્રસંગ્રહ બનતા. ધર્મપ્રચાર એકલી બુદ્ધિને અસર કર્યાથી નહીં પણ મન, બુદ્ધિ, અંતઃકરણ તથા તમામ ઇંદ્રિયોના અનુભવોને અસર કરીને ધર્મપ્રચાર થતો હતો. આખા માણસને અસર કરવામાં આવતી, એકાદ ભાગનેજ નહિ.

સાંચીની કલામાં સફવારોપણ અને કૃત્તિમય ભાવાભાસના દોષ લાગે પરન્તુ એ કથાઓની પાછળ સૃષ્ટિ તમામ એક છે, એ ભાવ બતાવવાનો હેતુ હોય એમ લાગે છે. હિન્દની કલા, ધર્મ સાથેજ ભળેલી છે એ ભાવનામય છે. તત્ત્વજ્ઞાનીઓના ન સમજાવી શકાય એવા સિદ્ધાંતોને જીવનમાં કેમ ઉતારવવા એ એનું મુખ્ય કામ છે.

જીવન મલિન સંસારથી ઉચ્ચ ભૂમિકાપર લેઈ જવું; સદાચાર, નીતિ અને પ્રભુપ્રાપ્તિના આનંદનો એને અનુભવ કરાવવો; કુદરત, મનુષ્યસ્વભાવ અને સૃષ્ટિના મહાન નિયમોના ભેદ એને સમજાવી મનુષ્ય જીવનનું સાર્થક કરાવી આપવાનાજ પ્રયત્નમાં આર્યકળા, સંગીત, ચિત્ર, શિલ્પ, અને સ્થાપત્ય એ તમામ એકજ ધ્યેયથી પ્રાચીન કાળથી આજદિન સુધી પ્રેરાયલાં રહ્યાં છે. કવિઓ અને દૃષ્ટાઓની જેમ મંદિરો બાંધનારા, કોતરકામ કરનારા, મૂર્તિ ઘડનારા અને ચિત્ર ચિતરનારા પ્રભુ પાસેથી પ્રેરણા મેળવ્યા સિવાય કામ ન જ કરે એવી એમને આજ્ઞાઓ છે.

પરંતુ આપણા કમનસીબે આપણી પોતાની કળાના ઉદ્દેશ આપણેજ સમજતા બંધ થઈ ગયા છીએ. આપણું આધ્યાત્મિક ધન ચોગરદમ વેરાયલું પડ્યું છે. પણ એનો વિનિમય આપણેજ કરી શકતા નથી.

સ્વરાજ્ય એ આ યુગનો આદર્શ છે. એનાં સ્વાધીનતા, આત્મજ્ઞાન અને આત્મવિકાસ એ અંગો છે. અનેક યુગે હિંદે જેમ જીર્ણોદ્ધાર કરી પુનર્જીવન રચ્યાં હતાં તેમ આ યુગમાં પણ મહાન એકીકરણ-સમન્વય કરવાની ક્રિયા ચાલી રહી છે. જુઓ, આપણાં ગમે તે સંપ્રદાયનાં મંદિરો ઉપર પૂર્ણ વિકસિત કમળ અને કમળ ઉપર કળશ જોવામાં આવે છે. એ જાણે એમ કહેતાં લાગે છે કે જેમ કમળ ખીલ્યું છે તેમ ત્હમારૂં જીવન સોળે કળાએ ખીલવો, નરના નારાયણ થાવ અને આ મંદિરમાં આવો. મંદિર તમને મનુષ્યરૂપી કમળ કેમ ખીલવવું એ શીખવશે. અને અને એનું ફળ? પૂર્ણ ખીલો એટલે આ કળશમાંનું અમૃત તમારૂં છે. નવચેતન પામી આપ પણ એ અમૃત પામો એવી પ્રાર્થના સહિત વંદે માતરમ્.

બોલો

બુધ્ધનો જય! ધર્મનો જય! સંઘનો જય!,

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

---

# બુદ્ધગયા

ગયાજીમાં મહાસભા મળી ત્યારથી દેશ સમસ્તનું ધ્યાન એ પુણ્યતીર્થ તરફ દોરાયું છે. આના પહેલાં શ્રદ્ધાળુ હિંદુઓ પિતૃઓનું તર્પણ કરવા ત્યાં જતા; હિંદની યાત્રાએ નીકળેલા યાત્રાળુઓ ત્યાં જતા. પણ દેશના શિક્ષિતવર્ગનું ધ્યાન તે તરફ તો હજી હાલ જ ખેંચાયું છે. બુદ્ધગયા—બુદ્ધ ભગવાનને નિર્વાણ પ્રાપ્ત કરવાનો દિવ્ય માર્ગ સૂઝેલો તે સ્થળ—પણ ગયાની નજદીક જ છે. મહાસભામાંથી પરવારી ઘણાયે માણસો બુદ્ધગયા પણ જઈ આવેલા. ગુજરાતને પોતાનું કરી લઈ, ગાંધીજી પાસે 'સવા ગુજરાતી'ની પદવી મેળવનાર, કાકાશ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરે 'નવજીવન' દ્વારા આ પુણ્ય-ધામનો પરિચય ગુજરાતને આપ્યો છે. તેમણે અઢીહજાર વર્ષ પર બુદ્ધ ભગવાને ત્યાં બુદ્ધિત્વ પ્રાપ્ત કરેલું તેની અને ત્યાં વિરાજી રહેલા મંદિરની ઝાંખી ગુજરાતને કરાવી છે, પણ આ મંદિરનો ઇતિહાસ જાણવા જેવો છે. પહેલાં આપણે મંદિરનો સાધારણ પરિચય કરી લઇ પછી એ મંદિરનો ઇતિહાસ તપાસીશું.

## મંદિર

બુદ્ધગયા ગયા સ્ટેશનથી સાત માઇલ દૂર આવેલું છે. રસ્તો ફાલ્ગુ નદીને કાંઠે કાંઠે જાય છે. મંદિરે પહોંચતાં પહેલાં ત્યાં રહેતા મહંતની ગઢી આવે છે. આગળ ચાલતાં જમણી બાજુએ એક ખાડાની અંદર એ મંદિર દ્રષ્ટિગોચર થાય છે. આખું મંદિર કાળા પત્થરનું બાંધેલું છે. મંદિરની આસપાસ એક પત્થરનો કઠેરો છે. આ કઠેરા પર બુદ્ધ ભગવાનના જીવનપ્રસંગો સુંદર કારિગરીથી કોતરેલા છે. મંદિરની અંદર પગ મૂકતાં જ બુદ્ધ ભગવાનની વિશાળ મૂર્તિનાં દર્શન થાય છે. બાજુના દાદર પરથી ઉપર ચઢતાં બે બાજુ પર બોધિસત્વોની મૂર્તિઓ છે.

મંદિરના પાછલા ભાગમાં 'બોધિદ્રુમ' છે. આ બોધિદ્રુમની નીચે એક પત્થરની શિલા છે. આ શિલાને વજ્રાસન કહે છે. બુદ્ધ ભગવાને એજ શિલા પર આસન માંડી દિવ્ય જ્ઞાન મેળવેલું એમ કહેવાય છે. મંદિરના ડાબા હાથ પર એક લાંબો ઓટલો છે, તેના ઉપર ઉઠાવદાર કમળો કોતરેલાં છે. બુદ્ધ ભગવાન આજ સ્થળે ચંક્રમણ* કરતા. બુદ્ધ ભગવાનનાં પુનિત પગલાં જ્યાં જ્યાં પડે ત્યાં ત્યાં કમળો ઉગી નીકળતાં એવી પૌરાણિક માન્યતાને આ કમળોથી વ્યક્ત કરવામાં આવી છે. મંદિરની આસપાસ બગીચો છે. તેમાં પણ પત્થરમાં કોતરેલાં સ્તૂપો અને મૂર્તિઓ છે.

## બોધિદ્રુમ

શાક્યમુનિ સિદ્ધાર્થ નિર્વાણમાર્ગની ખોજ કરવા ગૃહત્યાગ કરી નીકળ્યા. એમનો આત્મા જ્ઞાનનો ભૂખ્યો હતો, જ્ઞાન માટે તલસતો હતો. એવે તલસતે હૈયે એઓ સમસ્ત ભારતવર્ષમાં છ વર્ષ સુધી ભટક્યા. આ છ વર્ષને અંતે એમની જીજ્ઞાસા એટલી બધી તીવ્ર થઈ કે તેઓ ઉરવેલા ( હાલનું બુદ્ધગયા ) પ્રદેશમાં નિરંજરા (ફાલ્ગુ) નદીને તીરે એક પીપળાના વૃક્ષ નીચે આસન માંડી બેઠા અને ભીષ્મ પ્રતિજ્ઞા કરી કે સારી દેહ ગળી જાય તો બહેતર, પણ જ્યાં સુધી મને મોક્ષમાર્ગની ઝાંખી નહિ થાય ત્યાં સુધી હું અહીંથી ચસવાનો નથી. પ્રભુની ઇચ્છાથી સિદ્ધાર્થની પ્રતિજ્ઞા ફળી અને તેઓ 'બુદ્ધ' થઇને ઉઠયા

આ વૃક્ષ હેઠે બેસી સિદ્ધાર્થ બુદ્ધ થયા એટલે એ 'બોધિદ્રુમ' ગણાયું. બુદ્ધ ભગવાનના શિષ્યોને

* અંતર્મુખ વૃત્તિથી અમુકજ જગ્યામાં આંટા મારવા તેને ચંક્રમણ કહે છે.

સાંચીની કલામાં સજીવારોપણ અને કૃત્રિમ ભાવાભાસના દોષ લાગે પરન્તુ એ કથાઓની પાછળ સૃષ્ટિ તમામ એક છે, એ ભાવ બતાવવાનો હેતુ હોય એમ લાગે છે. હિન્દની કલા, ધર્મ સાથેજ ભળેલી છે એ ભાવનામય છે. તત્ત્વજ્ઞાનીઓના ન સમજાવી શકાય એવા સિદ્ધાંતોને જીવનમાં કેમ ઉતારવા એ એનું મુખ્ય કામ છે.

જીવન મલિન સંસારથી ઉચ્ચ ભૂમિકાપર લેઈ જવું; સદાચાર, નીતિ અને પ્રભુપ્રાપ્તિના આનંદનો એને અનુભવ કરાવવો; કુદરત, મનુષ્યસ્વભાવ અને સૃષ્ટિના મહાન નિયમોના ભેદ એને સમજાવી મનુષ્ય જીવનનું સાર્થક કરાવી આપવાનાજ પ્રયત્નમાં આર્યકળા, સંગીત, ચિત્ર, શિલ્પ, અને સ્થાપત્ય એ તમામ એકજ ધ્યેયથી પ્રાચીન કાળથી આજદિન સુધી પ્રેરાયલાં રહ્યાં છે. કવિઓ અને દષ્ટાઓની જેમ મંદિરો બાંધનારા, કોતરકામ કરનારા, મૂર્તિ ઘડનારા અને ચિત્ર ચિતરનારા પ્રભુપાસેથી પ્રેરણા મેળવ્યા સિવાય કામ ન જ કરે એવી એમને આજ્ઞાઓ છે.

પરંતુ આપણા કમનસીબે આપણી પોતાની કળાના ઉદ્દેશ આપણેજ સમજતા બંધ થઈ ગયા છીએ. આપણું આધ્યાત્મિક ધન ચોગરદમ વેરાયલું પડયું છે. પણ એનો વિનિમય આપણેજ કરી શકતા નથી.

સ્વરાજ્ય એ આ યુગનો આદર્શ છે. એનાં સ્વાધીનતા, આત્મજ્ઞાન અને આત્મવિકાસ એ અંગો છે. અનેક યુગે હિંદે જેમ જીર્ણોદ્ધાર કરી પુનર્જીવન રચ્યાં હતાં તેમ આ યુગમાં પણ મહાન એકીકરણ-સમન્વય કરવાની ક્રિયા ચાલી રહી છે. જુઓ, આપણાં ગમે તે સંપ્રદાયનાં મંદિરો ઉપર પૂર્ણ વિકસિત કમળ અને કમળ ઉપર કળશ જોવામાં આવે છે. એ જાણે એમ કહેતાં લાગે છે કે જેમ કમળ ખીલ્યું છે તેમ તમારૂં જીવન સોળે કળાએ ખીલવો, નરના નારાયણ થાવ અને આ મંદિરમાં આવો. મંદિર તમને મનુષ્યરૂપી કમળ કેમ ખીલવવું એ શીખવશે. અને અને એનું ફળ? પૂર્ણ ખીલો એટલે આ કળશમાંનું અમૃત તમારૂં છે. નવચેતન પામી આપ પણ એ અમૃત પામો એવી પ્રાર્થના સહિત વંદે માતરમ્.

બોલો

બુધ્ધનો જય! ધર્મનો જય! સંઘનો જય!

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

---

# બુદ્ધગયા

ગયાજીમાં મહાસભા મળી ત્યારથી દેશ સમસ્તનું ધ્યાન એ પુણ્યતીર્થ તરફ દોરાયું છે. આના પહેલાં શ્રદ્ધાળુ હિંદુઓ પિતૃઓનું તર્પણ કરવા ત્યાં જતા; હિંદની યાત્રાએ નીકળેલા યાત્રાળુઓ ત્યાં જતા. પણ દેશના શિક્ષિતવર્ગનું ધ્યાન તે તરફ તો હજી હાલ જ ખેંચાયું છે. બુદ્ધગયા—બુદ્ધ ભગવાનને નિર્વાણ પ્રાપ્ત કરવાનો દિવ્ય માર્ગ સૂઝેલો તે સ્થળ—પણ ગયાની નજદીક જ છે. મહાસભામાંથી પરવારી ઘણાયે માણસો બુદ્ધગયા પણ જઈ આવેલા. ગુજરાતને પોતાનું કરી લઈ, ગાંધીજી પાસે 'સવા ગુજરાતી'ની પદવી મેળવનાર, કાકાશ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરે 'નવજીવન' દ્વારા આ પુણ્યધામનો પરિચય ગુજરાતને આપ્યો છે. તેમણે અઢીહજાર વર્ષ પર બુદ્ધ ભગવાને ત્યાં બુદ્ધિત્વ પ્રાપ્ત કરેલું તેની અને ત્યાં બિરાજી રહેલા મંદિરની ઝાંખી ગુજરાતને કરાવી છે, પણ આ મંદિરનો ઇતિહાસે જાણવા જેવો છે. પહેલાં આપણે મંદિરનો સાધારણ પરિચય કરી લઇ પછી એ મંદિરનો ઇતિહાસ તપાસીશું.

## મંદિર

બુદ્ધગયા ગયા સ્ટેશનથી સાત માઈલ દૂર આવેલું છે. રસ્તો ફાલ્ગુ નદીને કાંઠે કાંઠે જાય છે. મંદિરે પહોંચતાં પહેલાં ત્યાં રહેતા મહંતની ગાદી આવે છે. આગળ ચાલતાં જમણી બાજુએ એક ખાડાની અંદર એ મંદિર દૃષ્ટિગોચર થાય છે. આખું મંદિર કાળા પત્થરનું બાંધેલું છે. મંદિરની આસપાસ એક પત્થરનો કઠેરો છે. આ કઠેરા પર બુદ્ધ ભગવાનના જીવનપ્રસંગો સુંદર કારિગરીથી કોતરેલા છે. મંદિરની અંદર પગ મૂકતાં જ બુદ્ધ ભગવાનની વિશાળ મૂર્તિનાં દર્શન થાય છે. બાજુના દાદર પરથી ઉપર ચઢતાં બે બાજુ પર બોધિસત્વોની મૂર્તિઓ છે.

મંદિરના પાછલા ભાગમાં 'બોધિદ્રુમ' છે. આ બોધિદ્રુમની નીચે એક પત્થરની શિલા છે. આ શિલાને વજ્રાસન કહે છે. બુદ્ધ ભગવાને એજ શિલા પર આસન માંડી દિવ્ય જ્ઞાન મેળવેલું એમ કહેવાય છે. મંદિરના ડાબા હાથ પર એક લાંબો ઓટલો છે, તેના ઉપર ઉઠાવદાર કમળો કોતરેલાં છે. બુદ્ધ ભગવાન આજ સ્થળે ચંક્રમણ* કરતા. બુદ્ધ ભગવાનનાં પુનિત પગલાં જ્યાં જ્યાં પડે ત્યાં ત્યાં કમળો ઉગી નીકળતાં એવી પૌરાણિક માન્યતાને આ કમળોથી વ્યક્ત કરવામાં આવી છે. મંદિરની આસપાસ બગીચો છે. તેમાં પણ પત્થરમાં કોતરેલાં સ્તૂપો અને મૂર્તિઓ છે.

## બોધિદ્રુમ

શાક્યમુનિ સિદ્ધાર્થ નિર્વાણમાર્ગની ખોળ કરવા ગૃહત્યાગ કરી નીકળ્યા. એમનો આત્મા જ્ઞાનનો ભૂખ્યો હતો, જ્ઞાન માટે તલસતો હતો. એવે તલસતે હૈયે એઓ સમસ્ત ભારતવર્ષમાં છ વર્ષ સુધી ભટક્યા. આ છ વર્ષને અંતે એમની જીજ્ઞાસા એટલી બધી તીવ્ર થઈ કે તેઓ ઉરુવેલા ( હાલનું બુદ્ધગયા ) પ્રદેશમાં નિરંજરા (ફાલ્ગુ) નદીને તીરે એક પીપળાના વૃક્ષ નીચે આસન માંડી બેઠા અને ભીષ્મ પ્રતિજ્ઞા કરી કે સારી દેહ ગળી જાય તો બહેતર, પણ જ્યાં સુધી મને મોક્ષમાર્ગની ઝાંખી નહિ થાય ત્યાં સુધી હું અહીંથી ચસવાનો નથી. પ્રભુની ઇચ્છાથી સિદ્ધાર્થની પ્રતિજ્ઞા ફળી અને તેઓ 'બુદ્ધ' થઇને ઉઠયા

આ વૃક્ષ હેઠે બેસી સિદ્ધાર્થ બુદ્ધ થયા એટલે એ 'બોધિદ્રુમ' ગણાયું. બુદ્ધ ભગવાનના શિષ્યોને

---

* અંતર્મુખ વૃત્તિથી અમુકજ જગ્યામાં આંટા મારવા તેને ચક્રમણ કહે છે.

બહૂદીરીતે થઈ રહ્યું છે. આ પરથી બંગાળ સરકારે બ્રહ્મદેશના મહારાજાની સંમતિથી એ મંદિરનું સમારકામ [illegible] કામ પોતે હાથ ધર્યું અને ઈ. સ. ૧૮૮૪ માં તે પૂરું કર્યું. [illegible] મંદિરનું સમારકામ પૂરું થતાં ગયાના કલેક્ટર [illegible] પર એ કામ કરનાર ઇજનેર મિ. બગલરે રીપોર્ટ મોકલી આપ્યો. એ રીપોર્ટમાં મંદિર પર મહંતની કોઈ પણ [illegible] માલિકી હોવાનો ઉલ્લેખ મળતો નથી. [illegible] બ્રહ્મદેશના મહારાજાએ મંદિર નજીક બંધાવેલી ધર્મશાળાનો દાખલો મળી આવે છે.

## બૌદ્ધોનો બહિષ્કાર

એવામાં બ્રહ્મદેશના મહારાજા અને હિંદી સરકાર વચ્ચે યુદ્ધ સળગી ઉઠયું, અને મંદિરની ધર્મશાળામાં રહેતા બ્રહ્મદેશના બૌદ્ધ ભિક્ષુ પોતાને વતન ચાલ્યા ગયા. આમ પાછું આ મંદિર રખેવાળ વિનાનું થઇ ગયું. ઇ. સ. ૧૮૮૫ માં સર એડવિન આર્નોલ્ડને મંદિરની નિરાધાર દશા જોઇ બહુ લાગી આવ્યું, અને તેમણે સરકારને એ મંદિર બૌદ્ધ ભિક્ષુઓને હવાલે કરવા સલાહ આપી. પણ સરકારે એ વાત નહિ ગણકારી. એથી ઉલટું ગયાના કલેક્ટર મિ. ગ્રીઅરસનના કહ્યાથી સરકારે એ મંદિરના મકાન વિગેરેને 'રક્ષિત ઇમારત' ( Protected Monument ) તરીકે જાહેર કરી એના પર પોતાની સત્તા જમાવી, અને મંદિરની ઉપરની ધાર્મિક હકુમત મહંતને સોંપી દીધી. આ બધું ઈ. સ. ૧૮૯૦ માં બન્યું. તે વેળા શ્રી હેમનારાયણગિરી મહંત હતા. સરકારે ધાર્મિક સત્તા એમને સોંપી છતાં એમને તે જોઇતી નહોતી. તેઓ તો માનતા હતા કે બૌદ્ધોનું મંદિર બૌદ્ધોને જ હવાલે હોઇ શકે. પણ ઇ સ. ૧૮૯૧ માં આ ભલા મહંતનું અવસાન થયું અને હાલ જે મહંત છે તે— શ્રી કૃષ્ણદયાલગિરી મહંત બન્યા. શ્રી કૃષ્ણદયાલગિરી ચૂસ્ત(?) શિવપૂજક છે અને બૌદ્ધોના વિરોધી છે. આમ મંદિરની માલિકી એક બૌદ્ધોના વિરોધીના હાથમાં આવી. આ જ અરસામાં પ્રસિદ્ધ બૌદ્ધભિક્ષુ બ્રહ્મચારી અંગરિક ધર્મપાલ આ મંદિરના દર્શનાર્થે આવ્યા. મંદિરની હાલહવાલ સ્થિતિ અને મહંતની સત્તા જોઈ ધર્મપાલજીને ખૂબ રંજ થયો. એનો પ્રતાપી આત્મા કકળી ઉઠયો, અને તરત જ એમણે આ મંદિરને નષ્ટ થતું બચાવવા અને એને બૌદ્ધ ધર્મીઓના હાથમાં મૂકાવવા માટે મન સાથે પ્રતિજ્ઞા કરી.

પ્રતિજ્ઞા કરી ધર્મપાલજી તો તરત જ પોતાને કામે વળગી ગયા. સતત મહેનત કરી મહાપ્રયત્ને તેઓ કલકત્તામાં મહાબોધિ સોસાયટી સ્થાપી શક્યા અને લંકાથી બૌધ ભિક્ષુઓને લાવી જાહેર ધાર્મિક [illegible] ગયા [illegible] આ મંદિરની ધર્મશાળામાં રાખ્યા. [illegible] ૧૮૯૧ ના ઑક્ટોબરમાં બૌધોની એક પરિષદ ભરાઈ. એ પરિષદે મંદિર બાબત બંગાળના લેફ્ટનન્ટ ગવર્નરને અરજ કરવા માટે એક ડેપ્યુટેશન નીમ્યું. પણ સર ચાર્લ્સ એલીઅટે આ ડેપ્યુટેશન સાથે વાત સુદ્ધાં કરવા ના પાડી.

પણ એથી ધર્મપાલજી નિરાશ થયા નહિ. તેમની પ્રવૃત્તિ તો ધીમે ધીમે વધવા માંડી. એમણે જે બૌધ ભિક્ષુઓને લંકાથી લાવી બુધ્ધ ગયામાં રાખેલા તેઓ ઈ. સ. ૧૮૯૩ ના ફેબ્રુઆરી સુધી તો ત્યાં રહ્યા બાદ મહાબોધી સોસાયટીના ડાઇરેક્ટર જનરલ સ્વ. કર્નલ આલ્કોટની સૂચનાથી તેઓ ગયામાં રહેવા ગયા. અને ત્યાં જવા છતાં ધર્મશાળાની કુંચીઓ તો તે ભિક્ષુઓ પાસે જ રહેતી.

આમ ધીમે ધીમે બૌધ્ધો પોતાની સ્થિતિ મક્કમ કરતા ગયા. પણ એવામાં એક એવો બનાવ બન્યો કે જેણે મહંત અને બૌધ્ધો વચ્ચેની કડવાશ વધારી મૂકી. જાપાનના બૌધ્ધોએ ભારતવર્ષના સહધર્મીઓને બુધ્ધ ભગવાનની એક સુંદર મૂર્તિની ભેટ કરી. તે મૂર્તિ ઇ. સ. ૧૮૯૪ ના એપ્રિલ માસમાં ગયામાં આવી પહોંચી. ધર્મપાલજીનો વિચાર એ મૂર્તિની પ્રતિષ્ઠા બુધ્ધગયાના મંદિરમાં કરવાનો હતો. અને બુધ્ધ ભગવાનની મૂર્તિ બુધ્ધગયામાં, નહિ તો બીજે ક્યાં શોભે? પણ મહંતથી એ ન ખમાયું. એમણે પોતાના નોકરોને હુકમ કરી એ મૂર્તિને મંદિરમાંથી બહાર કઢાવી બુધ્ધ ભગવાનનું અને બૌધ્ધોનું આ ભારે અપમાન ગણાય છતાં બૌધ્ધો આભારા ખાઈ ગયા અને ગયાના કલેક્ટરની સલાહ માની એ મૂર્તિને ધર્મશાળામાં પધરાવી. મહંતથી આ પણ નહિ જીરવાયું એક દિવસ બૌધ્ધો બુધ્ધ ભગવાનની પૂજા કરી રહ્યા હતા, એવામાં એકાએક પાછળથી કોઇએ આવી હુમલો કર્યો, બૌધ્ધોને માર માર્યો, અને બુધ્ધ ભગવાનની મૂર્તિને ધર્મશાળાની બહાર ફેંકી દીધી. આ હુમલો કરનાર બીજા કોઈ નહિ પણ મહંતના નોકરોજ હતા.

આમ મહંતનો ઉન્માદ વધતો ચાલ્યો. બૌધ્ધો હવે વધુ વાર એ સહન કરી શકે એમ ન હતું. મહંતને મન તો આ બધો ખેલ હતો પણ બૌધ્ધોને માટે તો એ જીવન-મરણનો સવાલ હતો. આથી મહાબોધિ સોસાયટીએ મહંત પર દાવો માંડયો. ઇ. સ. ૧૮૯૬ ના મે મહિનામાં કોર્ટે ચુકાદો આપ્યો કે બ્રહ્મદેશના મહારાજાએ બંધાવેલી ધર્મશાળા પર બૌધ્ધ ભિક્ષુઓનો જ હક છે અને તેઓ ત્યાં મૂર્તિ પધરાવી શકે છે. મહંતને કે કોઇને એની આડે આવવાનો હક નથી.

આમ ધર્મશાળા પર બૌધ્ધોનો હક સ્થાપિત તો થયો પણ તેમના નસીબમાં ત્યાં વધુ વખત રહેવાનું સર્જાયલું ન હતું. ઈ. સ. ૧૯૦૨ માં સ્વામી વિવેકાનંદ અને જાપાની મુસાફર મિ. આકાકુરા બુધ્ધગયાના દર્શને આવ્યા અને બુધ્ધગયામાં એક સુંદર અને ભવ્ય બૌધ્ધ મંદિર બાંધવા વિષે તેમણે મહંત સાથે ચર્ચા કરી. બાદ સ્વામીજી તો જતા રહ્યા પણ સરકારને સ્વામીજીની શક્તિનું ભાન હતું. તેને લાગ્યું કે તેઓ આ વાત ઉપાડશે તો પોતાને તે ભારે પડશે. આથી તેણે મૂળનોજ નાશ કરવા વિચાર કર્યો. પટનાના કમિશ્નરે ધર્મપાલજીને ખબર આપી કે બુધ્ધગયા છોડી જવામાંજ બૌધ્ધ ભિક્ષુઓનું ભલું રહેલું છે. બૌધ્ધ ભિક્ષુઓ આવો ગેરકાયદે હુકમ માનવા તૈયાર ન હતા. તેઓ તો ત્યાંજ રહ્યા.

આથી કમિશ્નર સાહેબ છંછેડાયા તેમને લાગ્યુ કે મારી આજ્ઞાનો અનાદર કરનાર આ ભિક્ષુઓ કોણ ? કમીશ્નર મી. લેમીંજ ઈ. સ. ૧૯૦૫ માં બુધ્ધગયા ગયા, અને બૌધ્ધોની વિરુદ્ધ ફરિયાદ માંડવા મહંતને ઉશ્કેર્યો. 'મહંતને તો ભાવતું હતું અને વૈદે કહ્યું'. તેમણે તરતજ દાવો માંડયો અને ઇ. સ. ૧૯૦૬ ના સપ્ટેંબરમાં કલકત્તાની હાઇકોર્ટે ચુકાદો આપ્યો કે બૌધ્ધ ભિક્ષુઓને મહંતની રજા વગર બુધ્ધગયામાં રહેવાનો હક નથી. આ ચુકાદાને પરિણામે ઈ. સ. ૧૯૧૦ માં બૌધ્ધ ભિક્ષુઓ બુધ્ધગયામાંથી બહાર થયા અને સર્વત્ર મહંતની આણ વર્તાવા લાગી.

## સરકારની જવાબદારી

બુધ્ધગયાના મંદિરનો આ ટુંકો ઇતિહાસ છે. સરકારની દખલગીરીથી અને અન્યાયથી બુધ્ધ ધર્મીઓનું આ પવિત્ર ધામ આજે એક બુધ્ધ ધર્મના વિરોધી મહંતના હાથમાં છે. આ તો માત્ર માલિકીનો સવાલ હોત તો તો બુધ્ધધર્મીઓ એની બહુ પરવા ન કરત. પણ આનાં મૂળ બહુ ઉંડાં છે. મહંતની હકુમત નીચે આ મંદિરમાં બુધ્ધ ભગવાનની મૂર્તિ ઉપર જે અત્યાચાર થઈ રહ્યા છે તે અસહ્ય છે. બુધ્ધ ભગવાનની પૂજા બુધ્ધધર્મ પ્રમાણે નથી થતી એટલું જ નહિ, પણ હાલતો એ મૂર્તિને ભગવું પહેરાવાય છે, ત્રિપુંડ થાય છે, ભસ્મ લગાવાય છે. મંદિરમાં દીવો સરખો કોઈ કરતું નથી. આ અત્યાચાર નહિ તો બીજું શું ? છતાં મહંત આટલેથી સંતોષ નથી પામ્યો. આ મંદિરની પાસે અડોઅડ જ કાલિનું મંદિર છે. કાલિપૂજાને દિવસે આ પવિત્ર ધામમાં બકરાંઓનો વધ થાય છે. બુધ્ધ ભગવાને જે સ્થળેથી

अक्रोधेन जिने क्रोध
असाधुं साधुना जिने
जिने कदरियं दानेन
सच्चेनालिकवादिनं ॥

નો મંત્ર પઢાવેલો તે જ સ્થળે આજે વખતોવખત આવી હિંસા થયા જ કરે છે.

અનાદિ કાળથી સૌ કોઈ ધર્મના આશ્રયદાતા ગણાવાની મગરૂબી ધરાવનારા ભારતવર્ષની છાયામાં આવો અઘોર અન્યાય થઇ રહ્યો છે. જગતનાં ૫૦ કરોડ માનવ હૃદયો (બૌધ્ધોની સંખ્યા ૫૦ કરોડની છે) ના આર્તનાદ નિરર્થક નીવડે છે, બુધ્ધ ધર્મીઓ પોતાના જ પવિત્ર ધામમાં અંત્યજ ગણાય છે, 'अहिंसा परमो धर्मः' ની ઘોષણા કરનાર દયામય પ્રભુની મૂર્તિ સમક્ષ નિરાધાર, નિરપરાધી મૂંગા પ્રાણીઓની હિંસા થાય છે અને બૌદ્ધદ્વેષી મહંત નિરંકુશપણે વિહાર કરી રહ્યો છે. એ બધા માટે જવાબદાર કોણ ? ધર્મના કામમાં તટસ્થવૃત્તિ જાળવવાનો ડોળ ઘાલનારી હિંદની સરકાર. સરકારે જ એ મંદિર મહંતને સોંપ્યું અને અત્યારે પણ સરકાર જ મહંતની સત્તા ટકાવી રાખવામાં કારણભૂત છે. બૌધ્ધો જ્યારે પણ મહંતની સાથે આ મંદિર વેચાણ રાખી લેવા બાબત પત્રવ્યવહાર કરવા ઇચ્છે છે ત્યારે ત્યારે સરકાર જ આડી આવે છે અને પોતાની પરવાનગી સિવાય પત્રવ્યવહાર પણ નહિ કરવા મહંતને હુકમ આપે છે. મહાબોધિ સોસાયટી ગમે તે કિંમતે મંદિર ખરીદી લેવા તૈયાર છે. તેમ નહિ તો તે પર માલિકી ભલે સરકારની કે મહંતની રહે પણ બુધ્ધ ભગવાનની પૂજા બુધ્ધધર્માનુસાર થાય અર્થાત્ મંદિરનો ધાર્મિક વહિવટ બૌધ્ધોના હાથમાં રહે એટલું માત્ર ઇચ્છે છે. સોસાયટી–જેના પ્રમુખસ્થાને હાલ સર આશુતોષ મુકરજી વિરાજે છે–આ માટે ખુબ પ્રયત્ન કરી રહી છે. તેણે તો મહાસભા પાસે પણ ઈન્સાફ માગ્યો છે. છતાં સરકાર હજી નથી પીગળતી. એને તો 'કાયદો અને વ્યવસ્થા' જાળવવાને બહાને બૌધ્ધોનો પગરવ આ દેશમાં થતો અટકાવવો છે. કારણ કે એશિયાની પ્રજાઓનું મિલન આ સરકારને રૂચે તેમ નથી.

રમણ માણેકલાલ દેસાઈ

# શ્રીયુત બારીંદ્ર કુમાર ઘોષ

વિશાળ ગગનચુંબી પર્વતના પ્રાંગણમાંથી ઝરણાંઓ વહેવા માંડે છે ત્યારે શરૂઆતમાં, તેમને નથી દિશાનું ભાન હોતું કે નથી તેમનો પ્રવાહ એકસરખો, અસ્ખલિત, સુઘટિત ગતિથી વહેતો. પરંતુ જ્યારે ક્રમે ક્રમે આગળ વહેતાં તેના બે તીર-પ્રાંત ઘડાય છે ત્યારે તેમની ગતિ સ્થિર થાય છે, અને પ્રવાહ અસ્ખલિત, સુઘટિત વહેણ પ્રાપ્ત કરે છે.

પ્રજાઓના રાષ્ટ્રીય જીવનપ્રવાહનું પણ તેમ જ છે. રાષ્ટ્રીય ચેતનાનો ઉભરો જ્યારે ફાટી નીકળે છે ત્યારે, પ્રારંભે તે આડીઅવળી ગતિમાં વહ્યા વિના રહેતો નથી. જ્યાં સુધી પ્રજાજીવનને ઘડનારો કોઈ વિરલ, અવતારી મહાપુરૂષ અનંત કાળનાં પડખા-માંથી જાગીને એવા ઉભરાને શાંત, સૌમ્ય બનાવતો નથી, તે અસ્ખલિત, સુઘડ પ્રવાહવંતો બને તેમ તેને ઘડતો નથી–વાળતો નથી, ત્યાં સુધી એ ઉભરો બ-હાર નીકળવા ગમે એવું સ્વરૂપ ધારણ કરે છે અને ગમે તે ગતિએ વહેણ મેળવે છે.

બંગાળાનો બોમ્બયુગ–ભારતમાતાને સ્વતંત્ર બ-નાવવાની ઝંખના જેમને રોમે રોમ વ્યાપી ગઇ હતી, સ્વદેશબાંધવોનાં દુઃખડાં નિહાળી નિહાળી, તેમના કકળતા આત્માનો સાદ સાંભળી જેમનું હૈયું સળગી ઉઠ્યું હતું, પ્રાણ પડે તોયે ભારતમૈયાને દમનાર આ ગુલામીની સાંકળોને તોડવા માટે જેમના દિલમાં તાલાવેલી લાગી ગઇ હતી, એવા કેટલાક મરજીવા નૌ-જવાનોની રાષ્ટ્રીય ભાવનાના ઉભરામાંથી પરિણમેલો બંગાળાનો બોમ્બયુગ–એ એક પ્રકારે હિન્દુસ્તાનના રાષ્ટ્રીય જીવનપ્રવાહની એક આવી જ વિચિત્ર ગતિ ગણાય. એ વિચિત્ર ગતિને પરિણામે–તેની સમગ્ર રાષ્ટ્રના જીવન પર શી અસર થયેલી એ વિચારવા સારૂ આ લેખની પ્રવૃત્તિ નથી: પણ એ યુગના નેતા અને બંગાળાના વિપ્લવપંથના બ્રહ્મા તરીકે ઓળખાતા શ્રીયુત બારીન્દ્ર કુમાર ઘોષનો –જેમને ગુજરાત, અને સમગ્ર ભારત, મહર્ષિ અર-વિંદના નાના ભાઇ તરીકે ઓળખાવવાથી એકદમ પિછાનશે તેનો–યથાશક્ય પરિચય આપવા માટે જ આ લેખ લખ્યો છે.

## વિપ્લવ યુગનો બ્રહ્મા

શ્રીમતી વાસંતિદેવી દાસ અને શ્રીમતી ઉર્મિલા-દેવી વગેરે સાથે જેમને જેલ મંદિરે જવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું, અને દેશમાં પ્રવર્તી રહેલા અસહકાર યજ્ઞમાં જે યથાવિધિ હોમ કરી ચૂકેલા છે એવા શ્રીયુત હેમન્તકુમાર સરકાર, બારીન્દ્ર બાબુને વિપ્લવ પંથના બ્રહ્મા તરીકે ઓળખાવે છે, અને આદર-પૂર્વક નમન કરે છે. પોતાનું "The Revolutionaries of Bengal, their methods and ideals" નામનું એક અંગ્રેજી પુસ્તક તેમણે બારીન્દ્ર બાબુને ચરણે ધર્યું છે. ગુજરાતની વિપ્લવ યુગના એ બ્રહ્મા સાથે હજી નહિ જેવી જ પિછાન છે, પણ ભવિષ્યનો એક કાળ સંમુખ જ ઉભેલો દેખાય છે, જ્યારે માત્ર ગુજરાતજ નહિ પણ સમગ્ર ભારતવર્ષ એમને પિછાનશે અને યોગ્ય અર્ઘાંજલિ અર્પશે.

## જન્મ

"કોણ જાણે શાંયે આકાશકુસુમ" વીણવા અવતરેલો આ નરવીર લંડન પાસેના કોયડન નામના ગામડામાં જન્મ્યો હતો. (ઈ. સ. ૧૮૮૦). ખુલનાના સિવિલ સર્જન, ડૉક્ટર કૃષ્ણધન ઘોષ બારીન્દ્રનાં પિતા–એ યુગના આજથી ચાળીસ વરસ પરના જમાનાના અનેક–અને ખાસ કરી અંગ્રેજી શિક્ષણ–લીધેલા માણસોની પેઠે પાશ્ચાત્ય સંસ્કૃતિના પૂજક હતા. અને ખાસ કરીને અંગ્રેજ પ્રજાની જીવનપ્રણાલિ વિષે એમને અસામાન્ય મોહ હતો. વિલાયતની દાક્તરી પરીક્ષા પોતે પસાર કરી હતી એટલું જ નહિ પણ મહકુટુમ્બપરિવાર, પોતાનાં બાળકોને વિલાયતની આદર્શ શિક્ષણપદ્ધતિ અનુસાર કેળવવા માટે તેઓ ફરીથી ઇંગ્લાંડ ગયેલા અને ત્યારે જ બારીન્દ્ર કુમાર ઘોષ ત્યાંજ જન્મ્યા હતા.

પણ ૭ વરસની ઉમ્મર સુધી તો બારીન્દ્ર બાબુએ પોતાનુ જીવન પોતાના માતામહ રાજનારાયણ બસુને ત્યાં જ ગાળ્યુ હતુ. બાબુ રાજનારાયણ બસુ એટલે જાણે ધર્મનો અવતાર, ઈશ્વરપ્રેમ અને સ્વદેશભાવનાની સાક્ષાત્ મૂર્તિ. અંગ્રેજ પ્રજાએ આવી આ દેશમાં પોતાનું રાજ્ય સ્થાપવાથી ભારતવર્ષને માથે આવી પડેલી રાષ્ટ્રીય આપત્તિનો ખ્યાલ, બારીન્દ્ર કુમારને વારસામાં એમણે જ આપ્યો. ધાર્મિક ભાવનાથી એમણે જ બારીન્દ્રનુ જીવન તરબોળ કર્યું. જે કુમળો છોડ, પોતને ઉછેરવા માટે મળ્યો તેના પર સ્વતંત્રતાની પ્યાસ અને ધર્મજીવનની લાલસારૂપી જળસિંચન કરી એમણે તેને પોષ્યો–ખીલવ્યો. આજ રાજનારાયણ બસુ બંગાળના એક–યુગ મંડળીના પ્રેરક હતા. એવાં વાતાવરણમાં, એવા દાદાના હાથે તળે ઉછરેલા બારીન્દ્ર બાબુ ભવિષ્યમાં કર્યા તેવાં જ પરાક્રમ કરે તેમાં શી નવાઈ?

## શાળાજીવન

પિતાએ ઈ. સ. ૧૮૯૨ ની સાલમાં દેહ છોડી તે પહેલાં થોડોક કાળ બારીન્દ્રે તેમની દેખરેખ તળે ગાળેલો; પણ ફરી પાછા, સ્થાનિક નિશાળમાં શિક્ષણ લેવાને માટે તેને દેવગઢ દાદાને ત્યાં આવવું જ પડયું. જે ભાવનાઓ જુવાનીમાં અને પ્રૌઢ જીવનમાં ઉભરાઈ નીકળી હતી, તેનાં અંકુર શાળાજીવનમાંયે અપ્રકટ તો નજ રહ્યાં. હસ્તલિખિત માસિક પત્ર ચલાવવામાં ભવિષ્યના "જુગાન્તર" અને "નવશક્તિ"ના ભણકારા હતા. ગરીબ વિદ્યાર્થીઓ માટે ફંડ કરવાં, વાદ સભાઓની વ્યવસ્થા કરવી વગેરે પ્રવૃત્તિઓથી કંઇ પણ સેવા બજાવવાની એમની લાલસા તો ત્યારથી જ વ્યક્ત થઈ ચૂકેલી. એ જ વેળા એમણે લાકડીબાજીનું પણ શિક્ષણ લીધું એટલું જ નહિ, પણ શિવાજી અને તેના માવળા સૈનિકોનાં આદર્શ મુજબ કૃત્રિમ યુદ્ધો પણ દેવગઢ પાસેની ટેકરીઓમાં મચાવેલાં. કુદરત પરનો ને નિસર્ગ સૌંદર્યપરનો એમનો પ્રેમ, જે એમના બંગાળી તેમજ અંગ્રેજી લખાણોમાંથી સહજે ઉપર તરી આવે છે, તે અહીંજ કેળવાયો. અને આગળ ઉપર દેશેર કથાના કર્તા તરીકે પંકાયલા શ્રી સખારામ ગણેશ દેઉસ્કર તથા બીજા એક શિક્ષકે એમનામાં રહેલી લલિત કલાઓની પ્રીતિને પોષી–ઉછેરી અને સાહિત્યનો શોખ ઉત્પન્ન કર્યો. એ વેળાથી જ બારીન્દ્રકુમારે, રવીન્દ્રબાબુની શૈલીમાં –એમનાં કાવ્યોના જેવા જ સ્વરૂપમાં, કવિતા–ખાસ કરીને પ્રેમકાવ્યો–રચવાનુ શરૂ કરેલું.

## શિક્ષણ બાદ

પણ આના ઉભરાના હૃદયવાળા નૌજવાનોથી નિશાળનુ ભણતર રીધું કેમ પાર પડાય? મેધાવિની વ્યક્તિઓ નિશાળનાં બંધન તોડીને પોતાના ઓજસને મુક્ત રીતે પ્રકટ કરવાનો માર્ગ ખોળી લે છે એનાં સેંકડો દૃષ્ટાંતો દુનિયાના ઇતિહાસને દફતરે ક્યાં મોજુદ નથી? બારીન્દ્રનુ શાળાજીવનનુ એ સંપૂર્ણ હતુ કે રચું એક સિવાઝ વિષે મહાશૂન્ય. કોલેજમા જતાં, વિચારો કંઇક જુદી જ દિશાએ વળ્યાં, અને એમને બાકી નિસર્ગના ખોળામાં ખેતી, કૃત્રિમ સૃષ્ટિમાં વિહરવાનાં ખ્યાલ આવ્યા. એના વચલા ભાઇએ જમીન ખરીદવાને પૈસા

આપવાનું વચન પણ આપેલું. પણ તે ન મળવાથી રીસાઇને, ચીડાઇને, બારીન્દ્ર ઘેરથી કોઇને કહ્યા કર્યા વગર નાસી છૂટયો. સગપણમાંની એક ડોશીનું ઘર વેચાવી તેને પૈસે એનર લેવાનું હતું. કલકત્તામાં આ કામ પાર પાડતાં અનેક દિવસો નીકળી ગયા. એ દરમ્યાન આમતેમ ભટકયાં કરવું, અને મળી આવે તો ખાવું, નહિ તો ભૂખ્યા પડી રહેવું, એ પ્રમાણેનું જીવન એમણે વ્યતીત કર્યું.

ઘર વેચાયું એટલે રૂ. ૯૦૦ મળ્યા. તેમાંથી પટણા ખાતે એક પરચુરણ દુકાન કાઢી. પચરંગી જીવનમાં જેટલા અનુભવ લીધા હોય તેટલા ઓછા. આત્મકથામાં બારીન્દ્રબાબુ લખે જ છે કે એ તો ગદ્દાપચ્ચીશીનો કાળ હતો—દુનિયાના ધોરી રસ્તા પર બે-લગામ સોળ સોળ ઘોડાની બગી હાંકવાનો જમાનો હતો! ચંચળ વૃત્તિના અસ્થિર નૌજવાનથી દુકાન તે કયાં સુધી ચલાવાય?

એટલે લીધો અરવિન્દનો આશરો. અરવિન્દબાબુ વડોદરે હતા. ત્યાં એને મઝા પડી. ખાવું, પીવું, મનગમતું, બાગાયતનું કામ કરવું, અને બસ, કવિતા લખવી. એમ લાલા મસ્તરામ કર્યા કરતા. એટલામાં, અહીંજ

ગુપ્તમંડળ

માં પ્રવેશ કરવાનો યોગ એમને પ્રાપ્ત થયો.

ભારતવર્ષમાંથી મ્લેચ્છ રાજ્યસત્તાને નાબૂદ કરી શ્રી રામચન્દ્રજીના આદર્શ અનુસારનું એક હિન્દુ મહારાજ્ય સ્થાપવાની લાલસાથી કેટલાક નૌજવાનોએ એક ગુપ્તમંડળ કાઢેલું હતું. દૈવસંજોગે તેમાંના એકબેની સાથે બારીન્દ્રબાબુને પિછાન થઇ. એ ગુપ્તમંડળનું મુખ્ય મથક પૂના કે એટલામાં જ હતું. એક હાથમાં ભગવદ્ગીતા અને બીજા હાથમાં તલવાર લઇને એણે-બારીન્દ્રે-એ મંડળની દીક્ષા લીધી, અને શપથ લીધા કે 'પ્રાણ જાય તોયે મારા પ્રેયને વળગી રહીશ.'

એ પછી એરીજ રીતે દીક્ષિત થયેલા એક બંગાળી નૌજવાન પર ચિઠ્ઠી લઇ બારીન્દ્રે કલકત્તે જઇ, જે નવા વિપ્લવપંથની પોતાને દીક્ષા મળી હતી તેનો યુક્તિપુરઃસર પ્રચાર કરવા માટે રવાના થવું એમ કર્યું.

## બંગાળાનું ગુપ્તમંડળ

કલકત્તે આવી બારીન્દ્રબાબુ જુએ છે તો બંગાળાના ગુપ્તમંડળને વકીલો તરફથી સારી મદદ મળતી હતી. દર મહિને રૂ. ૨૫૦) જેટલી ચાલુ આવક થયાં કરતી. વિદ્યાર્થીવર્ગ અને જમીનદારવર્ગને જ હવે કામમાં લેવો બાકી હતો. આ પૂર્વે પણ રાજનારાયણ બસુની પ્રેરણાથી એક, અને જાપાનવાળા કાઉન્ટ ઓકાકુરાની મદદથી એક, એમ બે ગુપ્ત સમિતિઓ ચાલતી હતી.

જે ગુપ્તમંડળમાં બારીન્દ્ર જોડાયા હતા, તેના ખુદ પ્રમુખને યે લાઠીબાજી આવડતી. ગુપ્તમંડળનાં પણ જુદાં જુદાં ખાતાં હતાં—જેવાં કે ભરતી ખાતું, ખબરઅંતર ખાતું, આર્થિક ખાતું, હથિયાર ખાતું, પ્રકાશન ખાતું, વિગેરે, વિગેરે. દરેક જાતની જુદી જુદી કસરતોની પણ પ્રેકટીસ થતી. એ પણ જાણવા જેવું છે કે મંડળમાં એક અંગ્રેજ બાઇ પણ જોડાયલી હતી! કેટલાક કાળ પછી મંડળમાં થોડી તડ પડી, પણ તે ચાલૂ તો રહ્યું જ.

## બારીન્દ્રની પ્રવૃત્તિ

બારીન્દ્ર ઇ. સ. ૧૯૦૨ માં બંગાળા આવ્યા. અંગ્રેજી ભણેલા વર્ગોમાં એમણે કામ શરૂ કર્યું. શારીરિક ઉન્નતિ માટે સ્થપાયેલી અનુશીલન સમિતિના નામથી ઓળખાતી મંડળીઓનું તે વેળા બંગાળામાં ખૂબ જોર ચાલતું હતું. આ મંડળીઓમાં કામ કરવાનું બારીન્દ્રબાબુએ હાથમાં લીધું.

પણ તે જમાનો જૂદો જ હતો. ગુલામીનાં પડળ હજુ દેશની આંખો પરથી ઉતર્યાં નહોતાં. બ્રિટિશ રાજ્યની આણ રામરાજ્ય સમી વર્તતી હોય તેમ પ્રજાને લાગતું. મુઠ્ઠીભર પરદેશીઓ યુક્તિપ્રયુક્તિથી કોતેરી રોજ મશકોના પંપો વડે પ્રજાનું લોહી કેવી રીતે ચૂસી રહ્યા હતા, એનો પ્રજા સમસ્તને તે વેળા ખ્યાલ નહોતો. પણ પ્રયત્ન જેવો પડઘો કર્યા

ન વંળ્યો. બારીન્દ્રને લાગ્યું કે રાજકીય જીવન સાથે ધાર્મિકતાને જોડયા વિના પોતાનું કાર્ય આગળ ધપવું અશક્ય છે. ધર્મની સાધના કર્યા વગર પોતાનો હેતુ સિદ્ધ નહિ થાય એમ લાગવાથી તેમણે ફરી વડોદરા પ્રયાણ કર્યું—ગુરૂની શોધમાં.

અહીં કેટલીક નિરાશાઓ પછી જયપૂરવાળા સાધક શ્રી વિષ્ણુ ભાસ્કર લેલે સાથે તેમને મુલાકાત થઈ.

શ્રી વિષ્ણુ લેલે સાથેનો પરિચય એ બારીન્દ્રબાબુના જીવનમાંનો એક અતિ યાદગાર પ્રસંગ ગણાય. એ નવા પરિચયથી એમના સારા જીવનમાં એક જાતનું પરિવર્તન થયું. પોતાને મળેલી તકનો પૂરેપૂરો લાભ ન લીધો એ ભૂલ હજુ તેમને સાલે છે અને તેઓ કહે છે કે રવીન્દ્રબાબુના ગાર્ડનરમાંના દીવાના પેઠે મને જ્યારે પારસમણિ હાથ આવ્યો ત્યારે મેં તેને જોયો નહિ–પરખ્યો નહિ, અને હવે તે ધન્ય ઘડી તો વહી ગઇ!

શ્રી લેલેએ તેમને સાધનામાં પ્રવેશ કરાવ્યો. શરૂઆતમાં એ સાધના પર બારીન્દ્રને ઝાઝી શ્રદ્ધા ન જ ચોંટી. એમાંથી એને થોડા થોડા અદ્‌ભુત અનુભવો પણ થયા, છતાં ભારતવર્ષને સ્વતંત્ર કરવા માટે એ સાધનાદ્વારા પ્રયત્ન કરવા વિષે તો શ્રદ્ધા ન જ આવી. એમણે તો કલકત્તે જઇ ફરી માણિકતોલાબાગાન નામના મકાનમાં બોમ્બ બનાવવાનું શરૂ કર્યું.

## લેલેની ભવિષ્યવાણી

પોતાના જેવાજ મુઠ્ઠીભર મરણિયા નૌજવાનો સાથે તેમણે દેશની સ્વતંત્રતા માટે ભગીરથ પ્રયત્ન આરંભ્યો. તે વેળા, આજથી પન્દર સોળ વરસ પર, લેલેએ તેમને અટકાવવા પ્રયત્ન કરી ભવિષ્ય ભાખેલું કે ભારતમૈયાની બેડીનાં બંધન સત્વર જ તૂટવાને નિર્માયલાં છે, પણ તે વિના રક્તપાતે, વિના ખૂનરેજીએ, માટે આ નિષ્ફળ પ્રયત્ન તેણે છોડી દેવો. તે વખતના જુવાનીના જોશમાં રગરગમાં ચેતન ઉભરાતું હોય ત્યારે કામ કર્યા વિના ચેન કેમ પડે? લેલેએ ચેતવણી આપી, કે મૃત્યુથી પણ વધારે ભીષણ, વધારે યાતનામય એવું ભવિષ્ય તમારે માટે નિર્માણ થયેલું છે. આવી ચેતવણી મળ્યા બાદ થોડા જ વખતમાં તેઓના અખાડા પર પોલિસે હુમલો કર્યો અને તારીખ ૨૦ મે ૧૯૦૮ ની "ગોઝારી" રાત્રે તેઓ પકડાયા.

## મુકદ્દમો

પોતાના પકડાવાનો અને તે પછીની અટક તથા મુકદ્દમાનો બહુ રમુજી હેવાલ બારીન્દ્રબાબુએ આત્મકથામાં આપ્યો છે. એ મુકદ્દમો મિ. બર્લે [Birley] નામના એક વધારાના મેજીસ્ટ્રેટ આગળ ચાલ્યો હતો. અને મેજીસ્ટ્રેટે ૩૮ જણાને સેશન્સ કમીટ કર્યા હતા.

## જેલમાં પરાક્રમ

બારીન્દ્રબાબુની સાથે સાથે તેમના અનેક બોમ્બવાદી મિત્રો–મળતિયાઓ પણ પકડાયેલા. સેશન્સની રાહ જોતા જ્યારે સઘળા જેલમાં પડયા હતા ત્યારે ત્યાં આગળ એક ભારે કાવતરૂં તેમણે રચ્યું, અને તે પાર પાડવા માટે જેલમાં તેમણે રિવોલ્વરો સુદ્ધા મંગાવી; મેળવી અને જેલ ફોડીને નાસવાનો બેત પરિપૂર્ણ કર્યો. પણ તેમનો જે મુદ્દો હતો તે તેમનામાંના જ શ્રી. કાનાઇલાલ દત્ત–"બ્રહ્માએ અણુઅણુએ ક્ષત્રિય ઘડેલા" નરવીર–અને બારીન્દ્રના મામા સત્યેન્દ્ર બસુએ વ્યર્થ કરી નાંખ્યો. શિક્ષામાંથી બચી જવાની લાલચથી નરેન્દ્ર ગોસ્વામી નામનો એક બોમ્બવાદી સરકાર તરફનો સાક્ષી થઇ બેઠો. તેણે ગુપ્તમંડળનો ભેદ સરકારને આપી દેવા કબૂલ્યું. બારીન્દ્રબાબુ લખે છે:–"સારે નસીબે એ મૂર્ખશિરોમણિને કંઇ જ ભેદ ખબર નહોતો. ફરી જેલ પછી એણે અમને એવા તો સવાલો પૂછ્યા કે એણે દ્રોહ કર્યો છે એમ અમે તુરતજ કળી ગયા, અને બધાંએ મળી એના સવાલોના બનાવટી, ઉટંગ જવાબો જ આપ્યા."

'પણ કાનાઇ દત્ત અને સત્યેન્દ્રબસુને તો એટલો કાળ ચઢ્યો કે પોતાની મુક્તિ માટે મંગાવેલી રિવોલ્વરોનો ઉપયોગ કરી નરેન્દ્ર ગોસાઇનું જેલની ઇસ્પિતાલમાં જ ચ્યોક ખૂન કર્યું અને હસતે મ્હોંરે કબૂલાત આપી, ફાંસીનું સ્વાગત કર્યું. બારીન્દ્રબાબુને ખબર હોત તો કદાચ આ રીતે આ ખૂન જેલમાં ન થવા દેત. જેલ ફોડીને બહાર નીકળ્યા બાદ તો કરવાનું જ હતું. પણ તેમને ઇરાદાપૂર્વક તદ્દન અજ્ઞાત રાખીને જ ખૂન કરવામાં આવેલું.

બારીન્દ્રબાબુને પણ ફાંસીની સજા કરવામાં આવી. પણ હાઇકોર્ટમાં અપીલ થતાં તે ઘટાડીને જીવનભર આંદામાન-કાળાપાણીમાં ફેરવી નંખાઇ.

## કાળાપાણીની સજા

બારબાર વરસ કાળાપાણીએ તો વેઠે તેજ જાણે. સૃષ્ટિની દૃષ્ટિથી છૂપાયેલાં સ્થાનોમાંનું એક, તે આંદામાન. પ્રજાસમસ્ત દૂર રહી રહી જાણે છે—છાપાંઓમાં વાંચે છે "દેશનિકાલ," પણ આંદામાન એટલે શું—ત્યાં કેવા દુઃખના દરિયા વહે છે, સૃષ્ટિપરનું જીવતુંજાગતું નરક, એક સુધરેલી ગણાતી સંસ્કૃતિની ટોચ પર પહોંચેલી પ્રજા કેવું રચે છે, તેનો ખ્યાલ પ્રજાને જરાપે હોતો નથી. બારીન્દ્રબાબુએ પોતે મેળવેલા અનુભવોનું જે રસીલું ધ્યાન આપ્યું છે, તે વાંચી સૌ કોઇને આંદામાનમાં પ્રવર્તતા કાળા કહેરનો કંઇક ખ્યાલ આવશે.* દેશનિકાલ થતા ગુન્હેગારો—પછી રાજકીય હો, સામાજીક હો, નૈતિક હો, ભલે પશુથી પણ નપાવટ હોય, માત્ર જુલમ વેઠવાને જ સરજાયલા હોય, તેવું વર્તન તેમના પ્રત્યે ચલાવાય છે. વર્ણન વાંચી ત્યાં વસતા જેલરાદિ અમલદારો, સાક્ષાત્ કરૂણાની મૂર્તિ જેવા વિશ્વંભર પરમાત્માએ જ ઘડયા હશે કે એમાં આ સલ્તનતનો હાથ હશે તે વિષે શંકા ઉપજે છે! પણ એ બાજુએ મૂકતાં પણ સલ્તનતના પ્રતિનિધિઓએ જે ગુન્હેગારોને ત્યાં મોકલાય, તેમનામાંની માણસાઇ પૂરેપૂરી હણી નાંખવાની કેવી કાતિલ રાક્ષસી વ્યવસ્થા યોજી છે તેનો ખ્યાલ કરતાં કંપારી છૂટે છે! ૭ ૭ કરોડને ભૂખે મારનાર, અને દોઢસો વરસ સુધી સમગ્ર પ્રજાને ગુલામીની સાંકળોમાં જકડી રાખી નપુંસક બનાવી મૂકનાર, આ રાક્ષસી સલ્તનત સામે જેને આટઆટલું જાણ્યા પછી પણ અણરાગ ન છૂટ્યો હોય તે બારીન્દ્રબાબુનો લેખ વાંચે, અને વિચારે. નૈતિક અધોગતિ પામેલો કે સંજોગોની સહકારમાં આવીને ગુન્હો કરવા પ્રેરાયેલો માનવી પણ ઈશ્વરની આ સૃષ્ટિમાં આવી જાતના વર્તનને લાયક નથી. ગુન્હેગારને શિક્ષા કરવાનો હેતુ જો તેની વૃત્તિને ઠેકાણે લાવવાનો હોય, સમાજને હાનિકારક પ્રવૃત્તિમાંથી તેને ઉગારી લઇ સીધે રસ્તે દોરવાનો હોય તો તે હેતુ આન્દામાનમાં યોજેલી વ્યવસ્થાથી પાર પડવો સંભવતો નથી. એ વ્યવસ્થાથી તો ઉલટું નિર્દોષ, સરળ માનવીઓ નૈતિક અધોગતિના કૂપમાં પડે છે—ન શીખવાનું શીખે છે. આદર્શ સરકારે તેમ શિક્ષકને કેળવવાની ટ્રેનિંગ કૉલેજો હોય છે તેમ જેલરને કેળવવાની નિશાળો કાઢવી ઘટે; જ્યાં ગુન્હેગારો સાથે માયાથી, પ્રેમથી વર્તન ચલાવી તેમને કેવી રીતે મનુષ્યત્વમાં લાવવા તે કળાનું શિક્ષણ અપાય. તેને બદલે અહિં તો ઘણાખરે નિર્દોષ પ્રાણીઓ હરહંમેશ આવે છે અને ખૂન, લૂંટ, ધાડ અને એવાં પ્રકારનાં પાપ કેમ થઇ શકે તેનું શિક્ષણ મેળવી, હૃદયની નૈતિક વૃત્તિને સદાને માટે કચડી નાંખી પાછા ફરે છે. હૃદયની નીચ તામસિક વૃત્તિઓને ઉન્નતમાં ઉન્નત કક્ષા સુધી ઉશ્કેરવા માટે—અને ચારિત્ર્યને નૈતિક અધોગતિની અવનતમાં અવનત કક્ષાએ પહોંચાડવા માટેનું શિક્ષણક્ષેત્ર જાણે ન રચ્યું હોય, તેવી જ અત્યારે તો આ વ્યવસ્થા લાગે છે.

* શ્રી બારીન્દ્ર કુમાર ઘોષની કાળાપાણીની કથા તથા કાળા પાણીને લગતા બીજા સાહિત્યના સંગ્રહરૂપ 'કાળાપાણીની કથા' નામનું પુસ્તક ટુંક વખતમાં આ કાર્યાલય તરફથી બહાર પડનાર છે.

## સાધના

બારીન્દ્ર બાબુ લખે છેઃ " મારી સાધના વિષે જો લખવા બેસું, તો એક નવો જ ગ્રંથ તૈયાર થાય, પણ હજુ નિત્યાનંદનું સ્વરૂપ હું પામ્યો નથી એટલે તેવું કરવાનો પ્રસંગ પ્રાપ્ત નથી થયો. " લેલેએ તેમને સાધનામાં પ્રવેશ કરાવેલો ત્યારે અને તે પછી પણ કંઈક અદ્ભુત અનુભવો તેમને થયેલા. પણ પછી બાહ્ય પ્રવૃત્તિમાં એ કાર્ય સ્વાભાવિક રીતેજ શિથિલ થઇ ગયેલું, તે જેલમાં નરેન્દ્રના ખૂન બાદ પાછું સતેજ બન્યું. સેશન્સ અદાલતમાં તપાસ પૂરી થયા બાદ સાત મહિના સુધી–અપીલનો નિર્ણય આવે ત્યાં સુધી–તેઓને ફાંસીદારોની કોટડીમાંજ પૂરેલા. અહિંના એક પહેરેગીરને પણ યોગનો કંઇક શોખ હતો અને બારીન્દ્ર બાબુને સાધના કરતા જોઇ તે તેમના તરફ આકર્ષાયો. આજ પહેરેગીર મારફત બારીન્દ્ર બાબુએ જેલમાં બેઠા બેઠા અરવિન્દની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. બારીન્દ્ર બાબુ અરવિંદને પોતાના ગુરૂ અને ભાવી જગતના દિવ્ય પુરૂષ માને છે. તેમની સહાયથી તેઓ સાધનામાં આગળ વધ્યા. બાર વરસ આંદામાનમાં રહ્યાં રહ્યાં પણ તેઓએ ધર્મનું ચિંતનમનન ચાલૂ રાખેલું–પાસે એક યોગવાસિષ્ઠ હતું તે, તથા શાંકર અને પંચદશીનો ઉપયોગ કરીને આટઆટલાં સંકટો વચ્ચે પણ તેમણે આંદામાનમાં ધર્મસાધના ચાલૂ રાખી. " ઇશ્વરને મેં જોયો નથી, પણ તેની ઘણી વિભૂતિઓ મેં અનુભવી છે. અનેક મનુષ્યોમાં દેવીસ્વરૂપનાં દર્શન કર્યાં છે. મનને વિષયાસક્તિઓમાંથી ખેંચી લેવાનું બળ પહેલાં પ્રાપ્ત થયું. પછી જાગી અંતરની બધીયે સુકોમળ વૃત્તિઓ–પ્રેમ, દયા, પ્રસન્નતા. " સરકારે તો તેમને માટે જેલ જીવનભર માટે નિર્માણ કરેલી છતાં છૂટવા પહેલાંના વર્ષોને તેમને અંતરમાંથીજ પ્રેરણા જાગી કે જા, પૂનસત્વર તારી મુક્તિ થશે અને જીવનભર,ન દેવો. તે લેકવાં નહિ પડે. માતા ભારતી જાગ્રતન ઉભરાતું આકર્ષણ કરી રહી હતી અને તેમ કેમ પડે? લેલેએ થશે એમ એમને લાગી રહ્યું હતું. આખરે સાધનામાં થયેલી પ્રેરણા ફળી અને ઇ. સ. ૧૯૨૦ ના ફેબ્રુઆરી માસમાં સરકારે તેમને મુક્ત કર્યા.

## મુક્તિ બાદ

બહાર નીકળી શ્રીયુત ચિત્તરંજન દાસબાબુના તંત્રીપદ હેઠળ ચાલતું " નારાયણ " નામનું માસિક પત્ર તેમણે પોતાના હાથમાં લીધું. અરવિંદ બાબુના વિચારોના પ્રચાર માટે આર્ય પબ્લીશિંગ હાઉસ નામના પ્રકાશન મંદિરની પણ એમણે યોજના કરી. બીજલી નામનું એક અઠવાડિક પત્ર પણ શરૂ કર્યું. અને એ બાહ્ય જગતનાં કાર્યોને તેમના વ્યવસ્થિત, સુઘટિત સ્વરૂપમાં ગોઠવી દઇ તેઓએ નિર્લેપ વૃત્તિથી પોંડિચેરીનો રસ્તો લીધો. આંદામાનમાં પણ તેઓ ઝંખ્યાજ કરતા હતા કે ક્યારે બહાર નીકળી સમસ્ત જીવનને સાધનામય, ભક્તિમય, યોગમય બનાવી દઉં", અને આત્માની ઉન્નતમાં ઉન્નત દીક્ષા અનુભવું. પોંડિચેરીમાં તેઓ અત્યારે અરવિન્દ બાબુ સંગાથે સાધનામાં અને ધર્મચિંતનમાં રાતદહાડો મચ્યાં રહે છે, અને પોતાના કેટલાક વિચારો તેમણે થોડાક વર્ષોપર બંગાળાના એક આગેવાન પત્રમાં જાહેર કર્યા છેઃ—

"સારીય દુનિયામાં અત્યારે શિવજીનું તાંડવ નૃત્ય ચાલી રહ્યું છે. ખંડનાત્મક પ્રવૃત્તિઓનો યુગ બેસી ચૂક્યો છે. દેશનાયકો, મહાપુરૂષો, પોતાની પ્રવૃત્તિઓ દ્વારા જાણ્યે અજાણ્યે દુનિયાની જીર્ણ થયેલી સંસ્થાઓને તોડી પાડવાનો યત્ન કરી રહ્યા છે. અસહકાર, બોલ્શેવિઝમ આદિ જુદાં જુદાં નામ હેઠળ પણ જૂનીપુરાણી સંસ્થાઓનો નાશ કરનારી વિનાશક શક્તિઓ ગતિમાન થઇ ચૂકી છે. ખરેજ, એ શિવ પછી તાંડવ નૃત્ય ચાલી રહ્યું છે. પહેલાના આવતા યુગદ્રોહ કર્યો છે એમ લાગે છે. ખંડનાત્મક—દુનિયાને બધાંએ મળી એના સંસાર–યુગનો કાળ ધીમે ધીમે જવાબો જ આપ્યા."

સર્વ પ્રવૃત્તિઓને નવયુગની ઉષા તરીકે તેઓ વધાવે છે. અત્યારની રચનાત્મક ગણાતી પ્રવૃત્તિઓ-માંથે પણ નાશનોજ ધ્વનિ ગુંજી રહેલો તેમને સંભળાય છે, અને એ નાશ પછીની નવી સૃષ્ટિને ભારતવર્ષ પોતાનો સંદેશ આપી પોતાના આદર્શો મુજબ ઘડશે ભારતવર્ષના નૌજવાનોને તેઓ કહે છેઃ-તમારી પુણ્યપુરાણુ સંસ્કૃતિને સંભારો, તેને લક્ષમાં રાખીને તમે આગળ ધપો. તમારે યૂરોપ તરફ જોવાનું નથી. ઈંગ્લાંડે હિંદ પર જે જીત મેળવી છે તે ક્ષણિક છે. હિન્દુસ્તાન એક ચિરસ્થાયી વિજય માત્ર ઇંગ્લાંડ પરજ નહિ પણ સમગ્ર યૂરોપ પર મેળવશે, અને સૃષ્ટિને ચકિત કરશે. તલવાર પર ભાવના વિજય મેળવશે. ભારતવર્ષની સંસ્કૃતિના પુનરૂજ્જીવનનો કોયડો જ્યારે ઉકેલાશે ત્યારેજ સમસ્ત દુનિયામાં શાંતિ પ્રવર્તશે. પરંતુ એને માટે પાશ્ચાત્ય સંસ્કૃતિના પારણામાં ઉછરેલા આજના ભારતબાળને કંઇ કંઇ નૂતન પ્રકાશ ઝીલવા પડશે. ભારતમૈયાનો પ્રકાશદીપ કંઇક ઝાંખો પડયો હતો, ધીમો બળતો હતો. તેને બુદ્ધિવાદના ઓપ (Touch of Rationalism) ની જરૂર હતી. આ ઓપ અર્પણ કરી એક નવીન યુગમાં ચેતન સંચારવા કારણે વિધાતાએ આ ભૂમિને અંગ્રેજોનું લીલાક્ષેત્ર બનાવ્યું. પણ હવે એ કાર્ય લગભગ પૂરૂં થવા આવ્યું છે. નવયુગમાં કલા વિસ્તારનારા આત્માઓ ધીમે ધીમે પ્રકાશવા માંડયા છે. આવતી કાલના પુરૂષની—એક નવા દિવ્યપ્રાણુ રાષ્ટ્રની ઝાંખી થવા માંડી છે.

દરેક યુગનો નવસિદ્ધાંત તે કાલના મહાપુરૂષોમાં પૂર્ણ પ્રકટે છે અને તેઓ તે યુગના ધર્મને સંપૂર્ણપણે ખીલવીને ધરે છે....સંસ્કૃતિનો ઇતિહાસ એટલે માનવીનાં ત્રણ સ્વરૂપોનો ધીમો ધીમો વિકાસ-ધીમે ધીમે અધઃસ્વરૂપમાંથી ઉર્ધ્વ સ્વરૂપ ઘડાતું—રચાતું આવે છે....હજુએ આથી વધારે ઉંચી ભૂમિકા પ્રાપ્ત કરવા માટે માનવીને આહ્વાન થઇ ચૂક્યું છે, અને એક નવી દિવ્યપ્રાણુ પ્રજા પ્રકટ થવાની તૈયારીમાં છે ?" *

આ આહ્વાન તેમણે તો પોતાના જીવનમાં ઝીલ્યું છે. સમગ્ર જીવનને નવા યુગનું ચેતન ઝીલી શકે તેવું કરવા તેમણે પોતે તો ભગીરથ પ્રયત્ન આરંભ્યો છે. આપણે પણ એમના જેવાને પગલે પગલે અંતરમાં સ્વદેશસેવા અને નવચેતનની ધગશ સળગાવીએ અને સમગ્ર જીવનને વિશુદ્ધ બનાવવાના સંદેશને ઝીલી નવયુગનાં પગલાંને વધાવીએ, ધપાવીએ, એજ વાંછના *

નટવર વીમાવાળા

* Each age-principle incarnates itself into its great men, who attain and embody the Dharma of the Yuga............The History of civilization has been the gradual growth of thesethree beings of man, one outgrowing itself and opening into the other, taking the stuff of the lower into the higher and changing it there........ Already the call has gone forth for man to be reborn in a still higher being of his own and a divine race, is imminent..................

* આ લેખ લખવામાં લેખકે નીચેનાં પુસ્તકોનો આધાર લીધો છેઃ—

The Revolutionaries of Bengal, by Hemant K. Sirkar, The Truth of Life, by Barindra K. Ghosh.

દીપાંતરેર કથા (બંગાળી)—બારીદબાબુ કૃત.. આત્મકાહિની (બંગાળી)—બારીદબાબુ કૃત.

# રાષ્ટ્ર અને કેળવણી

## ૧

ઓછામાં ઓછા સુધરેલા લોકોમાં પણ વારસો આપવાનો રિવાજ હોય છે. જ્યાં વારસો આપવામાં અને લેવામાં ન આવતો હોય એવા જનસમૂહને ‘ લોક ’ નું અથવા ‘ સમાજ ’ નું નામ આપવું કે કેમ એ સમાજ-શાસ્ત્રીઓએ વિચારવા જેવો પ્રશ્ન છે. ‘ લોક ’ અથવા ‘ સમાજ ’ ના અનેક લક્ષણોમાં આ એક ઉમેરાવવું જોઈએ એઃ- ‘સમાજ એટલે વારસાની આપલે કરતો જનસમૂહ. ’

આ લક્ષણમાં જ અમુક સમાજ કેટલો વ્યવસ્થિત અને સુધરેલો છે એ જાણવાની પણ કસોટી રહેલી છે. વારસામાં શું અપાય છે-લેવાય છે અને તે કેવી અને કેટલી સમજપૂર્વક અપાય છે—લેવાય છે તેના ઉપરથી કોઈ પણ સમાજની સંસ્કૃતિનું માપ કહાડી શકાય. આ દૃષ્ટિથી ભિન્ન ભિન્ન લોકોનો ઇતિહાસ લખાય તો જગતના ભાવી હિતની દૃષ્ટિએ ઘણો ઉપયોગી થાય.

સમાજમાં એક પેઢી બીજી પેઢીને બાહ્ય સંપત્તિનો વારસો આપે છે એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય ! તે પ્રમાણે જ અધ્યાત્મસંપત્તિનો પણ વારસો અપાય છે-એ જોકે એટલું સ્પષ્ટ નથી તો પણ તેટલું જ સાચું છે. અધ્યાત્મ શબ્દ અહીં તેના બહોળા અર્થમાં જ લેવાનો છે; આત્માની સમગ્ર પ્રવૃત્તિનો તેમાં સમાવેશ થાય છે. તેની સંપત્તિમાં આ પ્રવૃત્તિનાં નાનાં મોટાં બધાં ફળો આવી જાય છે. પ્રજાનો આત્મા તેના રીતરિવાજોમાં, ધાર્મિક સંપ્રદાયોમાં, શાસન સંસ્થાઓમાં અને જ્ઞાન વૈભવમાં મૂર્તિમંત થઈ વ્હેવારમાં આવે છે; અને આ બધી વસ્તુઓ એક પેઢી તરફથી બીજી પેઢીને મળતાં, પ્રજાની સ્મૃતિના પ્રમાણમાં તેમાં રહેલો આત્મા પણ વારસામાં ઉતરી અમર રહેવા પ્રયત્ન કરે છે. આવો વારસો ન અપાતો હોય એવા સમાજની કલ્પના કરવી લગભગ અશક્ય છે. ખરી રીતે જોતાં તો ભિન્ન ભિન્ન યુગની પ્રજાઓને એક નામ આપીએ એનો એજ અર્થ કે તે પ્રજાઓ વારસાથી સંકળાએલી છે; અને અમુક વ્યક્તિઓના સમૂહને એકપ્રજાસૂચક નામ આપીએ તેનો પણ એજ અર્થ કે તેઓનો વારસો સમાન છે. પ્રજાના ઐક્યનું આજ ખરૂં લક્ષણ છે. તેના ઉપર એકરાજ્ય હોવું એ તો કેવળ ઇતિહાસનો અકસ્માત્ છે.

આ વારસો આપવાની ક્રિયા જડ અને ચેતન સૃષ્ટિની પ્રકૃતિમાંજ રહેલી છે. પ્રકૃતિનાં બીજાં તત્ત્વો સમજી માણસ જેમ તેનો પોતાના હિત ખાતર ઉપયોગ કરવા પ્રયત્ન કરે છે-અને આમ કરવામાંજ સુધારો, પ્રગતિ, સંસ્કૃતિ જે કહો તે રહેલાં છે-તેમ વારસો સારામાં સારી રીતે કેમ આપી શકાય તેના ઉપાયો શોધવાનો પણ તેણે પ્રયાસ કરેલો છે. કેળવણી આપવાનો રિવાજ એ અધ્યાત્મ-વારસો આપવાનો એક એવો ઉપાય છે. સુધરેલા હોવાનો દાવો કરતી દરેક પ્રજામાં આ રીવાજ-આ સંસ્થા-હોય છે. આ કામ કરવા માટે પ્રજાની ઉત્તમ વ્યક્તિઓને રોકવામાં આવે છે; કારણ કે પ્રજાનું ભાવી આ સંસ્થામાં રહેલું છે. હિન્દુસ્થાને બ્રાહ્મણોને શ્રેષ્ઠ માન્યા છે તેનું આજ સમર્થન હોઇ.

શકે. આ કેળવણીની સંસ્થાદ્વારા વૃદ્ધ પેઢી તરુણ પેઢીને પોતાને મળેલો અને અને પોતે મેળવેલો વારસો આપે છે. વારસો આપવાની બીજી રીતોમાં અને આમાં એ ફેર છે કે એમાં સત્યાસત્યનો, હિતાહિતનો હેતુપૂર્વક વિચાર કરવામાં આવે છે; તેમજ અમુક સામગ્રી કેવી રીતે પ્રાપ્ત થઇ તેનાં સાધનોનું પણ ભાન કરવામાં આવે છે. આથી જૂનામાં શું અનિષ્ટ છે અને તેનો કેવી રીતે ત્યાગ કરવો અને નવું કેવી રીતે પ્રાપ્ત કરવું તે બન્ને આવી જાય છે. અને આ રીતે કેળવણીદ્વારા પ્રજાના આધ્યાત્મિક યોગ અને ક્ષેમ સધાય છે.

આ ક્રિયાથી પ્રજાની પ્રગતિ હંમેશા ચાલુ રહી શકે છે. પોતાને મળેલા વારસાનો ઉપયોગ કરી હંમેશા નવું પ્રાપ્ત કર્યા કરવું એ પ્રાણવાન્ સમાજનું ઉપલક્ષણ છે. આ નવી પ્રાપ્તિ અમુક યુગની પ્રજા પોતાના પુરુષાર્થથી અને બીજી પ્રજાઓના સંબંધમાં આવી પ્રાપ્ત કરી શકે છે. વિશ્વના મહાન્ અવકાશમાં ભિન્ન ભિન્ન જનતાઓ પડેલી છે તે એક બીજાથી અલગ રહેવા માટે નહિ પણ એક બીજાના સંબંધમાં આવવા માટે છે. અને આથી જ ભાગ્યે કોઇ એવી પ્રજા હશે કે જેની બાહ્ય અને આન્તર સંપત્તિમાં અનેક પ્રજાઓનો હિસ્સો ન હોય! જો કોઇ પ્રજા આવી આપલેથી અભડાઇ જતી હોય તો તે તેની શુદ્ધી સૂચવતી નથી પણ તેના પ્રાણની પામરતા સૂચવે છે. પણ જો આ નવીન વસ્તુઓની પ્રાપ્તિમાં તેનો પુરુષાર્થ બીજાનું કેવળ અનુકરણ કરવામાં જ સમાપ્ત થઈ જાય અને પોતાના સ્વતંત્ર પરાક્રમથી કાંઇ નવું પ્રાપ્ત ન કરી શકે તો એમ સમજવું જોઇએ કે એનામાં વધારે જીવવાની હવે શક્તિ રહી નથી.

આ રીતે પ્રજાની પ્રગતિ માટે આ બન્ને ક્રિયાઓ આવશ્યક છે. પોતાના પુરુષાર્થથી નવું પ્રાપ્ત કરવું અને બીજા સાથે અનુકરણદ્વારા યોગ્ય આપલે કરવી. પણ આ બન્ને ક્રિયાઓના આધારભૂત —પાયારૂપ—પોતાનો વારસો છે જે પોતાની વિશિષ્ટ પ્રકૃતિ સાચવે છે. આથી એ સિદ્ધ થાય છે કે જો કોઇ પણ પ્રજાને એમ લાગે કે તેનો ભૂતકાળ તદ્દન કે મોટે ભાગે નકામો છે અને સુધરેલી પ્રજામાં ખપવા માટે તેને બીજી પ્રજાઓ પાસેથી જ બધું મેળવવાનું છે તો તેને વ્યક્તિત્વનો હક્ક રહેતો નથી; કારણકે તેને પોતાના પુરુષાર્થથી જે કાંઇ નવીન પ્રાપ્ત કરવાનું હોય તે પણ બીજાઓ પાસેથી મેળવેલી સંપત્તિને અનુકૂળ રીતેજ મેળવવું પડે: એટલે આવી સ્થિતિમાં તેને માટે તો બીજી પ્રજાઓમાં જલદી કેમ મળી જવાય તેના ઉપાયો શોધવા જ રહે છે.

આ ઉપરથી એટલું સમજી શકાય છે કે પ્રત્યેક પ્રજાના પ્રગતિશીલ જીવનનો આધાર તેના 'યોગ' અને ' ક્ષેમ ' ઉપર છે—એટલે કે નવી નવી વસ્તુઓની પ્રાપ્તિ અને જૂના વારસાના ઉપયોગ ઉપર છે. ગ્રીક્સુરીએ તારવેલા ' પરિણામી સ્થાયિત્વ ' ના મૌલિક સિદ્ધાન્તનું એક ઉદાહરણ સમાજશાસ્ત્રનો આ યોગ અને ક્ષેમ નો સિદ્ધાન્ત છે. આમાંના એક પણ અંગનો ભંગ વાસ્તવિકતાનો ભંગ કરે છે, અને તેટલે અંશે અનિષ્ટ કરે છે.

કેળવણીના પ્રદેશમાં પણ આ સિદ્ધાન્ત લાગુ પડે છે. ઉપર કહ્યું તે પ્રમાણે કેળવણીની એ વિશેષતા છે કે તે દ્વારા પ્રજાના આધ્યાત્મિક ' યોગ અને ક્ષેમ ' સધાય. કોઇપણ સુધરેલા ગણાતા દેશની કેળવણીનો ઇતિહાસ ધ્યાન અને મનન પૂર્વક જોઇએ તો તેમાંથી આ સિદ્ધાન્ત જરૂર તરી આવે. ગ્રીસની અને રોમની સંસ્કૃતિનો અભ્યાસક્રમ વર્તમાન યૂરોપમાં તે કેવી રીતે પાયારૂપ છે તે સ્હેલાઇથી જોઇ શકે છે. વિજ્ઞાનની અદ્વિતીય પ્રગતિ થયાં છતાં પણ હજી તેમના વિચાર પ્રસ્થાનોના મૂળ ગ્રીસ અને રોમની સંસ્કૃતિમાંથી નીકળતાં લાગે છે. ખ્રીસ્તી ધર્મના મધ્યયુગના અંધકાર પછી રેનેસાંસના પંદરમા અને સોળમા સૈકામાં જે નવું ચૈતન્ય આવ્યું તે ગ્રીસ અને રોમના જ્ઞાનસૂર્યના પુનરુદયને આભારી હતું. જે પ્રજાનો ઇતિહાસ સ્વાભાવિક ક્રમમાં ચાલ્યા કરે છે—એટલે કે જેના ઉપર

પરદેશમાં રહેતી પ્રજાની સત્તા ચઢી બેઠેલી નથી હોતી–તેમાં સામાન્ય રીતે દરેક તરુણ પેઢીને પોતાની વૃદ્ધ પેઢીનો વારસો મળ્યા કરે છે. પણ કેટલીક વાર એવું બને છે કે તરુણ પેઢી નિર્માલ્ય થઇ ગયેલી હોવાથી કાંઈ નવું પ્રાપ્ત કરવાને બદલે, જૂનામાં સાચાખોટાનો વિવેક કરવાને બદલે, જૂનું સાચવીનેજ બેસી રહે છે, કાલિદાસનો શબ્દ વાપરીએ તો 'મૂઢ' થઇ જાય છે. આવી મૂઢ દશા એશીઆની પ્રજાઓને પ્રાપ્ત થઈ હતી. આવી સ્થિતિમાં અન્ય પ્રજાઓનો સંસર્ગ અથવા તાત્કાલિક ભૂતકાળની પાછળના પ્રાચીન ભૂતકાળની નવી સ્મૃતિ પ્રજાને હિતકારક થાય છે. પ્રજાના ઉપર કોઇ કૃત્રિમ દબાણ ન આવી ગયું હોય તો સામાન્ય રીતે અનુકૂળ સંજોગો મળી પણ જાય છે. આનાં ઉદાહરણ તરીકે જાપાન સ્મરણમાં આવે છે. જો કે, જાપાને પોતાની પ્રજાનું ખરૂં વ્યક્તિત્વ–કેવળ રાજકીય નહિ–કેટલે અંશે સાચવી રહ્યું છે તે એક વિચારવા જેવો પ્રશ્ન છે. કૃત્રિમ દબાણથી વિષમ સ્થિતિ ઉત્પન્ન થવાના ઉદાહરણરૂપ હિંદુસ્થાન છે.

આજે હિન્દુસ્થાનની સંસ્કૃતિની દશા વિષમ છે; અને તે તેની કેળવણીને આભારી છે. રાજકીય બંધારણમાં 'દ્વિધાત્વ' (Diarchy) દાખલ થયું તે પહેલાં કેળવણીમાં તો અનિષ્ટ વિભાગો થઈ ચુક્યાં હતા, અને આ વિભાગો હજી પણ ચાલુ છે. સરકારી કેળવણીના એક ભાગમાં પાશ્ચાત્ય કેળવણીનું જ્ઞાન આપવામાં આવે છે અને બીજામાં કેવળ સંસ્કૃત ભાષા અને તેના સાહિત્યનું જ્ઞાન આપવામાં આવે છે. બન્ને વચ્ચે 'અસ્પર્શતા'નો સંબંધ છે. આ સ્થિતિથી એક બાજુ 'પ્રલયકાળ પહેલાંના પ્રાણીઓ' જેવા શાસ્ત્રીઓ તૈયાર થાય છે અને બીજી બાજુ હવામાં ઉડતા પતંગીઆ જેવા ગ્રેજ્યુએટો તૈયાર થાય છે. એક બાજુ શાસ્ત્રીઓ નવીન જ્ઞાનથી વંચિત રહી કૂપમંડૂક જેવા થાય છે, ત્યારે બીજી બાજુ પ્રાચીન વારસાથી વંચિત ગ્રેજ્યુએટોને એમ લાગે છે કે પોતાનો દેશ જ્ઞાનદરિદ્ર છે અને તેથી જીવનને ઉપયોગી, સુખકારક વિચારો અને આદર્શો તો પશ્ચિમમાંથી જ લેવાના હોય; અને કોલેજોમાં મેળવેલા થોડા ઘણા સંસ્કૃત જ્ઞાનથી તેના તરફ એક મૃત વસ્તુ તરીકે જોતાં શીખે છે. હિન્દુસ્થાનના વર્તમાન જીવનમાં તેનો ઉપયોગ હોઈ શકે,–તેના પાયારૂપ બની શકે–એવી કલ્પના તો તેઓ ભાગ્યે જ કરી શકે! દુનીઆના કોઈ પણ દેશમાં જેનો જોટો ન મળે એવી આ વિષમ સ્થિતિનું કારણ –મારે ફરીથી અને ભાર દઈને કહેવું જોઇએ કે– આપણી કેળવણીની વ્યવસ્થા છે. જૂના જ્ઞાનને મૃતદશામાં જીવવા દઈ તેનો ઉપહાસ કર્યો છે, તેનું અપમાન કર્યું છે. નવીન જ્ઞાનની રચના પરદેશીપાયા ઉપર રચી દેશની ભાવી સંસ્કૃતિને વિનાશને માર્ગે ચઢાવી છે, અને આ દિશામાં આપણે એટલે સુધી આગળ વધ્યા છીએ કે હવે આપણને તે સ્વાભાવિક લાગવા માંડી છે.

પ્રાચીન જ્ઞાનના વારસાની આ દશા થઈ તેનું શું કારણ? તેની પરીક્ષા કરી તેને ખોટું અને નિરુપયોગી ઠરાવવામાં આવ્યું છે? નવીન કેળવણીનો પાયો પશ્ચિમના જ્ઞાન વારસા ઉપર રચવામાં આવ્યો તેનું કારણ હિન્દુસ્થાનની જ્ઞાનદરિદ્રતા છે? આ વાતની તો ઇતિહાસ સાક્ષી પૂરે. હિન્દુસ્થાન આજ કાંઇ નહિ તો છેલ્લાં પાંચ હજાર વર્ષોથી જ્ઞાનયત્ન કરતો આવ્યો છે. હાલની જ્ઞાનવૃદ્ધિ શક્ય કરવા દુનીઆના દેશોને હિન્દુસ્થાને ઘણું આપ્યું છે. હા–એ સાચી વાત છે કે વર્તમાન યૂરોપ-અમેરિકાએ શોધેલા ભૌતિક વિજ્ઞાન આગળ હિન્દુસ્થાનનું પ્રાચીન ભૌતિક વિજ્ઞાન બહુ કિંમતનું નથી, પણ આ બાબતમાં પ્રાચીન યૂરોપની સ્થિતિ કઇ રીતે સારી હતી? ઇતિહાસ તો એમ કહે છે કે યૂરોપને આ બાબતો એશીઆ પાસેથી શીખવી પડી હતી. વળી સમગ્ર જ્ઞાનવ્યવસ્થામાં ભૌતિક જ્ઞાનની બાબતો જ એકલી છે એમ કાંઇ નથી. મનુષ્યના અધ્યાત્મ જીવનના પ્રદેશને લગતી વિદ્યાઓનું સ્થાન તેટલું જ મહત્ત્વનું છે. આ માનવ વિદ્યાઓમાં વર્તમાન યૂરોપની જ્ઞાનસાધના પ્રાચીન ભારતવર્ષની જ્ઞાનસાધના

કરતાં ચઢી ગઇ છે એ હજી સિદ્ધ થવું બાકી છે. સાચી વાત તો એ છે કે હિન્દુસ્થાનની વર્તમાન કેળવણીમાં પ્રાચીન જ્ઞાનવારસાને સ્થાન ન મળવાથી—અને જે થોડું સ્થાન મળ્યું તે મૃત વસ્તુ તરીકે જ મળ્યું—તેને આવી પરીક્ષામાં પસાર થવાનો અવસર જ મળ્યો નથી. મેકૉલે સાહેબના વાક્યાતુર્યે હિન્દુસ્થાનની કેળવણીનું ભવિષ્ય નક્કી કર્યું તે સમયે જ આવી પરીક્ષા માટે બારણાં બંધ થઇ ગયાં.

૨

હિન્દુસ્થાને આ જ્ઞાનવારસો ગુમાવવામાં શું ગુમાવ્યું છે અને તે કેવી રીતે ગુમાવ્યો એ હિન્દુસ્થાનના ઇતિહાસનો એક અગત્યનો મુદ્દો છે. આના નિરૂપણમાં ભારતવર્ષની જ્ઞાનપ્રવૃત્તિનો અને તેના સમાજનો ઇતિહાસ આવી જાય. તેનું વિસ્તારથી વર્ણન આપવાનું આ સ્થળ નથી. પણ સંક્ષેપમાં તેનું સિંહાવલોકન કરવામાં આવે તો તે અસ્થાને નહિ ગણાય.

હિન્દુસ્થાને જ્ઞાનના સર્વ પ્રદેશોમાં જે સાધના કરી છે તેની સાક્ષી પૂરવાને તેની સંસ્કૃતિનાં અવશેષો પૂરતાં છે. ઠેઠ ઋગ્વેદના સમયથી જ્ઞાન પ્રાપ્તિનું, વિદ્યાઓ ઘડવાનું અને શાસ્ત્રો રચવાનું કામ ચાલી રહ્યું હતું. જૂના જ્ઞાનનો જરૂર પડે ત્યાગ, શક્ય હોય ત્યાં સમન્વય અને નવા જ્ઞાનની પ્રાપ્તિ—આ ક્રિયા જ્ઞાનના સમસ્ત પ્રદેશોમાં ચાલી રહી હતી. કેવળ ઋગ્વેદ જોતાં જ જણાઇ આવે છે કે આર્યોનું જીવન વ્યવસ્થિત અને સુધરેલી પ્રજાઓના ગુણ-દોષોથી અંકિત થઇ ગયું હતું. જીવન નિર્વાહને આવશ્યક હુન્નરોમાં—જેવાં કે ખેતી, વણાટ, પશુ પાળવાં, ઘર બાંધવાં, વાહનો તૈયાર કરવાં, ઓજાર અને હથિયાર બનાવવાં વગેરેમાં, જીવનને સુખદ બનાવવાને આવશ્યક કેટલાક હુન્નરોમાં, કલાની દૃષ્ટિમાં, સંગીત, નૃત્ય અને મનોહારી કાવ્ય રચનામાં, સામાજિક અને રાજકીય જીવનને વ્યવસ્થિત બનાવવાને આવશ્યક સંસ્થાઓમાં જેવી કે ગ્રામસમિતિઓ, રાજાની પસંદગી, સામાજિક સંમેલનો, સ્વાતન્ત્ર્યના અવકાશવાળી લગ્ની વ્યવસ્થા, યજ્ઞયાગાદિકની ધાર્મિક અને સામાજિક ક્રિયાઓમાં ઓના સન્માન વગેરેમાં, ધાર્મિક જીવનને આવશ્યક ક્રિયાઓમાં અને કેવળ ક્રિયાઓ તરફ અસંતોષમાં, ઉંડા આધ્યાત્મિક ચિંતનને સૂચવતા, જગતનું મૂળ શોધી તેને સમજવાના પ્રયત્નમાં, તેના અધિષ્ઠાતાની શોધ અને તેને વિષે શંકામાં, ફીલસુફીના તલસ્પર્શી 'સત્-અસત્' ના પ્રદેશોમાં—આ પૃથ્વી ઉપરના માનવ જીવનના સર્વ પ્રદેશોમાં—તેઓની બુદ્ધિએ પ્રવૃત્તિ શરૂ કરી દીધી હતી; અને આ પ્રવૃત્તિનાં ફળો ક્ષણાવસ્થાથી જ હતાં એમ પણ નથી. અનુપમ કવિતા અને ઉંડા આધ્યાત્મિક ચિંતનથી છલકાઇ જતું પ્રસિદ્ધ નાસદીયસૂક્તની જોડ હજી મળી નથી.[1]

ત્યાર પછીના યુગોમાં આ બધાં ક્ષેત્રોમાં શોધ સતત ચાલુ રહે છે. એક બાજુ બ્રાહ્મણ ગ્રંથો અને શ્રૌતસૂત્રો ઉપરથી યજ્ઞયાગાદિકની માણસના સામાજીક અને વૈયક્તિક જીવનને ઘેરી લેતી ક્રિયાઓ અને તેમાંથી ઉપજતી વિદ્યાઓ અને કળાઓ—જેવી કે ભૂમિતિ, ભાષાશાસ્ત્ર, સ્થાપત્ય, સંગીત, આખ્યાનો વગેરેનાં દર્શન થાય છે; ત્યારે બીજી બાજુ ઉપનિષદોમાંથી વિશ્વનું અને પોતાના આત્માનું તત્ત્વ કળી લેવાની માણસની અભિલાષા અને તેમાંથી વિકાસ પામતાં પ્રખર દર્શનશાસ્ત્રોનું દર્શન થાય છે; આ વિચારોના ધોધમાં અને વમળમાં અદ્વિતીય એવી માનસિક પ્રવૃત્તિ શરૂ થાય છે. વિચારોના અનેક વાડા અને સંપ્રદાયો બંધાય છે. આ પ્રવૃત્તિનું બળ અને પ્રેરણા જ્ઞાનના સમસ્ત પ્રદેશોમાં વ્યાપે છે. યોગ અને સતત ચિંતનની મદદથી સૂક્ષ્મ માનસશાસ્ત્રનાં તત્ત્વો કળવાની અને તેનો, માણસના જીવનને સંયમી અને ધર્મસ્થ બનાવવા ઉપયોગ કરવાની પ્રવૃત્તિ એ આ યુગની વિશેષતા જણાય છે. આ યુગમાં સ્યાદ્વાદ અને અહિંસાની ઘોષણા કરનો મહાવીરનો તપક્લિષ્ટ પંથ અને અનાસક્ત રહીને પણ શુભ કર્મ કરવાના આગ્રહવાળો મધ્યમ પ્રતિપદાની ઘોષણા કરતો બુદ્ધનો

1 આ કથનોના પુરાવા તરીકે અને તેના વિસ્તૃત વર્ણન માટે જુઓ-ઋગ્વેદના સૂક્તો, મેકડોનલની વૈદીક ઈન્ડેક્સ અને કેગીનો 'ઋગ્વેદ.'

મનોહારી પંથ ઉત્પન્ન થાય છે; અને આ સમયના અનેક શ્રમણબ્રાહ્મણ પંથોમાંથી તે જ અવશેષરૂપે રહેલા છે.[2] આ વિચારવિનિમય અને ચર્ચાઓને પરિણામે દર્શનશાસ્ત્રો ઉત્પન્ન થઇ ધીમે ધીમે સૂત્રબદ્ધ થાય છે. આ પહેલાં ભાષાશાસ્ત્રના બે મહાન્ ગ્રંથો—યાસ્કનું નિરુક્ત અને પાણિનિની અષ્ટાધ્યાયી—પ્રસિદ્ધ થઈ ચુકયાં છે. આ બન્ને ગ્રંથો અનેક પૂર્વાચાર્યોના અને બીજી વિદ્યાઓના ઉલ્લેખોથી તે સમયમાં ચાલી રહેલી જ્ઞાન-સાધનાની સાક્ષી પૂરે છે. સામાજિક અને રાજકીય વ્યવસ્થા માટે પણ ધર્મસૂત્રો, ગૃહ્યસૂત્રો અને અર્થશાસ્ત્રો રચાય છે. આમાંનાં ઘણાં અર્થશાસ્ત્રો નષ્ટ થઈ ગયાં છે. ચાણક્યના અર્થશાસ્ત્રમાં કરેલા ઉલ્લેખોથી ફક્ત તેની કલ્પના જ થઈ શકે છે. બીજી બાજુ મહાવીર અને બુદ્ધ પોતાના રાજ્યોમાં અનુભવેલી 'ગણ—વ્યવસ્થા' પોતાના બહોળા અનુયાયી—વર્ગમાં દાખલ કરી સંઘજીવન વ્યવસ્થિત બનાવે છે. આની અસર પ્રજા ઉપર બહુ જ ઉંડી થઇ હશે; અને તેના પરિણામે તેની સંઘભાવના પ્રબળ બની હશે. ત્રીજી બાજુ ભારતવર્ષના જૂના જૂના આર્યકુળોનાં વિજયગીતોનો સંગ્રહ કરી સમસ્ત ભારતવર્ષનું પ્રતિબિમ્બ પાડનાર મહાભારતની રચના થઇ રહી છે; અને આ મહાભારતનું સ્મરણ કરતાં યુગયુગનો તે લઘુ પણ મહાન્ ગ્રન્થ—શ્રીમદ્‌ભગવદ્‌ગીતા—નું વિસ્મરણ ન થવું જોઇએ. વિક્રમ પૂર્વેની સાતમી, છઠ્ઠી અને પાંચમી શતાબ્દિઓ ભારતવર્ષની જ્ઞાન—પ્રવૃત્તિ માટે ઉજ્જ્વળ છે.

સમાજવ્યવસ્થાની દૃષ્ટિએ એક બાજુ વર્ણવ્યવસ્થાનો આગ્રહ રાખનાર વૈદિક પણ્ડિતો તે દૃષ્ટિએ શાસ્ત્રો રચી વિવિધ પ્રજાઓના બનેલા ભારતીય જનસમૂહમાં વ્યવસ્થા લાવવા પ્રયત્ન કરે છે ત્યારે બીજી બાજુ કેવળ જન્મ જેવી આકસ્મિક બાબતોથી મા-ણસના સાંસારિક જીવનને બાંધી દેવા સામે 'બંડો બળવો' ઉઠાવનાર બુદ્ધનો—

"न जच्चा वसलो होति
न जच्चा होति ब्राह्मणो ।
कम्मुना वसलो होति
कम्मुना होति ब्राह्मणो ॥"

"જન્મથી વૃષલ (એટલે શૂદ્ર) થવાતું નથી, જન્મથી બ્રાહ્મણ થવાતું નથી, કર્મથી વૃષલ થવાય છે, અને કર્મથી બ્રાહ્મણ થવાય છે।"—આ ઉપદેશ સમાજમાં સ્વાતન્ત્ર્યની ભાવનાને પોષે છે. આ રીતે સમગ્ર સમાજમાં સમતોલપણું જળ-વાઇ રહેતું હશે. વ્યક્તિના સાંસારિક જીવનને નિય-મિત કરવા ચાર આશ્રમની અને ચાર પુરુષાર્થની વ્યવસ્થા અને સમસ્ત જ્ઞાનનો આ દૃષ્ટિએ—ધર્મશાસ્ત્ર અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, અને મોક્ષશાસ્ત્રમાં—વિભાગ કરવામાં આવે છે.

સાહિત્ય અને કળાના તે સમયના બહુ થોડાં અવશેષો રહ્યા છે. બુદ્ધ અને મહાવીરના નિર્વાણ પછી સ્થાપત્યકળા દૃઢરૂપ થઈ વિકાસ પામે છે. આખ્યાનો, નાટક અને મહાકાવ્યનાં વિશિષ્ટ રૂપો પકડે છે. નાટ્યકલાના શાસ્ત્રીય ગ્રંથો—કૃશાશ્વ અને શિલાલિના નટસૂત્રો—પા-ણિનિના સમય પહેલાં (ઈ. પૂ. ૬૦૦—૮૦૦) પ્ર-સિદ્ધ થઇ ચુકયા છે. આ વિશ્વતોમુખી પ્રવૃત્તિ કેટલી અને કયાં કયાં થઈ એનું માપ કહાડવું અશ-ક્ય છે. આની આ જ પ્રવૃત્તિ વધતા ઓછા વેગે મૌર્ય સામ્રાજ્યમાં—ચંદ્રગુપ્ત અને અશોકના સમયમાં—વિકાસ પામતી ગઈ. ચંદ્રગુપ્તના મહાન્ મંત્રીએ સ-માજને વધારે સુઘડ અને શાસનતંત્રને વધારે વ્યવસ્થિત બનાવ્યું. અશોકે પ્રજાના જીવનમાં ખરો ધાર્મિક પ્રાણ ફુંકયો અને બૌદ્ધ ધર્મને બને તેટલો ફેલાવવા પ્રયત્ન કર્યો. બુદ્ધનાં વચનોનો અને બીજા બૌદ્ધ સાહિત્યનો આ સમયમાં સંગ્રહ થયો. આજે તે સમયની ધાર્મિક અને સામાજિક જાગૃતિ સમજવાના તે મોટાં સાધન થઈ પડયાં છે. ઉપર ગણાવેલા ચારે શાસ્ત્રો અને તેની શાખાઓમાં—અને આમાં ગણિત, ખગોળ રસાયનવિદ્યા, વૈદ્યકશાસ્ત્ર આ-દિક વૈજ્ઞાનિક શાસ્ત્રો પણ આવી જાય છે—વૈદિક, બૌદ્ધ અને જૈન હિન્દુઓ અથાગ પ્રયત્નથી જ્ઞાનસંચય કર્યા કરતા હતા. વિક્રમના સંવત પ-

---

૨—આ કથનોના પુરાવા પ્રાચીન ઉપનિષદો અને જૈન આગમોમાં મળે છે. આ ઉલ્લેખોના સંગ્રહ માટે જુઓ રહાઈસ ડેવીડઝનું બુદ્ધિસ્ટ ઈન્ડીઆ અને શ્રી બિમલ ચરણ લૉનું હમણાં પ્રસિદ્ધ થએલ Historical Gleanings.

હેલાં હિન્દુસ્થાને જ્ઞાનની ઘણી ખરી દિશાઓમાં પ્રયાણ કરી દીધું હતું અને જગતને ઉપયોગી જ્ઞાનસામગ્રી અને આધ્યાત્મિક દૃષ્ટિ પ્રાપ્ત કરી દીધી હતી. સાહિત્ય, શીલ્પકલા, વિજ્ઞાન અને કળા—હાલના જમાનાની વિદ્યાના આ મુખ્ય અંગોમાં—સતત પ્રવૃત્તિ વિક્રમના સાતમા આઠમા સૈકા સુધી ચાલ્યા કરે છે. આમાં સાહિત્ય, સાહિત્યમીમાંસા, દર્શનશાસ્ત્રો, અને સામાજિક વ્યવસ્થાને લગતા વિચારો અને સિદ્ધાન્તો હજી પણ ઉપયોગી અને શીખવા અને શીખવવા લાયક છે: વિજ્ઞાનમાં પણ આ લોકો ઠીક આગળ વધ્યા હતા.[3]

અત્યાર પહેલાં હિન્દુસ્તાનમાં અનેક પ્રજાઓ બ્હારથી આવી ગઇ હતી. પણ તે બધી પોતપોતાનું યોગ્ય સ્થાન લઇ વિશાળ 'હિન્દુ-મહાઆકાશ'માં સમાઇ ગઇ. આ સમયમાં બૌદ્ધધર્મનું સામ્રાજ્ય હતું. પણ સાથે સાથે તેમાં શિથિલતા આવવા માંડી હશે. પ્રખર બૌદ્ધ વિદ્વાનો પોતાના ધર્મનો ફેલાવો કરવા પરદેશોમાં ચાલ્યા જતા હતા. આ સમયે વૈદિક ધર્મનું પુનરુત્થાન થયું. પરિણામે ધાર્મિક દ્રોહો ઉત્પન્ન થયા હશે. કારણો કહી શકાતાં નથી—પણ બૌદ્ધધર્મ એની જન્મભૂમિમાંથી ચાલ્યો ગયો. નવી આવેલી રાજપૂત જાતોમાં દેશભાવના કરતાં અહંત્વની ભાવના વધારે હશે. તેમાં વળી ક્ષત્રિયોએ દિગ્વિજય કરવો જોઇએ એવી હિન્દુસ્થાનની જૂની ભાવનાને ટેકો મળ્યો. આ મહત્ત્વાકાંક્ષાથી પરસ્પરમાં વિગ્રહ થયા અને ભારતવર્ષનું બાહુબળ સંઘટિત ન રહેવાથી ક્ષીણ થઈ ગયું. આ સમયે ઇસલામી પ્રજાઓના આક્રમણ થયાં; અને ક્રમે ક્રમે તેમનાં રાજ્ય સ્થપાયાં. હિન્દુસ્થાનમાં નવો યુગ શરૂ થયો. આ અશાન્તિના અને ફેરફારના સમયમાં પણ તે સમયનાં અવશેષો જોતાં પ્રજાની જ્ઞાનપ્રવૃત્તિ આશ્ચર્યકારક રીતે ચાલતી દેખાય છે. મોગલોના સમયમાં ભારતવર્ષમાં નવો સમન્વય શરૂ થાય છે. સંગીત અને સ્થાપત્યમાં નવાં પ્રકારો ઉત્પન્ન થાય છે. અબુલફઝલ જેને અદ્વિતીય કહે છે તે તાનસેન આ મોગલયુગમાં જ પેદા થાય છે. જગતમાં અદ્યાપિ અદ્વિતીય તાજમહેલ આ જમાનામાં બંધાય છે. ધર્મસંપ્રદાયોમાં નવાં વ્હેણ પડે છે. ધાર્મિક દૃષ્ટિએ હિન્દુ—મુસલમાનનો સમન્વય કરતા અને બન્નેના વ્હેમોને હવામાં ઉડાડતા ગુરુ નાનક અને તેમનો શિખપંથ આ જમાનામાં પેદા થાય છે. સંસ્કૃત સાહિત્યમાં નવીન ન્યાયનો ઉદય ગંગેશોપાધ્યાયથી (ચૌદમોસૈકો) શરૂથઇ ગયોછે. કાવ્યમાં અને કાવ્યમીમાંસામાં પ્રતિભાશાળી પણ્ડિતરાજ જગન્નાથ આ યુગને શોભાવે છે. જૈનોમાં પ્રભાવશાળી હીરવિજય સૂરી મોગલ પાદશાહ અકબર પાસે અહિંસાના ફરમાનો કઢાવે છે. ઇસલામી અને હિન્દુ પંડિતો વચ્ચે જ્ઞાનની આપલે થાય છે. સાહિત્યમાં, કળામાં, શીલ્પકલામાં અને ધાર્મિક વિચારોના વિકાસમાં ભારતવર્ષની પ્રવૃત્તિ અને પ્રગતિ અટક્યા વિના ચાલ્યા કરે છે.

પણ હિન્દુ પ્રજાનું સામાજિક કાઠું આ ઇસલામી યુગમાં શિથિલ થઇ જાય છે. તેના ઉપર સખત ઘા પડે છે, તેનો પ્રાણ નબળો પડી જાય છે, અનેક પ્રજાઓને પોતાનામાં સમાવી દેવાની તેની અલૌકિક જીવન શક્તિનો હ્રાસ થાય છે. એનાં કારણો ચર્ચવાનું આ સ્થળ નથી; તો પણ વિષયાન્તરનો આક્ષેપ વ્હોરી એક બે બાબત જણાવવા લલચાઉં છું. ઇસલામ પહેલાં આવેલી પ્રજાઓમાં સામાજિક અને ધાર્મિક બંધારણ દઢરૂપ ન હોવું, અને તેથી જો કે તે બ્હારની પ્રજાઓ વિજય મેળવતી હશે તો પણ અહીંના ધર્મો અને સામાજિક બંધનો સ્વીકારવાથી થોડા વખતમાં પર પ્રજા

3. પ્રાચીન ભારતની વૈજ્ઞાનિક પ્રગતિ માટે જુઓ—ડૉ. સીલનું The Positive Sciences of the Ancient Hindus, ડૉ. રાયનું History of Hindu Chemistry વૈદક માટે જુઓ હોર્નલની Indian Medicine; શસ્ત્રવિદ્યા માટે Surgical Instruments of the Ancient Hindus. બિનયકુમાર સરકારનું Hindu Achievement in Exact Science આ બધાનો સાર આપે છે.

મટી ભારતીય પ્રજા બની જતી. ઇસલામનું સાંપ્રદાયિક સંઘટન ખૂબ દૃઢ હતું, તેથી તેને માટે હિન્દુ મહાસાગરમાં સમાઇ જવું શક્ય ન હતું. તેના ભૂમિવિજયમાં ધાર્મિક પ્રચાર એ એક મુખ્ય પ્રેરણા હતી; અને તેથી જ્યારે હિન્દુસ્થાનમાં ઇસલામી સત્તા સ્થપાઈ ત્યારે તે સત્તાએ હિન્દુસ્થાનના સમાજને બદલી નાંખવા પ્રયત્ન કર્યો. અકબરની ભીડાશથી અને ઔરંગઝેબની કર્કશતાથી હિન્દુસમાજનું અસ્તિત્વ સાશંક થઇ ગયું હતું. જીવવાને માટે તેને સખત બંધનો બાંધવા પડ્યાં. ઘા ઉપર પાટારૂપે બાંધેલા બંધ બેડીરૂપ થઇ ગયા; અને હિન્દુસમાજનું કાઠું મજબુત બનવાને બદલે જડ થવા લાગ્યું. સંભવ છે કે હાલની વિલક્ષણ નાની નાની નાતો અને તેમનાં બંધનોનું મૂળ આ પરિસ્થિતિમાં હોય!

અકબરની યુક્તિઓથી ઉત્તર હિન્દુસ્થાનના રાજ્યોમાં સંઘટન અશક્ય થઈ ગયું હતું. ઔરંગઝેબની મહત્ત્વાકાંક્ષાએ અને ધાર્મિક અત્યાગ્રહે દક્ષિણમાં ભક્તિસંપ્રદાયના સંત મહંતોની પ્રેરણાથી સ્ફુરતા ચૈતન્યમાં અલૌકિક પ્રાણપ્રતિષ્ઠા કરી. હિન્દુધર્મે તેના ઇતિહાસમાં પહેલીજ વાર રાજકીયરૂપ લીધું. શિવાજીએ ગૌની સુન્નત થતી અટકાવી, અને મરાઠી સામ્રાજ્યની સ્થાપના કરી. આ રીતે હિન્દુસ્થાનમાં અનિવાર્ય આત્મઘાતક સ્થિતિ ઉત્પન્ન થઇ. અનિવાર્ય એટલા માટે કે હિન્દુસમાજ પોતાનું વિશિષ્ટ અસ્તિત્વ ભૂંસી નાંખવા દે એ અશક્ય હતું; અને તેથી તેના માટે સામા મોરચા બાંધવા જરૂરના હતા. આત્મઘાતક એટલા માટે કે હિન્દુસ્થાનમાં ઘર કરી રહેલી આ બન્ને પ્રજાઓના સામ્રાજ્ય-વિગ્રહથી સારા હિન્દુસ્થાનની સ્થિતિ શિથિલ થઇ ગઈ, અનવસ્થા ઉત્પન્ન થઇ, અને હિન્દુસ્થાનના ભાવી માટે એક એવો પ્રશ્ન ઉત્પન્ન કર્યો જેનું નિરાકરણ હિન્દુસ્થાન આજે હિન્દુ-મુસલમાનની એકતા સાધવાના પ્રયાસથી કરે છે. તાત્કાલિક પરિણામ એ આવ્યું કે વેપાર કરવા આવેલી પ્રજાના હાથમાં હિન્દુસ્થાન સરી પડ્યું. અંગ્રેજોનું રાજ્ય સ્થપાયું. આ ઉત્પાતનાં અને ઝંઝાવાતના સમયમાં પણ જ્ઞાન પ્રદીપ તદ્દન હોલવાઈ જતો નથી એ અર્વાચીન સંસ્કૃત સાહિત્ય જોતાં જણાઇ આવે છે.

આ ભયંકર અનવસ્થા-જેમાં અંગ્રેજોની ખટપટનો ઓછો હિસ્સો નહતો-તેમાં પોતાની સત્તાને દૃઢ કરવા વ્યવસ્થા લાવવા અંગ્રેજ કંપનીએ પ્રયત્ન કર્યો. આ પ્રયત્નમાં તેઓ સફળ થયા; અને અનવસ્થાથી કંટાળેલા દેશે ભાવીનો વિચાર કર્યા વિના વર્તમાન લાભ સ્વીકાર્યો. આ વ્યવસ્થા લાવવાનું એક સાધન રાજ્ય કરતી પ્રજાને અનુકૂળ રીતે કેળવણી આપવી એ હતું.

૩

અહીંથી હિન્દુસ્થાનની વર્તમાન કેળવણીનો ઇતિહાસ શરૂ થાય છે. લોર્ડ વીલીઅમ બેન્ટીકના પહેલાં એક કેળવણી સમિતિ નીમાઇ ગઈ હતી. અને તે ઠીક પડે એ રીતે કામ કરતી હતી. બીજી બાજુ ખ્રીસ્તિ પાદરીઓએ પોતાના ધર્મપ્રચારના એક સાધન તરીકે પાશ્ચાત્ય કેળવણી આપવાનું કામ શરૂ કર્યું હતું. રાજા રામમોહન રૉય જેવા વિદ્વાનો યૂરોપીય વિજ્ઞાન અને સાહિત્યની નવીનતાથી મુગ્ધ બની દેશમાં નવીન પાશ્ચાત્ય કેળવણી આવે તે માટે પ્રયત્ન કરતા હતા. આ માટે તેમણે લોર્ડ એમ્હર્સ્ટને એક પત્ર પણ લખેલો; પણ કેળવણીનું ભાવી તો લોર્ડ વીલીઅમ બેન્ટીકના સમયમાં નક્કી થયું. અને આ ભાવી નક્કી કરવામાં પ્રસિદ્ધ સાક્ષર મેકોલેનો મુખ્ય ભાગ હતો. આ કેળવણીસમિતિમાં બે મત હતા. એક મત પ્રાચીન કેળવણીની તરફેણમાં હતો, અને બીજો પાશ્ચાત્ય કેળવણી માગતો હતો. લોર્ડ મેકોલેની વિચક્ષણ નોંધે પાશ્ચાત્ય કેળવણીના પક્ષકારો માટે વિજય મેળવ્યો.

ઇ. સ. ૧૮૩૫ ની ૭ મી માર્ચને દિવસે હિન્દુસ્થાનની કેળવણીને લગતો ઠરાવ પસાર થયો. તેમાં

મુખ્ય ચાર કલમો છે. પહેલી કલમ આ પ્રમાણે છે. ગવર્નર જનરલ સાહેબનો એવો અભિપ્રાય છે કે "બ્રિટિશ સરકારનો ઉદ્દેશ હિન્દુસ્થાનના વતનીઓમાં યુરોપીઅન સાહિત્ય અને વિજ્ઞાનને ઉત્તેજન આપવાનો હોવો જોઇએ; અને કેળવણી માટે વાપરવાના પૈસાનો સારામાં સારો ઉપયોગ તેને ફક્ત અંગ્રેજી કેળવણી માટે ખર્ચવા એ છે." બીજી કલમમાં તે વખતે ચાલુ પાઠશાળાઓને ઉત્તેજન આપ્યા સિવાય જીવી શકે એ રીતે જીવવા દેવાનું નક્કી કર્યું. ત્રીજી કલમમાં પ્રાચ્યવિદ્યાનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા કરેલા ખર્ચ વિષે ગવર્નર જનરલ સાહેબ ઇતરાજી દર્શાવે છે. ચોથી કલમમાં એમ નક્કી થયું કે બાકી રહેલા પૈસા હવે પછી અહીંની પ્રજાને " અંગ્રેજી ભાષાના વાહન દ્વારા અંગ્રેજી સાહિત્ય અને વિજ્ઞાનનું જ્ઞાન આપવા માટે ખર્ચવા."

આ ઠરાવે આપણી વર્તમાન કેળવણીની દિશા નક્કી કરી. આ દિશામાં પોણોસોથી વધારે વર્ષ આપણે ગતિ કરી છે, અને આજે આપણામાંના ઘણા ખરાને તે સ્વાભાવિક લાગે છે.

આ ઠરાવની અનેક વાર અનેક દૃષ્ટિએ ચર્ચા થઇ છે. ઘણીવાર તે કેળવણીકારોના શુભ હેતુ વિષે શંકા ઉઠાવવામાં આવી છે. પણ તે બાબતનો અહેવાલ વાંચતા આપણે એમ કહી શકીએ નહિ કે તે બધાનો હેતુ અશુદ્ધ હતો. લોર્ડ વીલીઅમ બેન્ટીક, અને મેકોલે જેવાના હેતુ વિષે શંકા લાવવાનું કારણ નથી. મેકોલે જેવાના મનમાં યુરોપીય સંસ્કૃતિના અભિમાનનો ઉન્માદ હતો. એલેકઝેન્ડર ડફ જેવાનો હેતુ આ કેળવણી દ્વારા ખ્રીસ્તિ ધર્મ ફેલાવવાનો હતો અને તેથી તે તેની નોંધમાં આ ઠરાવને અનુમોદન આપે છે પણ કહે છે કે "તે બસ નથી." કેટલાકને એવો ભય લાગે છે કે હિન્દુસ્થાનને ફ્રાન્સના વિપ્લવ સમયના સ્વાતન્ત્ર્યાદિક વિચારો શીખવવા એ પોતાના પગ ઉપર કુહાડો માર્યા બરાબર છે. આ રીતે અનેક પ્રકારના હેતુઓથી તે સમયના અંગ્રેજ અમલદારો પ્રેરાએલા હતા. બધાને સ્પષ્ટ કે અસ્પષ્ટ રીતે પોતાનું રાજ્ય ચલાવવા કારકુનો અને હલકા અમલદારો કેળવવાની જરૂર જણાઇ હશે. પણ અત્યારે શુભ અશુભ હેતુની ચર્ચા કરવી નકામી છે. અત્યારે તો એજ જોવાનું છે કે આ ઠરાવ કરનારાઓની દૃષ્ટિ કેટલી સાચી હતી અને એ ઠરાવમાં શું ગ્રાહ્ય છે.

મેકોલે સાહેબની આખી નોંધ વાંચતા જણાઇ આવે છે કે જેમાં ભાષા જેટલી જોરદાર અને અસરકારક છે તેટલા તેમના વિચારો સાચા અને નિર્વિકાર બુદ્ધિથી શોધેલા નથી. એમની નોંધમાં તેઓ એમ સાબીત કરવા પ્રયાસ કરે છે કે હિન્દુસ્થાનનો પ્રાચીન જ્ઞાનવારસો નકામો છે. પણ તેઓ કબુલ કરે છે કે " મને સંસ્કૃત કે અરબીનું જ્ઞાન નથી." અને પછી તરતજ તેઓ કહે છે કે સંસ્કૃત ભાષામાં શું અને કેટલી કિંમતનું સાહિત્ય છે તેની તેઓએ તપાસ કરી છે. આ તપાસમાં તેમને સંસ્કૃત સાહિત્ય, ફીલસુફી, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, કાયદા વગેરે તદ્દન નકામા લાગે છે. સર વીલીઅમ જોન્સનો શાકુન્તલનો અનુવાદ બ્હાર પડી ચુક્યો હતો એટલે તેઓ એટલું સ્વીકારે છે કે પૂર્વના લોકોએ કાવ્યમાં કાંઇક કર્યું છે; પણ પછી તરતજ જણાવી દે છે કે આમાં પણ યૂરોપની કોઇ પણ પ્રજા આગળ તે કાંઇ વીસાતમાં નથી. સંસ્કૃત સાહિત્યમાં ઉંડી શોધ અને તપાસ પછી તેમને ત્રીશ ફુટ ઉંચા રાજાઓ અને મધમાંખણના સમુદ્ર જડે છે!!

આ નોંધમાં રહેલાં ભયંકર અજ્ઞાન અને અભિમાન અનેકના ધ્યાનમાં આવ્યા હશે. તેમાં રહેલી તુચ્છતા અનેક અનુભવી હશે; અને છતાં આ નોંધે હિન્દુસ્થાનની કેળવણી અને તેના સંસ્કારી જીવનનું ભાવી નક્કી કર્યું. ઇતિહાસમાં અનેક અકસ્માતો બનતા દેખાય છે. પણ આવો અકસ્માત ભાગ્યે જ બીજે મળે. દેશની સંસ્કૃતિથી તદ્દન અજ્ઞાત માણસ તે દેશનું ભાવી નક્કી કરે એવો બનાવ શોધ્યો હાથ આવે એવો નથી!

આ સમયમાં કેળવણીમાં સાચી દષ્ટિ રાખનારા માણસો ન હતા એમતો ન્હોતુંજ. ઇ. સ. ૧૮૨૪ માં તે વખતના મુંબાઈના ગવર્નર એલ્ફીન્સ્ટને પોતાની પાસે આવેલા ડેપ્યુટેશનને આપેલો જવાબ દરેક કેળવણીકારે યાદ રાખવા જેવોછે. તેઓ કહે છે કેઃ—

" હું કદી એમ તો ન ઇચ્છું કે અભ્યાસક્રમમાંથી હિન્દુ ભાગ તદ્દન કહાડી નાંખવો. કોઇ પણ પ્રજાના બૌદ્ધિક વૈભવને વધારવા મારેની શરૂઆત, તે પ્રજાના પોતાના સાહિત્યના નાશથી કરવી એ ખરેખર વિચિત્ર રીત છે; મને એમજ લાગ્યા કરે છે કે જે પ્રાચીન જ્ઞાન સાથે નવી ( જ્ઞાન ) પ્રાપ્તિને જોડવામાં આવે અને તેની મૌલિક અને વિશિષ્ટ રીતથી અંકિત કરવામાં આવે તો અહીંના વતનીઓની ભાવી જ્ઞાનસંપત્તિનો વિસ્તાર અને વિવિધતા વધશે. "[૪]

આ અભિપ્રાયની લોર્ડ વીલીઅમ બેન્ટીક સાહેબ ની કાઉન્સીલને માહિતી હતી કે નહિ તે હું ખાત્રીથી કહી શકું નહિ. સંભવ છે કે કાઉન્સીલના સભ્યો આ બાબત જાણતા હશે. પણ મેકોલેની છટા આગળ કોઇ પણ શાન્ત અને વિચારપૂર્વક આપેલો અભિપ્રાય ટકી શકે એ અશક્ય હતું.

* * *

હિન્દુસ્થાને જો પોતાની કેળવણીનો, જ્ઞાનપ્રવૃત્તિનો અને ભાવી સંસ્કૃતિનો ઉદ્ધાર કરવો હોય તો આ ઉન્માર્ગેથી ખસી પ્રગતિના સ્વાભાવિક માર્ગ ઉપર આવવાની જરૂર છે. સરકારી કેળવણીને પરિણામે આપણી રાષ્ટ્રીય સ્મૃતિ ભૂંસાઇ ગઇ છે. અંગ્રેજ સરકારના આઘાતોથી આપણે રાષ્ટ્રપ્રેમ કરતાં શીખ્યા છીએ; પણ આપણો રાષ્ટ્ર અને આપણી પ્રજા કેવી હતી અને કેવી હોઇ શકે એ આપણે ભૂલી ગયા છીએ. સરકારી કેળવણીમાં આપણી સંસ્કૃતિને જે થોડું ઘણું સ્થાન છે તે મૃત વસ્તુનું ઐતિહાસિક સ્થાન છે. તેનાથી આપણને આપણો વારસો મળે એમ નથી.

તો આનો ઉપાય શું ? એક જવાબ તો સ્પષ્ટ છે. સરકારની છાયા નીચે ચાલતી સંસ્થાઓમાં યોગ્ય દિશામાં પ્રવૃત્તિ થાય એ લગભગ અશક્ય છે; કારણકે દેશનું વાસ્તવિક હિત અને અંગ્રેજ સરકારનું હિત પરસ્પર વિરોધી છે; અને જ્યાં સુધી આ સત્તા છે ત્યાં સુધી લોકોને માટે ત્યાં ઝાંઝવાનાં જળ છે. આનું એક ઉદાહરણ મુંબાઇ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર સર ચીમનલાલ સેતલવાડે કેટલાક મહિના ઉપર આપેલા ભાષણમાં મળી આવે છે. સ્વભાષાદ્વારા કેળવણી આપવી એ કેળવણીનો પ્રાથમિક સિદ્ધાન્ત છે—એ બાબત હજી તેમની ઝીણી બુદ્ધિમાં ઉતરી શકી નથી; અને તે હજી વકીલની યુક્તિબાજીનો વિષય છે એમ તેમને ભાસે છે.

આ માટે પહેલું પગથીઉં ગુંગળાવી નાંખે એવા સરકારી વાતાવરણમાંથી છુટી જઇ રાષ્ટ્રીય સંસ્થાઓ સ્થાપવી એ છે. પણ રાષ્ટ્રીય સંસ્થાઓ સ્થાપી સરકારી કેળવણીની કુબડી નકલ કર્યા કરવી એ રાષ્ટ્ર પ્રત્યે ગુન્હો છે; અને રાષ્ટ્રીય સંસ્થા એટલે ત્યાં ગમે તે ગપ્પાં મારી શકાય અને ગમે તે જ્ઞાન આપી

[૪] " At no time, however, could I wish that the purely Hindu part of the course should be totally abandoned. It would surely be a preposterous way of adding to the intellectual treasures of a nation to begin by the destruction of its indigenous literature; and I cannot but think that the future attainments of the natives will be increased in extent as well as in variety by being, as it were, engrafted on their own previous knowledge and imbued with their own original and peculiar character".

આ અને કેળવણીને લગતો બીજો અહેવાલ "The Development of Indian Policy" નામના એન્ડરસન અને સુબેદારના ગ્રંથમાંથી લીધાં છે.

શકાય એમ માનવું એ ' જ્ઞાન 'નો ગુન્હો કર્યા બરાબર છે. રાષ્ટ્રીય વિદ્યાપીઠે અભ્યાસક્રમની એ રીતે ગોઠવણ કરવી જોઈએ કે જેથી તેના વિદ્યાર્થીઓને પ્રત્યેક વિષયમાં આ દેશનો જ્ઞાનવારસો મળે અને છતાં દુનીઆની બીજી કોઈ પણ વિદ્યાપીઠની અપેક્ષાએ તેને ઓછું કે પરાણ્ય જ્ઞાન ન મળે: એટલે કે રાષ્ટ્રીય વિદ્યાપીઠે પ્રાચીન અને નવીન જ્ઞાનનો સમન્વય કરવા પ્રયત્ન કરવો જોઈએ. રાષ્ટ્રીય વિદ્યાપીઠ બધા વિષય શીખવી ન શકે એ ક્ષમ્ય છે. પણ જે વિષયો શીખવે તે આ દષ્ટિએ ન શીખવે તો તે અક્ષમ્ય છે, કારણ કે તેમ કરવામાં પ્રગતિના સનાતન સિદ્ધાન્તનો તે ભંગ કરે છે. માટે રાષ્ટ્રીય વિદ્યાપીઠનો સ્નાતક પોતાના વિષયમાં દુનીઆને મળેલી માહિતીથી વાકેફ થવા ઉપરાંત પોતાના દેશે કરેલા કામથી, વિશેષતા અને ઊણપોથી અને તે વધારવાના, પૂરવાના અને સુધારવાના ઉપાયોથી વાકેફ હોવો જોઇએ.

આ બે રીતે થઈ શકે: યોગ્ય અભ્યાસક્રમ ઘડી અને તદનુસાર પાઠ્યપુસ્તકો તૈયાર કરી. આમાં બે સિદ્ધાન્તો માની લીધા છે. એક એ કે કેળવણી સ્વભાષાદ્વારા અપાતી હોય અને બીજો એ કે અભ્યાસ ક્રમ ઘડનાર અને તે શીખવનાર પોતાના વિષયમાં આ દેશે શું કાર્ય કર્યું છે અને તેમાં કેટલું ગ્રાહ્ય છે અને કેટલું અગ્રાહ્ય છે તે જાણતો હોવો જોઈએ. આ લેખકના અભિપ્રાય પ્રમાણે જો તે આ રીતે વાકેફ ન હોય તો તે અભ્યાસક્રમ ઘડવા કે કેળવણીના પ્રદેશમાં નેતા થવા લાયક નથી. પણ તેવા વિદ્વાન માટે તે જાણી લેવું બહુ કઠિન નથી. પોતાના વિષયની તેની વર્તમાન માહિતી પૂરતી હોવી જોઇએ એ કહેવાની જરૂર નથી.

અહીંઆ જણાવવું જોઇએ કે ગૂજરાત વિદ્યાપીઠે 'પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા ' તૈયાર કરાવી આ દિશામાં પ્હેલ કરી છે અને તે માટે તેને અભિનન્દન ઘટે છે. આ પદ્ધતિએજ બીજા માનવવિદ્યાના વિષયોમાં પુસ્તકો તૈયાર કરાવવાં શક્ય છે. સમાજશાસ્ત્ર, રાજકારણ, સંપત્તિશાસ્ત્ર, શાસન વ્યવસ્થા, દર્શનશાસ્ત્ર, માનસશાસ્ત્ર, આનંદ મીમાંસા, સાહિત્ય મીમાંસા વગેરે વિષયોમાં આવાં પુસ્તકો તૈયાર કરવાં બની શકે. વિદ્વાનો અને કેળવણીકારો જો આ દિશામાં પ્રવૃત્તિ શરૂ કરે તો ભારતવર્ષનો જ્ઞાનરથ ફરી પાછો એટલાજ જોરથી ચાલે.

ઉપર જણાવેલા બધા વિષય માટે ભારતવર્ષના જ્ઞાનસમુદ્રમાંથી પુષ્કળ સામગ્રી મળે એમ છે. ગણિતશાસ્ત્ર અને ભૌતિક શાસ્ત્રમાં આ પદ્ધતિ કેટલી ઉપયોગી થાય એ હું કહી શકુ નહિ. પણ આ વિષયોમાંએ યોગ્ય પરિભાષા તો મળી જાય. ડૉ. પ્રફુલ્લચંદ્ર રોય કહે છે કે તેમણે કેવળ જૂના ગ્રંથો ઉપરથી આખા રસાયનશાસ્ત્રની પરિભાષા તૈયાર કરી છે. વળી આપણામાં જે ન હોય તે બીજા પાસેથી લેવામાં આપણને કશોજ વાંધો ન હોય. ફક્ત આપણે એવું કાંઇ ન લઇએ કે આપણા પોતાનાજ પ્રાણ દબાવી દે. પણ જ્યાં આપણી સામગ્રી તદ્દન નિશ્ચિત નહિ પણ બીજા કરતાં વધારે અનિશ્ચિત ન હોય, જ્યાં આપણા વિશિષ્ટ પ્રસ્થાનો બીજા દેશોના પ્રસ્થાનો સાથે સરખાવતાં ખોટાં ન લાગે ત્યાં તો જરૂર આપણે આપણા રાષ્ટ્રીય વ્યક્તિત્વને વળગી રહેવું જોઇએ. આમ કરવાથી વિશ્વસંગીતને આઘાત પહોંચતો નથી; પણ એના અભાવે વિશ્વસંગીત બેસુર લાગવા સંભવ છે.

રસિકલાલ છોટાલાલ પરીખ

# કાર્લ માર્ક્સ

આપણે આ દેશમાં મહાવિદ્યાલયના વિદ્યાર્થીજીવનના એવા હલકા ધોરણમાં ટેવાઈ ગયા છીએ, કે એ જીવનની સાર્થકતા નિર્ણિત સમયે નિર્ણિત પાઠ્યપુસ્તકો શીખવામાં નહિ, પણ એ સમય દરમ્યાન ઉંડા વિચાર કરવાની, મતભેદ કેળવવાની, સમધર્મી આત્માઓ સાથેના સહવાસથી બુદ્ધિની ખીલવટ કરવાની, નવા નવા આશયો ઘડવાની અને શરીર સમસ્તના એક એક અંગપ્રત્યંગને જીવંત રાખવાની જે તકો મળે છે તેમાં છે, એ વાત આપણી રાષ્ટ્રીય વિદ્યાપીઠના નિયામકોના મગજમાં ઠસાવવાને પણ મને ખૂબ મહેનત પડેલી. વિદ્યાપીઠની પરીક્ષાઓને માટે ગોખણપીંડી કરવાને બદલે વિપ્લવ માટેની કંઇ કંઈ યોજનાઓ ઘડવામાં જ માર્ક્સ અને યુવાન હેગેલવાદીઓ મચ્યા રહેતા. જે પરીક્ષાઓ સામાન્ય બુદ્ધિના માણસો સહેલાઇથી પસાર કરી દે છે તેજ પરીક્ષાઓ પસાર કરતાં પ્રખર બુદ્ધિશાળી પુરૂષોને ખૂબ મુશ્કેલી નડે છે. માર્ક્સ પરીક્ષા માટેનો અભ્યાસક્રમ તયાર કરવામાં બિલકુલ અનિયમિત હતો. હરકોઇ વિષયપર એનો પોતાનો સ્વતંત્ર મત હતો, અને તેને એ આગ્રહથી વળગી રહેતો. આને લીધે વિદ્યાપીઠની પદવી મેળવવી એ એને માટે સહેલ ન હતું. તેમાંયે વળી કોઈ પણ જાતના પરિવર્તન વિરૂદ્ધનું વાતાવરણ તે અરસામાં બર્લિનમાં ખૂબ ઘેરાયલું હતું. માર્ક્સના મિત્રોએ પરીક્ષા માટેનો નિબંધ બને તેટલી મૃદુ ભાષામાં અને મધ્યમસર લખવા માટે એને સમજાવ્યો. 'હમણાં મૂંગો બેસી રહે, જે કરવું હોય તે પછીથી કરજે,' 'પછીથી જોઇએ તો એ લોકોને ત્રાહ પોકરાવજે, પણ ખરો દાવ આવે ત્યાં સુધી થોભી જા," એવી તેમની સલાહ હતી. પણ પોતાના અંતરમાંથી અવાજ ઉઠે તેજ મુજબ માર્ક્સ તો લખે. આથી છેવટે બર્લિનમાં પદવી મેળવવાની આશા છોડી, જેનાની નાની વિદ્યાપીઠમાં દાખલ થઇ એણે 'ડોક્ટર ઓફ ફીલોસોફી' ની ઉપાધિ મેળવી.

માર્ક્સને ઉપાધિની જરૂર હતી, કારણ તેને કેળવણીખાતામાં જોડાવું હતું. પણ માર્ક્સના જીગરજાન દોસ્ત બાઉરે વર્તમાન પ્રણાલિને સદંતર ઉથલાવી નાંખનારો મત પ્રતિપાદન કરનારું એક પુસ્તક પ્રગટ કર્યું, અને એથી કેળવણીખાતાના પ્રધાને બધેય જર્મન વિદ્યાપીઠોમાં દમનનીતિ શરૂ કરી અને બાઉરનો શિક્ષક તરીકેનો પરવાનો ઝુંટવી લીધો. આથી માર્ક્સનાં કેળવણીખાતામાં જોડાવાનાં સ્વપ્નાં તે સ્વપ્નાં જ રહી ગયાં. માર્ક્સનો વિચાર હતો કે બાઉરની સાથે મળીને એક ફીલસુફીનું પત્ર કાઢવું. પણ તેયે હવે તો અશક્ય હતું. કારણ જર્મન વિદ્યાપીઠોની જેમ ફીલસુફ પત્રકારો પર પણ સખ્ત જાપ્તો મૂકવામાં આવ્યો હતો. આથી એણે આખરે સર્વ વિચારો કોરે મૂકી છાપાંઓની રાજદ્વારી પ્રવૃત્તિમાં ઝંપલાવ્યું.

થોડાજ વખતમાં 'રહેનીશ ત્સાઇટુંગ' ના તંત્રીની ઓફીસમાં દાખલ થઈ ટુંક સમયમાંજ એ પત્રનો એ તંત્રી બન્યો, અને છાપાંઓની સ્વતંત્રતા માટે ભારે ઝુંબેશ ઉઠાવી. એણે લખ્યું.—"કુદરતની મત્તા અને મહત્તાનો તમે સ્વીકાર કરો છો છતાં તમે કુદરતની પાસે એવી માગણી કદિ નથી કરતા કે તેના રાજમાં ગુલાબ અને

ધંતુરો બે સરખાં જ ખીલે. તો પછી જુદી જુદી પ્રતાપી વ્યક્તિઓ પાસે એક જ રીતે ખીલવાની તમે શાની માગણી કરો છો ?" માર્ક્સના તંત્રી થયા બાદ ચેતવણીઓનો એના પર વર્ષાદ વરસવા લાગ્યો. પત્રના ડાયરેક્ટરોએ તંત્રી તરીકેનું રાજીનામું આપવા માર્ક્સ પર દબાણ કર્યું, અને માર્ક્સના ચાર મહિનાના તંત્રીપણામાં જ એ પત્રને દાબી દેવામાં આવ્યું.

માર્ક્સને રાજદ્વારી જીવનમાં ઝંપલાવવું હતું અને તે માટે જોઇએ તેવું સ્વતંત્રતાનું વાતાવરણ એને પારીસમાં જડી આવ્યું. પારીસ તરફ ખેંચાવાનું બીજું એક કારણ એ પણ હતું કે સ્ટીનનું ફ્રાન્સની સામાજિક ચળવળો વિષેનું પુસ્તક વાંચી એ જમાનાના સંઘસત્તાવાદના સિદ્ધાંતો અને હિલચાલો તરફ એનું હૃદય ઢળ્યું હતું, અને એને તેમાં ખૂબ રસ પડયો હતો. વળી એના મિત્ર રૂગેનો વિચાર પારીસમાં એક " વાર્ષિક સરવૈયું " Year Book પ્રકટ કરવાનો હતો, અને ફીલસુફી અને રાજકારણના વિષયોમાં સ્વતંત્રતા મેળવવામાં ફ્રાન્સની અને જર્મનીની બુદ્ધિનું એકીકરણ થાય એ વિચાર પર એ મોહી પડયો હતો.

સન ૧૮૪૩ ની શરદ્ઋતુમાં માર્ક્સ પોતાની નવવધૂ સાથે પારીસ ગયો, અને તરત જ ત્યાંના ઉથલપાથલ મતવાળા મંડળમાં ખૂબ લાગવગ ધરાવતો થઇ ગયો. આ મંડળમાં કવિ હાઇન, અરાજકતાવાદી ફીલસુફો બાકુનિન અને પ્રોધોન, અને પ્રખ્યાત શેખસલ્લી કેબેટ પણ હતા. ખાસ કરીને હાઇન અને પ્રોધોન સાથે એને ગાઢો સંબંધ બંધાયો.

માર્ક્સનું નામ અને જીવનનાં કાર્યો ફ્રેડરીક એન્જેલ્સના નામ સાથે અતૂટ રીતે સંકળાયલાં છે. આ એન્જેલ્સનો ભેટો એને અહીં જ ૧૮૪૪ ના સપ્ટેમ્બર માસમાં થયો. એન્જેલ્સ એક મિલમાલેકનો પુત્ર હતો. એન્જેલ્સના પિતા મેન્ચેસ્ટરની એક મોટી કાપડની મિલમાં ભાગીદાર હતા. એન્જેલ્સે પોતાનો ફુરસદનો સમય ફીલસુફીનો બારીકીથી અભ્યાસ કરવા પાછળ જ ગાળ્યો હતો, અને યુવાન હેગેલમતવાદીઓમાં એ સૌથી ઉત્સાહીમાં ઉત્સાહી યુવાન ગણાતો. એન્જેલ્સની ઉમર માત્ર ચોવીસ વર્ષની હતી. ૧૮૪૨ માં એન્જેલ્સ પોતાના બાપના કારખાનામાં કામ કરવા ઇંગ્લંડ ગયો હતો, ત્યાં ઉથલપાથલમતવાળા સાથે એને ભેટો થયો ૧૮૪૮ માં એણે પોતાનું 'ઇંગ્લાંડના કામદારોની સ્થિતિ ' નામનું પુસ્તક પ્રકટ કર્યું. આ પુસ્તક આજ દિન પર્યંત સમાજવ્યવહારના બારીક પૃથક્કરણ અને સાચા નિરૂપણનાં પુસ્તકોમાં ઉંચું સ્થાન ભોગવે છે, અને એક આધારરૂપ ગણાય છે. સામાજિક અને રાજદ્વારી ચળવળોનું એકીકરણ એક ઉંચી ભૂમિકા પર કરવાની ખાસ જરૂર છે એવો માર્ક્સ અને એન્જેલ્સ, બેઉ જણનો, પોતપોતાના સ્વતંત્ર વિચારને પરિણામે, નિશ્ચય થઇ ચૂકયો હતો. અને બેઉ જણાએ જીવનભર જે કાર્ય કર્યું તે કાર્યના મૂળભૂત સિદ્ધાંતો વિષે બેઉ જણ એકમત હોવાથી તેમની વચ્ચે અદ્ભૂત સ્નેહ બંધાયો. માર્ક્સ અને એન્જેલ્સ વચ્ચે જે સુંદર અને અદ્ભૂત સ્નેહસંબંધ હતો તથા જે વફાદારીભર્યો સહકાર હતો તેવો સ્નેહસંબંધ અને તેવો સહકાર સરખી પ્રતિભાવાળા બે મહાન પુરુષો વચ્ચે જવલ્લે જ જોવામાં આવે છે. આ મૈત્રીને પરિણામે પહેલવહેલાં એક પુસ્તક રચાયું. આ પુસ્તક વિષે હાલ બહુ થોડાને ખબર છે. પણ આ પુસ્તકમાં માર્ક્સના તે પછીના સિદ્ધાંતોના ભણકારા સંભળાય છે. એમાં એ પૂછે છે:—" મનુષ્યનો કુદરત, ભૌતિકશાસ્ત્ર યા ઉદ્યોગ સાથેનો શો સંબંધ છે તે જાણવાની પરવા કર્યા વગર ઇતિહાસની બારાખડી પણ સમજી શકાશે એવું શું આ લોકો ધારે છે ? કોઇ પણ યુગની હુન્નરઉદ્યોગની તથા લોકોની પેદાશની વ્યવહાર બાજુ તપાસ્યા વિના તે યુગનો ખરો ખ્યાલ આવી શકે એમ શું તેઓ માને છે ?" માર્ક્સના સિદ્ધાંતનો એજ પાયો છે, કે સુધારો ( civilisation ) અને તે જમાનાની સંસ્થાઓના પ્રકાર નક્કી કરવામાં તે જમાનામાં માણસ પોતાનો જીવનનિર્વાહ કયાં સાધનોથી કરે છે તેજ ધ્યાનમાં લેવાવું જોઇએ.

માર્ક્સે જે બીજા છાપાના સાહસમાં ઝંપલાવ્યું હતું તે 'વોરવેર્ટસ' નામના પત્રનું તંત્રીપદ સ્વીકારવાનું હતું. ફ્રાન્સમાં વસતા ઉદારમતવાદી જર્મનોને અપીલ કરવા માટેજ આ પત્ર કાઢવામાં આવ્યું હતું. એમાંના સુંદર લેખો અને પ્રસીઆની સરકાર પરના જોસદાર હુમલાઓને લઇને એ પત્ર ટુંક વખતમાં લોકપ્રિય થઇ પડયું, અને ખુદ જર્મનીમાં ખૂબ મોટા પ્રમાણમાં ખપવા માંડયું. પણ પ્રસીઆની સરકારના હાથ બધે પહોંચી વળે તેમ હતા. એના ઝપાટામાંથી બચવું શકય નહોતું. એની વિનંતિને માન આપી ૧૮૪૫ ના જાન્યુઆરી મહિનામાં ફ્રાંસના વડા પ્રધાન મેં. ગીઝોટએ પત્રને દાબી દીધું, અને એના આખાને આખા તંત્રીમંડળને દેશપાર કર્યું. માર્ક્સ પણ આમાં હતો જ. અહીંથી દેશપાર થયે એ બ્રસેલ્સ ગયો, અને ત્યાં ત્રણ વર્ષ ગાળ્યાં. પણ ત્યાંયે પ્રસીઅન સરકારે એને જંપીને બેસવા દીધો નહિ; એને ભટકતાજ ફરવું પડયું. આ ત્રણ વર્ષો માર્ક્સના જીવનમાં ખૂબ અગત્યનાં અને યાદગાર હતાં. આજ અરસામાં વર્તમાન કાળના સમાજસત્તાવાદનો જન્મ થયો. તે પછી થોડો વખત માર્ક્સે ઇંગ્લાંડમાં જઇ અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવામાં ગાળ્યો. ત્યાંથી પાછા ફરી એણે હેગેલ પછીના ફીલસુફોની ફીલસુફીના ટીકાત્મક વિવરણનાં બે મોટાં પુસ્તકો લખ્યાં. માર્ક્સે એ પુસ્તકો પ્રકાશકને પ્રકટ કરવા માટે આપ્યાં, અને તેમની પાસે તે ઘણો વખત પડી રહ્યાં. આખરે ઉંદરમામાઓના કોપનો એ ભોગ થઇ પડયાં. પણ માર્ક્સે કહ્યું કે એ પુસ્તકોનો મૂળ હેતુ પાર પડી ગયો છે, કારણ એ પુસ્તક લખવાથી એ આખો પ્રશ્ન પોતાને તો ઘણી સારી રીતે સમજાઇ ગયો હતો. માર્ક્સ અને એન્જેલ્સે 'જર્મનીના કામદારોનું મંડળ' સ્થાપ્યું, અને ઉથલપાથલ મતનું એક પત્ર હાથ કરી પ્રજાસત્તાકવાદી સમાજપર ઉંડી અસર પાડી. ફ્રાન્સ અને જર્મનીના શિક્ષિતવર્ગમાં તેઓના મતનું ઠીક જોર હતું, પણ એમનો હેતુ તો યૂરોપના, અને ખાસ કરીને જર્મનીના, કામદારવર્ગને પોતાના મતમાં મેળવવાનો હતો.

૧૮૪૬ માં પ્રોધોને 'દુઃખોની ફીલસુફી' નામનું પોતાનું પ્રખ્યાત પુસ્તક પ્રકટ કર્યું અને માર્ક્સને લખ્યું કે 'હું તારી ટીકાની રાહ જોઉં છું.' પણ એ રાહ બહુ ન જોવી પડી, કારણ, ૧૮૪૭ માં માર્ક્સે 'ફીલસુફીનાં દુઃખો' નામનું પુસ્તક બહાર પાડયું. આને પરિણામે આ બે વિચારકોની મૈત્રી હંમેશને માટે તૂટી ગઇ. ખુલ્લા દિલથી બેધડક ટીકા કરવાના સ્વભાવને લીધે માર્ક્સના જીવનમાં આવી રીતના વિક્ષેપો ઘણીવાર થયા હતા. માર્ક્સે પોતાના ભયંકર તિરસ્કાર, સોંસરો પેસી જાય એવો વ્યંગ અને સામાનું મ્હોં બંધ કરી દે એવી સચોટ દલીલોથી પ્રોધોનના પુસ્તકને એક નિશાળીઆના નિબંધની કોટીએ ઉતારી પાડયું. ઇંગ્લાંડની મુલાકાત દરમ્યાન એણે જે વિશાળ વાંચન કર્યું હતું, તેના પહેલાં ફળરૂપે આ પુસ્તક હતું, અને ઇતિહાસના જડવાદની દૃષ્ટિએ થયેલા નિરૂપણના વિસ્તૃત સ્વરૂપનું એમાં ચિત્રાલેખન હતું. સનાતન સિદ્ધાંતોના પ્રોધોનના મતને એ હસી કાઢે છે, અને ઘણીજ સરળ રીતે સમજાવે છે કે સમાજજીવન આ હંમેશ આર્થિક વિકાસનુંજ પરિણામ છે.

તે વખતની સંઘસત્તાવાદની ચળવળની સંપૂર્ણ પુનર્રચના કરવાની જરૂર હતી. એક બાજુ શરૂઆતથીજ સમાજમાં આદર્શ વ્યવસ્થા સ્થાપી દરીઆપાર એક સ્વર્ગભૂમિ નિર્માણ કરવાનાં સ્વપ્નાંઓ જોનારા તરંગીઓ; બીજી બાજુ મેઝિનીના વિચારવાળાઓ જેઓ છૂપાં કાવત્રાંઓ રચવાની અને ભયંકર બળવો જગવવાની વાત કરતા હતા. પણ માર્ક્સને તો ચોક્કસ વિપ્લવપંથના ધ્યેય અને નીતિવાળી, કામદાર વર્ગની મજબૂત રાજકીય ચળવળ ઉભી કરવી હતી. આ ચળવળમાં તરંગીઓને યા તો છૂપાં કાવત્રાંઓજેને સ્થાન નહોતું. ૧૮૪૭ માં લંડનની એક કોંગ્રેસમાં આ યોજના રજૂ કરવામાં આવી, અને તે કોંગ્રેસે માર્ક્સના સિદ્ધાંત મુજબ કામ કરવાનું કબૂલ્યું, અને કાવત્રાં રચવા માટેની છૂપી ટોળીઓને સ્થાને છડેચોક ચળવળ ચલાવવા અને કાર્યકર્તાઓ તૈયાર કરવા માટે એક મંડળ સ્થપાયું, એ સં-

સ્થાનું નામ, 'સંઘસત્તાવાદ સમિતિ' રાખવામાં આવ્યું. લંડનમાં જે બીજી કોન્ગ્રેસ ભરાઈ તેમાં માર્ક્સ જાતે એન્જેલ્સ સાથે હાજર થયો. અહીં માર્ક્સે કાળજીપૂર્વક તૈયાર કરેલો નિબંધ દર્દભર્યા અને લાગણીથી ભરપૂર અવાજે વાંચી સંભળાવ્યો. એની શ્રોતાવર્ગ પર ઉંડી અસર પડી. લગભગ એકમતે કોંગ્રેસે માર્ક્સ અને એન્જેલ્સના વિચારોને કબૂલ કર્યા અને માર્ક્સે વાંચેલા નિબંધના આધારે એક જાહેરનામું અથવા સિદ્ધાંતોનો ખરડો ઘડી કાઢવાનું કામ એ બેઉને સોંપ્યું. એ જાહેરનામાના મંડાણથી આ ચળવળમાં એક નવયુગ મંડાયો. માર્ક્સ અને એન્જેલ્સ એના સર્વમાન્ય નેતા હતા. જે મહાન ચળવળની ઘુંસરી ઉપાડવાનું એમને સોંપવામાં આવ્યું હતું તે જોતાં તો બેઉની વય ઘણીજ કાચી હતી—માર્ક્સ ૩૦ વર્ષનો અને એન્જેલ્સ ૨૮ વર્ષનો.

૧૮૪૭ નું સંઘસત્તાવાદનું જાહેરનામું પશ્ચિમ યૂરોપની ઘણી ખરી ભાષાઓમાં પ્રકટ થયું. ક્રાન્તિકારક સમાજસત્તાવાદનો એ પહેલો જ ઢંઢેરો હતો. એ ખરીતો ઘણો વિદ્વત્તાપૂર્ણ છે અને ઉત્સાહ અને ધગશ એના શબ્દેશબ્દમાંથી ઝરે છે. માર્ક્સના જાહેર જીવનના પ્રથમ ભાગનો આજ વખતે અંત આવ્યો. --

જેમ અમેરિકાની સ્વતંત્રતાની શરૂઆત 'સ્વતંત્રતાના ઢંઢેરા' થી થઇ, તેમ અર્વાચીન સમાજસત્તાવાદનું મંડાણ આ જાહેરનામાથી થયું. એ જાહેરનામાની શરૂઆતમાં જ એના મૂળભૂત સિદ્ધાંતની જાહેરાત છે કે, હરકોઈ ઇતિહાસ જુદા જુદા વર્ગોની વચ્ચેના ઝગડાનો જ ઇતિહાસ છે. સુધારાની કથા એટલે લુંટારા અને લુંટાયલા—જાલિમ અને મજલૂમોની કથા. આજના સમાજમાં જૂના વર્ગભેદ અને ઝગડાના સ્વરૂપોને બદલે નવા વર્ગભેદ અને ઝગડાઓ છે, પણ આજના મૂડીવાદનું ખાસ લક્ષણ તો એ છે કે એણે અનેક વર્ગના વિરોધોની ત્રિશંકુ અવસ્થા દૂર કરી તેમને સીધા અને સરળ બનાવ્યા છે. સમાજની અંદર બે મોટા વર્ગો પડ્યા છે અને તેઓ પરસ્પર સામસામે ઉભા છે: મૂડીદારવર્ગ અને કામદારવર્ગ. માર્ક્સનો સમાજસત્તાવાદ સમજવા માટે આ વાત બરાબર સમજી લેવી ખાસ જરૂરની છે. માર્ક્સે સમજાવ્યું કે મૂડીવાદના અસ્તિત્વને લીધે જ સમાજસત્તાવાદ હસ્તીમાં આવ્યો. જ્યારે મૂડીવાદ નહોતો ત્યારે દેશ સમસ્તમાં પ્રજા પોતપોતાના ઝુંપડાઓમાં કામ કરતી. હરકોઈ માણસ પોતાને માટે મહેનત કરે અને પૈસો મેળવે. પણ યંત્રો અને મૂડીવાદે ગૃહઉદ્યોગનો નાશ કરી કારખાનાને જન્મ આપ્યો અને કારખાનાના કામદારો કારખાનાના માલિકના હિતને માટે કામ કરતા થયા. કામદારને તો પોતાનો સંસાર નિભાવવા પૂરતા જ મજૂરીના દર મળે, અને મૂડીવાળાની મૂડી વધ્યે જ જાય. આથી કારખાનાની રૂઢિમાં વ્યક્તિઓ પોતાને માટે પરિશ્રમ કરી મિલકત ભેગી નથી કરતી પણ એકેક મૂડીદાર સેંકડો કામદારોને લુંટીને માલદાર બને છે. આમ છતાં મૂડીદારે સમાજની એક સેવા તો જરૂર કરી છે. એણે હુન્નરઉદ્યોગમાં સંઘવ્યવસ્થા દાખલ કરી છે. આજે એક સામાન્ય કાર્યની સિદ્ધિ અર્થે અધાપ માણસો સાથે મળી કામ કરે છે—પછી ભલેને એ કાર્યસિદ્ધિ માત્ર મૂડીદારના જ સ્વાર્થ માટેની હોય. પેદાશ માટે સંઘબળ જરૂરી થયું છે, જો કે એ પેદાશનો હેતુ કે ફળ સંઘ સમસ્તના લાભ માટેનો નથી. મૂડીદારે કરેલા આ કાર્યને પૂરું કરવા માટે હવે એટલું જ કરવું બાકી છે કે મૂડીદારે પોતાના સ્વાર્થને માટે ઉભી કરેલી એ સંસ્થાનો કબજો લઇ સમાજ સમસ્તના ભલા માટે એનો ઉપયોગ કરવો. આમ મૂડીવાદે ઉત્પન્ન કરેલા શસ્ત્રથી જ મૂડીવાદનો નાશ થઇ શકે તેમ છે. એ શસ્ત્ર તે બીજું કોઇ જ નહિ પણ ગામે. દેશમાં છૂટાછવાયા ઝુંપડામાં રહેતા કામગરોને બદલે અમુક બળવાન મૂડીદારોના હાથ નીચે કામ કરતો કામદાર ગણ. માર્ક્સની ફીલસુફી પ્રમાણે તો સમાજસત્તાવાદની રચના કરવામાં મૂડીવાદ પણ એક જરૂરી પગથીઉં છે, અને સમાજસત્તાવાદ એ મૂડીવાદનું સ્વાભાવિક પરિણામ છે.

ઇતિહાસની આવી સમજુતીને લીધે જ કામદારોના મનમાં એ વાત બરાબર વસી ગઇ. વિકાસક્રમના સ્વાભાવિક પરિણામરૂપે સમાજસત્તાવાદ આવવો જ જોઇએ એ જાતની ભવિષ્ય પરની શ્રદ્ધાને લીધે એના અનુયાયીઓનો ઉત્સાહ ટકી રહ્યો. આ ઐતિહાસિક અને ભવિષ્ય પરની શ્રદ્ધાની દલીલ સાથે માર્ક્સના સંપત્તિશાસ્ત્રે વિપ્લવકારી તત્વોની શક્તિ વધારવામાં ભારે જોસ આપ્યું અને એ જોસની સામે કોઇ ટકી શકે એમ નથી. અહીં આ માર્ક્સના "કિંમતનો સિદ્ધાંત' સમજાવવો જરૂરી છે.

સાદામાં સાદી રીતે કહીએ તો માર્ક્સના સિદ્ધાંતનો અર્થ એવો છે કે પેદાશ કરવામાં એક માત્ર મજૂર જ કારણભૂત છે. બજારોમાં હજારો અને લાખો વસ્તુઓ વેચાય છે અને તે દરેકની કિંમત તેની બનાવટમાં કેટલી મજૂરી લાગી તે પરથી નક્કી થાય છે. જુદી જુદી વસ્તુઓને સરખાવવાનો એ એક જ માર્ગ છે. દરેક વસ્તુની બનાવટમાં સર્વસામાન્ય તત્વ માત્ર મજૂરી જ છે. જો તમારે કોટ અને ટોપીની સરખામણી કરવી હોય તો એક કોટ બનાવતાં જેટલી મજૂરી પડે છે તેટલી જ મજૂરીમાં કેટલી ટોપી બની શકે એ જાણવું જોઈએ. હાલ તો મજૂરી કરતો કામદાર પોતાની જરૂરીઆત કરતાં વધુ ઉત્પન્ન કરે છે. આ વાત એક ગુલામનો દાખલો લેવાથી સ્પષ્ટ રીતે સમજી શકાશે. ગુલામની મજૂરીમાંથી જે પેદાશ થાય છે તેમાંથી એ ગુલામનો શેઠ ગુલામના ખાવાપીવા પાછળ ખર્ચ કરે છે, અને બાકી જે વધે છે તેમાંથી પોતાનો ખર્ચ કાઢી તે ઉપરાંત કંઇક રકમ બચાવે છે. ગુલામ પોતાની જરૂરીઆત કરતાં જે વધારે પેદાશ કરે છે તે આ આમ જે પેદાશ થાય છે તે ભેગી થઈ શેઠની મિલકત બને છે. આમ શેઠ જે મિલકત મેળવે છે તેમાંથી તે વધુ ને વધુ ગુલામ ખરીદે જાય છે અને છેવટે સમાજ સમસ્તની મિલકતનો પોતે માલિક થઇ બેસે છે. મૂડીવાદ જ્યાં જ્યાં અસ્તિત્વમાં છે, ત્યાં ત્યાં આવું જ બને છે. મૂડીદાર જે માણસોને કામ કરવા રોકે છે તેઓ દેખીતી રીતે તો સ્વતંત્ર હોય છે. પણ ખરૂં જોતાં તો પોતાની પાસે પેદાશનાં સાધનો નહિ હોવાથી તેઓને ન છૂટકે મૂડીદારને પાને પડવું પડે છે; અને મૂડીદાર મજૂરોની જરૂરીઆત પૂરતા તેમ જ મજૂરી મળી શકે એટલા જ—ઓછામાં ઓછા દર આપે છે. મજૂરોએ કરેલી પેદાશમાંનો જે વધારો મૂડીદારના ખીસ્સામાં જાય છે તેમાંથી તે નવાં યંત્રો ખરીદે છે અને બીજા વધારે માણસોને પરાધીન બનાવે છે. મજૂર ખરૂં જોતાં તો પોતાની પરાધીનતા વધારવા માટે અને મૂડીદારની સત્તા વધારે મજબૂત બનાવવા માટે જ મજૂરી કરે છે. તેમાં વળી મોટો મૂડીદાર વખત જતાં હરીફાઇમાં નાના મૂડીદારને ગળી જાય છે. હાલ જે પદ્ધતિ છે—મૂડીવાદની—તેમાં જે માણસોના હાથમાં સંપત્તિ ભેગી થાય છે અને એથી સત્તા આવે છે તે માણસોની સંખ્યા દિન પર દિન ઘટતી જ જાય છે. પણ સમાજસત્તાવાદનું કામ તો એથી સરળ જ બને છે, કારણ અવ્યવસ્થિત સમાજના કરતાં વ્યવસ્થિત મધ્યસ્થ તંત્ર પાસેથી સત્તા હાથ કરી લેવી એ ઘણું સહેલું છે. મજૂર પોતે જ પોતાની મજૂરીથી મૂડીદારની સત્તા વધારે છે, અને પોતાને થતાં અન્યાયનાં સાધનો મૂડીદારને પૂરાં પાડે છે—આ બધું જ્યારે માર્ક્સે મજૂરને સમજાવ્યું ત્યારે તેને તુરત જ ભાન થયું કે પોતાની મહેનતનાં ફળ લુંટવી લેવામાં આવે છે. પણ જ્યારે માર્ક્સે તેને એમ પણ સમજાવ્યું કે એ તંત્રનો અંત આવવો જ જોઇએ અને ચોક્કસ આવશે ત્યારે તો મજૂરને પોતાની ચળવળની—સમાજસત્તાવાદની—ફતેહ માટે અમર આશા બંધાઈ. આ જ સિદ્ધાંતોની પૂરેપૂરી ખીલવટ કરી માર્ક્સે પોતાનું 'મૂડી' નામનું પુસ્તક લખ્યું છે, અને એ પુસ્તક આજે 'મજૂરોની ગીતા' જેવું થઇ પડ્યું છે. એમાં એક નવીન ભાવના નજરે પડે છે, અને એ ભાવનાનો પ્રચાર કરનારા પરિવ્રાજકોની કદિય ખોટ પડી નથી. આ નવા સિદ્ધાંતની પહેલી ખુલ્લી જાહેરાત, તે સંઘસત્તાવાદનું જાહેરનામું.

ત્યાર પછીનું માર્ક્સનું જીવન એટલે સમાજ-સત્તાવાદની પ્રગતિનો ઇતિહાસ. પણ હું તે વિષે કંઇ લખવા માગતો નથી. રશિયાની રાજ્ય-ક્રાન્તિ એ આ કથાનું છેલ્લું પ્રકરણ છે. માર્ક્સના સિદ્ધાંતોનું મૂર્તિમંત સ્વરૂપ તે લેનીન.

આ લેખ હું પૂરો કરૂં તે પહેલાં મારે એ વાત સમજાવી દેવી જરૂરી છે કે એ રાજ્યક્રાન્તિ ખાનગી મિલકતનો અંત નથી લાવતી, કારણ મૂડીવાદે પ્રજાના મોટા ભાગની ખાનગી મિલકતનો નાશ કર્યો છે, તેઓની પાસે કોઇ જાતની મિલકત તેણે રહેવા જ નથી દીધી અને માંડમાંડ તેઓ પોતાનું પેટ ભરે છે. એ રાજ્યક્રાન્તિ તો અનેકને ભોગે થોડા ગણ્યાગાંઠયા માણસોએ જે મિલકત જમા કરી છે—મૂડીદારોની મિલકત—તેનો અંત આણવા માગે છે. માર્ક્સના સિદ્ધાંતો વિષેના લખાણોમાં ખાનગી મિલકતનો નાશ આજ અર્થમાં વપરાય છે. મૂડી એ કોઈ વ્યક્તિની નહિ પણ આખા સમાજની શક્તિ છે. એથી જ્યારે મૂડી સમાજના સૌ કોઇ સભ્યોની સર્વસામાન્ય મિલકત બની જાયછે ત્યારે વ્યક્તિગત મિલકત સર્વસામાન્ય મિલકત નથી થતી, એ તો માત્ર મૂડીનું સ્વરૂપ બદલાય છે. એક વર્ગના હાથમાં હતી તે મટી જઇ એ બધાની થાય છે. એ જાહેરનામામાં છે કેઃ—

"કોઇ પણ માણસ સમાજની અંદરની પેદાશ પોતાની ન કરી શકે, વ્યક્તિગત માલિકી ન ધરાવી શકે—એવું કંઇયે સંઘસત્તાવાદમાં નથી; સંઘસત્તાવાદ તો માત્ર એટલુંજ કરે કે એવી રીતે માલિકી ધરાવી બીજા માણસોની મજૂરીનો ઉપયોગ કરી તેમને પરાધીન ન બનાવવા દે."*

અમૃતલાલ ટેકચંદ ગિદવાણી.

---

* યુગધર્મ માટે અંગ્રેજીમાં લખાયલા લેખનું ભાષાંતર.

### કેળવણીનો પ્રચાર

આગળ જણાવ્યું છે તે મુજબ શિખધર્મની સાથે કેળવણીનો પ્રચાર પહેલેથી જ સંકળાએલો હતો. ધાર્મિક સુધારાનું અને વ્યવસ્થાનું કામ પ્રજાના અજ્ઞાનને લીધે મુશ્કેલ જણાયું તેથી શિખોના આગેવાનોનું ધ્યાન કેળવણીના કામપર વધારે ને વધારે એકાગ્ર થતું ગયું. લાહોર દિવાનની સ્થાપના થયા પછી શિખોને માટે એક મધ્યસ્થ કૉલેજ સ્થાપવાની ચળવળ શરૂ થઇ. તે વખતે શિખો અને સરકારની વચ્ચે ઘણો જ એખલાસ હતો, તેથી તે વખતના વાઇસરોયે પણ આ વિષે પોતાની સહાનુભૂતિ દર્શાવી. છેવટે ખાલસા કૉલેજની સન ૧૮૯૨ માં સ્થાપના થઇ તે વખતે કૉલેજની વ્યવસ્થા કરવાને જે કમિટી નીમાઇ તેમાં કેટલાક અમલદારોને પણ મૂકયા હતા—અમલદારી દોર ચલાવવા માટે નહિ પણ સલાહ અને શીખામણ આપવાને માટે જ. બાકી તો કૉલેજનું બંધારણ સ્વતંત્ર હતું. છતાં આ સૈકાની શરૂઆતમાં એ કૉલેજનો લગભગ પૂરેપૂરો કાબૂ લૉર્ડ કર્ઝનની સરકારે પોતાના હાથમાં લઇ લીધો, તે છેક અસહકારની ચળવળ શરૂ થઈ તેવામાં જ કેટલેક અંશે શિખોને પાછો મળ્યો.

આવી રીતે વચગાળામાં ખાલસા કૉલેજ સરકારના હાથમાં જવાથી શિખોમાં તે ઘણી અપ્રિય થઇ પડી. એટલે શિખોએ મોટા પ્રમાણમાં પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ સ્થાપવાનું કામ હાથમાં લીધું. ગયા સૈકાની આખરમાં લાહોરની દિવાન લગભગ પડી ભાંગી હતી, તે વખતે અમૃતસરમાં મુખ્ય ખાલસા દિવાન સ્થપાઇ હતી. તેની કેળવણીની સમિતિએ સન ૧૯૦૮ થી દર વર્ષે શિખ કેળવણી પરિષદ ભરવા માંડી. જ્યાં તે પરિષદ ભરાય ત્યાં એક શાળા તો સ્થપાય જ. આશરે પંદર વર્ષના ગાળામાં દિવાને કરેલું કામ આશ્ચર્યકારક ગણાય. હાલ ખાલસા દિવાન છોકરાઓ માટે ૩૩ ઉપલાવર્ગની માધ્યમિક શાળાઓ, છોકરાઓ માટે ૩૭ અને છોકરીઓ માટે ૭ નીચલા વર્ગની માધ્યમિક શાળાઓ, ૪ પરચુરણ શાળાઓ, ૩ ઉપલા વર્ગની પ્રાથમિક શાળાઓ, ૫ વિદ્યાર્થી આશ્રમો, છોકરાઓ માટે ૪૯ અને છોકરીઓ માટે ૭૦ પ્રાથમિક શાળાઓ અને ૧૯ મિશ્રશાળાઓ અને ૭ રાત્રિશાળાઓ ચલાવે છે. આ સંસ્થાઓ ઉપર દર વર્ષે રૂ. ૪૦,૪૦૦ ખર્ચાય છે તેમાંથી આશરે રૂ. ૨૮,૦૦૦ માત્ર મદદ રૂપે છે. અપાય આ ઉપરાંત બીજી કેટલીયે શિખોની ખાનગી સંસ્થાઓ છે કે જે આ સમિતિ સાથે જોડાયલી નથી. આ પરિષદે પંજાબી ભાષા અને ગુરૂમુખી લિપિની પ્રતિષ્ઠાને માટે ખૂબ લડત ચલાવી અને તેથી સરકારના કેળવણી, રેલ્વે વગેરે ખાતાં ઉપર ઠીક અસર થઇ. સરકારે પણ કબૂલ કર્યું હતું કે આખા પંજાબમાં કેળવણીનું ખરેખરૂં સંગીન કાર્ય તો ખાલસા દિવાનની આ સમિતિ જ કરે છે.

આ શાળાઓ માત્ર શિખ કેળવણીનાં ધામ નથી. તે શિખધર્મનાં પણ સરસ સ્થાનકો છે. સુધારાની ચળવળ કરવાને સિંગ સભાઓ સ્થાપવામાં આવી હતી તે આ શાળાઓ આગળ ઝાંખી પડી ગઇ. વળી શાળાઓ વધવાથી શિખધર્મની ખાસ ગુરૂમુખી લિપિનો પ્રચાર ખૂબ વધ્યો. અને એકંદર આખી કોમમાં ધાર્મિક અને રાજકીય જાગૃતિ પ્રસરી.

### આગના તણખા

પહેલાં ચાર ગુરૂઓએ આવું જ બધું કામ શાંતિથી કર્યું હતું તેમ નવા સુધારકો પણ કર્યે જતા હતા. પણ પાંચમા ગુરૂ અર્જુનસિંગના વખતમાં શિખોના "સાચ્ચા પાદશાહ" ની સત્તા સાલવાથી મોગલ રાજાઓએ તેમની સાથે યુદ્ધ શરૂ કર્યું અને તેથી ધીમે ધીમે શિખોએ શસ્ત્રધારણ કરીને મજબૂત લશ્કર રચવા માંડયું, તેમ આ સૈકાની શરૂઆતથી આપણી આપખુદ અને મદોન્મત્ત સરકારે ચુસ્ત રીતે વફાદાર રહેલી આ કોમને ખીજવીને તેની ચતુવટ વ્હોરવા માંડી.

અને શિખો સરકારની ઇંદ્રજાલમાં ફસાએલા જ રહ્યા હોત તો તેમની પૂરી ઉન્નતિ પણ કેમ થાત?

સન ૧૯૦૨ માં લૉર્ડ કર્ઝનની સરકારે શિખોના સ્વતંત્ર મંડળ પાસેથી ખાલસા કૉલેજનો કબજો જબરાઇથી લીધો અને સમાધાનના બધા પ્રયાસો નિષ્ફળ થયા.પછી સરદાર સુંદરસિંગ જેવા તેમના પ્રતિષ્ઠિત

આગેવાનને સન ૧૯૧૨ માં કોલેજમાં મંત્રીનું રાજી-નામું આપવું પડ્યું. તેથી સરકારની ઉપરની શિખોની શ્રદ્ધાને ભારે ધોકો પહોંચ્યો. તેવામાં જ બીજા એવા બનાવ બનવા માંડ્યા કે જેથી વફાદાર શિખોના અંતઃકરણમાં સરકારની સામે આગ સળગવા લાગી. દિલ્હીમાં ઔરંગઝેબના જુલમના ભોગ થએલા ગુરુ તેગબહાદુરનો અગ્નિદાહ કરવામાં આવ્યો હતો. ત્યાં રિકબગંજ નામે એક ગુરુદ્વારા રચાએલી છે. સન ૧૯૧૧ માં હિંદુસ્તાનની રાજધાની દિલ્હી આવી એટલે તે ગુરુદ્વારાની સામેના જ ભાગમાં વાઇસ-રૉયનો મહેલ બાંધવાની તૈયારીઓ થવા માંડી. આ ગુરુદ્વારાનું મકાન આવે સ્થળે અરુચિકર લાગવાથી સન ૧૯૧૨ માં ગુરુદ્વારા અને તેની બહારની દિવાલ વચ્ચેની બધી જમીન સરકારે મહંત પાસેથી લેઈ લીધી. સન ૧૯૧૪ માં એ દિવાલનો થોડો ભાગ પણ તોડી પાડ્યો. આ બનાવને શિખોની લાગણી ઉશ્કેરાઈ. તેથી સરકારે કેટલાંક સમાધાન સૂચવ્યાં. તે અમૃતસરની દિવાનને પસંદ પડ્યાં, છતાં આખી કોમમાં તેની સામે ખૂબ ચળવળ જામી.

એવામાં વળી અમૃતસરના પવિત્ર સરોવરનો સવાલ ઉત્પન્ન થયો. અંગ્રેજી રિયાસત પટ્ટેલાં રાવિ નદીમાંથી એ સરોવરમાં પાણી લાવવાને માટે શિખ લોકોએ હંસલી નામની એક નહેર ખોદેલી હતી. અમૃત-સરના ડેપ્યુટી કમિશનરે આ નહેર બંધ કરી અને એ સરોવર ભરવાને માટે બીજી જ કાંઈ વ્યવસ્થા કરી. આથી વળી શિખોમાં ખૂબ હાહાકાર થયો અને તે અમલદારની પછીથે ધમકીઓ છતાંયે તેના અપમાનકારી હુકમની સામે પોકાર કરવાને અનેક સભાઓ ભરી. આથી અને બીજાં કારણસર ઘણા શિખો કેદમાં પૂરાયા. ત્યાં તેમને કાંસકો વાપરવાની રજા ન આપવામાં આવી તેમજ તેમના ધર્મના ફરમાનથી વિરુદ્ધ જબરાઈથી તેમને ટોપીઓ પહેરાવવામાં આવી. તેથી વળી અસંતોષ જોર પકડ્યો. ઉપરાંત, ને.માં રાવલપિંડીની ખાલસા યુવક સભાના પ્રયાસથી પંજાબની અંદર કિરપાણ વાપરવાની શિખોને રજા મળી હતી, પણ બીજા પ્રાંતોમાં તેની બંધી હતી તેથી પણ શિખો ઉશ્કેરાયા.

## કોમાગાટામારૂ

કોમાગાટામારૂનો જાણીતો બનાવ પણ તેવામાં જ બન્યો. સન ૧૯૧૩ માં અમેરિકામાં આશરે ૮૦૦ શિખો હતા. તેમના વેપારનું મુખ્ય ધામ વાનકુઅરમાં હતું, અને ત્યાં તેમનું મંદિર અને ખાલસા દિવાન પણ હતાં.

પણ કેનેડાની સરકારને તો આ સૌ કાળા લોકોને હાંકી કાઢવા હતા અને નવાને તો આવવાજ નહોતા દેવા. તેથી તેણે સન ૧૯૧૦ માં એવા મુદ્દાનો હુકમ કર્યો કે જે પરદેશીઓ પોતાના મૂળ વતનથી નીકળીને એકસરખી સીધી મુસાફરી કરીને, બીજે કોઈ પણ ઠેકાણે અટક્યા વગર પરભાર્યા ન આવે અને જે એશિયાવાસીઓ પાસે ૨૦૦ ડૉલર જેટલી રકમ ન હોય તેમને કેનેડામાં આવવા દેવા નહિ. તે વખતે હિંદુસ્તાન અને કેનેડાની વચ્ચે સીધી સફર કરતી કોઈ આગબોટ ન હતી તેથી આ હુકમથી નવા હિંદીઓને તેમજ ત્યાં વસેલાઓના કુટુંબોને પણ ત્યાં જવાની પૂરેપૂરી બંધીજ થઈ. કેનેડાથી અહીં આવી ભાઈ બળવંતસિંગ અને બીજા પ્રતિનિધિઓએ આ વિષે ખૂબ ચળવળ કરી, પણ તે બધું વ્યર્થજ ગયું. અને હિંદુસ્તાનમાં અને બહાર આવીજ પ્રવૃત્તિ કરવાને માટે ભાઈ બળવંતસિંગ ઉપર રાજ્યની સામે લડાઈ કરવાનો આરોપ મૂકાયો, અને તેમના બચાવમાં સરદાર મુલ્કસિંગ મજીઠીઆ જેવાએ જુબાની આપી, છતાં તેમને ફાંસીએ ચઢાવ્યા. *

બાબા ગુરુદત્તસિંગે જુદો રસ્તો લીધો. તેઓ હિન્દુસ્તાન છોડીને ૩૦ વર્ષથી મલાયામાં વેપાર કરતા હતા. તેમણે સન ૧૯૧૪ માં હિંદીઓના કાફલા ગીયો કેનેડા લઈ જવાની વ્યવસ્થા કરી, અને ઘણી મુશ્કેલીઓ વેઠ્યા પછી એક જાપાની કંપની પાસેથી કોમાગાટામારૂ નામનું વહાણ+ ભાડે લીધું. હાંગકાંગની પોલિસે તેમને ઉશ્કેરી ઘડીએ કેદમાં પૂર્યા અને ત્યાંના

* સાનફ્રાન્સીસ્કોમાં ગદરનો (રાજ્યની બળવો કરવાનો) જે પક્ષ હતો તેમાં ઘણાએક શિખ હતા, અને તેનાથી વાનકુઅરના શિખો ખાસ કાળજી રાખીને અળગા રહેતા.

+ ગુરુદત્તસિંગે આ વહાણનું નવું નામ ગુરુ નાનક જહાજ પાડ્યું હતું.

લાગ્યું કે તેમના મંદિરોની અપવિત્ર દશાથી તેમના અધર્મે કામને ધક્કો પહોંચે છે. તેમના કોઇએક સારા મંદિરની સામે બીજાં સેંકડો મંદિરો લોકસત્તાને અભાવે અને મહંતોના ઉન્માદને લીધે વિરૂદ્ધ હોય ત્યાં સુધી સુધારાનું કામ થોડુંજ થઇ શકે.

આવી સ્થિતિમાં શિખોને માટે ત્રણજ રસ્તા હતા. એક બહિષ્કાર, બીજો જાહેરમતનું દબાણ અને ત્રીજો અદાલતોનો આશ્રય. બહિષ્કારનો રસ્તો સફળ થઇ શકે એમ હતું નહિ, કેમકે મહંતોની પાસે ખૂબ પૂંજી હતી. સરકારની સહાનુભૂતિ સિવાય કોર્ટમાં જવું પણ ફોકટ હતું. તેથી શરૂઆતમાં જાહેરમતની સાધારણ અસર ઉપરજ શિખોએ આધાર રાખ્યો. જ્યાં સુધારાની જરૂર હોય ત્યાં શિખો મોટી સંખ્યામાં જાય અને દિવાન ભરે. આથી મંદિરના દોષ ત્યાં જનાર હજારો માણસોની નજરે પડે. મહંતો પણ શિખોની જાગૃતિનું માપ કાઢી કાંતો નમ્રું આપીને જોઇતો સુધારો કરી દે અથવા કોર્ટથી ફેંસલો કરવાનું કબૂલ કરે.

સન ૧૮૯૫ ની સાલથી લાહોરના શિખોનો એક જથ્થો દર વર્ષે પગે ચાલીને નાનકાના સાહેબ જતો અને ત્યાં આવી રીતે દિવાન ભરતો. ત્યાંનું મકાન વધારવાને માટે, અને મુખ્ય ઘુમ્મટ ઉપર સોનેરી પતરૂં ચઢાવવાને માટે નાણાં ભેગાં કરવામાં આવ્યાં. થોડા વખત પછી એવી દરખાસ્ત થઇ કે નાનકાના સાહેબના તમામ ગુરૂદ્વારાઓનો વહીવટ કરવાને એક કમિટી નીમવી. એક દિવસ દિવાનની બેઠક મળી તે વખતે લાહોરનો ડેપ્યુટી કમિશ્નર પણ હાજર હતો. કેટલીક ચર્ચા થયા પછી મહંતોએ કબૂલ કર્યું કે ગુરૂદ્વારાઓ એ પંથનીજ મિલકતછે અને તેઓ ખુશીથી કમિટીના હાથ નીચે કામ કરશે. પણ પછીથી તેમણે પાછું સુકાન ફેરવ્યું. છતાં છેવટે સન ૧૯૦૫ ની સાલમાં મંદિરોની જમીન મહંતોને બદલે મંદિરોનેજ નામે સરકારી ચોપડામાં નોંધાઇ.

આ પહેલાં અને પછી કેટલાયે ગુરૂદ્વારાઓનો કબજો [illegible] કોર્ટે જતા. તેની વિગતો [illegible] કે તકરારનાં મુખ્ય કારણો ત્રણ હતાં: (૧) મંદિરોના તાબાની જમીન પોતાની અંગત માલિકીની ગણીને મહંતો તે વેચતા અથવા ગીરો મૂકતા, અને તેની આવકના પૈસામાંથી શિરસ્તા મુજબ લંગરખાના ચલાવતા નહિ. (૨) મહંતો મંદિરોમાં મૂર્તિઓ રાખતા, શિખોની સાદીપૂરાણી રીતને બદલે હિંદુઓની ખટપટી વિધિઓ દાખલ કરતા, જાતિભેદ પાળતા, અને કેટલેક ઠેકાણે સુધરેલા ગણાતા શિખોનો બહિષ્કાર પણ કરતા. (૩) ઘણા ખરા મહંતો ઉદાસી હતા. તેઓ તો બ્રહ્મચર્ય પાળવાને બંધાયેલા હોય. છતાં તેઓ ઉઘાડેછોક અનીતિ કરતા, ગુરૂદ્વારાઓમાં નાચ અને ગાનતાન કરાવતા, અને મંદિરમાં આવતી કોઇ સ્ત્રીઓને પણ સતાવતા.

આ અને આવી બીજી બાબતો ઉપરથી શિખોએ જાહેરમાં ખૂબ ટીકા કરીને આખી કોમનો મત કેળવ્યો. છતાં કોર્ટમાં તેમને થોડો જ ન્યાય મળ્યો. પહેલાં તો તેમણે સરકારની સહાયની પણ આશા રાખી હતી. પણ સરકાર પોતે જ અમૃતસરનું મંદિર સોંપતી ન હતી અને શિયાલકોટમાં શિખધર્મની છચોક ટેકડી કરનાર પાપી માણસના હાથમાંથી કોર્ટ ગુરૂદ્વારાને ન છોડાવી શકી એટલે છેવટે સરકારથી તેમજ કોર્ટથી નિરાશ થઇને શિખોએ કોર્ટોનો બહિષ્કાર કર્યો, અને સત્યાગ્રહ કરીને જ ગુરૂદ્વારાઓનો કબજો મેળવવાનો નિશ્ચય કર્યો.

સત્યાગ્રહનો રસ્તો સીધો અને સરળ છે. ગુરૂમતથી કામ લેવાનો જે જૂનો વિધિ આગળ (ગયા અંકમાં) બતાવ્યો છે તેને જ તે મળતો છે. કોઇ મહંતને વિષે ઘણીજ ગંભીર ફરીઆદ આવતી તો કેટલાક આગેવાન શિખો તેને મળીને સુધારો કરવા સમજાવતા, પણ જો એથી મહંત ન માને તો પછી ત્યાં જાહેર દિવાન મેળવીને તેની આગળ ખુલાસો કરવાનું તેને ફરમાવવામાં આવતું. જો તેના ગુન્હા પૂરવાર થતા તો તેને કંઇક ધાર્મિક શિક્ષા* કરવામાં આવતી. ઘણી વાર તો પોતાના પવિત્ર ધર્મ-

* બધા શિખોના જોડા સાફ કરવા, મંદિરનું પાણી ભરવું કે ગ્રંથનું એક કે બે વખત પૂરેપૂરું વાંચન કરવું એવી શિક્ષાઓ હોય છે.

ભાઈઓ આગળ પાપી મહંત ધ્રૂજી જતો અને બધું કબુલ કરી જતો, અથવા તો આખું મંદિર સુધારકોના હાથમાં છોડીને નાસી જતો. આવે વખતે દિવાન મંદિરના વહીવટ માટે સમિતિ નીમીને ગુરુદ્વારાને હાથ કરતી. આ પદ્ધતિથી કામ લેતાં તોફાન થવાનો સંભવ રહેછે પણ તે તો બેજ ઠેકાણે+ થયાં, અને એ બન્ને ઠેકાણે મહંતોને કંઇ ઈજા પહોંચાડયા સિવાય સુધારકોએ પોતેજ પારાવાર દુઃખ સહન કર્યું.

## સુવર્ણમંદિર

અમૃતસર શિખોનું યાત્રાનું મુખ્ય ધામ છે તેમ ત્યારે સુવર્ણમંદિર તેમના સૌ મંદિરોમાં શ્રેષ્ઠ છે. તેના વહીવટનો ઇતિહાસ જાણવા જેવો છે. ગુરૂ રામદાસે સન ૧૫૭૪ માં આ શહેરની સ્થાપના કરી હતી. ગુરૂ અર્જુનસિંહે સન ૧૫૮૯ માં સુવર્ણમંદિર બંધાવ્યું હતું. ત્યારથી ગુરૂઓજ તેના મુખ્ય પૂજારીઓ નીમતા. મુસલમાનોનો ત્રાસ સન ૧૭૬૩ માં પૂરો થયો ત્યાર સુધીમાં કેટલીયે વાર તેમણે આ મંદિર તોડી નાંખ્યું હતું પણ તેટલીજ વાર ફરીફરીને શિખોએ તે બંધાવ્યું હતું. જ્યારે મિસાલોનાવારામાં શિખોના હાથમાં રાજસત્તા આવી ત્યારે તેમણે મંદિરમાંથી ઉદાસી મહંતને ખસેડીને એક અમૃતધારી શિખને નીમ્યો હતો. મહારાજા રણજીતસિંગે આ મંદિરને આરસપહાણ અને સોનાનાં પતરાંથી શોભાવ્યું હતું, અને તેના નિભાવને માટે સારી જાગીર આપી હતી.

જ્યારે બ્રિટિશ સરકારે પંજાબ ખાલસા કર્યું ત્યારે આ મંદિરના વહીવટને માટે તેણે અમૃતધારી શિખોની સમિતિ નીમી. થોડીવારમાં પૂજારીઓની વચ્ચે તકરાર થઈ તેથી સન ૧૮૫૯ માં શિખ આગેવાનોની સંમતિથી નવ શિખોની અને સરકારે ચૂંટેલા એક કોઠારી–પ્રમુખની મળીને દશની સમિતિ નીમાઇ. આ સમિતિએ કેટલાક વખત સુધી બધો વહીવટ નિયમસર ચલાવ્યો અને કોઠારી તેના હુકમનો અમલજ કરતો રહ્યો. પણ સન ૧૮૮૩ માં ચૂપચાપ સમિતિ બાજુએ મૂકાઇ અને માત્ર કોઠારીએજ ડેપ્યુટી કમિશનરની સૂચના મુજબ વહીવટ ચલાવવા માંડયો ત્યારથી તે છેક ૧૯૨૦ સુધી આ મંદિરનો કાબૂ સરકારનાજ હાથમાં રહ્યો.

ધીમે ધીમે મંદિરનો વહીવટ વધારેજ ખરાબ થતો ગયો. કોઠારી દર વર્ષે લાખો રૂપીઆનો વહીવટ કરતો. પણ તેને કોઇને હિસાબ બતાવવાનો નહિ હોવાથી તે સ્વેચ્છા મુજબ ખર્ચ કરતો અને પોતાનાં ખીસાંભરતો. પૂજારીઓ પહેલાં અંકુશ રાખતા પણ હવે તેમને નોકર તરીકે ગણવામાં આવતા એટલે તેમણે દારોગા સાથે મળી જઇને મંદિરમાંથી ધોળે દિવસે લૂંટ ચલાવવા માંડી. યાત્રાળુઓ સંગતમાં વહેંચવાને માટે જે પ્રસાદ લાવતા તે મેજીસ્ટ્રેટ કે પોલિસ અમલદારોને ઘેર લઇ જવામાં આવતો, અથવા ઘોડા આગળ નંખાતો. ગ્રંથસાહેબ ઉપર લપેટવાને જે કિંમતી વસ્ત્રો અપાતાં તેની કાંતો હરાજી થતી અથવા કોઠારીઓને ઘેર જતાં. ઉપરાંત ધર્મની દૃષ્ટિએ પણ બૂરાં કામ થવા લાગ્યાં પંડિતો અને જોશીઓ પોતાની વહેમી વિધિઓનો મંદિરમાં પ્રચાર કરતા. મૂર્તિઓ ક્યોંક પૂજાતી. મંદિરમાં અનીતિથી ભરેલી ચોપડીઓ વેચાતી અને હોળીનાં દિવસોમાં છાટકાં ગીતો ગવાતાં. મંદિરે આવતી કેટલીય નિર્દોષ અબળાઓને ફોસલાવીને ફસાવવામાં આવતી. અધર્મ અને અનીતિની અવધિ આવી.

સન ૧૯૦૫ માં દેશમાં જાગૃતિ થવા માંડી એટલે શિખોએ પણ મંદિરોની બદીઓ દૂર કરવાનો નિશ્ચય કર્યો. મંદિરમાંથી મૂર્તિઓ તો તરતજ દૂર કરવામાં આવી. પછી સુવર્ણ મંદિર તેમજ બીજા ગુરુદ્વારાઓનો કબજો લેવાને માટે ચળવળ શરૂ થઇ. પણ તરતમાં તેનું કંઇ પરિણામ આવ્યું નહિ, છતાં શિખ પત્રોમાં મંદિરોના ગેરવહીવટ વિષે ખૂબ ચર્ચા ચાલુ રહી. લડાઇ પૂરીથઇ ત્યારે વળી એ સવાલ ફરીથી હાથ ધરવામાં આવ્યો અને સન ૧૯૧૯ માં મળેલી શિખલીગની પહેલી બેઠકમાં શિખોની પ્રતિનિધિરૂપ સમિતિને સુવર્ણમંદિર સોંપવાની માગણી થઇ. પણ સરકારે કંઇ દાદ આપી નહિ. બીજી પાસ કોઠારી અને પૂજારીઓનો દોર તો વધતોજ ગયો. સન ૧૯૨૦ ના ઓગસ્ટ માસમાં એક દિવસ અકાલ-

+ (૧) તરણ તારણ અને (૨) નાનકાના સાહેબ. ગુરુકા-બાગની લડતમાં તો સરકાર વચમાં પડી હતી.

તખ્તના પૂજારીએ શિખ સંગતને ગાળો દીધી. તેથી શિખોમાં એટલો બધો ખળભળાટ થયો કે છેવટે પૂજારીઓને અને કારભારીને રવાનાજ થવું પડયું. મંદિરમાં દાખલ થવાની નીચા ગણાતા ઘણાય શિખોને મનાઇ થતી. કેટલીક વિદ્યાર્થીઆળાઓને દરબારસાહેબ અને અકાલતખ્ત આગળ ભજનો ગાવાની બંધી કરવામાં આવી. ભલભલા સરદારો તેમજ ખાલસા કોલેજના વિદ્યાર્થીઓ અને અધ્યાપકો જે સુધરેલા ગણાતા, તેમને પણ પ્રાર્થના કરવા દેતા નહિ. સરકારના અને પૂજારીઓના પાપનો ઘડો પૂરેપૂરો ભરાયો, અને તે ઓચિંતો ઘણીજ આશ્ચર્યકારક રીતે ફૂટી ગયો.

## અંત્યજનો ઉદ્ધાર

શિખધર્મમાં મૂળથી વર્ણભેદ કે અસ્પૃશ્યતા જેવું કંઇ હતુંજ નહિ. કોઈ પણ વર્ણ કે જાતિનો માણસ શિખ થઈ શકે અને સૌ શિખ મંદિરના છેક ગર્ભદ્વારમાં દાખલ થઇને પૂજા કરીશકે. ગુરૂ નાનકે કહ્યું છે કે—

નીચલા વર્ગમાં પણ જે વધારેમાં વધારે નીચા માણસો છે તેમનો સાથ નાનક કરશે. મોટાનું મારે શું કામ છે? જેઓ નીચાની સંભાળ લેશે તેમના ઉપરજ ઇશ્વરનું "અમી વરસશે."

આમ છતાં ખુદ સુવર્ણમંદિરમાં જુદી જુદી વર્ણ માટે જુદાં જુદાં સ્થાનકો ઠરાવ્યાં હતાં અને શિખ થએલા અંત્યજોને તો છેક દરવાજા આગળ જ ઉભા રાખવામાં આવતા.

શિખોમાં નવી જાગૃતિ આવી ત્યારથી ખાસ કરીને અંત્યજવર્ગને શિખ બનાવવા ઉપર ખાસ ભાર મૂકાતો. લાહોર તથા અમૃતસરની ખાલસા દિવાને પણ તે કોમોની ઉન્નતિમાં ખાસ રસ લેવા માંડયો. સન ૧૯૦૬ માં જલંધરમાં એક મોટો દિવાન ભરવામાં આવ્યો તે વખતે સેંકડો રામદાસીઓને શિખધર્મમાં દાખલ કરવામાં આવ્યા. સન ૧૯૧૯ માં બીજા ઘણા અંત્યજોને અમૃતસરમાં શિખ બનાવ્યા.

અમૃતસરમાં 'ખાલસા બંધુસભા' નામનું એક મંડળ છે. તે દર વર્ષે, સૌની સમાનતાનો ઉપદેશ આપવાને માટે અને બધી કોમનાં સ્ત્રીપુરૂષોને શિખ બનાવવાને માટે એક દિવાન ભરે છે. સન ૧૯૨૦ ના અકટોબરની બારમીએ તે મંડળની વાર્ષિક સભામાં શિખ થએલા કેટલાક અંત્યજોનું સરઘસ સુવર્ણ મંદિરમાં દાખલ થયું. તેમને માટે પૂજા કરવાની પૂજારીઓએ ના પાડી. પણ તે વિષે દરેક શિખના સમાન હકનો સૌએ પૂરેપૂરો આગ્રહ કર્યો. તકરાર થતાં ગ્રંથસાહેબનું પુસ્તક ઉઘાડવામાં આવ્યું અને કોઈ દૈવી અકસ્માતથી વાંચો લેનાર ગ્રન્થીએ જ ગુરૂ અમરદાસના નીચેના શબ્દો વાંચ્યા:—

"ભાઈ! જેનામાં કંઈ ગુણ ન હોય તેના ઉપર પણ ઈશ્વર નિધા રાખે છે અને તેમની પાસે સાચ્ચા ગુરૂની સેવા લે છે × × × ભાઈ! આપણે કેટલા નમાલા હતા? પણ સંપૂર્ણ અને સાચ્ચા ઈશ્વરે આપણને પોતાની પાંખમાં લીધા છે. પ્યારા ભાઈ! ઈશ્વરે પોતાના સાચા ગ્રંથ વડે કેટલાયે પાપીઓને માફી બક્ષી છે. ગુરૂના સલામત નાવમાં તેણે કેટલાયને ભવસાગરથી તાર્યા છે + + + ગુરૂ રૂપી પારસમણિના સ્પર્શથી ગમે તેવી હલકી ધાતનું પણ સોનું બની જાય છે.

આ શબ્દોના વાંચનથી સૌના ઉપર જાદુઇ અસર થઇ. સભામાં બેઠેલા સેંકડો માણસોના અંતઃકરણ પીગળી ગયાં. પૂજારીઓ પણ સમજી ગયા અને તેમણે નવા શિખોને માટે પૂજા કરવાનું તેમ જ તેમણે ધરાવેલો પ્રસાદ સ્વીકારવાનું કબૂલ કર્યું. મંદિરમાં બધું પત્યા પછી આખો સંઘ અકાલતખ્ત* તરફ ચાલ્યો. તેને જોતાં જ પૂજારીઓ પોતાનાં સ્થાન છોડી એકદમ નાસી ગયા. તરત જ સંગતે તે સ્થા-

* આ સ્થાનક ગુરૂ હરગોવિંદે સન ૧૬૦૯માં સ્થાપ્યું છે. ગુરૂએ ત્યાં આગળજ પહેલીવાર તલવાર ધારણ કરી હતી અને ત્યાંજ તેઓ આગેવાનોને બોલાવીને આખી કોમના હિત વિષે મસલત કરતા. મિસાલોના વારામાં ત્યાં આવી એક બ્રાહ્મણે ફરીઆદ કરી કે તેની સ્ત્રીને એક નવાબ ઉપાડી ગયો છે. શિખો તરતજ નીકળી પડવા અને તેમણે તે સ્ત્રીને છોડાવી તેના પતિને સોંપી દીધી. મહારાજા રણજીતસિંહને એક અપકૃત્યને માટે અહીં આજ શિક્ષા થએલી. હજી પણ આજ સ્થળેથી આખી કોમને હુકમનામા ફરમાવવામાં આવે છે. ગુરૂ હરગોવિંદ અને ગોવિંદસિંગનાં શસ્ત્રો હજી પણ ત્યાં મોજૂદ છે.

નકનો કબજો લીધો અને તેનું થોડા વખત સારૂ રક્ષણ કરવાને માટે પચ્ચીશ સ્વયંસેવકોને રોકીને તે વિષે સરકારી કોઠારીને ખબર આપી. બીજે દિવસે (અક્ટોબરની ૧૩મી) ડેપ્યુટી કમિશનરે આખા મંદિરનો કામચલાઉ વહીવટ કરવાને માટે નવ સુધરેલા શિખોની કમિટી નીમી. ત્યારથી જ સરકારની સત્તા કમી થતી ગઇ અને પછીથી સરકારની સાથે ખૂબ શિખોની લડત ચાલી, છતાં પણ મંદિરનો ખરેખરો કાબૂ તો તેમના જ હાથમાં આવી ગયો.

આમ પોતાના અંતરમાં તેમ જ મંદિરમાં અંત્યજોને સમાવી લઇને શિખોએ બન્નેનો મેલ ધોઇ નાંખ્યો અને તેના ફળ રૂપે સુવર્ણમંદિરનો કાબૂ તેમને ઇશ્વરી ભેટની માફક અનાયાસે મળી ગયો.

## આત્મશુદ્ધિ

આ મુજબ બીજાં મંદિરો પણ હાથ કરવાની ચળવળ જોશભેર ચાલી. તેથી સૌ ગુરૂદ્વારાઓનો વહીવટ કરવાને માટે આખા પંથના પ્રતિનિધિઓની સમિતિ ચૂંટવાને શિખોની સામાન્ય સભા અકાલતખ્ત આગળ (૧૯૨૦) નવેમ્બરની પંદરમીએ ભરવાનું હુકમનામું બહાર પાડવામાં આવ્યું. આ હુકમનામામાં જ જણાવ્યું કે નવી સમિતિના દરેક ઉમેદવારમાં નીચે મુજબની લાયકાત હોવી જોઇએઃ—

(૧) તેણે અમૃત લીધેલું હોવું જોઇએ. (આગળ જણાવ્યા મુજબ ગુરૂ ગોવિંદસિંગના વખતથી જ એમ ઠર્યું હતું કે જે અમૃત લે તે જ પાકો શિખ થાય. પણ ધીમે ધીમે એ રૂઢિ ઘસાઇ ગઈ હતી. હવે તો ધર્મનું પુનર્જીવન કરવું હતું તેથીઆગેવાનોને તો ચૂસ્ત શિખ થવું જ પડે)

(૨) તેણે ધર્મગ્રંથોનું નિયમિત રીતે વાંચન કરવું જોઇએ.

(૩) પાંચ કક્કા તેણે રાખવા જોઇએ. (આ પણ ગુરૂ ગોવિંદસિંગનું જ ફરમાન હતું.)

(૪) તેણે સવારે વહેલા ઉઠવું જોઇએ.

(૫) પંથના કામને માટે પોતાની આવકનો દશમો ભાગ તેણે આપવો જોઇએ. (ગુરૂ અર્જુનસિંગે પંથને માટે નાણાંની પાકી વ્યવસ્થા કરી ત્યારે શિખોને આ પ્રમાણે આવકનો દશમો ભાગ આપવાનું ફરમાવ્યું હતું, એટલે આમાં પણ જૂની જ રીત દાખલ કરી છે.)

આ લાયકાતોનું રહસ્ય સૌએ વિચારવું જોઇએ. મહાત્મા ગાંધીજીએ સવિનય ભંગ કરનારને માટે અમદાવાદની મહાસભામાં કડક પ્રતિજ્ઞાપત્ર ઘડયું ત્યારથી તેના ઉપર ખૂબ ટીકાઓ થઈ છે. પણ દેખીતી રીતે આ પ્રતિજ્ઞાપત્ર તો તેથીયે કેટલેક અંશે વધારે કડક છે. પોતાની આવકનો દશમો ભાગ દર વર્ષે આપવો એ સહેલું નથી. પણ આ બન્નેમાં સામાન્ય તત્ત્વ તો એ છે કે રાજકીય અથવા ધાર્મિક લડતના સરદારોએ પ્રથમ તો પોતેજ પૂરેપૂરા શુદ્ધ થવું જોઇએ. તેમાયે વળી શિખોને તો પોતાના ધર્મનું પ્રાચીન ગૌરવ ઉજાળવાનું છે, એટલે તેમના આગેવાનોએ તો પ્રાચીન ધોરણસર કડકમાં કડક નિયમો પાળવા જ જોઇએ. જ્યારથી લાયકાતનાં આ ધોરણ ઘડાયાં ત્યારથી જ શિખોની અડધી ફતેહ થઇ ગઈ એમ ગણી શકાય.

ઠરાવ્યા મુજબ શિખોની મોટી સભા નવેમ્બરની* ૧૫ મી અને ૧૬ મી તારીખે મળી અને તેમણે પંજાબમાં તેમ જ પંજાબની બહાર આવેલાં સૌ મંદિરોનો વહીવટ કરવાને માટે ૧૭૫ સભાસદોની એક કામચલાઉ સમિતિ નીમી. તેમાં સુવર્ણમંદિરને માટે સરકારે નીમેલા ૩૬ સભાસદોને પણ સમાવી લીધા.

ડીસેમ્બરની ૧૨ મી તારીખે શિરોમણિ ગુરૂદ્વારા પ્રબંધક કમિટીની પહેલી સભા અકાલતખ્ત આગળ મળી. જ્યારે બધાએ હાજર થઇગયા ત્યારે ઉપમંત્રીએ બંધારણ મુજબ ચૂંટાયલા સભાસદોનાં નામ વાંચી સંભળાવ્યાં. પણ આટલેથી જ પતે એમ ન હતું. ચૂંટાએલા સભાસદો ઉપર ગણાવેલી પાંચ લાયકાત ધરાવે છે કે નહિ તે ચોક્કસ કરવાનું હતું. તેથી મતપત્રો તપાસવાને માટે ગઇ સભામાં જે પાંચ પ્યારાને

* શિખોની સભા મળી તેના બે જ દિવસ પહેલાં સુવર્ણમંદિરનો તેમ જ તેની સાથે જોડાયલા તરણતરણ જેવા બીજાં મંદિરોનો વહીવટ કરવાને માટે સરકારે ૩૬ ચૂસ્ત સુધારકોની એક સમિતિ નીમી હતી.

નીમવામાં આવ્યા હતા તેમણે અકાલતખ્તના ઉપરના ભાગમાં એક એક સભાસદને બોલાવીને ખૂબ તપાસ્યા. જેમણે કંઇ ભૂલો કબૂલ કરી તેમણે યોગ્ય ધાર્મિક શિક્ષા સહેવાનું પણ સ્વીકાર્યું. આ તપાસ થઇ રહ્યા પછી પાંચ પ્યારાની આગેવાની નીચે સૌ સભાસદો કાળાં વસ્ત્ર પહેરીને અને ખભા ઉપર કિરપાણ ધારણ કરીને 'શબ્દ' ગાતા ગાતા નીચે આવ્યા, અને સંગત બહુ જ આતુરપણે રાહ જોઇ રહી હતી તેની સમક્ષ હાજર થયા. જ્યારે ઉપમંત્રી હરકિશનસિંગે ફરીથી પાકા થયેલા સભાસદોનાં નામ જાહેર કરવા માંડયાં અને કોઇ કોઇની ભૂલોની કબૂલાત જણાવવા લાગ્યા તે વખતે દેખાવ ઘણો જ ગંભીર થઇ ગયો. છેવટે જ્યારે સરદાર બહાદુર સરદાર સુંદરસિંગ મજીઠીઆનું નામ વંચાયું ત્યારે આખી સભાનું ધ્યાન સંપૂર્ણ રીતે એકાગ્ર થયું. લાલા હરકિશનસિંગે જણાવ્યું, કે સરદાર બહાદુરના કેટલાક વર્તનથી પંથના કેટલાક સભાસદો નારાજ થયા છે, તેથી એમને ખાસ પૂછવામાં આવ્યું હતું કે ખાલસા દિવાનના મંત્રી તરીકે અથવા પંથના પ્રતિનિધિ તરીકે કોમના હિત સિવાય બીજો કંઇ પણ ઉદ્દેશ તમે રાખ્યો છે? તેના જવાબમાં સરદાર સાહેબે સંપૂર્ણ નમ્રતાથી અને ગંભીર શાંતિથી શ્રી ગુરૂને હાજરનાજર જાણીને જણાવ્યું હતું કે તેમણે જે કંઇ કર્યું છે તે કેવળ કોમના હિતની દૃષ્ટિથી જ છે. છતાં અજાણે કંઇ ભૂલ થઇ હોય તે માટે ગુરુ સાહેબના નીચેના કાવ્યના શબ્દોમાં તેમણે ક્ષમાશીલ પંથની રહેમીઅત માગી હતી:—

હું ભૂલથી ભરેલો છું; મારામાં કંઈ ગુણ નથી.

અમૃત છોડીને હું પાપનું ઝેર પાઉં છું.

ખોટા રાગથી દોરાઇને ને વહેમ તથા બીકથી ભ્રમિત થઇને

હું મારી સ્ત્રી અને બાળકના સંસારી સ્નેહમાં ફસાયો છું.

પણ મને ઉદાર દિલના પંથ વિષે અને ગુરૂની સંગત વિષે ખબર પડી છે.

તેના સંગથી મરણનો ભય દૂર થાય છે.

હું કિરાત કવિ એક જ પ્રાર્થના કરૂં છું કે

ગુરૂ રામદાસ મને શરણે લો.

અને આ સાંભળીને પાંચ પ્યારાઓએ ઠરાવ જાહેર કર્યો હતો. સભામાં જ્યારે આ વાત જણાવવામાં આવી ત્યારે સૌની આંખમાં આંસુ આવ્યાં. શિખોના એક વયોવૃદ્ધ અને બાહોશ સરદાર આવી રીતે સૌની માફી માગે એ તો શિખોના પ્રજાસત્તાક તંત્રની અને સંગતની સત્તાની અવધિજ કહેવાય.

## અકાલીદળ

ગુરુદ્વારા પ્રબંધક કમિટી રચાયા પછી તેણે એક પછી એક ગુરુદ્વારા હાથ કરવા માંડી. પણ શિખોની રીત પ્રમાણે જેમને ગુરુદ્વારાઓમાં સત્યાગ્રહ કરવાને મોકલવામાં આવે તેમને પહેલેથી પસંદ કરીને તાલીમ આપી ન હોય તો આખી લડત જોખમમાં આવે. આ કામ માટે શિખોનાં ખાસ મંડળો રચવાની જરૂર જણાઇ. તેથી અમૃતસરમાં એક મુખ્ય મંડળ સ્થાપીને જુદે જુદે સ્થળે તેની શાખાઓ રચવાનું નક્કી થયું. ડીસેમ્બરની ચૌદમીએ (૧૯૨૦) શિરોમણિ અકાલી દળની સ્થાપના થઇ અને થોડા જ વખતમાં કેટલાક સ્થાનિક જથ્થાઓ તેની સાથે જોડાયા. નાનકાના સાહેબની કતલ પછી વધારે જથ્થાઓ રચાયા અને જીલ્લાવાર તેના વિભાગ પાડવામાં આવ્યા. હાલ સુધીમાં પંજાબનાં મુખ્ય જીલ્લાઓના અને કેટલાક દેશી રાજ્યોના જથ્થાઓ અમૃતસરના દળમાં જોડાયા છે. પ્રબંધક કમિટીની સૂચના મુજબ પંથની સેવા કરવી અને મંદિરોનો સુધારો કરવો એજ આ દળનો હેતુ છે. દરેક જથ્થામાંથી સો અકાલીઓ દીઠ પાંચ પ્રતિનિધિઓ દળના મુખ્ય મંડળમાં ચુંટાયા અને તેમાંથી ૪૧ કાર્યવાહકોની નાની સમિતિ ચૂંટાઇ. દળની આવકનાં મુખ્ય બે સાધન છે: (૧) જાહેર પ્રજાનાં દાન અને (૨) બધા જથ્થાની આવકનો દશમો ભાગ.

દળીના કોઇ પણ જથ્થામાં દાખલ થએલા શિખો અકાલીઓ*કહેવાય છે. તેઓ શિખ ધર્મના ચૂસ્ત અને મરણીઆ સિપાઇઓ છે. તેમનો કંઇ જુદો પંથ નથી. જે કોઈ શિખ અમૃત લે, દશ ગુરૂઓના હુકમનું પાલન કરે, અને પંથને માટે મરવાને તૈયાર હોય તે અકાલી કહેવાય. અકાલી થવા માટે કંઇ વિધિ કરવો પડતો નથી કે કાળી પાઘડી સિવાય કંઈ ખાસ ચિહ્ન ધારણ કરવું પડતું નથી. શરૂઆતમાં તો કોઇ કોઇ અકાલીઓ જ કાળી પાઘડી પહેરતા. પણ જ્યારે કોઇ સરકારી અમલદારે આવી પાઘડી-વાળા શિખની ખાસ ખબર લેવાની ધમકી આપ્યાની ખબર પડી ત્યારથી એ વેષ ખૂબ પ્રચલિત થઇ ગયો. છેવટે નાનકાનાની કતલ પછી ઘણા શિખો પકડાવા લાગ્યા ત્યારથી તો આખી શિખ કોમ આ વસ્ત્રમાં સજ્જ થઇ ગઈ. ૧૯૨૧ ના મે માસમાં પ્રબંધક કમિટીએ પણ ઠરાવ કર્યો કે સૌ શિખોએ ૧૫ મી નવેમ્બર સુધી–ગુરૂ નાનકના જન્મ-દિવસ સુધી–કાળી પાઘડી પહેરવી. પણ તે દિવસે શિખોનાં દુઃખ શમ્યાં નહિ તેથી તે હુકમ કાયમ કરવામાં આવ્યો. કાળી પાઘડીને શોકનું ચિહ્ન તો નથી જ સમજવાનું. ખાલસા કદિ શોક કરે જ નહિ. પણ ધર્મના સુધારાને માટે સૌ મુસીબતો વેઠવાનો અને સર્વસ્વનું બલિદાન આપવાનો ગંભીર નિશ્ચય તે સૂચવે છે.

### અહિંસાવ્રત

હાલની ચળવળમાં કોઇ પણ સંજોગોમાં અહિંસાપરાયણ રહેવાનું વ્રત અકાલીઓએ લીધું છે આ બાબતમાં પણ તેઓ પોતાના પ્રાચીન ઇતિહાસને જ અનુસરે છે. પહેલા પાંચ ગુરૂઓએ શુદ્ધ આદર્યું ન હતું, કારણ કે તેઓ એમ માનતા હતા કે તેઓ શાંતિથી સહન કરીને જુલમગારોના દિલને પીગળાવી શકશે. પણ ગુરૂ અર્જુનસિંગ જેવા સાધુપુરૂષને ધગધગતાં પતરાં ઉપર શેકવામાં આવ્યા ત્યારથી શિખોએ તલવાર લઇને પોતાનું રક્ષણ કરવાનું શરૂ કર્યું. છતાં થોડા વખત પછી વળી શિખોએ તલવાર બાજુએ મૂકી અને રાજકર્તાઓને પોતાનું દિલ દાખવવાની તક આપી. સાતમા ગુરૂ લશ્કર રાખતા અને શસ્ત્ર સજતા, છતાં તે ન વાપરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. તેમના પુત્રે પણ તેમ જ કર્યું. પણ ઔરંગઝેબે નવમા ગુરૂનો જીવ લીધો તેથી ફરીથી ગુરૂ ગોવિંદસિંગે શસ્ત્રનો માર્ગ ગ્રહણ કર્યો. આજે અકાલીઓએ ગુરૂગોવિંદની મરણીઆવૃત્તિ સાથે પહેલા ગુરૂઓના નિઃશસ્ત્ર સત્યાગ્રહનો અવનવો સંયોગ કર્યો છે.

આમ સન ૧૯૨૦ ની આખરમાં મહાસભા તેમ જ શિખમંડળે અસહકારનો ઠરાવ પસાર કર્યો, તે પછી થોડા જ વખતમાં શિખોએ શિરોમણિ ગુરૂદ્વારા પ્રબંધક કમિટી અને શિરોમણિ અકાલી દળની સ્થાપના કરી. બન્નેમાં શિખધર્મને ચૂસ્ત રીતે પાળનાર ભાઇઓજ ચૂંટાયા. બન્ને મંડળોનો હેતુ શિખોના સમગ્ર જીવનમાં ઓતપ્રોત થએલાં ગુરૂદ્વારાઓનો સુધારો કરવાનો જ હતો. એ બન્નેની શસ્ત્રનો ઉપયોગ કર્યા સિવાય માત્ર પ્રજામતના દબાણથી અને શુદ્ધ સત્યાગ્રહથી મંદિરોનો સુધારો કરવાનીજ નેમ હતી. પ્રબંધક કમિટી એ કોમના શાણા આગેવાનોનું મંડળ. તે વિચાર કરે, યોજનાઓ ઘડે, વહીવટ કરે, અને હુકમ ફરમાવે. અકાલી દળ એ ધર્મની તાલીમબદ્ધ ફોજ. કમિટીના હુકમને તે હંમેશાં માથે ચઢાવે અને તેમ કરતાં જે દુઃખ પડે તે, એક પણ શબ્દ કાઢયા સિવાય કે ટચલી આંગળી પણ ઉંચી કર્યા સિવાય ગુરૂ સાહેબનું નામ લઇને સહી લે. આવા શાણા સરદારો અને આવા ધર્મના શહીદોએ મળીને ગુરૂદ્વારાની અને કિરપાણની લડત ત્રેવડા અઢી વર્ષમાં કેવી રીતે ચલાવી તે આવતા અંકમાં જોઇશું.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

* ગુરૂ ગોવિંદસિંગના વખતથી મંદિરના રક્ષણ માટે આત્મસમર્પણ કરનાર શિખો અકાલી (અર્થાત્ અમર) કહેવાતા. એ ગુરૂના બાબા ફતેહસિંગ નામના જે છોકરાને સરહિંદમાં ભીંતમાં ચણી દેવામાં આવ્યો હતો તેના લશ્કરમાં અકાલીઓ પહેલા ઓળખ્યા હતા. તેઓ ખૂબ ઝનૂનથી લડતા અને તેથી નિહંગ (અથવા ઝેરી નાગ) કહેવાતા તેઓ મરણની પરવા નહિ કરતા તેથી પણ અકાલી કહેવાતા. તેમના ચારિત્રની શુદ્ધિને માટે તેઓ ખાસ વખણાતા તેમની અડગ દૃઢતાના નિશાન તરીકે તેઓ ઘેરાં ભૂરાં કપડાં પહેરતા. પણ શિખરાજ્યની સ્થાપના પછી મંદિરોનું રક્ષણ કરવાની કંઇ જરૂર રહી નહિ એટલે આ નિહંગોની અધોગતિ થતી ગઇ. અને તેઓ અનેક વ્યસનમાં પડતા ગયા. તે એટલે સુધી કે જ્યારે સુધરેલા શિખોએ સુવર્ણમંદિરનો કબજો લીધો ત્યારે પૂજારીઓની શીખવણીથી આ નિહંગો તેમની સામે થયા અને કેટલાએક વખત સુધી રોકાયા પણ છેવટે તેમણે શિખો ઉપર હુમલો કર્યો. આ ઉપરથી માલમ પડશે કે નવા અકાલીઓ જૂનામાંથી થયા નથી પણ તેમની નવેસરજ રચના થઈ છે.

# સાહિત્યસભામાં મુનિશ્રી જિનવિજયજી

તા. ૨૨-૨-૨૩ ના રોજ મુનિશ્રી જિનવિજયજી સાથે ગુજરાત સાહિત્યસભામાં જે પ્રશ્નોત્તર થએલા, તેનો સાર નીચે આપું છું:-

પ્રશ્ન-ઐતિહાસિક શોધખોળમાં આપણો ધનલોભ બાદ કરતાં બીજી ખાસ મુશ્કેલીઓ આપને શી લાગે છે?

ઉત્તર-ધનની મુશ્કેલી છે જ પણ મુખ્ય મુશ્કેલી તો આપણામાં વિદ્યાનો વ્યાસંગ હજી ઓછો છે તેની છે. મહારાષ્ટ્રમાં વિદ્યાવ્યાસંગ ઘણો છે. શ્રી રાજવાડે કોલેજમાં ભણતા હતા, ત્યારથીજ તેમણે મરાઠી ઇતિહાસની શોધખોળના પ્રયત્ન શરૂ કર્યા હતા અને આખી જીંદગી તેમાંજ વ્યતીત કરી. શિવાજીના જમાનાથી માંડીને ઠેઠ પેશ્વાઇ સુધીનાં દફતરો તેમને મેળવી તપાસી જવાં પડયાં હતાં. આ દફતરો જુના જુના જમીનદારો પાસે મેળવવા માટે તેમને ગામડે ગામડે ભટકવું પડયું હતું; અને ૨૫, ૩૦ પુસ્તકો ખભે ઉંચકી લઇ જવાં પડતાં હતાં. આ મહેનત તેમણે વર્ષોનાં વર્ષો સુધી ઉઠાવી હતી. આપણે અહીંઆ સાહિત્યની શોધખોળની પ્રવૃત્તિ નવરાશને વખતે થાય છે. ગંજીફા રમવાનું પણ ન ગમે ત્યારે આવાં કામ થાય છે.

પ્રઃ-આ દેશનું નામ લાટ શા ઉપરથી પડયું?

ઉઃ-સાધારણ રીતે મહીના કાંઠાથી તાપી સુધીનો પ્રદેશ લાટ કહેવાય છે. ભૃગુકચ્છ તેનું પાટનગર હતું. તે સમયે તળ ગુજરાત આબાદજ નહોતું. અત્યારની દૃષ્ટિએ ગુજરાતનું પાટનગર અમદાવાદ છે તે પહેલાં અણહિલપુર પાટણ પાટનગર હતું. પણ પાટણ વસ્યું તે પહેલાં આબુથી મહી સુધીનો પ્રદેશ ઉજ્જડ હતો; અને તે ભીલ લોકોના હાથમાં હતો. તે પ્રદેશનાં શહેરોમાં એક જુના લેખમાં ખેડાને માટે "ખેટક મહાસ્થાન" એવો ઉલ્લેખ મળી આવે છે. ભરૂચ પછી ત્રાંબાવટી (ખંભાત) મુખ્ય બંદર બન્યું. પાટણની પડતી સાથે ખંભાતની પડતી થઇ. ત્યાર પછી ચાંપાનેર આબાદ થયું અને ચાંપાનેરનાં વિધ્વંસ પછી અમદાવાદ વસ્યું.

ભરૂચની અંદર ગુપ્તો પછી રાષ્ટ્રકૂટો આવ્યા. અને મૂળ રટ્ટ શબ્દ હતો, અને રટ્ટ ઉપરથી લટ્ટ અને લાટ થયું હશે।

પ્ર. મહારાષ્ટ્રના રટ્ટ અને આ રટ્ટને સંબંધ ખરો?

ઉ. એક રીતે રટ્ટ નામ જુનું છે પણ હજી તેનો પત્તો લાગ્યો નથી.

પ્ર. સાધારણ રીતે દેશનાં નામ નરવાચક હોય છે, ત્યારે ગુર્જરત્રા એ નામ નારીવાચક કેમ?

ઉ. એ નામ અમુક સમય પછી વપરાતું માલમ પડે છે. કદાચ એ કોઈ બીજા દેશી શબ્દનું સંસ્કૃત રૂપ પણ હોય. કેટલાક તેનું મૂળ ગુર્જરરાષ્ટ્ર ગુર્જરરાટ્ટ, ગુજરાત એમ માને છે. ખરી રીતે ગુજરાત એ શબ્દ માટે પ્રમાણ નથી. સૌથી પહેલો ગુર્જરત્રા શબ્દ હેમચંદ્રના ગ્રંથમાં જોવામાં આવે છે. તે પહેલાં ગુર્જરદેશ એ શબ્દ વપરાતો હતો અને તે પહેલાં 'गुर्जराणां जनपदः' એ શબ્દ વપરાતો હતો. શક સંવત ૭૮૦ માં એટલે વિક્રમ સંવત ૮૩૫ કે ૮૩૬ માં સૌથી પહેલો ઉલ્લેખ 'ગુર્જર દેશ' એમ મળી આવે છે. પણ તે નામ આ દેશને માટે નહિ પણ શ્રીમાળ કે ભિન્નમાળ જેની રાજધાની હતું તે પ્રદેશને માટે વપરાયું છે. આપણે એમ સાધારણ ભાષામાં આંડી ગુજરાત વગેરેમાં નારીવાચક શબ્દ બોલીએ છીએ, તેમ પણ કદાચ નારીવાચક શબ્દ વપરાયો હોય.

પ્ર. સિંહ સંવતનો ઉલ્લેખ સૌરાષ્ટ્રની બહાર મળે છે કે નહિ?

ઉ. ના. તે સંવત સિદ્ધરાજ જયસિંહે ચલાવ્યો હતો. કેટલાક મોટા રાજાઓ થઇ ગયા તેમના નામપરથી જુદા

જુદા સંવત શરૂ થએલા છે. કેટલાક સંવતમાં ૧૦૦૦ વર્ષ ઉમેરીને શરૂ કરવામાં આવતા. વેરાવળના શિલા-લેખમાં વલ્લભી, વિક્રમ અને તેની સાથે સિંહ એ ત્રણે સંવત લખેલા છે, તે ઉપરથી તે સંવત સિદ્ધરાજનો છે તેમ નક્કી થઇ શકે છે.

પ્ર. ચાવડા ક્ષત્રિય જાતિ કે ગુર્જર ? તેને સોલંકી જોડે સંબંધ હતો કે નહિ ?

ઉ. સમપણુ સિવાય બીજા સંબંધના પુરાવા નથી. તે ચાલુક્ય, પરમાર વગેરેની માફક રજપુત જાત હતી.

પ્ર. ગુર્જર જાતિનું નામ છે કે પ્રદેશનું ?

ઉ. ગુર્જર જાતિનું નામ છે. ગુર્જર જાતિ હજી રાજપુતાનામાં અને પંજાબમાં મળી આવે છે. ગુજરોનો મુખ્ય ધંધો પશુપાલન હતો; અને તે ભટકતી જાત (nomads) હતી. કેટલાક સમય પછી તેમણે વસાયત કરી. પંજાબમાં ગુજરાત શહેર છે તે નામ તેમના ઉપરથી જ પડેલું લાગે છે. રાજપુતાનામાં આવ્યા પછી તેમણે રાજ્ય સ્થાપન કરેલું ત્યારથી તેઓ ક્ષત્રિય થયા.

પ્ર. મહારાષ્ટ્રમા ગુર્જર બ્રાહ્મણો છે તે ધંધાના ફેરફારથી થએલા ?

ઉ. એમ પણ હોય. અહિં ગુર્જર સુથાર પણ છે અને ગુર્જર વાણીઆ પણ છે. એવી જ રીતે તેઓ ગુર્જર મટી ક્ષત્રિયો થએલા. ધર્મ પ્રવર્તનથી પણ જાત બદલાય છે. પ્રાચીન ઇતિહાસ પ્રમાણે ૪૦૦ વર્ષ પહેલાં કેટલાક ક્ષત્રિયો જૈન થયા, એટલે રાજપુતોને બદલે વાણીઆ ગણાવા લાગ્યા ગુજરાતના જૈનો કોમપરંપરા ભૂલી ગયા પણ રાજપુતાનાના જૈનો તો હજી પોતાની કોમપરંપરા જાણે છે.

[ઓસવાળ પહેલાં અહીંઆ આવ્યા ત્યાર પછી કેટલાંક સમય સુધી તેમને મારવાડ સાથે સંબંધ રહેલો. અને તેમનાં કેટલાંક નામ પણ રજપુત જેવાંજ હોય છે. અને તેમની જાત પણ બીજા વાણીઆઓ કરતાં જુદી પડે છે.]

પ્ર. પદ્મનાભના કાન્હડદે પ્રબંધમાં કેશવની સ્ત્રી કરણ લઈ ગયો એવો ઉલ્લેખ છે. પણ સ્ત્રીનું નામ નથી, તો રૂપસુંદરી અને ગુણસુંદરી નામ કલ્પિત છે કે ખરાં ?

ઉ. સ્ત્રીનું નામ લેખોમાં મળી આવતું નથી. "માધવ કરણ લાવ્યો ગુજરાતમાં તુર્ક આણ્યા" એ સિવાય બીજો ઉલ્લેખ નથી.

પ્ર. સતી થઇ તે વાત ખોટી ?

ઉ. પ્રમાણ વગર કેમ કહેવાય ?

પ્ર. જૈન ઇતિહાસના સાહિત્યમાંથી ગુજરાતના ખાસ બનાવો પર પ્રકાશ પડી શકે એમ છે ?

ઉ. જૈન સાહિત્ય ખરી રીતે ગુજરાતની સંપત્તિ છે. જૈન સાહિત્ય બે વિભાગમાં વહેંચી શકાય: (૧) દિગમ્બર અને (૨) શ્વેતામ્બર. શ્વેતામ્બરની પ્રધાનતા ગુજરાત અને તેની આસપાસના મુલકમાં છે. શ્વેતામ્બર સાહિત્ય લગભગ બધું ગુજરાતમાં જ રચાએલું છે. મોટામાં મોટી વાત તો એ છે, કે જૈનોના આગમ ગ્રન્થોની સંકલના પણ મૈત્રિકોની રાજધાની વલ્લભી કે જે હાલમાં વળા કહેવાય છે તેમાં થઇ હતી. આ સાહિત્ય કંઠસ્થ ને ગ્રંથસ્થ છે. આ બધાં ગુજરાતમાંજ છે. કોઈ પણ સામાજિક બાબત અથવા ગુજરાતના હજારો શબ્દોના અર્થ પણ સૌરાષ્ટ્ર દેશ પ્રસિદ્ધ એમ કહી આપવામાં આવે છે. ગુજરાતની સંસ્કૃતિ ઘણે ભાગે જૈનોની છે. મહાવીર અને બુદ્ધનું જીવનક્ષેત્ર બિહાર છે ચંદ્રગુપ્ત સુધી તેમના ધર્મની વૃદ્ધિ ત્યાંજ થઈ. પુષ્પમિત્રના વખતમાં ત્યાંથી તેમની અસર ઓછી થવા માંડી; અને જૈનોએ આગળ વધવા માંડયું. એક ટોળું બંગાળની પાસે ઉત્કલમાં ગયું અને બીજું ટોળું ગંગા ઉતરી મથુરાંની આસપાસના ભાગમાં વસ્યું, અને ત્યાં રહી ધર્મનો પ્રચાર કર્યો. કુશાન સમયના જુનામાં જુના લેખો જૈનોના મળી આવે છે. જૈનોમાં પણ પહેલાં સ્તૂપ-પૂજા હતી.

કનિંગહામની શોધખોળને પરિણામે મથુરાંમાં મોટા સ્તૂપ મળી આવ્યો તે વખતના જ્ઞાન પ્રમાણે તે સ્તૂપને બુદ્ધનો સ્તૂપ તેમણે કહ્યો. બર્જેસે ફરી ખોદકામ કર્યું અને તેને પરિણામે તે જૈનોનો લાગ્યો. ફ્યુરર વધુ ખોદકામ કર્યું અને અનેક લેખો મળી આવ્યા. તેમાં જૈનોના કલ્પસૂત્રમાં આચાર્ય પરંપરાના લખેલા મળી આવ્યા. તેથી સાબિત થયું કે એ સ્તૂપો જૈનોનાજ હતા. કુશાન સમય પછી ત્યાં બીજા લેખો મળ્યા નથી. ગુપ્તોના સમયમાં જૈનો ત્યાંથી આગળ પસર્યા અને રાજપુતાનામાં આવ્યા બુદ્ધ અને જૈન એ શ્રમણ ધર્મ કહેવાતા. તે બન્નેમાં સ્પર્ધા અને અથડામણ પડી. જૈન અને બુદ્ધ ધર્મનો ફેલાવો પ્રાચીન સંસ્કૃતિ ઓછી હતી તેવા પ્રદેશોમાંજ થયો. ગુર્જરો વગેરે નવી જાતો અને તેમની સાથે આવેલા શક અને હુણ લોકો આ ધર્મના અનુયાયી થયા. ગ્રન્થોત્પત્તિ

ગાદિ રાજપુતાના જબરા દેશ છે. અહિં તેમની વસ્તી વધી એટલે વસાવત માટે બીજા પ્રદેશ શોધવા પડયા. ત્યાર ગુજરાતની અમુક સમય પહેલાંની કોઇ પ્રજા નથી. એટલે અહિં સનાતન વૈદિક ધર્મના સિદ્ધાન્તોની પ્રબળતા કાંઇક ઓછી હતી. આથી જૈનધર્મ અહીં સહેલાઇથી ફેલાઈ શક્યો. અહિંસા ગુજરાતના જેવી બીજે ક્યાંય નથી. ગુજરાતમાં બ્રાહ્મણો હતા નહિ. નાગરો મૂળ મગ કે ઈરાની હતા એમ કેટલાક માને છે. ગુજરાતનો રાષ્ટ્ર તરીકેનો પ્રારંભ અણહિલવાડની જાહોજલાલીની સાથે થયો. ચાવડા અને ચાલુક્યોના રાજ્ય સુધી એ ગૌરવ ટક્યું. વનરાજ સાથે પણ જૈનોને સંબંધ હતો, તે જાણીતી વાત છે. ગુજરાતી ભાષાનું મૂળ તપાસવા માટે જૈન સાહિત્યની મદદ લેવી પડે છે. હિંદની કોઇ ભાષાના એક શબ્દના ઐતિહાસિક જુદાં જુદાં રૂપાન્તરો મળે તે કરતાં ગુજરાતી ભાષાના શબ્દોનાં રૂપાન્તરો સૈકાવાર કેમ બદલાયાં તે જૈનોના જુના ગુજરાતી ગ્રંથો પરથી માલમ પડે છે. હાલથી છઠ્ઠા સૈકા સુધીની પ્રાકૃત સમજવા માટે જૈન સાહિત્ય જોવું પડે છે.

પ્ર. હેમચંદ્ર ગુજરાતીના પહેલા લેખક કહી શકાય?

ઉ. જેમાંથી ગુજરાતી ઉત્પન્ન થઇ તેના વ્યાકરણના.

પ્ર. પ્રાકૃત વેદકાળની કે તે પહેલાંની?

ઉ. ભાષાશાસ્ત્રીઓ આર્યોની મૂળ ભાષા પ્રાચીનમાં પ્રાચીન વેદની માને છે. વેદ પછી સંસ્કૃતકાળ. ત્યાર પછી લોકો સ્વેચ્છા પ્રમાણે બોલે તેથી ફેરફાર થવા લાગ્યા. આ ફેરફારથી ભાષાનું પ્રભુત્વ ઓછું થશે એમ શિષ્ટ લોકોને લાગવાથી બંધારણ કર્યું. તે છતાં સાધારણ લોકો પાણિની ભણીને બોલે નહિ, તેથી પ્રાકૃતની શરૂઆત થઈ. પ્રાકૃત એટલે સહજ વાગ્વ્યાપાર.

પ્ર. નાટકોમાં સ્ત્રીપાત્રોના મુખમાં પ્રાકૃત મૂકવામાં આવે છે, તે બોલવી સહેલી તેથી, કે તેમને પાત્ર તરીકે હલકાં ગણેલાં?

ઉ પ્રાકૃતમાં જેટલી કોમળતા છે તેટલી સંસ્કૃતમાં નથી.

પ્ર. આબુમાં શૈવ મંદિરમાં બુદ્ધ જેવી મુદ્રા છે તેને કાંઈ બૌદ્ધો સાથે સંબંધ હશે?

ઉ. કેટલીક વખત શિવમાર્ગીઓ ગામમાં રહ્યા ન હોય અને બુદ્ધમાર્ગીઓની વસ્તી થઇ હોય, અગર તેથી ઉલટું બન્યું હોય; અગર બે પાસેનાં મંદિરોની મૂર્તિઓને એકાદ મંદિર જીર્ણ થવાથી એકઠી બેસાડી હોય તેમ પણ બને. હું તારંગા ગયો હતો ત્યાં એવુંજ જોવામાં આવ્યું હતું. તારંગાનું પ્રાચીન નામ 'તારણદુર્ગ' છે. ત્યાં ધારણ માતાની મૂર્તિ છે તેને જૈન લોકો ત્યાંની રક્ષક દેવી માને છે. એ મૂર્તિ જોઇ મને વિચિત્ર કલ્પના થઈ. એ મૂર્તિનું શિલ્પ અથવા તેના જેવું સૌંદર્ય જૈનોમાં નથી. તે મને ગાંધાર પદ્ધતિની મૂર્તિ લાગી. તે માતાનો સંબંધ મને જૈન દેવતાઓ સાથે ન લાગ્યો. બારીકાઇથી તપાસતાં તેની નીચે બૌદ્ધ મૂર્તિઓ નીચે સામાન્ય રીતે જે શ્લોક હોય છે, તે હતો. તે મૂર્તિ બૌદ્ધોની તારાદેવીની હતી.

પ્રીતમરાય વ્રજરાય દેસાઇ

---

# વારાણસીમાં

[ મારે તથા મારા મિત્ર નરહરિ દ્વા. પરીખને કાશીમાં ભરાયેલી શિક્ષણ પરિષદમાં જવાનું થયું હતું તે વખતે કાશી સંબંધી જે કાંઇ મનમાં છાપ પડી તેજ અહીં લખી છે. વિચારોને ખાસ વ્યવસ્થિત કરી લખવાનો અહીં ઉદ્દેશ કે પ્રયત્ન નથી. ]

નિર્બંધલેખનમાં શબ્દ લઇ તેનો સમાસ છોડી અથવા તેનો મૂળ ધાતુ આપી તે ઉપરથી વિષયનું સ્વરૂપ સમજાવવાની અતિ ડહાપણવાળી પદ્ધતિનો મને લેશ પણ મોહ નથી. તો પણ આપણે જાણવું જોઇએ કે વરુણા અને અસી એ બે નદીઓનાં નામો ઉપરથી આ શહેરનું નામ પડેલું છે. વરુણા નદી સારી છે જો કે ગંગા આગળ તે કાંઇ લેખામાં નથી, અને અસી તો નામ માત્ર છે. ગંગાના ઘાટને અમુક જગાએ અસીઘાટ કહે છે તે સિવાય તેની કાંઇ નિશાની અમે જોઇ નથી.

અહીંથી નીકળ્યા ત્યારે મેં અને મારા મિત્રે નિશ્ચય કર્યો હતો કે રખડુની માફક ભટકીને કાશી જોવું, પણ શિક્ષણ પરિષદનું કામ લગભગ આખો દિવસ ચાલતું હતું એટલે એ બધા મનના મનસૂબા મનમાંજ રહી ગયા. પણ પરિષદના કામમાંથી છટકવા કરતાં પણ અમારા માયાળુ યજમાનની મહેમાનગતમાંથી છટકવું વધારે મુશ્કેલ હતું. તેમણે અમને મોટરમાં ફેરવીને આખું શહેર દેખાડયું અને મછવામાં ફરવાની પણ ગોઠવણ કરી આપી. શ્રીયુત બાબુ શિવપ્રસાદ ગુપ્તજીનો બંગલો ગંગાના કિનારે કાશીથી ત્રણેક માઇલ ઉપરવાસ આવેલો છે ત્યાંથી અમે મછવામાં કાંઠે કાંઠે ચાલ્યા. કાશીને અડીને ગંગા વહે છે તેટલો ભાગ બધો સળંગ ઘાટનો જ છે. તુલસી ઘાટ, અસી ઘાટ, હરિશ્ચન્દ્ર ઘાટ, દશાશ્વમેધ ઘાટ મણિકર્ણિકા ઘાટ વગેરે પડિાના નામો છે. હિન્દુ રાજામહારાજાઓએ પોતાને માટે મહેલો બંધાવેલા છે તે તથા રાજા માનસિંહની વેધશાળા પણ અહીંથી જણાય છે. અંધારી રાત્રે, વૉરન હેસ્ટિંગ્સથી છટકીને રાજા ચૈતસિંહ ગંગાના પૂરમાં હોડીમાં નાસી ગયો હતો એ હકીકત તેના મહેલની એક તકતીપર લખાવી રાખેલી છે. આપણે કાશીના જે અનેક ફોટાઓ ચિત્રો વગેરે જોઇએ છીએ તે ઘણુંખરાં આ ઘાટ અને ઘાટ ઉપરનાં મંદિરોનાં છે. એ ચિત્રો ઉપરથી મને લાગેલું કે આ દશ્યો બધાં બહુ ભવ્ય લાગતાં હશે. પણ આ અનેક ઘાટો, મહેલો, મંદિરો, પંડાઓની છત્રીઓ જોતાં અમારા મનમાં કોઇ ઉચ્ચભાવ અંકિત થયો નહિ. અનેક જગાએ ઘાટો તૂટવા માંડેલા હતા, મોટી શિલાઓ અજાણ્યા માણસનો જીવ લે તેવી અધર અટકી રહેલી હતી, એક સુંદર મંદિર પાણીમાં અરધું ડૂબી ગયેલું હતું. અનેક મંદિરો ગંગાના પૂરના કાંપથી પૂરાઈ ગયેલાં હતાં, અને એવા એક મંદિરમાં કોઇ અલમસ્ત બાવો પાવડા વતે પોતાને માટે ભોંયરું ખોદતો હતો, અને આ ભયંકર વિનાશ સામની જાણે કાંઇ ખબરજ ન હોય એવી રીતે એજ વિનાશનો ભોગ થવાય એવી સમરેખે એક બીજું ઊંચું સુંદર મંદિર બારે ખરચે ચણાતું હતું. આખા હિંદમાંથી હિન્દુઓ અહીં કાશીમાં મરવા માટે આવે છે. મુરદું બળવું ન બળવું ત્યાં પતિતપાવની ગંગામાં તેને ફેંકી દે છે. સંન્યાસીઓના શબને તો એમને એમ ગંગામાં પધરાવે છે અને ફરતા હતા ત્યાં એવી રીતે એક મુરદું ગંગામાં ફેંકી દીધું તેની બન્ને બાજુએ શિલાઓ બાંધેલી હતી ને કોઇ ઘાટમાંથી ઉખેડી લીધી હશે એમ લાગે છે. કદાચ આવી માન્યતાને લીધેજ વારાણસી ક્ષેત્રને મહાસ્મશાન કહે છે. શું આ મંદિરો પણ આ મહાસ્મશાનમાં અંતે લય પામવા માટે જ ચણાતાં હશે !

આ બધું જોઇ અમને બન્નેને બહુજ વિષાદ થયો. મેં મારા મિત્રને કહ્યું કે આ કાંઇ અભિમાન ધરાવીએ એવી સ્થિતિ નથી. એમણે કહ્યું કે જે સ્થિતિ આખા હિન્દુ ધર્મની અને હિન્દુ કોમની છે તેજ સ્થિતિ કાશીની

છે. આ વિચારના આઘાતથી ઘડીભર શૂન્ય થઈ જવાય છે. પણ આ વિચાર ખરો છે, સત્ય છે. જ્યાં જુઓ ત્યાં હિન્દુઓમાં દુર્વ્યવસ્થા, ક્લેશ, પ્રમાદ, ગંદવાડો પ્રવર્તે છે. પ્રખ્યાત કાશીવિશ્વનાથનું દેરું જુઓ તો સંકડાશમાં, નીચાણમાં, અંધારામાં, ગંદા રસ્તા આગળ આવેલું છે. અનેક મહારાજોની દક્ષિણાની માગણીઓ સોંસરાં, અંધારામાં ગંદી લાદી ઉપર થઈને, દેરાના મધ્યમાં નહિ પણ એક ખૂણામાં લિંગનાં દર્શન થાય છે. અને એ દેરા ઉપર શ્રીમંત ભક્તે જાડું સોનાનું પતરું જડેલું છે. શહેરની બીજી તરફ સુંદર કોતરણીવાળું ભવ્ય દુર્ગામંદિર છે ત્યાં અનેક બકરા દેવીની આરાધનામાં વધેરાય છે. હજારો વર્ષ પહેલાંની ઘટપટની દલીલો આધુનિક સમયથી અલગ રહી હજુ પણ પંડિતો કર્યે જાય છે. ખુદ હિન્દુ યુનિવર્સિટીના શાસ્ત્રીઓ, અત્યારે પાશ્ચાત્ય પંડિતો તેમના દેખતા વેદનો અર્થ કરે છે ત્યારે પણ અબ્રાહ્મણો સાંભળતાં પ્રાર્થનામાં વેદોચ્ચાર કરવા ના પાડે છે. બાવાઓ નગ્નત્વ માટે પૂજાય છે. બાળવિવાહ જેવો કુચાલ પણ સમાજમાંથી આપણે કહાડી શકતા નથી. હિન્દુઓ દહાડે દિવસે, નિર્બળ ક્ષીણ થતા જાય છે. અને હિન્દુઓની એક માત્ર આકાંક્ષા એટલીજ છે કે મહારમશાનમાં જઈ મરવું. અલબત્ત, આપણે ગતિ કરતા હોઈએ તો માત્ર કોઈ મહારમશાન તરફજ કરીએ છીએ.

હિન્દુઓમાં એવું શુ છે, હિન્દુ ધર્મમાં એવું શું છે કે આપણે ઘસાતા જઈએ છીએ ? એ પ્રશ્ન અત્યારે દરેક વિચારકે વિચારવા જેવો છે. પૂર્વ બંગાળમાં હિન્દુઓની વસતી ઘટી છે. શ્રીયુત માલવિયજી હિન્દુ કોમ વધારે બળવાન થાય એવા વિચારથી કોઈ સમસ્ત હિન્દુ કોમની હીલચાલ કરવાનો વિચાર કરે છે. અને અહીં ગુજરાતમાં આપણે વિચાર કરતા નથી પણ આપણા કવિ ન્હાનાલાલે તો પ્રત્યક્ષ સરવૈયું કાઢી જણાવેલું છે કે આપણે ક્ષીણ થતા જઈએ છીએ. આપણાં ગામો ભાંગ્યાનો ઇતિહાસ કોઈ લખેલું નથી પણ અનેક નાતો ભાંગી ગઈ છે, અનેક નાતો ગામમાંથી ઉચલી ગઈ છે, અનેક ક્ષીણ થતી ચાલી છે. આપણે આટલા નિર્બળ હશું તો આપણી સાથે કોણ સંપ કે એકતા કરવા આવશે ? આવશે તેને પણ આપણે ઉલટા નબળા નહિ કરી નાંખીએ ? મનુષ્યસ્વભાવનો અભ્યાસી ચાણક્ય કહે છે. तेजो हि सन्धान-कारणं; नातप्तं लोहं लोहेन सन्धत्ते. "તેજ સન્ધિનું કારણ છે. 'અતપ્ત લોઢું' લોઢા સાથે જોડાતું નથી."

\+ + +

શિક્ષણ પરિષદમાં ધર્મશિક્ષણ સંબંધી ચર્ચા ચાલી હતી. અલ્લીગઢ સંસ્થા તરફથી આવેલા મૌલવી સાહેબને ધર્મશિક્ષણ સંબંધી લેશ પણ શંકા કે સંશય ન હોતો. જે માણસ પોતાને મુસલમાન કહેવરાવવા માગતો હોય તેની ફરજ છે કે પવિત્ર કોરાન અને હદીસમાં શું કહ્યું છે તે તેણે જાણવું જોઈએ. મુસલમાની ધર્મના ખરા અભ્યાસથી કદિ હિન્દુઓસાથે દ્વેષ થતો નથી. ખરો મુસલમાન ઇમાનદાર હિન્દુને ચહાય છે. પોતામાં ખરું બળ અને શક્તિ આવવા માટે ધર્મનાં મૂળ પુસ્તકોનો અભ્યાસ આવશ્યક છે. અને હિન્દુ ધર્મમાં બળ આવવા માટે પરિષદ્‌ના બીજા સભ્યોને એમની એજ સલાહ હતી કે ધર્મનાં મૂળ પુસ્તકોનો અભ્યાસ ફરજીઆત હોવો જોઈએ. પણ અમારે હિન્દુઓને ધર્મના પુસ્તકનું, પુસ્તકના અર્થનું, ધર્મના સંપ્રદાયનું, ધર્મશિક્ષણ ફરજીઆત હોવાનું કરાતું ઐકમત્ય નથી. અંતે એમ ઠર્યું કે ધર્મશિક્ષણ આપવું એ શિક્ષણસંસ્થા માટે ફરજીઆત છે પણ તેની હાજરી આપવી એ વિદ્યાર્થીને માટે ફરજીઆત નથી.

શિક્ષણ પરિષદ્ આથી બીજો ઠરાવ નજ કરી શકે. પણ આપણે હિન્દુઓ, જૈન બૌદ્ધ અને શિખને ભેગા ન ગણી શકીએ તો તેમના સિવાયના હિન્દુઓ, ધર્મનું કોઈ એક પુસ્તક નક્કી કરી તેનો જ ઊંડો અભ્યાસ કરવો એટલું નક્કી ન કરી શકીએ ? એવું એક પણ પુસ્તક નક્કી ન કરી શકીએ કે જેની અગાધતામાં અને વિશાલતામાં સર્વ સંપ્રદાયો સમાઈ જાય ? ધર્મશિક્ષણ સિવાય આપણી કોમના આ મૃતવત્ દેહમાં પ્રાણ આવી શકવાનો છે ? ધર્મશિક્ષણ સિવાય ધર્મને નામે ચાલતો અધર્મ બંધ પડવાનો છે ? આપણે કોઈ સામાન્ય ધર્મ શીખવવાની, અનેક ધર્મોનાં સમાન તત્ત્વો શીખવવાની વાતો કરી ધર્મશિક્ષણની થતી શરૂઆત અટકાવીએ છીએ અથવા તેને નિર્જીવ કરી નાંખીએ છીએ. પણ કાવ્ય શીખવવાને બદલે તેમાં રહેલું સત્ય શીખવીએ, કાવ્ય વંચાવવાને બદલે તેમાં અમુક રસ છે એટલી જ હકીકત વિદ્યાર્થીને કહીએ તો ચાલે ખરું? ધર્મગ્રન્થો માત્ર કાવ્યગ્રન્થો નથી પણ તે કાવ્યો તો છેજ; અને કાવ્યની માફક જ તે માત્ર જ્ઞાન આપવા નથી પણ હૃદયમાં સંસ્કાર પાડવા માટે છે. અને વસ્તુથી જ સંસ્કાર પડી શકે તેના તત્ત્વ કે અર્થથી ન પડી શકે.

\+ + +

કાશીમાં રહ્યા તે દરમિયાન અમે સારનાથની જગા પણ જોઈ આવ્યા. આ જગા કાશીથી પાંચ છ એક માઈલ દૂર છે. અહીં બુદ્ધ ધર્મનો એક મોટો સ્તૂપ છે, અને

બીજાં સ્તૂપો, બુદ્ધ મૂર્ત્તિઓ, બૌદ્ધ ભિક્ષુઓ અને ભિક્ષુકીઓને રહેવાના મઠોની જગા નીકળી આવ્યાં છે હાલ બુદ્ધધર્મ ઉપર ચડેલાં ઇતિહાસનાં પડો ત્યાંની ખોદાની માટીમાં મૂર્ત્તિમન્ત થાય છે. ત્યાંના સંગ્રહસ્થાનમાં બુદ્ધ ધર્મની મૂર્ત્તિઓ ઉપરાંત વૈષ્ણવ ધર્મની મૂર્ત્તિઓ છે. દેવીઓનીછે, નવગ્રહની મૂર્ત્તિઓ છે, એક શંકરની મૂર્ત્તિ છે, જેને સારનાથની માહીતીની* ચોપડીમાં ભૂલથી મહાવીર ( હનુમાન ) ની મૂર્ત્તિ કહેલી છે અને તે જગ્યાનું હાલનું નામ સારનાથ-મહાદેવ પરથી પડેલું છે. એ રીતે ધર્મનાં અનેક પડો ત્યાં મૂર્ત્તિમન્ત થાય છે. આમાં એકને હાંકીને બીજો ધર્મ પથરાય છે, કે એકમાંથી ઉગીને બીજો નીકળે છે એ તો હજી ઇતિહાસે કહેવાનું છે, કદાચ બન્ને ક્રિયાઓ થઇ હશે.

ભિક્ષુઓ અને ભિક્ષુકીઓના મઠની જગા જોતાં તેમનું જીવન બહુ જ સાદું હશે એમ લાગે છે. રહેવાની નાની ઓરડીઓ છે. એક ઓરડીમાં એકથી વધારે રહી શકે એમ લાગતું નથી કોઇ કોઈ જોડકાની ઓરડીઓ છે તેમાં એક ઓરડીમાં પ્રવેશ કરી બીજીમાં જવાનું હોય એમ લાગે છે. તે બીજી ઓરડીને બહારથી અંદર જવાનું દ્વાર નથી એટલે એ ધ્યાન કે સ્વાધ્યાયની ઓરડી હશે. તે ઓરડીઓમાં ખાળની પણ વ્યવસ્થા છે. પહેલાં પાસે એક નાનું સરખું સરોવર પણ હતું એમ જણાય છે.

અહીં અશોકનો સ્થંભ, ચતુર્મુખ સિંહવાળો નીકળ્યો છે તે તથા બુદ્ધ ભગવાનની અનેક મૂર્ત્તિઓ એક જુદા મકાનમાં-અજાયબ ઘરમાં-રાખેલાં છે. તે મૂર્તિની આસપાસનો કઠેડો હજુ પણ મૂળ જગાએ જ રહેવા દીધો છે. આ મૂર્ત્તિ, કઠેડો—પ્રસિદ્ધ ત્રણ જાળીવાળો કઠેડો, સિંહો, સ્તંભ બધા એક જ પથ્થરમાંથી કોતરી કહાડેલાં છે, અને તેમના પર માત્ર ઘસીને ચડાવેલો ઓપ એટલો લીસો અને ચકચકિત છે કે અત્યારે પણ આપણે તાજુબ થઇએ. અશોકના સિંહોમાં અપૂર્વ બળ, વીર્ય, પ્રભાવ બધું છે. તે ઉપરાંત જાણે કે સંયમથી તે અહિંસક બન્યા હોય તેવા દેખાય છે. સિંહમાં આ ભાવ તેનો કારીગર પ્રકટ કરી શકે. એ કલાની દૃષ્ટિએ બહુ અગત્યની હકીકત છે. અશોકના સિંહો પછી તેના અનુકરણમાં જે બીજા અનેક એવાજ સિંહો થયા છે તેમાં નમ્રતા આવી છે પણ ભવ્યતા અને બળવીર્ય ઘણાં ઓછાં થઇ ગયાં છે. એ અમે સાંચીમાં પછીથી જોયું. દરેક સંસ્કૃતિમાં કદાચ એમજ થાય છે. પ્રથમ એ સંસ્કૃતિનો નવીન વિચાર, ભાવના, અપૂર્વ બળ વીર્યમાં પ્રકટ થાય છે અને પછી બળ વીર્ય ઘટતાં જાય છે અને મૃદુતા, લાલિત્ય વધતાં જાય છે. વીર્ય અને લાલિત્ય એ બેનો ઘટિત યોગ એજ એ સંસ્કૃતિની ટોચ, પછી પડતી.

એ સંગ્રહસ્થાનમાં સૌથી ભવ્ય તો અમને બુદ્ધની મૂર્તિઓ અને એ સિંહો જ લાગ્યા. બુદ્ધની મૂર્ત્તિઓમાં પણ જેમ વખત જતો ગયો તેમ તેમ લાલિત્ય અને મૃદુતા વધતાં ગયાં છે એ સ્પષ્ટ દેખાય છે.

બુદ્ધની અને કદાચ સર્વ હિન્દુ શિલ્પની મૂર્ત્તિઓમાં હાથની મુદ્રાઓ એક વિશિષ્ટ અંગ છે. ચિત્ર કે મૂર્તિના મુખમાં ભાવ પ્રકટ કરી શકાય પણ હાથમાં અને આંગળાંમાં ભાવ પ્રકટ કરવો અઘરો છે. આપણી કળામાં અમુક ભાવને માટે મુદ્રાઓ નક્કી થઈ છે, તે આપણી કલાનો એ બાજુનો વિશિષ્ટ વિકાસ બતાવે છે મોગલ તસવીરોમાં હાથમાં અમુક પુષ્પ કે પછી પોપટ કે એવું પક્ષી આપવામાં આવે છે. ફોટોગ્રાફ પડાવતી વખતે હાથમાં રૂમાલ કે ચોપડી રાખવી એ આપણા સુવાન શિક્ષિતવર્ગે એ દિશામાં કરેલો કદાચ છેલ્લો સુધારો કે શોધ છે !

બધી મૂર્તિઓ જોવા જેવી છે. તેમનું વર્ણન કરવાનો અહીં ઈરાદો નથી. બે મૂર્તિઓએ અમારૂં ખાસ ધ્યાન ખેંચ્યું અને તેનું કારણ રા. નરસિંહરાવે તે વિષે ચર્ચા કરી હતી એ છે. આપણે ત્યાં સ્ત્રીઓને, અપ્સરાઓને પાંખો હોવાની કલ્પના નથી એમ તેમણે પ્રેમાનન્દના નાટકો સંબંધી ચર્ચામાં કહેલું છે. પણ આ સંગ્રહસ્થાનમાં અમે બે જગાએ પાંખોવાળી અપ્સરાઓની ઉપસાવેલી* મૂર્તિઓ જોઇ. મારા મિત્રે તે મૂર્તિઓના નંબરો નોંધી લીધા છે અને સારનાથ ઉપરના મોટા પુસ્તકમાં તેનો ઉલ્લેખ પણ છે. અલબત્ત આ હકીકતથી તેમની મુખ્ય દલીલને બાધ આવે છે કે નહિ એ વિષે મારે કશું કહેવાનું નથી. અને વધારે અભ્યાસ કર્યા સિવાય આ હકીકતનો ઉપયોગ પણ ન થઈ શકે. હું તો માત્ર મને સૂઝ્યું એટલે નોંધું છું.

સંગ્રહસ્થાનમાં જૂના વખતનાં વાસણો, મોટાં દાણા દુણી ભરવાનાં માટલાં પણ રાખેલાં છે. ભિક્ષુઓ અને ભિક્ષુકીઓ તો ગોચરી કરીને, ભિક્ષા માગીને, નિર્વાહ કરતાં ત્યારે આ દાણા ભરવાનાં વાસણો શા માટે ? કદાચ પાણી ભરી રાખવાનાં હશે. હાલ પણ કાશીમાં જે ઘાટનાં વાસણો છે તેજ ઘાટનાં આ પણ છે. વચમાં સૈકાઓ ચાલ્યા ગયા પણ હજુ આપણાં વાસણો એનાં એજ રહ્યાં છે. કાશી તરફનાં માટીનાં વાસણો આપણા ગાળા કરતાં જરા જુદા ઘાટનાં હોય છે. તે લગભગ અંડાકારનાં હોય છે. તેમાં કોઇ જગાએ વચમાં ખૂણો હોતો નથી. વળી કુંજાઓના પાતળા ગળાના ભાગના નમૂનાઓ પણ સંઘરેલા છે. તે તો આધુનિક જ લાગે છે.

અહીંનો સ્તૂપ જે આખો રહ્યો છે તે સુંદર છે, ભવ્ય છે. તેના ઉપરનાં ઝાડપાંદડાંની કોતરણી જબ્બર ઉઠાવવાળી છે. કોઈ કોઇ જગાએ યાત્રાળુઓએ તેના પર સોનાનાં પાનાં ચડાવેલાં છે. બીજો સ્તૂપ તો ૧૮ મા સૈકામાં કોઇ જમીનદારે ઇંટો માટે ખોદી નખાવેલો છે. એ કદાચ આ સ્થળનું પહેલું ખોદકામ છે ! તે પછીનું ખોદકામ કનિંગહામ સાહેબે કરાવેલું તેમને કાંઈક એક દાબડામાં બુદ્ધનાં અવશેષો મળેલાં, પણ તે ખોવાઈ ગયાં છે.

* guido

* relief

અહીંથી થોડે દૂર ટેકરા ઉપર એક ઊંચું બાંધકામ અકબરે કરાવેલું છે. તેનાપર બાદશાહની મુલાકાતની તકતી પણ ચોંટેલી છે. તે પણ પ્રથમનો કદાચ સ્તૂપ હશે. તેમાં પણ કોઇ અંગ્રેજે ઊંડું ખોદાવી જોયું છે. આ જગાએ ચઢીને આસપાસનું દૃશ્ય જોવા જેવું છે. બધી જમીન સપાટ છે અને તેમાં લીલુંછમ વાવેતર ચારે બાજુ દેખાય છે. ગંગાનો સર્વ પ્રદેશ બહુજ રસાળ છે, અને તેમ છતાં અહીંના ઢોર બહુજ કંગાલ છે. ગાયો ભેંસો લોહી વિનાની, ઠીંગણી, હાડકાં પાંસળાં બહારધસી નીકળ્યાં હોય એવી છે. અહીં મા છોકરાંને ગાયભેંસનું દૂધ નહિ પણ જાતની ઉપલી ચોપરી પાય છે. કદાચ જમીન બહુ રસાળ માટે જ ખેડાઇ જતી હશે અને ઢોરને માટે ચરો નહિ રહેતો હોય. ગમે તેમ હોય, ગૂજરાતમાં દુકાળમાં જેવાં ઢોર હોય છે તેવાં ત્યાં બધાં ઢોર સામાન્ય રીતે હોય છે. ભાડુતીઆ ગાડીનાં ટટુઓ પણ એવાંજ કંગાલ. પણ માણસો સરખામણીમાં મજબૂત બાંધાનાં, ઉંચાં, કદાવર, કસાએલાં હોય છે. અહીં ઘેરઘેરકસરત કરવાનો રિવાજ છે.

આ સ્તૂપોની રચના તેમની દૃઢતા, ધીંગાઇ, સ્થૈર્ય એ બધું બહુજ પુરાતની લાગે છે એ રીતે એ મીસરના પિરામીડો સાથે સરખાવાય. પણ આપણી કલાના એક અભ્યાસીએ મને કહ્યું હતું તેમ, પિરામીડો કરતાં આમાં ઘાટનું સૌષ્ઠવ અને એક પ્રકારનું સૌકુમાર્ય સારું છે. પિરામીડ જાણે કાંઈ પણ અર્થ વિના એક પુરાતની બળવાન ઘેલછાથી ધીંગો ઉંચો કર્યો હોય તેવો લાગે છે, ત્યારે સ્તૂપો સાર્થ અને પોતાની ભાવના વ્યક્ત કરતા હોય તેવા લાગે છે. પછી કદાચ મીસરની ભાવના આપણને સમભાવની ખામીને લીધે ન સમજાતી હોય એમ પણ હોય.

આ પ્રમાણે પૂજ્ય મનુષ્યનાં અવશેષો, સ્મરણો પૂજવાં એ બહુજ ભવ્ય ભાવના છે. બુદ્ધ સંબંધી આ ભાવનાએ આપણી કલાને કેટલાએ સૈકાઓ સુધી પોષી અને વિકાસી.

આ જગા તે પ્રાચીન બૌદ્ધ ગ્રન્થોમાં વર્ણવેલી મિગદાવ એટલે મૃગારણ્યની જગા ગણાય છે, જ્યાં બુદ્ધ ભગવાને પોતાનો પ્રથમ ઉપદેશ કર્યો સંબુદ્ધ થયા પછી કાશી પાસેના મિગદાવના વનમાં તેમણે પોતાના પાંચ શિષ્યોને પહેલો બોધ કર્યો. બૌદ્ધ યાત્રાળુઓનું આ અતિ પવિત્ર સ્થાન છે. બૌદ્ધ યાત્રાળુ ઉપરાંત અમેરિકાના યાત્રાળુઓ પણ અહીં તથા સાંચી આવે છે. સાંચીની મુલાકાતોની નોંધ જોઈ તો અંગ્રેજ અમલદારો કરતાં પણ અમેરિકનોની સંખ્યા વધી ગઇ. અત્યારે દુનિયામાં બૌદ્ધ ધર્મનો ફરી વિસ્તાર થવા માંડયો હોય એમ લાગે છે. લડી લડીને થાકી ગયેલી પ્રજાને માટે, અતિ વૈભવથી અભાવ થઈ ગયેલી પ્રજાને કદાચ એ ધર્મની અત્યારે ઘણીજ જરૂર છે. બધાં તરફ સમભાવ વધારે, પ્રેમ વિસ્તારે, આત્મનિરીક્ષણ કરાવી વિશુદ્ધ કરે, અનાત્મ વસ્તુનો મોહ ટાળે, નિર્વીર્યને વીર્યવાન કરે, ખોટી ધાંધલ ઓછી કરાવે એવો ભગવાન બુદ્ધનો ઉપદેશ પંડિત અને અપંડિત સર્વને માટે એક સરખો સરલ છે. એ ભગવાન સંબુદ્ધ

**नमो तस्स भगवतो अरहतो सम्मासम्बुद्धस्स.**

સંબુદ્ધ અર્હતને નમસ્કાર.

* * * *

પરિષદનું કામ દિવસો દિવસ ચાલતું હતું તેમાં હુતાશનીની રજાઓ આવી. જરા પણ દેરી વિના રજાઓ પાળવાનું ઐકમત્ય થયું. આ દિવસે અમારા યજમાને સાંજે મિજબાની આપી અને મેળાવડો કર્યો. મેળાવડામાં માલવિયજી પણ હાજર હતા. અહીં અમને માલવિયજીનો ટુંકા વખતમાં પણ ઘણો સારો પરિચય થયો આવતાં વેંત તેમણે ફોનોગ્રાફનું મૃત સંગીત બંધ કરાવ્યું, અને મંડળીના સભ્યોનેજ પ્રાંતવાર ગાવા આગ્રહ કર્યો. "શું પ્રાંતની લાજ જવા દેશો" "તમારી ભાષામાં શું કોઇ ગીતજ નથી" "ગાતાં ન આવડે તો એમને એમ બોલી જાઓ, કાવ્ય તો બોલતાં પણ મીઠું લાગે" વગેરે તદ્દન સાધારણ વાક્યો જે સાધારણ માણસ અનેક વાર વાપરે છે અને ભાગ્યેજ સફળ થાય છે, તેજ વાક્યોથી માલવિયજીએ આખી મંડળીનો રંગ ફેરવી નાંખ્યો અમે અજાણ્યા પ્રાંતમાં અજાણ્યા માણસો ભેગા થયા છીએ એ લાગણીજ સૌનામાંથી નીકળી ગઈ. પાંચ મિનિટ પછી તો નિશાળમાંથી બહાર નીકળેલાં બાળકો સ્વાભાવિક કલ્લોલ કરવા માંડે તેમ એક પછી એક બધાએ ગાવા માંડયું. માલવિયજી દરેક ગીતમાં કે પઠનમાં ક્યાંક મદદ કરતા, ક્યાંક વાહ વાહ કરી ઉત્સાહ આપતા અને વચમાં વચમાં રંગ પ્રમાણે કોઇ નર્મવાક્યથી આખી મંડળીને હસાવી દેતા.

ઉત્કલે ગાયું, પછી મહારાષ્ટ્રે ગાયું અને પછી ગૂજરાતનો વારો આવ્યો. અમે કાંઇક મૂંઝાયા કે શું ગાવું પણ માલવિયજીએ પોતે, મહાત્માજીએ પ્રસિદ્ધ કરેલું "વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે" એ

ગાવા કહ્યું એટલે અમારી મૂંઝવણ જતી રહી. આ ગીતની છૂટી કડીઓમાં " ઉત્તમ શરીરે તને હરિ ગુણ ગાવાં આવડું આળસ ક્યાંથીરે " એ ગીતની લીટીઓ મૂકી, મારા જ્ઞાનથી નહિ, પણ બીજાના અજ્ઞાનથી ઉત્પન્ન થતી આત્મશ્રદ્ધાથી મેં હંકાર્યું. બે ગીતો ભેગાં કરતાં છતાં પણ કાંઠો વહેલો આવ્યો અને મેં કુશળ નાવિકના અભિનયથી હેઠે ઉતરી નાવ લાંગરી દીધું અને પછી મારી વાપરેલી યુક્તિ કહી. બીજા પ્રાંતોવાળાઓએ કોઇએ ગાયું, કોઇએ માત્ર બબ્બે દૂહાના પઠનથી મજલિસને આનંદ આપ્યો. આપણે જેને કાવ્યવિનોદ કહીએ છીએ તેનો રિવાજ અહીં ચાલુ છે. તેને અહીં મુશાયરા કહે છે. તેમાં પાદપૂર્તિઓ કરે છે અને નહિ તો બહુજ ચમત્કારિક અર્થની નાની નાની કડીઓ બોલે છે. હાલની ધારાસભા ઉપર એક કવિએ કહ્યું છે તે કોઈ બોલ્યું—

મજલિસ અપની સાફી ઉનકા.
આંખો અપની બાકી ઉનકા.

બાબુ પરશોત્તમદાસ ટંડને એક દૂહો કહ્યો તેનો અર્થ માત્ર યાદ છે. " નદીના કાંઠા ઉપરનું ઘાસ કોઈ ઢોરને કામ આવતું નથી. તે હલકા પ્રકારનું છે. પણ પૂરમાં તણાતો માણસ તેને પકડે તો તેને બચાવે છે, અથવા પોતે તેની સાથે તણાઈ જાય છે." આજ અર્થનો એક દૂહો કુવાના ઘાસને લાગુ કરેલો હેમચન્દ્રે અપભ્રંશ વ્યાકરણમાં આપેલો છે. બીજા અનેક દૂહાઓ, ચોપાઈઓ, ફારસી કે ઉર્દુ બેતો ત્યાં ગવાઇ-બોલાઇ.

સંગીતમાં સૌથી મોટો ફાળો બંગાળાનો હતો. તેની રસિકતા, સંગીત, જુસ્સો જોઈ અમે ગુજરાતી સાહિત્યને માટે અમારા મનમાં શરમાયા. બંગાળીમાં દ્વિજેન્દ્રલાલ રોયનું, पतितोद्धारिणि गंगे ગવાયું. आमार जन्मभूमि ફોનોગ્રાફમાં ગવાયું અને બીજે દિવસે તેમના પુત્રે धात्री आमार जननी आमार હિન્દુ યુનિવરસિટીના છાત્રાલયમાં ગાયું તેની સાથે સરખાવી શકાય એવું આપણા સાહિત્યમાં શું છે? " જય જય ગરવી ગુજરાત " માં જુસ્સો છે, સ્વદેશ અથવા સ્વપ્રાન્તનું અભિમાન છે, જેટલી કડીઓમાં કાવ્ય છે તેટલીમાં ઉંચું કાવ્ય છે પણ તે કેટલી થોડી કડીઓમાં!

મજલિસમાં ગવાઈ રહ્યા પછી માલવિયજીએ કહ્યું કે આ જુદા જુદા પ્રાન્તનાં ગીતો ઉપરથી સ્પષ્ટ થાય છે કે આપણી ભાષાઓ બહુ જ નિકટ સંબંધવાળી છે. અમે લગભગ બધી ભાષાઓ સમજૂતી વિના સમજી શક્યા. માત્ર તામિલ જુદી પડી ગઈ. જો માત્ર એક લિપિ હિન્દુસ્તાન સ્વીકારે તો એકબીજા સાહિત્યને કેટલો લાભ થાય અને એકબીજા પ્રાંતો વિચારની આપલે કેટલી સહેલાઇથી કરી શકે, એ પ્રશ્નનું મહત્વ અમને અહીં આવ્યા પછી જ સમજાયું. આપણે ગમે તેમ કરીને એક લિપિ સ્વીકારવી જ જોઈએ અને પ્રાંતિક સાહિત્ય અને લેખન ભલે પ્રાંતિક લિપિમાં થાય પણ રાષ્ટ્રીય અને શાસ્ત્રીય સાહિત્ય તો એકજ લિપિમાં નીકળવું જોઈએ. નવજીવન જો નાગરી લિપિમાં છપાતું હોત તો તેની હિન્દી આવૃત્તિ જ કદાચ ન કાઢવી પડત. પણ આ થવાને હજુ ઘણાં વિઘ્નો છે. બંગાળીઓ પોતાની લિપિના સૌન્દર્યમાં મોહિત છે, મને પોતાને ગુજરાતી લિપિ અતિ સુન્દર લાગે છે, મુસલમાનોને ઉર્દુ લિપિ માટે ધાર્મિક પક્ષપાત છે અને શિખોને ગુરૂમુખી માટે તેવોજ છે! પણ આ બધા પક્ષપાતો એકબીજાની રાહ જોયા વિના છોડવા માંડવા જોઈએ. અને દરેકે નાગરી લિપિના સ્વીકાર માટે પ્રયત્ન કરવો જોઇએ.

\+ \+ \+

બીજે દિવસે સવારમાં હુતાશનીના માનમાં અમારા દરેકના કપાળમાં ગુલાલની આડ કરવામાં આવી. આગલી રાત્રે પણ અમારા યજમાને પોતે દરેકને કંકુનો ચાંલ્લો કર્યો હતો. અમારા યજમાન મોટા જમીનદાર છે. બાબુ શિવપ્રસાદ ગુપ્તજીને ગુજરાતમાં પણ ઓળખાવવા પડે તેમ નથી. તેઓ ચુસ્ત અસહકારી છે, વિલાયત જઈ આવ્યા છે, સ્વભાષાદ્વારા કેળવણી આપવાના મજબૂત હિમાયતી છે, પહેલાં હિન્દુ યુનિવર્સિટીને તેમણે ઉદાર મદદ આપી હતી અને અત્યારે કાશી વિદ્યાપીઠ લગભગ તેમનીજ સખાવત ઉપર નભે છે. રાજકારણ અને કેળવણી બન્ને વિષયોમાં ચોક્કસ મતો ધરાવે છે અને બહુજ સમર્થ રીતે તે રજુ કરી શકે છે. તેમણે લગભગ આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી છે, પશ્ચિમની સંસ્કૃતિની શક્તિ પૂર્ણ સમજે છે, આપણી સંસ્કૃતિ સાથે તેનો સમન્વય કરવાનો ચોક્કસ મત ધરાવે છે, અને છતાં પૂર્વની ફીલસુફીને ઉવેખતા નથી. તેમના વૈભવમાં પણ ઉચ્ચ રસવૃત્તિ છે. તેમનું પુસ્તકાલય વિદ્વાનોને આકર્ષે એવું છે, પરદેશના પુસ્તકસેવકોમાં તેમની સારી પિછાન છે. તેમના ફોટોગ્રાફોમાં દેશના પ્રસિદ્ધ કાર્યકર્તાઓ અને પુરાતત્ત્વના

અવરોધોના જ કોટાઓ નજરે પડે છે. અઢાર હજાર રૂપિયાને ખરચે તેઓ હિંદુસ્તાનનો મોટો આરસનો ઉપસાવેલો નકશો ઘડાવે છે. મને વિચાર થાય છે કે આ પ્રવૃત્તિ, આ નમૂનો જ ગુજરાતના શ્રીમંતોમાં નથી. એ ખાનદાની, ઉચ્ચ રસવૃત્તિ, સાહિત્યપ્રિયતા, સુઘડતા. મિલનસારપણું અને છતાં બધા સાથે બંધુભાવ ! પછી શી ખબર ગુજરાતનો મારો પરિચયજ ઓછો હોય તો !

મને બીજો વિચાર એ આવે છે કે બીજા બધા પ્રાંતો તહેવારો, મેળાવડા, મંડળીનો આનંદ ભોગવે છે તેટલો આપણે ગુજરાતીઓ નથી ભોગવતા. એ તે આપણા સંસ્કારો વધારે ઊંચા છે કે આપણે અતડા છીએ કે અપણને ખોટી શરમ ચડે છે કે શું તે મને સમજાતું નથી અહીં અમારા યજમાને અમારા કપાળમાં ગુલાલની આડ કરી તેથી અમે શરમાતા હતા અને એ સહિત હિન્દુ યુનિવર્સિટીમાં જવું એ તો અમે અમારી પરદેશમાં કરેલી મોટી બહાદુરી સમજતા હતા. પણ ત્યાંતો બધા વિદ્યાર્થીઓ રંગાએલા.[દ્વિજેન્દ્રલાલ રૉયના પુત્ર ગાવા આવેલા તે મજલિસ આખી રંગાએલી હતી. એમનાં ગીતો બહુ સુંદર હતાં. "વૃંદાવનકે બાગમેં મને ચાકર રાખોજી" એ મીરાંનું અશ્રુતપૂર્વ ભજન, એનો રાગ, અને એમાં રહેલી અર્ધ ગુજરાતી લીટી અમને બહુ ગમ્યાં. પણ મારે વાત બીજી કહેવાની છે. આપણા શ્રીયુત આનંદશંકર ભાઈને અમે મળવા ગયા તો ત્યાં પણ વિદ્યાર્થીઓએ એમના મોજાવાળા પગપર પ્રથમ ગુલાલ ચડાવી પછી એમના મોંપર બધે ખૂબ ગુલાલ ભૂરચો. હવે ગુજરાતમાં એજ આનંદશંકરભાઈને આપણા વિદ્યાર્થીઓ આમ રંગે કે લપેડે એ હું કલ્પી શકતો નથી. અને માલવિયજીની તો વાત જ પૂછતો નહિ. ! એતો એમના પર જે જે સંસ્કારો થતા હતા તે સર્વ હસતા હસતા ભોગવતા હતા, અને બધુ થઈ રહ્યા પછી કહે કે "કેવો નિર્દોષ આનંદ! આવા આનંદની તો ના પડાયજ નહિ." વિદ્યાર્થીઓ તરફ જોઈને કહે કે "કસરત કરો છો કે? જે માણસ સ્ત્રીને એકલે હાથે હાથે ઉઠાવી શકે તેને જ પરણવાનો હક છે." તેઓ બહુજ હ્રદયથી બોલે છે ગઈ રાતની મજલિસમાં એક સુંદર ગાયન ગવાયા પછી કહે કે "મને લાગે છે કે તમે તો સુંદર નાચશો! (બધા હસ્યા એટલે) અરે એમાં હસવાનું શું છે? આપણાપર રાજ્ય ચલાવનારા તો નાચે છે કૂદે છે અને આપણને જ આ બધું ડહાપણ આવી ગયું છે!" દ્વિજેન્દ્રલાલ રૉયના પુત્રને પણ એજ વાક્ય કહ્યું હતું. બધા વિદ્યાર્થીઓ માલવિયજીને પગે લાગતા હતા તે જોઈ, ગઈ રાતના તથા આજના તેમના તરફ થયેલા ભાવથી અમે પણ તેમને પગે સ્પર્શ કર્યો, અને બહુ જ સરલતાથી અમને એમણે બરડે હાથ થાબડયો. આ મંડળીનો આનંદ, આ હ્રદયથી મળવાનો સ્વભાવ ગુજરાતમાં છે? દિલ્હીમાં પણ મેં આ સ્વભાવ જોયો છે. દક્ષિણીઓ પણ જ્યારે હોય ત્યારે મહાળી ગાં આનંદ કરે છે. ગણેશચતુર્થીએ ગ્રેજ્યુએટો પણ ઝાંઝપખાવજની મંડળીઓમાં સાથે ચાલે છે. ત્યારે આપણે કદિ મંડળીમાં ભળતા નથી. આપણા મેળાહેળો આપણે છોડી દીધાં છે. આખા હિન્દુસ્તાનમાં અદ્વિતીય, 'સ્ત્રીઓની ગરબા ગાવની આપણી સંસ્થા' પણ આપણે છોડી દીધી છે, તેનો ઉછળતો જુસ્સો કે આનંદ હવે નથી દેખાતાં અને જ્યાં એ સંસ્થા ફરી દાખલ થઈ છે ત્યાં તેમાં સ્વતંત્ર સ્વાભાવિક નિરંકુશ આનંદ નથી હોતો પણ કલાને નામે દાખલ થતો ખોટા નિયમ, ખોટી કૃત્રિમતા, નજરે પડે છે. આપણી સ્ત્રીઓએ ટીંચકાનાં ગીતોગરબીઓ છોડી દીધાં છે. આ તે આપણે વધારે સંસ્કારી કે વધારે અતડા ? એમ મળ્યા-હળ્યા વિના સંઘબળ શી રીતે આવશે ? તે રાતની મજલિસમાં અમે જેટલા એકબીજાના પરિચયમાં આવ્યા તેટલા અનેક દિવસોની પરિષદ્દની બેઠકમાં નહોતા આવ્યા.

* * * *

પરિષદ્ સંબંધી તો મારે કાંઈ કહેવું નથી. મને માત્ર એટલું લાગેલું કે જરા વધારે અનુભવ પછી પરિષદ્ ભરી હોત તો વધારે સારું. હમણાં ખરી જરૂર જે છે તે આદર્શ કે સિદ્ધાન્તો નક્કી કરવાની નથી પણ જે કાંઈ નક્કી થઇ ગયાં છે તે ઉપર કામ કરી, અનુભવ ભેગો કરવાની છે. પણ આવી મજલિસમાં એકબીજા કાર્યકર્તાઓનો પરિચય થઈ કાર્યમાં શ્રદ્ધા વધે છે એ પણ એક લાભ છે. પણ બધા કરતાં અમને એક વધારે સચોટ રીતે સમજાયું તે એ હતું કે અત્યારે રાષ્ટ્રીય કેળવણીનું કામ બીજી કોઇ જગા કરતાં ગુજરાતમાં સફળ થવાનો સૌથી વધારે સંભવ છે. આ વિષયથી અમારે કે ગુજરાતે મગરૂર થવાનુ નથી. ગુજરાતને અમુક જે લાભો છે તે બીજા પ્રાન્તોને નથી. અને એ સ્થિતિમાં ગુજરાત ઉપર સર્વથી વધારે જવાબદારી છે. અને એ જવાબદારીની ગંભીરતા ગુજરાત સમજે તે પ્રમાણમાં જ તેની લાયકાત ગણાશે.

રા. વિ. પા.

# મીલમાલેકો અને મજુરો

અર્વાચીન પદ્ધતિપર–યાંત્રિક બળથી હિન્દુસ્તાનની ઔદ્યોગિક ખીલવણીની હજુ શરૂઆત થઈ છે. જ્યારે દેશનું ખનીજધન, એની વિશાળતા અને નૈસર્ગિક સાધનોને ધ્યાનમાં લઇએ, ત્યારે દેશની આધુનિક આર્થિક અને ઔદ્યોગિક સ્થિતિ જોઇને હરકોઇને દુઃખ થાય. એક સર્વાંગી દેશ મટી હિંદ આજે કાચો માલ પકવનારૂં ક્ષેત્ર અને પરદેશી માલને માટે અચ્છું બજાર બન્યું છે. ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીની વેપારી પદ્ધતિને લીધે તેમજ બીજાં ઘણાં રાજકીય અને આર્થિક કારણોને લીધે આવું હાનિકારક પરિણામ આવ્યું છે. પણ યાંત્રિક સાધનોદ્વારા દેશમાં હુન્નરઉદ્યોગોની ખીલવણી ક્યારનીયે શરૂ થઇ છે. દેશમાં કેટલાક ઉદ્યોગો મોટા પાયાપર ચલાવવામાં આવે છે. પણ એ બધામાં Cotton Textilo Industry અને Tata Iron Works સિવાય અન્ય બધા મોટા ઉદ્યોગો પરદેશી મૂડીવાળાઓનાજ હાથમાં છે. યાંત્રિક બળના આધારે ચાલતો અને મોટા પાયાપર ચલાવવામાં આવતો હિંદુસ્તાનનો મોટામાં મોટો ઉદ્યોગ રૂનો ઉદ્યોગ ( cotton industry ) છે. અને એની શરૂઆત ૧૮૫૪ થી થઇ હતી. “ચલતી હે ” જકાતનીતિની હિમાયતી હિંદી સરકારે લેંકેશાયર અને માંચેસ્ટરનું હિત સાચવવા ખાતર આ ઉદ્યોગોને શરૂઆતમાં તેમજ ત્યાર પછીનાં વર્ષોમાં જકાતી રક્ષણ આપ્યું નહોતું. કોઇપણ દેશમાં નવીન ઉદ્યોગ જકાતી રક્ષણ સિવાય ખીલવી શકાતો નથી. તોપણ કેટલાક કુદરતી લાભોને લઇને આ ઉદ્યોગ આ દેશમાં સંગીન પાયાપર ખીલવા પામ્યો છે. ૧૯૨૧ માં આ ઉદ્યોગની સ્થિતિ નિમ્નલિખિત આંકડાઓ પરથી સમજી શકશે.

| | |
|---|---|
| મીલોની સંખ્યા | ૨૫૭ |
| ત્રાકોની સંખ્યા | ૬૮,૭૦,૮૦૪ |
| સાળોની સંખ્યા | ૧,૨૩,૭૮૩ |
| દરરોજ કામ કરતા મજુરોની સંખ્યા | ૩,૩૨,૧૭૪ |
| રૂની વપરાશ | ૭૪,૨૦,૮૦૫ (હંડ્રવેટ) |

(૨૧ ૨૦,૨૩૦ ગાંસડીઓ–પ્રત્યેક ગાંસડીમાં ૩૯૨ રતલ)

૧૯૨૧ માં ૫૮,૯૨,૮૮૦ હંડ્રવેટ સૂતર મીલોમાંથી પેદા થયું હતું. આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે આ ઉદ્યોગો સારા પાયા પર ચાલ્યા છે. વળી એમાં રોકાયેલી મૂડી મોટે ભાગે દેશી છે. પણ એ દિશામાં હજુ ઘણું કરવાનું બાકી છે. જો આપણે કાપડની આયાતના આંકડાઓ તપાસીએ, તો માલમ પડે છે કે આ ઉદ્યોગ હજી બાલ્યાવસ્થામાં છે. ૧૯૨૧–૨૨ ની સાલમાં ૫૭, ૧૨૪, ૩૪૨ રતલ સૂતર આયાત કરવામાં આવ્યું હતું, જ્યારે હિંદુસ્તાનની મીલોમાંથી ૬૯૨, ૩૧૩, ૦૦૦ રતલ સૂતર પેદા થયું હતું. એટલે કે કુલ સૂતરના મૂળનો હજુ ૮ ટકા પરદેશથી આવે છે. એની સવિસ્તર વિગત નીચેના આંકડાઓ પરથી જણાશે:—

| નંબર | યુનાઇટેડ કિંગડમમાંથી આયાત | જાપાનમાંથી આયાત | કુલ આયાત | હિંદની મીલમાં પેદાશ |
|---|---|---|---|---|
| | રતલ (૧૦૦૦) | (૧૦૦૦) | (૧૦૦૦) | (૧૦૦૦) |
| ૧ નબરથી તે ૨૦ નંબર સુધી. | ૧,૭૬૬ | ૪,૮૬ | ૬,૬૬૨ | ૪,૬૯,૩૭૦ |
| ૨૧–૨૫ | ૧,૧૨૨ | ... | ૧,૨૧૯ | ૧,૫૦,૫૦૯ |
| ૨૬–૩૦ | ૨,૮૯૧ | ૧.૭૧૧ | ૪,૨૩૮ | ૫૨,૫૮૩ |
| ૩૧–૪૦ | ૧૮,૩૬૬ | ૬,૮૮૮ | ૨૬,૧૪૧ | ૧૬,૯૦૦ |
| ૪૦ ની ઉપર | ૮,૫૬૮ | ૨૫૩ | ૮,૮૮૨ | ૨,૩૮૯ |
| સફેદ અને રંગેલા | ૪,૫૪૬ | ૧,૧૨૫ | ૫,૭૪૬ | ... |
| વગર વણાટના | ૨,૮૧૫ | ૪૭૫ | ૩,૩૩૫ | ૪૯૨ |
| કુલ................. | ૪૦,૦૭૪ | ૧૯,૯૧૫ | ૫૯,૧૨૫ | ૬,૯૨,૩૧૩ |

હજુ હિંદુસ્તાનની મીલો ૨૫ થી વધારે નંબરનું સૂતર વધુ પ્રમાણમાં પેદા કરી શકતી નથી. દેશમાં લાંબા તાંતણાવાળું રૂ પેદા કરવાની જો ગોઠવણ કરવામાં આવે તો ૨૫ નંબરથીયે વધારે નંબરનું સૂતર સહેલાઇથી કઢી શકાય.

૧૯૨૧—૨ માં કાપડની આયાત નીચે સુજબ હતીઃ—

સફેદ બિનરંગેલું ૬૩૫, ૬૦૦, ૦૦૦ વાર
સફેદ (રંગેલું) ૩૦૬, ૨૦૦ ૦૦૦ ,,
રંગિત તેમજ છાપેલું ૧૩૮, ૩૦૦ ૦૦૦ ,,
કુલ... ૧,૦૮૦, ૧૦૦, ૦૦૦ વાર

૧૯૨૧–૨૨ માં હિંદની મીલમાં થયેલી કાપડની પેદાશ—

૧, ૭૩૧, ૫૭૩, ૨૯૬ વાર.

આ આંકડાઓ ઉપરથી પુરવાર થાય છે કે હજુ કાપડની બાબતમાં ૪૦ ટકાથી વધારે માલ પરદેશથી આવે છે. એટલે આ ઉદ્યોગને ખીલવવાનો અવકાશ ઘણો છે. વળી સીવવાને માટે ઉપયોગમાં આવતા સૂતરના દોરાની આયાત હજુ બહુ છે. ૧૯૨૧–૨૨ માં ૧,૦૦,૦૩, ૬૭૬ રતલ એટલે ૭૨ લાખ રૂપીઆની હતી. જ્યારે ઉપરની ત્રણુ બાબતો ધ્યાનમાં રાખીએ કે દેશમાં વપરાતા સૂતરનો ૮ ટકા, ૪૦ ટકાથી વધારે કાપડ અને ૭૨ લાખનો સીવવાનો દોરો પરદેશથી આવે છે, ત્યારે આપણને સહજ ભાન થશે કે આ દેશમાં હજુ આ ઉદ્યોગને ખીલવવાની ખાસ અગત્ય છે. પણ આ આંકડાઓ તો એક વાત પૂરવાર કરેછે કે દેશમાં મીલ એ મોટામાં મોટું બજાર છે, અને બજાર છે એટલુંજ નહિ પણ કાચો માલ પણ જોઇએ તેટલો તેમાં મળી શકે છે. ફક્ત થોડા આંકડાઓ ટાંકીશું. ૧૯૨૧ માં ૨૨, ૨૬, ૦૦૦ ગાંસડીઓની પરદેશ નિકાશ કરવામાં આવી હતી. ( એક ગાંસડીમાં ૪૪૦ રતલ ) જ્યારે

રૂની કુલ પેદાશ ૫૯,૫૬,૦૦૦ ગાંસડીઓ હતી, ત્યારે દેશની આન્તરિક વપરાશ ૨૮,૨૮,૦૦૦ ગાંસડીઓ હતી. આ પરથી શું માલમ પડે છે? લગભગ ૪૫ ટકા જેટલી રૂની પેદાશની નિકાશ થાય છે અને ૪૦ ટકા કારખાનાના માલની આયાત થાય છે. વસ્તુસ્થિતિ આમ હોઈ આ ઉદ્યોગની ખીલવણી અર્થે વિશેષ માગણી અને અગત્ય પ્રદર્શિત કરવામાં આવે તો તેમાં શી નવાઈ?

હવે આ ઉદ્યોગમાં માત્ર ૩,૩૨,૩૮૨ માણસોને જ રોજી મળે છે. આખા દેશમાં યાંત્રિક બળથી ચાલતાં કારખાનાઓમાં ફક્ત ૧૩,૯૭,૧૩૬ માણસોને રોજી મળે છે. આ ઉપરથી જણાશે કે ૩૧,૯૦,૦૦,૦૦૦ વસ્તીમાંથી ફક્ત ૧૪ લાખ માણસોજ હુન્નરઉદ્યોગમાં રોકાયલાં છે ને બાકીના મોટે ભાગે ખેતીવાડી પર ગુજરાન ચલાવે છે. આ આંકડાઓ જોતાં દેશમાં ઔદ્યોગિક વિકાસની કેટલી આવશ્યકતા છે તે પર વિશેષ ભાર મૂકવાની જરૂર નથી.

જ્યારે વસ્તુસ્થિતિ આમ છે ત્યારે આપણા ધનવાન મીલમાલેકો શું કરી રહ્યા છે? લડાઇના વખતમાં ૨૦ ટકાથી માંડીને ને ૨૦૦-૪૦૦ ટકા સુધી—અરે, કેટલીક મીલોએ તો ૫૦૦ ટકા સુધી વ્યાજને વહેંચ્યાં: સમાજને નીચોવીને સ્વેચ્છાપૂર્વક તાગડધીન્ના કર્યા! સારી કમાણી પણ કરી લીધી! વધુ પ્રમાણમાં નફો પેણ કરી લીધો! કરોડો રૂપીઆ ઈન્કમટેક્સ (Income Tax), વધુ આવકપર નખાતા ટેક્સ (Super Tax) અને અત્યંત નફા પર નખાતા ટેક્સ (Excess Profit Tax) તરીકે ભર્યા, પણ મજુરોના પગાર વધારવાને માટે ખૂબ આનાકાની કરી, અરે કિંચિત્ પણ દરકાર ન રાખી. સરકારની ચલણી તેમ જ નાણાંપ્રકરણ સંબંધની નીતિ તથા લડાઈને લઈને ઉભા થયેલા મામલાએ જીવન નિભાવવાને માટે આવશ્યક ચીજોના તથા બીજા માલોના ભાવો વિદ્યુતગતિએ વધારી મૂક્યા. પરિણામ એ આવ્યું કે મજુરો ખૂબ હાડમારી અને મોંઘવારીના ભોગ થઈ પડ્યા. તેમની સ્થિતિ અત્યંત કરુણાજનક અને દુસહ્ય બની ગઇ. આજીવિકાનાં સાધનો પ્રાપ્ત કરવાની મુશ્કેલીને લઇને હડતાલો પડી; ભૂખમરાએ પોતાનું પ્રબળ સામ્રાજ્ય સર્વત્ર સ્થાપી દીધું; આખરે અનિચ્છાએ મીલમાલેકોએ મજુરોના પગારોમાં માગણી પ્રમાણે નહિ પણ કંઇક અંશે વધારો કર્યો. પોતે ૧૦૦ થી ૪૦૦ ટકા નફો ખીસ્સામાં મૂકે, પણ અન્ય સાધનરહિત બીચારા મજુરોના પગારમાં વધારાને માટે માગણી થતાં જ મીલમાલેકો ભડકી ઉઠે એટલું જ નહિ, પણ મજુરોના હિતને માટે પોતાની નિઃસ્વાર્થતા તથા સહાનુભૂતિના બણગાં ફુંકવાં શરૂ કરે. પણ સ્થિતિ એવી પલટાઇ ગઇ કે તેમને અનિચ્છાએ પણ મજુરોના પગારમાં વધારો કરવો જ પડયો. છેલ્લો વધારો ૧૯૨૧ ના મે માસમાં કરવામાં આવ્યો હતો. અર્થશાસ્ત્રનો એ સિદ્ધાંત છે કે મજુરી કરતાં ભાવો હમેશાં જલદીથી વધે છે, અને ઉભય વચ્ચે સમતોલ થાય તે પહેલાં ઘણો વખત પસાર થઇ જાય છે. કહેવાની ખાસ જરૂર છે કે વધારામાં અપાતી મજુરી જેટલા પ્રમાણમાં જોઇએ તેટલા પ્રમાણમાં નહોતી; કારણ કે, પ્રત્યેક મજુરની ઓછામાં ઓછી મજુરી તેનો શરીરનિભાવ સહેલાઇથી અને સંતોષકારક રીતે થઈ શકે એટલી તો હોવી જ જોઇએ. જ્યારે મજુરો એ વિષે ફરિયાદ કરી રહ્યા છે, ત્યારે આપણા મહાનુભાવ મીલમાલેકો કેવા પ્રકારનું વર્તન પ્રદર્શિત કરી રહ્યા છે? અમદાવાદના મીલમાલેકોની મંડળીએ એવા પ્રકારનો ઠરાવ કર્યો છે કે ૧ લી એપ્રિલથી બધા પ્રકારના મીલમજુરોના પગારમાં ૨૦ ટકાનો ઘટાડો કરવામાં આવશે. મુંબઇના મીલમાલેક મંડળીના પ્રમુખ મિ. કે. એ એ પોતાના ભાષણમાં એવો અભિપ્રાય પ્રદર્શિત કર્યો છે કે હાલમાં મીલઉદ્યોગો બહુ કટોકટીના પ્રસંગમાંથી પસાર થાય છે અને જો વસ્તુસ્થિતિ આ પ્રમાણે વધુ વખત ચાલું રહે તો મીલની પેદાશ ઘટાડવા સિવાય કોઈ પણ માર્ગ નથી. આ ઉપરથી સહેજે સમજાશે કે મુંબઇમાં પણ મીલમજુરોના પગારમાં

ઘટાડો કરવાની વાત ચાલે છે. આ પ્રશ્ન અર્થશાસ્ત્રની દૃષ્ટિએ તપાસવાની ખાસ જરૂર છે. શું મીલમાલેકોનું આ પ્રકારનું વર્તન ન્યાયસંગત કે justifiable છે ? શું તેઓ મજુરી ઓછી કરવાને માટે દલીલો કરી તે પ્રકારના વર્તન માટે બચાવ કરી શકે એમ છે ! શું આ પ્રશ્નનો નિવેડો અન્ય કોઈ રીતે ન લાવી શકાય ? મીલમાલેકોની આવા પ્રકારની વર્તણુક પરથી શું ધડો મળે છે ? મજુરોએ આ સ્થિતિમાં શાં પગલાં લેવાં જોઇએ ! આખા દેશે આ ઉપરથી શો પદાર્થપાઠ ગ્રહણ કરવો જોઇએ? અને સરકારે આ પ્રકરણમાં કેવા પ્રકારની નીતિ અખત્યાર કરવી જોઇએ ? આ પ્રશ્નોના જવાબની આવશ્યક્તા અને તે આપવાની અનિવાર્યતા સહુ કોઇ સમજી શકે એમ છે.

અમદાવાદના મીલમાલેકો મજુરીમાં ઘટાડો કરવાને માટે ત્રણ કારણો રજુ કરે છે. પ્રથમ તો એ કે જાપાનના કારખાનાવાળાઓ પોતાનો માલ હિંદુસ્તાનના બજારોમાં પડતર કિંમત કરતાં ઓછે ભાવે વેચે છે એટલે તેની હરિફાઇમાં હિંદુસ્તાનની મીલમાં બનેલો માલ ટકી શકતો નથી. બીજું કારણ તેઓ એ રજુ કરે છે કે મીલોના ઉદ્યોગોમાં હાલમાં સર્વત્ર મંદી વ્યાપી રહી છે. ત્રીજું કારણ એ છે કે ખાધખોરાકીના ભાવોમાં હાલમાં ઘટાડો થયો છે. એમનું કહેવું સંક્ષેપમાં એ છે કે આવી સ્થિતિમાં મજુરીમાં ઘટાડો કર્યા સિવાય અન્ય કોઇ માર્ગ નથી. અર્થશાસ્ત્રના સિદ્ધાંતો જે યથાર્થ રીતે સમજે છે તેને આ દલીલો નિઃશંક પાયા વગરની લાગશે એટલું જ નહિ, પણ પોતાના સ્વાર્થવૃત્તિને પોષવાને ખાતર અને પોતાના હિતાર્થે મીલમાલેકો નિર્ઘૃણતાની કેટલી સીમા પર્યંત જાય છે તેનો અચ્છો અને અસરકારક ચિતાર આવશે. દેશનું હિત એમની દૃષ્ટિમર્યાદા દૂરથી જઇને બનેલું કોઇ પરોક્ષ સ્થાનમાં અલક્ષતાના ભયને લઇને ગંધાઈ બેઠું હોય એમજ કોઇપણ દેશહિતચિન્તકને લાગ્યા વિના રહેશે નહિ. રાષ્ટ્રીય દૃષ્ટિએ દેશના હુન્નર-

ઉદ્યોગોની ખીલવણી અને વિકાસની વાત એમના પાષાણવત્ કઠિન અને સ્થિતિસ્થાપક અન્તઃકરણમાં કોઇપણ દિન પ્રવેશ પામતી નથી. ધારો કે ખાધાખોરાકીના ભાવોમાં ઘટાડો થયો છે, તો તેથી શું ? શું ૧૯૧૪ ના મજુરીના ભાવો જેવા જોઇએ તેવા હતા ? હિંદુસ્તાનમાં મજુરોને તેમની મજુરીનો યોગ્ય બદલો ન આપતાં માત્ર નિર્દય અને નિંદ્ય પ્રકારે ચૂસવામાંજ આવે છે; અને જ્યારે મીલમાલેકો એમ કહે છે કે હાલમાં તેમને ૧૯૧૪ ની સાલ કરતાં વધુ પગારો આપવામાં આવે છે, ત્યારે એક જ અનુમાન આ ઉદ્‌ગારોમાંથી શક્ય છે, અને તે એ કે તેમને મજુરોની આર્થિક સ્થિતિ સુધારવાની ઇચ્છા તો નથીજ બલ્કે દરકારે નથી. આ શોષક અને નૈતિક–અધોગતિકર વૃત્તિ જેટલી હાનિજનક તેટલી જ નિંદ્ય છે. મુંબઈ સરકારના મજુરખાતા ( Labour Department ) તરફથી બહાર પડતાં આંકડાઓને આધારે મીલમાલેકોએ પોતાનો કેસ ઘડી કાઢ્યો છે. એ ખાતા તરફથી હાલમાં મીલમજુરી વિગેરે બાબતો પર ૧ લો રિપોર્ટ બહાર પાડવામાં આવ્યો છે. (કિંમત પ્રમાણમાં ભારે પડતી છે. રૂ. ૩) તેમાં જણાવવામાં આવ્યું છે કે ઇંગ્લાંડ કરતાં પણ આ દેશમાં ખરી મજુરી ( real wages ) વધી છે. ઇંગ્લાંડમાં ૧૯૨૯ ની સરાસરી સાથે સરખાવતાં મજુરી ફક્ત ૧૦ ટકા વધી છે, જ્યારે મુંબઇમાં ' ૭૨ ' ટકા વધી છે. વળી જણાવવામાં આવ્યું છે કે ૧૯૧૪ કરતાં મજુરીનો વધારો ૬૭ ટકા જેટલો થયો છે, જ્યારે ભાવનો વધારો Index Number ના આધારે ૬૫ ટકા જેટલોજ થયો છે એટલે કે ૧૨ ટકા જેટલો મજુરોને નફો છે. આ કારણથી મીલમાલેકો મજુરી ઘટાડી શકે છે. જો આ આંકડાઓને વિશ્વાસપાત્ર માનીએ—જો કે એમાં અનેક ખૂબીઓ સમાયલી છે—તો પણ ૧૨ ટકા જ ઘટાડો કરી શકાય. ૨૦ ટકા કેવે પ્રકારે થાય ? નીચેના દાખલો એ બાબત પર વધુ પ્રકાશ નાખશે. ધારો કે ઇંગ્લાંડમાં એક મજુરને રૂ. ૨૪૦ ( ૧૬ પાંડ ) મજુરી મળતી હતી અને હિંદુસ્તાનમાં એક મજુરને માત્ર રૂ. ૨૦ મળતા હતા. હવે

ઈંગ્લાન્ડમાં મજુરીમાં ફક્ત ૫૦ ટકા વધારો થાય અને હિન્દુસ્તાનમાં ૧૦૦ ટકા વધારો થાય તો પારણામ એ આવે કે ઈંગ્લાન્ડમાં મજુરોને રૂ. ૩૬૦ મળશે અને હિન્દુસ્તાનમાં મજુરને ફક્ત રૂ. ૪૦ળ મળશે. વળી આંકડાઓને આધારે મીલમાલેકો એમ પણ કહી શકે કે ઇંગ્લાન્ડમાં ફક્ત ૫૦ ટકા વધારો થયો છે અને હિન્દુસ્તાનમાં ૧૦૦ ટકા વધારો થયો છે એટલે મજુરી ઓછી કરવામાં કંઈ વાંધો નથી. આવી દલીલમાં રહેલો દોષ અસત્યતા ( Fallacy ) સહજ સમજાય એમ છે. અલબત્ત મીલઉદ્યોગ હાલમાં કટોકટીના સમયમાંથી પસાર થાય છે, પણ તેથી મજુરી ઓછી કરવી એ દલીલ ટકી શકતી નથી. મજુરી શા માટે ઓછી કરવી ? નફો ન કરી શકાય તેથી ખોટ જ જશે કે કેમ તે નક્કી નથી. ધારો કે નફો નહિ થાય, તો તેથી શું ? છેલ્લાં પાંચ ૭ વર્ષમાં ૧૦૦ થી તે ૫૦૦ ને ૬૦૦ ટકા સુધીનાં જે વ્યાજે ખીસ્સામાં મુકાયેલાં તેનું શું ? જો કોઈ વર્ષે ૫૦૦ ટકા વ્યાજ મળે તો કોઇ વર્ષે વગર વ્યાજે શા માટે નહિ ચલાવાય ? વળી મિ. કે.એ. ના અભિપ્રાય પ્રમાણે તો ઉપર ટાંકેલા આંકડાઓ પરથી માલુમ પડે છે કે એ ઉદ્યોગને માટે ભાવિમાં બહુ સારા દિવસ છે, તો પછી એક વર્ષની કે ટુંક મુદતની મંદીને લીધે મજુરીમાં ઘટાડો કરવો એ શું ન્યાય કહેવાય ? વળી જો નફો ઘટે એટલે મજુરી ઘટાડવાનો સિદ્ધાંત સ્વીકારાય તો શું તેથી નફો વધે ત્યારે મજુરી વધારવાનો સિદ્ધાંત સ્વીકારાશે ? લડાઇમાં ને ત્યાર પછીનાં વર્ષોમાં કીધેલા નફામાંથી મજુરોને શું મળ્યું ? મીલમાલેકોએ એ ઉદ્યોગનો કેટલો વિકાસ કીધો ? કેટલી નવી મીલો સ્થાપી ? કેવળ અમૂલ્ય વખત એળે ગુમાવ્યો છે. દેશમાં જ્યારે યોગ્ય તક હતી, ત્યારે તેનો લાભ લેવાયો નહિ. સર્વ દૃષ્ટિએ તપાસતાં મજુરી ઘટાડવાનો સવાલ બહુ જોખમકારક છે.

જો જાપાનના કારખાનાવાળાઓ અને લેંકેશાયરના ને માંચેસ્ટરના કારખાનાવાળાઓ પોતાનો માલ આપણી બજારમાં ઠલવતા dump કરતા હોય તો શા માટે મીલમાલેકો વધુ જકાતી રક્ષણ માગતા નથી! અને અથવા તો એ થાય છે કે સહેલો માર્ગ લેવાને બદલે આપણા મીલમાલેકો આ વિકટ પ્રશ્નનો નિવેડો લાવવાને બદલે જે નહિ કરવાનું તે કરવા બેસી ગયા છે. મીલઉદ્યોગને જકાતી રક્ષણની જરૂર છે એ નિર્વિવાદ છે. પરદેશી કારખાનાવાળાઓ પોતાનો માલ dump કરે છે, દેશમાં બેકારી ( Unemployment ) વધી ગઈ છે. તે વધશે તો પછી વધુ જકાતી રક્ષણ શા માટે ન માગવું ? ૨૦ ટકા મજુરીમાં ઘટાડો કરવો તેના કરતાં ૫ ટકા વધારે જકાતી રક્ષણ માગવું એ દેશના લાભાર્થે નથી ? પણ અજાયબીની વાત તો એ છે કે એ આપણા મીલમાલેકોને સુઝતું જ નથી, પણ માત્ર પરવશ મજુરોના પગારમાં ઘટાડો કરવાનુંજ સુઝે છે. જો જકાતી રક્ષણમાં વધારો કરવામાં આવે ને ૧૫ ટકા બીજા Tariff Schedule ની સાથે મૂકવામાં આવે તો તો મંદી ઘગડી શકય. વળી સરકારને ખોટ પુરી કરવાને મહેસુલ મળે ને મીઠા પરનો વેરો ( Salt Tax ) વધારવાની જરૂર ન રહે. મારી સંપૂર્ણ ખાતરી છે કે જો વધુ રક્ષણ નહિ મળે તો પરદેશી કારખાનાવાળાઓ સસ્તા ભાવે પોતાનો માલ વેચશે ને મીલો ગમે તેટલ મજુરી ઘટાડો તો પણ હરિફાઇમાં ટકી શકશે નહિ: અને જો એક વખત મીલો બંધ થઇ, પૈસા ઘરી ને પરદેશીઓએ આપણી બજાર કબજે કીધી તો પછી આ એક સારો ઉદ્યોગ પડી ભાગે તો નવાઇ નહિ. આ પ્રશ્નપર રાષ્ટ્રીય દૃષ્ટિથી વિચાર કરવાની આવશ્યકતા છે એમાં ફક્ત મીલમાલેકોનુંજ હિત સમાયલું નથી. મજુરી ઘટાડવાની એમના દલીલો પોલમપોલ અને પાયાવગરની ( baseless ) છે. કદાચ તેમાં કંઈક તથ્યનો અંશ હોય તો તે મુકેલી વધુ જકાતી રક્ષણથી દૂર કરી શકાય એમ છે. પણ આ સૂર્યપ્રકાશવત્ જ્વલન્ત સત્ય તેમના બુદ્ધિના દુર્ભેદ્ય ગઢને ન ભેદી શકે.

ફક્ત એકજ રીતે આ પ્રશ્નનો નિવેડો લાવી શકાય. જો મીલમાલેકોને દેશનું હિત હૈયે નજ હોય

તો પછી મજુરોની મુક્તિ માત્ર એકજ માર્ગે સાધી શકાય, અને તે એ કે મજુરમંડળોની વ્યવસ્થાસર રચના કરવી ( labour must be organised ) અને ટ્રેડ યુનીઅનોના ( Trade Unions ) સંધારણથી તેને વધુ સુરક્ષિત બનાવવું. મીલમાલેકોનો વિરોધ હમેશ માટે રહેવાનોજ છે એ સત્ય ધ્યાનમાં રાખી જેમ બને તેમ મજુરોની સ્થિતિ તથા તેમનો પક્ષ વધુ પ્રમાણમાં સમજ અને પગભર થાય એ પ્રકારનાં પગલાંઓ એમના હિતચિન્તકોએ કોઇ પણ પ્રકારના પ્રમાદ તથા વિલંબ વિના લેવાં એ અત્યંત આવશ્યક છે. હિન્દુસ્તાનમાં આવા વિરોધનું અસ્તિત્વ અનિચ્છનીય તેમજ હાનિજનક છે. પણ માલમાલેકોની એકપક્ષી વર્તણુક મજુરોને આ પગલાંઓ લેવાની ફરજ પાડશે એમ લાગે છે. દિલગીરીની વાત છે કે મજુરી ઘટાડવાની વાતની પાછળ સાથે એમ પણ સાંભળવામાં આવે છે કે તેઓ એકાદ બે માસ વધુ પ્રમાણમાં પેદાશ (overproduction) થયેલી હોવાને લઇને મીલો બંધ કરવા માગે છે. જ્યારે દેશ હજુ અર્વાચીન યાંત્રિક બળદ્વારા ઉદ્યોગવિકાસની શરૂઆત કરી રહેલ છે, ત્યારે ઉદ્યોગો સમાજના હિતાર્થે—નહિ કે અંગત લાભોના રક્ષણાર્થે. ખીલવાવા જોઇએ એ સિદ્ધાંતનો એકમતથી સ્વીકાર (unanimous acceptance) થવો જોઇએ. ફક્ત મીલમાલેકોના લાભને ખાતર હજારો મજુરો ભૂખમરા, દરિદ્રતા અને અનેક મૃત્યુજનક રોગોના ભોગ થઇ પડે—એ સ્થિતિ હિંદ હવે વધુ વખત સહન કરી શકે એમ નથી. લેન્કેશાયર, માંચેસ્ટર અને જાપાનની હરિફાઇમાં નહિ ટકી શકવાનું નિમિત્ત શોધી તેના પડદા નીચે આપણા મીલમાલેકો મજુરોના પગારમાં ઘટાડો કરવાના પ્રયત્નો કરી રહ્યા છે. લેન્કેશાયર ને માંચેસ્ટર સામે માથું કેમ ઉપાડી શકાય ! જડવાદના યુગનું માહાત્મ્ય આથી વધુ અસરકારક રીતે આલેખી અગર ચિતરી શકાય એમ નથી.

પ્રત્યેક હિંદનિવાસીની અનિવાર્ય ફરજ છે કે આ વિષય પરત્વે જે સત્ય ને ખરી હકીકત હોય તેને વસ્તુતઃ પ્રજા સમક્ષ મૂકવા માટે યથાશક્તિ પ્રયત્નો કરવા. મીલમાલેકો પ્રતિ વિરોધની લાગણી બતાવવાની જરૂર છેજ નહિ. તેમની વર્તણુકજ તેમના હિતની વિરોધી છે. હજુ પણ વખત વહી ગયો નથી. હું આશા રાખું છું કે પ્રભુ એમને સદ્બુદ્ધિ આપે, અને તેઓ પસાર થયેલો ઠરાવ પાછો ખેંચી લે !

ગુલામ

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**પ્રધાનની પ્રતિજ્ઞા**—રચી પ્રસિદ્ધ કરનાર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. અમદાવાદ. મૂલ્ય સવા રૂપિયો.

આ પુસ્તક ભાસના **प्रतिज्ञा यौगन्धरायण** નાટકનો અનુવાદ છે. બીજો ઉચિત શબ્દ નહિ જડવાથી જ અમે અહીં અનુવાદ શબ્દ વાપર્યો છે નહિ તો આ માનનીય સાક્ષરના સર્વ અનુવાદો તે મૂળના તરજૂમા નથી પણ મૂળ પુસ્તકનું ગુજરાતી ભાષામાં અવતરણ છે. આ અવતરણથી મૂળ કવિને અન્યાય કે નુકસાન નથી થયાં પણ જેમ નવા અવતારમાં આત્મા ફરી સર્વાંગસુંદર થઈ જન્મ લે છે તેમ અહીં પણ ભાસના નષ્ટ ભ્રષ્ટ પાઠો શુદ્ધ થયા છે. અનુવાદ કરનારને આ દિશામાં કેટલી છૂટ અને કેટલા હકો છે એ સંબંધી મતભેદ છે પણ શ્રી કેશવલાલભાઈના અત્યાર સુધીમાં કલ્પેલા પાઠોનું એટલું મોટું પ્રમાણ ખરું નીકળ્યું છે કે પાઠ નક્કી કરવાની એમની છૂટ સામે કોઈને વાંધો ન જ હોય. તેમ છતાં મૂળ પાઠો ટીપમાં આપી પોતાના પાઠાન્તરનું ઔચિત્ય તેમણે ચર્ચ્યું છે એટલે સ્વતંત્ર અભ્યાસને તેથી કશી હાનિ થવા સંભવ નથી. એમના અનુવાદની અને અભ્યાસની પદ્ધતિ સાહિત્યમાં સર્વથા અનુકરણીય છે.

શ્રી કેશવલાલભાઈના બીજા અનુવાદો પેઠે આમાં પણ નાટકના વસ્તુનો ઐતિહાસિક ભાગ તારવીને તેને ઐતિહાસિક દૃષ્ટિથી ઉપોદ્‌ઘાતમાં સમર્થ રીતે ચર્ચ્યો છે. જૂદાં જૂદાં અનેક પ્રાચીન પુસ્તકોમાંથી ઘણી જ ઝીણી ઝીણી સૂચનાઓ લઈને એમણે તે સમયના ઇતિહાસનું જે તાદૃશ ચિત્ર રજુ કર્યું છે તે કલ્પના અને શાસ્ત્રીય ગવેષણાની યોગ્ય ઘટનાનો સુંદર નમુનો છે. તે ઉપરાંત, ભામહે જે આક્ષેપો કર્યા છે તે આ નાટક ઉપર નહિ પણ આ જ વસ્તુની કોઈ બીજી કૃતિ ઉપરના છે એમ સિદ્ધ કરી, કાવ્ય, રસ સંવિધાન, અભિનય, પાત્રના વગેરેની દૃષ્ટિએ પણ ઉત્તમ રીતે સાહિત્યચર્ચા કરેલી છે.

આ અનુવાદની ભાષા ઘણી જ અર્થવાહી અને તે સાથે સાથે સાદી અને સરલ છે. આપણી ભાષામાં સામાન્ય વર્ગોમાં વપરાતા પણ હજુ સાક્ષરોની કલમે નહિ ચડેલા એવા ઘણા શબ્દો અને વાક્યોનો ઉપયોગ આમાં તેમણે આબાદ રીતે કર્યો છે, અને ખરી ગુજરાતી ભાષા શું છે તે બતાવી આપ્યું છે. આના દાખલા લગભગ પાને પાને છે. શ્લોકોનું ભાષાન્તર સમશ્લોકી છે, અને તેમાં હ્રસ્વ દીર્ઘની છૂટ જવલ્લે જ લીધી છે.

શ્લોકો સિવાયનું બીજું ભાષાન્તર વનવેલીમાં છે. આ છન્દના આદ્યકર્તા શ્રી કેશવલાલભાઈ પોતે જ છે. એ છન્દ ઉપર એમણે ગઈ સાહિત્ય પરિષદ્‌માં ભાષણ આપ્યું તે પછી થોડો સમય એના પર ચર્ચા ચાલી પાછી તે બંધ પડી ગઈ છે. એ ચર્ચાને પરિણામે સાક્ષરોએ એને છન્દોમાં સ્થાન આપ્યું છે એમ કહી શકાય તેમ નથી. પણ વનવેલીમાં રહેલ કવિતનો અંગ્રેજીમાં જેને બ્લેંક વર્સ કહે છે તે સારે ઉપયોગ થઈ શકે તેના બે પુરાવા, વનવેલીની પ્રસિદ્ધિ પહેલાંના, અત્ર નોંધવા જેવા છે. એક તો, આપણા

કાવ્યોમાં ગેયતા હોવી જોઇએ એ પક્ષના હિમાયતી સદ્‌ગત નવલરામ પોતે એક જગાએ અંગ્રેજી કાવ્યોનું પઠન થાય છે–તે ગવાતાં નથી, એમ કહી પઠનનો પરિચય કરવા હિન્દુસ્તાની કવિઓનાં કવિતો સાંભળવા કહે છે એ અભિપ્રાય. અને બીજો "કવિતા અને સાહિત્ય" માં થી રમણભાઈએ બ્લૅંક વર્સનો નમૂનો ગૂજરાતીમાં બતાવવા માટે, પ્રેમાનન્દના ઓખાહરણના યુદ્ધના વર્ણનના ભાગને, મનહર છન્દમાં થોડો ફેરફાર કરી મૂકેલો છે તે પ્રયત્ન. આ બન્ને પ્રયત્નો, સળંગ અગેય પાઠ્ય પદ્યરચના થવાને કવિત લાયક છે એમ બતાવે છે. વળી હિન્દીમાં જૂદા જૂદા રસનાં અનેક કવિતો છે એ હરકોઈ રસમાં તે શોભી શકે એમ બતાવે છે. આટલું છતાં પણ વનવેલી સફળ થશે કે નહિ એ તો માત્ર તેના પ્રયોગ ઉપરથી જ જાણી શકાય અને શ્રી કેશવલાલભાઇએ પોતે ભાસનું એક નાટક સળંગ વનવેલીમાં મૂકી પ્રસિદ્ધ કર્યું છે તેથી એ અભિપ્રાય બાંધવાનું સાધન પ્રાપ્ત થાય છે.

વનવેલીની ખાસ અસર જોવાને અમે નીચેના થોડા જ દાખલા તરફ વાંચનારનું ધ્યાન ખેંચીએ છીએ.

અને કોઈ ચીજ
આઓ, જેથી જોનારા એકાગ્ર બની જાય. (પૃ. ૨)

જાસુસ કેનો હતો કે રાજાજીને છળવાને
નાગવનમાં પ્રદ્યોતે મહિલકની ઝાડી માંહી
નીલ ગજ રાખેલો છે. ભગવાન ભલું કરે
અને એણે રાજાજી ન ભરમાય. પ્રદ્યોતને
વત્સરાજનો શો ભારે ભય છે! હું એનો ભેદ
સારી રીતે સમજું છું. સૈન્યમાં સઉ સઉની
ખીચડી જુદી ચડે છે, તેની નબળાઈ એને
ખટકે છે. બાર હૈયા અને તેર ચોકા છે. (પૃ. ૭)

પાંચમો જે વેદ મહા-
ભારત, તે પૂર્વજોની ખ્યાતિ વર્ણવે છે તેનું
એમને છે અભિમાન. ભારતવંશી ભૂપાળ
રાજર્ષિ કે'વાય છે, ને બિરદનું છે ઘમંડ.
પાર્થથી ગાંધર્વવેદ ઉતરી આવ્યો છે તેનો
ભરાયો છે ગર્વ. પ્રજા ઓવારણાં લે છે, તેણે
ઉપન્યો છે અહંકાર. મનોહર રૂપ છે ને
ઝળકતું જોબન છે, તેનો ચડેલો છે મદ...(પૃ.૬૬)

આંહ, આ તો ઓહિયાંજ ઓહિયાં થયા કરે છે.
રૂડમુંડ કુંજરની સૂંડમાંથી ફુર્ર ફુર્ર
શબ્દ જેમ નીકળે છે, તેમ મારા પેટમાંથી
વાયુ જોર કરે છે: તે ખાઉં તેણે બેસશે.
અરે મારા લાડવાઓ ક્યાં ગયા? અજબ ! આ શું ?
માતાજીના પાટે મેં તો છાબડું મૂકેલું હતું.
ઝાઝી વારે નથી થઈ, દખણામાં મળેલાં આ:
ધોળાં ગદ્દીઆંદિયાં હું અત્તરપગલે બ્હાર
તપાસી લેઇને ચાલ્યો આવું છું ને જોઉં છું તો
છાબડું નથી, અરેરે, કોણે ઘર ઘાલ્યું આ?...પૃ. ૭૯

જ્યાં અર્થમાં ભાર મૂકવાનું આવે ત્યાં છન્દનો તાલ આવે, જ્યાં અર્થને વિરામ જોઇએ ત્યાં છન્દનો યતિ આવે અને છતાં રચના 'કંટાળા' ભરેલી ન થઈ જાય ત્યારે બ્લૅંક વર્સની પદ્યરચનાની સફળતા ગણાય. ઉપરના દાખલાઓમાં આ રીતે જોતાં અમને પદ્યરચના સફળ થયેલી લાગે છે. આ રચનામાં જો કોઈ રીતે શબ્દમાં રહેલા પ્રયત્નનો ઉપયોગ કરી શકાય તો રચના વધારે મનોહારી થાય. ગુજરાતી ભાષામાં ઓછો વત્તો પ્રયત્ન છે એમાં શક નથી. પદ્ય રચનાના પ્રકારના નિબંધમાં શ્રી કેશવલાલભાઇએ જ છેવટ જતાં એ બતાવેલું છે. શ્રી નરસિંહરાવે ઘણી વાર ચર્ચામાં આ પ્રયત્નનો ઉલ્લેખ કર્યો છે. પણ દીર્ઘસ્વરનું આપ, જોડાક્ષરનો ધડકારો, શબ્દ જૂદો બોલવા માટે કરવો પડતો પ્રયત્ન, વગેરેથી તે સ્વતંત્ર છે કે નહિ તે શાસ્ત્રીય રીતે ચર્ચાઈ હજુ નક્કી થયું નથી. એ બ્લૅંક વર્સનો તાલ આવા કોઇ પ્રયત્નથી સાધી શકાય તો પદ્યરચના વધારે મનોગમ અને સર્વસ્વીકાર્ય થવા સંભવ છે. વનવેલીના બીજા પ્રયત્નોથી પણ આ વિષય ઉપર પ્રકાશ પડે.

પણ વનવેલી વિષે ગમે તે અભિપ્રાય બંધાય તો પણ આ અનુવાદની સફળતા વિષે બે મત હો-

વાનો સંભવ નથી. લેખકની ઉત્તર વયે થયેલી કૃતિ પણ જાણે રસના ભારથી નમી વધારે સર્વગ્રાહ્ય થઈ છે. ઈશ્વર એ કલમની ઘણી સાખો હજુ ગૂજરાતને ચખાડો.

પૂર્વ રંગ—લેખક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર તથા નરહરિ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ, કિંમત રૂા. ૧). અભ્યાસ અને મીઠી ગૂજરાતી શૈલી માટે આ બન્ને લેખકો મશહૂર છે. આ પુસ્તક પણ એ બન્નેની કલમને શોભા આપે એવું છે. પુસ્તકની પ્રસ્તાવનામાં એ ઇતિહાસનું ગણી શકાય કે નહિ એ વિષે થોડી ચર્ચા છે. પણ ઇતિહાસ એટલે હકીકતનાં ઝુડો નહિ પણ હકીકતનો અર્થ કરવો, તેમાં રહેલી યોજના અને પ્રગતિ જોવી, તેનાથી પ્રજાનો સ્વભાવ પારખવો અને ભાવીને માટે પ્રજાને પ્રેરણા આપવી અને માર્ગ બતાવવા પ્રયત્ન કરવો એવો કરીએ તો પુસ્તક જરૂર ઇતિહાસનું છે. આ પુસ્તક વિનીત પરીક્ષાને માટે વધારે અઘરું પડશે અને મહાવિદ્યાલયને માટે તેમાં આપેલ હકીકત પૂરતી નથી એમ પ્રસ્તાવનામાં કહ્યું છે પણ વિનીતના છઠ્ઠા કે સાતમા ધોરણમાં આ ચાલી શકે એમ અમારું માનવું છે; અને મહાવિદ્યાલયના વિદ્યાર્થીને પણ આમાંથી ઘણું જાણવાનું મળશે. શિક્ષકોએ તો જરૂર વાંચવું જોઇએ. અને સમસ્ત પ્રજાએ પણ વાંચવું જોઈએ. આપણી પ્રજાના ભૂતકાળના પુરુષાર્થનો આનાથી અચ્છો ખ્યાલ આવે છે. ભાષા બહુ જ રસવાળી છે અને પુસ્તક એક સાથે આદ્યંત વાંચી જવાય એવું છે. આ પુસ્તકની વિશિષ્ટતા એ છે કે ભૂગોળ અને ઇતિહાસ બન્નેને એક કરીને વિષય નિરૂપણ કર્યું છે. મુખ્ય વસ્તુ મોટા અક્ષરે અને તેનો વિગતોનો પુરાવો નાના અક્ષરે આપ્યો છે એથી જૂદા જૂદા અધિકારીઓને પુસ્તક વાંચવું સુગમ પડશે. લેખકોએ કલ્પનાથી જાણે સર્વ ઇતિહાસનું રહસ્ય સાક્ષાત્ કરીને પછી લખ્યો હોય તેવો છે. પુસ્તકને અંતે આપેલી લાંબી સૂચી ઘણી ઉપયોગી છે. આપણા બીજા લેખકો પણ અભ્યાસનાં પુસ્તકોમાં વિસ્તૃત સૂચી આપે તો ઘણું સારું. પુસ્તકને અમે ઘણા હર્ષથી આવકાર આપીએ છીએ. આવું પુસ્તક બહાર પાડીને વિદ્યાપીઠે સમસ્ત ગૂજરાતની સેવા કરી છે.

રામ અને કૃષ્ણ:—લેખક કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા. સાબરમતી પ્રકાશક નવજીવન મન્દિર. અવતારલીલા લેખમાળાના આ પહેલા બે લેખો છે. પ્રસ્તાવનામાં લેખકે 'અવતાર' વિષેનો પોતાનો અભિપ્રાય આપ્યો છે. સર્વ માણસની કામનાઓ જે શક્તિથી પરિપૂર્ણ થાય તે પરમેશ્વર, પરબ્રહ્મ છે. રામકૃષ્ણ પણ એજ શક્તિથી અવતાર પદને પામ્યા છે. સામાન્ય માણસ એ શક્તિનો ઉપયોગ ક્ષુદ્ર વાસનાઓ પૂર્ણ કરવામાં કરી નાખે છે એ જ ફરક છે. પુસ્તકમાં રામ અને કૃષ્ણની હકીકત સાદી ભાષામાં શ્રી ચિન્તામણિ વૈદ્યનાં પુસ્તકોને આધારે આપી છે. લેખકનો પોતાનો મૌલિક વિચાર ખાસ કરીને તેમણે ઉપાસનાની દૃષ્ટિએ કરેલી સમાલોચનામાં જોઇએ છીએ. તેમાં રામ અને કૃષ્ણ બન્નેની ઉપાસનામાં ભાવના કેવી કેવી રહે છે, તે સ્પષ્ટ કરેલું છે. રામની ઉપાસનાની ગંભીરતા અને પ્રખરતા અને કૃષ્ણની ઉપાસનાની મોહકતા અને તેમાંથી પતિત થવાનો સંભવ બન્ને બરાબર બતાવેલાં છે. આ બન્ને અવતારી પુરુષોની કથા જાણવાને પુસ્તક ઉપયોગી છે અને તે ઉપરાંત ઉપાસના માર્ગના અભ્યાસીઓને તેમાં ખાસ રસ પડશે એમાં શક નથી.

મુકુલ:—પ્રકાશક યુગધર્મ કાર્યાલય. મૂલ્ય આઠ આના. યુગધર્મ ગ્રન્થમાળા નં. ૧

હજુ સુધી જે બાલસાહિત્ય બહાર પડ્યું છે તે મોટી ઉમ્મરનાં માણસોએ બાળકો માટે લખેલું સાહિત્ય છે. આ નાનકડું પુસ્તક બાળસાહિત્ય છે પણ તે જૂદા પ્રકારનું છે. આમાં મોટાં માણસોએ બાળકો માટે નથી લખ્યું પણ એક બે સાહિત્યના સંસ્કારી કુટુંબનાં બાળકોએ પોતાના વિનોદ માટે લખ્યું છે. આમ હોવાથી આ પુસ્તક બાળ સાહિત્યમાં નવી જ વાનગી છે. વળી લખનારાં જૂદી જૂદી

ઉમ્મરનાં જૂદાં જૂદાં બાળકો છે એટલે બાળકોને આ પુસ્તકમાં ઘણી વિવિધતા મળશે. કેટલીએક વાતો પોતાની કલ્પિત છે, કેટલીએક બીજી વાતો ઉપરથી સૂચિત થયેલી છે કેટલીએક અંગ્રેજીનો અનુવાદ છે. આપણા બાળસાહિત્યમાં જૂની વાર્તાઓ જે હજુ કેટલાએક ઘરોમાં પ્રચલિત છે તેમનો સંગ્રહ થવાની ઘણી જરૂર છે. પણ એ બાબત અમે આ બાલલેખકો ઉપર ટીકા તરીકે નથી કહેતા પણ આ તેમના વાચવામાં આવે તો મોટાં થઈએ સેવા તેઓ કરે એવા હેતુથી કરીએ છીએ; આને માટે તો એટલું જ કહીશું કે બાળકોએ લખેલી આ વરતાઓ બાળકોને ઘણો જ રસ પડે એવી છે. અને બાળકોમાં રસ લેનારાઓએ પણ તે વાંચવા જેવી છે.

આટલું તો જાણજો ભાગ ૧ લો. લેખક નરહરિ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક યુગધર્મ કાર્યાલય આ ઉપયોગી પુસ્તકની ત્રીજી આવૃત્તિ જોઈ અમે ખુશી થયા છીએ.

**સ્વદેશ:** અનુવાદક રા. જુગતરામ દવે પ્રકાશક નવજીવન પ્રકાશક મંદિર કિંમત ૨ આના.

સ્વદેશની ભાવનાથી રોમરોમમાં કેમ ચેતન વ્યાપે છે તેનું ભાન કરાવતી એક ફ્રેંચ વાર્તાનો આ સુંદર અનુવાદ છે. તે વાંચવાની અમે સૌને—ખાસ કરીને યુવક વર્ગને ભલામણ કરીએ છીએ: પુસ્તકના પૂંઠા ઉપર વાપરાતું રંગીન ચિત્ર તે વાર્તાના ભાવનું આબેહૂબ સૂચન કરે છે.

**જેલ ડાયરી**—અનુવાદક જુગતરામ દવે. નવજીવન પ્રકાશન મન્દિર અમદાવાદ. કિંમત દશ આના. શ્રી. રાજગોપાલાચાર્યની રોજનીશીનું આ ભાષાન્તર છે. દરેક સત્યાગ્રહી જે જેલમાં જવા સુધીનો સત્યાગ્રહ કરવા ઈચ્છનો હોય તેને આ માર્ગદર્શક છે. એક ગંભીર અને ધાર્મિક બુદ્ધિના વિચારકનાં આત્મનિરીક્ષણની નોંધ તરીકે આ નાનું પુસ્તક અમૂલ્ય છે. શ્રી. જુગતરામ ભાઈએ તેને સરલ ભાષામાં ઉતારી ગુજરાતી વાંચનારને તે સુંદર રીતે સુગમ કરી આપ્યું છે અને તેનો લાભ દરેક લેશે એમ આશા રાખીએ છીએ.

**પ્રજાબંધુ રૌપ્ય મહોત્સવનો વિશેષાંક:**—પ્રજાબંધુના રૌપ્ય મહોત્સવના નિમિત્તના આ અંકને અમે આવકાર આપીએ છીએ. પ્રજાબંધુએ ગુજરાતની છેલ્લાં પચીસ વર્ષમાં જે જે સેવા કરી છે તે આમાંના ઘણા લેખો ઉપરથી સમજી શકાય છે. આવા મહોત્સવના અંકમાં સ્વાભાવિક રીતે આ પત્રની નીતિ ઉપરના કોઈ સમર્થ લેખની અપેક્ષા રખાય પણ તેવો કોઈપણ એક લેખ નથી. પણ, "દી. બા. અંબાલાલભાઇ અને પ્રજાબંધુ" "પ્રજાબંધુનું કાર્યક્ષેત્ર" "પ્રજાબંધુની પ્રજાસેવા" અને "પ્રજાબંધુ અને અમદાવાદ મ્યુનિસિપેલિટી" ના લેખો ઉપરથી પ્રજાબંધુની સામાન્ય નીતિ અને સ્થાનિક પત્ર તરીકે તેણે કરેલી સેવા જોઇ શકાય છે. તે ઉપરાંત પ્રજાબંધુના આદ્ય ચાલક અને તેના સાચા સહાયકનાં વૃત્તાન્તોથી આ પત્ર કેવી રીતે શરૂ થયું તેની માહીતી પણ મળે છે. તે સિવાયના લેખો જે મહોત્સવના માનમાં લખાયા છે તે સમયને ઉચિત અને ઘણી બાબતમાં જૂની સ્મૃતિ તથા ઉપયોગી માહીતી આપનારા છે.

પૂર્ણયોગ ખંડ ૧ લો—મૂલ્ય રૂ.—૩—૪—૦
પૂર્ણયોગ ખંડ ૨ જો—મૂલ્ય રૂ.—૩—૮—૦

અનુવાદક અને પ્રકાશક શ્રી અરવિન્દ તત્વ પ્રચારક મંડળ તરફથી અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી ભરૂચ. બે મોટાં પુસ્તકોના આવા સરલ ભાષાન્તર માટે આ મંડળને અને શ્રી અંબાલાલ પુરાણીને ખરેખર અભિનન્દન ઘટે છે. શ્રી અંબાલાલનાં ભાષાન્તરો માટે અમે પૂર્વે કહેલું હતું તેજ અહીં પણ કહેવાનું છે કે તેમની શૈલી સાદી અને વિષયને અનુકૂળ ગંભીર, ગૌરવવાળી છે. મૂળ લેખકની પ્રતિભા અને આ વિષયમાં તેમનો અનુભવ એ વિષે કોઇને કહેવાની જરૂર અમે જોતા નથી. આ પુસ્તકને અમે માનપૂર્વક આદર આપીએ છીએ.

**ખડાયતા જ્ઞાતિ**—લખનાર અને પ્રસિદ્ધ કરનાર મુળજી નાથજી કોઠારી. મુંબઇ મૂલ્ય રૂ. ૮—૦—૦ ખડાયતા જ્ઞાતિનાં ગામો કુટુંબની સંખ્યા ગોત્ર વગેરેની વિગતવાર આમાં હકીકત છે. જ્ઞાતિની

ઉત્પત્તિ વગેરે બાબતો ઉપર કેટલી એક હકીકત ભેગી કરેલી છે.

ડુબતું વહાણ—ભાષાન્તર કર્તા ધનશંકર હીરાશંકર ત્રિપાઠી કિ. રૂ. ૪-૦-૦ ડૉ. ટાગોરની સુપ્રસિદ્ધ નવલકથાનો આ અનુવાદ છે અને તેની આ બીજી આવૃત્તિ થઈ તે તેની લોક પ્રિયતા બતાવે છે. **લલિત-વાઙ્મય-ગ્રન્થમાળા** માં આ પ્રસિદ્ધ થઇ છે.

**શ્રીમતી વિજયા**—પ્રકાશક કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી. સાંકડી શેરી. ખીજડાપોળ. અમદાવાદ. કિં રૂ. ૩. આ પણ ઉપરનીજ ગ્રન્થમાળામાં પ્રસિદ્ધ થયેલો બંગાળી નવલકથાનો અનુવાદ છે. પૃ. ૯૮-૯૯ ઉપર જંતુ શાસ્ત્રના અભ્યાસ માટે લીધેલું યંત્ર જેનાથી જૂ ભેંશ જેવી સ્થૂલ દેખાય તેને દુર્બિન કહેલું છે પણ તે સૂક્ષ્મદર્શક યંત્ર હોવું જોઇએ. પૃ. ૧૦૨ ઉપર "હું આવતી કાલે પ્રવાસે ગયો હોત તેને માત્ર અડચણો થયો." એવું વાક્ય ભાષાન્તરની બેકાળજી બતાવે છે. અને 'અડચણો' શબ્દથી મરાઠી મારફત ભાષાન્તર થયાનો વહેમ આવે છે. આ ગ્રન્થમાળાનાં છૂટક પુસ્તકોની કિંમત ઘણી વધારે રાખી છે એમ અમે માનીએ છીએ.

**સત્તરમી સદિનું ફ્રાન્સ ( પ્રથમ ખંડ )**—ભાષાન્તર કર્તા ધનશંકર હીરાશંકર ત્રિપાઠી. પ્રગટ કર્તા કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી. મૂલ્ય રૂ. ૨-૧૪-૦ એજ ગ્રન્થમાલાનું પુસ્તક છે. સુવિખ્યાત ફ્રેંચ નવલકથાકાર અલેકઝાન્ડર ડુમાના "શ્રી મસ્કેટિયર્સ" નું ભાષાન્તર છે.

**સૈનિકની સુંદરી**—ભાષાન્તર કર્તા રા. રા. રત્નેશ્વર ભવાનીશંકર વકીલ. પ્રકાશક કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી. સાંકડીશેરી ખીજડાપોળ. એજ ગ્રન્થમાળા અમદાવાદ. પાકું પૂઠું રૂ. ૪-૦-૦ કાચું પૂઠું. કિં રૂ. ૨-૮-૦ મૂળ લેખક રેનાલ્ડસ અંગ્રેજી સાહિત્યમાં પ્રતિષ્ઠા વિનાનો છે છતાં ઇંગ્લાંડમાં અને હિન્દુસ્તાનમાં ઘણો વંચાય છે, એટલો મોહક છે.

વિલક્ષણ વેર—લલિત વાઙ્મય ગ્રંથમાલા ભાષાન્તર કરી પ્રકટ કરનાર કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી. પાકું પૂઠું કિં. રૂ. ૨-૮-૦ કાચું પૂંઠું રૂ ૧-૮-૦

**ડૉ. ટાગોરની ટુંકી વાર્તાઓ, ભાગ ૧**—અનુવાદક ધનશંકર હીરાશંકર ત્રિપાઠી. પ્રકાશક કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી, અમદાવાદ. કિંમત ૧-૪-૦, એજ ગ્રન્થમાળા.

**નીતિધર્મ અને સર્વોદય**—ગાંધી ગ્રન્થમાળા મણકો ૪ થો. પ્રગટ કર્તા ગાંડીવ સાહિત્ય મન્દિર. કેળાંપીઠ—સુરત. કિંમત ૦-૮-૦ આ પુસ્તકની બીજી આવૃત્તિ વધારે સફાઇ વાળી અને છતાં એજ કિંમતની જોઇ અમે ખુશી થઇએ છીએ.

રાષ્ટ્ર કિર્તન—સંગ્રાહક ભીખાભાઇ પુરૂષોત્તમ વ્યાસ, પ્રકાશક નવશક્તિ સાહિત્ય મન્દિર. ગોધરા. મૂલ્ય ચાર આના.

મહિલા સંસાર—કર્તા ડૉ. રખમાબાઇ (એમ. ડી.) અને સૌ. માણેકબાઇ કહાનજી કવિ. સ્ત્રીઓની સાંસારિક સ્થિતિનું ચિત્ર તથા તે ઉપરની કેટલીએક ચર્ચા છે.

**યોગિક સાધન**—પ્રકાશક પ્રવર્તક-પબ્લીશિંગ-હાઉસ. શાખા ગુજરાત. નવસારી. શ્રીયુત અરવિન્દ ઘોષના એ પુસ્તકનો ગુજરાતી અનુવાદ. પુસ્તક નવા વિચારોવાળું અને વાંચવા લાયક છે.

**દેશભક્ત બાબુ મોતીલાલ ઘોષનું આદર્શ જીવન ચરિત્ર**—લેખક તથા પ્રગટકર્તા ડાહ્યાભાઈ ઘેલાભાઇ ચપટવાલા, સગરામપુરા હલદીઆ શેરી, સુરત. કીંમત રૂ. ૦-૪-૦.

મહારાષ્ટ્ર-ધર્મ—સંપાદક વિનોબા. આ નવું મરાઠી માસિક શ્રી ભાસ્કર રંગનાથ પરાંજપે, સત્યાગ્રહાશ્રમ, વર્ધાથી પ્રસિદ્ધ થાય છે. વાર્ષિક લવાજમ રૂ. ૩ અને પરચુરણ અંકની કિંમત ૦–૬–૦ છે. આ માસિકમાં સર્વ લેખો સંપાદકે લખવાનો સંકલ્પ છે. આ માસિક સાહિત્યની સેવાને માટે નહિ પણ સંપાદકની વિશિષ્ટ કલ્પના સમાજ સમક્ષ મૂકવાને માટે છે. માત્ર શંકા કે આક્ષેપના લેખો સિવાય બહારના લેખોને તેમાં સ્થાન આપ્યું નથી. સંપાદક વેદ અને ઉપનિષદોના અભ્યાસી છે, અને માસિક વાંચવા લાયક છે.

સંશોધક—આ નવા માસિકના અધિપતિ અને માલિક ઇમામશાહ લાલશાહ બાજવા કપડવંજ છે. હેતુઓ અને નિયમો જોતાં મુખ્ય હેતુ ઈતિહાસને પ્રકાશમાં લાવવાનો જણાય છે.

સેવામંડળ—સુરત—બીજા અને ત્રીજા વર્ષનો અહેવાલ.

ગુજરાતી મિત્ર મંડળ—સ્કૂલ. ખડકપુર. (B. N.R.) ના ૧૯૧૯ થી ૧૯૨૨ ના ચાર વાર્ષિક રિપોર્ટો.

શ્રી કોચીન પાંજરા પોળનો બીજો રિપોર્ટ—૧૯૭૧ થી ૧૯૭૭.

શ્રી મોચી હિતેચ્છુ પત્રિકા | શ્રી ગુજરાતી મોચી જ્ઞાતિ સુધારક મંડળનો બીજો વાર્ષિક રિપોર્ટ } પ્રકાશક સેક્રેટરી શ્રી ગુજરાતી મોચી જ્ઞાતિ સુધારક મંડળ.કાલબાદેવી, પીકેટરોડ મુંબઈ નં. ૨.

આયુર્વેદ ઉપચાર પદ્ધતિ અને રસોદ્ધાર તંત્ર—કર્તા રસવૈદ્ય જીવરામ કાળીદાસ, રસશાળા ઔષધાશ્રમ ગોંડળ. કાઠીઆવાડ.

સાહિત્ય ઉત્તેજન સમાજનો રિપોર્ટ—૧૯૧૮ થી ૧૯૨૨ સુધીનો. પ્રકાશક રતીલાલ મણીલાલ દલાલ. પનાલાલ જમનાદાસ ઝવેરી મંત્રીઓ, રાયપુર—અમદાવાદ.

શ્રી ઠાકોર-મિત્ર-મંડળ-વડોદરા—નો પ્રથમ વાર્ષિક અહેવાલ, સને ૧૯૨૨. પ્રકાશક ચન્દ્રસિંહ મહાસિંહ ઠાકુર. કિસનસિંહ ગોવિન્દસિંહ ઠાકુર. મદનઝાંપા રોડ વડોદરા.

શ્રી સરસ્વતી પુસ્તકાલયનો પાંચમો રીપોર્ટ ૧–૧–૨૨ થી ૩૧–૧૨–૨૨ સુધીનો છપાવી પ્રસિદ્ધ કરનાર, અંબાલાલ એમ. પટેલ; શંભુપ્રસાદ ખોડીદાસ. દરિયાપુર, અમદાવાદ.

# નોંધ

## લડતની તૈયારી

સવિનય ભંગ સમિતિના હેવાલની રૂએ ગયાજીની મહાસભા આગળ એ સવાલ રજુ થયો હતો કે સવિનય ભંગ કરશો કે ધારાસભામાં જશો ? મહાસભાએ આ સવાલને અયોગ્ય ગણ્યો. ધારાસભાનો નકાર કરવાથી સવિનય ભંગની લડત લેવી જ પડે એ વાતનો પણ સ્વીકાર ન કર્યો. છતાં મહાત્માજીને જેલ ગયે એક વર્ષ પૂરું થવા આવે તેવામાં ચળવળને સતેજ કરવાની ફરજ જણાવાથી અને કંઇક અંશે ધારાસભાનો વિરોધ કરનારા ઘણા નેતાઓ અને વધારે પ્રતિનિધિઓના આગ્રહને વશ થઇને મહાસભાએ સવિનય ભંગની તૈયારી કરવાનો ઠરાવ કર્યો.

જો સરકારની સાથે ફરીથી ઝુકાવવુ હોય તો તેને માટે કેવી રીતે તૈયારી કરવી એ પણ વિચારવાનું હતું. શ્રી રાજગોપાળાચારીએ ઠરાવ રજુ કર્યો કે લડત ચલાવવાના હેતુથી અમુક મુદતની અંદર—અર્થાત એપ્રિલની ૩૦ મી સુધીમાં—૫૦૦૦૦ સ્વયંસેવકો ભરતી કરવા, ૨૫ લાખ રૂપીઆનો ટિળક ફાળો જમા કરવો, અને એકંદર મહાસભાના તંત્રને સબળ અને સુઘટિત બનાવવું. આવી રીતે ક્રમસર લડતનો પાયો રચવાનો વિચાર આવે એ સ્વાભાવિક છે. બીજી બાજુએ ઘણા તટસ્થ તેમજ ધારાસભાના પક્ષના ભાઇઓએ છેવટે લડત ચલાવવાની આપણી નેમ વિષે શંકા કરી. ત્યારે ઘણા આગ્રહને વશ થઇને દેશબંધુ દાસે સમાલોચનસમિતિમાં જણાવ્યું કે આવી લડત તે કાંઈ નિરાશાનો હિસાબ નથી કે જેથી આટલાં માણસ અને આટલા પૈસા મળ્યા એટલે તેમના વડે આપોઆપ લડત ચલાવવાની શક્તિ અને પ્રસંગ મળી રહે. તેમના અભિપ્રાય મુજબ તો આવી કોઈ તૈયારી હોય કે ન હોય પણ પ્રસંગ ઉત્પન્ન થાય તે વખતે જંગ માંડી શકાય અને જોઇતાં માણસો પણ આપોઆપ મળી રહે; જ્યારે ગમે તેટલી તૈયારી છતાં પણ ખરા પ્રસંગ વિના લડત ન જ ચલાવાય, અને તેનું ધારેલું પરિણામ પણ ન જ આવે.

## અવસરનો ઉપયોગ

સન ૧૯૨૧–૨૨ ના બનાવો દેશબંધુની દલીલને ટેકો આપતા દેખાય છે, પણ એકંદર તેને ખોટી પાડે છે. અલબત્ત, સન ૧૯૨૧ ના નવેમ્બરની આખરે સરકારે સ્વયંસેવકોની અને સભાઓની બંધીના હુકમો બહાર પાડ્યા તેથી જ પંજાબ, બંગાળ વગેરે અનેક પ્રાંતોમાં સવિનય ભંગની લડત ઓચિંતી ફાટી નીકળી, અને થોડા વારમાં હજારો નવયુવાનોનું સૈન્ય રચાને તેમની સાથે દેશબંધુ, લાલા લજપતરાય, પંડિત મોતીલાલજી વગેરે પ્રૌઢ નેતાઓ જેલમાં ગયા. નવેમ્બરની ૧૭ મી તારીખે મુંબઇમાં તોફાનો થયાં હતાં તેથી એકદમ લડત ચલાવવાની નહની, પણ સ્વયંસેવકોની તાલીમબદ્ધ ટુકડીઓ રચી સુલેહશાંતિ જાળવવાને વ્યવસ્થા કરવાની હતી. છતાં સરકારે ઓચિંતું ખોટું પગલું ભર્યું એટલે આપણને જોઇતું હતું તે મળી ગયું—દીવાસળી ચંપાઇ અને ચારે દિશામાં ભડકો થયો.

આ બનાવો અવસરની કિંમત સૂચવે છે. પણ આપણે વિસરવું ન જોઇએ કે ડર ન ભરવાનો અને

તેને અંગે સત્યાગ્રહ કરવાનો ક્રમ નાગપુરની મહાસભાના ઠરાવમાં નાંખ્યો હતો–તે અમુક કર કે કાયદો ખોટો હતો તે સારૂ નહિ પણ સ્વરાજ્યની લડતને અંગેજ સરકારનો કોઈ કાનૂન ઈરાદાપૂર્વક પસંદ કરીને તોડવાને માટેજ. વળી તેજ (નવેમ્બર ૧૯૨૧) માસની શરૂઆતમાં દિલ્હીમાં આખી સ્થિતિનું સરવૈયું કાઢીને અસહકારની લડતના છેલ્લા પાસા તરીકે સવિનય ભંગની લડત ખેલવાનું મહાસભાએ ઠરાવ્યું ત્યારે કે તે પહેલાં તુરત જ સરકારે કોઇ ખરાબ હુકમ કે કાયદો ઘડયો નહોતો પણ જે કંઇ મોજૂદ હોય તે પસંદ કરી લેવાનો જ હતો. ઉપરાંત ગાંધીજીએ અમદાવાદની મહાસભામાં અસહકાર–સત્યાગ્રહનો મશહૂર ઠરાવ ઘડયો અને પછી બારડોલીમાં સામુદાયિક સવિનય ભંગ માટે મોટી તૈયારીઓ કરવા માંડી ત્યારે દેશના કે બારડોલીના ખાસ કોઇ હુકમ કે નિયમ તેમના ધ્યાનમાં નહોતા–બારડોલીમાં જો કે સરસ પાકયું હતું છતાં ત્યાં કર ન ભરવાનું ફરમાવવામાં આવ્યું હતું.

આના બે અર્થ સમજાય છે. પંજાબ–ખિલાફત–સ્વરાજ્યની લડત ચાલુ છે, હજારો દેશી ભાઇઓ અને હવે તો ખુદ મહાત્માજી તેમજ અલીબિરાદરો જેલમાં છે–તે પ્રસંગમાંથી જ પૂરી પ્રેરણા મેળવીને ખરેખરા મરણીઆ સરદારો અને સિપાઇઓ, સરકાર કોઇ નવી તક આપે તેની વાટ ન જુએ પણ જોઇતી તક પોતે જ ઉપજાવી લે. બીજું, એવા આગેવાનો ન હોય અને દેશનું એવું વાતાવરણ ન હોય તે વખતે તો સરકારે આપેલા જૂના અવસર ઉપરાંત તેના કોઇ નવા પરાક્રમની વાટ જોવી પડે.

ગયાજીમાં આપણે પ્રસંગની વાટ જોવાને બદલે યોગ્ય તૈયારી થયે પ્રસંગ ઉત્પન્ન કરવાનું બીડું ઝડપ્યું.

પણ ગયાજીની અને ૧૯૨૧ ની સ્થિતિમાં એક ફેર હતો. મહાત્માજીએ આખા વરસમાં એક પછી એક વિજય મેળવીને આખા દેશમાં શક્તિ અને ઉત્સાહના ઓઘ ઉત્પન્ન કર્યા હતા, ચોપાસ વાતાવરણમાં વિજળી પ્રકટાવી હતી. તે સ્થિતિમાં તો યોગ્ય પ્રસંગ શોધવાની આંખ અને વાપરવાની કળા જ જોઇએ. તે બન્ને મહાત્માજીને સિદ્ધ હતાં. તેથી એમનું કામ શોભ્યું.

ત્યારે બારડોલીના ઠરાવ પછી અને મહાત્માજીના કારાવાસ પછી તો પાણી પાછાં વળ્યાં હતાં, ઉત્સાહ ઓસર્યો હતો અને વિજળી ઉડી ગઇ હતી. આથી જ દેશબંધુએ પણ પ્રસંગની રાહ જોવાની ઠંડી સલાહ આપી. તે ન સ્વીકારીને સ્વયંભૂ શક્તિથી જંગ જમાવવાનું અને તે માટે યોગ્ય તૈયારી કરવાને અડગ ડગલે કૂચ કરવાનું આપણે ઠરાવ્યું. આમાં આપણે બે તત્ત્વો ઉપર શ્રદ્ધા રાખીઃ (૧) આગેવાનોની લડાયક મરણીઆ વૃત્તિ, અને (૨) ચાર માસમાં જોઇતી તૈયારી કરવાની પ્રજાની તાકાત.

## લડાયક વૃત્તિ

આમાં પણ બીજા કરતાં પહેલું તત્ત્વજ વધારે મહત્ત્વનું અને આવશ્યક છે. છેવટે તો તૈયારીમાંથી નહિ પણ લડાયક વૃત્તિમાંથી જ લડત નીપજી શકે. વળી પ્રજા તો દેખીતી રીતે નરમ હતી જ. એમ માનો કે ખૂબ ચળવળ કરવાથી આખા દેશમાં ગામગામડેથી છૂટક છૂટક સૈનિકો મળતાં પૂરી ૫૦,૦૦૦ ની સંખ્યા થઇ, અને ખેડૂતોએ અને શાહુકારોએ છૂટક છૂટક ભરીને ૨૫ લાખ પૂરા કર્યા. તેથી પણ ૧૯૨૧ ના જેવી વિજળી ચાર માસની ટૂંકી મુદતમાં દેશમાં પ્રકટે એવી આશા તો રાખી શકાય એમ હતું જ નહિ. વળી પક્ષભેદ સૌની નજર આગળ હતો જ. એટલે અમુક સંખ્યાબળ જરૂરી સમજી ભલે તે મેળવવાને આપણે તૈયારી કરીએ પણ ખરેખરો આધાર તો–સમગ્ર પ્રજાની નહિ પણ–સવિનય ભંગના ઠરાવને આગ્રહપૂર્વક પસાર કરનાર આગેવાનોની લડાયક વૃત્તિ પર જ હતો અને છે.

આ વૃત્તિનો અર્થ બરાબર સમજવાને આપણે ગાંધીજીની જીવનકથાનાં કેટલાંક પાનાં ઉથલાવવાં જોઇએ. આપણે જાણીએ છીએ કે દક્ષિણ આફ્રિકાની છેક છેલ્લી લડતની શરૂઆતમાં તેમનો સાથ કરવાને મૂઠીભર માણસોજ તૈયાર હતા, છતાં તેમણે તો તેમના વિના પણ ચલાવી લેવાનો ઘોર નિશ્ચય કર્યો હતો. અને ગણત્રીની દૃષ્ટિએ નમાલી લાગે એવી તૈયારીથી પણ તેમણે તો રણક્ષેત્રમાં ઝંપલાવ્યું–દલીલો કરીને નહિ પણ કર્મબળથી જ હજારો હિન્દીવાનોને જગાડ્યા અને છેવટે વિજયી થયા.

સન ૧૯૧૭ ની શરૂઆતમાં ગાંધીજીએ ( તેજ સાલની ) મેની ૩૧ મી તારીખ સુધીમા (ફીજીની) ગીરમીટની દુષ્ટ પ્રથા બંધ કરવાનું સરકારને કહેણ મોકલ્યું ત્યારે તેમણે ભાગ્યે જ એક પણ સ્વયંસેવક નોંધ્યો હતો. અને છતાં એક ગામે ભાષણ કરતાં તેમણે સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે જો ૩૧ મી સુધીમાં આ બધી નહિ થાય તો આ ગામની પ્રજાને અપવાસ કરવા પડશે અને મરવાને પણ તૈયાર થવું પડશે. તેનો ચોકખો અર્થ એ હતો કે ગાંધીજીએ તો–તેમની સાથે કોઇ આવે કે ન આવે તેની પરવા કર્યા વિના–જરૂર પડે ઝંપલાવવાનું જ નક્કી કર્યું હતું.

ખેડા અને ચંપારણ્યમાં પણ ગાંધીજીએ પહેલેથી અમુક માણસોની ગણત્રી કરી ન હતી. કામ કરતે કરતે તેના પ્રતાપથી જ જોઇતાં માણસો મળી આવ્યાં.

પણ ગાંધીજીની લડાયક વૃત્તિનો સૌથી ઝગઝગતો દાખલો તો તેમણે ૧૯૧૯ ના ફેબ્રુઆરી માસની ૨૩ મી તારીખે આપ્યો. કાળા કાયદાની સામે રાષ્ટ્રીય સત્યાગ્રહ કરવાનો સવાલ તેમની આગળ ખડો હતો. ત્યારે મુંબઇ–અમદાવાદના જ ૨૬–૨૫ ગુનેગાર કામ કરનારાઓ તેમને મળવા આવ્યા હતા. ભાગ્યે જ બીજા આગેવાનોને અથવા કાર્યકર્તાઓને તેમણે આ વિષે પૂછ્યું હતું. આખા દેશમાંથી કે ગુજરાતમાંથી લડતમાં કેટલા જોડાશે તેની તેમણે ગણત્રી કરી ન હતી. મહાસભાની વલણની પણ તેમને ખાત્રી ન હતી. છતાં ઇશ્વરનું નામ લઇને, અને પ્રજાપર શ્રદ્ધા રાખીને તેમણે તે જ દિવસે વાઇસરોયને લડતનું કહેણ મોકલ્યું અને તે થોડા જ દિવસમાં ખરૂં કર્યું.

છેવટે તેમણે બારડોલીની લડત માટે તૈયારી કરવા માંડી ત્યારે તેઓ ખાદી અને અંત્યજના કામની સિદ્ધિ વિષે જ ચિંતા રાખતા હતા.* સ્વયંસેવકોની અમુક સંખ્યાથી જ લડત શરૂ કરવાનો કંઇ વિચાર જણાયો નથી.

પણ ગાંધીજીની આ વૃત્તિ માટે તેમનાં અમુક કૃત્યો જ નીરખવાની ક્યાં જરૂર છે ? સ્વદેશીના કામની મુદ્દત પૂરી થવા આવી અને તેવામાં જ અલીભાઇઓ પકડાયા એટલે તેમણે લડતનો છેલ્લો પાસો નાંખવાનો નિશ્ચય કર્યો. ત્યારથી તેમની મુખમુદ્રા વધારે ગંભીર થતી ગઇ અને તેમણે વેગ પણ બદલ્યો; તેમની જબાનમાં આગ્રહ વધતો ગયો અને તેમની કલમ વધારે તેજ થતી ગઇ. અમદાવાદની મહાસભાને પ્રસંગે અને પછીથી પંડિત માલવિયજીની સમાધાન પરિષદમાં તેમણે અતિશય કડક વલણ ધારણ કર્યું. તેઓ સરકારનાં વચનની સામે આખાદ વચનના ઘા કરતા તેમ જ તેનાં પગલાંની સામે તરત સામાં પગલાં ભરતા. સરકારની પોલિસ અને લશ્કરની નોકરી છોડી દેવા વિષે જે મુદ્દાનો ઠરાવ પસાર કરવા માટે સરકારે અલીભાઇઓને પકડ્યા તે જ મુદ્દાનું એક જાહેરનામું તેમણે તરતજ બહાર પાડ્યું અને તે સવિનય ભંગના એક પગલા તરીકે નહિ, પણ ખરા લડવૈયાના સામા જવાબ તરીકે જ.

* ત્યાં સામુદાયિક બંધ કરવાનો હતો છતાં વ્યવસ્થા રાખવાને અને જરૂર પડે ત્યાં મોખરે જવાને સ્વયંસેવકોની ભરતી તો ચાલુ જ હતી.

+ અલીભાઇઓને પકડતી વખતે મુંબાઇની સરકારે જે નોંધ બહાર પાડી હતી તેની તેમ જ હિન્દી વજીરે આમની સભામાં કરેલા ભાષણની સામે જે લેખ લખ્યા હતા તે જ તેમને શિક્ષા કરતી વખતે રજુ કરવામાં આવ્યા હતા.

વાંદનો વહીવટ ત્યાંની મ્યુનિસિપાલિટીઓ પાસેથી અયોગ્ય રીતે ખુંચવી લઇને સરકાર તે આજે મોજથી ચલાવે છે. આપણે તો માત્ર નડિયાદ અને સુરતમાં મ્યુનિસિપાલિટીના કર ન આપવાની ચળવળ ચરકરી. છતાં તેના ઉપર પણ કાર્યકર્તાઓનું લક્ષ એકાગ્ર ન રહેવાથી તેઓ પાછા પડતા જણાય છે. આવી નાની લડતોમાંથી જેલના માર્ગ સહેજે મેળવી શકાય અને પ્રજાનું શરાતન કેળવી શકાય. પણ તે બધાએ પ્રસંગોને જતા કરવામાં આપણે ગોટામાં મોટી ભૂલ કરી છે અને લડતની તૈયારી ઉપર વિપરીત અસર પહોંચાડી છે.

આવી લડતનો એક સરસમાં સરસ દાખલો હમણાં જ જબલપુરના કાર્યકર્તાઓએ આપ્યો છે. પંડિત સુંદરલાલજી જેવા ગાંધીજીના અને તેમના સિદ્ધાંતના ચુસ્ત અનુયાયી થોડા જ હશે. સરકારની સાથે નાની કે મોટી કંઇ લડતમાં ઉતરવાને તેઓ તલસી જ રહ્યા હતા. ૧૮ મી માર્ચની પુણ્યતિથિને દિવસે તેમને ભાવતો અવસર મળ્યો. રાષ્ટ્રીય વાવટો લઇને સરઘસ ફેરવવાની તેમને સરકાર તરફથી મના કરવામાં આવી આ હુકમનો ભંગ કરવાને માટે તેઓ ૩૦ મી એપ્રિલની વાટ જોઇ શકત. પણ તેમ નહિ કરતાં તેમણે તો પૂરા શાન્તિપણાથી એકદમ ઝંપલાવવાનો જ નિશ્ચય કર્યો. અને નવ ભાઇઓ અને એક બ્હેનને પસંદ કરીને તેમની સાથે તેઓ જેલમાં સીધાવ્યા. આથી પ્રજામાં ખૂબ જાગૃતિ આવી. અને વળી થોડા જ વખતમાં તેમને સાને છોડવામાં આવ્યા અને તેથી ને જાગૃતિ ઓર વધી અને સરકારની પ્રતિષ્ઠા ધૂળમાં રોળાઇ.

જો આપણે ગુજરાતમાં શ્રીયુત કાલેલકરના રોષિત ઠરાવેલા લેખો મોટી સભાઓ મેળવીને વાંચવા માંડીએ અને નડિયાદ સુરતમાં મ્યુનિસિપાલિટીના કર ન આપવાની અને રાષ્ટ્રીય મ્યુનિસિપાલિટી ચલાવવાની મોટી ઝુંબેશ ચલાવીએ, પંજાબમાં લોરેન્સ સાહેબના બાવલા આગળ હિંદુ અને મુસલમાન બિરાદરો તરત જ પોતાનાં લોહી સાથે રેડીને ફરીથી પોતાની એકતા મજબૂત કરે, જબલપુરમાં રાષ્ટ્રીય ધ્વજની લડત જોસભેર કાયમ રહે, મહારાષ્ટ્રમાં મુલશીપેટાની સત્યાગ્રહની લડત વધારે સચેતન બને—એમ દેશના ચારે ખુણામાં થોડા થોડા અંગારા પ્રગટાવીને તેમાં થોડી થોડી આહૂતિ આપવા માંડીએ—તોજ બે માસમાં ભારે યત્ન કરીને બત્રીસલક્ષણાઓનાં ભરપૂર બલિદાન આપી શકીએ.

### નવું સમાધાન

મૌલાના અબુલ કલામ આઝાદે મૂળ સૂચવેલું જે સમાધાન કાર્યવાહક સમિતિએ મુંબઇમાં કબૂલ કર્યું હતું તે આપણે ગયા અંકમાં જોઇ ગયા છીએ. પણ અલ્હાબાદની સભામાં તો તે સમિતિએ જ સૂચવેલું બીજું સમાધાન દેશબંધુ દાસના પક્ષે કબૂલ કર્યું એટલે તેજ મહાસમિતિએ પણ મંજુર કર્યું. તેની શરતો નીચે મુજબ છેઃ—

૧ ત્રીસમી એપ્રિલ સુધી ધારાસભા વિષે ચળવળ બન્ને પક્ષે બંધ રાખવી.

૨ દરમિયાન પોતપોતાના ક્રમનાં બાકીનાં કામ એક બીજાને અંતરાયરૂપ થયા સિવાય કરવાની બન્ને પક્ષને છુટ રહેશે.

૩ ગયાજીના ઠરાવ મુજબ નાણાં અને સ્વયંસેવકો સંબંધી ચળવળ કરવાની છુટ મહાસભાના પક્ષને રહેશે.

૪ રચનાત્મક કાર્યક્રમને માટે જરૂરી નાણાં ભેગાં કરવામાં અને સ્વયંસેવકોની ભરતી કરવામાં તેમજ તે કાર્યક્રમ પાર પાડવામાં અને બીજી સર્વ સામાન્ય બાબતોમાં ધારાસભાનો પક્ષ મદદ કરશે.

૫ ૩૦ મી એપ્રિલ પછી બન્ને પક્ષ પોતાને યોગ્ય લાગશે તેમ વર્તશે.

ધારાસભાની ખાસ બેઠક ભરવાની તેમજ તે બેઠક કંઇ પણ કરે તેનો મૂંગે મોઢે અમલ કરવાની વાત આ સમાધાનમાંથી નીકળી ગઇ છે એ જોઇને સૌને સંતોષ થયો હશે. છતાં આ સમાધાનથી એ કાર્યવાહક સમિતિએ પોતાની હાર જ કબૂલ કરી છે અને દેશની પ્રગતિને હાનિ પહોંચાડી છે.

ગયાજીની મહાસભાને સમાધાન વખતે બે માસ થઇ ગયા હતા. છતાં તે પછીએ તે સભાના દેશ-નેતાઓમાં રહેલી વિચારસરણી અને જાણતા માગેલ ધારાસભાનું જે ભૂત ત્યાં ઉભું કરવામાં આવ્યું હતું તેને શા માટે શમાવી દેવું પડયું તે સૌને બરાબર ન સમજાવાય ત્યાં સુધી સવિનય ભંગ જેવી આકરી લડત તેમને ગળે ન જ ઉતરે.

આવતા બે મહિના સુધીમાં ધારાસભાની ચર્ચા આવશ્યક ન હતી તો તે વિષે સામા પક્ષના ઠરાવનો નકાર કરીનેજ સંતોષ માનવો હતો અને સવિનય ભંગની લડતમાં તેની બનતી મદદ લેવી જોઇતી હતી. જુન પછી મહાસમિતિજ અસહકારના સિદ્ધાંતની તેમજ પોતાના અધિકારની રૂએ ધારાસભા વિષે ઠરાવ કરીને તરત જ યોગ્ય ચળવળ શરૂ કરી શકત. પણ આપણે કલકત્તાની મહાસભાના જેવો જ ધારાસભાના બહિષ્કારનો ઠરાવ ચુંટણીના ૧૧ મહિના અગાઉ કર્યો. અને પછી બે જ મહિનામાં ધારાસભાની ચર્ચાને નિરર્થક અને કંઇક હાનિકારક ગણીને બે માસને સારૂ તેને બાજુએ મુકવામાં મહાસમિતિએ ચોખ્ખી રીતે પાછું જ પગલું ભર્યું છે. તે જ રીતે ધારાસભાના પક્ષે ગયાજીમાં હાર ખાધા પછી સત્યાગ્રહી પક્ષની જબાન ધારાસભા વિષે બંધ કરી ચોખ્ખો વિજય મેળવ્યો છે.

પોતપોતાના કાર્યક્રમનાં બાકીનાં કામ કરવાની બંન્ને પક્ષને છુટ મળી છે. આથી આપણે સત્યાગ્રહને માટે નાણાં અને સ્વયંસેવકો ભેગાં કરીએ છીએ. પણ આપણે એ ભૂલી જવું ન જોઇએ કે ધારાસભાનો પક્ષ પણ જાહેરમાં કંઇ ચળવળ કર્યા સિવાય પોતાના નિભાવને માટે જરૂરી નાણાં હાલ સ્થળે સ્થળે ભેગાં કર્યે જ જાય છે, અને તેથી આડકતરી રીતે પોતાની ચળવળ પણ શાંતિથી ચલાવ્યેજ જાય છે. આમ તે તો પોતાનું બળ વધાર્યે જ જાય છે, ત્યારે આપણા પક્ષને નુકશાનજ થાય છે.

માત્ર રચનાત્મક કાર્યક્રમને માટે જ નાણાં તેમજ સેવકો મેળવવાને ધારાસભાનો પક્ષ આપણને મદદ કરે એનો પણ અર્થ સમજી લેવો જોઇએ. કોઇ સભામાં કે ગામમાં હાલ બંન્ને પક્ષના માણસો સાથે જાય ત્યાં સત્યાગ્રહી પક્ષ લડતનું બ્યુગલ વગાડીને સૈનિકોની અને સેવકોની માગણી કરે અને તે પછી ધારાસભાના હીમાયતી માત્ર મહિના એક સુધી સભાસદો, ખાદી વગેરેનું કામ કરવા માટે કાર્યકર્તાઓને આમંત્રણ કરે તો સ્વાભાવિક રીતે તે ભાઇની સહેલી વાત વધારે ભાઇઓને રૂચે અને સત્યાગ્રહની કડક વાત જરા વિસારે પડે. આવા સહકારથી પણ આપણી લડતને હાનિજ પહોંચે.

મહાસભાના પક્ષે ઉચે ઉડવાની અણીની ઘડીએ પોતાની પાંખ કાપી આપી છે. અને ધારાસભાનો પક્ષ પોતાના કાર્યને શાંતિથી આગળ વધારી પોતાના બલુનમાં વધારે પવન ભરતો જાય છે. વળી એ પક્ષે ઘડીકભર પાણીમાં ડુબકી મારી છે તે વધારે જોરથી બે માસ પછી બહાર નીકળી આવવા માટે જ, એ પણ નિશ્ચય સમજવું. તેથી આ સમાધાનના વધારેમાં વધારે ગંભીર દોષ તો બે માસમાં જ માલુમ પડશે. જો ૩૦ મી એપ્રિલ સુધીમાં લડત માટે માગેલા ૫૦,૦૦૦ સ્વયંસેવકો નહિ મળે તો તેઓ પોતાની દીર્ઘદ્રષ્ટિ માટે મગરૂરી માનશે એટલું જ નહિ, પણ આપણને સખ્ત ટાણો મારીને કહી શકશે કે: "અમે બે માસ સુધી પૂરી ખામોશ રાખીને તમને સંપૂર્ણ અનુકૂળતા આપી અને છતાંયે તમે જોઇતા સિપાઇઓ ન મેળવી શકયા એ તો તમારી બેવડી હાર!" આવી સ્થિતિ થાય તો આપણને પણ એ ટાણાં ગળી જવાં પડશે અને તેનું સત્ય પણ કબુલ કરવું પડશે. સામાની જેટલી મહેરબાની નિખાલસ દિલથી નહિ પણ સાટા તરીકે આપણે મેળવીએ છીએ તેને માટે છેવટે પૂરૂ ભોગવવું જ પડે છે. આ સમાધાન કરવામાં જે ગંભીર ભૂલ થઇ છે તેને માટે કદાચ આપણને ભવિષ્યમાં ભારે પ્રાયશ્ચિત્ત કરવું પડશે.

## હિંદુ મુસલમાનની એકતા

ઉતરતા થોડા અઠવાડીઆંથી શ્રીમતી સરોજની નાયડુ સૌને કહ્યા જ કરે છે કે આજે ધારાસભાઓ કે સવિનય ભંગના કરતાં પણ વધારે ગંભીર સવાલ હિંદુ મુસલમાનની એકતાનો છે. સન ૧૯૧૯

નંદજીની શુદ્ધિની ચળવળ ઉપરથી દેશમાં જે હાહાકાર થયો છે તે ઉપરથી કંઇક નવો વિચાર કરવાની પણ જરૂર રહે છે. મુસલમાનોને હિંદુ બનાવવાની સ્વામીજીની ચળવળથી રખેને હિંદુમુસલમાનની એકતાને વધારે ધોકો પહોંચે એવી બ્હીક ચારે તરફ જોવામાં આવે છે. આમાં બે સવાલો રહેલા છે. પહેલું તો એ જોવું જોઇએ કે આ કામ વ્યાજબી છે કે નહિં, અને બીજો એ કે વ્યાજબી હોય તો પણ મુસલમાનોને રીઝવવાની ખાતર તે છોડી દેવું જોઇએ કે નહિં. આપણે બીજો સવાલ પહેલો લઇશું. ગાંધીજીએ જેમ ઇસ્લામને માટે કુરબાની કરવાનો પાઠ ભણાવ્યો છે તેમ તેમણે ઇસ્લામીઓથી તેમજ હિંદુઓથી, સરકારથી તેમજ પ્રજાવર્ગથી નિર્ભય થવાની પણ ખાસ તાલીમ આપી છે. અમને બરાબર યાદ છે કે જ્યારે મુસલમાનોએ કેટલીક બાબતોમાં ગાંધીજી ઉપર અણુઘટતો આગ્રહ કરીને અસહકારની ચળવળને છોડી દેવાની ધમકી આપી હતી તેથી ગાંધીજી જરાપણ ડગ્યા ન હતા અને તેમને રોકડા જવાબ હિંમતભેર આપી દીધા હતા. તેથી શુદ્ધિ કરવાનું કામ ધાર્મિક અને નૈતિક દૃષ્ટિથી અયોગ્ય ન હોય તો તે વિષે મુસલમાનોની ખોટી તકરારથી જરાપણ ડર્યા સિવાય સ્વામીજીને અને તેમના જેવા બીજા ભાઈઓને પોતાના માર્ગે જવા દેવા જોઇએ.

હવે વિચારવાનું એ રહ્યું કે શુદ્ધિની ચળવળ અયોગ્ય છે કે નહિં. એ તો જાણીતુંજ છે કે ઇસ્લામીઓ તો ઠેઠ સારી દુનીઆમાં પોતાના ધર્મનો પ્રચાર કરવાનો દાવો કરે છે. આ દેશના મોટા ભાગના મુસલમાનો હિંદુઓમાંથીજ થયા છે. એ પણ જાણીતુંજ છે કે હાલ પણ આખા દેશમાં બની શકે ત્યાં મુસલમાનો હિંદુઓમાં પોતાના ધર્મનો પ્રચાર કરવાનો પ્રયાસ કરે છે. આજે ગુજરાતમાં આપણી આંખ આગળ આણંદ ગોધરા અને બીજે અનેક સ્થળે આગાખાનીઓ અને મુસલમાનો અંત્યજોમાં ભારે પ્રવૃત્તિ કરી રહ્યા છે. બીજી કેટલીક કોમના પણ ઘણા માણસો કંઇક કંઇક મુસલમાન ઉપદેશકોના પ્રયાસથી ખોજા થતાં આપણે જોઇએ છીએ. ખ્રિસ્તી પાદરીઓ પણ હિંદુ કોમમાં પગપેસારો કરતાંજ જાય છે.

સાધારણ રીતે હિંદુઓ બીજી કોમોમાં પોતાના ધર્મનો પ્રચાર કરતા નથી. છતાં તેમનામાં આર્યસમાજ જેવા એક મંડળના શિરોમણિ રૂપ સ્વામી શ્રદ્ધાનંદજી ગમે તેટલા મલકાના રજપૂતોની શુદ્ધિ કરે તેની સામે મુસલમાનોથી એક અક્ષર પણ કેમજ બોલી શકાય? વળી મલકાના રજપૂતો તો માથા પરની શિખા જેવાં હિંદુધર્મનાં કેટલાંક ચિન્હો પણ ધારણ કરે છે અને કેટલાક હિંદુ રીતરિવાજ પણ પાળે છે. પણ તેઓ ગમે ત્યારે મુસલમાન થયા હોય અને આજે તેમની ગમે તે મનોવૃત્તિ હોય છતાં તેમને હિંદુધર્મનો બોધ આપતાં સ્વામીજીને કેમજ રોકી શકાય? જે ધર્મના માણસોએ હિંદુસ્તાનમાંથી કરોડો હિંદુઓને પોતાના કર્યા છે અને જેઓ આજે પણ હજારો હિંદુઓને પોતાના કરતાજ જાય છે તેમને સ્વામી શ્રદ્ધાનંદજીના પ્રમાણમાં જૂજ જેવા શુદ્ધિના કાર્યની સામે એક અક્ષર પણ બોલવો છાજતો નથી.

આમ છતાંએ આજની સ્થિતિમાં આવાં કંઇ કાર્યો અનિષ્ટ લાગે તો તે બને. પક્ષે બંધ કરવાં જોઈએ. મહાસભાને જો આ વિષય ખાસ મહત્વનો લાગે તો તે એક સંધિ રૂપે સ્વામી શ્રદ્ધાનંદજીને તેમજ મુસલમાનોને પોતાનાં કાર્ય રોકવાની સૂચના કરી શકે અને તે પછી મહાસભાની અને ખિલાફત કમિટીની સંયુક્ત સભા મળીને એવો નિર્ણય કરી શકે કે હિંદુઓએ તેમજ મુસલમાનોએ આખા દેશભરમાં પોતાના ધર્મના પ્રચારનું તમામ કાર્ય હાલને માટે રોકવું. પણ આવો કંઇ ઇરાદો રાખ્યા સિવાય હજારો હિંદુઓ મુસલમાન થતા જ જાય છે તે વખતે માત્ર સ્વામીજીને જ પોતાનું કાર્ય રોકવાનું કહેવું એ તેમને અન્યાયરૂપ છે અને આર્યધર્મને અપમાનરૂપ છે. અને જો આવી વૃત્તિ ભવિષ્યમાં ધારણ કરીશું તો આપણે મુસલમાનોના સગોવડીઆ નાતે પણ ગુલામ થતા જઈશું.

## તુર્કી સાથે સંધિ

લૉઝનમાં આઠ અઠવાડીઆં સુધી ખૂબ મસલત કર્યા પછી છેવટે સંધિની શરતો વિષે મિત્રરાજ્યો અને તુર્કીના પ્રતિનિધિઓ એકમત ન થઈ શક્યા, તેથી સંધિ પણ ન થઇ અને લડાઇ પણ ન જાગી. અંગોરાની ધારાસભાએ અંગ્રેજોનો આખો ખરડો નામંજુર કરીને તે વિષે સુધારાવધારાની અનેક દરખાસ્તો પાછી મોકલી છે. તે પણ આજે લૉર્ડ કર્ઝનના પ્રમુખપણા નીચે મળીને અનેક રાજ્યોના પ્રતિનિધિઓ ધીરજથી તપાસે છે, અને લૉઝન જેવી બીજી સુલેહ પરિષદ્ થોડા વખતમાં મળે એવો સંભવ લાગે છે.

લૉર્ડ કર્ઝને રજુ કરેલા ખરડાની જુદી જુદી કલમોમાં આપણે ઉતરવાની જરૂર નથી. આપણે તો એ જ દૃષ્ટિથી આ શરતો વિષે વિચાર કરવો ઘટે છેઃ (૧) તુર્કીની બીજા રાજ્યોના જેવી જ સંપૂર્ણ સ્વતંત્રતા અને (૨) યુરોપ અને એશિયાની શાન્તિ. આ બન્ને દૃષ્ટિએ લૉર્ડ કર્ઝનની શરતો નિરાશાજનક છે, અને તેનો હિંમતભેર નકાર કરવામાં તુર્કોએ ઘણી જ બહાદુરી અને બાહોશી દાખવી છે.

પ્રથમ તો તુર્કીની સંપૂર્ણ સ્વતંત્રતાની દૃષ્ટિથી આ ખરડો તપાસીશું તો સામુદ્રધુની વિષે આગલા અંકમાં તપાસેલી શરતો ઉપર જુદોજ પ્રકાશ પડશે. દેખીતી રીતે તો એ શરતોથી તુર્કીને કંઇ ગેરલાભ ન થાય અને સૌ રાજ્યોને સરખો લાભ મળતો હોય એવું દેખાય છે. પણ કોઇ એમ માને જ નહિ કે લૉર્ડ કર્ઝન જેવો પાકો મુત્સદ્દી ઇંગ્લંડનો સ્વાર્થ જરાએ જતો કરે. ફૉર્ટનાઇટલી રીવ્યુના માર્ચ માસના અંકમાં મિ. ચાર્લ્સ વુડ લખે છે કે—

સામુદ્રધુની વિષે કરવામાં આવેલી વ્યવસ્થા બ્રિટિશ પ્રજાના દૃષ્ટિબિંદુથી લગભગ પૂરેપૂરી સંતોષકારક છે. આપણે માટે ખરેખરો સવાલ તુર્કીનો નહિ પણ રશિયાનો છે.......અને મનવારોની આવજા વિષે કરેલી શરતો ઉપરથી પુરવાર થાય છે કે જે ત્રણ સંયોગો જ ઉત્પન્ન થઇ શકે એમ છે તે દરેકમાં આપણને વિશેષ લાભ છે. જો આપણે રશિયા સાથે લડતા હોઈએ અને તુર્કી મધ્યસ્થ હોય તો આખું બ્રિટિશ નૌકાસૈન્ય કાળા સમુદ્રની અંદર જઈ શકે અને ત્યાંથી બહાર પણ આવી શકે. બીજું, જો તુર્કી આપણી સાથે લડવામાં સામેલ હોય તો બ્રિટિશ લશ્કરને એથીયે વધારે લાભ હોય. અને ત્રીજું, જો તુર્કી આપણી સામે લડતું હોય તો તુર્કી આપણા મનવારોને રોકવાનો પ્રયત્ન કરે પણ તેને જબરાઈથી હઠાવતાં આપણને કંઇજ અટકાવી શકે નહિ.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે કોઈ પણ જાતના મનવારોને કોઈ પણ વખતે સામુદ્રધુનીમાં દાખલ ન કરવાની રશિયાની સૂચના જ સારી હતી. તે ન સ્વીકારીને સૌએ લડાઈનું મૂળ કાયમ રાખ્યું છે.

પણ તુર્કીની સ્વતંત્રતાની દૃષ્ટિથી કદાચ આથીયે વધારે ગંભીર સવાલ પરદેશીઓના હકોનો છે. આ સુલેહની શરતોથી તુર્કીની પહેલાંની સ્થિતિ કંઇક સુધરે એ તો દેખીતું છે. દાખલા તરીકે, આ સુલેહ મુજબ પણ દેશીઓની માફક જ પરદેશીઓ ઉપર પણ કર નાખી શકાશે. વળી પરદેશથી આવતા માલ ઉપર જકાતના દરની જે બંધી હતી તે પણ હવે પૂરેપૂરી રદ થશે, અને તેથી હવે જકાતના દર જોઇએ તેટલા વધારી શકાશે.

છતાં પરદેશીઓને વિષે જૂની સંધિ કાઢી નાખીને તેને બદલે નવો ખરડો ઘડવામાં આવ્યો છે. તેમાં હજી પણ વસવાટના અને બીજા કેટલાક હક પરદેશીઓને આપ્યા છે અને ખાસ કરીને કાયદા અને કોરટની બાબતમાં તેમને મનગમતી

ખાસ વ્યવસ્થા કરી છે. તુર્કો તો હવે પહેલાંની ગુલામીનાં બંધનો પૂરેપૂરાં તોડી નાંખીને નવી જ તવારીખ શરૂ કરવા માગે છે. તેથી તેઓ તો તેમના દેશને અણસુધરેલો ગણીને અને તેમની રાજવ્યવસ્થાને પછાત ગણીને તેમને સતાવી શકે એવી કંઇ પણ ખાસ પદવી પરદેશીઓને આપવા માગતા નથી. આ ખરડા વિષે તુર્કોએ જે નવી દરખાસ્ત ઘડીને મોકલી છે તેમાં પણ એ જ સૂચવ્યું છે કે ઇંગ્લંડ વગેરે દેશમાં તુર્કોને જે હક હોય છે તેથી કંઇ પણ વધારે હક પરદેશીઓને તુર્કીમાં મળી શકશે નહિ. તુર્કીની સ્વતંત્રતાને માટે આ જ માગણી આવશ્યક છે, એથી કંઇ પણ ઓછું કબૂલ કરનાર અધિકારી દેશદ્રોહ જ કરે. તેથી આ વિષે નવી સુલેહ પરિષદમાં પણ ખૂબ તકરાર થવાનો સંભવ છે.

દુનીઆની સુલેહશાંતિની દૃષ્ટિએ પણ અંગ્રેજોનો ખરડો આથીયે વધારે અસંતોષકારક છે.

પશ્ચિમગ્રેસનો મૂલક ગ્રીસને સોંપાશે તો તે પ્રસંગ આવ્યે હાથ કરવાની દાનત તુર્કીની રહેશે જ. મેરીઝા નદી આગળ બલ્ગેરીઆને એજીઅન સમુદ્રનું જે બારૂં આપ્યું છે તે વિષે તેના વડા પ્રધાને ચોખ્ખી રીતે અસંતોષ જાહેર કર્યો છે. વળી એ જ નદીની બન્ને બાજુએ થોડા થોડા માઇલ સુધીમાં તુર્કી તેમ જ ગ્રીસને લશ્કર રાખવાની સત્તા નથી આપી તેથી ફરીથી ત્યાં લૂંટારાઓનાં અને લશ્કરોનાં સ્વતંત્ર ટોળાં તોફાન કરવા માંડે અને તેમાંથી ચારે બાજુએથી ધૂંધવાતા આખા બાલ્કન મુલકમાં યાદવાસ્થળી જામે એવો સંભવ છે. સામુદ્રધુનીની વ્યવસ્થાથી તેનાં પાણી કેટલાં ઠંડાં પડશે એ તો ઉપર સૂચવ્યું છે. ગેલીપોલીમાં દટાએલા અંગ્રેજોની અને ઓસ્ટ્રેલીઅનોની કબરો વિષે હજી છેવટનું સમાધાન થયું ન જ કહેવાય—જેઓ લડાઇ ખતમ કરવાને ચિરકાળ નિદ્રા લે છે તેમને જ નામે અશાંતિ થવાનો સંભવ નાબૂદ થયો નથી. જેમ યુરોપમાં તેમ એશિયામાં પણ ચારે બાજુએ સળગતુંજ રહ્યું છે. મેસોપોટેમીઆની હદ બગદાદ આગળ બાંધી તેની ઉત્તરનો મોઝલનો પ્રદેશ પાછો આપવાની તુર્કોની માગણી મંજુર થઈ નથી અને તે વિષે મહારાજ્યમંડળ ગમે તે ચુકાદો આપશે તે છતાં પણ તે સર કરવાની મુરાદ તુર્કો નહિ જ છોડે. ઉપરાંત પેલેસ્ટાઇન, સિરીઆ, અને અરબસ્તાન વિષે આજે તુર્કોએ મૌન ધારણ કર્યું છે. છતાં જેમ જેમ તુર્કી ગજબૂત થતું જશે, અને આરબોને અંગ્રેજોની દોસ્તીનો સાર સમજાતો જશે તેમ તેમ ત્યાં પણ મોટો જંગ મંડાશે એ નિઃશંક છે.

## મીઠાનો કર

જે સરકાર પ્રજાને જવાબદાર ન હોય અને જેને જાગ્રત થએલી પ્રજાને દબાવીને તથા રંજાડીને રાજ્ય ચલાવવાનું હોય તેની બુદ્ધિ વધારે અને વધારે ભ્રષ્ટ થતી જ જાય અને તે વધારે અને વધારે દેવાળાં પણ કાઢે. એક બાજુએ સરકારની દમનનીતિ ચાલુ જ છે ત્યારે બીજી બાજુએ તેનાં દેવાળાં પણ કાયમ છે. સરકારના ઉપર પ્રજાનો વિશ્વાસ નહિ તેથી તેને દબાવવાને માટે મોટાં લશ્કર રાખીને મોટો ખર્ચ કરવોજ પડે અને પ્રજાના ઉપર વધારે કર નાંખી શકાય એમ તો હોય નહિ તેથી દેવાળાંની રકમ વધતી જ જાય.

આ સાલના માર્ચ મહિનામાં પૂરા થતા વર્ષમાં હિંદી સરકારને ધાર્યા મુજબ નવ કરોડની નહિ પણ તેથી લગભગ બમણી રકમની—સાડાસત્તર કરોડની ખોટ આવશે. આમ છેલ્લાં પાંચ વર્ષમાં પડેલી ખોટનો સરવાળો સો કરોડનો થયો. ગઈ સાલમાં માત્ર લશ્કરનું જ ખર્ચ ૬૭ કરોડનું થયું અને તેમાંથી આશરે ચાર કરોડ રૂપીઆ કેવળ વઝીરિસ્તાનમાંજ ખરચાયા. આવતી સાલમાં ૧૯૮. ૫૨ કરોડની આવક અને ૨૦૪. ૩૭ કરોડનું ખર્ચ ગણ્યાં છે એટલે ૫.૮૫ કરોડની ખોટ રહે. અત્યાર સુધી તો આવી ખોટ ઢંકાતી નહોતી

પણ જો એમ ચાલ્યાં જ કરે તો થોડાજ વખતમાં હિંદી સરકારની સ્થિતિ ગંભીર થઇ પડે. તેથી આ વખતે સરકારે આ ખોટ ઢાંકી દેવાનો નિશ્ચય કર્યો છે અને તેને માટે બીજો કોઇ પણ યોગ્ય માર્ગ ન સૂઝવાથી મીઠા ઉપર દર મણે સવાને બદલે અઢી રૂપીઆનો કર નાંખી સાડાચાર કરોડ વસુલ કરવાનો હુકમ બહાર પાડયો છે.

મીઠાના કરનો ઇતિહાસ તો જગજાહેર છે. મર્હુમ દેશભક્ત ગોખલેએ વર્ષોસુધી ધારાસભામાં દલીલો કરીને મણે એક રૂપીઆનો કર રાખવાને સરકારને સમજાવ્યું હતું. વખત જતાં સરકારે એકનો સવા રૂપીઓ કર્યો. ગઇ સાલ નવ કરોડનો ખાડો પૂરવાને પણ મીઠાનો કર વધારવાની દરખાસ્ત સરકારે કરેલી. પણ ધારાસભાના વિરોધને લીધે સરકારે નમ્યું આપવાનું યોગ્ય ધાર્યું હતું. આ સાલ પણ સરકારે એની એ દરખાસ્ત કરી અને એ ધારાસભાએ રદ કરી તેથી તેની ઉપરવટ થઇને વાઇસરોય સાહેબે મૂળ દરખાસ્ત રાજસભામાં મોકલી. તેણે સરકારની દરખાસ્તને મંજુર કરી. તેથી પાછી ધારાસભામાં આવી ત્યાં ફરીથી ગરમાગરમ ચર્ચા થઇ પણ છેવટે પાછી તે ઉડી ગઇ, એટલે હવે ખાસ હુકમ બહાર પાડીને પોતાની જ દરખાસ્ત મંજુર કરવાનો અસાધારણ માર્ગ વાઇસરોય સાહેબે લીધો છે.

આ કરની અસર તો આપણે બરાબર સમજી જ લેવી જોઇએ. ગઇ સાલ આશરે ત્રણ કરોડ રૂપીઆ આ કરમાંથી ઉપજ્યા છે. કર બેવડો કરવામાં આવે છે છતાં નાણાંખાતાના મંત્રી તેમાંથી ૭ કરોડની નહિ પણ માત્ર સાડાચાર કરોડની જ ઉપજની આશા રાખે છે. આનો અર્થ દીવા જેવો ચોકખો છે. જો કર બેવડો થશે તો હિંદુસ્તાનની પ્રજા ગઇ સાલના પ્રમાણમાં પચીશ ટકા જેટલું મીઠું ઓછું વાપરશે. પણ ઉંચા અને મધ્યમ વર્ગના લોકો તો જોઇતું મીઠું વાપરશે જ. એટલે ગરીબ વર્ગનું તો પચીશ ટકા જેટલું અથવા એથી પણ વધારે મીઠું કપાશે એ દેખીતું છે. મીઠું પાચનક્રિયામાં ઘણું જ ઉપયોગી છે એ સૌ જાણે છે. આખી દુનીઆમાં માણસ દીઠ મીઠાની ખપત હિંદુસ્તાનમાં ઓછામાં ઓછી ગણાય છે. બેવડા કરથી તો તે વળી ઘણી જ ઘટી જશે. આમ સરકારે આ હુકમ કરવામાં જે પ્રજાવર્ગની દાઝ રાખવાનો તે ખોટો દાવો કરે છે તેના જ પેટ પર પાટુ માર્યું છે.

પણ આપણને આ બેવડા કરથી કે વાયસરોય સાહેબના સરટીફીકેટથી કંઈ પણ આશ્ચર્ય થતું નથી. જે ધોરણસર આપણા દેશમાં રાજ્ય ચાલતું આવ્યું છે તેને અનુરૂપ જ પગલું સરકારે લીધું છે. પણ સુધારાના કાયદાથી સરકારની રાજનીતિમાં પરિવર્તન થયુંછે, એમ માનનારાને સરકારના આ વર્તનથી ઉંડો આઘાત પહોંચ્યો છે. શ્રી૦ જમનાદાસ દ્વારકાદાસે ધારાસભામાં જણાવ્યું છે કે સરકારનો આ હુકમ રાજ્યપરિવર્તનના એક દૂત સમાન છે. તેમને યાદ હશે કે તેમણે અને બીજા કેટલાએ ભાઈઓએ કાળા કાયદા વિષે, પંજાબના અત્યાચારો વિષે, ખિલાફતના દગા વિષે અને સરકારના એવાં બીજાં પગલાં વિષે એવાજ ઉદ્ગારો કાઢયા હતા, છતાં રાજ પરિવર્તનની અસહકાર જેવી ચળવળની બ્હીક તેઓ સરકારને બતાવતા જ આવ્યા છે. તેમાં એ બ્હીક ખરી પાડવાને બીજા જ જોડાયા ત્યારે તેઓ તો ફરી ફરીને આવાં વાગ્બાણ જ વાપરવાને ધારાસભા શોભાવે છે.

છતાં મીઠાના કરનો ઘા ધારાસભાના સભાસદોને અને બીજા નરમ પક્ષના આગેવાનોને ઉંડો સાલે એ સ્વાભાવિક છે. જો તેમને પોતાની ધમકી પોતે જ ખરી પાડવી હોય અને આવા આપખુદી વર્તનથી સુધારા વિષે તેમનો મોહ ગળી ગયો હોય તો, મહાત્માજીએ સુચવેલો માર્ગ તેમને માટે પણ મોકળો જ છે.

દેશબંધુ દાસ અને તેમના પક્ષના બીજા માણસો આ ઉપરથી વિચારી લેશે કે તેઓ ધારાસભાઓમાં જઈને આવી એ અસર શરમ સરકાર ઉપર શીર પહોંચાડી શકશે. અને દિલ્હી તથા સીમલામાં વખત ગુમાવીને પ્રજાવર્ગને સ્વરાજ્યપ્રાપ્તિ માટે શી રીતે તૈયાર કરી શકશે.

× × × ×

## હવે પછી

મારી નજીવી તપશ્ચર્યા સફળ થઇ છે. મેં જે યત્કિંચિત્ દેશસેવા કરી છે તેની સરકારે કદર કરી છે. સવિનય ભંગની તૈયારી માટે સૈનિકો મેળવવાને ભાઇ દયાળજીનાં પૂજ્ય માતુશ્રીની સાથે તેમજ ભાઈ કલ્યાણજી તથા ભાઈ કુંવરજીની સાથે અડાસ ગામે (તા. આણંદ) તા. ૨૩–૨-૨૦ ના રોજ ગયો હતો ત્યાં મેં ભાષણ કરીને રાજદ્રોહ ફેલાવ્યો છે તેથી છઠ્ઠી એપ્રિલની પુણ્યતિથિને દિવસે મારે અમદાવાદના મેજીસ્ટ્રેટની કોર્ટમાં એક વર્ષને સારૂ સારી ચાલચલગતના જામીન આપવાને હાજર થવું એવી નોટીસ ગઇ કાલે (૨૯-૩-૨૩) મને મળી છે. એટલે છઠ્ઠી એપ્રિલને દિવસે હું એક વર્ષને સારૂ સરકારનો મહેમાન થવાનો એ લગભગ નિશ્ચિત જણાય છે.

મારી ગેરહાજરી દરમ્યાન આ પત્રનું તેમજ પુસ્તકો બહાર પાડવાનું કામ હાલના જ ધોરણુસર અને નિયમસર જ ચાલે એવી પાકી વ્યવસ્થા થઇ છે. અમે મળીને હાથ લીધેલા આ કામમાં મારી એક વર્ષની ગેરહાજરીથી કંઇજ અંતરાય નહિ આવે એની સૌને હું ખાતરી આપું છું. તે દરમ્યાન ગુજરાતના જે પરમસેવકો આ માસિકના તેમજ પુસ્તકોના કાર્યમાં વિશેષ સહાય આપશે તેમની કદર કરવા વાચકવર્ગ નહિ જ ચૂકે. એક વર્ષ પછી પાછો આવીને આ પત્રના સેવકગણમાં શામેલ થવાની હું ઉમેદ રાખું છું.

# મુખપૃષ્ઠ

યુગધર્મનું પૂંઠું આ વખતે સ્થાપત્ય શૈલીવાળું થાય એવી ઇચ્છાથી તેના તંત્રીજીએ એ કામ મને સોંપ્યું, અને મને એ કરી આપતાં ઘણો આનંદ થાય છે. સ્થાપત્ય કલા ભાવાત્મક છે. એ કલાદ્વારા આ પૂંઠાના ચિત્ર વડે યુગધર્મ વિષેની મારી ભાવના હું કઈ રીતે મૂર્ત કરી બતાવું છું, તે વાચકો આગળ રજુ કરું છું.

"યુગધર્મ" એ શબ્દથી આખા ભારતવર્ષનો સમસ્ત દેશકાલ મારી સમક્ષ ખડો થાય છે. પ્રાચીન વેદના સમયથી માંડીને તે હાલના કાળ સુધી, જ્યાં જ્યાં, જે જે સ્થાપત્ય શૈલી વડે આપણો યુગધર્મ વ્યક્ત થઇ શક્યો છે, એ બધું મારી નજરે એકી સાથે સામે આવીને ઉભું રહે છે; અને મને લાગે છે, કે એ બધાનો વિકાસ એક જ મૂળમાંથી થયેલો છે. આ આખા ઉત્ક્રમનો થોડો થોડો અંશ લઇને હું આ ચિત્રમાં ગોઠવીને મૂકું છું.

હિંદની સંસ્કૃતિમાં બૌદ્ધ ધર્મની અસર બહુ પ્રબળ છે, અને તે અસર તેના સ્થાપત્યમાં પણ દેખાઇ આવે છે. સ્થાપત્યનો ઇતિહાસ પણ બૌદ્ધ સ્થાપત્યથી ખરી રીતે શરૂ થાય છે. આ ઇતિહાસ આ માળખામાં બરાબર દેખાઇ આવે એ માટે હું બૌદ્ધ સ્થાપત્યના પુરાણાં અવશેષો ( relics ) કઠેડાઓ આ માળખાની ઉભણીમાં જ બતાવું છું. બૌદ્ધધર્મ વિશે મારી શ્રદ્ધા છે, કે આપણી સંસ્કૃતિનું માળખું પણ આપણે એના પર જ ખડું કરી શકીશું, કારણ એવો સમભાવી અને વ્યાપક કોઇ બીજો ધર્મ નહિ હોય.

પછી આ ઉભણી પર બે બાજુએ બે સ્થંભ મૂકું છું. એ સ્થંભની ઉભણીમાં બન્ને બાજુએ વિદ્યાના અને વિવેકના સૂચક બે હંસો મૂક્યા છે. એ સ્થંભની કુંભી બૌદ્ધ છે. એલીફંટાના થાંભલાઓને તેવી કુંભીઓ છે. એ સ્થંભોનાં શરાં ( capitals ) પણ હું બૌદ્ધ જ મૂકું છું. એ શરાંના બે વિભાગ છે, નીચેનું અશોકના વખતનું છે. અશોકનો, ચતુર્મુખ સિંહના શરાંવાળો, પ્રખ્યાત થાંભલો ઘણો જ સુંદર ગણાય છે. એનો નીચેનો ભાગ તે જ આ શરાનો નીચેનો ભાગ છે. ઉપરનો ભાગ સાધારણ બૌદ્ધ થાંભલાઓના જેવો જ છે. આ શરાં ઉપરથી હું એક કમાન ઉઠાવું છું. આ એક સાહસ છે. આપણા સ્થાપત્યમાં કોઇ દિવસ આવાં શરાં પરથી કમાન ઉઠી નથી. પણ અહિં તો બધા અંશોને સુયોગ્ય આકારમાં સંઘટિત કરવા જોઇએ; અને આ પ્રયોગ આ જગાએ સારી રીતે ભળી ગયો છે.

કમાન વિષે ઘણા મતભેદો છે. પણ એ મતભેદો જરાય જરૂરના નથી. કમાનો આપણી પાસે હતી જ. કાંઇ મુસલમાનોએ જ એ દાખલ નથી કરી. એમણે એની નવી રચના દાખલ કરી કહેવાય. પણ સ્થાપત્યની રચના તો દેશ દેશની જુદી જુદી જ હોય. એક જ આકારને બે જુદા જુદા દેશના કારીગરો જુદી જુદી રીતે જ રચે. આટલું કહેવાની જરૂર એ કે કોઇને એમ ન લાગે, કે હિંદુ સ્થાપત્યનો એ અંશ નથી. અહિં વપરાએલી કમાન પણ ઝીણી નજરે એના પાયાથી જોશો, તો એનો આકાર બુદ્ધની અજંટાની ગુફાના મુખદ્વાર પરની

કમાન જેવો જણાશે. જો એને હું ઉપરથી તદ્દન ગોળ રાખું, તો એ એવી જ દેખાય. પણ મારે તો અહિ સ્થાપત્યનો ઉત્ક્રમ બતાવવાનો છે. એટલે હું એને ટોચ પર અણિયાળી કરી મુસલમાની ઢબ બતાવું છું; ને પાછું એની ટોચે કમાનની કિનારી પર બંન્ને તરફથી ઉઠતી બે દાંડીઓ વડે ટેકવાએલ એક પિંપલ પત્ર આપી, કમાનો એ બૌદ્ધ કમાનોનો જ ઉત્ક્રમ છે એ યાદ આપું છું. વળી આ કમાનને અમુક રીતે જોશો, તો એ તાજમહેલના ઘુમ્મટની બાહ્યરેખાને મળતી આવશે– તાજમહેલ એ "મહેલના શિરતાજ" નું જ રૂપક થઇ રહેવા ઉપરાંત હિંદ સ્થાપત્યના વૃક્ષનું પુષ્પ છે. બસ એ પછી આપણા સ્થાપત્યની કોઇ પણ શાખા ફુટી નથી. ઉલટી બીજી શાખાઓ પણ એક પછી એક સૂકાવા માંડી, ધૂળ ભેગી થઇ ગઇ છે.

આ કમાનમાં હિન્દુ અને મુસલમાન શૈલીને એક કરી હું એમ વ્યક્ત કરવા માગું છું કે આ-પણી સંસ્કૃતિનો સર્વભાવી ઉઠાવ અને શોભા આ ઐક્યની કમાન પર જ આધાર રાખે છે.

થાંભલાઓનાં શરાઓને એક આડી તખ્તીઓ-વાળા પથ્થરથી જોડી દીધેલ છે. એ તખ્તીઓનો આકાર મોગલશાઇ છે.

આ પરથી જુદી પડતી કમાનથી મર્યાદિત અને થાંભલાઓ વડે ટેકવાએલ તખ્તામાં આપણો "યુગધર્મ" પ્રકાશે છે. એ પ્રકાશ થોડા ઉપસતા ઉગતા સૂર્યના બિંબો વડે બતાવ્યો છે. "યુગધર્મ" શબ્દની શરૂઆતમાં અને છેડે ઉઘડતી બે કમલ-કળીઓ સર્યોદયની સાક્ષી પૂરે છે. અક્ષરો પણ થોડા ઉપસતા છે.

તખ્તાવાળા થરને બે તરફથી બે ટેકણો ટેકવી રહ્યાં છે. તેનો વળાંકો તદ્દન હિંદુ જ છે. તેમાં પણ મયૂરાકૃતિ બતાવીને હિંદુસ્થાપત્યમાં રહેલ સજીવતાનો ખાસ ગુણ પ્રકટ કર્યો છે.

ચોકઠામાં આવી રહેતી કમાન વડે પડી જતા ખૂણાના ત્રિકોણાકાર ભાગો ઉપસતા અષ્ટદલ કમ-લોથી ભરી દીધા છે.

આમ જ્યારે, આખું માળખું યુગના સ્થાપત્યનો ઉત્ક્રમ બતાવે છે, ત્યારે તેની બન્ને બાજુએ ખડા કરેલા લાટો, ધ્વજસ્થંભો એની ટોચ પર મૂકેલાં ધર્મચક્રો વડે એ વખતની સંસ્કારિતા ચિરકાલ બતાવી રહ્યાં છે. મારી તો એવી શ્રદ્ધાજ છે કે દુનિયાની ઉથલપાથલો ગમે તેટલી થાય, પણ આદર્શ સંસ્કૃતિ સ્થાપવા માટે આપણે એ બુદ્ધ સમય તરફજ નજર નાંખવી પડશે.

આ લાટોના પાયા પર સૃષ્ટિનો ઉત્ક્રમ (evo-lution) સૂચવતા બે સાથીઆઓ બતાવ્યા છે. એ સાથીઆઓ ઠેઠ વેદસમયના સ્થાપત્યનું બીજગર્ભ છે. અને એ એના ચોરસ આકારવડે સ્ફુર્તિ અને દાર્ઢ્ય વડે એ ઉત્પત્તિવાદની ચોક્કસતા સિદ્ધ કરે છે.

હવે બાકી રહી જતા મથાળાની બાજુ હું બે તરફ બે તખ્તીઓજ માત્ર મૂકી ભરી દઉં છું. એ તખ્તીમાંથી નીકળતા બન્ને ટેકણો ( brackets ) કંઇક અંશે અંગ્રેજી છે, એ સ્થાપત્યના અભ્યાસી-નેજ માલુમ પડશે. બાકી આખા માળખાના એકે એક અવયવને સંપૂર્ણ રીતે હિંદીજ રાખવાનો મારો પ્રયાસ વાચક જોઇ શકશે.

મ્હારી યુગધર્મની ભાવના આ ચિત્રવડે વાચકના મન આગળ મૂર્ત થશે, તો હું ઘણો ખુશી થઇશ.

ગિજુભાઈ

આ માસિક અમદાવાદ શાહપુરની ચોળ પાસે આવેલા વસન્ત મુદ્રણાલયમાં ચીમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને નંદલાલ મણિલાલ શાહે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.

# યુગધર્મ

પુસ્તક ૨ વૈશાખ, ૧૯૭૯ અંક ૨

## પ્રાચીન વસ્તુઓના સંગ્રહની અને તેની નોંધની આવશ્યકતા

આપણા પરમ માનનીય સાક્ષરશ્રી રા. રા. આનંદશંકરભાઈએ, 'સદ્ગત પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી પછી ગુજરાતમાં કોઈ પુરાતત્ત્વનો સ્વતંત્ર શોધક થયો નથી' એવા આક્ષેપના જવાબમાં, વર્ષો ઉપર વસંતમાં લખ્યું હતું કે હવે એ જાતના કામની જરૂર નથી. આવા માન્ય સાક્ષરશ્રીએ ગમે તે કારણથી પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી જે જાતનું શોધખોળનું કામ કરતા હતા તે જાતનું કામ કરવાની આવશ્યકતા નથી એમ કહ્યું હોય, પણ એ વિધાન યથાર્થ તો નથી જ. ઉપલક દૃષ્ટિએ જોઈએ તો પણ ગુજરાતના જૈન વિદ્વાનોએ પ્રાચીન લેખોનો જે મોટો સંગ્રહ તૈયાર કર્યો છે, તેજ કેવળ ઉપલા વિધાનને અયથાર્થ ઠરાવવા માટે, તથા જૂની શોધખોળના કાર્યની અવશ્યકર્તવ્યતા બતાવવા માટે પૂરતો છે. વસ્તુતઃ સમગ્ર ભારતવર્ષના અથવા ગુજરાતના ઇતિહાસના અસ્થિપંજરરૂપ કાલાનુક્રમ, લગભગ સવાસો વર્ષના પ્રાચ્યતત્ત્વવેત્તા, મુખ્યત્વે પાશ્ચાત્ય વિદ્વાનોના અને સ્વલ્પ અંશે પ્રાચ્ય પ્રયાસને પરિણામે લગભગ તૈયાર થઈ ગયો છે; પરંતુ આ અસ્થિપંજરમાંથી હજી કોઈ કોઈ અસ્થિઓ ખૂટે છે, અને કેટલાંક અસ્થિઓ પોતપોતાને સ્થાને બેઠાં નથી. આજ સુધી થયેલાં કામથી સંતોષી ન બની જતાં જુદી જુદી શોધખોળની દિશાઓમાં પગેરું ચલાવવાથી ઘણાં નવાં અસ્થિઓ મળવાનો અને પહેલાં જડેલાં અસ્થિઓ યથાસ્થાન ગોઠવાવાનો સંભવ છે. બંગાળી પુરાતત્ત્વવેત્તાઓના પ્રયાસથી છેલ્લાં પંદર વીસ વર્ષમાં આ દેશના તથા બંગાળાના ઇતિહાસ ઉપર કેટલો નવો પ્રકાશ પડ્યો છે એ તદ્વિદોથી અજાણ્યું નથી. હિંદી વિદ્વાનોની શોધખોળથી રાજપૂતાનાનો ઇતિહાસ નવેસરથી લખવો પડે એટલી સામગ્રી એકઠી થઈ છે; જેની વાનગી નાગરી પ્રચારિણી પત્રિકાના અંકોમાં જોઈ શકાય છે. સ્વાભિમાની મહારાષ્ટ્ર, નિબંધવિદ્યાવિશારદ, પુરાતત્ત્વવિદ્, સદ્ગત ડા. ભાઉ દાજી અને પ્રાચ્યતત્ત્વવિચક્ષણ પ્રૌઢ સંસ્કૃતજ્ઞ

ડા. સર રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરના સમયથી પોતાનું સંભાળે છે.

જેમ સમગ્ર ભારતવર્ષમાં તેમ આપણા ગુજરાતમાં પણ આ ક્ષેત્રમાં કરવાના કાર્યના તો ઢગલા પડ્યા છે. ગુજરાતના એક પણ પ્રાચીન સ્થળનો પદ્ધતિપૂર્વક ખોદકામ કરીને અભ્યાસ કરવામાં આવ્યો નથી. 'આ કામ મોટું, ખર્ચાળ તથા તત્કર્માભ્યાસની આવશ્યકતાવાળું છે; વળી સરકારી પ્રાચીન શોધખોળ ખાતું એ કાર્ય કરે છે' એવા ઉત્તરથી સંતોષ થવો કઠણ છે. આ સરકારીખાતા પાસે પણ જોઇએ તેટલા પૈસા નથી. અને આ દેશનાં સેંકડો પ્રાચીન સ્થળોમાં પણ પદ્ધતિપૂર્વક ખોદકામનું કાર્ય પૂરૂ થયું નથી. સમગ્ર ભારતવર્ષના ઇતિહાસની દૃષ્ટિએ ઉપયોગી તથા યવનાદિ પરદેશી મુસાફરોએ જેને વિષે પુષ્કળ નોંધો કરી હોય એવાં સ્થાનો પહેલાં હાથમાં લેવાની, સરકારી ખાતાની સ્વાભાવિક નીતિ છે. આ ખાતાના વડા અધિકારી સર માર્શલ કેટલાં વર્ષોથી તક્ષશિલા પાસે પડ્યા છે! આ સ્થિતિમાં ગુજરાતનો વારો ક્યારે આવે! ભોપાલની બેગમે સાંચી માટે જેવી ઉદાર મદદ કરી તેવી કાઠીઆવાડના રાજાઓ કે ગુજરાતના શ્રીમન્તો ન કરે એમ માનવાનું કારણ નથી. તજ્જ્ઞ માણસો તો સરકાર પાસેથી માગ્યાં મળશે ને પુરાતત્ત્વ મંદિર નવાં તૈયાર પણ કરી શકે. પણ આ અવશ્યકર્તવ્ય કાર્ય પુરાતત્ત્વ મંદિરે પોતાના કાર્યક્ષેત્રમાં જરૂર લેવું જોઇએ.

ઉપર કહેલ ખોદકામને અંગે નવાં તામ્રપત્રો જડે તે જુદી વાત, બાકી અત્યાર સુધી ગુજરાતમાં જડેલાં ઘણાંખરાં તામ્રપત્રો ઉકેલાયાં છે અને બાકીનાંને ઉકેલવાની પ્રવૃત્તિ ચાલુ છે. ભ્હારના લગભગ બધા શિલાલેખોની નકલો લેવાઈ ગઇ છે. પણ જૈન મન્દિરોમાં મૂર્તિઓના આસન ઉપર લેખો કોતરાવવાનો રિવાજ હતો, તેથી આવા હજારો લેખો [illegible]માં હશે. હમણાં હમણાં જૈન વિદ્વાનોએ [illegible] લેખોના સંગ્રહનું તથા પ્રકાશનનું કાર્ય કરવા માંડ્યું છે. આ લેખો ગુજરાતના ઇતિહાસ ઉપર ઘણો પ્રકાશ નાંખશે. પુરાતત્ત્વ મંદિરના આચાર્ય પોતે જ આ દિશામાં પ્રયત્નશીલ છે, એટલે એમાંથી સારા ફળનીજ આશા રહે છે. આ સિવાય હાલમાં તો પ્રાચીન સાહિત્યના અધ્યયન અધ્યાપનરૂપ બ્રહ્મકર્મમાં પુરાતત્ત્વ મંદિર મોટે ભાગે રોકાયેલું છે. પ્રાચીન સાહિત્યના અભ્યાસની ઐતિહાસિક ઉપયોગિતાનું માપ કાઢવું મુશ્કેલ છે. વધારે ઉંડી ડૂબકી મારનારને વધારે રત્નો મળવાનો સંભવ છે. પ્રાચીન હસ્તલિખિત ગ્રન્થોની અને તેમાં પણ ખાસ કરીને જૈન ગ્રન્થોની પુષ્પિકાઓમાં તિથિપૂર્વક સ્પષ્ટ ઐતિહાસિક ઉલ્લેખો હોય છે; અને આવા ઉલ્લેખોના શોધ તથા સંગ્રહ માટે હજી યત્ન કરવાની જરૂર છે. પુષ્પિકાઓ ઉપરાંત પ્રાચીન સાહિત્યના કલેવરમાંથી ભાષાનો તથા વિચારનો પરાપૂર્વક્રમ અને આ દેશની તે તે સમયની સામાજિક, રાજકીય, આર્થિક, અને ધાર્મિક સ્થિતિ વિષે નાનાવિધ સૂચનો મળે છે. આપણા પ્રાચીન સાહિત્યમાં રાજકીય તથા દેશકાળદર્શક સૂચનો કંઈક ઓછાં મળે છે એ વાત ખરી, પણ તેમાં આલેખાયેલાં સામાજિક અને ધાર્મિક સ્થિતિનાં અદ્ભુત સ્પષ્ટ ચિત્રો ઉપલી ખામીનો ખંગ વાળી દીધો છે. વળી કેવળ રાજકીય ઉથલપાથલની તવારિખ અને રાજકીય પુરૂષોનાં ચરિત્રો એજ ઇતિહાસ, એવી ઇતિહાસનાં સ્વરૂપ વિષેની જૂની ભાવના હમણાં બદલાઈ ગઈ છે. સમસ્ત પ્રજાના આંતરબાહ્ય જીવનક્રમનું કારણકાર્યદર્શક યથાર્થ નિરૂપણ એ ઇતિહાસ, એવી વ્યાખ્યા આજકાલ બહુમાન્ય થઇ છે. સ્વપ્રજા કે સ્વદેશના અભિમાન કરતાં અખંડ માનવજાતિના ઉત્કર્ષને સંમુખ રાખી કેવળ તટસ્થ તથા સત્યસ્પર્શી દૃષ્ટિથી ઇતિહાસો લખાવા જોઇએ. આ આદર્શને હજી સંપૂર્ણરૂપે પ્રાપ્ત કરી શકાયો નથી પણ એ માર્ગજ સાચો છે, અને યથાશક્તિ એ માર્ગેજ ઇતિહાસલેખકોએ પ્રયાણ કરવું જોઇએ એટલું તો બધા ઇતિહાસતત્ત્વવિચારકોને સંમત છે. અને એ દૃષ્ટિએ જોતાં આપણાં પ્રાચીન સાહિત્યમાં ખરા ઇતિહાસનાં અસંખ્ય બીજો પડ્યાં છે. આ બીજો શોધવાનું ઉપયોગી કાર્ય પુરાતત્ત્વ મંદિરના ઉપાસકો ભક્તિપૂર્વક કરે છે, અને એમની શોધ-

આખા દક્ષિણ દેશમાં હજાર હજાર વર્ષનાં જૂનાં, હજી ઉભેલાં તથા અત્રુટિત પરંપરા વડે જેની હજી પૂજા ચાલે છે એવી મૂર્તિઓવાળાં સેંકડો મંદિરો જુદે જુદે સ્થળે છે. આ પરિસ્થિતિનો લાભ લઇને ગોપીનાથ રાવે અણખેડેલા ક્ષેત્રને સુંદર રીતે ખેડ્યું છે. પણ ઉત્તરમાં અનુકૂળતા કાંઇક ઓછી છે, તેમ એવો અભ્યાસીયે હજી નથી જાગ્યો. ગુજરાતની મૂર્તિઓ માટે આવું કામ પુરાતત્ત્વ મંદિર કરાવી શકે.

આ દેશનો ધાર્મિક ઇતિહાસ બરાબર સમજ્યા વગર સામાન્ય ઇતિહાસનું સ્વરૂપ સમજાવું મુશ્કેલ પડે, એટલી આપણા સમગ્ર જીવન ઉપર અને પરિણામે આ દેશના સામાન્ય ઇતિહાસક્રમ ઉપર ધાર્મિક ઇતિહાસે અસર કરી છે. અને ધાર્મિક ઇતિહાસનાં જુદાં જુદાં પ્રકરણો ઉકલવામાં મૂર્તિઓ કેવી મદદ કરે છે એ આ દિશામાં કામ કરનારથી અજાણ્યું નથી. એક દાખલાથી વક્તવ્ય વધારે સ્પષ્ટ થશે.

ભરૂચ, ગુજરાતનું અતિપ્રાચીન અને આખા ભારતવર્ષનાં પ્રાચીન શહેરોમાનું એક છે. પરદેશીઓની નોંધોથી એના પ્રાચીન વેપાર ઉપર ઘણો પ્રકાશ પડે છે. અને પાછળથીયે રાજકીય સ્થિતિ સાથે એના વેપાર વિષે ઠીક માહિતી મળે છે. પણ ધાર્મિક ફેરફારો વિષે આપણે ઘણું ઓછું જાણીએ એટલે ગુજરાતના સામાન્ય ધાર્મિક ઇતિહાસ ઉપરથી અનુમાન કરવાનું રહે છે. ગુજરાતી પ્રાચીન ધાર્મિક સ્થિતિ વિષે પણ આપણું જ્ઞાન ઘણું અધૂરું છે. અને ગુજરાતના જુદા જુદા ભાગોની પ્રાચીન સ્થિતિ વિષે જેમ જેમ આપણું જ્ઞાન વધતું જશે તેમ તેમ સમગ્ર ગુજરાતનો ઇતિહાસ વધારે સ્પષ્ટ થતો જશે.

ભરૂચનાં હાલનાં મંદિરોનું અવલોકન કરતાં કરતાં એ જૂના શહેરે જૂના કાળમાં જોયેલા ધાર્મિક ફેરફારો મને કેવા સમજાયા, એ ટુંકામાં કહી જવાથી મારે મુદ્દો બરાબર સમજાશે. ભરૂચમાં હમણાં શૈવ મંદિરો સૌથી વધારે છે. થોડાં વૈષ્ણવ કે માતાનાં મંદિરો છે પણ તે વલ્લભ સંપ્રદાયની જમાવટ થયા પછી, મોટે ભાગે મરાઠી સત્તાના વખતમાં થયેલાં છે. લાટમાં કારવણમાં લકુલીશ પાશુપતનું સ્થાન; નર્મદાનો કાંઠો એ શૈવતીર્થ અને હાલમાં ભરૂચમાં શૈવમંદિરોની અધિકતા એ ત્રણે બાબતને સાથે લેતાં 'શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' લખ્યો ત્યાં સુધી મને એમજ લાગતું હતું કે ભરૂચ જૂના કાળથી શૈવ ધર્મનું જ ધામ છે; પણ ત્યાંના શૈવમંદિરોએજ મને નવું દર્શન કરાવ્યું.

ભરૂચનાં શૈવ મંદિરો એની બાંધણી જોતાં છેક હમણાંનાં–છેલ્લાં ૨૦૦ વર્ષની અંદરનાં છે એમ સ્પષ્ટ પ્રતીત થાય છે. ગામના લોકો પાસેથી જુદાં જુદાં મન્દિરો વિષે જે હકીકત જાણવામાં આવે છે તેથી પણ એવો જ નિશ્ચય થાય છે. પણ ઘણાંખરાં મંદિરો ટેકરાથી નીચે નર્મદાના કાંઠા ઉપર આવેલાં છે એ સ્થિતિ જોતાં, તથા દંતકથાના તેમજ રેવાખંડના આધાર ઉપરથી એટલું માની શકાય છે કે હાલનાં મંદિરોને સ્થળેજ હાલના નામનાંજ શૈવ મંદિરો પહેલાં પણ હશે. મુસલમાની વખતમાં એમના મૂર્તિવિનાશક જુસ્સાની અસરથી કે નર્મદાના પાણીના મારાથી જૂનાં મંદિરો પડી ગયાં અને એ સ્થાને ભક્તોએ નવાં આ કાળને ઉચિત, ન્હાના માપનાં મંદિરો ઉભાં કર્યાં. કેટલાંકનો જીર્ણોદ્ધાર તો ભરૂચમાં અત્યારે જીવતાં માણસોએ કર્યો છે; અને બીજાં કેટલાંકનો હાલના વૃદ્ધોની સાંભરણમાં જીર્ણોદ્ધાર થયો છે. ભરૂચના એક છેડાથી બીજા છેડા સુધી નર્મદાના સળંગ કાંઠા ઉપર જે વખતે શૈવ મંદિરો થયાં, તે વખતે એ સ્થળે શૈવ ધર્મનો સારો પ્રચાર હોવો જોઈએ. કદાચ રેવાખંડ અને નર્મદાનાં શિવભક્તિ સાથે સંબંધવાળાં સ્તોત્રો એ વખતે જ થયાં હશે. ભરૂચમાં શૈવધર્મનું આવું જોર ક્યારે હતું ? જૂના ઇતિહાસનાં પ્રસિદ્ધ સાધનોમાંથી આ પ્રશ્નના ઉકેલ માટે કોઇ પ્રકાશ મળતો નથી, પણ હાલનાં મંદિરો જ અણધાર્યો દીવો ધરે છે.

મેં જોયેલાં ભરૂચનાં શૈવ મંદિરોમાં ગર્ભગૃહના તથા અન્તરાલના ગોખલાઓમાં અને આંગ-

ણાની દિવાલોમાં અનેક મૂર્તિઓ બેસાડેલી જોઈ, પણ ક્યાંય લકુલીશ પાશુપતની મૂર્તિ જોવામાં ન આવી. કારણ, લાટમાં જ હોવા છતાં ભરૂચમાં લકુલીશની મૂર્તિનો અભાવ ખાસ સૂચક છે. સોમનાથ તો ૧૧ મા ૧૨ મા શતકમાં પાશુપત ધર્મનું ધામ હતું. (જુઓ શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ ) કાઠીઆવાડમાં બીજે પણ પાશુપત સંપ્રદાયના પ્રચારની વિરલ નિશાનીઓ જળવાઈ રહી છે, અને ભરૂચમાં નથી એ ઉપરથી ૧૧ મા ૧૨ મા શતકમાં પાશુપત સંપ્રદાયના જોર વખતે ભરૂચમાં શૈવ ધર્મનો પ્રચાર નહિ હોય એમ જણાય છે. આ શૈવ મંદિરોમાં જ જગવાઇ રહેલી જૂની મૂર્તિઓ આ અનુમાનને સબળ ટેકો આપે છે.

ભરૂચના ઘણાખરા શૈવ મંદિરોની (માતાના મંદિરની પણ ) આસપાસ ગર્ભગૃહના કે અન્તરાલમાં ચણી લીધેલ કે ગોખ કરી બેસાડેલ અથવા આંગણાની જમીનમાં અર્ધી દટાયેલ, થોડે ઘણે અંશે ખંડિત, જૂની વૈષ્ણવ મૂર્તિઓ જોવામાં આવે છે. આ સાથે ક્વચિત્ ભગવાન બુદ્ધના માથાંઓ કે જૈન મૂર્તિઓ પણ દેખાય છે. આ જૂનાં અવશેષોમાંથી કેટલાની ટુંકી નોંધ આ વિચારમાં ઉપયોગી થશે.

ભરૂચની ઉત્તરમાં સિંધવાઇ માતાનું મંદિર છે, એના આંગણામાં શંકરના ન્હાના મંદિરની પછીત આગળ શંખચક્રગદાપદ્મધારી ચતુર્ભુજ વિષ્ણુની એક ઉભી મૂર્તિ તથા એક મધ્યમાં બેઠેલી ત્રુટિત મૂર્તિવાળા તોરણનો કટકો પડ્યો છે અને અંદર એક બુદ્ધ મસ્તક પડ્યું છે.

ગામની વચ્ચે નવહિરા આગળના ભૃગુપરશંકર મંદિરમાં આંગણાના એક ગોખમાં મધ્યમાં બે હાથવાળી ઉભડક બેઠેલી, માથે કિરીટધારી ખંડિત મૂર્તિવાળું એક જૂનું તોરણ પડ્યું છે; અને ગર્ભગૃહના દ્વાર પાસેના ગોખલામાં ગરૂડની સુંદર આકૃતિવાળી એક ઉભી મૂર્તિ છે. શિવ ગૃહના જમણે પડખે ગણપતિ ગૃહની બાજુમાં રમણીય આકૃતિવાળું એક બુદ્ધ મસ્તક પડ્યું છે.

નર્મદાના કાંઠા ઉપર કામનાથના મંદિરના આંગણામાં ઝાડ નીચે બે બુદ્ધ મસ્તકો પડ્યાં છે. નવચોકીને ઓવારે કૈવલ્યનાથના જીર્ણ મંદિરમાં ગોખલામાં મહિષાસુરમર્દિનીની જૂની મૂર્તિ છે.

અવિમુક્તેશ્વરની ધર્મશાળાની દિવાલમાં ચણેલી શંખચક્રગદાપદ્મધારી ચતુર્ભુજ વિષ્ણુની ઉભી મૂર્તિ છે એનું આકૃતિસૌષ્ઠવ ઠીક છે. આજ બીજી વિષ્ણુની બેઠેલી, પણ વધારે ખવાઇ ગયેલી (ચુનાનો પથ્થર હોવાથી) મૂર્તિ છે. બન્ને જૂની કારીગરીની છે. આજ મન્દિરની સામે પીપળાના ઝાડને ઓથે બોધિસત્ત્વની આકૃતિવાળો એક અર્ધો પથરો પડ્યો છે. આજ મંદિરના આંગણાની દિવાલમાં જુદા જુદા ગોખમાં પાંચ ઉભી અને એક બેઠેલી જૈન મૂર્તિઓ છે, અને અંદર અન્તરાલના ગોખલામાં એક ગરૂડની મૂર્તિ છે. ગર્ભગૃહના ગોખલાઓમાં દત્તાત્રેય વગેરેની જૂની ખંડિત મૂર્તિઓના કટકા સાથે એક ગોખલામાં જૂનો સૂર્યનો રથ છે, અને એ રથમાં સૂર્યની અને અરૂણની બન્નેની મૂર્તિઓ છે.

નર્મદાના કાંઠા ઉપર આગળ ચાલતાં ભૃગુઋષિના મંદિરની બાજુમાં નવા ચણાવેલા એક ન્હાના મંદિરમાં એક ચતુર્ભુજ વિષ્ણુની અને બીજી વરાહની મૂર્તિઓ છે. એજ મંદિરના ગર્ભગૃહના ગોખલાઓમાં વિષ્ણુની ચાર પાંચ ઉભી મૂર્તિઓ છે; જેમાં ચાર ફુટ ઉંચી, શંખચક્રગદાપદ્મધારી વનમાલી વિષ્ણુની અખંડિત પણ પ્રાચીન મૂર્તિની આકૃતિ ખરેખર રમણીય છે. એક ગોખલામાં સમુદ્રમંથનનો દેખાવ કોતરેલો પથ્થર ચણી લીધો છે.

સિદ્ધનાથના મંદિરના આંગણામાં વિષ્ણુની ચતુર્ભુજ મૂર્તિ જમીનમાં દટાયેલી પડી છે.

ઉપલી નોંધ અત્યંત અપૂર્ણ છે પણ દિગ્દર્શક થશે એવી આશા છે. ઉપર કહેલા તથા બીજાં જૂનાં અવશેષો જોઇને આ પ્રમાણે મૂકી શકાય: અતિ પ્રાચીન કાળમાં ભરૂચમાં બૌદ્ધ ધર્મનું અને તે પછી જૈન ધર્મનું જોર હશે. ભરુચ વિષે જાતકમાળામાં ઉલ્લેખો છે તે તો આથીયે જૂના કાળના ભરૂચના સમજવા. આ વૈષ્ણવ ધર્મ તે અસાંપ્રદાયિક પૌરા-

ણિક વૈષ્ણવ ધર્મ. (જુઓ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ) ભરૂચમાં એ જૂના વૈષ્ણવ ધર્મનું જોર ક્યાં સુધી રહ્યું એ કહેવું મુશ્કેલ છે, પણ ૧૧ મા ૧૨ મા શતકમાં સોમનાથ–સૌરાષ્ટ્ર–માં પાશુપત સંપ્રદાયનું જોર જામ્યું. વલ્લભ સંપ્રદાય ગુજરાતમાં જે વખતે પ્રસરતો હતો તે વખતે ભરૂચમાં શૈવ ધર્મ જોરમાં હશે (ભરૂચમાં પુષ્ટિમતનું ખાસ જોર નથી).

દોઢ હજારથી વધારે વર્ષના ઉપર કહેલા ધાર્મિક ઇતિહાસની નિશાનીઓનો મોટો ભાગ નર્મદા ગળી ગઇ છે. અને છેવટ હાલનાં શૈવ મંદિરો જૂની જગ્યાએ ફરી બંધાયાં ત્યારે પાયા વગેરે ખોદતાં જે મૂર્તિ, તોરણ વગેરે જૂના પૂજ્ય પથરાઓ મળ્યા તે ગોખલા, દિવાલો વગેરેમાં પડ્યા છે; બાકીના સ્થાપત્યના ભાગોનો તો ચૂનો થઈ ગયો હશે.

મારે વિવક્ષિત સ્પષ્ટતર થાય માટે ઉપર ભરૂચનો દાખલો આપ્યો છે, પણ ભારતવર્ષના બીજા ભાગો પેઠે ગુજરાતમાં બધાં જૂનાં નગરો તથા તિર્થસ્થાનોની આસપાસ હજારો પથરા વેરાયેલા પડ્યા છે. અ ઉપેક્ષિત પથરાઓમાં આપણા પ્રાચીન ઇતિહાસન અનેક અંધારા ખૂણાઓને પ્રકાશિત કરવાની શક્તિ છે. પણ એ માટે બની શકે તેટલાનો પુરાતત્ત્વ મંદિરમાં સંગ્રહ કરવાની અને બાકીનાની સૂક્ષ્મ અવલોકનપૂર્વક સચિત્ર નોંધ કરાવી તે પ્રગટ કરવાની અત્યંત જરૂર છે. આ મોટું કામ પુરાતત્ત્વ મંદિર આગળ પડ્યું છે. સરકારે પ્રાચીન વસ્તુઓની નોંધો પ્રકટ કરી છે પણ મોટું મોટું કામ થયું છે ઝીણી સેવા કરવાની હજી ઘણી બાકી છે. અ સેવા આપણે હાથેજ થઇ શકશે. અન્તમાં પ્રાચીન વસ્તુઓનું સંગ્રહસ્થાન ધીમે ધીમે ઉભું કરવાની અને ગુજરાતની સર્વ પ્રાચીન વસ્તુઓની સવિસ્તર અને સચિત્ર નોંધ ક્રમે ક્રમે તૈયાર કરાવી પ્રકટ કરવાની પુરાતત્ત્વ મંદિરને વિનંતિ સાથે આ લેખ પૂરો કરૂં છું.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

एमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દયાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



# પાશેર પુણીમાંથી પાદશાહી !*

૧

"દયાળુ બ્હેન ! દયા લાવી કંઈ વધુ આપો અને આ બચ્ચાંઓને ઉગારો. ભગવાન ત્હમારૂં ભલું કરશે." આજીજી કરતી ભીખારણે ફુલકુંવરને વિનવવા પ્રયત્ન કર્યો.

"કેમ ! ત્હને એક, બે, ત્રણ, ચાર અને છેલ્લે પાંચ રૂપિયા આપ્યા એ પણ ઓછા પડયા ? લોભને કંઈ થોભ ખરો કે !" ભીખારણની તૃષ્ણા વધતી જતી જોઈ ફુલકુંવરે ઠપકાભરી દ્રષ્ટિ ફેંકી.

"શું કરૂં બ્હેન ! આ પાપી પેટ બધું કરાવે છે. છેલ્લા આઠ દિવસમાં છોકરાંઓને એક ટંક પણ ખાવાનું મળ્યું નથી. ગરીબી...હાય... ગરીબી...વીતી હોય તે જાણે..." દયામણે સ્વરે બોલતી ભીખારણે બન્ને હાથે પોતાનું માથું કૂટયું.

"માથું શાને કૂટે છે ? ત્હને પાંચ રૂપિયાયે ઓછા પડયા ? તું ધારે તો પાશેર રૂની પુણી લાવી બધાનું પેટ ભરી શકે, પણ માગી ખાનારને કામ કરવું ક્યાંથી ગમે ?"

"પાશેર રૂની પુણીમાં મ્હારૂં શું વળે બા ? ત્હમને પૈસાવાળાંઓને અમારા દુઃખની શી ખબર પડે." રડતાં છોકરાંઓને છાનાં રાખતી ભીખારણે ખુલાસો કર્યો.

"પાશેર રૂની પુણીમાં શું વળે ? અરે પાશેર પુણીમાંથી તો પાદશાહી ખડી થાય. સમજી કે ?" ફુલકુંવરે મ્હોટે અવાજે ભીખારણને સમજાવી.

સ્હામે ચોપડીઓ વેચનારની દુકાનપર બેઠેલા એક નવયુવાનના 'પાશેર પુણીમાંથી તો પાદશાહી ખડી થાય' એ શબ્દો સાંભળતાં કાન ચમક્યા. તેણે ધ્યાન દઈને ભીખારણ અને ફુલકુંવર વચ્ચે થયેલી વાતચીત સાંભળી હતી.

સુવર્ણપુરીમાં આજે ફુલડોલનો ઉત્સવ ઉજવાઈ રહ્યો છે. વેણુ નદીને કાંઠે ચાંદનીમાં દર સાલની માફક એક મોટો મેળો ભરાયો છે. આસપાસનાં ન્હાનાં ન્હાનાં ગામડાંઓના ગ્રામ્યજનો આ ફુલડોલનો મેળો જોવા મોટી સંખ્યામાં ઉતરી પડયાં છે. નદીને કાંઠે કાંઠે ચમકતી ચાંદનીમાં મેળાની બજારો ઝગઝગી રહી છે. વિવિધ જાતનાં વાસણો, તરેહ-તરેહવાર દેશી કારીગરીની ચીજો, બાળકોને રમવાનાં રંગબેરંગી દેશી ખેલકણાં તથા સુવર્ણપુરીની આસપાસમાં બનતી હાથકંતામણ અને હાથવણાટની કસુંબલ રંગની ભાતીગર ચુંદડીઓ આ મેળાને ખાસ આકર્ષક બનાવતી હતી. આભની અટારીએ ચંદ્રમા ચડયો તે સાથે ઠામઠામ કર્ણપ્રિય દુહાના લલકાર અને રાસમંડળમાં નૃત્ય કરતી નવયૌવનપૂર ભરતીમાં ઉછળતી સુન્દરીઓના પગના ઠમકારથી વાતાવરણ રસભર રેલી રહ્યું હતું. આ મેળામાં સુવર્ણપુરના નગરશેઠની પુત્રી ફુલકુંવર પણ પોતાની સહેલી સખીઓ

* 'યુગધર્મ' ના તંત્રી ભાઈશ્રી ઈન્દુલાલ યાજ્ઞિક સાથે અમરેલીથી જેતપુર જતાં રસ્તામાં રા. રામભાઈ નારણભાઈ પાસેથી સાંભળેલ એક લોકકથાને આધારે.
લો. ક. રા.

સાથે આવી હતી. યુવાનીના ચીરાગથી ચમકતી તે સર્વેનું ધ્યાન ખેંચતી હતી. મેળામાં ઘણુય રસિયાઓની રસભરી આંખો વસન્તોત્સવની ફૂલરાણી સરીખી ફુલકુંવરને જોઇ જોઇ ફરી જોવા ઉત્સુકતામાં નાચતી હતી.

સુવર્ણપુરીના દિવાનનો પુત્ર સુધાકર નદીને કાંઠે આમ્રવૃક્ષને ઓથે મંડાયલી પુસ્તકોની દુકાનપર બેસી પોતાના મિત્ર સાથે જૂનાં પુસ્તકોનાં પાનાં ફેરવતો હતો. આ વખતે ફુલકુંવર પોતાની સખીઓ સાથે આ દુકાન પાસેથી નીકળી. ન્હાનાં ન્હાનાં ચાર નાગાં છોકરાંઓ સાથે ફાટ્યાંતૂટ્યાં વસ્ત્રમાં શરીરની આબરૂ માંડમાંડ ઢાંકતી એક ભીખારણે ફુલકુંવર પાસે મદદ માટે હાથ લંબાવ્યો. દયાની દેવી સરીખી ફુલકુંવરે ભીખારણના હાથમાં એક રૂપિયો મૂકયો. ભીખારણને આથી સંતોષ ન થયો જોઈ બીજો રૂપિયો આપ્યો. આવી રીતે પાંચ રૂપિયા ફુલકુંવરે ભીખારણને આપ્યા. પણ ભીખારણની તૃષ્ણા વધતી જ ગઈ, તેથી શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે પાશેર પુણી લઇ કાંતવા માટે ફુલકુંવરે તેને સલાહ આપી. સુધાકરે આ વાતચીત ધ્યાન દઇને સાંભળી. ભીખારણને શીખામણ આપનાર આ કુમારિકા કોણ છે તેની તપાસ પેલા દુકાનદાર મારફત કરી. પાશેર પુણીમાંથી પાદશાહી એ ફુલકુંવરના શબ્દો સુધાકરને ખૂંચ્યા. ફુલકુંવરે પણ સુધાકરને પોતાની તરફ બારીકીથી નિરખતો નિહાળ્યો. સુધાકરને તો ફુલકુંવરના શબ્દે શબ્દે શ્રીમંતાઈ તથા યુવાનીનું અભિમાન દેખાયું. 'પરણું તો એને જ પરણું', અને પાશેર પુણીમાંથી પાદશાહી એ માત્ર એક દીવાની વ્યક્તિના શબ્દો જ છે એવું સાબીત કરી આપું ત્યારેજ મારૂં નામ સુધાકર ' એવો નિશ્ચય કરી પોતાને ઘેર ગયો. અને પોતાનું સઘળું બળ અજમાવી ફુલકુંવરને પોતાની ભાર્યા બનાવવા તેણે પ્રયત્ન શરૂ કર્યો. તેના પિતા દિવાન હોવાથી તથા તેની પોતાની ગામમાં સારી શાખ હોવાથી આખરે ફુલકુંવર ને સુધાકર લગ્નગાંઠથી જોડાયાં.

૨

સૌંદર્યની દેવી ફુલકુંવર સાસરે આવી. સુધાકરની માતાએ પોતાના પુત્રને આવી ગુણીયલ પત્ની મેળવવા માટે પરમ ભાગ્યશાળી માન્યો. સુધાકરના મિત્રોએ આવી ગૃહલક્ષ્મી પ્રાપ્ત કરવા માટે તેને અનેક અભિનંદનથી નવાજ્યો. ફુલકુંવરને પોતાની કરવા મથતા યુવાનોની આશા ભંગ થઇ અને સર્વેએ સુધાકરના જીવનને સાચું સુખી જીવન ગણ્યું. સુવર્ણપુરી ફુલકુંવર ને સુધાકરની જુગતી જોડી જોઇ સંતોષ પામી. પણ સુધાકરના દિલમાં તો એકજ વાત રમી રહી હતી. જે છટાથી 'પાશેર પુણીમાંથી પાદશાહી' મેળવવા ફુલકુંવરે તે રાત્રીએ મેળામાં ભીખારણને શીખામણ આપી હતી તે દશ્ય તેની આંખ આગળ રાતદિન તરવરતું હતું. તેને તો એકજ લગની લાગી હતી કે ફુલકુંવરનું એ વાક્ય ખોટું ક્યારે પાડું ? તે વારંવાર એકલો એકલો મનમાંને મનમાં હસ્યાં જ કરતો હતો. 'પાશેર પુણીમાંથી પાદશાહી' એ વિચાર જ તેને બાલીશતા ભર્યો લાગતો હતો.

સુધાકર જેવો ગૃહદેવ પોતાને મળ્યો એ જોઇ ફુલકુંવરના હૈયામાં હેતના હિલોળ ચડયા. પોતાના સદ્ભાગ્ય માટે તેણે પરમ પિતા પ્રભુજીનો પાડ માન્યો. પણ જે હર્ષથી એ સરિતા સાગરને મળવા તલસી રહી હતી-ઉછળી રહી હતી તે હર્ષથી એ સાગર સરિતાને ઝીલી શક્યો નહિ. તેણે તો થોડા દિવસમાં ફુલકુંવરની વાત ખોટી પાડવા માટે તૈયારી કરી.

" મ્હારૂં કહ્યું તું માનશે ? "

" તમને શંકા પડે છે ? હું તો હમેશાં એની જ પ્રાર્થના કરૂં છું કે મારા રામની હું સીતા બનું " ફુલકુંવરે હૃદયનો આદર્શ બતાવ્યો.

" સીતા ! " સુધાકર મશ્કરીમાં ખડખડાટ હસી પડ્યો.

કુલકુંવર સુધાકરના આ હાસ્યનો કંઇ અર્થ સમજી શકી નહિ. તેણે તો પતિના મુખચંદ્રનું પાન કરતાં પોતાનાં નયનોને ભાગ્યશાળી માન્યાં.

"ત્યારે હું કહું તેમ તું જરૂર કરીશ ?" સુધાકરે ફરી ચલાવ્યું.

"જરૂર–એક હજારવાર જરૂર."

"જો ફુલ ! મારી એવી ઇચ્છા છે કે પોતાનું કમાયલું જ ખાવું. બાપકમાઇથી જીવનાર પુત્રને હું હતભાગી માનું છું."

"યથાર્થ છે." ફુલકુંવરે સ્વામી સામે આશાભરી મીટ માંડી.

"ત્યારે આપણે આજતે આજ સવારે વ્હેલાં ચૂપચૂપ નાસી નીકળવું છે. બોલ તું તૈયાર છે ?"

"જ્યાં તમે ત્યાં હું. તમે સાથે હો, તો હું ડુંગરની ટોચપર રહેવા પણ તૈયાર છું."

"પણ આ વૈભવ ત્યાં નહિ મળે. આપણે પોતાને હાથે કમાઇ ખાવું પડશે. એટલે શરૂઆતમાં અનેક પ્રકારનાં દુઃખો આવશે તે તું સહી શકીશ !"

"પતિની સાથે રહી ગમે તેવાં દુઃખોની સ્હામે થવા હું તૈયાર છું." ફુલકુંવરે સુધાકરને પોતાની દૃઢતાની ખાતરી આપી.

"તું જો તૈયાર હોય તો આ તારા દાગીના બધા ઉતારી નાંખ. આપણે પિતાજીના ઘરની એક પાઇ પણ ન લઇ શકીએ."

"હું તો એમ પણ ઇચ્છું છું કે મારા માવતરના ઘરના દાગીના પણ આપણે સાથે ન લઇએ તો વધારે સારું ગણાય." દાગીના ઉતારતી ઉતારતી ફુલકુંવરે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"હું પણ તને એજ કહેવાનો હતો. દાગીના ઉપરાંત જે કિંમતી વસ્ત્રો તેં પહેર્યાં છે તે પણ તારે ઉતારવાં પડશે." ફુલકુંવરના ચહેરાપર પોતાના શબ્દોની થતી અસર તપાસતો સુધાકર પાસેના રૂમ્ખંડમાં ગયો અને જાડાં પોશ્ણકારાંના વસ્ત્રો લઇ તે તુરતજ પાછો આવ્યો.

ફુલકુંવરે બહુ હર્ષથી પોતાના મોંઘામૂલાં વસ્ત્રો ઉતારી આ જાડાં દેશી કપડાં પહેર્યાં. સૌંદર્યમાં સાદાઇ મળતાં ફુલકુંવર આજે કંઇ ઓર તેજસ્વી દેખાઇ. પારોર પુણીમાંથી પાદશાહી ખડી થાય એ એક મૂર્ખાઇભર્યો ખ્યાલ છે, એવી મૂર્ખાઇમાં ઘેલા બનેલા સુધાકરને આ તેજસ્વિતા કંઇ પણ અસર કરી શકી નહિ. તેને તો વ્હેલું પડે સવાર કે તુરત આ ઘર છોડી ફુલકુંવરની કસોટી કરવી એજ વિચાર મગજમાં રમ્યાં કરતો હતો. બુદ્ધિવાદની સૂકી ગણતરીમાં ખેલતા સુધાકરને નયન ખોલી આ ગૃહમંદિરે વિરાજતી વિશુદ્ધતાભર્યી સૌંન્દર્યદેવીનાં દર્શન ક્યાંથી આકર્ષી શકે !

ફુલકુંવર તો પોતાના પતિના સ્વાશ્રયી બનવાના આ કાર્યને યશસ્વી બનાવવા ગમે તે દુઃખો ખમવા તૈયાર હતી. પતિની સાથે રહી ખોરી જુવારનો રોટલો મળે તો પણ આ ગર્ભશ્રીમંત યુવતી તેને પકવાન્ન ગણી, પતિના દુઃખે દુઃખી ને સુખે સુખી બની પતિની આજ્ઞા ઉઠાવવા તૈયાર હતી. જાડા પાશ્ણકોરાનો ઘાઘરો,- ચોળી તથા ધોળો પછેડો મુલાયમ મખમલ કે સાટીનથી તેને આજે વિશેષ પ્રિય લાગ્યાં.

આ બધી વાતોમાં સુધાકર ખરચી જોગી સારી રકમ લેવાનું ચૂક્યો નહિ. મળસ્કું થતાં આ દંપતિએ પોતાનું ગૃહ છોડ્યું.

૩

લાંબી દરિયાઇ મુસાફરી ખેડી સુધાકર અને ફુલકુંવર સૂર્યાસ્તને સમયે મેઘબંદરને કિનારે ઉતર્યાં. બંદરથી ગામ અરધો કોસ દૂર હોવાથી, રસ્તામાં આવતાં એક શિવાલયમાં સુધાકરે રાત્રી ગુજારવા ઉતારો કર્યો.

ફુલકુંવર ઉઠે તે પહેલાં સુધાકર વ્હેલો ઉઠ્યો. ફુલકુંવર જાગી ન જાય તેની કાળજી રાખી રહેલો ફુલકુંવરે પહેરેલ જાડા પછેડાને એક છેડે રૂની પારોર પુણી બાંધી દીધી. ફુલકુંવર ઉઠતાં, 'ગામમાં

બરની તપાસ કરી ત્હને તેડવા હમણાં પાછો આવું છું,' એમ સમજાવી સુધાકર શહેર ભણી ગયો.

બસ, સુધાકર ગયો તે ગયો જ. શહેરમાંથી તે પાછો ફર્યોજ નહિ. જેણે ટાઢ કે તડકો જોયા નથી, જે માત્ર શ્રીમંતાઇમાં ઉછરી છે એવી ફુલકુંવરને અજાણ્યા પ્રદેશમાં તદ્દન એકલી મૂકી સુધાકર જાવાબંદર જતા એક વહાણમાં ચડી બેઠો.

ગરીબ બિચારી ફુલકુંવર ! પતિની રાહ જોઇ તેની આંખડી થાકી. કલાક બે કલાક એમ વખત વીતતો ગયો તેમ તેમ ફુલકુંવરની ચિંતા વધી. અજાણ્યા દેશમાં પોતાના પતિને કંઇ અનિષ્ટ થયું હશે એ ચિંતામાં ને ચિંતામાં આ સૌન્દર્યવેલડીનું નૂર ઝાંખું થયું. તેનું મનોહર મુખડું કરમાયું. શિવાલયના ભૂદેવે બપોર થતાં ફુલકુંવરને જમવા માટે આગ્રહ કર્યો. પતિવિહોણી ભાર્યાને જમવાનું થી રીતે ગમે ? તેણે તો પૂજારીને પોતાના પતિની શોધ કરવા વિનંતિ કરી. આમ સાંજ સુધી તપાસ કરવી, પણ સુધાકરનો પત્તો ન મળ્યો.

સાંજના મેથબંદરનો વૃદ્ધ નગરશેઠ અમરચંદ શંકરને દર્શને આવ્યો. પૂજારીએ ફુલકુંવરની હકીકતથી તેને વાકેફ કર્યો. અમરચંદે ફુલકુંવરને ગામમાં આવવા સમજાવી અને ખાતરી આપી કે પોતે તેના પતિને જરૂર શોધાવી આપશે. નિરાધાર ફુલકુંવર અમરચંદને પોતાનો ધર્મનો પિતા ગણી તેની સાથે ગામમાં આવી.

અમરચંદ શેઠને ત્યાં અઢળક લક્ષ્મી હતી. સંતાનમાં માત્ર મધુરી નામની એક ચૌદ વર્ષની કન્યકા હતી. વૃદ્ધ માતાપિતા આ કન્યકાને જોઇ જીવતાં. ફુલકુંવર આવતાં મધુરીની માતા મોતીમા બહુ પ્રસન્ન થયાં.

અમરચંદે ચારે તરફ માણસ મોકલી બહુ તપાસ કરાવી પણ સુધાકરની ભાળ લાગી નહિં. મોડી રાત સુધી આશામાં ને આશામાં રાહ જોતી ફુલકુંવર હવે નિરાશ થઇ. તેની હિમ્મત હવે ખતમ થતી હોય તેમ દેખાયું. પોતાના પતિની ચિંતામાં તેની આંખોમાંથી અશ્રુધારા ચાલી. અમરચંદે તથા મોતીમાએ બહુ હિમ્મત આપી પણ પતિપ્રેમી આ લલનાને પતિનું કંઇ અમંગળ થયું હશે એ શંકાએ બહુ ગભરાવી. મહામુશ્કેલીએ સવારની ભૂખી ફુલકુંવરને મોતીમાએ સમજાવી જમાડી.

અમરચંદે ફુલકુંવરને મધુરી સમ ગણી. રાત્રે સુતાં સુતાં ફુલકુંવર પોતાનાં અશ્રું પછેડાને છેડેથી લૂછતી હતી તેટલામાં પછેડાને છેડે બાંધેલી પેલી પાશેર રૂની પુણી આંખનાં અશ્રુબિંદુથી ભીંજાઇ સહજ ભારે થઇ હતી. અચાનક તેનાપર ફુલકુંવરની આંગળીઓ દબાઇ. પછેડાને છેડે આ પોચું પોચું શું છે તે તરફ તેનું ધ્યાન ખેંચાયું. ફુલકુંવરે આ ગાંઠ છોડી તો તેમાં રૂની પુણી પોતાનાં આંસુઓથી ભીંજાયલી દેખાઇ.

આ શું ? પોતાના પછેડાને છેડે રૂની પુણી ક્યાંથી ? એક પળમાં ચતુર ચપળા આ ભેદ સમજી ગઇ. વેણનદીને કાંઠે ભરાયલો ફુલડોલનો મેળો યાદ આવ્યો. ભીખ માગતી ભીખારણ સાંભરી. પાશેર પુણીમાંથી પાદશાહી ખડી થાય એવી પોતે ભીખારણને આપેલ શિખામણના શબ્દો તેના સ્મરણમાં તાજા થયા. ભીખારણની સાથે થયેલી વાતચીત વખતે સુધાકર સામેની દુકાને બેઠો હતો એ પ્રસંગ નજર આગળ ખડો થયો. સુધાકરે લગ્ન માટે બહુ જ ઉતાવળ કરી લ્હેવું કારણ હવે તેને સ્હમજાયું. પોતાનો પતિ પોતાને સહેતુક પરીક્ષા માટે છોડી ગયો છે એનો ભેદ સમજતાં ફુલકુંવરને વાર લાગી નહિ. દિવસ આખો રડી રડી ચિંતામાં કાઢયો હતો પણ આખી રાત, હવે શું કરવું એના વિચારમાં ફુલકુંવરે ગાળી.

૪

" બ્હેન ! આ ઘર ત્હારૂં છે એમ માની બેફીકર અત્રે રહે. મેં દેશાવરના અમારા આડ-

તીઓએ ઉપર ત્હારા પતિની તપાસ કરવા માટે પત્રો લખાવી નાંખ્યા છે." વૃદ્ધ અમરચંદે સવારે ફુલકુંવરને હિમ્મત આપી.

"અને તમે મારાં મ્હોટાં બ્હેન તરીકે રહો એવી મારી વિનંતિ છે." મધુરીએ મધુર ટહૂકો કર્યો.

"પિતાજી ! આપ મારા ધર્મના પિતા છો. આ અજાણ્યા દેશમાં આપે એક અજાણી અબળાને જે સહાય આપી છે તે માટે પ્રભુ આપનું કલ્યાણ કરશે." રાત્રે રડતી ફુલકુંવર આજે અમરચંદને હિંમતવાન જણાઇ.

ફુલકુંવરની સર્વ હકીકત જાણ્યા પછી અમરચંદ શેઠે સુવર્ણપુરી પત્ર લખી ફુલકુંવરના સર્વ ખબર આપવા સૂચવ્યું.

"હું આજે જ આ બધા ખબર સુવર્ણપુરી આપું છું."

"નહિજી–જ્યાં સુધી મારા પતિનો પત્તો લાગ્યો નથી ત્યાં સુધી ત્યાં કંઇ પણ ખબર આપવા નકામા છે. મારી ઇચ્છા છે કે એમની ભાળ લાગે તેટલો વખત અહીં જ રહેવું."

"ધન્યભાગ્ય બ્હેન ! મારી મધુરીની મોટી બ્હેન તરીકે રહે. આ ઘર તારૂં જ છે." મોતીમાએ વાત્સલ્યભાવ બતાવ્યો.

પિતાજી ! આપ હવે કૃપા કરી મને આજને આજ એક રેંટીઓ લાવી આપો. હું ઇશ્વરભજન કરીશ અને સાથે સાથે રેંટીએ કાંતીસ."

ફુલકુંવરની ઇચ્છા મુજબ અમરચંદે તુરત એક રેંટીઓ મંગાવી આપ્યો. પોતાના પહેડાને છેડેથી છોડેલ પારેર પુણીથી ફુલકુંવરે કાંતવાનું શરૂ કર્યું. ફુલકુંવરનું કાંતેલું સૂતર જોઇ અમરચંદને બહુ સંતોષ થયો. અને પોતે આ સુતરનો ઉપયોગ કરશે એવી માગણી કરી. પિતા ને પુત્રી વચ્ચે હવે એવી ગોઠવણ થઇ કે જેટલું રૂ ફુલકુંવર કાંતે તેથી બમણું રૂ અમરચંદે આપવું. આમ ક્રમેક્રમે ફુલકુંવર રૂ મેળવી પોતાનું કામ વધારતી જ ગઇ. હવે ફુલકુંવરની તપશ્ચર્યાની અસર મધુરીને લાગી. તેણે પણ રેંટીઆનું પૂજન આદર્યું. મધુરીએ પણ કાંતેલ સુતરથી બમણું રૂ મેળવવું શરૂ કર્યું. હવે ફુલકુંવર અને મધુરી બન્ને મળી સારૂં રૂ એકઠું કરી શકી. આસ્તે આસ્તે પાડોશણો કુથલીનિંદા છોડી અમરચંદને ડેલે એકઠી થવા મંડી. થોડા વખતમાં એક મોટું કાંતવાનું ખાતું હોય તેમ ફુલકુંવરની સરદારી નીચે રેંટીઆઓ શરૂ થયા. પારેર પુણીથી શરૂ થયેલું આ રેંટીઆખાતું હવે રૂના ગંજથી ભરાવા લાગ્યું. અમરચંદે બમણું રૂ આપવાની પ્રથા ચાલુ રાખવાથી ફુલકુંવરને કાર્ય કરવાની અચ્છી સવડ મળી ગઇ. તેણે મેઘબંદરની ભીખારણોને એકઠા કરી સમજાવી રેંટીએ બેસાડી. અંત્યજવર્ગની બ્હેનોએ પણ ફુલકુંવરની ઉદારતાનો લાભ લીધો.

કાંતેલું સુતર વણાવી ખાદી બનાવવાનું કામ અમરચંદ શેઠે ફુલકુંવરની દેખરેખ નીચે શરૂ કરાવ્યું. ઝીણામાં ઝીણું સુતર કાંતી, તેના વેજાં વણાવી તેને વિવિધ રંગોથી રંગાવી, તેમાં કલાપૂર્ણ બુટ્ટીઓ ભરાવી મેઘબંદરની બજારમાં ફુલકુંવરના ખાતાનાં વસ્ત્રોના નમૂના અમરચંદે મૂકયા. મેઘબંદરની ગરીબી હવે ધીમે ધીમે નાસતી દેખાઇ.

મેઘબંદરનરેશ જનકરાયને કાને આ વાત જતાં વાર લાગી નહિ. મેઘબંદરની ભીખારણો રેંટીઓ ફેરવી પોતાનું ગુજરાન ચલાવે છે, મેઘબંદરની અંત્યજવર્ગની બ્હેનોએ કાંતવાનું તથા વણવાનું કામ શરૂ કરી દીધું છે, શહેરના કારીગરો સારી કલામય કારીગરીને પુનર્જીવન આપી રહ્યા છે, ગામમાંથી ગરીબી ઓછી થતી જાય છે અને લોકો સંતોષી જીવન ગાળતાં શીખ્યાં છે એ સર્વે ખબર મળતાં જનકરાયે અમરચંદને અભિનંદન આપવા માટે તેડાવ્યો.

ફુલકુંવરને હાથે કંતાયેલ બારીકમાં બારીક સુતરની ખાદી રંગાવી–તેમાં જરીની બુટ્ટીઓ ભરાવી એક કસુંબલ ચુંદડી રાજકુમારી નલિની માટે અમરચંદ ભેટ તરીકે લઇ આવ્યો. જનકરાય બહુ પ્રસન્ન થયો. આવી સુંદર દેશી ચુંદડી પોતાના નગરમાં બને છે એ જોઇ આ પ્રજાપ્રિય રાજાને આનંદ થયો.

"અમરચંદ શેઠ ! તમે મેઘમંદરની જૂની કારીગરી પાછી જીવતી કરી રાજ્યની પરમ સેવા બજાવી છે."

"બાપુ ! આ બધો યશ મારી ધર્મની પુત્રી ફુલકુંવરને છે."

"હા. મેં એનું નામ મેઘમંદરમાં સર્વત્ર સાંભળ્યું છે. મેઘમંદરના ગરીબોની એ દેવી છે. જ્યારે જ્યારે હું રાત્રિના નગરચર્યા જોવા નીકળું છું ત્યારે ઘેરઘેર ફુલકુંવરનું નામ લોકોને મોઢે મેં સાંભળ્યું છે. હજારો ગરીબો એને આશિર્વાદ આપે છે. એ કોણ છે, વારૂ ?"

અમરચંદે ફુલકુંવરની કહાણી ટૂંકમાં કહી સંભળાવી. રાજાએ ફુલકુંવરને મળવા ઇંતેજારી બતાવી.

"નલિની પણ એ બ્હેનને જોવા આતુર છે, અને એની પાસેથી આવું સુન્દર કાંતતાં શીખવા માગે છે. હમણાં એ આવી શકશે ?" અમરચંદ સામે જનકરાયે આતુરતાભરી દ્રષ્ટિ ફેંકી.

"જી, હા."

તુરતજ એ સ્વાર સાથે પાલખી અમરચંદ શેઠને ઘેર ગઇ અને પૂરતા માનસહિત ફુલકુંવરને રાજમહેલમાં લાવવાનો રાજાજીનો હુકમ અમલમાં મૂકાયો.

સાદાં વસ્ત્રોમાં સજ્જ થયેલી ફુલકુંવર રાજમહેલમાં આવી પહોંચી. રાજાજીને નમસ્કાર કરી તેણે પોતાનું આસન લીધું.

"બ્હેન ! તમે રાજ્યની અનુપમ સેવા બજાવી છે. ભીખારીઓનો ત્રાસ દૂર કરવા રાજ્યકાયદો સત્તાથી કંઇ કરે તેના કરતાં એ વિષયમાં તમે જે કામ કર્યું છે તે જોઇ હું ખૂબ પ્રસન્ન થયો છું."

"મહારાજ ! આ બાબતમાં બધું માન મ્હારા આ ધર્મના પિતાને ઘટે છે. મેં તો રેંટીઓ એ સ્ત્રીજીવનમાં ધર્મરૂપે રહે, તો ગૃહને આંગણે શિલવંતુ જીવન ગુજારી ગરીબ બ્હેનો પોતાનું પોષણ કરી શકે, એજ વિચારે આ કાર્ય આદર્યું છે. જો પિતાજીની ઉદાર મદદ ન હોત તો હું કંઇપણ કરી ન શકત."

"તમારી વ્યવસ્થાશક્તિ માટે તમે ધન્યવાદને પાત્ર છો. તમે મેઘમંદરની જૂની કારીગરી પાછી સજીવન કરી છે. આ રાજ્યનું તમે રત્ન છો."

જનકરાયની કૃપા ફુલકુંવર ઉપર ઉતરી. 'કાં રામ ધણી કાં ગામ ધણી' એ ન્યાયે ફુલકુંવરની વ્હારે પ્રભુ ધાયો. રાણીવાસમાં પણ ફુલકુંવરને બહુ સન્માન મળ્યું. જે વર્ગ રાતદિવસ એશઆરામમાં રહે છે તેના જીવનમાં રેંટીઓ આશિર્વાદરૂપ થઇ પડશે, એ વિચારે રાજાસાહેબે રાજકુટુંબમાં-ભાયાતોમાં રેંટીઆ દાખલ કર્યા. રાજકુમારી નલિની ફુલકુંવરની શિષ્યા બની.

હવે રાજ્યની મદદથી હાથકંતામણ ને હાથવણાટમાં નવી નવી કારીગરી શરૂ થઇ. થોડા વખતમાં દૂરદૂરના દેશોમાં મેઘમંદરનું નામ મોખરે ચઢ્યું. આખા મેઘમંદરમાં રેંટીઆના કર્ણપ્રિય સંગીતના રણકાર ગાજી રહ્યા. રાજમહેલમાં કે ગરીબની ઝુંપડીમાં, દેવમંદિરમાં કે અંત્યજવર્ગના નિવાસસ્થાનમાં ફુલકુંવરનું નામ ઘરગથ્થુ થઇ પડ્યું.

આજે જનકરાયની પચાસમા વર્ષની જયંતિ છે. આખો દરબાર મેઘમંદરમાં કંતાયેલ અને રંગાયેલ વિવિધકલાઅંકિત વસ્ત્રોમાં શોભી રહ્યો હતો. રાજાસાહેબે પ્રજાને અનેક પ્રકારની બક્ષિસો આપી. અમરચંદને 'ગરીબના બેલી'નો અર્થપૂર્ણ ખેતાબ આપ્યો. રના વાવેતરમાંથી રાજભાગ માફ કરી પ્રજાને અપૂર્વ સંતોષ આપ્યો.

દરબાર બરખાસ્ત કરી રાજમહેલમાં આવતાંવાર રાજાજીએ ફુલકુંવરને તેડાવી.

"ફુલકુંવર ! ત્હેં મારી પ્રજાને સ્વાશ્રયના પાઠ શીખવ્યા છે. રાજ્યની આબાદીમાં તારો મુખ્ય હિસ્સો છે. માટે માગી લે, આજે તું જે માગે તે આપવા હું તૈયાર છું."

"રાજાજી ! આપ દેવમૂર્તિ છો. મેં તો માત્ર મનુષ્યજાત તરફની મારી ફરજ બજાવી છે. તેનો બદલો લેવાની મારી કંઇપણ ઇચ્છા નથી."

"નહિ નહિ, ફુલકુંવર ! તું જે માગીશ તે હું આપવા તૈયાર છું. આ બદલો નહિ પણ બક્ષિસ છે." રાજાજીનો અત્યંત આગ્રહ જોઇ ફુલકુંવરે તકનો ઉપયોગ સાધ્યો.

" મારે બક્ષિસમાં બીજુ શું જોઇએ ? માત્ર રાજસેવા. જો આપ ખરેખર કંઈ આપવા ઈચ્છતા હો તો જેટલી સત્તા રાજ્યમાં આપની છે એટલી સત્તા મને મળે, જે દ્વારા હું પ્રજાની સેવા કરી શકું. "

" કબૂલ છે બેટા ફુલ ! તું મ્હારી બીજી નલિની છે. આ રાજ્ય તારૂં છે. તું ચાહે તે કરી શકીશ." રાજાજીએ ઉત્સાહપૂર્વક પોતાનું વચન પાળ્યું.

૫

જે બંદરે દેશપરદેશના વહાણો ઉતરતાં તે સ્થળે ફુલકુંવરે ખાસ બંગલો બંધાવી જકાતખાતું પોતાના હાથમાં લીધું. રાજ્ય કેમ આબાદ બને, પ્રજા પરદેશી માલના બોજામાંથી કેમ મુક્ત થાય એ વિષયમાં ત્હેણે ઉપયોગી સુધારા કર્યા. જનકરાય તો ફુલકુંવરની રાજકીય પ્રકરણમાં રાજવંશીને છાજે તેવી બુદ્ધિ જોઇ તાજુબ થયો. ધીમે ધીમે ન્યાયખાતામાં ફુલકુંવરે રાજાજીને મદદ કરવાનું માથે લીધું. પ્રજાને ફુલકુંવરની ન્યાય તોળવાની શક્તિથી બહુ સંતોષ થયો. રાજાનો પાટવીકુમાર જે દરજ્જો ભોગવે તે દરજ્જે ફુલકુંવર રાજાનો જમણો હાથ થઇ પડી. રાજ્યવ્યવસ્થામાં પણ તે રેંટીઆને ભૂલી નહિ. જે પાશેર પુણીમાંથી તેને આ પાદશાહી પ્રાપ્ત થઇ હતી તે પુણીની પૂજા તેણે નિશદિન ચાલુ રાખી હતી.

સુધાકર ગુમ થયાને પૂરા પાંચ વર્ષ થયાં. હવે પાદશાહી ભોગવતી ફુલકુંવરને સ્વામીની યાદ દરપળે આવવા લાગી. હવે તે ગમે ત્યાંથી જલદી આ તરફ આવશે જ એવી તેની ગણત્રી હતી. હમણાં હમણાં તે ખાસ કરી બંગલાની બારીએ બેસી નિત્ય નવીન આવનાર મુસાફરોને બારીકાઇથી નીરખતી હતી.

આજે જાવાબંદરથી મોટી સંખ્યામાં વહાણો આવ્યાં છે એવા ખબર મળતાં તે આતુરતાથી મુસાફરો પર નજર રાખતી બેઠી હતી.

" હા, એજ ! " તેનાથી એકદમ બોલાઇ ગયું. પાંચ પાંચ વર્ષ થયાં છતાં એજ પોતાનો પ્રિયતમ છે તે આ ચતુર નારી પારખી ગઇ. તેની આંખોમાં હર્ષાશ્રુ આવ્યાં. માણસને બોલાવી તેને ખાનગી હુકમ આપ્યો.

જેટલા મુસાફરો આવતા તેને જકાતખાતા તરફથી અગાઉ બહુ કનડગત થતી, પણ જ્યારથી ફુલકુંવરે એ ખાતું હાથમાં લીધું ત્યારથી મુસાફરોની પ્રમાણિકતા પર વિશ્વાસ રાખવાની પ્રણાલી શરૂ થઇ હતી. સર્વ મુસાફરોમાંથી સુધાકરને બંદરકાંઠાના અધિકારીએ ખાસ રોક્યો.

" કેમ, ભાઇસાહેબ ! હેરાન કરવો હોય તો અગાઉથી કહેજો. પણ લાંબી મુસાફરીથી થાકી ગયો છું માટે જલદી નિકાલ થાય તેમ કરજો. તમારે જોઇએ તો......"

" શેઠ ! આપના વહાણમાં ઘણો સામાન છે એટલે અમારા ' બા ' પાસે ખાસ પરવાનગી મેળવવી પડશે. "

" જેવો હુકમ. હુકમને કંઇ ના પડાશે ? "

" શેઠ ! આજે તમે અમારા મહેમાન છો. તમારે માટે સર્વ બંદોબસ્ત અમે કરીશું " ફુલકુંવરના ખાનગી માણસે શેઠને આમંત્રણ આપ્યું.

જકાતખાતાના અધિકારીને કહી તે માણસ સુધાકરને બંગલા ઉપર લઇ ગયો. દાખલ થતાં દાસદાસીઓએ સુધાકરનું પ્રેમપૂર્ણ સ્વાગત કર્યું. સુધાકરની હાલત અત્યારે બહુ કફોડી હતી. પોતાની પત્નીનું શું થયું હશે ? જો આ ઉપાધિમાંથી જલદી નિકાલ થાય તો ગામમાં જઇ તપાસ કરવા તે ઇંતેજાર હતો. અત્રે તેનું એક વાત ઉપર ખાસ ધ્યાન ખેંચાયું. પાંચ વર્ષ ઉપર જ્યારે તે અહીં આવ્યો હતો ત્યારે રાજાનું રાજ્ય હતું, આજે આ ' બા ' કોણ ?

બારીક તપાસ કરાવ્યા પછી ફુલકુંવરની ખાત્રી થઇ કે આજ પોતાનો પતિ છે. તેણે તુરત સ્વાર મોકલી અમરચંદને તેડાવ્યો અને પોતાની જે હકીકત આજસુધી ખાનગી રાખી હતી તે કહી સંભળાવી.

"અમરચંદ શેઠ! તમે મેઘમંદરની જૂની કારીગરી પાછી જીવતી કરી રાજ્યની પરમ સેવા બજાવીછે."

"બાપુ! આ બધો યશ મારી ધર્મની પુત્રી ફુલકુંવરને છે."

"હા. મેં એનું નામ મેઘમંદરમાં સર્વત્ર સાંભળ્યું છે. મેઘમંદરના ગરીબોની એ દેવી છે. જ્યારે જ્યારે હું રાત્રિના નગરચર્ચા જોવા નીકળું છું ત્યારે ઘેરઘેર ફુલકુંવરનું નામ લોકોને મોઢે મેં સાંભળ્યું છે. હજારો ગરીબો એને આશિર્વાદ આપે છે. એ કોણ છે, વારૂ?"

અમરચંદે ફુલકુંવરની કહાણી ટૂંકમાં કહી સંભળાવી. રાજાએ ફુલકુંવરને મળવા ઇંતેજારી બતાવી.

"નલિની પણ એ બ્હેનને જોવા આતુર છે, અને એની પાસેથી આવું સુન્દર કાંતતાં શીખવા માગે છે. હમણાં એ આવી શકશે?" અમરચંદ સામે જનકરાયે આતુરતાભરી દ્રષ્ટિ ફેંકી.

"જી, હા."

તુરતજ બે સ્વાર સાથે પાલખી અમરચંદ શેઠને ઘેર ગઇ અને પૂરતા માનસહિત ફુલકુંવરને રાજમહેલમાં લાવવાનો રાજાજીનો હુકમ અમલમાં મૂકાયો.

સાદાં વસ્ત્રોમાં સજ્જ થયેલી ફુલકુંવર રાજમહેલમાં આવી પહોંચી. રાજાજીને નમસ્કાર કરી તેણે પોતાનું આસન લીધું.

"બ્હેન! તમે રાજ્યની અનુપમ સેવા બજાવી છે. ભીખારીઓનો ત્રાસ દૂર કરવા રાજ્યકાયદો સત્તાથી કંઇ કરે તેના કરતાં એ વિષયમાં તમે જે કામ કર્યું છે તે જોઇ હું ખૂબ પ્રસન્ન થયો છું."

"મહારાજ! આ બાબતમાં બધું માન મ્હારા આ ધર્મના પિતાને ઘટે છે. મેં તો રેંટીઓ એ સ્ત્રીજીવનમાં ધર્મરૂપે રહે, તો ગૃહને આંગણે શિલવંતુ જીવન ગુજારી ગરીબ બ્હેનો પોતાનું પોષણ કરી શકે, એજ વિચારે આ કાર્ય આદર્યું છે. જો પિતાજીની ઉદાર મદદ ન હોત તો હું કંઇપણ કરી ન શકત."

"તમારી વ્યવસ્થાશક્તિ માટે તમે ધન્યવાદને પાત્ર છો. તમે મેઘમંદરની જૂની કારીગરી પાછી સજીવન કરી છે. આ રાજ્યનું તમે રત્ન છો."

જનકરાયની કૃપા ફુલકુંવર ઉપર ઉતરી. 'કાં રામ ધણી કાં ગામ ધણી' એ ન્યાયે ફુલકુંવરની વ્હારે પ્રભુ ધાયો. રાણીવાસમાં પણ ફુલકુંવરને બહુ સન્માન મળ્યું. જે વર્ગ રાતદિવસ ઓઝલમાંજ રહે છે તેના જીવનમાં રેંટીઓ આશિર્વાદરૂપ થઇ પડશે, એ વિચારે રાજાસાહેબે રાજકુટુંબમાં-ભાયાતોમાં રેંટીઆ દાખલ કર્યા. રાજકુમારી નલિની ફુલકુંવરની શિષ્યા બની.

હવે રાજ્યની મદદથી હાથકંતામણ ને હાથવણાટમાં નવી નવી કારીગરી શરૂ થઇ. થોડા વખતમાં દૂરદૂરના દેશોમાં મેઘમંદરનું નામ મોખરે ચઢ્યું. આખા મેઘમંદરમાં રેંટીઆના કર્ણપ્રિય સંગીતના રણકાર ગાજી રહ્યા. રાજમહેલમાં કે ગરીબની ઝુંપડીમાં, દેવમંદિરમાં કે અંત્યજવર્ગના નિવાસસ્થાનમાં ફુલકુંવરનું નામ ઘરગથ્થુ થઇ પડ્યું.

આજે જનકરાયની પચાસમા વર્ષની જયંતિ છે. આખો દરબાર મેઘમંદરમાં કંતાયેલ અને રંગાયેલ વિવિધકલાઅંકિત વસ્ત્રોમાં શોભી રહ્યો હતો. રાજાસાહેબે પ્રજાને અનેક પ્રકારની બક્ષિસો આપી. અમરચંદને 'ગરીબના બેલી'નો અર્થપૂર્ણ ખેતાબ આપ્યો. રૂના વાવેતરમાંથી રાજભાગ માફ કરી પ્રજાને અપૂર્વ સંતોષ આપ્યો.

દરબાર બરખાસ્ત કરી રાજમહેલમાં આવતાંવાર રાજાજીએ ફુલકુંવરને તેડાવી.

"ફુલકુંવર! ત્હેં મારી પ્રજાને સ્વાશ્રયના પાઠ શીખવ્યા છે. રાજ્યની આબાદીમાં તારો મુખ્ય હિસ્સો છે. માટે માગી લે, આજે તું જે માગે તે આપવા હું તૈયાર છું."

"રાજાજી! આપ દેવમૂર્તિ છો. મેં તો માત્ર મનુષ્યજાત તરફની મારી ફરજ બજાવી છે. તેનો બદલો લેવાની મારી કંઇપણ ઇચ્છા નથી."

"નહિ નહિ, ફુલકુંવર! તું જે માગીશ તે હું આપવા તૈયાર છું. આ બદલો નહિ પણ બક્ષિસ છે." રાજાજીનો અત્યંત આગ્રહ જોઇ ફુલકુંવરે તકનો ઉપયોગ સાધ્યો.

કેદી તો ભાન ભૂલ્યો. ફુલકુંવરને જોતાં પોતાની યુવાન પત્નીનું મોહક મુખડું સુધાકરને યાદ આવ્યું. તે નિરખી નિરખીને તેને જોવા લાગ્યો. આ દિલની શંકા કોની પાસે રજુ કરાય ? જો પોતે ખોટા પડે તો રાજ્યનો ગુન્હેગાર બને. તેથી તે ચૂપ રહ્યો.

વધુ તપાસ માટે હમણાં આ ખટલો મુલતવી રહ્યો. સિપાઇઓ સુધાકરને લઈ ગયા. ફરી અમરચંદ હસ્યો.

" શેઠ ! તમારો જામીન પડે એવું આ ગામમાં કોઈ નથી ? "

" મારી સ્ત્રી સિવાય બીજું અહીં કોઇ ન્હોતું. " આમ કહી તેણે પોતાની બધી હકીકત અમરચંદ આગળ પેટ ખોલીને કહી. બોલતાં બોલતાં તે ગળગળો થઇ ગયો.

" ઉભા રહો ! ગભરાઓ નહિં. " ધીરજ આપતો અમરચંદ ઉપર ગયો.

થોડીવારમાં એજ જાડો ઘાઘરો અને એજ ધીંગો પછેડો ઓઢી ફુલકુવર અમરચંદ સાથે કેદી પાસે આવી ઉભી રહી.

" આ કોણ ? " અમરચંદે કેદીને પ્રશ્ન કર્યો.

" એજ મ્હારી પત્ની !" હર્ષાતુર હદયે સુધાકર બોલી ઉઠયો.

" અરે એ તો અમ્હારા રાજ્યના ધણી છે. " અમરચંદ કટાક્ષમાં હસ્યો.

" હું નહિ પણ એમણે આ પછેડાને છેડે બાંધેલી પારોર પુણી આ રાજ્યની ધણી છે ", ફુલકુંવર પણ બોલતી બોલતી હસી.

" ત્યારે તમે જામીન પડી આમને છોડાવશો કે ? " વૃદ્ધ અમરચંદ રસિયો બન્યો.

સુધાકર સમજી ગયો કે ન્યાયાસનપર બિરાજેલ "બા" તેજ ફુલકુંવર, અને પોતે તેનો રાજ્યકેદી !

તુરતજ સિપાઇઓને ત્યાંથી ચાલી જવા હુકમ થયો. સુધાકર છૂટો થયો.

"સુધાકર શેઠ ! આ પારોર પુણીમાંથી પાદશાહી જોઇ ? " અમરચંદે પ્રશ્ન કર્યો.

"મેં જોયું અને આખું જગત પણ જોશે કે પારોર પુણી શું કરી શકે છે. "

તુરત જ જનકરાયને લઈ સુધાકર, અમરચંદ અને ફુલકુંવર આવી પહોંચ્યાં. ફુલકુંવર તથા સુધાકરની હકીકત આખા મેઘબંદરમાં ઘેર ઘેર પહોંચી ગઈ. પારોર પુણીમાંથી પાદશાહી એ આજે મેઘબંદરમાં ઘરઘરનો વિષય થઇ પડયો.

× × ×

જોઇએ છે નૂતન યુગમાં પારોર પુણીની પૂજારણ-ફુલકુંવર જેવી બ્હેનો !

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

# શાંતિનિકેતનનાં પર્વ

## ૧. હોળીમહોત્સવ

વિશ્વ સાથે જોગ જોગવવો એ તો આ આશ્રમનો મુખ્ય મંત્ર છે—પુરુષ સાથે તેમજ પ્રકૃતિ સાથે. પુરુષ સાથેના જોગની વાત આ પ્રસંગે કરતો નથી, માત્ર પ્રકૃતિ સાથેના જોગ સમ્બંધે જ કંઇક કહું છું.

પ્રકૃતિને ખોળે ખેલવું એ આપણા પ્રાચીન જીવનનું મુખ્ય અંગ હતું. એજ ઉદ્દેશે આપણાં તપોવનો યોજાયાં હતાં. વનસ્પતિ જેમ ઋતુઓમાંથી પ્રેરણા પામે છે, ઋતુઋતુનાં ફળફૂલ આપે છે, એમ તપોવનના ઋષિમુનિઓ પ્રેરણાઓ પામતા ને ઋતુઋતુના ઉત્સવો ઉજવતા. તેમનાં યજ્ઞ આદિમાં પણ એ સ્પષ્ટ જોઇ શકાય છે. કુદરતની સોડમાં એ રહેતા. પ્રાચીન ભારતપ્રજા જે પ્રકૃતિજીવન જીવતી એવું જીવન કોઈ પ્રજા જીવી નથી. આજે આપણે પણ ભૂલ્યા છીએ.

યૂરોપ સૌન્દર્ય પામવાને અનેક વિધિઓ અજમાવે છે, પણ તેનું જીવન માત્ર આર્થિક—ભૌતિક હોવાને લીધે ઘણું ધન કમાયા છતાં તે પ્રકૃતિજીવન જીવવા ભાગ્યશાળી થયું નથી. પ્રકૃતિથી વંચિત થયેલ એ પ્રજા આપણે માથે આવી પડી ને પોતાનો સુધારો—Civilization—ઉત્કર્ષ લેતી આવી. ચોખામાંના કાંકરીઆનીપેઠે આપણામાં અંગ્રેજ ભળ્યો નહિ ને તેથી આપણી ભાવના સમજી શક્યો નહિ—એણે સમજવાનો પ્રયત્ન પણ કર્યો નહિ. પરિણામે એણે આપણા પ્રકૃતિજીવનને જંગલી માન્યું. એની ભાવનાના કારખાનામાં ઘડાએલા આપણા લોકોએ પણ આપણને જંગલી માન્યા, અને ત્યાંજ અવનતિની અવધિ.

વસંતમાં પ્રકૃતિ ખીલે છે. આખા વરસમાં ત્યારે પ્રકૃતિમાં જુવાની આવે છે, એનાં ફૂલ ખીલે છે, એનાં પક્ષી ટહૂકે છે. કોયલનો ટહૂકો સાંભળીને કોનું લોહી ઉછળ્યું નથી? સમસ્ત પ્રકૃતિ ખીલે ને માનવી ન ખીલે તો જરૂર જાણીએ કે એ પ્રકૃતિથી અળગો થયો છે. હિંદુ તો ખીલતો ને હજીયે ખીલે છે. વસંત આવી, હોળી આવી, આંબાનો મૉર દીઠો, પલાશનાં—ખાખરીનાં—ફૂલ જોયાં ને હૃદય થનથન નાચી ઉઠ્યું, પ્રકૃતિના ગાન સાથે તાલ દેવાને હૃદય હિલોળે ચઢ્યું. હોળી ઉપર પ્રકૃતિરંગે રંગાવાનું મન થયું. પણ સરકારે અને સુધારાએ વાર્યાં, કોઇએ એવાં નાગાં તોફાન કરવાં નહિ એવું કહીને કાયદાની એકાદ કલમ લાગુ કરી દીધી.

કેટલીકવાર તોફાનો થતાં, લડાઇઓ થતી. તે અટકાવવી યોગ્ય લાગે તો અટકાવાય, પણ એવી લડાઇઓથી માણસમાં જે શૌર્ય રહેતું તેને તો કોઇ રીતે સાચવવાની જરૂર હતીજ. આપણે જંગલી ગણાતા છતાં તે દિવસે ગામોમાં જેટલી ધાડો પડતી તેથી વધારે ધાડો આજે આપણા સભ્યતાના કાળમાં પડે છે.

પણ પ્રકૃતિની પાસે જવામાં ને તેને રંગે રંગાવામાં જે આનંદ છે તે કેવળ નિર્દોષ છે. અમારે અહીં તો કુમારિકાઓએ વસંતપંચમીને દિવસે જ પોતાનાં કપડાં વસંતરંગે—કેસુડારંગે રંગી કાઢ્યાં હતાં ને એ જ કપડાં પહેરતી હતી.

હોળી આવી. તે આ વર્ષે ખેલાશે કે કેમ તે બાબત કંઇક શંકા હતો, પણ સવારમાં જ નાનાં બાળ-

કોએ શરૂ કર્યું. મોટા છાત્રો ઉપર ને શિક્ષકો ઉપર રંગ છાંટયો. દારૂમાં દેવતા પડે પછી તે કંઈ દારૂ ઢાંકયો રહેતો હશે ? એક એક બધા આવી પડયા, ને આખો આશ્રમ રંગે રંગાઈ રહ્યો. અમારે અહીં એવાં કોઈ સભ્ય માનવી વસતાં નથી, કે રંગે રંગાવાથી પોતાને અસભ્ય માની લે ને તેથી રંગ છાંટનાર ઉપર રાગ કરે. અહીંનું કંઈ વાતાવરણ જ એવું છે કે બહારના જગતમાંથી આવેલા સભ્યજનો પણ અહીં આવીને પ્રકૃતિના બની જાય. શું હિન્દી કે શું યુરોપિયન, શું મુસલમાન કે શું ખ્રિસ્તિ સૌ નાતજાતના, ધર્મના ને રંગના ભેદ ભૂલી ગયા ને સૌ વસંતરંગી બની ગયા. યૂરોપથી ગઈ સાલ આવેલા શ્રીતસરલાન્ડના મિ. બેન્ના અને આ સાલજ આવેલા પ્રાગ યુનિવર્સિટીના ગંભીર પંડિત ડો. વિન્ટરનિત્સ તથા ત્યાંની જ બીજી યુનિવર્સિટીના પંડિત ડો. લેસની, અને અમારા જુના આશ્રમવાસી સદ્ભકત પિયર્સન આદિ યૂરોપિયનો પણ કેસુડે ને ગુલાલે રંગાયા. ડો. વિન્ટરનિત્સની ઉમર સાઠ વર્ષ ઉપરની છે એ જાણશો ત્યારે વધારે આશ્ચર્ય પામશો. સૌ જાણે વસંતના ફુલ હોય એમ દેખાતા.

સ્ત્રીઓનાં જો કૃત્રિમ બંધ તૂટે તો કંઈ એમના હૃદયમાં વસંત નથી ઉછળતો એમ તો છે જ નહિ. અમારે અહીં સ્ત્રીવર્ગ જેટલી સ્વતંત્રતા ભોગવે છે એટલી તે દેશની કોઈ પણ શિક્ષણસંસ્થામાં નહિ ભોગવતો હશે. કુમારિકાઓ રંગ છાંટતી નીકળી. પહેલાં ગુરૂપત્નીમાં સૌ ચાલી, અને ગુરૂઓના ઘરમાં પેસી પેસીને સૌ ગૃહિણીઓને બહાર કાઢી વસંતકુસુમેથી રંગી કાઢી. સ્ત્રીવૃંદ એકઠું થઈને ખૂબ રંગ ઉડાડવા લાગ્યું. ખડખડ હસતે કોયલો પણ થંભી ગઈ.

બપોર થયે—જમવાનો વખત થયે—સૌ ન્હાઈધોઇ પોતપોતાને ઠેકાણે પડયા.

સંધ્યાકાળ થયો. પલાશના ફુલને રંગે વસંતચંદ્ર ઉગ્યો. પ્રખ્યાત કલાધર નંદલાલ બોઝે અને તેમના ચિત્રકારોએ ટેનિસગ્રાઉંડને નાના પ્રકારના રંગે ચીતરી કાઢયો હતો. બધા આશ્રમવાસીઓ ત્યાં એકઠા થયા. ધીરે ધીરે કુમારિકાઓ ને ગૃહિણીઓ પણ આવી ત્યાં બેસી ગઇ. બે બાજુએ પુરૂષવર્ગ બેઠો, એક બાજુએ સ્ત્રીવર્ગ બેઠો, અને ચોથી બાજુએ ગાયકવર્ગ બેઠો હતો. ગાયકવર્ગમાં ગાનવર્ગના કુમારો, કુમારિકાઓ અને શિક્ષકો હતા.

ગાન શરૂ થયાં. આજે તો બીજાં શેનાં ગાન હોય? વસંતનાં ગાન ગવાવાં લાગ્યાં અમારા આચાર્ય—ગુરૂદેવ—જગતકવિનાં વસંતનાં ગાન છૂટયાં ને સૌનાં લોહી ઉછળવા લાગ્યાં. વારે વારે સૌ ગાયકવર્ગ ઉભો થઇ જતો ને અભિનયે ગાવા મંડી પડતો. વસંતનો દક્ષિણવાયુ કેમ છૂટે છે એ દેખાડવાને માટે સૌ પોતપોતાના પાલવ ઉંચા કરી દક્ષિણથી ઉત્તર તરફ હલાવતાં. એકાદ કલાક વસંતનાં સૌએ વધામણાં લીધાં. મને લાગે છે કે તે વખતે ભાગ્યે જ કોઇના મનમાં સંસારની કંઇ ચિંતા સાલતી હશે. અને શું માણસના જીવનમાં આવી આનંદ ઘડીની જરૂર નથી ? નિરાનંદીનો જ જન્મ સફળ છે ?

રાતનું જમવાનું પણ ટેનિસગ્રાઉંડ ઉપરજ હતું. રસોડામાંથી રંધાઇને ત્યાં આવ્યું હતું. સૌ પોતપોતાને ફાવે તેમ હારબંધ ગોઠવાઇ ગયું. સ્ત્રીમંડળ એકબાજુ બેઠું હતું. સામે જ ડો. વિંટરનિત્સ, ડો. લેસની, મિસ ફ્લાઉમ વગેરે યૂરોપિયન તથા હિંદી મંડળ બેઠું હતું. યૂરોપિયનો પણ જમીન ઉપર બેઠા હતા ને હાથે જમતા હતા. ત્યાં હું જઈ ચડયો. ડો. લેસનીએ મારો હાથ ઝાલી કહ્યું કે આજે તો બહુ જ આનંદ અનુભવ્યો, મને આખો રંગી કાઢયો. વૃદ્ધ ડો. વિંટરનિત્સ હસતાં હસતાં બોલી ઉઠયાઃ મને પણ. પછી આપણા આ જીવન સંબંધી મેં વાત કરવા માંડી ને પૂછયુંઃ યૂરોપમાં તમે આવો આનંદ મેળવી શકો છો ? તેમણે માથું ધુણાવી કહ્યુંઃ ના, ના, અમે તો પ્રકૃતિથી બહુ વિમુખ થઇ ગયા છીએ, અમે આનંદ માટે ફાંફાં મારીએ છીએ, પણ સાચો આનંદ પામતા નથી. મેં સૂચવ્યું કે તમારે ત્યાં અહીંના જેવી સ્પષ્ટ ઋતુઓ પણ

નથી. તેમણે કહ્યું, હા, એ સાચું છે કે ટાઢ ને વાદળાંને લીધે પ્રકૃતિ ત્યાં આવી ખીલતી નથી ને અમારાં જીવન પણ કૃત્રિમ થઈ ગયાં છે. વળી કહેવા લાગ્યા કે ઈંડીઆના દરેક યુરોપિયન પંડિતે વાસ્તવિક હિંદી જીવન જોવા કમમાં કમ એકવાર તો આ દેશમાં આવવું જ જોઇએ.

એવામાં કલકત્તા યુનિવર્સિટીના એક પ્રોફેસર ત્યાં આવી ચડ્યા. મેં તેમને પૂછ્યું, કે ભાઇ, તમારી યુનિવર્સિટી આવો આનંદ લે છે? તેમણે ઉત્તર આપ્યો: અમારી યુનિવર્સિટીઓ તો યુરોપના રંગે રંગાઈ છે તેથી બેશક અનેક વખતે રેસિડંસીના વિદ્યાર્થીઓ આનંદ કરે છે, પણ પ્રકૃતિ તરફ નજર રાખીને નહિ. આથી એમનો આનંદ પ્રકૃતિ-જીવનનો નથી.

મોડી રાતે સૌ વેરાઇ ગયા, ને ફાવ્યું તે હજી-યે ચાંદનીમાં ફરવા લાગ્યા.

માનવ જીવનમાં આનંદ અતિ મહત્ત્વનો છે. તે વિનાનું-નિરાનંદ-જીવન બહુ દુઃખી છે. બેશક, આનંદમાં શુદ્ધિ આણવી જોઇએ. આપણી હોળીમાં જે ભ્રષ્ટ ભાગ પેઠો હોય તે ટાળીને તેમાં શુદ્ધિ દાખલ કરવી જોઈએ, પણ શરીરનું એક અંગ સડતાં આખા શરીરને કાપી નાંખવું એ તો સભ્યતાય નથી ને વિવેકેય નથી. કેટલીક બાબતોમાં આનંદનાં સ્થાન કે પ્રકાર ફેરવી શકાય. બાળકને ચોપડી ફાડવામાં આનંદ પડતો હોય ને ચોપડી ફાડવા દેવી ન હોય તો બીજું કોઇ રમકડું આપી તેને આનંદ આપી શકાય. પણ મોગરાનો આનંદ ગુલાબમાં ન આવે ને ગુલાબનો આનંદ તે કંઈ વસંત વ્યાખ્યાનમાળાથી ન આવે. જેમને આવે તેમને આવે પણ સમસ્ત પ્રજાને ન આવે, ને સમસ્ત પ્રજાને પણ કદાચ આવે તો પણ તેમ કરવાથી પ્રકૃતિ સાથેના જોગથી વિમુખ થવાય-પ્રકૃતિ સાથેનો જોગ રાખ્યે પ્રજા જે પ્રાકૃતિક જીવન જીવે ને તેથી જે આનંદ અને લાભ અનુભવે તે એને બદલે બીજું કશું પણ યોજવાથી ન થાય. આપણી પ્રજા પ્રકૃતિથી વિમુખ થઇ છે ને થતી જાય છે. તેને પ્રકૃતિને ખોળે પાછું જવું હોય તો ઋતુઋતુઓનાં પ્રાકૃત ને નિર્દોષ આનંદ ભોગવવા જ જોઇએ. આપણી પાઠશાળાઓ આ આનંદ માટેનાં મૂળ ધામ છે, કારણ કે પ્રજાજીવનનું મૂળ ત્યાં છે. શુદ્ધિ પણ ત્યાંથી જ આણી શકાય.

## ૨. મહાત્મા પર્વ

પણ આ આશ્રમ આનંદ સિવાય બીજું કશું જાણતો જ નથી એમ નથી. સદન પણ કરી જાણે છે.

બંગાળી સંવત્ ૧૩૨૦ માં-ઇ. સ. ૧૯૧૪ માં મહાત્માજી આ આશ્રમમાં થોડોક વખત રહ્યા હતા. તેમની પ્રેરણાથી તે વખતે આશ્રમના સૌ રસોઇઆને અને સૌ ચાકરોને રજા આપી દીધી ને છાત્રો પોતે જ રાંધવા લાગ્યા, પાણી ખેંચવા લાગ્યા અને વાસણ માંજવા લાગ્યા. બેએક માસને અનુભવે સમજાયું કે તેથી છાત્રો અભ્યાસ બરાબર રીતે કરી શકતા નથી. છાત્રોને અભ્યાસ એ પ્રધાન વસ્તુ છે અને બીજી સૌ વાતો ગૌણ છે એમ માની પાછા રસોઇઆને તથા ચાકરોને રાખી લીધા. પણ એ પ્રસંગની યાદગીરી કાયમ રાખવા માટે દર વર્ષે એક દિવસ સૌ છાત્રો હાથે રાંધે છે ને બધું કામ હાથે કરે છે. તે દિવસે રસોઇઆને તથા ચાકરોને પૂરી છુટ્ટી આપે છે. ચૈત્ર માસની છવીસમી તારીખે એ દિવસ આવે છે.

આજે ચૈત્ર માસની છવીસમી તારીખ છે. રસોડાનું સૌ કામ આજે છાત્રોએ હાથે કરવાનું છે. સવારમાં સાત વાગે ઘંટ વગાડીને સૌ છાત્રોને એકઠા કર્યા. સૌ એકઠા થયા એટલે એક શિક્ષક નેપાળબાબુએ આજના પર્વનો મહિમા કહી સંભળાવ્યો. પછી છાત્રોનાં દળ પાડી દીધાં. અમુક દળને રાંધવાનું, અમુકને પાણી ભરવાનું ને અમુકને વાસણો માંજવાનું કામ સોંપ્યું. પોતાની થાળીવાટકી તો દરેક છાત્રે પોતે જ સાફ કરવાનો નિયમ હંમેશનો છે જ. એ કામ વહેંચાઈ રહેતાં બાકીના છાત્રોનાં વળી દળ બાંધ્યાં, ને આખા આશ્રમમાં જ્યાં કંઇ

મલિનતા દેખાય તે ખોળી ખોળીને સાફ કરવાને આશ્રમના ભાગ પાડી કામ સોંપી દીધું.

આશ્રમમાં હંમેશ સ્વચ્છતા તરફ જોઇએ એટલું ધ્યાન નથી અપાતું. મહાત્માજી જ્યારે અહીં હતા ત્યારે એમણે એવી અસ્વચ્છતા જોઇને પોતાના શિષ્યોને આશ્રમ સાફ કરી નાંખવા ઇસારો કર્યો. તેમના શિષ્યોએ સાવરણા લીધાની સાથે જ આ આશ્રમના વિદ્યાર્થીઓ તથા શિક્ષકો શરમાઇને બધું સાફ કરવા મંડી પડ્યા, છતાં હજીયે એ તરફ જોઇએ તેવું ધ્યાન નથી અપાતુ.

ઈ. સ. ૧૯૨૦ના સપ્ટેમ્બરમાં કલકત્તા કોંગ્રેસ થયા પછી આરામને માટે મહાત્માજી અહીં આવ્યા હતા ને અમુક અસ્વચ્છતા જોઇને એમણે છાત્રોને માટે જાજરૂ બાંધવાની સૂચના કરી. એ વેળાએ તો હું પણ હાજર હતો. કમિટીમાં જાજરૂ બાંધવાનું નક્કી કર્યું પણ હજી તે બંધાયું નથી. અને વળી હવે તો આશ્રમનાં મકાનો ચારે તરફ દૂર દૂર સુધી બંધાઇ ગયાં છે તેથી છાત્રોને તે બાબતની અડચણ વધારે પડે છે. અનેક તો નાના. તેમને વહેલું ઉઠવાનું ને થોડા જ સમયમાં વર્ગ શરૂ થવાના તેથી દૂર જઇ શકતા નથી અને પાસે જ—આશ્રમમાં જ—ખુણાકોલા જોઇને બેસી જાય છે. જાજરૂ બાંધ્યા વિના એ સ્થિતિ અટકે નહિ. નિયમ ગમે એટલા સુંદર હોય છતાંયે તેના પાલનનો ઘણોખરો આધાર તેની શક્યતા ઉપર છે. તમે તમારી યોજનાને માટે એક ગાઉના ઘેરાવાનો રસ્તો બનાવો, પણ સીધો ને ટુંકો રસ્તો નીકળે એમ હોય તો જરૂર પગથી પડવાની. આશ્રમમાં ગંદકી થાય તો એમાં છાત્રોનો બહુ દોષ નથી.

પણ છતાં આજે એ બધું સાફ કરવાનો નિશ્ચય હતો. એકેક દળને એકેક શિક્ષક આપ્યો. શિક્ષકો ને શિષ્યો સૌ કોદાળીપાવડા ને સાવરણી લઇ નીકળી પડ્યા. મી. પીઅર્સન અને બેન્રા, એ બે યૂરોપિયનો અને અનેક શિક્ષકો તથા શિષ્યો પાવડા ને સાવરણા લઇ ઉપડ્યા ને કામે મંડી પડ્યા. એક ઘડીમાં ખુણાકોલા સાફ થઇ ગયા, ઠેરઠેર કચરાના ઢગલા થઇ ગયા ને તેમાં અગ્નિ મૂકાયો. અગ્નિએ સૌ પાવન કરી દીધું. સાડાનવ વાગ્યામાં સૌ કામ પૂરું થયું ને સૌ જણે સ્નાન કરી નાંખ્યું. પોતાને હાથે રાંધેલું અન્ન ખાધું ને વાસણો પણ પોતે જ માંજી નાંખ્યાં. આજે પણ એ પર્વને કારણે આશ્રમમાં છુટ્ટી છે.

નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

# બાગમાં મિલન

[ વનવેલીનો એક પ્રયત્ન ] *

સ્થલ કેપ્યુલેટનો બાગ.

રોમિઓ આગળ આવે છે.

રોમિઓ

( વનવેલી )

દરદીની ગત કદી બેદરદી જાણે નહિ.[1]

( જુલિયેટ ઉપર બારીએ દેખાય છે )

પણ સબુર ! પેલી બારીમાંથી એ પ્રકાશ શેનો ફૂટી આવ્યો ? હાં. એ પ્રાચી દિશા છે ને એનો સૂર્ય જુલિયેટ છે. ઊગ ઓ સુન્દર સૂર્ય, અને પેલી અદેખી ચંદાને હરાવી દે. " મારી સહચરી મારા કરતાં વધારે સુન્દર ! " એ વિચારથી બળી બળીને એ બિમાર ફિક્કી થઈ ગઈ છે. જવા દે એ અદેખીનું સહીપણું. સાધુડીના જેવો એનો લીલો સ્વાંગ અકારો લાગે છે મને. વિદૂષક એવું પહેરે. ફેંકી દે એ. આહ મારી દેવી ! મારા પ્રાણ ! અહા એટલું જો એ જાણતી હોય તો તો કેવું સારું ! જો, એ હોઠ હલાવે છે પણ કંઈ બોલતી નથી. કાંઇ નહિ. એની આંખો બોલે છે ને તેનો હું જવાબ દઈશ. અરે ધૃષ્ટ કામી ! એ તને કશું કહેતી નથી. આકાશના સૌથી તેજસ્વી બે તારાઓને કંઇ કામ છે તે એનાં નયનોને વીનવે છે કે " અમે આવીએ ત્યાં સુધી અમારી કક્ષામાં તમે પ્રકાશ કરો. " એની આંખોને તારાઓ સ્થાનબદલો કરે તો જરૂર એના કપોલની જ્યોતિથી એ તારાઓ પ્રભાતના દીવા પેઠે ઝાંખા પડે. એની આંખો આકાશમાં એવું તેજ રેલાવી દે કે રજની પૂરી થયાની ભ્રાન્તિથી પંખી ગાવા મંડી જાય. જોયું ! એના હાથપર એ કપોલ ટેકાવે છે અરે એના હાથનું હું મોજું હોત તો હું એના કપોલનો સ્પર્શ કરી કૃતી થાત.

જુલિયેટ

અરે પ્રભુ !

રોમિઓ

એ બોલે છે. ફરી બોલ. હે તેજસ્વી દેવદૂત ! કોઈ પાંખોવાળો સ્વર્ગદૂત મંદ ગતિવાળા વાદળાને પલાણીને હવાના સમુદ્ર પર સહેલ કરતો આવે, અને પાછા પગે હઠી ઊંચું જોતા માનવીનાં ધવલ ચકિત ચક્ષુ એને જોવા ભાળે તેવો મારે માથે આ રાત્રિમાં તું ઉજ્જ્વલ ભાસે છે.

---

* શેક્સપીઅરના "રોમિઓ એન્ડ જુલિયેટ" નાટકના બીજા અંકના બીજા પ્રવેશનો અનુવાદ.

1. આગલા પ્રવેશમાં પોતાના મિત્રે કરેલો ઠઠ્ઠો સાંભળી રોમિઓ અહીં સ્વગત ઉક્તિથી તેનો જવાબ વાળે છે.

જુલિએટ

અરે રોમિઓ રોમિઓ ! શાને તું રોમિઓ થયો ?
તારૂં ગોત્ર ફેરવી દે, તારૂં નામ બીજું પાડ. ૩૫
અને એમ ન કરે તો મને પ્રેમકોલ આપ
અને તેજ ક્ષણેથી હું કેપ્યુલેટ નહિ રહું.

રોમિઓ

હું વધારે સાંભળું કે આનો જ જવાબ કરૂં ?

જુલિએટ

તારૂં નામ એજ માત્ર મારે એક વેરી છે.
તું તો તું છે. તું કંઇ મોણ્ટેગ નથી. મોણ્ટેગ
એટલે શું ? નહિ હાથ, નહિ પગ, નહિ ભુજા,
નહિ મુખ, નહિ માણસનું એકકે બીજું અંગ.
બીજું તને ગમે તેવું નામ પાડને. નામમાં શું ?
જેને આપણે ગુલાબ કહીએ છીએ તે બીજા
નામથી પ એની એજ મધુરી સુગન્ધ દેશે. ૪૫
એવી રીતે રોમિઓને રોમિઓ નહિ કહીએ
તોપણ એની કાન્ત અનુપમતા નામ વિના
એવીને એવીજ રહેશે. રોમિઓ ! તું તારૂં નામ
વિસર્જન કરી નાખ. નામ તારૂં અંગ નથી
તથાપિ એ નામ સાટે મને તું અર્ધાંગમાં લે. ૫૦

રોમિઓ

લીધી તારા વેણે તને લીધી. મને માત્ર પ્રેમ
કહીને બોલાવ એટલે હું મારો નામકર્મવિધિ
ફરી કરાવીશ અને રોમિઓ નહિજ રહું.

જુલિએટ

કોણ માનવી તું આમ રાતનો પડદો ઓઢી
મારો ભેદ જાણી લે છે.

રોમિઓ

કયા નામથી હું મારી ૫૫
ઓળખાણ કરાવું તે મને સમજાતું નથી.
મારૂં નામ વ્હાલા સન્ત ! મને અકારૂં થયું છે
કારણકે મનમાં તું એને વેરી ગણે છે.
ક્યાંક લખેલું હોત તો ફાડીને એ ફેંકી દેત.

જુલિએટ

તારા મુખના બોલેલા સો શબ્દો એ મારા કાને ૬૦
હજુ પીધા નથી તોય તારો સ્વર ઓળખું છું.
કહે તું રોમિઓ નહિ ? કહે મોણ્ટેગ નહિ ?

રોમિઓ

એકકે નહિ, સુંદર બાલા, જો તને ન ગમે તો.

જુલિએટ

કહે અહીં કેમ આવ્યો. શાને આવ્યો મને કહે ?
વાડાની ઊંચી દિવાલો ચડવામાં કઠણી છે. ૬૫
તું કોણ છે તે વિચાર, મારા કોઇ સગા તને
અહીંઆ ભાળે તો આ જગા જ તારૂં મોત થાય.

રોમિઓ

કામની હળવી ફુલ પાંખોથી દિવાલપર
આવી બેઠો. પાષાણની હદો કામને કદી ન
રોકી શકે. કામનાં સાહસ કરતાં કામી કદી ૭૦
નજ ડરે. તે હું તારાં સગાંની બ્હીકથી
કંઇ અટકી પડું ખરો કે ?

જુલિએટ

તને એ જોશે તો ખૂન કર્યાં વિના નહિ રહે.

રોમિઓ

અફસોસ ! તેમની અનેક તરવારોથી તો
તારી એક આંખમાં વધારે જોખમ ભરેલું છે. ૭૫

૨. આ ઉક્તિનો અર્થ 'વેરોનિયમ' આવૃત્તિને આધારે કરેલો છે.

માત્ર તું મીઠી નિગાહ કર. એટલે હું એ બધાંનાં
વેરને પૂરો પડીશ.

જ્યુલિએટ

પ્રભુએ ઘડી ન લાવે.
તારા ક્ષેમ ઉપર હું બ્રહ્માંડ ઓવારી નાંખું.

રોમિઓ

રાત્રિ ઓઢેલાને મને તેઓ દેખી નહિ શકે.
પણ તું મને ચાહતી ન હો તો એ ભલે દેખે. ૮૦
બહેતર, તેમના દ્વેષથી મારી જીંદગીનો
અંત આવે, પણ તારા પ્રેમ વ્હોણાં રહી મ્હોત
લંબાવવું એ ભૂંડું.

જ્યુલિએટ

કહે કોના ચીંધવાથી તેં આ જગા શોધી કહાડી?

રોમિઓ

કામે મને શોધવાને પહેલ વહેલો પ્રેર્યો.
તેણે મને સલાહ અને મેં તેને આંખો આપી.
હું કંઇ ખેમીઓ નથી; પણ પેલા દૂર દૂર
દરિયાથી ધોવાએલા કિનારા જેટલે દૂર
તું હો તોયે આવી વસ્તુ વ્હોરવાને ગમે તેવું ૮૫
સાહસ ખેડું.

જ્યુલિએટ

તું જાણે છે કે મેં રાત્રિનો બુરખો પ્હેરેલો છે ૯૦
નહિતો તેં જે અત્યારે સાંભળ્યાં તે વ્હેણ કહેતાં
મારા મોંએ કૌમારની લજ્જા તું રંગાઈ જોત.
મને ઘણું થાય છે કે હું યે લોકાચાર રાખું,
બોલ્યું અબોલ્યું કરૂં, પણ રહ્યો એ આચાર. ૯૫
અને તું ચાહે છે ખરો? જાણું છું તું હા કહીશ
અને હું એ સ્વીકારીશ. તોય તું સોગન્દ ખાય
તો કદાચ જૂઠો પડે. જૂઠા પ્રેમકોલ સુણી
કામ મર્મથી હસે છે. મારા ભલા રોમિઓ!
જો તું ખરો ચ્હાતો હોતો આધીન રાખી કહીદે. ૧૦૦
અગર તને આવી સોંઘી જીત લેવી ન ગમે તો
હું એ ભ્રૂભંગ કરીશ, હઠ કરીશ, ના કહીશ,
પછી મારૂં મન સંપાદન કરવા તું આવજે.
નહિ તો તો કોઇ કાળે હું એવું નહિ જ કરૂં.
હું તો સુંદર મોન્ટેગ! પ્રેમાસક્ત થયેલી છું ૧૦૫
તેથી તું કદાચ મને તૃણવત્ લેખતો હોઇશ
પણ યુવાન! જાણજે કે લજ્જાળુ દેખાય એવી
પાકી સ્ત્રીઓના કરતાં, હું વધારે એકનિષ્ઠ
નીવડીશ. મ્હેંય લજ્જા રાખી હોત, એ ખરૂં છે,
પણ મને ખબર વિના મારા પ્રેમની આસક્તિ ૧૧૦
તેં છાની સાંભળી લીધી; માટે મને માફ કર.
અંધારી રાત્રિએ મારી વાત બહાર પાડી છે
તે તું મારા હૃદયની લઘુતા ગણતો નહિ.

રોમિઓ

દેવી! જો પેલો પતીરો ચન્દ્ર ફલઝાડતણાં
શિરે રૂપાના તોરા ચડાવે છે તેના સોગન્દ ૧૧૫

જ્યુલિએટ

જો જો એના સમ ખાતા, એ અસ્થિર ચન્દ્રમાના:
માસે માસે એની કક્ષામાં એ વિકાર પામે છે.
ક્યાંક તારો પ્રેમ એથી એવો વિકારી થઇ જાય.

રોમિઓ

ત્યારે કોના સોગન્દ લઉં?

જ્યુલિએટ

સોગન્દ નથીજ લેવા
તોય લેવા હોય તો સલુણા તારા આત્માના લે ૧૨૦
જે મારી આરાધનાની મૂર્તિ છે; હું એ સોગન્દ
ખાતરી કરીશ.

રોમિઓ

અગર મારા હૃદયની વ્હાલી દેવી!

જ્યુલિએટ

ના, સોગન્દ લઇશ નહિ. તું માં હું રત છું તોયે
આજ રાતે શાદી કરવાની મને ઇચ્છા નથી.
એવું અનુચિત આકસ્મિક સાહસ ઠીક નહિ. ૧૨૫
ચપલાના તેજ જેવું 'ઝબકી' કહે તે પહેલાં
ઉડી અદશ્ય થનારૂં. પધારજો મારા વ્હાલા.
આ પ્રેમની કળી પાછાં આપણે મળીએ ત્યારે
ગ્રીષ્મના સુપરિપક્વ વાયુથી ઉદાર પુષ્પ
બની હશે. હવે જાઓ જેવો મધુરો આરામ ૧૩૦

અને શાન્તિ મારા હૃદયમાં આવી છે તેવી જ
તારામાં યે વાસ કરો.

રોમિઓ

મને આમ તૃપાતુર છોડીને તું ચાલી જઇશ?

જુલિએટ

આજની આજ તને શું બીજો સંતોષ જોઇએ?

રોમિઓ

મારા અને તારા પ્રેમના કોલનો વિનિમય. ૧૩૫

જુલિએટ

મેં તો તારા માગ્યા પહેલાં મારો કોલ દઈ દીધો છે.
મારી પાસે હોય તો અત્યારે યે ફરીથી આપું.

રોમિઓ

તારે તારો કોલ પાછો લઇ લેવો છે શાને પ્રિયે?

જુલિએટ

ઉદાર બનીને તેનું ફરી દાન દેવા માટે.
છતાં મારૂં છે તેનીજ આકાંક્ષા થયા કરે છે. ૧૪૦
સાગરની પેઠે મારી ઉદારતા નિઃસીમ છે,
મારો પ્રેમ અગાધ છે. ઝાઝાં આપું તેમ તેમ
વધતાં જાય છે, એવાં બન્ને અનંત અપાર.

(આયા અંદર બોલાવે છે)

અંદર કૈં અવાજ થયો; વ્હાલા પ્રાણ પધારજો!
આ આવું હોં, ભલી બાઇ; સાચો રહેજે મોહનેશ! ૧૪૫
જરાવાર ઉભો રહે, હમણાં પાછી આવીશ.

રોમિઓ

અહો કેવી ધન્ય રાત્રિ! મને શંકા થાય છે કે
રાત્રિ છે તે આ બધુંય સ્વપ્ન તો નહિજ હોય!
આવું મીઠું સૌભાગ્ય તે કદી સત્ય હોય ખરૂં.

(જુલિએટ પાછી ઉપર આવે છે)

જુલિએટ

બે શબ્દ વ્હાલા રોમિઓ અને પછી રામરામ. ૧૫૦
જો તારા પ્રેમમાં પ્રમાણિક આગ્રહ હોય,
હેતુ વિવાહનો હોય, તો હું કાલે મોકલું તે
જણ સાથે લગ્નના મુહૂર્તનો સંદેશો કાલે
મોકલજે, એટલે હું મારૂં સૌ સૌભાગ્ય તારા
ચરણે ધરીશ અને સંસારમાં, મારા નાથ! ૧૫૦
તારી અનુચરી થઇશ.

આયા (અંદરથી)

બ્હેન.

જુલિએટ

આ આવી—પણ તારા મનમાં કૈં પાપ હોય
તો ભલો થઇને

આયા (અંદરથી)

બ્હેન.

જુલિએટ

આ આવું છું આ આવી.
મારૂં નામ દઇશ નહિ. મને દુઃખી રહેવા દેજે.
કાલે એને મોકલીશ.

રોમિઓ

ધન્ય ઘડી ધન્ય ભાગ્ય. ૧૬૦

જુલિએટ

હજારવાર જય જય [જાય છે.

રોમિઓ

તારા તેજ વ્હોણાં રહેવું હજારવાર પરાજય.
નિશાળીઓ છુટી પડયે નિશાળેથી દોડે તેમ
પ્રેમી પ્રેમી પાસે જાય
વ્હીલે મોંએ પરાણે જવું પડતું હોય તેમ
પ્રેમીઓ વિખૂટાં થાય.
[ધીમે ધીમે જાય છે.

(જુલિએટ ઉપર ફરી પ્રવેશ કરે છે.)

જુલિએટ

સાંભળ અરે રોમિઓ, શિકારી પોતાનું બાજ ૧૬૫
નિશાની કરી બોલાવે તેવી મારે ગજા નથી;
ઓશીઆળા જીવે છતી જીભે મૂગાં રહેવું પડે.
નહિતર પડઘાની[3] ગુફા તોડી તેને સૂતે,
જગાડત, અને મારા રોમિઓનું નામ બોલી
બોલી તેની વાયુજીભ થકાવત.

3. ગ્રીક સાહિત્યમાં પડઘા વિશે દંતકથા છે તેને ઉદ્દેશીને આ ઉક્તિ છે. કથા એવી છે કે એકો (પડઘો) નામની અપ્સરા નારસિસસ સાથે પ્રેમમાં પડી પણ નારસિસસ તેને ચહાતો નહોતો તેથી દિનરાત દિનરાતને છેવટ તેનો દેહ તદ્દન ગળી ગયો અને માત્ર અવાજ રહ્યો.

રોમિઓ

મારા બહિશ્ત પ્રાણ સાદ કરેછે કે શું આ! ૧૭૦
સ્નેહીઓના શબ્દ રાતે કેવા મંજુલ લાગે છે,
આતુર કર્ણોમાં મૃદુ સંગીત નીતરે તેવા.

જુલિએટ

રોમિઓ

રોમિઓ

મારી વહાલી

જુલિએટ

કાલે કેટલા વાગે હું
માણસને મોકલાવું.

રોમિઓ

નવના ટકોરા થશે. ૧૭૫

જુલિએટ

તેમાં ફેર નહિ પડે. મને એ અવધિ વીસ
વર્ષ જેવડી લાગે છે. પણ તને શું બોલાવ્યો
તે તો હું ભૂલી જ ગઇ.

રોમિઓ

તને સાંભરે ત્યાં સુધી
હું ખુશીથી ઊભો રહીશ.

જુલિએટ

તારો સંગ મને કેવો
ગમે છે તે સંભારતી, તને ઊભો રાખવાને
હૂંય એ ભૂલી જઇશ.

રોમિઓ

ત્યારે હુંય ઊભો રહીશ અને તું ભૂલ્યેજ જજે.
મને આના વિના બીજું ઘર સાંભરતુંએ નથી.

જુલિએટ

સવાર થવા આવી છે. હવે તું જાય તો ઠીક
એમ મનમાં થાય છે; તોય જેમ કોઈ મુગ્ધા ૧૮૫
પાશે બાંધેલા બિચારા કેદી જેવા પોપટને
હાથથી જરાક છેટે ઊડવા દઇને પાછી
તેના સ્નેહથીજ તેના સ્વાતંત્ર્યની ઇર્ષ્યા કરી
રેશમી દોરાને આંચકો મારીને તેને ખેંચે
તેમ તેટલીજ અધીરાઇથી રજા આપું છું. ૧૯૦

રોમિઓ

હું જો તારો પંખી હોત તો બહુ સુખ માનત.

જુલિએટ

વ્હાલા હું એ માનતજ. પણ મારો અતિસ્નેહ
ક્યાંક તારો જીવ લેશે. હવે જાઓ જય જય.
વિદાયગીરી તો એવી મધુરી વેદના છે કે
સવાર સુધી હું જય શબ્દ કહેતાં ન ઓસરું ૧૯૫
[ જાય છે.

રોમિઓ

નિદ્રા તારા નયને ને શાન્તિ તારા હૈયે વસો.
નિવાસને માટે કેવાં લોભનીય રમ્ય સ્થાનો !
હવે મારા યોગીબાવાની મઢુલી આવે વ્હેલી,
માગવા સહાય એની કહી મારી વાત થેલી.
[ જાય છે.

વાત્સ્ય

# પૉલ રિશાર સાથેનો પરિચય

સન્ત પુરુષ પૉલ રિશાર ભાવનગર આવ્યા અને ગયા. તેમની સાથે મારે લગભગ દરેક દિવસ સુધી બહુ નિકટ રહેવાનું બન્યું અને તે દરમિયાન તેમના અનેક વિચારો જાણવાનો લાભ મળ્યો. મારા તે અનુભવનો સાર યુગધર્મના વાચકો સમક્ષ રજુ કરતાં મને આનંદ થાય છે.

પૉલ રિશાર ભારતવાસીઓને અને ખાસ કરીને 'નવજીવન'ના વાચકોને સુપરિચિત છે. તે ફ્રાન્સના રહેવાસી છે અને બૅરિસ્ટર થએલા છે. મૂળથીજ સ્વતંત્ર વિચારક અને સમર્થ લેખક, તેઓ દેશ વિદેશ ફરતાં ફરતાં ૧૯૧૨ માં પૉન્ડીચેરી આવ્યા. ભારતવર્ષમાં ઘણા ઋષિઓ અને યોગીઓ હોય છે એવું તેમણે ખૂબ સાંભળેલું અને તેથી ભારતવર્ષમાં પગ મૂકતાં તેમણે એવા કોઇ યોગીની શોધ કરવા માંડી, પણ પૉન્ડીચેરીમાં તો કોણ મળે ? એક દિવસ કોઇ માણસ છાનોમાનો પૉલ રિશાર પાસે આવ્યો અને કહ્યું કે "તમે કહેતા હતા એવા એક યોગી અહિંજ રહે છે અને તમને મળવાને તે પણ એટલાજ ઉત્કંઠિત છે. હું તમને ત્યાં છાનામાના લઇ જઈ શકું કારણ કે અંગ્રેજ સરકારની પૉલિસ તેમની તેમજ તેમની પાસે જનાર આવનારની ખૂબ તપાસ રાખે છે અને હેરાન પણ કરે છે !" પૉલ રિશાર ગયા અને આ રીતે તેમનો યોગીપુરુષ 'અરવિન્દ' ઘોષ સાથે પ્રથમ મેળાપ થયો. ત્યાર બાદ બન્નેએ સાથે મળીને 'આર્ય' પત્ર એક વર્ષ ચલાવ્યું. તેટલામાં યૂરોપમાં મહાવિગ્રહનો આરંભ થયો. પૉલ રિશારને લડાઈના પ્રસંગે પોતાના દેશની સેવા કરવા માટે ફ્રાન્સ જવું પડ્યું અને સાક્ષાત્ લડવાના કામ માટે તેની ઉમર કે એવા અન્ય કોઇ કારણને લીધે અયોગ્ય ગણાવાથી લડાઇને માટે આવતા જંગલી ઘોડા કેળવવાનું કામ તેમને માથે આવી પડ્યું આ કામ કેટલોક વખત કર્યા બાદ તે ગંભીર માંદગીમાં સપડાયા અને તેના પરિણામે લડાઇને લગતા કોઇ પણ કાર્યને માટે નાલાયક ઠરતાં તે પાછા જાપાન થઈને હિંદુસ્તાનમાં આવ્યા. થોડા એક મહિના અરવિન્દ ઘોષ સાથે રહીને તે હિમાલયમાં ગયા અને જ્યાં મિ. સ્ટોક્સ રહે છે ત્યાં સીમલાથી આઠ માઇલ દૂર-કોટગઢમાં બે વર્ષ રહ્યા. તેઓ થોડાક વખતથી સપાટ પ્રદેશ ઉપર આવ્યા છે અને સ્થળે સ્થળે પોતાના વિચારોનો ફેલાવો કરે છે. તે કોઈ સંસ્થા સાથે જોડાયલા નથી. તેમનું જીવન લગભગ સંન્યાસી જેવું છે. તેઓ પોતાની જાતને ફ્રાન્સના શહેરી તરીકે નહિ ઓળખાવતાં દુનિયાના શહેરી તરીકે ઓળખાવે છે. તેઓ ભારતવર્ષને પોતાની માતૃભૂમિ તરીકે સ્વીકારવાનો દાવો નથી કરતા, તો પણ ભારતવર્ષને ખૂબ ચહાય છે અને ભારતવર્ષ માટે ભારે આશાઓ ધરી રહ્યા છે. તેઓના વિચારમાં પરમ ઓજસ્ અને નવીનતા ભરેલાં છે અને તે પ્રકટ કરવાની શૈલી પણ એટલીજ અદ્ભૂત છે. નિડરતા તેમના જીવનમાં ઓતપ્રોત થયેલી છે અને તેથી તેમનાં કેટલાંક પુસ્તકો વાંચવાની પોપે પોતાના અનુયાયીઓને લેખિત મના કરેલી છે અને કેટલાંક અંગ્રેજ સરકારે રાજદ્રોહી ગણી અટકાવ્યા છે. આવા મહાપુરૂષના જુદા જુદા વિષયો ઉપર જે કાંઈ વિચારો મારા જાણવામાં આવ્યા તે મારી શક્તિ પ્રમાણે અહિં પ્રકટ કરૂં છું.

તેમને અમુક વિષય લઈને તે ઉપર કલાકો સુધી ભાષણ કરવાની ટેવ નથી, પણ તેઓ વાર્તાવિનોદદ્વારા અનેક વિષયો ઉપર પોતાના વિચારો જણાવતા રહે છે. એવો એક પણ વિષય ન હોય કે જેમાં તેમને કોઈને કાંઈ કહેવાનું ન હોય. દુનિયાની વર્તમાન સ્થિતિ ઉપર ચર્ચા કરતાં એક વાર તેમણે જણાવ્યું કે " અત્યારની દુનિયાનો વિચાર કરીએ તો આપણને દુઃખ અને ચિન્તા ઉપજ્યા વિના રહે તેમ નથી. દુનિયાના એક પછી એક પ્રશ્નો એવા ગુંચવાતા જાય છે કે એમાંથી કેમ ઉકલશે એ સમજાતું

નથી. રાજા અને પ્રજા-મિલ્કતદાર અને કામદાર-ધર્મગુરુ અને ધર્માનુયાયી-વેપારી અને ખેડુત-તવંગર અને ગરીબ-પુરુષ અને સ્ત્રી-ગોરા અને કાળા-સર્વત્ર વિસંવાદ ખૂબ વ્યાપી રહ્યો છે. પાશ્ચાત્ય સંસ્કૃતિમાં ઘણી આશા હતી, પણ તેમાં જડવાદનું વિષ વધી ગયું, પુદ્ગલની આરાધના વૃદ્ધિંગત થઈ અને વિલાસ અને સ્વચ્છંદ ખૂબ પોષાયા. આના પરિણામે વર્તમાન પાશ્ચાત્ય સંસ્કૃતિ જગતનો ઉદ્ધાર સાધવાને બદલે આત્મવિનાશ સાધી રહી છે; તે સાથે તેનું મુખ્ય ઉપાસક યૂરોપ પણ વિનાશ માર્ગે ગતિ કરી રહ્યું છે. તેની અંદર જ્યાં ત્યાં દાવાનળ સળગી રહ્યા છે. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે કુસંપ અને વેરનો પાર નથી. છેલ્લો વિગ્રહ તો તેના અધઃપતનનો પ્રારંભ છે. તે વિગ્રહના પરિણામે જીતેલા દેશો વધારે મદોન્મત અને લોભી બન્યા છે; હારેલા દેશો પોતાના અન્તરમાં ખૂબ વેરને સંગ્રહી રહ્યા છે. તેમાં બૉલ્શેવિઝમરૂપ અસુર સર્વપ્રકારની સ્થિરતા અને પ્રગતિનો ગ્રાસ કરવા ઉભો થયો છે. પ્રાચીન આર્યસંસ્કૃતિ હવે છે નહિ; અર્વાચીન યૂરોપીય સંસ્કૃતિ સ્વવિનાશને શોધી રહી છે. હવે આ સર્વ વિરોધોને શમાવે-વિસંવાદો મટાડે-શાન્તિ વિસ્તારે-સમાજસંસ્થાને ન્યાયપૂર્ણ બનાવે—એવી નવી સંસ્કૃતિ ઉભી થવાની જરૂર છે, અને જે જે સંયોગો વચ્ચે ભૂતપૂર્વ સંસ્કૃતિઓ ઉભી થઇ તેનો ઇતિહાસદૃષ્ટિએ વિચાર કરીએ તો આપણને લાગ્યા વિના રહેજ નહિ કે જગત્‌ના વર્તમાન સંયોગો વિચારતાં નવસંસ્કૃતિનો ઉદયકાળ બહુ સમીપ આવી પહોંચ્યો છે."

"પણ પાશ્ચાત્ય સંસ્કૃતિ સ્વતઃ આત્મસુધારણા કરીને જગત્સુખની સાધક ન બને ?"

"ના, પાશ્ચાત્ય સંસ્કૃતિની દશા ક્ષયરોગપીડિત મનુષ્ય જેવી છે; તેનો તો નાશ થયે જ છૂટકો. તેમાં હવે નવો પ્રાણ-નવું તેજ-સંચરવાની શક્યતા નથી."

"તો આપ કહો છો તેવી નવી સંસ્કૃતિનો ઉદ્ભવ ક્યાં અને કેવી રીતે થશે ?"

"એશિયામાં, એશિયાની પ્રજાના એકત્ર બળ અને ઉમતગામી પ્રયત્નોથી."

"યૂરોપમાં કેમ નહિ ?"

"યૂરોપ અત્યારે કશું સારું સાંભળી શકે તેવી સ્થિતિમાં નથી. ત્યાંના રાજ્યો અને પ્રજાઓ એકમેકમાં તેમજ સામસામે એવી રીતે લડી રહેલ છે કે જ્યાં સુધી યૂરોપનો-વર્તમાન યૂરોપની જાહોજલાલીનો-સર્વથા અન્ત ન આવે-જ્યાં સુધી વિનાશના છેક છેલ્લે તળીયે જઇને તે ન બેસે ત્યાં સુધી તેનો ઉદ્ધાર થવો ન સંભવે. ત્યાંના કોઈ પણ દેશમાં આગ લગાડવી સહેલી છે; આગ બુઝાવવી અઘરી છે. ત્યાં અન્ય પ્રજા સાથે વૈર વધારવાની વાત કરો તો સૌ કોઈ સાંભળશે. ક્ષમા અને પ્રેમ કરવાની વાતને કોઈ કાન પણ નહિ દે. એક પણ રચનાત્મક પ્રવૃત્તિને અત્યારે યૂરોપમાં અવકાશ નથી. રોમન રોલૅન્ડ જેવા અનેક મહાશયો યૂરોપને પડતું અટકાવવાના પ્રયત્નો કરી રહ્યા છે, પણ દરેક પ્રયત્નના પરિણામે તેમની નિરાશા વધતી જાય છે."

"તો પછી એશિયામાં એવી આશા બાંધવાનું આપને શું કારણ છે ?"

"પ્રથમ તો એશિયા સર્વ ધર્મોનું ઉત્પત્તિસ્થાન છે અને દરેક ધર્મ મૂળરૂપે આત્મસંસ્કૃતિનું જ એક સ્વરૂપ છે. બીજું એશિયાએ અત્યાર સુધી ખૂબ સહન કર્યું છે, તપસ્યા કીધી છે. આથી એશિયાએ નવસંસ્કૃતિને જન્મ આપવાની યોગ્યતા સિદ્ધ કરી છે. ત્રીજું, એશિયામાં સર્વત્ર અને ખાસ કરીને હિંદુસ્તાનમાં દૃષ્ટિગોચર થતાં નવજાગૃતિનાં આશાજનક ચિહ્નો ઉજ્જવળ ભવિષ્યની આગાહી આપી રહ્યાં છે. અત્યારના ગાંધી, અરવિન્દ, ટાગોર કે બીજા, ભવિષ્યની જગદુદ્ધારક સંસ્કૃતિના આદ્ય પ્રણેતાઓ છે. આ સર્વ કારણોથી એશિયા જ મારી આશાઓનું કેન્દ્રસ્થાન બની રહ્યું છે."

"તે નવસંસ્કૃતિનો એશિયામાં સત્વર આવિર્ભાવ કરવા માટે શું થવું જોઇએ અથવા કરવું જોઇએ ?"

"તે માટે એશિયાનું એક પ્રજાપ્રતિનિધિમંડળ ઉભું થવું જોઇએ, પણ તે પ્રતિનિધિમંડળ ખટપટ કુશળ રાજદ્વારી પુરુષોનું બનેલું ન જોઇએ પણ ગહન ભાવનાશીલ-દૃષ્ટા પુરુષોનું બનેલું જોઇએ કે જેઓ આગામી ભવિષ્યના સ્વરૂપને અન્તરમાં બરોબર પ્રત્યક્ષ કરી, તદનુસાર વર્તમાન પ્રજાજીવનનાં સર્વ અંગો અને તેમાં રહેલા આત્માને પૂર્ણપણે વિકસાવી શકે. આવું મંડળ ઉદ્ભવવું સહેલું નથી એ હું સમજું છું, પણ તે માટે વિચારો સર્વત્ર ફેલાવવા જોઇએ અને એશિયાના જુદા જુદા દેશમાં વસતા જે જે વિચારકો આ ભાવનાને ઝીલે તેઓ એકમેકના પરિચયમાં આવે એવી યોજનાઓ ઉભી કરવી

જોઇએ. અત્યારે જાપાનમાં એવા માણસો છે—જો કે બહુ મોટી સંખ્યામાં નહિ-કે જેઓ સમગ્ર એશિયા સાથે આત્મજીવનની એકતા સાધી રહ્યા છે અને ભારતવર્ષ જેવા પરદેશીપીડિત દેશના લોકો સાથે સક્રિય સહાનુભૂતિ દાખવી રહ્યા છે. આ વિચારને અમુક અંશમાં હિંદની મહાસભાએ આ વખતે સ્વીકાર્યો છે, પણ તેની ઉપયોગિતા તેમજ વિશાળતા અહિંના લોકનેતાઓના ધ્યાનમાં હજુ ઉતરી નથી. પણ તે ધીમે ધીમે જરૂર ઉતરશે એવી મને આશા છે. જો હિંદ અને ચીન આ વાત ઉપાડી લે તો અલ્પકાળમાં એશિયા નવજીવનનો સાક્ષાત્કાર કરે. નવજીવનનું પ્રસૂતિકાર્ય કરવાનો અધિકાર વયોવૃદ્ધ છતાં પ્રાણવાન બનતા જતા, હિંદ અને ચીનને જ વરેલો છે. તે અધિકારને, સફળ કરવો તે કામ હિંદ અને ચીનના યુવાનોનું છે."

"પણ મુસલમાનો આ બાબતમાં સહયોગ કરશે ખરા ?"

"આ બાબતમાં મને પણ શંકા છે. તેઓ અત્યારે પોતાના ધર્મના ભાઈઓની એકતા સિદ્ધ કરવા પાછળ છે, તે જ્યાં સુધી સિદ્ધ નહિ થાય ત્યાં સુધી એશિયાની એકતાની વાત તેઓને ગળે ઉતરવી મુશ્કેલ છે. ઈસ્લામી એકતા સિદ્ધ થતાં દરમિયાન બાકીનું એશિયા એક બની રહે તો મુસલમાનોને એશિયાના સંઘમાં ભળી ગયા સિવાય છૂટકો જ નથી. જો ભળશે તો જ તેઓની અંગત એકતા ટકશે, નહિ ભળે તો તેઓનો વિનાશ થશે. પણ ભારતવર્ષને તો એશિયાની એકતા સ્વીકાર્યા સિવાય છૂટકો જ નથી. એશિયાની મદદ સિવાય ભારતવર્ષ માત્ર પોતાના પ્રયાસથી જે મહાન અસુર તેનું રક્તશોષણ કરી રહેલ છે તેથી છૂટી શકે એમ હું માનતો નથી. સમગ્ર એશિયાની સહાનુભૂતિના બળે જ ભારતને સ્વાતંત્ર્ય મળવું સંભવિત છે."

"આપ જણાવો છો તે સંસ્કૃતિનું સ્વરૂપ આપ કેવું કલ્પો છો ?"

"આ પ્રશ્ન વિકટ છે: બાળપ્રસવની આગાહી કરી શકાય પણ બાળક કેવું આવશે તે તો પ્રત્યક્ષ અવતયે જ ચોક્કસ કહી શકાય. છતાં વર્તમાનના અનુભવથી ભવિષ્ય વિષે અનુમાનો બાંધી શકાય. નવસંસ્કૃતિમાં વર્તમાન રાજ્યસંસ્થામાં મહાન પરિવર્તન થવું જોઈએ. આદર્શ રાજ્યરચનાની મારી કલ્પના એવી છે કે દરેક રાજ્યમાં ત્રણ મંડળો (councils) જોઇએ. સૌથી નીચે જુદા જુદા ધંધા કરનાર વર્ગોમાંથી તેમ જ સ્ત્રીઓમાંથી ચુંટાઈને આવેલા પ્રતિનિધિઓનું એક મંડળ (A Parliament of Representative Interests) બંધાવું જોઇએ, જે દરેક ધંધાના તેમજ તેને લગતા માણસોના હિતાહિતનો યોગ્ય વિચાર કરી સર્વ ધંધા તેમજ વર્ગોનું નિયમન કરી શકે. તે ઉપર સર્વ રાજ્યોના પ્રતિનિધિઓનું દરેક રાજ્યમાં સુવ્યવસ્થિત મંડળ હોવું જોઇએ, જે ખાનગી ખટપટોથી વિમુખ રહી પ્રકટપણે પોતપોતાના તેમજ અરસપરસના પ્રશ્નો ચર્ચી આન્તર્રાષ્ટ્રીય સંબંધને પોષે તેમ જ વિકાસ પમાડે. તે બન્ને મંડળ ઉપરાંત દરેક રાજ્યમાં વસતા વેશધારી નહિ પણ ખરેખરા ઋષિઓનું મંડળ (Council of Sage) ઉભું થવું જોઇએ, જેની મુખ્ય ફરજ પ્રજાના વ્યક્તિસ્વાતંત્ર્યને રક્ષવાની તેમજ પ્રજાના આધ્યાત્મિક વિકાસને સાધવાની હોવી જોઇએ. લોકહિતની ચિન્તા તેમજ સાધના એ જ તેઓનું જીવનસર્વસ્વ હોવું જોઇએ. આ ઋષિઓ કેમ એકઠા થાય, કેમ શોધી લેવાય અથવા ચુંટાય તેની કશી યોજના મને સુઝતી નથી. પણ આવા મંડળ સિવાય રાજ્યનું, પ્રજાને સુખી તેમજ ઈશ્વરગામી, અને આન્તર્રાષ્ટ્રીય બનાવવાનું ધ્યેય કદિ પણ સફળ થવું અશક્ય છે, એમ હું માનું છું.

આવી જ રીતે સર્વ દેશોની આર્થિક અને ઔદ્યોગિક વ્યવસ્થામાં જબરૂં પરિવર્તન થવું જોઇએ અને દ્રવ્યની વહેંચણી વધારે ન્યાય અને પ્રમાણપુરઃસર થવી જોઇએ. અત્યારે લોકોની પ્રવૃત્તિ મોટાં શહેરો પાછળ એકત્રિત થયેલી છે; અનેક રોગ, ગંદવાડ, અનીતિથી ભરેલાં મોટાં શહેરો અને અનેક મનુષ્યોના પ્રાણને શોષી લેતી તેમાં વધતી જતી સંખ્યાબંધ મીલ ફેક્ટરીઓ—આ અત્યારની પ્રવૃત્તિઓનું પરિણામ. ભવિષ્યમાં આ દિશાએ મોટો ફેરફાર થશે. લોકો શહેરમાં ભરાવાને બદલે પોતપોતાના ગામમાં જ રહીને વિજ્ઞાનની વિવિધ પ્રકારની મદદથી તરેહ તરેહના કુદરતયોગ તેમજ વ્યાપાર વડે સ્વાશ્રયી બનવા પ્રયત્ન કરશે; Cottage industries—માણસ ઘેર બેસી દ્રવ્યોપાર્જન કરી શકે તેવી અનેક ઉદ્યોગવિધિઓ વિસ્તરશે, શારીરિક શ્રમ લેવામાં હીણપતને બદલે મગરૂબી મનાશે અને અત્યારે ઉંઘવાનો વખત બાદ કરતાં બાકીનો સર્વ સમય રળવાની હાયવરાળમાં જાય છે તેને બદલે શ્રમ કરવાનો વખત ઘટશે અને નિવૃત્તિના વખતનો લોકો આત્મસાધક પ્રયત્નોમાં ઉપયોગ કરશે.

સામાજિક વ્યવસ્થા પણ એવું જ પરિવર્તન માગી રહી છે. અત્યારના અંદરઅંદર ખાવાના, પરણવાના, કે અડવાનાં જે ખોટાં કૃત્રિમ બંધનો સમાજમાં રૂઢ થઈ ગયાં છે તે આત્મપ્રગતિના તેમ સમાજપ્રગતિના બાધક છે. તે વહેલાં મોડાં જવાં જ જોઇએ. અસ્પૃશ્યતાનો ખ્યાલ મૂર્ખાઈ અને ગાંડપણ જેવો લાગશે; સ્ત્રીઓની સમાનતા સ્વીકારવામાં આવશે; તેઓ પોતાના હક પોતાના જ બળથી મેળવશે: પુરુષોને આપવાપણું કશું રહેશે જ નહિ. શિક્ષણના ધ્યેયમાં પણ બહુ જ વિકાસ થશે. અંધ અનુકરણ જતું રહેશે; માત્ર રાષ્ટ્રીય દૃષ્ટિનું સામ્રાજ્ય નહિ ચાલે. આત્મા નિરાળ બને, ચિત્ત પ્રફુલ્લ બને, જનતા સમસ્તને પ્રેમભાવે જોતાં શીખે એવી શિક્ષણની રચના રચાશે.

લોકોના આધ્યાત્મિક જીવનમાં એવું જ અસાધારણ પરિવર્તન થવું જોઇએ. જ્યારે સર્વવ્યાપી પરમાત્મા અને વિશાળ જનતાનો વિચાર કરીએ છીએ ત્યારે સ્વાર્થપરાયણ પ્રવૃત્તિમાંથી ઉદ્ભવતી અહંતા જેટલી આત્મબાધક લાગે છે, તેટલી જ કહેવાતા ધર્મોમાંથી ઉદ્ભવતી અહંતા આત્માની તેમજ જગતહિતની બાધક લાગે છે. આ સર્વ ધર્મોની અહંતા અને હરિફાઈ નિર્મૂળ થાય એવો એક પરમાત્માનું શાસન સ્વીકારનારો અને સર્વ ધર્મોમાં રહેલા સત્યાંશને આગળ ધરનારો અને મનુષ્ય મનુષ્યમાં પ્રેમ અને સેવાને પ્રેરનારો વિશિષ્ટ ધર્મ (Super-religion) પ્રકટશે તેમાં આત્મા કોઈપણ ધર્મગુરૂ કે આચારક્રિયાની સહાય સિવાય ઈશ્વર સાથે સીધો સાક્ષાત્કાર સાધશે. અત્યાર સુધીની પ્રવૃત્તિઓ એકદેશીય હતી. પ્રાચીન આર્યો આત્માના સંશોધનમાં એટલા બધા ગૂંથાઈ ગયા કે પુદ્ગળ (matter) જેવી વસ્તુના ઉંડાણમાં જવાનું કોઇને સૂઝયું જ નહિ. આનું પરિણામ ભારતવર્ષની વર્તમાન દુર્દશા. યૂરોપમાં પુદ્ગળની જ આરાધના થઈ પડી અને તે ઉપર સામ્રાજ્ય મેળવવામાં જ મનુષ્યપ્રવૃત્તિની પર્યાપ્તિ મનાવા લાગી. આત્મા જેવી વસ્તુ હોઈ જ ન શકે એ સ્થિતિ સુધી આત્માની તેણે ઉપેક્ષા કીધી. પરિણામે વિજ્ઞાન વધ્યું પણ યૂરોપમાંથી દયા, પ્રેમ, ધર્મજ્ઞાન, આદિ આત્માના ઉચા ગુણો ક્ષય પામી ગયા. પ્રત્યેકે અન્યની ઉપેક્ષા કરી. હવે જડ ચૈતન્યનો સમન્વય થશે; કહેવાતા જડમાં ચૈતન્યનો અનુભવ—spiritualisation of matter થશે. જડ વિના ચૈતન્યનો સાક્ષાત્કાર જ થઈ ન શકે એવો ચૈતન્ય જડનો અનિવાર્ય સંબંધ સમજાશે અને જડ અને ચૈતન્ય એકમેકનો વિરોધ છોડીને અન્યોન્યમાં મળી જશે."

આ ચર્ચા ચાલતી હતી તે દરમિયાન એક મિત્રે પૂછ્યું: "તમારી નવી સંસ્કૃતિમાં નીતિવ્યવહાર કેવો થશે?"

તેમણે જવાબ આપ્યો કે "નીતિવ્યવહાર ક્ષેત્રકાળને અવલંબીને નિર્માય છે. તેનાં સર્વ કાળ અને સર્વ દેશને માટે અમુક ચોક્કસ ધોરણો હોતાં નથી. જે સમાજના આત્મસંરક્ષણ તેમજ પ્રગતિ માટે જેવી જરૂરિયાતો હોય તેવાં ત્યાંનાં નીતિધોરણો રચાય. દાખલા તરીકે તમારે ત્યાં પુરૂષ ધારે તો બે ત્રણ સ્ત્રી પરણી શકે; યુરોપમાં તે મોટું પાપ ગણાય છે. ત્યાં એક સ્ત્રી પરણી શકાય પણ તેની સાથે ન ફાવે ત્યારે છૂટા થઈ શકાયછે. તમારે ત્યાં એ સંમત નથી. ટીબેટમાં જેટલા ભાઈઓ હોય તે બધા વચ્ચે એકજ સ્ત્રી હોય છે છતાં તેમાં સ્ત્રી કે પુરૂષ કશો અધર્મ દેખતા નથી તેમ ત્યાં ઘણીવાર સ્ત્રી દુઃખી હોવાને બદલે વધારે સુખી દેખાય છે. તમારામાં માબાપો પોતાના છોકરાને અજાણી કન્યા સાથે પરણાવી દે છે અને છોકરો છોકરીને જાણ્યા સમજ્યા સિવાય તેની સાથે પશુવ્યવહાર શરૂ કરી દે છે; યૂરોપમાં પુરૂષની પદવી-સંપત્તિ કે ખટપટની જાળમાં સ્ત્રી સપડાય છે અને અન્યોન્ય વ્યવહાર આરંભે છે, પણ એકમેકના ગુણોથી આકર્ષાઈને સ્વતંત્ર અને સ્વેચ્છાલગ્ન ભાગ્યેજ થતાં જોવામાં આવે છે. નૂતન સંસ્કૃતિનો પુરૂષ સમાજનાં આવાં એક પણ બંધન સ્વીકારે નહિ, તેમજ અન્યોન્યના ગુણથી આકર્ષાયેલાં અને જોડાયેલાં યુગલો સિવાય તે સર્વત્ર સમાજે સંમત કરેલો વ્યવસ્થિત વ્યભિચાર (Organised and Sanctioned Prostitution) જ જુએ!

પણ ખરી રીતે નીતિવ્યવહાર કે સમાજ વ્યવહાર ગૌણ વસ્તુઓ છે. મુખ્ય પ્રશ્ન તો દૃષ્ટિબિન્દુઓમાં પરિવર્તન થવાની જરૂર વિષે છે. જ્યારે દરેક આત્મા અન્ય સર્વ કોઇ આત્મામાં પોતાની જેવોજ આત્મા જોતાં શીખશે અને ચામડી, વર્ણ, જાતિ કે સંપત્તિ જેવાં બાહ્ય ધોરણોથી એકમેકને ઉચા નીચા આંકવાનો દુરાગ્રહ દૂર થશે અને દેશકાળથી અબાધિત એવા સાચા ભ્રાતૃભાવનો ઉદય થશે, ત્યારેજ જગત્‌માં ખરી શાન્તિ-ખરૂં સુખ-ખરો વૈભવ દર્શન દેશે."

પરમાનંદ

# જાપાની મજૂરોની જાગૃતિ

કોબે શહેરની બહાર જે પેલી ઝુંપડીઓ દેખાય છે એ ગોદીના મજૂરોની છે. દરેક ઝુંપડી પાંચ હાથ લાંબી, ચાર હાથ પહોળી અને ત્રણ હાથ ઉંચી છે. આને લોકો મજૂરોનો વાસ કહે છે. વાસમાં પેસતાં મ્હોંપર જ કચરાનો મોટો ડુંગર છે. આથી જાણે આખા શહેરનો કચરો અહીંઆજ ભેળો થતો હોયને, એવો પ્રથમ નજરે જોનારને ભાસ થાય છે. વાસની અંદર જતાં બન્ને બાજુ ઝુંપડીઓ છે, અને બે માણસ પણ સીધા હારોહાર ન ચાલી શકે એવો સાંકડો રસ્તો છે. ઝુંપડીમાં કોઇમાં પાંચ તો કોઇમાં છ માણસ રહે છે. તેમનાં શરીરપરનાં કપડાં ચીંથરેહાલ છે. ધગધગતા લાલચોળ લોઢાની પાસે રહેવાથી તેમના દાઝી ગયેલાં મ્હોંપર કોલસાની કાળાશ છવાઈ છે; અને સ્વચ્છતા અને કાળજીને અભાવે એમના સારા ડિલપર માખોના ઝુંડ બણબણે છે. ધૂળ અને કાદવથી ખરડાયલાં બાળકો મા પાસે રોકકળ કરી ખાવાનું માગે છે. મા ખાવાનું આપવાને બદલે પીઠપર પ્રહાર કરે છે. બાળક જોરથી રડે છે, અને બાપ ધમકાવે છે. એટલામાં સુક્કા સોટા જેવો કોઈ જાપાની આવે છે, અને બધાં છોકરાંઓ હરખભેર દોડતાં દોડતાં એને વળગી પડે છે. કેટલાંક એની કમરે બે હાથ નાંખી લટકી પડે છે, અને જાપાની મીઠું મીઠું હસતો બે હાથ પસારી બધાં છોકરાંઓને જાણે એકસામટા ભેટતો ન હોય તેમ બ્હાલભેર બાથમાં લે છે અને હર્ષથી નાચતાં કૂદતાં અને ગેલ કરતાં છોકરાંઓની પાછળ પાછળ એ વાંકીચૂંકી ગલીઓમાં થઇ એક ઝુંપડી પાસે આવી ઉભો રહે છે. ઝુંપડીની અંદરનાં તેમજ આસપાસનાં સ્ત્રીપુરૂષો આ કલરવ સાંભળી બહાર આવે છે, અને એ જાપાનીને જોઇ બે હાથ જોડી, માથું નમાવી ઉભા રહે છે, અને પછી પોતાનાં દુર્બળ બાળકોનાં બેસી ગયેલાં પેટ તરફ આંગળી કરી રડી ઉઠે છે જાપાની તેમને આશ્વાસન આપે છે, તેમની સાથે પોતે પણ રડે છે અને સૌને રડતો જોઇ બાળકોનાં પ્રફુલ્લિત મુખારવિંદ પરથી પણ હાસ્યની રેખા શૂકાઈ જઈ ગાંભીર્ય અને કંઇક ગમગીનીનો ભાવ અંકિત થાય છે. આખરે એ જાપાની 'સૌ સારાં વાનાં થશે' એવી આશા અને ધીરજ આપી મજૂરોનાં આંસું લૂએ છે અને પોતાના ગજવામાંથી નોંધપોથી કાઢી તેમનાં નામ નોંધે છે. પછી સૌથી ઉંચા એક બે માળની ઝુંપડીમાં જઈ તેને સાફ કરી ત્યાં બેઠેલા દર્દીઓને તપાસે છે અને તેમને દવા આપે છે. દર્દીઓ ગયા પછી આધેડ વયના મજૂર સ્ત્રીપુરૂષો ભેળાં થાય છે. તે બધાને હારબંધ બેસાડી આ જાપાની એમનાં દુઃખ દૂર કરવા પરમ પિતા પ્રભુને પ્રાર્થના કરે છે અને તે પછી તેમને પત્થરપાટી અને પેણુ લઇ જાપાની કક્કો શીખવે છે. મજૂરોમાં કેટલાક કાળા છે, કેટલાક ગોરા છે; કેટલાક જાપાની છે, કેટલાક ચીનાઓ છે; કેટલાક યૂરોપવાસી અને એશિયાવાસીના સંમિશ્રણથી ઉત્પન્ન થયેલ યૂરેશીઅન છે. બધાનાં મ્હોં ડામરની પીંછી ન લગાવી હોય તેવાં કાળાં મેશ છે, કપડાંમાં જૂ અને માંકણો ખદબદે છે અને નરી દુર્ગંધ છૂટે છે. છતાં આ જાપાની સ્વચ્છ કપડાં પહેરી તે બધાની વચ્ચોવચ બેઠો છે, અને ખોળામાં પત્થરપાટી અને હાથમાં પેણુ લઇ તે બધાને ખભે હાથ દઈ કક્કો શીખવી રહ્યો છે. તેમનાં ગંદા કપડાંને અડકવાથી તેનાં સ્વચ્છ કપડાં મેલાં થશે એનો તેને ખેદ નથી, એમનાં શરીરમાંથી છૂટતી બદબોથી એની તંદુરસ્તીને હાનિ પહોંચશે એવી તેને ફીકર નથી. એ તો વારો વળી વળી સગા ભાઈને શીખવતો હોય એવા પ્રેમથી એ નિરક્ષર મજૂરોને જાપાની બારાખડીના જુદા જુદા અક્ષરોની ઓળખ કરાવે છે, અને તેમની પાસે તે ઘુંટાવી, લખાવી ધીરજથી સુધરાવે છે અને પાકા કરાવે છે.

### કાગાવા

આ જાપાનીનું નામ ટોયાકીકો કાગાવા છે મજૂરના વાસનું નામ શિંકાવા છે. કોબેના લોકો એને 'શિંકાવાના

રોનશીલ્ડ' (શિકાગોના મહાત્મા) કહે છે. દરરોજ સાંજે આ મજૂરોના વાસમાં એ આવે છે, એના માર્ગની દિશા લઈ રહેલાં બાળકોને વ્હાલભેર ભેટે છે, દર્દીઓને દવા આપે છે, દુઃખીઓનાં આંસું લ્હોય છે અને જ્ઞાનના ભૂખ્યાંને જ્ઞાન આપી પ્રભુનો પંથ બતાવે છે. ૨૦૦૦૦ મનુષ્યોનો આ વાસ છે. દરરોજ એની ખાનગી નોંધપોથીમાં એ નવાં નવાં નામ ઉમેરતો જાય છે, અને એ બધા નામવાળાઓને એકત્ર કરી એકબીજાને ભીડના વખતે મદદ કરવા સોગન્દ લેવડાવે છે. આમાંના કેટલાક હાવાસાકીના લોઢાના કારખાનામાં ધગધગતી લોઢાની ભઠ્ઠીઓ આગળ પરસેવાથી રેબઝેબ નીતરતા સવારથી સાંજ સુધી ખડે પગે ઉભા રહે છે; કેટલાક મીટસુબીશીની સ્ટીમરોની ગોદીમા મજૂરી કરે છે; અને કેટલાક ઓસાકા અને કોબેની કાપડની મિલોના સાંચા પર કામ કરે છે. આ બધાયનાં નામ કાગાવા પોતાની નોંધપોથીમાં લખી લે છે. આ બધાયને એકબીજાને મદદ કરવા તે સોગંદ આપે છે. અને નોંધપોથી જાળવીને પોતાના ગજવામાં મૂકે છે, કારણ કે જાપાનમાં જે સમયની વાત ચાલે છે એ સમયમાં કાયદો છે કે મજૂરોનાં મહાજન બનાવનાર શખ્સ ગુન્હેગાર છે અને સજાને પાત્ર છે.

## ચોખાની લૂંટ

૧૯૧૪ માં યુરોપનું મહાભારત મંડાયું ત્યારે આ લોઢાના અને ગોદીના કારખાના રાતદિવસ ચાલવા લાગ્યા. રાત અને દિવસ આ શિંકાવાના મજૂરો મજૂરી કરવા લાગ્યા. પવનથી કમાડ ખુલે એમ લડાઇથી જાપાનની આગળ સમૃદ્ધિનાં કમાડ ખુલી રહ્યાં, અને સ્ટીમરની એક જ સફરમાં આખીને આખી સ્ટીમરની કિંમત ઉપજવા લાગી. ઓસાકા અને કોબેની કાપડની મિલોના શેરોનું સો સો ટકા વ્યાજ વહેંચાયું, અને દરેક ચીજોના ભાવોમાં એવો તો ઉછાળો માર્યો કે કીડીઆરામાંથી કીડીઓ ઉભરાઈ નીકળે તેમ જાપાન લક્ષાધિપતિઓથી ઉભરાયું, અને એમણે સટ્ટાપર સટ્ટા ખેલી ખાવાની ચીજોના—ચોખા સુદ્ધાંના-ભાવ એટલા બધા વધારી મૂક્યા કે ગરીબોને તેમની ટૂંકી રોજીમાં ગુજરાન કેમ ચલાવવું એ સવાલ થઈ પડ્યો. યુરોપીય લડાઇને લીધે રોજના વપરાસની ચીજોના ભાવ ચારગણા અને પાંચગણા થઈ ગયા પણ મજૂરી તો હતી તેનાથી બમણી જ થઈ પાંચ પાંચ વરસ સુધી આમને આમ ચાલ્યું. મજૂરોને ટૂંકી રોજીમાં પેટપૂરતું ખાવાનું મળવું પણ દુર્લભ થઇ ગયું. વેપારીઓ ચોખાના ભાવ ચઢાવ્યેજ ગયા, અને ગરીબોની હિંમત તૂટી ગઇ. અને ૧૯૧૯ ના સપ્ટેમ્બર માસમાં કોબેના ચોખાના સાથી મોટા વેપારીની દુકાન પર એકાએક દરોડો પડયો, અને એની આખી વખાર લૂંટાઇ ગઇ. ભૂખથી ઘેલા બનેલા લોકોએ ચોખાની ગુણોને ગુણો ઉંચકી ચાલવા માંડયું, અને કોઈ પિછોડીમાં તો કોઇ રૂમાલમાં, જેને જેમ ફાવ્યું તેમ ચોખા ઠાલવવા માંડયું. એટલામાં એક નૌજવાન ખુલ્લા બદને, હાથમાં ખુલ્લી તલવાર લઈ દુકાનનાં પથ્થરનાં પગથીઆં પર ચઢી ઉભો રહ્યો, અને તલવારની અણી મકાનની તરફ બતાવી લોકોને મકાન જમીનદોસ્ત કરવા ઉશ્કેર્યા. તુરત જ લોકો મકાનપર તૂટી પડ્યા અને જોતજોતામાં એ આલીશાન મકાન કડડભૂસ કરતું નીચે તૂટી પડયું. પછી એ નૌજવાન તલવારની અણી બતાવતો બતાવતો લોકોને પોતાની પાછળ દોરી ગયો, અને એની નિશાની થતાં બીજી દુકાનપર દરોડો પડયો. પછી ત્રીજી, ચોથી, પાંચમી એમ અનેક દુકાનો પર લોકો ભૂખ્યા વરૂની પેઠે તૂટી પડ્યા અને અડતાળીસ કલાક સુધી આખા કોબે શહેરમાં લૂંટફાટ મચી રહી. જાપાની પોલિસ આ ભૂખ્યાં ટોળાને રોકી શકી નહિ. છેવટે જ્યારે છાવણીમાંથી સિપાઇઓને બોલાવ્યા ત્યારે લોકો વિખરાયા અને શહેરમાં શાંતિ પથરાઈ પણ કોબેનો પવન બીજાં શહેરોમાં ફૂંકાયો, અને ત્યાં એકસામટી લૂંટફાટ મચી. કુલ્લે ૨૪૦ શહેરો અને ગામોમાં ચોખાની દુકાનો આ પ્રમાણે ધોળે દહાડે લૂંટાઇ, અને સરકાર કાંઈ કરી શકી નહિ. આ લૂંટમાં ચાર કરોડ રૂપીઆનું નુકસાન થયું. સરકાર ચેતી ગઈ કે ગરીબોની સબૂરી પર અસહ્ય બોજો મૂકીને એમનો પિત્તો કાબૂમાં ન રહે એવી દશા ધનતરસ્યા વેપારીઓએ કરી મૂકી છે, અને એ સ્થિતિમાં મજૂરોના મહાજનો બાંધવાની બંધી કાયમ રાખવી એ લૂંટફાટ અને અંધાધુંધીને હાથે કરીને નોતરવા જેવું છે. આથી ઉછળી રહેલા પિત્તાને મારગ કરી આપવા સરકારે મજૂર મહાજનો બાંધવાની છૂટ આપી, અને અગીઆર વર્ષ ઉપર જે ગુન્હાને માટે બાર જણને ફાંસી દીધી હતી અને બારને જન્મકેદની સજા કીધી હતી એ ગુન્હો સરકારની કલમના એક ગોદાથી ગુન્હો મટી કાયદેસર થયો.

## મજૂર મહાજનની સ્થાપના

કાગાવાએ આ છૂટનો લાભ ઉઠાવવામાં કસર રાખી નહિ. એણે તુરતજ મજૂરોનું મહાજન ઉભું કર્યું, અને થોડાંજ અઠવાડીઆમાં ૫૦૦૦ સભાસદ નોંધ્યા.

આમાંના ઘણાખરાનાં નામ તો એની ખાનગી નોંધપોથીમાં પહેલેથીજ નોંધાઈ ચૂક્યાં હતાં. મહાજનનું વધારે સંગઠન કરવાને એણે 'મજૂર સમાચાર' નામનું પત્ર કાઢ્યું, અને પશ્ચિમ જાપાનના તમામ મજૂર મહાજનોનું એકત્ર મધ્યસ્થ મંડળ સ્થાપ્યું. કાગાવાનું જોઇને બીજા આગેવાનો પણ મજૂર મહાજનો સ્થાપવા મંડી પડયા, અને કેવળ ટોકીઓમાંજ આવાં ૨૮ નવાં મહાજનો ઉભાં થયાં. એ પછી અવારનવાર એકાદ બે ખાતામાં હડતાળો પડવી શરૂ થઈ, પણ અંદર અંદરના કુસંપ અને યોજનાની ખામીને લીધે તે તૂટી પડી. કોઈ કોઇ વાર આખા કારખાનામાં હડતાળો પડી, પણ સરકારે વચમાં પડી આગેવાનોને જેલમાં પૂરી હડતાળો તોડી પાડી.

## ધીમી હડતાળ

કાવાસાકીના લોઢાના કારખાનામાં ૧૬૦૦૦ કામદારો કામ કરતા હતા. તેમણે દિવસમાં આઠ કલાક જ કામ કરવાની અને પગારમાં વધારો કરવાની માગણી કરી. પણ કાવાસાકીએ તે ન માન્યું. કાગાવાએ મજૂર મહાજન તરફથી ૧૦૦૦ માણસ તૈયાર કર્યા, અને તેમને આખા કારખાનામાં જુદા જુદા ખાતાઓમાં વહેંચી નાંખ્યા. આ માણસોએ બપોરની છુટ્ટી વખતે મજૂરોની જુદી જુદી સભાઓ ભરી, અને તેમને સમજાવ્યું, કે "જો તમારે ઓછી મજૂરી અને વધારે પગાર જોઈતા હોય તો કાલથી હુકમ મળે એટલે તમારે કામ ધીરૂં પાડવું, અને જેમ બને તેમ ઓછું કામ કરવું." બીજે દિવસે આખા કારખાનામાં મજૂરો અદબ વાળી ઉભા રહ્યા, અને કામ કરવાને બદલે રમત રમવા લાગ્યા. જોબરો અને માસ્તરો મજૂરોને આ પ્રમાણે રમતાંખેલતાં જોઇ રોષથી લાલચોળ થઇ ગયા. પણ કાગાવાના ૧૦૦૦ માણસોની આગળ તેમનું કાંઇ નીપજ્યું નહિ. બે અઠવાડીઆ સુધી આ રીતે 'ધીરી હડતાળ' ચાલી, અને આખરે કંપનીને નમ્યું આપવું પડ્યું. કોબેની મીટસુબીશીની ગોદીમાં ૧૬,૦૦૦ કામદારો કામ કરતા હતા. પણ એ ગોદીવાળાઓએ એવો સખ્ત જાપ્તો રાખ્યો હતો કે એ કામદારોમાંથી ૧૦ ટકા પણ ૧૯૨૧ ના જુન માસ સુધીમાં મજૂર મહાજનોના સભાસદ થવા પામ્યા ન હતા. કાગાવા અને તેના માણસોને ગોદીના કમ્પાઉંડમાં પણ પેસવા દેવાની મના હતી, અને એને લીધે એ ગોદીના કામદારોની દશા કાવાસાકીના કામદારોના કરતાં ઘણીજ ખરાબ અને દયામણી હતી. આ અરસામાં ૧૯૨૧ ના જુન માસની ૨૮ મી તારીખે કોબેના મજૂર મહાજનોના મધ્યસ્થ મંડળની સભા મળી, અને કોબેના તમામ કારખાનાઓના મજૂરોનો એકત્ર સંઘ કેવી રીતે સ્થાપવો, અને જુદા જુદા કારખાનાઓના મજૂરોની વચ્ચે સહાહસંપ અને એકતા સ્થપાય તે માટે શાં શાં પગલાં લેવાં તે વિષે ખૂબ ચર્ચા થઇ. આખરે સૌએ એક રીતેજ વર્તવું એવો નિર્ણય થયો. બીજેજ દિવસે કાવાસાકીના કારખાનાના વિજળીખાતાના માણસોએ કારખાનાવાળાને નોટિસ આપી, કે કામ કે પગારની બાબતમાં કાંઇ પણ ટંટો પડે તો તેનો નિર્ણય માલિકોએ મજૂર મહાજનો મારફતે જ કરાવવો; મજૂરોને રજા આપતી વેળા તેમને એક સારી રકમ વધારા દાખલ આપવી; અને મજૂરોએ પસંદ કરેલા માણસોનીજ કમિટી મારફત કારખાનાના નિયમો બરાબર પળાય છે કે નહિ તેની તપાસ રાખવી.

## 'હુલ્લડ'

આમનું જોઈને મીટસુબીશીના એક ખાતાના કામદારોએ પણ એમના માલિકોને નોટિસ આપી, કે તેમને મજૂર મહાજનો સ્થાપવાની છૂટ આપવી, મજૂર અને માલિક વચ્ચેના ટંટાઓમાં મજૂર મહાજનોને મજૂરોના પ્રતિનિધિ તરીકે ગણવા, પગારમાં વધારો કરવો, દિવસના આઠ કલાક કામ લેવું અને કોઈ પણ કામદારને રજા આપતી વેળા તેને સારી રકમ વધારા દાખલ આપવી.

કાવાસાકીના વિજળીખાતાના માણસોએ પોતામાંથી ૧૬ કામદારોની એક કમિટી નીમી. અઠવાડીઆં સુધી આ કમિટી અને માલિકો વચ્ચે વાટાઘાટ ચાલી. છેવટે માલિકોએ આ કમિટીના સોળે માણસોને વધારા દાખલ મોટી રકમ આપી લીલું નાળીએર આપ્યું. પણ કમિટીના માણસો મોટી રકમ લઇને નાળીએર લેવા ખુશી નહોતા. સાંજે કારખાનામાંથી છૂટતાં છૂટતાં કમ્પાઉંડમાંજ 'હુલ્લડ' થયું અને બીજે દિવસે, તારીખ ૮ મી જુલાઇએ, કાવાસાકી અને તેમની સાથે ભળેલા મીટસુબીશીના ૨૫,૦૦૦ કામદારો લાલ ધોળા વાવટાઓ લઈ કોબેના રસ્તાઓમાં સરઘસાકારે નીકળી પડયા. સરઘસ માઇલોના માઇલો સુધી પથરાયું; લાલ ધોળા વાવટાઓ પર હડતાળ પાડવાનાં કારણો અને કામદારોની માગણીઓ જાહેર થઈ. બીજે દિવસે માલિકોની સાથે મસલત કરવા કાવાસાકીના કારખાનાના દરવાજાપર કામદારો હાજર થયા. પણ કંપનીના બે ડાયરેકટરોએ પ્રેસિડંટ યૂરોપ હોવાથી એમની ગેરહાજરીમાં કામદારોની સાથે મસલત કરવા ના પાડી.

આથી કામદારો થોડીકવાર મૂંઝવાયા, પણ પછી થોડાજ દિવસમાં જાપાનની પ્રજા જોગ કામદારો તરફથી એક ઢંઢેરો બહાર પડયો, અને તેમાં જણાવ્યું:

## કામદારોનો ઢંઢેરો

"૧૭૦૦૦ કામદારોના પ્રતિનિધિસ્વરૂપ કાવાસાકા ઇંડસ્ટ્રીઅલ કમિટી કાવાસાકાના કારખાનાનો અને તેના તમામ ખાતાઓનો આજથી કબજો લે છે, કારણ કે કામદારોએ જે સાત માગણીઓ રજુ કરી છે તેનો જવાબ આપવાની કંપનીના ડાયરેક્ટરો (મેસર્સ નાગાટોમી અને યામામોટો) એ પ્રેસિડંટની ગેરહાજરીનું બહાનું કાઢી ના પાડી છે......"

"જાપાનના ઉદ્યોગવેપારને જોખમમાં નાંખવાની અમને જરાયે ઈચ્છા નથી. અમારી ઈચ્છા માત્ર એ છે કે કંપની અમારા વ્યક્તિત્વને સ્વીકારે અને અમારા જીવન ઓછાં કલેશમય અને ઓછાં કષ્ટમય થાય તે રીતે અમને અમારા કાર્યમાં સહાય કરે. જો અમે કંપનીની ઉદ્ધતાઈ અને હૃદયશૂન્યતાના જવાબ રૂપે હડતાળ પાડીએ તો તેથી જાપાનનો ઉદ્યોગવેપાર બંધ થાય, સમાજમાં બેચેની અને બેદિલી ફેલાય અને એથી દેશ સમસ્તને નુકસાન થાય. તેથી કરીને અમારી ન્યાયી માગણીઓ મંજૂર ન થાય ત્યાં સુધી અમે જાતેજ આ કારખાનાનો કબજો લેવાનું અને જુદા જુદા ખાતાઓનું કામ પહેલાંનીજ જેમ ચાલુ રાખવાનું માથે લીધું છે."

## આગેવાનોની ધરપકડ

ઢંઢેરો બહાર પડયા બાદ બીજે દિવસે જ હડતાળ ખુલી ગઇ અને કામદારો પોતપોતાને સ્થાને ગોઠવાઇ ગયા. પણ શું કામ કરવું તેની સંપૂર્ણ માહિતી ન હોવાથી કામ મંદું ચાલ્યું. પણ એટલામાં તારીખ ૧૪ મીની સવારે અચાનક લશ્કરી ટુકડી આવી પહોંચી, કારખાનાના દરવાજે તાળાં દેવાયાં અને દશ દિવસનો 'લોકઆઉટ' જાહેર થયો. આથી કાગાવાએ ચેતીને કામદારોને કોઈ પણ જાતનાં સરઘસો કાઢવાની કે સભાઓ ભરવાની મનાઈ કરી. પણ તેઓ ઓછાજ માને તેમ હતા. ફુરસદના વખતને બહાને તેઓ એકઠા થયા, અને ટોળાબંધ જુદાં જુદાં મંદિરોએ દર્શન કરવા ઉતરી પડયા. મીટસુબીશીની ગોદીમાં પણ 'લોકઆઉટ' જાહેર થયો. અને બે અઠવાડીઆ સુધી એ ચાલુ રહ્યો. તારીખ ૨૯ મી જુલાઈની સવારે મીટસુબીશીના કામદારો સરઘસાકારે ફરવા નીકળ્યા, અને હરરોજની માફક મંદિરોએ જવાને બદલે કાવાસાકીના કારખાના તરફ વળ્યા. કારખાને આવી તેઓએ હુલ્લડ મચાવ્યું, અને એમાંથી તોફાન થયું. તોફાનમાં એક માણસ મરણતોલ ઘાયલ થયો અને ચાળીસ પચાસ માણસોને ખૂબ જખમ થયા. તુરતજ સરકારે ૩૦૦ મજૂર આગેવાનોને પકડી લીધા. આમાં કાગાવા પણ પકડાયો, અને મજૂરોની દશા સુકાની વિનાના મઝધારમાં સપડાયેલા વહાણ જેવી થઇ પડી. ઑગસ્ટની ૮ મી તારીખે કામદારો બીજાઓના હાથે ગમે તે સમાધાન થાય તે નહિ સ્વીકારતાં વગર શરતે કારખાના પર આવ્યા, અને ફરી પાછા કામે ચડયા.

આ રીતે હડતાળ તૂટી ગઇ, આગેવાનો છૂટી ગયા. છતાં એથી મજૂર મહાજનોની સંઘશક્તિ અને બળ તો વધ્યાં જ. ખાનગી માલિકીની કંપની અને કામદારોના ટંટામાં સરકારના વચ્ચે પડવાથી જાપાનમાં બે પક્ષ પડી ગયા: એક વેપારીવર્ગ અને લશ્કરીવર્ગનો પક્ષ, બીજો વિદ્યાર્થીવર્ગ અને મજૂરવર્ગનો પક્ષ. જાપાનમાં અસલથી જમીનદારીનો રિવાજ ચાલતો આવેલો હોવાથી ત્યાંના જમીન વિનાના ખેડૂતોની દશા લગભગ ગુલામો જેવીજ હતી. ઓગણીસમી સદીના છેલ્લાં બે દાયકામાં જાપાનમાં જે નવજીવન આવ્યું તેને પરિણામે પૂરાણી જમીનદારી સંસ્થાનું જોર કમી થતું ચાલ્યું અને ઉદ્યોગહુન્નરની ખીલવણી સાથે મજૂરો અને કારીગરોની સંખ્યા વધવા લાગી. પૂરાણી રૂઢિઓની ચક્કીમાં પીસાતા, લગભગ અર્ધ ગુલામી જેવી સ્થિતિ ભોગવતા ખેડૂતો ખેતી મૂકી મૂકી કારખાનાઓ અને મિલોમાં ભરતી થવા લાગ્યા. અને સને ૧૮૮૭ માં જાપાનમાં મજૂરોની સંખ્યા જે એક લાખથી પણ ઓછી હતી તે ત્રીસ વર્ષમાં વધીને પંદર લાખ થઈ. આ મજૂરોને ૧૯૧૯ નાં તોફાનો પછી મહાજનો બાંધવાનો અને પોતાનો અવાજ સમષ્ટિ રૂપે રજુ કરવાનો કેવી રીતે હક મળ્યો, એક વરસની અંદર તેમણે કેવી પ્રગતિ કરી કે કાવાસાકા જેવા મોટા કારખાનાઓના માલિકોને પણ તેમની આગળ નમ્યું આપવું પડ્યું અને તેમની માગણીઓને સંતોષવી પડી તે આપણે ઉપર જોઇ ગયા. તે પછી સને ૧૯૨૧ માં ફરી પાછાં હુલ્લડો થયાં, હડતાળો પડી, જુદા જુદા કારખાનાઓના મહાજનો સ્થપાયાં, તેમની વચ્ચે મેળ બંધાયો, અને સૌ મજૂરોનું હિત સામાન્ય છે એ ભાવનાનો ઉદય થયો તે પણ આપણે જોયું. પણ મજૂરોનું જોર જેમ જેમ વધતું ગયું તેમ તેમ

ધનિકો અને ધનિકોની બનેલી સરકારનો વિરોધ પણ પ્રબળ થતો ગયો. તેમણે આ મજૂરોની નવજાગૃતિને ઉગતીજ ડામી દેવાને ખૂબ પ્રયત્ન કર્યો. મજૂરોના આગેવાન કાગાવાએ એક અમેરિકનને પૂર્ણ શાંતિથી અને નીડરપણે કહ્યું: "કોઈક દિવસ મારું ખૂન થશે એમ મને લાગે છે. આ મારા શિકાવામાં સાતસેં જુગારી છે. એ બધા જાપાનની જૂની ' જુગારી ટોળીનાં માણસો છે. અત્યાર સુધી તો પોલિસ તેમનો પિછો પકડતી હતી, પણ હવે સરકારે તેમને ' પ્રજાતુર ' કહી નવાજ્યા છે, અને આજે તેઓ પોલિસની પડખે રહી અમને કચડી નાંખવાનું કામ લઈ બેઠા છે. જાપાનના હતાંકારવતાઓ આજે છેલ્લે પાટલે જઇ બેઠા છે. અમારી જાગૃતિ અને વધતું જતું જોર દાબી દેવામાં આ જુગારીઓને હાથમાં લીધા છે."

## જાપાનના નૌજવાનો

પણ સરકારના આવા પ્રયાસોથી જાપાનના નવશિક્ષિત યુવકો પર કંઈ જુદી જ અસર પડી. તેઓ વિચારવા લાગ્યા કે જે સરકાર દેશના ગરીબ મજૂરો પર અને તેમના આગેવાનો પર આવો ત્રાસ વર્તાવે, જે સરકાર ગરીબોના પર કરનો અસહ્ય બોજો નાંખી લશ્કરનું ખર્ચ દિનપ્રતિદિન વધાર્યે જ જાય, એ સરકાર પ્રજાકીય કહેવાય કે કેમ? આ નવયુવકોએ જરા ઉંડો વિચાર કરતાં જોયું કે જાપાની સરકાર જાપાની પ્રજાના એક વર્ગની જ બનેલી છે, અને એ વર્ગનું હિત લશ્કરી ખર્ચ વધારવામાં અને એ લશ્કર વડે જાપાનની બાકીની રાંકડી પ્રજાને દબાવવામાં જ રહેલુ છે. તેઓએ જોયું કે જ્યાં સુધી સાચા લોકરાજ્યની સ્થાપના થઈ નથી, ત્યાં સુધી આ સ્થિતિ સુધરનાર નથી. આથી જાપાનમાં એક નવો પક્ષ ઉભો થયે અને એ પક્ષે ખેડૂતો અને કામદારોના નૌજવાન છોકરાઓને લશ્કરમાં ભરતી થતા અટકાવવા માંડયા.

આજે એ ચળવળને પરિણામે લશ્કરી પોશાક માટેનો જાપાનના નૌજવાનોનો મોહ ઉતરી ગયો છે. આજે જાપાની લશ્કરી કોલેજોની પાટલીઓ ઉમેદવારો વિના ખાલી પડી છે. આજે સેંકડો નૌજવાન ઓફિસરો લશ્કરમાંથી રાજીનામાં આપી જાપાનમાં સાચું લોકરાજ્ય સ્થાપવાના આ પક્ષમાં જોડાય છે. ટોકીઓની વિદ્યાપીઠ ( Imperial University ) ના વિદ્યાર્થીઓ હવે લશ્કરમાં ભરતી નહિ થતાં આ લોકરાજ્યના જ પક્ષમાં ભરતી થાય છે. સાઈબીરીઆ અને કોરીઆથી પાછા ફરેલા નૌજવાન ઓફિસરોની જાપાની પ્રજાને નામે જાપાની સરકારના હાથે થતા અત્યાચારોની વાતો સાંભળી આ નૌજવાનો શરમથી માથું નીચું નમાવે છે અને દુનીઆભરમાં થતી જાપાનની બદનામી અટકાવવા અને જેમ બને તેમ જલદી સાચા લોકરાજ્યની સ્થાપના કરવાનો પોતાનો સંકલ્પ દૃઢ કરે છે. આજે તેઓ જાપાનમાં સાચું સ્વરાજ્ય-સાચું લોકરાજ્ય સ્થાપવા ઝંખે છે. પ્રજાના એક સમૂહનો નહિ-વર્ગનો નહિ પણ પ્રજાસમસ્તનો જેમાં અવાજ હોય તેવું રાજ સ્થાપવા તેઓ મથે છે. એથી સ્વાભાવિક રીતેજ તેમનું સ્નિગ્ધ હૃદય સદીઓથી ચૂસાતા ખેડૂતો અને મજૂરો તરફ ઢળે છે. મિ. ફ્રેઝીઅર હન્ટ લખે છે તેમ:–

"જાપાન આજે બે માર્ગના જોડાણુપર ઉભું છે. કાં તો તેણે સુખશાન્તિ અને સુમેળનો માર્ગ લેવો રહ્યો છે, કાં તો અશાંતિ અને વિપ્લવનો માર્ગ સ્વીકારવો રહ્યો છે. સદીઓથી પરાયો મુલક પચાવી પાડવાની લોભવૃત્તિવાળા લશ્કરીઓ જાપાનનું સુકાન હાથ કરી બેઠા છે. તેમણે જાપાનને કાંઇક વિજય અને સમૃદ્ધિનો ઓપ આપ્યો છે, પણ તે ઓપજ છે. આજ જાપાનની આમપ્રજાનું અંતર અસંતોષ અને બેચેનીના કીડાથી કોરાઇ રહ્યું છે. પોતાના હાલના જીવનથી તેઓ કંટાળ્યા છે. પોતાના દેશના રાજકારભારમાં તેઓ પોતાનો સરખો હિસ્સો માગે છે, અને દુનીઆમાં તેઓ માનભેર જીવી શકે તે માટે સમોવડીઆનું સ્થાન માગે છે......હવે તેઓ મૂંગા બેસી રહે તેમ નથી. ૧૯૧૯ નાં તોફાનોમાં અને કાવાસાકીની હડતાળમાં તેમને જીભ આવી છે, અને થોડાજ વખતમાં તેઓ બોલવા માંડશે.

તેઓએ બતાવી આપ્યું છે કે શાન્ત માણસ જ્યારે શાન્તિ છોડે છે ત્યારે તેના જેવો અશાન્ત કોઈ નથી. પૂર્વની પ્રજાઓ સદીઓથી શાન્તિ, સબૂરી અને તાબેદારીના ગુણો દાખવતી આવી છે. એમને ગુસ્સે કરવી બહુ મુશ્કેલ છે. પણ જ્યારે તેઓ ગુસ્સે થાય છે અને વિફરે છે ત્યારે તેમને કાબૂમાં રાખવી પણ મુશ્કેલ છે. પૂર્વની પ્રજાઓની આ ખાસિયત આપણે કેટલીયે વાર ભૂલી જઇએ છીએ."*

નંદલાલ મણિલાલ શાહ

---

*Mr. Frasier Hunt ના The Rising temper of the East એ પુસ્તકના એક પ્રકરણના આધારે.

# વિચારસ્વાતંત્ર્ય અને જુલમ

વિચારસ્વાતંત્ર્યઃ આ શબ્દમાંથી બે અર્થ નીકળી શકે; સાંકડા અર્થ પ્રમાણે જે વિચારશક્તિ, વંશપરંપરાથી ઊતરી આવેલી માન્યતાઓ, સ્વતંત્ર વિચાર કર્યા વિના, બંને બાજુઓ જોયા વિના, માન્ય ન રાખે તે વિચારશક્તિ સ્વતંત્ર વિચાર શક્તિ. ને જ્યાં એ વિચારશક્તિનો છૂટથી ઉપયોગ-બહારની અડચણો વિના—ત્યાં વિચારસ્વાતંત્ર્ય. આ અર્થ મુજબ જે વ્યક્તિ પોતાને માત્ર જન્મથી જ મળેલી અમુક માન્યતાઓમાં—ધાર્મિક, રાજકીય કે સામાજિક,—ન માનતી હોય, ને પોતાને માટે વિચાર કરી પોતાની માન્યતાઓ નક્કી કરતી હોય તે સ્વતંત્ર-વિચારક વ્યક્તિ.

પણ સાંકડા અર્થથી વિશેષ એવો વિશાળ ભાવ "સ્વતંત્ર વિચાર"માં સમાવશો છે. જેના પર બહારના દાબનો-લેશપણ દાબનો—સંપૂર્ણ અભાવ તે સ્વતંત્ર. હવે આ બહારથી મૂકાતા દાબ અનેક પ્રકારના હોઈ શકે; કેટલાક દેખીતા ને મોટા, બીજા ગહન ને ઝીણા.

દેખીતા દાબો વિષેઃ અમુક 'વિચાર' (મત) માનવાથી કે અમુક વિચાર ન માનવાથી જો કોઈ પણ પ્રકારની સામાજિક કે રાજકીય શિક્ષાઓ ખમવી પડે તો તે દેશમાં વિચારસ્વાતંત્ર્યનું અસ્તિત્વ ન કહેવાય.

વિચારક્ષેત્રમાં દુનિયાના કોઈપણ દેશે આ પ્રાથમિક સ્વતંત્રતા પણ પ્રાપ્ત કરી હોય એમ નથી જણાતું. ઇંગ્લાંડમાં "ઈશ્વર નિંદાનો" કાયદો, ખ્રીસ્તિ ધર્મમાં ન માનનારને અને તેની વિરુદ્ધ બોલનારને શિક્ષા કરી શકે. (જો કે પૈસાદાર લોકો સામે એ કાયદાનો ઉપયોગ નથી થતો.) વળી ઈશુએ અહિંસા Non-resistance વિષે જે બોધ આપ્યો છે, તે બોધ ફરી આપવો રાષ્ટ્રરક્ષણના કાયદા મુજબ શિક્ષાપાત્ર બનાવી શકાય. એટલે જેવું ઇંગ્લાંડમાં ગુન્હેગાર થતાં અટકવું હોય (સિવાય કે તે પૈસાદાર હોય) તેણે ઈશુના અનુયાયી હોવાનું ને તેનો બોધ કબૂલ કર્યાનું જાહેર કરવું, પણ તે બોધ શો હતો, તે મ્હોંથી ઉચ્ચારવાનું બંધ કરવું! અમેરિકામાં દાખલ થતાં પહેલાં દરેક પ્રવાસીએ રાજ સામે બંડ ને એકથી વધુ સ્ત્રી પરણવાની વિરુદ્ધ પોતાની માન્યતા જાહેર કરવી, અને અંદર દાખલ થયા પછી સમાજવાદમાં (Communism) પણ પોતે નથી માનતો એમ જાહેર કરવું પડે, નહિ તો રાજનો ગુન્હેગાર. જાપાનમાં મીકાડોના દૈવીપણા વિષે શંકા કરવી એટલે ગુન્હેગાર થવું, ને કાયદા મુજબ શિક્ષા ખમવી. આ પરથી જોઈ શકાશે કે દુનિયાની મુસાફરી કેટલી જોખમ ભરેલી છે! મુસલમાન, હિન્દુ, ટોલ્સ્ટોયન કે ખ્રીસ્તિ, પોતે જે વાતો "સત્ય" તરીકે માનતો હોય તે વાતો જાહેરમાં ઉચ્ચાર્યા વિના જ—એટલે મ્હોં બંધ રાખ્યા વિના-દુનિયાની મુસાફરી-ગુન્હેગાર થયા વિના-કરી શકે. અલબત, આ તો વિચારનૌકાના નાવિકો વિષે જ; વહાણમાં ફરતા પેસેંજરો તો જો કોઈ જાતની ખુલ્લી ઉખલ ન કરે તો બધે ફરી શકે.

આ પરથી જોઈ શકાશે કે વિચારસ્વાતંત્ર્યની પ્રથમ સ્થિતિથી પણ દુનિયાના સર્વ દેશો—મોટા મનાતા દેશો પણ—કેટલા દૂર છે.

પણ કાયદાની—રાજકીય ને સામાજિક કાયદાની—તલવાર કરતાં પણ વધારે તીખી તલવારો વિચારસ્વાતંત્ર્ય પર ઝુકી રહેલી છે; ને તેમાંની બે ઝેરી તલવારો-(૧) આર્થિક શિક્ષાઓ, ને (૨) જે મુદ્દાઓ પરથી માણસ પોતાના સિદ્ધાંતો તારવે છે તે મુદ્દાઓને મરડવાની કપટભરી રીતો-અવળાં ચિત્રો-દર્શનો—વિષે આપણે વિચારીશું.

એટલું તો સહેજે સમજી શકાશે કે જે સમાજમાં અમુક મત માન્ય કરવાથી કે ન માન્ય કરવાથી માણસને રોટલો ન મળી શકે તે સમાજમાં વિચારસ્વાતંત્ર્ય ન હોઈ શકે. વળી એ પણ સમજાશે કે અમુક

વિચાર કે માન્યતાની એક બાજુની દલીલો વિવિધ રીતે શણગારીને મોટા અક્ષરે સમાજ સમક્ષ મૂકવામાં આવે, ને બીજી બાજુની દલીલો જેમ બને તેમ કાળી રંગવામાં આવે, ને મહામહેનતે ઉકેલી શકાય એટલે ઉંડે દાટવામાં આવે, તો તે વિચાર કે માન્યતા સ્વતંત્ર ન હોઈ શકે, ને તે સમાજમાં વિચારસ્વાતંત્ર્ય ન સંભવી શકે. આ અંને તલવારો દુનિયાના સર્વ દેશોમાં-( સિવાય એક ચિન, કે જે મારી માન્યતા મુજબ સ્વતંત્રતાનો છેલ્લો ગઢ છે )-હસ્તી ધરાવે છે.

વિચારસ્વાતંત્ર્યનો આદર્શ આપણે આ શબ્દોમાં રજુ કરીશું: જે વિચારને જૂના વિચારો સાથે સંપૂર્ણ હરિફાઈ કરવાની છૂટ હોય, એટલે કે જે વિચારની સામે નિખાલસ હૃદયે ચાહ્ય કે જૂના વિચારો પોતાની દલીલો રજુ કરે; ને જે વિચાર સાથે કોઈ પણ જાતના સામાજિક, રાજકીય કે આર્થિક લાભો કે ગેરલાભો જોડાયલા ન હોય તે વિચાર સ્વતંત્ર. ને જે સમાજમાં આવી હરિફાઈઓ થઈ શકે ત્યાં વિચારસ્વાતંત્ર્ય. આજના ઇંગ્લાંડમાં ખ્રીસ્તિઓ તરફ કેટલો પક્ષપાત બતાવવામાં આવે છે તે જણાવવા બરટ્રેંડ રસેલ પોતાના જીવનમાંથી ત્રણ પ્રસંગો ટાંકે છે.

એના પિતા ‘ સ્વતંત્ર વિચારક ’ હતા, ને એને ત્રણ વર્ષનો મૂકી ગુજરી ગયા. વીલમાં બે સ્વતંત્ર વિચારકોને બરટ્રેંડનાં વાલી તરીકે નીમી ગયા. પણ ખ્રીસ્તી સરકારને તે ન રૂચ્યું, એટલે તે વાલીઓ ગેરકાયદેસર ઠેરવાયા ને સરકારે બરટ્રેંડને ખ્રીસ્તિ ધર્મમાં ઉછેર્યો. જીવતો માણસ પોતાના છોકરાને પોતાની ઇચ્છાનુસાર ઉછેરી શકે; પણ મરી ગયા પછી પોતાના છોકરાના શિક્ષણ સંબંધી કોઈ સત્તા તે ન ચલાવી શકે. મરણ પછી તો સરકારની મરજી મુજબ છોકરાંને ઉછેરાય.

૧૯૧૦ માં બરટ્રેંડ રસેલે પાર્લામેંટ માટે ઉમેદવારી કરી-લીબરલ તરીકે. ઉમેદવારી મંજુર કરાઈ; પણ ખાનગીમાં તપાસ કરતાં લીબરલ પાર્ટીને જણાયું કે એઓ તો સ્વતંત્ર વિચારક છે અને ખ્રીસ્તિ દેવળમાં જવાનો વિરૂધ્ધ છે; પરિણામે એઓ પાર્લામેંટમાં ન જઇ શક્યા, ને એમની જગ્યા એક ખ્રીસ્તિએ પૂરી કે જે હાલ પણ ત્યાં બિરાજે છે.

ત્રીજો પ્રસંગ એ જ વરસમાં કેંબ્રિજ યુનિવર્સિટીમાં બન્યો. ટ્રિનિટી કોલેજે એમને ભાષણકર્તા તરીકે યુનિવર્સિટીમાં જોડાવા આમંત્ર્યા, ફેલો તરીકે નહીં; કારણ કે જો ફેલો થાય, તો કોલેજના કારભારમાં તેમને હક્ક મળે, ને કોલેજ કમિટીના બહુમતિવાળા ખ્રીસ્તી ધર્માનુયાયીઓ પોતાની વિરૂધ્ધના મતવાળો એક ઉમેરાય એમ નહોતા ઈચ્છતા. એઓ ભાષણકર્તા તરીકે જોડાયા, પણ એમના લડાઈ વિષેના વિચારો ૧૯૧૬ માં બહુમતિવાળા ધર્માનુયાયીઓને ન ગમ્યા એટલે એમને બરતરફ કરવામાં આવ્યા. પણ જ્યારે લડાઈનો જ્વર ઉતર્યો ત્યારે એમની નીમણુંક પાછી કરવામાં આવી ! એટલે જો કોઇને ખાનગી આવક ન હોય તો તેણે અમુક વિચાર માનવા માટે ભૂખે મરવું !

આવા ને આથી વધારે ગંભીર પ્રસંગો તમને કોઇ પણ જાહેર સ્વતંત્ર વિચારકના જીવનમાંથી જોઇએ તેટલા મળી આવશે.

પરિણામે કાં તો માણસે નવા વિચારો બહાર મૂકી ભૂખે મરવું; કે કાં તો જૂના વિચારો ઠીક ન લાગતા હોય તો પણ મૌન ધારણ કરવું; ને છેવટે કોઇ પણ જાતનો વિચાર જ ન કરવો ને મગજને સાવ બૂઠું રાખવું, અર્થાત્ જીવનભર મૂરખના સરદાર રહેવું.

રશિયામાં આથી વિપરીત દશા છે. ત્યાં જૂની માન્યતા ને નવી માન્યતાઓ માનવાના લાભો ને ગેરલાભો તદ્દન ઉલટા છે. અનીતિ, નાસ્તિકતા, સમાજવાદ, સ્વચ્છંદતા વગેરે જાહેર કર્યાથી તમે સમાજમાં ઉંચે ચડી શકો; આ વિચારોની વિરૂધ્ધ બોલો એટલે તમે જેલમાં સડો, કે ભૂખે મરો; અને જરા મોટેથી બોલો તો ફાંસીએ ચડો.

“ શંકા કરનારનો વિનાશ થાય છે ” × એવું ગીતાજીનું વાક્ય છે. “ Will to believe ” - શ્રદ્ધાથી માનો ’ નો બોધ અમેરિકન - વિજ્ઞાન-તત્ત્વજ્ઞ વિલિયમ જેમ્સે ફેલાવ્યો હતો. પણ એને બદલે “ Will to doubt ” “ શંકા કરો ! ” એવો બોધ જગતને ખૂણે ખૂણે પહોંચાડાય તો કેવું સારું ? કેટલી ગેરસમજ દૂર થાય, કેટલી પીડાઓ મટે !

શ્રદ્ધાથી માની લીધેલી વાતો સાચી હોય એવું ભાગ્યે જ બને છે. બલ્કે, કેવળ શ્રદ્ધાથી માનેલા સિદ્ધાંતો સાચા ન જ હોઇ શકે. શ્રદ્ધાથી માનેલી દરેક વાતોમાં કંઇ ને કંઇ ખાંપણ કે ઉણપ મળી આવશે. એથી શાસ્ત્રીય રીતે શોધેલી માન્યતાઓ સંપૂર્ણ સાચી હોય છે એમ કહેવાનો મારો હેતુ નથી સત્યનું જે પ્રમાણ માણસ

---

× संशयात्मा विनश्यति ।

પહોંચી શકે તે પ્રમાણ શ્રદ્ધાથી નહીં પણ પૂરતી તપાસણી કરી સ્વીકારેલા સિદ્ધાંતોથી જ પહોંચી શકાય છે, એટલો જ અહીં કહેવાનો હેતુ છે. આપણી માન્યતાઓમાં રહેલું સત્ય કેવી રીતે વધારવું એ આપણને જાણીતું છે: સર્વ બાજુઓ સાંભળો, ગમે તેટલા મુદ્દાઓ મેળવી તેને સરખાવો: ખુલ્લા મનથી, પક્ષ વિના દલીલો કરો; ને જ્યાં ભૂલો જણાય ત્યાં કબૂલ કરો; ભૂલ ભરેલી માન્યતા છોડી દેવા ને જે ભૂલ વિનાની કે ઓછી ભૂલો વાળી જે નવી વાતો જણાય તે સ્વીકારવા તત્પરતા બતાવો; આ સર્વ રીતોનો વિજ્ઞાનમાં સંપૂર્ણ ઉપયોગ કરવામાં આવે છે. વિજ્ઞાનનો દરેક અભ્યાસી જાણે છે કે વિજ્ઞાનના સર્વ સિદ્ધાંતો શોધખોળ માટે ખુલ્લા છે. સુધારાવધારા તો વિજ્ઞાનનો પ્રાણ છે. સત્યની-મનુષ્ય પામી શકે એવા સાચા જ્ઞાનની-કંઈક ઝાંખી વિજ્ઞાનના સિદ્ધાંતોમાં થઈ શકે છે. એ સત્યને વધારવા-શંકા વિશંકા ને નવું જાણવાની આતુરતા, વિજ્ઞાનનો અભ્યાસી કદિ તજતો નથી.

ધર્મમાં ને રાજનીતિમાં આથી ઉલટું જ તમે જોશો. વિજ્ઞાનના નિર્ણયો જેવા નિશ્ચિત સિદ્ધાંતોનુ ધર્મ ને રાજનીતિમાં નામનિશાન નથી, છતાંય દરેક ધાર્મિક ને રાજનીતિજ્ઞ પુરૂષ કોઇને કોઈ માન્યતાનો ગુલામ તો ખરો જ. ને એ માન્યતા જેઓ ન માને તેમને જેલમાં પૂરવા, ભૂખે મારવા, ફાંસીએ ચડાવવા કે યુદ્ધે આમંત્રવાને તે તૈયાર જ. દલીલોની હરિફાઈમાં ઉતરી પોતાનો સિદ્ધાત સિદ્ધ કરવાની હિમ્મત તેનામાં નથી હોતી.

જો માણસની પ્રકૃતિમાં શંકાનો સંચાર કરી, સાચું જૂઠું જોખવાની કે ભૂલો શોધી તે સુધારવાની ને નવું શીખવાની આતુરતા ઉતારી શકાય તો દુનિયાનાં નવદશાંશ દુઃખો નાશ પામે અને લડાઈઓ અશક્ય બને: કારણકે દરેક લડનાર પક્ષ સમજી શકશે કે બંને પક્ષો ખોટા હોવા જ જોઈએ. લડાઈ મૂળે જ ખોટી હોવાથી જુલમ ને દમનનીતિ અટકે, કારણકે વિરોધી મત ધરાવનારને દાબવાની જરૂરિયાત ન રહે; સમજુતી ને જ્ઞાન દબાણની જગ્યા લે ત્યારે કેળવણીનું લક્ષ્ય મનને વિશાળ કરવાનું હશે, સંકુચિત કરવાનું નહીં હોય; કામ માણસની શક્તિ ને લાયકાત મુજબ મળશે, માન્યતાઓ મુજબ નહીં; વૈજ્ઞાનિક વિચારવૃત્તિ મનુષ્ય સ્વભાવમાં ન ઉતરે ત્યાં સુધી જગતમાં શાંતિની આશા રાખવી વ્યર્થ છે.

વૈજ્ઞાનિક વિચારવૃત્તિનો એક દાખલો લઈએ. આઇનસ્ટાઇને જગત સમસ્ત-ન્યૂટનના મૂળભૂત સિદ્ધાંતો હલાવતો એટલે સારા પદાર્થવિજ્ઞાનનો પાયો ડોલાવતો-રેલેટિવિટિનો સિદ્ધાંત-રજુ કર્યો; જગતનાં વૈજ્ઞાનિક ભેજાંઓએ પૂરતી તપસણી કીધી ને સિદ્ધાંત સ્વીકારી લીધો; એટલે કે પોતાની માન્યતામાં ભૂલ જણાતાં નવી માન્યતા સહેજ પણ કડવાશ વિના જીરવી લીધી. આઇનસ્ટાઈન જર્મન-સ્વીસ-યાહૂદી છે, વળી રાજનીતિમાં એ શાન્તિવાદી-લડાઇનો વિરોધી છે; છતાંય જર્મન સરકારે એને શોધખોળના અધ્યાપકની જગ્યા આપી; એના સિદ્ધાંતની સત્યતા તપાસવા જર્મનોના શત્રુ અંગ્રેજ વિજ્ઞાનવાદીઓની કમિટીએ ૧૯૧૯ ના ગ્રહણનું અવલોકન કર્યું. સૈકાઓથી ઉતરી આવેલા પદાર્થવિજ્ઞાનનાં મૂળ તત્ત્વો આ નવો સિદ્ધાંત ડોલાવી રહ્યો છે. ડારવિનના સિદ્ધાંતે બાઇબલની સૃષ્ટિની ઉત્પત્તિકથાને જે સખત ફટકો લગાડ્યો હતો તેટલો જ સખત ફટકો આઇનસ્ટાઇને પદાર્થવિજ્ઞાનની પ્રચલિત માન્યતાઓને લગાવ્યો છે. પણ નવા સિદ્ધાંતના પક્ષમાં, ને જૂની માન્યતાઓ વિરૂદ્ધ પૂરતા મુદ્દાઓ મળતાં એ સિદ્ધાંત માન્ય કરવાની તત્પરતા દરેક વૈજ્ઞાનિકે બતાવી છે. છતાં કોઈ પણ વિજ્ઞાની-ખુદ આઇનસ્ટાઈન પોતે પણ-એમ નથી માનતો કે એ સિદ્ધાંત એટલો સાચો છે કે એમાં સુધારાવધારા નજ થઇ શકે. એ સિદ્ધાંત જેમ ન્યૂટનની માન્યતાઓ સુધારે છે, તેમ ભૂલો જણાશે તો એનેય અન્ય કોઈ સુધારશે, ને તે સુધારણા ઠીક જણાતાં વિજ્ઞાન તેનો સહેજે સ્વીકાર કરશે. આ વિજ્ઞાનની મનોવૃત્તિ.

પણ એજ આઇનસ્ટાઈને ધર્મ કે રાજનીતિ સંબંધમાં એવો જ કોઈ નવો સિદ્ધાંત—જૂના પ્રચલિત સિદ્ધાંતને ડગમગાવતો-પ્રતિપાદન કર્યો હોત તો અંગ્રેજોને તેમાં પ્રશ્યનિઝમ દેખાત; યહૂદી પ્રજાના વિરોધીઓને તેમાં ઝીઓનિસ્ટ કાવતરૂં સૂઝત; ને યુદ્ધાનુરાગી રાષ્ટ્રવાદીઓને લડાઇના તાપમાંથી છટકી જવાના ઇરાદાથી યોજાયેલો શાન્તિવાદ મળી આવત; જૂના વિચારના સર્વ અધ્યાપકો ને લેખકો છૂપી પોલિસ પાસે પહોંચી જાત ને એનાં સર્વ લખાણો જપ્ત કરાવવા તજવીજ કરત; એની વિરૂદ્ધ અનેક કાવતરાંઓ રચાત, એ સિદ્ધાંતમાં માનતા શિક્ષકોને રજા મળત ને એ વિષે વિવેચન કરનાર જેલમાં સડત. ને એ દશામાં આઇનસ્ટાઈને શું કર્યું હોત ? કોઇ નબળા દેશની સત્તા પોતાના હાથમાં લઈ લીધી હોત. ને તે રાજ્યમાં એ સિદ્ધાંત વિરૂદ્ધ કે એ સિદ્ધાંત વિના અન્ય કાંઇ પણ શીખવવું ગેરકાયદેસર ગણાત ને એ સિદ્ધાંત કોઇથી ન સમજાય એવી ગહનતા

ધારણ કરત. ને ઉપરાંત, પક્ષમાં કે વિરુદ્ધ એક પણ મુદ્દો સિદ્ધ કર્યા વિના એ સિદ્ધાંતની સત્યતા કે અસત્યતા રણભૂમિ પર સિદ્ધ કરાત! વિલિયમ જેમ્સના "શ્રદ્ધાથી માનો" એ સૂત્રનું આ તાર્કિક પરિણામ.

સામાન્ય મનુષ્યમાં પોતાને માટે સ્વતંત્ર વિચાર કરવાની શક્તિનો અભાવ હોય છે. ને એ વૃત્તિને આપણા સમાજમાં અજબ રીતે પોષણ મળે છે. આપણી કેળવણીની પદ્ધતિ, જાહેરાતની રીતિ ને આર્થિક દબાણ સામાન્ય મનુષ્યની વિચાર કરવાની શક્તિનો સંપૂર્ણ નાશ કરે છે આ ત્રણે વિષે આપણે ટૂંકી ચર્ચા કરીશું.

કેળવણી દરેક દેશમાં કેળવણી, ખાસ કરીને પ્રાથમિક કેળવણી સરકારના હાથમાં હોય છે; સર્વ સરકારી શાળાઓમાં શીખવાતી કેટલીક વાતો તદ્દન જૂઠી હોવાનું તો પાઠ્ય ગોઠવનાર શિક્ષણશાસ્ત્રીઓ પણ જાણે છે; ને બીજી ઘણી વાતો પણ તદ્દન જૂઠી કે ભેળસેળવાળી હોવાનું તટસ્થ વિચારકો જોઈ શકે છે. ઇતિહાસશિક્ષણનો દાખલો લો. દરેક રાષ્ટ્ર પોતાના વખાણ વિના શાળાના ઇતિહાસમાં અન્ય કાંઈ પણ નહિ શીખવશે. પોતાની જીવનકથા લખનાર વ્યક્તિ પાસે મર્યાદાની કંઈક આશા રાખવામાં આવે છે; પણ જ્યારે કોઇ દેશ પોતાની કથા કહેવા માંડે છે ત્યારે મિથ્યાવાદ, ગર્વ, ને જૂઠાં વખાણમાં ડૂબવામાં કંઇ કચાશ નથી રખાતી. ને સત્ય માટે સ્હેજ પણ માન કે દરકાર નથી જણાતાં. એક વખતે અંગ્રેજ શાળામાં શીખવાતું કે ફ્રેંચ લોકો લોભ ને દુષ્ટતાથી ભરેલા છે ને જર્મનો સદ્ગુણના અવતારો છે. આજ એજ શાળાઓમાં એથી ઉલટું જ શિક્ષણ અપાય છે. વોટરલૂની લડાઇ આખેખરી જર્મન ચોપડીઓ વેલિંગ્ટન માટે એક લીટી લખી બ્લ્યુચરે લડાઇ હતી એમ મનાવશે; ત્યારે અંગ્રેજ પાઠ્યપુસ્તકો બ્લ્યુચરની હાજરી ગેરહાજરી તુલ્ય જ હતી એમ શીખવશે; ત્યારે ફ્રેંચ પુસ્તકો કાંઈ જુદું જ લખશે. આ સર્વ લખનારાઓ સારી પેઠે જાણે છે કે તેમનાં લખાણમાં ક્યાંયે સત્ય બીના નથી. લડાઇ પહેલાં અમેરિકાની ચોપડીઓ અંગ્રેજ પ્રજા વિરુદ્ધનાં લખાણથી ભરેલી હતી. લડાઈ પછી એજ ચોપડીઓ અંગ્રેજોની તારીફથી ઉભરાવા લાગી છે.

અમેરિકાની આ પલટાયલી સ્થિતિ અમેરિકાના યુદ્ધ પહેલાંના ને યુદ્ધ પછીના કેળવણીના આદર્શ જોવાથી સમજાશે. એ આદર્શ એક જ છે: પરદેશથી આવેલા બાળકોને "સારા-યોગ્ય અમેરિકનો" (દેશભક્તો) બનાવવાનો. એ બધા આદર્શવાદીઓને નથી સૂઝતું કે "સારા જર્મન" કે "યોગ્ય જાપાની" ની માફક, "સારો-યોગ્ય અમેરિકન" પણ "સારો મનુષ્ય" ન હોય એવું બની શકે, એટલે કે સારો જર્મન, અમેરિકન કે જાપાની અયોગ્ય માનવી હોઇ શકે. જે સ્ત્રી કે પુરુષ અમેરિકા જ દુનિયામાં સારામાં સારો દેશ છે એમ માને, ને કોઇ પણ કષ્ટમાં અમેરિકા માટે મરવા તૈયાર રહે તે "સારો અમેરિકન." કદાચ એ સંભવિત હશે કે દુનિયામાં સારામાં સારો દેશ ને સાચામાં સાચો દેશ અમેરિકા; પણ જો એ સંભવિતતા ખરે જ સાચી હોય તો એ સત્ય દુનિયાના સર્વ દેશોમાં શા માટે ન શીખવવું? એકલા અમેરિકામાં જ એનું પઠન શા માટે? એક દેશમાં શીખવાતી વાતો જ્યાં સુધી અન્ય દેશો માન્ય ન કરે ત્યાં સુધી તે વાતોની સંપૂર્ણ સત્યતા માટે શંકા રહેવાની જ.

હવે, દરેક દેશમાં રાજતંત્ર પોતાને અનુકૂળ એવા સ્વાર્થના સિદ્ધાંતો કુમળાં મગજોમાં રોપવામાં રાજની સમગ્ર શક્તિનો ઉપયોગ કરે છે. ને એ રાજ્યનાં સ્વાર્થી સિદ્ધાંતો માટે પ્રાણ આપતાં શીખવતાં મનાવે છે કે જાણે સત્ય ને ન્યાય માટે જ દેશજનો પોતાનું લોહી રેડી રહ્યા છે.

આ રીતે કેળવણી, વિચાર કરવાની શક્તિ ખીલવવા માટે નહીં, સત્ય શોધવા માટે નહીં, પણ પોતાના ઉપરીઓનાં સ્વાર્થો હક્કો સાચવવા અને તેમની ઇચ્છાને આધીન રહેતાં શીખવવાનું એક જબરું હથિયાર થઇ પડેલી છે. ને આ એક જ હથિયાર કંઈ રાજની નોકરશાહીના હાથમાં પોતાનો સ્વાર્થ સાધવા માટે છે એમ નથી. એની મદદમાં બીજાં પણ હથિયારો છે.

દંભ ને જૂઠાણાંથી ભરેલી પ્રાથમિક કેળવણી વિના કોઈ પણ રાજ પોતાને બનાવટી ગૌરવપૂર્ણ પ્રતિષ્ઠિત ન રાખી શકે.

કેળવણીની ચર્ચા છોડતાં પહેલાં અમેરિકામાંથી એક વધુ દાખલો આપણે લઇશું (દાખલાઓ આપણે અમેરિકામાંથી લઇએ છીએ તે નહીં કે અમેરિકા અન્ય દેશો કરતાં વધારે ખરાબ કે વધારે સારો છે માટે, પણ અમેરિકા વર્તમાન રાષ્ટ્રોમાં વધુ આધુનિક મનાય છે એટલા માટે જ.)

ન્યૂયોર્ક સ્ટેટમાં ખાનગી કોઈ પ્રાથમિક શાળા ચલાવવી હોય તોપણ સરકારની પરવાનગી વિના ન ચલાવી શકાય. ન્યૂયોર્ક સ્ટેટના એક વર્તમાન કાયદામાં નીચેના શબ્દો છે:-

"કાયદાથી સ્થાપિત સરકારને બળજોરીથી કે ગેરકાયદેસર ઇલાજોથી ઉથલાવી નાંખવી એ જાતનું શિક્ષણ આપતી શાળાને પરવાનો મળશે નહિ."*

હવે આ સ્થાપિત રાજ્યતંત્રને કોઇ પણ જાતની હદ કે સીમા નથી. એટલે આ કાયદા મુજબ ગત મહાયુદ્ધ દરમ્યાન કયસરની સરકારને બળથી છતી ઉથલાવી પાડવનું શિક્ષણ ગેરકાયદેસર ગણાત, ને ત્યાર પછી સોવિયેટ સરકારને ઉથલાવી નાંખવા કોલ્ચૅક કે ડેનિકિન તરફ સહાનુભૂતિ દર્શાવવી ગેરકાયદેસર ગણાત. આ કાયદા ઘડનારનો આશય આવો ન્હોતો એ સહેજે સમજાશે; શબ્દોની અયોગ્ય ગોઠવણીથી જ આવો આશય નીકળી શકે છે. પણ ઉપલા કાયદા ઘડનારનો હેતુ એ જ સમયે એ સ્ટેટમાં ઘડાયેલા એક બીજા કાયદા પરથી આપણને મળી આવે છે. એ બીજા કાયદા પ્રમાણે "સ્ટેટની નિશાળોમાં એવા શિક્ષકોને જ શિક્ષણ આપવાનાં પ્રમાણપત્રો મળશે કે જેમણે સરકારને સંતોષકારક રીતે બતાવી આપ્યું હશે કે આ સ્ટેટ ને યુનાઇટેડ સ્ટેટસની સરકારને તેઓ વફાદાર ને તાબેદાર રહેશે; ને કોઇ પણ વખતે ને કોઇ પણ જગ્યાએ જેઓએ અમેરિકાની રાજ્યપદ્ધતિને બદલે અન્ય રાજ્યપદ્ધતિની હિમાયત ન કરી હશે તેઓ જ શિક્ષક થઈ શકશે." ને આ કાયદો ઘડનાર કમિટી લખે છેઃ 'જે શિક્ષક વર્તમાન સમાજવ્યવસ્થામાં ન માનતો હોય તેણે રાજીનામું આપવું......જે માણસ સમાજસુધારાની વાતો સામે લડવા તૈયાર ન હોય તેને શિર અમેરિકન બાળકોને દેશજન બનાવવાની જોખમદારી ન મૂકી શકાય."

એટલે કે ન્યૂયોર્ક સ્ટેટના કાયદા મુજબ ઈશુ કે જ્યોર્જ વોશિંગ્ટન ન્યૂયોર્ક સ્ટેટમાં બાળકોને શિક્ષણ ન આપી શકે. જો ઈશુ ન્યૂયોર્ક જઈને કહે છે કે "નાનાં બાળકોને મારી પાસે આવવા દો," તો ન્યૂયોર્ક સ્કુલ-બોર્ડનો પ્રમુખ જવાબ આપશે; "સાહેબ, મુદ્દાઓ બતાવો ને સાક્ષીઓ આપો કે તમે સમાજમાં સુધારા કરનારાઓ સામે લડવા તૈયાર છો. મારા સાંભળવામાં આવ્યું છે કે તમે તો કોઈ સ્વર્ગના રાજ્યના હિમાયતી છો, જ્યારે આ દેશ તો પ્રજારૂપાએ પ્રજાસત્તાક છે. એટલે તમારા સ્વર્ગનાં રાજ્યની સરકાર અમારાં ન્યૂયોર્ક સ્ટેટની સરકાર કરતાં જુદી છે. એટલે અમારાં બાળકોને તમે શિક્ષણ ન આપી શકો." જો પ્રમુખ આ પ્રમાણે જવાબ ન આપે તો કાયદા મુજબ તેઓ પોતાની ફરજ અદા કરતાં ચૂક્યા ગણાય.

આવા કાયદાનાં પરિણામો કેટલાં ગંભીર હોય છે તે જુઓ. દલીલ ખાતર માનો કે ન્યૂયોર્ક સ્ટેટની સરકાર ને સમાજવ્યવસ્થા દુનિયામાં સર્વોત્તમ છે; છતાંયે એ બન્નેમાં કંઇને કંઈ સુધારા માટે અવકાશ છે જ, એમ દરેક વિચારકને દેખાશે. આ દેખીતી વાતનો સ્વીકાર જે કરે તે કાયદા મુજબ સ્ટેટની શાળામાં શિક્ષક ન થઈ શકે. એટલે કાયદો કહે છે કે શિક્ષકોએ દાંભિક, જૂઠા હોવું જોઈએ, યાતો તદન ભેજાંહીન, મૂર્ખા હોવું જોઈએ. એટલે શિક્ષકની જગ્યા દંભ, જૂઠાણું કે મૂર્ખાઈ આપીને પૂરવી!

ન્યૂયોર્કના આ કાયદામાં રહેલો ભય—સ્ટેટ, ટ્રસ્ટ, જ્ઞાતિ, અને પંચના હાથમાં રહેલી એકહથ્થુ સત્તાનું પરિણામ છે. કેળવણીની સત્તા રાજના હાથમાં એટલે સરકારને ઠીક ન લાગે તે વાત તેઓ પ્રજાને સાંભળવા જ ન દે. અજ્ઞાનતા પર જ દરેક સરકાર પોતાની ઇમારતનો પાયો ચણે છે. રાજના હાથમાં કેળવણી એટલે વિચારસ્વાતંત્ર્યનું મોત.

નૈતિક કે ધાર્મિક, રાજકીય કે આર્થિક— કોઇ પણ પ્રકારની અસહિષ્ણુતા જ્યાં હોય ત્યાં વિચારસ્વાતંત્ર્યનો અભાવ. સરકાર કરતાં ભિન્ન વિચાર ધરાવનારને રશિયામાં જેટલું ખમવું પડે છે તેટલું બીજે ક્યાંય નહિ ખમવું પડતું હોય. પેટ્રોગ્રેડમાં એક રશિયન કવિને સૌન્દર્ય-કળા શીખવવાની છૂટ મળી; પણ તેને કહેવામાં આવ્યું કે સૌન્દર્ય-કળા-કવિતા—"માર્ક્સના દૃષ્ટિબિન્દુ"એ શીખવવાં. બિચારા કવિ એલેકઝાંડર બ્લોકને પીંગળના નિયમો કે સંગીતની ધ્વનોને માર્ક્સનાં સિદ્ધાંતો સાથે કેમ જોડવી તે ન સૂઝયું; ને પેટ ભરવા ખાતર એ સંબંધ શોધતાં બિચારો મોતને શરણ પહોંચ્યો. બોલ્શેવિકો સત્તામાં આવ્યા પછી રશિયામાં તેમના સિદ્ધાંતો વિરુદ્ધ એક શબ્દ પણ બોલવો કઠણ થઈ પડયો છે; પછી એમના સિદ્ધાંતોનું શાસ્ત્રીય નિરૂપણ કરવાની વાત તો ક્યાં રહી?

* "A license should not be granted to any school where it shall appear that the instruction proposed to be given includes the teachings of the doctrine that organised governments shall be overthrown by force, violence or unlawful means."

આપણે બે દેશોમાંથી દાખલાઓ લીધા, અમેરિકા ને રશિયા. બંને દેશો એકબીજાથી ભિન્ન છે, પણ બંનેમાંથી સાર એક જ નીકળે છે કે જ્યાં સુધી માણસ ધર્મ, રાજનીતિ, સમાજવ્યવસ્થા કે આર્થિક પ્રશ્નોમાં હમણાંની માફક અંધશ્રદ્ધા જ રાખશે ત્યાં સુધી વિચારસ્વાતંત્ર્યનો અભાવ જ રહેશે; એટલે પ્રગતિ અસંભવિત જ હશે; સર્વ પ્રકારની સ્વતંત્રતાનો સહેજે નાશ થઈ જશે.

ભૂલેચૂકે પણ માનશો નહિ કે કોઇપણ દેશમાં રાજના અધિકારીઓ દેશનાં બાળકો શિક્ષિત થાય એવું ઇચ્છે છે. એથી ઉલટું, તેમનો આદર્શ તો બાળકોનાં મન ખબરો—Information—થી ભરી દેવાનો હોય છે, નહીં કે બુદ્ધિવિવેક—Intelligence—શીખવવાનો. એને તો જેમ બને તેમ દૂર રાખવા તેઓ પ્રયત્નવાન રહેવાના જ. કેળવણીના હેતુ બે હોવા જોઈએ. એક તો લેખનવાંચન, ભાષાજ્ઞાન, ગણિત, ઈ. શીખવવાનો ને બીજો પોતાને માટે વિચાર કરવાની અને અવલોકન કરી, મુદ્દાઓ મેળવી, તેમાંથી નિશ્ચિત નિર્ણયો પર આવવાની કળા શીખવવાનો.

આજની સરકાર-સર્વ દેશોમાં-ફક્ત પહેલા હેતુ પર જ લક્ષ્ય આપે છે; એટલે કે નિશાળોમાં ખબરો જ આપવામાં આવે છે. સ્વતંત્ર વિચાર કરતાં લોકો શીખે એવું કોઈ સરકાર નથી ઇચ્છતી, કારણ કે વિચાર કરતા લોકો પર સહેલાઈથી રાજ નથી કરી શકાતું. પ્લેટો લખી ગયો છે કે ફક્ત વાલીઓએ જ વિચાર કરવો, અન્યોએ તેમને અનુસરવું-ઘેટાંની માફક. આજ સિદ્ધાંત દરેક દેશમાં આજે પણ ચાલુ છે. ને દરેક રાજ્યની શિક્ષણપદ્ધતિ એને કાયમ રાખવા ને દૃઢ કરવા પોતાની સર્વ શક્તિઓ વાપરે છે.

આધુનિક સંસ્કૃતિમાં છેલ્લું જોડાયેલ જાપાન આ વાતમાં-ખબરો (બુદ્ધિવિવેક નહીં) શીખવવામાં-મોખરે આવે છે. ખબરો આપવાની બાબતમાં જાપાનનું પ્રાથમિક શિક્ષણ પ્રથમ પંક્તિનું કહેવાય છે; પણ એ ખબર આપવાની સાથે એક બીજી વાત પણ જાપાનની શાળાઓમાં શીખવાય છે ને તે મીકાડોની પૂજા. આમ સરકારી શાળાઓનો ઉપયોગ જ્ઞાન ને વહેમ બંને ફેલાવવામાં કરવામાં આવે છે. આપણે મીકાડોપૂજામાં ન માનતા હોવાથી એની અયોગ્યતા આપણને સહેજે દેખાઈ આવે છે. પણ જાપાનના લોકોને એ કદાચ સ્વાભાવિક ને બુદ્ધિગ્રાહ્ય લાગતી હશે. એજ પ્રમાણે આપણે ત્યાંનું કેટલુંક શિક્ષણ—આપણા મત પ્રમાણે સ્વાભાવિક ને બુદ્ધિગ્રાહ્ય શિક્ષણ—વહેમ છે એમ બતાવવા કોઈ જાપાની મુસાફર પ્રયત્ન કરશે તો મને લાગે છે કે તે મોટે ભાગે સફળ નીવડશે.

વિચાર સ્વાતંત્ર્યની સામે ઝુઝતી તલવારોમાંની બીજી, **અવિવેકી જાહેરાત** ( Propaganda—જાહેરનામાં, વર્તમાનપત્રો, લેખમાળાઓ, ઈ. દ્વારા. )

આપણે ઉપર જોઇ ગયા કે વિદ્યાર્થીને નિશાળમાં ફક્ત વાંચતાં લખતાં જ શીખવવામાં આવે છે, વિચાર કરતાં નહીં. નિશાળમાંથી નિકળ્યા પછી તેમના મગજ પર વદન અસંભવિત વાર્તાનો વરસાદ વરસાવવામાં આવે છે; ને તે બાપડો મૂંગે મ્હોંએ એ વાતો ગળ્યે જાય છે; જેવી કે આંતકનિગ્રહ કે અમૃતધારા સર્વ રોગ દૂર કરશે, ફ્રેંચ લોકો નગ્ન ફરે છે, જર્મન લોકો મુડદાં ખાય છે, અંગ્રેજ લોકો દેવ લોકો છે, મજૂરો લૂંટારા ને ધનિકો પરોપકારી છે. આધુનિક ધર્માચાર્યો, રાજપુરુષો, રાજતંત્રો સર્વ કોઈ વેપારીઓની માફક પોતાના વિચારો દશે દિશામાં ફેલાવવામાં સહેજ પણ ક્યાસ નથી રાખતા. આવા ઘૂમરાણ વચ્ચે વિચારની સ્વતંત્રતા ન હોઈ શકે. કારણ કે સરકારની શાળાઓમાંથી નીકળેલી શિક્ષિત પ્રજા " સાક્ષર પ્રજા " અથવા તેમનું કહેલું અક્ષરેઅક્ષર માનવામાં પાછી નથી પડતી. જો હું બજારની વચ્ચે ઉભો રહીને પોકારું કે હું દુનિયામાં અતિવિનીત પુરુષ છું તો સર્વ મને ગાંડો ગણશે. પણ જો હું થોડા પૈસા મેળવી સ્ટેશન પર, ટ્રામપર, રેલ્વેમાં ને શહેરની શેરીએ શેરીએ ને ગામડાની પાદરે પાદરે જાહેર ખબરો ચોડું તો લોકો મારું કહેલું તુરત માનશે, ને કહેશે, કે કેવો શરમાળ માણસ ! આ જનસમાજના માનસનો,(Man psychology)નો પ્રશ્ન છે ને તેમાં આપણે અત્રે નહિ ઉતરીએ. ટુંકમાં જો તમારી પાસે પૈસા હોય ને તમે જાહેર વર્તમાનપત્રો, છાપણો, ઈ થી જગતને ખૂણે ખૂણે તમારું નામ ફેલાવી શકો, યા તમારા વિચારો જાહેર કરી શકો, તો તમારો વિજય જ થવાનો પછી ભલેને તમારો અવાજ સાચો કે જૂઠો હોય. આમ જાહેરાતથી વિચારપ્રચાર કરવામાં પૈસાદારને લાભ, સત્યને નહીં અને વિચારસ્વાતંત્ર્યની જરૂરિયાત સત્ય શોધવા માટે છે.વાથી જ્યાં અવિવેકી જાહેરાત ત્યાં વિચારસ્વાતંત્ર્ય ન હોઇ શકે.

ત્રીજી તલવાર આર્થિક દબાણની. આ વિષે આપણે ઉપર કંઇક જોઈ ગયા છીએ. જો સરકાર કો

વ્યક્તિના વિચાર સાથે સંમત ન થઇ શકે તો તે વ્યક્તિને તે ભૂખે મારી શકે. દાખલા તરીકે, સોવિયટ સરકાર ને હોપોટ્રૂિન ઉઇફના સમયના ક્રાંસમાં, પ્રારંભમાં જે શિક્ષક ટેઈફનો પક્ષ કરત તે, ને તેના સમયના અંત સમયે તેની સામે થાત તે, પોતાની નોકરીમાંથી બરતરફ થાત. મને શંકા છે કે અમેરિકામાં સ્ટાન્ડર્ડ ઓઇલ કંપનીની ટીકા કરનારને કોઇ પણ સારી કોલેજમાં જગ્યા મળી શકે કે કેમ, કારણ કે દરેક કોલેજનો પ્રિન્સિપાલ રોકફેલર પાસેથી કાંઇને કાંઈ આર્થિક લાભની ઇચ્છા રાખે છે.

દરેક દેશમાં સમાજમાં જેણે ઉંચે ચડવું હોય તેણે જે દિશામાં પોતે ચડવા માગતો હોય તેમાના કોઈ "મોટા" માણસની સાથે કટવારો ન કરવા સાવધાન રહેવું પડે છે. હવે એવા મોટા માણસો હંમેશા રાજનીતિ, ધમ, નીતિ, સમાજ, ઈ૦ માંના કોઈને કાઈ સિદ્ધાંતમાં તેમના હાથ નીચેના સર્વ પોતાનો સિદ્ધાંત માને એવું ઈચ્છે છે. એટલે જે વ્યક્તિ એ મોટા માણસોના વિચારોથી ભિન્ન વિચારો ધરાવે તે આગળ ન વધી શકે, સિવાય કે તે અસામાન્ય વ્યક્તિ હોય.

વિચારસ્વાતંત્ર્ય અને ટુંકમાં કોઈપણ સ્વાતંત્ર્ય માટે ત્રણ મુદ્દાઓની ખાસ જરૂરિયાત દરેકે સ્વીકારવી પડશે. એક તો શિક્ષણનો હેતુ ફકત ખબરો આપવાજ નહિ, પણ બુદ્ધિવિવેક આપવાનો પણ હોવો જોઇએ, કે જેથી દરેક વ્યક્તિ સ્વતંત્ર રીતે વિચારી શકે. બીજુ, મૂળ મુદ્દાએ પરથી જે કોઈ સિદ્ધાંતો બંધાય તે વિજ્ઞાનના સિદ્ધાંતો માફક સર્વ માટે સત્ય હોવા જોઇએ, અને તે સર્વ સ્થળે શીખવવા જોઇએ. ત્રીજું એ સિદ્ધાંતોનો ફેલાવો અયોગ્ય જુમરાણ કે જાહેરાતો દ્વારા નહીં પણ દલીલો અને સમજુતીથી થવો જોઇએ. કોઈ પણ વાત દલીલથી ઠીક લાગતાં તે સ્વીકારવાની ને અઠીક માન્યતાઓ તજી દેવ.ની તત્પરતા માણસે બતાવવી જોઇએ. ને છેવટે, કોઇપણ વિષય—રાજનીતિ, ધર્મનીતિ, સમાજ-વિષે અમુક વિચાર માનવા માટે તે વ્યક્તિની સ્વતંત્રતા કે રોટલો છીનવી ન લેવાવાં જોઈએ. વ્યક્તિસ્વાતંત્ર્ય જેમ વધારે તેમ વિચારસ્વાતંત્ર્યની વધુ ખીલવણી. કોઇ પણ જાતની પ્રગતિની આશા દુનિયા રાખતી હોય તો, આ સિદ્ધાંતોનો અમલ કર્યેજ ફળીભૂત થઇ શકશે.

આ લખાણનું અવલોકન કરતાં જોઇ શકાશે કે એમાં ફક્ત "વૈજ્ઞાનિક વિચારપદ્ધતિ"નીજ હિમાયત કરવામાં આવી છે. લેખક માને છે કે વિજ્ઞાનની વિચાર કરવાની પદ્ધતિનો સ્વીકાર કર્યેજ જગત પોતાનાં દુખ ઓછાં કરી શકશે, ને જગતમાં શાંતિ ફેલાવી શકાશે. વિજ્ઞાનની વિચાર કરવાની રીતોનો સ્વીકાર જીવનના સર્વ પ્રશ્નોમાં ન થાય ત્યાં સુધી ગેરસમજ, અશાંતિ, કલહ ને અજ્ઞાન દુનિયામાંથી અદૃશ્ય ન થઇ શકે. પણ આ વિષે વિચાર કરતાં, વિજ્ઞાનની વિચારપદ્ધતિને ઝેરી વાયુઓ ઈ૦ વિજ્ઞાનનાં કેટલાંક અનિષ્ટ પરિણામ સાથે ગુંચવી ન નાખવા વિનંતિ છે.

નાથુભાઈ દયાળજી પટેલ

એ જ સૌથી મોટો, અને સર્વથી ઉત્તમ અને ખરો સુધારો છે એમ આપણે સ્વીકારી લીધું છે; આપણે જાણીએ છીએ કે અત્યારે સમાજની સેવા માટે સાધનોની ચોકખી તાણ છે, અને તે માટે સમાજસેવકોનાં સમય, શક્તિ અને પ્રયત્નોનો આવશ્યક બચાવ કરવા ઉત્સુક બની રહ્યા છીએ. તેવે સમયે આપણી પાસે હાલ જે નાનીમોટી કે નવીજૂની સામગ્રી હાજર છે તે સર્વનું, ઉપયોગી દિશામાં સંગઠન કરવાની કાળજી ન રાખીએ તો તો આપણે દુષ્કાળમાં અધિક માસ ઉજવીશું. એ સાધનો કે સામગ્રી જૂનાં છે કે નવાં છે, નાનાં છે કે મોટાં છે, તે આપણે જોવાનું નથી. એ સાધનો ઉપયોગી છે કે નહિ, લોકકલ્યાણને પોષે છે કે નહિ, તેટલુંજ આપણે તો જોવાનું છે."

"આપણે તે ન જોઈ શક્યા એટલે આપણે હજી પણ કેટલીક ઉપયોગી સામાજિક જૂની પ્રથાઓ, વ્યવસ્થાઓ અને સંસ્થાઓને પૂરો ન્યાય આપી શક્યા નથી. વિચાર કરો કે એને આપણે ઉપયોગમાં લઈએ તો આપણી કેટલી બધી શક્તિ અને કેટલા બધા શ્રમનો નિરર્થક વ્યય થતો અટકાવી શકાએ! આપણાં મહાજનો, જમાતો પંચ-પંચાયતો, સદાવ્રતો, ગૌશાળાઓ અને પાઠશાળાઓ, પાંજરાપોળો, મેળાઓ, સરઘસો, તહેવારો, ઉત્સવો, રાસો, રામલીલાઓ, જયંતીઓ, અને અનેક પ્રકારનાં દાપાં અને લાગાની પ્રથાઓ અને એવી બીજી સામાજિક સંસ્થાઓ, પ્રથાઓ અને વ્યવસ્થાઓના વિકાસ માટે, તે સર્વ સાધનો અને સામગ્રીઓના સામાજિક ઉપયોગનો અભ્યાસ આપણે હજી શરૂ પણ નથી કર્યો એમ કહી શકાય. તે સર્વના અંતરમાં છૂપાઈ રહેલી સંઘભાવના—જે પ્રથમ અહિં સાધારણ હતી, અને અત્યારે પશ્ચિમમાં એક નવીન શોધના રૂપમાં ગોઠવાય છે—અને નાગરિક ગુણોના રહસ્યનું અવલોકન અને અભ્યાસ કરવાની જરૂર છે આપણા અજ્ઞાનથી એ ભાવના અને એ ગુણો ધીરે ધીરે, દિવસે દિવસે, અલોપ થતા જાય તેમાં શી નવાઇ! માટે જ, પ્રથમ તે સર્વનું ઝીણવટથી અવલોકન અને નિષ્પક્ષપાત અભ્યાસ, પછી તેના યોગ્ય વિકાસ અને ઉપયોગનો વિચાર કરી, વર્ષો થયાં દબાઇ રહેલી એ ભાવનાઓ અને ગુણોને પ્રકાશ કરી તેનો સામાજિક પ્રગતિ માટે ઉપયોગ કરી લઇ, હાલ ખૂટી ગયેલાં સામાજિક સાધન અને સામગ્રીમાં પાછી ભરતી કરવી. આપણી સર્વ સામાજિક પ્રવૃત્તિઓ, અને કાર્યવ્યવસ્થાઓનો પાયો, સ્પષ્ટ આદર્શ અને સિદ્ધાંત પર જ રચાવો જોઇએ. કાર્યવ્યવસ્થા અગત્યની છે, અનિવાર્ય છે, પણ તેના વિચારમાં, તેનાં બંધારણ કરતાં જો આપણી સંસ્કૃતિ, રાષ્ટ્રીય ભાવના અને સામાજિક જરૂરીઆતોનું આપણે પાછું વિસ્મરણ કર્યું તો ગમે તેવી બહારથી આકર્ષક લાગતી કાર્યવ્યવસ્થા જીવ વિનાનું ખોખું થઇ રહેશે, રાષ્ટ્રીય આત્મા તેનાથી દૂર નાસશે, અને સામાજિક પ્રયત્નો અને સેવકોનાં અમૂલ્ય જીવનો નિરર્થક નીવડશે. કાર્યવ્યવસ્થા કરતાં પણ કાંઇક વધારે અગત્યનાં, કાંઇક વધારે મહત્ત્વનાં, રાષ્ટ્રીય આદર્શો, રાષ્ટ્રીય ભાવનાઓ અને સામાજિક જરૂરીઆતો છે. આપણે એ તો હંમેશ યાદ રાખવું જોઇએ કે સામાજિક પ્રશ્નોના ઉકેલ માટે, સામાજિક સંબંધોના સંગઠન અને સામાજિક જીવનની પ્રગતિ માટે સામાજિક કાર્યવ્યવસ્થાઓ છે; વ્યવસ્થાઓ માટે સમાજ કે સામાજિક જીવન નથી. વ્યવસ્થાથી વ્યક્તિત્વ કે ચારિત્ર્ય ભૂંસાવું ન જોઇએ, નાગરિક ગુણો ઘટવા ન જોઇએ, તેમજ નાગરિક સાહસ પણ મંદ પડવું ન જોઇએ."

"સ્પષ્ટ આશય વિના વ્યવસ્થા હોઈ શકે નહિ. વ્યવસ્થા વિના સામાજિક પ્રયત્નો ફળપ્રદ થઈ શકે નહિ. સ્પષ્ટ ઉદ્દેશને આધારે ઉત્પન્ન થયેલ કાર્યવ્યવસ્થાથી જ સામાજિક પ્રયત્નો સમાજને કંઇક સંગીન લાભ કરી શકે. ટુંકમાં એમ કહી શકાય કે, કાર્યવ્યવસ્થા એટલે સ્પષ્ટ સિદ્ધાંતને આધારે ઘડાયેલો નિયમિત કાર્યક્રમ. સામાજિક પ્રયત્નનો આવશ્યક બચાવ અને સદુપયોગ કરવા, જેટલી કાર્યવ્યવસ્થાની જરૂર છે તેટલીજ, સામાજિક સંસ્થાઓની પ્રવૃત્તિઓનું ફળપ્રદ સંગઠન કરવા વ્યવસ્થાની જરૂર છે. છુટા-

જવાય સામાજિક મતો: સંસ્થાઓમાં વ્યવસ્થિત થઈ શકે; અને સંસ્થાઓની છુટી છુટી વિખરાએલી પ્રવૃત્તિઓને વ્યવસ્થિત કરવા તેમના ઉપયોગી, નિયમાનુસાર, સંગઠનની જરૂર છે. સંસ્થાઓની છુટી જવાઈ, જેમ તેમ પથરાઇ ગએલી પ્રવૃત્તિઓને લીધે દેશને કેટલું નુકસાન થઇ ચૂક્યું છે તે આપણે સર્વ જાણીએ છીએ. જે વખતે આપણુ સર્વને દરેક પ્રકારના કામ માટે સેવક અને સાધનોની સખ્ત તાણુ છે તે વખતે એ સંસ્થાઓની છુટીછવાઇ પ્રવૃત્તિઓ, આપણું સામાજિક જીવન અને સંપત્તિનો ઘણો નિરર્થક વ્યય કરે છે, અને આપણું સામાજિક સામર્થ્ય ઘણું નબળું કરી નાંખે છે. "

" સમાજસેવકોની ઘણી મુશ્કેલીઓ, એટલે સામાજિક મુશ્કેલીઓનાં મૂળ કારણ, સામાજિક જરૂરિઆતોના અજ્ઞાનમાંજ રહેલી હોય છે. જો આ મુશ્કેલીઓના મૂળ કારણનું એટલે જરૂરીઆતોનું જ્ઞાન થાય, તો તે મુશ્કેલીઓ દૂર કરવાના ઉપાય પણ તેમાંથી મળી આવે. "

" એક સંસ્થા અમુક વિષય માટે પ્રચાર અને પ્રકાશન સારૂં કરી રહી હોય તો તેજ વિષયને ઉપાડી લેનાર બીજી સંસ્થાને પોતાનાં ચોપાનીઆં, પત્રો, પત્રિકાઓ, છબીઓ, ચિત્રો અને સામાન્ય ભાષણો સામાન્ય ઉપદેશકોદ્વારા ગોઠવી, બને તેટલી સગવડોનો લાભ આપવો જોઇએ. એક સંસ્થા જો ઉદ્યોગમાં આગળ વધી હોય તો તેણે એવીજ બીજી સંસ્થાને પોતાના જ્ઞાન અને અનુભવનો બને તેટલો લાભ આપવો જોઇએ. "

" આપણે માસિક કે ત્રિમાસિક પ્રકટ કરી નિયમીત ચર્ચા અને ખબર એક બીજાને પૂરી પાડી શકીએ. દૈનિક, સાપ્તાહિક ને બીજાં માસિક પત્રોને પણ ખબર મોકલાવી શકીએ. આપણે સામાજિક ઘટનાની ઉપયોગી છબીઓ, ચિત્રો, નકશા, જાદુઈ ફાનસ અને સીનેમાનાં કાચ અને ફીલ્મો એક બીજાના લાભ માટે પરસ્પર ફેરવી શકીએ. આપણે સામાન્ય પત્રિકાઓ પ્રકટ કરી પ્રચાર સહેલાઈથી કરી શકીએ. સામાન્ય ભાષણોની યોજના ઘડી કાઢીએ. સામાન્ય ઉપદેશકો તૈયાર કરીએ. ભાવિ સામાજિક સેવકોને પરસ્પરના લાભ માટે તાલીમ આપવાની સગવડ કરી શકીએ. "

" તપાસ (Social Survey) કરવા માટે એક મુખ્ય કાર્યાલય, સુરત કે અમદાવાદમાં કાઢવું. બનતા સુધી જીલ્લાવાર અને કાઠીઆવાડમાં ચાર પ્રાન્ત માટે ચાર મધ્યસ્થ કાર્યાલયો ખોલવાં અને તેની મારફત સામાજિક સેવા વિષેની પ્રવૃત્તિની સંપૂર્ણ માહિતી મેળવવાનો પ્રયત્ન કરવો. આ મુખ્ય સંસ્થાને " ગુજરાત સેવક મંડળ " નું નામ આપવું. તેનો મુખ્ય ઉદ્દેશ ગુજરાત, કાઠીઆવાડ અને મુંબઇ શહેર અને પરાંના ગુજરાતી સમાજસેવક તથા સંસ્થાઓની પ્રવૃત્તિઓનું જરૂરિયાત પુરતું સંગઠન કરવું, એવો રાખવો."

આ યોજના ઉપર ચર્ચા થઇ તેના પરિણામે પ્રાથમિક તપાસનું કામ ઉપાડી લેવા માટે એક કાર્યવાહક મંડળ નીમાયું છે, અને તેના મંત્રીઓ શ્રી કનૈયાલાલ હરેશ્વરરામ વકીલ ( સુરત ) તથા શ્રી જગજીવનદાસ નારણજી મહેતા ( અમરેલી ) નીમાયા છે.

સુમન્ત મહેતા

# ભાઈ ઈન્દુલાલનો મુકદ્દમો

મુકદ્દમાની આગલી રાતે ભાઈ ઈન્દુલાલને મળવા ઘણા મિત્રો ભેગા થયા હતા તેમાંથી એકે કહ્યું હતું કે "સરકારને જો મશ્કરી કરતાં આવડતી હોય તો કાલે તમને જરૂર છોડી મૂકે. તમે પૂરેપૂરા બનો." આ વાત ખરી હતી જ્યારથી ઈન્દુલાલ પર નોટિસ આવી ત્યારથી તે બહુ જ ઉત્સાહભેર એ મહાપ્રયાણની તૈયારીઓ કરતા હતા, અને પોતે વિસ્તારેલાં સહુ કામોની ગોઠવણ બહુ ગંભીરતાથી કરતા હતા. તેમણે કબૂલ કર્યું કે "હવે એ રીતે મને છોડી મૂકે તો હું અતિશય નાસીપાસ થાઉં."

પણ આ અસહકારની હિલચાલ ચાલે ત્યાં સુધી એવી મશ્કરી કરવી સરકારને પોસાય તેમ નથી. મુદતને દિવસે સવારે કોર્ટના ચોકમાં લોકો ભરાઈ ગયા હતા તેમને થોડીવારે મકાનમાં દાખલ કર્યા. વખત થતાં જડજ આવ્યા. પ્રેક્ષકો સૌ શાન્ત થઈ ગયા. સરકારી વકીલ, હિલી સાહેબ, સાક્ષીઓ, સર્વ આવી ગયા. જડજની સામે ઈન્દુલાલને બેસવાની ખુરસી મળી અને જડજ અને ઈન્દુલાલની વચ્ચે ઉપર ચઢ કરવા માડ્યું. મુકદ્દમો શરૂ થયો.

ગાંધીજીને પરહેજ કર્યા ત્યારે સરકારે ગુજરાતના સત્ય, ગુજરાતના ન્યાય, ગુજરાતના ધર્મ, જે જે ગુણોથી માનવજીવન ખરેખરું માનવ બને છે તે તે ગુજરાતના સર્વસ્વ ઉપર સરકારે આક્રમણ કર્યું. ગાંધીજીના જવાથી આપણાં સત્ય, ન્યાય, ધર્મ અને ખુદ માનવત્વ કસોટીએ ચડ્યાં છે. અને તે માત્ર ગુજરાતનાં જ? કદાચ આખા હિન્દનાં, કદાચ આખી પૃથ્વીનાં. મહાદેવભાઈની સાથે ગુજરાતે સાહિત્યની કલાપ્રિયતાનો સ્વાતંત્ર્યની વેદી ઉપર ભોગ આપ્યો હતો. કાકા એ ગુજરાતનાં—એ જન્મથી ગુજરાતી નથી એ તો યાદ પણ નથી આવતું—અભ્યાસ, ડહાપણ, ઉપદેશ, ફિલસુફી, શાન્તિ. સ્વામી આનંદ એટલે ગુજરાતનો અડગ કર્મસંન્યાસ! અને આ પુરુષોની નામાવલિ અત્રે પૂરી કરવા માગતો નથી—ઈન્દુલાલ એટલે? ગુજરાતની જુવાની અને મરદાની, ઉદારતા અને સરલતા. ગુજરાતના જુવાનોનો એ અજ્ઞાત પણ સ્વાભાવિક નાયક છે. ગુજરાતના જુવાનોના હૃદયમાં અત્યારે શું ચાલે છે એ જાણવું હોય તો ઈન્દુલાલને જોવા. એ ગુજરાતી છતાં એમનામાં ગુજરાતનું ગણતરીઆપણું નથી. અને અત્યારના જુવાનોમાં પણ એ ઘણું ઓછું છે. ગુજરાતનો જુવાન વર્ગ, ભાનપૂર્વક પરીક્ષા કર્યા વગર ઈન્દુલાલની રહસ્યમય અને રહસ્યવિનાની સર્વ રીતભાતોનું અનુકરણ કરે છે એટલા બધા એ જુવાન વર્ગને મોહક છે.

અને માટે જ કદાચ પ્રેક્ષકો સર્વ જુવાનો જ, ઈન્દુલાલની વયની આસપાસના જ હતા. જાણે સરકાર પણ આ સમજતી હોય તેમ જડજ પણ ઇન્દુલાલની જ ઉંમરના, કદાચ તેમનાથી જરા નાના, મુખ્ય સાક્ષીઓ પણ ઈન્દુલાલની જ ઉંમરના હતા. પણ સરકારના પક્ષના પ્રતિનિધિ વકીલ-વિચારવૃદ્ધ, અશવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ તો ખબર નથી પણ ખરેખર કાયદા-જ્ઞાનવૃદ્ધ, અનુભવવૃદ્ધ—ખાસ કરીને આવા કેસોના પણ હવે તો અનુભવવૃદ્ધ—રા. ગિરધરલાલ ઉત્તમરામ, આ ચારે બાજુ તરવરતી જુવાનીમાં દઢ અપવાદ રૂપ હતા.

કેસ ચાલવા માંડ્યો. ઇન્દુલાલનું અડસનું ભાષણ વંચાવા માંડ્યું. ઇન્દુલાલને મેં ભાષણ કરતાં સાંભળ્યા છે. તેમના લેખો પણ મેં વાંચ્યા છે. પણ તેમનું ભાષણ આખું છપાયેલું આ પહેલી જ વાર સાંભળ્યું, અને એક ભાષણ તરીકે આખા ઉપર આ પહેલી જ વાર મારું ધ્યાન ગયું. સાહિત્યની દૃષ્ટિએ મને એ સારું લાગ્યું. ઇન્દુલાલને ગામે ગામ રખડપટ્ટી કરવી પડે છે છતાં તે ધ્યાનપૂર્વક વિચાર કરીને ભાષણ આપે છે, પોતાને કહેવાનું બરાબર કહી શકે છે, એમ મને લાગ્યું.

ભાષા એટલી સ્વાભાવિક જુસ્સાવાળી હતી કે સાક્ષી પોતે એ ભાષાની શક્તિથી જ ભાષણના વિચારને યોગ્ય સ્વરના આરોહઅવરોહથી બોલતો હતો. અસહકાર પછી જેમ લેખન પ્રવૃત્તિ વધીને સાહિત્યને ઉત્તેજન મળ્યું છે અને સાહિત્ય લોકોમાં વધારે વિસ્તર્યું છે, તેમજ ભાષણને પણ ઉત્તેજન મળ્યું છે અને ભાષણકળા એક નવી દિશાએ આગળ ચાલવા માંડી છે. દરેક માણસ નિર્ભય થઈને બોલે છે એટલે પોતાના વ્યક્તિત્વને પ્રકટ પણ કરી શકે છે. જો કે આ સર્વમાં ગાંધીજીની છાપ બહુ સ્પષ્ટ છે, પણ મોટા લેખકો સુધી એ અસર પહોંચી છે તો સાધારણ વક્તાઓ એ અસર નીચે આવે એમાં નવાઈ શી ? પણ એક બાબતની સંભાળ રાખવા જેવી છે. ગાંધીજીમાં જે વિચારશીલતા અને અસાધારણ સંયમ હતાં તે દરેકમાં ન હોવાથી ભાષા વધારે સ્વચ્છન્દી અને ચાદી જુસ્સાદાર હોવાને બદલે ગ્રામ્ય થઈ જવાનો ભય રહે છે. પણ એ સઘળા છતાં ભાષણકળા પણ હાલની પ્રવૃત્તિથી વિકાસ જ પામશે એમાં મને શંકા નથી

ભાષણમાં "એક વખત એવો પણ આવશે કે આ દેટ લાખ માણસોને ગાંસડાપોટલાં લઈ મુંબઈના દરિયામાંથી વિદાય થવું પડશે" એ વાક્ય આવ્યું ત્યારે, અદાલતમાં અત્યાર સુધી નિઃશબ્દ ઉમેદા સફેદ વસ્ત્રોના ઢગલામાં અટ્ટહાસ્ય થયું. જડજે પણ મોઢું જરા હસાવ્યું કર્યું. હિન્દુસ્તાનની વસ્તી અને અંગ્રેજોની સંખ્યાનું પ્રમાણ બતાવતા ઘણા માણસો કહે છે કે હિન્દનો દરેક માણસ જો એક એક કાંકરો મારે તો પણ આ પરદેશી અમલ ટકી ન શકે. મને કાંકરો મારવાનો વિચાર તો ગમતો નથી પણ મને સમજાય છે કે હિન્દનાં ત્રીસ કરોડ માણસો જો માત્ર એક સાથે હસે તોપણ આપણે આ અનિષ્ટ અમલ ખસેડી શકીએ. અને આ સ્થિતિ જો આટલી દુઃખકર ન હોય તો ખરેખર હસવા જેવી છે જ. અને ભવિષ્યનો ઇતિહાસ આપણને જરૂર હસશે. આટલાં ઓછાં માણસો આટલે દૂરથી આટલાં બધાં માણસો પર અમલ ચલાવે અને એ માણસો સ્વરાજ લેવાને માટે એકસંપી ઇચ્છા પણ ન કરી શકે અને પોતાની પામર બાબતોમાં અંદર અંદર લડ્યા કરે એ કેટલું ઉપહસનીય છે !

મુકદ્દમો સપાટાબંધ ચાલવા માંડ્યો. ભાષણ સંબંધી સાક્ષીઓ થઈ રહ્યા પછી ડિલિસાહેબ ઇન્દુલાલની ગુજરાતમાં કેવી સ્થિતિ છે તે વિશે જુબાની દેવા આવ્યા. જુબાની આપતાં તેમની શાન્તિ, બોલવાનો ક્રમ, શબ્દે શબ્દની તુલના બહુ સ્તુત્ય હતાં. ગુજરાતના આગળ પડતા નેતાઓમાંના તે એક છે, તથા અંત્યજ, શિક્ષણ વગેરે કામમાં એમણે સારી સેવા કરી છે વગેરે જે સ્તુતિના શબ્દો એમણે કહ્યા તે ગમે તેવા ગુજરાતીને માનપ્રદ ગણાય અને એ સ્તુતિ મેળવવાના અભિલાષ ગુજરાતના દરેક જુવાનને હોય.

ઇન્દુલાલે પોતાનો લેખી જવાબ આપ્યા પછી સરકારી વકીલે થોડું કહ્યું. હકૂમત, રાજદ્રોહનો ગુનો, વગેરે મુદ્દા ઉપર એમણે કાયદો બતાવ્યો; પણ એ બધું, અત્યારે કોઈ બ્રાહ્મણ અંગ્રેજ વેપારી-ધાર કર્યાનું પ્રાયશ્ચિત્ત શોધી કાઢવા શાસ્ત્રનાં પોથાં ઉથામે તેના જેવું લાગ્યું. ઇન્દુલાલે તો કહ્યું હતું કે રાજદ્રોહ એ તો મહાસભાનો જ કાર્યક્રમ અને ધંધો છે. ત્યાં આ બધી ચર્ચા શી ? અને વકીલ પણ સમજતા હતા. ઊંડી વિચાર કરવાની ટેવ, કામ ચલાવવાની ચંડાઈ, ધીમાશ અને ઝીણવટને માટે રા. ગિરધરલાલ વકીલ વર્ગમાં મશહૂર છે અને તેમણે પણ આખો

કેસ દોઢેક કલાકમાં ખતમ કર્યો. જડજ સાહેબે એક વરસની આસાન કેદની ઇલાયદા વિભાગની સજા ફરમાવી.

ઇન્દુલાલે પોતાના લેખી એકરારમાં છેલ્લું કહ્યું હતું કે ઇશ્વર મને આ સજા ખમવાને બળ આપે. હાલ રાજકીય કેદીઓને માટે ઇલાયદી ગોઠવણ સરકારે કરી છે અને તેમાં કેદીઓ પાસે સખ્ત મજૂરી કરાવતા નથી તેમ જ તેમને ઘણી ચીજો લેવાની, રાખવાની છૂટ આપે છે. આ સ્થિતિમાં કદાચ લાગે કે હવે કેદ ઓછી ભયંકર થઇ હશે. પણ કેદમાં જનારાએ આ નવી ગોઠવણથી ઉલટું વધારે સંભાળવાનું છે. આપણે અત્યારે કામકાજ કરતા હોઈએ ત્યારે તો કાર્યક્રમની ધાઈમાં આપણું મન સતત કાર્યના જ વિચાર કરતું રહે પણ જેલમાં કાંઈ કામ ન હોય, ઉચ્ચતર સંગતિ ન હોય, બહારના બનાવોની માહિતી ન હોય, ત્યારે મન નવરું પડી નિશ્ચયશિથિલ થાય અને જેલમાં મળતી તકોને લીધે એશઆરામ તરફ વળી નિઃસત્ત્વ થાય એ બહુ જ સંભવિત છે. મરાઠા રાજ્યમાં એશઆરામ દાખલ કરનારો રાજા શાહુ મોગલોનો કેદી હતો. આપણી સરકાર બડી ચાલાક છે; તે પોતાનો અમલ આપણને નિઃસત્ત્વ કરવામાં વાપરે છે, તો પોતાનું કેદખાનું પણ એમાં જ વાપરશે અને એમાં સપડાયા તો, કેદખાનું પવિત્ર થવાની તકને બદલે અધઃપતનનું સાધન થશે અને એ અધઃપતનમાંથી પછી બચવાનું સાધન રહેશે નહિ. અન્ય સ્થળે કરેલું પાપ તીર્થસ્થાને ધોવાય છે પણ તીર્થસ્થાને કરેલું પાપ વજ્રલેપ થાય છે એવું શાસ્ત્રનું વચન છે.

રા.

---

## ભાઈ ઇન્દુલાલનો એકરાર

સરકારે એક વરસ માટે સારી ચાલચલગતના મારી પાસેથી જામીન કેમ ન લેવા એનું કારણ દર્શાવવાની માગણી કરી મને જે મોટા માનથી નવાજ્યો છે તે માટે હું સરકારનો જેટલો ઋણી છું તેટલો જ મગરૂર છું. આથી સરકારે મારી અંગત સેવાની ખાસ કદર કરી છે એમ માનવા જેટલો હું બેવકૂફ નથી. બલ્કે હું તો એમ માનું છું કે સરકારે મારી પાસેથી જામીન માગી સરકારની સામે નજીકના જ ભવિષ્યમાં ફરી એકવાર જંગ મચાવવાની જે તૈયારીઓ ચાલી રહી છે અને તે માટે ગુજરાતમાં મહાસભાના સૈનિકોની જે ભરતી થઇ રહી છે તે કાર્યની મોટું દિલ રાખી પિછાણ કરી છે, અને મને ખાતરી છે કે ગુજરાતના લોકો સરકારના આ કાર્યની સાચી કદર કરી સ્વરાજસેનાના ઝળહળતા વાવટાની આસપાસ અધિક શ્રદ્ધા અને અધિક ઉત્સાહથી જમા થશે.

સાહેબ, મારે આપને ભાગ્યે જ કહેવાની જરૂર છે કે અમારા પ્યારા સરદારના શબ્દોમાં "રાજદ્રોહ એ હવે મહાસભાનું ધ્યેય છે," અને આ અસહકારની ચળવળ શરૂ થઈ ત્યારથી જ મેં અને મારા બીજા કેટલાયે મિત્રો અને સાથીઓએ દેશભરમાં આ સરકારની સામે તીવ્રમાં તીવ્ર અપ્રીતિ ફેલાવવાનું કામ ઉપાડ્યું છે, અને એ આપની સરકારના રાજદ્રોહના બેકાયદે કાયદા પ્રમાણે ગુન્હો છે. અને આ વાત બન્ને પક્ષ એટલી સારી પેઠે સમજે છે કે તા. ૨૩–૨–'૨૩ ના મારા અડાસના ભાષણનો ઉલ્લેખ કરવાથી કોઇ પણ ઉતરાય તેમ નથી. છતાં હું કબૂલ કરું છું. કે માલિકની આ દુનિયામાં વસતા નિર્દોષમાં નિર્દોષ પુરુષને સાથે ગુજરાતમાં આવતાં દુઃખો કેટલાં જરૂરી અને સાર્થક છે તે જાણ્યા છતાં મહાત્મા ગાંધીજીના કારાગૃહવાસમાં પૂરાવાથી અમારા હૃદયમાં ખંજર ભોંકાયું છે, અમારી અંદર

રહેલી તમામ શક્તિ છંછેડાઈ ઊઠી છે. અને જગતે કદિ નહિ જોયેલ, બદતરીન જાલિમની સામે નવેસરથી જંગ મચાવવા તે યત્નથી રહી છે. ગયું વરસ મેં મુકાબલે જે એકાંતવાસમાં ગાળેલું તે આ કારણને લીધે છોડીને મેં ગયા ડીસેમ્બર માસમાં રણસંગ્રામમાં ઝૂકાવવાનો નિશ્ચય કર્યો—જો કે તેના પરિણામે આજના જેવું ફારસ કોઇક દિવસ ભજવાવાનું અને આજના જેવી શિક્ષા જરૂર કોઇક દિવસ થવાની તેની મને સારી પેઠે ખબર હતી.

સાહેબ, મારી ચાલચલગતના જામીન કેમ ન આપવા તેનું કારણ મારે બતાવવાનું ન હોય. કારણ તો આ સરકારને બતાવવાનું છે, પ્રભુની આગળ અને માનવજાતિની આગળ, કે જે દેશને તે છેલ્લાં ૧૫૦ વર્ષથી કેવળ ચૂસી રહી છે અને ગુલામ બનાવી રહી છે તે દેશને છોડી દેવાની તેને કેમ ફરજ ન પાડવી?

મહાત્મા ગાંધીજી અને તેમના બહાદુર સાથી અલીબિરાદરોને પૂરી મૂકીને સરકારે આ દેશમાં મુકાબલે જે શાંતિ સ્થાપી છે તેને માટે સરકાર મનમાં મલકાતી હશે એમ હું ધારું છું. ભાઈ શંકરલાલ, ભાઈ દયાળજી, સ્વામી આનંદાનંદ અને કાકા કાલેલકર જેવા ભાઈઓને અને હવે મને પૂરીને, પાછળ રહી ગયેલાં ઝેરી રોપાઓનાં મૂળીઆં પોતે ઉપાડી નાંખે છે એમ તે ધારતી લાગે છે. હવે આ પ્રાન્તમાં તે નિષ્કંટકપણે પોતાનો કૃપાળુ (!) અમલ પ્રવર્તાવી શકશે એવી એની ઉમેદ હોય એમ લાગે છે છતાં મને ઘણી વાર શંકા થાય છે કે આવી ભ્રમણામાં ઝૂલે એટલી સરકાર અવિચારી હશે? મને આશ્ચર્ય થાય છે કે સરકારના વિદ્વાન અમલદારો વર્તમાન ઇતિહાસથી—ખાસ કરીને મીસર અને આયર્લેન્ડના ઇતિહાસથી—શું એટલા બધા અજાણ છે કે આગેવાનોને શિક્ષા કરીને લોકોને વશ કરવાનાં ફાંફાં મારવાનો વિચાર કરે? છેલ્લાં કેટલાંક વર્ષોની સરકારની નીતિ જોતાં મને ચોખ્ખું દેખાય છે કે સરકાર અવિચાર અને દમનનીતિના ઢોળાવ ઉપરથી જોસભેર ગબડી રહી છે. હું ધરતીકંપના આંચકા થતા હોય એમ જોઉં છું, વિજળીના કડાકાઓ સાંભળું છું. અને જો સરકાર વેળાસર જાગશે નહિ તો મને લાગે છે કે પાપ અને શરમભરેલા તેના આ વિગડ઼ લાખાશ્રહને તે ભસ્મીભૂત કરી નાંખશે.

હવે એક વાત કહી હું મારો એકરાર પૂરો કરીશ. અમારા સરદારે હમેશાં અસહકાર કરતાં અહિંસા પર વધારે ભાર મૂકેલો છે. મારા કોઇ પણ શબ્દોથી કોઈના પણ દિલમાં મેં સરકારની સામે હિંસાવૃત્તિ પેદા કરી હોય તો મને અત્યન્ત પસ્તાવો થાય. મન, વચન તેમ જ કર્મમાં જરા પણ હિંસા ન હોય તેવા તો એકલા મહાત્માજી જ હતા. તથાપિ તમારા કાયદામાં જે ગનાની હિંસાનો નિર્દેશ છે તેવી શારીરિક હિંસાના વિચારથી પણ આઘા ને આઘા રહેવાની મેં ખાસ ચીવટ રાખી છે એ મારો દાવો છે.

અન્તમાં મારી અન્તઃકરણપૂર્વક પ્રાર્થના છે કે હે પ્રભુ! મને જે સજા હમણાં જ કરવામાં આવનાર છે તેને ભય કે ક્રોધ કર્યા વિના સહન કરી શકું એવી ધર્મભાવના અને ધર્મજ્યોતિ મારામાં પ્રકટાવજે.

# ભાઈ ઇન્દુલાલનું ભાષણ

હું આજે ઘણીજ ઉમેદથી આ ગામે આવેલો છું. આણંદ તાલુકાની અંદર અને ખેડા જીલ્લામાં આ ગામ પંકાયેલું છે. ગઈ કાલે દરબારસાહેબે આ ગામ માટે વાત કરતાં મને ઘણીજ આશા આપેલી છે. મને એ પણ યાદ આવે છે કે મહાત્મા ગાંધીજીએ જ્યારે કાયદાના સવિનયભંગ માટે તૈયારી કરવા માંડી તે વખતે આ તાલુકાએ બારડોલી સાથે હરિફાઈ કરી હતી. જો કોઇ ઇશ્વરી સંકેતથી બારડોલી તાલુકાના મુખ્ય કાર્યકર્તાઓ તમારા આગળ બિરાજે છે તે ધ્યાનમાં લઇને આ તાલુકાના આ એક મુખ્ય ગામના લોકો પોતાની ખરેખરી ફરજ સમજીને મહાસભાએ જે માણસો અને પૈસાની માગણી કરી છે તે બન્નેની અંદર પૂરો સંતોષ આપશે એવી હું આશા રાખું છું.

હું નથી ધારતો કે જે કારણસર મહાત્મા ગાંધીજી અને મહાસભાએ આ લડત માંડેલી છે તેનાથી તમે બહુ અજ્ઞાન હો. તમે જાણો છો કે આપણા પંજાબની અંદર ૧૯૧૯ ની સાલમાં જે કમકમાટીભર્યા બનાવો બન્યા હતા તેને માટે ગુન્હેગાર અમલદારોને હજી સરકારે શિક્ષા નથી કરી. આથી પંજાબના ઘા હજી નથી રૂઝાયા; મુસલમાન ભાઇઓએ અને હિન્દુભાઇઓએ પણ યાદ રાખવું જોઇએ કે જે ખિલાફત ૧૯૨૦ ની સાલથી લગભગ સરકારે ખતમ કરી હતી તે ખિલાફતની લડત હજી પણ પૂરી થઇ નથી; ખુદ તુર્કી અને બીજા એવા એવા મોટા મુસલમાન મુલકો પડેલા છે—જેવા કે અરબસ્તાનનો મુલક અને મદીનાનો મુલક, દમાસ્કસ અને સીરિયાનો મુલક,ઇરાક અને પેલેસ્ટાઈનનો મુલક—કે જેના ઉપર હજી મુસલમાનો અને ખિલાફતની ધ્વજા ફરકતી નથી—પણ તેના ઉપર હજી નાપાક અંગ્રેજ સરકારની ધ્વજા ફરકે છે—તે જોતાં મુસલમાન ભાઇઓની લડત પણ હજી પૂરી થઇ નથી.

પણ આ સર્વની સાથે આપણી ખરેખરી લડત સ્વરાજ્યની છે. જો આપણા દેશમાં સ્વરાજ્ય હોત તો આ પંજાબના બનાવો નહિ બનત. જો આપણા હાથની અંદર આપણા લશ્કરનો કાબૂ હોત તો આજે કમાલપાશાને મદદ કરવા માટે લાખો માણસોનું સૈન્ય આપણે મોકલત, અને અંગ્રેજ અને ગ્રીક લોકોને ક્યારનાયે દરિયામાંથી વિદાય કરી દીધા હોત. જો આપણા હાથમાં સ્વરાજ્ય હોત તો આપણે ગરીબાઇમાં કચડાઇએ છીએ તે ન હોત.

મેં હમણાંજ આપણી મુંબઇ સરકારનું આવકજાવકનું સરવૈયું વાંચ્યું. ગવર્નર સાહેબે મોટું ભાષણ કર્યું, અને તેમણે કહ્યું કે હવે સ્થિતિ ઘણી સુધરી ગઇ છે. કેટલાક ગાંધી જેવા ચળવળખોરોને બરાબર કેદમાં પૂરી દીધા છે અને બધું હવે શાંત થવા આવ્યું છે, અને ખર્ચ કમી કરીને અને ઉપજ વધારીને ગઇ સાલ જે તોટો હતો તેને બદલે આજે બચતની રકમ બતાવી શક્યા છીએ, એવી રીતે જણાવીને તેમણે ધારાસભાને અને ખરૂં જોતાં પોતાની જાતને અભિનંદન અને શાબાશી આપી. તે ઉપરાંત એમણે જણાવ્યું હતું કે આવી કરોકરી અને મુશીબતના પ્રસંગની અંદર કેટલાક સુધારા તેમણે હાથ ધર્યા છે. કેળવણી ફરજીઆત કરવાનું શરૂ કર્યું છે, સિંધની અંદર એક મોટી જબરદસ્ત નદી ઉપર એક મોટી નહેર કરવાની યોજના કરી છે, બેકબે દરીઆ ઉપર મુંબઇમાં કામ થાય છે—એવી એવી મોટી ભારે કલ્પનાઓ રજુ કરી મોટા મોટા આંકડા બતાવીને ખૂબ ખુશાલીના પોકાર કર્યા. હું તમને સાચેસાચું કહું છું કે તે વાંચીને મારા દિલની અંદર શરમ અને દુઃખના લાગણી પારાવાર થઇ છે.

જે દેશની અંદર અન્નના વાંખા છે, જે દેશની અંદર લાખો અને કરોડો માણસો ભૂખે મરે છે, બેહાલ સ્થિતિમાં આવી ગયા છે, તે દેશની અંદર તાગડધીન્ના કરી તમારી પાસેથી દર સાલ પૈસા ચૂસી વધારે ને વધારે લોન લીધા કરે અને તેનું વ્યાજ તમારે પેઢી દર પેઢી ભરવું પડે અને એમ કરીને પૈસાવાળાઓને પોતાના હાથમાં લઇ આખા

દેશને રેંસ્યા અને ચૂસ્યા કરે તેવા પ્રકારના તંત્રવાળા આપણી કમબખ્તી ક્યાં સુધી ચાલવાની છે, તેનો આપણે વિચાર કરવાનો છે.

હમણાં જમીનમહેસુલ ફરીથી વધશે અને તમારો પણ વખત આવશે. આણંદ તાલુકાની અંદર તેની કમિટી પણ થઈ અને તેનું કામ પણ શરૂ થયું. તેની સામે પોકાર કરવાથી નથી વળવાનું. જ્યાં આવી આગ સળગી છે ત્યાં આપણે તેનો વિચાર કરવાનો છે. આપણા દેશની અંદર જે પરાધીનતા અને ગુલામી છે અને સરકારના જે આપણા ઉપર હમણાંના જુલમો છે તે વિષે આપણે વિચાર કરવાનો છે. અને ઘડીભર એમ પણ માનો કે સરકાર સારું કરે છે. કદાચ મારી આગળ કોઇ આંકડાશાસ્ત્રી એમ પણ કહી શકે કે ગરીબાઇ હિંદમાં વધતી નથી ને હું કદાચ તે પણ કબૂલ કરી લઉં, છતાં પણ આજે આયર્લૅાંડ દેશ ઈંગ્લાંડ સામે શું કરવા લડે છે? તે ગરીબ છે માટે નહિ, પણ પોતાના દેશમાં પોતે રાજ્ય કરે તે માટે. આપણા દેશમાં ગમે તેટલા બાહોશ અને પરગજુ માણસો આવી રાજ કરે તે મારાથી ઘડીભર સહન થાય નહિ. આજે હિંદનો સેનાપતિ એક રજપૂત બચ્ચો કેમ ન હોય? નાણાંશાસ્ત્રી એક પાકો વાણીઓ શા માટે ન હોય? પરદેશી માણસો શા માટે આવી રાજ્ય કરે? આપણે શું મેંઢા છીએ અને ઘેટાં થવાને સરજાયેલા છીએ કે આપણી ઉપર એ લોકો ભરવાડ માફક રાજ્ય કરે? એ આપણાથી સહન થઇ શકે નહિ. મહાત્મા ગાંધીએ આપણાં હૃદયમાં એક દીવો પ્રગટાવ્યો છે, કે આપણા ઉપર લૉર્ડ રીડીંગનું રાજ્ય ચાલે છે અને મોટા અંગ્રેજ અમલદારો આપણા ઉપર જુલમ કરે છે, તેથી આપણું નાક કપાઇ જાય છે.

એક સુધીભર માણસો આપણા ઉપર રાજ્ય કરે તેના કરતાં આપણે રસાતાળ જઈએ તે વધારે સારૂં છે. આજે પૂર્વ આફ્રિકામાં તમને કોઈ જવા દેતા નથી અને આપણને ઢેડ જેવા ગણે છે. દક્ષિણ આફ્રિકામાં તમને કોઈ જવા દેતું નથી અને દુનિયાના બીજા દેશોમાં તમારો શું વકર છે? જ્યાં જશો ત્યાં ગુલામ તરીકે તમારી ગણતરી છે. આ સ્થિતિમાંથી નીકળવા માટે આ દેશમાં સ્વરાજ્ય સ્થાપવાની જરૂર છે અને તે માટેજ મહાત્મા ગાંધીજીએ આ અસહકારની લડત શરૂ કરી છે. સ્વરાજ્ય કોઇ પાસેથી મેળવવાનું નથી; સરકાર પાસે સ્વરાજ્ય ઘણા વર્ષ સુધી માગ્યું અને એણે આપ્યું પણ ખરૂં. પણ તે ધૂળ જેવું. સરકારની દાનત બૂરી, એટલે સારામાં સારો કાયદો આપે તે પણ નકામો છે; એ તો છેતરપીંડી કરે છે. એક બોલી બીજું કરે છે. બેઈમાની કરે છે. તેની જોડે વાત કરવાથી પણ શું ફાયદો? તેથી કરીને મહાત્મા ગાંધીજીએ નિશ્ચય કર્યો અને ૧૯૨૦ ની સાલમાં કલકત્તામાં મોટામાં મોટી સભા મળી અને ઠરાવ કર્યો કે હવે આપણે સરકાર પાસે સ્વરાજ્ય નથી માગવું. સરકાર સાથે આપણે અસહકાર કરવાનો છે. જેમ આયર્લૅાંડે કર્યું છે તે પ્રમાણે. અને તેમ નહિ કરો તો જેમ ગ્રીક લોકોએ આજે દરિયામાં ઝુકાવ્યું છે તેમ એક વખત એવો પણ આવશે કે આ દોઢ લાખ માણસોને ગાંસડાપોટલાં લઇ મુંબઇના દરિયામાંથી વિદાય થવું પડશે.

પણ અંગ્રેજલોક સમજુ લોકો છે. એમને પૈસા વધારે વહાલા છે. એ પૈસા માટે નાકકટા થઇ ફરે છે અને પૈસા માટે રાજ્ય કરે છે. એટલે જે આપણે સ્વરાજ્યની એક પછી એક સંસ્થા આપણા ગામોમાં ઉભી કરી શકીએ તો સરકારના તંગ ઢીલા થવાના, અને એ તમારી સાથે સમાધાની કરવા આવવાની. હવે આપણે સ્વરાજ્ય શી રીતે સ્થાપવું તે સવાલ છે. હું કહું છું કે તે માટે જો પહેલામાં પહેલું પગથીઉં હોય તો આપણાં બાળકો અને મોટેરાંઓને સ્વરાજ્યની તાલીમ આપવાનું છે, અને તેને માટે સારામાં સારો અકસીર ઇલાજ સરકારનો શરીર ઉપરનો જ નહિ પણ મગજ ઉપરનો કાબૂ ઢીલો કરવાનો છે. આપણે ગામડાંમાં ગુલામીને બદલે સ્વતંત્રતાનું વાતાવરણ ફેલાવવાનું છે.

રાષ્ટ્રીય શાળાની ચર્ચાથી હું દિલગીર થયો છું. જે ચર્ચા હું અહીં સાંભળું છું તે આણંદ તાલુકાના લોકોની નથી પણ કાઠીઆવાડની અંદર ચર્ચા થતી હોય એવો ભાસ આવે છે. કેટલાક લોકો કહે છેઃ સરકારી શાળા છે તો પછી રાષ્ટ્રીયશાળા શું કરવા જોઈએ? વળી કેટલાક એમ કહે છે કે અહીંની સરકારી શાળાની અંદર બે ચાર માસ્તરો છે તે આ ગામના છે, અને તે શાળાની અંદર જો છોકરા કમી થાય તો તે લોકોને પરગામ જવું પડશે, સરકાર કાઢી મૂકશે, અને અમન-ચમન કમી થઈ જશે. કેટલાક શિક્ષકો એટલા બધા પરગજુ છે કે તેઓ લોકોને સમજાવે છે કે રાષ્ટ્રીય શાળાનું ભૂત ગામમાં ખોલશો (? ઘાલશો) તો બાર મહીને બે ત્રણ હજાર રૂપીઆ ખરચવા પડશે. એવી જાતના કુતર્કો કરી સરકારી શાળા રાખવા એવી દાનત હું કેટલાકની અંદર જોઉં છું. તેથી મને ઘણો અફસોસ થાય છે, અને મને એમ લાગે છે કે એ આણંદ તાલુકો નહિ હોય. કાઠીઆવાડના રાજ્યમાં પણ વાતાવરણ બદલાતું જાય છે. હું નથી સમજી શકતો કે આની અંદર શું વજૂદ છે. હું તમારા દિલને પૂછું છું કે ૧૯૨૩ ની સાલમાં, મહાત્મા ગાંધીએ જે સ્વરાજ્યની લડત ચલાવી છે તે લડતમાં શામેલ થવું છે કે નહિ? જો તમારે સ્વરાજ્ય જોઈતું હોય તો ખોટું સમાધાન ન કરો, ચોખ્ખી અને મરદાનગીની વાત કરો એમ સર્વ કોઈ કબૂલ કરશો. આ રાષ્ટ્રીય શાળામાં એકલા બાળકોની કેળવણી નથી. હું તમને ચોક્કસ કહું છું કે જો ૫૦ કે ૬૦ છોકરાંને કેળવણી આપવાની હોત તો હું તમને નહિ કહેત. પણ હજુ ગામનું વાતાવરણ સુધર્યું નથી. હજી ગામની અંદર વીસમી સદી પહેલાંના સૂર સંભળાય છે. એટલા માટે ચોખ્ખી વાત કરીને કહું છું કે તમારા બધાની કેળવણી માટે રાષ્ટ્રીય શાળાની જરૂર છે. આ બાળકોએ ગીત ગાયાં તે ગીત તમે નહિ ગાઈ શકો. મહાત્મા ગાંધીની છબી સરકારી શાળામાં નહિ રાખી શકાય; તમારા અંત કરણમાં ઘણું હોય છતાં અલીબિરાદરોની છબી સરકારી શાળામાં નહિ રાખી શકાય—જે માણસોને આપણો દેશ એક દેવ તરીકે પૂજે છે, ખરેખરા લડવૈયા અને સ્વરાજ્યના સેનાપતિ તરીકે પૂજે છે, તે માણસની છબી તે તમારી સરકારી શાળામાંથી બહાર છે. જે ચીજોને આપણે આજે વધારેમાં વધારે પસંદ કરીએ તેનો સરકારી શાળામાં પ્રવેશ નથી. પણ રાષ્ટ્રીય શાળામાં એ જ ચીજો સર્વોપરિ છે, તે જ વાતાવરણ ત્યાં આગળ તમામ બાળકો શીખે છે, અને ગામડામાં તે અહોનિશ ગાય છે. તમે કદાચ મહાત્મા ગાંધીજીને ભૂલી જશો, પણ બાળકો નહિ ભૂલે. તમે ખોટાં સમાધાન કરતાં હશો, તમે સરકારની ખુશામત કરતા હશો, પણ બાળકોનાં ગીત સાંભળી તમારાં રૂંવાં ઉભાં થશે અને તમને એમ લાગશે કે મહાત્માજી જ્યારે જેલમાં છે ત્યારે એવાં કામો કરવાં નકામાં છે. સ્વરાજ્યની કેળવણી જો બરાબર ગામડાઓમાં આપવી હોય તો રાષ્ટ્રીય શાળાને બદલે કાંઈ પણ સમાધાની ચાલી શકે નહિ. તમે પૈસાની વાત કરશો તો હું પૂછું છું કે જરા આસપાસ નજર ફેરવો. વાસદે શું કર્યું? તે રસાતાળ નથી ગયું. પણ ત્યાંની સરકારી શાળા તો રસાતાળ ગઈ છે. રાષ્ટ્રીય શાળા ચાલે છે, અને જે ખર્ચ આવે છે તે ત્યાંના મરદલોકો મૂછપર હાથ દઈ પોતાની મેળે ભેગા કરી શકે છે. શું વાસદ ભેગા કરે અને તમે ન કરી શકો? એવી નામરદાઈ ન બતાવો. (એક માણસ બોલ્યોઃ "અહીં સાધન નથી. ત્યાં તો વેપાર છે.") તમે તમારી ચીજો ઉપર લાગો નાંખો, અને જબુસરના કારેલી ગામે થાય છે તે પ્રમાણે કામ કરો. જો તમારી પાસે ઘરબાર અને ખેતી છે તો તમે (પૈસા) એકઠા કરી શકો છો. પ્યુનીટીવ પોલિસના પૈસા કેમ ભરો છો, એમ મને એક માણસ તરફથી કહેવામાં આવે છે. પણ તેનો વાદવિવાદ કરવા હું અહીં નથી માગતો. પોલિસના અમલદારોથી માંડીને જે મોટા મોટા અમલદારો છે તેમના મનમાં એમ લાગવા માંડ્યું છે—તે લોકોને એમ લાગે છે કે આ સરકારની ગુલામી કરવી તે પાપ છે અને તે લોકના દિલમાં એમ થતું જાય છે કે જો આ પાપનું કામ ન કરવું પડતું હોય તો સારું. કોઈ પળ પણ એમાંથી છૂટા થવાનું હોય તો સારું, અને તે લોકો ઠીક સ્વરાજ્ય

ફાળામાં પૈસા આપે છે તે તમે જાણો છો. સ્વરાજ્ય ફાળો તો સરકારનાં મૂળ કાપે છે; એક એક પૈસો ભરાય છે તેથી તમે એમ માનજો કે સરકારનું એક એક મૂળ કપાય છે. તેમાં સરકારનાં કેટલાક અમલદારો પણ પૈસા આપે છે, કારણ કે તે લોકો પણ ધીમે ધીમે સમજવા લાગ્યા છે. સરકારી શાળાના માસ્તરોને હું ખાસ કરીને કહું છું કે તમે આ ગામને પાપમાંથી છૂટવા દો, અને તમે સરકાર પાસેથી માગી લો કે (તમને) બીજે ગામે મોકલી આપે. સરકારને કહો કે હવે આ પાપ અમારાથી સહન નથી થઇ શકતું. અહીં ૫-૭ માસ્તરો બહારથી આવી કામ કરે છે. તે પગાર નથી લેતા પણ બહારથી ભીખ માગી રોટલો ખાય છે. શું તે માસ્તરોને તમે હાંકી કાઢશો? અને બીજી બાજુ તમારા ગામની અંદર તાગડધીન્ના કરી કામ કરનારા છે તેની તમને એટલી બધી ફિકર પડે કે તે લોકોને બે ગાઉ દૂર જવું પડશે? જો તમારા દિલની અંદર ખરેખર વસી ગયું હોય કે આ કામ સારું છે તો તે આનંદની વાત છે. રાષ્ટ્રીય શાળા વિષે ગામના આગેવાનો અને કેટલાક ઉત્સાહી માણસો ખરેખર મક્કમ હોય તો તે વાતનો (તુરત જ) નિકાલ થાય.

બીજી વાત ગામડાની અંદર સંપ અને કુસંપની છે. હું બધે ઠેકાણે જોઉં છું કે જે ગામની અંદર સંપ હોય છે ત્યાં સારું કે નરસું કામ સારી રીતે થઇ શકે છે, અને જે ગામમાં સંપ નથી તે લડે છે, તે કાંઇ પણ કરી શકતું નથી. મેં તમને કહ્યું તે વાત યાદ રાખો કે જો સ્વરાજ્યની એક પછી એક એવી સંસ્થા સ્થાપવી હોય તો એક પંચાયત પણ સ્થાપવી જોઇએ. આપણા ગુજરાતની અંદર (આપણે) પંચાયતો વિષે કાંઇ પણ કર્યું નથી, જ્યારે બિહારની અંદર સેંકડો પંચાયતો સ્થપાઇ છે. ગામડાની અંદર કજીઆકંકાસ હોય તેનો નિકાલ પંચાયતો કરે. હું નથી જાણતો કે આ ગામમાંથી કોર્ટમાં કેટલા કજીઆ જાય છે. પણ હું તમને કહું છું કે કજીઆ જતા હોય તો તે પાછા ખેંચી લેવા જોઇએ, અને તમારી પંચાયતો મારફત તેનો ઇન્સાફ કરવો જોઇએ; અને જો આપણે સ્વરાજ્ય લેવું હોય તો આપણે સરકારની કોર્ટમાં પગ ઘસતા શું કરવા જવું? પરદેશી રાજ્ય પાસે ન્યાય માટે નહિ જઇએ એવો જરૂર નિશ્ચય કરજો અને જેમ રાષ્ટ્રીય શાળા તમારી એક ખરેખરી સંસ્થા છે, ગામડામાંથી જે પ્રમાણે સરકારી શાળા કાઢવાની છે તે જ પ્રમાણે ગામડામાંથી કોર્ટ પણ કાઢવાની છે.

ચુડા[1] ગામમાં ગરાસીઆની વસ્તી છે. થોડા વખત ઉપર એમની, અફીણમાં ચકચૂર અને કોર્ટમાં કેસ લડવામાં મગ્ન, એવી દશા હતી. આજે તે લોકોમાં ધર્મનું ઝનૂન ફુટી નીકળ્યું છે. ૯૯[2] ટકા આર્યસમાજી થઇ ગયા છે; જે લોકો દર વર્ષે હજારો[3] રૂપીઆ કોર્ટમાં ખર્ચતા તે લોકો આજે એક પાઈ પણ ખર્ચતા નથી. એ લોકોએ એસોસીએશન[4] સ્થાપ્યું છે અને ઠરાવ કર્યો છે કે જો કોઈ પણ કોર્ટમાં જશે તો તે નાતબહાર, તેની સાથે ખાવાનું, બેસવાનું કે પીવાનું નહિ; અને જો કોઇ તેની જોડે બેસે તો તે પણ નાતબહાર. જો ધંધુકા તાલુકાના ગરાસીઆઓ આટલું કરી શકે તો ખેડા જીલ્લાના પાટીદારો શું ન કરી શકે? સરકારે કોર્ટો સ્થાપી તે પહેલાં આપણી પંચાયતો હતી, અને તે જોઇએ તેટલી તકરારોનો નીવેડો કરતી. અંગ્રેજ સરકાર આવી ત્યારથી જે આપણા બંધ વીખેરાઈ ગયા છે તે બંધ ફરીથી બાંધવા જોઈએ. આટલા માટે તમારે પંચાયતો સજીવન કરવી, ન્યાય લેવા બહાર જતાં તમારે અટકવું, કોર્ટનાં અને વકીલોનાં ખિસ્સાં ભરવાનું માંડી વાળવું અને પોતપોતાના ટંટા અંદર અંદર પતવવા માટે ખાસ કોશિશ

---

૧ ધંધુકા તાલુકામાં ચૂડાસમા ગરાસીઆની

૨ આ વાત ભાઈ ઇન્દુલાલ બોલ્યા હોય તો તેમની ભૂલ થઈ છે. ૭૦૦૦-૮૦૦૦ ની વસ્તીમાં માત્ર ૮-૧૦ જ આર્યસમાજી છે.

૩ ૫૦ થી ૬૦ હજાર.

૪ ચૂડાસમા ગરાસીઆ એસોસીએશન.

થી જ એવી ફરિયાદ થઈ હતી, કે ભાઇ પ્રેમસિંગ પૂજારીઓને પગાર આપતો નહોતો, ને ગુરૂદ્વારાની મિલ્કત પોને જ હોઇઆં કરતો હતો. તેની સામે કેટલાક કેસ ચાલ્યા પછી ૧૮૯૭ ના ઑગસ્ટની તા. ૨૧ મીએ ગુરૂદ્વારાના હિસાબ રજુ કરવાનો કોર્ટથી હુકમ થયો; પણ વરિષ્ટ કોર્ટે તે રદ કર્યો. તેના પછી હરનામસિંગ મહંત થયો. તે પણ ગુરૂદ્વારાનાં મકાનોની સંભાળ રાખતો નહોતો; મફત લંગરખાના પણ ચલાવતો નહોતો. ગુરૂદ્વારાની મિલ્કતની બધી આવક તે પોતાના ખાનગી મોજશોખમાં જ ખર્ચતો, અને દારૂ પણ પીતો. આથી તે વિષે તેમ જ ગુરૂદ્વારાની વ્યવસ્થા કરવા એક કમિટી નીમવા સરકારમાં ઘણી અરજીઓ થઈ; પણ તેથી કાંઇ વળ્યું નહિ. મહંત હરનામસિંગ સન ૧૯૧૮ માં ગુજરી ગયો, ત્યારે શિયાલકોટની શિખસભાએ ડેપ્યુટી કમિશ્નરને અને કલેકટરને એવી અરજી કરી કે નવો મહંત રીતસર ચૂંટાયલો નહિ હોવાથી, અમુક ચોક્કસ ધોરણસર ચૂંટાયલી એક કમિટીને ગુરૂદ્વારાનો વહિવટ સોંપવો. પણ આ બાબતની તપાસ ચાલતી હતી તેટલામાં મર્હુમ મહંતની વિધવાએ શિખધર્મમાંથી વટલાઈ ગએલા એક ગાંડાસિંગ નામના માણસને પોતાના બાળકના વાલી તરીકે ને મંદિરના વહિવટદાર તરીકે નીમ્યો. આથી શિખલોકો ખૂબ ચીડાઇ ગયા, અને તેમણે લેફ્ટેનન્ટ ગવર્નરને તાર ઉપર તાર કર્યા. છેવટે એ છોકરાના નામપર આખી મિલ્કત ફેરવવામાં આવી. તેથી શિખોએ તે વિષે એક ભ.રે કેસ માંડ્યો, પણ કોર્ટના અમુક નિયમોનું પાલન નહિ થવાથી તે ઉડી ગયો.

આવી રીતે શિખધર્મમાંથી વટલાઇ ગએલો, તેની છચોક સામે થનારો અને કેશ ધારણ નહિ કરનારો એક માણસ શિખમંદિરનો વહિવટ કરે એ વાત શિખોથી સહન થઇ શકી નહિ. જ્યારે કાયદા અને કોર્ટોથી તેમનું કાંઇ વળ્યું નહિ, ત્યારે છેવટે સ્વાશ્રયનો પંથ લેવાનો તેમણે નિર્ણય કર્યો. તેમણે થોડા વખતથી ખાલસા સેવક જથ્થો સ્થાપીને શહેરનાં કેટલાંક ગુરૂદ્વારાઓ સુધારવા માંડ્યાં હતાં. તેમણે હવે આ ગુરૂદ્વારામાં પણ દર અઠવાડીએ, અને પછીથી દરરોજ કીર્તન કરવાનું શરૂ કર્યું. આથી ચેતી જઇને ગાંડાસિંગે કેટલાક મવાલીઓને રોકીને શિખોને સતાવવાની પેરવી કરવા માંડી. ભાઇ જવાહરસિંગ નામનો એક શિખ શહેર અને મંદિરના વચ્ચેનું નેળીઉં ઓળંગતો હતો, એટલામાં કેટલાક ગુંડાઓ તેના પર તૂટી પડ્યા, અને તેને ખૂબ માર્યો. બીજા શિખોને મારવાને, અને ગાળો દેવાને કેટલીક સ્ત્રીઓને પણ મોકલવામાં આવી.

આમ વહિવટદારનો વિરોધ વધતો જ ગયો, પણ એનો દેખાવ ઘણો વિચિત્ર લાગતો. એક બાજુએ શિખો ભજન કરતા બેઠા હોય, ત્યારે તેમની આસપાસ મવાલીઓ કંઇ પણ તકરાર કરવાની તક શોધતા ભમ્યા કરે ! એવામાં સરદાર જસવંતસિંગે શિયાલકોટ આવીને ભાષણો કરવા માંડ્યાં. એટલે ગામના કેટલાક હિંદુઓ અને મુસલમાનોમાં જે ખોટી ગપ ફેલાઇ હતી તે દૂર થઇ, અને જનસમાજે સુધારાના પક્ષને પૂરેપૂરો ટેકો આપવા માંડ્યો. પણ સરકાર ગાંડાસિંગની મદદે ધાઈ. પાંચેક શિખ આગેવાનોની પાસે સારી ચાલચલગતના જામીન માગવામાં આવ્યા. આ જાણીને પ્રજા ખૂબ ગુસ્સે થઇ. જાહેરસભામાં મળીને જામીન ન આપવાની, ને જેલ જવાની સલાહ આપવાનો પ્રજાએ ઠરાવ કર્યો. બીજે દિવસે પોલિસની ટુકડી ગુરૂદ્વારામાં આવી તો ત્યાં ગાંડાસિંગ ન મળે. પછી કોર્ટમાં કેસ ચાલવાની વખત થઈ, ત્યારે હજારો માણસો ભેગા થયા. પણ ત્યાં એ પાંચ શિખોએ જાહેર કર્યું કે તેઓ કાંઇ જ જામીન નહિ આપે. પછી ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટે હુકમ કર્યો કે બે માસ સુધી ગંડાસિંગના વહિવટમાં કોઇએ વચ્ચે પડવું નહિ. એટલે તે જ દિવસે મોટી સભા ભરીને શિખોએ ગાંડાસિંગને વહિવટ ન જ કરવા દેવાનો ફરીથી ઠરાવ કર્યો. આખી ગામમાં આથી ખૂબ ખળભળાટ થયો, ને ચારે બાજુએથી મોટી સંખ્યામાં શિખો જમા થવા લાગ્યા. પછી થોડા જ

વખતમાં તેમણે પંથને નામે ગુરૂદ્વારાનો કબજો લીધો, ને લંગરખાતું ખોલ્યું. પછી તા. ૫ મી ઓકટોબરના દિવસે (૧૯૨૦) ખાલસાએ મોટો દિવાન ભર્યો, તે વખતે ગુરૂદ્વારાનો વહિવટ કરવાને માટે ૧૩ સભાસદોની સભા નીમી. બીજે દિવસે તે પ્રાંતના કમિશનરે શિઆલકોટ આવીને આગેવાન શિખોને જણાવ્યું કે સરકાર ધર્મની બાબતમાં વચ્ચે પડવા માગતી નથી તેથી તમે ગુરૂદ્વારાનો ભલે વહિવટ કરો, પણ "બને પક્ષ" વચ્ચે સમાધાન નહિ થાય ત્યાં સુધી જમીન–જાગીરની આવક સરકાર ટ્રસ્ટ તરીકે પોતાની પાસે રાખશે.

## સુવર્ણમંદિર

સને ૧૯૨૦ ના ઓકટોબર માસની તા. ૧૨ મીએ શિખોએ સુવર્ણમંદિરનો કબજો કેવી રીતે લીધો તે ગયા અંકમાં જણાવ્યું છે, પણ એ કાબૂ કાયમ રાખવાને માટે પણ શિખોને થોડુંઘણું સહન તો કરવુંજ પડયું. મંદિરના જુના પૂજારીઓએ બુદ્ધદળના નિહંગ શિખોને ખૂબ ચઢાવ્યા, તેથી તેઓ તેજ અરસામાં બે વખત શિખોની પાસેથી અકાલતખ્તનો કબજો છીનવી લેવાને માટે તૈયાર થયા, પણ બન્ને વખત તેઓ પાછા પડયા. છેવટે સને ૧૯૨૧ માં નાનકાનાની કુરબાની પછી શિખ આગેવાનો પકડાયા, તેથી ઉત્તેજન પામીને ડીસેમ્બરની તા. ૬ઠ્ઠી એ કેટલાક મવાલીઓએ મંદિર ઉપર હલ્લો કરાવ્યો. આસરે દશબાર સાધુઓએ કંઇક તરેહવાર પોશાક પહેરીને અકાલતખ્ત ઉપર હુમલો કર્યો, તે ત્યાં સેવા કરનાર શિખોને ચાલ્યા જવા ફરમાવ્યું. શિખો માત્ર પાંચ કે છજ હતા, છતાં તેમણે પોતાનું સ્થાન છોડવાની ના પાડી એટલે સાધુઓ તેમને લાઠીઓ, ચીમટા અને લોઢાના ગળીઆથી ખૂબ મારવા લાગ્યા. એક બે શિખ બહાર ખબર આપવા ગયા, પણ બાકીનાઓએ તો બેભાન થયા ત્યાં સુધી શાંતિથી માર સહન કર્યો. દરમ્યાન બીજો એક શિખ આવી ચઢયો, તેને પણ માર્યો. તેની સ્ત્રી તેને બચાવવા દોડી. તેને પણ એટલુંજ વાગ્યું. બીજી એક સ્ત્રી પણ આ ત્રાસનો ભોગ થઈ પડી, અને માથાપર તેમજ બીજે ઘા લાગ્યા પછી તે બેભાન થઈને ઢળી પડી. આ હુમલો દશેક મિનિટ ચાલ્યો, એટલામાં બહારથી ખૂબ માણસો આવવા લાગ્યાં. તેમણે સાધુઓનાં હથીઆર લઇ લેને લેતે કેટલાકને માર્યા હશે, પણ ગુરૂદ્વાર કમિટીના જવાબદાર અમલદારો આવી પહોંચતાં બધી મારામારી બંધ થઇ. આ બનાવ બનતાં પહેલાં કમિટીનો કાબૂ છીનવી લેવાને માટે સરકારે એક પ્રયાસ કર્યો હતો, તે આગળ ઉપર જોઇશું.

આગળ જણાવ્યા મુજબ સરદાર અરૂરસિંગ મંદિરનો વહિવટ રીતસર સોંપતા ગયા ન હતા તેથી જ્યારે નવા વહિવટદારે બધું સંભાળી લીધું ત્યારે કેટલીક કિંમતી ચીજો મોતી, ઘરેણાં વગેરે ખૂટતાં માલમ પડયાં. પણ પછીથી વહિવટ ધીમે ધીમે ઘણોજ નિયમસર થતો ગયો. હવે દરરોજની ભેટની આવક ત્યાં નોંધાય છે ને આખો દિવસ તેના ઉપર એક દારોગો નજર રાખે છે. સાંજે કમિટીના અમલદારો અને એક કે વધારે સભાસદો સંગતની હાજરીમાં મંદિરની આવક ગણી લે છે અને બધું તિજોરીમાં મૂકાય છે. આ બધી થાપણોનું એક રજીસ્ટર પણ રાખવામાં આવે છે. આફિસમાં હિસાબ પણ રીતસર રાખવામાં આવે છે. થોડા થોડા દિવસોના આંતરે કમિટીના કેટલાક સભાસદો ને અમલદારોની રૂબરૂ રૂપીઆ ને પરચૂરણ નાણું ગણવામાં આવે છે, ને તે સૌ બેંકમાં કમિટીના નામે જમા કરાવવામાં આવે છે.

કમિટીએ મંદિરના પૂજારીઓને એક વર્ષથી પણ વધારે વખત સુધી જુની રીતે કામ કરવા દીધું.પણ તેમની ચોરી અને અનિયમિતતા અટકાવવાનું અશક્ય લાગ્યું. તેથી છેવટે કમિટીએ એવો હુકમ કર્યો કે કોઇ ગ્રંથી કે પૂજારીએ મંદિરમાં આવતી કંઇ ભેટ કે પૈસાને અડકવુંજ નહિ. હવે ગ્રંથીઓને બાંધેલો પગાર આપવામાં આવે છે. વળી બાબામટતના પૂજારીઓ અકાલીઓ ઉપર હુમલા કરતા હતા, તેથી કમિટીએ તેમને ઓગસ્ટની તા. ૧૦મીએ બરતરફ કર્યા,અને ખાલી

જ્યામાં ગ્રંથસાહેબની સ્થાપના કરવામાં આવી. પછી એ ચોગાનમાં આવેલાં બધાંએ મંદિરોને સુવ્યવસ્થિત કરવામાં આવ્યાં, ને ત્યાં પૂજા પણ નિયમિત કરવામાં આવી. મંદિરમાં બીજા પણ કેટલાક સુધારા કર્યા અને તેથી અકાલતખ્ત આગળ સભાઓ ભરવાની ખુલ્લી જગા ઘણીજ વિશાળ થઇ છે.

મંદિરનું પવિત્ર સરોવર સુધારવાને માટે ખાસ સરોવર કમિટી નામની જુદીજ સમિતિ નીમવામાં આવી. તે નવા જમાનાની ચોકસાઇ ને તાકીદની સાથે જુના વારાના શિખોનો ઉત્સાહ અને સેવાનો પ્રેમ દાખવે છે. તે કમિટીએ સરોવરના પગથીઆંને સીમેંટ દેવરાયો છે, તેનું પાણી ગળાવીને સાફ કરાવ્યું છે. ને તેની આસપાસની જગા પણ ઘણી સુધરાવી છે. જુદા જુદા વર્ગના સેવકોની મફત મદદ તેમને મળ્યાંજ કરે છે. તેમને જોઇતા કારીગરો ને હજારો મજૂરો સહેલાઇથી મળે છે. કામની વ્યવસ્થા ને વિભાગ પણ અજબ છે. એક ખૂણામાં હજારો સ્ત્રીપુરૂષો રેતી ધોતા હોય છે. તેની ઇંટ બનાવતાં પહેલાં તે પચીસ વખત ધોવાય છે. બીજે ઠેકાણે સ્ત્રીઓનું મોટું ટોળું ઇંટો તોડી તેની બારીક કાંકરી કરતું દેખાય છે. ત્રીજી જગાએ દૂરથી આણેલા કાંકરાને ચોઇ, પીલી તેનો ચૂનો બનાવવામાં આવે છે. આવી રીતે જે બધી મજૂરી ચાલ્યાં કરે છે, તેમાં તે ખાતે એક પૈસો પણ વાપરવામાં આવ્યો નથી. જે સ્થળ ગુરૂએ ૨૫૦ વર્ષ પછી સોંપ્યું છે તેનો સુધારો કરવામાં ભાગ લેવો એ સૌ–ગરીબ ને તવંગર–ગૌરવભર્યું સમજે છે. સતનામ, સતનામ, સતનામજી; વાહીગુરૂ, વાહીગુરૂ, વાહીગુરૂજી, એવો મંત્ર જપતી સ્ત્રીપુરૂષોની ટુકડીઓ દરરોજ માથા ઉપર કાદવની ટોપલીઓ લઇને જતી આવતી દેખાય છે. હિંદુઓ અને મુસલમાનો પણ આ પુણ્યના કામમાં ભાગ લે છે.

પહેલાં આ સરોવરને કઠેરો નહિ હોવાથી, દરવર્ષે કેટલાંય માણસો ડૂબી જતાં. આથી દરેક સ્ત્રીને ચાર છટાંકભાર તાંબાપિત્તળનો ભંગાર આપવાની કમિટીએ અપીલ કરી. આથી સેંકડો મણ ભંગાર એકદમ મળી આવ્યો, અને તેમાંથી ખાસ સરસ કઠેરો બાંધવામાં આવ્યો છે.

આ કમિટીએ જે કામ ઉપાડ્યું તેમાં શિખોનો આત્મભોગ અને સુવ્યવસ્થાનો એક ઉત્તમ દાખલો આપણે જોઇએ છીએ. સુધારાની લડતમાં શિખોએ જે કંઇ કર્યું છે, તેટલુંજ આ કાર્ય પણ મહત્વનું છે. તેથી કરીને આખી કોમ એકરારી ને કંકાસના નીચા ખાડામાંથી ઉંચે તરી આવી છે, અને ખાલસાના સારામાં સારા ગુણતનને દાખવવા માટે સરસમાં સરસ અવકાશ મળ્યો છે.

પંથની કમિટીએ આ મંદિરનો કાબૂ લીધો, એટલે બીજા ઘણા જુના અનર્થો પણ દૂર થયા છે. મંદિરની પાસેની જે દુકાનોમાં ખરાબ સ્ત્રીપુરૂષોને વાસો મળતો હતો તે બધી કાઢી નાંખવામાં આવી છે, અને બધી જાતના ફેરીઆઓને મંદિરના ચોગાનની અંદર વેચવાની બંધી કરી છે. અમૃત આપવાની જુની ને પવિત્ર વિધિ અકાલતખ્ત આગળ ફરીથી દાખલ કરવામાં આવી છે, અને કમિટી સ્થાપ્યા પછી હજારોએ અમૃત લીધું છે, અને ફરીને, આખું સ્થાનક શિખોનુંજ હોય એવું દેખાય છે. આખા સ્થાનક ઉપર આખા શિખ ધર્મની હવે આબેહૂબ છાપ પડી છે. પહેલાંની માફક આજે ત્યાં શિખોનું ગુંજન થયાંજ કરે છે. દરબાર સાહેબ આગળ ૨૪ કલાક સંગીત કદિ પણ અટકતું નથી, અને અકાલતખ્ત આગળ જે દિવાન મળે છે તેને ફરીથી પોતાની કોમની જાહોજલાલીનો ખ્યાલ આવે છે, અને મંદિર પર ફરકતાં ઉંચાં નિશાનો તેમજ સુવર્ણમંદિરની આસપાસ રાત્રે ફરતા સંગીતકારો રોજની પ્રાર્થનામાં ગણાવેલી ખાલસાની કીર્તિ ઉજ્વળ કરે છે.*

---

* ભાઇ ઇન્દુલાલે જેલ જતાં પહેલાં આ લેખ અહીંઆથી અધુરો મૂક્યો છે તે હું પૂરો કરું છું.

નં. મ. ૨૧૬

## પંજાસાહેબ

જ્યારે ગુરુનાનક પશ્ચિમના મુલકમાંથી હસન અબ્દલ પાછા ફર્યાં ત્યારે ગામથી દૂર એક ટેકરી પાસે ઉભા રહી ટેકરી પર વસતા મુસલમાન ફકીર પાસે પોતાના માણુસ મરદાનાને પાણી લેવા મોકલ્યો. સાંઈએ પાણી આપવાને બદલે ગુરુ ઉપર મોટી શિલા ફેંકી. ગુરુએ પોતાના હાથના પંજા ઉપર તે શિલા ઝીલી લીધી, અને એમના પંજાનું નિશાન આજે પણ તે શિલા ઉપર કાયમ છે. કહેવાય છે કે ગુરુનાનકે તેજ ક્ષણે પોતે ઉભા હતા તેજ સ્થળેથી પાણી કાઢયું, અને એમાંથી નાનું સરોવર થઇ ગયું. આજે તે નાનકડા સરોવરની આસપાસ પત્થરના ઓવારા છે અને તેના કિનારે પંજાસાહેબનું ગુરુદ્વારા છે.

સને ૧૯૦૬ માં ત્યાંના મહંત મીઠાસિંગે ગુરુદ્વારાની જમીન પોતાને નામે ફેરવી લીધી. અબોટાબાદની સિંગસભાએ આનો વિરોધ કર્યો પણ કાંઇ વળ્યું નહિ. સને ૧૯૧૫ માં લાહોરના પંથસેવકે જાહેર કર્યું કે મહંતે ગુરુદ્વારાની જમીનજ નહિ પણ આખું ગુરુદ્વારા પોતાને નામે ચઢાવી લીધું છે. આથી ફીરોઝપુરમાં ભરાયેલી શિખ પરિષદમાં ખૂબ ખળભળાટ થયો, અને સને ૧૯૧૬ ના જુન માસની ૨૫ મી તારીખે શિખોની સભા બોલાવી મહંતને કોરટે ઘસડવા એક કમિટી નીમાઇ. પણ આ કમિટી પૈસાના અભાવે કાંઇ કરી શકી નહિ. એટલે મહંતના પગમાં જોર આવ્યું, અને એણે શિખોનું છડેચોક અપમાન કરવા માંડયું. લાહોરના ખાલસા ધર્મપ્રચારક જથ્થાને ગુરુદ્વારામાં દિવાન ભરવાની એણે ઘસીને ના પાડી, અને જ્યારે ગામના સૈયદો પાસેથી જમીન ભાડે લઇ તેમણે દિવાન ભર્યો ત્યારે નગારાવાળાઓને મોકલી તેમાં ભંગ પાડયો. દરમ્યાન પંથને કાને એવી પણ વાતો આવી કે મહંતની ચાલચલગત સારી નથી. આથી સને ૧૯૨૦માં મહંતની ચાલચલગત વિષે તપાસ કરવા માટે બધા શિખોએ ભેગા મળી ૬૦ માણુસોની એક કમિટી નીમી, અને કમિટીને તપાસ કરતાં માલુમ પડયું કે મહંત મંદિરના સરોવરના ઓવારા પર બેસી બદમાસોને ભેગા કરી દારૂ પીએ છે, ફટાણાં ગાય છે અને મંદિરમાં આવતો પરસાદ દુકાનદારોને વેચે છે.

પણ આ બધી તૈયારીઓ જોઇ મહંતે દારૂગોળો ભેગો કરવા માંડયો. એક દિવસ એક યાત્રાળુએ તમાકુ ખાનારના હાથનો પરસાદ લેવા ના પાડી. આથી મહંતના ભાઈ સંતસિંગે ચીડાઇ જઇ તેની સામે પિસ્તોલ તાકી, અને તેને જાંગમાં ગોળી મારી ઘાયલ કર્યો. આથી શિખોમાં હાહાકાર ફેલાઇ ગયો. એવામાં જ, નવેમ્બર માસમાં, મહંતનું મૃત્યુ થયું અને સંતસિંગને વહિવટદાર નીમવાની તજવીજ ચાલી. આથી અમૃતસરથી સરદાર કરતારસિંગ અને સરદાર અમરસિંગ ૨૫ માણુસોનો જથ્થો લેઇ નવેમ્બરની ૧૮ મીએ પંજાસાહેબ આવ્યા, અને મંદિરમાં બેસી કીર્તન શરૂ કર્યાં. ધીરે ધીરે રાવળપીંડી, અબોટાબાદ વગેરે સ્થળોએથી પણ આગેવાનો આવી પહોંચ્યા, અને મહંતની વિધવા અને ભાઇને ભરણુપોષણુની રકમ આપી શિરોમણિ પ્રબંધ કમિટી તરફથી ગુરુદ્વારાનો કબજો લેવાનું નક્કી કર્યું. સંતસિંગે પણ આ વાત કબૂલ રાખી, અને તે હાથમાં કલમ લેઈ કબૂલાતનામા પર સહી કરવા જતો હતો તેટલામાં ગુરુદ્વારાના એક પૂજારી બ્રાહ્મણે તેને બહાર બોલાવ્યો, અને પાછા ફરી તેણે સહી કરવાની ના પાડી. આથી શિખ સંગતે તેના પર વચનભંગનો આરોપ મુકી તેને પંથનો ગુન્હેગાર ( તનખૈયાહ ) જાહેર કર્યો, અને પોતાના ગુન્હાની તે પંથ પાસે માફી માગે નહિ ત્યાંસુધી ગુન્હેગાર તરીકે ગુરુદ્વારાનાં દ્વાર તેને માટે બંધ કર્યાં, અને ગુરુદ્વારાનો કબજો લીધો. બીજે દિવસે ગામના લોકો ગુરુદ્વારામાંથી શિખોને હાંકી કાઢવા લાકડીઓ લેઇ જમા થયા, પણ એટલામાં પોલિસ આવી પહોંચી અને લોકોને વિખેરી નાંખ્યા. તે પછી ડેપ્યુટી પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટે ગુરુદ્વારા ખાલી કરાવવાં પોલિસને હુકમ કર્યો, પણ જથ્થાદાર કરતારસિંગે ગુરુદ્વારા

નહિ છોડવા શિખોને જણાવ્યું. આથી ડેપ્યુટી પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટે શિખો સિવાયનાઓને બહાર કાઢવા હુકમ કર્યો, અને ગુરૂદ્વારાના દ્વાર પર પોલિસને ઉભી રાખી. તે પછી ગામના કેટલાક મવાલી લોકોએ સંખ્યાબંધ વહકણી સ્ત્રીઓને મોકલી, અને તેમણે શિખોને ખૂબ ગાળો દીધી. છેવટે મોડી રાત થતાં તેમના ધણી આવી તેમને સમજાવીને ઘેર લઈ ગયા અને શાંતિ થઈ.

બીજે દિવસે ડેપ્યુટી કમિશ્નરે પંજાસાહેબ આવી પોતાની, મહંતની અને રાવળપીંડીના શિખ આગેવાન ચોધરી રામસિંગની કમિટી નીમવાની દરખાસ્ત કરી, પણ ધર્મની બાબતમાં સરકારની દખલ રાખવાની સંગતે ના પાડી. આથી ડેપ્યુટી કમિશ્નરે સંતસિંગને કોરટમાં ફરિયાદ નોંધાવવા કહ્યું. તે પછી ગુરૂનાનકના જન્મદિવસે પંજાસાહેબમાં મોટો મેળો ભરાયો, અને તેમાં આસપાસના ચારે બાજુઓના શિખોએ મળી ગુરૂદ્વારાનો વહિવટ કરવા એક કમિટી નીમી. સંતસિંગે કોરટમાં ફરિયાદ નોંધાવી પણ નવા ડેપ્યુટી કમિશ્નર મિ. મિલ્સ અરવિને સને ૧૯૨૦ ના ડીસેમ્બરની ૨૯ મી તારીખે તે ફરિયાદ કાઢી નાંખી. આથી ગુરૂદ્વારાનો કબજો શિખોની નીમેલી કમિટીને જ હસ્તક રહ્યો. કમિટીએ મફત લંગરખાનું ખોલ્યું, મુસાફરોને રહેવાને માટે નુવા બંગા બનાવ્યા અને એ રીતે સુધારાઓ કરી મંદિરની વ્યવસ્થા નમૂનેદાર અને સુખરૂપ બનાવવા પ્રયત્ન કર્યો.

## ચોમાલાસાહેબ

ચોમાલાસાહેબનું ગુરૂદ્વારા એ ગુરૂ હરગોવિંદનું ગુરૂદ્વારા કહેવાય છે. એનો ગ્રંથી હરિસિંગ ગુરૂદ્વારાના મકાનમાં યાત્રાળુઓને ઉતરવા દેતો નહિ, અને ગોવાળો અને કસાઈઓને ભાડે આપી આખું ગુરૂદ્વારા છાણ અને મૂતરથી ભરી નાંખતો. એનામાં સાધારણ પૂજારી જેટલી પણ શુદ્ધિ નહોતી, સવારનો જાપ જપવા પણ એને આવડતો નહિ. આથી લાહોરના ખાલસા પ્રચારક જથ્થાએ એ ગુરૂદ્વારા સાફસૂફ કરી ત્યાં દિવાન ભરવા માંડયા. ગ્રંથીએ પોતાની સ્ત્રીઓને મોકલી ભજનમાં ભંગાણ પાડયું, અને જથ્થાની સામે કોરટમાં ફરિયાદ નોંધાવી. આથી શિખોની સંગતે તા. ૨૭ મી સપ્ટેમ્બરે (૧૯૨૦) ગ્રંથીને નાલાયક ઠરાવી બરતરફ કર્યો, અને તે સુધરે નહિ ત્યાં સુધી ગુરૂદ્વારાનો વહિવટ ચલાવવા બાર માણસોની એક કમિટી નીમી.

તે પછી લાહોર જીલ્લાના ચામસાહેબ ગુરૂદ્વારાનો કબજો લેવાયો. ત્યાંના મહંત પ્રેમસિંગે ૧૯૨૦ ના ડીસેમ્બરની ૩૧ તારીખે સંગતની વિરૂદ્ધ ફરિયાદ નોંધાવી, પણ ફેબ્રુઆરીની ૧૫ માં તારીખે એ ફરિયાદ કોરટે કાઢી નાંખી, અને ગુરૂદ્વારાનો કબજો સંગતે નીમેલા બાબા બેલાસિંગ નિહાલના જ હસ્તક રહ્યો.

## ખરાસોદા

એક દિવસ ગુરૂનાનકને એમના પિતાએ થોડા રૂપીઆ આપી બજારમાં સોદો કરવા મોકલ્યા. તેઓ એ રૂપીઆના અનાજ અને કપડાં લેઈ વનમાં ગયા અને એક વનવૃક્ષ નીચે બેસી ગરીબોમાં તે વહેંચી નાંખ્યાં. આને શિખો ખરા સોદાને નામે ઓળખે છે. પાછળથી બાબા રથાએ એ વનવૃક્ષની આસપાસ ચોતરો બાંધ્યો અને તે ઉપર ગુરૂદ્વારા ચણાયું. આ ગુરૂદ્વારા પણ ખરા સોદાને નામે જ ઓળખાય છે. સન ૧૯૧૭ માં આ ગુરૂદ્વારાનો મહંત ઉદાસી નારાયણદાસ હતો. એ મંદિરમાં ગુરૂ નાનકની કાગળની પ્રતિમા રાખી તેની પૂજા કરતો. એક દિવસ ખાલસા હાઇસ્કુલના કેટલાક છોકરાઓ ત્યાં જઈ ચડયા અને પ્રતિમાને ધરાવેલો પરસાદ લેવાની ના પાડી. આથી મહંત ક્રોધે ભરાયો અને છોકરાઓને ખૂબ ગાળો દઈ કાઢી મૂકયા. છોકરાઓએ ઘેર આવી બધી વાત ભાઇ કરતારસિંગને કરી. કરતારસિંગે એ ગુરૂદ્વારા સુધરે નહિ ત્યાં સુધી એમાં પગ નહિ મૂકવાની પ્રતિજ્ઞા કરી.

૧૯૨૦ ના ડીસેમ્બર ની ૨૪ મી તારીખે નાગ-પણુદાસના ચેલા લાલદાસે આવી કરતારસિંગને ખબર આપી કે મહંત ગુરૂદ્વારાનો બધો સામાન પોતાને ગામ પહોંચાડે છે. આથી ડીસેમ્બરની ૨૭ મી તારીખે ભાઇ કરતારસિંગ અકાલીનો એક જથ્થો લેઇ ખરાસોદા આવ્યા, અને મહંત પરસ્ત્રી સાથે રહે છે અને તેના ગુરૂભાઇએ પ્રત્યેક મહિના પર એક અજાણ્યી ઓરતની આબરૂ પર હાથ નાંખ્યો છે એવો આરોપ મૂક્યો. મહંત અને ગુરૂભાઇએ એકબીજાના આરોપ કબૂલ રાખ્યા. આથી સંગતે બન્નેને પંથના ગુન્હેગાર જાહેર કર્યા અને તેઓ દંડ આપી ગુન્હા-માંથી મુકત ન થાય ત્યાં સુધી ગુરૂદ્વારાની સેવા કરવાની તેમને મના કરી, તા. ૨૦ મીએ શિખોની મોટી સંગત મળે તેમાં હાજર રહેવા જણાવ્યું. મહંત ગુરસામાં ને ગુરસામાં પોલિસચોકી પર ગયો પણ ફરી પાછો જ ન ફર્યો. તા. ૩૦ મી એ શિખોની મોટી સંગતે મહંતે પાછળ મૂકેલી સ્ત્રીને તેના ધણીને ઘેર પહોંચતી કરી, અને ગુરૂદ્વારાનો વહિવટ કરવા ૧૫ માણસોની કમિટી નીમી.

## ચોહલાસાહેબ

એક દિવસ ગુરૂ અર્જુનસિંહ ભૂખ્યાતરસ્યા ભોયણી ગામે આવી પહોંચ્યા. ગુરૂને ખૂબ ભૂખ્યા જોઈ એક ભાવુક શિખ સ્ત્રીએ ભાખરી ભાંગી, તેમાં ઘી ને સાકર ભેળવી, ગુરૂજીને ચોહલા બનાવી આપ્યા. ગુરૂજી આ મહેમાનગતીથી ઘણાજ પ્રસન્ન થયા. તેમણે એની ધનાશ્રી રાગમાં એક કાવ્ય બનાવી ખૂબ પ્રશંસા કરી અને લોકોને એ ગામનું નામ પૂછ્યું. લોકોએ કહ્યું કે "ભોયણી." ગુરૂએ કહ્યું, કે–"નહિ, આ ગામનું નામ તો ચોહલા હોવું જોઇએ." ત્યારથી એ ગામનું નામ ભોયણી મટી ચોહલા પડયું, ત્યાં ચોહલાસાહેબનું ગુરૂદ્વારા બંધાયું અને માસિક ૬૦૦ રૂપિયાની આવકવાળી જાગીર એ ગુરૂદ્વારાને ભેટ અપાઈ.

સને ૧૯૨૧ ના જાન્યુઆરીની ૧૨ મી તારીખે ત્યાંના મહંત કરણદાસે રૂ. ૧૫૦) નો માસિક પગાર લેઇ ગુરૂદ્વારાનો કબજો પ્રબંધક કમિ-ટીને સોંપી દીધો અને તે કમિટીએ ૯ માણસોની કમિટી નીમી મહંતને જ ગુરૂદ્વારાનો વહિવટદાર નીમ્યો. આ ઉપરાંત કમિટીએ મહંતનું રૂ. ૧૪૦૦)નું દેવું વાળી આપ્યું, મહંતને રહેવા માટે રૂ. ૨૪૪૦) નું મકાન બાંધી આપ્યું, અને એ દાને રૂ. ૧૦૦૦૦) ની રકમ ભેટ આપી.

## ગુરૂ-કા-બાગ

આ પછી ગુરૂ-કા-બાગના ઉદાસી મહંતે પ્રબં-ધક કમિટી સાથે કાંઇક સમાધાની પર આવવા ઇચ્છા જણાવી. આ મહંતને વિષે અનેક જાતની ફરિયાદો પ્રબંધક કમિટીના કાને આવી હતી. આથી તા. ૩૧ મી જાન્યુઆરીએ અકાલીદળનો એક જથ્થો લેઇ સરદાર દાનસિંગ ગુરૂ-કા-બાગ ગયા, અને ખૂબ વાતો કર્યા પછી મહંતને કાંઇક સમાધાનીના રસ્તા પર લાવ્યા. છેવટે એમ નક્કી કર્યું કે મહંતે પોતાની અનેક રાખેલી સ્ત્રીઓમાંથી એકને પરણી બાકીનીઓને રજા આપવી; અને તે પછી શિરોમણિ ગુરૂદ્વારા પ્રબંધક કમિટીએ નીમેલી ૧૧ માણસોની કમિટીના હાથ નીચે રહી ગુરૂદ્વારાનો વહિવટ કર-વો. પણ આ સમાધાન થયા પછી આગળ ઉપર કેવું જબરજસ્ત તોફાન જાગ્યું તે અમે હવે પછી જણાવીશું.

આ પછી ગુરદાસપુર જીલ્લાના ગુરૂ નાનકની લગ્ન-ગ્રન્થીથી પવિત્ર થયેલા બટાલા ગુરૂદ્વારાના મહંતે પણ પ્રબંધક કમિટીના હાથ નીચે રહી ગુરૂદ્વારાનો વહિવટ ચલાવવાનું કબૂલ કર્યું.

## કેરસાહેબ

આ ગુરૂદ્વારા ખરાસોદા ગુરૂદ્વારાની લગોલગ જ આવેલું છે. ત્યાંનો ઉદાસી મહંત નાનકશરણ એક વિધવા ઓરતની સાથે રહેતો હતો અને તેની ચાક-ચકચકાન માટે ચોમેર અનેક પ્રકારની અફવાઓ,

ચાલતી. અને ૧૯૨૧ ના ફેબ્રુઆરી માસની ૮ મી તારીખે ખરાસોદામાં "ખરાસોદા"ની પવિત્ર તિથિ ઉજવવા શિખોનો મેળો ભરાયો હતો. બીજે દિવસે ડેરસાહેબનાં દર્શન કરવા એકજથ્થો ડેરસાહેબ આવ્યો પણ ત્યાં મહંત મળે નહિ. આથી તેની ખાલી પડેલી જગ્યાએ સંગતે તેના ગુરૂભાઈ દેવદત્તને નીમ્યો. પણ પાછળથી જ્યારે નાનકાનાની કુરબાની પછી શિખોનો સિતારો કાંઇક ઝાંખો પડ્યો, સરકારની રાજનીતિ બદલાઇ અને એક પછી એક શિખ આગેવાનો પકડાવા લાગ્યા ત્યારે આ નવા મહંતે પ્રબંધક કમિટીની સામે માથું ઉચકી પોતાનું પોત પ્રકાશ્યું, અને એથી કમિટીએ તેના સુધરવાની આશા છોડી દઇ તેના હાથમાંથી બધી સત્તા પોતાના હાથમાં લેઈ લીધી.

## મછિકે

ડેરસાહેબથી સંગત મછિકે ગઈ. આ ગુરૂદ્વારાનો મહંત એક મુસલમાન વણકરબાઇની સાથે રહેતો અને ઉઘાડેછોગ દારૂ પીતો. ભાઇ કરતારસિંગે મહંતને ચેતવણી આપી કે જો પ્રબંધક કમિટીના હાથ નીચે રહી ગુરૂદ્વારાનો વહિવટ ચલાવવાનું અને પોતાની ચાલચલગત સુધારવાનું તે વચન નહિ આપે તો તેની પાસેથી ગુરૂદ્વારાનો કબજો લેઇ લેવામાં આવશે. પણ મહંતે વચન આપવાની ના પાડી આથી તેના ચેલા ધ્યાનદાસને તા. ૧૦ મી ફેબ્રુઆરીએ મહંતની ગાદી પર ગાદીનશીન કરવામાં આવ્યો.

## શેખુપુરા

મછિકેથી તા. ૧૧ મી ફેબ્રુઆરીએ સંગત શેખુપુરા આવી. અહીંઆ મહારાજા ખડકસિંગનાં માતુશ્રી મહારાણી નાયકીને શિરોમણિ માટે ધર્મશાળા બંધાતી હતી. પણ ત્યાંનો મહંત આ ધર્મશાળા પચાવી બેઠો હતો, અને તેમાં કોઇને ઉતરવા દેતો નહિ. ખરાસોદાથી સંગત મછિકે થઇ શેખુપુરા આવી ત્યારે મહંતનો છક્કો ઉડી ગયો. ખરાસોદા, ડેરસાહેબ અને મછિકેની વાતો તેને કાને આગાઉથી પહોંચી ગઇ હતી. આથી જ્યારે પ્રબંધક કમિટીના હાથ નીચે રહી ગુરૂદ્વારાનો વહિવટ ચલાવવાની વાત નીકળી ત્યારે તેણે તે તુરતજ કબૂલ રાખી, અને ગુરૂદ્વારાની તમામ મિલકતની યાદી કરી તે પ્રબંધક કમિટીને સોંપી.

પણ તેજ મહિનાની ૨૦ મી તારીખે નાનકાનાસાહેબની કુરબાની થઈ અને એક પછી એક શિખ આગેવાનો પકડાવા લાગ્યા ત્યારે મહંતનો રંગ બદલાયો અને એણે શિખોને ધર્મશાળામાં આવતા વળી પાછા બંધ કર્યા. આથી સરદાર કરતારસિંગ જેલમાંથી છૂટીને તુરતજ મહંતના હાથનાં લખેલાં કાગળીઆં લેઈ ડેપ્યુટી કમિશ્નરને મળ્યા, અને ડેપ્યુટી કમિશ્નરે મહંતને બોલાવી તેનો ખુલાસો પૂછ્યો. મહંતે પ્રબંધક કમિટીવાળા સરદાર ખડકસિંગ અને સરદાર મહેતાબસિંગને પંચ તરીકે નીમ્યા પણ જ્યારે બન્ને સરદારોએ મહંતને પોતાની રૂબરૂ સાક્ષી માટે બોલાવ્યા, ત્યારે તેણે હાજર થવાની અને કાંઇ પણ સમાધાન કરવાની ચોખ્ખી ના પાડી. આથી શિરોમણિ ગુરૂદ્વારા પ્રબંધક કમિટીએ આ ગુરૂદ્વારાનો કબજો લીધો છે, મફત લંગરખાનું ખોલ્યું છે અને યાત્રાળુઓને રહેવાને માટે તમામ જાતની જોગવાઇ કરી છે.

## ખદુરસાહેબ

આ ગુરૂદ્વારા ગુરૂ અંગદનું નિવાસસ્થાન છે. ત્યાંના પૂજારીઓએ સુધારાનો ફુંકતો પવન જોઇ અને ૧૯૨૦ ના ડીસેમ્બર મહિનામાં આ ગુરૂદ્વારાનો વહિવટ કરવા પોતાની એક કમિટી નીમી, અને પ્રબંધક કમિટીના નિયમો પ્રમાણે વહિવટ ચલાવવાનું ધોરણ પકડ્યું પણ પૂજારીઓએ પોતાની કમિટીને શિરોમણિ ગુરૂદ્વારા પ્રબંધક કમિટીના હાથ નીચે મૂકવાની ના પાડી. તા. ૧૨ મી ફેબ્રુઆરીએ એક જથ્થો ખદુરસાહેબ ગયો અને તેણે બીજે દિવસે ગુરૂદ્વારાનો કબજો લીધો. આખરે તા. ૧૭ મી માર્ચે બાબા પ્રદ્યુમ્નસિંગના પ્રયાસથી પ્રબંધક કમિટી અને પૂજારીઓ વચ્ચે સમાધાન થયું અને પૂજારીઓને ગુરૂદ્વારાનો કબજો પાછો સોંપાયો.

આવીજ રીતે ફેબ્રુઆરીની ૧૫ મી તારીખે અમૃતસરના બાબકસરના ગુરૂદ્વારાના મહંત હરિસિંગે એ ગુરૂદ્વારા પ્રબંધક કમિટીને હસ્તક સોંપ્યું.

## નૌરંગાબાદ

આ ગુરૂદ્વારા બાબા બીરસિંગના અમર નામ સાથે જોડાયેલું છે. મહારાજા દિલીપસિંગના સમયમાં શિખ દરબારમાં બે પક્ષો પડી ગયા હતા. એક પક્ષ ભાઇ બીરસિંગના મકાનમાં રક્ષણ લેઈ રહેલા કુમારો કાશ્મીરસિંગ અને પેશાવરસિંગને મારવાને તડપતો હતો. બીજો પક્ષ સરદાર અતરસિંગની સરદારી નીચે આ કુમારોનું રક્ષણ કરી રહ્યો હતો. આખરે સન ૧૮૪૪ માં બન્ને પક્ષ વચ્ચે લડાઇ સળગી, અને ભાઇ બીરસિંગે નાગી તલવારોની વચમાં પડી કહ્યું: " ભાઇ! ભાઇ કો મત મારો ! " પણ ક્રોધે ભરાયેલા માણસોએ શાન્તિની વાત ક્યારે સાંભળી છે ? સરદાર અતરસિંગ અને કુમાર કાશ્મીરસિંગનું ખૂન થયું, અને ભાઇ બીરસિંગ પણ માર્યા ગયા. આજે એ બીરસિંગની યાદ કાયમ રાખવાને માટે તેમનો દેહાંત થયો તે સ્થાને નૌરંગાબાદનું ગુરૂદ્વારા બંધાયું છે અને તેમાંથી સવારને સાંજ બાબા બીરસિંગનો આત્મા ગુંજે છેઃ " ભાઇ! ભાઇકો મત મારો ! " પણ તેનો અવાજ કેટલાને કાને પડે છે ?

સને ૧૯૨૧ ના ફેબ્રુઆરી માસમાં ખૂબ સમજાવવાથી નૌરંગાબાદના મહંતે પોતાની રખાતને રજા આપી અને પ્રબંધક કમિટીની ઇચ્છા મુજબ ગુરૂદ્વારાનો વહિવટ ચલાવવાનું વચન આપ્યું. પણ તે પછી તુરતજ નાનકાનાસાહેબનું હત્યાકાંડ રચાયું. આથી મોજમાં આવી જઇ મહંતે રખાતને પાછી બોલાવી અને જુની રીતભાત તાજી કરી. એપ્રિલ માસની ૩૦ મી તારીખે તરણતારણથી કેટલાક અકાલીઓ નૌરંગાબાદ મહંતને સમજાવવા આવ્યા પણ મહંત તો આસપાસથી માણસો ભેગાં કરી લડવાની તૈયારી કરી રહ્યો હતો. પોલિસ પણ આવી પહોંચી હતી. આથી બાબા કહેરસિંગ અને પ્રબંધક કમિટીના બીજા સભાસદો બધો તાલમેલ જોઇ તરણતારણથી નૌરંગાબાદ જઇ પહોંચ્યા અને અકાલીઓને સમજાવીને બોલાવી લીધા.

## તરણતારણ

આ ગુરૂદ્વારા સને ૧૫૯૦ માં ગુરૂ અર્જુનસિંહે બંધાવેલું. એનો વહિવટ અમૃતસરના સુવર્ણમંદિરને હસ્તક હતો. પણ વખતના વહેણની સાથે સુવર્ણમંદિરનો કાબૂ ઢીલો પડતો ગયો, અને ગુરૂદ્વારાના પૂજારીઓજ એના માલેક થઇ પડ્યા. મંદિરની આવક તેમણે અંદરો અંદર વહેંચવા માંડી, અને પૂજારીપદ પેઢીદરપેઢી ચાલુ કર્યું. આથી તેમનાપર કોઇ જાતનો દાબ રહ્યો નહિ. તેઓ નિરંકુશ બની મંદિરમાં સ્વચ્છંદપણે મ્હાલવા લાગ્યા.

સન ૧૯૨૦ ની આખરમાં સરદાર લછમનસિંગ તેમની કન્યાશાળાની કુમારિકાઓને લેઇને મંદિરમાં દર્શન કરવા પધાર્યા. કુમારિકાઓએ ગ્રંથસાહેબની આગળ કીર્તન ગાવા માંડયાં પણ પૂજારીઓએ તેમને રોકયાં અને મંદિરમાંથી બહાર કાઢયાં. લાહોર અને બીજે સ્થળોએથી આવેલા જથ્થાઓની પણ એજ દશા થઇ. ખુદ તરણતારણના સેવક જથ્થાને પણ હાંકી કાઢવામાં આવ્યો (તા. ૧૧ જાન્યુઆરી, ૧૯૨૧ ). મામલાની અવધિ આવી.

તા. ૨૪ જાન્યુઆરીએ અકાલીતખ્ત આગળ ભરાયેલ દિવાનમાં એક શિખબાઇ ઉભી થઇ, અને તરણતારણના પૂજારીઓએ તેનાપર વીતાડેલાં વિતકની કહાણી કહી સંભળાવી. કહાણી કહેતાં કહેતાં તેનો કંઠ રૂંધાતો હતો. તેની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. તેના એકના એક દીકરાને ગળે પત્થર બાંધી પૂજારીઓએ સરોવરને તળીએ ડુબાડયો હતો. મંદિરમાં દર્શન કરવા ગયેલી તેની દીકરીની આબરૂ પર તેમણે હાથ નાંખ્યો હતો. એક હિંદુ અબળાની, મંદિરના ગર્ભદ્વારમાં-પવિત્રમાં પવિત્ર

સ્થાનમાં દુષ્ટોએ ઇજ્જત લીધી હતી...: તેનામાં આગળ બોલવાની શક્તિ નહોતી. તેનો કંઠ ઇંધાઇ ગયો હતો. તેની આંખોનાં આંસુ સુકાઇ ગયાં હતાં. હવે તેમાંથી અગ્નિની ચિણગારીઓ વરસતી હતી. સામે નાગી થયેલી કિરપાણોમાંથી તેજધારા વરસતી હતી. કિરપાણ ધારેલા શૂરવીરોના મ્હોંપર તેનું પ્રતિબિમ્બ પડતું અને તેમના મ્હોં પર અંકાયેલી દઢ નિશ્ચય અને પ્રતિજ્ઞાની રેખાઓ પ્રકાશમાન થતી.

બીજેજ દિવસે સવારે આઠ વાગ્યે અકાલીનો જથ્થો તરણતારણ આવ્યો અને મંદિરમાં દાખલ થયો. તે વખતે મંદિરમાં કીર્તન ચાલતું હતું. જથ્થો શાંતિથી મંદિરના ઓસારમાં ગોઠવાઇ ગયો, અને કીર્તન સાંભળવા બેઠો. પણ કાળી પાઘડીઓ જોઇ પૂજારીઓનો જીવ બેચેન થયો. કેટલાક જુવાન પૂજારીઓએ જથ્થાવાળાઓને ગાળો ભાંડવા માંડી અને ધક્કામુક્કી શરૂ કરી. આ જોઇ જથ્થાદાર તેજાસિંગે પૂજારીઓને ખાત્રી આપી કે તેઓ ગુરૂદ્વારાનો કબજો લેવાને નહિ પણ લોકોની ફરિયાદો દૂર કરવાને આવ્યા છે. આ સાંભળી વૃદ્ધ પૂજારીઓનાં દિલમાં કાંઇક હિંમત આવી અને તેમણે "આવા સારા કામમાં" પોતાથી બને તેટલી મદદ કરવાનું વચન આપ્યું. છેવટે પૂજારીઓના ૬, જથ્થાવાળાઓના ૫ અને ગામલોકોના ૭ મળી કુલ ૧૮ પ્રતિનિધિઓએ સાંજે ચાર વાગ્યે ભેગા થવું એવો ઠરાવ થયો, અને જથ્થાવાળાઓ મંદિરમાંથી બહાર નીકળી બંગામાં રસોઇપાણી અને વિશ્રામ કરવા ગયા. સાંજે ચાર વાગ્યે પ્રતિનિધિઓની બેઠક મળી, અને તેમાં શિરોમણિ પ્રબંધક કમિટીના હાથ નીચે રહી ગુરૂદ્વારાનો વહિવટ ચલાવવાની દરખાસ્ત રજુ થઇ. સાંજે સાડાપાંચ વાગ્યે પૂજારીઓના પ્રતિનિધિઓએ તે દરખાસ્ત કબૂલ કરી પણ બીજા બધાની સંમતિ લેવા માટે થોડા સમયની માગણી કરી. જથ્થાવાળાઓએ આ માગણી તુરત જ સ્વીકારી અને ભાઇ કરતારસિંગે બહાર આવી મંદિરના ચોગાનમાં ભરાયેલા દિવાનમાં એ વાત જાહેર કરી. એટલામાં સરદાર દાનસિંગે જણાવ્યું કે ગુરૂદત્તસિંગ પૂજારીના મકાનમાં કેટલાક બદમાસો ભેગા થાય છે, અને બે બાઇઓ મેડી ઉપર ખૂબ આવજા કરે છે. આથી બધાને વહેમ ગયો, પણ જથ્થાદારે સૌને અહિંસાત્મક રહી કોઇના ઉપર પણ સામો વાર નહિ કરવાને ચેતવણી આપી.

રાત્રે સાડાઆઠ વાગ્યે પૂજારીઓના પ્રતિનિધિઓએ આવી દરખાસ્ત પાકે પાયે મંજૂર કર્યાનું જાહેર કર્યું, અને જુના ગ્રંથીને બદલે જથ્થાવાળા ભાઇ સરણસિંગને ગ્રંથી નીમવાની દરખાસ્ત કરી. આથી ભાઇ સરણસિંગ, સરદાર બળવંતસિંગ, ભાઇ હઝારાસિંગ વગેરે દસ્તાવેજનો કાગળ લેઇ મંદિરમાં ગયા, અને બાકીના બધા બહાર રહ્યા.

સરદાર બળવંતસિંગ વગેરે મંદિરમાં દાખલ થયા અને ગ્રંથસાહેબની આગળ નમન કરવા ગયા કે તુરત જ સરદાર બળવંતસિંગનો હાથ કપાઇને જૂદો થયો. તેમની પાછળ સરદાર હઝારાસિંગ આવ્યા. તેમના પેટમાં કોઇએ તલવાર ભોંકી અને તેઓ નીચે ઢળી પડયા. એકાએક મંદિરના દીવા કોઇએ હોલવી નાંખ્યા અને ઘોર અંધકાર વ્યાપી રહ્યો. આ અંધકારમાં મંદિરમાં દાખલ થયેલા સત્તરે અકાલીઓ ઘાયલ થયા અને સરદાર હઝારાસિંગ "ભાઇ ! મુઝે માર ડાલો. મૈંય ભાઇકો નહીં મારુંગા" કહેતાં કહેતાં અચેત થઇ ગયા. આખરે કેટલાક ઘાયલ થયેલા અકાલીઓ લોહીથી દડદડતા બહાર આવ્યા, અને બહાર બેઠેલા દિવાનને ખબર પડી કે મંદિરમાં કતલ ચાલી રહી છે. તુરતજ જથ્થાદારે મંદિરના તમામ રસ્તાઓ આંતરવાનો હુકમ કર્યો અને પોતે કેટલાક અકાલીઓને લેઇ મંદિરમાં ગયા. મંદિરમાં જઇ, ફાનસ હાથમાં લેઈ જુએ છે તો મંદિરનો ફરસ લોહીથી તરબોળ થઇ ગયો હતો, બે અકાલીઓ અચેત પડયા હતા, પૂજારીઓ દારૂ પીને ફાટેલી આંખે જોઇ રહ્યા હતા, અને કેટલાક સરોવર તરી સામે પાર નાસી જતા હતા. મંદિરના પૂજા-

રીઓને જથ્થાવાળાઓએ હુકમ થતા પકડી લીધા અને તેમના હાથપગ કસકસીને બાંધ્યા. પણ પાછળથી તેમને જતા કર્યા અને ઘાયલોને ડોળીમાં નાંખી ઇસ્પિતાળમાં લેઇ ગયા. ગુરૂ અર્જુનસિંહ શિખધર્મમાં પહેલા શહીદ થયા, અને એમના પ્યારા અકાલીઓનું લોહી એમના જ ગુરૂદ્વારામાં પ્રથમ રેડાયું.

પરોઢીએ અકાલીઓએ પાણીના ઘડા ભરી મંદિરનો ફરશ ધોવા માંડયો. ઘડાનાં પાણી સાથે તેમની આંખોનાં આંસુ પણ ભેળાયાં, અને ફરશ પરના લોહીના ડાઘ સાફ થયા. સવારે મંદિરમાં પ્રાર્થના થઇ, ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ અને પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટે આવી અકાલીઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી, અને પૂજારીઓ સામે ફરિયાદ નોંધાવવા સલાહ આપી. અકાલીઓના આગેવાનોએ જવાબ આપ્યોઃ "સાહેબ, આતો હજી પાશેરામાં પહેલી પૂણી છે. આવાં તો કેટલાંયે લોહી રેડવાં પડશે. અમારી પાસેથી ફરિયાદ લેવાને બદલે અમારાં ગુરૂદ્વારા અમને પાછાં સોંપો."

આ પછી પૂજારીઓએ ડૉ. કિચલુ અને લાલા ગીરધારીલાલ પાસે આવી પોતાના ગુન્હાનો ખુલ્લે દિલે એકરાર કર્યો, અને પોતાને પંથના ગુન્હેગાર જાહેર કર્યા. પછીથી તેમણે લેખી માફીપત્ર લખી આપ્યું અને પંથની મરજીમાં આવે તે શિક્ષા ખમવાની પોતાની ખુશી બતાવી. શૂરવીરને લાયક ઉદાર દિલ રાખી પંથે તેમને માફ કર્યા, અને તેમની સામે કોર્ટમાં ફરિયાદ નહીં નોંધાવવાનું વચન આપ્યું.

તા. ૨૬ મીએ બપોરે સરદાર હજારાસિંગ શહીદ થયા. બીજે દિવસે તેમનાં માતુશ્રી અલાદીનપુરથી ગામનાં બધા લોકોને લેઇને તેમને વળાવવા આવ્યાં, અને ગુરૂપ્રસાદ પામેલા પુત્રને ઉમંગને હૈયે આશિર્વાદ આપ્યા. ચારે દિશાઓમાં સરદારના વીરોચિત મૃત્યુની ખબરો વાયુવેગે પ્રસરી ગઇ, અને ગામેગામથી શિખલોકો આ ધર્મવીરનાં છેલ્લાં દર્શન કરવા ઉતરી પડયા. સરદારસાહેબના શબ ઉપર ફુલના ઢગ રચાયા, અને આગળપાછળ શિખ લોકો "વાહીગુરૂ, વાહીગુરૂ, વાહીગુરૂજી; સતનામ, સતનામ, સતનામજી," કરતા કરતા હારબંધ ચીંડવા લાગ્યા. કોઇના મુખ ઉપર ચિંતા કે વિષાદની છાયાની કાલિમા નહોતી. કોઇના દિલમાં પૂજારીઓ પ્રત્યે દ્વેષ નહોતો. માત્ર શહીદની કુરબાનીમાં મગ્ન થતા, પૂર્ણ પ્રેમભાવ અને ભક્તિરસથી ગુરૂનાં ગુણ ગાતા, પ્રફુલ્લિત મુખે તેઓ ચાલ્યા જતા હતા. સરદારસાહેબનાં વૃદ્ધ માતુશ્રી તેમના લગ્ન વખતે પણ આટલાં રળીઆત નહિ થયાં હોય! તેમના આનંદનો પાર નહોતો. સરદારસાહેબના ગામના લોકો તેમના શબની સાથે સાથે ચાલતા, અને પોતાને આ મહદ્ માન મળવાથી પોતાની જાતને અહોભાગ્યશાળી માનતા. ધન્ય છે આવા જીવનને અને ધન્ય છે આવા મૃત્યુને !

[અપૂર્ણ]

નંદલાલ મણિલાલ શાહ

# પુસ્તકપરિચય તથા સ્વીકાર

રાષ્ટ્રીય વાચનમાળા, ગૂજરાતી પહેલી ચોપડી તથા ગુજરાતી બીજી ચોપડી—તૈયાર કરનાર છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી, પ્રકાશક શ્રી ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદ, કિંમત બન્નેની રૂ. ૮-૪-૬.

ગૂજરાત વિદ્યાપીઠે પ્રાથમિક કેળવણી માટે જે પ્રયત્ન કર્યો છે તેને માટે તેને ધન્યવાદ ઘટે છે. આ નવી વાચનમાળા શ્રી છોટાલાલ પુરાણી જેવા બાળશિક્ષણના લાંબા અનુભવવાળા વિદ્વાન પાસે લખાવી છે તે યોગ્ય જ કર્યું છે. આખી વાચનમાળા ક્યાં સુધી લઇ જવાની છે અને તે ક્યા સિદ્ધાન્તો કે ધોરણો ઉપર ઘડવાની છે એ હજુ અમે જાણતા નથી. પણ બીજી ચોપડીની પ્રસ્તાવના ઉપરથી લેખકના ખાસ સિદ્ધાન્તો સમજી શકાય છે.

પહેલી ચોપડી એક નવાજ ધોરણ પર લખવામાં આવી છે. અંગ્રેજી શીખવા માટે શાળામાં "પ્રત્યક્ષ પદ્ધતિ" * વપરાતી હતી તેનો અહીં ઉપયોગ કર્યો છે. પ્રત્યક્ષ પદ્ધતિ પરભાષા શીખવવાને માટે ઉપયોગી છે એ લગભગ સર્વમાન્ય છે, પણ સ્વભાષાને માટે એ એટલી ઉપયોગી થવા વિશે અમને શંકા છે, અને તે નીરસ નીવડશે એવો ભય રહે છે. પરભાષા શીખવવી અને સ્વભાષા શીખવવી એ બેમાં મોટો ફરક છે. પરભાષામાં શબ્દબોધ અને અર્થબોધ તથા શબ્દપ્રયોગ સઘળું શીખવવાનું હોય છે જ્યારે સ્વભાષામાં વિદ્યાર્થી શબ્દ અને અર્થ બન્ને જાણતો હોય એ સ્થિતિથી શિક્ષણ શરૂ થાય છે, અને વિદ્યાર્થી જે જાણતો હોય તે વાંચી શકે એજ પ્રથમ શીખવવાનું હોય છે. એ જ હકીકત વાંચનદ્વારા જૂદીજ રીતે—વિલક્ષણ રીતે જાણી શકાય છે. એમાં કૌતુકદ્વારા શિક્ષકે કામ કરવાનું છે. અને એ કૌતુક, વાંચનની વસ્તુ વિદ્યાર્થીની જ સૃષ્ટિની હોય, તેના જ મનોગમ વિચારોની હોય, તોજ ટકી રહે અને વિદ્યાર્થીને સ્વયં વાંચનમાં પ્રેરે. આ પદ્ધતિ ઉપરાંત, એ પ્રાથમિક ભૂમિકામાં, જો નવા શબ્દો શીખવવાનો, વ્યાકરણમાં દઢ કરવાનો લોભ રાખીએ તો વિદ્યાર્થીનું સ્વાભાવિક કૌતુક મંદ પડે અને શિક્ષણ સ્વાભાવિક મટી લોભરૂપ થાય. આ કારણોથી અમે પ્રાથમિક શિક્ષણમાં પ્રત્યક્ષ પદ્ધતિ દાખલ કરવાની વિરૂદ્ધ છીએ. તો પણ આ પદ્ધતિને પણ અજમાયશ મળવી જોઇએ એમ માનીએ છીએ. શિક્ષણકળા અને ખાસ કરીને બાળશિક્ષણકળા પ્રયોગની જ કળા છે. માત્ર અનુમાનજન્ય વિચારો ઉપરથી તેની તુલના કરી શકાય નહિ.

પહેલી ચોપડીમાં પ્રત્યક્ષ પદ્ધતિ છે અને બોલનાર પાત્રો અધ્યાહાર રાખેલાં છે તેથી વાંચનાં કોઈ કોઇ જગાએ ગોટાળો થાયછે તે તરફ ધ્યાન ખેંચીએ છીએ. જેમકે "પેલી છોકરી માળા બનાવે છે. પેલો છોકરો ટોપી પહેરે છે. પેલો દરજી કપડાં શીવે છે. હું મારા હાથ હલાવું છું. તમે શું કરો છો? હું બોલું છું. તમે શું બોલો છો? હું ગુજરાતી

* direct method

બોલું છું. તમે હિન્દી બોલી શકો છો ? નાજી, હું હિન્દી બોલી શકતો નથી. ગુરુજી, હિન્દી બોલો, તમે હિન્દી બોલો. મને હિન્દી બોલતાં આવડતું નથી " આ ફકરામાં બોલનાર પાત્રો કેટલાં છે અને દરેક શું શું બોલે છે, ખાસ કરીને છેલ્લાં બે વાક્યો કોણ કોણ બોલ્યું, એ કહી આપવું બાળકોને માટે અઘરૂં છે. આજ પદ્ધતિને લીધે કોઇ કોઇ જગાએ વાતચીતમાં ન થાય તેવાં વાક્યોનું પુનરાવર્તન થાય છે, જેમકે "મગનભાઇ ક્યાં જાય છે ? મગનભાઈ નિશાળે જાય છે. તે નિશાળે જાય છે. " તેમાં છેલ્લું વાક્ય.

બીજી ચોપડીની પ્રસ્તાવનામાં શ્રી પુરાણી લખે છે, કે " અશક્ત બાળકને જેમ બને તેમ સહેલાઇથી અને ટુંકી મુદતમાં જ્ઞાનભંડારની ચાવીઓ આપવી એ કેળવણીનું મુખ્ય કાર્ય છે. " હાલ આપણે ત્યાં શિક્ષણશાસ્ત્રમાં એવા સિદ્ધાન્તનો વા વાયો છે કે કેળવણીનું કામ જ્ઞાન આપવું એ છે જ નહિ, પણ માત્ર બાળકની જ્ઞાનશક્તિ કેળવવી એ તી જ છે. ગોખાવી ગોખાવીને બાળકોનાં મગજમાં હકીકત ઠાંસવાની જૂની પદ્ધતિના પ્રત્યાઘાતથી ઉપરનો વિચાર હાલ અસ્તિત્વમાં આવ્યો હોય એમ લાગે છે અને એનાથી શ્રી પુરાણી મુક્ત રહ્યા છે એ એમની સ્વતંત્રતા બતાવે છે. જ્ઞાન મેળવવાની શક્તિ કેળવવી એ ખરૂં, પણ એ શક્તિ જ્ઞાન આપવાથી—જ્ઞાન મેળવવાથી જ કેળવાય છે, બીજી કઈ રીતે કેળવાય ? એટલે શ્રી પુરાણીના એ સિદ્ધાન્તની સામે અમારે કશું કહેવાનું નથી. પણ અમારે કહેવું જોઇએ કે આ વિચારણાથી દોરવાઇને શ્રી પુરાણીએ બીજી ચોપડીમાં પદાર્થપાઠોનું પ્રમાણ ઘણું મોટું કરી નાખ્યું છે. વિદ્યાર્થી એનાથી કંટાળશે એવો અમને ભય છે. દરેક પાઠ શુદ્ધ સાહિત્યનો જ હોવો જોઇએ અને સાહિત્ય સાથે જ્ઞાન આપી શકાય તેટલું જ આપવું જોઇએ.

અને અહીંઆ આપણે શિક્ષણના બીજા એક મોટા પ્રશ્ન ઉપર આવીએ છીએ. વિષયબાહુલ્યનો બોજો વિદ્યાર્થી ઉપર બહુ છે એવી ફરિયાદ આપણે ઘણા વખતથી સાંભળીએ છીએ, અને તેનો ઉપાય એવો બતાવાય છે કે પ્રથમ ભૂમિકામાં માત્ર વાંચન અને ગણિત બેજ વિષયો હોવા જોઇએ. આ અમને તો ભ્રમ લાગે છે. વિષય જૂદો શીખવવાથી ભાર લાગે અને એજ વિષય વાંચનમાળામાં પાઠ તરીકે લઇએ એટલે સહેલો થઇ જાય એ અમારા સમજવામાં આવતું નથી. એથી ઉલટું અમે એમ માનીએ છીએ ઘણા વિષયોમાં તો વાણીદ્વારા શીખવા કરતાં નજરે જોઇને કે કરીને શીખવું ઘણું સહેલું છે. લગભગ દરેક નાની ઉમ્મરનો છોકરો લોટાને કે ઘડાને દોરીનો ગાળો કરી ગાંઠ વાળી શકે છે પણ એજ ગાંઠ વાળતાં શીખવવાને માટે પાઠ લખવો એ ઘણું મુશ્કેલ કામ છે. અને એવો પાઠ લખ્યો હોય તો પણ તે ઉપરથી કોઈ વિદ્યાર્થીને ગાંઠ વાળતાં આવડે એમ અમે નથી માનતા. સીધી લીટી દરેક વિદ્યાર્થી નાનપણમાં જાણે છે અને છતાં તે વ્યાખ્યાદ્વારા શીખવવું કેટલું અઘરૂં છે તે દરેક અનુભવી શિક્ષક જાણે છે. વિદ્યાર્થીને પ્રાથમિક ભૂમિકામાં આપવાનું ઘણું જ્ઞાન આવું જ હોય છે અને તે જ્ઞાન પાઠદ્વારા આપવા કરતાં વર્ગમાં દેખાડીને કે પ્રયોગ કરીને-કરાવીને આપવું જ યોગ્ય છે. આવી રીતે આપેલું જ્ઞાન ભાષામાં મૂકવાની ભૂમિકા આના કરતાં મોડી આવે છે અને આ બન્ને ભૂમિકાઓ દરેક વિષયમાં સમકાલીન રાખવી એ અમને વાજબી તેમજ શક્ય લાગતું નથી. પણ આટલા ઉપરથી એકજ ચોપડીમાં જૂદા જૂદા વિષયો આવી જાય તેની સામે અમારે વાંધો પણ નથી. આપણા ગરીબ દેશમાં પ્રાથમિક વિદ્યાર્થી કોઈ પણ રીતે ઝાઝી ચોપડીઓ વેચાતી લેવાના બોજામાંથી બચી શકતો હોય, તો ઘણુંજ સારૂં. અમારે કહેવાનું માત્ર એટલું જ છે કે આ બીજી ચોપડીના પાઠો બધા વિદ્યાર્થી પાસે વંચાવવાનો આગ્રહ ન રાખવો જોઇએ, અને વંચાવી ન શકાય અથવા વંચાવવાથી છોકરો તેનો મતલબ ન સમજી શકે તેવા પાઠ નહી આપવા અથવા પાઠ વંચાવે અઘરો છે એમ ન

આનતાં શિક્ષકે પાઠો પ્રમાણે પ્રયોગો તો કરી જ બતાવવા જોઇએ. ઘડીઆળ કેમ જોવી એ છોકરો બધું રીતસર કદાચ બોલી નહિ શકે, પણ તેને આ ભૂમિકાએ ઘડીઆળ જોતાં તો શીખવવી જ જોઇએ, અને તેમાં આ પાઠોનો ઉપયોગ શિક્ષકે પોતે કરવો જોઇએ. વિદ્યાર્થી પાસે એ પાઠ વંચાવી તેની મનકળ બોલાવવાનો આગ્રહ ન રાખવો જોઇએ; પાઠ વાંચવાનું કામ વિદ્યાર્થીના સહજ કુતૂહલ ઉપર છોડી દેવું જોઇએ.

આવા બધા પદાર્થપાઠો શિક્ષક વિદ્યાર્થીને સમજાવતો હોય એ રીતે ન આપવા જોઇએ. દાખલા તરીકે કુંભારકામ વિષેનો પાઠ શિક્ષક વિદ્યાર્થીને આપે છે એ રીતે રાખવાને બદલે કોઇ બીજી કામનો વિદ્યાર્થી પોતાના કુંભાર ભાઇબંધને ત્યાં જઇ ચડયો હોય અને એ બે વચ્ચે સ્વાભાવિક વાતચીત જે રીતે થાય એજ રીતે પાઠ ચાલે તો વિદ્યાર્થીને તે વધારે અનુકૂળ થાય. ઘણા પાઠો અંગ્રેજી પાઠોનું ભાષાન્તર છે તેને બદલે આપણી રમતો ઉપરથી એવા પાઠો ન ઉપજાવી શકાત ?

બાલકાવ્ય સંબંધી અમે અત્રે ઝાઝું કહેવા માગતા નથી. માત્ર એક નિયમપર ધ્યાન ખેંચીએ છીએ કે આપણાં કાવ્યોમાં હ્રસ્વ દીર્ઘની છૂટની પ્રથાનો ઉપયોગ બાળકાવ્યોમાં ન થાય તો સારું. હજુ તો જેણે બાળકના મનમાં દૃઢ કરવા માટે તેને શુદ્ધ ઉચ્ચારો શીખવવા હોઇએ ત્યાં જ તેને કાવ્યમાં ઉલટા ઉચ્ચારો કરાવવા એ યોગ્ય નથી. બીજી ચોપડીમાં ૪૭ મા પાઠમાં ' ખરતાં ' નો ઉચ્ચાર ' ખર્તા ' કરવો પડે છે તેતો ઠીક, પણ " મહિમા " નો ઉચ્ચાર લગભગ " મ્હૈમા " કરવો પડે છે તે તરફ ખાસ ધ્યાન ખેંચીએ છીએ.

બાળશિક્ષણનું કામ સમગ્ર શિક્ષણશાસ્ત્રમાં સૌથી વધારે અઘરું છે અને તે સાથે તેના ટીકાકાર થવું ઘણુંજ સહેલું છે એટલે હવે અમે આ ટીકા બંધ કરીશું. આ બે નાની ચોપડીઓમાં શ્રી પુરાણીએ પ્રયોગ શ્રમ લીધો છે તે અમે સમજી શકીએ છીએ. આપણે અહીં શિક્ષણમાં સ્વતંત્ર પ્રયોગો નહિ જેવા જ થયા છે અને એવા અનેક પ્રયોગોથી જ એ શાસ્ત્રની પ્રગતિ થઇ શકે છે. એ દિશામાં આવો મહત્ત્વનો પ્રયત્ન કરવા માટે અમે શ્રી છોટાલાલ પુરાણીને અભિનન્દન આપીએ છીએ.

ગુજરાતનું નૂર–રાષ્ટ્રીય ગ્રન્થમાળા કાર્યાલય, સુરત. કિ. રૂ. ૧. આ પુસ્તકમાં શ્રી ગોપાળદાસ અંબાઇદાસ દેશાઇનું અત્યાર સુધીનું જીવનચરિત્ર છે. તેમનું જીવન માત્ર સામાન્ય વર્ગને જ નહિ પણ રાજારજવાડાને પણ બોધપ્રદ છે. લેખકે સમયને અનુકૂળ સાહિત્ય બહાર પાડી સારી સેવા કરી છે.

**अभिधम्मत्थसंगहो** કર્તા: અનુરુદ્ધાચાર્ય, સંપાદક અધ્યાપક ધર્માનંદ કોસમ્બી, પ્રકાશક: ગૂજરાત વિદ્યાપીઠ, મળવાનું ઠેકાણું ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ. કિ. રૂ. ૨.

પુરાતત્ત્વ મંદિરે પાલી ગ્રન્થોને દેવનાગરી લિપિમાં છાપવાનો જે સ્તુત્ય પ્રયાસ આદર્યો છે તેનું આ બીજું ફળ છે. આ કામ કરવાને માટે ગૂજરાત વિદ્યાપીઠ પ્રો. અધ્યાપક ધર્માનંદ કોસમ્બીની સેવા પ્રાપ્ત કરી શક્યું છે તે માટે તેને અભિનન્દન ઘટે છે. અત્યારે હિન્દુસ્તાનમાં આ કામ કરવા માટે તેમના કરતાં વધારે લાયક વ્યક્તિ ભાગ્યે જ મળે. અભિધર્મનો–બૌદ્ધફીલસુફીનો–અભ્યાસ કરવા માટે આ ગ્રંથ અત્યંત ઉપયોગી છે. પ્રસ્તાવનામાં શ્રી કોસમ્બીએ 'અભિધર્મ' ની સંક્ષેપમાં ચર્ચા કરી આ ગ્રંથના કર્તાનો સમય નિર્ણય કરવાનો પ્રયાસ કર્યો છે. અમે અધ્યાપક કોસમ્બી પાસે પાલી સાહિત્યના બીજા અમૂલ્ય ગ્રંથોના સંપાદનની આશા રાખીએ છીએ.

બુદ્ધલીલાસારસંગ્રહ લે. અ. ધર્માનંદ કોસમ્બી. અનુવાદક નીલકણ્ઠ ઈશ્વરદાસ મશરૂવાળા,

પ્રકાશક: ગૂજરાત વિદ્યાપીઠ. મળવાનું ઠેકાણું ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ. કિં. રૂ. ૨–૮–૦.

અધ્યાપક કોસમ્બીના મરાઠી ગ્રંથના આ અનુવાદને આવકાર આપતાં અમને આનન્દ થાય છે. બૌદ્ધધર્મ હિન્દુસ્તાનમાંથી ગયો તેની સાથે તેના શાસ્ત્રોનું અધ્યયન પણ ગયું; તેમાં સ્થવિરવાદના પાલી ત્રિપિટક ગ્રંથોની તો તદ્દન વિસ્મૃતિ થઇ ગઇ. આથી બૌદ્ધધર્મનું આપણા પંડિતોને જે કાંઇ જ્ઞાન છે તે પ્રાચીન દર્શનશાસ્ત્રોમાં ખંડન કરવા માટે રજુ કરેલા પૂર્વ પક્ષમાંથી મળેલું છે. અંગ્રેજી જાણનાર આ ઉપરાંત આ વિષયના અંગ્રેજી ગ્રંથોમાંથી માહિતી મેળવે છે, પણ મૂળ પાલીભાષાનો અભ્યાસ કરી બૌદ્ધધર્મ જાણનાર હિન્દુસ્થાનમાં થોડા છે. આથી હિન્દુસ્થાનની ભાષાઓમાં ભગવાન્ બુદ્ધ અને તેમના ધર્મ વિષે જે કાંઈ લખાય છે તે સામાન્ય રીતે અંગ્રેજી ગ્રંથોનો અનુવાદ હોય છે. આપણે આભાર સ્વીકારવું જોઇએ કે બૌદ્ધધર્મ વિષે પુનર્જન્મ પામતી આ સદ્ભાવના યૂરોપમાં થએલા તેના પુનરુદ્ધારને આભારી છે. આવી સ્થિતિમાં હિન્દુસ્થાનની એક ભાષામાં–પાલીસાહિત્યમાં નિષ્ણાત અને બૌદ્ધધર્મનું આચાર અને વિચારથી રહસ્ય પામી ગએલા વિદ્વાનને હાથે ભગવાન્ બુદ્ધ અને તેમના ધર્મનું નિરૂપણ થાય એ આપણું અહોભાગ્ય છે. આવા એક ગ્રંથનો અનુવાદ કરાવી પુરાતત્ત્વ મંદિરે એક મોટી ખોટ પૂરી છે.

મૂળ પાલી સાહિત્યનું જેને થોડુંક પણ જ્ઞાન હશે તે જોઇ શકશે કે આ ગ્રંથમાં મૂળ સાહિત્ય બહુ ખૂબીથી ગોઠવાઇ ગયું છે. એ વાંચતાં મૂળના ભણકારા વાગ્યા વિના રહેતા નથી. શ્રી કોસમ્બીએ મૂળ હકીકત મુકી અભિપ્રાય બાંધવાનું કામ વાચકને માથે છોડી દીધું છે. આ પદ્ધતિ પ્રશંસનીય છે.

ગ્રંથને ત્રણ વિભાગમાં વ્હેંચી નાંખ્યો છે, પહેલામાં બુદ્ધના પૂર્વ ભવોની કથાઓ મુકી છે. બીજામાં બુદ્ધનું જીવનચરિત આપ્યું છે અને ત્રીજામાં બૌદ્ધધર્મની માહિતી આપી છે. આ રીતે આ ગ્રંથ બૌદ્ધધર્મના અભ્યાસ માટે સંપૂર્ણ રીતે પ્રવેશિકાની ગરજ સારે છે. આગળ અભ્યાસ ન કરનારને પણ પૂરતી અને પ્રામાણિક માહિતી આપે છે. ગ્રંથની શૈલી અને મૂળ વસ્તુ એટલી બધી સરળ અને રમણીય છે, કે આબાલવૃદ્ધ સૌ કોઇ એનો આનન્દ સાથે ઉપયોગ કરી શકશે. સરળતા હોવા છતાં એમાં ભવ્યતાની ખામી નથી. વિદ્વાનોની બુદ્ધિને પણ આ ગ્રંથ તૃપ્ત કરી શકશે.

અનુવાદ એકંદરે સરળ છે, છતાં કેટલેક ઠેકાણે ભાષા અશુદ્ધ થઇ ગઇ છે

અમે આશા રાખીએ છીએ કે બીજી આવૃત્તિમાં ભાષાને વધારે સુંદર અને શુદ્ધ બનાવવાનો પ્રયાસ કરવામાં આવશે.

એશિયાનો ઉષ:કાળ—ભાષાન્તરકર્તા: જગજીવન હરિકૃષ્ણ વ્યાસ. બી. એ. વાંકીઆ, અમરેલી થઇને. કિં. ૧–૪–૦. મહાશય પૉલરિશારના કેટલાએક સુપ્રસિદ્ધ લેખોનું આ ભાષાન્તર છે. ૩૬ મી રાષ્ટ્રીય મહાસભામાં તેમણે આપેલું ભાષણ પણ આમાં આપેલું છે. પૉલરિશારના નવીન, વિશાલ અને સમસ્ત પ્રજાઓને એક કરવાના વિચાર જાણવાનું આ સારું સાધન છે.

સત્યભામા—પ્રકાશક જીવનલાલ અમરશી મહેતા. જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું આ ચોથું પુસ્તક છે. રા. શ્રીપાદ કૃષ્ણ કોલ્હટકર બી. એ. એલ એલ. બી.ના 'વધૂ-પરીક્ષા' નામના નાટકનો આ અનુવાદ છે. મૂળ લેખક મરાઠી વાઙ્મયમાં પણ સારી પ્રતિષ્ઠા ધરાવે છે. ગૂજરાતની પેઠે મરાઠી ભાષામાં નાટક તરફ સાક્ષરોનું દુર્લક્ષ નથી. એ ભાષામાં સાહિત્ય કેવું છે એ આનાથી જાણી શકાય છે. નાટકમાં કેટલીએક જગાએ અસંભવદોષ આવે છે પણ નાટક એકંદર સારું છે. તેનું હાસ્ય અને વસ્તુ-સંવિધાન ધ્યાનપૂર્વક લેવા જેવું છે.

બાલવાર્તા. ભાગ બીજો. સંગ્રહકર્તા ગિજુભાઇ. પ્રકાશક શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. આમાં બાલકોના દેરત શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ-કાલેલકરે- પ્રસ્તાવના તથા બાલકોને પણ બે બોલ કહ્યા છે. લેખક બાલશિક્ષણના ખાસ અભ્યાસી છે એ હવે કહેવાની જરૂર નથી. તેમણે બાલવાર્તા કેમ કહેવાય એ ઉપર એક નિબંધ પણ લખેલો છે. પુસ્તક આ જાતના સાહિત્યમાં અતિ મહત્ત્વનું સ્થાન ધરાવે છે, અને દરેક નિશાળમાં અને ઘરાં જ્યાં જ્યાં બાલકને સ્થાન છે ત્યાં ત્યાં એ હોવું જ જોઈએ.

આપણા દેશનો ઇતિહાસ, ભાગ ૨ જો.-લે. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ. શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન. ભાવનગર. કિં. રૂ. ૦-૪-૦ ઇતિહાસ ઉપરનાં ઘણાં ઉપયોગી પાઠ્યપુસ્તકો આ લેખક તરફથી બહાર પડ્યાં છે અને આ પણ બીજાં જેટલું જ સુંદર છે. પ્રકાશનમાં તેમને નડતી મુશ્કેલીઓ ન આવે એવી રીતે આ પુસ્તકની બીજી આવૃત્તિ અમે વધારે સુંદર જોવા આતુર છીએ.

ઈંગ્લાંડનો ઇતિહાસ-કર્તા છગનલાલ ચુનીલાલ મહેતા. બી. એ. એસ સી. સી. ટી. (ઓનર્સ) ધી ગુજરાત ઓરિએન્ટલ બુક ડીપો. કિંમત રૂ. ૨-૮-૦. આ પુસ્તકમાં ઇંગ્લાંડનો ઇતિહાસ આપણા દૃષ્ટિબિન્દુથી લખવા પ્રયત્ન કર્યો છે તે યોગ્ય છે.

શા.

શ્રી નર્મદાશંકર હરજીવન મોરી ઔદિચ્ય બ્રહ્મસમાજ વિદ્યાર્થીભુવનનો સંવત ૧૯૭૭ સાલનો વાર્ષિક હિસાબ અને વૃત્તાંત.

ભાગ્યનો પારસ-પ્રકાશકઃ નગીનદાસ મંછારામ સુરત. કિં. રૂ. ૨.

ચિત્તશુદ્ધિના અભિલાષીને માટે આ પુસ્તક વાંચવા જેવું છે. એના મૂળ લેખક કોઈ મુસલમાન સંત હોય એમ અનુમાન થાય છે. સંતોની સંસ્કૃતિ સર્વ એક જ છે. ત્યાં આર્ય, ઇસ્લામી, યુરોપીય, એવો મતભેદ સમજાતો જ નથી જે સંસ્કૃતિની ભિન્નતાનો ઉહાપોહ કરવામાં આવે છે તે વાસ્તવિક પ્રકૃતિની અપૂર્ણાવસ્થાની ભિન્નતા છે. મુસલમાની સંતોનાં અનેક દૃષ્ટાન્તો આ પુસ્તકમાં અપાયાં છે, તે સંતગુણોની એકતાને ઠીક બતાવી દે છે. પ્રકાશનખર્ચની દૃષ્ટિએ પુસ્તકની કિંમત વધારે લાગે પણ એમાં રહેલ વસ્તુ-તો રત્નોનાં મૂલ્યની છે. આજ પુસ્તક 'પારસમણિ' ને નામે ગુજરાતીમાં પૂર્વે પ્રસિદ્ધ થયું છે, એમ પ્રસ્તાવના પરથી સમજાય છે.

કિ.

જૈનકથાસંગ્રહ-જૈન સાહિત્યમાં કથાઓ અને રાસાઓ તો કોઈ પાર વિનાના છે, જૈન આચાર્યોએ વિવિધ વ્રત, જપ અને ધર્મકરણીનો મહિમા બતાવવા જે રસભરી કથાઓ રચી છે તે જો બધી પ્રકટ કરવામાં આવે તો ગુજરાતી સાહિત્ય ઘણું સમૃદ્ધ બને એ નિર્વિવાદ છે. અમદાવાદના જૈન ગ્રંથવિક્રેતા ભાઈ બાલાભાઈ છગનલાલ શાહે "પૂર્વાચાર્યોના રચેલા ગ્રંથો ઉપરથી યથામતિ સંશોધન કરી" જૈનકથા સંગ્રહ પહેલા ભાગની બહાર પાડેલી ત્રીજી આવૃત્તિ અમને સમાલોચના અર્થે મળી છે. આ કથાઓ જૈનસમાજમાં સારી પેઠે પ્રચલિત છે, અને તેમાંય હરિબળ, મચ્છી તથા અભયકુમારી જેવી કથાઓના સંસ્કાર તો જૈનબાળકો માતાના ધાવણની સાથે જ મેળવી લે છે. આ સંગ્રહમાં એકંદર બાર કથાઓ છે અને તે દરેક કથા એક વિશિષ્ટ ઉદ્દેશને આશ્રયી લખાએલ છે. કથાઓની ભાષા જુની છે, તે જરા મરમ્યુ બનાવવામાં આવે તો ધાર્મિક વાંચનમાળા તરીકે જૈનવિદ્યાર્થીઓના હાથમાં મૂકી શકાય એમ અમને લાગે છે. ગ્રંથની કીંમત દોઢ રૂપીઓ છે.

જૈન સજ્ઝાયમાળા-ભાગ ૨-૩-૪. સજ્ઝાય એ સ્વાધ્યાયનો અપભ્રંશ છે. સાંજના પ્રતિક્રમણ વખતે જૈનમુનિઓ અને શ્રાવકશ્રાવિકાઓ જે સજ્ઝાયો ગાય છે અથવા ગાતી જોઈએ તેનો મ્હોટો સંગ્રહ આ ચાર ભાગમાં આપ્યો છે. સજ્ઝાયો આત્મજાગૃતિ અને આત્મશોધનનું એક અણમૂલ સાધન છે. પ્રતિક્રમણની ક્રિયા કરનાર દરેક દરેક સ્ત્રી, પુરૂષ અથવા બાળક એ આખી ક્રિયાનું રહસ્ય ન સમજે તો પણ સજ્ઝાયમાંથી તો જરૂર કંઇક મેળવી શકે, અને ધારે તો જીવનમાં પણ ઉતારી

શે. કારણ કે સજ્ઝાય સિવાયની બીજી લગભગ તમામ ક્રિયા જૈનોની શાસ્ત્રીય ભાષામાં હોય છે, ત્યારે માત્ર સજ્ઝાયો જ ચોખ્ખી ગુજરાતી ભાષામાં હોય છે. ભાઇ બાલાભાઇ છગનલાલે આ મ્હોટો સંગ્રહ બ્હાર પાડી જૈનસમાજની અને જૈનસાહિત્યની સારી સેવા બજાવી છે. કોઈ કોઇ ભાગની આઠ અને કોઇ કોઈ ભાગની ત્રણ-ચાર આવૃત્તિઓ બ્હાર પડી છે તે જ તે ગ્રંથની ઉપયોગિતા પુરવાર કરે છે. દરેક ભાગની કિંમત રૂ. ૨-૦-૦ છે, કારણ કે અમુક ન્હાના સમાજમાં જ જે પુસ્તકો આદર પામે એવાં હોય તેની કિંમત બહુ ઓછી રાખવી ન પરવડે. હવે પછીની આવૃત્તિઓમાં સજ્ઝાયોનો કોઇ એક ક્રમ સચવાય તો વાંચનાર અને વિચારનારને માટે બહુ સરળતા થાય. કાં તો સજ્ઝાયોના રચનાકાળને અંગે અથવા તો વિષયને અંગે તેનો અનુક્રમ પણ સચવાવો જોઇએ. છેલ્લા-ચોથા ભાગમાં કેટલાક આધુનિક જૈન-લેખકો અને જૈનેતર કવિઓની કૃતિ જોવાય છે. એ સર્વને સજ્ઝાયમાળામાં સ્થાન મળે એ વિષે અમને શંક છે. કંઠપરંપરાએ વહી આવતી સજ્ઝાયો હજી પુષ્કળ પ્રમાણમાં મળી આવે એમ અમારૂં માનવું છે. હજી પણ એ દિશામાં પ્રયત્ન ચાલુ રહે તો વધુ સારૂં

તીર્થંકર ચરિત્ર—લેખકઃ-શેઠાશાહ દેવસુખભાઇ કિંમત રૂ. ૨ા. શ્રી હેમચંદ્રાચાર્યે ત્રિષષ્ટીશલાકાપુરૂષ ચરિત્ર નામનો જે એક દળદાર સંસ્કૃત ગ્રંથ લખ્યો છે અને જે મૂળ તેમજ ભાષાંતરરૂપે ભાવનગરની જૈનધર્મ પ્રકાશક સભાએ બ્હાર પાડ્યો છે તેમાં ૨૪ તીર્થંકરોની સાથે બીજા ઘણા પવિત્ર અને પ્રાતઃસ્મરણીય પુરૂષોનાં ચરિત્રો આવી જાય છે. પ્રસ્તુત "તીર્થંકરચરિત્ર" માં ઉક્ત દળદાર ગ્રંથમાંથી તીર્થંકર ભગવાનના ચરિત્રો અલગ તારવી કાઢવામાં આવ્યા છે. કોઇ કોઇ સ્થળે ચિત્રો આપી ગ્રંથને આકર્ષક બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. શ્રદ્ધાળુ શ્રાવક-શ્રાવિકાઓ માટે પુસ્તક ઉપયોગી છે. શ્રી સિદ્ધગિરિ ઉપર શ્રી આદીશ્વર ભગવાનના ટુંકમાં દિવાલ ઉપર જે રંગબેરંગી ધાર્મિક ચિત્રો આલેખવામાં આવ્યા છે તેની પ્રતિકૃતિ જ ચિત્રરૂપે આ ગ્રંથમાં પ્રકટ કરવામાં આવી છે. એથી ચિત્રોની ગરજ સરે કે કેમ એ એક જૂદો સવાલ છે, પણ ચિત્રો જોવાથી શ્રી આદીશ્વર તો જરૂર યાદ આવે.

ભી દ.

# જ્ઞાનગોચરી*

## એશિયા

અમેરિકાના ન્યુયોર્ક શહેરમાં, અમેરિકાની એશિયા સમિતિના સહકારથી મિ. એલ્સી એફ. વેલ્સના તંત્રીપણા નીચે 'એશિયા' નામનું એક માસિક નીકળે છે, એનો ગયા માર્ચ મહિનામાં ખાસ 'હિન્દ અંક' પ્રકટ થયો છે. પૂંઠા ઉપર મોગલ સમયનું એક સુંદર ચિત્ર છે. એને કારીગરીવાળી કોરો છે ને વચમાં રજપૂત સ્ત્રી છે. બીજું ચિત્ર ઘૂમટા તાણીને મંદિરમાંથી દર્શન કરીને ઉતરતી બે સ્ત્રીઓનું છે. પછીના ચિત્રોમાં મુખ્ય શ્રીયુત્ જગદીશચંદ્ર બોઝની પ્રયોગશાળા, પ્રયોગશાળાનો કમળકુંડ, શ્રીયુત્ બોઝ અને પછીથી હિંદના ઐતિહાસિક સ્થાપત્યના કેટલાંક સુન્દર ચિત્રો કંઈક સૈકાવાર અનુક્રમે અને સમજુત સાથે આપ્યાં છે. પ્રથમ સાંચીનો દરવાજો (ઇ.સ. પૂર્વે ૩૦૦ નો) પછી (ઇ. સ. ૩૦૦-૪૦૦ થી ૧૧૩૨ સુધી) શુદ્ધ હિન્દુ કલાનાં ઓરિસ્સામાં આવેલા ભુવનેશ્વરનાં શિવમંદિરો, પછી ઇ. સ. ૫૦૦ નું અજંતા ગુફાનું ચિત્ર અને ઇ. સ. ૮૦૦-૯૦૦ ના જેપુર અંબરના દેવળનાં હિન્દુ મધ્યકાળનો સુન્દર કારીગરીવાળો, ચિત્રવિચિત્ર દ્રશ્યોથી શોભિતો દરવાજો આપ્યો છે. પછી ૧૬ મા સદીનું અમૃતસરનું શિખ સુવર્ણમંદિર, ૧૭ મી સદીનો દિલ્હીનો કિલ્લો, ફત્તેહપુરસીક્રીનો દરવાજો, અને છેલ્લે સુપ્રસિદ્ધ તાજમહાલ આપીને હિન્દની શિલ્પકલાના સુન્દર નમૂના રજુ કરી કેવળ ચિત્રોદ્વારા હિન્દના વિકાસનું એક જાતનું સંપૂર્ણ દર્શન કરાવવાનો પ્રયત્ન કર્યો છે. મિ. પર્સી બ્રાઉને હિન્દનાં ન્હાનાં ન્હાનાં ચિત્રો એ વિષયપર ચિત્રોના નમૂના સાથે એક લેખ લખ્યો છે. એમાં રજપૂતકલાનાં ત્રણ અને ઈરાનીકલાના મોગલ સમયનાં ત્રણ મળી કુલ ૬ ચિત્રો છે. આ વાંચનમાં હિન્દની ચિત્રકલાનો એક જાણે સંક્ષિપ્ત ઈતિહાસ જ રજુ કરવામાં આવ્યો છે.

આનન્દકુમારસ્વામિ અને એમનાં પત્ની શ્રીમતી સ્ટીલા બ્લોક "મધ્યકાલીન અને અર્વાચીન હિન્દ" નામનો ચિત્રોવાળો લેખ લખી ઈ. સ. ૧૨૦૦ પછીના હિન્દના ધાર્મિક જીવનનો ઈતિહાસ આપ્યો છે. મિ. ગર્ટ્રુડ ઇમરસન આ પત્રના ઉપતંત્રી છે. તેમણે "આ તે હિન્દ" નામનો પ્રવાસવર્ણન જેવો હિન્દ વિષેનો ચિત્રસહિત લેખ આપ્યો છે. ના. મોન્ટેગ્યુએ "હિન્દ માટે સ્વરાજ્ય" નો બહુ ઉપયોગી લેખ લખ્યો છે, અને છેલ્લામાં છેલ્લી માહિતીવાળો "ગાંધીના અનુયાયીઓમાં મતભેદ" એ નામનો તંત્રીને હાથે લખાયેલો લેખ છે. આ ઉપરાંત બે વાર્તાઓ અને નકશા વગેરેથી ખાસ અંકો કેવા કહાડવા જોઈએ એના ઉત્તમ નમૂનારૂપ, આ અંક અમેરિકા ને યૂરોપના અંગ્રેજી વાંચકોને માટે હિન્દ વિષે ઉત્તમ માહિતી પૂરી પાડે છે.

ટુંકામાં એમાં હિન્દની પ્રાચીન કાળથી માંડીને અત્યાર સુધીની રાજકીય, સામાજિક, ધાર્મિક અને વિજ્ઞાન, સાહિત્ય તથા કલાવિષયક ઘણી માહિતી રાગદ્વેષ વગર કંઇક ઉંડાણથી આપવામાં આવી છે. જ્યારે પ્રજા આત્મસન્માન પામે છે અને સ્વદેશાભિમાની બની પોતાનું ભાવિ પોતાનાજ હાથથી ઘડવા તૈયાર થાય છે ત્યારે એની પાસેથી બોધ લેવા અને એનાં કાર્યો નિહાળવા

* આ વિભાગમાં સાહિત્યના વિવિધ ચાલુ સત્રોમાં ગોચરી કરી તે પ્રસિદ્ધ કરવામાં આવશે. બૌદ્ધ અને જૈનધર્મ સાહિત્યમાં ગોચરી, ભિક્ષા, નિર્દોષ અને કોઇને અનિષ્ટ ન કરતાં માત્ર ધર્મલાભ કરે એની હોવી જોઈએ એવો સિદ્ધાન્ત છે અને આશા છે કે અમારી ગોચરીથી પણ માત્ર ધર્મલાભ જ થશે.

પરદેશીઓ પોતે એની તરફ આકર્ષાય છે. અત્યાર સુધી પોતાની મેળે જ લાખો રૂપીઆ ખર્ચી હિન્દની જે વકીલાત બ્હારના દેશોમાં ન્હોતી બનતી તેવી આજકાલ વિના ખર્ચે બની રહી છે.

“આ તે હિન્દ”એ લેખમાં મિ. ઇમરસન લખે છે કેઃ—

“દાર્જીલીંગમાં ઉગતાં ન્હાનાં પ્રકારનાં રંગરંગીત-પુષ્પો હિન્દુઓની કલ્પનામાં પાર્વતી કે દેવી દુર્ગા ભલે લાગે અને બરફથી ઢંકાયલા મહાન હિમાલયના શિખરોને હિન્દુઓ મહાદેવજી ભલે માને; મ્હારે મન એમ માન્યા સિવાય પણ એ પુષ્પો પુષ્પો તરીકે મનોહર છે અને હિમાલય પર્વત તરીકે અદ્ભૂત છે.

હિંદુસ્તાનનું સૃષ્ટિસૌંદર્ય મને દિલાસો આપે છે; એનાં સુકાં વિશાળ મેદાનો, મહાન નદીઓ, મલબાર-કાંઠાના તાડનાં વન, સ્વર્ગીય કાશ્મીરની ખીણને ઢાંકી દેતા ગગનચુંબી હિમાલયના શિખરો, એ બધું મ્હારા દિલને આરામ આપે છે. હું હિન્દની જાહોજલાલી વિષે મોહક વાતો સાંભળીને આવ્યો હતો. એક કાળે હિન્દના વેપારીઓ ઝીણું સૂતર, મલમલ, કાશ્મીરની બેનમૂન શાલો, કસબી અને રેશમી ભરતની સાડીઓ, કોતરેલાં હાથીદાંતનાં રમકડાં, સુખડનો સામાન, મોતી, સોના રૂપાના અલંકાર અને બરફ નહોતો વપરાતો તે વખતે અથાણાં અને મુરબ્બાને બગડવા ન દે એવા મસાલા, એ બધું અમારા દેશોમાં લાવતા હતા—અને અમે બદલામાં શું મોકલતા? કોલસો, સલેપાટ, શીસું અને સોંઘા ટીનનાં વાસણો; આમ હોવાથી હિન્દ વિષે-હાથીદાંત ને વાંદરા ને મયૂરોના દેશ વિષે-અમે અદ્ભુત રસ અનુભવીએ તેમાં શી નવાઇ?

દિલ્હી અને આગ્રા અને લાહોરમાં હિન્દના ઇતિહાસના તેજસ્વી દિવસોના ઘણા સાક્ષીપુરાવા મને મળ્યા. અકબરના લાલ પત્થરના કિલ્લા ને દરવાજા, જહાંગીર શાહજહાં ને ઔરંગઝેબના આરસપહાણના મહેલો અને મોતી મસ્જીદો, ભવ્ય રોજા અને કબરો, અહીં પુષ્કળ શોભાદાર વેરાયલાં પડ્યાં છે. ચમત્કારિક આરસની જાળીઓ સાથે કુરાનેશરીફનાં વચનો અને ફારસી કાવ્યો મરોડદાર લિપિમાં કોતરી કઢાયાં છે. દિવાલો અને મિનારાઓનાં અલંકાર રંગરંગીત પત્થરો જડીને વેલો પુષ્પો અને વૃક્ષોથી સુશોભિત બનાવવામાં આવ્યાં છે. પરન્તુ અરે! આ બધું હાલ તો સૂનું છે. ખાલી જગામાં નિર્જન સ્થળે પડતા ભયંકર પડઘા જ હવે તો ત્યાં સાંભળવાના રહ્યા છે અને જે હિન્દીઓ ત્યાં જોવામાં આવે છે એ પણ મ્હારી માફક અજાણ્યા અને લક્ષ વગરના દેખાવના બની ગયેલા હું જોઉં છું.

એક વાર હું તાજમહેલના એક રોટા પર બેઠેલો હતો. નવેંબર મહિનાની પુનેમ હતી, જમુના નદી તાજ પાસેથી ચળક ચળક કરતી ચાલી જતી હતી. તાજ આ સ્થળે એવી અલૌકિક શોભા ધારી રહ્યો હતો કે એ સ્મરણ કદિ ભૂલાય તેમ નથી પહેલું દર્શન આ તાજનું મ્હેં શાહજહાં જે સ્થળે કેદી તરીકે પડેલો હતો ત્યાં આગળથી, આગ્રાના કિલ્લામાંથી કર્યું. પોતાની પ્રિયતમાનો આ સુંદર રોજો એ સ્થળેથી શાહજહાં કેવા ગર્ભભેદક ભાવોથી જોયાં કરતો હશે! તે વખતે આ તાજનો ઘુમ્મટ વાદળમાં હસતી પૂનમના મોટેમોટની પાછળ સારુ, ધોળો ધોળો ચળકતો હતો, પછી સફેદ આકાશમાં એ બરફની માફક ભૂરાશ પડતો ધોળો જણાયો. વળી એક-વાર એ આંખોને ક્ષણિક પરપોટા જેવો પણ લાગ્યો. સૂર્યાસ્તના 'ગોરજ' સમયે એણે ઉચ્ચ આકારનું તેજ ઝીલી ચકચકિત કમળનું સ્વરૂપ ધારણ કર્યું. શહેરમાં બધે અંધારું પ્રસર્યાં પછી પણ લાંબા વખત સુધી એ ઝબક્યાં કરતો. આ રાત્રે મને એ અનંત કોમળતા અને કમનીયતાની મૂર્તિરૂપ લાગ્યો..........તાજની આગળ સરનાં શોભા વાળીની નીકોને કિનારે રક્ષક જેવા ગંભીર રૂપ ધારણ કરી ઉભાં હતાં, વિશ્વ જાણે અનંત શાંતિને ખોળે સૂતું હતું. એ પ્રસંગે હું પ્રેમની સુંદરતા અને મૃત્યુની વેદના એ બંને એકબીજા સાથે તોળી જોતો બેસી રહ્યો.

* * * *

હિન્દના એકચ્છત્ર સત્તા ધરાવતા રાજ્યકર્તાઓ અને એમના જૂના કાળના એ બક્ષ અને જાહોજલાલી વિષે શું કહું? એતો હવે ગયા છે અને છે ત્યાંથીયે જતાં જાય છે. આજના હિન્દુસ્તાનમાં ધનવૈભવ હવે નથી રહ્યાં. ગામડાંમાં જરા પગ મૂકો અને તમે જોશો કે જૂના કાળની જાહોજલાલીનું હવે નામનિશાન નથી રહ્યું.

કલકત્તેથી મુંબઈ સુધી અને કાશ્મીરથી પ્રાવનકોર સુધીને આખે રસ્તે ઇંટમાટીના ઝુંપડામાં ગામડાંથી. ધોવાઇ ગયેલા કાદવકીચડવાળા રસ્તાઓની આસપાસ હજારો ગામડાં આવી રહેલાં છે. ત્યાં આપણા દેશમાં ગાભ-જેવા રંગરંગીત શોભીતાં વસ્ત્રો પણ મેં ન જોયાં ધૂળમાં

હાડકાં નીકળેલાં ઢોર ને કૂતરાં બેઠાં હતાં, થોડીક પનીઆરીઓ માટીના વાસણો લઈ કૂવે પાણી ભરવા એકઠી થઈ હતી. મિલ્કતમાં ઝુંપડાની બહાર ભાગ્યા-તૂટયા જૂના જમાનાના ખાટલા પડયા હતા. કોઈ ભીંતોએ લઢતા હાથીઓ કે દેવો કે મહાભારત કે રામાયણની કથાઓના પ્રસંગો ચિત્રેલા હતા ખરા, અને દુઃખમય સંસારની મલીન મૂળ કરતાં કંઈક ઉચે જો કોઇ જીવન હોય તો આ ચિત્રોનુંજ જીવન હતું. બાકી તો હમને એમજ લાગે કે જાણે આ રસ્તે થઇને કોઇ ભયંકર આફત હમણાંજ પસાર થઈ ગઇ હોવી જોઇએ. તપાસ કરતાં માલુમ પડે કે દુષ્કાળ કે મરકી જેવું હમણાંનું કંઇજ બન્યું નથી. આફતમાં આફત એક લ્હેણદાર લ્હેણું લેવા રોજ ફરે છે, ને લોકોને પેટ ભરવા માટે ભારે વ્યાજે નાણાં ઉછીનાં લેવાં પડે છે. હિન્દના લાખો લોકો આવી દરીદ્રતામાં ડૂબેલા છે. વર્ષો-વર્ષ વર્ષાદની રાહ જોવાય છે. વર્ષાઋતુ આવે છે અને જાય છે, પણ દરીદ્રતા ખસતી નથી. લાખો લોકો બીચારા ગરીબને ગરીબજ રહેવાના. એમનો ઉદ્ધાર જ સંભવનો નથી. ચીન, જાપાન, કમ્બોડીઆ, બર્મા, સિયામ વગેરે સ્થળોએ હું રહ્યો છું. ત્યાંના લોકોએ હિન્દ પાસેથી જે આધ્યાત્મિક પ્રેરણાઓ લીધી છે તેનું મૂળ હિંદુસ્તાનમાં જોવાની મ્હેં આશા રાખેલી. બુદ્ધની શાન્ત, સૌમ્ય મૂર્તિ મ્હેં એ સ્થળોએ જોયેલી. પરન્તુ હિંદુસ્તાનમા આવીને મ્હેં જોયું કે સેંકડો વર્ષોથી એ ધર્મના અસર હિન્દમાંથી ભૂંસાઇ ગઇ છે.

બુદ્ધધર્મના પીળાં વસ્ત્રોવાળાં સાધુઓ કે બુદ્ધ-મંદિરો હિન્દનાં હવે નથી. છે તે ખંડેરો છે. સારનાથ મ્હેં જોયું પણ ક્રૂર કાળે કરેલા નાશનું દુઃખ મ્હેં સાર-નાથમાં અનુભવ્યુ એવું ક્યાંયે અનુભવ્યું નથી. તેમ છતાં અજંતાનું મ્હારૂં સ્મરણ જરા સુખદ છે. જુના કાળના બુદ્ધ સાધુઓના એ વિહાર કરતાં બીજી કોઈ અજાયબીભરેલી જગ્યાની કલ્પના કરવી મ્હારે મન અશક્ય છે. અરણ્યમા વસતા તત્વવેત્તા ઋષિમુનિઓ ઉપર હિન્દ હજારો વર્ષથી મુગ્ધ છે. બુદ્ધધર્મના એવા જ ઋષિમુનિઓ, ઈસ્વી. પૂર્વ ૨૦૦ થી ઈસ્વી. ૭૦૦ સુધીનાં ૯૦૦ વર્ષ અજંતાની એકાન્ત ગુફાઓમાં રહી ગયા છે. એ કેવા હશે? ગુફાની અંદરના મ્હોટા મ્હોટા ખંડો, વિશાળ મઠ, મંદિરો વગેરે કોરવામાં જે અદ્ભૂત કામ સદીઓ સુધી ચાલ્યાં કર્યું તેની કલ્પનામાત્રથી સજ્જડ થઇ જવાય છે! અહીં કશું વેઠે મજૂરી નથી થઇ! પરન્તુ ધર્મભાવ અને દષ્ટિ છીપે નહિ એવી ભક્તિરૂપી તરસના પ્રતાપે આ કામ થએલાં છે! ગુફાઓની છતને ટેકાવી રાખતા અગણિત સ્તંભોનું કોતરકામ ઘણુંજ બારીક છે, અને ગુફાઓની ભીંતો એક છેડેથી બીજા છેડા સુધી ઉપસાવી કહાડેલાં કોતરકામોથી અથવા રંગરંગીત ચિત્રોથી શોભે છે. ૨૫૦૦ વર્ષો થયાં પણ પૃથ્વી પરથી ભગવાન ગૌતમબુદ્ધની સુગંધ હજુયે ગઈ નથી".

* * * *

અનેકશ્વરવાદ, ન્યાતો, વિધવાંની અવગણના, બાળ-લગ્ન, સાધુબાવા, મૂર્તિપૂજા, વર્ણાવર્ણના ભેદ, સ્ત્રીની હલકી પદવી વગેરે વિષયોનું વર્ણન કર્યા બાદ લેખક કહે છે કે "હિન્દનો વર્તમાન શું? એ સમજવો અશક્ય છે. હિંદમાં કશું અવ્યવસ્થિત નથી. કોઈ સંસ્થા કે કોઈ રૂઢિ ઉપરઉપરથી વિચિત્ર લાગે પણ એનાં મૂળનો ખુલાસો શોધતાં તે મળવાનો જ. કોઇ ધાર્મિક સિદ્ધાંત કે કોઇ પરંપરાગત સત્યનો એને આધાર હશે જ. ન્યાતોએ લાખોને દુઃખી કર્યાં છે, પણ એ ન્યાતોએ જ હિંદુસમાજનાં વેરાઇ જતાં મૂળ-તત્વોને સાચવી રાખ્યાં છે. પાશ્ચિમાત્ય વિચારોને પ્રતાપે ન્યાતોનાં બંધન શિથિલ થતાં જાય છે, પરંતુ હજી હિન્દી પ્રજારૂપી શરીરને બીજો કોઇ ધરખમ આધાર ન મળે ત્યાં સુધી હાડપિંજર તરીકે ન્યાતો રહેશેજ એમ લાગે છે."

"હિન્દમાં એકતા છે. ધર્મનું એને દર્શન થયું છે. વેદનાં સૂત્રો હજી એ જ ભાવથી મનાય છે. સંસારની ક્ષણભંગુરતા અને ધર્મની શાશ્વતતા એ સ્વીકારે છે. આત્માનો પરમાત્મા સાથે યોગ કરવો એ હિન્દના દરેક સંપ્રદાય અને ભિન્નભિન્ન મતમતાંતરોવાળાઓનું એક-સરખું લક્ષ્ય છે. નીતિના સિદ્ધાંતો પણ આખા હિન્દમાં એકસરખા છે. સનાતન, સત્યની શોધ માટે પ્રાચીન કાળથી હિંદ જાણે મુસાફરીએ નીકળ્યું છે. એણે શંકાઓ ઉઠાવી તેના ખુલાસા મેળવ્યા છે. ફરી શંકાઓ કરી છે અને ફરી ખુલાસા મેળવ્યા છે, ધીમે ધીમે હિન્દની જે સંસ્કૃતિ બંધાઇ છે તે આ સનાતન સત્ય મેળવવાની મુસાફરી કરતાં કરતાંજ બંધાયલી છે.

હિન્દુસ્તાનમાં તત્વજ્ઞાનીઓ બહુ થયા છે. પણ હિન્દના પ્રજાજીવનની કદર કંઈ તત્વજ્ઞાનીઓ ઉપરથી થતી નથી. કરોડો લોકોના એકત્રિત અનુભવમાંથી હિન્દી પ્રજાજીવન ઘડાયું છે, અને એ કરોડો લોકોમાં હું તો એકલો હતો, અને તે પણ પરદેશી".

પછી લેખક બનારસના ગંગાકિનારાનું વર્ણન કરે છે. વ્હેમ, અંધશ્રદ્ધા વગેરે પણ એની નજર બહાર નથી રહેતાં—છતાં એ કહે છે કે મીસરવાસીઓની નાઈલ જેવી હિન્દુઓની ગંગા છે. ફેર એટલોજ કે હવે નાઈલની પવિત્રતા ચાલી ગઈ છે, ગંગાની રહી છે. કયી દૃષ્ટિથી હિન્દને જોશો ? જેવો તમારો સ્વભાવ. વ્હેમ, અનારોગ્ય ટેવો, બદી, ગલીચી એ પણ છે અને ઉગતો સૂર્ય ઓવારા અને ગંગાઘાટને સોનાથી રસે છે એ દેખાવ પણ છે; દહેરાં, કબૂતરો, લોકોની ભીડ, વિધવિધ રંગો, હલનચલન, જીવન એ પણ છે. પૃથ્વીમાં કોઈ સ્થળે, કાશીના ગંગાકિનારા ઉપર, ઉગતા સૂર્યની કે મહાન નદીની દેવો ગાનને જેવી હાથ જોડીને ભક્તિભાવથી સ્તુતિપ્રાર્થના કરવામાં આવે છે એવી બીજે કયાંય કરવામાં નથી આવતી.

પૃથ્વી પર જોયેલા બધા દેશોમાં હિન્દ મને બહુ ઉદાસી લાગ્યો. પરંતુ પશ્ચિમના ધનવૈભવ કે સુખસગવડ પાછળ મરી ફીટતાં અમારા લોકોને હિન્દ કરતાં વધારે સુખ કે વધારે શાંતિ મળ્યાં છે કે કેમ, તેની મારા દિલમાં શંકા છે. સુખસગવડનાં સાધનો વધાર્યા કરવાથી આત્માની સૌન્દર્યપ્રાપ્તિની ભૂખ ભાગતી નથી, અથવા જીંદગીમાં જેવા સંજોગો મળે તેમાં નભાવવાની આવડત પણ આવતી નથી. નવું નવું ઉત્પન્ન કરવાની અમારી ધૂનમાં અમે આટલા કબજે કરવાની તક ગુમાવી બેઠા છીએ. સુધારાનાં અમારાં કેટલાંક માપ છે. એ માપને આધારે હિન્દને જોઇએ તો અમને એ સુધરેલું નહિ પણ લાગવાનું, પરંતુ હિન્દે જીવન સંબંધી જે સિદ્ધાંત બાંધ્યા છે, તે આધ્યાત્મિક દૃષ્ટિએ અતિ મહત્વના છે. હિન્દનાં લાખો સ્ત્રીપુરૂષ જેમની પૂજા કરે છે તે તો સાધુ કે સંન્યાસીની, જીવનને માયા સમજી જેમણે સંસારનો ત્યાગ કર્યો છે તેવા લાખો સાધુઓની. હિન્દ સિવાય બીજો કયો દેશ ગાંધી જેવા અવધૂતને દેશનાયક બનાવે ? ગાંધીનો ઉપદેશ શું ? સંયમ, અહિંસા, ઉપવાસ, પ્રાર્થના.

હિન્દ અદ્ભૂત રસમાં ડૂબેલું છે, એની કલ્પનાશક્તિ સતેજ છે. કેવા કેવા દેવો અને કેવાં કેવાં એનાં યાત્રાનાં ધામો છે ! પ્રાચીન કાળની ધાર્મિક ભાવનાઓને હિન્દની કલાએ મૂર્ત સ્વરૂપ આપ્યાં છે, અને પ્રજાજીવનના એકેએક ભાગ સાથે એ ભાવનાઓ વણી દીધી છે. હિન્દુસ્તાનનો ગામડીઓ પણ કંઇ એના બંધીઆર ઝુંપડામાં બંધાઇ રહેલો નથી. ઘર એને મન એનું જગત્ નથી; એનું જગત્ તો વિશાળ બ્રહ્માંડ છે. બાહ્ય જગત્ અને કુદરતમાં એ રમે છે. એનો દૃષ્ટિમર્યાદા સાગર જેટલી વિશાળ છે.

હિન્દનો ખેડૂત એ તો મ્હોટાં મ્હોટાં દેવતાઈ સત્વોનું રમકડું જોઈ લ્યો—ધોધમાર વર્ષાદ, નિર્દય સૂર્ય એ એના રમાડનારા. મહિનાઓના મહિના એ નવરો રહેવાનો. એ વખતે અનંત કાળનો એ સ્વામી. પૃથ્વીના મહારાજાઓ કરતાં પણ એ વધારે તાલેવંત. આમ પ્રજાજીવનનાં નીચલાં પડોમાંથી તેમજ ઉપરના થરોમાંથી ( ખેડૂત તેમજ તત્વજ્ઞાનીઓના અનુભવોમાંથી ) હિન્દુસ્તાનમાં વિચારો ઘડાવાના. સુખ, સર્વગુણસંપન્નપણું, પ્રગતિ એ કંઇ હિંદુસ્તાનના ઉદ્દેશો નથી. પરંતુ સત્યનારાયણ સાથે જીવતા સંબંધમાં આવવું એ એનું સાધ્ય છે. સાંકડા સંબંધોથી આગળ જઈ હિન્દી એના રહસ્યપૂર્ણ અંતરમાં ઉંડો ઉતરે છે. ત્યાં એને એના ઇષ્ટદેવ મળે છે, અને તેની એ પૂજાઆરાધના કરે છે.

* * * * *

પછી લેખક શાન્તિનિકેતનનું વર્ણન કરે છે. ત્યાં જર્મની જઇ આવેલા એક વિજ્ઞાનશાસ્ત્રી સાથે અજવાળી સાંજે એ ફરવા નીકળ્યા છે. ચાંદની છાઈ રહી છે, પરન્તુ સૂર્યાસ્તના રંગો હજી પણ વાદળમાં આછાપાતળા દેખા દે છે. ગરમીના દિવસો છે, પરન્તુ એ સ્થળે શાન્તિ અદ્ભૂત છે. દૂર શિયાળવાના રૂદનનો અને ગાડાનો ક્ચુડ ક્ચુડ અવાજ આવે છે. રાજકારી અને પરચુરણ વિષયોની વાતોમાંથી વિજ્ઞાનશાસ્ત્રી ઓચિંતો લેખકને પૂછે છે કે " આ બધું સુંદર નથી ?" "સુંદર નથી ?" એમ પૂછતાં પૂછતાં વિજ્ઞાનશાસ્ત્રીના મુખ પર ભક્તિભાવ ઉભરાય છે. તે જોઈ લેખક માને છે કે 'આ બધું' એટલે ફક્ત શાન્તિનિકેતનની સીમા જ નહિ પણ વિજ્ઞાનશાસ્ત્રી આખા હિન્દને હિન્દુદેશને કહે છે. લેખક આવી વાણીમાં પોતાનો લેખ સમાપ્ત કરે છે ને કહે છે કે "આ તે હિન્દ"

ઉ. પ્ર. દે.

## ચીનની જગપ્રસિદ્ધ દિવાલ

રૉયલ એશિયાટિક સોસાયટીની મુંબઈની શાખાની એક બેઠક સમક્ષ ડૉ. જીવણજી મોદીએ, ચાલુ એપ્રિલ માસની ૨૦ મી તારીખે, પોતે ગયા વર્ષના એપ્રિલ માસમાં જાતે જોઇ આવેલી "ચીન દેશની જગપ્રસિદ્ધ દિવાલ" ઉપર એક ભાષણ આપ્યું હતું. ડૉ. મોદીએ દુનિયાની મશહૂર ચીજો-માંની અત્યાર સુધીમાં ત્રણુ જોઇ છે; મીસર દેશનો પીરામીડ, હિન્દની ઉત્તરે આવેલો દિવાલ સમો હિમાલય, અને ચીન દેશની જગમશહૂર મનુષ્યકૃત દિવાલ. આ ત્રણમાંથી ચીનની અદ્ભૂત દિવાલ સંબંધી વર્ણન કરતાં તેમણે જણાવ્યું કેઃ—

આ દિવાલ હજારો માઇલ દૂર આવેલી છે, છતાં તેના અસ્તિત્વથી હિન્દુસ્તાન, ઇરાન અને રોમના ઈતિહાસ સદીઓ થયાં જુદી જ રીતે લખાયા છે. ઈસ્વીસન પૂર્વે ૨૧૭ ની સાલમા ચીનના સમ્રાટ શી હ્વાગટીએ એના બાંધકામની શરૂઆત કરી હતી. ચીનના પાડોશી હૂણ જાતિના લોકોનો નિવાસ ચીનની સરહદથી માંડીને ઠેઠ પશ્ચિમ એશિયાની સરહદ પર્યંતના વિશાળ મુલક ઉપર પથરાયલો હતો. તેઓ નજીકમાં વસતા ચીનાલોકો ઉપર વારંવાર હુમલાઓ કરતા. આથી એ હૂણલોકોના કાયમના ત્રાસથી પોતાની પ્રજાનું રક્ષણ કરવાના ઉદ્દેશથી, ચીનના પાદશાહે આખા મુલકની સરહદ પર લગભગ ૧૫૦૦ માઇલના વિસ્તારવાળી આ જગમશહૂર દિવાલ બાંધી હતી.

૧૫ થી ૨૦ ફુટ જેટલી તે ઉંચી છે, અને મથાળે સરેરાશ ૧૦ થી ૧૨ ફુટ પહોળી છે. લગભગ ૨૦૦-૨૦૦ વાર ને અંતરે તેમાં આશરે ૪૦ ફુટ ઉંચાઈના બુરજો રાખેલા છે. પેશીલીના અખાત આગળથી બરાબર સમુદ્રની સપાટીથી માંડીને ક્રમે ક્રમે વધતી જતી તેની ઉંચાઈ દરિયાની સપાટીથી ૪૦૦૦ ફુટ સુધી પહોંચે છે. આના સંબંધમાં અમેરિકાવાળા જનરલ ગ્રાંટે જે લખ્યું છે, તે ઉપરથી મનુષ્યની આ અદ્ભૂત, ગંજાવર કૃતિનો કંઇક ખ્યાલ આપણને આવી શકે એમ છે. તેમણે એવો અંદાજ કાઢ્યો છે કે એને બાંધવામાં જેટલી મહેનત પડી હશે તેટલી મહેનતથી તો આખા અમેરિકાની રેલ્વે, નહેરો અને તમામ સડકો બાંધી શકાય. એમ કહેવાય છે કે એને બાંધવા માટે ૩૦ લાખ માણસો રોકવામાં આવ્યા હતા. બાંધકામ ચાલતું તે દરમ્યાન હૂણલોકોના હુમલાથી કારીગરોને બચાવવા માટે ૩ લાખનું લશ્કર ખડે પગે ત્યાં તૈયાર રહેતું.

એ દિવાલ જોવા જવાનો નજીકનો રસ્તો નાનકાઉઘાટ આગળ થઇને છે. ડૉ મોદીએ ખૈબરઘાટ, હિમાલયની કુલુની ખીણવાળો બુબુઘાટ અને કાશ્મીરમાં આવેલો બનીહલનો રસ્તો, એ ત્રણે જોયેલા છે. પણ ચીનની દિવાલે પહોંચવા માટેનો નાનકાઉઘાટનો ૧૯૦૦ ફુટ ઉંચાઇનો રસ્તો જોઇને તેમને ખૈબરઘાટનું જ સ્મરણ તાજું થઈ આવતું. પેકીનથી એક રેલ્વેટ્રેન દરરોજ નાનકાઉ સુધી દોડે છે, અને ત્યાંના સ્ટેશનથી અડધા કલાકની ચઢાવની મુસાફરી કરીને ઠેઠ દિવાલ આગળ પહોંચાય છે. ત્યાંથી પહાડો અને ખીણોમાં થઈને પસાર થતી દિવાલ બન્ને દિશામાં ચાલી જતી નજરે પડે છે. એ તદ્દન નિર્જન સ્થળનું અલૌકિક દૃશ્ય કદિયે ભૂલાય એમ નથી.

## ચિત્રકળા પ્રદર્શન.

ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન તરફથી ચિત્રકળાનું એક પ્રદર્શન તા. ૨૨-૪-'૨૩ ને રોજ ભરવામાં આવ્યું હતું, તેને ખુલ્લું મૂકવાની ક્રિયા કરતાં ગુજરાતના ચિત્રકાર ભાઈ રવિશંકર મહાશંકર રાવળે ચિત્રકળાની ઉપયુક્ત મીમાંસા કરતું જે મનનીય વ્યાખ્યાન આપ્યું હતું, તેનો સાર મોટે ભાગે તેમના જ શબ્દોમાં અમે નીચે આપીએ છીએ:—

ગ્રંથકારો, ચિત્રકારો અને સંગીતશાસ્ત્રીઓ, માનવજાતિના વિકાસમાં મહાન અગ્રણીઓ છે. તેમની કૃતિઓને આધારે મનુષ્યો પોતાનાં જીવનવિધાન કરે છે, તેમણે ઉત્પન્ન કરેલા આદર્શો ઝીલવા પ્રયત્ન કરે છે. રાષ્ટ્રની ઉન્નતિ કે અવનતિ પ્રજાની અભિરૂચિને આધારી છે. કોઇ પણ પ્રજા કયા આદર્શોને ઝીલે છે, તે જાણી શકાય તો તેનું ભવિષ્ય સહેજમાં આંકી શકાય. એટલા જ માટે પ્રજાના શિક્ષણપ્રણેતાઓ પ્રજાના જ્ઞાન અને ચારિત્ર્યવિકાસની યોજનામાં કલાકારોની કૃતિઓનો પ્રધાનપણે ઉપયોગ કરે છે.

દરેક ઘરમાં સારાં, વાંચવાલાયક પુસ્તકોની પસંદગી કરવામાં આવે છે, તે જ પ્રમાણે ચિત્રોની પણ પસંદગી થવી જોઇએ એ સંબંધમાં ભાઈ રાવળ જણાવે છે:—

ચિત્રો ઘરમાં કેવાં હોવાં જોઇએ, શાળામાં કેવાં હોવાં જોઈએ. લોકોની જાહેર જગ્યામાં કેવાં હોવાં જોઈએ અને ધર્માલયોમાં કેવાં હોવાં જોઈએ તેનું વિવરણ પણ ચિત્રોના થોડા પરિચયવાળા મનુષ્યને ગુંચવાડામાં નાંખે છે. ચિત્ર યૂરોપનું હોય, જાપાનનું હોય કે હિંદુસ્થાનનું હોય પરંતુ તે કોઈ રીતે મનુષ્યની પાશવવૃત્તિઓને ટેકો આપતું હોય અથવા અધમ વિચારો ઉત્પન્ન કરતું હોય તો તે આપણી ગણનામાં ન જ લેવું જોઇએ. ચિત્રનો પ્રથમ સામાન્ય ધર્મ 'રંજન' છે. તે ન હોય તો આપણે તે ન લઇએ. આ ધોરણ વ્યક્તિગત રહેશે, પણ વ્યક્તિવિકાસ થતો જાય તેમ રંજન પામવાનાં સાધનો બદલાતાં જાય છે. 'રંજન' ન હોય તો એ સાધનો નિરુપયોગી થઈ પડે છે. આ વર્ગમાં કુદરતી દશ્યો, રૂપાળા માનવીઓ, ફુલો, ફળો વિગેરે આવી શકે.

ચિત્રનો બીજો ગુણ તેમાંથી પ્રકટ થતી કોઈ ભાવના કે વિચાર છે. 'રંજન' અટકે ત્યારે ચિત્ર તરફ આકર્ષી રાખનાર તેમાંની ભાવના કે વિચારની ઉત્કૃષ્ટતા ઉપર ધ્યાન આપવું જોઈએ.

ચિત્રનો ત્રીજો મહાન ધર્મ મનન છે. જે ચિત્રો મનુષ્યને જીવનનું કોઈ ઉત્તમ વિધાન બતાવી શકતાં ન હોય તે ચિત્રો અતિ માનનીય નથી ગણાતાં.

આ ઉપરાંત, ચિત્રોનું એક વિશિષ્ટ લક્ષણ તેમાંનો સંકેત હોય છે. ઉત્તમ ચિત્રોમાં સંકેત અને ગૂઢ ભાન અસાધારણ રીતે પ્રત્યક્ષ થાય છે.

આજકાલ આપણા શિક્ષિત ગૃહસ્થો અને શ્રીમાનો ઘરમાં ગોઠવાતાં સાહિત્ય અને સાધનો વિગેરેની પસંદગીમાં ઉંચી અભિરુચિ ભાગ્યે જ બતાવતા જણાય છે. તેમના ઘરની ભીંતો પરનાં ચિત્રો સાવ નાટકીય, સુશોભનના નિયમો કે પ્રમાણોં રહિત, પ્રેરણા રહિત, બેડોળ તેમ જ નિર્જીવ હોય છે.

ચિત્રોની પસંદગી કરવામાં પણ તેમની અસંસ્કૃત રુચિ પરખાઈ આવે છે; જેવા કે બજારોમાં મળતાં હલકાં પોસ્ટકાર્ડો, છબીઓ વગેરે.

પ્રજાની કલા તરફની આટલી બધી બેદરકારીનું કારણ ઘણે અંશે આપણી શાળાઓમાં મળતી કેળવણી પણ ગણી શકાય. સંસ્કારી રુચિના અભાવે, પ્રજાના જીવનમાં અર્થવિહીન શણગારો, મૂર્ખાઈભરી ટાપટીપો, બેડોળ, ખાલી ખમ, કોઈ ચોક્કસ સ્વરૂપ વિનાનાં મકાનો અને રહેવાની રીતભાતો પ્રચલિત થાય છે. સારાનરસાનો વિવેક નાશ પામે છે. આ ભયંકર પરિણામથી બચવાને ત્રણ સંસ્થાઓ જ પ્રયત્ન કરી શકે. રાજ્ય, શિક્ષણસંસ્થા અને ધર્મપ્રચારક સંસ્થા. સૌંદર્યતત્વ જે પિછાની શકે છે, તે ભાગ્યે જ અધમ જીવન ગાળે છે. તેથી શિક્ષણની સંસ્થાઓએ ઉત્તમ અભિરુચિ કેળવવી જોઈએ. મનુષ્યોમાંથી હૃદયની સૂક્ષ્મ લાગણીઓનો નાશ થયો છે, તેનું કારણ જીવનનાં ઉચ્ચ તત્વોનો તિરસ્કાર છે. કલાની અવનતિ એ આપણી સમાજની અધોગતિનું એક મોટું કારણ છે.

આ પછી, ભાઈ રાવળ યૂરોપના દેશોમાં કળાને માટે પ્રવર્તતા રસ અને આપણે ત્યાં તેના અભાવનો મુકાબલો કરતાં જણાવે છે કે:—

આપની પુરાણી કળાના અખૂટ ભંડારોની મહત્તા પણ આપણને પરદેશીઓ જણાવે ત્યારે જ આપણે તેમની કિંમત આંકીએ છીએ. હિંદના સાહિત્ય, રાજસ્થાનનાં શૌર્ય, કળાની સામગ્રી, આપણા અદ્‌ભુત બાંધકામોનું રહસ્ય વગેરે. આપણે કીન્લોક ફાર્બસ, ટોડ, હાવેલ અને ફરગ્યુસન જેવા અંગ્રેજ ગૃહસ્થો પાસેથી જાણ્યું. આપણું જુનું બાંધકામ સંસ્કારી અને કલાપૂર્ણ ગણાયું છે, ત્યારે આપણે અત્યારે સરકારી બાંધકામ ખાતાની શુષ્ક ચાલે સોલજરી ઢબપર બંગલા કરીએ છીએ, અને ઓફીસો બાંધીએ છીએ, પણ ભાવના પ્રકટ કરતું મહાલય તો ન જ ઉભું કરી શકીએ એવું આપણું દુર્ભાગ્ય છે. અહીં દ્રવ્યનો સવાલ નથી, પણ સંસ્કારિતા અને રસવૃત્તિનો દુકાળ પડ્યો છે

એવા આવા દુકાળના જમાનામાં ચિત્રકળા તરફ રસ વધારવાની બાબતમાં ભાવનગરના પ્રદર્શને જે સ્તુત્ય પગલું ભર્યું છે એ આશાજનક છે.

## આયર્લૅન્ડની વ્યથા.

આયરીશ સ્ત્રીકેદીરક્ષક સમાજની સ્ત્રીઓએ અમેરિકાની કોન્ગ્રેસ આગળ જે કેફિયત રજુ કરી છે તે તા. ૨૮ માર્ચના અમેરિકાના નેશન પત્રમાંથી અમે નીચે ઉતારીએ છીએઃ—

અમે આયર્લૅન્ડથી આવીએ છીએ. ગ્રેટબ્રિટને એક વરસ ઉપર અમારે માથે જે સુલેહ ઠોકી બેસાડી છે તે વિષેની અમારી કેફિયત અમે તમારી આગળ રજુ કરવા માગીએ છીએ, આ સુલેહથી અમારા પ્યારા દેશમાં શાન્તિ ફેલાવાને બદલે અંદર અંદર તોફાન સળગ્યું છે, અને તેનું પાપ ઇંગ્લૅન્ડને શિર છે........

સૈકાઓ થયાં અમારો પ્યારો દેશ શોકમાં ડૂબેલો છે. આજે સુલેહશાંતિ અને સ્વતંત્રતાને માટે મથી રહેલા અમારા ભાઇઓ અને પિતાઓને જેલમાં પૂર્યા છે, એમના પર અત્યાચારો થાય છે, એમને ગોળીબ્હાર અને ફાંસી દેવાય છે. આથી અમે, તેમની બ્હેનો અને પુત્રીઓ—આયર્લૅન્ડની સ્ત્રીઓ તમારી સમક્ષ અમારા નિર્ભાગી દેશની અરજ સુણાવવા ઉભી છીએ. અમારા દેશમાં યુદ્ધના તમામ નિયમોનો ભંગ થયો છે. લંડન સુલેહ માટે ગયેલા પ્રતિનિધિમંડળનો જાન પણ સલામત નથી રહ્યો. વરસ પર ઈંગ્લૅન્ડ સાથે સલેહ કરવા ચૂંટાયલા અમારા પ્રતિનિધિ અરર્કીન ચાઇલ્ડર્સનું ખૂન થયું છે. અમારો બીજો પ્રતિનિધિ રોબર્ટ બાર્ટન ક્ષય રોગથી પીડાતો જેલમાં સડે છે. તેમનો ગુન્હો માત્ર એટલો જ કે તેમણે આયરીશ પ્રજા સરકારને બેવફા થવાની ના પાડી છે.

આયર્લૅન્ડની હાલની ફ્રીસ્ટેટ સરકારે આયર્લૅન્ડની પ્રજાસરકાર સામે યુદ્ધ ચલાવવાનો પરવાનો ઇન્ગ્લૅન્ડના રાજા પાસેથી મેળવ્યો છે, અને તે જે યુદ્ધ ચલાવી રહી છે તેમાં યુદ્ધના તમામ માન્ય નિયમોનો ભંગ કર્યો છે. દુનિયાની તમામ સ્વતંત્ર પ્રજાઓના વિરોધો છતાં જીનીવા પરિષદના (૧૯૨૧) નિયમોને કોરે મૂક્યા છે. અમારા દુર્ભાગી દેશની ઘટનાઓની પરંપરાની હકીકત સંક્ષિપ્તમાં નીચે મુજબ છેઃ—

૧૯૧૬—આયર્લૅન્ડના લોકોનો બળવો અને સ્વતંત્ર પ્રજારાજ્યની ઘોષણા, ૧૬ આયરીશ નેતાઓને ફાંસી, હજારોને જેલ, અંત સુધી લડવાનો આયરીશ પ્રજાનો નિશ્ચય, અને ઈંગ્લૅન્ડને ચેતવણી.

૧૯૧૮—આયર્લૅન્ડમાં પાર્લામેન્ટની ચુંટણી. સ્વતંત્ર પ્રજારાજ્ય માટે અતિ પ્રબળ લોકમતની ઘોષણા. આયરીશ પ્રજાસરકાર (ડેઈલ ઈરીઆન) અને પ્રજાલશ્કરની સ્થાપના.

૧૯૨૦—આયર્લૅન્ડના ઉત્તર (અલસ્ટર) અને દક્ષિણ એવા બે ભાગલા પાડવાનો ઈન્ગ્લૅન્ડની બાજી અને તે મુદ્દા પર લેવાયેલો પ્રજામત, ફરી પાછો પ્રજાસરકારનો વિજય અને એકત્ર આયરીશ પાર્લામેન્ટ માટે દર્શાવાયલો લોકમત.

૧૯૨૧—આયરીશ પ્રજા સાથે સંધિ કરવાનો ઇન્ગ્લૅન્ડનો પ્રયાસ અને હારની કબૂલાત. સંધિની શરતો નક્કી કરવા માટે આયરીશ પ્રતિનિધિઓની ચૂંટણી અને આયરીશ પ્રજાસરકાર ડેઇલ ઇરીઆને પૂછીને ચાલવાનુ પ્રતિનિધિઓનું વચન.

ડીસેમ્બર તારીખ ૬ ને પરોઢીએ ૨ વાગે આયરીશ પ્રતિનિધિઓને લૉઇડ જ્યોર્જની ધમકી. સુલેહનામા પર સહી ન થાય તો "તાત્કાલિક ભયંકર યુદ્ધ" ની ડરામણી. આંતરીને લીધેલા પ્રતિનિધિઓના હસ્તાક્ષર.

સુલેહનામા પ્રમાણે ઇન્ગ્લૅન્ડના રાજા પ્રત્યે વફાદારીના સોગન્દ લેવાની અનિવાર્યતા. આયરીશ પ્રજાલશ્કરના મોટા ભાગે આયરીશ પ્રજાસરકારને બદલે ઇન્ગ્લૅન્ડના રાજા પ્રત્યે વફાદારીના સોગન્દ લેવાની બતાવેલી નામરજી. ડેઇલ ઇરીઆના ૫૭ સભાસદોનો વિરોધ. ૫૭ વિરૂદ્ધ ૬૪ સભાસદોના

મતથી સુલેહનામા પર થયેલા ડેઇલ ઇરીઆંના હસ્તાક્ષર, અને તેને મળેલી બહાલી.

૧૯૨૨—સુલેહ સ્વીકારનાર અને નહિ સ્વીકારનાર પક્ષો વચ્ચે સમાધાન કરાવવા ફેબ્રુઆરી માર્ચમાં મળેલી શીનફીન પરિષદ. પરિષદની નિષ્ફળતા અને બે માસ માટે મુલતવી રહેલી બેઠક.

માર્ચ મહિનામાં પ્રજાસરકારની પરિષદ, પ્રજાસરકારમાં બે તડ.

મુલતવી રહેલી પરિષદની મે મહિનામાં બેઠક. સુલેહ રદ કરવાથી બીજે જ દિવસે ભયંકર યુદ્ધ સળગશે એવી દેશને ખાત્રી ન થાય ત્યાં સુધી સુલેહના મુદ્દાપર મત નહિ માગવાની બન્ને પક્ષની કબૂલાત, અને તે પર માઇકેલ કોલીન્સ અને ડી વેલેરાના હસ્તાક્ષર. ડેઇલ ઇરીઆંની બહાલી. પ્રજાસરકારને સોંપાયેલું ફોરકોર્ટ્સનું મકાન.

જુન મહિનામાં ચૂંટણીની તૈયારીઓ. માઇકલ કોલીન્સે કબૂલાતનો કરેલો ભંગ. આયરીશ પ્રજાસરકારનો વિરોધ. તેની સામે જંગ માંડવા બ્રિટિશ સરકારે માઇકલ કોલીન્સને પાડેલી ફરજ.

નવી પાર્લામેન્ટ મળતાં પહેલાં જ વિન્સ્ટન ચર્ચીલે છોડેલો હુકમ. આયરીશ પ્રજાસરકાર સામે ફ્રીસ્ટેટ લશ્કરે માંડેલા મોરચા. ફોરકોર્ટ્સના મકાનની આસપાસ જામેલો જંગ. દેશમાં સળગેલી હોળી. હોળીનું તાંડવ નૃત્ય.

× × × ×

આજે ૧૧૦૦૦ પ્રજાસત્તાકવાદીઓ જેલમાં સડે છે. તેમનાં ૪૦ થી ૫૦ હજાર કુટુંબીઓ ભૂખે મરે છે. માત્ર શક ઉપરથી સેંકડો સ્ત્રીઓ બાળબચ્ચાંઓથી વિખૂટી પડી જેલ સેવે છે. કાંઇ પણ તરતપાસ વિના ઘણાઓ અલોપ થાય છે, તેમને ફાંસી દેવાય છે અને વર્તમાનપત્રોમાં એ હકીકત પ્રકટ થાય છે ત્યારે જ સગાંવહાલાંઓને એમનાં ગુમ થયેલાં પ્રિયજનોના સમાચાર મળે છે. પુરુષોથી સ્ત્રીઓને અને સ્ત્રીઓથી પુરુષોને હરરોજ વિખૂટાં પાડે છે, અને કોઇ અજાણ્યા સ્થળે અલોપ કરી દે છે. આવાં અલોપ થયેલાં સગાંઓની પાછળથી કાંઇ ભાળ મળતી નથી.

જેલમાં કેદીઓની સ્થિતિ એવી અસહ્ય કરી દેવામાં આવે છે કે આ સુધરેલા જમાનામાં તે માન્યામાં પણ ન આવે. એકેએક ઓરડીમાં દશ દશ કેદીઓને ગોંધવામાં આવે છે. ગંદવાડ અને ગલીચીનો પાર ન મળે. ભૂખમરો કેડે લાગી જ હોય! આવી દશામાં કોઇ નામની કસૂરને કેદીઓ પર એવો જુલમ ગુજારવામાં આવે છે કે એ સાંભળીને જુના જમાનાના જાલિમો પણ તાજુબ થઇ જાય.

અમે આપને અપીલ કરીએ છીએ કે અમારા કેદીઓને યુદ્ધના કેદીઓની જેમ રાખવામાં આવે એવી આપ માગણી કરો, યુદ્ધના નિયમોનો ભંગ કરવા માટે આપનો વિરોધ જાહેર કરો અને લંડનની સુલેહના મુદ્દાપર મત લેવાય તે પહેલાં "તાત્કાલિક ભયંકર યુદ્ધ" ની ધમકી પાછી ખેંચી લેવા ઇંગ્લૅન્ડની સરકારને વિનંતિ કરો, જેથી એ બન્ને પ્રજાઓ વચ્ચેનું અંતર સંધાય ને કંઇક કાયમનું સમાધાન થાય.

અમારા સરદાર અરસ્કીન ચાઇલ્ડર્સની એવી માન્યતા હતી કે આયર્લૅન્ડની સ્વતંત્રતાના સિદ્ધાંતનો સ્વીકાર કર્યાથી ઇંગ્લૅન્ડ અને આયર્લૅન્ડ બન્નેને સરખો લાભ છે, કારણ કે એથી એ બન્ને દેશ વચ્ચેના અવિશ્વાસ અને વિરોધનાં વાદળ વિખેરાઇ જશે અને સમોવડીઆની સાચી અને કાયમી દોસ્તીની જડ નંખાશે. અમારી પણ એ જ માન્યતા છે, અમારી પણ એ જ આશા છે.

## બુદ્ધનું ચરિત્ર

પુરાતત્ત્વ મંદિર ગ્રંથાવલિમાં પ્રકટ થનાર "બુદ્ધલીલાસારસંગ્રહ" ના બીજા ભાગ બુદ્ધચરિત્રનો ઉપસંહાર અમે નીચે ઉતારી લઇએ છીએ. આમાં લેખકે ( શ્રી ધર્માનંદ કોસંબી ) પાલી ત્રિપિટક ગ્રન્થોમાંની બુદ્ધને લગતી કથાઓનું ઐતિહાસિક દોહન કરેલું છે. પ્રાચીન પાલી ગ્રન્થોને આધારે લખાયલું હોવામાં આની વિશિષ્ટતા છે.

"શાક્યોનું રાજ્ય મગધદેશના રાજ્ય કરતાં ન્હાનું હતું. તથાપિ શાક્યરાજાઓ ઇક્ષ્વાકુ કુળના હોવાથી આસપાસના પ્રદેશમાં ત્હેમને ઘણું માન મળતું. શાક્યોને પણ પોતાના કુળનું ઘણું અભિમાન હતું. ત્હેમનો મુખ્ય વ્યવસાય ખેતીનો હતો. આ ધંધાને તેઓ ઘણું જ મહત્ત્વ આપતા. શુદ્ધોદન આ રાજાઓમાંનો એક રાજા હતો. પરંતુ કેટલોક કાળ સુધી શાક્યોએ ત્હેને પોતાનો મહારાજા બનાવ્યો હોય એમ જણાય છે.

સિદ્ધાર્થનું બાળપણ ઘણા સુખમાં ગયું હોવું જોઇએ એમાં શંકા નથી. તથાપિ વચમાં વચમાં વ્યાધિ, જરા અને મરણ સંબંધે તે વિચાર કરતો. આનો આધાર સુત્તપિટકમાં મળી શકે છે. ઓગણીસ વર્ષની વયે સિદ્ધાર્થે ગૃહત્યાગ કર્યો અને ૭ સાત વર્ષ ઉરૂવેલાની આસપાસ ઘોર તપશ્ચર્યા કરી. ત્રીસ વર્ષની ઉમરે સિદ્ધાર્થ બુદ્ધ થયો.

પ્રથમ બુદ્ધે કાશી પાસે ઋષિપત્તન નામના ઉદ્યાનમાં આષાઢી પૂર્ણિમાને દિવસે પાંચ બ્રાહ્મણ તપસ્વીઓને ઉપદેશ કર્યો. આ ચાતુર્માસ પૂરો થતાં પહેલાં બુદ્ધે આઠ ભિક્ષુઓને પોતાના સંઘમાં લીધા, અને ચાતુર્માસ પૂરો થતાં ત્હેમને ધર્મોપદેશ કરવા માટે સર્વ દિશામાં મોકલ્યા. તે પછી બુદ્ધનું નોંધવા જેવું કાર્ય એટલે ઉરૂવેલ કાશ્યપ, નંદી કાશ્યપ અને ગયા કાશ્યપ આ ત્રણ સુપ્રસિદ્ધ તપસ્વીબંધુઓને એક હજાર શિષ્યોસહ પોતાના ભિક્ષુસંઘમાં લીધા એ ગણી શકાય. કશ્યપબંધુ શિષ્ય થવાથી રાજગૃહમાંના શ્રમણ બ્રાહ્મણો પર બુદ્ધનું તેજ પડતાં વાર લાગી નહિ. રાજગૃહમાં બુદ્ધે પુષ્કળ શિષ્યો મેળવ્યા, પણ તે સર્વમાં સારિપુત્ર અને મોગ્ગલાન એ મુખ્ય હતા. રાજગૃહથી પોતાના ભિક્ષુસંઘસહ બુદ્ધ શુદ્ધોદન રાજાને મળવા કપિલવસ્તુ ગયા. ત્યાં બનેલી મુખ્ય વાત એ કે ત્હેમણે પોતાના એકના એક પુત્રને પ્રવ્રજ્યા આપી શ્રામણેર કર્યો."

કપિલવસ્તુથી બુદ્ધ ફરી રાજગૃહમાં આવ્યા. ત્યાં અનાથપિંડિકે ( સુદત્તે ) ત્હેમને શ્રાવસ્તિ આવવા માટે આગ્રહ કર્યો. પછી જ્યારે બિંબિસારને મારી અજાતશત્રુ સિંહાસને આવ્યો ત્યારે બુદ્ધે પોતાનું મુખ્ય થાણું શ્રાવસ્તિમાં જ રાખ્યું. બુદ્ધના જે ઉપદેશ ત્રિપિટકમાં સંગૃહીત કરેલા છે, ત્હેમાંના ઘણાખરા બુદ્ધે જેતવનમાંના અનાથપિંડિકના આરામગાહમાં રહી આપેલા છે. શ્રાવસ્તિ જો કે બુદ્ધનું મુખ્ય સ્થાન થયું હતું તો પણ ચાતુર્માસ બાદ કરતાં આઠ મહિના તેઓ ભિક્ષુસંઘ સાથે ધર્મોપદેશ કરવા મધ્યદેશમાં સર્વત્ર ફરતા હતા.

બુદ્ધનો વિરોધ કરનારા જે શત્રુ ઉદ્ભવ્યા, ત્હેમાં દેવદત્તને અગ્રસ્થાન આપવું જોઇએ. દેવદત્ત શાક્યોમાંનો જ હોઇ બુદ્ધનો પાસેનો સગો હતો તો પણ ત્હેણે બુદ્ધપર જેટલું વેર રાખ્યું તેટલું બીજા કોઇએ નહિ રાખ્યું હોય. ઉદયન રાજાની પટ્ટરાણીએ પણ બુદ્ધની ફજેતી કરવાનો પ્રયત્ન કર્યો. પરિવ્રાજકોએ બુદ્ધ પર સુંદરીને મારવાનું આળ મૂકી શ્રાવસ્તિમાં તેમની બેઆબરૂ કરવાની ખટપટ કરી. પરંતુ કોઇ પણ વેરી બુદ્ધની ઉજ્જ્વલ કીર્તિ મલીન કરી શક્યો નહિ. દેવદત્તે અને બીજાઓએ બુદ્ધ પર આણેલા પ્રસંગો એટલે બુદ્ધના ચારિત્ર્યની એક પ્રકારની કસોટી જ હતી. તે કસોટીમાંથી બુદ્ધ કેમ પાર પડ્યા તે પાછળના કેટલાક પ્રકરણો પરથી દેખાઇ આવ્યું જ છે. સોનું જેમ આગમાંથી તવા-

છાને સાફ થઇ બહાર પડે છે તે પ્રમાણે ઉપરનાં પ્રસંગોથી બુદ્ધનો યશ નિર્મળ થઇ બહાર પડ્યો.

યજ્ઞયાગાદિકને મહત્ત્વ આપનારા બ્રાહ્મણોએ બુદ્ધની સાથે ઘણું છળકપટ કર્યું હતું એવી માન્યતા છે; પણ તે નિરાધાર છે. બુદ્ધકાળમાં મધ્યદેશમાં યજ્ઞયાગનું ઘણું મહત્ત્વ રહ્યું ન હતું; અને જે કોઇ થોડા ઘણા યજ્ઞ થતા, ત્હેમાં અતિશય ખર્ચ આવતો હોવાથી તે સામાન્ય લોકોની શક્તિ બહાર હતા. બુદ્ધ ચારે વર્ણને સમાન માને છે, એ જ એક માત્ર ત્હેના પર બ્રાહ્મણોનો આરોપ હતો. તે મનમાં આવે ત્હેની ભિક્ષા ગ્રહણ કરે છે, ચંડાળ અને બ્રાહ્મણ સૌને પોતાના સંઘમાં સમાન વર્તાવે છે, અને આ પ્રમાણે પરંપરાગત આવેલો વર્ણભેદ તોડવા માગે છે એ બદલ કેટલાક વર્ણાભિમાની બ્રાહ્મણના પેટમાં દુઃખતું પણ ત્હેમની તરફથી ગાલિપ્રદાન સિવાય બીજું કાંઇ બુદ્ધનું કહેવા જેવું અહિત થયું નહિ. બુદ્ધને ચંડાળ વગેરે શબ્દોથી સંબોધી ત્હેની જોડે લડવા ઉઠેલા કેટલાક બ્રાહ્મણો ત્હેના શિષ્ય થયા એ આગલા ભાગમાં આપેલી કેટલીક વાતો ઉપરથી જણાઇ આવશે.

બુદ્ધ ઉપર આવેલું છેવટનું મ્હોટું સંકટ એટલે વિડૂડભે પસેનદિને ભ્રષ્ટ કરી શાક્યોનો સંહાર કર્યો એ હોવું જોઇએ. બૌદ્ધધર્મનો પ્રથમ સ્વીકાર કરનાર બિંબિસારને ત્હેના પુત્રે મારી નાંખ્યો. બીજા રાજા પસેનદિ કોસલને ત્હેના પુત્રે હાંકી કાઢ્યો અને સર્વ શાક્યોનો નાશ કર્યો. પણ આ મોટા સંકટથી બુદ્ધ ડગી ગયા નહિ. ત્હેમણે પોતાના ધર્મોપદેશનું કાર્ય છેક દેહાવસાન સુધી ચાલુ રાખ્યું હતું. ત્હેમના ઉપદેશનો થોડો નમૂનો અને અંતિમ દિવસની હકીકત આગલા ભાગમાં આપી છે.

---

## અમેરિકાનો પત્ર

અમારા એક મિત્રે અમારી વિનંતિને માન આપી ન્યૂયોર્કથી પત્ર લખી મોકલ્યો છે તે અમે નીચે પ્રકટ કરીએ છીએઃ—

ન્યૂયોર્ક, માર્ચ ૧૧–૨૩.

ધીરે ધીરે હિંદુસ્તાનને અમેરિકા વધારે પીછાનવા લાગ્યું છે. તેમજ અમેરિકામાં પણ હિંદને વાસ્તે જે ગાઢ અજ્ઞાન પ્રવર્તે છે તે ધીમે ધીમે કાંઇક ઓછું થતું જાય છે. છેલ્લાં બે વર્ષમાં જ અમેરિકામાં આ બાબતમાં ઘણો ફેરફાર થયેલો જણાય છે. ગાંધીજીના સિદ્ધાંતોના જાણનાર અભ્યાસી હવે અહીં ઘણા મળી આવે છે. આપણા દેશની સુસંસ્કારી વ્યક્તિઓ—સ્ત્રી ને પુરુષ—જે અહીં આવે છે તેઓ અમેરિકામાં હિંદ વિષે જ્ઞાન પ્રચારવામાં સીધી કે આડકતરી રીતે મદદગાર થઇ પડે છે. આપણા વિદ્યાર્થીઓને ઈંગ્લંડનો મોહ હજી છેક છૂટ્યો નથી પણ ઈંગ્લેન્ડની બહાર દુનિયા ઘણી મોટી છે એમ જણાવા લાગ્યું છે. અમેરિકા, જર્મની જતાં વિદ્યાર્થીઓની સંખ્યા હવે જલદી વધશે એમ લાગે છે. કેટલાક જાણીતા હિંદીઓમાં મિ. સૈયદ હુસેન અહીંઆ બધે ફરી રાજકીય ને ધાર્મિક વિષયો ઉપર ભાષણ આપે છે ને એમના ચાતુર્યથી લોકોને ચકિત કરે છે. મિ. બી. પી. વાડીઆ પણ ધાર્મિક વિષયો ઉપર ભાષણો આપે છે. સૂફી ધર્મ ઉપર ભાષણો આપવા મિ. ઇનાયતખાન અમદાવાદથી અત્રે આવ્યા છે. શ્રીમતી હંસાબ્હેન મનુભાઇ મહેતા પણ આ દેશની સામાજિક સંસ્થાઓનો કાર્યક્રમ, વ્યવસ્થા વગેરે જોવા આવ્યાં છે. તેઓ વખતો વખત હિંદી સ્ત્રીઓના વિષય ઉપર ભાષણ પણ આપે છે. હિંદી કળાં ઉપર સુપ્રસિદ્ધ પુસ્તકો લખનાર ડૉ. કુમારસ્વામી પણ અહીંઆ બોસ્ટનમાં જ છે. તેમણે થોડાક અઠ-

વાડીઆ ઉપર રેવરંડ ડૉ. હોમ્સના દેવળમાં બુદ્ધ ધર્મ ઉપર ભાષણ આપ્યું હતું. મિ. સૈયદ હુસેન પરમ દિવસે "ઇસ્લામી ધર્મ" ઉપર ભાષણ આપનાર છે.

હમણાં યુનાઇટેડ સ્ટેટ્સની વરિષ્ઠ કોર્ટે એક ચૂકાદો આપ્યો તે આપણા દેશને માટે ઘણો મહત્વનો છે. અત્યાર સુધી સાધારણ એવો નિયમ હતો કે હિંદીઓ વસવાટ કરવા આ દેશમાં આવી ન શકે, પણ અહીં આવ્યા પછી જો કોઇને "સીટીઝન" થવાની ઇચ્છા થાય તો તે અમેરિકન "સીટીઝન" થઇ શકે. મિ. ભગતસિંહ કરીને એક પંજાબી ગૃહસ્થ છે. તેઓ ૧૯૧૩માં અહીં આવ્યા હતા, ને લડાઇમાં અમેરિકા તરફથી ભાગ લીધો હતો. હવે મિ. ભગતસિંહે કહ્યું કે પોતે આર્યજાતિ (કોકેસ્યન જાતિ)ના હોવાથી આ દેશમાં સીટીઝન થવાનો તેમને હક છે. કાયદામાં એમ છે કે "free white person" સીટીઝન થઇ શકે. મિ. ભગતસિંહે એમ દલીલ કરી કે તેઓ આર્યજાતિના હોવાથી "white" છે. પણ વરિષ્ઠ કોર્ટે એમ ચૂકાદો આપ્યો કે white એના સામાન્ય અર્થમાં લેવો જોઇએ ને તેથી ચામડીના રંગ ઉપર બધો આધાર છે. આ ઉપરથી એમને એ હક ન મળ્યો. મહિનાની વાત ઉપર જાપાનીસો સામે આવો ચૂકાદો આપ્યો હતો. સાનફ્રાન્સીસ્કોનું chronicle કહે છે કે લગભગ ૨૬૦૦ હિંદીઓ કેલીફોર્નીઆમાં છે. તેઓ પાસે માલિકીની ૨૦૯૯ એકર જમીન છે. ને તેઓ ભાડે ને કરારે ૮૬,૪૨૦ એકર જમીન ખેડે છે. કેલીફોર્નીઆનું Bee પેપર કહે છે કે આ ચૂકાદો કેલીફોર્નીઆ વસ્તી આવકારદાયક લેખે છે, કારણ કે આ ચૂકાદાથી જે જે હિંદીઓ જમીન માલિકી ધરાવે છે તેપણ ગેરકાયદેસર ગણાશે. આ રીતે આપણા હિતશત્રુઓ આ બધી મિલકત ઝુંટાવી લેવાના પ્રયત્ન કરે છે. હિંદીઓને હવે જમીન ખેડવા માટે ભાડે નહીં મળી શકે. સાન્ફ્રાન્સીસ્કોનું chronicle કહે છે કે:×

"આ દેશમાં જોઇએ તેટલા કોમી સવાલો છે. આપણે તેમાં ઉમેરો કરવા નથી માગતા......... જાતિની રૂઢિને સ્વીકારનારા વસાહતોની આ દેશમાં જરૂર નથી. નીચી જાતના હિંદુઓ હલકી પ્રકૃતિના છે અને ઉંચી જાતના હિંદુઓ અંદર અંદર ઝગડી ધાંધલ મચાવે છે. તેમની નજરે જોતાં તેઓ આપણા જેટલાજ શક્તિશાળી હશે, પણ તેમનો અને આપણો રાહ ન્યારો છે; તેમના રીતરિવાજ અને આચારવિચાર આપણાથી જૂદા છે."

આપણી સ્થિતિ આવી છે. આ એક હક હતો તે પણ ગયો. જ્યાં જુઓ ત્યાં આપણને હડધૂત કરવામાં આવે છે. નધણીઆતા ઢોર જેવી આપણી દશા છે.

---

×We have already in this country all the race problems we can handle. We want no more and will not have them.........We want no immigrants which recognize caste. The low-aste Hindus are degraded and the high castes make this country a center of agitation for their domestic feuds. In their way they are as competent as we, but their ways, their traditions are not ours.

# નોંધ

## તંત્રીમાં ફેરફાર

આ માસિકના પ્રયોજક અને તંત્રી ભાઇ ઇન્દુલાલને બાર માસ માટે નિવૃત્તિ મળી છે, એથી એમના સહચારી તેમજ સહવિચારી મંડળના ભાઇઓએ આ માસિક ચલાવવાનું કામ હાથમાં લીધું છે. ભાઇ ઇન્દુલાલે આ વિષે ગયા અંકમાં જે કહ્યું છે તે ઉપરાંત અમારે એટલુંજ કહેવાનું રહે છે કે જેવા ઉત્સાહથી તેમણે યુગધર્મના કામની ગેરહાજરી સ્વીકારી લીધી છે તેવાંજ ઉત્સાહથી અને સમાધાનીથી તેમનો મિત્રવર્ગ અને વાંચકવર્ગ પણ સ્વીકારી લેશે એમ અમે આશા રાખીએ છીએ, અને એમ થશે તો અમને સંપૂર્ણ શ્રદ્ધા છે કે વરસ પછી તેઓ પાછા ફરશે ત્યારે “ યુગધર્મ ” પોતાની પ્રગતિ ચાલુ રાખી છે એ જોઇ તેઓ સંતોષ પામશે.

હિંદી પ્રજા સત્યની શોધમાં બહાર નીકળી છે; સત્યવિચારમાં તેમજ આચારમાં, ધાર્મિક, રાજકીય, સામાજિક, આર્થિક, માનસિક, શારીરિક વિગેરે અનેક બાબતોમાં સત્ય હોય તેજ આપણને ખપે અને તેનાથી વિરૂદ્ધ જેટલું ખોટું અને જુઠાણું છે તે આપણને ન જોઇએ. આપણે સત્યને માટે આગ્રહ કરવા તૈયાર થયા છીએ; આજીવન અસત્ય સામે લડીશું. આવા આશયથી હિંદી પ્રજાએ નવયુગ શરૂ કર્યો છે, અને એ યુગનો ધર્મ સત્યાગ્રહનો છે તેથી જે સંદેશો યુગધર્મ મારફત મળતો હતો તેજ હવે પછી પણ મળતો રહેશે.

## સ્વરક્ષણ માટે સ્વાશ્રય

સુરતમાં આશરે એક મહિનાથી ભયંકર ચોરીઓ થાય છે. માત્ર માલ ઉપાડી જાય છે એમ નથી, પણ ઘરના પુરૂષવર્ગને સખત માર મારે છે, જેને પરિણામે મરણ પણ નીપજ્યાં છે. ચોરીની ખરીખોટી બૂમોને લીધે સ્ત્રીપુરૂષોને ઉજાગરા થતા હતા પણ હવે અમુક માણસોની ટુકડીઓ વ્યવસ્થિત ચોકી કરે છે એમ સાંભળ્યું છે. કડી પ્રાંતમાં બહારવટીઆ મીરખાંની લૂટફાટ વખતે પણ કેટલાંક ગામોએ સુવ્યવસ્થિત રીતે રક્ષણ કરેલું. સુરતનું સાપ્તાહિક ‘ નવયુગ ’ જણાવે છે કે એ ગામના ચોકસીઓને લેખી ધમકી આપવામાં આવી છે કે થોડા દિવસ પછી પાંચસો માણસો આવીને લૂંટ ચલાવશે. ચોકસીઓએ પોલિસની મદદ નહીં માગતાં જાતે જ પહેરો ભરવાની ગોઠવણ કરી છે. આ હકીકત સ્વાશ્રયનું શુભ ચિન્હ ગણાય. મુંબઇ શહેરમાં તેમજ પરામાં કાબૂલીઓ ધોળે દિવસે લોકોને લૂંટે છે એવી હકીકત બહાર પડી હતી. પણ ગામડાંઓમાં તો તેમનો ત્રાસ વર્ષોથી ચાલુ છે, અને લ્હેણદેણને અંગે ગરીબ ખેડૂતો ઉપર તેઓ કેર વરતાવે છે.

આ બધી હકીકત ઉપરથી આપણે બે મુદ્દા સમજી લેવા જોઇએ. જે વ્યક્તિ કે પ્રજા નબળી ને નિર્માલ્ય ગણાય છે તેને હરકોઇ ત્રાસ આપવાને તૈયાર થઇ જાય છે. ગુજરાત અને બંગાળામાં કાબૂલીઓનું જોર વધારે છે, એ આ વાતનો પૂરાવો છે.

બીજી બાબત એ છે કે છેલ્લાં પચાસ વર્ષની અંદર આપણા રક્ષણની બધી જુમ્મેદારી આપણે સરકારને સોંપી દીધી છે. આથી પોલિસ આવે તોજ આપણું રક્ષણ થાય એવી આપણી ઓશિયાળી દશા છે. આપણામાં શારીરિક બળ ઓછું છે, આપણે હથીઆર રાખી શકતા નથી એ વાત ખરી, પણ તેની સાથે આપણો માનસિક જુસ્સો પણ ક્ષીણ થયો છે. કેટલેક અંશે શારીરિક બળ અને માનસિક જુસ્સાને પરસ્પર અવિચ્છિન્ન સંબંધ છે; એ બન્ને ખીલવવાને માટે સ્વાતંત્ર્ય તથા સ્વાશ્રયની ભાવના તથા વ્યાયામશાળાઓની જરૂર છે આજની વ્યાયામશાળાઓમાં માત્ર કસરત અને કુસ્તી શીખવાતાં નથી, પણ સ્વાશ્રયની ભાવનાની પણ પૂર્ણ ખીલવણી થાય છે. તેથી આમોદમાં મળેની જીલ્લા પરિષદે જે ચોથો ઠરાવ પસાર કર્યો છે તે ઘણોજ અગત્યનો છે.

"ગુજરાતની પ્રજાની શારીરિક સંપત્તિ સુધરે તે માટે ઠેકાણે ઠેકાણે સમસ્ત ગુજરાતમાં સારી કસરતશાળાઓ સ્થાપવાની જરૂર છે તે તરફ ધ્યાન આપવા આ પરિષદ્ પ્રાંતિક સમિતિને આગ્રહ કરે છે."

પ્રાંતિક સમિતિ જો આ વાત મનપર લે તો આખા ગુજરાતમાં વ્યાયામનો પ્રચાર થઇ જાય. અમને આશા છે કે ગુજરાત પ્રાંતિક સમિતિ આ ઠરાવ પર વિચાર કરી તેનો અમલ કરવાની તુરતજ વ્યવસ્થા કરશે. અને વ્યાયામશાળાના આ કાર્યને પણ સ્વરાજ્ય માટેની તૈયારીનું એક અનિવાર્ય અંગ ગણી લોકોની સ્વાશ્રયની ભાવનાને પોષશે અને ખીલવશે.

## સરકારી વિદ્યાપીઠોની ગુલામગીરી

ઢાકના વિદ્યાપીઠના કુલપતિ લૉર્ડ લિટન અને કુલનાયક મી. આશુતોષ મુકરજી વચ્ચે જે દ્વંદ્વ યુદ્ધ થયું તેનું રહસ્ય જાણવાની જરૂર છે. મદ્રાસની વિદ્યાપીઠની સુધારણા માટે નવીન કાયદો હમણાં જ પસાર થયો છે. પણ કાયદાઓ પસાર થતા જતાં સુધાર વધારા કેવી રીતે ન થવા દેવા, પગલે પગલે અંતરાય કેવી રીતે કરવા એ કળામાં સરકારી અમલદારો ખૂબ પ્રવીણ દેખાય છે. બેન્ગલોરમાં શેઠ જમશેદજી તાતાએ લાખો રૂપીઆ ખર્ચીને સાયન્સ રીસર્ચ ઇન્સ્ટીટયૂટ કાઢયું તે કેટલું ખીલી શકયું છે! સૅડ્લરના કમિશન માટે પૈસો પાણીની માફક ખર્ચાયો પણ તેનું પરિણામ શું આવ્યું છે! તે જ પ્રમાણે કલકત્તામાં બે બંગાળી દેશભક્તો, તર્કનાથ પલિત તથા રાશબિહારી ઘોષ, એમણે રાજી સખાવત કરીને હુન્નરઉદ્યોગશાળાઓ માટે લાખો રૂપીઆ આપ્યા પણ તે હુન્નરઉદ્યોગશાળાઓને ઉઘાડવા માટે સરકારે પાણી સિંચ્યું કે કેમ તે કેટલા હિંદી જાણે છે?

### સર આશુતોષ

કલકત્તા. વિદ્યાપીઠના પોષક તથા રક્ષક સર આશુતોષ પ્રખર વિદ્વાન અને બાહોશ માણસ છે. હાઇકોર્ટની નોકરી સિવાયનો બધો સમય તેઓ વિદ્યાપીઠના કામમાં જ ગાળે છે, વિદ્યાપીઠની પ્રગતિ માટે તેઓ તનતોડ મહેનત કરી રહ્યા છે. આવડી મોટી સંસ્થા વર્ષોથી ચલાવનાર કાર્યવાહક તરફ કેટલોક અસંતોષ ઉત્પન્ન થાય એ પણ બનવાજોગ છે. કહેવાય છે કે આશુતોષબાબુને એકહથ્થુ કામ કરવાની આદત છે, વિદ્યાપીઠની નિયામકસભા (Senate) પોતાનાં સ્નેહી તથા આશ્રિતોથી તેમણે ભરી છે. ખુશામતીઆ, સગાંવહાલાં અને ઓળખાણપિછાનવાળા તરફ તેમને પક્ષપાત છે. કલકત્તા વિદ્યાપીઠ મુંબઇ વિદ્યાપીઠ કરતાં ઘણી જ મોટી છે; ત્યાં હજારો વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે અને પરીક્ષાઓ આપે છે; સંખ્યાબંધ અધ્યાપકોની નીમણુક થાય છે. તેમાંથી કોઈ વખત જાણ્યેઅજાણ્યે કોઇને અન્યાય થયેલો જણાય, ગેરસમજુત થાય એ બનવાજોગ છે. માણસજાત ભૂલને પાત્ર છે, પણ તેથી મોડર્ન રિવ્યૂના અધિપતિ રામાનંદ ચેતરજી તથા પ્રોફેસર જદુનાથ સરકાર બાબુઓને સર આશુતોષને વખોડી કાઢવા બેસે એથી અનર્થ થાય છે. ઉચ્ચ કેળવણી અને ખાસ કરીને સંશોધક વર્ગો માટે હદપાર ખર્ચ થાય છે અને તેથી વિદ્યાપીઠ કાયમનું નાદાર થઈ ગયું છે એવી ફરિયાદો સંભળાય છે.

જ્યારે વિદ્યાપીઠના હિસાબોની તપાસણી થઇ ત્યારે કેટલાંક ખર્ચોની વિરૂદ્ધ સખત ટીકા કરવામાં આવી. વિદ્યાપીઠને કેટલુંક દેવું થએલું તેથી સરકારે અઢી લાખ રૂપીઆની બક્ષિસ આપવી એવી માગણી કરવામાં આવી. સને ૧૯૨૨ ના માર્ચ મહિનામાં શ્રી. મિત્ર જે કેળવણીખાતાના પ્રધાન છે તેમણે બંગાળાની ધારાસભામાં વિદ્યાપીઠની વ્યવસ્થાપર સખત પ્રહાર કર્યા, તેટલા ઉપરથી નિયામકસભાએ ખરી હકીકત રજુ કરવા તથા ગેરસમજુતી દૂર કરવા માટે એક સમિતિ નીમી. શ્રી. મિત્રે જે ટીકા સરકારી અમલદાર તરીકે કરી હતી તે વિદ્યાપીઠ જેવી સ્વતંત્ર સંસ્થા ઉપર કરી શકાય નહીં એવી દલીલથી સરકાર ખૂબ છંછેડાઇ પડી. આપણી સરકારને પોતાની ભૂલ જોવાની આદત નથી. ઘોષપદ્ધતિનાં ફંડોમાંથી જે વર્ગો કાઢયા હતા તેને ઉદાર મદદ ન આપી તે હકીકત એક બાજુએ મૂકી, ને વિદ્યાપીઠની કાર્યવ્યવસ્થા સુધારવા માટે સરકારે બિલ તૈયાર કર્યો. સર આશુતોષ તથા નિયામકસભાએ તે સામે જબરદસ્ત વિરોધ ઉઠાવ્યો, છતાં સરકારે બિલનું કામ આગળ ચલાવ્યું અને કુલનાયકે અજબ નીડરતાથી તેની સામે લડત ચલાવી. વિદ્યાપીઠ, પ્રજા તથા હિંદી સરકારના અમલદારોની ખાત્રી કરી આપી કે સરકાર તરફથી રજુ થનાર બિલથી વિદ્યાપીઠના સ્વાતંત્ર્યને હાનિ પહોંચશે. સર આસુતોષની મુદત પૂરી થતી હતી તેથી લૉર્ડ લિટને તેમને કાઢવાનો પ્રયત્ન કર્યો. ગયા મહિનાની ૨૪ મી તારીખે સર આસુતોષને તેમણે એક વિચિત્ર અને અપમાનથી ભરેલો પત્ર લખ્યો, તેનો ટુંકો સાર નીચે આપ્યો છેઃ—

### લાલચ અને ધમકી

"તમે જાણો છો કે કુલનાયકની પસંદગી કુલપતિના હાથમાં નથી પણ ગવર્નર અને તેના પ્રધાનની પસંદગીપર આધાર રાખે છે, અને તેથી તમે અમારી જોડે કેટલે અંશે ગમત થશો તે અમારે જાણવું જોઇએ. તમારી વિદ્વતા, કાર્યકુશળતા તથા કાર્યદક્ષતાથી તમે વિદ્યાપીઠની અત્યંત ઉમદા સેવા બજાવી છે પણ જો તે સદ્‌ગુણો અમારી વિરૂદ્ધ લડવામાં જ વાપરવાના હો (વખતે એવી માન્યતાથી કે તમારી લડત વિદ્યાપીઠના હિત માટે છે) તો તમને કુલનાયકની જગ્યાએ રાખી શકાય નહીં. જે બિલ અમે રજુ કર્યું છે તે વિષે અનેક વાર તમને કહ્યું છે કે જે વિદ્યાપીઠને સરકારે જન્મ આપ્યો અને સરકાર સાથે જે વિદ્યાપીઠ જોડાએલું છે, અને વળી સરકાર પાસે જે વિદ્યાપીઠ પૈસાની મદદ માગે છે તેને બની શકે એટલું (academic) શિક્ષણસ્વાતંત્ર્ય અમે આપીશું. મેં આ માટે તમારી સૂચનાની માગણી કરી છે. મદદકારી તરીકે ટીકા કરશો તે મને પસંદ છે. પણ અન્યસંસ્થાઓ પર અસર કરવા માટે તે હોવી જોઇએ નહીં એ વાતની હું તમને ચેતવણી આપું છું...તમે સરકારને હલકી પાડવા માટે લેખો લખાવ્યા છે. તમે સર સરકાર, હિંદી સરકાર તથા આસામ સરકારને અમારા બિલની સામે થવા માટે ઉશ્કેર્યા છે. તમે સરકાર તથા વિદ્યાપીઠનો સંબંધ સુધારવાનો નહીં પણ તોડી પાડવાનો પ્રયત્ન કરી રહ્યા છો. જો તમે મને સંપૂર્ણ મદદ કરો, સરકારની વિરૂદ્ધ ન થાઓ અને બિલને રદ કરાવવા માટે બાજી સત્તાઓની મદદ ન લો તો હું તમને કુલનાયક નીમવા વિષે મારા પ્રધાનની સંમતિ મેળવવાનો પ્રયત્ન કરૂં. જો તેમ ન કરી શકો તો તમારે છુટા થવું પડશે."

### બંગાળી વાઘનો બરાડો

સર આસુતોષે જવાબ વાળ્યો તે મજેનો લખેલો છે. હાઇકોર્ટના પ્રવીણ ન્યાયાધીશને પકડવા જતાં લૉર્ડ લિટન સપડાઇ પડ્યા છે, અને કાદવમાં ખરડાઇ ગયા છે. તેમના જવાબનો ટુંકો સાર નીચે આપ્યો છેઃ—

"તમે મારા વર્તન ઉપર અન્યાયી અને ખોટી ટીકા કરી છે તેથી મારે બહુજ સ્પષ્ટ અને ચોકખો જવાબ આપવો પડશે. જ્યારે તમારું બિલ શ્રી. મિત્રે મારા ઉપર મોકલી આપ્યું ત્યારે મારો અંગત અભિપ્રાય માગ્યો હતો. બીજે દિવસે પછી તમારા કાગળ પરથી જણાયું કે શ્રી. મિત્રે

તમને એમ ભરમાવેલા કે તેમણે નિયામકસભાનો અભિપ્રાય મંગાવ્યો છે. બિલ વિષે સૂચના કરવા માટે નિયામકસભાએ પેટાસમિતિ નીમી પણ તેનો અભિપ્રાય જાણવાની દરકાર કર્યા સિવાય તમે હિંદી સરકાર તરફ બિલ મોકલી આપ્યું. મેં તથા નિયામકસભાના આગેવાનોએ બહુયે કોશિશ કરી કે જે બિલ વિષે આટલો બધો મતભેદ છે તે સરકારી બિલ તરીકે પેશ ન થાય, પણ અમને લેશ માત્ર પણ દાદ મળી નહીં. હિંદી સરકાર તથા આસામ સરકારને મેં લખ્યું તે વિષે તમે ફરિયાદ કરો છો, પણ તમે જાણતા નથી કે આસામના ગવર્નર, હિંદી સરકારના કેળવણીખાતાના પ્રધાન, આસામના કેળવણીખાતાના પ્રધાન તથા આસામના વિદ્યાધિકારી એ સૌ નિયામકસભાના સભાસદ છે, અને દરેક સભાસદની માફક તેમને પણ ગુપ્ત લખાણ મોકલી આપેલું. જો તેમનો અભિપ્રાય તમારા બિલની વિરુદ્ધ થયો હોય તો તમારું નસીબ. તેમાં મારો વાંક નથી. સર સેડલરના કમિશને જે સૂચનાઓ કરી હતી તેની મુજબ મેં તથા નિયામકસભાએ કેટલાક સુધારાની ભલામણ કરેલી. પણ તે તમે ધુતકારી કાઢેલી, એથી તે બાબત મેં તેમને માહિતી આપેલી તેમાં કાંઈજ ખોટું કર્યું નથી. મારા મિત્રો પાસે મેં જાહેરપત્રો યા લેખો લખાવ્યા એમ તમે કહો છો; એનાથી બદનક્ષી થાય છે, અને તે વિષે તમારે પૂરાવા રજુ કરવા જોઇશે.

મેં અનેકવાર તમને જે પત્રદ્વારા સૂચનાઓ કરી છે તેના જવાબ નથી. તમે અમને બિલ રજુ કરવાનું કોઈ દિવસ સૂચવ્યું નથી; અમારી પેટાસમિતિએ મહામહેનને બિલ સુધારવા માટે સૂચનાઓ રજુ કરી હતી તેના ઉપર તમે તમારો અભિપ્રાય દર્શાવ્યો નથી. તમારા હેતુ અને ઉદ્દેશ વિષે હું ગેરસમજ કેળવાનું છું એવો તમે આક્ષેપ કરો છો, પણ તેનો હું તદ્દન ઇનકાર કરૂં છું. તમારી અને મારી વચ્ચે જે પત્રવ્યવહાર થયો છે તે છપાવવાની તમારામાં હિંમત હોય તો તે વાંચીને પ્રજા જે મત બાંધે તે સ્વીકારવા હું તૈયાર છું.

હવે કેટલીક શરતે કુલનાયક તરીકે મારી ફરી નીમણૂક કરવાના વિષય પર હું આવું છું. તમારા કાગળ ઉપરથી એમ માલૂમ પડે છે કે જાણે હું એ જગ્યા માટે ઉમેદવાર હોઉં, અને મારે એ જગ્યાએ ફરી નીમાવું હોય. તમે અને તમારા પ્રધાન જો એમ ધારી બેઠા હો તો મોટી ભૂલ કરો છો. તમારી વિરુદ્ધ નહિ થતાં તમારી જોડે સંમત થવાનું તમે મારી પાસે વચન માગો છો, તેના ઉપરથી મારી ખાત્રી થાય છે કે જે મહાન પદવી છેલ્લાં દશ વર્ષથી મને સોંપવામાં આવેલી તેની આબરૂ મેં બરાબર સાચવી છે......મને નિયામકસભાની સંમતિથી વિદ્યાપીઠના હિત માટે મથ્યા રહેવાનું લોર્ડ મિન્ટોએ કહેલું. મારે સરકાર સાથે મતભેદ થયેલો તે છતાં મને ઉત્તેજન મળેલું. લૉર્ડ હાર્ડિંજ, ચેમ્સફર્ડ તથા રોનાલ્ડશે બધા સારી પેઠે જાણતા હતા કે કુલનાયક તરીકે હું સરકારથી સ્વતંત્ર હતો. આ સ્વતંત્રતા મેં મેળવી છે એવું હું અભિમાન કરતો નથી. મારી પહેલાનાં ૮ કુલનાયકોની સાથે મેં ૧૭ વર્ષ સુધી કાર્યવાહકસભા ( Syndicate ) માં કામ કર્યું હતું તે બધા મહાન પુરુષો હતા. સરકારના હાથમાં કુલનાયક નીમવાની સત્તા છે માટે તેમણે સરકાર સાથે સંમત થવું એ કોઇ પણ હરગીજ સાંખી રહે એમ નહોતું...હું સારી પેઠે જાણું છું કે તમને તથા તમારા પ્રધાનને ખુશ કરવા માટે મેં જરાયે પ્રયત્ન નથી કર્યો, પણ મારે કહેવુંજ જોઇએ કે અનેક મુશ્કેલીઓ છતાં મેં વિદ્યાપીઠના હિત તરફજ જોયું છે, અને મેં સરકારને ભૂલો કરતાં અટકાવવાની અનેકવાર કોશિશ કરી છે, પણ તે વ્યર્થ ગઇ છે. તમને અને તમારા પ્રધાનને મારૂં મોં નથી ગમતું તે જાણી હું નવાઈ પામતો નથી. હું નીડરપણે મારા અભિપ્રાય પ્રમાણે કામ કરૂં એવો માણસ છું, તેથી તમે મને ખમી શકતા નથી. તમને 'જી હુઝૂર' કહેનારો કુલનાયક વખતે મળે અને નિયામકસભાની ચાડી પણ ફુકે પણ તે માણસનું વજન બંગાળમાં શું પડવાનું ?"

બીચારો ગવર્નર હેરાંગાર થઈ ગયો છે અને દહીંદૂધ બન્નેમાં પગ રાખનાર ભૂપેન્દ્રબસુ કુલ નાયક નીમાયા છે. હવે તેમની કારકીર્દિમાં શું નવાજુની થાય છે તે જોવાનું છે, પણ સર આસુતોષે તો પોતાની તેમજ વિદ્યાપીઠની આબરૂ જાળવી છે.

## મુંબાઈ વિદ્યાપીઠ

બંગાળમાં કુલનાયક તથા વિદ્યાપીઠના સ્વાતંત્ર્ય વિષે ઝગડો મચી રહ્યો છે ત્યારે આપણી મુંબાઇની વિદ્યાપીઠની શી સ્થિતિ છે? સરકારી કારોબારી સભાનાજ સભાસદ તેના કુલનાયક છે. મદ્રાસ વિદ્યાપીઠમાં બંધારણ બદલાયું પણ મુંબાઇ હજી સસડતું પણ નથી. શા માટે સસડે? પ્રજા તરફથી ખૂમરાણ ન હોય ત્યાં પ્રધાનમંડળીને શી પડી છે?

## પાપનું પ્રાયશ્ચિત

હમણાં જ વાંચવામાં આવ્યું કે લાહોરના સર ગંગારામે સ્ત્રીઓને ઔદ્યોગિક કેળવણી આપવા માટે એક લાખ રૂપીઆની ઉદાર સખાવત કરી છે. આપરથી સ્ત્રીઓની સ્થિતિમાં કાંઈક ફેરફાર થવો જોઇએ એમ આપણી જનતાને હવે કેટલેક અંશે લાગવા માંડ્યું છે એવી ભવિષ્ય માટે આશા રહે છે. બાકી આપણી અવદશાની પરિસીમા તો આવી રહી છે.

એક વક્તાએ થોડા વખત ઉપર કહ્યું હતું કે કોઈ પણ પ્રજાની અધોગતિ થાય છે ત્યારે તેનું મૂળ કારણભૂત તે પોતે હોય છે. પછી બહારના આવીને તેનો સંહાર કરે છે. * બેબિલોન, એસીરીઆ, ગ્રીસ, રોમ, સ્પેન, જર્મની, કોરીઆ, ચીન, એ બધા દેશોની પડતીનું મૂળ કારણ તેની આંતરિક નૈતિક ભાવનાની ક્ષીણતા. નૈતિક ભાવના ક્ષીણ થાય ત્યારથી તેની અધોગતિનો આરંભ જાણવો. અહંકાર, સ્વાર્થીપણું જેમ વધારે થાય તેમ નૈતિક ભાવના ઓછી થાય. મનુષ્યમાંથી દૈવી અંશનો નાશ પામે એટલે એ સત્ય, નીતિનો માર્ગ છોડીને કુમાર્ગે વિચરે છે. મનુષ્યના દેહનું ખૂન કરવું એ બેશક મહાન્ પાપ છે; પરંતુ તેના આત્માની હત્યા કરવી એના જેવું ઘોરતમ પાપ બીજું કયું છે?

આ ઘોરતમ પાપનું જ્યારે પ્રાયશ્ચિત થાય ત્યારે જ માનસિક, નૈતિક, અને આધ્યાત્મિક ઉન્નતિ થાય. આપણા દેશની વસતી તેત્રીસ કરોડની ગણાય છે. તેમાંથી એક પંચમાંશ ભાગની વસ્તી એટલે જેમને આપણે 'અંત્યજ' કહેવાની ધૃષ્ટતા કરીએ છીએ, તેમના આત્માનો આપણે સંહાર કરીએ છીએ. તેજ પ્રમાણે વસતીના લગભગ અર્ધા ભાગ સ્ત્રીવર્ગની પણ એજ દશા છે. સૈકાંઓ થયાં તેમને પછાત રાખવામાં આવ્યાં છે. તેમને મનુષ્યત્વના હક્કમાંથી પણ બાતલ રાખવામાં આવ્યાં છે. જાણે કે તેમને આત્મા જ નથી. કારણ કે સ્વતંત્ર વિચાર, મનન કરવાનો તેમને અવકાશ જ નથી—એવું પરિણામ આવ્યું છે. આ મહાન્ પાતક નહિ તો બીજું શું કહેવાય! આ બન્ને પાતકો ધોઈ નાંખવા માટે જ્યારે ભારતવર્ષ સતત્ તપશ્ચર્યા કરશે ત્યારે જ સાચું સ્વરાજ્ય મળશે. કારણ કે એ મહાન તપશ્ચર્યાથી ભારતવર્ષનો આત્મા એટલો પવિત્ર થશે કે મગદૂર નથી સારી આલમની કે તેના આધ્યાત્મિક પ્રકાશ સ્હામે તે ઉભી રહી શકે! એ તપશ્ચર્યાના બળથી જે દિવ્ય, અગાધ જ્યોતિ પ્રકાશશે તેની સત્તા જ એવી અલૌકિક હશે કે એક તરણાથી પણ આઘાત કરવો ભારે પડશે. પણ ક્યાં છે એવી તપશ્ચર્યા? જન્મોજન્મનાં પાપ ધોવાં એ રમત નથી. એને માટે તો મહાન્ યજ્ઞ આદરવા પડશે. સ્ત્રીઓનો તેમજ અંત્યજનો ઉદ્ધાર કરવા માટે સતત્ કેળવણીના ભગીરથ પ્રયાસ માંડવા પડશે. જ્યાં સુધી આ વિષયને ક્ષુલ્લક ગણવામાં આવશે ત્યાં સુધી ભારતવર્ષનો 'અરૂણોદય' દૂર છે. સ્ત્રીઓને માનસિક, નૈતિક, ઔદ્યોગિક દરેક પ્રકારની કેળવણીની જરૂર છે. જેટલો શ્રમ અને પૈસો સ્ત્રીઓની ઉન્નતિ અર્થે ખર્ચાશે તેમાંથી એક પાઇ મિથ્યા જવાની નથી.

શા. મ.

* When a nation falls, it first smites itself and then others smite it.

## મજૂરોની હડતાલ

અમદાવાદના મજૂરોની શાંત હડતાલ આજે જગતનું ધ્યાન ખેંચી રહી છે. ચાર વરસ ઉપર જે મજૂરો એક અવ્યવસ્થિત ટોળાં જેવા હતા તે મજૂરો આજે પોતાના હક્કો માટે લડી રહેલા એક શાંત, વિનીત, વ્યવસ્થિત મંડળ તરીકે પ્રસિદ્ધ થયા છે. આ યુગ જ કારીગરવર્ગની જાગૃતિનો છે. સુરત જીલ્લામાં કાળીપરજની લગભગ બે લાખની વસ્તીની જાગૃતિ ઉજળીઆત વસ્તીને શરમાવી રહી છે. એજ લોકો સ્વરાજ લેશે કે શું? એવું લાગવા લાગી જાય છે. અહીં અમદાવાદના મજૂરો પણ પોતાની સ્વરાજના લડવૈયા તરીકે લાયકાત સિદ્ધ કરી રહ્યા છે.

આને માટે શ્રી અનસૂયાબ્હેનને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. આટલી વ્યવસ્થા તેમનાજ પરિશ્રમને આભારી છે. અને મહાત્માજીનું દિલ ઠરે એવી રીતે તેઓ તેમની પ્રગતિ સાધી રહ્યાં છે. મજૂરોમાંના પુષ્કળ લોકો તો શહેર છોડી પોતાને વતન ચાલ્યા ગયા છે, પુષ્કળ લોકો બીજે ધંધેરોજગારે લાગ્યા છે. શહેરમાંજ વસનારાઓની સંપૂર્ણ દેખરેખ અનસૂયાબ્હેન રાખી રહ્યાં છે. તેમનાં ઘરોને મુલાકાત આપવી, માંદાની માવજતની વ્યવસ્થા કરવી, તેમને કાંઈક ઉદ્યોગ શોધી આપવો, તેમને વ્યસની થતા અથવા નશો કરતાં અટકાવવા વગેરે કામ તેઓ સતત્ કરી રહ્યાં છે. તેમના હાથ મજબૂત કરવાજ જાણે શ્રી શંકરલાલ બેંકર મહાત્માજીના સહવાસમાં એક વર્ષની તપશ્ચર્યા કરી, તેમના તેજનો ઘણો અંશ પોતામાં ઉતારી અમદાવાદ આવી ગયા છે. તેઓ પોતાનો દિવસ મજૂરોમાં વ્યતીત કરે છે. ચરખાક્લાક તેમની વચ્ચે બેસીને કાંતવું, તેમની પાસે કંતાવવું, તેમની પાસે પીંજાવવું, રૂ સાફ કરાવવું વગેરે કામ તેઓએ પોતેજ હાથમાં લીધું છે. મજૂરો ઉત્સાહથી આવે છે અને દુઃખના દિવસમાં આ પ્રમાણે તેમની આત્મશુદ્ધિ પણ થઈ રહી છે. આ પ્રમાણે આ હડતાલમાં મજૂરોનુંજ શ્રેય છે એમ નથી; બીજાનું પણ શ્રેય છે. બહારના મજૂરોને માટે તો તેઓ સુંદર દૃષ્ટાંત ધરી રહ્યા છે.

મિલમાલેકો પોતાના પ્રતિપક્ષીઓની આત્મશુદ્ધિ દરમ્યાન પોતે આત્મશુદ્ધિ કેટલી કરી રહ્યા છે એમ આપણે તેમને પૂછીએ? તેમના તરફથી પુષ્કળ પત્રવ્યવહાર બહાર પડ્યો છે. એ બધા ઉપરથી તેઓની સ્થિતિ ગંભીર થઈ છે, તેઓ ગરીબ મજૂરોની ૨૦ ટકા રોજી ઓછી ન કરે તો તેમની મિલો બંધ થઈ જાય એમ છે, એવું સિદ્ધ કરનારી કશી જ હકીકત નીકળતી નથી. એકવાર પાવડે પાવડે નાણાં ઓસડ્યાં તો આજે મુઠીએ શા સારૂ ઓસડવાં એજ તેમનો સવાલ છે. આ ધનલોભ તેમને ક્યાં સુધી લઈ જશે તે કહેવાની જરૂર નથી. પણ જેમના પરસેવાના ટીપાંએ તેમને ધન મળે છે તેમના પ્રત્યે તેમના કર્તવ્યનું તેઓ છેક જ ભાન ભૂલે તો તેમને એકલાનેજ નહીં પણ જનસમાજને હાનિ છે.

ડા. જોનસન કહેતો કેઃ—

જીંદગી એક એવી કડવી ગોળી છે કે તેની ઉપર સાકરના પડ વિના તે ઉતારવી ભારે વસમી છે. પણ ગરીબને માટે તો સાકરનું પડ જરાયે રહેવા દીધા વિના ઉલટી વધારે કડવી કરવામાં આપણે માનીએ છીએ, અને કદિ તે ગોળીની જરાય કડવાશ તેમને માટે ઓછી કરવામાં આવે તો આપણે મ્હોં કડવાં કરતાં ચૂકતા નથી.*

આ વાક્યો આજે મજૂરોની સ્હામે દબાણ પ્રસારતી અવળી દલીલો કરી રહેલા મિલમાલેકોને જોઈને યાદ આવે છે. ખાવાની ચીજોના ભાવ ઘટ્યા છે, ભાડાં ઘટ્યાં

* Life, is a pill which none can bear to swallow without guilling; but for the poor we delight in stripping it still barer and are not ashamed to show visible displeasure when the bitterest taste is taken out of their mouths.

છે, ચાર પૈસાને બદલે ત્રણ પૈસે ચાલે એમ છે એવી દલીલો થાય છે; જ્યારે દશ ઘોડાને બદલે પાંચે કેમ ન ચલાવીએ, સલૂનને બદલે સેકંડ ક્લાસમાં કેમ ન ફરીએ, નિત્ય મિષ્ટાન્ન ખાવાને બદલે અઠવાડીઆમાં એક કેમ ન ખાઈએ એનો કોઈ વિચાર કરતું નથી. કોઈને ભૂખમરાની દલીલ કરીને વશ કરવા એ તો રાક્ષસી મનોવૃત્તિ સૂચવે છે. આત્મશુદ્ધિની લડતથી મજૂરો ફાવશે એમાં અમને તો કશી શંકા નથી જ. તેઓ ફાવ્યા તો તેમને વિજયનો મદ ન ચઢે, તેઓ વધારે વિજયના તરસ્યા ન થાય એમ અમે ઇચ્છીએ. તેઓ હાર્યા એટલે કે મિલો બંધ કરવાના જોખમે પણ મિલમાલેકો એકના બે ન થાય તો અમે તો મજૂરોનું કુશળ જોઈએ છીએ. તેમને વધારે આરોગ્યપ્રદ ધંધા સૂઝશે, તેમાંના ઘણા ખેતીના કામમાં લાગવાથી ખેતીની દુર્દશા મટશે, અને ગ્રામ્યજીવન સમૃદ્ધ થશે, અમદાવાદની પ્રજાને શુદ્ધ હવા મળવાથી લોકોનાં આરોગ્ય અને આયુષ્ય વધશે, અને મિલમાલેકોનેયે પણ કાંઈ વધારે નીતિભરેલા ધંધા કરવાનું સૂઝશે.

ક્ષ.

## હિંદુ-મુસ્લીમ ઝઘડો

મલબાર અને મુલતાનનાં તોફાનોએ હિંદુ-મુસ્લીમ એકતા પર કરેલા કારી જખમ હજી રુઝાયા નથી, બેઉ કોમો વચ્ચેનાં વેરઝેર સમી એકદિલી સ્થપાઈ નથી ત્યાંતો એજ કોમી ઝગડાએ પંજાબમાં બહુ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે. પંજાબમાં એ બેદિલીનું વાતાવરણ તો ક્યારનુંય બેરાબ રહ્યું હતું અને શ્રીમતી સરોજિની નાયડુ તો વારંવાર ચેતવણી આપ્યાંજ કરતાં હતાં, તેમ છતાં ગઈ ૧૧ મી તારીખે એ બે કોમ વચ્ચેના ઝગડાનું મંડાણ અમૃતસરમાં મંડાઈ ચૂક્યું અને બેઉ કોમના આગેવાનોના સતત પ્રયાસ છતાં હજી કંઈ સમજુતી થઈ શકી નથી. જો કે આજે શાંતિ સ્થપાઇ છે છતાં બન્ને કોમની જનતાના દિલમાં પરસ્પર વેરનો અગ્નિ ભભૂકી રહ્યો છે. આ ઝગડાનાં મૂળ કારણ તપાસતા જતાં કોમી પ્રતિનિધિત્વનો સવાલ અને મલકાનાઓની શુદ્ધિ એ બેઉ ખાસ ધ્યાન ખેંચે છે.

સુધારાઓ દાખલ થયા પછી કોમી પ્રતિનિધિત્વનો સવાલ તીવ્ર સ્વરૂપમાં ઉભો થયો છે. સિદ્ધાંતની દૃષ્ટિએ તપાસતાં તો કોમી પ્રતિનિધિત્વનું ધોરણ આપણી એકતાનું ઘાતક છે, કારણ આપણે તો સૌ કોમોની એકતા સાધી, કોમી ભેદભાવ ભૂલી, હરેક હિન્દીના જીગરમાં ભારતવાસી તરીકેની અસ્મિતા જગવવી છે. પણ એ સવાલ બાજુએ રાખતાં, એ પ્રશ્નને હાલ ઉપાડવાથી તેનું પરિણામ શૂન્ય જ આવે એમ છે; આપણી સ્વરાજ્યની લડતથી આપણે એ સુધારાઓનો, એ ધારાસભાઓનો, એ સરકારી હોદ્દાઓનો ત્યાગ કર્યો છે. તે વખતે એકબે બેઠક વધુ મેળવવા ખાતર યા એકાદ પ્રધાનપદ મેળવવા ખાતર આપણે હિંદુ-મુસ્લીમ એકતાના ઉગતા, કુમળા છોડ પર કુહાડો મારવા તૈયાર થઈએ એ શું આપણને લાજમ છે? અત્યારે તો આપણે આપણું સર્વ બળ સંગઠિત કરી સામાન્ય શત્રુની સામે ઝૂઝવાનું છે. તે વેળા આવી નજીવી બાબતો વિષે માંહોમાંહે ઝગડા કરવાનું કેમ પાલવે? કોમી પ્રતિનિધિત્વના પ્રશ્નનો નિર્ણય, કોમી પ્રતિનિધિત્વ જરૂરી લાગશે તો સ્વરાજ્ય મળ્યા પછી સહેજે થઈ રહેશે. ખરું જોતાં તો હિંદુ-મુસ્લીમ એકતાના બળે નોકરશાહીને હાંકી કાઢનાર હિંદમાં એટલું જ્ઞાન તો આવ્યું જ હશે કે હરેક હિંદુ કે મુસલમાન પહેલો હિંદી છે અને પછી હિંદુ કે મુસલમાન છે, એવું હરેક જણ સમજી ગયો હશે. એટલે કદાચ તે વખતે તો કોમી પ્રતિનિધિત્વનો પ્રશ્ન ઉપાડવાનું જ કોઇને નહિ સૂઝે.

મલકાનાઓની શુદ્ધિ વિષે અમે ગયા અંકમાં જણાવી ગયા હતા તેમ સ્વામી શ્રદ્ધાનંદજીના એ નિર્દોષ કામની આડે આવવાનો કોઈને હક નથી. અમને લાગે છે કે આ પ્રશ્ન વિષે ઘણીજ ગેરસમજ ઉભી થઇ છે. મુસલમાન કોમના હકીમ અજમલખાનજી અને ડૉ. અનસારી જેવા આગેવાનો પણ સ્વામી શ્રદ્ધાનંદજીની આ શુદ્ધ ધાર્મિક ચળવળ રાજ-

નાણું એપ્રિલની આખરે ભેગાં થઈ જશે અને જે સવિનયભંગ કરવાનો વિચાર કરવામાં આવે છે તે પાર ઉતારવા ૧૦૦૦ સાચા માણસો જેઓ તા. ૩૦મી એપ્રિલ સુધીમાં નોંધાવાનો સંભવ છે તેઓ પૂરતા થશે.

આ પછી તા. ૧૫–૧૬ એપ્રિલને રોજ આમોદમાં શ્રી. મહાદેવ દેશાઈના પ્રમુખપણા નીચે મળેલી ભરૂચ જીલ્લા પરિષદે સર્વાનુમતે નીચેના ઠરાવ કર્યા હતાઃ

સરકારનો દિનપ્રતિદિન વધતો જતો પ્રજાદ્રોહ તે. સરકારના કાયદાનો સવિનયભંગ એ ધર્મકૃત્ય કરી મૂકે છે; અને દેશમાં પ્રવર્તતી પારાવાર શાન્તિ નિદાન વ્યક્તિગત સવિનયભંગને સંપૂર્ણ અનુકૂળ છે; તથા કમનસીબે દેશનાં કેટલાંક સ્થળોમાં હિન્દુમુસલમાનો વચ્ચે વધતાં જતાં અન્તર સાંધવા માટે, હિન્દુ અને મુસલમાનો બન્નેનાં ભારે બલિદાનની જરૂર છે; તથા કેટલાક પક્ષોની કર્તવ્યવિમુખતા નિવારવાનું તથા રચનાત્મક કાર્યક્રમને ઉત્તેજન આપવાનું એકજ સાધન પણ વ્યક્તિનું શુદ્ધ બલિદાન છે; તેટલા માટે ભરૂચ જીલ્લા પરિષદની આ બીજી બેઠક ઠરાવ કરે છે કે વ્યક્તિગત પ્રકારાત્મક સવિનયભંગ તા. ૩૦ મી એપ્રિલ પછી તુરતજ ગ્રહણ કરવાનો આ પરિષદનો આગ્રહ પ્રમુખસાહેબે ગુજરાત પ્રાન્તિક સમિતિને નિવેદન કરવો.

આ બન્ને ઠરાવોમાં વ્યક્તિગત સવિનયભંગનો અવસર ગુજરાતને માટે પાકી ચૂક્યો છે એવો સ્પષ્ટ ધ્વનિ છે. પરિષદના પ્રમુખનેપણ "ઉંડા વિચારને પરિણામે લાગ્યું છે કે આ કઠણ દશામાં આપણી આછી મૂડી જોતાં છતાં પણ, વ્યક્તિગત સવિનયભંગ એજ એક ઉપાય તાબડતોબ લેવા જેવો છે." બારડોલીના કાર્યક્રમનો "શાન્તિનું વાતાવરણ ઉત્પન્ન કરવાનો મૂળ ઉદ્દેશ સધાયો છે," અમૃતસરનો ઝઘડો "કેવળ આપણા નવરાપણાની સૂકી ભૂમિમાં જ ઉગ્યો છે" અને તેમાં રાજકીય કારણોની ઓ સરખી પણ નથી તે જણાવી, રચનાત્મક કાર્યક્રમના એક અંગ ખાદીપ્રચારને ઉદ્દેશીને પ્રમુખે કહ્યું કેઃ

"આપણે ખાદીનો પ્રચાર સંતોષકારક નથી કીધો, આપણે ખાદીનું ઉત્પન્ન નથી વધારી શક્યા, તે કેવળ પ્રચાર અને ઉત્પન્ન વધારવાના ઉપદેશથી નહિ વધારી શકીએ. પણ મને લાગે છે કે અમદાવાદની પ્રતિજ્ઞાનો અક્ષર અને આત્મા પાળનારા સેવકો ન લડનારાઓને ખાદીનો મંત્ર સંભળાવતા, અને લડવૈયાઓને તેમની પાછળ જવાનું કહેતા જેલમાં ચાલ્યા જશે તો તેને પરિણામે ખાદીનો પ્રચાર અને ઉત્પન્ન બન્ને વધશે. મારા પોતાના અનુભવથી તો હું કહી શકું ખરો કે મારા જેલ જવાને પરિણામે મારા ઘણા મિત્રો ખાદી વાપરતા થયા, અને કેટલાક નિત્ય કાંતતા થયા.

આપણી હાલની ચળવળના આત્મા રૂપ અહિંસાના તત્ત્વને ઉદ્દેશીને તેમણે કહ્યું કેઃ

"લોકોની શિથિલતા મિથ્યાચારમાં ન પરિણમે, લોકોમાં એક કાળે વ્યાપેલી જે હિંસાભાવનાની દવા તરીકે ગાંધીજીએ સવિનયભંગનું ઓસડ સૂચવેલું, તે હિંસાભાવના આપણી શિથિલતાને લીધે પાછું માથું ન ઉચકે તેટલા સારૂ પણ સવિનયભંગ શરૂ કરવાની જરૂર છે. આજે વાતાવરણમાં સંપૂર્ણ શાન્તિ છે. પણ લોકોની ઉદાસીનતાથી કંટાળેલા કેટલાક કામ કરનારાઓ મનમાં હિંસા સેવે છે એ ભૂલવું ન જોઈએ. પંડિત જવાહરલાલ નેહરૂને હું જ્યારે ગયા ફેબ્રુઆરીમાં અલાહાબાદમાં મળ્યો ત્યારે તેમણે સરસ કામ કરનારાઓના કેટલાક પત્રો મને બતાવેલા. સત્યાગ્રહના પ્રચલિત સ્વરૂપથી કંટાળી, સવિનયભંગની આશા છોડી, તેઓ હિંસાનો વિચાર કરી રહ્યા છે, એમ મેં જોયું, ત્યારથી જ મને થયાં કીધું છે કે સવિનયભંગ આપણા એ દર્દનું પર ચઢી જવાનું એક જ દ્વાર છે.

"સાચો માણસ એકલો નથી, તેની સાથે હમેશાં ઈશ્વર છે" એ થોરોનું વાક્ય ટાંકી તેઓ કહે છે કેઃ

ગાંધીજીને જેલમાં મોકલી તેમના એકલાના જેલમાં બેસવાથી આપણો ઉદ્ધાર થશે એમ માની બેસીએ તો આપણે સડયાં કરશું, આગળ નહિ વધીએ. આપણા દુર્ભાગ્યા દેશનાં હજી કેટલાયે બલિદાનો આપવાં પડશે, કેટલાયે નેતાઓને ગોળીઓ સામે ઉભા રહેવું પડશે. ગાંધીજીના પુણ્ય બલિદાનને, શુદ્ધ સવિનયભંગમાં, અર્પવિત્ર કરવા જેવું હું કશું જોતો નથી. વ્યક્તિગત સવિનયભંગ પણ તેમણે બંધ કરવા ધાર્યો હોત તો અમદાવાદની પ્રતિજ્ઞા તાકીદચીમાં બંધ નહિ કરી જાત?"

અને તો લાગે છે કે એ પ્રતિજ્ઞા જેવી મહત્વની પ્રતિજ્ઞા કોઈવાર ઘડાઈ નથી, અને એ આકરી પ્રતિજ્ઞા પાળનાર સદા કાળે સવિનયભંગ કરવાને મુક્ત છે.

રચનાત્મક કાર્યક્રમ સવિનય ભંગ શરૂ કર્યાથી સૂઈ જશે એનો તેઓ નીચે પ્રમાણે જવાબ આપે છેઃ—

આપણે તો ભેગા મળીને સૈનિકો અને અસૈનિકો—Combatants અને Non-combatants-નક્કી કરીશું. અસૈનિકો ખાદીપ્રચાર ચાલુ રાખશે. સૈનિકોને વળાવી વધારે ચાલુ રાખશે. ગામડાંઓ ફરી વળી તેમને શા સારૂ સૈનિકોને જેલમાં મોકલ્યા છે તે સમજાવશે, અને તેમને ખાદીપ્રચાર કરવાને ઉત્તેજશે.

આ ઉપરાંત તેઓ કેળવણી અને અંત્યજની સંસ્થાઓનું પણ કાર્ય કરશે, મહાસભાના સભાસદો નોંધશે, સમિતિઓ સ્થાપશે, પૈસા ઉઘરાવશે અને એ રીતે મહાસભાના તંત્રને મજબૂત અને સબળ બનાવી મહાસભાની ધજા ફરકતી રાખશે.

“ આપણે ગિલગિલિયાં કરે એવી વસ્તુની શોધમાં છીએ, ગિલગિલિયાનો ખ્યાલ કરીને આપણે વ્યક્તિગત સવિનયભંગનો વિચાર કરીએ છીએ,” એ આરોપનો જવાબ આપતાં પ્રમુખ શ્રી કહે છેઃ

*આવેશ અને ધમધમાટના દિવસો ગયા. આજે તો તે ધમધમાટ પછી આપણને થાક ચડેલો છે. તે થાક ધીમે ધીમે ખંખેરી પાછા ઉઠીને આપણે ટટ્ટાર ઉભા રહીએ એટલો જ હેતુ છે.

સવિનયભંગની યોગ્યતા તપાસ્યા પછી શક્યતાના વિષય પર આવતાં, મીઠાના બેવડાયલા કારમા કર વિષે તેઓ કહે છેઃ

જ્યારે અસહકાર નહોતો ત્યારે પણ ગાંધીજી કહેતા કે મીઠાનો કર રદ કરાવવાનું હાથમાં લીધા વિના ચાલે એમ નથી. તવંગરને ન ખબર પડે, પણ ગરીબ તો પોતાને માટે, પોતાનાં ઢોરને માટે તવંગરના કરતાં ત્રણ ગણું મીઠું વાપરે છે. ગરીબનાં સાકર અને મસાલો સમરસ છે અને ગરીબની ૨૫-૩૦ રૂપીઆની સરેરાશ વાર્ષિક આવકમાં બે રૂપીઆને બદલે ચાર રૂપીઆ મીઠાના જ ખર્ચમાં જાય તેની અકળામણ તેજ સમજી શકે....લોર્ડ રીડીંગે તો આપણે મૂંગે મોઢે મીઠાનો કર આટલા દિવસ આપ્યો તેની પણ હાંસી કરી છે. એ હાંસીનો સવિનયભંગ સિવાય બીજો જવાબ હું નથી જોતો.

આ માટે “ મીઠાનો કર ન આપવાનો, મીઠું છચોક પકવવાનો, સરકાર દરિયા ઉપર અથવા મીઠાના ક્યારા ઉપર પલટણ મૂકે તો પલટણની ગોળીએ ચડવાનો ” તેમણે ઉપાય સૂચવ્યો છે, અને આમાં “ સામુદાયિક ભંગ આપણી ઇચ્છા વિરુદ્ધ પણ વહોરી લેવાનો જે ભય રહેલો છે ” તે દૂર કરવા “ મીઠું પકવનારી પણ નિયમિત ચુંટાએલી ટુકડીઓ જ જાય,” ગમે તેમ મરજીમાં આવે તેમ, પ્રતિજ્ઞાનું પાલન ન કરનારા ન જાય એની સાવચેતી રાખવાની ” તેમણે વખતસર ચેતવણી આપી છે.

પણ આ યોગ્યતા અને શક્યતા બન્નેની વિરુદ્ધ થતી એક ત્રીજી દલીલ છે કે “ થોડા થોડા માણસો કેદમાં જશે તેમાં શું વળશે? ઘણા જાય તો કાંઈક હેતુ સધાય.”

એક માણસ પ્રમાણિકપણે જેલમાં આવ્યો જશે તો તેનું કામ ઉગી નીકળશે, અને એકમાંથી એકવીશ તૈયાર થશે. લડતનો રણકાર જ એવી વસ્તુ છે કે તે લડત જાહેર થાય તેની વાટ જોઈ બેસી રહેલાની રગેરગમાં લોહી જોસથી વહેતું કરી દે છે, અને કદિ જેની આશા ન રખાય એવા માણસો યાહોમ કરવાને તૈયાર થાય છે. દક્ષિણ આફ્રિકાની લડતનાં સ્મરણો તાજાં છે, જેને ન ખબર હોય તે પૂ૦ કસ્તુરબાને પૂછી આવે.

“ સૈનિકોને શહીદની કીર્તિ મળે તે ખાતર ” તેઓ જેલમાં જવાની સલાહ નથી આપતા, કારણકે

* અકાલીઓની માફક.

શહીદની કીર્તિનાં વખાણ કરવાનો આજે વખત નથી રહ્યો, જેલમાં જવાની યે કાંઈ નવાઈ નથી રહી. ૨૫,૦૦૦ જણા જેલમાં જઈ આવ્યા. આપણે તો જેલમાં જવું એ એક નિત્યનો બનાવ થઈ જાય એવું કરી મૂકવા માગીએ છીએ. આપણી બહાર જરૂર હોય તો આપણે બહાર રહીએ. મને વલ્લભભાઈ જેવા વડીલો લડાઈમાં ન દાખલ થવા દે. શ્રી૦ રાજગોપાલાચાર્ય કહેતા હતા તેમ એકવાર જેલ જઈ આવેલાને ફરી જવાની બંધી થાય તો તો હું 'નવજીવન'નાં પાનાં કાળાં કરવાને તૈયાર છું. પણ બીજા સૈનિકો પણ ઝંપલાવવાની અને ઝંપલાવીને શહીદ બનવાની ઝંખના રાખીને સવિનયભંગની વાત કરી રહ્યા છે એમ જરાય હું માનતો નથી. પૂજ્ય કસ્તૂરબાએ મને વચન આપ્યું કે 'ભાઈ, સૈનિકો તૈયાર થાઓ તો હું જરૂર તમારામાં શામિલ થઈશ,' તે એવી કોઈ ઝંખનાથી નહિ, પણ ગાંધીજી જેલમાં છે ત્યારે બહાર રહેવું તેમને મરણ કરતાં વસમું લાગે છે તેથી. મને તો વિશ્વાસ છે કે પૂ૦ કસ્તૂરબાને મોખરે રાખી જેલમાં જનારી સેનાઓ ગાંધીજીને છોડાવી લાવ્યા વિના ન રહે. લડાઈમાં જનારા ઈશ્વરનું સ્મરણ કરી, હિંસાનો વિચાર પણ તજી, શુદ્ધ કર્તવ્ય સમજી ચાલ્યા જાય અને પાછળ રહી સ્વદેશીનું કામ કરનારા ભાઈઓ અને બ્હેનો તેમને આશીર્વાદ દઈ કુંકુમનાં તિલક કરી વિદાય કે એટલુંજ હું ઈશ્વર પાસે માગું છું.

છતાં તમણે "સવિનયભંગ કયી તારીખથી કરવો, કયે પ્રકારે કરવો તે વિષે વકીલોના અભિપ્રાયોને સંપૂર્ણ માન આપવાનું" અને પોતાની ભૂલ બતાવવામાં આવે તો ભૂલ સુધારવાનું જાહેર કર્યું છે. અમેરિકાની સ્વતંત્રતાની લડાઈ શરૂ કરનારા પ્રસિદ્ધ શબ્દોમાં એમણે આપણ સૌને પૂછ્યું છે:

શું જીંદગી એવી વહાલી છે કે શાન્તિ એવી મીઠી લાગે છે, કે ગુલામીની બેડીઓ પહેરીને તે આપણે ભોગવીએ? ઈશ્વર ન કરે, કે હું તેમ કરું. બીજા ગમે તેમ કરે, પણ મારે વિષે તો હું એટલુંજ કહીશ કે મને સ્વતંત્રતા આપો અથવા મને મરણ આપો.

આ પછી શ્રી. વલ્લભભાઈ તા. ૧૯ મી એ રંગુનથી પાછા ફર્યા અને તા. ૨૨ મી ના 'નવજીવન'માં લખ્યું કે:

હું લગભગ છ અઠવાડીઆંથી ગુજરાતની બહાર રખડતો હતો. મુંબઈ, કલકત્તા, ઝરીઆ, અને બ્રહ્મદેશમાં રંગુન, મોલમીન, માંડલે વગેરે સ્થળોએ મહાસભાના પ્રતિનિધિમંડળમાં ફરી આવ્યો. એટલા વખતમાં તો ગુજરાતમાં ભારે ફેરફાર થઈ ગયેલો હું જોઈ રહ્યો છું. ગુજરાતની પ્રજામાં કંઈ નવીન ચેતન આવ્યું હોય તેમ તો હું કંઈ જોતો નથી. પરંતુ ગુજરાતના કાર્યવાહકો જેલ જવા અધીરા થઈ ગયા હોય એમ હું જોઉં છું.

ગયા અઠવાડીઆમાં ભરૂચજીલ્લાની પરિષદ આમોદ મુકામે ભરાઈ, તે પરિષદમાં મહાદેવભાઈએ પ્રમુખ તરીકે જે વિચારો જણાવ્યા છે તે તો મેં હાલ જ અહીં આવ્યા પછી વાંચ્યા. એ પરિષદમાં કાયદાનો સવિનયભંગ (વ્યક્તિગત) કરવાનો ઠરાવ પણ જોયો. પ્રાન્તિક સમિતિની ઑફીસમાં કેટલીક મીઠાના કાયદા સામે સવિનયભંગ કરવાની દરખાસ્તો આવી છે તે પણ જોઈ. આ બધા ઉપરથી ગુજરાતના કાર્યવાહકોના દિલનું દર્દ હું જોઈ રહ્યો છું અને હું અત્યન્ત મુંઝાઉં છું. જેટલી કાર્યવાહકોના દિલમાં બળતરા થઈ છે એટલી ગુજરાતની પ્રજામાં તો નથી જ થઈ એમાં કંઈ શંકા નથી. કારણ ગમે તે હોય, કાં તો પ્રજાને આપણી વાત પસંદ નથી કે કાં તો આપણી કાર્યપદ્ધતિમાં ખામી છે. પણ એ વાત તો ચોક્કસ છે કે દાદાસાહેબ ગયા તેની જગ્યા પૂરનાર કોઈ નવો કાર્યવાહક આપણે મેળવ્યો નથી. ઇન્દુલાલભાઈની જગ્યા ખાલી જ છે. જો આમ એક પછી એક અથવા તો એક સાથે આપણે સૌ કાર્યવાહકો જેલમાં જઈ બેસીએ તો જતાં પહેલાં પાછળની વ્યવસ્થાનો વિચાર કરવો એ આપણો ધર્મ છે.

દેશની મુક્તિનો આધાર બારડોલીના રચનાત્મક કાર્યક્રમ ઉપર જ છે, એ વાત જ્યાં સુધી સમજાઈ નથી ત્યાં સુધી આપણે ગોથાં ખાવાના છીએ. ગયાજીનો કાર્યક્રમ સવિનયભંગની તૈયારીને માટે છે. એ તૈયારી પૂરી કરવાનો વખત તો પૂરો થઈ ગયો નથી તે પહેલાં એ કામ હવે થઈ શકે એવું નથી એમ માની એટલેથી છોડી દઈ સવિનયભંગને માટે ઉતાવળ કરવી તે કેસરીયાં નહિ પણ આંધળીયાં કરવા જેવું છે. ખાદીવિભાગ, કેળવણી અને અંત્યજની સંસ્થાઓમાં કામ કરનારાઓએ પણ સ્વયંસેવકોનાં પ્રતિજ્ઞાપત્રો ભર્યાં છે. તેમને પણ જેલ જવાની ઉતાવળ આવી છે. મને નથી લાગતું કે આ ભાઈઓએ પૂર્ણ વિચાર કર્યો હોય. રચનાત્મક કાર્યમાં રોકાયલા એક પણ કાર્યવાહકને જેલમાં જવા દેવા હું ખુશી નથી. એથી ગુજરાતને પારાવાર નુકસાન છે એમ મને લાગે છે. રચનાત્મક કાર્ય કરનારને જેલ જવું હોય તો પોતાની જગ્યાએ કામ કરનાર શોધી દેવો અથવા તો એ કામ એટલા જોરથી કરવું કે સરકારને પકડયે જ છૂટકો થાય. જેલ તો મારા જેવા રખડતા ભટકતા માટે અથવા તો જેને રચનાત્મક કાર્યમાં શ્રદ્ધા નથી તેને માટે છે. એવા સ્વયંસેવકોને માટે જેલનો દરવાજો એપ્રિલની આખર પછી ખોલી દેવામાં કંઈ અડચણ નહિ આવે પરંતુ એમાં પણ વ્યવસ્થા તો જોઈશે જ.

અમે ભૂલતા ન હોઈએ તો અમદાવાદની મહાસભાએ તૈયાર કરેલા પ્રતિજ્ઞાપત્ર પર કેળવણી અને અંત્યજની સંસ્થાઓમાં તેમજ ખાદીવિભાગમાં કામ કરનાર કાર્યવાહકોની મોટી સંખ્યાએ રીઝર્વ-અનામત-સૈનિક તરીકે સહી કરી હતી અને તે વખતે દેશનો જુસ્સો જોતાં કોઈ પણ પ્રકારનો વાંધો લેવાયો નહોતો. પણ આજે જ્યારે એ જુસ્સાનો ઓટ થયો છે અને નવા કાર્યવાહકો આવવાની ખાસ આશા નથી ત્યારે એવા કાર્યવાહકોને જંગમાં મોકલી ખપાવી દેવા વિષે જરૂર વિચાર થઈ પડે એ સ્વાભાવિક છે. પણ ખાદીવિભાગ, કેળવણી અને અંત્યજની સંસ્થાઓના કાર્યવાહકોને અસૈનિકની યાદીમાં મૂકવાથી આ પ્રશ્નનો ઉકેલ સહેજે થઈ જાય છે. હવે રહ્યો મહાસભાની ઑફિસનું કાર્ય કરનારા કાર્યવાહકોનો પ્રશ્ન. ઑફિસનું કાર્ય બે પ્રકારનું છે: (૧) પ્રમુખ, મંત્રી, તિજોરર, તપાસનીસ વગેરે જાતના હોદ્દેદાર તરીકેનું અને (૨) કાર્યવાહક કે બીજી કોઈ પેટાકમિટીના સભાસદ તરીકેનું. આ બન્ને પ્રકારનાં કામ જોખમદારીનાં છે, અને મહાસભાનું તંત્ર કાયમ રાખવાને માટે અનિવાર્ય છે. છતાં જ્યારે લડાઈના મેદાનમાં માણસોની મુન્ઝ(?)ને બીક પડી ત્યારે વૉરઑફિસમાં કામ કરનારા માણસોને છૂટા કરી લડવાને મોકલી આપ્યા અને વૉરઑફિસમાં પાછળ રહેલા માણસોએ વધારે સમય કામ કરી એમની ખોટ પૂરી કીધી તે આપણે જાણીએ છીએ. તો આપણે પણ આપણી ઑફિસમાંના કાર્યવાહકોમાંથી કેટલાકને સરકારની સામેના જંગને માટે ફાજલ પાડી બાકીનાઓ તેમને બદલે વધારે સમય મહેનત કરીએ તો તેમાં શું ખોટું છે? આ રીતે આપણે (૧) "રચનાત્મક કાર્યમાં જેમને વિશ્વાસ નથી રહ્યો તેવા માણસો" (૨) "રખડતા ભટકતા માણસો" અને (૩) આવી રીતે ફાજલ પાડેલા માણસોનું એક સૈનિકદળ ઉભું કરીએ અને સરકાર જે આપણને આજે યુદ્ધ માટે લલકારી રહી છે તેની સામે પ્રત્યક્ષ સંગ્રામ મચાવી તેના આહ્વાનનો ક્ષત્રિયોચિત ઉત્તર વાળીએ.

આજે સવિનયભંગને માટે શાંતિનું અનુકૂળ વાતાવરણ છે. મહિનો દોઢ મહિનો ચાલે એટલા સૈનિકો છે અને યુદ્ધનો ટંકાર થતાં યુદ્ધની વાટ જોઈ બેઠેલા બીજા સૈનિકો પણ મળી શકે તેમ છે. તો પછી બારડોલીમાં ધર્મક્ષેત્ર રચવા તૈયાર થયેલા ગુજરાતે *હવે શાની વાટ જોવી બાકી રહી છે? શું મહાત્માજીને* પૂરાયે તેર તેર મહિનાનાં વહાણાં વહ્યાં એ ઓછું છે? ગુજરાતના ચુનંદા કાર્યકર્તાઓને સરકાર પીઠ પાછળથી પકડીને સાબરમતીની જેલના પ્રાંગણ અદૃશ્ય કરતી જાય છે ને સરકારને સામી છાતીએ ભેટવાની મુરાદ મનમાં ને મનમાં જ રહી જાય છે એ સ્થિતિ ઓછી દુઃસહ છે? જ્યારે સરકાર એક દિવસ અચાનક પકડવાની છે એ ચોક્કસ છે તો પછી સરકારને સામા જઈને જ શા માટે ન ભેટવું? સરકારને આપણા હાથનું પાણી પૂરેપૂરું બતાવ્યા પછી જ શા માટે ન પકડાવું?

ન. મ. શાહ.

## શુદ્ધિ

ગયા અંકમાં 'મુખપૃષ્ઠ'ના લેખક તરીકે 'ગિજુભાઈ' છે તે ગજાનન વિશ્વનાથ પાઠક. નોંધમાં ૯૨ પાને ત્રીજી લીટી 'જાને આવી બે અસર શરમ સરકાર ઉપર શીર પહોંચાડી,' છે તેને બદલે 'જાણે આવી બેશરમ સરકાર ઉપર શી અસર પહોંચાડી' એમ વાંચવું.

# યુગધર્મ

પુસ્તક ૨ જેઠ, ૧૯૭૯

## વાચનમાળાના કેટલાએક સિદ્ધાંતો

ભાષાની વાચનમાળા લખવાનો ઉદ્દેશ વિદ્યાર્થીને ભાષાનું યથાર્થ જ્ઞાન આપવાનું સાધન ઉત્પન્ન કરવાનો છે. આ સાધન જેટલું ચોક્કસ, જેટલું સંપૂર્ણ, જેટલું નિર્મળ, તેટલી જ વિદ્યાર્થીની ભાષા ચોક્કસ, સંપૂર્ણ અને નિર્મળ થવાની, તેમ જ જેટલે અંશે વાચનમાળા વિદ્યાર્થીને ભાષાનું યથાર્થ જ્ઞાન કરાવી શકે તેટલે અંશે જ, તેની સફળતા લેખાય. વાચનમાળાનો ઉદ્દેશ વિદ્યાર્થીને માત્ર સારું વાચન પૂરું પાડવાનો ન જ હોઈ શકે તેમ જ વાચનમાળાનું પ્રમુખ કામ વિદ્યાર્થીને વિવિધ વિષયોનું જ્ઞાન આપવાનું નથી જ. વળી આપણા આદર્શો અને વિચારો નવી પેઢીમાં ઉતારવાનું સાધન માત્ર વાચનમાળા નથી. ભાષાની વાચનમાળાનો પ્રદેશ પ્રમુખતઃ ભાષાની દૃષ્ટિથી મર્યાદિત રહેવો જોઇએ. ભાષાની પાછળ પાછળ અનુકૂળ વસ્તુ અને ઉચ્ચાદર્શોને અવકાશ છે જ. વસ્તુ અને વિચાર વિનાની ભાષાનો અર્થ નથી, પણ વસ્તુ અને વિચારને અનુકૂળ ભાષાને બદલે બાળકના વિકાસને અનુકૂળ ભાષામાં વસ્તુ અને વિચારને સ્થાન મળવું જોઇએ. વાચનમાળા લખનારની દૃષ્ટિ સામે આ વિચાર ઉભો જ રહેવો જોઇએ.

અત્યાર સુધીની વાચનમાળામાં જે એક બે ભૂલો થયા જ કરી છે તેની નોંધ લેવી ઘટે છે.

વાચનમાળા બાળકને માટે છે એમ માન્યા અને કહ્યાં છતાં પાઠો લખતી વખતે આપણી દૃષ્ટિ સામેથી ઘણીવાર બાળક ખસી ગયું હોય એમ લાગે છે. આથી જ બાળકને શું ગમે છે, તેનો વિકાસ કેવી રીતે થાય છે, ને તે વિકાસને અનુકૂળ ભાષા અને વિચાર કેવી રીતે મૂકાવાં જોઇએ તેનો વિચાર મોટે ભાગે વાચનમાળાના પાઠોમાં નજરે પડતો

નથી; બેશક વાચનમાળામાં નવું નવું જ્ઞાન ભરેલું છે જ, નવી નવી ભાષાની રચના છે જ પરન્તુ તે કેવળ બાળકની દષ્ટિથી મૂકાયેલ નથી જ.

નાનાં બાળકો અઘરી ભાષા સમજી ન શકે માટે પ્રથમનાં એકાદ બે પુસ્તકોમાં સહેલી ભાષા મૂકી દીધી ને પછીનાં પુસ્તકોમાં ભાષા અઘરી કરતાં જવી એનું નામ કંઈ ભાષાની દષ્ટિથી ક્રમિક પાઠો કે પુસ્તકો રચ્યાં ન કહેવાય. નાનાં બાળક માટે સહેલી ભાષા અને મોટાં બાળકો માટે અઘરી ભાષા એવો નિર્ણય કદાચ તર્કથી ઠીક લાગતો હોય તો પણ એવો નિર્ણય બાળકના માનસની દષ્ટિએ ભૂલ ભરેલો છે. કઇ ભાષા અઘરી ગણાય ને કઈ ભાષા સહેલી ગણાય તેનો નિર્ણય બાળકના પરિચયથી જ થઈ શકે છે. આથી જ આપણી વાચનમાળાના પાઠો અને બાળકને આટલું બધું અન્તર છે. આપણે એમ માનીએ છીએ કે બાળકોને પોતાની આસપાસની દુનિયામાં ઘણો રસ છે તેથી તેનું પ્રતિબિમ્બ પાઠોમાં પડે તો પાઠો રસિક થાય. આ કથનમાં સત્ય છે, પરન્તુ બાળદુનિયાને પાઠોમાં કેવી રીતે રજુ કરવી તેની યોજનામાં આપણે નિષ્ફળ નીવડયા છીએ. કોઇ વાર ભાષાની પસંદગીમાં દોષ નથી હોતો તો વસ્તુની પસંદગી છેક વિચિત્ર હોય છે, તો વળી કોઇ ઠેકાણે વસ્તુ સુંદર હોય છે ત્યારે તેને યોગ્ય ભાષાનું બળ નથી હોતું. આ બધાનું કારણ એ છે કે આપણે જે સઘળી દષ્ટિથી વાચનમાળાને ઘડવી જોઇએ તે સઘળી દષ્ટિ આ જાતમાં હોતી નથી, અથવા એક દષ્ટિ પ્રત્યે આપણો પક્ષપાત હોય છે ને બીજી દષ્ટિ પ્રત્યે આપણું કેવળ દુર્લક્ષ હોય છે.

આટલી વસ્તુઓ વાચનમાળાકારના ધ્યાન બહાર ન જ જવી જોઇએઃ—

૧ ભાષા, ૨ વસ્તુ, અને ૩ માનસશાસ્ત્ર.

ભાષા—વાચનમાળાનો પ્રમુખ ઉદ્દેશ બાળકને ગંભીર ભાષાજ્ઞાન આપવાનો છે. તેથી વાચનમાળાનાં પુસ્તકોમાં ભાષા કેવી મૂકવી જોઇએ તેનો નિર્ણય પ્રથમ થવો જોઇએ. એક વસ્તુ સમજવા જેવી છે. આપણે જે બધું બોલીએ છીએ તે ભાષા છે પરન્તુ તેમાંનો જેટલો ભાગ લેખનવાચનમાં શિષ્ટ ગણીએ છીએ તે સિવાયનો ભાગ 'બોલી' ને નામે ઓળખવો જોઇએ—ઓળખાય છે. વાચનમાળાના શરૂઆતનાં પુસ્તકો બાળકોની ભાષાને અનુકૂળ હોવાં જોઇએ. પરન્તુ એ પુસ્તકો 'બોલ'થી ભરી દેવાં ન જોઇએ. એ બોલીમાં જે શિષ્ટભાષાના ભાગો છે તેને વાચનમાળામાં સ્વીકારવા જોઇએ.

કેટલાએક લેખકો આમ બોલી અને ભાષામાં તફાવત નથી ગણી શકતા તેથી તેની પોથીઓમાં એક છેડેથી બીજે છેડે સુધી ભાષાની બોલી નજરે પડે છે. બાળકને તે વાંચવી સુગમ પડે છે, પરન્તુ ભાષાના બળમાં વૃદ્ધિ થતી નથી. બાળકો જે સઘળું બોલે છે તેનાં પુસ્તકો કરવા જઇએ તો ઘણાં બધાં થઇ પડે, પરન્તુ તેમાં તો એક જ જાતની ભાષા આવે તેથી એવાં અનેક પુસ્તકો બાળક વાંચી જાય તો પણ તેનું ભાષાજ્ઞાન વધે નહિ. જેટલું બોલી શકીએ તેટલું વાંચી શકીએ તેમાં ભાષાજ્ઞાન છે પણ તે બહુ જ પ્રાથમિક કોટિનું. આથી જ ભાષાજ્ઞાનની શરુઆત બાળકોની બોલીથી કરીએ, પણ ઠેઠ સુધી બોલી મારફત ભાષાજ્ઞાન આપવાના ભ્રમમાંથી મુક્ત થઈએ.

એક બીજી વસ્તુનો વિચાર કરવા જેવો છે. બેશક આપણે બાળકોની બોલીમાંથી જ વાચનમાળાની ભાષા પકડી લઇએ, પરન્તુ તેમાંય આપણે વિવેક વાપરવો પડે. બાળક પોતાના જીવનવ્યાપારને લગતાં અનેક બનાવો સંબંધે વાણી બોલે છે, પરન્તુ તેનો બધો વાણીપ્રયોગ કાવ્યમય નથી હોતો. કેટલાએક પ્રયોગો તો છેક સામાન્ય હોય છે. વાચનમાળાના લખનારે કાવ્યમય વાણીપ્રયોગોને શોધી કાઢતાં શીખવું જોઇએ. બાળકોની જ ભાષા હોય છતાં તે સુંદરમાં સુંદર રીતે બાળદુનિયા અને બાળખ્યાલોને વ્યક્ત કરનારી હોય તો, વાચનમાળા માટે ખાસ યોગ્યતાવાળી છે. બાળકોના જ આવા ભાષા

પ્રયોગો ગોતી ગોતીને વાચનમાળામાં મૂક્યા હોય તો બાળકોને કશું નવું ન લાગે, છતાં તેના ભાષાના બળમાં વધારો થાય. કારણ કે જે વાણીમાં ભાષાનું બળ છે તેમાં વાચનમાળાદ્વારા સુપરિચય અને સ્પષ્ટ જ્ઞાન થાય છે.

એક ત્રીજી વાત પણ ખ્યાલમાં રાખવા જેવી છે. બાળક ઘણું બોલી શકે છે પણ તેની બોલીમાં ભાષાની દૃષ્ટિએ કંઈ કંઇ એવી બાબતો છે કે જેને એક જ જગ્યાએ મૂકવાથી બાળકને પણ નવીનતા જ લાગે. તેને પણ લાગે કે આ હું કંઇક નવું જ વાંચું છું, નવી જ રીતે જાણે મારા વિચારો દર્શાવું છું. સૂરજ ઊગવાની, તડકો થવાની, વાદળાં વીંખાઇ જવાની વાતો બાળક કરી શકે છે; વરસાદના છાંટાની, વિજળીની, મેઘધનુષ્યની વાતો બાળકની મર્યાદામાં છે. એ બધાં બાળકની વાણીના વિષયને એવી સુંદર રીતે ગોઠવી દેવા જોઇએ કે એ ગોઠવણમાંથી ભાષાની દૃષ્ટિથી આખો પાઠ એક અપૂર્વ કવિતા બની જાય, અને છતાં બાળકને તો લાગે કે આ તો હું બધું બોલું છું તે જ છે. એના જુના દોસ્તો નવી રચનામાં તેની નજરે પડે છે તેથી ભાષાનો પ્રવાહ બાળકમાં સહેજે પેસી જાય છે.

ભાષાજ્ઞાન કરવાની દૃષ્ટિથી એકબે બીજી બાબતોને પણ વિચારી શકાય. બાળકો જે બધું બોલે છે અથવા સમજે છે તે સ્પષ્ટતાથી અને પૂરી સમજણથી નહિ. તેમનો વાણીવ્યાપાર કામચલાઉ છે. એ વ્યાપારને સંપૂર્ણતા આપીએ, સ્પષ્ટતા આપીએ તો બાળકની ભાષાના પાઠો ગોઠવવાનું કામ સહેલું થઈ પડે. એક રીતે બાળકની જ ભાષા આવે અને બીજી રીતે એ ભાષા સુધરીને સ્પષ્ટ થઇને આવે એટલે બાળકો પોતાની ભાષાના દોષોને સહેજે કોરે મૂકી દે. નાનાં નાનાં જોડકણાં, રમતોના શબ્દો અને નાની નાની પંક્તિઓ, વાર્તાઓના ભાગો વગેરે બાળકો વાપરે છે—બોલે છે, પણ અસ્પષ્ટ અને અશુદ્ધ વાણીમાં. આજ વસ્તુઓ શુદ્ધિ અને સ્પષ્ટતાથી આવતાં બાળકની ભાષામાં ચોખ્ખાઇ અને વૃદ્ધિ થાય છે.

વાચનમાળાની ભાષાની શરૂઆત બાળકની ભાષાથી શરૂ થવી જોઇએ એમ કહેવામાં આવ્યું છે, એ કથનની સાથે જ એક બીજી વસ્તુને જોડવાની જરૂર છે. ઉપર કહ્યું તેમ બાળકોની અસ્પષ્ટ વાણીને સ્પષ્ટ મૂકવામાં ભાષાજ્ઞાન આપવાનો માર્ગ ઉઘડે છે તેમ જ બાળકોને ઇન્દ્રિયોદ્વારા જે વિધવિધ અનુભવો થાય છે તે અનુભવોને પણ ભાષાદ્વારા વ્યક્ત કરવાથી બાળકના ભાષાજ્ઞાનમાં વધારો થઈ શકે છે. બાળક બોલી શકે છે તે કરતાંય વધારે જાણી શકે છે. તેને અનેક વસ્તુના રૂપરંગ અને ગુણધર્મનો અનુભવજન્ય ખ્યાલ હોય છે. પરન્તુ ઘણી વાર તે અનુભવોને પ્રદર્શિત કરવાની બાળક પાસે ભાષા અથવા પૂરતી ભાષા નથી હોતી. આ અનુભવોને વાચનમાળાદ્વારા આપણે વાણી આપીએ તો ભાષાના જ્ઞાનની વૃદ્ધિમાં આપણે મદદ કરી કહેવાય.

વાચનમાળાકારોની એક આ ભૂલ તુરતમાં જ દૂર થઇ જવી જોઇએ. સુંદર વસ્તુના શોખીનો વસ્તુ અનુસાર ભાષા વાપરી ભાષા ખૂબ અઘરી કરી નાખે છે, તો કેટલાએક સહેલી ભાષાના શોખીનો સુંદર વસ્તુને એટલી બધી સહેલી રીતે મૂકે છે કે વસ્તુની સુંદરતા ઘટી જાય છે. આ બન્ને દોષો લોપ કરવા જેવા છે. લેખકે ભાષા કે વસ્તુ બેમાંથી એકેનોય મોહ કરવાનો નથી. બાળકની શક્તિનો ખ્યાલ રાખી યોગ્ય કાળે યોગ્ય ભાષા સાથે યોગ્ય વસ્તુને જોડવાની છે. ભાષા અને વસ્તુનો સુંદર મેળ થવાની જરૂર રહે જ છે. પણ વસ્તુ ખાતર ભાષાની કઠીનતા સ્વીકારવાની ન જ હોય. સારું તો એ છે કે એ બન્નેના ગુણો સચવાય, માટે એવા પાઠોને માટે યોગ્ય ધોરણ જ પસંદ કરવું. છતાં જે લેખક વસ્તુ અને ભાષા બન્નેને હાનિ પહોંચાડ્યા વિના વસ્તુ અને ભાષાને નીચેથી ઉંચે દરજ્જે લઇ જવાની કળા જાણે છે, તે જ લેખક વાચનમાળા સારી બનાવી શકે છે તે લક્ષમાં રાખવું.

જે ભાષા પ્રસાદરહિત છે તે ભાષા ભાષા જ નથી. બધી રીતે પાઠ ઠીક લાગતો હોય પણ વાંચતા સાથે એની ચોટ ન લાગતી હોય, એની ભાષામાં બાળક

નાણાઈ જતું ન હોય, એની ભાષા એના મોઢામાં બેસતી જ ન હોય, વાચન અખડઅખડ લાગતું હોય, વાક્યો તૂટતાં હોય, કે વાંચનારને અર્થ માટે વિરમવું પડતું હોય કે વિના કારણે થાક લાગતો હોય તો સમજવું કે ભાષા પ્રસાદરહિત છે. ભાષાજ્ઞાન કરાવવાની ચાવી ભાષાના પ્રસાદમાં રહેલી છે અને ભાષાનો પ્રસાદ એ કળાની વસ્તુ છે. ગમે તે માણસ વાચનમાળાના લેખનનો અધિકારી ન જ હોઈ શકે. બાળમાનસનો પૂરો અભ્યાસી ઉપરાંત ઉંચી કોટિનો કલ્પક આ કામને માટે લાયક છે. ગમે તેમ લખાએલી ચોપડી વાચનમાળાના નામને પાત્ર બની શકે જ નહિ. વાચનમાળાની રચનામાં બાળમાનસના પૂરા અભ્યાસ ઉપરાંત ઉંચી કોટિની કલ્પનાની અપેક્ષા છે. એકલું જ્ઞાન આપવાના ઉદ્દેશથી લખાએલી વાચનમાળા નીરસ બને છે. એ અનુભવ અસામાન્ય નથી. કોઈપણ વસ્તુ કે બનાવને તેની વિગતોની વિગતોમાં વર્ણવવા જતાં તે વસ્તુ કે બનાવની મીઠાશ—તેનું કાવ્ય—અલોપ થઇ જાય છે. આપણે જોવું જોઇએ કે જ્ઞાનભારે ભરેલી પોથીઓથી વિદ્યાર્થીઓ કેવા દબાઈ જાય છે ને સ્વતંત્ર હોય છે ત્યારે કેવી રીતે તેને છોડી દઇ રાજી થાય છે. કેટલીએક પોથીઓ વ્યાકરણની બેડીથી જકડાએલી હોય છે. ભાષાનું વસ્તુ અને બાળકના માનસનું ગમે તેમ થાઓ પણ પાઠો જે અમુક ઉપયોગી વ્યાકરણના નિયમોને શીખવવાના સાધનભૂત થતા હોય તો તેવા પાઠો સામે કશું વાંધા જેવું નથી એમ આપણે ઘણીવાર માની બેસીએ છીએ. વ્યાકરણ શુષ્ક વસ્તુ છે. ગમે તેટલું ઉપયોગી છે છતાં ભાષાના પ્રદેશના પ્રથમ પ્રવાસીને તે નકામું છે. વ્યાકરણની જ દૃષ્ટિથી મૂકાએલા પાઠો એકદમ નીરસ બને છે એટલુંજ નહિ, પણ તે ભાષાના શુદ્ધ વિકાસને રોકી રાખે છે. જે પોથીઓ વાંચતાં આપણને થાક લાગે, આપણને મઝા ન આવે તેવી પોથીઓ આપણે બાળકો પાસે તો ન જ મૂકીએ; ભાષા શીખનાર બાળક આખરે આવી પોથીની અવગણના કરે છે ને તેમાંથી પોથીનું સ્વાભાવિક મરણ ઉભું થાય છે. ટુંકમાં બોલીએ તો વાચનમાળાની ભાષા બેશક વ્યાકરણશુદ્ધ જોઇએ જ પણ તે ખાસ, વ્યાકરણ શીખવવા માટે તો ન જ જોઇએ.

ભાષાશિક્ષણમાં વપરાતી વ્યાકરણપદ્ધતિ કે પ્રત્યક્ષપદ્ધતિ નામની શિક્ષણપદ્ધતિઓના સિદ્ધાન્તોને અને વાચનમાળાની ભાષાને સીધી રીતે સંબંધ નથી. એકાદ શિક્ષણપદ્ધતિને અનુસરીને વાચનમાળા છપાવવાનું હાસ્યાસ્પદ સાહસ તો કોઇક જ ઉપાડે. કારણ કે પદ્ધતિ ભાષા શીખવવામાં મદદગાર થાય છે, પણ ભાષા પોતે તો પદ્ધતિથી નિરાળી અને પર છે. એવી જ રીતે મૂળાક્ષરો શીખવવાની જુદી જુદી રીતોને અને વાચનમાળાની ભાષાને સંબંધ નથી. વાચનમાળાની ભાષા અર્થસૂચક અને ભારવાળા શબ્દો અને વાક્યોથી શરૂ થાય છે. જે રીતે શબ્દનો વિકાસ થયો છે અને જે રીતે વાક્યનો વિકાસ થયો છે તે રીતે વાચનમાળાની ભાષા ગોઠવવી તેનું નામ વ્યાકરણપદ્ધતિ અનુસાર ગોઠવણ, અને જે રીતે બોલીએ છીએ તેમજ પુસ્તકની ભાષા ગોઠવવી, સવાલજવાબના રૂપમાં ભાષા ગોઠવવી તેનું નામ પ્રત્યક્ષપદ્ધતિ અનુસાર ગોઠવણ; આ બન્ને રીતમાંથી ભાષા મુક્ત રહેવી જોઇએ. જે કુદરતી ક્રમે બાળકમાં બોલવાની ભાષા વિકસે છે, જે કુદરતી ક્રમે બાળકમાં બોલવાની ભાષાશક્તિના સ્નાયુઓ ખીલે છે તેજ કુદરતી ક્રમ વાચનની ભાષામાં અનુસરવો જોઇએ. જે ઉમ્મરે બાળકને વાચનમાળા વાંચવાને યોગ્ય ગણીએ છીએ તે ઉમ્મરે બાળકને ભાષાનું જ્ઞાન સારા પ્રમાણમાં થઇ ગયું હોય છે. પણ તેથી બાળક એટલું બધું વસ્તુ તે જ ઢબે જેમ છે તેવી જ ઢબે મૂકી શકાય નહિ. વાચન જેમ બીજાના લેખિત વિચાર જાણવાનું સાધન છે તેમજ તે બીજાના લેખિત વિચાર જાણવાની ક્રિયા કેળવવાનું પણ સાધન છે. મોઢેથી બાળકો જેટલા બધા વિચારો જાણી શકે છે તેટલા બધા વિચારો વાંચવાની ક્રિયા એકાએક બાળક કરી શકતું નથી, અને તેથીજ ક્રમિક વાચનનો વિચાર વાચનમાળામાં આવશ્યક છે.

વાચનમાળાની ભાષા ધીમે ધીમે ચડતા દરજ્જાની થતી જવી જ જોઇએ. જેમ જેમ વધારે સૂક્ષ્મ અનુભવો અને તાત્ત્વિક વિચારો ભાષાનો વિષય બનતા જાય છે તેમ તેમ ભાષા આપોઆપ કઠીન થાય જ છે. ભાષાની સ્વાભાવિક કઠીનતા અને કૃત્રિમ કઠીનતામાં જે તફાવત છે તે સમજી શકાય તેવો છે. ભાષામાં કૃત્રિમ તફાવત વધારતા જવાથી વાચનમાળા ક્રમિક થઇ શકતી નથી. પરન્તુ જેમ જેમ મોટી ઉમ્મરનાં બાળકો માટે વાચનમાળાનાં પુસ્તકો રચતાં જઇએ તેમ તેમ બાળકોને પોતાની ઉમ્મરે થતા અનુભવો અને તેમને આવતા વિચારોને જો ભાષાદ્વારા યોગ્ય સ્વરૂપ આપવા પ્રયત્ન કરીએ તો વાચનમાળાનો ક્રમ સહેજે ગોઠવાય અને સચવાય. જેટલા પ્રમાણમાં બાળકોના અનુભવો અને વિચારો બળવાન અને ભારવાહી તેટલા પ્રમાણમાં ભાષા કઠીન બનાવવામાં કે હોવામાં અસ્વાભાવિકતા નથી આવતી. જેમ અઘરા શબ્દો મૂકવાથી ભાષા કઠીન થતી નથી તેમ લાંબા વાક્યો મૂકવાથી પણ ભાષા કઠીન થતી નથી. ભાષાનું બળ તેની મારફત વ્યક્ત કરવાના વિચારો કે અનુભવો ઉપર આધાર રાખે છે. આથી ભાષાને ક્રમિક બનાવવામાં વસ્તુનો વિચાર ગંભીરપણે કરવો પડે જ. જો કે વસ્તુ ઉપર ભાષાનો આધાર રહે છે છતાં વસ્તુનો પોતાનો આધાર બાળકોના મનની શક્તિ અને અનુભવ ઉપર છે તે ભૂલવું ન જોઇએ.

વાચનમાળાની ભાષા કેવી હોવી જોઇએ તે સંબંધે વિચાર દર્શાવ્યા. હવે એનું વસ્તુ કેવું હોવું જોઇએ તેનો વિચાર કરીએ.

વાચનમાળા નવી નવી વસ્તુઓ એટલે કે નવા નવા વિષયો શીખવવાનું ક્ષેત્ર ન જ હોવું જોઇએ. જે જે નવા વિષયો બાળકને શીખવાની વૃત્તિ છે, તે તે વિષયોની પરિભાષાનો પરિચય બાળકને થાય એ ઇષ્ટ છે. કારણકે ભાષા કોઇ પણ વિષયનો દારપાળ કે દરવાજો છે. આ દૃષ્ટિથી ભિન્ન-ભિન્ન વિષયો ઉપર પાઠો મૂકવામાં આવે અને તેની વસ્તુને કેવળ ભાષાની દૃષ્ટિથી જ સમજાવવામાં આવે તો હરકત નથી. વસ્તુના પાઠોને મોંએ કરાવવાની અને તેવું જ્ઞાન ગોખાવવાની ફરજ વાચનમાળાને માથે નથી. વિષયનું જ્ઞાન આપવાનું કામ વિષયની વાચનમાળાનું છે, નહિ કે ભાષાની વાચનમાળાનું.

વસ્તુની પસંદગી માટે વસ્તુની ભાષાનો મોહ ન જોઇએ તેમજ વસ્તુની પોતાની સુંદરતાનો મોહ પણ ન જોઇએ. જો કે વસ્તુની સુંદરતા અને ભાષાના ગૌરવ વિનાની વાચનમાળાની કલ્પનાજ થઇ શકતી નથી પણ એ સુંદરતા અને ગૌરવ બાળવિકાસને અનુસરવાં જોઇએ. આપણને ગમે છે એ વસ્તુ એક જાતનું છે, બાળકને ગમે છે તે વસ્તુ બીજી જાતનું છે. આપણી જાત સંબંધે અને આસપાસની દુનિયા સંબંધે આપણા વિચારો બાળકોના વિચારોથી જૂદા છે. આપણી કલ્પના અને બાળકની કલ્પનામાં મહદ્ અંતર છે. આપણી જ્યાં વ્યવહારબુદ્ધિ છે ત્યાં બાળકની કાવ્યદૃષ્ટિ છે. આપણે વસ્તુનું નિર્માણ અત્યન્ત વિચારપૂર્વક કરવું જોઇએ.

વાચનમાળાનાં પુસ્તકોમાં એજ વસ્તુને અવકાશ છે કે જેમાં બાળસ્વભાવનું દર્શન હોય, બાળદુનિયાનું શબ્દચિત્ર હોય ને બાળભાવોને, જીજ્ઞાસાને, ઉર્મીતા વેગને અને અનુભવ કરવાની વૃત્તિને સહાય અને સંતોષ મળતાં હોય. જે વસ્તુ બાળકને આકર્ષતી નથી, જે વસ્તુ બાળકને જાણવાની વૃત્તિ નથી, જે વસ્તુનો અનુભવ બાળકપણમાં થઇ શકે તેમ નથી, જે કલ્પનાથી પણ બાળક ઝીલી શકવા અસમર્થ નીકળે છે તે વસ્તુને વાચનમાળામાંથી કાઢી મૂકવી જોઇએ.

નાનાં બાળકોને પોતાની આસપાસ થતા બનાવો-જેમાં, બનતા બનાવોમાં, હરતાંફરતાં પશુપાણીઓમાં, પોતાના જ શરીર અને તેના કાર્યોમાં, પોતાની દિનચર્યામાં ને પોતાના ખાનપાનમાં અપૂર્વ રસ હોય છે. આ બાબતો જ્યારે તે વાચનમાળાના પાઠોમાં ચિતરેલી જુએ છે ત્યારે તેને અજબજેવી નવાઇ

લાગે છે; તે વસ્તુઓને તે વધારે અને નવીન રીતે સમજતાં શીખે છે. સાંભળેલું ને જોએલું, સુંઘેલું, સ્પર્શેલું ને ચાખેલું જ્યારે બાળકની વાચનભાષામાં નજરે પડે છે ત્યારે બાળકને નવો ચમત્કાર લાગે છે. પોતાના અનુભવો અને વાચનમાળાની વસ્તુને તે સરખાવે છે, પોતાના અનુભવોને સુસ્પષ્ટ કરે છે અને ઘણીવાર વસ્તુનું જૂદાપણું પણ શોધી કાઢે છે.

બાળક સ્વભાવથી અસાધારણ ક્રિયાત્મક જીવ છે. પોતે નિરંતર ક્રિયા કર્યા કરે છે તેમજ બીજાની ક્રિયાઓમાં તેને ખૂબ રસ આવે છે. ક્રિયાપ્રધાન રમતો, ક્રિયાપ્રધાન દશ્યો ને ક્રિયાપ્રધાન વાણી-પ્રયોગો તેને ગમે છે. આથી જ શરૂઆતની પોથી-ઓનું વસ્તુ ક્રિયાથી ભરપૂર જોઇએ. નાની નાની રમતો, નાનાં નાનાં ક્રિયાભરેલાં જોડણાં, અને બાળ-જીવનમાં આવતા નાના નાના પણ ક્રિયાપૂર્ણ બના-વોજ યોગ્ય વસ્તુ છે. બાળકને આ ઉમ્મરે પોતાની ઇંદ્રિયો અને શરીર કસવાનું હોય છે. આથી ઇંદ્રિયોના અનુભવગમ્ય વિષયોને વસ્તુરૂપે વાપરી શકાય જ.

બાળકની દુનિયાને જાણનારાઓ પણ ઘણીવાર વસ્તુની ગોઠવણમાં ભૂલ ખાય છે. વસ્તુને ક્રિયાત્મક વર્ણવવાથી વસ્તુમાં ક્રિયા આવતી નથી. તેમજ પશુ-પક્ષીઓના પાઠો લખવાથી બાળકની પાસે પશુ-પક્ષીઓની ક્રિયા અને રમતો ખડી થતી નથી. કેવી રીતે મૂકવાથી બાળદુનિયાની વસ્તુ બાળકને પોતાનીજ દુનિયાની લાગે તેની સમજણ લેખકમાં ખૂબ જોઇએ. એ એક કલાની દૃષ્ટિનો વિષય છે. આવી દૃષ્ટિની ખામી હોવાથી ઘણીખરી વાચનમાળામાં એકન્દરે બાળદુનિયાની વસ્તુ નજરે પડે છે, પણ બાળદુનિયા તેમાંથી જાગ્રત થતી નથી. બાળકને તે મરેલ સૃષ્ટિ લાગે છે.

બાળક જ્યારે મોરની કેકાનો પાઠ વાંચે ત્યારે તેના કાનમાં તેના ભણકારા વાગવા જોઇએ, વરસાદ અને વાવાઝોડી, વિજળી ને ગડગડાટનો પાઠ વાંચે ત્યારે તેનું મન જાણે વરસાદમાં ન્હાઇ રહ્યું હોય તેમ તેને લાગવું જોઇએ. બાળક ચાકપીઠનો પાઠ વાંચે ને તેના મગજમાં ઘાન્છીઆનો ઘોંઘાટ સંભળાય નહિ ત્યારે તે પાઠની કિંમત શી? બાળક કંદોઇની દુકાનનો પાઠ વાંચે ત્યારે તેના મોંમા પાણી ન આવી જાય ત્યારે તે પાઠ લખનારની ખૂબી શેમાં? 'ઘોડા-ઘોડા'ની રમતનો પાઠ વાંચતા વાંચતા બાળક ચોપડી છોડી ઘોડો થઇ દોડવા લાગે અથવા બીજા બાળકને ઘોડો બનાવી પોતે તેને હાંકવા માંડે ત્યારેજ 'ઘોડો ઘોડો' ના પાઠની સાર્થકતા. બાળદુનિયાના પાઠો લખવા એટલે કાગડાનું લૂણ્લખ્ચ અને લાંબું લાંબું વર્ણન કરવું કે ગાયના ગુણોની કે ઉપયોગની વાતો કરવી એમ નથી. બાળક કાગડામાં જે જુએ છે ને ગાયમાં જે ભાળે છે તે પાઠોમાં ઉતરવું જોઇએ. વસ્તુની આ ગોઠવણની નિષ્ફળતા અત્યારે અત્યન્ત સ્વાભાવિક છે.

બાલવાર્તાઓ વાચનમાળામાં અગત્યનું વસ્તુ છે. બાલકના વાર્તાશ્રવણપ્રિય સ્વભાવથી આપણે ખૂબ પરિચિત છીએ. બાળકની આસપાસ જે અદ્ભુત જગત છે તેની ઉત્પત્તી સંબંધે, તેમાં બનતા બનાવો સંબંધે બાળકના મગજમાં કંઇક કંઇક કલ્પનાઓ અને વિચારો આવે છે. જૂના લોકોની પેઠે બાળકો પોતે એ ચમત્કૃતિઓના ખુલાસાઓ પોતાની ઢબે શોધી કાઢે છે. વળી બાળક એટલું બધું ભોળું અને નિર્દોષ પ્રાણી છે કે તે પોતે પોતાની આસ-પાસના પ્રાણીઓની સાથે એકતા અનુભવી શકે છે. તેમનામાં બોલવાની, વિચાર કરવાની, પોતાની પેઠે જીવવાની શક્તિ છે એવી તેમને કલ્પના થાય છે, એમ તેમને લાગે છે. આથી જ જગતના બનાવોના ખુલાસાની અથવા પ્રાણીપશુઓના જીવનની વાર્તા-ઓ સાંભળવાનો બાળકને ભારે શોખ છે. વાર્તાનું શ્રવણ એ એક જાતનું પાઠનું વસ્તુવાચન છે. વાર્તાના શ્રવણથી બાળકોની કલ્પનાશક્તિ ખીલે એ માન્યતાનો અત્રે પક્ષ નથી, પણ તેનાથી બાળકની ભાષા ઉપર ખૂબ અસર થાય છે એ વાત અનુભવસિદ્ધ છે. બાળકને કાને આખા દિવસમાં ઘણા ઘણા શબ્દો પડે છે. ઘણી ઘણી જાતની વાક્ય-

રચના અઘરાય છે. એ બંધાતી સુસંગતિ બાળકો પોતાને કહેવાની વાર્તામાંથી ગોતી લે છે. શબ્દનો ખરો ઉપયોગ અને વાક્યના અર્થનું યથાર્થપણું ઘણુંખરે ભાગે બાળક વાર્તાના કથનમાંથી મેળવે છે. કારણ એ છે કે વાર્તા રસપ્રધાન છે. રસની જમાવટ કરતાં કરતાં વાત. હમેશ શબ્દ અને વાક્યને બરાબર ખરા અર્થમાંજ વાપરી શકે છે. એથી જ રસની જમાવટ પણ શક્ય છે. આવી બાળકપ્રિય વસ્તુ જે વાચનમાળામાં ન હોય તે વાચનમાળા જ ન કહેવાય.

વાર્તાનું વસ્તુ વાચનમાળામાં અને બીજી રીતે પણ ઉપકારક છે. વાર્તા સંકલનાબદ્ધ હોવાથી તે બાળકનું વાચન સરળ અને ત્વરિત બનાવવામાં મદદગાર બને છે. ઉપરાંત વાર્તાની સંકલનાબદ્ધ વસ્તુને લીધે બાળકમાં સ્મરણશક્તિ અને નિબન્ધશક્તિનાં બીજો સ્વયં અંકુરિત થાય છે.

છતાં એક વિચાર આવશ્યક છે. દરેક વાર્તા વાર્તાના નામને લાયક નથી હોતી. વળી દરેક વાર્તા બાળદુનિયાની નથી હોતી તેમજ દરેક વાર્તામાં વાચનનો વિષય થવાનો ગુણ નથી હોતો. આવી વાર્તાઓને વાચનમાળામાં અવકાશ નથી. જેને બાલવાર્તા કહેવામાં આવે છે તેજ વાર્તાઓ શરૂઆતનાં પુસ્તકોમાં મૂકવા જેવી છે. આ વાર્તામાંની જે કેવળ શ્રવણનો વિષય હોય તેને છોડી દેવી ઘટે છે. વળી વાર્તા કહેવાની રીત અને વાર્તા લેખનની રીત હમેશ જુદી પડે છે, તેથી જે વાર્તા કહેવામાં સુંદર હોય પણ લખવામાં બગડી જતી હોય તેને પણ છોડી દેવી જોઈએ. ઉપરાંત મોઢેથી વાર્તાને સાંભળી તેને સમજવી એક વાત છે ને લખેલી વાર્તાને સમજવી એ બીજી વાત છે.

બાળક જેટલી અઘરી વાતો સાંભળી શકે તેટલી અઘરી વાતો વાંચી શકે નહિ. કારણ કે નાની ઉમ્મરે વાંચવાની ક્રિયા એટલી બધી સિદ્ધ થઈ હોતી નથી. આથી કથનની વાર્તા અને વાચનમાળાની વાર્તામાં ઘટતો ફેરફાર કરી લેવાની જરૂર રહે છે. આ ફેરફાર કરવાની કળા વાચનમાળાના લેખકમાં ન હોય તો વાર્તાના પાઠો શુષ્ક અને નિરૂપયોગી થઈ પડે છે. આપણી અત્યારની વાચનમાળાઓમાં આવી વાર્તાઓ થોકડેબંધ છે.

કેળવણીનું એક કાર્ય ભાવિ પેઢીને સમાજે અત્યાર સુધીમાં મેળવેલાં જ્ઞાન અને અનુભવનો વારસો આપવાનું છે. પ્રત્યેક સમાજને પોતાની ભાવિ પેઢીને વિશિષ્ટ વારસો આપવાનું હોય છે જ. એ વારસામાં ભૂતકાળ અને ભવિષ્યને સાંધવાની, ભૂતકાળને બરાબર સમજતો કરવાની અને ભૂતકાળના જ્ઞાન ઉપર ભવિષ્યકાળને કેટલેક અંશે સમૃદ્ધ કરવાની શક્તિ હોય છે. જે સમાજને પરંપરા નથી તે સમાજ ભાગ્યશાળી છે તેમ કમનસીબ પણ છે. પરંપરાયુક્ત સમાજનું ભવિષ્ય જેટલું વધારે વેગથી અને બળથી ઘડી શકાય છે, તેટલું પરંપરાબદ્ધ સમાજનું ભવિષ્ય ઘડી શકાતું નથી. જ્યાં પરંપરાબદ્ધ સમાજને કેટલીકવાર જે ડહાપણ અને અનુભવનો વારસો મળે છે તે ડહાપણ અને અનુભવથી પેલો સમાજ વંચિત રહે છે. વારસો મેળવનાર સમાજ સમજુ હોય ને વારસામાંથી વારસાની જડતાને બદલે વારસાનું ચેતન પકડી શકે તો તેની પ્રગતિ વધારે વેગથી થાય છે.

આપણું ભાવિજીવન ઘડવામાં આપણાં પુરાણાં ડહાપણ ને અનુભવને સંભાળથી અને વિવેકથી ઘટ શકીએ જ. વાચનમાળા આ ડહાપણ અને અનુભવને પોતાનામાં ઉતારે તો જ આપણે ભાવિ પેઢીને તેનો લાભ આપી શકીએ. આમ આપણે આપણા ઇતિહાસપુરાણોને, આપણાં સતશાસ્ત્રોને, સ્મૃતિઓને અને ગાથાઓને વાચનમાળાના વસ્તુ તરીકે વાપરી શકીએ. આપણી વાચનમાળાના વસ્તુ માટે રામાયણ છોડી ઈસપકને વળગવા ન જઈએ. પંચતંત્રની સારી વાર્તાઓ અને જાતકો છોડી ઈસપનીતિને પકડીએ નહિ; ઐતિહાસિક સમયસૂચક વીરનરોને છોડી દઈને એન્ડીપુર અને જ્હોનીકેનને ન ઉપા-

ટીએ. હજારો વાચનમાળાનાં પાનાં ભરે એવું આપણું પુરાણું વસ્તુ નવયુગને છાજે તેવા ઢાળામાંથી કાઢીને આપણે ખુશીથી વાપરી શકીએ. પરંપરાગત પ્રાપ્ત થએલ સાહિત્યમાં જરા નજર નાંખીએ તો આજની વાચનમાળાનું વસ્તુદારિદ્ય આપણે એકદમ દૂર કરી શકીએ. સ્વદેશી પાત્રોનો પરિચય જેટલી સહેલાઈથી બાળકો કરી શકે ને તેમનો પ્રાણ પોતાનામાં ભરી શકે તેટલી સહેલાઇથી વિદેશી પાત્રોનો પરિચય સંભવિત નથી; તેમ જ તેમનો પ્રાણ તેમને સમજાતો નથી તો પોતાનામાં ઉતરે તો ક્યાંથી જ. પોતાની આપણી પર જે ગુણદોષની અસર કરી શકે છે તે પારકાં કરી શકતાં જ નથી. દૂરના તે દૂર જ લાગે છે, અને તેનો અને આપણો મેળ ખાતો જ નથી.

વિદેશી આદર્શો નિર્મળ હોઇ શકે છે, તેનાં નરનારીઓ દૃષ્ટાન્તરૂપ થઈ પડે તેવાં હોય છે પરન્તુ આપણાં બાળકોને તે આકર્ષક થઈ શકે જ નહિ; આથી તેમને વાચનમાળામાં તો સ્થાન નથી જ. ખરી વાત એમ છે કે એકવાર આપણાં બાળકો આપણા જ આદર્શો અને ઉત્તમ નરનારીઓને બરાબર સમજતાં થઇ શકે તો જ તે અન્ય દેશના આદર્શો અને નરનારીઓને યોગ્ય રીતે પિછાની તેનો લાભ ઉઠાવી શકે. આ વિચાર રાષ્ટ્રધર્મવૃત્તિને લીધે નથી પણ બાળકના સ્વાભાવિકપણાના અનુભવ ઉપર ઘડાએલો છે.

અત્યારની વાચનમાળાની એક ખામી આપણે તરત જ સુધારવી જોઇએ. શાળા એ ખરી રીતે ગૃહનું અનુસંધાન છે. બાળકની કેળવણીની શરૂઆત શાળામાંથી જ થતી નથી. ખરી રીતે જન્મથી જ ઘર બાળકની શાળા થઈ રહે છે. શાળાનો કાર્યપ્રદેશ ઘરમાં મળેલી બાળકની કેળવણીને વિસ્તારવાનો અને તેમાં ઉમેરો કરવાનો છે, પણ જો શાળા ગૃહકેળવણીની અવગણના કરી શરૂઆતથી જ કેળવણી આપવાનો ડોળ કરે તો તેની કેળવણી નિષ્ફળ જ જાય. શાળાની કેળવણીના પ્રત્યેક વિષયને ગૃહની સાથે જોડી દેવો જોઇએ. આપણે એમ સમજી લેવું જોઇએ કે શાળા એ એક વિશાળ ગૃહ છે. મોટી ઉમ્મરે બાળકને પોતાનું નાનું ઘર છોડી મોટા ઘરમાં આવવું પડે છે એટલો જ માત્ર તફાવત છે. જે, ગૃહમાં બાળક જીવન જીવે છે તે જીવનને વધારે વિશાળ અને સંસ્કૃત કરવામાં જ શાળાની સફળતા છે. તેથી ઉલટું જીવન તેનામાં રેડવામાં શાળાની નિષ્ફળતા છે. આ દૃષ્ટિએ વાચનમાળાનું વસ્તુ ગૃહજીવનને સુસંગત, પોષક, પ્રતિબિંબરૂપ અને અનુસંધાનક હોવું જોઇએ. વાચનમાળાની હવા એકાએક બદલાઇ જવી ન જોઇએ; જે રમતો ઘરમાં બાળક રમતું હોય તે રમતો વાચનમાળામાં બાળકને રમવા મળે તો, જે નાનાં નાનાં જોડકણાં બાળક ઘરમાં બોલતું હોય તે જ જોડકણાં વાચનમાળા તેને આપે તો, જે વાર્તાકથાણામાં બાળક ખૂબ મજા લઈ રહ્યું હોય તે જ તે પોતાની વાંચનમાળામાં દેખે તો તેને કેવો ખ્યાલ આવે? વાચનમાળામાં મા ગાતી હોય તેવાં જ હાલરડાં અને બાપ લલકારતો હોય તેવાં રાષ્ટ્રગીતો હોય તો બાળકને એમ લાગે ખરૂં કે ઘર ને શાળામાં કંઈ તફાવત છે? પછી શાળા તેને એક નવા પ્રકારનું હાઉ લાગે ખરૂં? અત્યારની વાચનમાળામાં માબાપ, ભાઇભાંડુ, નાગોડીઆ ગોઠીઆ અને બાળખેલોની કેટલીક વાતો છે? ઘરમાં મા રાંધતી હોય અને દીકરી તેને મદદ કરતી હોય, ભાઇ બાગમાં ફુલ વીણતો હોય ને બેન માળા ગુંથતી હોય, બાપા પ્રાર્થના કરતા હોય ને છોકરાં પ્રાર્થના કરતાં હોય, માજી વાર્તા કહેતાં હોય અને બાળકો ઉંચી ડોકે વાર્તા સાંભળતાં હોય એ ચિત્રો વાચનમાળામાં ક્યાં છે? વરસાદ આવતો હોય, ઘરમાં ચુવા થતા હોય, તેથી થઇ રહેતી દોડાદોડનો ચિતાર આપતા, દેવદર્શન જવાના ને નવરાત્રિના ગરબાઓ ગાવાના પાઠો આપણી વાંચનમાળામાં ક્યાં છે? ઉલટું નિશાળ અને મહેતાજીના પાઠો ને ભણતર અને ગણતરના પાઠો, શાળા અને ગૃહ વચ્ચે મોટું અન્તર ઉભું કરી રહ્યાં છે.

વાચનમાળાના એક બીજા દોષ ઉપર આપણું ધ્યાન જવું જોઇએ. સામાન્ય રીતે વસ્તુની બાબતમાં

અમીરી પોથીઓનું અનુકરણ હોય છે. એ ઉપરાંત જે વસ્તુ મૂકવામાં આવે છે તે ઘણેભાગે શહેરી જીવનને લગતું અને મધ્યમવર્ગના લોકોથી કંઇક ઉંચા લોકોનાં બાળકોના જીવનવ્યવહાર અને અનુભવને ઓળખનારૂં હોય છે. આથી સામાન્યવર્ગ અથવા નીચાવર્ગનાં બાળકોને વાચનમાળાનું વસ્તુ કેવળ અપરિચિત લાગે છે અને તેથી તેમને વાચનમાં નીરસતા અને કંટાળો આવે છે. કોઈ કોઇ વાચનમાળાએ ખેડુજીવનના કે એવા બેચાર પાઠો મૂક્યા છે તેથી નીચલા વર્ગને પણ વાચનમાળામાં વીસરવામાં નથી આવેલ એવી દલીલ ચાલી શકતી નથી. એ પાઠોનો ઉદ્દેશ જ જુદો છે. વાચનમાળામાં આખી સમાજના બાળકોને ઉપયોગી અને ઉન્નત કરનારૂં વસ્તુ મૂકાવું જોઇએ.

વસ્તુની દૃષ્ટિએ હવે એકજ વિચાર કરવાનો રહે છે. વાચનમાળામાં જેમ ભૂતકાળને ભૂલવાનો નથી તેમ વર્તમાનકાળ અને ભવિષ્યકાળને પણ ભૂલવાના નથી. ભાષાની દૃષ્ટિને લેશમાત્ર આડે ન આવે તેવા અને વિદ્યાર્થીઓના આજના અનુભવો, વિચારો, આવેશો અને માનસિક આન્દોલનોને ઝીલે તેવા પાઠો વાચનમાળામાં અવશ્ય હોવાજ જોઇએ. વાચનમાળા એ બાલજીવનની જીવન્ત વસ્તુ છે. એ કાંઇ એકાદ ભૂતકાળ ઉકેલનારો શિલાલેખ નથી. એમાં એકલી પુરાણી હકીકતો મૂકવાથી વર્તમાનકાળને ભૂતકાળની કબરમાં દાટી દીધા જેવું થાય. વાચનમાળામાં વર્તમાન તો પ્રતિબિમ્બિત થવોજ જોઇએ. વાચનમાળાનું વસ્તુ સનાતન પ્રકારનું ન હોઇ શકે પણ તેની પાછળ રહેલા સિદ્ધાન્તો તો સનાતન હોવાજ જોઇએ. સ્વાતંત્ર્યના પાઠો તો દેશેદેશની વાચનમાળામાં હોયજ; પણ આ દેશની વાચનમાળાના પાઠોમાં સ્વાતંત્ર્યની ભૂખ જગાડે તેવા પાઠો હોય તો બીજા દેશની વાચનમાળામાં સ્વાતંત્ર્યવૃત્તિ કાયમ રાખે તેવા પાઠો હોય તો વળી ત્રીજા દેશમાં સ્વાતંત્ર્યના સદુપયોગના પાઠો હોય. એક દેશની વાચનમાળામાં વિદ્યાર્થીઓને ધર્માભિમુખ કરે તેવા પાઠો હોય તો વળી બીજા દેશની વાચનમાળામાં વિદ્યાર્થીઓને ધર્મમાંથી પડતા બચાવવાને પાઠો હોય. એક પ્રજાની વાચનમાળામાં અહિંસાવૃત્તિને રોપે તેવા પાઠો હોય તો બીજી પ્રજાની વાચનમાળામાં હિંસાવૃત્તિને કાપી નાંખનારા પાઠો હોય. ખેતીપ્રધાન દેશની વાચનમાળામાં કૃષિવિષયક પાઠો વધારે હોય તો વણકરપ્રધાન દેશની વાચનમાળામાં વણાટનો મહિમા હોય. અત્યન્ત ગંદી પ્રજાના પાઠોમાં સ્વચ્છતાના પાઠો હોય તો વળી જે પ્રજામાં સ્વચ્છતાનું ભૂત પેસી ગયું હોય તેની વાચનમાળાના પાઠોમાં વિજ્ઞાનના પાઠોનો ભાર વધારે હોય. જે દેશમાં માણસ માણસ વચ્ચે અસ્પૃશ્યતા હોય, તે દેશની વાચનમાળામાં અસ્પૃશ્યતાના પાપનો પાઠ પહેલે પાને અને મોટે અક્ષરે લખાવો જોઇએ, પણ જે દેશમાં સમાજવ્યવસ્થા જ ન હોય ત્યાં જ્ઞાતિવ્યવસ્થાના મૂળભૂત સિદ્ધાન્તોનો પાઠ લખી શકાય. આ રીતે દેશ અને કાળ પરત્વે વસ્તુમાં ફેર પડે પણ વસ્તુ પાછળ રહેલ સનાતન સિદ્ધાન્તો તો એકજ રહે. જેમ વાચનમાળામાં વર્તમાનકાળનો વિચાર કર્યા વિના નજ ચાલે તેમજ વાચનમાળામાં ભવિષ્યની દૃષ્ટિ મૂક્યા વિના ચાલે જ નહિ. કેળવણીકારો ભવિષ્યના દ્રષ્ટા છે ને તેથી તેઓ ભાવિયુગના સૃષ્ટા પણ છે. સમાજને નવા વિચાર, નવા આચાર, નવી ભાવના, નવી કલ્પના ને નવી દૃષ્ટિ આપવાનું કામ તેમનું છે. પ્રજાનો દૃષ્ટિકોણ ખરી રીતે એકલા કેળવણીશાસ્ત્રીઓજ બદલાવી શકે છે. તેમના અનેક સાધનોમાંનું એક સાધન વાચનમાળા છે. એ સાધન સર્વોપરિ નથી છતાં ઘણું બળવાન તો છે જ. વિલાસની ભાવનાને બદલે સંયમની ભાવના, એકલી રાષ્ટ્રવૃત્તિને બદલે વિશ્વવૃત્તિ-દૃષ્ટિ ને પરિગ્રહની ઇચ્છાને બદલે દાનવૃત્તિનો આદર્શ વાચનમાળા દ્વારા સરસ રીતે ઠસાવી શકાય. આ દુનિયામાં શું સુંદર છે, શું શ્રેય છે, શું સ્વીકાર્ય છે તેની ભાવના ઘડી શકાય. જૂના જીવનનો કેવી રીતે પુનરુદ્ધાર થઇ શકે તે બતાવવામાં વાચનમાળા ઘણું કરી શકે. ટુંકમાં કહીએ તો દરેક વસ્તુને કેવી નવી રીતે ઉકેલવી અને કેવી રીતે

સમજાવી તેની ઉદાર શક્તિ વાચનમાળામાં વિવેકથી પસંદ કરેલું વસ્તુ આપી શકે જ—આપી શકવું જોઈએ જ. જો હજુ પણ લડાઈઓ જ જોઈતી હોય તો લડાઈમાં અમર થઈ ગયેલાઓની સ્તુતિ ગાનારા પાઠો વિના વાચનમાળા નકામી છે; પણ જો લડાઈ એક ભયંકર આપત્તિ છે એમ લાગતું હોય તો રાજાઓના લોભને ધિક્કારી કાઢનારા પાઠો મૂકવા જ જોઈએ. જે પ્રજાને ગુલામીમાંથી મુક્ત થવું હોય તે પ્રજાની વાચનમાળાનો પહેલો પાઠ ' હું ગુલામ નહિ રહું કે હું ગુલામ નથી ' એ વાક્યથી શરૂ થવો જોઈએ. જે પ્રજા ધનવાનોથી ત્રાસી ગઈ હોય તે પ્રજાની વાચનમાળામાં ગરીબીનો મહિમા ન હોય તો પ્રજા વાચનમાળા કરવા લાયક નથી એમ જ સમજવું. કેળવણીકારો પ્રજાના ચિકિત્સકો છે. વાચનમાળાદ્વારા પણ પ્રજાના રોગની દવાનું પ્રીસ્ક્રીપ્શન તેઓ આપી શકે છે. વસ્તુ પરત્વે વાચનમાળામાં આ બધી દૃષ્ટિ અતિ આવશ્યક છે. આ દૃષ્ટિથી વસ્તુને મૂકવામાં આવે તો આજની વાચનમાળાનો દરજ્જો ઘણો ઉંચા પ્રકારનો થઈ જાય. અસ્તુ.

હવે માનસશાસ્ત્રની દૃષ્ટિએ થોડોએક વિચાર કરી આ લેખમાંથી વિરમીએ.

"ભાષા અને વસ્તુ બંને પરત્વે માનસશાસ્ત્રનો વિચાર આવશ્યક છે."

જેમ બાળકના શરીરને ઉંમર છે તેમ તેના માનસને પણ ઉંમર છે. અમુક વયનું શરીર અમુક જ બોજો ઉઠાવી શકે છે તેમ અમુક વયનું મન અમુક જ બૌદ્ધિક ભાર ઉપાડી શકે છે. શરીરને જેમ વિકાસ અને બળનો અવકાશ છે તેમ માણસ સંબંધે પણ છે. સામાન્ય રીતે બાળક ત્રણ વર્ષનું થાય છે એટલામાં તેને વાણીની ક્રિયા સિદ્ધ થઈ જાય છે. ભાષાજ્ઞાન માટેનું એક આવશ્યક ઓજાર ત્રણ વર્ષમાં પરિપક્વ થાય છે. પછીથી જેમ જેમ બાળકના મનની ઉંમર વધતી જાય છે તેમ તેમ ભાષાજ્ઞાનના વર્તુળનો વિસ્તાર વધતો જાય છે. આપણો એવો અનુભવ છે કે મોટે ભાગે અમુક વય પહેલાં અમુક વિચારો બાળકો સમજી જ શકતા નથી. આનું કારણ એ કહી શકાય કે અમુક વય સુધી અમુક માનસિક વિકાસ સંભવિત નથી. ઘણીવાર અમુક ગંભીર વિચારો આપણે બાળકને નાની ઉંમરે સમજાવવા મથીએ છીએ છતાં બાળક તેને ગ્રહણ કરી શકતું નથી. બાળક એ વિચારોને બોલી બતાવે છે પણ તેનું રહસ્ય, તેનો મર્મ તેના ખ્યાલમાં આવી શકતો નથી. ભાષાની દૃષ્ટિએ વાચનમાળા ક્રમિક હોવા છતાં બાળમાનસની દૃષ્ટિએ વાચનમાળા ક્રમિક ન પણ હોય. જે કરવાનું છે તે એ છે કે ભાષા અને માનસ ઉભયની દૃષ્ટિએ વાચનમાળાના પાઠો ક્રમિક જોઈએ. પાંચ ચોપડીમાં આપણે આખી ગુજરાતી ભાષાનો ક્રમ સુંદરમાં સુંદર રીતે મૂકી શકીએ. એવી ગોઠવણ આપણે જરૂર કરી શકીએ કે પાંચ ચોપડીનો બરાબર અભ્યાસ કરનાર ગુજરાતી ભાષા પુરેપૂરી જાણી શકે. પરંતુ પ્રશ્ન એ છે કે પાંચજ વર્ષમાં, અથવા ભાષાનો ક્રમ જે ત્વરિત અનુસંધાન અને ગતિથી મૂકેલો હોય તે અનુસંધાન અને ગતિથી બાળકનું મન-મગજ-ચાલી શકશે ? વાચનમાળામાં સામાન્ય રીતે આ દૃષ્ટિનો અભાવ છે. બાળક આજે ચાલતાં શીખ્યું માટે તેણે કાલે દોડતાં શીખવું જોઈએ, બાળકે આજે વાણીની શરૂઆત કરી માટે કાલે તેણે આખી ભાષા બોલી જવી જોઈએ એવો કાંઈ કાયદો નથી. એવા કાયદાને આપણે હસીજ કાઢીએ. આપણે કહીએ કે ચાલતાં શીખ્યા પછી દોડતા શીખતાં સો મહિનાઓ જાય, કારણકે ચાલવાની ક્રિયાની પરિપૂર્ણતા એજ દોડવાની ક્રિયા છે: આપણે કહીએ કે ઉચ્ચારણની ક્રિયા પછી આખી ભાષા બોલવાની શક્તિ મેળવતાં લાંબો વખત જાય, કારણકે ઉચ્ચારણની ક્રિયાની પરિપૂર્ણતામાંજ ભાષા બોલવાની શક્તિ સમાયેલી છે. આ પરિપૂર્ણતા મેળવવા અવકાશની, કસરતની અને આરામની જરૂર છે. વાચનમાળાના પાઠોમાં ક્રમસર ભાષા મૂકાય પણ તેનો ક્રમ જો પગથીએ પગથીએ ચડતોજ જાય અને

બાળકને દરેક પગથીઆ ઉપર પ્રભુતા મેળવવાને કસરત અને આરામનો અવકાશ ન મળે તો બાળક જાણે ડોળીમાં બેસીને ભાષાપર્વત ચડે છે એવું થાય. એનું પરિણામ એ આવે કે બાળકને ભાષાનું શાબ્દિક જ્ઞાન થાય પણ ભાષાનો પરિચય–અનુભવ ન થાય અને તેથી બાળક ભાષાનું જોર, જોમ, જોસ, મર્મ વગેરે સમજી શકે નહિ. આપણે સૌ ભાષા જાણીએ છીએ પણ તેના શબ્દાર્થમાં, તેના રહસ્યમાં નહિજ. ભાષાજ્ઞાન ખરા અર્થમાં જેને થાય છે તેને ભાષાનું બળ એટલું બધું પ્રબળ લાગે છે કે તે અનેક પુસ્તકો વાંચવાને બદલે, ઘણા થોડામાંથીજ જીવનની સામગ્રી મેળવી લે છે; તેને એકાદ ઉપદેશની ચોટ બસ થઇ પડે છે. તેને એકાદ ધર્મગ્રંથ ધાર્મિક જીવન અર્પવા બસ થાય છે. એકાદ વાત, એકાદ કવિતા, એકાદ વિચાર તેને ધાયલ કરવા સમર્થ બની શકે છે. થોડાં પગથીઆં પછી એકાદ સપાટ પ્રદેશ આવે, વળી બીજાં થોડાં પગથીઆં પછી પાછો એકાદ વિસ્તીર્ણ સપાટ પ્રદેશ આવે, વળી પછી એકાદ કઠણ ચઢણ ચડયા પછી ખુસ્નુમા હવાવાળો સીધો સપાટ રસ્તો આવે તો મુસાફરને પર્વત ચડવાનો શ્રમ ન પડે અને આખા પર્વતનો સુંદર અને પાકો પ્રવાસ થાય. આમ વાચનમાળાની ભાષાનો ક્રમ ગોઠવતાં કરવું જોઇએ. થોડાએક પાઠો ભાષામાં બાળકને ઉંચે ચડાવે, પણ પછી તેજ પાઠોના ( શૈલીમાં ) પુનરાવર્તન જેવા પાઠો આવે એટલે બાળકને નવો શ્રમ કરવા જેવું ન રહે પણ પૂર્વે શ્રમ કરેલો હોય તેની કસરત થાય અને આરામ મળે, એટલે વળી બાળક તાજું થઇ નવા ક્રમે ચડવા ઉત્સુક બને.

ઝાડ આજે એક પાન કાઢે, પછી કાલે બે પાન અને પરમ દિવસે ત્રણ પાન એમ દિવસો વધવા સાથે પોતાનાં પાનો વધારી શકતું નથી. ઝાડ પોતાની સ્વાભાવિક વૃદ્ધિના નિયમને અનુસરીને વધ્યે જાય છે. એવીજ રીતે ભાષાજ્ઞાનમાં વધવાનો અમુક સ્વાભાવિક નિયમ અને ક્રમ છે. આ નિયમ અને ક્રમને અનુસરીનેજ પાઠોનો ક્રમ મૂકાવો જોઇએ. આપણે લખીએ તે ક્રમે બાળક શીખી જતું હોત તો બાળકો થોડાજ વખતમાં મોટા જ્ઞાતા થઇ શકત. આવા ક્રમને અનુસરવા જતાં વાચનમાળા મોટા કદની કરવી પડશે જ. બાળકની શક્તિ થોડા પાઠોથી ખીલવી, તે શક્તિને દૃઢ કરવા તે શક્તિએથી બીજી શક્તિએ ચડવાની સહજ તાકાદ આપવા વચગાળાના પાઠો ગોઠવવાજ પડશે. બાળકની ભાષાની કસરતને માટે પુષ્કળ અવકાશ અને ક્ષેત્ર કરી મૂકવું પડશે. એક કવિતાએ કવિતામાં પ્રવેશ નજ થઇ શકે; એક કવિતા કવિતાના ક્ષેત્રનો માર્ગ ઉઘાડી શકે પણ ઉંચા દરજ્જાની બીજી કવિતાના મંદિરે ચડવા માટે રસ્તામાં ઘણી ઘણી કવિતાઓ મધ્યમ દરજ્જાની વંચાવી જોઇએ. આ બટના વાચનમાળામાં આવશ્યક છે. આટલું માનસશાસ્ત્રની દૃષ્ટિએ ભાષાના ક્રમ સંબંધે બસ છે.

હવે આ લેખના ઉત્તર ભાગને લઇએ. માનસશાસ્ત્રની દૃષ્ટિએ વાચનમાળાનાં વસ્તુના નિર્માણનો વિચાર કરીએ. જેમ ભાષાને અને બાળકના માનસને સંબંધ છે, તેમ વસ્તુ અને બાળમાનસને પણ સંબંધ છે. અમુક અનુભવો અમુક વયે સંભવી શકે છે, અમુક અનુભવો અમુક વયે સહજ છે અને અમુક અનુભવો અમુક વયે અશક્ય છે. વસ્તુનું નિર્માણ બાળકના અનુભવની સૃષ્ટિના વિસ્તાર ઉપર તેમજ જ્ઞાનની જીજ્ઞાસાની કક્ષા ઉપર થવું જોઇએ. જેમ જેમ બાળક સમાજમાં વધારે ને વધારે ફરતું થાય છે, જેમ જેમ તે ઘરથી મોટી દુનિયાના પરિચયમાં આવતું જાય છે તેમ તેમ તેના ભાષાજ્ઞાનનું વર્તુલ વિસ્તાર પામતું જાય છે. એવીજ રીતે જેમ જેમ માનસિક ને શારીરિક શક્તિઓ ખીલતી જાય છે તેમ તેમ બાળકમાં અમુક અમુક જ્ઞાનની જીજ્ઞાસા સહેજે પ્રગટે છે–શરૂઆતમાં બાળકને પોતાની આસપાસની દુનિયાનો ભેદ સમજવાની મરજી થાય છે–તેથીજ શરૂઆતમાં તેની કલ્પનાશક્તિને પોષે અને પરંપરાગત લોકવિચારણા તેને પ્રાપ્ત થાય તેમજ બાળમગજને બાળખુરાકો મળે એટલા માટે આપણે કલ્પિત વાર્તાઓ કહીએ છીએ કે પાઠ્યપુસ્તકમાં મૂકીએ છીએ. પણ આગળ જતાં જતાં બાળક વિચાર કરતું બને છે, પોતાની

આસપાસ બનતા બનાવોનો શાસ્ત્રીય ખુલાસો માગે છે, પોતાની ઉત્પત્તિનો વિચાર કરવા લાગે છે, પોતાના પૂર્વજો વિષે કંઈ જાણવા માગે છે, ને પોતાની નજરમાં છે તેથી વિશાળ દુનિયા કેવી છે તેના ખ્યાલ કરવા તેનું મન દોડે છે. આ ભૂખ ભાંગવા માટે અનેક જાતની વૈજ્ઞાનિક, ઐતિહાસિક ભૌગોલિક વાતોને વાચનમાળામાં અવકાશ મળે છે. આપણે ધારીએ તે વખતે આ બધી સામગ્રીને બાળક પાસે ન લઇ જઇએ, પણ બાળક જે ઉમ્મરે માગે તે ઉમ્મરે આ સામગ્રી તેને છૂટથી આપીએ. આનું નામ માનસશાસ્ત્રની દૃષ્ટિ. હવે એક બીજો વિચાર. વાચનમાળાનું વસ્તુ જો બાળવિકાસને પોષનારૂં ન હોય તો તે ત્યાજ્ય છે. આપણે જે બધું સારૂં, ઉપયોગી, પોષક ને ઉપકારક માનીએ છીએ તે ભલે તેવું હોય પણ બાળકોના માનસને ઘણીવાર તે સ્પર્શતું નથી એટલુંજ નહિ, પણ બાળમાનસના વિકાસમાં તે અત્યન્ત વિઘ્નકર્તા અને પીડારૂપ થઈ પડે છે. શરીરશાસ્ત્રનું જ્ઞાન નહિ ધરાવનારાઓ પણ શરીર સંબંધે થોડીજ ભૂલ કરે છે જ્યારે માનસશાસ્ત્રનું જ્ઞાન ધરાવવાવાળાઓ તો પોતાની વાચનમાળામાં ગંભીર ભૂલો કરી બેસે છે. જે વસ્તુ આપણા હાથમાં નથી આવી શકતી તે વસ્તુને હાથમાં આવી ગઈ છે એમ માનવામાં જરાયે મુશ્કેલી પડતી નથી. એ ભ્રમ ટકી રહી શકે એવો છે. કાગડાને આપણે ઉપદેશથી સંગેડો બની જવાનું કે આંધળાને દેખતો થઈ જવાનું કહેતા નથી પણ મૂરખને હુશિયાર બની જવાનું, દુષ્ટને ભલો બની જવાનું, જૂઠાને સાચાબોલો થઈ જવાનું વિના સંકોચે કહીએ છીએ. કારણ એ છે કે પહેલી બાબતમાં જે સ્થૂળ અશક્યતા છે તે જાણવાને આપણી પાસે સ્થૂળ ઇંદ્રિયો છે, પણ બીજી બાબતમાં જે અગોચર અશક્યતા છે તેને સમજવાને માટે આપણી પાસે સૂક્ષ્મ બુદ્ધિ નથી—આથીજ આપણી વાચનમાળા ઉપદેશના પાઠોથી ભરેલી ભરી છે. આથીજ એ ઉપદેશથી સડી ગયેલાં મગજો ઉપદેશ વિરૂદ્ધ જવાનોજ પ્રયત્ન કર્યાં કરે છે. પરિસ્થિતિ, સ્વજ્ઞાન અને ટેવ કેળવવાથી જે ગુણો પ્રાપ્ત થાય છે તે ગુણો ઉપદેશથી આવી જ ન શકે. તેવા ગુણો માટે રૂચિ ઉત્પન્ન કરવી એ એક વાત છે ને તેવા ગુણો સારા છે માટે આચરવાની ભલામણ-ઉપદેશ—આગ્રહ કરવો એ બીજી વાત છે. ઉપદેશની નિષ્ફળતાને લીધેજ ધાર્મિક શિક્ષણની દિશા આજે બદલાતી ચાલી છે. ઉપદેશની પાછળ રહેલ ભય અને લાલચની નિષ્ફળતાને લીધેજ આજે જેલોને બદલે સુધારણાશાળા કાઢવી પડે છે ને નિશાળોમાંથી પરીક્ષા અને ઇનામોનો બહિષ્કાર કરવાનો વિચાર ફેલાય છે. બાલવલણની જે સ્વાભાવિકતા છે તેમાંજ એનો મર્મ છે. એમાં જે અનીતિમય કે દેહને કે સમાજને નુકશાનકારક હોય તે રોકીએ પરંતુ એ સ્વાભાવિકતામાં જરા પણ ઉણપ આવે તેવા પાઠોનો તો સદાને માટે બહિષ્કારજ કરીએ. થોડા વખત સુધી ઉપદેશથી આપણે બુદ્ધિનો ભ્રમ પેદા કરી શકીએ પણ વિચારબળ વધવાની સાથે એ ભ્રમ ઉડી જાય ને બાળક આપણા ક્ષુદ્ર અને મૂર્ખતા ભરેલા પ્રયત્નોને હસી કહાડવાનું. ન વિજ્ઞાનથી સમર્થી શકાય ન ધર્મશાસ્ત્રથી સમર્થી શકાય, ન અનુભવથી સમર્થી શકાય ન બુદ્ધિવાદથી સમર્થી શકાય, એવા દૃષ્ટાન્તોથી કોઈ પણ સારી વસ્તુનું જ્ઞાન આપવું એનું નામ વ્હેમ શીખવવો એટલુંજ છે—અને એ વ્હેમ ઉડી જતાં વાર લાગતી નથી. આથીજ વાચનમાળામાં Dogmatism ને લેશમાત્ર અવકાશ નથીજ. વ્હેમ અને જડ માન્યતાને સ્થાન નથીજ. આપણો આશય ગમે તેટલો ઉચ્ચ હોય, આપણા આદર્શો ગમે તેટલા સુંદર હોય પણ તે બધા બાળકમાં drill કરવા આપણે પાઠો ન રચીએ. તે બધાં માટે પ્રીતિ ઉત્પન્ન કરવા યોગ્ય પરિસ્થિતિ કરીએ ને પછી તે પ્રીતિને પોષવા માટે પાઠોની સામગ્રી ઉપયોગમાં લઇએ. પણ આ પાઠોજ પરિસ્થિતિ છે એમ માનવાની ભૂલ કદી ન કરીએ. પાઠો તો માત્ર અંદરની ધગશ, લાગણી, વૃત્તિને વાણી આપનારી વસ્તુ છે. તેનું કામજ એટલું છે.

શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર, ભાવનગર. } ગિજુભાઈ

# શ્રી પુરૂષોત્તમ માહાત્મ્ય

## ૧. ઐતિહાસિક

અધિક માસ રાખવાની પદ્ધતિ ઋગ્વેદના સમય જેટલી જૂની છે, તથા તે વખતથી અત્યાર સુધી બરાબર સતત ચાલતી આવી છે તે નીચેનાં પ્રમાણો પરથી જણાશેઃ—

વેદકાળ

वेदमासो धृतव्रतो द्वादश प्रजावतः ॥
वेदाय उपजायते। ऋ. सं १. २५. ८.

"ધૃતવ્રત (વરુણ) બાર મહિના (અને) તેમાં ઉત્પન્ન થનારાં પ્રાણીઓને જાણે છે. (અને તે બાર મહિના) પાસે ઉત્પન્ન થનાર અધિક માસને પણ જાણે છે."

અહિં અધિક માસ એમ સીધું કહ્યું નથી, પણ સંદર્ભ પરથી અધિક માસ જ વિવક્ષિત છે એ સ્પષ્ટ છે, અને આ પ્રમાણે જ આ ઋચાની વ્યાખ્યા પરંપરાથી ચાલતી આવી છે.

मधुश्च माधवश्च शुक्रश्च शुचिश्च नभश्च नभस्यश्चेषश्चोर्जश्च सहश्च सहस्यश्च तपश्च तपस्यश्चोपयामगृहीतोऽसि संसर्पोऽस्यंहस्पत्याय त्वा ॥

तै. सं. १. ४. १४.

"(હે સોમ, તું) ઉપયામ (સ્થાલી) થી લેવાયેલો છે. તું મધુ છે, તું માધવ છે,......"

અહિં મધુ, માધવ, શુક્ર, શુચિ, નભ, નભસ્ય, ઇષ, ઊર્જ, સહસ્, સહસ્ય, તપસ્, તપસ્ય એ બાર નામ બાર મહિનાનાં છે (ચૈત્રથી). સંસર્પ અને અંહસ્પતિ એ અનુક્રમે અધિમાસ અને ક્ષયમાસનાં નામો છે એમ આગળ જણાશે.

षड्रात्रीर्दीक्षितः स्यात् षड्वा ऋतवः संवत्सरः। द्वादश रात्रीर्दीक्षितः स्यात् द्वादश मासाः संवत्सरः। त्रयोदश रात्रीर्दीक्षितः स्यात् त्रयोदश मासाः संवत्सरः।

तै. सं. ५. ६. ७.

"૬ રાત્રિ દીક્ષિત થવું, (કેમ કે) ૬ ઋતુનો સંવત્સર (થાય છે). બાર રાત્રિ દીક્ષિત થવું, કેમકે બાર માસનો સંવત્સર (થાય છે). તેર રાત્રિ દીક્ષિત થવું, કેમકે તેર માસનો સંવત્સર (થાય છે)."

અહિં તેરમો માસ તે અધિક માસ છે એ સ્પષ્ટ છે.

संसर्पाय स्वाहा........मलिम्लुचाय स्वाहा........

वा. सं. २२. ३०.

અહિં સંસર્પ એટલે મલિમ્લુચ, મલમાસ, અધિક માસ. 'મલમાસ' નામનું મૂળ અહિં છે.

तं त्रयोदशान्मासादक्रीणंस्तस्मात् त्रयोदशो मासो नानुविद्यते. । ए. ब्रा. ३. १.

"તેઓએ તેને (સોમને) તેરમા મહિના પાસેથી લીધો માટે તેરમો મહિનો નિંદ્ય છે." ધાર્મિક ક્રિયાઓને માટે અધિક માસની અયોગ્યતાનું મૂળ અહિં છે.

વેદાંગ કાળ. વેદાંગ કાળમાં ૫ વર્ષનો એક યુગ માની અઢી અઢી વર્ષને અંતે એકેક અધિક માસ રાખવાનો રિવાજ હતો તે નીચેના શ્લોક પરથી જણાશેઃ—

यत्कृतायुपनायेते मध्येऽन्ते चाधिमासकौ॥
ऋग्ज्योतिष. श्लो. ३७.

**મહાભારત કાળ.** વિરાટ પર્વના ૫૨મા અધ્યાયમાં ( પાંડવો વનવાસમાંથી પાછા આવ્યા ત્યારે ) દુર્યોધન ભીષ્મને પૂછે છે કે "પાંડવોએ કેટલો સમય વનવાસ કર્યો?" તેનો જવાબ આપતાં પહેલાં ભીષ્મ કાલગણનાનું સ્વરૂપ સમજાવતાં કહે છેઃ–

तेषां कालातिरेकेण ज्योतिषांच व्यतिक्रमात्।
पञ्चमे पञ्चमे वर्षे द्वौमासावधिमासकौ॥
श्लो. ३.

આ સમયે પણ પાંચ વરસમાં બે અધિક માસ રાખવાની વેદાંગપદ્ધતિ ચાલુ હતી એમ લાગે છે.

**સ્મૃતિકાળ અને પુરાણકાળ.** સ્મૃતિ અને પુરાણોના ઉલ્લેખો આગળ 'ધાર્મિક' વિભાગમાં આપ્યા છે તેથી એ વિષે અહિં કંઈ કહીશું નહિ.

**જ્યોતિષ સિદ્ધાન્તકાળ.** અત્યાર સુધી આપણે સામાન્ય ગ્રંથોનો વિચાર કર્યો. હવે ખાસ જ્યોતિષના શાસ્ત્રીય ગ્રંથો લઈએ. આવો સૌથી પહેલો ગ્રંથ તે જ્યોતિષ વેદાંગ, જેનો ઉલ્લેખ આગળ આવી ગયો છે. આ ગ્રંથ માત્ર ૪૯–૫૦ શ્લોકનો છે, છતાં તે સમયે પ્રચલિત જ્યોતિષગણના તેમાં પુરેપૂરી આવી જાય છે. ત્યારપછીના ઘણા કાળ સુધીનો કોઈ શાસ્ત્રીય ગ્રંથ માલુમ પડ્યો નથી. વેદાંગ પછી સૌથી જૂના તે સૂર્યસિદ્ધાન્તાદિ પાંચ સિદ્ધાંતગ્રંથો. આ પાંચમાંથી સૌથી જૂના પિતામહ-સિદ્ધાંત સુધી તો વેદાંગગણના અથવા તેનાથી બહુ જુદી નહિ એવી કોઈ ગણના જ પ્રચારમાં હશે એમ તેના આરંભના શ્લોક પરથી માલમ પડે છેઃ–

रविशशिनोः पञ्च युगं वर्षाणि पितामहो-
पदिष्टानि।
अधिमासस्त्रिंशद्भि र्मासैरवमस्त्रि षष्ट्याह्नाम्॥

"પિતામહે કહ્યા પ્રમાણે પાંચ વરસ(નો) એક યુગ, ૩૦ માસે એક અધિકમાસ અને ૬૩ દિવસે એક ક્ષય દિવસ."

ઉપરના શ્લોકમાં 'त्रिंशद्भिः' ને બદલે 'द्वात्रिंशः' (૩૨) એવો પાઠ કોઈ કોઈ પુસ્તકમાં છે. આ પાઠ પ્રમાણભૂત હોય તો અધિકમાસગણના વેદાંગ-કાળ કરતાં આ સિદ્ધાંતગ્રંથના કાળમાં વધારે સૂક્ષ્મ થઈ હતી એમ જણાય છે.

આગળ જતાં કહે છેઃ–

षष्ट्यादि दिवसैर्मासः कथितो बादरायणैः।

એટલે વ્યાસે ૬૦ દિવસનો એક માસ કહ્યો છે. આ ઉપરથી એમ જણાય છે કે અધિક માસ રાખવાની પદ્ધતિ તો પ્રચલિત હતી, પણ અધિક માસ અને તે પછીનો માસ બંને મળીને એક જ નામનો એક જ માસ ગણાતો હશે. છતાં તે વરસમાં ૩૦ દિવસ જેવડા તો તેર માસ થાય એ વાત નીચેના શ્લોક પરથી જણાશેઃ—

संवत्सरं तु यः पूर्णमेक भक्तेन तिष्ठति।
क्वचित् त्रयोदश मासाः संवत्सर इतिश्रुतेः॥

તેમજ બ્રહ્મસિધ્ધાંતમાંઃ—

यदा शशी याति गभस्तिमण्डलम्।
दिवाकरः संक्रमणं करोत्यनु॥
तदाधिमासः कथितो विरञ्चिना।
विवाह यात्रोत्सवदोषकृन्मतः॥

અન્ય સિદ્ધાંતગ્રંથો ( વસિષ્ઠ, રોમક, પુલિશ અને સૂર્ય ) માં આ ગણના ઉત્તરોત્તર વધારે સૂક્ષ્મ થતાં લગભગ હાલની ગણના ( ૩૨॥–૩૩ માસ ) પર આવી ગઈ હતી. જે થોડા બીજસંસ્કાર ( ગણતરીમાં સુધારા ) પાછળથી કરવામાં આવ્યા, તે આચાર્યકાળમાં જ્યોતિષાચાર્યો–મુખ્યત્વે પ્રથમ આર્યભટ, વરાહમિહિર, બ્રહ્મગુપ્ત, દ્વિતીય આર્યભટ, અને ભાસ્કરાચાર્ય–દ્વારા થયા.

સિદ્ધાંતકાળ અને આચાર્યકાળ વિષે વિશેષ હકીકત આગળ ' જ્યોતિષવિષયક ' વિભાગમાં આપવામાં આવી છે, તેથી અહિં આટલેથી જ અટકીશું.

## ૨. ધાર્મિક

' ઐતિહાસિક' વિભાગમાં જણાવ્યા પ્રમાણે સ્મૃતિ અને પુરાણોનો વિચાર આ વિભાગ પર

મુલતવી રાખવામાં આવ્યો છે. તેનું કારણ એ કે આ ગ્રંથોમાં મળતા ઉલ્લેખોનો મોટો ભાગ ધાર્મિક ક્રિયાઓના વિધિનિષેધને લગતો છે.

### સ્મૃતિ.

एवं षष्टिदिनो मासः तदर्धश्च मलिम्लुचः ।
व्यवस्था तदुत्तरे कार्याः पितृदेवादिकाः क्रियाः॥
पक्षद्वयेऽपि सङ्क्रान्तिर्यदि न स्यात् सितासिते।
तदा तन्मास विहित मुत्तरे मासि कारयेत् ॥
रविणा लङ्घितो मासश्चान्द्रः ख्यातो मलिम्लुचः।
तत्र यद्विहितं कर्म उत्तरे मासि कारयेत् ॥

—पराशरः ।

એટલે, અધિક માસમાં આવતી ક્રિયા ત્યાર પછીના માસમાં કરવી.

वृद्धिश्राद्धं तथा सोममग्न्याधेयं महालयम् ।
राजाभिषेकं काम्यं च न कुर्याद्भानुलङ्घिते ॥
मलमासे मृतानां तु यच्छ्राद्धं प्रतिवत्सरम् ।
मलमासे तु कर्तव्यं नान्येषां तु कदाचन ॥
मकरराशिस्थिते सूर्ये यदा दर्शद्वयं भवेत् ।
हव्यकव्यक्रियाहन्ता तदाऽसौ वोऽधिमासकः ॥

—भृगुः

એટલે, વૃદ્ધિશ્રાદ્ધાદિ અધિક માસમાં ન કરવાં. મરેલાંનાં જ શ્રાદ્ધો અધિક માસમાં કરવાં, કોઈ જાતની હવ્ય, કવ્ય ક્રિયાઓ કરવી નહિ.

प्रतिसांवत्सरे श्राद्धे नाधिमासं विवर्जयेत् ।

—शातातपः

એટલે સાંવત્સરિક શ્રાદ્ધ અધિક માસમાં કરવામાં હરકત નથી.

अधिमासे न कर्तव्यं श्राद्धमभ्युदयं तथा ।

—हारीतः ।

અધિક માસમાં શ્રાદ્ધાદિ ન કરવું.

मार्गशीर्षो न शुभः सौम्यो ज्येष्ठाषाढकस्तथा ।
मध्यमौ चैत्र वैशाखावधिकोऽन्यः शुभिकृत्॥

—शाण्डिल्यः ।

માર્ગશીર્ષ, જ્યેષ્ઠ અને આષાઢ અધિક હોય તો અશુભ, ચૈત્ર અને વૈશાખ મધ્યમ, અને બાકીના શુભ છે.

### પુરાણ.

अग्न्याधानं प्रतिष्ठां च यज्ञदान व्रतानि च ।
देवव्रतवृषोत्सर्गं चूडाकरणमेखलाः ॥

—गरुड पु०

नित्य नैमित्तिके कुर्यात्प्रयतः सन्मलिम्लुचे ।
तीर्थस्नानं गजच्छायां प्रेतश्राद्धं तथैव च ॥

—भविष्यत्पु०

ધાર્મિક ક્રિયાઓમાં હરકત નથી એમ અહિં કહે છે.

चन्द्रसूर्यग्रहे चैव मरणे पुत्र जन्मनि ।
मलमासेऽपि देयं स्याद्दत्तमक्षयकारकम् ॥

—मत्स्यपु०

દાનમાં કંઈ હરકત નથી, દાન હંમેશાં પુણ્યકારક છે, અધિક માસમાં પણ દાન કરાય.

सौरसंवत्सरस्यान्ते मानेन शशिजेन तु ।
एकादशातिरिच्यन्ते दिनानि भृगुनन्दन ॥
वर्षद्वये साष्टमासे तस्मान्मासोऽतिरिच्यते ।
स चाधिमासकः प्रोक्तः काम्यकर्मसु गर्हितः ॥

—विष्णु धर्मोत्तरपु०

એટલે એક સૌર વર્ષમાં એક ચાંદ્ર વર્ષ કરતાં ૧૧ દિવસ વધારે હોય છે, તેથી બે વરસ અને આઠ મહિને એક અધિક માસ આવે છે તે કામ્યકર્મ માટે નિંદ્ય છે.

બૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માસની કથાના ૩૧ અધ્યાય છે. તે 'પુરૂષોત્તમ માહાત્મ્ય' નામે પ્રચલિત છે, અને પુરુષોત્તમ માસમાં ઘેર ઘેર વંચાય છે. સુત પૌરાણિક ઋષિઓને આ માહાત્મ્ય સંભળાવે છે. મલમાસ નિંદ્ય ગણાતો અને લોકો તેનો તિરસ્કાર કરતા. બીજા માસોમાં સૂર્યસંક્રાંતિ આવે તેથી તેઓ પવિત્ર ગણાય અને આ માસમાં સૂર્યસંક્રાંતિ નહિ હોવાથી અશુભ લેખાય. દરેક માસની અધિષ્ઠાતા દેવતા એક સૂર્યસંક્રાંતિ, આનું કોઈ નહિ. આ અવગણનાથી ખિન્ન થઈ ને વૈકુંઠમાં વિષ્ણુને શરણ ગયો અને કહ્યું, " મહારાજ, મારો ઉદ્ધાર કરો, આ દુઃખ મારાથી ખમ્યું જતું નથી." વિષ્ણુ તેને ગોલોકમાં શ્રી પુરુષોત્તમ ભગવાન્ આગળ

લઈ ગયા અને મલમાસ પર અનુગ્રહ કરવા શ્રી ભગવાનને વિનંતિ કરી. ભગવાને દયા આવી, મલમાસને પોતાનું "પુરુષોત્તમ" એવું નામ આપી તેને પવિત્ર કર્યો, બધા માસમાં તેને ઉત્તમ ઠરાવ્યો, અને કહ્યું કે જે માણસ આ માસનું વ્રત કરશે તે શ્રી પુરુષોત્તમના પદને પામશે.

તે પછી, જે જે લોકોએ આ માસનું વ્રત કરી પોતાનો ઉદ્ધાર કર્યો તેની કથા આવે છે. છેવટના ભાગમાં વ્રતની વિધિ આપવામાં આવી છે. સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ ઉપરાંત આ માસનો ખાસ વિધિ નીચે પ્રમાણે છેઃ-

ગાયના છાણથી ગેળ કે ચોખંડું લીંપી તે ઉપર ચોખાથી અષ્ટદલ કરવું અને તેની ઉપર તીર્થજલ, વાળો અને શુદ્ધ કરેલો કલશ મૂકવો. કલશમાં તીર્થોની કલ્પના કરવી અને " આ કલશમાં મારી-શાંતિ અને પાપક્ષય માટે ગંગા, ગોદાવરી, કાવેરી, અને સરસ્વતી આવો " એમ કહી મંત્ર સહિત ચંદન, ચોખા, નૈવેદ્ય અને તે કાળમાં ખીલતાં પુલોથી કળશની પૂજા કરવી. પછી તેની ઉપર પીળા વસ્ત્રથી વીંટેલું ત્રાંબાનું ત્રભાણું રાખવું. તેની ઉપર રાધાની સાથે સોનાના વિષ્ણુ રાખવા. ( આ મૂર્તિઓ અગાઉથી જેમાં પ્રાણપ્રતિષ્ઠા થયેલી છે તેવી હોવી જોઈએ. ) પછી પાદ્ય, અર્ઘ્ય વગેરેથી મૂર્તિઓની ષોડશોપચાર પૂજા કરવી, અને ઘીનો અખંડ દીવો રાખવો. પુરુષોત્તમ માસમાં હવિષ્યાન્ન જમવું, પત્રાળીમાં ખાવું, ભોંય સુવું અને બ્રહ્મચર્ય પાળવું. વ્રતોદ્યાપનનો વિધિ આ પ્રમાણે છેઃ-

કૃષ્ણપક્ષમાં ચૌદશ, નોમ કે આઠમને દહાડે વ્રતોદ્યાપન કરવું. એક હજારને ચોવીસ રૂપિયાભાર અથવા પોતાની શકિત પ્રમાણે પાંચ ધાન્યનું મંડળ કરવું. મંડળની ઉપર ચાર દિશામાં શ્રીફળ, વસ્ત્રના વીંટણ અને નાગરવેલના પાનથી યુક્ત સોના, રૂપા, ત્રાંબા કે માટીના ચાર કળશ રાખવા અને તેમાં કૃષ્ણ, બળદેવ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધને સ્થાપવા અને તેમની પૂર્વવત્ પૂજા કરવી. બ્રાહ્મણોને ભોજન અને દક્ષિણા દેવી જ.

## 'ઐતિહાસિક' અને 'ધાર્મિક' વિભાગનો સારઃ-

આ રીતે આપણે જોયું કે અધિક માસની ગણના ઠેઠ ઋગ્વેદકાળથી માંડીને વેદાંગકાળ, મહાભારતકાળ, સ્મૃતિ અને પુરાણકાળ તથા જ્યોતિષસિદ્ધાંત અને આચાર્યકાળમાં થઈને સતત ચાલી આવી છે. અધિક માસ કેવી રીતે ઉમેરવો તે વિષે સ્પષ્ટ ઉલ્લેખ પહેલે વહેલો જ્યોતિષ વેદાંગમાં મળી આવે છે. વેદાંગકાળમાં અધિકમાસ ૩૦ માસે આવતો. પિતામહસિદ્ધાંતના કાળમાં તે ૩૦ અથવા કદાચ ૩૨ માસે આવતો. તે પછીના સિદ્ધાંતગ્રંથોમાં લગભગ હાલના જેટલો જ અંતરાલ બતાવ્યો છે. જે થોડો ફરક છે તે ત્યાર પછી થયેલા જ્યોતિષાચાર્યો દ્વારા થયેલો છે. અધિકમાસનાં ધાર્મિક કર્મો માટેની અયોગ્યતા ઐતરેય બ્રાહ્મણ જેટલી જૂની જણાય છે અને એક બે સિવાય બધાં સ્મૃતિ પુરાણોમાં એ જ માન્યતા જળવાઈ રહી છે. અધિક માસનું ખાસ વ્રત તો બૃહન્નારદીય પુરાણમાં જ આવે છે, અને અધિક માસનું હાલનું માહાત્મ્ય અને વિધિઓ આ પુરાણના કાળથી જ પ્રચલિત થયાં એમ માની શકાય.

અધિક માસ અને તેની આસપાસના ધાર્મિક વાતાવરણનું સ્વરૂપ અને ઇતિહાસ ટુંકમાં ઉપર પ્રમાણે છે.

## ૩. જ્યોતિષવિષયક

હવે આપણે અધિક માસને લગતા સૌથી મહત્ત્વના પ્રશ્ન પર આવીએ. સૌથી પહેલાં એ તપાસીએ કે અધિક માસની ઉત્પત્તિ શી રીતે થઈ. જેમ દિનગણના સૂર્યોદય પરથી, માસગણના ચંદ્રદર્શન ( અથવા તેના પૂર્ણભવન ) પરથી, તેમ જ વર્ષગણના ઋત્વાગમ પરથી ઉદ્ભવી છે. વર્ષ, અબ્દ વગેરે શબ્દોની વ્યુત્પત્તિ પણ એ જ સિદ્ધ કરે છે. એક ઋતુ આવ્યા પછી ફરીને તે જ ઋતુ આવે તેને વર્ષ એવું નામ આપ્યું. આ અંતરાલમાં લગભગ ૧૨ માસ આવે છે, તેથી પ્રથમ તો ૧૨-૧૨ માસનાં વર્ષો ગણાતાં હશે, પણ આમ કરવાથી જેમ હાલ મોહરમ વિષે બને છે તેમ, એક માસમાં

ધીરે ધીરે જુદી જુદી ઋતુઓ આવવા માંડી અને તેથી વર્ષગણનાનો મૂળ ઉદ્દેશ ન સચવાયો. ધીરે ધીરે લોકોને લાગ્યું કે ૧૨ માસ અને ઋતુચક્ર વચ્ચે કંઈ ફેર છે અને આરંભના સ્થૂળ અનુભવો પરથી એમ લાગ્યું કે દર ત્રીશ માસે એક માસ વધારવાથી વર્ષગણનાનો મૂળ ઉદ્દેશ સરશે. તેથી વેદાંગકાળમાં દર અઢી વર્ષે એક અધિક માસ રાખ્યો છે. ૩૦ માંથી ૩૨ માસ અને ૩૨ માંથી હાલનો ૩૨–૩૩ વચ્ચેનો સૂક્ષ્મ સમય કેવી રીતે નક્કી થતો ગયો તે આપણે ઉપર જોયું.

એક ચાંદ્ર માસ (આપણો પ્રચલિત માસ) લગભગ ૨૯ા દિવસનો અને તેથી એક ચાંદ્ર વર્ષ (આપણું પ્રચલિત વર્ષ) લગભગ ૨૯ાx૧૨=૩૫૪ દિવસનું થાય છે. એક ઋતુવર્ષ લગભગ ૩૬૫ દિવસનું છે તેથી દરવર્ષે લગભગ ૧૧ દહાડાનો ફરક, ચાંદ્ર અને આર્તવ (ઋતુના) વર્ષ વચ્ચે પડે છે. આ હિસાબે ૨૯ા દિવસનો એટલે એક માસનો ફરક લગભગ ૩૨–૩૩ માસે પડે. આ હિસાબે લગભગ ૩૨–૩૩ માસે એક અધિક માસ આવવો જોઈએ. ઋતુવર્ષ સૂર્યની ગતિ ઉપર આધાર રાખે છે અને ચાંદ્રવર્ષ ચંદ્રની ગતિ ઉપર આધાર રાખે છે, (કેમકે ૧ ચાંદ્રવર્ષ ૧૨ ચાંદ્રમાસ, અને ચાંદ્રમાસ ચંદ્રની ગતિ ઉપર આધાર રાખે છે). આને લીધે ઉપલો ફરક પડે છે.

હવે જરા વધારે ઉંડા જઈએ. સામાન્ય રીતે લોકોનો એવો ખ્યાલ છે કે સૂર્ય એક નક્ષત્રમાંથી નીકળી ફરીને વરસ પછી તે નક્ષત્રમાં આવે તેટલા વખતમાં એક ઋતુચક્ર થાય છે; પણ આ ખ્યાલ બરાબર નથી. સૂર્યના આવા એક આકાશ ભ્રમણમાં એક ઋતુચક્ર પૂરું થઈ બીજા ચક્રની ૨૦ મિનિટ થઈ ગયેલી હોય છે. આ તફાવત એટલો નાનો છે કે જલદી જાણવામાં આવતો નથી, પણ લાંબે કાળે તેની અસર જણાયા વગર રહેતી નથી; જેમકે મકરસંક્રાંતિ એટલે ઉત્તરાયણ ઘણા કાળ પહેલાં ૨૨ મી ડિસેંબરે આવતું તે યોગ્ય હતું, પણ હવે તે ત્યાંથી ધીરે ધીરે ખસીને ખોટી રીતે ૧૪ મી જાન્યુઆરી પર આવી ગયું છે. ઋતુઓમાં પણ એમ જ બન્યું છે. ચૈત્ર વૈશાખમાં એક વખત વસંત હતો. હવે ઋતુચક્રમાં ઉપર જણાવ્યા પ્રમાણે ૨૨ દિવસનો ફરક પડ્યા છતાં હજુ ચૈત્ર વૈશાખમાં વસંતઋતુ ગણાયા કરે છે. પણ હાલમાં ચૈત્ર વૈશાખમાં વસંત નહિ પણ ગ્રીષ્મઋતુનો અનુભવ સામાન્ય છે. આનું કારણ એ કે ઋતુચક્ર સાથે અધિક માસનો મેળ બેસાડવો, જે અધિક માસનો મૂળ ઉદ્દેશ હતો, તેના કરતાં સૂર્યભ્રમણ સાથે હાલ તેનો મેળ બેસાડવામાં આવે છે, તેથી ઋતુઓ ખોટી આવે છે.

હવે સૂર્યભ્રમણ અને ઋતુચક્ર વચ્ચે તફાવત કેમ પડે છે તે જોઈએ. કેટલાંક ભૌતિક કારણને લીધે પૃથ્વીના અક્ષની દિશા તદ્દન સ્થિર રહી શકતી નથી તેથી અક્ષની સામેનું આકાશીય બિંદુ (જેને આપણે સ્થૂળ રીતે ધ્રુવનો તારો કહીએ છીએ તે), અને તેને લીધે આ બિંદુથી ૯૦ અંશે આવેલું આકાશીય વિષુવવૃત્ત પણ બદલાતું રહે છે. સૂર્ય ૧ વર્ષમાં જે તારાઓમાં ફરે છે તેને ક્રાંતિવૃત્ત કહે છે અને ક્રાંતિવૃત્ત અને વિષુવવૃત્તના છેદબિંદુઓને સંપાત બિંદુઓ કહે છે. ક્રાંતિવૃત્ત સ્થિર છે, પણ વિષુવવૃત્ત અસ્થિર છે એ આપણે જોયું. તેથી તે બન્નેનાં છેદબિંદુઓ એટલે સંપાતબિંદુઓ પણ ક્રાંતિવૃત્ત પર સર્યાં કરે છે. તેઓ સૂર્યની ગતિથી ઉલટી દિશામાં સરે છે, સૂર્ય સંપાતબિંદુ પર હોય ત્યારથી માંડીને ફરીને તે જ સંપાતબિંદુ પર આવે ત્યાં સુધીના વખતને ઋતુવર્ષ કહે છે. સંપાતબિંદુઓથી ૯૦ અંશને અંતરે અયન બિંદુઓ છે. તેથી ઋતુવર્ષને સાયન વર્ષ કહે છે. અને સૂર્ય એક નક્ષત્રમાંથી ફરી તે જ નક્ષત્રમાં આવે તેટલા વખતને નિરયન વર્ષ કહે છે. સંપાત બિંદુઓ સૂર્યની ગતિ કરતાં ઉલટી દિશામાં ફરતાં હોવાથી સાયન વર્ષ નિરયન વર્ષ કરતાં લગભગ ૨૦ મિનિટ ટુંકું હોય છે.

વર્ષગણનાનો હેતુ ઋતુનિર્ણય એ એક જ છે. તેથી શાસ્ત્રીય વર્ષ તે સાયન વર્ષ છે. નિરયન વર્ષ શાસ્ત્રીય તેમ જ વ્યાવહારિક દૃષ્ટિએ નિરર્થક છે. નિરયન વર્ષ માનવાથી કેવી કેવી અગવડો આવે છે

તે ઉપર બતાવ્યું છે, તેથી વર્ષ સાયન રાખી સાયન ગણતરીએ અધિક માસ ઉમેરવો એ જ ઉત્તમ માર્ગ છે.

આપણે ઉપર જોયું કે વર્ષની પ્રાથમિક ગણના તો સાયન હોવી જોઈએ. વૈદિક કાળમાં વર્ષગણના કેવી હતી તથા જો તે સાયન હતી તો તે પાછળથી નિરયન કેમ થઈ ગઈ એ હવે આપણે ઐતિહાસિક પ્રમાણોથી જોઈએ

ઋગ્વેદ સંહિતામાં શરદ, હેમંત ઇત્યાદિ શબ્દો જ સંવત્સરના વાચક છે. ઋતુઓનો એક પર્યય થયો એટલે એક વર્ષ થયું એવી માન્યતા ઋગ્વેદકાળમાં હતી.

ऋतुभिर्हि संवत्सरः शक्नोति स्थातुम्।

श. ब्रा. ६. ७. १. १८.

'ઋતુઓથી સંવત્સર ઉભો રહી શકે છે.' 'સંવત્સર' શબ્દની વ્યુત્પત્તિ संवसन्ति ऋतवो यत्र એવી કરી છે. તેથી શતપથ બ્રાહ્મણ કાળમાં પણ વર્ષની કલ્પના સાયન હોવી જોઈએ.

વેદકાળમાં ઋતુપરત્વે માસ આવે છે; જેમ વસંતના મધુ, માધવ. આ માસો પ્રચારમાં આવ્યા પહેલાં અધિક માસ નાખી ઋતુનો મેળ વરસ સાથે મેળવતા. એટલે વર્ષ સાયન થયું. પછી મધુ, માધવ આદિ નામો પ્રચારમાં આવ્યાં. તે વખતે સાયન વર્ષનું માપ ઘણું વધારે સુક્ષ્મ થયું હશે. (જુઓ: तै. सं ४. ४. ११. मधुश्चमाधवश्च वासन्तिकावृत्). ત્યાર પછી સેંકડો વરસે ચૈત્રાદિ સંજ્ઞાઓ પ્રચારમાં આવી ત્યાં સુધી આ ગણના ચાલતી હતી. ઈ. સ. પૂર્વે લગભગ ૨૦૦૦ વર્ષે ચૈત્રાદિ સંજ્ઞાઓનો પ્રચાર થઈને નિરયન વર્ષનો પાયો મંડાયો (જુઓ, શં. બા. દીક્ષિત કૃત भारतीयज्योतिषशास्त्राचा इतिहास પૃ. ૪૧૮). વેદાંગ જ્યોતિષમાં વર્ષારંભ ધનિષ્ઠા નક્ષત્રથી છે; તે નિરયન માપ થયું ખરું. પણ વર્ષારંભ ઉત્તરાયણથી પણ છે તે સાયન માપ થયું. ખરી વાત એ છે કે તે વખતે સાયનનિરયનનો ભેદ જણાયો નહોતો, પણ સૂર્યની પાસેનાં નક્ષત્રો દેખાતાં નથી અને ઉત્તરાયણ ક્યારે થયું એ તો દરેકાઈ માલુમ સમજી શકે છે. વર્ષ ઉત્તરાયણથી ગણાતું અને ઉત્તરાયણ વખતે સૂર્ય હંમેશાં ધનિષ્ઠા નક્ષત્રમાં આવે એવી ભૂલવાળી ગણતરી પ્રચલિત હતી.

ઈ. સ. ના આઠમા સૈકામાં અયન ગતિ (સંપાતભ્રમણ) પહેલવહેલું સ્પષ્ટ રીતે આપણા જાણવામાં આવ્યું અને ત્યારથી જ આપણે સાયન છોડીને નિરયન માપ સ્વીકાર્યું એમ સ્પષ્ટપણે કહી શકાય.

ધર્મશાસ્ત્રોમાં અમુક ઋતુ અને અમુક માસમાં અમુક ક્રિયા કરવાની કહી હોય છે. આ વખત બરાબર સાચવવો હોય તો પણ સાયન વર્ષ ગણવાની જરૂર છે. આવા કેટલાક દાખલા નીચે આપ્યા છે.

आश्वयुज्यामाश्वयुजी कर्म ॥१॥

आहिताग्ने राग्रयणस्थालीपाकः ॥ ४ ॥

आश्व० गृ० सू० २. २.

આસોની પૂર્ણિમાએ આગ્રયણસ્થાલી પાક કરવો. આમાં નવાન્નની જરૂર પડે છે.

मार्गशीर्ष्यां प्रत्यवरोहणं चतुर्दश्याम् ॥ १॥
पौर्णमास्या वा ॥ २॥ हेमन्तं मनसा ध्यायेत् ॥५॥

आश्व० गृ० सू० २. ३.

આ ઉપરથી માર્ગશીર્ષમાં હેમંત જોઈએ.

अथातोऽध्यायोपाकरणम् ॥ १ ॥
ओषधीनां प्रादुर्भावे श्रवणेन श्रावणस्य च ॥२॥

आश्व० गृ० सू० ३. ५.

અહિં શ્રાવણમાં ઓષધિઓનો પ્રાદુર્ભાવ માટે વર્ષાકાળ જોઈએ.

अशोककलिकाश्चौ ये पिबन्ति पुनर्वसौ ॥
चैत्रे मासि सितेऽष्टम्यां न ते शोकमवाप्नुयुः ॥
त्वमशोकहराभीष्ट मधुमाससमुद्भव ।

लिङ्गपुराण

અહિં ચૈત્રમાં અશોકકલિકા, માટે વસંત જોઈએ.

शरत्काले महापूजा क्रियते या च वार्षिकी ।
आश्विने मासि मेघान्ते । देवीपुराण.

આશ્વિનમાં શરદ જોઈએ.

मेषादौ च तुलादौ च मैत्रेय विषुवत्स्थितः ॥
सदातुल्य महोरात्रं करोति तिमिरापहः ॥
अयनस्योत्तरस्यादौ मकरं याति भास्करः ।

विष्णुपुराण.

વિષુવદિને મેષતુલાસંક્રાંતિ અને ઉત્તરાયણે મકરસંક્રાંતિ જોઇએ. સાયન વર્ષમાન હોય તો જ આમ બને એ સ્પષ્ટ છે.

હવે નિરયન (રાશિ) સંક્રાંતિઓની નિરુપયોગિતા તથા સાયન (અયનસંસ્કૃત અથવા ચલસંસ્કૃત)ની સાર્થકતા વિષે:—

चलसंस्कृत तिग्मांशोः संक्रमोयः स संक्रमः।
अजागलस्तन इव राशि संक्रांतिरुच्यते ॥
पुण्यदां राशिसंक्रांति केचिदाहुर्मनीषिणः ।
नैतन्मम मतं यस्मान्नस्पृशेत् क्रांतिकक्षया॥
वसिष्ट.

संस्कृतायन भागार्क संक्रांतिस्त्वयनं किल।
स्नानदानादिषु श्रेष्ठा मध्यमः स्यानसंक्रमः ॥
सोमसिद्धांत.

अयनांशसंस्कृतार्कस्य मुख्या संक्रांतिरुच्यते।
अमुख्या राशि संक्रांतिस्तुल्यः
कालावधिस्तयोः ॥
रोमश सिद्धान्त, स्पष्टाधिकारः

આ બધા ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે કાલગણનાના એક ઘટક તરીકે વર્ષ જો સાયન હોય તો જ સાર્થક થાય. સાયન વર્ષ વ્યવહાર તેમ જ ધાર્મિક ક્રિયાઓ માટે જરૂરનું છે. નિરયન વર્ષ આ બન્ને માટે નકામું છે. વળી આપણી ગણના આરંભથી હજારો વર્ષ સુધી સ્વભાવે સાયન રહી હતી, પણ અયનચલનના સ્વરૂપના અજ્ઞાનને લીધે પાછળથી લગભગ ૧૨૦૦ વર્ષથી નિરયન થઈ. હવે સાયન ગણના વિષે જે જે વાંધાઓ ઉઠાવવામાં આવે છે તેમનો વિચાર કરીએ.

સાયન પંચાંગ પર એક આક્ષેપ એવો છે કે એથી નક્ષત્રો ખોટાં આવે છે, એટલે આકાશમાં પ્રત્યક્ષ જે નક્ષત્રો હોય તે કરતાં ગણતરીમાં જૂદાં આવે છે. આનું કારણ એ છે કે સાયન અશ્વિની નક્ષત્ર સંપાતથી શરૂ થાય છે અને સંપાત ૨૬૦૦૦ વર્ષમાં આખા આકાશમાં ફરી વળે છે. તેથી આટલા વખતમાં અશ્વિની નામ નીચે ધીરે ધીરે ક્રાંતિવૃત્તના બધા તારા આવી જશે. આનો ઉત્તર એ છે કે ગણતરીથી આવેલા નક્ષત્રમાં તે વર્ષના અયનાંશ (ખરા અશ્વિની નક્ષત્રનું સંપાતથી અંતર) ઉમેરવાથી ખરૂં નિરયન નક્ષત્ર આવશે. પણ નક્ષત્રમાં ફેર પડે છે એ માત્ર સાયન ગણનામાં નહિ. નિરયન ગણનામાં પણ તે અનિવાર્ય છે. કારણ કે ગણતરીનાં નક્ષત્રો સરખે અંતરે ગણાય છે, પણ આકાશનાં નક્ષત્રો કંઇ સરખે અંતરે નથી, એટલે ૨૭ નક્ષત્રમાંથી સરાસરી ૧૧ નક્ષત્રો તો નિરયન ગણના પ્રમાણે પણ ખોટાં આવે છે. કોઇ પણ ગ્રહનું આકાશીય નક્ષત્રો પરત્વે ખરૂં સ્થાન જાણવાનું એક જ સાધન છે, અને તે એ છે કે દરેક આકાશીય નક્ષત્રનાં સૂક્ષ્મ અક્ષાંશ, રેખાંશ પંચાંગમાં આપવાં.

સાયન પંચાંગ સામે બીજો વાંધો એ છે કે તેથી મહિનાઓનાં ચૈત્રાદિ નામ સાર્થક નહિ રહે. આનો અર્થ સમજવાની અહિં જરૂર છે. ચૈત્રાદિ નામો આવી રીતે પડયાં છે. જે પૌર્ણિમા ચિત્રા નક્ષત્ર પર આવે તે ચૈત્રી પૌર્ણિમા અને ચૈત્રી પૌર્ણિમા જે માસમાં આવે તે ચૈત્ર માસ. આ રીતે આ નામો ઉત્પન્ન થયાં, પણ હાલ કંઇ આ વ્યાખ્યા પ્રમાણે મહિનાઓના નામ પાડતા નથી. હાલમાં તો જે માસમાં મેષ સંક્રાંતિ હોય તે ચૈત્ર, વૃષભસંક્રાંતિ હોય તે વૈશાખ એ પ્રમાણે માસનાં નામ આપે છે. એટલે હાલમાં ચૈત્રી પૌર્ણિમાએ, કોઇ વખત હસ્ત, સ્વાતિ પણ હોય છે અને કોઇ વખત વિશાખા આવે તો પણ કંઇ તેને વૈશાખ ન કહે. (જેમ કે સંવત્ ૧૯૪૪ ની આષાઢી પૌર્ણિમાએ શ્રવણ નક્ષત્ર હતું છતાં તે માસ શ્રાવણ ન કહેવાતાં આષાઢ કહેવાયો.) આ ઉપરથી સમજાશે કે સાયન વર્ષગણનાથી ચૈત્રાદિ માસ પર ચિત્રાદિ નક્ષત્રો ન આવવાથી માસનામ સાર્થક રહેશે નહિ એ આક્ષેપમાં કંઇ અર્થ નથી, કારણ કે આ હેતુ નિરયન ગણનાથી પણ સરતો નથી. વળી એ વ્યાખ્યા હવે રહી પણ નથી.

ત્રીજો આક્ષેપ ફલજ્યોતિષ વિષેનો છે. તે એવો છે કે સાયન ગણનાથી ફલો બરાબર આવશે નહિ. નિરયન ગણનાથી ફલો બરાબર આવે કે સાયન

ગણુનાથી એ કહેવાને કાણુ સમર્થ છે ? ગણિત-જ્યોતિષમાં નવા બીજસંસ્કાર (ગણુતરીમાં સુધારા) દરેક જમાનામાં વધ્યા છે, પણુ તેને લગતા ફલ-જ્યોતિષમાં બીજસંસ્કાર લાગ્યા નથી તેનું કેમ ? વળી હાલની ગણુના પ્રમાણે ફલો બરાબર આવે છે એમ પણુ ખાત્રીપૂર્વક કાણુ કહી શકે છે ? પ્રત્યક્ષ વ્યવહાર માટે જે ગણુના ઉત્તમ લાગી તે જ દરેક દેશમાં દરેક સમયે સ્વીકારાઈ છે. ફલજ્યોતિષી-ઓએ તે ગણુનાથી માંડીને પછી પોતાને જે કરવાં હોય તે ગણિતો કર્યાં છે. ફલગણિતને કઈ પદ્ધતિ માફક આવશે તેનો વિચાર કરીને ગણિત-જ્યોતિષ કદિ ક્યાંએ રચાયું નથી. તેમ છતાં ફલ-જ્યોતિષીઓને નિરયન ગણુના જ જોઇતી હોય તો તેઓ સાયન આંકડાઓમાં અયનાંશ ઉમેરી લે, જેથી નિરયન આંકડાઓ આવશે.

આ પ્રમાણે સાયન ગણુના પરના આક્ષેપોનો વિચાર કરી હવે નિરયન ગણુના વધારે વખત ચાલુ રહેવાથી શી શી અગવડો ઉભી થશે તેનો વિચાર કરીએ. ચૈત્ર વૈશાખમાં એક વખત ખરેખરી વસંત ઋતુ હતી, અને હજુ લખાય છે પણુ તેમ જ. પણુ હાલમાં આ મહિનાઓમાં તો ગ્રીષ્મની પ્રતીતિ થાય છે, અને તે યોગ્ય જ છે કેમકે સાયન ગણુના પ્રમાણે તે વખતે ગ્રીષ્મ જ આવે છે. મકર-સંક્રાંતિ હાલમાં ૧૪ મી જાન્યુઆરીએ આવે છે, પણુ સાયન મકર તો ૨૨ મી કે ૨૩ મી ડિસેંબરે આવે છે અને તે યોગ્ય જ છે. કેમકે દિનમાન પણુ ૨૨-૨૩ મી ડિસેંબરે જ સૌથી ઓછું હોય છે. દલપતરામના વખનમાં તો "વરસ બેસતાં બારમી તારીખ તે સંક્રાંત" હતી. પછી તે તેરમી થઇ અને હવે ચૌદમી થઇ છે. આ રીતે તે ધીરે ધીરે ઉનાળામાં અને પછી ચોમાસામાં આવી જશે તો તે વખતે તિલસ્નાન કરવા માટે તિલ ક્યાંથી લાવીશું ? ચૈત્ર માસમાં ધીરે ધીરે ચોમાસું આવશે તે વખતે ખેડૂતોને અને સામાન્ય લોકોને કેટલો ઘોટાળો થશે ? મકરસંક્રાંતિને દહાડે પંચાંગમાં ઉત્તરાયણ લખ્યું હશે અને સૂર્ય તે દહાડાથી દક્ષિણમાં જવાનું શરૂ કરશે ત્યારે "ઉત્તર" શબ્દનો અર્થ શું કરીશું ?

આ બધા ઘોટાળામાંથી બચવાનો માત્ર એક જ ઇલાજ છે અને તે સાયન ગણુનાનો સ્વીકાર છે. આ ઘોટાળાનો અર્ધો ભાગ "ટિળક પંચાંગે" આ પ્રમાણે ઉકલ્યો છે. આ પંચાંગ છે તો નિરયન, પણુ તેમાં સાયન સંક્રાંતિઓ પણુ આપી છે અને સાયન ગણુના પ્રમાણે જ (દિનમાન,) અયન, તથા ઋતુમાનનો નિર્દેશ કર્યો છે. આથી અમુક નિરયન સંક્રાંતિએ અમુક ઋતુ અથવા અયન એ આગ્રહ છોડી દેવાયો છે, પણુ તેથી માત્ર અર્ધો ઘોટાળાનો ઉકેલ થયો છે અને અર્ધો બાકી રહ્યો છે. વર્ષ-ગણુના નિરયન હોવાથી અધિક માસ પણુ નિરયન વર્ષની પૂર્તિરૂપે જ છે. તેથી મહિનાઓનાં નામ તો નિરયન ગણુનાને જ અનુસરે છે. એટલે જે માસમાં નિરયન મેષસંક્રાંતિ તેજ ચૈત્ર, પછી તે માસમાં સાયન સંક્રાંતિ ગમે તે હો. જેમ કે આવતા ચૈત્ર માસમાં સાયન વૃષભ સંક્રાંતિ અને નિરયન મેષ સંક્રાંતિ આવશે છતાં તે માસ તો ચૈત્ર જ કહેવાશે. આથી કરીને ચૈત્ર મહિનામાં ધીરે ધીરે ચોમાસું આવવાનું એટલે "ટિળક પંચાંગ"ની પદ્ધતિથી પણુ આ ઘોટાળાનો પૂરેપૂરો ઉકેલ થતો નથી.

"ટિળક પંચાંગ"ના આટલા દોષદર્શનની સાથે જ જો તેનું ગુણુદર્શન ન કરીએ તો તેને અન્યાય કર્યો ગણાય. તેનો એક ગુણુ તો ઉપર કહ્યોજ છે અને તે એ કે ઋતુ, દિનમાન અને અય-નને તેણે વ્યાજબી રીતે નિરયન પદ્ધતિથી સ્વતંત્ર કરી સાયન પદ્ધતિને સોંપ્યાં છે. આથી થનારો લાભ બહુ મોટો છે. વળી "ટિળક પંચાંગે" બીજો મોટો લાભ એ કરી આપ્યો છે કે તેમાં આપેલાં ગ્રહણો, ગ્રહસ્થિતિઓ વગેરે પ્રત્યક્ષ રીતે ખરાં છે, એટલે તે આકાશમાં અનુભવાય છે. ગ્રહોની ગતિના આપણા પ્રચલિત આંકડાઓમાં રહેલ ભૂલ છે એમ અત્યારનાં સૂક્ષ્મ અવલોકનનાં સાધનો દ્વારા નક્કી થયું છે અને તેનો પુરાવો પ્રત્યક્ષ આકાશમાં પણ થાય છે. જેમ કે ગયા ભાદરવા વદ અમાસે થયેલા સૂર્યગ્રહણમાં પ્રચલિત પંચાંગ અને પ્રત્યક્ષ અનુભવ વચ્ચે એક કલાકનો ફેર પડ્યો હતો. પણ "ટિળક પંચાંગ"નો વખત તો પ્રત્યક્ષ અનુભવ સાથે બરા-બર મળી ગયો હતો.

"ટિળક પંચાંગ" પ્રમાણે આ વરસે અધિક શ્રાવણ આવે છે અને બીજાં બધાં પચાંગોમાં અધિક જેઠ આવે છે. શુદ્ધ નિરયન ગણિત પ્રમાણે તો અધિક શ્રાવણ જ ખરો છે, પણ સાયન ગણિત પ્રમાણે આ વરસે કોઈ અધિક માસ આવતો જ નથી.

'ટિળક પંચાંગ" લોકમાન્ય ટિળક મહારાજના અથાગ શ્રમને પરિણામે સાંગલીમાં સને ૧૯૨૦ માં ભરાયેલ જ્યોતિષ સંમેલનના ઠરાવને અનુસરીને રચાયેલું છે. પ્રત્યક્ષ આકાશીય અનુભવ કરતાં જૂદી ગ્રહસ્થિતિ જે ગણિત પ્રમાણે આવે તે ગણિત સુધાર્યા વિના તો વીસમી સદીમાં ભરાયેલું પંચાંગસુધારક સંમેલન રહી શકે જ કેમ ? એટલે એટલો સુધારો તો સંમેલને કર્યો, પણ સાયન ગણનાની શાસ્ત્રીયતાની હકીકત નિરયન ગણનાને અનુકૂળ રૂઢિરક્ષક વૃત્તિ પર વિજય મેળવી શકી નહિ. છતાં આપણે આશા રાખીશું કે સાયનવાદીઓ નિરાશ થશે નહિ અને લોકમત કેળવવાનો પોતાનો પ્રયત્ન ચાલુ રાખશે. પણ આ પ્રયત્ન સફળ થાય ત્યાં સુધી આમ ( સામાન્ય ) લોકોએ ફેરફાર કર્યા વિના બેસી રહેવું ન જોઇએ. તેઓએ તો જૂના પંચાંગને કાઢી " ટિળક પંચાગ " નો તરત સ્વીકાર કરી લેવો જોઇએ, કેમકે આમ કરવું એ એક પગલું આગળ વધવા જેવું છે. જૂની ગણનામાં બે દોષ હતાઃ–(૧) ખોટી ગ્રહગતિ અને (૨) નિરયન ગણના. તેમાંથી મોટો દોષ–ખોટી ગ્રહગતિ–તો " ટિળક પંચાંગે " હઠાવી કાઢયો છે અને બીજો પણ તે ભવિષ્યમાં હઠાવી કાઢશે એમ આપણે આશા રાખીશું.

અંતમાં હું ગુજરાતને અત્યંત નમ્રતાપૂર્વક પ્રાર્થના કરૂં છું કે તે તુર્ત જ " ટિળક પંચાંગ " નો સ્વીકાર કરી લે. આ પંચાંગના સ્વરૂપ વિષે તથા પંચાંગસુધારણાની જે હીલચાલને પરિણામે તે જન્મ પામ્યું છે તેના ઇતિહાસ વિષે કંઈક કોઈ બીજે અવસરે લખવાની ઉમેદ રાખી હું અહિં જ અટકું છું.*

રાષ્ટ્રીય વિદ્યામંદિર,
સત્યાગ્રહાશ્રમ, સાબરમતી. } હરિહર પ્રા. ભટ્ટ.

---

* આ લેખ લખવામાં જે પુસ્તકોની મદદ મળી છે તેમાંથી નીચેનાં મુખ્ય છેઃ—

(૧) શબ્દકલ્પદ્રુમ કોષ, (૨) વાચસ્પત્ય કોષ,

(૩) હેમાદ્રિ કૃત આચારગ્રંથ (૪) શં. બા. દીક્ષિતનો भारतीय ज्योतिःशास्त्राचा इतिहास. ખાસ કરીને છેલ્લા ગ્રંથનો હું ખાસ આભારી છું, કેમ કે તેની મદદ વગર આમાં આપેલા કેટલાક ઉલ્લેખો કદાચ હું મેળવી શકત નહિ.

# બુદ્ધ ભગવાનનો સંઘ

જગતના ભૂતકાળના સંતપુરુષોમાં ભગવાન બુદ્ધ મારા ચિત્તને જેટલું આકર્ષે છે, તેટલું બીજું કોઈ આજે આકર્ષતું નથી. એમની સંતતા જેટલી અદ્‌ભુત છે, તેટલાં જ એમનાં કર્તૃત્વ અને યોજક શક્તિ મહાન છે. માનવસમાજ પ્રત્યેનો એમનો સંદેશો સીધો છે. એમાં કોઈ ઠેકાણે કોઈ વાદો, રૂઢિઓ કે સિદ્ધાન્તોનું બુદ્ધિરહિત ગ્રહણ નથી. એમના ઉપદેશમાં કોઈ ઠેકાણે કલ્પનાની પૂજા નથી. એમની પૂજા જગતનાં પ્રત્યક્ષ પ્રાણીઓ પ્રત્યે જ છે.

સામાન્ય રીતે આપણે ભૂતકાળના સત્યયુગને પૂજીએ છીએ, અથવા ભવિષ્યકાળના સ્વર્ગની ઝંખના કરીએ છીએ. અને કલિયુગ એટલે નિંદ્ય,—માટે વર્તમાનકાળની આપણે નિરન્તર ઉપેક્ષા કરી છે. ભગવાન બુદ્ધ કહે છે કે ભૂતકાળનો સત્યયુગ, ગમે તેવો તે સુંદર હોય, તોયે મારે તે શું કામનો? અને ભવિષ્યના સ્વર્ગની પણ મારે શું કામ ઉધારી નાખવી? વર્તમાનકાળને હું જેટલો બને તેટલો સત્યયુગ બનાવું તો જ ખરો પુરુષાર્થ અને રોકડી શાંતિ.

સામાન્ય રીતે આપણે ભૂતકાળના અવતારો અને સ્મૃતિકારોની પૂજા કરીએ છીએ, અથવા ભવિષ્યકાળે થનારા કલ્કિની વાટ જોઈએ છીએ. બન્ને પરોક્ષ ઉપાસના થાય છે. અને એ પરોક્ષ ઉપાસનામાં આપણું ચિત્ત મશગૂલ થઈ રહ્યું હોય, તેટલામાં કેટલીયે વિભૂતિઓ આપણી નજર આગળથી પસાર થઈ જાય, તો પણ એમની આગળ આંધળા બની જઈએ છીએ, અને એથીયે વધીને તિરસ્કાર કરીએ છીએ. ભગવાન બુદ્ધના ધર્મવિચારમાં વર્તમાનકાળનો સમાજ એ જ શુદ્ધપણે સેવ્ય બની રહે છે.

વર્તમાનકાળનાં પ્રાણીઓ પ્રત્યે મિત્રતાનો અસંત વિસ્તાર કરી, એમનાં સર્વ પ્રકારનાં સુખ અને હિત માટે પોતાનું સર્વાર્પણ કરવું, એ બુદ્ધનો સીધો ધર્માચરણ વિધિ છે.-પોતાની શક્તિ પ્રમાણે જે જેટલું એ ધર્મનું પાલન કરે તેટલું એ સાત્ત્વિક સુખ ભોગવે, અને તેટલું એના સેવ્ય ભૂત-પ્રાણીઓનું પણ કલ્યાણ જ થાય.

પોતાનાં અપાર બુદ્ધિસામર્થ્ય, ક્ષાત્રતેજ અને પુરુષાર્થ વડે, એમણે પોતાની મિત્રતાની વૃત્તિનો વિસ્તાર વિશાળ પ્રદેશમાં કરવાનો નિશ્ચય કર્યો.

ધર્મપ્રચાર માટે સંઘ-મિશન સ્થાપનારા બુદ્ધ પહેલા હતા. એ સંઘનો ઉદ્દેશ જ એવો હતો કે એમાં ભિક્ષુ વિના બીજો પૂર્ણપણે કામ કરી જ ન શકે. જેને માનવ માત્ર પ્રત્યે મિત્રતા બતાવવી છે, તે દુનિયાના રંકમાં રંક કરતાંયે વિશેષ સુખ કેમ ભોગવી શકે? જ્યાં સુધી એના કરતાં કોઈ વિશેષ ગરીબ મનુષ્ય સંસારમાં જીવે છે, ત્યાં સુધી એનો જગત પ્રત્યે મિત્રતાનો દાવો કેવળ સદિચ્છાદર્શક છે. તેથી બૌદ્ધ ભિક્ષુઓને ભિક્ષાનું સાદામાં સાદું અન્ન, તરુતલવાસ, ગોમૂત્રનું ઓસડ, અને ચીંથરાની કંથા એ સ્વાભાવિક રીતે જ સ્વીકારવું આવશ્યક હતું.

માણસ પોતાનાં પાળેલાં પશુને જેટલા ભોગ આપે, તેથીયે ઓછા ભોગથી જીવન ગાળી, મનુષ્યની સેવા કરવી એ ભિક્ષુસંઘનો ધર્માચાર થયો.

કાળે કરીને એ ત્યાગની પાછળ જે ભાવના હતી તે ભૂંસાઈ ગઈ, અને એ ત્યાગ જ ધ્યેય થઈ બેઠો. ત્યાગને લીધે જે સેવા કરી શકાતી હતી, તે સેવાનો લોપ થયો, પણ એ ત્યાગનું બાહ્ય આચરણ કાયમ રહ્યું; અને પૂજાવા લાગ્યું.

પણ ઉચ્ચ સેવાધર્મની જે આવશ્યક શરતની બુદ્ધે શોધ કરી, તે શોધ હિંદુસ્થાનને વારંવાર કામ લાગી છે. એથી વિશેષ સરળ, શુદ્ધ અને સસ્તી સેવાની પદ્ધતિ આપણા દેશમાં મળી નથી, અને બીજી પદ્ધતિઓ મશહૂર થઈ નથી. જેણે જેણે લુપ્ત થતા શુદ્ધધર્મની પુનઃપ્રતિષ્ઠા કરી, તેણે એ ભિક્ષુ-સંઘો રચીને જ.

જે સમાજની આપણે સેવા કરવી છે, તે સમાજને મળતાં સુખોપભોગની ટેવ છોડ્યા વિના, તે સમાજના ગરીબમાં ગરીબ કરતાંયે ગરીબ બન્યા વિના, એ સમાજની સેવા કરવાની આશા રાખવી એ ભૂલ છે.

સેવા કરવાને આપણે અનેક પ્રકારના સંઘો–સમાજો–સ્થાપી રહ્યા છીએ. પણ આજે તો આપણી સ્થિતિ જે બાવા અને વૈરાગીઓનો આપણને અનુભવ આવ્યો છે, તેમના કરતાં બહુ સારી ભાગ્યે જ ગણાય. એમણે કૌટુમ્બિક કર્મો છોડ્યાં છે, પણ એમનેયે પોતાની સંસ્થાઓ નિભાવવા "ધર દો" કહી ઉભા રહેવું પડે છે. આપણે કુટુમ્બનિર્વાહના ગૃહસ્થોને માન્ય રસ્તાઓ છોડ્યા છે, અને આપણનેયે આપણી સંસ્થાઓ નિભાવવા ફાળાઓ માગવા પડે છે. બન્ને એવો પ્રયત્ન કરતાં છતાં, એમનાં કે આપણાં કોઈનાં બીજનાં હોડકાં સીધે ચઢતાં દેખાતાં નથી. કારણ કે બેમાંથી એકેને એવી દૃઢ શ્રદ્ધા નથી, કે જો અમારી પ્રવૃત્તિઓ યોગ્ય હશે, અને અમારી વૃત્તિ શુદ્ધ હશે, તો કેવળ ધનને અભાવે એને બંધ પડવા વારો ન જ આવવો જોઈએ. વગર માગે આવશ્યક સાધનો મળી જ રહેશે. तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् । અને योऽसौ विश्वंभरो देवो भक्तान्किमुपेक्षते ? એ વાક્યો આપણે બોલીએ છીએ, પણ એમાં આપણને શ્રદ્ધા નથી.

એ શ્રદ્ધા નથી તેનું મને દુઃખ થાય છે, પણ નવાઈ નથી લાગતી. આંબો વાવ્યા વિના કેરી ઉતરશે જ એમ શ્રદ્ધા ન થઈ શકે. તેમ આપણા હૃદયમાં ઊંડે ઊંડે એવી પ્રતીતિ રહેલી છે કે શ્રીકૃષ્ણે કહેલી પ્રતિજ્ઞા આપણે માટે ન હોઈ શકે; એટલું મીઠું ફળ ભોગવવાને માટે આપણે યોગ્ય બીજ વાવ્યું નથી. પ્રામાણિક રસ્તે, પરસેવો ઉતારી, આપણા નિર્વાહ માટે પુરુષાર્થ કરવાની આપણે કદી કામના કરી નથી. ગમે તેવે માર્ગે ઓછામાં ઓછી મહેનતે આપણું જીવન ચલાવવાની હલકી અભિલાષા આપણે ગૃહસ્થકાળમાં પોષેલી. હવે આપણને કેમ શ્રદ્ધા ઉપજે કે આપણી સંસ્થાઓ માટે પ્રભુ પાતાળમાંથીયે ધન લાવીને આપશે?

અન્તર્યામી આપણા યોગક્ષેમનો નિર્વાહ કરે છે, એમાં મને પૂર્ણ શ્રદ્ધા છે; પણ એ કાંઈ પક્ષપાતથી કરતો નથી. લાંબા કાળ સુધી, સ્વાવલંબીપણે, પ્રામાણિકપણે, જાતમહેનતથી જેણે જીવન-વ્યવહાર ચલાવ્યો છે, તેને જ્યારે કોઈ શુદ્ધ પ્રવૃત્તિમાં પડવા માટે જીવન-નિર્વાહનાં કર્મો કરવા સમય રહેતો નથી, ત્યારે ભૂતકાળમાં ઉતારેલા પરસેવાનું એ સ્વાભાવિક ફળ મળે છે કે સર્વસ્વનો ત્યાગ કર્યા છતાં એનો યોગક્ષેમ નભ્યો જાય છે. એના જ હૃદયમાં ભગવદ્કૃપા ઉપર દૃઢ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે.

આપણા દેશનું પડેલું પાસું ઊંચું કરવા આપણે ફરીથી ભિક્ષુ બનવું જ પડશે, એમાં મને શંકા નથી લાગતી. પણ બુદ્ધના ભિક્ષુસંઘ કરતાં આપણો આજનો સંઘ જુદે ધોરણે રચવો પડશે. તે કાળના હિંદુસમાજ કરતાં આપણું પાપ વધારે મોટું થયું છે. એનું પ્રાયશ્ચિત્ત પણ વધારે તીવ્ર થવું જોઈશે, અને ધ્યેય પણ બદલવું જોઈશે.

આપણે હવે ભિક્ષુ-સંન્યાસી થયે પૂરું નહિ થાય. સમાજ પ્રત્યેની આપણી સેવાના બદલામાં ચાર ઘેર ઝોળી ફેરવી લાવવાનો આપણને અધિકાર નથી રહ્યો. હવે તો આદર્શ સંન્યાસી ભિક્ષા નહિ માગી શકે. એણે મજૂરી કરીને, મજૂરીનું ફળ બીજાને અર્પણ કરવું અને સેવા કરવી, એ આદર્શ રાખવો પડશે.

યૂરોપે મજુર-સત્તાવાદીઓનો સંઘ કાઢ્યો છે. એની રીત પ્રમાણે એ ખંડની પ્રજાઓ જગતની મુશ્કેલીઓ સામે એ રીતે જ લડે છે. આપણે માટે એ દુઃખ ટાળવા માટે મજૂર-સન્યાસીનો સંઘ નિર્માણ કરવો પડશે. એ સંઘ નહિ નિર્માણ કરીએ તો કાળ બીજી રીતે એ પરિસ્થિતિ લાવવાનો તો છે જ, પણ પરાધીનપણે એ પરિસ્થિતિ સ્વીકારવામાં નથી સુખ, સંતોષ કે કલ્યાણ.

પૂર્વના સંન્યાસીને વર્ણવિહિત કર્મો ન હતાં. પાંચાયે વર્ણોના સંન્યાસીની જીવન-નિર્વાહપદ્ધતિ એક સરખી હતી. હવે આપણો સંન્યાસ એટલે વર્ણના કર્મોનો ત્યાગ નહિ, પણ એ વર્ણ અને કર્મનાં સુખ અને સગવડનો જ ત્યાગ-જીવનના સર્વ ભોગોનો ત્યાગ. એકેય વર્ણનાં કર્મો શુદ્ધ રીતે થતાં નથી. એને શુદ્ધ કરવાં, અને એ શુદ્ધ કરવા માટે સર્વ અગવડો અને સંકટો સહન કરવાં, એ જ સંન્યાસીનું કર્તવ્ય * જ્યાં સુધી આપણા અને આપણી પ્રવૃત્તિના યોગક્ષેમનો નિર્વાહ થશે જ એની અટળ શ્રદ્ધા ઉત્પન્ન ન થાય ત્યાં સુધી જગતને સંદેશો આપવાનો ફાંકો રાખવો એ બકવાદ જ ગણાય. એ શ્રદ્ધા ઉત્પન્ન થાય ત્યાર પછી જ, અને તેને જ જગતને સંદેશો આપવાનો અધિકાર છે. છેક હૃદયનાં ઊંડાણ સુધી જ્યાં ભય, પરાવલમ્બન અને પુરુષાર્થહીનતા પેસી ગયાં છે, ત્યાંથી જગતને માટે શો સંદેશો નીકળવાનો હતો? અને એ સંદેશો ગ્રહણ કરનાર બીજી પ્રજાઓનો એમાંથી શો ઉદ્ધાર થવાનો હતો?

બુદ્ધના સંઘે જે સંદેશો અઢી હજાર વર્ષ ઉપર આપણા પૂર્વજોને પહોંચાડ્યો, તે સંદેશાના જે સંસ્કાર વંશપરમ્પરાથી આપણા હૃદયમાં ઉતરી આવ્યા હોય, તે શુદ્ધપણે જાગ્રત થઈ, તેને આજની રીતીએ અમલમાં મૂકવાનું આપણામાં બળ આવો!

ૐ શામ્

બુદ્ધજયંતિ, ૧૯૭૯. } કિશોરલાલ ઘ. મશરૂવાળા

* વર્ણ શબ્દ હું સંકુચિત અર્થમાં નથી વાપરતો જન્મે કરીને આપણો વર્ણ, અને સંસ્કારો તથા કર્મોને લીધેનો આપણો વર્ણ એક નથી રહ્યા. કદાપિ સંસ્કારો અને કર્માનુસાર વર્ણજ ખરો વર્ણ ગણાય

# વિચાર-કલિકા

કળા એ કોઈ મોજશોખની વસ્તુ નથી. તે મનુષ્યના સ્વભાવનો પરિચય આપે છે. માણસને પોતાના કાર્યમાં અને જીવનમાં કેટલો અને કેવો આનન્દ પડે છે તેનો નિર્ણય તેની કળા ઉપરથી થાય છે.

* * * *

કળા એટલે પ્રેમથી, આનન્દથી, પ્રસન્નતાથી કરેલું કામ. પ્રસાદ વગર કળા સંભવતી નથી.

* * * *

મન્દિરો, મસ્જીદો, તળાવો વગેરે ઉપરથી આખા સમાજની સંસ્કૃતિ કેવી છે તે જણાય છે.

* * * *

કોઈ પણ સમાજની ગૃહરચના જોઈને તે સમાજની મનોરચના પારખવી સાવ સહેલી છે.

* * * *

માણસ ભાષા મારફતે પોતાનું અન્તર છૂપાવી શકે, પણ કળામાં પ્રતારણા થઈ જ શકતી નથી.

* * * *

વાણી એ વિચારનું અને ભાવનું પરોક્ષ વાહન છે. સંગીત અને કળા એ પ્રત્યક્ષ વાહન છે—સાર્વભૌમ વાહન છે.

વાણી એ વિચારની ભાષા. કળા એ હૃદયની ભાષા. આચાર એ ધાર્મિકતાની ભાષા.

જીવવું કેવી રીતે તે સમજવું એ જ મોટી કળા છે.

* * * *

મોક્ષ મેળવવો એ ઉચ્ચતમ કળા છે. ઉચ્ચ કળા દ્વારા કળાતીત થવું એ જ આપણું ધ્યેય છે.

* * * *

એક લેખકે કહ્યું છે, 'મને કવિતા કરવાની છૂટ આપો, પછી તમે ભલે કાયદાઓ ઘડો.' તેમ જ આમ પણ કહી શકાય કે 'લોકોની કલાવિષયક અભિરૂચિ મારા હાથમાં સોંપો અને પછી સમાજને તમે નીતિના પાઠ ભલે ભણાવતા રહો.'

* * * *

પગમાં કાંટો, ધોતીઆમાં ડાઘોળાઉં, દાંતમાં શક્કું જેમ સહન નથી થતું, તેમ ભાષામાં ગ્રામ્યતા, હૃદયમાં શંકા અને જીવનમાં કલાવિહીનતા અથવા નીરસતા સહન ન જ થવી જોઈએ.

* * * *

અઘટિત રીતે વર્તવાથી શિષ્ટજન પ્રત્યે બેઅદબી થાય છે એમ આપણે માનતા હોઈએ, તો ઘરમાં ન શોભે એવી વસ્તુઓ રાખવાથી કુટુંબ પ્રત્યે અને મહેમાન પ્રત્યે બેઅદબી થાય છે એમ આપણે માનવું જોઈએ.

* * * *

માણસની કિંમત જેમ વર્તન પરથી થાય છે, તેમ ઘરનાં વાસણકુસણ, ખુરસી, બાજઠ વગેરે પરથીય થાય છે.

* * * *

દિવાનખાનામાં કળાકૌશલ્યની વસ્તુ અને ઘરમાં એલ્યુમિન્યમનાં મેલાં વાસણ;

સભામાં જતાં સુન્દર પોશાક અને ઘરમાં ઘાંચીનો વેશ;

બોલવામાં સાધુની ભાષા અને હૃદયમાં હળાહળ વિષ:

આ બધાં અનુત્તમ જીવનનાં લક્ષણો છે.

* * * *

જર્મન રંગ અને ઈસ્ત્રીનાં કપડાં વાપરનાર સમાજમાં કોઈ પણ કવિ **क्षौमं केनचिदिन्दुपाण्डु तरुणा**...જેવો શ્લોક લખી શકે ખરો?

* * * *

કોઈ વસ્તુ સુન્દર છે એમ કરીને એને વાપરતા નહિ. વાપરવાની વસ્તુ સુન્દર જોઈને લો અથવા સુન્દર બનાવો.

* * * *

જીવનમાં નિર્ધનતાથી દુઃખ કે હાનિ નથી, પણ નીરસતા સહન થવી એ જ મહા હાનિ છે.

* * * *

કુરુચિ સામે ખુમાટ ઉડાવવો એમાં જ આપણી કુરુચિ જણાઇ આવે છે. સુરુચિનો પાઠ પોતે બેસાડવો એમાં જ સ્વારસ્ય છે.

* * * *

જગતમાં દરેક માણસમાં થોડુંઘણું બીકણપણું છે તેથી જ કુરુચિ જગતમાં ફાવી શકે છે.

સહિષ્ણુતા અને બીકણપણું એમાં સમાધિ અને મરણ જેટલું અન્તર છે. બહારથી જ બેમાં સમાનતા દેખાય છે.

* * * *

કેટલાક કવિઓ ફુલમાં પણ માનવી ભાવના જોઈ શકે છે તો કેટલાક કવિ મનુષ્યમાં ફુલનું સૌન્દર્ય નિહાળે છે.

* * * *

કળાની ઉપાસનામાં અહંકારનો લય કરવો એ એક કળાનો મહદાનંદ છે. **विगलित वेद्यान्तरं परमानन्दम्।**

* * * *

પરિચિત વસ્તુ જોઇને થતો આનન્દ તે સાચો આનન્દ. અપરિચિતપણાનો—વિચિત્રતાનો આનન્દ ગાઢ નથી હોતો, ચિરસ્થાયી નથી હોતો.

* * * *

કવિતાને જેવો છન્દ (વૃત્ત) તેવો કળાને શિષ્ટ સંકેત.

* * * *

જીવનમાં શું કે કળામાં શું, અનુકરણ એટલે મરણ.

* * * *

ઉપાસના વિના કોઇ પણ કળા અવગત કે હસ્તગત કરવાની આશા જ વ્યર્થ છે.

* * * *

કળા કંઇ યદૃચ્છાપ્રાપ્ય વસ્તુ નથી. તેને માટે તપસ્યા કરવી જોઇએ: પવિત્રપણે તેની ઉપાસના કરવી જોઇએ.

* * * *

શ્રદ્ધા અને શુશ્રુષા વિના કળાનું રહસ્ય સમજવું અને અનુભવવું અશક્ય છે.

* * * *

સૌન્દર્યોપાસના અને વિલાસમાં સ્વર્ગ અને નરક જેટલું અન્તર છે.

* * * *

મોક્ષના માર્ગમાં જેમ સિદ્ધિ આડે આવે છે, તેમ કળાની પ્રાપ્તિની આડે વિલાસિતા આવે છે.

* * * *

મરોડદાર અક્ષર કઢાડવાની કળા નષ્ટપ્રાય થઇ છે એ શોચનીય વસ્તુ છે. આ યાંત્રિક યુગમાં સમાજની એકેએક કળાનો નાશ થતો ચાલ્યો છે.

* * * *

કવિતામાં કે ચિત્રમાં ભાવ હોય એટલું બસ નથી? બોધ હોવો જ જોઇએ શું?

* * * *

નીતિશિક્ષણ અને કળાનું શિક્ષણ છેક નાનપણથી આપવું ઇષ્ટ અને હિતકર છે. અને તે કૃતિ દ્વારા પહેલું આપવું જોઇએ. તત્ત્વો પાછળથી ધીમે ધીમે આપોઆપ પ્રગટ થાય છે અથવા કરી શકાય છે.

* * * *

બાપ જે પ્રમાણે કન્યાદાન કરતાં સુધી છોકરીને પ્રેમપૂર્વક પાળેપોષે છે અને એને આપી દીધા પછી પણ તેના ભવિષ્યની કાળજી રાખે છે, તે જ પ્રમાણે કળાધરે કળાયુક્ત વસ્તુ નિર્માણ કરીને તે યોગ્ય માણસના હાથમાં પડે ત્યાં સુધી તેની સંભાળ રાખવી જોઈએ અને પછી પણ તેની કાળજી કરવી જ જોઈએ; કળાધર અને તેની કૃતિનો સંબન્ધ દુકાનદાર અને ઘરાકનો ન હોવો જોઈએ.

* * * *

કળા દ્વારા કળાધર યોગક્ષેમની ઇચ્છા કરે તો હરકત નથી. પણ કળા વેચીને ધનવાન થવાનો પ્રયત્ન કરવો એ નિન્દ્ય છે.

* * * *

કળાધરે કોઈનો નોકર ન બનવું જોઈએ.

* * * *

જે કોઈનું જીવન પરસ્પર ઓતપ્રોત છે તેમની વચ્ચે જ સહકાર ધર્મ્ય અને ઇષ્ટ છે. બીજી રીતનો સહકાર પ્રાણઘાતક છે. કળા વિષે આ અક્ષરશઃ સાચું છે.

* * * *

શ્રેય અને પ્રેયના ઝગડામાં આપણા સમાજનેતા અથવા કળાધરો પોતાની શક્તિ કઈ બાજુએ ખર્ચે છે તેના ઉપર સમાજની ઉન્નતિ અથવા અવનતિનો આધાર નથી શું ?

* * * *

કળાધર અને કારીગરને જુદા પાડશો નહિ. તેમ કરશો તો કલાધરની કળા ચીમળાઇ જશે અને કારીગરના કૌશલ્યનો લય થશે.

* * * *

ચિત્રકાર, શિલ્પકાર, ગાયક અથવા કવિ, એમને માન પુરસ્કાર આપવાથી કળાની ઉન્નતિ થવાની નથી. કળાને સમાજે પોતાના હૃદયમાં, કુટુંબમાં, સમાજમાં અને મન્દિરમાં સ્થાન આપવું જોઈએ. પોતાના જીવનમાં કળાની પ્રતિષ્ઠા કરો એટલે કળાધર આપોઆપ પેદા થશે.

* * * *

સાચો કળાધર કળાનો પ્રચારક (મીશનરી) હોય છે. કંજુસ બનીને યોગ્ય માણસથી તે કશું છુપું રાખતો નથી.

* * * *

દૃશ્યસૃષ્ટિ ભાસમાન છે પણ આદર્શસૃષ્ટિ, ધ્યેયસૃષ્ટિ સત્ય છે એવી કળાધરની માન્યતા હોય છે. તત્ત્વજ્ઞાન એ જ કહેતું આવ્યું છે.

* * * *

કલ્પનાતરંગ બે પ્રકારના છેઃ પ્રાણવાન અને હતપ્રાણ અથવા અલ્પપ્રાણ. કવિ અથવા ચિત્રકાર પવિત્ર હોય તો પ્રાણવાન ભાવનાઓ તેના હૃદયમાં પ્રવેશ કરે છે, પ્રાણવાન વિચારોના ફુવારા તેની કલમમાંથી કે પીંછીમાંથી ઉડવા માંડે છે અને સમાજ ચૈતન્યથી હાલી ઉઠે છે. એ જ કવિ અથવા ચિત્રકાર વિલાસી હોય તો સમાજને હતપ્રાણ કલ્પનાઓનો ચેપ ચડે છે અને સમાજ વેવલો બને છે. અને જો એ કવિ યા ચિત્રકાર પોતે જ અલ્પપ્રાણ હોય તો તેની નિર્માલ્ય કવિતા અથવા કૃતિ તેને તે જ ઠેકાણે મરણશરણ થાય છે

* * * *

પ્રકૃતિનો પ્રયત્ન ઇન્દ્રિયાતીત આનન્દ વિષયોપભોગ દ્વારા અનુભવવાનો હોય છે. કળાનો પ્રયત્ન ઇન્દ્રિયાતીત આનન્દને વિષયવાસનાના સંસર્ગથી દૂષિત ન કરતાં તેને શુદ્ધ સ્વરુપમાં અનુભવવાનો હોય છે.

* * * *

યથાર્થદર્શી કળા કળા જ ન કહેવાય. વિષયલુબ્ધ થઈને એકાન્તમાં કરેલો વિલાસ જાહેરમાં પ્રગટ થતાં જેટલી શરમ છૂટે છે, તેટલી જ શરમ યથાર્થદર્શી કળા જોતાં છૂટવી જોઈએ. જે ચિત્ર જોતાં મનમાં ઉપભોગની, વિલાસની કલ્પના આવે છે તે અપવિત્ર છે. એવાં ચિત્રો કેટલાંક વરસ પર રજવાડાનાં અન્તઃપુરોમાં ટાંગવામાં આવતાં. સંયમવિમુખ પાશ્ચાત્ય કલ્પનાને લીધે આજકાલ એવાં ચિત્રો પ્રતિષ્ઠિત ગૃહસ્થોનાં દિવાનખાનામાં પણ દેખા

દેવા લાગ્યાં છે. અધ:પાતનું આથી વધુ સબળ પ્રમાણ બીજું કયું જોઇએ ?

* * * *

અરે, આ દુનિયા તે પડદાનશીન થઈ છે કે એ તે નાટકી બની છે ? જે જુઓ તે બુરખા પહેરીને કે વેશ કહાડીને જ ફરતા દેખાય છે. જેને તેને સાચની જાણે લાજ આવે છે. એમની ભાષા જુઓ, એમની રીતભાત જુઓ, એમના ઉત્સવો જુઓ, એમના પોશાક જુઓ કે એમનાં દિવાનખાનાં જુઓ— સત્ય શોધ્યુંય નથી જડતું. આજ તો સત્ય માત્ર ઢંકાઈ ગયું છે, પણ વખત જતાં ગુંગળાઈ મરશે. ધાઓ રે ધાઓ, સત્યની વહારે !

## પ્રકીર્ણ

મારૂં કુટુંબ બહોળું છે. મારા એકલાના સુખે હું સુખી કેમ રહું ? સૌ સુખી તો હું સુખી. જગતમાં જ્યાં સુધી એક પણ પ્રાણી સુખરહિત છે, ત્યાં સુધી મારા પ્રયત્નો શિથિલ થવાના નથી.

* * * *

મને જે સહેલું લાગે તે કામ હું કરૂં ? કે મને ગમતું હોય તે કરૂં ? કે જે કામ હું ઉત્તમ રીતે કરી શકું તે કરૂં ? અથવા જે કામ કરવાનું મારૂં કર્તવ્ય છે તે હું કરૂં ?

જે મારૂં કર્તવ્ય હોય તેજ કરવું મને સાધ્ય, પ્રિય અને સુકર થાય એવું ક્યારે થશે ?

* * * *

નિષ્પાપ જીવનમાં કેટલી સુન્દરતા રહેલી છે તેનું ભાન પ્રત્યક્ષ અનુભવ વગર થાય નહિ.

* * * *

પ્રેમ પરમ સુન્દર છે.

* * * *

જીવન્મુક્ત હો, મુમુક્ષુ હો, સંસારી હો કે પતિત હો, સૌ એક જ દુનિયામાં રહે છે, એક જ જાતનું કામ કરે છે; પણ હેતુ ભિન્ન ભિન્ન હોવાથી તેમને ફળ માત્ર જુદાં જુદાં મળે છે.

* * * *

આત્મનિવેદનથી—ગુરુચરણે સ્વાત્માર્પણ કરવાથી નિશ્ચિન્તતાનો આનન્દ પ્રાપ્ત થાય છે.

* * * *

પોતાની કલ્પના પોતે જ અમલમાં મૂકવી એમાં જ ખરું સ્વારસ્ય છે.

* * * *

ઉપાદાનનું યથાર્થ જ્ઞાન પ્રતિભાને પ્રેરે છે. કામ કામને શીખવે છે.

* * * *

તમારી આસપાસ મિત્રો ભેગા કરજો; ખુશામતીઆ કે અન્ધભક્ત ભેગા ન કરતા.

* * * *

નીતિનિયમ કરતાં પ્રેમ, દાક્ષિણ્ય, દયા અને સહૃદયતા એ સ્નિગ્ધ અને ઉદાર ભાવોની કિંમત અધિક છે.

* * * *

હનુમાનકૂદકો મારવા સારૂ જેમ આપણે ખૂબ પાછા જઇએ છીએ તે જ પ્રમાણે રાષ્ટ્રીય ઉત્થાન માટે પ્રાચીન ઇતિહાસ શોધવો જોઈએ.

* * * *

વિસ્મૃતિ એ પ્રાણ ક્ષીણ થયાનું લક્ષણ છે.

* * * *

જે સમાજમાંથી ધર્મનો લોપ થાય છે તે સમાજમાં અર્થશાસ્ત્ર એ જ સ્મૃતિ બને છે.

* * * *

રૂઢિબદ્ધ હિન્દુસમાજ વ્યક્તિગત દુ:ખથી કકળી ઉઠે છે; પણ સમૂહનું દુ:ખ, સામાજિક દુ:ખ અને અન્યાય તેને સ્પર્શ સુદ્ધાં કરી શકતાં નથી.

આધુનિક ચળવળને લીધે સામાજિક દુ:ખ દૂર કરવા તરફ પ્રવૃત્તિ થઇ છે ખરી, પણ સામાજિક દુ:ખ શામાં છે તે પારખવાની શક્તિ અથવા દૃષ્ટિ હજુ સમાજને લાધી નથી.

* * * *

હૃદયનો જીર્ણોદ્ધાર કરો એટલે સમાજનો, ધર્મનો, સંસ્કૃતિનો જીર્ણોદ્ધાર એની મેળે થશે.

* * * *

આજે આપણા સમાજને મન્ત્રદ્રષ્ટા ઋષિઓની જરૂર છે. સમાજવ્યવસ્થાપક આચાર્યો પાછળથી આપોઆપ આવશે.

સમાજમાં આજે ઉલ્લાસ જોઈએ છે, વિલાસ નહિ; નૃત્ય જોઈએ છે, નિદ્રા નહિ.

* * * *

આજના સમાજની પુરુષાર્થની કલ્પના જ ભૂલભરેલી છે. લોકોના રાગદ્વેષનો વિષય જ બદલાઈને ઉલટો થઈ ગયો છે.

* * * *

અહંકાર એ આજના સામ્રાજ્યની નાભિ છે.

* * * *

સમાજનો મૂળ પાયો સન્તોષ-સમાધાન છે, હરિફાઈ નહિ. મત્સર એટલે પ્રેમનું મરણ. હરિફાઈ એટલે સમાજનો નાશ.

* * * *

હળીમળીને કામ કરવામાં રહેલી હરિફાઈ આનન્દદાયી અને પ્રોત્સાહક હોય છે. એકમેકનાં વિરોધી કામ કરવામાં રહેલી હરિફાઈ હીનતા ઉત્પન્ન કરે છે.

* * * *

બીજાના મોજશોખ માટે વૈતરું કરવા તૈયાર થવું તેમજ પોતાના મોજશોખ માટે બીજાની પાસે વૈતરું કરાવવું બંને સરખાં જ ગંદાં, કદરૂપાં અને અધર્મ્ય છે.

* * * *

અપચાથી જેમ મ્હોઢું ગંધાય છે તે જ પ્રમાણે સામાજિક અન્યાયને લીધે આપણા બધા વ્યવહારોમાં કુરૂપતા ફૂટી નીકળતી દેખાય છે.

* * * *

સુખદુઃખનો આધાર શ્રીમંતાઈ કે ગરીબાઈ પર નથી. ગરીબાઈ એ મહાદુઃખ નથી. કંટાળાભરેલું, કુરૂપ કામ કરવું પડે એ ભારે સજારૂપ છે. ભાવિ સંકેતો તરફ ધ્યાન આપો, હે લોકો, ભાવિ સંકેતો વિષે સાવધ રહો. જુનાં મનમોહક સંસ્કારોનાં—શત્રુઓનાં મડદાંને ઉખેળશો મા.

* * * *

ખરી દરિદ્રતા કઈ? પાસે પુષ્કળ સંપત્તિ હોય છતાં તેનો સદુપયોગ કેમ કરવો એ સૂઝતું ન હોય તે.

* * * *

વેઠે પકડેલો માણસ કરવું જોઈએ તેથી ઓછું કામ કરે છે. સાધારણ મજૂર મજૂરીના પૈસા જેટલું જ કામ કરે છે.

પણ કસબી માણસ કામના પ્રેમથી મજૂરી કરતાં વધારે જ કામ કરે છે. કારીગર કૃપણ નથી હોતો.

* * * *

શહેરો ગામડાંની સુન્દરતા લૂંટી લાવે છે છતાં પોતે સુન્દર બની શકતાં નથી.

* * * *

જે છોકરો પોતાના વખતનો સદુપયોગ કરતો હોય તેને સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપો તો જ તેનો સંપૂર્ણ વિકાસ થશે.

* * * *

ખેતીનો પ્રેમ એ પ્રભુતાનું લક્ષણ છે. ખેતરમાંથી ખૂબ નફો ઉપજાવવાની ઈચ્છા એ કાંઈ ખેતીનો પ્રેમ નથી.

* * * *

પ્રગતિ પ્રગતિ કરીને તમે જેટલાં નગારાં વગાડો છતાં જગતમાંથી ગયેલ વિશ્રાંતિ (repose) ત્યાં સુધી પાછી નહિ આવે ત્યાં સુધી આ દુનિયાની દશા દયાજનક રહેશે. આ સંસારચક્ર પ્રચંડ વેગથી દોડી રહ્યું છે, પણ ક્યાં તેનો કોઈને પત્તો નથી. કારણ ઈશ્વર પર શ્રદ્ધા ક્યાં છે? ગમે તે થાઓ, તે મારે માટે સારું જ, એટલું જ માણસને સમાધાન છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# કાળીપરજ

ચંપારણ્યના અત્યાચારોની વિગતવાર હકીકત જે માણસોએ સાંભળેલી તેમની લાગણી એટલી દુઃખાઇ હતી કે એવા જુલમોનું સ્મરણ માત્ર થતાં તેમને કંપારી છુટતી અને રૂવેરૂવાં ઉભાં થતાં. આવા જ પ્રકારની સ્થિતિ આજે 'કાળીપરજ' નામે ઓળખાતી પ્રજાને વિષે ઉભી થઈ છે. તેમનાં દુઃખ જુનાં છે. જ્યારથી 'ઉજળીઆત' પ્રજા તેમનાં સંબંધમાં આવી ત્યારથી તેમના ઉપર જુલમ ગુજરે છે. જંગલની પેદાશ લઈને આ લોકો જ્યારે ગામમાં આવતા ત્યારે લુચ્ચા ઉજળીઆત તેમને અનેક રીતે બ્હીવડાવવીને તેમનો માલ પડાવી લેતા, ઘણી વખત તોલમાં લુચ્ચાઈ કરતા, કે ભાવ ઓછો આપતા. અજ્ઞાન પ્રજાની સ્થિતિ આવી રીતે દુઃખદાયક જ હોય છે; પણ જ્યારે આ પ્રજાને કેળવણી આપીને જ્ઞાનનો સ્વાદ ચખાડગો, સ્વજાતિની અવદશાનું ભાન કરાવ્યું, અંગત સ્વમાનની લાગણી જાગૃત કરી, આર્થિક અન્યાય વિષે માહિતી આપી ત્યારે તેમને પોતાની દુઃખદ સ્થિતિ અસહ્ય થઈ પડી. થોડા વર્ષ પહેલાં આ કાળીપરજના લોકો માત્ર લંગોટ મારતા,. થોડીઘણી ખેતી કરીને જ પોતાનું ગુજરાન કરતા, છતાં સુખે રહેતા. એ લોકો આજે સફેદ કપડાં પહેરતા થયા છે, પણ સરકારે નજીક-નજીક પીઠાં ગોઠવી આપ્યાં છે એટલે દારૂતાડી પીને બાપડાં બની રહે છે. નીચ ઉજળીઆત લોકો ગામડામાં જઈને અનેક રસ્તે તેમની જમીન પડાવી લે છે, તેમની પાસે મારીકૂટીને અથવા મારના ત્રાસથી મજૂરી ને વેઠ કરાવે છે, મજૂરીના દર કોઈને પણ પોષાય નહીં એવા હલકા આપે છે, કેટલાક માણસોને જન્મપર્યંતના ગુલામ બનાવે છે; ટુંકામાં, કહીએ તો ઓછામાં ઓછા પૈસા ખર્ચીને વધારેમાં વધારે કામ કાઢી લે છે, અને તે માટે માર, ધમકી અને દારૂનો ઉપયોગ કરે છે.

અન્ય પ્રજા એમના દુઃખથી અજાણી છે એવું નથી, પણ તેમના હૃદયને હજી તેનો સ્પર્શ થયો નથી એટલે માત્ર તમાશો જોયાં કરે છે. સરકારે તેમના રક્ષણ માટે કેટલાક કાયદાઓ ઘડયા છે, પણ જ્યાં સુધી ખુદ કાળીપરજ તરફથી સ્વરક્ષણ માટે કાંઇ પ્રયત્ન થાય નહીં ત્યાં સુધી એ બધા પ્રયત્નો અફળીજ નીવડે, કાયદા એક બાજુ રહી જાય, અને આ અજ્ઞાન પ્રજાનો કચ્ચરઘાણ નીકળી જાય.

ઈશ્વર કૃપાથી સારા નસીબે, આ પ્રજામાં જાગૃતિ આવીછે. આ જાગૃતિનાં મૂળ દેવી અથવા માતાની પ્રેરણામાં રહેલાં છે. ઠેર ઠેર અમુક માણસોને પ્રેરણા થાય છે, અને તે આત્મશુદ્ધિ વિષે ઉપદેશ આપે છે. તેમના લગભગ આખા પ્રદેશમાં આવા ઉપદેશ પહોંચી વળ્યો છે.

પરિણામે લોકોએ માંસાહાર તથા મદ્યપાન છોડી દીધાં છે. મદ્યપાનના ત્યાગથી ઇજારદારોને નુકસાન બે રીતે થયુંછે. તેમના તાડખજૂરીને કોઈ છેદવા જાય નહીં, તેમજ કોઇ દારૂ પીએ નહીં. જ્યારે લાલચ, ધમકી અને જબરદસ્તીથી લોકોને દારૂ પીવડાવાનો પ્રયત્ન થયો ત્યારે આ કોમે એવો નિશ્ચય કર્યો કે લાલચથી દૂર રહેવા માટે ઇજારદારોને ત્યાં મજૂરી કરવા માટે જવુંજ નહીં', તથા પીઠાવાળાનો ઓળો સરખો પડે તો સ્નાન કરી શરીર શુદ્ધ કરવું.

આ પ્રકારની જાગૃતિ તેમનામાં આવી ન આવી, ઉંઘમાંથી ઉઠી આંખ ચોળીને તેઓ બેઠા થયા ન થયા એટલામાં જે લોકો એમના અજ્ઞાનનો લાભ લેતા તેમને નુકસાન થવાનું શરૂ થવાથી તેમણે બૂમરાણ કરી મૂક્યું છે અને તેને પરિણામે એ વર્ગ તરફથી જે ફંદાઓ લેવાયા છે તેથી બીચારી કાળીપરજની સ્થિતિ પહેલાં કરતાં દસ ગણી બદતર થઈ છે. આ વગવસીલા વગરની પ્રજાનો પોકાર કોણ સાંભળે ? ખરી હકીકત તો એવી છે કે તેમને પોકાર કરતાં આવડતું પણ નથી. પણ હાલમાં આપણા આખા દેશમાં નવું વાતાવરણ પ્રસરી રહ્યું છે અને અન્યાયોને પ્રગટ કરી તેની સામે લડવાની શક્તિ આવી છે, તેને પરિણામે તેમનાં દુઃખની હકીકત બહાર પડી શકી છે અને તેના નિવારણ માટે જૂજજાજ પ્રયત્નો શરૂ થયા છે. પણ સરકાર તથા અમલદારવર્ગ તરફથી જે દયા, સહાનુભૂતિ અને ન્યાય અત્યાર સુધી મળતો હતો તે ઓછો થયો છે. તેનાં મુખ્ય બે કારણ છેઃ (૧) જે જમીનદાર અને ઇજારદાર વર્ગ કાળીપરજની ગુલામગીરી ઉપર તાગડધીન્ના કરતો હતો તેને નુકસાન જવાથી તે સરકારની મહેસુલ નહીં આપી શકે એવું બૂમરાણ થવાને લીધે સરકારને મહેસુલ બાબત ફિકર પેઠી, અને (૨) તાડીદારૂ બંધ કરવાની પ્રતિજ્ઞા પળાય તો સરકારની આવકમાં સખત ઘટાડો થાય. આ બન્ને કારણોને લીધે સરકાર પણ આ અજ્ઞાન પ્રજાની ઉન્નતિની આડે આવી છે.

## કાળીપરજ એટલે કોણ ?

સામાન્ય રીતે ગામીત, દુબળા, ચોધરા, કાટીઆ, નાયકા, કુકણા, વસાવા, ધાનકી, કોટવાળીઆ, ઢાયુંડીઆ વિગેરે લોકો કાળીપરજ કહેવાય છે. તેમની ઘણીખરી વસ્તી તાપી નદીની દક્ષિણે પહાડી, જંગલી પ્રદેશમાં વસે છે. આ ઉપરાંત વડોદરા રાજ્યમાં આશરે દોઢ લાખ માણસની અને બ્રિટિશ તથા દેશી રાજ્યોમાં એકંદર પાંચ છ લાખ માણસની વસ્તી હશે: એટલે તેમની કુલ સંખ્યા ઘણી મોટી છે. આ રાની પ્રદેશમાં જંગલી જનાવર તથા મેલેરીઆને લીધે ઉજળીઆત વસ્તી જાઈને રહી શકતી નહોતી, તેમજ જમીનની માલિકી પણ આ પ્રજાની જ હતી. આ લોકો શરીરે ટૂંકા પણ મજબૂત અને શૂરવીર છે.—ખાસ કરીને ચોધરા, જેમનો દેખાવ નીચલા વર્ણના રજપૂત જેવો છે.

આ લોકો હંમેશ છૂટાંછવાયાં ઝુંપડાં બાંધીને રહે છે. પાસેપાસે રહેવું તેઓ પસંદ કરતા નથી. આથી કરીને જ્ઞાનની કે આર્યસંસ્કૃતિની અસર તેમના પર થોડી જ થઈ છે. ઘરમાં માણસ મરી જાય તો ઝુંપડાંમાંથી બધો સામાન બહાર કાઢીને ફેંકી દઈ ઝુંપડાને સળગાવી દે છે, તથા દૂર જઈને બીજું ઝુંપડું બાંધે છે. ઘરવખરામાં એકબે ચૂલા, થોડાંક હાંલ્લાં, ડાયલું, ખાટલો, માટલાં, અને થોડાં કાંસાનાં વાસણ રાખે છે. તેમનો ખોરાક તદ્દન સાદો, અને સહેલાઈથી ઉગાડી શકાય એવો હોય છે. કોદરા કે બંટીની રાબડી ને નાગલીના રોટલા, ભાજી, કંદ તથા મૂળીઆં, અને ફળફુલ એ એમનો રોજનો ખોરાક છે.

## ગુજરાતનું ચંપારણ્ય

આ ગરીબ, અજ્ઞાન પ્રજાને કેવા પ્રકારનાં દુઃખ પડે છે તેનું ટુંકામાં વર્ણન આપવું અશક્ય છે. તેમને મજૂરીએ જવું હોય કે નહીં તો પણ આસપાસ વસતા ઉજળીઆત લોકો મારની ધમકીથી તેમને મજૂરીએ લઈ જાય છે. ઉજળીઆત કોમ ઘણા મોટા જથ્થામાં જમીન રાખે પણ બધી જમીન પોતે ખેડી શકે નહીં, તથા આ જંગલી, મેલેરીઆવાળા પ્રદેશમાં લોકોને વસાવી શકે નહીં, એટલે લેવા અથવા એવા પશુબળવાળા માણસો રાખીને પોતાને જોઈતા મજૂર રોપવા માટે તેમને મોકલે છે. આ લોકોએ ઘણાં વર્ષોથી મારપીટ કરી એવો ત્રાસ ઉત્પન્ન કર્યો છે કે જ્યારે જમીનદારનો માણસ અમુક રકમ કાળીપરજના ઝુંપડામાં નાંખે ત્યારે બીજે દિવસે કરેલા હિસાબ પ્રમાણે તેટલા માણસોને મજૂરીએ જવું જ પડે. મજૂરીનો દર દોઢ કે બે

આના અને નાનું ગ્લાસ ભરીને દારૂ એટલો જૂજ રાખેલો છે. જો મજૂરીએ ન જાય તો આસપાસના લોકોમાં દાખલો બેસે એવી રીતે વાંસો ખંખેરાય. ઉજળીઆત કોમે હાલમાં કબૂલીને પણ રાખ્યા છે એમ સંભળાય છે. કદાચ તેમ ન હોય તો પણ દંડાના ત્રાસથી મજૂર મેળવવાનો રિવાજ મોજૂદ છે. લાકડાના ઇજારદારોને જંગલમાં ઝાડ કાપવા માટે ઘણા મજૂરોની જરૂર પડે છે. તે બહારગામથી નહીં લાવતાં તેમજ પૂરે ન્યાયસર દામ નહીં આપતાં તેમની પાસે જોરજુલમથી મજૂરી કરાવતા હતા, અને કરાવે છે એવી પણ કાળીપરજની બૂમ છે. વરસાદ પડે ત્યાર પછી નીંદણી, રોપણી તથા વાઢણીની મોસમમાં આવીજ રીતે મજૂરી પર જવું પડે. પોતાના ખેતરમાં કામ અટકી પડતું હોય તો પણ મોટા જમીનદારોને ત્યાં તો જવુંજ પડે પોતાના ખેતરમાં વખતે રોજના ૭ આના આપીને ત્રણ વખત ખવડાવવું પડે પણ તેમને તો મળે એકથી બે આના. આવી રીતે સરકારની નીતિ જમીનને 'આબાદ' કરે છે.

જો પોતાનો હળ અને બળદ લઇને બોલાવે તો દિવસના ચાર આના મળે. કેટલીક વખત ઉધડ કામ સોંપવામાં આવે તે પણ જાણીજોઇને એટલું બધું આપે કે આખું કુટુંબ જઇને કામ કરે તો જ પૂરું થઇ શકે, અને મજૂરી મળે એકજ માણસની. કામ પૂરું ન થાય તો સોટીનો માર પડે એવી હકીકત પણ બહાર પડી છે. જમીનદારના ઢોર છૂટાં ફરે ને ગમે ત્યાં ચરી જાય, પણ જો ભોગજોગે કાળીપરજનું ઢોર બહાર નીકળે તો તેને પૂરી દઇને ડબ્બા કી લેવામાં આવે. કેટલાંક ગામોમાં જમીન એવી રીતની લેવાઇ છે કે બીચારા કાળીપરજ ખેડૂતને નદી તરફ જવાનો રસ્તો જ ન રહ્યો હોય, અથવા ઘણો ચકરાવો લઇને જવું પડતું હોય.

જે તાડખજૂરી ઉદે તેમને આશરે પંદર સોળ ઝાડો સોંપાય છે. દરેક ઝાડ ઉપર રોજ ત્રણ વખત ચડવું, ભારે બોજો લઇને ઉતરવું, એવી રીતે મહિ- : કામ કરે તેની મજૂરીના રૂપીઆ ચાર મળે છે; અને એમ પણ સાંભળ્યું છે કે જ્યારે ચાર રૂપીઆની મોટી રકમ લેવા જાય છે ત્યારે 'હુજૂર'ની આગળ બે મરઘાંની નઝરં મૂકવી પડે છે.

આ લોકોને કરજાઉ પૈસા લેવા પડે ત્યારે લૂંટફાટ ને છેતરપીંડી હદપાર થાય છે. અમુક કોમના લોકો જ છેતરે છે એમ નથી. પારસી, વાણીઆ, અનાવલા અને મારવાડી, બધા જ જમીન પડાવી લેવાનો પ્રયત્ન કરે છે. ખોટાં લખાણો થાય અને ખોટાં વ્યાજો ગણાય. તેમના રક્ષણ માટે સરકારે કાયદાકાનૂનો કર્યા છે, પણ કાયદાને એક કોરે મૂકીને બીજે રસ્તે જમીન પડાવી લેવાય છે. આ હકીકત કેટલે અંશે ખરી છે તેની ચોક્કસ તપાસ સરકારે કે પ્રજાએ કોઇએ કરી નથી. જાણે આ પ્રજાને તો ઇશ્વર પણ વિસારી બેઠો હોય એમ લાગે છે.

આ ઉપરાંત જંગલખાતાનો ત્રાસ. આ લોકોને ગમે ત્યારે વેઠે બોલાવે, ગમે તે વખતે કામ માટે બોલાવે. ક્યાં છે એ બીચારાઓનું વ્યક્તિસ્વાતંત્ર્ય? વેઠે બોલાવે ત્યારે પૈસા મળે છે કે નહીં, અને જો મળતા હોય તો પૂરા મળે છે કે નહીં, તેની માહિતી શી રીતે મળી શકે? હાલમાં તેમણે દારૂતાડી પીવાનું તથા ખજૂરી છેદવાનું છોડયું છે, ત્યારે તેમની પ્રતિજ્ઞા તોડાવવા માટે અનેક પ્રયાસો થયા છે એમ જાહેર થયું છે. મારધમકીનો હિસાબ કોણ રાખે? આ અજ્ઞાન પ્રજા કોર્ટમાં શી રીતે જાય? તેમને બીચારાને બોલવાનું પણ પૂરું ભાન હોતું નથી. અમલદાર તથા વકીલોની ભાષાથી તેઓ અજ્ઞાન હોય, એટલે તેમની પાસેથી હા કે ના કહેવડાવવી એ રમત છે. ઉજળીઆત પાડોશીને દયા આવે અને તે મદદ આપે તો જ ન્યાય માગવાની હિંમત કરે. કેટલાક ઇજારદારોએ કુવામાં તાડી નાંખીને પાણી અભડાવ્યાનું પણ સાંભળ્યું છે. માલિકીના કુવામાં ગમે તે કરવાનો હક્ક તો હોય, પણ માણસાઇની દૃષ્ટિએ એ કૃત્ય કેટલું ક્રૂર ગણાય? તેમનાં મંદિરોમાં પિસાબઝાડો કર્યાની ફરિયાદ સાંભળી છે, તેમનાં બૈરાંઓને પણ માર પડયાના દાખલા છે. ખરેખર, અજ્ઞાન અને સંપ

વિનાની પ્રજાનો કોઈ બેલી નથી. હાલમાં એમ પણ સાંભળ્યું છે કે ૭ મહિના સુધી દારૂ નહીં પીવાને લીધે કેટલાંક કુટુંબોમાં પૈસો એકઠો થયો છે. આથી માટીનાં વાસણોને બદલે બની શકે તો ધાતુનાં વાસણો વાપરવાનો ઉપદેશ થયો છે. તે પ્રમાણે લોકો ધાતુનાં વાસણો રાખે છે તો આબકારી ખાતાવાળા પૂછે છેઃ 'તમારે વળી ધાતુનાં વાસણની શી જરૂર ! ચોરીછૂપીથી દારૂ ગાળવા માટે લઈ આવ્યા હશો' આમ કહી ધમકી આપે છે. અંતે વાસણ જતું રહે છે એમ પણ સાંભળ્યું છે.

## દેવી આવ્યાં તે પૂર્વેની સ્થિતિ

ઉપર વર્ણવેલા આર્થિક અન્યાય અને જુલ્મમાં ડૂબેલી પ્રજા આખો દિવસ મજૂરી કર્યા કરે, ઇજારદારો તેમને દારૂ પીવડાવવા માટે મથ્યા રહે, મજૂરીનો કેટલોક ભાગ દારૂ તરીકેજ મળે, અને સરકાર આબકારીની આવક વધે તે માટે અનેક પ્રકારની સગવડ કરી આપે, એટલે આ પ્રજા (પુરૂષ, સ્ત્રી તેમજ છોકરાં) દારૂતાડી પીએ અને જાનવરની માફક નીરસ, અજ્ઞાન જીવન ગાળે તેમાં શી નવાઇ ? સરકાર એક તરફ કેળવણી આપે, સહકારી મંડળીઓ સ્થાપે, દવાખાનાની સગવડ કરી આપે, ખેતીના જ્ઞાન માટે શિક્ષણ આપે પણ તેનું પરિણામ, આવી આબકારી નીતિ ચાલુ હોય ત્યાં સુધી ક્યાંથી આવે ? દારૂથી ઉપજતી આવક કેવી રીતે વધી છે તેનો ખ્યાલ વડોદરા સરકારે પ્રસિદ્ધ કરેલા " નવસારી પ્રાન્ત સર્વસંગ્રહ " ના પૃષ્ઠ ૩૧૪ ઉપરથી મળી આવે છે.

નવસારી પ્રાંતમાં સરકારની આબકારી ઉપજ

| | ઉપજ રૂપીઆ |
|---|---|
| ૧૯૦૧–૦૨ | ૩૮૩૯૩૧ |
| ૧૯૦૪–૫ | ૪૬૭૫૭૯ |
| ૧૯૦૭–૮ | ૬૪૩૪૩૨ |
| ૧૯૦૯–૧૦ | ૭૬૭૪૩૬ |
| ૧૯૧૦–૧૧ | ૧૦૨૦૬૭૮ |
| ૧૯૧૨–૧૩ | ૧૨૦૧૫૧૭ |
| ૧૯૧૮–૧૯ | ૧૭૦૦૮૩૧ |

એટલે ૧૭ વર્ષમાં દારૂની ઉપજ આશરે ૪ લાખ ઉપરથી ૧૭ લાખ ઉપર આવી છે. આ આંકડા જોતાં બ્રિટિશ તેમજ દેશીરાજ્યોની ફરજ છે કે પ્રજાને કેળવીને આ અધમ વ્યાપાર ઓછો થાય એવી રાજ્યનીતિ ધીમે ધીમે અમલમાં મૂકવી.

## દેવીનું આગમન

આખા હિંદુસ્તાનમાં આત્મોન્નતિનો પવન વાઈ રહ્યો હતો તે વખતે પણ કાળીપરજ કોમમાં જાગૃતિનાં ચિન્હ દેખાયાં નહોતાં. પણ આશરે ૭ મહિના ઉપર ખાનદેશ તરફથી ધાર્મિક ભાવનાનો 'પવન' ફુંકાયો. તેમાં ઉજળીઆત વર્ગનો હાથ નહોતો, રાજકીય ચળવળનો યે અંશ નહોતો, એ તો હરેક નિષ્પક્ષપાત માણસ કબૂલ કરે છે. 'પવન' ( medium )ને લીધે અમુક માણસો ધૃણવાનું શરૂ કરતા. પુરૂષ તથા સ્ત્રી બન્નેને ' પવન ' લાગતો પણ જે ઇસમે ત્રણ માંડવાની સ્થાપનામાં હાજરી આપી હોય તે જ માણસ પૂજારી અથવા ગૌરી થઈ શકતા.

જ્યારે અમુક ગામ તરફ 'પવન' આવતો ત્યારે આસપાસના ચારપાંચ ગામના લોકો એકઠા થઇ માતાનો માંડવો નાંખે. દરરોજ સાંજે ત્યાં લોકો એકઠા થાય. દરેક ઘરમાંથી નિદાન એક માણસે ત્યાં જવું જ જોઇએ એવી માન્યતા હતી અને આ ધાર્મિક મેળાવડામાં આત્મશુદ્ધિના સામાન્ય અને અને સહેલા માર્ગનો ઉપદેશ થતો. જો કોઇ કુટુંબ આ નિયમોની વિરૂદ્ધ વર્તતું તો તેને તે વિષે નોટિસ આપવામાં આવતી. દારૂનિષેધ તથા માંસાહારની બાબતમાં મક્કમ રહેવાનો પણ અહીં ઉપદેશ થતો. માંડવાની ક્રિયા થઇ રહ્યા બાદ પણ દરેક મંગળવારે લોકો ત્યાં જાય છે અને એ રીતે આત્મશુદ્ધિની ભાવના ખીલવવી ચાલુ રાખે છે.

દેવીનો ઉપદેશ તદ્દન સરળ અને સહેલો છે, કેવળ આત્મશુદ્ધિ અને આત્મસુધારણાનો છે. બાહ્ય એટલે શારીરિક સ્વચ્છતા પાળવા માટે દરરોજ પુરૂષો-

એ બે વખત અને સ્ત્રીઓએ ત્રણ વખત સ્નાન કરવું. દેવીની સ્થાપના થઇ ત્યારે દરેક સ્ત્રીપુરૂષ તેમજ છોકરાંએ અપવાસ કરેલા, અને આશરે એક મહિના સુધી તેઓએ બ્રહ્મચર્યવ્રત પાળ્યું—પુરૂષો ઘરની બહાર જઇને સુઇ રહેતા. રહેવાનાં ઘરો ઝાડઝાંખરાં તથા કામકાના હતાં તેને માટીથી લીંપી દીધાં અને અંદરનો ભાગ પણ લીંપીગુંપીને સાફ કરી નાંખ્યો. જૂનાં, ગંદાં હાલ્લાંમાટલાં કાઢી નાંખ્યાં અને ધાતુનાં વાસણો વસાવ્યાં. દારૂ પીવાનું તથા પીવડાવવાનું બિલકુલ છોડી દીધું. માંસમત્સ્ય ખાવાનું પણ વર્જ્ય થયું, અને તેથી કરીને મરઘાંબતકાંને છોડી મૂકયાં કે વેચી નાંખ્યાં. ઘી તેલ જેવા ચીકણા પદાર્થોનો પણ ત્યાગ થયો. તકરાર અને મતભેદ થાય તેનો ફેંસલો બહારથી નહિ શોધતાં માંહોમાંહે કરી લેવાનું ઠરાવ્યું. બનતાં સુધી ખાદીનાંજ કપડાં પહેરવાનો નિશ્ચય થયો. બાહ્ય શુદ્ધિમાં એક બાબત જાણવા જેવી છે અને તે એ કે જે લોકોમાં શૌચ ગયા પછી પાણી લેવાનો રિવાજ નહોતો તેઓ પાણી લેતાં શીખ્યા. જંગલી સ્થિતિમાં જાનવરની માફક બિલકુલ શુદ્ધિ થતી નથી, મધ્યમ સ્થિતિમાં પથરા, રેતી કે કાગળનો ઉપયોગ થાયછે, અને ઉત્તમ સ્થિતિમાં પાણી વપરાય છે. જ્યાં દેવીની અસર થયેલી ત્યાં દારૂ પીવાનું છોડી દેવામાં આવેલું. કેટલાક ભાગોમાં દેવીની અસર થઇ નહોતી અને ત્યાંના લોકો જે વધારે હલકી જાતના છે ( દુબળા ) તેમણે દારૂ તજ્યો નહોતો. થોડા વખત થયાં કેટલાક ગામોમાં દારૂપીવાનું પાછું શરૂ થયું છે—ખાસ કરીને જ્યાં પરહદમાં જવાય એવી સગવડ છે ત્યાં. મહુવા તાલુકાની પ્રજા વધારે ભણેલી હોવાને લીધે સૌનો પ્રતિબંધ મજબૂત છે અને આશરે ૯૦ થી ૯૫ ટકા સુધીના લોકો મક્કમ રહ્યા છે. વ્યારાના તેનાથી કાંઇક નરમ અને સોનગઢના તેનાથી પણ ઉતરતા છે.

સામાન્ય રીતે અન્ય પ્રજાવર્ગની સહાનુભૂતિ ઠીક છે, અને સરકારી નોકરોની મદદ પણ સારી હતી, પણ સરકારી હુકમથી હવે તે બંધ કરવામાં આવી છે.

અજ્ઞાન પ્રજાની આટલી મોટી ચળવળમાં કેટલેક ગોટાળો થાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. રાજ્યકારભારમાં કે ઉજળીઆત પ્રજાની ચળવળમાં કયાં ગોટાળો નથી ? જ્યારે આ ધાર્મિક ચળવળનો સંબંધ રાજકીય હિલચાલ સાથે જોડાયો ત્યારે સરકારને ગભરામણ છૂટી. વળી મોટી સભાઓ ગળી તેમાં ઉજળીઆત વર્ગે આગળ પડતો ભાગ લીધો આથી આ ગભરામણ વધી અને સરકાર વચ્ચે પડી. પણ સરકાર આડે આવે ત્યારે કાળીપરજને મદદ કોની? દારૂનો પ્રતિબંધ થયો હશે તે જાળવવા પોતાની કોમના માણસોને એક બે પ્રસંગે શિક્ષા કરવામાં આવી એટલે તે તક સાધી સરકારે માથું મારવાનું શરૂ કર્યું. કોઇ છેદનારને રોકવામાં આવે એટલે સરકાર વ્યક્તિસ્વાતંત્ર્યને નામે છેદનારનું રક્ષણ કરવા લાગી.

દારૂનો ત્યાગ કરવો એ કાંઇ સહેલી વાત નથી. પીવાને માટે લાલચ ન થાય એટલા માટે એવો પણ ઉપદેશ થયેલો કે જે માણસો માંસાહાર કરે છે અને દારૂ પીએ છે તેમને ત્યાં મજૂરીએ ન જવું. આ પગલું પારસીઓ અને ખાસ કરીને ઇજારદાર પારસીઓના ત્રાસને લીધે લેવામાં આવ્યું હોય એવું અનુમાન કરી શકાય છે. પારસીનો ઓળો પડે તો નાહી નાંખવું એવું પણ ફરમાન થયેલું. હિંદુપ્રજા જાતીય સ્વમાનને જાળવવા ખાતર આવીજ રીતે મુસલમાન તથા અંગ્રેજોથી દૂર રહે છે. એજ પ્રમાણે. પારસી જાત તરફ ધિક્કાર નથી એ બાબત અનુભવ ઉપરથી કહી શકાય એમ છે, કારણ કે દારૂ નહીં પીનાર ભાઇ શાપુરજી ગોટલા સોનગઢ તાલુકામાં ફરતા હતા તેમને લોકો છૂટથી અડકતા અને માન આપતા. તાડખજૂરીનાં ઝાડો ખોદી નાંખવાનો ઇલાજ પણ આજ પ્રકારનો છે, અને તે સરકારના કાયદાકાનૂનોની વિરૂદ્ધ હશે કે કેમ તે આ બીચારા અજ્ઞાન લોકો શું જાણે ? આ ઇલાજ કાયદાની વિરૂદ્ધ છે એમ વડોદરા સરકાર જણાવે છે, પણ તેનો ખરો નિર્ણય તો નિષ્પક્ષપાત ન્યાયશાસ્ત્રી જ કરી શકે. સાંભળવા પ્રમાણે બ્રિટિશ સરકાર તરફથી કનડગત ઓછી છે;

તેમની સહાનુભૂતિ પણ ઓછી હતી. વડોદરા સરકારે કેટલાક જાહેરનામાં કાઢ્યાં છે તેને લીધે દરેક ઠેકાણે એવી સમજ ફેલાઇ છે કે તેમની સહાનુભૂતિ ઇજારદારવર્ગ તરફ છે. તે જાહેરનામાના ઉપોદ્ઘાત તરીકે જે હકીકત બતાવી છે તે સાચી હોવા વિષે શંકા છે. દાખલા તરીકે, શરૂઆતમાં એવું સંભળાતું હતું કે લુચ્ચા લોકો ભંડારા માટે પૈસા ઉઘરાવી તે ખાઇ જાય છે. એવું કહેવાતું હતું કે આવી રીતે આશરે રૂા. ૫૦૦૦૦ ઉડી ગયા છે. આવી બૂમ સ્વાર્થી લોકોએ ફેલાવેલી, અને વડોદરા સરકારે પૂરેપૂરી ખાત્રી કર્યા વિના તે માની લીધી. બીજા જાહેરનામામાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે: "કાળીપરજના લોકોમાં 'પવન' ફેલાવી કેટલાક ખટપટી લોકો તાડીના દુકાનદારોને નુકસાન કરવાના ઇરાદે", વિગેરે. સરકાર મરજીમાં આવે તે શબ્દો વાપરે એથી તેમની હકીકત સત્ય છે એ કોઇ માનવાનું નથી. 'ખટપટી' શા માટે? ન દારૂ પીએ તે સ્વસુધારણા માટે? સરકાર શા માટે એમ માની લે કે અમુક માણસોને નુકસાન કરવા માટે જ દારૂબંધી થઇ છે. દારૂનો ત્યાગ કરવાથી ઇજારદારોને સખત નુકસાન થાય એ સ્વાભાવિક છે, પણ તેથી દારૂ પીવાનો ઉપદેશ કરવો? જો એમજ હોય તો આબકારી ખાતામાં એવા ઉપદેશકો કેમ નથી? આવી જ રીતે એક જાહેરનામામાં લખ્યું છે, કે "દારૂ-તાડીના ઇજારદારો તેમજ સરકારી મહેસુલને નુકસાન કરવાના ઇરાદે" ઇત્યાદિ. આવો ઇરાદો પૂરવાર કરવો મુશ્કેલ થઇ પડે. આવાં ગેરસમજુતીભરેલાં વચનોથી સરકારી જાહેરનામાની કિંમત ઓછી થાય છે. કાળીપરજની પ્રજા દારૂની બદીમાંથી બચવાનો પ્રયત્ન કરે છે તેની નોંધ સરકારે કોઇ જાહેરનામામાં લીધી હોય એમ જણાતું નથી. તેમના રક્ષણ માટે તેમને આશ્વાસન આપવાનો એક શબ્દ નથી એટલુંજ નહિ, પણ ખોટી ખોટી ધમકીઓ આપવામાં આવી છે.

જે ઇજારદારોને તેમજ જમીનદારોને આર્થિક નુકસાન થયું છે તેમણે આસમાનીસુલતાનીથી નુકસાન થાય અને તે સ્વીકારી લે તેમ સ્વીકારી લેવું પડશે. કોઇ સાલ વરસાદ ન આવે ત્યારે ખેડૂત કોના ઉપર ફરિયાદી કરે છે? સરકારે મહેસુલ બાબતની આવી અયોગ્ય ચિંતા ન બતાવવી જોઇએ, અને ભવિષ્યને માટે આ દુષ્ટ ધંધો ઇજારદારોએ છોડી દેવો જોઇએ. પારસી કોમના ઇજારદારોએ ખાસ સમજવાનું છે કે એ ગરીબ પ્રજા હિંદુસ્તાનમાં આવી ત્યારે એમનો મુખ્ય ધંધો ખેતીનો હતો અને જરૂર પ્રસંગે એમના પૂર્વજો રણસંગ્રામે પણ ચઢતા. આજે તેમના જ વંશજો છેલ્લાં ૫૦ વર્ષથી આવો દુષ્ટ ધંધો લઇને બેઠા છે, એ કંઇ તેમને છાજે? તેમણે તો આ ધંધો જરૂર બદલવો જોઇએ.

હવે સરકારે તેમજ પ્રજાએ આ કોમ માટે શું કરવું જોઇએ? તેનો વિચાર કરવાનો રહે છે. સરકારે માત્ર કોરટમાં ન્યાય આપવાની નીતિ છોડી દઇ માબાપ જેવી રીતે નબળાં છોકરાં તરફ વિશેષ ભાવ અને પ્રેમ બતાવે છે તેમ આ નબળી કોમ પ્રત્યે ખાસ સહાનુભૂતિ બતાવવાની રાજ્યનીતિ જાહેર કરવી જોઇએ. દારૂબંધીની પ્રતિજ્ઞા લીધી છે તેમાં દૃઢ રહી શકે. તે માટે તેમને મદદ કરવી જોઇએ, અને અન્ય કોમ તરફથી મજૂરીનો અન્યાય અને મારફાડ થાય છે તે અટકાવવા માટે ચાંપતા ઇલાજ લેવા જોઇએ; તે ઉપરાંત કરજના બદલામાં જમીન પડાવી લે છે તેની સામે પણ સરકારે સખત પગલાં લેવાં જોઇએ.

### કાળીપરજ સંકટ નિવારક મંડળ

આમ સરકાર પોતાની ફરજ અદા કરે તેટલાથી જ માત્ર નહિ વળે. પ્રજાએ પણ પોતાના આ અજ્ઞાન બંધુઓ પ્રત્યે ફરજ બજાવવાની રહે છે. કાળીપરજની સ્થિતિ સુધારવાની પ્રવૃત્તિમાં રસ લેનારા કેટલાક ભાઇઓએ કાળીપરજની ઉન્નતિને માટે હમેશ વિચાર કરીને જરૂર પૂરતાં પગલાં લેવા માટે એક મંડળ સ્થાપ્યું છે, અને તેમાં વડોદરા મદ્યપાનનિષેધના ત્રણ પ્રતિનિધિઓ મોકલવાની યોજના થઇ છે. હિંદ સેવક સમાજના એક સભ્ય, જેમને ભીલ વિગેરે કોમમાં કામ કર્યાનો અનુભવ છે તે પણ આ મંડળમાં શામેલ થયા છે. પ્રજાએ આ મંડળને પોતાનું બનાવી લેવું પડે છે.

આ મંડળના ઉદ્દેશો નીચે મુજબ છેઃ-

(૧) આ મંડળ તરફથી સારી ભાવનાવાળા પગારદાર સ્વયંસેવકો રાખીને ઉપદેશ કરાવવામાં આવશે. કાળીપરજનાં દુઃખોનું નિરીક્ષણ કરી તે નોંધી લેવાં, કોરટમાં જો ફરિયાદ નોંધવાનો પ્રસંગ આવે તો તેમાં મદદ કરવી, વકીલોની સગવડ કરી આપવી તથા દરેક રીતે તેમનું રક્ષણ કરવું.

(૨) કાળીપરજના અજ્ઞાન લોકોની જમીન અનેક રસ્તે બીજી કોમ પડાવી લેતી હોય તો તેની તપાસ કરીને હાલમાં તેમના રક્ષણ માટે જે કાયદા હોય તેમાં ફેરફાર કરાવીને તથા નવીન કાયદાઓ ઘડાવીને તેમનું રક્ષણ કરવું.

(૩) આ પ્રજાના ઉપર થતો મારફાડનો જુલમ અટકાવવા માટે સખત પગલાં લેવાં, કારણ કે તેમાં સરકાર તેમજ પ્રજા બન્નેને અસહ્ય નામોશી છે. જુલમ ગુજારનારને એવી સખત સજા થવી જોઇએ કે તેનો દાખલો આખા પ્રદેશમાં બેસે.

(૪) દારૂતાડીની દુકાનની સંખ્યા ખપતના પ્રમાણમાં ઓછી કરવી અને તેને માટે આબકારી ખાતાની કે મુલકી ખાતાની હકીકત ઉપર જ બધો આધાર નહીં રાખતાં સરકારી માણસો સાથે બીજા પ્રજાકીય માણસો પણ રાખવા.

(૫) હાલની ગુલામી પદ્ધતિ તોડી નાંખવા માટે અને *હાળીઓના છૂટકારા માટે સરકારે મદદ કરવી. અમુક પંચની મારફત છૂટકારાની રકમ ઠેરવ્યા બાદ સરકારે કે બીજી કોઇ સંસ્થાએ એ રકમ ચૂકવી દેવી અને થોડાં વર્ષમાં દેવું પતી જાય એવી રીતે હપ્તા ગોઠવી આપવાની યોજના કરવી.

(૬) કાળીપરજ કોમમાં માનસિક, આર્થિક તથા બીજા અનેક સુધારા થાય તેટલા માટે સરકારે ખાસ લક્ષ આપવું.

ડોસવાડાની પરિષદમાં એક ઠરાવ એવો થયેલો કે હાલમાં વડોદરા રાજ્યમાં ત્રણ બોર્ડીંગ હાઉસ છે તેવાં બીજાં બે રીંગપોર તથા સાદડવેલમાં કાઢવાં. પણ હાલના સંજોગો જોતાં બોર્ડીંગ હાઉસની સંખ્યા વધારવા કરતાં હાલનાં છે તેને સુધારવાં તે વધારે જરૂરનું છે. વધારે સારા શિક્ષકોને રાખીને શિક્ષણ સુધારવું, જુદા જુદા પ્રકારના ઉદ્યોગો શીખવવા, વધારે કન્યાઓ રહી શકે એવી વ્યવસ્થા કરવી, જો દારૂનિષેધનું કામ ટકી રહે તો તાલુકે તાલુકે સેવીંગ બેન્ક ખોલવી—સરકારી નહીં પણ ખાનગી—તાવનો રોગ નાબુદ થાય તેટલા માટે તેને અટકાવવાનાં પગલાંનું જ્ઞાન તથા દવાની સગવડ વધારે પ્રમાણમાં આપવી—આ બધાં કામ જરૂરનાં છે.

આ ઉદ્દેશોના પ્રથમ ફળસ્વરૂપ બ્રિટિશ પ્રદેશમાં રહેતી પ્રજા માટે માંડવી તાલુકામાં એક આશ્રમ તથા વસતિગૃહ સ્થાપવાની યોજના અમલમાં મૂકાઇ છે અને આ મંડળ બીજી પ્રવૃત્તિઓ હાથ ધરતું જાય છે. કાળીપરજ કેટલે દરજ્જે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરશે, સરકાર તથા અન્ય પ્રજા તરફથી તેને કેટલી સહાનુભૂતિ મળશે, કેટલી મુશ્કેલીઓ એની આડે નાંખવામાં આવશે એ સર્વ બાબતો ઉપર એ કચડાયલી કોમની આત્મોન્નતિનો આધાર છે. હરેક સારા કામનો પ્રભુ બેલી છે. જરૂર તે દયાનિધિ ! આ નિર્બળ, નિસ્સહાય કોમ પ્રત્યે હવે તો દયાની દ્રષ્ટિ ફેંકશે અને તેને સહાય કરશે. કારણ કે તપશ્ચર્યાની અવધિ વીતી ગઇ છે.

સુમન્ત મહેતા

* હળ ચલાવનાર મજૂરો.

# આવતી લડાઈ

" યુરોપની બળવાન મનાતી પ્રજાઓ લડી લડીને થાકી ગઇ છે," " આર્થિક દૃષ્ટિએ જોતાં એમનામાં નજદીકના ભવિષ્યમાં લડવાની તાકાત રહી નથી " " મજૂર પક્ષનું વલણ પણ કોઇ પણ જાતના મહાન વિગ્રહની વિરૂદ્ધ વધતું જાય છે" આવી આવી વાતો ચાલી રહી છે તેવે સમયે આવતી લડાઇનો વિચાર કરવા બેસવું તે કેટલાક વિદ્વાનો જરા વધારે પડતું માનશે, પરન્તુ યુરોપ તરફ દૃષ્ટિ નાંખતાં આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ, કે ત્યાં અત્યારે દ્વેષ અને એથી ઉદ્‌ભવતા અણુવિશ્વાસનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે. ત્યાંની બળવાન પ્રજાઓ અન્ય નિર્બળ પ્રજાઓને ભોગે પોતાનો સ્વાર્થ સાધવા પ્રમાણિકપણાનો ડોળ રાખી, જગતને ઉંધાચત્તા પાટા બંધાવવાનો પ્રયત્ન કરી રહી છે. જગતમાં શાન્તિ પ્રસરાવવી છે એવી મોટી મોટી વાતો કરી, ન્યાયને સિંહાસને બેસવાનો દેખાવ કરી પોતાનો સ્વાર્થ સાધવા ઈંગ્લંડ આડાઅવળા દાવપેચ નાંખી રહ્યું છે; જર્મની પાસે ગઇ લડાઇને અંગે નકકી કરેલો દંડ વસૂલ કરવાને બ્હાને ઈંગ્લંડની સંમતિથી રૂહર પ્રદેશ હમ્મેશને માટે પચાવી પાડવાની ફ્રાન્સ પેરવી કરી રહ્યું છે; ઉસ્તાદ જર્મની પણ હાલ તુરત પોતાની સ્થિતિ કફોડી હોવાને લીધે, ફ્રાન્સની સામે શાન્તિમય અસહકાર ચલાવવાનો નાટક બહુ જ સરસ રીતે ભજવી રહ્યું છે; યુરોપની મૂડીવાદમાં માનનારી ( Capitalistic ) સત્તાઓ તરફથી જૂદી જૂદી રીતે પેચપરોણા થવાથી કંટાળેલું બોલ્શેવિક રૂશિયા બોલ્શેવિક સિદ્ધાંતો એકવાર સચોટ રીતે સારા જગતમાં ફેલાવી, મૂડીવાદમાં માનનારાઓને હંમેશને માટે પછાડવાનો લાગ શોધી રહ્યું છે; ઇંગ્લંડની માફક પોતાનો વાવટો જૂદા જૂદા પ્રદેશો ઉપર ફરફરાવવાની મહત્વાકાંક્ષા 'ફાસીસ્ટ' પક્ષના અમલમાં આવ્યા પછી ઇટલીમાં દેખા દઈ રહી છે; અને ગ્રીસ, બલ્ગેરીઆ, તુર્કસ્તાન વગેરે દેશોમાં તો સૈકાઓથી ઉતરી આવેલી દુશ્મનાવટ હજીયે પતી નથી: આવી યુરોપની સ્થિતિ છે તેથી ત્યાં લાંબા કાળ સુધી શાન્તિ રહી શકે એ શક્ય નથી.

ઇંગ્લંડ છેલ્લી લડાઈમાં જીત્યું છે તોપે, જર્મનીની જગતને ચકિત કરી નાંખે એવી કુશળતાને લીધે—વ્યાપારિક દૃષ્ટિએ તો જર્મની આગળ છક્કડ ખાઈ ગયેલું ખુલ્લી રીતે ભાસે છે; તેથી, જર્મની જેવા સમર્થ હરીફનો વેપાર ગમે તે રસ્તે પણ ઓછો થાય અને જર્મનીને સાબૂત નુકસાન પહોંચે તેવા ઉપાય ઇંગ્લંડ યોજી રહ્યું છે. તુર્કસ્તાન, મેસોપોટેમીઆ, પેલેસ્ટાઇન વગેરે સમૃદ્ધિવાળા દેશો ઉપર આડકતરી રીતે કાબૂ મેળવવાની ઇંગ્લંડની રાજ્યદ્વારી ઉસ્તાદી ઘડીભર આપણે વિસારે મૂકીએ અને એકલા જર્મની સામેનો જ, વેપારની હરીફાઇને લીધે ઉત્પન્ન થતો દ્વેષ અને એને અંગે જર્મનીને દાબી દેવાની એની બાજી તપાસીએ. ઇંગ્લંડ બહારથી બહુયે બતાવે છે કે રૂહર પ્રદેશ કબજે કરીને જર્મનીને કનડવાની ફ્રાન્સની પદ્ધતિ એને પસંદ નથી; છતાંયે ઈંગ્લંડે અમેરિકાની માફક પ્રમાણિકપણું નથી બતાવ્યું. પોતાનું લશ્કર રૂહર પ્રદેશમાંથી તેણે પાછું નથી ખેંચી લીધું. ઉલટું પોતાના લશ્કરે રૂહર પ્રદેશના કોલોન

ભાગમાંથી ફ્રાન્સના લશ્કરને આવવા જવાની વિગેરે બધી સગવડ કરી આપી છે. એટલે ઇંગ્લંડ શબ્દોથી ફ્રાન્સના પગલાં તરફ સહાનુભૂતિ નથી બતાવતું પણ આચરણથી તો પૂરેપૂરી સહાનુભૂતિ બતાવી રહ્યું છે. અને તે એવું કહીને કે ફ્રાન્સની ભૂલ છે છતાંયે ફ્રાન્સની સાથે એને તૂટી પાડવી નથી. પ્રેસિડન્ટ વિલ્સનના પ્રખ્યાત ચૌદ મુદ્દાઓ તો દૂર રહ્યા, પરન્તુ વર્સેલના કરારનામા ઉપર પણ ઇંગ્લંડે સાચા દિલથી સહી કરી હોય તો, એ સહી કર્યા પછી રૂહર પ્રદેશમાં એક સિપાઇ રાખવાનો એને હક્ક જ ન હતો. હજુ સુધી ઇંગ્લંડનું લશ્કર રૂહરમાં છે તેનો એક જ અર્થ કાઢી શકાય. તક મળે ઇંગ્લંડ પોતાનો સ્વાર્થ સાધવા માગે છે ને ફ્રાન્સ એ તક આપી રહ્યું છે. કદાપિ જર્મની બહુ અકળાઇને ફ્રાન્સના રૂહરમાં પડેલા લશ્કર ઉપર હલ્લો કરે તો સાથે સાથે ઇંગ્લંડના ત્યાં પડેલા લશ્કર ઉપર પણ આવેશમાં હલ્લો કરી બેસે. અને એમ થતાં એના હમેશનાં ચાતુર્ય મુજબ પોતે તો "શાન્તિ ઇચ્છતું હતું, પરન્તુ જર્મનીએ રૂહરમાં શાન્તિથી પડેલા અંગ્રેજ લશ્કર ઉપર વિના-કારણે હુમલો કર્યો છે, એટલે હવે જર્મની સામે પોતાની આબરૂ બચાવવા સારૂ પોતાને લડ્યા વિના છૂટકોજ નથી," એમ કહી ઇંગ્લંડ ફ્રાન્સની બાજુ લઈ શકે અને રૂહરમાં ભાગ પડાવી જર્મનીનો વેપાર તોડવાનો પોતાનો લાગ સાધી શકે. ગઈ લડાઇનું જ દૃષ્ટાંત લઇએ. જો કે પોતાની પૂરેપૂરી લડવાની તૈયારી હતી, પોતાનો મહાન કાફલો પૂર્ણ લડાયક બળ સાથે ઉત્તર સમુદ્રમાં તૈયાર હતો, છતાંયે સારા બ્હાનાની તક જોઈ ચાર દિવસ પછી ઇંગ્લંડ લડાઈમાં ઉતર્યું. બેલ્જીયમને રસ્તે થઇને જર્મની ફ્રાન્સ ઉપર હલ્લો કરશે એ કાંઈ રાજ્યદ્વારી પુરૂષોથી છાનું ન હતું. એટલે બેલ્જીયમને રસ્તે ફ્રાન્સ ઉપર હલ્લો કરવા માટે જ્યારે બેલ્જીયમ ઉપર જર્મનીએ ચઢાઇ કરી કે તુરતજ "નાની પ્રજાઓના રક્ષણાર્થે ઇંગ્લંડ લડાઇમાં ઉતરવાની પોતાની ફરજ સમજે છે" એમ કહી ઇંગ્લંડે જર્મની સામે લડાઇ શરૂ કરી. હમેશની કુશળતા મુજબ જગતને એમ બતલાવવા યત્ન કર્યો કે "અન્યાયી લડાઇ તો ઇંગ્લંડ કદિયે કરતુંજ નથી." આવતી લડાઇમાં પણ એમ જ બનવાનો સંભવ છે.

ગમે તેમ કરીને ઇંગ્લંડ જર્મનીનો વેપાર તોડી ન શકે તો ગઇ લડાઇમાં એણે ખેડેલું બધું જોખમ નકામું જાય. ગઈ લડાઇ કેવળ વેપારની હરીફાઈને લીધેજ હતી. પ્રમાણિકપણે લડાઇ થઈ હોત તો લડાઇ પતી રહ્યા પછી સારાં દ્રવ્ય મળી શકે તેવા પ્રદેશો પકડવા તરફ ઇંગ્લંડનું લક્ષ ન દોરાયું હોત. જર્મનીના વધતા જતા નૌકાબળથી ઇંગ્લંડને ભય લાગ્યો કે, કદાપિ કાફલો બહુ બળવાન કરી, બ્રિટિશ સામ્રાજ્ય સામે જર્મની બાથ ભીડે તો બ્રિટિશ સામ્રાજ્ય તૂટતાં ઇંગ્લંડનો વેપાર તૂટી જાય. સૌ કોઇ જાણે છે કે બ્રિટિશ સામ્રાજ્ય વેપારને રસ્તે જ ઉભું થયું છે અને તે વેપારીઓનું જ સામ્રાજ્ય છે.

જર્મનીની સ્થિતિ ફ્રાન્સના રૂહર પ્રદેશમાં જઇને પડવાથી કફોડી થઇ પડી છે. પોતાને સીધે રસ્તે કાંઈ પણ ફાયદો ન થતો હોય છતાંયે, ફ્રાન્સ જો ત્યાં લાંબો સમય રહે તો જર્મની હમેશને માટે જખ્મી થઇ જાય. કદાપિ એનું હમેશને માટે—જો કે સીલેશ્યામાં થોડી ઘણી કોલસાની ખાણો છે છતાંયે–વ્યાપારિક દૃષ્ટિએ મોત પણ થાય. રૂહર પ્રદેશ જર્મનીનું આર્થિક અન્તઃકરણ છે. જર્મનીનો મોટા ભાગનો વેપાર રૂહર પ્રદેશના પ્રતાપેજ છે. જર્મનીની ઘણીખરી કોલસાની ખાણો, લોખંડના કપ વગેરેનાં મોટાંમોટાં કારખાનાં, સલ્ફુરીક એસીડ બનાવવાનાં સાધનો વગેરે, બધું ત્યાં જ છે. આ બધી સવડોના સામર્થ્ય ઉપર જ જર્મની જગતની સર્વે પ્રજાઓ સાથે વેપારના મેદાનમાં સબળ બાથ ભીડી ઉભું રહ્યું છે. રૂહરવેલી જર્મનીના હાથમાં નથી તો જર્મની સામર્થ્યવાન સત્તા પણ નથી. એટલે જર્મનીએ તો ગમે તે જોખમે પણ રૂહર પ્રદેશ પોતાના હાથમાં રાખવાના ઉપાયો યોજવા જ જોઈએ.

જર્મનીનો વેપાર તોડવા માટે જ રૂહર પ્રદેશમાં પેઠેલું ફ્રાન્સ, જર્મનીના શાન્તિમય અસહકારથી રૂહર છોડે તેમ નથી. વળી જર્મની, જો લાંબો સમય શાન્તિમય અસહકારની લડત ચલાવવા જાય તો વ્યાપારી દૃષ્ટિએ પોતે પોતાનાજ પગ કાપવા જેવું થાય. પછી તો અમેરિકા વગેરે અન્ય પ્રદેશોમાંથી કોલસો ખરીદી ઇંગ્લંડની સાથે હરીફાઈમાં ઉતરવું એને મુશ્કેલ પડે. ગમે તે બ્હાનાં કાઢી રહ્યાં છે તોયે ફ્રાન્સ અને ઇંગ્લંડ જર્મનીનો વેપાર હમેશને માટે નાબૂદ કરી એને બળહીન બનાવવા માગે છે એ તો ખુલ્લું જ છે. તેથી ભારે ખર્ચનો બોજો પડશે તોયે, ફ્રાન્સ રૂહર પ્રદેશ નહીં છોડે એમ માની શકાય. એટલે જર્મનીને જીવતા રહેવું હોય તો છેવટે હથિયાર ઉપાડ્યા વિના એનો છૂટકો થવાનો નથી.

હવે, જર્મનીમાં હથિયાર લઇ લડાઇના મેદાનમાં ઉતરવા જેટલી શક્તિ છે કે નહિ તે વિચારીએ. ગઈ લડાઈમાં એક કરોડનું લશ્કર જર્મનીએ મેદાનમાં ઉતાર્યું હતું. અને ૧૯૧૮ માં લડાઈ પૂરી થતાં જર્મનીના હુશિયાર દાક્તરોએ ગણત્રી કરી હતી કે જો જર્મનીમાં ખાસ મોટા સ્વરૂપમાં કોઈ રોગ ફાટી ન નીકળે તો ૭ વર્ષ પછી એટલું જ લશ્કર લડાઇના મેદાનમાં પુનઃ લડાઈ જાગ્યે જર્મની ઉતારી શકે. ગઈ લડાઈ પૂરી થયાને ૭ વર્ષ થવા આવ્યાં છે. અને જર્મનીમાં કાંઇ ખાસ રોગ ફાટી નીકળ્યો હોય તેવા સમાચાર મળ્યા નથી. તેથી આવતા વર્ષમાં જર્મનીના દાક્તરોની ગણત્રી પ્રમાણે ગઇ લડાઇમાં જર્મનીએ વેઠેલો ઘસારો દૂર થવો જોઈએ. એટલે લડાઈમાં ઉતરવાનો પ્રસંગ આવતાં માણસોની ટાંચ તો જર્મનીને નહીંજ પડે એમ કહી શકાય.

હવે આ માણસો હથિયારના યુદ્ધની દૃષ્ટિએ કેટલાં કેળવાયલાં હોઈ શકે તે જોઈએ. જર્મનીમાં જેમ કેળવણી ફરજીઆત છે તેમ દરેક યોગ્ય વયના બાળકને કસરતશાળામાં જવાનું પણ ફરજીઆત છે, ત્યાંની કસરતશાળાઓમાં તલવારના પટ્ટા ખેલવાનું, બંદુકની ગોળીથી નિશાન વીંધવાનું, લશ્કરી કવાયત, વિગેરે શીખવવામાં આવે છે. એથી લડાઇના મેદાનમાં ઉતરી શકે તેવા દરેક પુખ્ત ઉમરના જર્મન નૌજુવાનને બંદુક સારી રીતે વાપરતાં અને તલવાર ફેરવતાં આવડે તે સ્વાભાવિક છે. વળી બીજી પણ એક અર્થસૂચક વાત આપણે ભૂલવી જોઈતી નથી. અને ૧૯૧૮ થી એટલે લડાઇ થતી કે તુરત જ, એક તરફ જર્મની વર્સેલના કરારનામા ઉપર કમને સહી કરતું હતું તે સમયથીજ, બાહોશ જર્મન સરદાર ફીલ્ડ માર્શલ વોન હીન્ડનબર્ગ, સમસ્ત જર્મનીની કસરતશાળાઓના વડા તરીકે નીમાયેલા છે. ગયા યુદ્ધની શરૂઆતમાં જ કોર્નીગ્બર્ગના કિલ્લા આગળ રૂશિયાના કાબેલ મનાતા જનરલ સેમેનોફને હોઢથી બે લાખના લશ્કર સાથે પકડી લઇ રૂશિયાને સાખત ફટકો મારનાર, અને પછીથી ફ્રાન્સ, ઇંગ્લંડ અને બેલ્જીયમના સંયુક્ત સબળ લશ્કરને હંફાવનાર, એકવાર આખા જર્મનીના લડાયક બળની જીવન્ત મૂર્તિરૂપ મનાતા ફીલ્ડ માર્શલ વોન હીન્ડનબર્ગની દેખરેખ નીચે આટલા લાંબા સમયથી જર્મનીની કસરતશાળાઓ ચાલતી હોય, અને પછી જર્મનીમાં હથિયારથી યુદ્ધ કરવાની પૂરેપૂરી તાલીમ લીધેલાં પૂરતાં માણસો ન હોય તે બનવાજોગ નથી. એક લાખથી વધુ લશ્કર નહિં રાખવાની અને ફરજીઆત લશ્કરી તાલીમ આપવાનો કાયદો જર્મનીમાંથી નાબૂદ કરવાની ફરજ મિત્રરાજ્યોએ પરાણે પાડી એટલે જર્મનીએ પોતાના ઉછરતાં બાળકોને લશ્કરી તાલીમ આપી એમની મર્દાનગી ટકાવી રાખવાની આ અકલબરી યુક્તિ રચી. વળી જર્મનીની બોયસ્કાઉટની ચળવળ પણ જરા જૂદી રીતની છે. ત્યાંના બોયસ્કાઉટોને યુદ્ધની વ્યૂહરચના સારી પેઠે શીખવવામાં આવે છે, ત્યાંના બોયસ્કાઉટ લશ્કરમાં ખરેખરા લશ્કર જેવા જ હોદ્દાઓ હોય છે અને તે હોદ્દાઓને લશ્કરી નામો જ આપવામાં આવે છે. અને બોયસ્કાઉટ લશ્કરના હુકમને લશ્કરી હુકમોની રીતે જ માન આપવામાં આવે છે. ટુંકાણમાં કહીએ તો જર્મનીમાં પુખ્ત ઉમરના માણસને ફરજીઆત લશ્કરી તાલીમ ન મળતી હોય તો તેથી શું ? બચપણમાં

લીધેલી તાલીમ એળે ન જ જાય. જર્મનીની દસરતશાળાઓ અને બોયસ્કાઉટની ચળવળને પ્રતાપે જર્મનપ્રજા પોતાની લડાયક શક્તિ સચોટ રીતે ટકાવી રહી છે એમ કહી શકાય.

જરૂર પડે કેટલાં કેળવાયલાં માણસો જર્મની મેદાનમાં ઉતારી શકે તે વિષે આપણે વિચાર કર્યો; પણ જર્મની જોઈએ તેવી લડાયક સામગ્રી મેળવી શકે તેમ છે કે નહિ તે હવે તપાસીએ. હારેલ જર્મનીએ મિત્રરાજ્યોની ગમે તેટલી સાવચેતી છતાંયે પોતાની સર્વે લડાયક સામગ્રી નાબૂદ કરી હોય તેમ માનવું જરા મુશ્કેલ છે; પણ એકવાર તેમ માની લઈએ તોયે, રૂશિયા જ્યાં સુધી ઇંગ્લંડ અને ફ્રાન્સનું દુશ્મન છે ત્યાંસુધી જર્મની પૂરતી લડાયક સામગ્રી મેળવી શકે તેમ છે, અને રૂશિયા ઇંગ્લંડ અને ફ્રાન્સનું દોસ્ત થઈ શકે તેમ નથી. શાથી તે દોસ્ત થઈ શકે તેમ નથી તે આપણે આગળ ઉપર જોઈશું. ઇંગ્લંડનાં જેમ આર્મસ્ટ્રોંગ, ફ્રાન્સમાં સ્નાઇડર, જર્મનીમાં ક્રપ તેમ રૂશિયામાં પ્યુટીલોફને નામે ઓળખાતાં મોટામાં મોટાં લડાયક સામગ્રી તૈયાર કરવાનાં કારખાનાં છે. પ્યુટીલોફ કારખાનાઓનાં જોર ઉપર ગઈ લડાઈમાં રૂશિયા ઝઝૂમ્યું હતું અને હજુ પણ ઝઝૂમે છે. અત્યાર સુધીના નવા અનુભવ પછી રૂશિયાએ એમાં સુધારાવધારા કર્યા હોય તે સંભવિત છે. મિત્રરાજ્યો તરફથી પ્રગટ થતા સમાચાર ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે જર્મનીના ક્રપ કારખાનાની એક શાખા રૂશિયાની સંમતિથી રૂશિયામાં ખોલાઈ છે; તેમજ રૂશિયાના પોતાનાં લડાયક સામગ્રી તૈયાર કરવાનાં કારખાનાંઓમાં પણ એ કામમાં કુશળ એવા જર્મન ઉસ્તાદોને રોકવામાં આવેલા છે. એટલે રૂશિયા જર્મનીને પૂરતો દારૂગોળો વગેરે આપી શકે તેમ છે. વળી, રુહર પ્રદેશમાં આવેલા ક્રપના કારખાનામાં અત્યાર સુધી કાંઈ પણ દારૂગોળો બન્યો નથી એમ માની લઈએ તોયે, શાન્તિ અને યુદ્ધ બન્ને સમયે ઉપયોગી થઈ પડે એવાં સાધનો જેવાં કે આગગાડીના પાટાઓ, એન્જીનો, પુલો તૈયાર કરવાના સર્વે સાધનો વગેરે તો બન્યાં જ કર્યાં છે. એ સંભવિત છે કે રૂશિયા કેવળ લડાયક સામગ્રી પોતાના દેશમાં આવેલાં કારખાનાંઓમાં તૈયાર કર્યા કરતું હોય અને જર્મની આગગાડીના એન્જીનો વગેરે તૈયાર કરતું હોય; અને બન્ને દેશની ખાનગી ગોઠવણથી આ રસ્તે જોઈએ તેટલાં લડાઈનાં સાધનો બન્ને દેશોમાં મળીને તૈયાર થતાં હોય. આવી ગોઠવણ થઈ શકે તેમ છે. પણ કદાપિ આપણે એ વાત વધારે પડતી ગણીએ, તોયે એટલું તો સ્પષ્ટ છે કે જર્મનીને રૂશિયાની મદદ મળ્યે લડાયક સામગ્રીની ખોટ પડવાનો સંભવ નથી.

જર્મનીને મહાન લડાયક કાફલાની પણ, રૂશિયા લડાઈમાં સાથી થતાં જરૂર રહે તેમ નથી. પોતાના કિનારા ઉપર દુશ્મનનું લશ્કર ન ઉતરે એટલી એ સંભાળ લે તો બસ છે; અને જર્મની એટલું તો કરી શકે તેમ છે. જર્મની પાસેની સર્વે શસ્ત્રગેરીનો નષ્ટ કરવામાં આવી નથી, અને જર્મન રસાયણશાસ્ત્રીઓ દરિયાઈ સુરંગો બનાવવાનો હુન્નર ગઈ લડાઈ પતતાંજ ભૂલી ગયા છે એમ પણ કહેવાય નહિં. ગઈ લડાઈમાં રૂશિયા દુશ્મન હતું તેથીજ જર્મનીને ચારે બાજુથી ઘેરો ઘાલી શકાયો હતો, અને તેથીજ જર્મનીને લડાયક કાફલાની જરૂર બહુ જણાતી હતી. પરંતુ રૂશિયા દોસ્ત થતાં જર્મનીને ચારે તરફથી ઘેરી શકાય નહિં. એટલે રૂશિયામાંથી નહિ, પરંતુ અન્ય પ્રદેશોમાંથી પણ જીંદગીની જરૂરીઆતની ચીજો જર્મની મેળવી શકે તેમ છે. આવતી લડાઈમાં રૂશિયા સાથે સારો સંબંધ ધરાવીને જર્મની લડાયક કાફલા વિના ચલાવી શકે તેમ છે. આવતી લડાઈમાં પ્રતિપક્ષીઓ લડાયક કાફલા કરતાં લડાયક વિમાનોનો વધારે ઉપયોગ કરે એ સંભવિત છે. અને વિમાનોની બાબતમાં જર્મની અન્ય કોઈ પણ દેશ કરતાં પછાત હોય તેમ જણાતું નથી. ગઈ લડાઈ પૂરી થતાંજ એની દૃષ્ટિ વિમાનો તરફ વધારે વળી છે, તે એની માલ, ઉતારૂઓ વગેરે એકથી બીજી જગ્યાએ લઈ જવાની યોજના ઉપરથી જોઈ શકીએ છીએ. અને આ યોજનામાં વર્તમાનપત્રોમાં આવેલા સમાચાર સાચા હોય તો જર્મની ઠીક ઠીક

રીતે ફાવ્યું પણ છે. શાન્તિમય દેખાતાં વિમાનોને લડાયક બનાવવાં એ જર્મનીની હુન્નરકુશળ પ્રજા માટે મુશ્કેલ નથી. તેથી લડાઇમાં સચોટ રીતે ઉપયોગી થઈ પડે એવાં વિમાનોની જર્મનીને ખોટ પડવાનો સંભવ ઓછો છે.

"આ બધું ખરૂં, પણ જો જર્મનીની નાણાં સ્થિતિ સારી નહિ હોય તો જર્મની લડાઇમાં ઉતરી શકશે નહીં," એમ નાણાંશાસ્ત્રીઓ જરૂર કહેવાના. "જર્મની પાસે પુષ્કળ દ્રવ્ય છે, પણ દંડ ભરવો નથી તેથી બહાનાં કાઢે છે," વગેરે વગેરે વાતો મિત્રરાજ્યો તરફથી આપણે સાંભળીએ છીએ તે કારણો મૂકીને સાધારણ જનસ્વભાવની દૃષ્ટિએ જ વિચાર કરીએ. જેમ એક માણસ, અરે ! એક નાનુ જંતુ પણ અત્યન્ત કનડગત થતાં અકળાઇને મરણિયું થઇ ઝંપલાવે છે, તેમ પ્રજાઓ પણ કરી શકે છે. અને રૂહરપ્રદેશ જતાં અચૂક મોત, કે ગમે તે જોખમે ઝંપલાવીને કાંઇ લાભ મેળવવાની આશા, એ બેમાં જર્મનીને પસંદગી કરવાની છે. અચૂક મોત તો કોઇપણ બુદ્ધિશાળી પ્રજા પસન્દ કરે જ નહીં. એટલે જર્મની જોખમ ખેડે એ વધારે સંભવિત છે. જોખમ ખેડે તો પોતાને ત્યાં ઉત્પન્ન થતો ન હોય તેવો લડાઇમાં વપરાતો માલ જર્મનીએ અન્ય પ્રદેશોમાંથી આણવો જોઇએ. આવો માલ એ રૂશિયા વિગેરે લડાઇમાં મિત્ર થયેલા દેશોમાંથી જરૂર ઉધાર આણી શકે. પોતાના ભલાની ખાતર લડાઇમાં એક બાજુએ ગોઠવાયેલા સર્વે દેશો અન્દર અન્દર આત્મરક્ષણની દૃષ્ટિએ ધીરધાર કરે જ. તેમ ન કરે તો બધાયે કદાચ પોતાની બાજી હારી બેસે. વિવિધ જાતનો કાચો માલ ઉત્પન્ન કરનાર રૂશિયા જેવા વિશાળ દેશ જર્મનીની બાજુએ ઉભા રહે તો જર્મનીની ઘણીખરી મુશ્કેલીઓ લડાઇ ચાલતી હોય તે વખતે દૂર થવાની; પછી લડાઇ પત્યા પછી ગમે તે થાય. ગઇ લડાઇ શરૂ થઇ તે સમયે બહુયે નાણાંશાસ્ત્રીઓ એમ માનતા હતા કે બેચાર માસમાંજ નાણાંની તંગીને લીધે લડાઇ એકદમ અટકી પડશે. પણ શું થયું તે આપણે જાણીએ છીએ. નાણાંની તાણને લીધે તો લડાઈ નો જ અટકી. જર્મની ચારે બાજુથી ઘેરાયેલું હતું તેથી ત્યાં ભૂખમરો થયો; પરિણામે લશ્કરમાં અસંતોષ ફેલાયો; અને રૂશિયાના બોલ્શેવિક સિદ્ધાંતોની કેટલેક અંશે અસર થઈ, કૈસરને દૂર કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાની ભાવના દેશમાં ઉત્પન્ન થઈ, લશ્કરમાં બળવો થયો, અને અન્તે જર્મની પ્રેસિડન્ટ વિલ્સનના પ્રખ્યાત ૧૪ મુદ્દાઓ ઉપર વિશ્વાસ રાખી, મિત્રરાજ્યો સાથે સુલેહ કરી ફસાયું. રૂશિયા સાથે ભેગું મળી, ગઇ વખતનું ફસાયેલું જર્મની ફરી લડાઇ શરૂ કરે તો એને ઘેરો ઘાલી શકાય નહીં અને તેથી ગઈ વખતની માફક એને ભૂખમરો નડી શકે નહીં. વિચાર કરતાં એમ કહી શકાય કે નાણાંની તાણના ભયથી જર્મની હમેશને માટે પોતાની સ્થિતિ કફોડી થવા દેશે નહીં; પણ જેટલી બને તેટલી ત્વરાથી ગમે તેટલા ભોગે પણ રૂહર પ્રદેશ પાછો હાથ કરવાનું જોખમ ખેડશે.

હવે, રૂશિયા તરફ નજર કરીએ. આવતી લડાઇમાં જર્મનીની સોડે એના શાથી ઉભા રહેવાનો સંભવ છે તે જરા તપાસીએ. અત્યાર સુધીના ઇતિહાસ ઉપરથી જોઇ શકાય છે કે, બોલ્શેવિક રૂશિયાને જો કોઇએ વધારેમાં વધારે પજવ્યું હોય તો તે ઇંગ્લંડ અને ફ્રાન્સે. રૂશિયાના મોટા ભાગે સ્વીકારેલા નવા સિદ્ધાંતોના રક્ષણ માટે છેક ઉત્તરમાં આર્ચેન્જલથી માંડીને એશિયાઈ રૂશિયા સુધી સાત જગ્યાઓએ એકી વખતે એને લડાઈમાં ઉતરવું પડ્યું હતું. આ સાતે મેદાનમાં રૂશિયા સામે લડી રહેલા લશ્કરોને ઇંગ્લંડ અને ફ્રાન્સની જુદી જુદી રીતે ભારે મદદ હતી તે સર્વ કોઇ જાણે છે. આર્ચેન્જલમાં તો બ્રિટિશ લશ્કરીઓ પણ હતા. ફીન્લેન્ડ, એસ્થોનીઆ, લીથુનીઆ, અને પોલેન્ડ વગેરે દેશોને ઇંગ્લેન્ડ અને ફ્રાન્સની સલાહ ઉપરાંત દારૂગોળાની પણ સારી મદદ હતી. એશિયાઇ રૂશિયામાં બ્રિટિશ વિમાનો ઉપરાંત બે કરોડ પાઉંડ સુધીની મદદ આપ્યાની વાત તો બ્રિટિશ પાર્લામેન્ટ સુદ્ધાંમાં ચર્ચાઈ ગઇ છે. આ સિવાય બીજી છૂપી મદદ હશે તે જુદી. ક્રિમીઆમાં બોલ્શે-

વિકો સામે લડતાં સખ્ત ફટકા ખાનાર જનરલ કોલ્ચેકને એના થોડા ઘણા લશ્કર સાથે ફ્રાન્સે અને અને ઇંગ્લૅંડે બચાવી લીધો અને કોન્સ્ટેન્ટીનોપલ મોકલી આપ્યો તે ઉપરથી પણ જાહેર થઈ ગયું છે કે કોલ્ચેકને બોલ્શેવિકો સામે લડવામાં એમની મદદ હતી. એટલે બોલ્શેવિક સિદ્ધાંતો જગતમાં સર્વત્ર ન ફેલાઇ જાય તે માટે ઈંગ્લંડ અને ફ્રાન્સે તનતોડ યત્ન કર્યા છે અને કરે છે તે કાંઈ બોલ્શેવિકોથી છૂપું નથી; કોઈ પણ દેશના મૂડીવાદીઓ બોલ્શેવિક સિદ્ધાંતોના દુશ્મન હોય તે સ્વાભાવિક છે; પણ ખુલ્લી રીતે તો નવીન રૂશિયાના ઇંગ્લંડ અને ફ્રાન્સ ખરેખરા દુશ્મન છે તેમ અત્યાર સુધી જણાયું છે; અને તે બોલ્શેવિકો ભૂલે તેમ નથી.

રૂશિયા પણ પોતાની આંતરિક સ્થિતિ સુધારી પોતાની બાજુ સબળ બનાવવા માટે મોટા મોટા, પ્રગતિકર્યાં પ્રયત્નો સર્વે દિશામાં કરી રહ્યું છે, તેજ વેળાએ, આત્મસંરક્ષણાર્થે ઉચ્ચ પ્રકારની રાજ્યદ્વારી ચાલાકી ઈંગ્લંડ અને ફ્રાન્સના સામે તે વાપરી રહ્યું છે. તુર્કસ્તાન સામે લડવામાં ગ્રીસને ઇંગ્લંડની મદદ હતી તે, તુર્કસ્તાનને રૂશિયાએ મદદ આપી, અને હજુ પણ આપી રહ્યું છે એ ગઇ લોસેન કોન્ફરન્સ ઉપરથી જોઇ શકાય છે. એટલે એક તરફ રૂશિયા અને એક તરફ ઈંગ્લંડ અને ફ્રાન્સ પરસ્પર પાકી દુશ્મનાવટ તો બતાવી જ રહ્યા છે, માત્ર ખુલ્લી રીતે સામસામા લડાઇના મેદાનમાં ઉતરવાની તૈયારીઓ અને તક બાકી છે. તેથી જુદાં જુદાં કારણોથી મરણિયા થવાની તૈયારી ઉપર આવેલાં નવીન રૂશિયા, અને જર્મની બેગાં મળીને બન્નેનાં દુશ્મનો ફ્રાન્સ અને ઈંગ્લંડ સામે લડાઇ કરે એ સંભવિત છે.

રૂશિયાની પાસે લડાઈમાં ઝંપલાવી શકે તેવા માણસોની સંખ્યા વિષે તો કહેવાનું હોય જ નહિ. જર્મની જો ૭ કરોડની વસ્તિમાંથી એક કરોડ લડવૈયા મેદાનમાં ઉતારી શકે તેમ છે, તો લગભગ વીસ કરોડની વસ્તીવાળું રૂશિયા, કંઇ નહિ તો, બે કરોડ પૂરેપૂરી લડાયક તાલીમ લીધેલા સૈનિકો સહેજે ઉતારી શકે એ દેખીતું છે. સર્વે જાતની લડાયક સામગ્રી સારી રીતે રૂશિયા તૈયાર કરી શકે તેમ છે તે આપણે જોઈ ગયા જર્મની અને ઓસ્ટ્રીઆ સાથે ચાર ચાર વર્ષ લડી લડી થાકી ગયેલું રૂશિયા, અન્દર અન્દર લડી થોડું ઘણું ઘાયલ થઇ, ઝારને ગાદી ઉપરથી દૂર કરીને, તુરત જ લગભગ સાત જુદાં જુદાં મેદાનો ઉપર, પોતાના નવા સ્વીકારેલા સિદ્ધાંતોના રક્ષણાર્થે, ઘણી મુશ્કેલીઓ છતાંયે જીતી શક્યું તે રૂશિયા, હવે બે ત્રણ વર્ષના આરામ પછી લડાઇના મેદાનમાં ઉતરી શકવાની તાકાદ ધરાવે છે એમ માની શકાય. અને રૂશિયા, તુર્કસ્તાન, અને બાલ્કન રૈયતોની ઉપરાઉપરી લડાઇઓ ચાલુ રાખવાની શક્તિ અદ્ભૂત છે એમ આપણે ઇતિહાસ ઉપરથી જોઈ શકીએ છીએ.

રૂશિયામાં લડાઇને ઉપયોગી એવો કાચો માલ ઠીક ઉત્પન્ન થાય છે, તેથી એને બહારથી બહુ માલ લાવવાની જરૂર રહેતી નથી. અને જર્મની સાથે થતાં એની ઘણી મુશ્કેલીઓ દૂર થઇ શકે તેમ છે. એટલે નાણાંની ભીડથી રૂશિયા પાછું પડશે એ બનવાજોગ નથી.

હવે ગઇ લડાઈમાં ઉતરેલી બીજી પ્રજાઓનો વિચાર કરીએ. પહેલાં ઈટલી જોઇએ.

ઇટલી, ફ્રાન્સ અને ઈંગ્લંડની બાજુમાં જર્મની અને રૂશિયાના સામું ઠેલું રહેશે એમ લાગે છે. ફ્યૂમ વિગેરે પ્રદેશ તેમ જ આલ્બેનીઆ અને ઝેકોસ્લોવાકીઆનો મોટો ભાગ હાથ કરી પોતાનું રાજ્ય વધારવાની ઇટલીની લાલસા જગજાહેર છે. ઇટલીનો ઝનૂની કવિ ડૅનનઝીઓની ફ્યૂમ ઇટલીને સારૂ પચાવી પાડવાની યુક્તિ છાની નથી. જુના વખતમાં રોમના સામ્રાજ્ય જેવું મહાન સામ્રાજ્ય ઉભું કરવાની ઇટલીના રાજ્યદ્વારી પુરૂષોની મહત્વાકાંક્ષા જેવી તેવી નથી. ફાસીસ્ટ પક્ષના આગેવાન સીનોર મુસોલીની અને એમના અનુયાયીઓ અસલી રોમની જાહોજલાલીનું ભાન હાલના ઇટલીને કરાવવાના ઇરાદાથી અસલી રોમની એકમેકને ભેટવાની અને નમન કરવાની વગેરે રીતભાતો તાજી કરી રહ્યા છે. ઇટલીને પોતાની અભિલાષાઓ પૂરી કરવા માટે ઈંગ્લંડ

અને ફ્રાન્સના દોસ્ત થયા વગર છૂટકો નથી. ઇટલીનો દરિયાકિનારો બહુ મોટો છે તેથી ઇંગ્લંડ અને ફ્રાન્સના સબળ કાફલાંની એને દુશ્મનાવટ કરી પાલવે એમ નથી. એટલે ઇટલી આ બન્ને દેશોની સાથે રહે તો જ પોતાનો સ્વાર્થ સાધી શકે તેમ છે. ગઈ લડાઇમાં કાંઇક આવાં જ કારણોથી તે જર્મની અને ઓસ્ટ્રીઆ સાથેના પોતાના કોલકરારો તોડી ઇંગ્લંડ અને ફ્રાન્સના બેલું ભળ્યું હતું એમ કહી શકાય.

બલ્ગેરીઆ અને ગ્રીમ ટુંક મુદત સારૂ બાલ્કન યુદ્ધ વખતે તુર્કસ્તાન સામે લડવામાં એકમેકનાં દોસ્ત બન્યાં હતાં, પરન્તુ લડાઈ પતતાં જ પાછાં પહેલાં હતાં તેનાથી પણ વધારે એકમેકનાં કટ્ટાં દુશ્મન બન્યાં છે. છેલ્લી લોસેન કૉન્ફરન્સમાં બલ્ગેરીઆ ગ્રીસ સામે તુર્કસ્તાનને થોડી ઘણી મદદ કરી રહ્યું હતું. બલ્ગેરીઆએ પોતાની વ્યાપારિક ઉન્નતિ માટે ઇજીઅન સમુદ્ર ઉપર આવવું જોઇએ. વચ્ચે ગ્રીસની નડતર છે. ગ્રીસને લાંબા સમયથી ઉતરી આવેલી ઇંગ્લંડ અને ફ્રાન્સની સહાય હજીયે મળ્યાં જ કરે છે. એટલે કુદરતી રીતે બલ્ગેરીઆ ઇંગ્લંડ અને ફ્રાન્સનું દુશ્મન જ થાય એ સ્પષ્ટ છે.

તુર્કસ્તાન વિષે ખિલાફતના બહુ ચર્ચાઇ ગયેલા સવાલ પછી વધારે કહેવાનું રહેતું જ નથી. તુર્કસ્તાનને ગાંસડાપોટલાં સાથે-યુરોપમાંથી હાંકી કાઢવાની રાજ્યનીતિ ઇંગ્લંડના એકવારના પ્રધાન લોર્ડ ગ્લેડસ્ટને અખત્યાર કરેલી ત્યારથી અત્યાર સુધીમાં, ઇંગ્લંડે કોઈ કોઈ વાર તુર્કસ્તાન તરફ લાગણી બતાવવાની મોટી મોટી પોલી વાતો કરી છે તે સિવાય, કાંઈ ખાસ તુર્કસ્તાન તરફની પોતાની નીતિ બદલી હોય તેમ જણાતું નથી. આફ્રિકામાં આવેલો ટ્રીપોલી પ્રદેશ પચાવી પડવાની દાનતથી ઇટલીએ જ્યારે વગર કારણે તુર્કસ્તાન સામે લડાઈ જાહેર કરી અને ટ્રીપોલીમાં પોતાનું લશ્કર ઉતાર્યું, ત્યારે ટ્રીપોલીની આડાઅડ આવેલા ઇજીપ્તને રસ્તે–જો કે એ સમયે ઇજીપ્ત ઉપર તુર્કસ્તાનના સુલતાનનો વાવટો ઉડતો હતો અને ઇજીપ્તમાં સર્વે ફરમાનો તુર્કસ્તાનના સુલ્તાનને નામે જ નીકળતાં હતાં છતાંયે–ઇંગ્લંડે તુર્ક લશ્કરને ટ્રીપોલીનો બચાવ કરવા જવા ન દીધું તે બીના ઐતિહાસિક છે. બાલ્કન લડાઈ વખતે પણ ઇંગ્લંડનું વલણ તુર્કસ્તાનના સામું જ હતું, એ પણ આપણે એ સમયના ઇંગ્લંડના મુખ્ય રાજ્યદ્વારી પુરૂષોનાં ભાષણો અને ઇંગ્લંડનાં મહત્વનાં મનાતાં વર્તમાનપત્રોના લેખો ઉપરથી જાણીએ છીએ. વળી, છેલ્લી લડાઇ પછી શા શા બનાવ બન્યા છે તેની પુનરોક્તિ કરવાની જરૂર નથી. અને મેસોપોટેમીઆ, પેલેસ્ટાઇન, અરબસ્તાન, વગેરે પ્રદેશોની શી સ્થિતિ છે ને ગ્રીસને ગાઝી મુસ્તફા કમાલ પાશાના લશ્કર સામે લડવામાં મદદ કોણે કરી હતી તે બધું બહુ સારી રીતે બહાર પડી ગયું છે; ગઈ લોસેન કોન્ફરન્સમાં બનેલી બીનાઓ હજી તાજી જ છે. એટલે ઇંગ્લંડનો તુર્કસ્તાન સાથેના વર્તનનો સમગ્ર ઇતિહાસ તપાસતાં એટલું તો કહી જ શકાય કે તુર્કસ્તાન પોતાના આત્મરક્ષણની દૃષ્ટિએ પણ ઇંગ્લંડનું દોસ્ત થઇ શકે તેમ નથી.

હવે રૂમાનીઆ જોઇએ. એની નજર પોતાનો પ્રદેશ વિસ્તારવા તરફ હમેશાં ચોંટી હોય તેમ લાગે છે. બાલ્કન લડાઈ પછી બલ્ગેરીઆને નબળું પડી ગયેલું જોઇ એણે પોતાનો સ્વાર્થ નિર્લજ્જપણે સાધ્યો. લડાઇમાં નહોતું ઉતર્યું તોયે, કાંઈ પણ કારણ વિના રૂમાનીઆએ બલ્ગેરીઆ સામે લડાઇ જાહેર કરી. અને બલ્ગેરીઆની હદમાં આવેલો ડોબ્રુડજા પ્રદેશ પડાવી લીધો. ગયા મહાન યુદ્ધ સમયે પણ રૂમાનીઆ છેક છેવટ સુધી છાનું બેસી રહ્યું. જ્યારે એણે જોયું કે હવે મિત્રરાજ્યો જરૂર જીતશે એટલે મિત્રરાજ્યો તરફથી એણે લડાઇમાં ઝંપલાવ્યું, અને હંગરીને એક સારો ભાગ ગેલીસીઆ પકડી લીધો. આવતી લડાઈમાં પણ રૂમાનીઆ બન્ને પક્ષના બળનું પૂરેપૂરું માપ જોયા પછી જ મેદાન પડશે એ વધારે સંભવિત છે. એટલે લડાઇને અંતે તે કયી બાજુમાં હશે તે લડાઇનો રંગ જોયા સિવાય હાલ કહી શકાય તેમ નથી.

ગ્રીસને છેલ્લી લડાઇ પછી તુર્કસ્તાન સામે લડવા વિગેરેમાં એટલી મદદ મળી છે કે હવે તે ગઇ લડાઇની માફક આવતી લડાઇમાં તટસ્થ રહે તે સંભવિત નથી, એટલે ઇંગ્લંડ અને ફ્રાન્સના જ પક્ષમાં તે રહે એ સ્વાભાવિક છે.

ઓસ્ટ્રીઆની વસ્તી મોટે ભાગે જર્મનોની છે. છેલ્લી લડાઇ પછી ઓસ્ટ્રીઆહંગરીનું રાજ્ય તૂટયું, અને હંગરી જુદું પડયું. વર્સેલની સુલેહ પછી ઓસ્ટ્રીઆએ જર્મની સાથે જોડાઇ જવાની ઇચ્છા દર્શાવી. મિત્રરાજ્યોને એથી જર્મની વધારે બળવાન થવાનો ભય લાગ્યો, એટલે તેઓ આડે આવ્યા. જર્મની અને ઓસ્ટ્રીઆ થાકી ગયેલાં હોવાથી કાંઇ કરી શકયાં નહિ. પણ આવતી લડાઇની શરૂઆતમાં જ ઓસ્ટ્રીઆ અને જર્મની ભેગાં થઇ જાય તો નવાઈ જેવું નથી.

હવે જાપાન અને અમેરિકા તરફ નજર નાંખીએ. જાપાન પ્રજાઓના મંડળ ( League of Nations ) માં એક સ્વતંત્ર પ્રજા તરીકે છે તોયે પોતાના બળની ધૂનમાં મસ્ત થયેલાં મિત્રરાજ્યો એનો બહુ હિસાબ ગણતાં હોય તેમ જોઇ શકાતું નથી; આથી જાપાનને સહેજ અપમાન લાગ્યું છે, તે જાપાનથી કોઇ કોઇ વાર આવતા સમાચાર ઉપરથી સ્પષ્ટ થાય છે. કોઈ મહાન સિદ્ધાંતની રક્ષા કરવા માટે નહિ પરન્તુ પોતાનો સ્વાર્થ સાધવા માટે જ ગઇ લડાઇમાં જાપાન ઉતર્યું હોય તો નવાઇ નહિ. ચીનનું પીળા સમુદ્રને કિનારે આવેલું કીઆઉચાઉ બંદર જર્મનીએ ચીન પાસેથી, જેમ ઇંગ્લંડે શાંઘાઇ લીધું છે તેવી રીતે છીનવી લીધેલું હતું, તે સહેલાઇથી પચાવી પાડવાની જાપાનની દાનત હોઈ શકે. નહીં તો યુરોપની સગણુ મનાતી પ્રજાઓ અન્દર અન્દર કાપાકાપી કરીને મરણતોલ થઇ જાય તેમાં જ જાપાનને ફાયદો છે. જાપાન એક એશિયાખંડની પ્રજા હોવાને લીધે, યુરોપની મગરૂર પ્રજાઓ કોઇ દિવસ એને પોતાની બરાબર માનનાર નથી. જાપાને પોતાના સામર્થ્ય ઉપર ઝઝૂમીને જ યુરોપની પ્રજાઓ પાસે પોતાનો મોભો પાડવાનો છે. યુરોપની પ્રજાઓ માંહોમાંહે મરે તો જ પરિણામે જાપાન વધારે સબળ લેખાય. તેથી જાપાન આવતા યુરોપીય વિગ્રહમાં મેદાનમાં ઉતરે તે સંભવિત નથી.

અમેરિકાનું પણ તેમ જ. ભલા પ્રેસિડન્ટ વિલ્સનના ૧૪ સિદ્ધાંતો હવામાં ઉડી જવાથી પુનઃ તે યુરોપીય વિગ્રહમાં હાથ ઘાલશે તે માની શકાય નહીં. એને તો " મનરો ડોકટ્રીન " સંભાળીને બેસી રહેવામાં જ લાભ છે. વળી બીજી દૃષ્ટિએ જોઇએ તો જાપાન અને અમેરિકા બન્ને, પેસિફિક સમુદ્રમાં મુખ્ય સબળ સત્તા બનવાનો લોભ રાખી રહ્યાં છે; એટલે બન્ને પ્રજાઓ આવતી લડાઇમાં ગઈ લડાઈના અનુભવ પછી પોતપોતાનું સંભાળીને બેસી રહેશે એ વધારે સંભવિત છે.

અત્યાર સુધી, ગઈ લડાઈમાં સારી રીતે ભાગ ભજવેલો એવી લગભગ સર્વે સત્તાઓનો આપણે વિચાર કર્યો. હવે આવતી લડાઇમાં કોઈ નવી સત્તા ઉતરશે કે નહીં તે તપાસીએ.

ઇરાન અને અફઘાનિસ્તાન આવતી લડાઇમાં જરૂર ઝંપલાવશે એમ કહી શકાય.

ઇરાનની નેશનાલીસ્ટ પાર્ટીનું બળ ગઈ લડાઈ પછી વધેલું માલૂમ પડે છે. વળી ઇંગ્લંડ કેટલાંયે વર્ષોથી ઇરાનમાં પગપેસારો કરી, એને નાસનું રાજ્ય કરવા મથી રહ્યું છે તે, આપણે પ્રસિદ્ધ અમેરિકન લેખક અને નાણાંશાસ્ત્રી, મી. સુસ્ટરના Strangling of Persia, અને ઇરાનની સંસ્કૃતિ ઉપર ખરા વહાલની લાગણી રાખનાર એક અંગ્રેજ ઈતિહાસકાર મિ. બ્રાઉનના Persian Revolution નામના પુસ્તકો ઉપરથી જોઇ શકીએ છીએ. ગઈ લડાઇ પહેલાં તો ઝારનું રૂશિયા અને ઇંગ્લંડ ઇરાનના લગભગ ભાગલા પાડી જ રહ્યાં હતાં. લડાઇ થતાં, અને વધારામાં લડાઇ પછી રૂશિયા બોલ્શેવિક થતાં, ઇરાન થોડુંઘણું બચવા પામ્યું છે. બોલ્શેવિક રૂશિયાએ ઇરાન ઉપરથી હાથ

ઉઘાડ્યો છે, પણ ઇંગ્લંડ હજી પણ પોતાનો કાબૂ આડકતરી રીતે રાખવા પૂરો યત્ન કરી રહ્યું છે. તેથી ઇરાનના નેશનાલીસ્ટોને ઇંગ્લંડ ઉપર બહુ વહાલ હોય તે સંભવિત નથી. વળી, ઇરાનની મોટા ભાગની પ્રજા શિયા છે તોયે મુસલમાન છે. પેનઇસ્લામિક ચળવળની અસર એના ઉપર પણ થાય જ. એટલે આવતી લડાઇમાં પોતાનો સ્વાર્થ સાચવવાની ખાતર તેમજ મુસલમાનધર્મની હિફાજતની ખાતર ઈરાન તુર્કસ્તાન સાથે શામેલ થઈ લડાઈમાં ઉતરશે એમ માની શકાય. બોલ્શેવિક રૂશિયા ઇંગ્લંડની સામે મેદાન પડતાં ઈરાનને લડાઈમાં ઉતરતાં ફાયદો થશે એવું ત્યાંના કંટાળી ગયેલા નેશનાલીસ્ટો માની લે તો નવાઈ નહિ; એટલે ઈરાન ઘણે ભાગે તો જર્મની, રૂશિયા, તુર્કસ્તાન વિગેરેના સંઘમાં શામેલ થશે એમ લાગે છે. ઇરાનનું લડાયક બળ બહુ ભારે નથી, પરન્તુ જો કદાચિત્ અફઘાનિસ્તાન જર્મની, રૂશિયા વિગેરેના સંઘમાં જોડાય તો ઇરાનને રસ્તે દારૂગોળો કે પછી ગમે તે સગવડો અફઘાનિસ્તાન પહોંચાડવામાં ઈંગ્લંડના સંભવિત દુશ્મનોને સહેલું પડે એ દેખીતું છે.

ગયા યુદ્ધ પછી તુર્કસ્તાન અને તેથી ખિલાફતની જે કફોડી દશા થઇ છે તેની અફઘાનિસ્તાન ઉપર ઉંડી અસર થયેલી છે. સાથે સાથે અફઘાનિસ્તાનને પણ મહત્વાકાંક્ષા કાંઈ ઓછી નથી. પોતાના રાજ્યની સરહદ સુધારવા એ પણ આતુર છે અને તે એણે એકવાર પેશાવર લેવાની કરેલી માગણી ઉપરથી આપણે જાણીએ છીએ; વળી થોડો ઘણો દરિયાકિનારો અફઘાનિસ્તાનની સરહદમાં સમાતો હોય તોજ એ રાજ્ય સારી રીતે ખીલી શકે; એટલે, બલુચિસ્તાન અને કરાંચી તરફ અફગાનિસ્તાનની દૃષ્ટિ દોડે તો તે કાંઈ અશક્ય નથી. અફઘાનિસ્તાન એકલું હોય તો ઇંગ્લંડ જેવી સમર્થ સલ્તનત સાગે બાથ ભીડવાની તે હિંમત ન કરે, પરન્તુ સૌના ભેગું, પછી ગમે તે બ્હાને પણ તે ઝંપલાવી લાભ મેળવવાની આશા રાખે તે સંભવિત છે. હિંદુસ્તાનની હાલની રાજકીય પરિસ્થિતિ પણ કદાચિત્ એને ઉત્તેજીત કરે.

અફઘાનિસ્તાનનું લડાયક બળ છેક કાઢી નાંખવા જેવું નથી. સને ૧૯૦૮ થી એનું લશ્કર બરોબર તાલીમમાં લઈ રહેલું છે. તુર્કસ્તાનના સુલતાન અબ્દુલ હમીદને પદભ્રષ્ટ કરનાર યંગ ટર્ક પાર્ટીએ, જર્મનીમાં અચ્છી રીતે કેળવાયેલા પચાસ તુર્ક અમલદારોને અમીર હબીબુલ્લાખાનની વિનંતિથી સને ૧૯૦૮ માં અફઘાનિસ્તાનના લશ્કરને તાલીમ આપવા મોકલાવી આપ્યા હતા ત્યારથી અફઘાન લશ્કર સુધરતું ચાલ્યું આવે છે. અને અફઘાનિસ્તાનમાં ફરજીઆત લશ્કરી તાલીમ લેવાનો કાયદો છે, એટલે એ દેશમાં વર્તમાન પદ્ધતિએ યુદ્ધ કરી શકે તેવાં માણસો સારી સંખ્યામાં નીકળી શકે તેમ છે. અફઘાનિસ્તાનની વસ્તિ આશરે સાઠ લાખની છે. જર્મન લશ્કરી માન્યતા પ્રમાણે વસ્તિનો છઠ્ઠો ભાગ લડાઈમાં ઉતરી શકે તેવો હોય છે. એ હિસાબે તો અફઘાન લશ્કર દસ લાખનું થવા જાય. પરન્તુ આપણે એ ગણતરી દૂર મૂકીએ. રૂમાનીઆની વસ્તિ લગભગ અફઘાનિસ્તાન જેટલી જ છે. રૂમાનીઆએ ગઈ લડાઈમાં આઠ લાખ માણસ મેદાનમાં ઉતાર્યાં હતાં; તો એટલાં તો અફઘાનિસ્તાન જરૂર ઉતારી શકે. કારણ કે રૂમાનીઆ કરતાં લડાયક વૃત્તિમાં અફઘાનિસ્તાન ઉતરતું છે એમ તો અત્યાર સુધીના એના ઇતિહાસ ઉપરથી કોઇ કહી શકે તેમ નથી.

ઉપર કહ્યા પ્રમાણે આવતી લડાઈમાં ફ્રાન્સ, ઇંગ્લંડ, ઇટલી, ગ્રીસ, એક બાજુ અને જર્મની, રૂશિયા, તુર્કસ્તાન, બલ્ગેરીઆ, ઈરાન, અને અફઘાનિસ્તાન બીજી બાજુ ગોઠવાવાનો સંભવ છે. અમેરિકા અને જાપાન ઘણે ભાગે તટસ્થજ રહેશે. હવે, આવતી લડાઈ ક્યારે સંભવિત છે તે જોઇએ.

ફ્રાન્સ પોતાનું નૌકાબળ વધારવાની તૈયારીઓ કરી રહ્યું છે. અત્યારે ફ્રાન્સ દુનિયાની નજરમાં ઇંગ્લંડનું મિત્રછે પરન્તુ ભવિષ્યમાં કદાપિ બન્ને વચ્ચે કચવાટ ઉત્પન્ન થાય અને ફ્રાન્સનું નૌકાબળ ઇંગ્લંડના જેટલુંજ બળવાન થયેલું હોય તો ઇંગ્લંડને ભારે પડે. ઇંગ્લંડનું સામ્રાજ્ય તે દરિયાઇ સામ્રાજ્ય છે. તેથી ઇંગ્લંડે પોતાના સ્વાર્થ ખાતર સૌથી

મોટું નૌકાબળ રાખવું જ જોઇએ. ફ્રાન્સ નૌકાબળ વધારે તો ઇંગ્લંડને પોતાનું નૌકાબળ વધારવું જ પડે. આ સ્થિતિમાંથી ઇંગ્લંડ એકજ રસ્તે છટકી શકે–ફ્રાન્સ અને જર્મની વચ્ચે લડાઈ થાય તોજ. ફ્રાન્સ જર્મની સાથે પાછું લડાઇમાં સંડોવાય તો હાલ તુરત તો એ નૌકાબળ વધારતું અટકે. અને લડાઈ પછી પણ વધારે નબળું પડવાને લીધે મોટા પાયા ઉપર નૌકાબળ એકદમ બાંધી શકે નહીં. જર્મની પાસે લડાયક કાફલો હવે રહ્યો નથી. એટલે ઇંગ્લંડના કાફલાનો જર્મની સામે લડાઈમાં ઉતરતાં બહુ ભારે નુકસાન થવાનો સંભવ નથી. જર્મની નબળું પડ્યું છે અને ફ્રાન્સ પણ નબળું પડે તો ભવિષ્યમાં કોઈ સબળ દુશ્મન ઉભો ન થઈ શકે એમ ગણત્રી કરી ઇંગ્લંડ લડાઈને પાસે આવવા દે તો નવાઈ નહીં. વળી, ઇંગ્લંડમાં મજૂરપક્ષ જોર પકડતો જાય છે, અને ધંધા વગરના માણસો પણ વધતા જાય છે; ધંધા વગરના, પણ છેલ્લી લડાઈમાં તાલીમ પામેલાઓ લાંબો વખત શાંતિ પકડીને રીબાયાં કરે તે સ્વાભાવિક નથી. દેશમાં કદાપિ હુલ્લડો થઈ બેસે. આ કફોડી સ્થિતિમાંથી બચવા માટે જગતના ઘણાયે રાજ્યદ્વારી પુરૂષોને એકજ માર્ગ જડેલો છે–કોઈ બીજા દેશ સાથે લડાઈ. એમ કર્યેથી પ્રજાનું ધ્યાન દુશ્મન તરફ ખેંચાય અને દેશમાં હુલ્લડો થવાનો ભય હોય તે દૂર થાય. ઇંગ્લંડના રાજ્યદ્વારી પુરૂષો પણ ત્યાંની ભોળી પ્રજાને એવેજ માર્ગે લઈ જાય તો સંભવિત છે. વળી જર્મની જેમ બને તેમ જલદીથી સર્વ રીતે કચડાઈ જાય તેમાં ઇંગ્લંડને ફાયદો છે તે આપણે ભૂલવું જોઈતું નથી. ફ્રાન્સ તો એના જર્મની સામેના વંશપરંપરાના ઉતરી આવેલા ધિક્કાર અને દ્વેષથી અત્યારે નરદમ આંધળું બની ગયેલું જણાય છે. તે રૂહર પ્રદેશને પકડી જર્મનીને કચડવા બેઠું છે એ ખુલ્લું છે. જર્મની પણ કાંઈ ઓછું નથી. ગઈ લડાઈમાં એ હાર્યું એટલે એની તુમાખી અને દુનિયાને તાબે કરવાની મહાત્વાકાંક્ષા જતાં રહ્યાં છે એમ માની શકાય નહીં. વળી પોતાને છુટવું હોય અને પાછા જોરભેર ઉભા થવું હોય તો જર્મનીએ, ફ્રાન્સને રૂહરમાંથી કાઢવાના ઉપાયો સત્વરતાથી યોજવા જ જોઇએ. આ બધું જોતાં એટલું તો કહી જ શકાય કે આવતી લડાઈ ઘણી નજદીક આવી પહોંચી છે. ગઈ લડાઈના અનુભવ પછી આવતી લડાઈ સારૂ જે જે તૈયારીઓ થાય કે તુરત લડાઈ ગમે તે બ્હાને શરૂ થશે એમ કહી શકાય. આવી તૈયારીઓ કરતાં એકાદ વર્ષ લાગે એટલે એકાદ વર્ષમાં આવતી લડાઈ શરૂ થવી સંભવિત છે.

ચન્દુલાલ મણિલાલ દેસાઈ

# પુસ્તકપરિચય તથા સ્વીકાર

**પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા**—( ગૂજરાત મહાવિદ્યાલયમાં આપેલાં વ્યાખ્યાનો ઉપરથી ) રચનાર રા. રા. રામનારાયણ વિશ્વનાથ પાઠક, અધ્યાપક, ગૂજરાત મહાવિદ્યાલય. પ્રસિદ્ધકર્તા ત્રિકમલાલ મનસુખલાલ શાહ, મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ. મૂલ્ય રૂ. ૨-૦-૦

આ ગુજરાતી પુસ્તક 'ગૂજરાત અને આખા હિન્દુસ્થાનમાં હમણાં ચાલતી રાષ્ટ્રીય કેળવણીનું એક પરિણામ છે.' બીજી રીતે કહીએ તો કોઈપણ કેળવણી યથાર્થ રીતે કેળવણી હોવી જોઇએ અને તે અરાષ્ટ્રીય ન હોવી જોઇએ એ સિદ્ધાન્તનો આ પુસ્તક એક દાખલો છે. ગુજરાતની રાષ્ટ્રીય કેળવણી તે જ રાષ્ટ્રીય કહી શકાય કે જો તે ગુજરાતી ભાષામાં અપાતી હોય અને એ કેળવણીમાં ગુજરાતનો જૂનો વારસો વાપરવામાં આવ્યો હોય. પણ તે સાથે રાષ્ટ્રીય કેળવણી યથાર્થ રીતે કેળવણી કહી શકાય તે સારૂ દુનીઆએ અદ્યાવધિ પ્રાપ્ત કરેલા જ્ઞાનને તેણે અપનાવી લેવું જોઇએ. પ્રમાણશાસ્ત્રપ્રવેશિકાએ આ બેય લક્ષ્ય સાધવાનો પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્ન કેટલો સફળ થયો છે, એ તો એ પુસ્તકનો કેળવણીના કામમાં ઉપયોગ કર્યા પછી અધ્યાપકો અને વિદ્યાર્થીઓ જ કહી શકે.

ગુજરાતી ભાષામાં કેળવણી આપવામાં એક મોટું વિઘ્ન ગુજરાતીમાં શાસ્ત્રીય વિષયોના ગ્રન્થો નથી એ છે; એ દલીલનો સચોટ જવાબ તો પ્રમાણશાસ્ત્રપ્રવેશિકાના ધોરણ ઉપર દરેક શાસ્ત્રીય વિષયના ગ્રન્થો રચીને તથા રચાવીને જ આપી શકાય. ગૂજરાત વિદ્યાપીઠ આવાં અનેક પુસ્તકો બને તેટલી ઝડપથી રચાવી ગૂજરાત મહાવિદ્યાલયની કેળવણીને ખરેખરી રાષ્ટ્રીય બનાવશે એવી આશા વધારે પડતી નથી.

આપણાં જૂનાં શાસ્ત્રોનો એને એજ વિષયમાં આ જમાનામાં પશ્ચિમે કરેલા નવા વિકાસનો ક્યાં ક્યાં અને કેટલો સમન્વય થઈ શકે એ રા. રામનારાયણ કહે છે તેમ હકીકતનો પ્રશ્ન છે, એમાં મતભેદને અવકાશ છે. પણ વૈદક જેવા આ જમાનામાં ઘણે અંશે પ્રયોગાત્મક બની ગયેલા વિષયમાં કેટલોક સમન્વય થઇ શકે એમ છે અને આયુર્વેદ મહાવિદ્યાલયોમાં એવો સમન્વય કરીને તથા જૂના પાયા ઉપર વધારાની ઇમારત ચણીને અભ્યાસ કરાવવો જોઇએ એમ વૈદ્યસમ્મેલન વર્ષોથી આગ્રહ કરે છે, તો પછી 'ફિલસુફી, કાવ્યશાસ્ત્ર અને પ્રમાણશાસ્ત્ર' માં સમન્વય થઇ શકે એમાં તો પ્રશ્ન જ શો ?

પ્રમાણશાસ્ત્રપ્રવેશિકામાં રામનારાયણભાઈએ કેવી રીતે સમન્વય કર્યો છે અને એ સમન્વયની ક્રિયામાં પ્રાચ્ય અને પાશ્ચાત્ય શાસ્ત્રો તાણાવાણા પેઠે મળી જઈને એક સુંદર પટ બની રહે છે કે થીગડાં થીગડાં લાગે છે એનો આખું પુસ્તક વાંચ્યા કે ભણાવ્યા પછી સુજ્ઞ અધ્યાપકોનો મત થાય તે ખરો. પણ એમણે સમન્વય કેવી રીતે કર્યો છે એ અહીં ટુંકામાં કહી શકાય.

પ્રમાણશાસ્ત્ર શબ્દ ઈંગ્રેજી Logic ને સ્થાને નવો યોજ્યો છે એટલું જ નહિં, પણ 'પ્રમાણશાસ્ત્ર'

એ નામને સાર્થક કરવા માટે વિષયની મર્યાદા પણ એને અનુકૂળ કરી છે. ઇંગ્રેજી Logic એ કેવળ અનુમાન કરવાનું શાસ્ત્ર છે. જ્યારે પ્રમાયાંઃ કરણં પ્રમાણં યથાર્થ જ્ઞાનનું સાધન તે પ્રમાણ એ અર્થને અનુસરી પ્રમાણશાસ્ત્રમાં અનુમાન ઉપરાંત પ્રત્યક્ષાદિનો પણ સમાવેશ કરવો જોઇએ. આવાં પ્રમાણો કેટલાં છે ? આપણાં જૂનાં શાસ્ત્રોમાં કેવળ પ્રત્યક્ષ પ્રમાણવાદીઓથી આરંભી નવ પ્રમાણો સુધી માનનારા મતો છે. આ ગ્રન્થમાં પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ ત્રણ પ્રમાણો સ્વીકાર્યા છે. બીજાં જુદા જુદા ગ્રન્થકારોએ માનેલાં પ્રમાણો અનુમાનમાં સમાઇ જાય છે એમ ઘણા જૂના વિચારકોએ પણ માન્યું છે.

આપણું ન્યાયશાસ્ત્ર એક દર્શન છે અને એમાં પ્રમાણ અને પ્રમેય બન્નેની ચર્ચા છે. મધ્યકાળમાં કેવળ પ્રમાણનીજ અથવા કેવળ અનુમાનની કે તેના એક દેશની ચર્ચા કરનારા ગ્રન્થકારો થયા છે, પણ ન્યાય અને તર્ક બેય શબ્દો પ્રાચીન સંસ્કારોથી તદ્દન છૂટા ન થઇ શકે એમ માની નવો પ્રમાણશાસ્ત્ર શબ્દ પસંદ કર્યો છે. પણ એ શબ્દના અર્થની મર્યાદાને પણ આ ગ્રન્થ ઓળંગી જાય છે. દાખલા તરીકે જૂના શાસ્ત્રીઓએ પદ, વાક્ય અને પ્રમાણ ત્રણેયને ભિન્નગણી પદની વ્યાકરણમાં, વાક્યની મીમાંસામાં અને પ્રમાણની ન્યાયમાં ચર્ચા કરી છે. પણ પાશ્ચાત્ય Logic માં પદ અને વાક્યની ચર્ચા હોય છે અને પ્રમાણ ખાસ કરીને અનુમાન અને શબ્દ પ્રમાણને બરાબર સ્ફુટ કરવા માટે પહેલાં પદની ને વાક્યની ચર્ચા કરવી જોઇએ એ બુદ્ધિમાં ઉતરે એવી વાત છે.

પ્રમાણશાસ્ત્રના પાશ્ચાત્ય તથા પ્રાચ્ય વિચારોનો આ પ્રવેશિકામાં સમન્વય કરવામાં બેયના વિચારોનો સમજ્યા વગર સરવાળો કર્યો નથી, પણ બેય સંપ્રદાયના વિચારો બરાબર સમજી લઇ પ્રમાણની શાસ્ત્રીય સ્ફુટના માટે જેટલી જરૂરની લાગી તેટલી ચર્ચા કરવાથી વિષય વધારે સ્પષ્ટ થઈ શકે એવો મતભેદ હોવાનો સંભવ છે. પણ એનો નિર્ણય તો આ વિષયની વિગતવાર ચર્ચા વિદ્વાનો કરે અથવા પોતપોતાના મતને અનુસરતા ગ્રન્થો પ્રગટ કરે તે પછી જ થઈ શકે.

સમન્વયનો એક પ્રકાર ઉપર કહ્યો. બીજા પ્રકારમાં સામાન્ય, વિશેષ, તર્ક, સંભવ, હેત્વાભાસ વગેરે અનેક પ્રાચીન ન્યાયશાસ્ત્રીને પરિચિત શબ્દોને જરા જુદા અથવા ઓછા વધારે વ્યાપક અર્થમાં વાપરીને સમન્વય સાધવા કરી છે.

વિષયની મર્યાદા, પાશ્ચાત્યના સંપ્રદાયનો કે પ્રાચ્ય સંપ્રદાયનો અમુક ભાગ કેવા વિચારથી છોડી દીધો છે અથવા અમુક કેવા વિચારથી ગ્રહણ કર્યો છે એ ગ્રન્થકારે પ્રસ્તાવનામાં દર્શાવ્યું છે એટલે પુનરુક્તિની જરૂર નથી; માત્ર આ ભાગ ત્યાગ કરવામાં ગ્રન્થકારે અન્ધ પૂર્વગ્રહનો નહિ પણ બુદ્ધિનો આશ્રય લીધો છે. આવા ગ્રન્થ માટે તો પ્રકરણવાર સવિસ્તર ચર્ચા થવી જોઇએ કારણ તો જ ભવિષ્યમાં આથી ઉંચી કોટીના ગ્રન્થો ગુજરાતીમાં ઉત્પન્ન થઇશકે; પણ આવા માસિકમાં એ માટે અવકાશ નથી.

દુ. કે. શાસ્ત્રી.

કાળાપાણીની કથા—પ્રકાશક સુમન્ત મહેતા, યુગધર્મ કાર્યાલય, અમદાવાદ, કાચુ પૂંઠું રૂ. ૧-૪-૦, પાકું પૂંઠું રૂ. ૧-૮-૦. યુગધર્મ ગ્રંથમાળાનો આ બીજો મણકો છે. તેમાં બારીન્દ્ર, પરમાનન્દ, ઉલ્લાસકર, અને ઉપેન્દ્રે કાળાપાણીનો પોતાનો જે જાત અનુભવ લખ્યો છે તેનો અનુવાદ છે. તેમનાં આત્મવૃત્તાન્તો સમજાય એટલા માટે પુસ્તકની શરૂઆતમાં એ ચારે લેખકોનાં ટૂંકાં જીવન આપેલાં છે.

ગુપ્તમંડળીઓ કરીને શસ્ત્રથી સ્વરાજ મેળવવાનો વિચાર હાલ કોઈ કરતું નથી એટલે એ યુગનો આપણે હવે ગત ઈતિહાસ તરીકે અભ્યાસ કરવાનો છે. પણ એ યુગમાં પણ મૂળ પ્રેરકબળ ધર્મનું જ હતું, માનસિક સ્થિતિ આત્મભોગની જ

હતી, અને નિઃસીમ દુઃખ સહન કરવાની તૈયારી હતી એ બાબત લક્ષમાં લેવા જેવી છે. એ વાતોમાં સૌથી વધારે બોધદાયક એ છે કે એના લેખકો અને ખાસ કરીને બારીન્દ્ર વધારે શ્રદ્ધામય, અને કેવળ નિઃશસ્ત્ર લડત તરફ ધીમે ધીમે ઝૂકતો જાય છે એ આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ.

પણ કેવળ હકીકતનું પુસ્તક હોવા ઉપરાંત આ પુસ્તક સાહિત્યનું છે અને મનુષ્યસ્વભાવના ઇતિહાસનું છે. ઉપેન્દ્ર અને બારીન્દ્રનો હાસ્યરસ, ભાષાન્તર સોંસરો પણ એટલી દુઃખની કહાણીમાં જોઇ શકાય છે. ભય અને દુઃખનો ઉપહાસ અને અડગ નિર્ભયતાનાં ચિત્તોના અભ્યાસ માટે આ પુસ્તક સુંદર સામગ્રી પૂરી પાડે છે.

**આત્મયુગનું બંગાળા**—પ્રકાશક નટવરલાલ વીમાવાળા, ગાંડીવ સાહિત્ય મંદિર, રેળાંપીઠ, સુરત. ગાંડીવ સાહિત્ય વાટિકાનું આ પહેલું પુસ્તક છે. ઉપર જેવેલ "કાળાપાણીની કથા" ની હકીકતમાં આ પુસ્તક પૂરવણી રૂપ છે. અને બન્ને એક કાળે બ્હાર પડયાં એ પ્રકાશનનો સુંદર અકસ્માત છે. આ ભાષાન્તર પણ સરલ અને ભાવવાહી છે અને ઉપર અમે કહી ગયા તે આને પણ લાગુ પડે છે.

**બુદ્ધ અને મહાવીર**—અવતાર લીલા લેખમાળા, લેખ ૩ અને ૪. લેખક કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા. રાષ્ટ્રીય વિદ્યામન્દિર, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી. પ્રકાશક નવજીવન પ્રકાશન મન્દિર, અમદાવાદ. કિં. રૂ. ૦-૮-૦. આ બન્ને અવતારલીલાને એક જ પુસ્તકમાં પ્રકટ કરી છે તે યોગ્ય જ કર્યું છે. બન્ને એક જ શ્રમણસંસ્કૃતિના મહાન ધર્મોપદેષ્ટાઓ હતા અને તેમના તુલનાત્મક અભ્યાસથી ઉભયતો લાભ થાય છે. પુસ્તકમાં પ્રથમ ઐતિહાસિક રીતે બન્નેનાં જીવનો આપ્યાં છે. પછી તપશ્ચર્યા, ઉપદેશ, કેટલાએક પ્રસંગો આપી છેવટે તેમનો ધર્મ સમજવાને કેટલીક નોંધ કરી છે. આવડા નાના પુસ્તકમાં પણ તે તે ધર્મનાં મૂળ તત્ત્વો આવી જાય છે અને છતાં પુસ્તક રસહીન અને સારહીન સાંકળીઆ જેવું નથી થઇ ગયું. દરેક વાકય લેખકે બહુ જ ધ્યાન અને મતનપૂર્વક લખેલું છે. પણ પુસ્તકમાં સર્વ નિર્દેશાત્મક લખાણ જ છે. શું હતું અને છે તેનો જ માત્ર ઉલ્લેખ છે. પણ ચાલુ પ્રવૃત્તિઓમાં તે તે ધર્મોના અનુયાયીઓની પોતાના ધર્માનુસાર શી શી કર્તવ્યતા છે અને તેમાં તેમના ધર્મો રહસ્યપૂર્વક સમન્વય તો કેટલી પ્રેરણા પોષે તેમ છે તે નથી લખ્યું—જાણી જોઇને નથી લખ્યું–અને તેનું કારણ લેખકનું અજ્ઞાન નથી પણ ચાલુ મનોની શ્રદ્ધાને આઘાત પહોંચે એનો ભય છે. આવી નિર્ભયતા ઘણી વાર બિનજવાબદારી અને ઉચ્છૃંખલતા સુધી પહોંચે છે ખરી, પણ આ લેખકમાં એ થવાનો અમને સંભવ નથી લાગતો. માટે જનતાની સામાન્ય વિવેકદૃષ્ટિ ઉપર શ્રદ્ધા રાખી વધારે પ્રેરક લેખો લખે એવી અમે આશા રાખીએ છીએ.

**સીતાહરણ**—લેખક ચન્દ્રશંકર પ્રાણશંકર શુકલ. મુદ્રક અને પ્રકાશક રામદાસ મોહનદાસ ગાંધી, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ. કિં. રૂ ૦-૧૨-૦. આ નાના પુસ્તકને માટે તેના જુવાન લેખકને અમે હર્ષપૂર્વક અભિનન્દન આપીએ છીએ. વિષય રામાયણનો જ છે, લેખ મુખ્યત્વે વાલ્મીકિ અને તુલસીકૃત પ્રસિદ્ધ રામાયણોને આધારે જ લખેલો છે પણ આખું નિરૂપણ નવું જ છે—ઐતિહાસિક ક્રમ પ્રમાણે છે, સરલ છે અને વાર્તારૂપે છે. કોઇપણ જગાએ વાર્તાનો રસ ખંડિત થતો નથી. ભાષા પણ એકધારી સરલ ચાલી જાય છે. ખોટાં વખાણ, સ્તુતિ કે ભક્તિના આડંબરમાં એક શબ્દ પણ નથી લખ્યો. પણ વાત જ એવી રીતે લખી છે કે કથાના નાયકમાં આદરભાવ થાય અને તે સાથે રસ આવે. દરેક ઘેર આ પુસ્તક આબાલવૃદ્ધમાં રસપૂર્વક વંચાશે. આનો ઉત્તરાર્ધ પણ એ જ લેખકને હાથે લખાયલો જોવાને અમે આતુર છીએ.

**રાસતરંગિણી**—કર્તા દામોદર ખુશાલદાસ બોટાદકર. મૂલ્ય આઠ આના. ઉપોદ્ઘાતરૂપે "સત્કાર" શ્રી ઝવેરચંદ મેઘાણીએ લખ્યો છે. શ્રી બોટાદકરનાં

...વૃત્તોના કાવ્યો કરતાં આ રાસો ઘણી સરલ ભાષામાં લખાયા છે અને તેની ધારા સમ અને પ્રસન્ન છે. સઘળા રાસો, લગ્ન, આણું, સાસુ, ભાઈબીજ જેવા જીવનના સામાન્ય પ્રસંગો વિષે, જે પ્રસંગો સામાન્ય હોવા છતાં કદી રહસ્યહીન નથી થતા એવા પ્રસંગો વિષે છે. આવા પ્રસંગોનાં જૂનાં ગીતો હવે આપણે માટે પૂરતાં નથી—અત્યારે જે નવા ભાવો આવિર્ભાવ પામવા માટે મથે છે તેને વ્યક્ત કરે તેવાં કાવ્યો આપણને જોઈએછીએ. એનો પ્રયત્ન કવિ ન્હાનાલાલ, કેશવ હ. શેઠ અને બીજાઓ દ્વારા ચાલુ રહ્યા છે અને શ્રી બોટાદકરના રાસો એ જ પ્રયત્નના છે. તેમાં ગામડાના ભાવો વધારે વ્યક્ત થાય છે એ એની વિશિષ્ટતા છે. પણ સ્ત્રી-હૃદયમાં તરવરતા નવા ભાવોને હજુ આપણા સાહિત્યમાં માર્ગ નથી મળ્યો એટલું તો કહેવું પડશે. શ્રી બોટાદકરને આધુનિક કવિઓમાં સ્થાન મળી ચૂકેલું છે એટલે તેમનાં કાવ્ય વિષે વિશેષ ચર્ચા ન કરતાં માત્ર તેમાંની થોડી ચિરંજીવ પંક્તિઓ જ બતાવી પૂરું કરીશું. ' જનની ' માં

> દેવોને દૂધ એનાં દોહ્યલાં રે લોલ.

વળી

> ગાય વજાવતી ગોંદરે
> એની એક દિશામાં આંખ રે,
> પન્થી-પન્થીને પૂછતી
> એનો એકલડો અભિલાખ રે.

એ પહેલાં આણે ગયેલી દીકરીની માનું સુંદર વર્ણન છે અને

> સૂની દિશા સખી શામળી, સૂના આભ ઉચેરા,
> સૂને ઉરે રજની રડે મુખ ઘુંઘટ ઘેરા.

એ વિયોગીનીનું ' અમાસ ' નું વર્ણન એક વાર વાંચ્યા પછી હૃદયમાંથી ખસે તેવું નથી.

**ઝંડુ ભટ્ટજીનું સંક્ષિપ્ત જીવનચરિત્રઃ—લેખકઃ- દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, પ્રકાશક શંકરપ્રસાદ ઝંડુ ભટ (જામનગર), ઝંડુ ફાર્મસી, એલ્ફીન્સ્ટન રોડ. કિંમત રૂ. ૨-૮-૦.**

હાલ આયુર્વેદમાં શોધખોળ કરી તેને શાસ્ત્રીય પાયા પર મૂકવાનો અને પશ્ચિમની નવી શોધો સાથે તેનો સમન્વય કરવાનો પ્રયત્ન અનેક જગાએ ઓછીવત્તી ફતેહથી થાય છે પણ આધુનિક સમયમાં આયુર્વેદને પ્રયોગાત્મક બનાવવાનો અને માત્ર ઇટવૈદાના સ્વરૂપમાંથી વૈદ્યવિદ્યાનો ઉદ્ધાર કરવાનો પ્રથમ પ્રયત્ન કરનાર કાઠી-આવાડ સમસ્ત અને તે બહાર પણ પ્રસિદ્ધિ પામેલ ભટ્ટ ઝંડુભટ્ટજી હતા. તેમની પદ્ધતિ સંપૂર્ણ શાસ્ત્રીય હતી. તેઓ પોતે ઘેર ઘણા ખરચે દવાખાનું ચલાવતા, દરદીઓને ઘેર રાખતા, તેમના પર પ્રયોગ કરતા, દરદ સંબંધી તથા સામાન્ય આરોગ્યને લગતા આંકડા મેળવતા, તેમના પર વિચાર કરતા અને એ રીતે આયુર્વેદની શાસ્ત્રીય પરીક્ષા અને પ્રયોગો કરતા. તેમની પદ્ધતિ હાલ જેને આપણે પશ્ચિમની વિજ્ઞાનપદ્ધતિ કહીએ છીએ તેવીજ હતી, પણ તેમની પ્રેરણા અને અભ્યાસ આપણી પ્રાચીન આયુર્વેદની પરંપરાનાંજ હતાં. હાલ જ્યારે આપણામાં આપણા પ્રાચીન જ્ઞાનભંડાર તરફ માન અને શાસ્ત્રીય જિજ્ઞાસાની દૃષ્ટિ થઈ છે ત્યારે આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઇ પડશે એમાં અમને શંકા નથી. પણ ઝંડુ ભટ્ટજીનું જીવનચરિત્ર પણ અનેક રીતે બોધ-દાયક છે. જગતના મહાપુરુષોમાં જે ઉદારતા, નિર્ભયતા, કાર્યકુશલતા, કર્તવ્યનિષ્ઠા, સરલતા વગેરે જોઈએ છીએ તે સર્વ એમનામાં હતાં. આ પુસ્તકમાં તે સર્વ જોઇ શકાય છે અને તે સાથે તેમના સમયના સમાજનું, અને રાજાઓનું પણ ઘણું સુંદર ચિત્ર પુસ્તકમાં કર્તાએ આપણને આપ્યું છે.

સર્વ પ્રકારે આ પુસ્તક વિષયને છાજે એવું કરવા લેખકને ધન્યવાદ ઘટે છે. પ્રસંગને અનુરૂપ ફોટોગ્રાફો પણ સારા આપેલા છે. વૈદ્યવિદ્યામાં રસ લેનાર તો આ પુસ્તક જરૂર વાંચશે પણ તે સિવાય જીવનચરિત્રના આપણા થોડા સાહિત્યમાં આને સારૂં સ્થાન મળશે.

**મરજિવું આયરલાંડ—સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી, ક્રમાંક ૪, લેખક ઝવેરચંદ મેઘાણી, કિંમત રૂ ૦-૧૨-૦**

ઈતિહાસનો સામાન્ય અભ્યાસ કરતાં ઘણાને લાગ્યું હશે કે ઇંગ્લંડ એ બહુજ નસીબદાર દેશ છે અને આયર-લાંડ બહુ જ કમનસીબ દેશ છે. ઇંગ્લંડના ઇતિહાસમાં બહુ જ કટોકટીને પ્રસંગે અનેક વાર એવા અકસ્માતો બન્યાં છે જેથી ઇંગ્લંડ મરતું બચ્યું છે એટલુંજ નહિ, પણ તેને ઉલટો લાભ થયો છે. આયરલાંડમાં તેથી ઉલટું

અનેકવાર એવા અકસ્માતો બન્યા છે કે જેથી આયરલાંડનો વિજય પણ તેને નુકસાનકર્તા થયો છે. પણ સામાન્ય વ્યવહારમાં નસીબવાદી જેટલો મૂર્ખ છે તેટલોજ ઇતિહાસનો નસીબવાદી પણ મૂર્ખ છે. ઇંગ્લંડને અકસ્માતના લાભ મળ્યા છે તો તે હમેશાં મળશે નહિ એ સત્યને સિદ્ધ કરવું પડે તેવું નથી, અને આયરલાંડને હમેશાં કમનસીબ અકસ્માતો થયા જ કરશે એમ માનવું ભૂલભરેલું છે; અથવા જ્ઞાન એટલું પણ વધશે કે એ અકસ્માતો અકસ્માતો જ નહોતા એમ પણ સાબીત થશે.

એક કાળે આયરલાંડ ઇંગ્લેંડ કરતાં કલા, કૌશલ્ય, વિદ્યા, ધર્મજ્ઞાન, ફિલસુફી સર્વમાં ચઢીઆતો હતો. પછી અનેક બનાવો જેને આપણે અકસ્માતો જ ગણીએ તેનાથી તેની પડતી થઇ અને સૈકાઓ સુધી તેની પડતી જ થતી ચાલી. ઇતિહાસનાં તેમજ સંપત્તિશાસ્ત્ર જેવાં શાસ્ત્રનાં પુસ્તકોમાં પણ આઇરિશ પ્રજા વગોવાતા આવી અને પરાધીન પ્રજાનાં સર્વ અપમાન તેણે સહન કર્યાં. પોતાની ભાષા, પોતાનું લોહી, પોતાની સંસ્કૃતિ પોતાનું સર્વસ્વ તેણે ખોયું. અનેક બંડો, બારવટાં, બખેડા નકામા ગયા. યુરોપમાં નેપોલીઅનના વિગ્રહો ચાલ્યા ત્યારે આઇરિશ પ્રજાએ અનેક ઉધામા કર્યા પણ સ્વતંત્ર ન થઈ શકી. તે પછી બરાબર સો વરસે જ્યારે જર્મન જંગમાં આખો યુરોપ સંડોવાયો ત્યારે પણ આયરલાંડના પ્રયત્નો નિષ્ફળ ગયા. પણ તે બધું થઈ રહ્યા પછી આપણે અત્યારે જોઇએ છીએ કે તે સ્વતંત્રતા મેળવે છે.

આ પુસ્તકમાં, આધુનિક કાળમાં, જર્મન મહાવિગ્રહ પછી, આયરલાંડે સ્વતંત્રતા મેળવવા માટે જે જે પ્રયત્નો કર્યા તેનું સુંદર બ્યાન છે. હાલના સર્વ કાર્યકર્તાઓનું તેમાં વર્ણન છે.

આયરલાંડના ઇતિહાસમાં આપણને રસ પડે છે તે માત્ર તે અને આપણે બન્ને પરતંત્ર છીએ માટે પડે છે એમ નથી. માત્ર બન્ને એકજ સામ્રાજ્યમાં છીએ તેથીયે નથી. પણ આ સર્વ ઉપરાંત ત્યાંની પ્રજામાં પણ કંઇ મોહકતત્ત્વ રહેલું જે ખુદ તેના પરિચિતો પણ સમજી-સમજાવી નથી શકતા. તેમનો સ્વભાવ આનંદી છે, તેમની બોલવાની રીત કંઇક અલંકારિક છે, અતિશયોક્તિવાળી છે, તેમનામાં લાજ કાઢવા જેવો કાંઇક રિવાજ સ્ત્રીઓમાં છે, વગેરે અનેક રીતે તે ઇંગ્લંડથી જુદું પડે છે. તેમનું વર્ણન વાંચતાં જરા કાઠીઆવાડ યાદ આવી જાય છે.

પણ આ દેશની એક અલબત્ત વિશિષ્ટતા એ છે કે પરતંત્ર છતાં અનેક પરદેશી પ્રજાઓને તેણે અપનાવીને આઇરિશ કરી નાંખી છે. તેનું પ્રજાત્વ ભાંગવા માટે ત્યાંના લોકોને દેશનિકાલ કરી ત્યાં ઇંગ્લંડના લોકોની વસાહત કરાવી પણ એકાદ જમાના પછી તેઓ પાછા આઇરિશ થઇ ગયા. એ અપનાવવાની ક્રિયામાં છેલ્લો કાચો રહી ગયેલો ભાગ અલ્સ્ટર હતો.

આ પુસ્તકમાં આયરલાંડનો પૂર્વ ઇતિહાસ, ત્યાંનો સમાજ, ત્યાંની રીતભાત એ ઉપર કાંઇક વધારે લખ્યું હોત તો સારૂં એમ અમને લાગે છે. પણ પુસ્તક જોતાં અને તેમાં આપેલ આધારભૂત પુસ્તકોનાં નામો જોતાં લેખકનો વિચાર તેની માત્ર હાલની રાજકીય પ્રવૃત્તિનો જ ખ્યાલ આપી આપણી હાલની સ્થિતિમાં તેને બોધપ્રદ કરવાનો હોય એમ લાગે છે; માટે જ કદાચ આ પુસ્તકની ભાષા પણ ઇતિહાસના પુસ્તક કરતાં મતપ્રવર્તક પત્રની હોય એવી જણાય છે. આપણામાં હાલ ભાષાને હાસ્યનો ઓપ ચડાવવાનો એક મોહ લાગ્યો છે, પણ તે સાહિત્યની ખરી પ્રગતિને હાનિકારક છે તે તરફ લેખકનું ધ્યાન ખેંચવાની અમને જરૂર લાગે છે.

આયરલાંડનો ઇતિહાસ સ્પષ્ટ રીતે બતાવે છે કે દેખાતા કમનસીબ ઇતિહાસના અકસ્માતોથી કોઇ પ્રજાએ નાઉમેદ ન થવું જોઇએ; તેથી પણ વધારે અગત્યનું એ છે કે એક પ્રજા જો એકવાર સ્વતંત્ર થવાનો નિશ્ચય કરે છે તો, તેને ગમે તેટલા ગેરલાભો હોય છતાં તે છેવટ તેમાં સફળ થાય જ છે. પ્રજાને એકવાર મુક્તિની ધૂન લાગે તો તે પછીનો તેનો ઇતિહાસ, તેનું સાહિત્ય કે વૈજ્ઞાનિક શોધખોળ કે કલાની પ્રગતિનો નથી થતો પણ માત્ર મુક્તિનોજ થાય છે. અને અત્ર એમ કહેવા નથી માગતા કે પ્રજા પોતાનાં વિદ્યાકલા તરફ દુર્લક્ષ કરે છે પણ એટલુંજ કહેવા માગીએ છીએ કે તેના ઇતિહાસનું નિકટ-[illegible] 'મુક્તિ સિવાય બીજું' [illegible] નથી. હિંદુસ્તાન અત્યારે એજ સામ્રાજ્યમાંથી સ્વતંત્રતા મેળવવા માગે છે. સંનિધિ અને ભૌગોલિક સ્થિતિને લઇને બ્રિટિશ સામ્રાજ્યમાં જે અગત્યતા આયરલાંડની છે તેજ અગત્યતા પ્રાકૃતિક સમૃદ્ધિને લીધે હિંદુસ્તાનની છે એ સામ્યથી આયરલાંડની મુક્તિ આપણને પ્રેરણાપોષક લાગે, પણ પ્રજાપ્રજાની પ્રકૃતિ, સ્થિતિ અને ઇતિહાસ જુદાં જુદાં હોય છે. આયરલાંડે ખૂનખાર ઉપાયોથી સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો; તે અહિંસક ઉપાયો થઇ શકત કે કેમ તે

કહી શકીએ તેમ નથી. પણ હિન્દુસ્તાન તો અહિંસાથી સ્વતંત્ર થઈ શકે તેમ છે એ દરેક હિંદીએ યાદ રાખવું જોઇએ, અને આયરલાંડનો દાખલો યોગ્ય હદથી વધારે દૂર કદિ લાગુ કરવો ન જોઇએ.

**ઐતિહાસિક વાર્તામાળા, મોગલવંશ**—યોજક નાનુલાલ નંદલાલ ચોકસી, અધ્યાપક, ભરૂચ કેળવણી મંડળ; સંપાદક શ્રી ભરૂચ કેળવણી મંડળ, ભરૂચ. પ્રકાશક શ્રી ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. કિંમતરૂ. ૦-૧૨-૦. આ નાના પુસ્તકની બીજી આવૃત્તિ થઇ ગઇ એ બહુ આનંદદાયી છે. હિન્દુસ્તાનના ઇતિહાસમાં મોગલ સમય ઘણોજ તેજસ્વી છે, અને તે સમયનું આકર્ષક ચિત્ર રસમય ભાષામા બાળકોને આનંદ પડે તેવી રીતે આ પુસ્તકમાં આપેલું છે. આ પુસ્તક માટે વિદ્યાપીઠને ખરેખર અભિનન્દન ઘટે છે.

**કેળવણીના અખતરા-૧૯૨૧-૧૯૨૨**—પ્રકાશક શ્રી દક્ષિણામૂર્તિ, ભાવનગર. આ નાની ચોપડીમાં શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનની વિવિધ પ્રવૃત્તિઓનું નિવેદન છે. આ કોઇ માત્ર રીપોર્ટના રૂપની જાહેરખબર નથી પણ ગુજરાતના એક બહુજ વિચારશીલ કાર્યકર્તાઓનું પોતાની પ્રવૃત્તિઓ પરનું આત્મનિરીક્ષણ છે. લખાણની ઊંડી દૃષ્ટિ જેટલી જ નિખાલસતા પણ નજરે પડે છે. કાર્યની ઊણપો, તેનાં કારણો, તેની મુશ્કેલી અને સારાસારતાનું બહુજ તટસ્થ રીતે તેમાં નિરૂપણ કરેલું છે. જેમ કાયદામા અને વૈદ્યવિદ્યામાં નવા કેસોની અને પ્રયોગોની નોંધ લેઈ તે પ્રસિદ્ધ કરવાનો રિવાજ હોય છે, તેવી આ કેળવણીના પ્રયોગોની નોંધ છે. કેળવણીના સર્વ વિચારકોએ અને સંસ્થાઓએ આનો અભ્યાસ કરવો જોઇએ અને પોતાની સંસ્થાપર પણ આ દિશાએ સ્વતંત્ર અને તટસ્થ રીતે વિચાર કરવો જોઈએ.

**બીજગણિત**—કર્તા છગનલાલ ચુનીલાલ મહેતા. બી.એ. એસ.બી.ટી.સી.ટી (ઓનર્સ). પ્રકાશક મંગળદાસ હરકીશનદાસ, બુકસેલર—સુરત કિંમત જવાબ સાથે રૂ.૧-૦-૦. જવાબ વગર ૦-૧૪-૦, જવાબ છુટા ૦-૪-૦.

પૃ. ૭૫ ઉપરના ૧૩ મો દાખલો નીચે પ્રમાણે છે. "મનુએ કનુએ કહ્યું કે જે ઉમ્મરે હું ૨૫ વર્ષે પહોંચીશ તે ઉમ્મરે હું ૨૪ વર્ષે પહોંચીશ" અહીં 'કનુને' ને બદલે 'કનુએ' છે તે તો છાપાની ભૂલ જણાય છે પણ ભાષા પણ સ્ફુટ નથી. "જ્યારે તું ૨૫ વર્ષની ઉમ્મરે પહોંચીશ ત્યારે હું ૨૪ વર્ષની ઉમ્મરે પહોંચીશ" એમ જોઈએ. પુસ્તકની રચના સારી છે. અક્ષરો અને છપાઇ પણ સફાઈવાળાં છે.

**પાકશાસ્ત્ર**—લેખક તથા પ્રગટકર્તા ગં. સ્વ. લલિતાગૌરી સામરાવ તથા ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ, નડીઆદ. કિંમત રૂ. ૩-૦-૦. આ ઉપયોગી પુસ્તકની પ્રસ્તાવનામાં રસોઇની વ્યવસ્થા, પાક શંસ્કાર, ઘર ઉપયોગી પદાર્થો જેવાકે દુધ, ખાંડ, મધ, આટો વગેરેની પરીક્ષા કરવાની રીત પણ બતાવેલી છે. પુસ્તક મોટું છે અને તેમાં અનેક પ્રકારની વાનીઓ બનાવવાની વિગતો આપેલી છે.

**રાષ્ટ્રીય બાળપોથી; રાષ્ટ્રીય બીજી ચોપડી**—લેખક મોહનનાથ કેદારનાથ દીક્ષિત. એલ. એમ. એન્ડ. એસ. પ્રકાશક મંગળદાસ હરકીશનદાસ. બુકસેલર-સુરત. કિંમત અનુક્રમે ૦-૨-૦ અને ૦-૪-૦. ચોપડીઓની છપાઈ, અક્ષરો ઘણાં સારાં છે. પૂંઠાપર દેશનો નકશો મૂકયો છે, તે પણ યોગ્ય કર્યું છે. પુસ્તકમાં કોઈ કોઇ જગાએ ભાષાના દોષો જેવાકે—" દિવસે તો સંતાડે નતં" એ અંગ્રેજીનું ભાષાન્તર છે. આપણામાં તો પોતે સંતાઈ જાય એમ જ કહેવાય. " એ તને નખ દેશે" એ પણ શુદ્ધ ગુજરાતી નથી; એવા દોષો છે. પણ અમારે ખાસ એ કહેવાનું છે કે અત્યારે જ્યારે રાષ્ટ્રીય શાળામાં ચલાવવાને માટે પાઠ્યપુસ્તકો છે ત્યારે કોઇ ખાસ યોજના કે સુધારો કરવાને કારણ ન હોય તો એકને એક પ્રકારની ચોપડીઓ કાઢવા કરતાં કોઇ બીજી દિશા તરફ પ્રયત્ન થાય તો વધારે સારૂં.

**સુબોધ ગીત સંગ્રહ**—પ્રકાશક શ્રી પાટણ જૈન યુવક મંડળ, ધનજી સ્ટ્રીટ, પારસી ગલી, મુંબઈ. કિંમત ૦-૪-૦. આ નાની ચોપડીમાં લગ્નાદિક પ્રસંગે ગાવાનાં ગીતો ઉપરાંત કેટલાંક રાષ્ટ્રીય ગીતોનો પણ સમાવેશ કર્યો છે. આ સંગ્રહ સારો થયો છે. કોઈ કોઇ જગાએ જ્યાં નવી લીટીઓ જૂનાં ગીતોમાં દાખલ કરી હોય ત્યાં તે બાબતની ટીપ નીચે મૂકવી જોઇએ અને બને તો જૂની લીટી પણ ત્યાં આપવી જોઇએ. હવે આવાં ગીતોના સંગ્રહો ઘણી નાતોના પ્રસિદ્ધ થયા છે તો કોઈ સર્વ નાતોના વ્યવહારિક રિવાજોનાં ગીતો એકત્ર કરે તો સાહિત્યની અતિ ઉપયોગી સેવા થાય, અને તેથી જૂદી જૂદી નાતો સંબંધી વિચાર કરવાને કેટલાંએ દૃષ્ટિબિન્દુઓ પણ મળે.

**राजस्थानी गीत**—श्री तरुण राजस्थान ग्रन्थमालाका प्रथम पुष्प. लेखक—कुंवर परमसिंह (प्रेम) यादव. प्रकाशक ઉપર મુજબ मूल्य ≈).

**बेगारीविलाप**—श्री तरुण राजस्थान ग्रन्थमालाका द्वितीय पुष्प. लेखक कुमार परमसिंह यादव 'प्रेम". प्रकाशक ઉપર મુજબ. मूल्य पांच पैसे मात्र

**हिन्दुओं कमतक चेतोगे !**—श्री तरुण राजस्थान ग्रन्थमालाका तीसरा पुष्प (३). लेखक कुँवर मदनसिंह. प्रकाशकश्री तरुण राजस्थान ग्रन्थमाला समिति, करौली (राजस्थान) मूल्य ≈

ચા.

---

# એક દુઃખી ભીલની કથા

હિંદુસ્થાનમાં ઘણીયે અનાર્ય કોમો દેશના અનેક ભાગોમાં વસે છે. રાજપુતાનાના ઉત્તર ભાગમાં મીણાઓ, દક્ષિણ ભાગમાં તથા ગુજરાત ખાનદેશમાં ભીલો, સુરત નવસારીમાં કાળીપરજો, છોટા નાગપુરમાં મુંડાઓ અને ઓરાંઓ, મધ્યપ્રાંતમાં ગોંડ અને ખોંડ, દુર્ગ અને ત્રાવણકોરમાં નાગા લોકો–આવી અનેક અનાર્ય કોમો આપણા આ ભારતવર્ષમાંના જુદા જુદા ભાગોમાં સેંકડો વર્ષો થયાં વસે છે. પણ આર્યોથી અલગ, જંગલોમાં કે ટેકરીઓમાં, પોતાના જુદા વાસ બાંધીને તેઓ રહે છે અને ન આશ્રતેજ આર્યોના તથા અન્ય શહેરવાસીઓના સમાગમમાં આવે છે. તેમની સંસ્કૃતિ આર્યોની સંસ્કૃતિથી ઉતરતા પ્રકારની હોવાથી તેમજ આર્યોના દબાણ અને જુલમથી તે કોમો કચડાતી ગઈ અને ગાઢ જંગલોમાં આશ્રય પામી. એમાંથી કેટલીક કોમો લાંબા કાળના સમાગમથી આર્યોમાં ભળી ગઈ અને અનાર્ય તરીકે હવે ઓળખાતી પણ નથી. છતાં શુદ્ધ અનાર્ય કોમો હજી બહુયે છે. તેમના આચારવિચારનો, ખાણીપીણીનો, લગ્નમરણ વખતે પળાતા રિવાજોનો તથા તેમની ભાષા અને રહેણીકરણીનો અભ્યાસ આપણે ક્વચિતજ કરીએ છીએ. વખતે કોઇ ખ્રિસ્તી મીશનરી, જે તેમના વચમાં રહી, તેમને સંસ્કૃતિ આપવાનો તથા ઉન્નત કરવાનો, પોતાની માન્યતા પ્રમાણે પ્રયત્ન કરતો હોય છે તે, અથવા તો કોઈ વિદ્વાન સિવિલિયન જેને દેશના કારભારના સંબંધમાં તેમના સમાગમમાં આવવું પડે છે તે, તેમની સાથે ભેળાય છે અને બધી વિગતોનો ખંતથી અને બારીકીથી અભ્યાસ કરે છે. પણ આપણે તો તેમને અસ્પૃશ્યોની માફક દૂર રાખીએ છીએ, તિરસ્કારથી વર્તીએ છીએ, ધર્મજ્ઞાનથી વંચિત રાખીએ છીએ; બંધુભાવથી પાસે રાખી, તેમનાં સુખદુઃખમાં ભાગી થઇ, તેમના અંતરમાં વાસ કરી, પોતા જેવા કરવાની અને ઇશ્વર સાનિધ્યમાં તેમને લઇ જવાની વાત તો પછી ક્યાંથીજ હોય ? જ્યારે "પ્રેમપંથ પાવકની જ્વાળા' થી બળનારાઓ આપણામાં નીકળશે, અને ખ્રિસ્તી મીશનરીઓની માફક આયુષ્યભર એમની સેવા કરવાના વ્રતધારી બનશે ત્યારેજ આ આપણા લાખો, બલ્કે કરોડો બંધુઓની ભૂમિ આપણા પૂર્વજોએ પચાવી પાડી છે તેમના ઋણમાંથી આપણે થોડા ઘણા છૂટા થઇશું. હાલ તો ભીલોના ઉપર

સાહુકાર વાણીઆના, કાળીપરજના ઉપર પારસી દારૂવાળાના, મુંડાઓ ઉપર બંગાળી અને હિંદુસ્થાની જમીનદારોના અને એવા એવા બીજા જુલમોની વિતકો સાંભળ્યાં કરીએ છીએ અને તેમને માટે એકાદો નિશ્વાસ, એકાદી હાય, એકાદો દયાનો છાંટો પણ આપણે નાંખતા નથી એટલા નિષ્ઠુર થયા છીએ. પ્રભુ સદ્બુદ્ધિ આપે !

× × ×

એક વૃદ્ધ ભીલને એક સમાજસેવકની સાથે વૈશાખ માસના પ્રખર તાપના દિવસમાં ખરે બપોરે ભેટો થયો. સેવકે પૂછ્યું "કેમ ભાભા, તાજા તો છો ને ?" આટલી સભ્યતાથી અને મીઠાશથી વાતચિત કરનાર ભીલોને ઉજળી કોમમાંથી જવલ્લે જ મળે છે. ડોસાએ માથું સ્હેજ ઉંચું કરી આંખો માંડીને જવાબ આપ્યો. "હા બાપુડા, તાજા છીએ." ભીલો બોલવામાં મિતાક્ષરી હોય છે. જરૂરજોગા જ શબ્દો તેના કોષમાં હોય છે. તે વાતુડીઓ ભાગ્યેજ હોય છે. તેની પાસેથી ખરી વાત મેળવતાં વખત લાગે છે. વકીલની માફક આપણે તેને ખોદી ખોદીને વિગતથી સવાલ પૂછીએ ત્યારે જ તેના મ્હોંમાંથી જોઇતી હકીકત નીકળી શકે છે. સેવકે પૂછ્યું; "પણ કબલીમાં* મકાઇ તો છેને ? છોકરાં બધાં સુખી છે ને ?" ડોસાને હવે જવાબ દીધા વિના ચાલ્યું નહીં: "બાપુડા, મકાઇનું તો આ ઉનાળામાં તો એવું જને. મકાઈ તથા શિયાળામાં થોડા ચણા થયા હતા તેમાંથી વાણીઆની +ખાધ ખાધી હતી તે લઇ ગયો, સરકારનો ÷જમો તથા તગાવી ભર્યા. એણ તો બમણો જમો ભરવાનો હતો તે એ ભર્યો. અને હવે તો કબલીઓ ખાલીખમ પડી છે." ડોસાની આંગળીએ એક ચાર પાંચ વર્ષની, વસ્ત્રના એક પણ ચીંદરડા વિનાની બાળકી હતી. તેને બતાવીને કહ્યું કે: 'આનાથી મોટી બે છોકરીઓ છે તે કસ્બાની બજારમાં જ્યાં ગાડાં ઠલવાય છે ત્યાં જાય છે અને નીચે પડેલા દાણા વીણી આવે છે. સાંજ પડે શેર એક દાણો લઇ આવે છે અને અમે રાબડી કરીને પીઈ જઇએ છીએ. હું તો હવે ડાંહો× થયો તેથી મારાથી કાંઇ મજૂરીએ જવાતું નથી. આમ હમણાં તો દહાડા નીકળે છે.' આમ ધીમે ધીમે ડોસો હૃદયનો ઉભરો ખાલી કરવા લાગ્યો.

પૂર્વ ગુજરાતના ભીલનો સાધારણ પહેરવેશ એક લંગોટી, એક ચાદર અને એક પાઘડી હોય છે. લંગોટી, એક વેંત-આશરે નવ ઇંચ-પને અને બે હાથ લાંબી હોય છે. અને તેના બંને છેડા આગળ તથા પાછળ, આશરે ફુટ ફુટ, કેડના દોરાથી લટકતા રહે છે. ચાદર તેને દિવસે ઓઢીને ફરવાના કામમાં આવે છે. પહેરણ*, કબજા કે બંડીની તેને જરૂર હોતી નથી. ચાદર રાતે ઓઢવાના પણ કામમાં આવે છે. તેની પાઘડી તે ખરેખર પાઘડી જેવી નથી હોતી પણ કપડાંનો લાંબો ચીરો માથા ફરતો ચાર પાંચ વખત વીંટાળ્યો હોય છે. આથી માથાનું તાળકું તો ઉઘાડુંજ રહે છે-રાખે છે. તેના આ બધા પહેરવેશને "ચીંથરા"ની સંજ્ઞાથી જ તે ઓળખે છે અને ચીંથરા જેવા શિરોઢાંકણને "પાઘડી" જેવા ભવ્ય નામથી ઓળખાવે છે. આ ત્રણ કપડાં એ તેનો 'ફુલડ્રેસ' હોય છે. ઘરમાં પણ આથી વિશેષ હોતું નથી. બદલવાને પણ બીજા "ચીંથરા" હોતા નથી. મહિને બે મહિને તેને ન્હાવાની ઇચ્છા થાય અથવા કાંઇ કારણથી જરૂર પડે તો લંગોટી પહેરીને ન્હાઇ લે છે, તેને તેમની તેમ નીચોવી નાંખે છે અને પાછો તેની તે ધોયા વિનાની ચાદર અને 'પાઘડી' ઓઢી લે છે. દસ બાર વર્ષની અંદરનાં બાળકો-છોકરાં તથા છોકરીઓ-ના અંગ પર કવચિત જ કપડું દેખાય છે. બાળકોને કપડાંની જરૂર જ ન હોય એવો તેનો ખ્યાલ હોય છે. ભીલને શહેરમાં જવું પડે તેથી ચાદર ઓઢવાની તેને જરૂર લાગે છે, પણ બાળકને માટે ઝુલડી કે ઘાઘરી ઓઢણી એ તો તે

* વાંસની કોઠીમાં.
+ ખાવા માટે લીધેલું અનાજ. ÷ જમીનવેરો.

× ઘરડો. * પહેરણ.

મોજશોખનાં ચિન્હો ગણે છે. ડોસાની આંગળીએ જે બાળકી હતી તેને બતાવીને સેવકે પૂછ્યું કે: "આને લંગોટી બાંધતા હો તો ઠીક નહીં?" ડોસાએ નિસાસો નાંખી જરા ધીમેથી ઉત્તર આપ્યો: "બાપુડા તું મોટો માણસ, તે તને અમારા ગરીબના ઘરની શું ખબર પડે? આ તો છોરી બહુ નાની છે, પણ નવ વરસની આની મોટી બ્હેન છે તેનેયે લંગોટી નથી તો આને વળી ક્યાંથી હોય?" દુઃખીના દર્દની વાત દુઃખી જ સમજી શકે. સુખી તેને પૂછે ત્યારે તેને હાં તો એ મશ્કરી લાગે અથવા ખાલી વાતુડીઆપણાનું ચિન્હ લાગે.

સેવકને જરા વાતમાં વધારે રસ પડ્યો તેથી તેણે પૂછ્યું કે: "છોરીની મા, ડોસી, તાજી છે ને?" આ પ્રશ્નથી ડોસાને વળી દુઃખના પુસ્તકનું બીજું પાનું ઉથલાવવું પડતું હોય એમ લાગ્યું. તે બોલ્યો: "બાપુડા, આ મારી છોરી નથી, આતો મારો છોરો પાછો થયો તેની છોરીઓ છે. હું તો પારકું ધન સંભાળું છું. મારી ઘરવાળી મરી ગયાને ઘણાં વરસ થયાં. પાંચ છ વરસ ઉપર પ્લેગ (ઇન્ફ્લુએનઝા) ચાલ્યો હતો ત્યારે મરી ગઈ. બધી મળીને ત્રણે નાની નાની છોરીઓ મૂકીને તેનો બાપ પાછો થયો." ડોસાને વાત કહેતાં દુઃખ થાય છે એમ જાણતો છતાં સેવકથી પૂછ્યા વિના ન રહેવાયું: "ત્યારે આ છોરીઓની મા તેને ઠીક સાચવે છે ને?" દીર્ઘ નિશ્વાસ નાંખી, સ્હેજ ગળગળો થઈને ડોસો બોલ્યો: "એની માએ તો મારો દીકરો મરી ગયા પછી આ છોરીઓને મૂકી દઈને તુરત જ બીજું ઘર કર્યું. અભાગણી છોરીયે ન ટળી, મારા આ ગામમાં જ તેનું કાળું મ્હોં કર્યું. મારે તો પારકી થાપણ સાચવ્યા વિના છૂટકો જ નહીં. તેના ઉપર મારો બધો આધાર છે. તેને લીધે તો આવરદા ટકી રહી છે. મોત માગું છું, પણ 'માગ્યું' કોઈને આવે છે? પ્રભુ મને હવે ઉપાડી લે તો સારૂં, પણ આ બચ્ચાં રઝળશે, તેથી થોડાંક વર્ષ હવે જીવવું છે."

ભીલ, કોળી વિગેરે કોમોમાં વિધવા લગ્ન કરવા ઇચ્છે છે ત્યારે તેનો નવો પતિ કરાર કરે છે કે 'જુનાં ઘરનાં કોઈ છોકરાં સાથે ન લઈ આવે તો ઘરમાં રાખું.' આવા ક્રૂર કરારના પરિણામે કોઇ વખતે નાનાં બાળકો મરણ પામે છે, અથવા તેના સગાને દયા આવે તો તેમને ઓશિયાળાં તરીકે—મોટાં થશે ત્યારે હાળી* તરીકે કામ કરશે એમ સમજી રાખે છે. આ કરાર સ્વચ્છંદી વિષયવાસનાના પરિણામે થતો હશે એના કરતાં આર્થિક દરિદ્રતાને લીધે થતો હશે એમ માનવાને વધારે કારણ છે. બે ત્રણ છોકરાં લઈને આવનારી સ્ત્રી મોંઘી પડી જાય છે. તે ઘરકામ તથા ખેતરનું કામ બરાબર ન સંભાળી શકે, વળી તે બે ત્રણ નાનાં બૂલકાંઓને મકાઈના રોટલા તો જોઇએ જ. આ બધાં કારણોથી આ રિવાજ પડી ગયો હશે, એમ લાગે છે.

ડોસાએ કહ્યું: "જા બાપુડા, જા, હવે તાપ બહુ ચડ્યો છે. તારે માથે છત્રી નથી, ને તારા પગમાં જોડા નથી." આમ કહી તેણે હુંકારાં પતાવ્યું. પોતાની વાત ખતમ કરી 'રામરામ' કરી લાકડીને ટેકે ઊઠે ચાલવા માંડ્યું. સેવકને કવિ કલાપિના વૃદ્ધ ટેલિયાની કવિતા યાદ આવી. તે સાથે તેનું ચિત્રકાર રાવળે કાઢેલું, ડાંગ, કામળો અને પાઘડીવાળું, દયા ઉપજાવે એવું અને બીની આંખોવાળું ચિત્ર યાદ આવ્યું અને ડોસાનો ચ્હેરો યાદ કરતો કરતો પોતાને પંથે પડ્યો. ડોસાને કાંઇક પણ સહાય કરવાનું તે ભૂલી જ ગયો.

ભીલ ભમે તેટલો કંગાળ હશે તોપણ ભિક્ષુની માફક માગશે નહીં અથવા હાથ લાંબો નહીં કરે. તમે આપશો તો લેશે અને જીભથી આશીર્વાદ નહીં આપે, અંતરથી આપશે.

અમૃતલાલ વિ. ઠક્કર.

* હળ ચલાવનાર સાથી.

# દિલીપની સત્વપરીક્ષા

ક્ષીરસાગરમાંથી જેમ ચંદ્ર તેમ વૈવસ્વત નામના મનુના શુદ્ધ વંશમાં દિલીપ નામનો વિશેષ શુદ્ધિવાળો રાજા ઉત્પન્ન થયો. શિક્ષાદાનથી, રક્ષણથી અને પોષણથી પ્રજાનો એ ખરો પિતા પ્રજાનાજ કલ્યાણને માટે તેમની પાસેથી કર લેતો, નહિ કે પોતાના અથવા પોતાના બન્ધુઓના સ્વાર્થી એશઆરામ માટે. રાજધર્મનો આ મૂર્ત સ્વરૂપ રાજા પુત્રહીન હોવાથી વશિષ્ઠમુનિ પાસે ગયો; કારણકે રાજ્યના સંકટ પ્રસંગે રાજાઓ ધર્મનો અને ધર્મારણ્યવાસીઓનો આશ્રય લેતા. સંતતિ નહિ થવાનું કારણ પૂછતાં તે પુણ્યાત્મા ઋષિએ જણાવ્યું, કે ' એક વખત સ્વર્ગમાંથી તું પાછો ફરતો હતો તે વેળાએ કલ્પવૃક્ષની છાયામાં બેઠેલી સુરભિને તેં નમસ્કાર કર્યા નહિ. પૂજ્યની પૂજા નહિ કરવાથી કલ્યાણપ્રાપ્તિ રોકાય છે. હવે તેના પ્રતિકાર તરીકે સુરભિની પુત્રીને પ્રતિનિધિ ગણી તેને પ્રસન્ન કર. ' રાજાને ઋષિએ ગોવાળનું કામ સોંપ્યું. તપશ્ચર્યા વિના અર્થસિદ્ધિ નથી; આથી ઋષિએ રાજાને પર્ણશાળામાં દર્ભની પથારી સુવા આપી.

કામધેનુની કામદુધા પુત્રીને પ્રસન્ન કરવાનું આલીખમ ' રાણીએ વ્રત લીધું. પ્રભાતમાં રાજપત્ની પાંચ વર્ષની, વળી પુષ્પમાળા અર્પતાં. રાજા વાછરડાને બાળકી હતી. તેને બતાવ્યને વનમાં ચરવા છોડતો. દંપતી જે છોકરીઓ છે તે કરવાના ળતાં; થોડાક અંતર હલાય છે ત્યાં જાય છે અને "જેમ પૃથ્વીનું રક્ષણ લીધી આવે છે. સાંજ પડે શેર અ...જા વનમાં

* વાંસની કોઠીમાં. ' ગામની
\+ ખાવા માટે લીધેલું અનાજ. ÷ જમીનવેરો પ્રમાણે

રાજા મુનિની ગાયને ચરવા લઇ ગયો. ગાય ચરતી ચરતી ગંગા પ્રપાતની સમીપ લીલોતરીથી છવાઇ રહેલી હિમાલયની ગુફામાં પેઠી. રાજાની દૃષ્ટિ ગિરિરાજના સૌન્દર્યમાં મુગ્ધ થઇ ગઇ. એટલામાં એકદમ ગાયે ચીસ પાડી. ચીસથી રાજાની દૃષ્ટિ ખેંચાઇ અને જૂવે તો ગાય સિંહના પંજા નીચે સપડાઇ છે. મનુષ્ય સ્વભાવ પ્રમાણે અને વિશેષતઃ શસ્ત્રોપજીવી ક્ષત્રિય સ્વભાવ પ્રમાણે રાજાએ તે વધ્ય વનચરનો નાશ કરવા ભાથા તરફ હાથને વાળ્યો. પણ હાથ તો ત્યાંનો ત્યાંજ અટકી રહ્યો. રાજા મુંઝાયો. એટલામાં રાજાને આશ્ચર્યચકિત કરતો સિંહ મનુષ્યવાણીથી બોલ્યો: " હે મહિપાલ, તું ફોગટ મહેનત કરે છે. મારા ઉપર તું બાણ છોડે તો પણ કાંઇ વળવાનું નથી. વૃક્ષોને મૂળથી ઉખેડી નાંખનાર ઝંઝાવાત પણ પર્વતને તો ન જ હલાવી શકે. તું મને ઓળખતો નથી. હું તો ભગવાન અષ્ટમૂર્તિનો કિંકર છું: તેઓ મારી પીઠ ઉપર પગ દઇને એમના પોઠીઆ ઉપર સવાર થાય છે. તેમણે મને આ સામે દેખાય છે તે દેવદારના વૃક્ષની રક્ષા કરવા માટે અહીં બેસવા આજ્ઞા કરી છે; અને તેનું કારણ આ પ્રમાણે છે. આ વૃક્ષને ભગવાન વૃષભધ્વજ પુત્ર જેવું ગણે છે. અને તેને સ્કંદની માતાએ પોતે પયઃપાન કરાવી ઉછેર્યું છે. એક દિવસે આ દેવદારની છાલને એક જંગલી હાથીએ પોતાનું ગંડસ્થળ ઘસી ઉખેડી નાંખી તેથી પાર્વતીને અત્યન્ત શોક થયો. તે માટે ભગવાન શંકરે એવા જંગલી હાથીઓને ત્રાસ આપવા મને અહીં રાખ્યો છે અને આજ્ઞા કરી છે કે તારી પાસે આવે તે તારે ખાવું.

હું ઘણા દિવસનો ભૂખ્યો હતો; અને આજે ભગવાનની મહેરથી આ ગાયનું હું પારણું કરીશ."
આ પ્રમાણે હકીકત જણાવી તે મૃગરાજ નરરાજને ધર્મપરાઙ્મુખ કરવા તેની બુદ્ધિને રુચે તેવી સમજણ આપે છે. "રાજા, હવે તું પાછો ફર. તેં ગુરુની બરાબર ભક્તિ કરી છે. આમાં તારો કાંઇ વાંક નથી. તારી કીર્તિને પણ એથી બટ્ટો લાગવાનો નથી; કારણ કે જેનું શસ્ત્રથી રક્ષણ થાય તેનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે. અહીંઆ તું શસ્ત્રનો ઉપયોગ કરી શકે તેમ નથી. ફોગટ વિમાસે છે."
રાજાના મનમાં શું થયું હશે તે તો કસોટી પર ચઢેલા નર જ સમજી શકે. રાજાએ પ્રત્યુત્તર આપ્યો: "મૃગરાજ, મારો અન્તર્ગત ભાવ તમે દિવ્યશક્તિથી સમજી શકો છો એટલેજ હું બોલું છું. ભગવાન્ શંકર મને માન્ય છે. છતાં એ આહિતાગ્નિ ગુરુના આ સર્વસ્વનો મારી આગળજ થતો નાશ હું કેમ દેખી શકું? માટે મારા શરીરથી તમે પારણું કરો અને વાછરડાને મળવા ઉત્સુક આ ગાયને છોડો."
કર્મશીલ પુરુષો બહુ બોલતા નથી. વિનયી, દૃઢતા અને દ્વેષરહિત શરીરભોગનાં આવાં ઉદાહરણ દુર્લભ છે.

બુદ્ધિશાળી પ્રતિપક્ષી આત્માનો વિનાશ કરી સત્તા મેળવવા મથે છે. સરળ પ્રતિપક્ષી શરીર લઇ કૃતકૃત્ય થાય છે અને કરે છે.

સિંહ મોં મલકાવી બોલ્યો: "જગતનું સામ્રાજ્ય, નવયૌવન અને આવું કાન્તિવાળું શરીર! આ બધાનો તું એક ગાયને માટે ત્યાગ કરે છે. મને તો તું વિચારમૂઢ લાગે છે કે આવી નાની બાબતને માટે સર્વસ્વ છોડવા તૈયાર થયો છે. અને જો ભૂતદયાને ધર્મ ગણી આમ કરવા તૈયાર થયો હોય તો એ તારી ભૂલ છે. તારા ભોગથી તું આ એક ગાયને બચાવીશ અને જીવીશ તો અનન્ત કાળ સુધી અનેક આપત્તિઓમાંથી બચાવી તારી પ્રજાને પિતાની માફક પાળીશ. અગ્નિ જેવા જ્વલનશીલ

અને કુંડોધ્ની ગાયો આપી રીઝવીશ. માટે હું તો તને કહું છું કે તારા ઉર્જસ્વલ દેહનો આટલા માટે ત્યાગ ન કર. અનેક કલ્યાણભોગનું એ તારું સાધન છે. અને–અને–રાજ્યવૈભવનો વિચાર કર્યો? ઇન્દ્રાસનમાં અને એમાં શો ફેર છે? રાજ્ય એ તો પૃથ્વી પરનું સ્વર્ગ છે."

સિંહે મનુષ્યવાણીથી રાજાને વિહ્વલ બનાવવા બુદ્ધિનાં સર્વ શસ્ત્રો અજમાવ્યાં. હૃદયના વિષયમાંયે બુદ્ધિનો સંચાર કર્યો અંગ્રેજીમાં જેને Sweet Reasonableness કહે છે તે અપ્રતિમ શસ્ત્રનો ઉપયોગ કર્યો.

સમગ્ર સૃષ્ટિ રાજાને વિહ્વલ કરવા મથતી હોય એમ કવિને લાગે છે, કારણકે હિમાચલ પણ ગુફામુખે એજ પ્રતિઘોષ કરતો હતો.

દિલીપની સ્થિતિ ભારતવર્ષના ઘણા ઘણા વીરોને આજે પ્રાપ્ત થઇ છે. બ્રિટિશસિંહે ભારતીય ગૌમાતાને પોતાના પંઝા નીચે દબાવી છે. અને ઇશ્વરે આપણને કસોટીએ ચઢાવવાજ આ યોગ કેમ નહિ કર્યો હોય!

શિવનો અનુચર રંગે ધવલ છે; બ્રિટિશસિંહ પણ રંગે ધોળા છે.

ભૂખ્યા બ્રિટીશસિંહને પણ ગૌમાતાનું પારણું કરવું છે અને તે કહે છે કે તેને પણ તે આકસ્મિક મળી ગઇ છે.

ભારતીય વીરને શસ્ત્રાસ્ત્રનો ઉપયોગ કરવાની મનાઇ છે. એનો હાથ પણ ભાથા ઉપર સ્તબ્ધ થઇ ગયો છે.

બ્રિટિશસિંહ મધુર અને પ્રમાદ વાણીથી આર્ય વીરને ખસી જવા કહે છે; સમજણ, પ્રલોભનો પણ તેવાંજ આપે છે.

ચારે બાજુથી ભારતીય વીરને એજ ઉપદેશ અપાય છે. હિમાલય જેવા અચલો પણ એજ

દિલીપના જેવી વિહ્વલ દશા અનેક ભારતીય વીરની થઇ છે. શરીરનો ભોગ આપવાનો નિશ્ચય પણ કરેલો છે પણ બ્રિટિશસિંહની વાણી વિહ્વલ કરી નાંખે છે.

પણ સિંહ નીચે દબાએલી કામધેનુ રાજા તરફ દયામણી આંખે જોઈ રહી છે. જાણે ભારતમાતાની દયામણી આંખ !

રાજા તપસ્વી છે. તપનિયમના આદેશથી મુનિએ રાજાને અલૌકિક બળ અર્પ્યું છે. તપ વિના સિદ્ધિ નથી.

રાજા પ્રેમપૂર્વક, શાન્તચિત્તે, દ્રઢતાથી ઉત્તર આપે છે: " નાશથી બચાવે તે ક્ષત્ર." ક્ષત્ર શબ્દ જગતમાં ગમે તેમ રૂઢ થયો નથી. અનેક પરદુઃખભંજનનાં કાર્યોથી રૂઢ થયો છે. શરણાગતને વિપત્તિમાંથી બચાવવા એ અમારો ધર્મ છે, અને ધર્મ વિરૂદ્ધ આચરણ કરી રાજ્ય ભોગવવામાં શી મહત્તા છે? અને હતસંકાઇની ભાવનાથી મલીન થએલા પ્રાણને સાચવી રાખવામાં શું પ્રયોજન હોય ? હું અલ્પને માટે બહુ ત્યાગ કરતો નથી; કારણ ગાય ગાયમાયે ફેર છે. આતો કામદુધા છે. ઋષિ અન્યથી કેમ સંતોષ માને ? ( અને સિંહ તું ગર્વ કરીશ નહિ. ) રાજા રુદ્રના પ્રભાવથીજ તું તેને પકડી શક્યો છે. માટે એતો એજ નિશ્ચય. મારે પ્રાણ સાટે એ છોડાવવીજ જોઇએ. મારા લોહીથી તું સંતોષ પામજે પણ મારી ગૌમાતાને છોડ. તું જાણે છે કે આપણને જે કામ સોંપેલું હોય તે આપણે જીવસાટે પણ કરવું જોઇએ. તને ધર્મની ખબર નથી એમ નથી.

તને જો મારા ઉપર દયા આવતી હોય તો મને શરીરની કિંમત છે તેની ઉપર દયા કર. આ મારૂં ભૌતિક શરીર નાશ તો અવશ્યજ પામવાનું છે. મારા જેવાઓને તેના ઉપર આસ્થા હોતીનથી. નાશવંત ભૌતિક શરીરને બચાવી હું અમર રહી શકે એવા યશઃશરીરનો નાશ કરવા ઇચ્છતો નથી. તું મારો મિત્ર છે, અને હું તારો. મારી આટલી માગણી કબૂલ રાખ."

સિંહ મહાત, થયો અને શરીર લેવા હા પાડી. રાજા વિજયી થયો. નાશવંતનો નાશ થવા દઈ અમરને અમર રાખ્યો. ખરૂં ડહાપણ કોને કહેવું ?

જગતને જીવવું છે. આવાને તે કેમ ગુમાવી શકે ? રાજા સિંહના નિપાતને ધારી રહ્યો છે. ત્યાં વિદ્યાધરો પુષ્પવૃષ્ટિ કરે છે. 'ઉત્તિષ્ટવત્સ' એ અમૃત જેવા શબ્દો કાને પડે છે. રાજા હાથ જોડી નમસ્કાર કરે છે.

× × ×

મહાકવિઓની વિશેષતાજ આ છે કે તેમના આત્મામાં વિશ્વનાં સનાતન સત્યો કાવ્યરૂપે પામે છે.

રસિકલાલ છો. પરીખ.

# જ્ઞાનગોચરી

देश उलझा [1] कौंसिलों के खेल में,
और गान्धी तप रहे हैं जेल में।

लीडरों ने फिर किया छकड़ा [2] पसन्द,
और जनता जा रही है मेल [3] में।

सिर्फ बातों का नहीं कुछ मोल [4] है,
जानते हैं ढोल में जो पोल है।

लौट [5] फिर कर कौंसिलों में आगये,
कर दिया साबित कि दुनिया गोल है॥

त्रिशूल

## ગુલામીનો દંડ

રાપફૂપ કમિટીના સભાસદ રા. પુરુષોત્તમદાસ ઠાકોરદાસે હિંદુસ્તાનના વધતા જતા લશ્કરી ખર્ચના મૂળ કારણો તપાસી ના૦ વાઇસરોય આગળ એક નોંધ રજુ કરી છે અને તેમાં સન ૧૮૫૭ના બળવાથી માંડીને અત્યાર સુધીના લશ્કરી ખર્ચના આંકડા, અંગ્રેજ અને હિંદી સિપાઈઓની સંખ્યા, સરકારે નીમેલા કમિશનોના રીપોર્ટો વિગેરે તમામ વિગતોમાંથી અર્ક ખેંચી સરકારને જે ભલામણો કરી છે તે ખાસ ધ્યાન ખેંચે તેવી છે. આ નોંધનો સાર અમે નીચે આપીએ છીએ:—

### લશ્કરી ખર્ચ

| સન | ખર્ચ રૂપીઆ કરોડ | સિપાઇઓ અંગ્રેજ | સિપાઇઓ હિંદી |
|---|---|---|---|
| ૧૮૫૬ | ૧૪.૮૮ | ૪૫,૫૨૨ | ૨,૬૬,૮૫૨ |
| ૧૮૭૮ | ૧૭.૦૦ | ૬૬,૧૪૩ | ૧,૨૩,૨૫૪ |
| ૧૮૮૭ | ૧૯.૦૦ | ૭૪,૦૦૦ | ૧,૪૫,૦૦૦ |
| ૧૮૯૫ | ૨૭.૮૮ | ,, | ,, |
| ૧૯૦૫ | ૨૯.૫૧ | ,, | ,, |
| ૧૯૧૩ | ૩૧.૮૯ | ૮૦,૦૯૦ | ૧,૫૬,૬૫૦ |
| ૧૯૨૨ | ૭૩.૭૬ | ૭૭,૭૫૧ | ૧,૭૦,૫૩૭ |

એટલે કે સન ૧૯૧૩ થી સન ૧૯૨૨ સુધીનાં ૯ વરસમાં ખર્ચ બમણાથી પણ વધી ગયું છે જો કે સિપાઈઓની સંખ્યા લગભગ તેની તે જ રહી છે.

સરહદ પરનો મુલક કબજે કરવાની રાજ્યનીતિને અંગે સને ૧૮૭૮ થી માંડીને અત્યાર સુધીમાં ૧૩૫ કરોડ રૂપીઆનું ખર્ચ થયું છે અને તેમાંથી ૨૦ કરોડ રૂપીઆ તો માત્ર વઝીરિસ્તાનમાં જ ખર્ચાયા છે.

---

૧ ઉથલ્યો. ૨ રેંકડો ૩ મેલગાડી. ૪ કિંમત. ૫ પાછા ફરીફરી.

અંગ્રેજ અને હિંદી સિપાઇઓનું વાર્ષિક ખર્ચ નીચે પ્રમાણે છે:—

વાર્ષિક ખર્ચ

| | અંગ્રેજ રૂપીઆ | હિંદી રૂપીઆ |
|---|---|---|
| સિપાઈ | ૨૫૦૩ | ૬૩૧ |
| પાયદળ ટુકડીનો ઓફિસર | ૧૩૬૯૨ | ૨૧૨૪ |
| ઘોડેસ્વાર ટુકડીનો ઓફિસર | ૧૪૨૭૭ | ૨૫૨૪ |
| | અંગ્રેજ | હિંદી |
| ઓફિસરો | ૮૮૮૭ | ૪૬૦૪ |
| લડનાર ઓફિસરો | ૪૩૨૬ | ૩૩૯૮ |
| પ્રમાણ ટકા | ૪૮.૭ | ૭૩.૭ |

આ આંકડાઓ પરથી જોઈ શકાશે કે દરેક અંગ્રેજ સિપાઇનું ખર્ચ હિંદી સિપાઇના કરતાં ચારગણું છે, અને અંગ્રેજ ઓફિસરનું ખર્ચ હિંદી ઓફિસરના કરતાં છગણું છે. લડાઇ પહેલાં હિંદી સિપાઇનું ખાધાખર્ચ સરકારને માસિક રૂા. ૪ આવતું, લડાઇ પછી હાલ સરકારને એ ખર્ચ રૂા. ૧૨ આવે છે, છતાં હિંદી સિપાઇનું કુલ ખર્ચ લડાઇ પહેલાંના કરતાં આજે બમણું થયું છે જ્યારે અંગ્રેજ સિપાઈનું ખર્ચ પહેલાંના કરતાં ત્રણગણું થઈ ગયું છે, એટલે કે તે ૫ કરોડ રૂપીઆ વધ્યું છે.

પણ આ સિવાય અંગ્રેજ લશ્કરની પાછળ બીજાં ઘણાં ખર્ચ થાય છે, જેવાં કે: કેળવણીની પાછળ રૂપીઆ ૨૨ લાખ; પાદરીઓ અને દેવળોની પાછળ રૂા. ૧૯ લાખ; ડેરીઓની પાછળ રૂા. ૬ લાખ; હવા ખાવાની ટેકરીઓ પાછળ રૂા. ૪ લાખ. આ બધાં ખર્ચ વાર્ષિક છે, છતાં લશ્કરી ખર્ચમાં ગણવામાં આવતાં નથી. તે બીજા ખાતાઓમાં ચાલ્યા જાય છે.

અંગ્રેજ સિપાઇ ઇંગ્લંડમાં થોડો વખત કવાયત શીખી હિંદુસ્તાન આવે છે અને અહીંઆ ૫ વરસ રહી પાછો પોતાને દેશ ચાલ્યો જાય છે. (ઓફિસર છ વરસે જાય છે.) તે મુદત દરમ્યાનનાં પગારભથ્થાં વગેરેના ખર્ચને અંગ્રેજીમાં કેપીટેશન કહે છે. ગુજરાતી ભાષામાં તેનો સરળ અર્થ 'ગુલામીનો દંડ' છે. સને ૧૮૬૧ માં અંગ્રેજ સિપાઈ દીઠ ૧૦ પાઉંડ (૧૫૦ રૂપીઆ)આ દંડ તરીકે ઉધરાવ્યા, એટલે હિંદુસ્તાને ૯૫ લાખ રૂપીઆનો ગુલામી દંડ ભર્યો. સન ૧૮૭૦ માં એ દંડ સહેજ ઘટાડયો અને ૭½ પાઉંડ (૧૧૨½ રૂપીઆ) કર્યો, એટલે ત્યારથી હિંદુસ્તાનને ૬૬ લાખ રૂપીઆ દંડ ભરવો પડયો. ૧૯૦૮ માં દંડ વધ્યો ને ૧૧.૪ પાઉંડ (૧૭૧ રૂપીઆ) થયો, અને લડાઈ પછી ૧૯૧૯ માં ૨૮.૫ પાઉંડ (૪૨૭½ રૂપીઆ) પહોંચ્યો. ૧૯૨૧ માં અંગ્રેજ સિપાઇને ૧૨ મહિનાને બદલે ૬ મહિના કવાયત શીખવવાનો હુકમ થયો અને એથી દંડ ૩ પાઉંડ ઘટાડી ૨૫.૫ પાઉંડ (૩૮૨½ રૂપીઆ) કરવામાં આવ્યો. પણ આ ઉપરાંત સન ૧૯૨૦ થી હિંદુસ્તાનના માથે બીજો નવો દંડ ઠોકાયો છે, અને તે હવાઇ વિમાનનો. આ હવાઈ કાફલામાં ૧૨૬૫ અંગ્રેજો કામ કરેછે અને દર સાલ હિંદી સરકાર ૧૫ લાખ રૂપીઆ આ નવા દંડ તરીકે ભરે છે. ૧૯૨૩-૨૪ ના અંદાજપત્રમાં આ કાફલાનું ખર્ચ રૂા. ૧ કરોડ ને ૮૮ લાખ આંકયું છે, છતાં એક પણ હિંદીને એ કાફલામાં સ્થાન આપવાનું સરકારને સૂઝયું નથી.

આ સિવાય અંગ્રેજ સિપાઇઓને વિલાયતથી હિંદુસ્તાન લાવવા મોકલવાનો ખર્ચ આવે છે. સને ૧૯૦૦ માં નીમાયેલા વેલ્બી કમિશને આમાંનો અડધોઅડધ ખર્ચ વિલાયતની સરકારે આપવો એમ ઠરાવ્યું છે. આ ઠરાવ પ્રમાણે વિલાયતની સરકાર દર સાલ હિંદની સરકારને રૂા. ૧૯.૫ લાખ આપતી આવીછે. પણ તે પછીનો ખર્ચ ખૂબ વધ્યો છે છતાં હિંદી સરકારને તો હજુ ૧૯½ લાખ જ મળે છે. સને ૧૯૨૨ માં ગુલામીના દંડ તરીકે હિંદી સરકારે ૨.૮૩ કરોડ રૂપીઆ ભર્યા છે. આમાં અંગ્રેજ સિપાઇઓનાં આવવાજવાનો ખર્ચ ઉમેરીએ તો ૩.૮૭ કરોડ રૂપીઆ થાય. ખરી રીતે જોતાં આ ખર્ચ વિલાયતની સરકારને જ માથે નંખાવો જોઇએ.

આવી રીતે ખૂબ લંબાણથી ચર્ચા કરી રા. પુરુષોત્તમદાસે હિંદી સરકારને નીચેની સાત ભલામણો કરી છે:—

૧. લશ્કરી વહિવટ અને લશ્કરી રાજ્યનીતિની સર્વ બાબતોમાં હિંદી સરકાર અને હિંદી ધારાસભાને કુલ અખ્તિયાર આપવો.

૨. લશ્કરી ખર્ચના અંદાજપત્રમાં રૂ. ૫૦ કરોડથી જેટલી રકમ વધે તે માટે ધારાસભાની મંજૂરી મેળવવી.

૩. સરહદ પરના મુલકનો કબજો છોડી દઈ ત્યાંનું તોફાન બંધ કરવું.

૪. દેશની આંતરિક સુલેહશાંતિ માટેના લશ્કરનો ખર્ચ ઓછો કરવો.

૫. અંગ્રેજ સિપાઈઓને લાવવામોકલવાનાં તથા કેળવવાનાં ખર્ચ વિલાયતની સરકારે આપવાં. હિંદી સરકારે તે બંધ કરવાં.

૬. હવાઈ કાફલાનો ખર્ચ જેમ બને તેમ ઘટાડવો. અને

૭. લશ્કરમાં જેમ બને તેમ હિંદીઓને જ દાખલ કરી ખર્ચમાં ખૂબ ઘટાડો કરવો.

આમાંની કેટલી ભલામણો હિંદી સરકાર સ્વીકારે છે તે જોવાનું છે.

## અમેરિકામાં મદ્યનિષેધ

દારૂની બદી જડમૂળથી ઉખેડી નાંખવી જોઈએ એ વિષે તો મતભેદ હોઈ જ ન શકે, પણ દરેક દેશમાં એવો એક વર્ગ હોય છે કે જે વ્યક્તિ-સ્વાતંત્ર્યના ઓઠા-હેઠળ મદ્યનિષેધ માટેની વ્યવસ્થિત ચળવળનો પ્રતિકાર કરે છે. આપણી સરકાર પણ એજ બહાનું બતાવે છે, જો કે આપણે જાણીએ છીએ કે દારૂના વેપારમાંથી કમાનાર સરકારને દારૂબંધી કરવી પાલવે એમ નથી. વળી એક દલીલ એવી પણ રજુ કરવામાં આવે છે કે કાયદાથી દારૂબંધી કરવાનાં શુભ પરિણામ આવી શકે નહિ. આના જવાબમાં આપણે અમેરિકાનો જીવતોજાગતો દાખલો આગળ ધરી શકીએ. 'ફોર્ટનાઈટલી રીવ્યુ'ના એપ્રિલ માસના અંકમાં અમેરિકા વિષે લખતાં એક અંગ્રેજ, મિ. હેરોલ્ડ સ્પેન્ડર લખે છે કેઃ—

આજે અમેરિકામાં દારૂબંધી થઈ છે કે હજી દારૂનો પ્રચાર ચાલુ જ છે?

મધ્ય પશ્ચિમમાં તો દારૂનું નામનિશાન નથી. પૂર્વમાં એનો ઉપયોગ ચોરીછૂપીથી થાય છે, દક્ષિણમાં સૌ છડેચોક પીએ છે. યૂરોપીઅનનો આદરસત્કાર કરી તેના પ્રતિ પ્રેમભાવ દર્શાવવાની અમેરિકન રીત તેના હાથમાં શરાબની પ્યાલી આપવાની છે. શરાબ છોડી દીધો હોય એવા યુરોપીઅનને જોઇ અમેરિકનને આશ્ચર્ય થાય છે. એ લોકો માને છે કે આપણે બહુ શરાબી પ્રજા છીએ.

મેં એક યુવાન અમેરિકન પત્રકારને કહ્યું: "જો તમારે સંપૂર્ણ મદ્યનિષેધ કરવો હોય તો દારૂબંધીના કાયદાને બદલે ગરીબી અજમાવો."

તેણે ઠંડે પેટે જવાબ આપ્યો: "રોગ કરતાં ઇલાજ ભૂંડો."

ટોળાંઓની શાંતિ અમારું ધ્યાન વારંવાર ખેંચતી. મેં એક બે પીધેલ માણસો જોયા, પણ કોઇ પણ પીધેલ સ્ત્રી ન જોઈ, નતો કોઇ સ્ત્રીને પીતી જોઇ. બાળકોની નજરે દારૂ ચડતોજ નથી એટલે તેમને પીવાની ઇચ્છા જ થતી નથી.

સૌ કોઈ કબૂલ કરે છે કે પીઠાં બંધ કરવાથી અમેરિકાને ગજબ ફાયદો થયો છે, અને પીઠાં હવે ફરી ખોલાય જ શાના? જે કંઇ પણ મતભેદ છે તે મીઠા દારૂ અને બીર સંબંધે છે. દરેક સમાજસેવક દારૂબંધીનો કાયદો રદ કરવાનો કે તેમાં છૂટછાટ મૂકવાનો વિરોધી છે.

સામાન્ય સુખાકારીમાં થયેલા ફેરફાર પર બધા ભાર મૂકે છે. મોટરની સંખ્યા અને ઉપયોગનો વધારો એ વધતી જતી જનસુખાકારીનું એક ચિહ્નછે. અગાઉ જે નાણાં પીઠામાં વપરાતાં તે હવે કામની ઝડપ વધારવામાં ખર્ચાય છે. વળી મજૂરવર્ગના ખોરાક, પહેરવેશ અને સામાન્ય સગવડોમાં પણ સુધારો થયો છે. જેલો અને ગરીબ માટેના ઉદ્યોગગૃહો બંધ થયાની મને ખબર મળી છે. મિનીઆપોલિસમાં મુક્તિફોજના એક કર્નલે મને કહ્યું કે, "ખાણ નજદીકના એક શહેરમાં હું જેલમાં ભાષણ આપવા ગયો પણ ત્યાં જઇને જોઉં તો જેલ ખાલી".

અમેરિકાએ જાતેજ આ પ્રયોગને સફળ કરી બતાવવો જોઇશે. એક અંગ્રેજને એ વિષે બોલવાનો અધિકાર નથી. ઇંગ્લંડમાં દારૂ સ્વતંત્રતાને નામે ટકી રહ્યો છે, અમેરિકામાં એ સમાનતાને નામે ટકવા માગે છે. અમેરિકામાં આજે પ્રશ્ન એ છે કેઃ "તવંગર જો દારૂની લહેજ્જત ઉડાવતો હોય તો ગરીબે શો ગુન્હો કર્યો?" આનો જે જવાબ મળશે તે પર દારૂબંધીની જીત યા હારનો આધાર છે.

જે દેશોમાં સમાનતા નથી એ દેશોમાં વ્યક્તિસ્વાતંત્ર્યની આણ મૂકાય છે, અને જ્યાં વ્યક્તિસ્વાતંત્ર્ય મર્યાદિત થયું છે ત્યાં સમાનતા આડે આવે છે. વ્યક્તિસ્વાતંત્ર્ય અને સમાનતા વચ્ચે આં કોઇ અજબ સંતાકૂકડી ચાલી રહી છે. એનો અંત ક્યારે આવશે એનું ભવિષ્ય ભાખવું મુશ્કેલ છે.

## સંસ્કૃતિ જોખમમાં

લન્ડન ટાઇમ્સના માર્ચ તા. ૨૯, ૧૯૨૩ ના **લીટરરી સપ્લીમેન્ટમાં 'સંસ્કૃતિ જોખમમાં'** એ મથાળા નીચે યુરોપની વર્તમાન સ્થિતિની મીમાંસા કરતો એક વિચારણીય અગ્ર લેખ આવ્યો છે. લેખકનું નામ આપ્યું નથી પણ વિષયનું પ્રતિપાદન જોતાં એમ જણાઇ આવે છે કે લેખકનો ઇતિહાસનો અભ્યાસ ઉંડો અને વિવેકી છે.

લેખની શરૂઆત પ્રાચીન ગ્રીસના ઇતિહાસના એક બનાવથી કરી છે. ઈ. પૂ. ૨૧૭ માં નૉપેક્ટસ આગળ ગ્રીક રાષ્ટ્રોની એક સભા ભરાય છે. તેમાં ત્યાંનો એક વતની નામે એજીલૉસ તત્કાલીન સમય પરિસ્થિતિનું અવલોકન કરી જણાવે છે કે જો તેઓ પરસ્પર લડતાં નહિ મટે તો થોડાક દિવસમાં તેમનો નાશ થશે. એની સૂચના કોઇએ સાંભળી નહિ. સિત્તેર વરસમાં તે રાષ્ટ્રો રોમને તાબે થઇ ગયાં!

વર્તમાન યુરોપને પણ આવી સૂચનાઓ આપવામાં આવે છે. વિજ્ઞાનના વિકાસથી મળતી શક્તિના પરિણામે યુદ્ધોમાં અપૂર્વ ભયાનકતા આવી છે. યુરોપનાં રાષ્ટ્રો પરસ્પર લડતાં નહિ મટે તો તેઓએ મેળવેલી અદ્ભુત શક્તિ તેમનો પણ નાશ કરશે. પણ કજીઆ બંધ કરવાની સલાહ આપવી સહેલી છે; એકવાર કજીઆમાં પડ્યા પછી એમાંથી છૂટવું સ્હેલું નથી. કેવળ નીતિની દૃષ્ટિએ પણ પોતાનો પક્ષ છોડવો એ બીજાનો અન્યાય સ્વીકારવા બરાબર હોય, આવી સ્થિતિમાં ઉઘાડી આંખે અંધારકુવામાં પડવું પડે એ તદ્દન સંભવિત છે; "કોઇ એક સત્તા ધારો કે ઇન્ગ્લેન્ડ–મર્યાદા અને ડહાપણથી વર્તતા જાય તો પણ તેની કાંઈ અસર થાય નહિ."

ભિન્ન ભિન્ન રાષ્ટ્રોમાં સજ્જન માણસોનું કંઈ ન ચાલે અને આ લડાઇઓ ચાલ્યા કરે તો શું પરિણામ આવે? કેટલાક લોકો એવી કલ્પના કરે છે કે જંગલી દશા પાછી જામશે. બધી જ્ઞાનસંપત્તિ નાશ પામશે અને આ અદ્ભુત વિકાસયુગમાં પોતે મેળવેલી શક્તિ યૂરોપ ગુમાવી બેસશે. આ બાબતના ટેકામાં રોમન સામ્રાજ્યનો વિનાશ અને ત્યારપછી પ્રવર્તેલા જંગલી પ્રજાઓના અંધકારયુગનો દાખલો લેવામાં આવે છે. પણ આવી ઐતિહાસિક ઉપમિતિઓ ઘણીવાર ઉપલકીઆ સાદૃશ્યથી દૂષિત હોય છે. જર્મન વિદ્વાન ઓસ્વાલ્ડ સ્પેન્ગલરના 'ડર ઉન્ટર–ગાન્ગ ડસ આબેન્ડલાન્ડ્ઝ' (પાશ્ચાત્ય દેશોનો વિનાશ) નામના ગ્રંથમાં દુનીઆના ઇતિહાસમાંથી બનાવો લઇ ખેંચીતાણીને બંધ બેસાડેલી ઉપમિતિઓનાં અનેક ઉદાહરણો છે. સ્પેન્ગ્લરની એવી કલ્પના છે કે જેમ માણસ બચપણમાંથી યુવાન થઇ વૃદ્ધાવસ્થામાં આવે છે અને પછી નાશ પામે છે તેમ સંસ્કૃતિઓનું પણ થાય છે. સ્પેન્ગ્લર એમ માને છે કે જે સ્થિતિઓમાંથી પ્રત્યેક સંસ્કૃતિ પસાર થાય છે તે તેણે શોધી કહાડી છે; અને આ પ્રમાણે વિચારી તે એવું માને છે કે પાશ્ચાત્ય સંસ્કૃતિ છેલ્લી સ્થિતિએ પ્હોંચી છે; એટલે હવે તે નાશ પામશે. ખરી રીતે જોતાં આ પ્રમાણપદ્ધતિ જ દૂષિત છે. ઈસવીસન પહેલાંના સૈકાઓની ગ્રીકો–રોમન સંસ્કૃતિની સ્થિતિમાં અને હાલની સ્થિતિમાં કેટલીક સમાનતા છે, જેમકે "જીવનની કુટિલતા, મોટાં શહેરોનું જટિલ જીવન, બાહ્ય સુખસાધનોનો વિસ્તાર, ધાર્મિક ચમત્કાર માટે તૃષ્ણા અને અલૌકિકને માની લેવાની ભૂખ." પણ આવી કેટલીક સમાનતાઓ ઉપરથી એકવાર બનેલું બીજીવાર બનશે એમ માનવું ભૂલભરેલું છે. તે વખતની અને હાલની સ્થિતિમાં જે વિષમતા છે તે પણ ધ્યાનમાં લેવી જોઇએ. તેમાં મુખ્ય બે છે. એક,–હાલની પાશ્ચાત્ય સંસ્કૃતિ એટલે સત્તા જમાવવાની સાધનસામગ્રીની

અપૂર્વ સંપત્તિ. હાલનાં વિજ્ઞાન અને વૈજ્ઞાનિક બુદ્ધિબળ આગળ કેવળ શારીરિકબળ કે હિંમત તુચ્છ છે. જુના જમાનામાં રોમન સૈનિકો અને જંગલી જર્મન યોદ્ધાઓ બન્ને એકબીજા સામે તલવાર અને ભાલાથી લડતા. આ દૃષ્ટિએ રોમનોની કોઈ વિશેષતા નહિ હતી. તે વખતની રોમન સરકાર પાસે હાલની 'મશીનગનો' ન હતી. હાલના વિજ્ઞાનની પ્રગતિથી થોડાક સંગઠિત અને કેળવાએલા માણસો માટે કેવળ મોટી સંખ્યા ઉપર વિજય મેળવવાનું શક્ય છે. પહેલાં એ ન હતું.

બીજો તફાવત, હાલની સંસ્કૃતિનો વિસ્તાર છે. પ્રાચીન સંસ્કૃતિ ભૂમધ્ય સમુદ્રની આજુબાજુના મુલકના કેટલાક ભાગમાં જ ફેલાએલી હતી; બાકીના ભાગમાં જંગલી પ્રજાઓનો અજ્ઞાત મુલક હતો. આ જંગલી પ્રજાઓ અનેકવાર આક્રમણો કરતી. પ્રાચીન સંસ્કૃતિને માથે હંમેશા આ ચક્ર ભમતું હતું. હાલની સ્થિતિ આનાથી તદ્દન જુદી છે. યુરોપીય સંસ્કૃતિ કેવળ યુરોપ ઉપર નહિ પણ ઉત્તર અને દક્ષિણ અમેરિકા ઉપર, ઑસ્ટ્રેલીઆ અને ન્યૂઝીલેન્ડ ઉપર, અને દક્ષિણ આફ્રિકા ઉપર ફેલાએલી છે. હાલ કોઈ એવો જંગલી મુલક નથી કે જેની પ્રજાઓનો પાશ્ચાત્ય પ્રજાઓને ભય હોય. હા, દુનીઆમાં એવી કેટલીક જાતો છે કે જે ગોરી ચામડી માટે ભારે થઈ પડે. પણ આ એશીઆ અને આફ્રિકાની પ્રજાઓ પાશ્ચાત્ય સંસ્કૃતિના બળે જ—વૈજ્ઞાનિક શોધ અને યોજનાપૂર્વક સંઘટનના બળે જ—વિજય પામી શકે. જાપાન આ જાતની પાશ્ચાત્ય સંસ્કૃતિની મદદથી જ રૂશીઆ ઉપર વિજય મેળવી શક્યું. એટલે જો કે એશીઆઈ પ્રજાએ વિજય મેળવ્યો ખરો, તો પણ તે વિજય તો યુરોપીય સંસ્કૃતિનો હતો. અને ગૌરવ તો સંસ્કૃતિનું કરવાનું છે—તે સંસ્કૃતિવાળી પ્રજાઓનું નહિ. ગોરી પ્રજાઓ પાસેથી સત્તા ચાલી જવા સંભવ છે, પણ તે ગોરી પ્રજાઓએ ઉત્પન્ન કરેલી સંસ્કૃતિને જંગલીપણા તરફથી કોઈ ભય નથી.

પ્રાચીન સંસ્કૃતિ આ બે કારણોથી—વિસ્તારનું નાનું ક્ષેત્ર અને મોટી સંખ્યા સાથે લડવા માટે નાની સંખ્યા પાસે આવશ્યક સાધનસામગ્રીનો અભાવ—આ બે કારણોથી બહુ મુશ્કેલીથી જંગલી પ્રજાઓ સામે ટક્કર ઝીલી શકતી. પ્રો. હાવર્ડીકનો એવો મત હતો કે રોમન સામ્રાજ્યના નાશનું કારણ સરહદના રક્ષણનો ભાર હતો. આવું કાંઇ હાલની પ્રજાઓને નથી. પણ હાલની પ્રજાઓને બીજી જાતનો ભય છે; તેઓને એકબીજાનો ભય છે. વિજ્ઞાનનું મારક બળ જેમ જેમ વધે છે તેમ તેમ આ ભય વધારે ભયંકર થતો જાય છે. જો કોઇ 'લીગ ઓફ નેશન્સ'—પ્રજામંડળ—સફળ થાય નહિ તો સંભવ છે કે 'પાળ બાંધ્યા વિના પોતાનું ઘર પાણીમાં તણાઈ જતું બચાવી શકે નહિ અને હૃદયરોગવાળો પોતાની જાતને મારી નાંખ્યા વિના પાળ બાંધી શકે નહિ એવા માણસની સ્થિતિમાં કેટલીક પ્રજા આવી જાય!

હાલ જ્યારે લોકો પોતાની સંસ્કૃતિનો વિનાશ ભાખે છે ત્યારે તે કોઈ પ્રકારના જંગલીપણાના ફાટી નીકળવાને લીધે થશે એમ નથી માનતા. તેઓ એમ માને છે કે સામાજિક બંધારણો તૂટી જતાં પ્રાથમિક જંગલી દશાઓમાં પ્રજાઓ આવી પડે અને સંસ્કૃતિ અને જ્ઞાનનો વારસો આપવાની સગવડ નહિ રહે. પણ હાલની સંસ્કૃતિને કોઈ જંગલીપણું નાબુદ કરે એ લગભગ અસંભવિત છે. ઉપર જણાવેલા બે કારણોથી—વૈજ્ઞાનિક બળ અને સંસ્કૃતિના વિસ્તારથી—આવી સ્થિતિ લગભગ અશક્ય છે. સંભવ છે કે કોઇ એક દેશમાં બંધારણ તૂટી જાય અને અનવસ્થા જામે. પણ દુનીઆમાં એકી સાથે બધે આવું બને એ લગભગ અશક્ય છે. જ્યાં જ્યાં અનવસ્થા પ્રાપ્ત થાય ત્યાં પણ તે લાંબો વખત ટકે નહિ. થોડાક યોજનાશક્તિવાળા માણસો જેમા ધન વૈજ્ઞાનિક બળ અને બુદ્ધિથી બાકીના માણસોને જમાવી વ્યવસ્થિત સત્તા ફરીથી જમાવી શકે. આથી "એમ જણાય છે કે જ્યાં

આપણી સંસ્કૃતિને ભય નથી—જો સંસ્કૃતિનો એવો અર્થ કરીએ કે યોજનાપૂર્વક સંઘટ્ટન અને વૈજ્ઞાનિક મનોવૃત્તિ તો;—ખરેખરો ભય સંસ્કૃતિને નથી પણ સ્વતન્ત્રતાને છે."

ઉપર જોયું કે વિજ્ઞાનની પ્રગતિનું એક પરિણામ નાની સંખ્યાની મોટી સંખ્યાને દબાવી દેવાની શક્તિ છે. હાલ જુદા જુદા ભાગોમાં વ્યવહારની સુગમતાથી દુનીઆ પહેલાં કદિ નહિ સંકળાએલી એવી સંકળાઈ છે. હવે સંભવ છે કે ભવિષ્યમાં કોઇ એક કુશળ માણસોની ટોળી આ બધાં વૈજ્ઞાનિક સાધનોને પોતાના હાથમાં એકત્રિત કરી, અતુલ બળ પ્રાપ્ત કરી, દુનીઆમાં પોતાની સત્તા જમાવે. લોકોમાં મોટી ઊથલપાથલ થાય એટલે અંધાધુંધી થાય અને વ્યવસ્થા નબળી પડી જાય. આવી સ્થિતિમાં લોકોના મન ઉપર કાબૂ મેળવ્યો હોય એવા લોકનાયકોની સત્તા અને જોહુકમી જામી જાય. નેપોલીઅન સમ્રાટ થયો એ પહેલાં વિપ્લવ કરનાર સૈન્યનો સેનાપતિ હતો.

અને બધી બાજુથી વિચાર કરતાં લાગે છે કે આવું કાંઇક થાય. રાજ્યની લગામો એક હાથે કરનાર અને વાણિજ્યના આધારરૂપ બનનાર કોઇ સત્તાના હાથમાં દુનીઆ જતી હોય એમ લાગે છે. આ સત્તા પોતાની જાળ દરેકની આજુબાજુ એવી રીતે ગુંથશે કે એમાંથી છૂટવું લગભગ અશક્ય થઈ પડે. રાષ્ટ્રોમાં પરસ્પર વિગ્રહ, પ્રજાના ભિન્નભિન્ન વર્ગોમાં કલહ, અને જીવનને દુઃખી અને અવ્યવસ્થિત બનાવતી દરેક બાબત આવું પરિણામ શક્ય કરે છે; ત્યાંથી જો અનવસ્થા અને જોહુકમીમાંથી જ એકની પસંદગી કરવાની હોય તો ઘણાખરા લોકો જોહુકમી સ્વીકારી લેશે. આન્તર વિગ્રહો પછી ઑગસ્ટસની જોહુકમી રોમનોને છૂટકારા રૂપ થઇ પડી હતી.

આ ભાવિમાંથી બચવું હોય તો શું કરવું? શરીર ભાષણોથી કે લેખો લખી આ સ્થિતિમાંથી બચી શકાય એમ નથી. એક વાર ભયંકર કલહની સ્થિતિમાં પ્રવેશ કર્યો એટલે ઉપર જણાવેલું ભાવી લગભગ અનિવાર્ય છે. એવી સ્થિતિમાં ચતુર શબ્દોથી કાંઇ ઉપજે નહિ. ઓજસ અને શક્તિવાળા લોકોને પરહેજ કર્યા કે તે સત્તા નીચે લોકો દબાઇ જવાના. આવી સ્થિતિમાંથી બચવું હોય તો એકજ ઉપાય છે-ભયંકર કલહની સ્થિતિમાં પડતાં જ બચી જવું, પછી ભલે એ વિગ્રહ એક રાષ્ટ્રના ભિન્નભિન્ન વર્ગો વચ્ચે હોય કે ભિન્નભિન્ન રાષ્ટ્રો વચ્ચે હોય.

"અમે અંગ્રેજો, સામાન્ય રીતે બોલતાં, ભૂતકાળમાં અમારા કજીઆ-સામાજિક કે રાજકીય—માયાળુ માનવ સંબંધો તૂટી જાય એટલી હદ સુધી લઈ જવામાં મોળા છીએ." પરદેશીઓ અમારા ભિન્નભિન્ન રાજકીય અને સામાજિક વિચારવાળા માણસો વચ્ચે મૈત્રી અને માયાળુ સંબંધ જોઇ આશ્ચર્ય પામે છે. આ સહચારની ભાવના એવી નાજુક છે કે જે ભવિષ્યના કજીઆઓથી તૂટી જાય! કોમળ ભાવો અને સંયમ, અને હદબ્હાર જતાં બચાવી લેતા હાસ્યરસથી યુક્ત ઉદારવૃત્તિ-આ બધા ભાવો આ ભાવનામાં રહેલા છે. ઘણા લોકો આ સૂક્ષ્મ બાબતોની અવગણના કરે છે; કારણ કે એમનાથી જે અનિષ્ટ અટક્યું નથી તે સૌ કોઇ જોઈ શકે છે, પણ એમનાથી જે વધારાનું અનિષ્ટ રોકાયું છે તે બધા જોઇ શકતા નથી. આ જાતનું વાતાવરણ સાચવી રાખવાથી આપણો છૂટકારો થશે. એક બીજા સાથે સારો સંબંધ રહી શકે એવી રીતે ચર્ચા અને વાદવિવાદથી આપણે જો આપણી સંસ્થાઓમાં પ્રગતિશીલ સુધારો કરી શકીએ તો આપણા ટાપુમાં તો હાલ છે તેના કરતાં વધારે સંતોષકારક અને વધારે કાર્યકારી પ્રજાતન્ત્રનો વિકાસ થઇ શકે. આ જાતનું વાતાવરણ બીજી પ્રજાઓ ઉપર ફેલાઇ શકે તો જગત્ કોઇ દિવસે સ્વતન્ત્ર પ્રજાઓના મંડળને વિગ્રહને નાબૂદ કરી નાંખતું જુએ. આ જાતના વાતાવરણ સિવાય બધી ગોઠવણો ફોગટ જશે; ગરીબ બીચારા આગ્રહ ઉપર સ્વાતન્ત્ર્યનું ભાવિ ઉજ્જવલ દેખાતું નથી."

આ આખો લેખ વાંચતાં હૃદયમાંથી ઉદ્‌ગાર નીકળી જાય છે કે ક્યાં–દુનીઆ ક્યાં જાય છે! ઉપર સાર આપ્યો છે એ લેખના વિદ્વાન્ લેખકને તો ખાત્રી છે કે યુરોપીય સંસ્કૃતિ જોખમમાં નથી. એ વિશ્વાસ એમને સંતોષ આપતો હશે, પણ જે ભયંકર સ્થિતિનું તેઓ સચોટ વર્ણન આપે છે તે સ્થિતિના મૂળમાં યુરોપીય સંસ્કૃતિ–ખાસ કરીને તેમણે કેળવેલી વૈજ્ઞાનિક બળ અને યોજનાપૂર્વક સંઘટ્ટન કરવાની શક્તિરૂપ સંસ્કૃતિ—છે તે તેમના મગજમાં નથી આવતું, એ જરા આશ્ચર્યકારક છે. વિજ્ઞાનના બળથી વસ્તુઓ પ્રાપ્ત કરવાની શક્તિ કેવળ અનેક ગણી વધી જાય તેમાંથી બીજું શું ફળ આવે? સ્વાભાવિક રીતે માણસ સ્વાર્થ અને લોભથી પ્રેરાએલો હોય છે; આ વાસનાઓને ત્યાગ અને ઉદારતાથી કબજામાં લાવવાની હોય છે. હવે જ્યારે વિજ્ઞાનથી સ્વાર્થ પ્રાપ્તિનાં સાધન વધી જાય, પરિણામે લોભ વધી જાય—પોતાના બળથી પ્રાપ્ત કર્યું એટલે પોતાનું એ નીતિનો આ બધાને રેકો મળે—ત્યાગની ભાવનાનો સામાન્ય રીતે ઉપહાસ થાય અને રાષ્ટ્રીય ત્યાગ એ લગભગ પાપ ગણાય—ત્યારે આવી સ્થિતિમાં બીજું શું પરિણામ આવે? અત્યારે જાણે બધા ધર્મ જુદા પડી ગયા હોય એમ લાગે છે! નહિતો આ અતુલ બળ સાથે તેટલુંજ સંયમ-સામર્થ્ય ઉત્પન્ન થયું ન હોત! વર્તમાન યુરોપીય સંસ્કૃતિને જંગલીપણા તરફથી ભય નથી તે માટે લેખકે આપેલાં કારણો સાચાં લાગે છે. પણ આ લેખકની સંસ્કૃતિ અને જંગલીપણા વચ્ચે ગાત્ર ગણિતનો તફાવત છે. જેની પાસે મારવાનાં અને લૂંટવાનાં થોડાં સાધનો હોય તે જંગલી—અને વિજ્ઞાનની મદદથી આવાં સાધનો જેની પાસે અનેક ગણાં હોય તે સુધરેલા; અને આ ગણિતના નિયમથી જ વિજ્ઞાનથી સજ્જ થોડાક માણસો આ મદદ વિનાના ઘણા માણસોને દબાવે એમાં પણ કાંઈ આશ્ચર્ય નથી. આમાં અભિમાન લેવા જેવું શું છે? આવી સંસ્કૃતિને અમરપણું મળે એમાં દુનીઆનું શું ભલું થવાનું? વિજ્ઞાનનો ઉપયોગ જેટલો બાહ્યસંપત્તિ વધારવામાં કરવામાં આવ્યો છે તેટલોજ જો આધ્યાત્મિક સંપત્તિ માટે કરવામાં આવ્યો હોત, તો પ્રમાણ જળવાઈ રહેત અને આ દશા પ્રાપ્ત ન થાત. પ્રાચીન ભારતીય સંસ્કૃતિમાંથી આ બાબતમાં કાંઈ પ્રેરણા મળે? અસ્તુ.

લેખક આ સ્થિતિમાંથી બચી જવા માટે એમ સલાહ આપતા જણાય છે કે ભિન્ન ભિન્ન રાષ્ટ્રો વચ્ચે સહચાર અને મૈત્રી કેળવવાં જોઈએ. થોડાંક પણ સ્પષ્ટ કથનોથી લેખકનો એવો અભિપ્રાય સમજાય છે કે વર્તમાન સ્થિતિમાં જાણે ઇંગ્લાંડનો કાંઈ હાથ નથી અને મૈત્રી અને સહચારની પ્રેરણા દુનીઆને ઇંગ્લેન્ડ તરફથી મળે. આ વાંચતાં સ્હેજે હસી જવાય છે! જે હાસ્યરસનો ઉલ્લેખ લેખકે કર્યો છે તે તેમનામાં હોત તો આવું કહેવાને તેઓ ન પ્રેરાત. સહચાર અને મૈત્રી કેળવવાં—જરૂર કેળવવાં. પણ શી રીતે? જ્યાં સુધી એક હાડકાના ટુકડા માટે લડતાં બે કૂતરાઓમાંથી એક પણ થોડું ઘણું જતું કરવાને તૈયાર ન હોય ત્યાં સુધી કજીઓ શી રીતે શમે? અને ઇંગ્લેન્ડ તરફથી શાન્તિ અને મૈત્રીનો સંદેશો મળે! જગતમાંથી જેટલું લૂંટી લેવાય એટલું લૂંટી લઇ, પચાવી દઇ ઇન્ગ્લેન્ડ શાન્તિનો ઉપદેશ કરે! સો ઉંદર મારી બિલાડી હાજ પાદે બેસે છે! રાષ્ટ્રો સ્વાર્થત્યાગ કરે અને શાન્તિ સ્થાપે એ પહેલાં ઇંગ્લેન્ડ જેવા લૂંટારુ દેશો જે પારકું પચાવી પડ્યા છે તે પાછું ન સોંપે ત્યાં સુધી શાન્તિની આશા શી રીતે રાખી શકાય? બીજાને ઉપદેશ આપ્યા કરતાં પોતાના હૃદયમાં ઇંગ્લેન્ડ જરા દૃષ્ટિ કરે તો સારું.

ઇંગ્લેન્ડને કજીઆ ગમતા નથી એ વાત સાચી હશે. તે દેશના રાજકીય અને સામાજિક પક્ષોનો અંદર સંબંધ દોસ્તીનો હશે. પણ આમાં શું વળ્યું? ઇંગ્લેન્ડે ક્યારે પોતાનો સ્વાર્થ માનવજાતિના સુખ માટે રાજીખુશીથી છોડી દીધો છે? અડધી દુનીઆ પચાવી પડ્યા પછી કજીઆ કરવા લાભદાયક ન જ હોય! ઇન્ગ્લેન્ડ બીજાં રાષ્ટ્રો સાથે નિરસ્વાર્થ મૈત્રીનો કેટલો સંબંધ રાખે છે તેનાથી તો આખો વિદ્વાન્

લેખક અજ્ઞાત ન જ હોય! હિન્દુસ્થાનમાં પ્રજા પાસેથી હથીઆર ફેંસલાવી લઇ પોતાનો દેશ કેટલી બહાદુરીથી (!) અમલ ચલાવે છે, પોતાના દેશના એક વર્ગના સુખની ખાતર આ ગરીબ અને શાન્તિપ્રિય પ્રજાના પ્રાણ કેવી રીતે ચૂસાય છે. જગતમાં ઇશ્વરના અસ્તિત્વને સાર્થક બનાવનાર આ પાપ સામે માથુ ઉંચું કરનાર સાથે શી રીતે વર્તવામાં આવે છે. અને જાણે આટલાં પાપ બસ ન હોય, જાણે ઇશ્વરનો અપરાધ પુરો ન થયો હોય તેમ એ પ્રભુના માણસને, એ પ્રેમ–સત્ય–અહિંસાની મૂર્તિને ગુન્હેગાર ગણી કેદ કરી દીધી—આ બધી બાબતો અંગ્રેજ વિચારકોના મગજમાં પેસતી નહિ હોય ? કે એમની આંખો સ્વાર્થ આગળ મીચાઇ જાય છે ? પણ આ સંયમની અને ત્યાગની વૃત્તિ વિના ઐહિક સંપત્તિ જીરવવી અશક્ય છે. રાષ્ટ્રમાં જ્યારે સંપત્તિનું અજીર્ણ શરૂ થાય છે ત્યારે તેનું વિનાશક પ્રવર્તવા માંડે છે. આનો ઉપાય વિજ્ઞાનને ફેંકી દેવામાં નથી; પુરુષાર્થને શૂન્ય બનાવવામાં નથી. પણ વિજ્ઞાનથી પ્રાપ્ત થતી ઐહિક સંપત્તિને જીરવી શકે એવી આધ્યાત્મિકશક્તિ ખીલવવામાં છે; અને આ શક્તિ ખીલવવાના સાદા અને સહેલા ઉપાય દરેક ધર્મમાં સમાએલા હોય છે. તેની ઉપેક્ષા કરવાથી જ તે નિરુપયોગી લાગ્યા છે. હાલ પણ વ્યક્તિ વ્યક્તિના સંબંધમાં ધાર્મિક દૃષ્ટિએ વર્તનારા ઘણા હશે. પણ એને સામુદાયિક ધર્મ બનાવી સમુદાયોના વ્યવહારમાં તેનો ઉપયોગ કરવાનાં પગલાં તો ગાંધીજીએ જ લીધાં છે.

આ ધર્મમાં મતભેદ દૂર કરવાના અને અન્યાય સામે લડવાના પણ ઉપાયો રહેલા છે. આ ધર્મનાં-તેના પ્રવર્તકનું નામ આપીએ તો-આ ગાંધી ધર્મનાં તત્ત્વોને સ્વીકારી તે પ્રમાણે આચરવામાં જ જગતનું હિત સમાએલું છે. અમે આ વિદ્વાન લેખકની માફક એમ નહિ કહીએ કે શાન્તિ અને બન્ધુભાવની પ્રેરણા દુનીઆ અત્યારે હિન્દુસ્થાનમાંથી મેળવી શકશે, પણ અમે એટલી તો જરૂર આશા રાખીએ છીએ કે મહાત્માજીએ બતાવેલાં સાધનોનો ઉપયોગ કરી, બ્રિટિશ સરકારને મ્હાત કરી જ્યારે હિન્દુસ્થાનમાં સ્વરાજ્ય સ્થપાશે ત્યારે દુનીઆનાં બીજાં રાષ્ટ્રોને જરૂર માર્ગસૂચન મળશે. બાકી અત્યારે તો અંધકાર એટલું ગાઢ છે કે–'**तमसोमा ज्योतिर्गमय**' ( અંધારામાંથી મને અજવાળામાં લઇ જા) એ જ ચીસ હૃદયમાંથી નીકળી પડે છે!

ર. છો. પ.

---

# મરાઠા અને અંગ્રેજ

પુનાના સુપ્રસિદ્ધ સાપ્તાહિક 'ધી મરાઠા' પત્રના તંત્રી અને લોકમાન્ય ટિળકના અગ્રણી અનુયાયી રા. રા. નરસિંહ ચિંતામણ કેલકરે ઉપરના નામનું એક પુસ્તક ઇ. સ. ૧૯૧૮ ની સાલમાં બહાર પાડ્યું હતું. તે પુસ્તકે મરાઠી ભાષા બોલનાર પ્રજામાં એટલી બધી જિજ્ઞાસા ઉશ્કેરી કે તેની પહેલી આવૃત્તિ એક માસમાં ખપી ગઈ અને તરત જ બીજી આવૃત્તિ બહાર પડી. એ પુસ્તકની ત્રીજી આવૃત્તિ ઇ. સ. ૧૯૨૨ ના અંતમાં બહાર પડી તે હમણાં જ મારા જોવામાં આવી; આ પુસ્તકને મિ. કેલકર 'મરાઠાશાહીનું શત સાંવત્સરિક વાઙ્મયશ્રાદ્ધ' એવું ઉપનામ આપે છે અને તેમાં શિવાજીએ સ્થાપેલ મરાઠાઓના રાજ્યના અંતને સો વરસ થયાં હોવાથી તે પ્રસંગે એ 'શિવશાહી' અથવા મરાઠાશાહીના અંતનાં કારણોની ચર્ચારૂપ આ ગ્રંથ લખેલ છે. સુપ્રસિદ્ધ ઇતિહાસક મેકોલેનું વચન છે કે History is politics teaching by examples, ઇતિહાસ એ દાખલાથી રાજ્યનીતિ શિખવનાર વિષય છે. એ પ્રમાણે અત્યારે આપણે સ્વરાજ્ય મેળવવાની ઉત્સુકતામાં પડેલા વર્ગને આવશ્યક છે કે આપણા દેશનો ઇતિહાસ વાંચી આપણું સ્વરાજ્ય ક્યાં કારણોથી ગયું તે પણ આપણે જાણવું. 'મરાઠાશાહી'નો અંત આવ્યે માત્ર એકસો જ વર્ષ થયેલાં હોવાથી એ દાખલો તદ્દન નજીકનો અને તેટલે અંશે આપણી પ્રજાના ગુણદોષના વિવેચનમાં અતિ બોધપ્રદ થઇ પડવાનો એ નિઃશંક છે; તેમાં વળી મિ. નરસોપંત જેવા રાષ્ટ્રીય વર્ગના અગ્રણીને હાથે એ વિષયની ચર્ચા થયેલી હોવાથી તેમાં પરગુણઅભિનંદન અને સ્વદોષદર્શનમાં અતિશયોક્તિના અંશ હોવાનો બિલકુલ સંભવ નથી. અને તેટલા માટે રાજકીય વિષયોની ચળવળના આ જમાનામાં આ પુસ્તક દરેક વિચારવંત દેશહિતૈષી ગુજરાતીના ગંભીર ચિંતનને પાત્ર છે.*

પ્રસ્તુત પુસ્તકના મિ. કેલકરે બે વિભાગ કર્યા છે. પૂર્વાર્ધમાં ઇતિહાસ અને ઉત્તરાર્ધમાં વિવેચન આપેલ છે. ઇતિહાસના વિભાગમાં પ્રથમ પ્રકરણ અંગ્રેજના આગમન પહેલાંનું મહારાષ્ટ્ર, બીજું પ્રકરણ અંગ્રેજ હિન્દુસ્તાનમાં શા માટે અને કેવી રીતે આવ્યા તે, ત્રીજા પ્રકરણમાં મરાઠા અને અંગ્રેજના સંબંધના ઇતિહાસનો પૂર્વરંગ તે શરૂઆતથી તે વડગામની સંધિ સુધીનું પ્રકરણ અને ચોથા પ્રકરણમાં મરાઠા અને અંગ્રેજના ઇતિહાસનો ઉત્તરરંગ એટલે મરાઠાશાહીના અંતસુધીનો ઇતિહાસ આપે છે. એ પ્રમાણે એ બે પ્રકરણમાં શિવાજી, સંભાજી, રાજા-

* આ પુસ્તકનો પૂર્વાર્ધ આ કાર્યાલય તરફથી શ્રાવણ માસમાં બહાર પડશે.

રામ અને શાહુ એ છત્રપતિ અને બાલાજી વિશ્વ-
નાથથી બીજા બાજીરાવ પર્યન્તના પેશવાઓનો અં-
ગ્રેજ સાથેનો ઇતિહાસ આપી આ વિષયનું મુખ્ય
કથાસૂત્ર બતાવાયછે; પણ તે ઉપરાંત પેશવાની માફક
બીજા મરાઠા સરદારો સાથેના અંગ્રેજના સંબંધ
વિષે પણ માહિતી દેવાની જરૂર છે એટલે પાંચમા
પ્રકરણમાં મરાઠા રાજમંડળ અને અંગ્રેજનો ઇતિ-
હાસ આપે છે અને તેમાં સતારાના ભોંસલે અને
અંગ્રેજ, કોલ્હાપુરના ભોંસલે અને અંગ્રેજ, નાગ-
પુરકર ભોંસલે અને અંગ્રેજ, સાવંતવાડીકર ભોંસલે
અને અંગ્રેજ, સિંધીઆ અને અંગ્રેજ, હોલ્કર અને
અંગ્રેજ, ગાયકવાડ અને અંગ્રેજ, આંગ્રે અને અં-
ગ્રેજ, પટવર્ધન અને અંગ્રેજ વિષે ફોડવાર માહિતી
આપી આ ઇતિહાસનું પ્રકરણ પૂરૂં કરવામાં આવે
છે. એ પ્રકરણ ઇતિહાસના અભ્યાસકને ઉપયોગી
છે પણ સામાન્ય વાચકવર્ગને એ ઇતિહાસની વિગ-
તમાં બહુ રસ ન હોવાથી તે તે વિષયના શોખીનને
માટે રાખી આપણે આગળ ઉત્તરાર્ધ જોઇએ. આ
ઉત્તરાર્ધમાં પણ પાંચ પ્રકરણ છે. તેમાં પહેલા પ્રક-
રણમાં મરાઠા અને અંગ્રેજોનો સમકાલીન ઉત્કર્ષા-
પકર્ષનો ઇતિહાસ આપવામાં આવેલ છે; બીજા
પ્રકરણમાં મરાઠાશાહી શાથી બૂડી? એ સવાલની
ચર્ચા કરવામાં આવેલ છે. ત્રીજા પ્રકરણમાં મરાઠા-
શાહીની રાજ્યવ્યવસ્થા અને તેમાં પણ સૈન્યનાં
બધાં અંગોની વ્યવસ્થા, પાયદળ, હયદળ, તોપખાના
વગેરેની ગોઠવણ તથા તે ઉપરાંત જમીનના કરની
મહેસુલ, ગ્રામવ્યવસ્થા, લોકસંરક્ષણ, તુરંગ, ટપાલ,
ટંકશાળ તથા નાણું, જકાત તથા કર, વ્યાપાર વગેરે
વિષયોની વ્યવસ્થા ચીતરવામાં આવી છે. તેજ પ્ર-
માણે ચોથા પ્રકરણમાં મરાઠાઓનું પાદશાહી ધોરણ
એ નામ નીચે દિલ્હીના પાદશાહની સાથે મરાઠાઓનો
સંબંધ અને તેનો ઇતિહાસ આપવામાં આવ્યો છે;
એટલે કે દક્ષિણમાં મરાઠાઓનું નાનું સંસ્થાન હતું
તેમાંથી વધીને આખા હિન્દ ઉપર મરાઠી સામ્રા-
જ્યનો વિસ્તાર થયો તે ઇતિહાસ આપવામાં આવ્યો
છે; અને છેવટે પાંચમા પ્રકરણમાં ઉપસંહાર તરીકે
મરાઠા અને અંગ્રેજોના ગુણદોષનું પરીક્ષણ આપ-
વામાં આવ્યું છે. શરૂઆતમાં મિ. કેલકર કહે છે કે
મોગલ પાદશાહીને ખાઇ જઇ તે ઉપરાંત સારા
હિન્દુસ્તાનનો રાજ્યકારભાર પોતે ગળી જવાની
મરાઠાઓની મહત્વાકાંક્ષા ફલિભૂત તો ન થઈ પણ
ઉલટું તેઓએ પોતાનું રાજ્ય પણ ખોઇ બેસવાની
સંધિ આપી. આ પ્રમાણે પોતાના રાજ્યના નાશને
માટે મરાઠા તરફનાં કારણોની મિમાંસા આપણે કરી
ગયા છીએ પણ અંગ્રેજ હિન્દુસ્તાનમાં વિજયી થયા
તે માત્ર મરાઠાઓના દોષને લીધે નહિ પણ તેમના
પોતાના કેટલાક ગુણો પણ તેમને આ કામમાં ઉપ-
યોગી થયા હતા એ વિસરવું જોઇતું નથી. અંગ્રેજ
આ દેશમાં વેપાર માટે આવ્યા, અને જેવી રીતે
મરાઠાઓએ દિલ્હીના પાદશાહની નોકરી કરતાં કરતાં
સામ્રાજ્યસત્તા પોતાના હાથમાં લઇ લીધી તે પ્રમાણે
અંગ્રેજોએ પણ વેપાર ખેડતાં ખેડતાં રાજ્ય પ્રાપ્ત
કર્યું. રાજ્ય એ કદાચિત તેઓનું મૂળ સાધ્ય નહિ
હોય, પણ વેપારવૃદ્ધિનું એ એક ઉત્કૃષ્ટ સાધન છે
એ વાત તેઓને તરત ધ્યાનમાં આવી અને તે વખ-
તથી તેઓ રાજ્ય મેળવવાના ઉદ્યોગમાં પણ પડયા.
આ કામમાં તેમને પરિસ્થિતિ બહુ પ્રતિકૂલ હતી;
તેઓનું મૂળ ઠેકાણું ઇંગ્લાંડ હિન્દુસ્તાનથી હજારો
માઇલ દૂર અને કેવળ સમુદ્રમાર્ગથી આવવાનું,
વળી તેમાં આજના જેવાં વરાળ, વિજળી વગેરેનાં
યંત્રોથી ત્વરિત મુસાફરીનાં સાધન ન હતાં. રસ્તામાં
પ્રતિસ્પર્ધી યુરોપીય દરીઆઇ બળવાળાં રાજ્યો તરફ-
ની બીતિ, હિન્દમાં મુસલમાન, મરાઠા વગેરે પ્રબળ
લડવૈયા શત્રુઓ અને તેઓને ફ્રેન્ચ સરખા યુરોપી-
અન લોકની મદદ, એવી સ્થિતિ છતાં ઇસ્ટ ઈંડિઆ
કંપનીના ઝાડનાં મૂળ એક વાર જે બંગાળામાં
રોપાયાં તેણે કાળાંતરે આખા હિન્દુસ્તાનના રાજ-
રજવાડાંની સત્તાની પ્રચંડ ઇમારતોને ઉથી પાડી
જમીનદોસ્ત કરી દીધી.

કાર્યપ્રવૃત્તિને લઈને જો કે મરાઠાઓ એક
કાળે મોટા થયા હતા અને, જો કે આખા હિન્દમાં
તેઓ અજીત મનાતા હતા છતાં તેઓને પણ અંગ્રે-
જોએ હરાવ્યા એટલે અંગ્રેજોમાં ન હોય એવા કંઈ

ખાસ રાજકીય દુર્ગુણ મરાઠાઓના અંગમાં હોવા જોઇએ. તેમ કોઇ ખાસ પરિસ્થિતિને લઇને તેમનાં હાથપગ જકડાઈ ગયા હોવા જોઇએ. અને આ દુર્ગુણ અને આ પરિસ્થિતિના ફાયદા અંગ્રેજને મળ્યા એ સ્પષ્ટ છે. તો આ દુર્ગુણ કયા અને એ પરિસ્થિતિ કઇ તેનો આપણે વિચાર કરીએ.

મરાઠાઓમાં મોટો દુર્ગુણ દેશાભિમાનનો બહુ અંશે અભાવ એ છે. આ સદ્‌ગુણની પેદાશ જ હિન્દુસ્તાનમાં અતિઅલ્પ થાય છે તો પછી મહારાષ્ટ્રીઓને ભાગે તેનો કેટલોક અંશ આવે! આપણે લોક ગરીબ અને ભોળા તરીકે આખા જગતમાં પ્રાચીન કાળથી પ્રસિદ્ધ છીએ. ગમે તે પરદેશી લોક આપણા ઉપર સ્વારી કરે, આપણી ગ્રામસંસ્થા, ધર્મભાવના, રીતિરિવાજ, વતન હક્ક, એની અંદર જ્યાં સુધી રાજ્યકર્તા હાથ ઘાલતા નથી ત્યાં સુધી એ લોક કોણ છે, શું કરે છે તેની પંચાત આપણે કરતા નથી. ધાર્મિક બાબતમાં પરમત અસહિષ્ણુતા એ દુર્ગુણ છે તે આપણે જાણીએ છીએ પણ રાજકીય બાબતમાં પરચક્ર અસહિષ્ણુતા એ અમૂલ્ય સદ્‌ગુણ છે એ આપણને ખબર નથી. શિવાજીના વખતથી તે શાહુની કારકીર્દિની શરૂઆત સુધી મરાઠા-લોકમાં દેશાભિમાનનો પવન વાતો હતો એમ ઘણાને લાગે છે; પણ તે વૃત્તિને દેશાભિમાનનું નામ આપવાને બદલે રાજ્યાભિમાન એ નામ આપવું વધારે યોગ્ય છે. કારણ શિવાજી મહારાજની ફોજમાંના મરાઠા મુસલમાનો સામે એકનિષ્ઠાથી લડતા હતા તો તેની સામેના મુસલમાન લશ્કરમાં બીજા મરાઠાઓ એટલીજ એકનિષ્ઠાથી શિવાજી મહારાજની સામે યુદ્ધ કરતા હતા. શાહુની કારકીર્દિમાં રાજ્યના બે ભાગ થયા એટલે એ દેશાભિમાનના પણ જાણે બે કટકા થયા અને પછી પેશવા, ભોંસલે, ગાયકવાડ, આંગ્રે પ્રતિનિધિ, સચિવ, કોલ્હાપુરકર વગેરે સંસ્થાનો થયાં અને એ સંસ્થાનોમાંથી વળી સિંધીઆ, હોલ્કર, પટવર્ધન, રાસ્તે વગેરે પટાયતો થયા એટલે ઉપર કહેલા રાજ્યાભિમાનના પણ બારીક ટુકડા થઇ છેવટે તે અદૃશ્ય થઇ ગયું. પેશવાઇના વખતમાં રાજ્યાભિમાન હતું એમ કહેવાં જાઇએ તો તે રાજ્યના શત્રુ નિઝામઅલ્લી અને હૈદરઅલીની ફોજમાં હજારો મરાઠા સિલેદારો અને સરદાર હતાં અને તેઓ પેશવા સામે લડવામાં બિલકુલ આંચકો ખાતા નહીં. પેશવાઈ માટે બ્રાહ્મણોને અભિમાન હતું એમ કહીએ તો તે પણ પેશવાના પ્રતિસ્પર્ધીઓ જાટ, રોહિલા, અંગ્રેજ, રાજપુત વગેરે લોકોની નોકરીમાં રહી પેશવાઈનું અકલ્યાણ કરવામાં પ્રવૃત્ત હતા. ઈસ્ટ ઈંડિયા કંપનીની મુંબઇ ખાતાની પાયદળ પલટણો પેશવાની રૈયત મરાઠાઓની જ હતી અને તેમાંના હજારો અંગ્રેજ તરફથી લડતાં સમરાંગણમાં પડયાના દાખલા મોજુદ છે; આથી ઉલટું અંગ્રેજોનું દેશાભિમાન કેવું જાગ્રત હતું તે સુપ્રસિદ્ધ છે. એક અંગ્રેજ ડાકટરે પાદશાહની છોકરીને ઔષધ આપી સાજી કરી ત્યારે પાદશાહે ખુશી થઈ તેના લાખ, અર્ધોલાખ રૂપિયા ભેટ આપવા માંડયા. પણ તે ડાકટરે બીજી કાંઈ બક્ષિસ ન લેતાં બાદશાહને અર્જ કરી કે મારા દેશના લોકોને તમારા રાજ્યમાં વેપાર કરવાની પરવાનગી આપો એટલે મને તમારી બક્ષિસ પહોંચી. મીરજાફરના મૃત્યુપત્રને લીધે કલાઇવને મળેલી બક્ષિસની રકમ તેણે પોતાના દેશના લશ્કરી અમલદારોના ઉપયોગ માટે વાપરી અને ખર્ડાની લડાઈ પછી કોલકરારની કલમો નક્કી કરતી વેળાએ નિઝામઅલીએ નાના ફડનવીસને ત્રીસ હજાર રૂપીઆની આવકનું ગામ બક્ષિસ આપ્યું તે તેણે પોતાના ખાનગી ઉપયોગ માટે ખુશીથી સ્વીકાર્યું.

ચાર પાંચ જણ ભેગા થઇ એકાદી સંસ્થા ચલાવવાની અથવા એકાદ કારભાર પાર પાડવાની આપણને ટેવ નથી એટલે તેવું કામ આપણા અંગ ઉપર આવતાં તે એકચિત્તથી ચલાવતાં આપણને આવડતું નથી. મતભેદ અને પક્ષાપક્ષી થઈ છેવટે ટંટા થાય છે એ આપણે હમેશ જોઇએ છીએ. આ વાત જે આપણા હાલના વ્યવહારમાં આપણે જોઇએ છીએ તેજ વાત જુના વખતના રાજ્યકારભારમાં પણ બનતી હતી; શિવાજી દિલ્હી ગયા ત્યારે મોરોપંત પેશવા અને અણ્ણાજી દત્તો સચિવને

રાજ્યનો કુલ અખત્યાર સોંપીને ગયા હતા, પણ તે બે વચ્ચે મત્સર અને દ્વેષ ઉત્પન્ન થવાથી રાજ્યકારભાર સારી રીતે ચાલ્યો નહીં. શિવાજી જલદી પાછા ફર્યા એટલે તે વખતે કાંઇ ગંભીર પરિણામ આવ્યું નહીં, પણ આગળ જતાં શંભાજીની કારકીર્દિમાં તે આવ્યું જ. રાજારામે સંતાજીની મુખ્ય અને ધનાજીની નાયબ સેનાપતિ તરીકે નીમણુક કરી તેમના પર સૈન્યનો કારભાર સોંપ્યો તો એ બે વચ્ચે અણબનાવ થયો ને તેમાં સંતાજીનું ખૂન થયું. શાહુની કારકીર્દિમાં સેનાકર્તા અને સેનાપતિ એવી બે નીમણુકો કરી ચડાઇ ઉપર રવાનગી થઇ ત્યાં તે બે વચ્ચે કજીઓ થયો અને સેનાકર્તા ઉપર મોટા સંકટનો પ્રસંગ આવી ગયો.........અંગ્રેજલોકમાં આવા ટંટા નથી-થતા એમ નથી. હમેશાં થાય છે પણ સમૂહસ્વરૂપથી કામ કરવાની તેઓને ટેવ પડેલી હોવાથી તેમના ટંટા એટલી હદ સુધી નથી જતા કે ઉદ્દિષ્ટ કાર્યનો તેથી ઘાત થાય.

સમૂહસ્વરૂપે કામ કરતાં આપણને આવડતું ન હોવાને લીધે આપણાં રાજ્યતંત્રો પાશ્ચાત્યો પ્રમાણે સંસ્થાપ્રધાન રહી શકતાં નથી. પણ તે વ્યક્તિપ્રધાન જ હોય છે, એટલે બુદ્ધિમાન, ઉત્સાહી, નિગ્રહી એવી એકાદ પ્રબળ વ્યક્તિ આગળ આવી મુખ્ય અધિકારી થાય એટલે બીજા બધાએ તેની પ્રેરણા પ્રમાણે કામ કરવું એજ આપણી પ્રકૃતિને માફક આવે છે. પણ જ્યારે એવી કોઇ પ્રબળ વ્યક્તિ અધિકાર પર આવે છે ત્યારે પ્રથમ તો તે અધિકાર પોતાના કુટુમ્બમાં પરંપરા ચાલુ રહે એવો બંદોબસ્ત કરી નાંખે છે. એવા એક કુલના અધિકારીઓ એક પછી એક સારા નીપજે તો રાજ્યતંત્ર ઉત્તમ જ ચાલે. પણ એમ ન બને, એકાદ વ્યક્તિ ખરાબ નીકળે કે કામ બધું બગડે છે. શિવાજીએ માણસો તૈયાર કર્યા, પ્રત્યેક ખાતાની પદ્ધતિ બાંધી દીધી, એ બધું કર્યું. પણ પછી શંભાજી ગાદીપર આવતાં જ પાછલાં પચાસ ત્રીસ વર્ષની મહેનત ધૂળધાણી થઇ ગઇ. બાલાજી વિશ્વનાથથી માંડીને માધવરાવ સુધી ચાર પેશવા એક પછી એક સારા થયા એટલે પેશવાઇનું તંત્ર સારૂં ચાલ્યું. પણ તે પછી રાઘોબાની મૂર્તિ સત્તા ઉપર બેઠી કે ટંટાબખેડાનો સુકાળ થયો અને રાજ્યની કાયમની ઉતરતી કળા બેઠી. નાના ફડનવીસ મરાઠાના અદ્વિતીય રાજ્યકાર્યધુરંધર પુરૂષ હતા; મહાદજી સિંધીઆ મરાઠાના અદ્વિતીય સેનાનાયક હતા એ ખરૂં. પણ તે ગયા પછી શું ! દિવા પાછળ અંધારૂં જ. તેમની અક્કલ અને તેમની કાર્યકુશળતા તેમની સાથે જ ગયાં.

ઇસ્ટ ઇંડિયા કંપની સરખી સંસ્થામાં આવો પ્રકાર કદી બને નહીં. તેનો મુખ્ય અધિકાર પ્રથમ તો અયોગ્ય માણસના હાથમાં જાય જ નહીં અને કદાચ જાય તો પણ તે માણસ સંસ્થાના કાયદાકાનૂનથી ચારે તરફથી મર્યાદિત થયેલ હોવાથી શંભાજી અથવા બાજીરાવની પ્રમાણે સ્વચ્છંદથી વર્તી શકે નહીં. સંસ્થાના કારભારમાં કાલમાન પ્રમાણે હમેશ નવુંજુનું થયાં કરે છે. તેમાં નવો ઉત્સાહ, નવી કલ્પના, નવા માર્ગ વગેરેની ભરતી થયાં કરે છે, એટલે તેની શક્તિ કાયમ રહી ક્રિયાસાતત્ય અવિચ્છિન્ન રહે છે. એકસત્તાક રાજ્ય સારૂં કે અનેકસત્તાક રાજ્ય સારૂં એ વાદમાં અત્રારે ઉતરવાની જરૂર નથી. પેશવાનું રાજ્યતંત્ર અવ્યવસ્થિત અને વ્યક્તિપ્રધાન હતું અને ઇસ્ટ ઇંડિયા કંપનીનું રાજ્યતંત્ર સુવ્યવસ્થિત અને સંસ્થાપ્રધાન હતું. પહેલાંનો ઉત્સાહ કમી થતો જતો હતો ત્યારે બીજાનો અધિકાધિક વધતો જતો હતો એટલુંજ અમારે કહેવાનું છે.

આપણા લોકમાં જ્ઞાનાર્જનની હોંસ નથી; નવી કલ્પના બેસારવી, નવીન શોધ કરવી એ ટેવ આપણામાં નથી. કોઇ નવી કલ્પના કરનાર કે શોધક મનુષ્ય નીકળે તો ગમે તેટલા પૈસા ખર્ચ કરી તે માણસને ઉત્તેજન આપી તેની કલ્પના અથવા શોધને વ્યવહારૂ કરવાની જરૂર આપણને જણાતી નથી. માત્ર બીજાનું અનુસરણ કરવાની બુદ્ધિ આપણામાં છે:-એ ખરૂં તોપખાનાની બાબતમાં જ જુઓ. યુરોપીઅન લોક તોપખાનાના ઉપયોગમાં

હુશીઆર છે; તોપના જોરપર તેઓએ ઘણાં જ આશ્ચર્યકારક પરિણામ આણી બતાવ્યાં છે; એ યુરોપીઅન લશ્કરસામગ્રી આપણા દેશમાં આવી ત્યારે આપણને ખબર પડી. આપણે તેમની પાસેથી તોપ વેચાતી લીધી, કેટલીક અહીં પણ ઢાળી, અને દારૂગોળા પણ તેઓના કહ્યા પ્રમાણે તૈયાર કરવા માંડ્યો. પણ પછી આ બાબતમાં ઉત્તરોત્તર સુધારો કરતાં જવો તે કંઇ આપણને આવડ્યું નહીં. એથી કરીને આ કામમાં અંગ્રેજ કે ફ્રેન્ચની બરોબરી આપણાથી થઇ શકી નહીં. તેઓ હર-હમેશ સુધારા કરતા જ ગયા પણ આપણને તો સોળમા શતકમાં ફિરંગીઓએ જે કિત્તો શીખવ્યો તે જ આપણે ઘૂંટ્યા કર્યો. અંગ્રેજોએ વિજયગઢ જીત્યો, પછી દસ વર્ષે માલવણ જીત્યું; તો પણ આપણે બડબડ કરી રહી ગયા. વળી બીજાં દસ વર્ષ પછી આંગ્રી લીધું તો પણ આપણે સાવધ થયા નહીં. અને તોપખાનાની મદદથી આપણા કિલ્લાનું રક્ષણ કેમ કરવું એ શીખ્યા નહીં. પછી સિંહગઢ, પુરંદર, રાયગઢ, પાસોટા, વગેરે કિલ્લા અંગ્રેજોએ એક પછી એક ઝૂંટવી લીધા તેમાં દોષ કોનો ? વારુ, તોપ ફોડનાર કારીગર કે દારૂગોળા તૈયાર કરનાર કે ચાંપતી બંદૂક બનાવનાર આપણામાં નહોતા એમ નથી. પૂનાના તોપખાનામાં જોઇએ તેટલી તોપો યુરોપીઅન તથા દેશી કારીગરો ઢાળી દેતા હતા એટલું જ નહીં, પણ મીરજના કિલ્લામાં સુદ્ધાં, જોઇએ તેટલી તોપ ઢાળતા હતા તથા જુદી જુદી જાતના ગોળા, એક સાથે કલાક પોણો કલાક બળે એવી ચંદ્રજ્યોતિ (ફુલઝરણી), બાણ અને દારુ તૈયાર કરવામાં આવતાં. પંચધાતુની તોપ ઢાળ-વાની મજૂરી તેના વજન ઉપર દરશેરના રૂપિયા સો પ્રમાણે ગણવામાં આવતી એમ અમે જુનાં દફતરમાં વાંચેલ યાદ છે. તે કરતાં અંગ્રેજી તોપ વેચાતી લેવી સસ્તી પડશે માટે ગરજવાન સરકાર જરૂર વખતે તેજ વેચાતી લેતી; ખોટ ખાઇને પણ સ્વદેશી માલ વેચાતો લેવો અને દેશી કારીગરીને ઉત્તેજન આપવું એ તત્ત્વ તે વખતે પણ પસંદ ન હતું !

તોપખાનાના કામની પદ્ધતિ પેશવાઇમાં બહુ આવડતી હોય એમ તે વખતના લેખમાં જણાતું નથી. પાનશેએ ક્યારેક તોપ ફોડી હશે તે પરથી તે પેશવાઇના અંત સુધી તોપખાનાના દરોગા તરીકે કામ કરતા. પછી તેની આવડત ચાલતા પ્રસંગે શી હતી તે કોઇ જોતું નહીં. વળી કોઇ પણ પ્રસંગે મગડી તોપોનો મોટો હલ્લો આવવાની તો ક્યાંય બીક જ નહતી; કારણ દરોગાની કાકદૃષ્ટિ હમેશા દારૂગોળાના ખર્ચ ઉપર રહેતી; વળી કદાચ તોપના આંટા બહાર કરવામાં આવે ને કદાચ તોપ બગડી જાય અથવા ફુટી જાય તો ? એટલે જૂની તોપ અને દારૂની તાણ એ બે બાબત હોય ત્યાં પછી શું પૂછવું ? ફોજનો મોરચો એકાદ કિલ્લા સામે ગોઠવવામાં આવે એટલે મોરચામાંના ગોલંદાજ એકવાર તોપ ફોડી પાછો દારૂગોળો ભરે, પછી ચલમ પીએ, કલાક બે કલાક ગપ્પાં મારે, પછી અહીંતહીં આંટા મારે અને પછી તોપમાં ભરેલો બહાર ફોડી ફરી પાછો બહાર ભરે. વળી પાછી ચલમગપ્પાં વગેરે ચાલે. આ પ્રમાણે સંધ્યાકાળ સુધીમાં દસપાંચ બહાર ફોડી તોપ તેને ઠેકાણે પહોંચતી કરી, એટલે કામ ખલાસ થયું. આ લખ-વામાં અતિશયોક્તિ બિલકુલ નથી. અંગ્રેજ પ્રેક્ષકોએ જે લખ્યું છે તે ઉપરથી અમે આ ઉતારો લીધો છે અને જૂનો પત્રવ્યવહાર જે અમે વાંચ્યો છે તે ઉપરથી આવો જ વહીવટ હતો એમ અનુમાન નીકળે છે. સન ૧૭૭૪ થી ૧૭૮૧ સુધી પેશવાઇ ફોજની અંગ્રેજો સાથે ૭ વર્ષ સુધી લડાઇ ચાલી તેમાં પાનસેએ દસ પાંચ વખત અંગ્રેજી ફોજ પર તોપનો મારો ચલાવ્યો હોય તો બહુ થયું. હરિપંત તાત્યાની પદ્ધતિ વળી નિરાળી જ હતી. તે દૂર ગોળા ફેંકનાર મોટી તોપ લઇ દોઢ બે કોસ દૂરથી અંગ્રેજી લશ્કર પર મારો ચલાવતો. તેનો હેતુ એ હતો કે જો સુદૈવથી ટોપીવાળાને ગોળા લાગે તો તેનાં સો પચાસ માણસો ઠાર થાય, તેમ નહીં તો નિદાન તેનો હલ્લો આવે ત્યાર પહેલાં આપણી તોપ આપણે પાછી લઇ જઇ બચાવી શકીએ.

કોઇ એમ કહે કે તોપખાનાને કામનું આ વર્ણન દોલતરાય સિંધીઆની ફોજને લાગુ નહીં પડે, કારણ તેનું તોપખાનું અંગ્રેજોની બરાબરીનું હતું એમ ખુદ અંગ્રેજ લેખકોએ પણ કબૂલ કર્યું છે, તો તે કહેવું વાસ્તવિક છે. પણ તે ઉપરથી આપણા હિંદી લોક તોપખાનાના કામમાં ખુદ અંગ્રેજોની બરાબરી કરી શકતા એમ સિદ્ધ થતું નથી. કારણ સિંધીઆના તોપખાનામાં ફ્રેન્ચ અને અંગ્રેજ અમલદારો મુખ્ય હતા અને તેને લીધે આખરે સિંધીઆને ફાયદો થવાને બદલે નુકસાન જ થયું કારણ એ પરદેશી લોકમાંથી ઘણા અણીને વખતે અંગ્રેજને જઇને મળી ગયા અને તેથી તેમણે તૈયાર કરેલ કારખાનાં અતિ અલ્પ શ્રમથી અંગ્રેજોના હાથમાં ગયાં.

સિંધીઆ અને ભોંસલેને અંગ્રેજો સાથે લડવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેમણે હોલકરને પોતાની સાથે સામેલ કરવાનો પ્રબળ પ્રયત્ન કર્યો, પણ તેણે તે વખતે કાંઇ માન્યું નહીં. પણ બીજે જ વર્ષે જ્યારે અંગ્રેજોની લડાઇનાં બાણુ એકલા હોલકર પર આવવાં માંડ્યાં ત્યારે તે સંકટમાં આવી પડ્યો. તે વખતે પોતાને સહાય કરવા માટે તેણે મરાઠા રાજ્યના સર્વ સરદારો પર પત્ર લખ્યા હતા; પણ તે જ વિચાર આગલા વર્ષે તેને સૂઝ્યા હોત અને તેણે સિંધીઆ ભોંસલેને ખરા દિલથી મદદ કરી હોત તો કેવું સારું થાત ?

આ પ્રમાણે મરાઠાઓએ પરદેશી તોપખાના, કવાયતી લશ્કર અને આરબો વગેરેની અશિક્ષિત પલટણો એમની મદદથી પોતાના રાજ્યનો બચાવ કરવાની આશા રાખી અને તેથી તે નિષ્ફળ ગઇ. આજ પૈસા તેમણે જે 'માવલા' જાતીના દેશી લોકની પાયદળ ટુકડી તૈયાર કરવામાં વાપર્યા હોત અને દેશી અમલદાર નીમ્યા હોત તો તેઓનો કાંઇ જ ઉપયોગ ન થાત ? પણ તે બીચારા પડ્યા દેશી ! તેના પર કોની નજર ઠરે ! પઠાણ, આરબ, રોહિલા એમનો પગાર સાતથી દસ રૂપીઆ અને માવલાનો પગાર ૩ થી ૪ રૂપીઆ. પરદેશી લોકોએ અમારી ચઢાઇમાં ભાગ લેવો અને માવલા લોક અમારાં ઘરબાર અને બાંઇડીછોકરાં સંભાળે. આજ માવલા લોક શિવાજીના વખતમાં કાબુલકંદહારના પ્રચંડ જવાનમર્દોની નજરમાં કાળ જેવા દેખાતા હતા અને પેશવાઇના વખતમાં તે નાદાન ઠર્યા. આજે પણ એ માવલા જગતમાં ઉત્કૃષ્ટ લડવૈયા તરીકે અંગ્રેજ અને ફ્રેન્ચ લોકની સાથે ખાંધે ખાંધ લગાડી છેલ્લા મહા યુદ્ધમાં લડ્યા અને જર્મન સુલ્તાને હરાવવા શક્તિમાન થયા એ જગતે ખુલ્લી નજરે જોયું છે. યોગ્ય ઉત્તેજન અને શિક્ષણ મળવાની આટલી તેમની પાત્રતા છે એ માત્ર પેશવાઇના વખતમાં કોઇને ખબર ન હતી.

First Maratha War એ શબ્દનો અર્થ અંગ્રેજોનો મરાઠા સાથે પહેલો વિગ્રહ એ થાય છે. પણ આ યુદ્ધ અંગ્રેજ અને સર્વ મરાઠી સામ્રાજ્ય વચ્ચે હતું એમ કાંઇ નથી. પેશવાઇ એટલે 'શિવશાહી' અથવા સર્વ મરાઠી રાજ્ય એમ નથી; માત્ર શિવશાહીનો તે એક મોટો ભાગ હતો એ આપણે ઘણીવાર ભૂલી જઇએ છીએ. સર્વ મરાઠી સામ્રાજ્ય ઉપર પેશવાની હકૂમત ચાલે એમ સૌએ ઠરાવ્યું હતું ખરું, પણ એ હકૂમત ઉપર કંઇક મર્યાદા રાખવામાં આવી હતી; અને તે મર્યાદાનું ઉલ્લંઘન પેશવાથી પણ થઇ શકતું નહીં. શાહુના મરણ વખતે રાજ્યમાં પેશવા, ભોંસલે, ગાયકવાડ, આંગ્રે વગેરે સરદારો અને તેમનાં નાનાં મોટાં સૈન્યો હતાં; પોતાની પાછળ આ સરદારો માંહોમાંહે કલહ કરી રાજ્યનો નાશ કરશે એવી બ્હીકથી સર્વ રાજ્ય ઉપર દેખરેખ રાખનાર કોઇને પોતેજ નીમી જવો એમ શાહુએ વિચાર કર્યો હતો; ભોંસલે અને ગાયકવાડ એ પોતાની જાતીના હોવાથી તેમાંથી એકના હાથમાં આ કામ સોંપવું એમ તેના મનમાં હતું. પણ આપણાથી પેશવા સાથે સ્પર્ધા થઇ શકશે નહીં એમ સમજી તે બેમાંથી કોઇએ એ મુખ્ય અધિકાર સંભાળવાની હિંમત કરી નહીં; એટલે નિરૂપાયે શાહુએ એ અધિકાર પેશવાને હવાલે કર્યો, અને તેમને

સનદ લખી આપી કે 'તમારે સરકારી ફોજ અને તેના જેટલા સરદારો છે તે બધા ઉપર હકૂમત ચલાવી રાજ્ય સંભાળવું અને પરમુલકપર સ્વારીઓ કરવી. માત્ર *સરંજામદારોના અંતર્ગત કારભારમાં તમારે હાથ નાંખવો નહીં અને જ્યાં સુધી તેઓ રાજ્યની ઇમાનથી નોકરી બજાવે ત્યાં સુધી તે તે સરંજામનો મુલક તેના તેના હવાલામાં રહેવા દેવો.'

આ ઉપરથી લક્ષમાં આવશે કે પરચક્રનું નિવારણ કરવા અને પરમુલકપર સ્વારી કરવા માટે ગાયકવાડ, ભોંસલે ઇત્યાદિ ફોજને ચાકરીમાં બોલાવવાનો પેશવાનો અધિકાર હતો; અને જો તે અધિકાર તે ન માને તો તેને શાસન કરી તેનો સરંજામ ખાલસા કરવાનો પણ અધિકાર પેશવાના હાથમાં હતો; શાહુની સનદ પ્રમાણે રાજ્ય ઉપર હકૂમત ચલાવવાનો અધિકાર નાનાસાહેબ અને માધવરાવ એમણે પોતાના સામર્થ્ય પ્રમાણે ચલાવ્યો; પણ તેજ અધિકાર કારભારીનાતાથી નાના ફડનવીસને ચલાવવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેનું કોઇ માને નહીં એમ થયું. આપણો રાજ્યકારભાર વ્યક્તિપ્રધાન છે એ અગાઉ કહ્યુંજ છે. જો તે વ્યક્તિનું કર્તવ્ય તે વ્યક્તિ પૂરતુંજ ! શાહુનો રોફ નાનાસાહેબમાં ન હતો; અને નાનાસાહેબનો રોફ માધવરાવમાં ન હતો; તો પછી માધવરાવનો રોફ નાના ફડનવીસ જેવા કારભારીમાં તો ક્યાંથીજ હોય ?

અંગ્રેજો સાથે લડાઈ થઈ ત્યારે ગાયકવાડે તેમની સાથે જુદી સંધિ કરી પોતાનો બચાવ કરી લીધો; આંગ્રે અને સાવંત ઉદાસીન જ હતા; ભોંસલે મીઠું મીઠું બોલતા હતા પણ અંદરખાનેથી અંગ્રેજોને અનુકૂલ હતા; તે વખતે તેણે પેશવાને એક રતીભારની મદદ કરી નહીં. સરંજામદારોનાં લશ્કરમાં પણ કંઇ ઠરેઠેકાણું હતું નહીં. લશ્કરની ગણતરીનું વર્ણન કોઇ ઠઠ્ઠાખોરે કર્યું છે કે ઘોડાના ચાર અને માણસના બે મળી છ પગની ગણતરી થાય કે તેનું નામ લશ્કરની ભરતીમાં દાખલ થાય. ગણતરી કારકુનની મુઠી દાબી એટલે ઘોડું દસ રૂપીઆનું હોય કે વીસ રૂપીઆનું હોય, સ્વાર તરીકે નામ લખાવનાર લશ્કરનો ભાડભુંજો હોય કે ભીસ્તી હોય તે તે શા સારૂ જુવે; ઘોડો એટલે ઘોડો અને સ્વાર એટલે સ્વાર. આ વર્ણન મશ્કરીનું હોય છતાં વસ્તુસ્થિતિ તેથી બહુ ભિન્ન ન હતી; રોજની સંખ્યા વધારવા સિવાય સ્વારોનો બીજો કંઇજ ઉપયોગ ન હતો; અંગ્રેજોની પલટણ કાપી નાંખવી કે તેમની તોપ કબજે કરવી એવી મહત્વાકાંક્ષા આ મોટા સૈન્યમાં કોઇકજ સરદારને હતી; બાકીનો જે તે મારાં ઘોડામાણસ કેમ બચે એજ વિચાર કરતા. મોટા માધવરાવના મૃત્યુ પછી રાજ્યમાં જે અવ્યવસ્થા થઈ તેમાં જ્યાં ત્યાં દંગા ઉઠયા. મુલકમાંથી વસુલ કંઇ આવે નહીં અને ફોજ તો રાખવી જોઇએ. આવી સ્થિતિમાં સરંજામી સરદારોને કંઇ સૂઝતું ન હતું. અંગ્રેજ સામે લડતાં જો તે સરંજામી સરદાર વિચાર કરે, કે 'અંગ્રેજોની પલટણ ઉપર હું હુમલો લઈ જઇશ તો તેને કાપી કાઢીશ અથવા મારે પાછું ભાગવું પડશે. તે તો ગમે તે થાય પણ આ કલાક એકના ખેલમાં મારાં પાંચસેં ઘોડાં ગયાં તો તેનું શું ? પાંચસેં ઘોડાંની કિંમત ત્રણ લાખ રૂપીઆ. એક કલાકના જુગારમાં હું આ ત્રણ લાખ રૂપીઆ ગુમાવી દઉં તો સરકાર કંઈ મને તે આપનારી નથી. કારણ સરકાર પાસે જ નથી તો તે મને ક્યાંથી આપે ? દંગાને લીધે સરંજામમાંથી કંઈ ઉત્પન્ન આવતું નથી, તો પછી આ ખોટ પૂરવી ક્યાંથી ? આ કરતાં હિંમત બતાવવાના જોસમાં ન પડતાં પાછળ રહી આપણો બચાવ કરવામાજ ડહાપણ છે.' આ દંગાધોપાને લીધે ક્ષત્રિવૃત્તિને કલંક લગાડનાર આવી વૃત્તિ અભિમાની સરંજામદારોની થઈ હતી તે કેવું શોચનીય !

શાહુ અને પેશવાએ પોતાના સરદારોને મોટા મોટા તાલુકા અને પ્રાન્ત આપવાનો વહીવટ શરૂ

* જે સરદારો સરકારની નોકરીમાં પોતાનાં સૈન્યો લઇ હાજર થાયે તેમને એ. સૈન્યના ખરચ માટે મુલક આપવામાં આવતો. એવા સરદારો સરંજામદાર અથવા સરંજામે કહેવાતા. યૂરોપની feudal system જેવી આ પદ્ધતિ મરાઠી રાજ્યમાં પ્રવર્તતી હતી.

કર્યો તેથી તે સરદારોનું ધ્યાન સરકારના કામ ઉપ-રથી ઉતરી પોતાના સરંજામ તરફ વળ્યું. તે મગ-રૂર થઈ ઉલટા પોતાના ધણીને ઉલટી વાત સમ-જાવવા લાગ્યા અને સ્વતંત્ર થવાની પેરવી કરવા માંડયા. પરિણામે આ પદ્ધતિ અમલમાં મૂકવાથી રાજ્ય વધારે બલિષ્ટ બનવાને બદલે તેમાં દુર્બળપણું આવ્યું; અજમાસે ૧૭૨૦–૨૫ થી ૧૭૬૦ પર્યન્ત મરાઠાઓની પરમુલક પર સ્વારી ચાલતી હતી; જે મુલક જે સરદારે કબજે કર્યો તે મુલક તેજ સર-દારને સરંજામ તરીકે આપવો એમ પદ્ધતિ પડી. વળી તે સરદારે બીજો મુલક જીત્યો તો તે પણ તેની ફોજના ખર્ચ પેટે તેને નીમી આપવો એમ ઠર્યું, એટલે શૂર અને ઉત્સાહી સરદારમાં મહત્વાકાંક્ષા ઉત્પન્ન થઈ. પરમુલક પર સ્વારી કરવી, લડાઇ જીતવી; લૂંટ ઉપર પેટ ભરવું, અને મુલક કબજે થાય તો મહારાજાપાસેથી સરંજામ તરીકે તે મળે અને આપણી સરદારી કાયમની થાય, આપણું કુટુંબ કીર્તિવંત અને વૈભવસંપન્ન થાય, એવું જે તે સર-દારના મનમાં આવવા લાગ્યું. એટલે હજારો સ્વા-રોનાં ઝુંડ ભેળાં કરી આ સરદારો આજ માળવા તો આવતા વર્ષે બીજેજ એક પ્રાન્ત, એ પ્રમાણે જુદા જુદા પ્રાન્તમાં ચઢાઇ કરવા લાગ્યા. શાહુ મહારાજે પોતાની હયાતીમાં જે ચડાઇઓ શરૂ કરી તે નાનાસાહેબ પેશવાએ શરૂ રાખી, અને તેનું પરિણામ એ થયું કે દક્ષિણે મહીસર, અર્કાટ અને ત્રિચિનાપલ્લી સુધી અને ઉત્તરમાં દિલ્હી, પંજાબ, આગ્રા, અયોધ્યા સુધી બધા દેશમાં મરાઠા સૈન્ય વ્યાપી રહ્યાં. પણ મરાઠાઓએ આવડું રાજ્ય ૧૭૨૦ થી ૧૭૬૦ સુધીમાં મેળવ્યું તો તે પછીનાં ચાળીસ વર્ષમાં ખોઈ પણ નાંખ્યું. ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ ઈ. સ. ૧૬૦૦ થી ૧૮૦૦ પર્યન્ત બસેં વર્ષમાં જેવડું રાજ્ય મેળવ્યું તેવડું રાજ્ય મરાઠાઓએ ચાળીસ વર્ષમાં મેળવ્યું. માત્ર મરાઠાઓનું રાજ્ય થોડા કાળમાં નષ્ટ થયું અને કંપનીનું રાજ્ય હજી કાયમ છે અને ઉત્તરોત્તર તેનો ઉત્કર્ષ થાય છે. મોટું પૂર આવે ત્યારે નદીનું પાણી આસપાસ ચાર-પાંચ કોસ સુધી ફરી વળે અને પછી ઓછું થતાં થતાં આખરે ઉન્હાળામાં પાત્રમાં પાણીનું ટીપુંયે આવે નહીં એવી સ્થિતિ મરાઠી રાજ્યની થઈ!

મરાઠી રાજ્યમાં વારંવાર દંગા અને ક્રાન્તિ થવાનું બીજું એક કારણ તે રાજ્યમાં રાજકીય સંબંધની મિલકત ઉપર–પછી તે મિલકત એકાદ પટેલની હો કે સરદારની જાગીર હો–કોનો વારસા-હક પહોંચે એ સંબંધી કાંઇજ નિશ્ચય ન હતો તે હતું. વિશેષ શું કહેવું, પણ ખુદ છત્રપતિનું સિંહા-સન સુદ્ધાં આ અશાશ્વતતાના સંકટમાંથી મુક્ત ન હતું. ભાઈ ભાઇઓમાં જેના કાંડામાં જોર વધારે તેણે પોતાના વડીલે મેળવેલ જાગીરનો ઉપભોગ કરવો અથવા અધિકાર ભોગવવો એવો તે વખતનો વહીવટ હતો. સરકાર પ્રથમ યોગ્ય માણસની પસંદગી કરે; પણ પછી જો તે માણસનો ભાઇ આવીને કહે કે 'હું વધારે નજરાણું આપું છું માટે એ અધિકાર મને આપો'. તો ફાયદો જોઇને સરકાર તેનું પણ કહ્યું માનવામાં અચકાય નહીં. શાહુ અને તારાબાઇનો પુત્ર શિવાજી એમાં રાજ્યનો યોગ્ય વારસ કોણ એ માટે આપણે આજે ગમે તેટલો વાદવિવાદ કરીએ પણ તે કાળનાં માણસો એ બાબતમાં વિવાદ કરતાંજ નહીં: તેઓ કહેતાં કે તારાબાઇનો પુત્ર શિવાજી એ જેમ મોટા શિવાજીનો દૌહિત્ર તેમજ શાહુ પણ મોટા શિવાજીનો દૌહિત્ર જ છે. બન્ને યોગ્ય વારસ છે; માટે તે બેમાંથી જેની સરસાઇ થશે તેને અમે મુજરો કરશું. પેશવાના ઘરમાં નાનાસાહેબ અને ભાઉસાહેબની વચ્ચે અણુબનાવ થયો ત્યારે કોલ્હાપુરના શંભાજીએ ભાઉસાહેબને પેશવાઇનો પોશાક આપ્યો; તે પોશાક આપવાનો શંભાજીને કે લેવાનો ભાઉસાહેબને વાજબી હક નહતો એમ કોઇએ માન્યું નહીં. સરદારી માટે કજીઆ થાય ત્યારે લોક એટલુંજ જુવે કે વાદી પ્રતિવાદી એ મૂળ પુરુષના યોગ્ય વારસ છે કે નહીં? એમ હોય તો પછી તેમના કજીઆમાં કાંઇ ફાયદા વગર આપણે શામાટે પડવું? એમજ લોક સમજતા. ગાયકવાડના કુટુમ્બમાં કજીઓ થયો અને તે સરકારમાં આવ્યા એટલે ફત્તેસિંગ

અને ગોવિંદરાવ એમને એકના ઉપર એક નજરાણાની રકમ વધારવી પડી. ભોંસલેના કુટુમ્બમાં ઝઘડો જામ્યો પણ તે સરકારમાં ન આવ્યા તો સરકારે તેમાં ધ્યાન પણ આપ્યું નહીં. સરકારનું કહેવું એવું થયું કે કજીઆના ધણી ચારે ભાઈ રાણોજીના પુત્ર હોવાથી સર્વ સરદારીના સરખા હકદાર છે. તેમના કજીઆનો નિકાલ થઇ જે સર્વમાન્ય ઠરશે તેને આપણે સરદારીનો પોશાક આપશું એટલે થયું. સવાઈ માધવરાવ અને રાઘોબાદાદા વચ્ચે પેશવાઇ માટે ઝઘડો થયો ત્યારે ગાયકવાડ, ભોંસલે વગેરે પેશવાઇની બહારના સરદારો તે કજીઆમાં પડ્યા નહીં તેનું કારણ પણ એજ હતું.

મરાઠા સાથે પહેલું યુદ્ધ શરૂ થયા પછી વર્ષ ૭ માસના અવધિમાં અંગ્રેજોએ જે લેખ લખ્યા છે તેમાં મરાઠાનું રાજ્ય કેવડું, તેમની ફોજ કેટલી, છત્રપતિ, પેશવા, ભોંસલે, ગાયકવાડ, સિંધીઆ, હોલ્કર એમાં કોનું મહત્વ કેટલું, તેઓના પરસ્પર સંબંધ શા હતા, તેઓના ખાનગી કજીઆ શા માટેના હતા, કોને શું આપવાથી તે આપણને અનુકૂળ થવાનો સંભવ છે વગેરે તપસીલવાર માહિતી ઘણુંખરું આપણને મળી આવે છે. પણ તેમાં કાંઇ નવાઇ નથી; કારણ તે સમય કરતાં ઘણા વખત પહેલાંથી આ હિન્દુસ્તાન દેશનું રાજ્ય કટકેકટકે આપણા હાથમાં આવવાનું છે એવાં સુખસ્વપ્ન અંગ્રેજોને આવવા માંડ્યાં હતાં. તેમના આગેવાનોનું ચિંતન નિરંતર આજ વિષય ઉપર ચાલતું હતું. તે વખતે દેશમાં મિશનરીઓનો બહુ ફેલાવ ન હતો પણ વેપારી અંગ્રેજો ઘણા ફરતા હતા. તે અનેક પ્રાન્તમાં જતા. તેમણે લખી રાખેલાં પ્રવાસવર્ણનમાં શહેર, કિલ્લા, માર્ગો, લોકરિવાજ, સ્થાનિક રાજકીય માહિતી વગેરે ઘણી બારીક બારીક વિગતો લખેલી અને તે કંપની સરકારને ઉપયોગી થઈ પડતી; સન ૧૮૦૩ ની સાલમાં નોકસ નામે એક અંગ્રેજ મછલીપટ્ટનથી પૂણે આવતો હતો તેણે રસ્તામાં મીરજ મુકામે થોડો વખત ઉતારો કર્યો હતો; તો તે થોડા વખતમાં પણ તેણે મીરજના જાગીરદારપર પત્ર લખ્યો કે "તમને જાગીર કોણે ક્યારે આપી, તેનું ઉત્પન્ન કેટલું છે, તમારા કુટુમ્બના માણસોએ પેશવા સરકારની શી શી નોકરી કરી, આ બધી બાબતની મને વિગત આપશો તો હું આભારી થઇશ."

આવા તરતરીત ચોકકસ સ્વભાવના અંગ્રેજલોક સાથે લડવાની મરાઠા ઉપર વારી આવી, પણ તેઓને એ લોક સંબંધી કાંઇયે માહિતી ન હતી; એ લોકનો મૂળ દેશ કયો, તે અહીં શા માટે આવ્યા, તે પ્રથમ ક્યાં ઉતર્યા, પછી ક્યાં ક્યાં બંદર તેમણે વસાવ્યાં, તેમના સ્વભાવદોષ કયા છે, તેમના રાજ્યવ્યવસ્થા કે સૈન્યવ્યવસ્થા કેવી છે, તેઓનું સૈન્યબળ કે દ્રવ્યબળ કેટલું છે, વગેરે મુદ્દાની માહિતીની મરાઠા મુત્સદી અને મરાઠી સરદારોને ખાસ જરૂર હતી; પણ આપણા આળસને લીધે કે બેકાળજીપણાને લીધે રાજકારણનું આ અંગ હમેશાં લંગડું પડેલું. એક માત્ર નાના ફડનવીસે અંગ્રેજો વિષે કાંઇક માહિતી ભેગી કરેલી અને તે પોતાની ખબર ઘણી બારીક વિગતવાર રાખતા એમ તેમના લેખ ઉપરથી દેખાય છે. પણ બાકી જોઇએ તો ચારે બાજુએ ગાઢ નિદ્રાજ હતી. સાલબાઇની સંધિ પછી અને પેશવાઇના અન્ત સુધીમાં અંગ્રેજ અને મરાઠાઓ વચ્ચે રાજકીય સ્પર્ધા પણ ઘણી ચાલી, અને વિગ્રહ પણ ઘણા થયા: તેમાં જે વૈગુણ્ય મરાઠાઓને ખાસ નુકસાનકારક થતું તે એજ કે તેઓને અંગ્રેજોની એક પણ બાતમી મળે નહીં. મરાઠી ફોજોની દિલચાલ અંગ્રેજોને બરોબર ખબર પડે પણ તેમની બાતમી મરાઠાઓને મળે નહીં, એમ હમેશ બનતું. અંગ્રેજોના ઘરનો એક પણ જાસુસ મરાઠાઓને કદિ જ ન મળે એ કેવડું મોટું આશ્ચર્ય !!

અમારાં પૂણાસતારા અંગ્રેજોએ કેમ જીત્યાં અને તેમનાં મદ્રાસકલકત્તા અમે કેમ લઇ શક્યા નહીં તેનો સંક્ષેપમાં આપણે વિચાર કર્યો. દેશાભિમાનશૂન્યતા, સમૂહરૂપે કાર્ય કરવાની અશક્તતા, સ્વાર્થ સાધવાની બેસુમાર ઇચ્છા, આળસ, ઇત્યાદિ દુર્ગુણ આપણા સમાજમાં જે ખોસેલા છે તેજ આપણા રાજનાશનું

મરણ છે. એવા દુર્ગુણથી ભરપૂર કોઈ પણ પૂર્વનું રાજ્ય સુધરેલ પશ્ચિમના રાજ્ય સામે થતાં ટકી શકે જ નહીં. હિન્દુસ્તાન જો અંગ્રેજોએ ન લીધું હોત તો ફ્રેન્ચોએ લીધું જ હત. પ્રવાહમાં વહેતાં ઠામ એક બીજા સાથે અથડાય ત્યારે તેમાંથી કયું ઠામ ફૂટે–માટીનું કે લોઢાનું–એ બાબત શંકા હોયજ નહીં. અત્યારનો કાળ એવો આવ્યો છે કે આપણે કાંતો પાશ્ચાત્યોની બરોબરી કરવી અને નહીંતો તેમના મજૂર થઈને રહેવું. રાજકીય બાબતમાં, ઉદ્યોગધંધામાં, કલાકૌશલમાં, ભૌતિક શાસ્ત્રોના ઉપયોગમાં, આ દરેક બાબતમાં આ સ્થિતિ છે. જો આપણામાં પાશ્ચાત્યોની બરોબરી કરવાની હિંમત હોય તો ઉપર કહેલા આપણા દુર્ગુણ આપણે તજવા જોઈએ. સ્વરાજ્ય હતું તે આજ દુર્ગુણથી આપણે ખોયું છે એમ સમજી આપણે સાવધ થઈએ નહિ તો પછી નવીન સ્વરાજ્ય મળેલું પણ વ્યર્થ છે એ જ ઇતિહાસનું શિક્ષણ છે, એમ દરેકના કાનમાં ઘોષ થયા કરવો જોઈએ.

હરિલાલ માધવજી ભટ્ટ.

---

## પહેલાં સ્ત્રીસ્નાતક

ગુજરાતમાં કન્યાઓને ઉચ્ચ કેળવણી આપવા માટે ગુજરાત સ્ત્રીકેળવણીમંડળે ૧૯૨૦ ની સાલમાં મહિલા પાઠશાળાની સ્થાપના કરી હતી. આ સંસ્થા સરકારે મુકરર કરેલો અભ્યાસક્રમ નહિ શીખવતાં આપણી કન્યાઓને વધુ અનુકૂળ શિક્ષણ આપે છે અને પૂનાની અખીલ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ ( All–India Womons University ) સાથે જોડાયેલી છે. સરકાર પાસેથી તે શાળા કોઈ પણ મદદ સ્વીકારતી નથી. તે શાળામાંથી એક કન્યા છેલ્લા વર્ષની પરીક્ષામાં પસાર થઈ સ્નાતક થઈ છે. શ્રીમતી સવિતાબ્હેન ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠનાં પહેલાં જ ગુજરાતી સ્નાતક છે. કૉલેજનાં ત્રણ વર્ષ દરમ્યાન તેમનો અભ્યાસ ઘણો જ સરસ હતો અને તેઓ હમેશ શિષ્યવૃત્તિઓ મેળવી શક્યાં હતાં. અમે તેમને અભિનંદન આપીએ છીએ.

---

# નોંધ

## અશ્રદ્ધાની મ્હોંકાણ

ગયાજીની મહાસભા પછીનું દેશનું વાતાવરણ *જોતાં સ્વરાજ્ય સૌ કોઈને એમ લાગી ગયું હતું કે* તા. ૩૦ મી એપ્રિલ સુધીમાં સૈનિકોની ભરતી તેમ જ સ્વરાજ્ય ફંડનો ફાળો પૂરો થવો મુશ્કેલ છે. ત્યારથી તે આજ સુધી આપણે જોતા આવ્યા છીએ કે ત્રણ ચાર પ્રાંત સિવાય આખા હિંદુસ્તાનમાં મંદતા અને અશ્રદ્ધા ફેલાઈ રહ્યાં છે. કેટલાક સમર્થ કાર્યવાહકોના દિલમાં પણ મહાસભાના ચાલુ કાર્યક્રમ વિષે અણવિશ્વાસ અને ડગમગો પેદા થયો છે, કેટલાકને એમ પણ લાગે છે કે અસહકાર અને રચનાત્મક કાર્ય એવાં રસિક નથી કે પ્રજાવર્ગ એના પર મોહી પડે. પ્રજાને માટે કાંઈક વધારે આકર્ષક—અંજાવે એવા કાર્યક્રમની જરૂર છે. પણ જેમને પોતાના કાર્યમાં શ્રદ્ધા છે તે આવો ખોટો રસ ઉત્પન્ન કરવાના માર્ગો શોધતા નથી. એટલું તો સ્વાભાવિક છે કે જે માણસો માત્ર એક વર્ષમાં સ્વરાજ્ય મેળવી લેવાની આશા રાખતા હતા તેમની ધીરજ ખૂટી જાય—તેમને એમ પણ થાય કે ધારેલા વખતે મનગમતું મીઠું ભોજન જમવાને ન મળ્યું તો હવે શું કરવું? આનો ખરો ઉપાય એક જ છે અને તે એ જ કે ભોજન બનાવવા માટેની સામગ્રી એકઠી કરી રાંધવા બેસી જવું. પણ તેમ કરવા જતાં ધુમાડો પણ ખાવો પડે, આંખો પણ ચોળવી પડે અને ઘણો વખત વહી જાય એ ચોક્કસ છે. ઉતાવળે આંબા ન પાકે.

## રચનાત્મક કાર્ય

આપણી આગળ જે મહાન પ્રશ્ન ઉભો *છે તે એ જ છે. સામુદાયિક સવિનય ભંગને માટે* આપણે દેશને તૈયાર કરી શક્યા નથી. ગયા વર્ષમાં આપણે જોઈ લીધું કે આપણી તૈયારી પૂરતી નહોતી. મહાત્માજીના પ્રોત્સાહનથી આપણે તેમની સંગાથે ધસી ગયા પણ આપણા હૃદયમાં ધર્મ, શ્રદ્ધા અને શૌર્ય પૂરતાં નહોતાં, અને ગાંધીજીને સરકારે દૂર કર્યાં એટલે આપણે શંકા અને અશ્રદ્ધાની ખીણમાં ગબડી પડયા. હવે ડહાપણનો માર્ગ એક જ છે. જે કિલ્લો એક આગ હલ્લાથી સર કરવા માગતા હતા તે, પ્રયત્ન નિષ્ફળ થવાથી, હવે ધીમે ધીમે આગળ વધવાથી જ સર કરી શકાશે. સામેથી હલ્લા આવે તે હઠાવવા પડશે, માંહોમાંહે ફાટફૂટ પણ પડશે, અને વખતે ડહાપણ ખાતર કાંઈક પાછાં પગલાં પણ ભરવાં પડશે.

## પાછું પગલું

મુંબાઈની મહાસમિતિની બેઠકમાં ધારાસભાના બહિષ્કારને મુલતવી રાખવા સંબંધી જે ઠરાવ પસાર થયો તેનાથી આપણે એક પગલું પાછા હઠયા છીએ. પણ તેથી નાસીપાસ થવાનું કે નહિંમત થવાનું કાંઈ જ કારણ નથી. જે ચડવા જાય તે પડે પણ ખરો. અસહકારના કાર્યક્રમમાં ધારાસભા, અદાલત તથા શાળાઓના બહિષ્કારનો સમાવેશ થયો છે. અદાલતનો તથા શાળાનો બહિષ્કાર હવે પહેલાંની જેમ સક્રિય (active) નથી રહ્યો. આ

વર્ષની આખરે સરકારી ધારાસભાઓની ચુંટણી થશે તેની સામે સખત ઝુંબેશ ઉઠાવી શકાત, અને ધારાસભાઓની પ્રતિષ્ઠા પાયમાલ કરી શકાત, પણ મહાસમિતિની બેઠકમાં જે ઠરાવ પસાર થયો તેને લીધે આ ત્રીજો બહિષ્કાર પણ લુલો થઇ ગયો છે.

## સમાધાની ?

મહાસભામાં બે તડ પડી ગયાં છે, માંહોમાંહ્યના કુસંપને લીધે હિંદુમુસલમાન વચ્ચે ઝગડા શરૂ થયા છે, ટિળક સ્વરાજ્ય ફાળામાં પૈસા ભેગા થતા નથી અને રચનાત્મક કાર્યક્રમ નિષ્ફળ જાય છે એવી દલીલ ઉત્તર હિંદુસ્તાનના નેતાઓએ રજુ કરી છે. મહાસભાનું કાર્ય મંદ પડી ગયુંછે તેનું કારણ તો એક જ છે. નેતાઓમાં અરસપરસ તેમ જ નેતા-પ્રજા વચ્ચે અણુવિશ્વાસ ઉત્પન્ન થયો છે. એ આપણા રાષ્ટ્રીય જીવનની કે આપણા ચારિત્ર્યની નબળાઇ છે. મહાત્માજી તથા અલિભાઇઓની આગેવાની નીચે આખો દેશ એક ચીલે ચડી જઇને આગળ ધસ્યો, અને જેવી તે આગેવાની ગઈ કે તુરત દરેક વ્યક્તિ તેમજ કોમ પોતાના સ્વાર્થનો વિચાર કરવામાં ગુંથાઇ ગઈ. છતાં મહાસમિતિમાં રા. પુરુષોત્તમદાસ ટંડનનો ઠરાવ પસાર થયો તેમાં સમાધાની કેવી રીતે થઈ તે સમજાતું નથી. શું બન્ને પક્ષનાં મન મળી ગયાં ? બન્ને પક્ષે એકજ દિશામાં જવાનું કબુલ કર્યું ? હવે હિંદુમુસલમાન એકતા સધાશે ? સ્વરાજ્ય પક્ષને મહાસભાની છાયા નીચે રહીને ધારાસભામાં જવાની છુટ મળી, એ પક્ષની ભારે ફતેહ થઇ અને હવે લીધે સ્વેચ્છા મુજબ કામ કરવાની એને પરવાનગી મળી એ ખરૂં, પણ તેથી કોઇના મનનું સમાધાન થયું નથી. શ્રી. દાસે પોતાના સંઘ તરફથી જવાબ વાળ્યો હતો કે જો મહાસભાની ખાસ બેઠક થાય અને તેનો મત ધારાસભાપ્રવેશની વિરૂદ્ધ થાય તો સ્વરાજ્ય પક્ષ તે સ્વીકારવાને તૈયાર નથી. આનો શો અર્થ? મોટાભાઇ (મહાસભાની બહુમતિ) પાસેથી નાનોભાઇ ખાવાની ચીજ ઝુંટવી લે અને મોટો-ભાઇ જતી કરે એટલી સમાધાની ખરી, બાકી મન તો ઉચાં થયાં છે અને રહેશે.

## સ્વરાજ્ય સંઘ

"મારો સંઘ" એ શબ્દો શ્રી. દાસના મ્હોંમાંથી વખતોવખત નીકળ્યાં કરતા હતા. એ સંઘ એકમન થઇને કાશી પહોંચશે કે નહીં તે જરા તપાસવાની જરૂર છે. જો થોડો ભાગ કાશીને બદલે જગન્નાથ-પુરી કે દ્વારકાં જવાની ઇચ્છા રાખતો હોય તો તો ભારે ફજેતી થાય. તે ઉપરાંત તેમના મનમાં કેવી ભાવના છે તે પણ જાણવા જેવી અને અગત્યની બાબત છે. શ્રી. દાસના સંઘમાંનો એક ભાગ અહિંસા તથા ખાદી-માં જરા પણ માનતો નથી એટલુંજ નહીં, પણ રા. અભ્યંકરે ચોકખે ચોકખા શબ્દોમાં કહી દીધું કે "હું સ્વરાજ્ય મેળવવા ખાતર અમે તે માર્ગે ચઢવાને તૈયાર છું." નીતિ અનીતિને કોરે મૂકનાર રા. અભ્યં-કર ના ભયંકર માર્ગે સ્વરાજ્ય સંઘ નહીં ચઢે એટલી તો આશા અમે રાખીશું. મુંબઇ સ્વરાજ્ય સંઘના પ્રમુખ રા. નટરાજન વિનીતપક્ષમાંથી ખસીને અસહકારીઓ ભેળા થયા છે પણ તેમને તો અસહકારનો માર્ગ પગલે પગલે ખુંચે છે. ખાદીનું કપડું પણ તેમના શરીરને ખુંચે છે એટલે અસહકારી સ્વરાજ્ય સંઘ સાથે તેઓ લાંબી મજલ કરી શકે એ શક્ય નથી.

રા. વિઠ્ઠલભાઇ પટેલ, રા. જયકર વિગેરે દરે-માં મતભેદ છે અને જો શ્રી. દાસનો સંઘ ધારા-સભામાં બહુમત મેળવે તો એ સંઘના સભ્યોએ પ્રધાન કે મંત્રીપદ સ્વીકારવાં કે કેમ તે વિષે પણ મતભેદ પ્રસરી રહ્યો છે. શ્રી. દાસે પોતાની લડતની રૂપરેખા સમજાવતાં કહ્યું હતું કે ધારાસભામાં દાખલ થતાં વેંત તેમનો પક્ષ પોતે ધારેલી પ્રજાકીય માગણીઓ રજુ કરી દેશે. જવાબને માટે સરકારને જરૂર પૂરતો વખત આપશે અને જો તેમની માગ-ણીઓનો સ્વીકાર નહીં થાય તો અનેક રીતે સામેથઇને ધારાસભાને ઉથલપાથલ કરી નાંખવા પ્રયત્ન કરશે. પણ મહારાષ્ટ્ર મંડળ આ યોજનાને અનુમોદન આપવાને તૈયાર નથી. તેમનો વિચાર જે કાંઇ મળે તે મેળવવાનો છે; અને ન મળે તેને માટે લડવું એવો તેમનો નિશ્ચય છે.

ખરી હકીકત તો એ છે કે કોઇ પણ પ્રાંતની ધારાસભામાં સ્વરાજ્ય સંઘની બહુમતિ થાય એવાં ચિન્હ જણાતાં નથી. જો સરકારને ફાવશે તો જે નેતાઓને કાયદાની રૂએ ધારાસભામાં દાખલ થતાં અટકાવી શકાય તેમને બાતલ કરશે. ધારાસભામાં તેમના ધમપછાડા અટકાવવા માટે સરકારની ધારાપોથીમાં ઘણા કાયદાકાનૂનો છે, અને જરૂર પડી તો નવા પણ ઘડી શકે તેમ છે, એટલે સ્વરાજ્ય સંઘ આશા આપે છે તેટલું સંગીન કામ ભાગ્યેજ કરી શકશે.

## ધારાસભા વિરૂદ્ધનો સંઘ

જે સભાસદો બહિષ્કારત્યાગની વિરૂદ્ધ થયેલા, અને મહાસભાના ઠરાવને વળગી રહેલા તેમણે મહાસમિતિના ઠરાવને માન આપવું કે ગયાજીની મહાસભાના ઠરાવને મક્કમપણે વળગી રહેવું એ પ્રશ્ન ઉપસ્થિત થયો છે. એવું પણ કહેવામાં આવેલું કે સ્વરાજ્ય સંઘે મહાસભા સામે બળવો જગાડ્યો અને મહાસભાના હુકમનો અનાદર કર્યો. હવે આજે જ્યારે મહાસમિતિએ બહિષ્કારત્યાગનો ઠરાવ પસાર કર્યો છે ત્યારે મૂળ ઠરાવને વળગી રહેનાર સભાસદો શા માટે પોતાના મત પ્રમાણે બહિષ્કાર માટે સખત ચળવળ ન કરે ?

અમારો અભિપ્રાય એવો છે કે મહાસભાના કે મહાસમિતિના હુકમોનો અનાદર થાય તેથી રાષ્ટ્રીય કુસંપ બહુજ વધી પડશે, અને મહાસભાની પ્રતિષ્ઠા તથા ગૌરવને ભારે હાનિ પહોંચશે. સામા મતવાળાઓએ મૂર્ખાઇ કરી માટે આપણે કરવી એ ડહાપણનું કામ નથી. તે ઉપરાંત દેશની પરિસ્થિતિ જોતાં સ્વરાજ્ય પક્ષના ઘણા સભાસદો ધારાસભામાં પ્રવેશ કરી શકે એ બનવા જેવું નથી. જ્યારે આપણી ચળવળ વગરજ સ્વરાજ્ય પક્ષ હારવાનો છે ત્યારે તેને હરાવવાનો અપજશ આપણે શા માટે વ્હોરી લેવો ? આપણી ચળવળ સિવાય હારશે તો ઘણા ભૂલેલા ભાઇઓ ભવિષ્યમાં ફરીને મહાસભાના પક્ષમાં દાખલ થશે, અને જો બહિષ્કારી મતવાળાઓ સખત ચળવળ ચલાવશે તો પોતાની હાર તેમને માથે ઢોળશે, અને એથી કાયમની કડવાશ પેદા થશે. તેથી મહાસમિતિનો મોભો જાળવવા ખાતર તેમજ એ ભૂલેલા ભાઇઓને ફરી આવવાનો અવકાશ રહે એટલા ખાતર બહિષ્કાર માટે સખત, સક્રિય ચળવળ ચલાવવી ઠીક નથી.

દેશ પર જે કલેશનાં વાદળ ઘેરાઇ રહ્યાં હતાં તે થોડાં કાંઇક વિખેરાયાં છે. જે અસહકારી ભાઇઓ પોતાનો થોડોજ વખત દેશકાર્યમાં રોકી શકે એવા છે તે હવે મહાસમિતિના ઠરાવથી ધારાસભામાં જઇ શકશે, હાલની નિઃસત્વ ધારાસભાઓમાં કાંઇક શૌર્ય રેડી શકશે, અને દેશને કાંઇક, નહિ જેવો, લાભ થશે, આગળ વધેલા વિનીતપક્ષને (Advanced Liberals) ચેતનમાં લાવશે, પણ એથી અસહકારનો પંથ તો ધીમે ધીમે છોડીજ દેવો પડશે, અને મહાસભાના સવિનય કાર્યક્રમમાં ત્રણે બહિષ્કારનો અંત આવશે.

પણ આપણે તો સામુદાયિક ભંગને માટે ગામડાંને તૈયાર કરવાં જોઇએ. પ્રજાનો મોટો ભાગ ગામડાંઓમાં વસે છે. તેમને ધારાસભા, કોલેજો અને કોરટોનો મોહ નથી. ખરૂં દુઃખ તો એ પ્રજા ખમી રહી છે. તેમની સ્થિતિ સુધારીને તેમની મદદ મેળવી શકાય તોજ રાષ્ટ્રીય જીવનમાં ચેતન આવે. આપણે શું કરીશું ? એ પ્રશ્ન અસહકારીઓ માટે નથી. તેમનો માર્ગ તો ખુલ્લો છે. તે સાંકડો છે, વિકટ છે, પણ દેશોન્નતિનો અને આઝાદીનો એજ રાજમાર્ગ છે.

## ક્ષાત્રિયધર્મ

કાઠીઆવાડ રાજપુત પરિષદ્ લીંબડીની પાસે સૌકા ગામે મળી હતી તેનો અહેવાલ વાંચતાં ખાત્રી થાય છે કે હવે રાજપુત કોમમાં પણ જાગૃતિ આવી છે. પરિષદ્‌ના પ્રમુખ કુમારશ્રી રાણીંગવાળાએ બતાવી આપ્યું હતું કેઃ " આ દેશના પ્રાંતનો તો શું, પરંતુ ગામે ગામનો પ્રાચીન ઇતિહાસ તપાસીશું તો તે પ્રત્યેક ઇતિહાસને પાને આપણા વીર પૂર્વજોનાં યશોમય ચરિત્રો સુવર્ણાક્ષરે સદાને માટે અંકિત થયેલાં છે, પણ આવા ગૌરવશાળી વીર પૂર્વજોનાં તનુજોની અત્યારની કેવી હૃદયદ્રાવક સ્થિતિ ! ' પણ એ પછી આગળ બોલતાં તેમણે પૂછ્યું કેઃ—

પડયાંઆખડયાં અને ઉજ્જડ જેવાં મકાનમાં નિવાસ કરતી, સારે કામવાસણ સુદ્ધાં વેપારીને ત્યાં પગ કરી ગએલ હોવાથી ફરનીચરમાં માત્ર તૂટીફૂટી સાદડી કે ગોદડી ઉપર બેઠેલા, ફાટ્યાંતૂટ્યાં અને મેલાં વસ્ત્રોથી મઢાએલા, અફીણ, દારૂ, તમાકુ અને ચાકાવાની વ્યસન-પરંપરામાં વિંટળાએલા, ગરાસને ગીરો મૂકી કરજની જાળમાં અને વેપારીની ગુલામીમાં સપડાએલા, સરસ્વતી દેવીના પ્રસાદથી તદ્દન વંચિત રહેલા, વ્યસનોનું સેવન, ખાવું, ઉંઘવું અને અન્ય જનોની વગર મહેનતની નિંદા કરવી એજ વ્યવસાયમાં ગુંથાએલા, છેક અધમ દશાને તળીએ ઉતરી ગયા છતાં પણ જેને પોતાની ખરી સ્થિતિનો ખ્યાલ સ્વપ્નામાં પણ કદિ થતો નથી એવા, ખોટી મોટાઇ, ખોટી પતરાજી અને પરસ્પરમાં કુસંપ જેના અંતઃકરણમાંથી લગાર દૂર થતા નથી એવા, પોતાની મૂર્ખાઇને પરિણામે પોતાની સંતતિનું થતું અકલ્યાણ છતી આંખે નહિ જોઇ શકે એવા—આવી સ્થિતિમાં રહેલા ગરાસીઆભાઇઓના એક નહિ પણ સેંકડો નમૂના કોણે પ્રત્યક્ષ નથી દીઠા ?......

જેટલે દરજ્જે આપણો ભૂતકાળ મગરૂરીવાળો છે તેટલેજ દરજ્જે આપણો વર્તમાનકાળ આપણને ખચિત શરમાવનારો છે. અત્યારે તો આપણા કેટલાએક બંધુઓ કરતાં સાધારણ મજૂરની સ્થિતિ પણ સારી જોવામાં આવે છે. મજૂરલોકોનાં નાનાં પણ ચોકખાં ઉજાસવાળાં મકાનો આપણાં પડીઆખડી સ્થિતિમાં રહેલ ઝુંપડાં અને ઉજ્જડ જેવાં મકાનો કરતાં અનેક દરજ્જે શ્રેષ્ટ હોય છે. મજૂરોનાં નાનાં અને સુંદર ગૃહોમાં રાચરચીલું જો કે થોડા પ્રમાણમાં અને ખપપૂરતું હશે છતાં પણ તે આપણા કરતા ઘણું સારું હશે. આપણાં મકાનોમાં મોટી મોટી અનાજ રાખવાની કોઠીઓ અને કોઠારોના ખાલી ખોખાની હાર હશે પણ તેમાં રાખવાની વસ્તુનીજ ગેરહાજરી જણાશે; ત્યારે સાધારણ મજૂરના ઘરમાં કોઠી કોઠારની હારમાળા ન જણાતાં એકાદ વરસ પૂરતો ખાદ્યાદિ પદાર્થોનો સંગ્રહ જરૂર જોવામાં આવશે. આપણાં ઘરનાં સ્ત્રીબાળકોને મુકાબલે એક મજૂર ઘરનાં સ્ત્રીબાળક વધારે સ્વચ્છ, વધારે સમજણયુક્ત અને વધારે સુખમય જીવન ગાળતાં જોવામાં આવશે. ટુંકામાં કહીએ તો એક મજૂરવર્ગના માણસનું ગૃહજીવન આપણા ગૃહજીવન કરતાં અનેક રીતે, અનેક બાબતોમાં ચડીઆતું અને સુખમય જણાશે.

સરકારે હિંદીઓ પાસેથી સર્વ પ્રકારનાં હથીઆર છોડાવી લીધાં ત્યારે આપણા રાજપુતો ધંધા વગરના બેઠા થઇ ગયા. લશ્કરમાં માત્ર દસ રૂપૈડીના સિપાઇઓને અને થોડા અમલદારોને બાદ કરતાં બાકી બધા અફસરો યુરોપીઅન, એટલે લડાયક કોમોની ભયંકર અધોગતિ થાય તેમાં શી નવાઇ? રાજપુતો જ્યારે પાછા જાગશે ત્યારે પોતાનો ક્ષત્રીયધર્મ ફરીને સ્વીકારશે, રાજ્યસંરક્ષણમાં પોતાનો હિસ્સો ખુશીથી આપશે, દેશ અને પ્રજાને માટે લોહી રેડવા તૈયાર થશે, અને દેશની આબાદીનાં ફળ ચાખી સુખી જીવન ગાળશે. દેશમાં સફેદ હાથી જેવું મોટું લશ્કર પળાય છે તેના નાનામોટા અફસરો જ્યારે બધા હિંદી નીમાશે ત્યારે રાજપુતો પણ મોખરે આવશે, અને રાજ્યકારભારમાં પણ તેમનો હિસ્સો પડશે. રાજ્યને સુવ્યવસ્થિત રાખવું એ ક્ષત્રિયનો ધર્મ છે. પ્રમુખશ્રી લશ્કરી તાલીમની જરૂરીઆત બતાવીને પૂછે છે કે: "આપણો વર્ગ થોડું-ઘણું ભણીને બીજી નોકરી માટે ફાંફાં મારે છે તેને બદલે આ કુદરતી ધંધો શા માટે સ્વીકારતો નથી ?" ટુંકામાં તેનો જવાબ એ છે કે રાજપુતો પોતાના વંશપરંપરાગત હક્ક અને ધર્મ સમજતાજ નથી, અને તેથી હક્કની માગણી આગ્રહપૂર્વક કરતા નથી અને આજે તેમને લશ્કરમાં રાખે છે કોણ ? છતાં પોતાના હક્ક મેળવવા માટે કેટલા રાજપુતો આત્મભોગ આપવાને તૈયાર છે ? આ પ્રશ્નના જવાબ ઉપર તેમના ભવિષ્યનો આધાર રહેલો છે.

આ બાબતમાં પરિષદના હેવાલમાંથી નીચેનો ઉતારો મનન કરવા જેવો છે:—

## શસ્ત્રના તે વળી પરવાના ?

તલવારના ચલાવનારને અને શસ્ત્રોના શોખીનોને તેમની પ્રિય વસ્તુઓ રાખવામાં પણ સરકાર તરફથી અનેક આગવડો મૂકવામાં આવે, તાલુકદારોનાં ગામનાં ગામ બ્હારવટીઆઓ ભાંગી જાય પણ તેમની સામે થવા તાલુકદારોની કમરે તલવાર ન હોય કે કાંધે બંદુક ન હોય, સીમાડે રાજપુત રહેતો હોય અને ધાડપાડુઓ બેફિકર બની ગામની આબરૂ લુંટી જાય; પણ ફાંકડામાં સામા થવાની તાકાત નહીં—આવી અનાથ દશા શસ્ત્ર અભાવે થાય છતાં શસ્ત્રનો પરવાનો મેળવતાં રાજપુતને

કેટકેટલી મુસીબતો વેઠવી પડે છે તેનો કાંઈ હિસાબ નહીં. આથી પરિષદે ઠરાવ કર્યો કે હથિયારો અને પરવાના મેળવવામાં આપણને જોઈતી સગવડ મળતી નથી; તે માગવા સામે પણ અનેક અડચણો મૂકવામાં આવી છે; પરિણામે આપણું ક્ષાત્રતેજ દિનપ્રતિદિન હણાઈ જાય છે અને આપણે બેઠાં છતાં ધાડપાડુઓ ધોળે દિવસે ગામ લૂંટી ચાલ્યા જાય છે—આ સ્થિતિ કોઈ રીતે જોઈ જાય તેમ નથી, તેથી આપણને પરવાના અને હથિયાર મેળવવામાં પૂરતી સરલતા થઈ જવી જોઈએ અને આપણી એ શસ્ત્રસામગ્રીનું પ્રમાણ પૂરતું બહોળું બનવું જોઈએ. પરિષદે સરકાર પાસે પોતાના આ હકની બાર દઈને માગણી કરી અને તેના સમર્થનમા રાણાશ્રી હનુભાએ જણાવ્યું કે: બ્રાહ્મણો જનોઈ રાખે છે તે તેમનો ધર્મ છે. એ ધર્મ પાળવામાં તેમની પાસેથી કોઈએ પરવાનો માગ્યો છે ? બ્રાહ્મણો પોતાનો ધર્મ સાચવે, જનોઈ ધારણ કરે તેના માટે તેમણે કદીએ પરવાના લીધા છે ? વર્ણાશ્રમ ધર્મ મુજબ શસ્ત્રો ધારણ કરવાં એ આપણો ધર્મ છે. શસ્ત્ર ન ફેરવી જાણતો હોય, ન બાંધી જાણતો હોય તે રાજપુત પોતાનો ક્ષાત્રધર્મ ચૂકે છે; પોતાના ક્ષાત્રનૂરનો વધ થવા દે છે. દરેક ક્ષત્રીબચ્ચો સશસ્ત્ર હોવો જોઈએ. ક્ષત્રિયને માટે હથિયારના તે વળી પરવાના હોય ? પોતાનો ધર્મ પાળવામા માણસને વળી પરવાનો લેવાનો હોય ? છતાંય સરકારે પરવાનાનું ધોરણ દાખલ કર્યું તો અમને અમારો ધર્મ બજાવવામાં તેમણે દરેક રીતે પૂરેપૂરી સહાય આપવીજ જોઈએ.

## બગલા ભગત–અમેરિકનો

જ્યારે અમેરિકનો આ દેશમાં આવીને પોતાના દેશ વિષે બણગાં ફૂંકે છે અને ભ્રાતૃભાવ, વિશ્વપ્રેમ તથા સર્વમત–સ્વરાજ્યની (Democracy) મોટીમોટી અને મીઠીમીઠી વાતો કરે છે ત્યારે અમેરિકામાં રહેતા સીદીઓને થતો હડહડતો અન્યાય અમને સાંભરી આવે છે. પ્રિન્સટન જેવાં કેટલાંક વિદ્યાપીઠોમાં સીદીઓ બિલકુલ દાખલ થઈ શકતાં નથી. હાર્વર્ડના વિદ્યાપીઠમાં ઘણાં વર્ષોથી તેમને દાખલ કરવામાં આવે છે, વસ્તિગૃહમાં તેમજ ભોજનાલયોમાં પણ તેઓ જઈ શકે છે પણ પ્રથમ વર્ષમાં નવીન દાખલ થનાર વિદ્યાર્થીઓ માટે જે વસ્તિગૃહો હોય છે તેમાંથી તેમને દૂર રાખવામાં આવે છે. આવો વર્ણભેદ કેવી રીતે સહન થઈ શકે ? લડાઈના સમયમાં ગોરા તથા કાળા અમેરિકનો સાથે રહેતા, સાથે ખાતા, સાથે પીતા અને સાથેજ મરતા પણ જેવા સ્વદેશમાં આવ્યા એટલે માત્ર ચામડીના રંગને માટે સીદીઓનું અપમાન થાય છે ! એક મકાનમાં ગોરા અને કાળા સાથે સાથે રહી ન શકે એનાથી વધારે તિરસ્કાર કેવી રીતે બતાવાય ? જેવી રીતે પારસીઓનો દેશ હિંદુસ્તાન થઈ ગયો છે તેવી જ રીતે મૂળ દેશ આફ્રિકા છતાં હવે તો સીદીઓનો દેશ અમેરિકા જ થયો છે. અમેરિકાના રાષ્ટ્રીય તથા સામાજિક જીવનમાં સીદીઓને દાખલ કર્યા વિના છૂટકો જ નથી. જ્યાં સુધી આ પ્રશ્નનો નિકાલ ન થાય ત્યાં સુધી અમેરિકનો સર્વમત–સ્વરાજ્ય ( Democracy ) વિષે જે મોટા તડાકા મારે છે તેમાં કેટલુંક જ અસત્ય છે.

## બ્રિટિશ સામ્રાજ્ય

દક્ષિણ આફ્રિકાના જનરલ સ્મટસે ત્યાંની ધારાસભામાં જણાવ્યું છે કે: 'હું આવતી શાહી પરિષદમાં અતિ સ્પષ્ટરીતે કહી દઈશ કે દક્ષિણ આફ્રિકાનો રાષ્ટ્રસંઘ ( Union ) હવે તાબેદાર કોલોની તરીકે રહી શકશે નહીં, કારણ હવે તે બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વતન્ત્ર રાજ્યની પદવીએ પહોંચી ગયું છે. યુરોપમાં લડાઈઓ જાગે તેમાં ભાગ લેવો કે નહીં તે એ રાજ્યની મુનસફી પર રહેશે. સર્વ દેશોમાં સુલેહ શાન્તિ પ્રવર્તી રહે તેટલા માટે એ બનતી મદદ કરશે પણ યુરોપની લડાઈમાં ભાગ નહીં લે" થોડા વખત ઉપર તુર્ક લોકો સામે લડાઈની તૈયારી કરવા માટે લૉઇડ જ્યોર્જે વિનંતિ કરી ત્યારે કેનેડાએ સાફ ના પાડી હતી.

આ બંન્ને શક્તિસંપન્ન રાજ્યો પાસે તો મોટાં લશ્કર છે એટલે તેમની દલીલ મંજૂર થશે પણ પરાધીન હિંદુસ્તાનનું શું ?

એક જાપાની મહાન પુરુષે કહ્યું છે કે: "જ્યાંસુધી અમે માત્ર સાહિત્યવિલાસી હતા, અધ્યાત્મમાં તલ્લીન થઇ રહ્યા હતા, ગણિત કલામાં જીવન ગાળતા હતા, ત્યાં સુધી યૂરોપે અમને જગતની ગણી કાઢ્યા પણ જ્યારે અમે લડાઇઓ કરીને ખૂન કરવામાં ભાગ લેતા થયા ત્યારે સુધરેલા ગણાયા. તમારી માન્યતા એવી જણાય છે, પશુબળથીજ માણસનો ઉદ્ધાર થાય છે."

તો શું આજની દુનીઆ 'મળીઆના બે ભાગ' એજ ન્યાય ચાલુ રાખશે?

## "તરસ્યાંને પાણી આપો"

"સૌરાષ્ટ્ર"ના તંત્રી ભાઇ અમૃતલાલ શેઠે ભાવનગર પ્રદેશમાં ફરી આવીને ત્યાંના ગામડાઓમાં પાણીની તંગીને લીધે જે માની ન શકાય એવા દુખ ત્યાંની પ્રજા સહન કરે છે તેનો ચિતાર આપી મથાળે લખેલો પોકાર કર્યો છે. માણસોને તેમજ ઢોરોને પીવાનું મીઠું પાણી મહિનાઓ સુધી ન મળે, માત્ર વીરડા અને કયારીઆ કુવા ખોદીને જે મળે તેના ઉપર જીવન ગાળવાનું એવી ભાલના લોકોની દુર્દશા છે. ચાર પાંચ હાથનો કુવો ખોદીને તેમાંથી પાણી વાપરે, અને બીજો કોઇ માણસ આ અતિ કિંમતી ચીજ ચોરી ન જાય માટે કુવા પર કમાડીઆ કરે અને તેને તાળાં વાસે, તેના ઉપર ખાટલા નાખીને રાત્રે ચોકી કરે, આવી ત્યાંની સ્થિતિ છે. એક જૈન સાધુએ પાણી વિના દેહ છોડયો તે જાણીને કોનું હૃદય પીગળ્યા વિના રહે?

બોરીંગથી હજુ સારું પરિણામ નથી આવ્યું એમ જણાય છે, વખતે વધારે ઉંડાં બોદાણથી મારું પાણી ઘણા જથ્થામાં મળી શકે. આ કામ જરૂર પ્રજાએ હાથમાં લેવું જોઇએ, પણ તે ઉપરાંત તાત્કાલિક તો તળાવમાં વધારે પાણી આવી શકે અને રહી શકે તેને માટે જે કાંઇ વ્યવસ્થા કરવાની હોય તે એકદમ થવી જોઇએ. ભાઇ અમૃતલાલે આવા તાત્કાલિક કાર્ય માટે એક લાખ રૂપીઆના ખર્ચની માગણી કરી છે. હવા અને પાણી એ જીવનની પ્રાથમિક જરૂરીઆત છે. કેળવણી વગર ચાલે પણ પાણી વગર ન ચાલે. ભાઇ અમૃતલાલને ૧૧ હજાર રૂપીઆ મળી ચૂક્યા છે પણ બાકીના પૈસા જલદી મળવા જોઇએ. આપણા દેશના હિંદુ મુસલમાન પારસી ભાઇઓ ધર્માદા દાન કરવાને હમેશ તત્પર હોય છે અને કુવા, હવાડા, વાવ, તળાવ વિગેરે બંધાવી પાણીની સગવડ કરવાથી પુણ્ય પ્રાપ્ત થાય એ ચોક્કસ છે. આવી શ્રદ્ધાવાળાઓએ તો આ કામમાં જરાયે વિલંબ કરવો ન ઘટે.

આવતો અંક
અષાડ શુદ પુર્ણિમાએ બહાર પડશે

---

આ માસિક અમદાવાદ શાહપુરની ચોળ પાસે આવેલા વસન્ત મુદ્રણાલયમાં ચીમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને નંદલાલ મણિલાલ શાહે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા તે કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું

# યુગધર્મ

પુસ્તક ૨ | અષાડ, ૧૯૭૯ | અંક ૪

ૐ

॥ नमो भगवते रामकृष्णाय ॥

## યુગધર્મનાં આન્દોલન

ॐ तमसो मा ज्योतिर्गमय असतो मा सद्गमय

દૃશ્ય જગતમાં કે અદૃશ્ય જગતમાં, પૂર્વમાં કે પશ્ચિમમાં, વ્યક્તિમાં કે સમષ્ટિમાં, જડચેતનમય અન્તર સૃષ્ટિમાં કે અણુપરમાણુ અને અનન્તાકાશમાં, પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે–'યુગધર્મનાં આન્દોલન' કાંઇક અલૌકિક નવચેતન પ્રસારી રહ્યાં છે! ૐ ॥

*       *       *

"યુગધર્મનાં આન્દોલન" એટલે શું? યુગે યુગે નવજીવન પ્રેરનાર, માનવસમાજને અંધકારમાંથી પ્રકાશમાં લઇ જનાર, અસત્‌માંથી સત્‌ને દિવ્યપથે સ્થાપનાર અને અશાન્તિમાંથી શાન્તિના સુમેરૂપ્રતિ દોરી જનાર એ પરમાત્માનાં પરમ ચૈતન્યદાયક–અનન્ત તેજોમય દિવ્યસ્ફુરણ છે! યુગે યુગે આ અનન્ત શક્તિમય સુદર્શન ચક્ર ફર્યા જ કરે છે અને માનવજીવનમાં નવચેતન પ્રેરે છે! એનું જ નામ યુગધર્મનાં આન્દોલન! યુગધર્મનાં આન્દોલનની ગતિ અપરિમિત છે, માનવદૃષ્ટિમર્યાદાથી પર–એનું પરિવર્તનસ્થાન માનવજીવનનું મધ્યબિન્દુ છે! જગતની

કોઇપણ રાજ્યસત્તા, કોઇપણ માનવશક્તિ એની દિવ્ય ગતિને રોકી શકતી નથી. ૐ ॥

* * *

માનવસમાજે પોતાની મર્યાદિત દૃષ્ટિએ બાંધેલા સંકુચિત વિચારના ગગનભેદી કિલ્લાઓ યુગધર્મનાં પ્રચંડ આન્દોલનના સહજ સ્પર્શ માત્રથી તૂટી પડવા લાગ્યા છે, અને અત્યારે આખા જગતના પ્રજાકીય જીવનમાં મહાન્ પરિવર્તન શરૂ થઇ ચૂક્યું છે, જાણે કોઇ દૈવી પરિવર્તન માટે આખું વિશ્વ કોઇ અદૃશ્ય શક્તિના બળે ઘૂમી રહ્યું હોય, ચક્રે ચઢયું હોય એમ જણાય છે. ભિન્ન ભિન્ન જ્ઞાતિસમાજોથી ખંડિત થયેલી-પણ ધર્મની પ્રબળ શક્તિથી અખંડિત રહેલી પૂર્વની પ્રજાઓમાં કે સુધારાના શિખરે ચઢેલી અને અધ:પતન માટે જડવાદમાં ઝૂકી રહેલી પશ્ચિમની સમાજોમાં, જગતનાં રાજ્યમહામંડળોમાં કે સુધરેલી પ્રજાનાં વ્યાપારી મહાજનોમાં, અજ્ઞાત જંગલોમાં રહેવાવાળી પછાત ગણાતી માનવજાતિમાં કે વિદ્વાનમંડળોમાં જ્યાં જૂવો ત્યાં આ પ્રચંડ પરિવર્તનની પ્રત્યક્ષ ભાવના મનુષ્યોના અલ્પ જીવનને અનન્તજીવન પ્રતિ દોરી રહી છે! ૐ ॥

* * *

યુગધર્મનાં અનન્ત જીવનદાયક આન્દોલન ક્યાં નથી? સર્વત્ર છે! પ્રાચીન આર્યપ્રજાના વેદોમાં, ઉપનિષદોમાં અને સન્તપુરુષોની વાણીમાં, જૈનોના આગમમાં, બુદ્ધના ઉપદેશમાં, પારસીઓનાં પવિત્ર ધર્મગ્રન્થોમાં, ઇસ્લામના કુરાનેશરીફમાં અને ખ્રિસ્તીઓના બાયબલમાં, અરે! જગતના પ્રત્યેક ધર્મશાસ્ત્રમાં, ઇતિહાસમાં સર્વત્ર યુગધર્મનાં આન્દોલન પ્રકાશિત થઇ રહ્યાં છે!

જે સમાજમાં, જે રાષ્ટ્રમાં, જે માનવહૃદયમાં જીવન છે, પુરુષાર્થ છે, જ્ઞાન છે, સત્ય છે, શક્તિ છે, ત્યાં ત્યાં યુગધર્મનાં આન્દોલનો પ્રત્યક્ષ કાર્ય કરી રહેલાં દૃષ્ટિગોચર થાય છે. જ્યાં જડતા છે, પ્રમાદ છે, અજ્ઞાન છે, ત્યાં પણ અદૃશ્ય રીતે એ કાર્ય કરી જ રહ્યાં હોય છે! ૐ ॥

* * *

યુગધર્મનાં પ્રતાપી આન્દોલનો કોણે નથી ઝીલ્યાં? જગતની બધી પ્રજાના ધર્મસંસ્થાપકોએ, ઇતિહાસપ્રસિદ્ધ વીરપુરુષોએ, સ્ત્રી-સતી સન્નારીઓએ, સન્ત મહાપુરુષોએ અને જગતની બધી પ્રજામાં માનવસમાજના સામાજિક, રાજકીય કે આધ્યાત્મિક જીવનમાં પરિવર્તન કરનાર પ્રત્યેક મહાપુરુષોએ આ દૈવી આન્દોલનોનો પ્રચંડ પ્રવાહ પોતાના જીવનમાં ધારણ કર્યો હતો; અને તેથી જ તેઓ આવું મહાન પરિવર્તન કરી શક્યા હતા! ૐ ॥

* * *

અત્યારે પણ જ્યાં જ્યાં પરિવર્તન છે, નવશક્તિનો પ્રભાવ પ્રજાજીવનને તેજોમય કરી રહ્યો છે, ત્યાં ત્યાં યુગધર્મનાં આન્દોલનો જ અલ્પેઅલ્પે પ્રજાજીવનમાં પ્રવેશ કરી રહ્યાં છે; ઇંગ્લાંડમાં કે આયર્લાંડમાં, અમેરિકામાં કે રૂશિયામાં, જર્મનીમાં કે ફ્રાન્સમાં, ચીનમાં કે જાપાનમાં, તુર્કસ્તાન, મધ્યએશિયા અને મીસરમાં કે અફઘાનિસ્તાન અને હિન્દુસ્તાનમાં, જ્યાં જુવો ત્યાં યુગધર્મનાં આન્દોલનો પ્રજાના હૃદયને જાગૃત કરી રહ્યાં છે; નવજીવનપ્રતિ વિશ્વવ્યાપી અનંત ચૈતન્યના દૈવી પ્રવાહમાં-જગતની બધી પ્રજાને દોરી રહ્યાં છે! જય હો! યુગધર્મનાં એ દૈવી આન્દોલનોનો! ૐ ॥

* * *

દેશ-કાળ-અને માનવસમાજની પ્રકૃતિની ભિન્નતા પ્રમાણે યુગધર્મનાં આન્દોલનનું કાર્ય પણ ભિન્ન ભિન્ન પ્રજાઓમાં ભિન્ન ભિન્ન પ્રકારે દૃષ્ટિગોચર થાય છે!

દૈવી સંપત્તિ અને આસુરી સંપત્તિ ઉભય માનવહૃદય ઉપર પોતપોતાનું પ્રાધાન્યપદ સ્થાપવા નિરંતર મન્થન ચલાવે છે; સંકલ્પ, વિકલ્પ, તર્ક, દલીલ, અને બુદ્ધિના હજારો તરંગો ઉઠાવ્યા જ કરે છે!

જ્યાં આસુરી સંપત્તિનું સામ્રાજ્ય હોય છે, ત્યાં આ પરિવર્તન પ્રજામાં ધનલોભ, રાજ્યલોભ અને સામ્રાજ્યલોભની મદોન્મત્ત પ્રેરણારૂપે પ્રકટ થાય છે; પ્રજામાં અત્યંત ભોગવિલાસ અને મોહ વધી જાય છે; આખા જગતની સંપત્તિ એક હાથ કરવાની લાલસા પ્રકટ થાય છે, અને કુટિલ રાજ્યનીતદ્વારા વ્યાપારવૃદ્ધિની મનોમોહક ઇન્દ્રજાળ ફેલાવીને આખા જગતનું તંત્ર સ્વાધીનમાં લાવવાનો લોભ જાગૃત કરે છે. પરિણામે અસૂયા, ઇર્ષ્યા, દંભ, મિથ્યાભિમાન, કપટનીતિ અને ભેદજાળ વધે છે; વધી ગયેલી સ્પર્ધા અને ભોગવિલાસથી ઉત્પન્ન થતા જીવનક્લેશને ભૂલી જવા ભયંકર વ્યસનોનો પ્રચાર થાય છે; રાજ્યસત્તાધારી સામ્રાજ્યમદમાં મદોન્મત્ત થાય છે; શ્રીમન્તો પોતાની ક્ષણિક મોજમઝા ટકાવી રાખવા ગરીબોને વધારે ગુલામગીરીમાં રાખવા અનેક પ્રકારની કળા વાપરે છે, અને ગરીબો અત્યંત જુલમથી, ગરીબાઈના ત્રાસથી હતાશ થઈ ઉચ્છૃંખલ બની મરણીઆ થઈ ગુલામગીરીનાં બન્ધનો તોડવા ભયંકર ઉલ્કાપાત કરે છે. આ બધાંને દાબવા સત્તા તરફથી છૂપો જુલમ થાય છે. પછી જાલિમ યંત્રશસ્ત્રોના ખણખણાટ, તોપોના ધણધણાટ અને પ્રચંડ યુદ્ધોથી માનવસમાજ વિકરાળ વરૂ જેવો ભીષણ કોલાહલ મચાવી મૂકે છે; અને એ રીતે આસુરી સંપત્તિ પોતાનાજ કલેશથી પ્રજાજીવન પર ચઢેલી મદોન્મત્તતાનો વિનાશ કરે છે! અને છેવટે પ્રજા શાન્તિના અનન્તજીવનના મહા પન્થે પળે છે! ૐ॥

એજ પ્રમાણે જ્યાં દૈવી સંપત્તિનું સામ્રાજ્ય હોય છે ત્યાં આ પરિવર્તન ધર્મચેતનારૂપે જાગૃત થાય છે. માનવસમાજ ભોગવિલાસની જાળમાંથી છૂટવા પોકાર કરી રહે છે! માનવસમાજના નેતાઓ પ્રજાને વ્યસનોનાં બન્ધનથી મુક્ત થવા, ઇન્દ્રિઓની મોહક લીલામાંથી બચવા ચેતાવે છે! અને એ રીતે નીતિ, સમાનતા, પવિત્રતા, સંયમ અને માનવસમાજમાં બન્ધુભાવ જાગૃત થઇ પરિણામે શાન્તિ, સંયમ અને સાધનાના દિવ્ય પ્રદેશમાં પ્રયાણ કરી એ દિવ્ય ચેતન વિશ્વવ્યાપી પ્રેમરૂપે–અનન્તજીવનરૂપે સમગ્ર બ્રહ્માંડમાં નવજીવન પ્રકટ કરે છે! ૐ॥

* * *

દરેક યુગના પરિવર્તન વખતે જેમ હમેશાં થતું આવ્યું છે, તેમ અત્યારે પણ આ આસુરી અને દૈવી પ્રકૃતિનું મન્થન સમગ્ર વિશ્વને ચક્રે ચઢાવી રહ્યું છે; સૌ સૌનું ધાર્યું કરવા ખેંચતાણ કરી આ મન્થનકાળને વિષમ બનાવી રહ્યું છે, અને આખું જગત અશાન્તિમાંથી શાન્તિમાં જવા, અસત્‌માંથી સત્‌માં જવા, અંધકારમાંથી પ્રકાશમાં જવા આતુર હૃદયે પોકારી રહ્યું છે. એવા નૂતન યુગના સંધિકાળે યુગધર્મનાં દૈવી આન્દોલનો, અહા! કેવું નવચેતન પ્રેરી રહ્યાં છે! અનેક દિવ્ય હૃદયમાં એ દૈવી સ્ફુરણે નવયુગની ભાવી પ્રેરણા જાગૃત કરી છે! અનેક દૈવી મહાપુરુષોના હૃદયમાં ભાવિયુગની મંગળમય ભાવના યુગધર્મનાં આન્દોલનરૂપે પ્રકટ થઈ છે અને થાય છે! પ્રભુની પરમ મંગળદાયક ક્રીડાભૂમિ, દિવ્ય આન્દોલનની લીલામૂર્તિ ભારતમાતા પુનઃ નવચેતન પામે છે! અને બન્ધુઓ! ભારતમાતાનાં દિવ્ય રત્નો નૂતન યુગની કેવી આનન્દમય પ્રેરણા પ્રેરે છે! ચાલો! એ યુગધર્મનાં આન્દોલન હૃદયમાં ધારણ કરીએ! અને આનંદ!

* * *

વિશ્વવંદ્ય સ્વામી શ્રી વિવેકાનન્દજી આ દૈવી આન્દોલનથી પ્રેરાઇ ભારતવર્ષને નવયુગનો દૈવી સંદેશ આપે છે કેઃ–" જે મહાન યુગનું પરિવર્તન થવાની વકી છે, તેને સહાયતા આપવા માટે તે તમારામાં સત્યનિષ્ઠા અને દૃઢતા પ્રેરે; કારણ કે આપણી રુચિ અથવા અરુચિને લીધે કાંઈ પરમાત્માનું કાર્ય ઓછું જ અટકવાનું છે? તે ધારે તો ધૂળમાંથી હજારો કર્મવીરો ઉત્પન્ન કરી શકે છે! જે ઇશ્વરીય અંશ શ્રી રામકૃષ્ણરૂપે પ્રકટ થયો હતો તેની જ એ શક્તિ છે! કારણ કે હું અને તમે, ઋષિઓ અને પયગમ્બરો, અવતારી પુરુષો અને

સમય બ્રહ્માંડનો વિકાસ થોડે અથવા ઘણે અંશે તે જ પરમાત્મશક્તિનું ઘનીકરણ અને પ્રકટીકરણ છે. હમણાં તો આપણે એ મહાન શક્તિના કાર્યનો આરંભ જ માત્ર જોઈએ છીએ, પણ આ જમાનો પૂરો થશે તે પહેલાં એ શક્તિદ્વારા થયેલાં આશ્ચર્યકારક કાર્ય તમે પ્રત્યક્ષ જોઇ શકશો. ભારતવર્ષના પુનરુદ્ધાર માટે યોગ્ય સમયે જ એ શક્તિએ દર્શન આપ્યાં છે!" ૐ ॥

* * *

એ જ પ્રમાણે આવતી કાલના દૈવી પરિવર્તનનું મંગળમય આગમન સૂચવતા નૂતન યુગના તત્ત્વનિષ્ઠ મહાશય પૉલરિશાર યુગધર્મના દૈવી આન્દોલનથી પ્રેરાઇ કહે છે કે:—

"અને એશિયા ખંડમાં આવી રહેલો મહાન ભરતખંડ! અર્વાચીન આર્યભૂમિ! પ્રાચીન આર્યાવર્ત! ભારતમાતા! આખા જગતનું હૃદય! બધી પ્રજાઓને ધવડાવી ઉછેરનાર પવિત્ર માતા! કયી પ્રજાને ભારતમાતાએ પોષણ આપ્યું નથી? હિન્દની જુદી જુદી જાતિઓમાં એક જ આત્મા વસી રહ્યો છે! હિન્દને પોતાના ભૂતકાળના ગૌરવનું ભાન છે, સ્વતંત્ર ભવિષ્યની આશાઓ તેના હૃદયમાં ઉછળી રહી છે, હિન્દના આત્માને ખબર છે કે સેંકડો વર્ષોથી જેની વાટ જોવાઇ છે તે ઉદ્ધારનો દિવસ આવ્યો છે! શું એમનાં પવિત્ર પુસ્તકોને જપ્ત કરવાથી અથવા ભગવદ્‌ગીતા વાંચનારાઓને કેદ કરવાથી, અથવા તેમનાં ઋષિ જેવાં સંતાનોને ગિરફતાર કરવાથી અથવા તોફાની ગણીને તમે તે ભવિષ્યના દિવસને આવતો અટકાવી શકશો? અરે! જ્યારે હિન્દનો ઉદ્ધાર થશે ત્યારે જ મનુષ્યજાતિ માટે નવયુગ શરૂ થશે!" ૐ ॥

* * *

યુગધર્મની અનંત ચૈતનમય જ્યોતિને વિશ્વવ્યાપી કરનાર બ્રહ્મનિષ્ઠ બાબા-રામ-બાદશાહ* ભારતવર્ષની અત્યારની દૈવી પ્રગતિની અગાઉથી જ કેવી આગાહી કરી રહ્યા છે!:—

"હિન્દુસ્થાનના રાજારજવાડાઓ, ધર્મગુરૂઓ અને પ્રજાવર્ગ! થોડા જ વર્ષોમાં શું થશે તેનો તમને ખ્યાલ પણ છે? ગમે તો મને વિચિત્ર માણસ ધારીને મારી મશ્કરી કરો, પરંતુ મારી સામે દેખાય છે કે આ જગત સ્વામીઓથી (ખરા સંન્યાસીઓથી) ભરાઇ ગયું છે, પૃથ્વી ઉપર દેવો સંચાર કરતા હોય એમ ભાસે છે, મનુષ્યદેહ ઉપરથી નક્કી કરેલા (જાતિ)ભેદ નષ્ટ થઇ ગયા છે, હિન્દુસ્તાન-ચીન-અમેરિકા અને ઇંગ્લાંડ વચ્ચેનો ભેદભાવ જતો રહ્યો છે; નવો સંઘ તૈયાર થાય છે અને તે પણ ઓગળી જઇને તેની જગ્યાએ નવો થશે!...

* * *

હે સ્વપ્નમાં પડેલાં વ્હાલાંઓ! તમારાં નેત્ર ઉપરનો પડદો દૂર કરો. અત્યુચ્ચ સંન્યાસી અત્યંત નીચ શૂદ્રની સાથે મળીને કામ કરતો નજરે પડશે! જુઓ! જુઓ! પેલાં ભિક્ષાપાત્ર એકદમ પાવડો અને કોદાળી થઇ ગયાં! સંન્યાસીનું આળસ જતું રહ્યું છે, શૂદ્રનાં કર્મને સંન્યસ્તની ઉચ્ચ પદવી મળી છે! સૌમાં ત્યાગવૃત્તિ આવી છે; ગણિકાની નિર્લજ્જ હિંમત અને 'રામ'ની પવિત્રતા એક થઇ ગયાં છે! બકરીની ગરીબાઇ અને સિંહના અચલ ધૈર્યનું સંલગ્ન થયું છે! વિરુદ્ધ સ્થિતિઓનું ઐક્ય થયું છે, આત્યંતિક વિરોધ નષ્ટ થયો છે, વિશ્વ એક કુટુંબ થયું છે, જુઓ!—આ સર્વ-દૃષ્ટિ ફેંકો અને જુઓ!

આપણને અગ્નિ કે શસ્ત્રોની જરૂર પડશે?—ના.
પોલિસની?—ના.

આ હવાઇ કિલ્લા-મનોરાજ્ય છે! ના.

આ કેવળ વિચારભ્રમ છે! ના.

આ શું સમાજવાદ (Socialism) જાતિવાદ (Communism) છે? હશે. પ્રરન્તુ હિન્દુસ્તાનમાં તે મૂળથી જ છે; નવો નથી. વેદાન્તનો એ એક સ્વાભાવિક ઉપસિદ્ધાંત છે....

---

* પ્રેમસ્વરૂપ પૂજ્ય સ્વામીશ્રી રામતીર્થજી

હિન્દવાસીઓ ! જો તમે પોતાને ઓળખશો, ત્યાગ સ્વીકારશો, તો તમારો રોગ ક્યાં રહેશે ? આધિ નષ્ટ થતાં જ વ્યાધિ નાસી જશે ! લુચ્ચાઈની જરૂર નથી, શંકા અથવા ભીતિ રાખવાનું કારણ નથી. બીકણ ઈશ્વરદ્રોહીઓ જોઈએ તો ભલે તે માર્ગ સ્વીકારે !

* * *

તમારામાંના કેટલાક ભવાં ચઢાવે છે ! કેટલાક ગરૂડની ચાંચની માફક વાંકું મોં મરડે છે; ગમે તેમ કરો પણ ઈશ્વરઇચ્છાનો અમલ થશે જ ! કોઈ તેને અટકાવી શકશે નહિ ! કોઈપણ રાજા-દેવ-દાનવ તેના માર્ગમાં હરકત આણી શકે તેમ નથી ! સત્યની ગતિ અનિવાર્ય છે ! નિરાશ થશો નહિ ! મારૂં મસ્તક તમારૂં છે ! ગમે તો તેને કાપી નાંખો ! તેની જગ્યાએ બીજાં હજારો ઉત્પન્ન થશે ! "

* * *

અને હવે તો ઓ પ્રિય પ્રેમાત્મસ્વરૂપો ! આ પરમ સત્ય-આ ગગનગંભીરવાણી-આ નવયુગનું ભવિષ્ય-યુગધર્મનાં આન્દોલન રૂપે આપણા હૃદયમાં પ્રવેશે છે-આપણા જીવનમાં પ્રવેશ કરે છે-અને આપણા કુટુંબોમાં અને ગૃહમંદિરમાં થઇ માનવ-જીવનમાં પ્રવેશ કરતું આપણી સમીપ આવી પહોંચ્યું છે ! આપણે એ દૈવી ચેતનાને, એ અનન્તજીવનની પ્રભુપ્રેરણાને હૃદયમાં ધારણ કરીએ અને વિનીત હૃદયે એ જ પ્રાર્થના કરીએ કેઃ—

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत।
स्थितोऽस्मि गत संदेहः करिष्ये वचनं तव ॥

ૐ શાન્તિ !

| શ્રી રામકૃષ્ણ આરોગ્ય શાળા,<br>કીમ સ્ટેશન,<br>બી. બી. સી. આઇ રેલ્વે. | યુગધર્મનો સદાનો<br>પ્રેમાકર્ષિત<br>વૈદ્ય બળવંતરાય<br>ઝવેરીલાલ |
|---|---|

# મરાઠા અને અંગ્રેજ

## ૨

મરાઠેશાહીના નાશનાં કારણોના મુખ્ય મુદ્દાઓ આપણે ગયા અંકમાં વિચારી ગયા છીએ. પણ એ વિષયને લગતા કેટલાક મહત્ત્વના મુદ્દા હજી બાકી રહી ગયા છે. તે મુદ્દાઓ હવે આપણે તપાસીએઃ–

### (૧) જાતિભેદ અને રાજનાશ

મરાઠેશાહીની અવનતિનું એક કારણ મહારાષ્ટ્રની અંદરના જાતિભેદ હતા એમ ઘણા તરફથી કહેવામાં આવે છે. પણ આ જાતિભેદને ખરેખર કેટલે અંશે જવાબદાર ગણી શકાય એ સંબંધી શંકા પડે છે. મહારાષ્ટ્રમાં જાતિભેદ હતા તે વાત ખરી; પણ તે સાથે એ પણ યાદ રાખવું જોઈએ કે આ જાતિભેદ બાલાજી વિશ્વનાથના સમય પછી મહારાષ્ટ્રમાં ઉત્પન્ન થયા અને તે પહેલાં જાતિભેદ ન હતા એમ કાંઈ નથી. જાતિભેદ હતા, પણ તે સનાતન હતા; પૂર્વે હજારો વર્ષથી તે ચાલતા આવ્યા હતા. તે મહારાષ્ટ્રમાં જ પ્રવર્તતા હતા એમ પણ ન હતું. તે હિન્દુસ્તાનના બીજા ભાગમાં પણ હતા; એમ છતાં તેનું મહારાષ્ટ્રમાં જ, અને અઢારમા સૈકાના આખરમાં જ ખરાબ પરિણામ આવ્યું એમ કેમ કહી શકાય ? પૂર્વે મુસલમાનોએ મહારાષ્ટ્રનો મોટો મુલક જીતી લીધો તે વખતે જાતિભેદ હતા; પછી મોગલોની સ્વારી વેળાએ પણ તે હતા; પછી મોગલોના હાથમાંથી મરાઠાઓએ પોતાનું રાજ્ય છોડાવ્યું અને શિવાજીએ પોતાની સ્વતંત્ર સત્તા જમાવી ત્યારે પણ તે હતા; શિવાજીની પછી મોગલોએ ફરી અહીંનો મુલક કબજે કર્યો ત્યારે પણ તે હતા; આગળ ચાલતાં રાજારામની કારકીર્દિમાં મરાઠાઓએ વીસ વર્ષ પર્યન્ત લડીને પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કર્યું, ત્યારે તે હતા; તે પછી સવાઈ માધવરાવના સમય પર્યન્ત મરાઠેશાહીનું તેજ વધતાં વધતાં દિલ્હી સુધી તેની સત્તા પહોંચી ત્યારે પણ તેજ જાતિભેદ હતા; અને છેવટે બાજીરાવની કારકીર્દિમાં મરાઠેશાહીનો નાશ થયો ત્યારે પણ તે હતા. ટૂંકામાં શિવાજીની પહેલાં બસો વર્ષથી અને શિવાજી પછી બસેં વર્ષ સુધી, હિન્દુસ્તાનમાં અને મહારાષ્ટ્રમાં જાતિભેદ એકજ સ્વરૂપમાં કાયમ હતા. એમ છતાં આ ચઢઉતર અને આ સ્થિતિભેદ કેમ થવા પામ્યા ? મોગલો સાથે લડતી વખત જાતિભેદ આડા ન આવ્યા અને અંગ્રેજો સાથે લડતાં માત્ર તે આડા આવ્યા, એનું કારણ શું દર્શાવી શકાય ?

મોગલોના વખતમાં જે મરાઠા અને બ્રાહ્મણો ખાંધે ખાંધ લગાડી લડતા હતા તે મનથી અથવા કૃતિથી આજની દૃષ્ટિવાળા સમાજસુધારક હતા એમ કહી શકાય ? શિવાજીએ જે વખતે મહારાષ્ટ્રની પ્રજામાં એકી કરી મુસલમાન પાસેથી દેશનું સંરક્ષણ કરવાની યોજના કરી, તે વખતે તેણે જાતિભેદ વિરુદ્ધ વ્યાખ્યાન આપેલાં જાણવામાં નથી. તેણે પોતાના રાજ્યમાં કેવળ ગુણ જોઈને કાર્યધુરંધર પુરુષોને પોતાની તરફ ખેંચ્યા અને જેઓ કાર્યશિથિલ હતા તેઓને દૂર કર્યા એ વાત પ્રસિદ્ધ છે. તેણે અમુક એટલે બ્રાહ્મણ અને અમુક એટલે મરાઠા, એવો ભેદ કર્યો હતો એમ જણાતું નથી. તેજ

પ્રમાણે પેશવાના વખતમાં પણ, બાલાજી વિશ્વનાથ પેશવા થયા પછી જે કુટુમ્બોનો ઉદય થયો તેમાંથી સેંકડે પોણોસો કુટુમ્બો બ્રાહ્મણેતર જાતિનાં હતાં. તે વખતના સરંજામદારની યાદી જોઇશું તો મોટા મોટા સરંજામદાર બ્રાહ્મણેતર વર્ગના હતા એમ જણાશે. પેશવાએ કોકણસ્થ બ્રાહ્મણોને ઘણો આશરો આપ્યો હતો એવો આરોપ કોઈ કોઈ તરફથી મૂકવામાં આવે છે. પણ તેને માટે પણ કંઇ ખાસ આધાર જણાતો નથી. બહેરે, ફડકે, રાસ્તે, પટવર્ધન, મહેન્દળે એ સિવાય બીજા કોકણસ્થ સરદાર કયા હતા ? પેશવા સિવાય બાકીના પ્રધાન, તેજ પ્રમાણે વિંચુરકર, પાનશે, પુરંદરે પ્રભૃતાદિ સરદાર બધા દેશસ્થ હતા. ગોવિન્દપન્ત બુંદેલા જેવા કહાડા સરદાર પણ ઘણા હતા.

શાહાજી, શિવાજી અને સંભાજી એ ત્રણજ પેઢી એક પછી એક લઇને, તે તે વખતનાં સ્થિત્યંતર આપણે તપાસીશું તો તેનાં કારણ ધાર્મિક વિચાર કે આચારના ફરકમાં નહિ મળે; પણ એ લોકોત્તર વ્યક્તિઓના ગુણ અવગુણના ફરકમાં જ જડશે. જે વાત ભોંસલે કુટુમ્બની આ ત્રણ પેઢીની હતી, તેજ વાત તે સમયના મહારાષ્ટ્ર સમાજની ત્રણ પેઢીની સમજવાની છે. તેજ પ્રમાણે મહાદજી સિંધીઆ અને નાનાફડનવીસ પાછળ તરત તેમના જેવાજ ગુણવાળા પ્રબળ આગેવાનો દેશને સાંપડયા હત, તો જાતિભેદને લઇને મરાઠેશાહી ગઇ એવો શુષ્ક અને ખોટો વાદ કરતા બેસવાનું આપણને કારણ જ ન રહેત. મહાદજી અને દોલતરાવ અથવા મોટા માધવરાવ અને બીજા બાજીરાવના સમયની વચ્ચેના અંતરનું કારણ સમાજસ્થિતિ નહિ પણ લોકોત્તર વ્યક્તિનો અભાવ એજ હતું. સમર્થ વિભૂતિનો જન્મ સામાજિક સ્થિતિ ઉપર કંઇ ખાસ આધાર રાખતો નથી; સામાજિક સ્થિતિ અનુકૂલ હોય તો તે દૂધમાં સાકર પડયા પ્રમાણે વધારે ઇષ્ટ છે અને એવી સ્થિતિમાં વિભૂતિનો પ્રકાશ વધારે તેજસ્વી થાય છે એ વાત જુદી. મનુષ્યને વ્યક્તિનિષ્ઠ સ્વાર્થ વિસરવા માટે કાંતો સમર્થ વિભૂતિ તેની નજર આગળ ખડી હોવી જોઇએ, અથવા તો રાષ્ટ્રપ્રેમ તેના હૃદયમાં જાગવો જોઇએ. મહારાષ્ટ્રની પ્રજાના અંગમાં વ્યક્તિનિષ્ઠ સ્વાર્થ ભૂલી જવાની પાત્રતા હોવાનું આજ સુધીમાં અનેક વાર સાબિત થઈ ચૂક્યું છે; પણ આ પાત્રતાનું ઉદ્દીપનકારણ વિભૂતિપૂજનબુદ્ધિ (Hero-worship) એજ હતું, અને રાષ્ટ્રીય-પ્રેમબુદ્ધિ એ વિશેષ ન હતું અને હજી પણ નથી એમ કહેવું જરૂરનું છે. પણ તે સાથે એ પણ કહેવું જોઇએ કે રાષ્ટ્રાભિમાન એ જાતિભેદનાશ ઉપર આધાર રાખતું નથી. સામુદાયિક હિત માટે નિયમપાલન, (discipline) ઠરાવેલી પદ્ધતિનું ઉલ્લંઘન ન કરવું, રાષ્ટ્રહિતશત્રુ વિરુદ્ધ હંમેશા આપસ આપસમાં એકબીજા માટે અભિમાન રાખવું, એ બાબત જાતિભેદ છતાં હોઇ શકે છે એમાં બિલકુલ શક નથી. જેવો જાતિભેદ તેવોજ ધર્મભેદ. યુરોપમાં ધર્મપંથ પ્રબળ છે છતાં અનેક ધર્મપંથના લોક એકજ રાષ્ટ્રના અભિમાની મળી આવે છે. સાંપ્રત યુરોપીય યુદ્ધમાં પ્રોટેસ્ટંટ ઇંગ્લાંડ અને કેથોલિક ફ્રાન્સ અને રોમન કેથોલિક ઇટાલી એકબીજાના ખભે ખભો જોડી પ્રોટેસ્ટંટ જર્મની, અને કેથોલિક ઓસ્ટ્રિયા સામે લડે છે. મુસલમાન આરબો ઇંગ્લાંડની બાજુએ અને મુસલમાન તુર્કી જર્મનીની બાજુએ લડતા આપણે જોઇએ છીએ.

જાતિભેદ ઇષ્ટ છે કે અનિષ્ટ છે એ પ્રશ્નનો તાર્કિક ઉત્તર ગમે તે હોય, અને પ્રસ્તુત લેખક પોતે એ ભેદ અનિષ્ટ છે એમ કહેનાર પૈકીના છે. તત્ત્વિક ન્યાયબુદ્ધિ અને વ્યવહાર એ બન્ને દૃષ્ટિથી જાતિભેદના સવાલને વિચારવો જોઇએ. ન્યાયબુદ્ધિની દૃષ્ટિથી જોતાં ઇશ્વરે જન્મસિદ્ધ એવો શ્રેષ્ઠપણાનો હક કોઈ એક જાતિને નિરંતરનો આપી દીધો હોય, અથવા બીજી કોઇ જાતિને કનિષ્ઠ જાતિનું સ્થાન નિરંતર માટે આપ્યું હોય, એમ કહેવું એ ઇશ્વરની ન્યાયબુદ્ધિની મશ્કરી કરવા જેવું છે. એકાદ ઉત્કૃષ્ટ રાજાના અમલ પ્રમાણે ઇશ્વરના અમલમાં પણ સર્વ ભૂત માત્રને ઉત્ક્રાન્તિ પામવા માટે સમાન સંધિ પ્રાપ્ત ન થાય, તો પછી ઇશ્વર એ અન્યાયી મનુષ્ય

કરતાં પણ વધુ અન્યાયી છે એમ કહેવું પડશે. માત્ર વ્યવહારબુદ્ધિથી જોઇશું તો જેને આજે રાજકીય સ્વાતંત્ર્ય મેળવવાની હોંસ છે, તેઓએ જાતિબંધન શિથિલ કરવાં તે રાજ્યપ્રકારભારમાં આજ સુધી ઉપયોગમાં ન લીધેલ એક વધારેનું શસ્ત્ર છે એ દૃષ્ટિથી ગ્રાહ્ય ગણવામાં હરકત નથી. પ્રત્યેક રાષ્ટ્રની દરેક વખતે, શ્રેષ્ઠ, સર્વને આકર્ષક એવી ભાવના હોય છે જ; અને આ વીસમી સદીમાં તો આપણી રાષ્ટ્રની દૃષ્ટિ રાજકારણ ઉપર વધારે આધાર રાખે છે એ કોઇ પણ નાકબૂલ કરે તેમ નથી. સંયોગ જોઇને તે પ્રમાણે સાધન યોજવાં એમાં ડહાપણ છે. રાષ્ટ્રશક્તિનું ઔષધ જે જૂનું હતું, તે આજ પણ છે. માત્ર પૂર્વે કેવળ સનાતન ધર્મના અનુપાનમાં તે દેવાતું ત્યારે આજ તેજ સનાતન ધર્મની કલ્પના કિંચિત્ શિથિલ, એટલે અધિક ઉદાર કરી બદલેલી સામાજિક સ્થિતિના અનુપાનમાં દેવું જોઇશે. આ ચર્ચા અર્થાત્ આજની સ્થિતિને ઉદ્દેશીને કરવામાં આવી છે; પણ સમસ્ત જગતનાં સામ્રાજ્યોની સાથેના સંબંધથી જોડાયેલ આજની સ્થિતિ પૂર્વકાલને સમર્પણ કરી આજની અડચણો તે દિવસોમાં હતી, એવી ભૂલભરેલી માન્યતા નીચે જાતિભેદથી જ રાષ્ટ્રનાશ થયો એમ કહેવું એ બિલકુલ વ્યાજબી નથી.

### (૨) અંગ્રેજોએ રાજ્ય કેમ મેળવ્યું ?

અંગ્રેજોએ હિન્દુસ્તાનમાં રાજ્ય કેમ મેળવ્યું ? એટલે તલવારના જોર ઉપર કે બીજાં કોઈ સાધનોથી ? એવો પ્રશ્ન ઘણીવાર પૂછવામાં આવે છે. જે લેખકો એમ પ્રતિપાદન કરવા માગે છે કે અંગ્રેજોએ હિન્દુસ્તાનના લોકોને સ્વરાજ્યના હક આપવા, પ્રજાને સ્વતંત્રતા આપવાનું તેમનું બિરદ તેમણે હિંદુસ્તાનમાં પણ બતાવવું, અને માત્ર તલવારના જોર પર હિન્દુસ્તાનનું રાજ્ય પોતાના હાથમાં રાખવાની ઇચ્છા ન રાખવી જોઇએ, તેઓ ઉપરના પ્રશ્નનો ઉત્તર એવો આપે છે કે અંગ્રેજોએ તલવારના જોર પર રાજ્ય મેળવ્યું એ વાત ખરી નથી અને એ મતને પ્રો. સીલિ જેવા ઇતિહાસકારોએ સપ્રમાણ પુષ્ટિ આપી છે. પણ આ મત મને માન્ય નથી. કારણ એક તો અંગ્રેજી રાજ્યવિસ્તારનો ખરો ઇતિહાસ જોવા જઇએ તો પ્રત્યક્ષ યુદ્ધ પછી થયેલા કોલકરારની રૂઇએ અર્ધાથી વધુ રાજ્ય તેઓએ મેળવ્યું છે અને બાકીનું લગભગ અર્ધું રાજ્ય મેળવવામાં તેઓને પ્રત્યક્ષ તલવારનો ઉપયોગ કરવો પડ્યો નહિ તોપણ તેમની તલવારની દહેશત ઉપયોગી પડી હતી, એ વાતની કોઇથી પણ ના પાડી શકાશે નહિ. મોગલો પાસેથી મેળવેલી દિવાનીની સનદના જોર પર પૂર્વ તરફનો કેટલોક મુલક અંગ્રેજોએ પ્રથમ કારભાર કરવા માટે કહીને મેળવ્યો, અને પછી તે માલિકીના હકથી રાખી પાડ્યો એ વાત ખરી; તથાપિ ખુદ મોગલ સાથે નહિ તો મોગલના નવાબો સાથે અંગ્રેજોને લડવું પડયું એ વાત પણ ખોટી નથી. પ્લાસી, બક્સર વગેરે લડાઇઓમાં અંગ્રેજ જીત્યા ન હોત તો બધો મુલક તેમને સ્વાધીન ન થાત. નિઝામ પાસેથી તેમણે જે મુલક મેળવ્યો તે લડાઈ વગર મેળવ્યો એ ખરું; પણ ખુદ નિઝામ સાથે લડાઇ ન થઇ તો નિઝામના શત્રુથી તેનું રક્ષણ કરવાનું સામર્થ્ય પોતાના બાહુમાં છે એવું અંગ્રેજ બતાવી શકયા એટલે જ તે મળ્યો. નિઝામે તે મુલક અંગ્રેજને ખુશીથી ભેટ તરીકે અથવા તેમના ધર્મગુરુ તરીકે, કે ઇશ્વરલીલા બતાવનાર ફકીર તરીકે ધર્માદામાં નહોતો આપ્યો. લોર્ડ ડેલ્હાઉઝીના અમલમાં ઘણાં રાજ્યો બિનવારસ થયાં એટલે અંગ્રેજોએ તે ખાલસા કરી પોતાના મુલક સાથે જોડી દીધાં તે ખરું; પણ અધિરાજ અથવા સામ્રાજ્યના ધણી તરીકે પોતાનો હક સ્થાપિત કર્યા સિવાય અંગ્રેજ તે ખાલસા કેમ કરી શકત ? અંગ્રેજ એ કંઇ મરાઠાની ઓલાદના નહોતા કે તે સતારાના રાજાના વારસ થઇ શકે. ત્યારે એ અધિરાજ કે સામ્રાજ્યના ધણીના નાતાથી તે રાજ્યો લશ્કરી સામર્થ્ય સિવાય એટલે કે તલવારના જોર સિવાય કેમ મેળવી શકત ? મહીસુર, મહારાષ્ટ્ર, ઉત્તર હિન્દુસ્તાન, બંગાળ અને પંજાબ એ પ્રાન્તો અંગ્રેજોએ તલવારના જોરથી જીત્યા એ

કબૂલ કર્યા પછી, બાકી શાંત પ્રયોગથી, એટલે તહનામા, કરાર, ફેરબદલા, જાગીર, સરંજામ, શેષાધિકાર, વારસા, વગેરે સાધનોથી મેળવેલો મુલક ઘણો થોડો હતો એ બીના તદ્દન સ્પષ્ટ છે. તાત્પર્ય કે અંગ્રેજોએ હિન્દુસ્તાનનું રાજ્ય તલવારના જોર પર જીત્યું છે એ જ અનુમાન વધારે વાસ્તવિક છે. પ્રોફેસર સીલિ વગેરે જે કાંઈ કહે છે તેનો પૂરો અર્થ લક્ષમાં ન લેતાં અથવા તેનો ઉંડો મર્મ સમજ્યા વગર આપણે ઘણી વખત તેમનાં કથન માત્રનું ભાષાન્તર કરીએ છીએ. સીલિના કહેવાનો અર્થ એટલો જ છે કે બીજા દેશમાં જીત કરવા ઇચ્છનાર રાજાને જેટલો શ્રમ લેવો પડે છે, તેટલો શ્રમ અંગ્રેજોને હિન્દુસ્તાનમાં પડ્યો નહોતો. તેમણે પોતાનું કાર્ય થોડા પ્રયાસથી સાધ્યું અને તેમાં પણ ખુદ હિંદી લોકોની જ વિશેષ મદદ અંગ્રેજોને મળી. પછી તે મદદ હિંદી લોકોએ અંગ્રેજો માટેના પ્રેમને લઈને કરી હોય, કે આપસ આપસમાં મૂર્ખ સ્પર્ધાને લઈને કરી હોય; તે ગમે તે કારણ કહો. હિન્દુસ્તાનમાં અંગ્રેજી સૈન્ય દેશી સૈન્યના પ્રમાણમાં ઘણું થોડું હતું તેમ જ હિન્દુસ્તાન જીતવામાં અંગ્રેજોએ પોતાના દેશથી પૈસો લાવી અહીં ખર્ચ કર્યો નથી, અને કંપની સરકારે પહેલેથી જ 'રાજ્ય સંપાદન કરવાની પોતાની આકાંક્ષા પ્રસિદ્ધ કરી ન હતી; એ વાત ઉપર વિશેષ ભાર મૂકી સીલિએ જગતમાં બીજે રાજ્ય સંપાદન થયાં છે તે પ્રસંગો અને અંગ્રેજોએ હિન્દુસ્તાનનું રાજ્ય જીત્યું તે પ્રસંગ વચ્ચેનો ફરક બારીકાઈથી સ્પષ્ટ કર્યો છે. પણ અંગ્રેજોએ બ્રિટિશ ફોજ હિન્દુસ્તાનમાં થોડી આણી હતી તેનો અર્થ તેમણે પોતા પાસે દેશી લશ્કર પણ થોડું રાખ્યું હતું એવો થતો નથી. અંગ્રેજો રાજ્ય જીતવા માટે ઈંગ્લાંડથી પૈસા લાવ્યા નહોતા તેનો અર્થ હિન્દુસ્તાનમાં કમાયેલા પૈસા તેમણે હિન્દુસ્તાનમાં વાપર્યા નથી એવો નથી. અને ઈસ્ટઇન્ડિયા કંપનીનો હેતુ પ્રથમથી જ રાજ્ય જીતવાનો નહતો, તોપણ ઉચ્ચારે હેતુ કરતાં કૃતિથી જ જે કાંઈ ઠરે તે માન્ય કર્યા સિવાય છૂટકો નથી.

પ્રો. સીલિ વગેરે ગમે તે કહે, પણ આપણે આપણાથી જ વિચાર કરીએ તો શું કહીએ? અંગ્રેજોએ મરાઠાનું રાજ્ય જીતથી મેળવ્યું નથી એમ કહીએ તો તે રાજ્ય તેમને મળ્યું શી રીતે? એ પ્રશ્નનો ઉત્તર શો? મરાઠાઓએ અંગ્રેજને તે કાંઈ ઘરેણે કે વેચાતું કે દાન તરીકે આપેલું નથી જ. તેમ રાજ્યની કંઈ ઉંઘમાં ચોરી થઈ શકતી નથી; અને કદાચ એમ હોય તો પણ જાગૃત થયા પછી ચોરીનો માલ પાછો મેળવવાની પેરવી કર્યા સિવાય સો સો વર્ષ સુધી કોઈ મૂંગું બેસી રહેતું નથી. તેમ જેમણે પોતાનો મુલક ગુમાવ્યો તેમને તલવારના જોર પર પાછો મેળવી શકવાનો સંભવ લાગ્યો હોત તો તે માટે તેઓ પ્રયત્ન કર્યા સિવાય રહ્યા હોત ખરા? માત્ર એવા પ્રયત્નથી વિશેષ મેળવવા જતાં થોડું જે હાથમાં છે તે પણ ખોવાનું જોખમ ખેડવાનું તેમણે પસંદ કર્યું નહિ, અથવા અંગ્રેજની શ્રેષ્ઠ લશ્કરી સત્તા જોઈ તેઓ પોતપોતાની જગ્યાએ જ ઠરી ગયા. એટલે કોઈ પણ રીતે અંગ્રેજોએ લશ્કરી સત્તાથી પોતાનું રાજ્ય મેળવ્યું નથી અથવા આજ સુધી ટકાવ્યું નથી એ અનુમાન સિદ્ધ કરવામાં મદદ મળતી નથી.

## (૩) બલિષ્ઠ પ્રતિસ્પર્ધી મરાઠા

અંગ્રેજ સરકારના સર્વથી બલિષ્ઠ પ્રતિસ્પર્ધી મરાઠા હતા. તેમને પણ અંગ્રેજ અઢારમા સૈકાના અંતમાં ભારે થયા તો પછી બીજાની તો શી વાત? અંગ્રેજ સત્તાની પ્રખર જ્યોતિ એકવાર પૂરી સળગી ઊઠી કે પછી તેમાં જે કોઈ રાજા કે રજવાડા આવ્યા, તે દાચ પ્રમાણે ઓગળી જ ગયા. બંગાળ, અયોધ્યા, કર્ણાટક વગેરેના નવાબ, જાટ, રજપુત વગેરે ઉત્તર હિન્દુસ્તાનનાં રાજ્યો, તેઓને અલ્પશ્રમથી હસ્તગત થયાં. કેટલાક સામે હથીઆર ઉગામવાં પણ ન પડ્યાં, પણ તે પોતે જ સ્નેહયાચના કરી અંગ્રેજ સાથે સંધિ કરવા આવ્યા. અંગ્રેજોને કહેવા જેટલો શ્રમ આપ્યો તો તે ત્રણ જણાએ: એક મરાઠા, બીજા હૈદર અને ટીપુ અને ત્રીજા શિખ. તે સિવાય

પકડ રાજાને ને મૂક તેને ધૂંટી ઉપર; અને પછી ફાવે તો તેને વાંકા વાળો અથવા તેનો નાશ કરો, એવી જ લીલા અંગ્રેજોએ દરેક રાજ્યસત્તાની કરી. ૧૮૫૭નું બંડ થયું એટલે આટલાં પણ દેશી રાજ્યો બચવા પામ્યાં; નહિ તો દેશીરાજ્યમાં સુધારા કરવાનો જે પ્રશ્ન આજે પ્રચલિત છે, તે બાકી જ ન હોત ને?

અંગ્રેજોને આ પ્રમાણે જે અનિરુદ્ધ યશ મળતો ગયો, તેમાં તેમનું સુદૈવ એ એક કારણ છે ખરું; પણ તેના જેટલું જ બીજું સબળ કારણ એ તેમના અંગના કેટલાક મુખ્ય ગુણ હતા, તે વાતની ના પાડવામાં કાંઇ અર્થ નથી. ઇતિહાસની ચર્ચા કરવી તે ઐતિહાસિક બુદ્ધિથી જ કરવી જોઇએ. એટલો વખત તેમાં અભિમાનનું મિશ્રણ થવા દેવું ઉપયોગી નથી. માત્ર ઐતિહાસિક બુદ્ધિથી આપણને મરાઠેશાહી માટે મગરૂર થવાની પુષ્કળ બાબતો છે અને તે સંબંધે આપણે આગળ કહીશું; પણ અંગ્રેજ વિષે બોલવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં તેમના ચારિત્ર્યની પરીક્ષા આપણે નિષ્પક્ષપાત રીતે કરવી જોઇએ; તો જ આપણને થોડી વધુ ઐતિહાસિક બુદ્ધિ છે એમ ઠરે.

અંગ્રેજોનું સુદૈવ એમ જે આપણે ઉપર કહ્યું, તેનાં ત્રણ ઉદાહરણ તો આપી શકાય. પહેલું તો એ કે અંગ્રેજો અને મરાઠાઓની લડાઈ પ્રત્યક્ષ થઈ તે પહેલાંના લડાઇના પ્રસંગો આવ્યા હતા તે વખતે તે અટકી ગઇ. અંગ્રેજ સંબંધી મહાદજી સિંધીઆ અને નાના ફડનવીસને જે વહેમ આવ્યો હતો તે જો શિવાજી અથવા બાજીરાવ કે ચિમનાજી આપ્પાને આવ્યો હોત, તો તેઓએ અંગ્રેજોની મુંબઇની વખાર અને થાણાનો ક્યારનોય નાશ કરી નાંખ્યો હોત! બીજું હિન્દુસ્તાનમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચેનું યુદ્ધ સળગ્યું અને પૂરું થયું તે હિન્દી રાજારજવાડાઓને અંગ્રેજોનો રાજ્યલોભ સ્પષ્ટ દેખાઇ આવ્યો ત્યાર પહેલાં થઇ ગયું. હિન્દુસ્તાનમાં અઢારમા સૈકાના પહેલાં ચોરાસી વર્ષમાં ફ્રેન્ચ સાથે લડવામાં અંગ્રેજોએ જે કસરત કરી, તે તેમને આગળ હિન્દી રાજારજવાડા સાથે કુસ્તી ખેલવામાં બહુ ઉપયોગી થઈ પડી. સર આલ્ફ્રેડ લાયલ કહે છે કે: "અમારૂં અંગ્રેજોનું નસીબ પાધરૂં કે, અમારી તૈયારી પૂરી થયા પહેલાં મરાઠાની સામે અમારૂં યુદ્ધ શરૂ થયું નહિ." અંગ્રેજના સુદૈવનો ત્રીજો દાખલો ઓગણીસમી સદીમાં વાયવ્ય સરહદપર શિખ લોકના જેવી લડવૈયા જાતે પોતાની સત્તા જમાવી, તે દિશામાંથી હિંદપર ચઢી આવતા દુશ્મનની બીક નષ્ટ કરી વાયવ્ય સરહદનો દરવાજો બંધ કરી નાંખ્યો એ છે. આ ત્રણમાંથી એક પણ બાબત જુદી રીતે બની હોત તો અંગ્રેજોની હિન્દની સત્તાને ધક્કો પહોંચ્યા વગર રહેત નહિ. પણ કાળ પોતે જ પક્ષપાતી બન્યો અને તેણે અંગ્રેજોને મોટી સહાય કરી. ખેર, સુદૈવનો યોગ ગુણવાનને મળે તો જ તે તેનો લાભ લઇ શકે છે. નાદાન મનુષ્યને દૈવ હાથ દે, તોપણ તે કેટલેક સુધી પહોંચે. પણ એ સુદૈવને પાત્ર થવા માટે અંગ્રેજોમાં જે ખાસ સદ્ગુણ હતા તે (૧) નિયમન તથા વ્યવસ્થાયુક્ત કારભાર, (૨) અડગ ધીરજ તથા દીર્ઘદૃષ્ટિ, (૩) કોઇપણ માર્ગ ગ્રહણ કર્યા પછી તેને વળગી રહેવાની દૃઢતા, (૪) સ્વરાષ્ટ્રપ્રેમ અને રાષ્ટ્રની કીર્તિ માટે ચાહ અને (૫) લોકોત્તર કર્તવ્યનિષ્ઠા. આ પ્રકારના ગુણ અંગ્રેજોમાં હતા એટલે જ પ્રતિકૂળ સ્થિતિમાં આવડું મોટું રાજ્ય તેમણે મેળવ્યું. તેમના અંગમાં લોભ, અન્યાય તરફ દીઠું ન દીઠું કરી નાંખવાની વૃત્તિ, કપટપટુતા વગેરે દોષ નહોતા એમ નથી. ઉદાહરણ તરીકે મરાઠા ઉપર બીજાનો મુલક પચાવી પાડવાનો આરોપ મૂકવામાં આવે છે; પણ આ આરોપમાંથી ખુદ અંગ્રેજ મુક્ત નથી. તેમણે રોહિલખંડ ઉપર ઈ. સ. ૧૭૭૪ માં સ્વારી કરી તેનું સમર્થન અંગ્રેજ ગ્રંથકાર પણ કરી શકતા નથી. રાઘોબાનો પક્ષ લઇ મરાઠા સાથે યુદ્ધ માંડયું તે પણ અન્યાયયુક્ત હતું એમ ખુદ વૉરન હેસ્ટિંગ્સને લાગ્યું હતું. માત્ર રોહિલાપર સ્વારી કરવાનો અન્યાય કલકત્તાવાળા અંગ્રેજોએ કર્યો ને આ અન્યાય મુંબઇવાળા અંગ્રેજનો, એટલો જ તે બે બનાવમાં ફેર હતો. આવા યુદ્ધમાં ઝંપલાવવું એ એક જાતનો અન્યાય

છે અને આપણે મુલક જીતવાનો અભિલાષ રાખીશું તો હિન્દુસ્તાનના રાજારજવાડા આપણા સામે ઉઠશે અને આપણને દેશ બહાર હાંકી કાઢશે, તો આપણો વેપાર પણ ડૂબશે એવી બ્હીક રાખનાર વર્ગ પણ કંપનીના દરબારમાં તે વખતે હતો; અને એઓમાં જ આ મતભેદ હતો એટલે અંગ્રેજોનાં આ દેશની અંદરનાં કૃત્યો ઉપર નિંદાત્મક નિષેધનાં વચનો આપણને જોવાને મળે છે. પણ આગળ જતાં તે બ્હીક ઓછી થઇ. અંગ્રેજોએ મુલકગિરી કરવા માંડી, તેનો રોષ હિંદી રાજારજવાડાને ધારવા જેટલો આવનો નથી એટલું જ નહિ, પરંતુ તેમનામાંથી કેટલાક આ પ્રસંગે આપણી સાથે મળી જઇ પોતાનો સ્વાર્થ સાધવા તૈયાર થઇ જાય છે; આપણું સૈન્ય તેઓનાં સૈન્ય કરતાં ઘણું ચઢીઆતું છે; વગેરે બાબનો જ્યારે અંગ્રેજોના ધ્યાનમાં આવી ત્યારે તેઓએ પોતાની ન્યાયબુદ્ધિથી પોતાને વિશેષ ત્રાસ થવા દીધો નહિ. વિલાયત મધ્યેના સ્વતંત્ર મતવાદી અને ન્યાયશાળી પુરુષો મૌનવ્રત ધરવા માંડ્યા; કંપનીના વેપારને અથવા કંપનીની મૂડી ઉપર ઉત્પન્ન થતા વ્યાજને ધક્કો ન પહોંચે ત્યાં સુધી હિંદમાં તમે ગમે તેમ કરો, એમ કહેવાની રસમ થઈ. હેસ્ટિંગ્સ ઉપર ચલેલો મુકદ્દમો, એ વિલાયતમાંનો છેલ્લોજ મુકદ્દમો હતો. આ મુકદ્દમો થવાનું પણ મુખ્ય કારણ એ જ હતું કે હેસ્ટિંગ્સને અંગત વેર ઘણા સાથે હતું; અને માત્ર કંપનીને જ હિન્દ સાથેના વ્યાપારનો એકહથ્થુ હક હોવાથી કંપનીના ભાગીદારને થતી મોટી કમાણી વિલાયતના બીજા અંગ્રેજો સાંખી શકતા નહિ. પણ પછીથી જ્યારે કંપનીને વેપારનો એકલો હક રદ થયો અને ગમે તે અંગ્રેજને પૂર્વના દેશો સાથે વેપાર કરવાની છૂટ મળી એટલે ઈંગ્લાંડમાંનો કજીઓ બંધ થયો. હિન્દુસ્તાનમાં બ્હીક હતી તે પણ મટી ગઈ. એ પ્રમાણે કંપનીના અન્યાયયુક્ત વર્તન ઉપર વિલાયત અને હિંદ બન્નેમાં જે અંકુશ હતા તે નષ્ટ થયા એટલે લોર્ડ વેલેસ્લી અને લોર્ડ ડેલહાઉઝી સરખા ગવર્નર-જનરલોએ હિન્દુસ્તાનમાં આવી પોતાને ફાવે તેવી મુલકગિરી કરી, કિંબહુના મરાઠા કરતાં તેઓ ક્યાંય આગળ વધી ગયા છતાં તેમના વિરુદ્ધ કોઇએ એક હરફ પણ કાઢ્યો નહિ તેમાં શું આશ્ચર્ય ?

પણ મરાઠાઓના અંગમાં ઉપરના દોષ તદ્દન નહોતા એમ તો નથી જ. એટલે એ બાબતમાં બન્ને સમાન હતા. મરાઠા અને અંગ્રેજ વચ્ચે જે વિષમતા હતી તે ઉપર કહેલા સદ્ગુણના સંબંધમાં હતી; અને એ સદ્ગુણ મરાઠા કરતાં અંગ્રેજ લોકના અંગમાં વિશેષ પ્રમાણમાં હોવાથી જ પોતાના અંગના લોભ, અન્યાયબુદ્ધિ વગેરે દુર્ગુણોનો પણ અંગ્રેજોએ જેટલો ફાયદો મેળવી લીધો તેટલો મરાઠા લઈ શક્યા નહિ. આ ઉપરના સદ્ગુણમાંથી કાંઈ નહિ તો એક બે સંબંધી તો તે સમયના મરાઠાઓને પણ ખાત્રી થઇ ગઇ હતી એ બાબતમાં કંઈ જ શંકા નથી. બાજીરાવના સમયમાં મરાઠી રાજ્યની અંધાધુંધીનો લોકોને કંટાળો આવ્યો હતો, અને તેથી જ બાજીરાવશાહી નષ્ટ થઇ ત્યારે કોઇપણ મરાઠાએ અંગ્રેજ સામે હાથ પણ ઉંચો કર્યો નહિ. એમ હોવા સિવાય પેશવાની આવી ખાનદાનીવાળી તથા શ્રીમંત રિસાયત લોકોએ પોતાની નજર સામે નષ્ટ થવા દીધી હશે ? બાજીરાવ જઇને અંગ્રેજ આવવાથી રાષ્ટ્રને ઘાતક એવી રાજ્યક્રાન્તિ પૂનામાં બની એમ પૂનેગર પ્રજાને લાગ્યું પણ નહિ; અને માત્ર દુષ્ટ કૃત્ય કરનાર એક નરાધમના ત્રાસમાંથી આપણે છૂટ્યા એટલું જ તેમને તો લાગ્યું. રાજા પરાભવ પામી દેશ બહાર ક્યાંય ચાલી જતાં રાજા માટેના પ્રેમથી નહિ તો રાષ્ટ્રપ્રેમથી અથવા સ્વાભિમાનથી પોતાની રાજધાનીનું લડીને રક્ષણ કર્યાનાં ઉદાહરણ જગતના ઇતિહાસમાં કેટલાં બધાં જડશે ! પણ પૂનાના શનવારવાડા ઉપરનું પેશવાનું નિશાન કાઢી નાંખી તેને સ્થાને અંગ્રેજનું નિશાન ફરકાવનાર માણસ—તેને દેશાભિમાનની દૃષ્ટિથી આજે તમે નીચ, અધમ વગેરે ગમે તે ઉપનામ આપો—તે કાળના લોકોને તો ઉપકારકર્તા લાગ્યા સિવાય તેને પોતાની છાતી ઉપર કેમ બેસવા દીધો હશે ? સુરાજ્યના ઉત્કૃષ્ટ ફાયદા પણ નકામા થઇ પડે એટલાં સ્વાતંત્ર્યનાશનાં ઘાતક પરિણામ અમને આજ દેખાવા

લાગ્યાં છે; એટલે અંગ્રેજો માટેની આપણી કૃતજ્ઞતા-બુદ્ધિ કેટલેક અંશે અને કેટલીક બાબતમાં સહજ કમી થઇ છે એ વાત બાજુ પર રાખીએ. પણ કાગળપત્રોના તથા દંતકથાના પૂરાવા લક્ષમાં લેતાં, આજ મર્યાદિત સ્વરાજ્ય માગવાને ટાણે આપણી અંગ્રેજો વિષે જે આદરબુદ્ધિ છે, તેના કરતાં સો વરસ પહેલાં હાથમાં રહેલું શુદ્ધ સ્વરાજ્ય ગુમાવવા ટાણે તે વખતના મહારાષ્ટ્રીઓના મનમાં અંગ્રેજો વિષે અધિક આદરબુદ્ધિ હતી એમ કહેવું જ પડશે. પૂર્વે શંભાજીની પાછળ મોગલોએ મહારાષ્ટ્ર ઉપર ઝંડપ નાંખી તે વખતે જે મરાઠાઓએ વીસ વર્ષ સુધી લોહીનું પાણી કરીને સ્વાતંત્ર્યરક્ષણાર્થે યુદ્ધ વેઠ્યાં, તેની જ ચોથી પાંચમી પેઢીના લોકો મહારાષ્ટ્રમાં આ વખતે હતા અને તે વખતે તેઓ આજ પ્રમાણે નિઃશસ્ત્ર પણ નહોતા. ૧૮૫૭ કરતાં પણ અંગ્રેજો સામે લડવાને તેઓને અધિક અનુકૂલ પરિસ્થિતિ તે વખતે હતી. એમ છતાં બધા મરાઠા પોતાનાં ઘર ઝાલી બેઠા રહ્યા તેનો અર્થ શો કરવો? હવે તે વખતે યુદ્ધમાં પ્રવૃત્ત થનારને ખચીત યશ આવત જ એમ કાંઈ નથી; પણ સ્વાતંત્ર્ય માટે પોતાનો જાન આપવા જેટલી તત્પરતા બતાવી કોઇ પણ રાષ્ટ્ર લડવા માંડે ત્યારે તે જયપરાજયનો અગાઉથી વિચાર કરવા બેસતું નથી. બોઅર લોક અંગ્રેજ સામે અથવા બેલ્જીઅમના લોક જર્મન સામે લડવા તૈયાર થયા, ત્યારે આપણે આપણા પ્રતિપક્ષીનાં સમાન બળવાળા છીએ અથવા આપણને જરૂર જય પ્રાપ્ત થશે એવી ભાવનાથી તે ઉભા નથી રહેતા. પ્રેસિડન્ટ ક્રુગરે જગજાહેર કહેલું કે 'અમે જગતને છક્ક કરી નાંખીશું' તેનો અર્થ અંગ્રેજનો નાશ કરી જગતને છક્ક કરીશું એવો નથી, પણ અમારા સ્વાતંત્ર્યપ્રેમમૂલક આત્મયજ્ઞથી જગતને છક્ક કરીશું એવો જ હતો. પણ મરાઠા સ્વાતંત્ર્યથી ધરાઇ ગયા હતા, એમ કહો કે અંગ્રેજ આવવાથી ફાયદો થશે એમ માનીને તેમણે જરાપણ હિલચાલ કરી નહિ. કારણ ગમે તે હો, એમ બાબત બની એ વાત ખરી.

## (૪) સ્વરાજ્યનો લાભ

મરાઠેશાહી નિર્દોષ નહોતી અને હતી તેવી પણ મરાઠા પોતાના હાથમાં તે સાચવી શક્યા નહિ એ ખરૂં છે. પણ આજની સ્થિતિ તે વખતની મરાઠેશાહી કરતાં બધી બાબતમાં સારી છે એમ કાંઇ નથી. ઘણી બાબતોમાં આજે અમને મરાઠેશાહીની યાદ આવીને દુઃખ થાય છે. સદોષ પારતંત્ર્ય અને સદોષ સ્વાતંત્ર્ય એમાં પસંદ નાપસંદ કરવાજોગ કંઈ નથી એમ કોણ કહેશે? મરાઠેશાહી સદોષ હતી છતાં તે વખતમાં મરાઠાઓમાં જે તેજ હતું, તે તેજ આજે નથી એમાં શંકા કેવી? તેજ એટલે અનેક અનુકૂળ બાબતો એકત્ર થઇ ઘડાનાર પરિણામ તે. મરાઠેશાહીમાં શું નહોતું તેનો ઉલ્લેખ અમે જુદી જુદી જગ્યાએ કર્યો જ છે. પણ કેટલીક બાબતો આજના કરતાં મરાઠેશાહીના કાળમાં અધિક હતી એ વાતની કોઇથી ના પાડી શકાય તેમ નથી. ઉદાહરણ તરીકે આજના કરતાં તે વખતે મહારાષ્ટ્રમાં સંઘટના, સ્વતંત્રતા, પૌરુષ અને પરાક્રમ બતાવવાની સંધિ, રાજ્યકારભારનો અનુભવ, નસીબ ઉઘાડવાનાં સાધન તથા યોગ, રાષ્ટ્રીય કીર્તિ એ સર્વ અધિક હતાં. પૂના મહારાષ્ટ્રની રાજધાની હોવાથી સર્વ મહારાષ્ટ્રમાંથી પૂના તરફ અને મહારાષ્ટ્ર હિન્દુસ્તાનમાં પ્રમુખ હોવાથી સર્વ હિન્દુસ્તાનમાંથી મહારાષ્ટ્ર તરફ સંપત્તિની સરિતાનો પ્રવાહ વહેતો હતો. તે કાળની સ્વતંત્રતામાં એક પ્રકારની અસ્વસ્થતા હતી ખરી; તથાપિ અસ્વસ્થતા પણ કેટલેક અંશે મનુષ્યને તેજસ્વી રાખવાને ઉપયોગી પડે છે. જેની જિંદગી ઘરની ઓશરીની શીતળ છાયામાં જાય છે, તેનાથી છત્રી સિવાય બહાર નીકળાતું જ નથી. આત્મસામર્થ્ય અને આત્મવિશ્વાસ એ વેદસંહિતા પ્રમાણે નિત્યપાઠથી જ જાગૃત રહી શકે છે. જેને બીજા ઉપર આધાર રાખવાની ટેવ પડે છે તેના પગ કાળાંતરે લૂલા થાય છે. મરાઠેશાહીમાં અસ્વસ્થતા હતી તોપણ તે સમયના મરાઠા સદા સાવધ અને પોતાના પગના જોર પર ઉભા રહેનાર હતા. જગતમાં ગુણની કિંમત એકગણી તો પ્રસંગી

કિંમત દસગણી હોય છે. પ્રત્યેક ફ્રેન્ચ સિપાઇ 'હું રાષ્ટ્રનો મુખ્ય સેનાધિપતિ થઇશ' અથવા પ્રત્યેક અમેરિકન નાગરિક 'હું રાષ્ટ્રનો પ્રેસિડન્ટ થઇશ' એવી મહત્ત્વાકાંક્ષા ધરાવી શકે છે. તેમ જ પ્રત્યેક મરાઠાને તે વખતે હું પહેલી રાંગનો સરદાર અથવા મુત્સદ્દી થઈશ એવી મહત્ત્વાકાંક્ષા રાખવાનો યોગ હતો. રાણોજી સિંધીઆ એક જ પેઢીમાં જોડા ઉપાડનાર હજૂરીઆમાંથી પોણા કરોડ રૂપિયાની દોલતનો માલેક થયો અને દિલ્હીના પાદશાહના દરબારમાં પેશવાના જામીન તરીકે સ્વીકારાયો. જે મલ્હારરાવ હોલકરે નાનપણમાં ઘેટાં ચાર્યાં હતાં અને હાથે ધાબળી વણી હતી, તેણે સાઠ લાખની જાગીર અને માળવાની સુબેદારી સંપાદન કરી. બાલાજી વિશ્વનાથ એ ખરેખર પ્યાદામાંથી વજીર થયો. રાજ્ય કારભાર અને સિપાહગિરી એની પાત્રતાની અને અનુભવની એવી જ બાબત છે. મરાઠેશાહીના આખર-નાં સો વર્ષમાં ઇતિહાસમાં રહી જાય એવા ઓછામાં ઓછા એકસો વીરપુરુષો થઇ ગયા હશે; પણ મરાઠેશાહીના અંત પછીનાં આ સો વર્ષમાં એવા વીર કેટલા થયા? નાના ફડનવીસની રાજ્યનીતિકુશળતા-નાં ખુદ અંગ્રેજોએ વખાણ કર્યાં છે, પણ એ કુશળતા સંપાદન કરવાને અનુભવ સિવાય બીજી કઈ શાળામાં નાના શીખવા ગયો હતો? તેના જન્મ વખતે ડહાપણનું ભાતું કંઇ ઇશ્વરે તેને બંધાવ્યું નહોતું!

કામ કામને શીખવે છે એ વાત મરાઠેશાહીના ઇતિહાસમાં ઠેકઠેકાણે દેખાઇ આવે છે. શિવાજીનો બાલપણનો વૃત્તાંત પ્રસિદ્ધ જ છે; બાપે છોકરાને કાઢી મૂક્યો હતો, મા સિવાય તેની સંભાળ રાખનાર કોઇ નહતું; ત્રણ દિશામાં ત્રણ મુસલમાની રાજ્યની કાતર અને મુસલમાની પાદશાહી સામે ઝગડો કરવા વિરુદ્ધ બાપની સખ્ત મનાઈ. એમ છતાં, શિવાજી મહારાજે તદ્દન બાલપણમાં વખાણવા યોગ્ય કાર્ય કરી બતાવ્યું અને તે પણ માથે આવી પડી એટલે નહિ, પણ પોતાની આંતરસ્ફુર્તિથી, તે સમયના લોકમત વિરુદ્ધ જઇને; અને પોતાની વયના માત્ર ઓગણીસમા વર્ષમાં તોરણાનો કિલ્લો જીતી લઇ પોતાની રાજ્યપતાકાક્ષાનું નિશાન ફરકાવ્યું એ બીના જગજાહેર છે. શિવાજીના વખતે કૃત્રિમ શાંતિ નહોતી; અસ્વસ્થતા હતી; પણ તે શૂરવીરતાની પોષક હતી. શંભાજીમાં બીજા ગુણ ગમે તેવા હોય પણ તે નાનપણથી જ શૂરવીર હતો. પોતાની આઠ વર્ષની ઉમરે તેને પાદશાહ તરફથી મળેલી પાંચ હજારની મન્સબદારીનું કામ કરતાં આવડતું શકય નહતું; પણ શિવાજીની સાથે તે એટલી નાની ઉમરે દિલ્હી ગયેલ અને ત્યાંના સંકટમાં તેણે શૂરવીરોચિત વર્તન કર્યું. પચીસમા વર્ષની અંદર તેણે સ્વારી, શિકાર વગેરેમાં ભાગ લઇ અને લડાઇમાં જોડાઇ શૂરવીર યોદ્ધાની કીર્તિ સંપાદન કરેલી હતી. રાજારામ ઉપર તો શંભાજી કરતાં પણ કઠણ પ્રસંગ આવેલા; અને શંભાજીના વધ પછી મરાઠાઓએ સ્વાતંત્ર્ય માટે જે પ્રચંડ યુદ્ધ કર્યું, તેમાં રાજારામ તેમનો નેતા હતો અને રાયગઢથી જિંજી પર્યન્ત પ્રવાસ અને ધાલમેલ કરી તેણે પોતાની કર્તબગારી બતાવી આપી. પહેલો બાજીરાવ નાનપણથી જ રાજકીય પ્રવૃત્તિમાં પડયો હતો. નાનાસાહેબને પેશવાપદ પોતાની ઓગણીસ વર્ષની ઉમરે પ્રાપ્ત થયું, પણ પહેલે દિવસથી જ તેણે કારભાર કરવા માંડયો. નાના-સાહેબના જેટલી વૈભવશાળી કારકીર્દિ ક્વચિત જ જોવા મળે છે; પણ તે તેના ચાળીસમા વર્ષની અંદર તો ખતમ થઇ. મોટા માધવરાવનું તો પૂછવુંજ શું! આયુષ્યનો આખો ગ્રંથ તેણે સત્તાવીસ વર્ષમાં પૂરો કર્યો, અને તેમાં તેણે અગીઆર વર્ષ પેશવા-ઇનો ભાર સંભાળ્યો. એવડી નાની વયમાં આવી કર્તબગારી, આવું ડહાપણ, આટલું બધું ગાંભીર્ય અને પ્રખર પ્રૌઢબુદ્ધિ ક્વચિત જ જોવા મળે છે. રઘુનાથરાવે પચીસમે વર્ષે દિલ્હી જીતી લઇ અટક સુધી મરાઠાઓનો ઝુંડો ફરકાવ્યો. નાના ફડનવીસે નાનપણમાં જ મરાઠેશાહીની દિવાનગીરી બજાવી. સદાશિવરાવ ભાઉએ પચીસ વર્ષની અંદર રાજકાર-ભારમાં દાખલ થઇ ત્રીસમે વર્ષે ઉદગીરની લડાઇમાં વિજય મેળવ્યો; અને એકત્રીસમા વર્ષે પાણીપતનો ઘોર સંગ્રામ મચાવી શૌર્યની ખ્યાતિ મેળવી. વિશ્વાસ-

રાવ ઓગણીસ વર્ષની વયે ઉત્તર હિન્દુસ્તાનમાં સ્વારી પર ગયો. દોલતરાવ સિંધીઆને સિંધીઆની ગાદી તદ્દન નાનપણમાં મળી, અને તેનાં બધાં સારાં માઠાં પરાક્રમ વીસીના સુમારમાં જ થયાં. કર્તૃત્વને વય સાથે સંબંધ નથી, ઉલટું જે કર્તબગારી નાનપણમાં કરી શકાય છે તે મોટી વયમાં થઇ શકતી નથી. ઉપરના બધા પુરુષો મુત્સદ્દીગીરી વા તલવાર બાજી શીખવા કોઇ શાળામાં બેઠા નહોતા. આધુનિક દૃષ્ટિ પ્રમાણે તેમનું શિક્ષણ કામચલાઉ જ ગણાય. પણ કોઇપણ કામનું ખરૂં શિક્ષણ તે કામ પ્રત્યક્ષ કરવામાં જેટલું મળે છે તેવું બીજે ક્યાંય મળવું મુશ્કેલ છે. આજ હિન્દુસ્તાનમાં વિલાયતથી આવેલા નાના છોકરાઓ વીસ વર્ષની અંદર સિવિલ સર્વિસની પરીક્ષા પસાર કરી દેશનો કારભાર ચલાવે છે, તે જોઇ આપણે મોટું કૌતુક કરીએ છીએ. પણ મરાઠેશાહીમાં જે વખતે મોટાં કામ કરવાના પ્રસંગો હતા, ત્યારે નાની ઉંમરના છોકરાઓએ જ મોટમોટાં કામ કર્યા હતાં એમ દેખાઈ આવશે. જ્યાં પ્રસંગ જ નહોય ત્યાં કેશ પાકી જાય તોપણ નાલાયકી જ લાગે. ખેર.

આ પ્રમાણે આપણે જૂની મરાઠેશાહીની યાદ કાઢીએ છીએ પણ તેથી આપણે તેની પ્રાણપ્રતિષ્ઠા કરવા ઇચ્છીએ છીએ એમ કાંઇ નથી. એટલું જ નહિ, પણ તે કરવાની ઇચ્છા હોય તોપણ શક્તિ નથી એ પણ આપણને ખબર છે. મરાઠી પાદશાહી રાખવાની શક્તિ તે પરિસ્થિતિમાં તે લોકના અંગમાં આજ કરતાં સોગણી અધિક હતી. એટલે ઇષ્ટાનિષ્ટ, શક્યાશક્યનો વિવેક કરવાની બુદ્ધિ આપણને ઇશ્વરે આપી છે. અને આજે સારા હિન્દુસ્તાનમાં મરાઠા લોકનું જે માન છે તેનું કારણ તેઓના દેશાભિમાન જેટલું જ તેઓનું વખત પ્રમાણે વર્તવાનું ચાતુર્ય છે. અગાઉ દિલ્હી તરફ મરાઠાઓ દોડ કરતા તેમજ આજ પણ દોડવા મંડ્યા છે; અને તે વખતે તેમ જ આ વખતે રાજકીય મહત્ત્વાકાંક્ષા એ જ તેમની પ્રવૃત્તિનું કારણ છે. પણ પહેલાં કરતાં જુદા અર્થમાં આજ સર્વ હિન્દુસ્તાન અમારો દેશ છે એમ તેઓ ગણવા લાગ્યા છે. અને ઇતર લોક પૂર્વે મરાઠાઓનો દ્વેષ કરતા તેને બદલે હવે તેઓ દ્વેષ છોડી મરાઠા સાથે બંધુત્વના નાતાથી વર્તવા માંડ્યા છે.

અભિમાનનો વિષય વૃદ્ધિ પામે છે તેમ તેમ અભિમાન પણ વધારે વિસ્તૃત બને છે. 'મરાઠા' એ નામ હંમેશાં પ્રિય રહેશે તોપણ 'હિંદવાસી' એ નામ હવે મરાઠા કરતાં પણ અધિક પ્રિય લાગવા માંડ્યું છે. પૂર્વે મરાઠાઓએ યુદ્ધમાં વિજય મેળવ્યો હતો. આજે તે શાંતિમય વિજય મેળવે છે. આવતી કાલના તેના વિજય કયા પ્રકારના થશે તે તો ઇશ્વરને જ ખબર.

હરિલાલ માધવજી ભટ્ટ

---

# જાપાનમાં ગ્રામજીવન

આપણા પ્રજાજીવનમાં જોઇએ તેટલી વ્યવસ્થા નથી. આજના જમાનામાં વ્યવસ્થા એજ અતિ અગત્યની ચીજ થઇ પડી છે. ગામગામડાંમાં હજારો અને લાખો મનુષ્યો નિરૂદ્યમી અને નિરુત્સાહી પડી રહેલા જોવામાં આવે છે. છેક ન્હાનપણથી જ છોકરાંઓને ઉદ્યમી તથા વ્યવસ્થિત જીવન ગાળવાનું શિખવવાની જરૂર છે. જેવી રીતે લશ્કરમાં કવાયત શિખવવાથી સૈનિકોને વ્યવસ્થા તથા હુકમસર કામ કરવાની ટેવ પડે છે, તેવી જ રીતે આખી પ્રજાને બળવાન, ઉદ્યમી શહેરી થવાનું શિખવવાની જરૂર છે. જાપાન દેશ દુનિયામાં આજે આગળ પડયો છે, આથી તેનાં ગ્રામજીવનની કેટલીકહકીકત સુવર્ણના વાચકોને ઉપયોગી થઇ પડશે એમ ધારી નીચે આપી છે.

એ દેશમાં એક યુવાન મંડળ ( Young men's Association) નામની સંસ્થા છે. એ સંસ્થાની શાખા જાપાનના દરેક સાધારણ મોટાં ગામોમાં છે. ઘણું કરીને ગામનાં બધાંજ લોકો એના સભાસદો હોય છે. આના સભાસદ થવા માટે એ સંસ્થાના અમુક નિયમો હોય છે તે પાળવા પડે છે. એ સંસ્થા શું શું કામ કરે છે તે જોઇએ. આ સંસ્થાને અંગે ( દરેક ગામમાં ) જુદા જુદા કામ માટે જુદાં જુદાં મંડળો હોય છે–તેમાંનું એક વહેલાં ઉઠવાને લગતું મંડળ છે. ( Early Rising Association ) જ્યાં જ્યાં આ મંડળ હોય છે ત્યાં ત્યાં તે મંડળનો મંત્રી સવારના વહેલો ઉઠી ઘંટ વગાડે કે રણશિંગડું ફુંકે છે એટલે બધા લોકો ઉઠે છે. કામે જતા છોકરાઓ ઉઠીને ગામમાં અખાડો હોય ( નાનું ગામ હોય તો એક અખાડો, મોટું હોય તેમ વધારે ) ત્યાં બધાં મળે છે. મંડળનો મંત્રી પોતાની દેખરેખ નીચે એ છોકરાઓ પાસે એમનાં અંગેઅંગને કસરત મળે એવી જુદી જુદી જાતની કસરતો કરાવે છે. જે ગામ સાધારણ સારી સ્થિતિનું હોય, તેમાં અખાડા સાથે ન્હાવાનો હોજ ( Swimmingbath ) પણ હોય છે, ને તેમાં બધા છોકરાઓ કસરત કરી રહે પછી એક બીજાના શરીર માલિશ કરીને ન્હાય છે. આટલું થઇ જાય પછી બધા છોકરાઓ ઘેર જાય ને નાસ્તો કરી પોતપોતાને કામે જાય છે. આ ઉપરાંત ત્યાંનો મંત્રી એ લોકોને જેમ બને તેમ શોખીન ને સાદાં કપડાં પહેરવાનો ઉપદેશ આપે છે; અને એથી શરીરનું બંધારણ સુધરવા ઉપરાંત ન્હાનપણથીજ આત્મસંયમ ને ટેક વધે છે.

આટલાથીજ ઘણા ફાયદા થયા છે. આ હિલચાલને લીધે નાના છોકરાઓ રાત્રે મોડે સુધી ભટકતા હતા તે બંધ થયા છે. તેમણે વહેલા સુઇ વહેલા ઉઠવા માંડયું છે. એમનું જીવન નિયમિત થયું છે. નિયમિત જીવન તથા કસરતને લીધે લોકોની શારીરિક તથા કેટલેક અંશે માનસિક સ્થિતિ સુધરી છે. આવી જાતની સુધારણાને લીધે છોકરાઓ માબાપ તરફ પણ વધારે માનવૃત્તિથી જોવા લાગ્યા છે, ને છોકરાઓની નિયમિત ટેવોથી માબાપોને પણ નિયમિત થવું પડયું છે.

યુવાન મંડળની બીજી એક સમિતિ ગામના છોકરાઓની ચાલચલગત પર ધ્યાન આપે છે. કોઈ પણ છોકરો ન્હાની દુકાનેથી પકડાય કે કોઇ દિવસ–

કોઈ પણ ઠેકાણે મ્હોંમાંથી કોઇ જાતનો અપશબ્દ કાઢતો પકડાય, તો તે છોકરાનો દંડ કરવામાં આવે છે.

આ ઉપરાંત કેટલાંક ગામડાંઓમાં યુવાન મંડળને અંગે Debating Society રાખવામાં આવે છે. ગામના લોકો મળી એક બીજા સાથે વાદવિવાદ કરે એટલુંજ નહિ, પણ એ મંડળ તરફથી બીજા ગામના લોકોને નિમંત્રણ મોકલવામાં આવે છે, ને મુખ્યત્વે કરીને ખેતીને લગતા વિષયો પર ચર્ચા ચલાવવામાં આવે છે. આની રીતે અરસપરસ ચર્ચા કરવાથી બંને ગામના લોકોને ખેતી સંબંધી, એકબીજાના પાક સંબંધી ઘણું જાણવાનું મળે છે. આ ઉપરાંત આસપાસનાં દસબાર ગામડાંઓમાં મંત્રી ભેગા મળી અમુક મધ્યસ્થ જગ્યાએ ખેતીને લગતું પ્રદર્શન ગોઠવે છે, ને તેમાં પણ જેનો પાક સૌથી સારો હોય તેને ઇનામ આપવામાં આવે છે. આને લીધે તથા પોતાના ગામનો પાક સારો કહેવડાવવાની ઇચ્છાથી દરેકમાં ઉત્સાહ સ્ફુરે છે, ને પોતાનો પાક સુધારવા પ્રયત્ન કરે છે. આથી એકંદરે દેશનો પાક સુધરેજ. આ પ્રદર્શનમાં ખેતીના પાક ઉપરાંત કોઈ કોઇ વખત સાદડીઓ, ચંપલો ને તાડછાની ટોપીઓ વગેરે ગૃહઉદ્યોગની ચીજો પણ મૂકવામાં આવે છે, જેથી એ ચીજોના ધંધાને પણ ઉત્તેજન મળે છે. આ ચીજોને ઉત્તેજન આપવાનું ખાસ કારણ એ હોય છે કે જ્યારે કોઈ વખત પાક સારો ન થાય ત્યારે આવી ચીજો બનાવી લોકો પોતાનું ગુજરાન ચલાવી શકે.

હવે એક ગામનો દાખલો લઇને જોઇએ તો તેમાં આશરે હજારેક ઘર હશે. ગામમાં બધાંજ માણસો યુવાન મંડળના સભાસદ છે. ત્યાં લોકોને સવારે રણશિંગડું ફુંકીને ઉઠાડવામાં આવે છે ને તેજ પ્રમાણે રાત્રે સુવા વખતે પણ રણશિંગડું ફુંકવામાં આવે છે. એ ગામના લોકો માટે પાંચ અખાડા ને દરેક અખાડાની બાજુમાં ન્હાવાનો એક હોજ છે. ત્યાં ઉપર લખ્યું તે પ્રમાણે બધા સવારે કસરત કરવા અને ન્હાવા જાય છે. ગામમાં એક મધ્યસ્થ જગ્યાએ એક પાટીઉં રાખવામાં આવે છે ને તેના ઉપર આખા દેશની ખબરો મળે એવા ખબરપત્રો ચોડવામાં આવે છે, કે જેથી વર્તમાનપત્રોના પૈસા ન ખરચી શકે એવા લોકો પણ પોતાના દેશની ખબર જાણી શકે. એ ગામના દુકાનદારો, ખુબ ઉત્સાહ ને જાતમહેનતથી કામ કરે છે, જેથી સાધારણ ચીજો ત્યાં ઘણી સોંઘી હોય છે. જે છોકરાઓ કામે જતા હોય પણ જેમને લશ્કરી તાલીમ માટે ન જવાનું હોય, તેમને દર શનિવારે સાંજે યુવાન મંડળ તરફથી તાલીમ આપવામાં આવે છે. આ ક્રમ ચાર વર્ષ ચાલે છે. તેમાં એ લોકોને લખતાં વાંચતાં ઉપરાંત શારીરિક કસરત કરાવવામાં આવેછે તથા જે છોકરાઓ ખરાબ અક્ષર લખતા હોય તેમની તે ટેવ સુધારવાનો પ્રયત્ન કરવામાં આવે છે. તે ઉપરાંત જે છોકરાઓમાં કવિતા લખવાનું વલણ જોવામાં આવે, તેમને તે તરફ ઉત્તેજન આપવામાં આવે છે.

એ ગામમાં જ્યારે કોઈ પણ યુવક મંડળનો સભાસદ ઘર બંધાવે ત્યારે બીજા સભાસદો પોતાની નવરાશ ને શક્તિ પ્રમાણે કામ કરવા લાગે છે; અને ત્યાંની શાળાઓનું તો જે કાંઇ બાંધકામ હોય તે બધા સભાસદો હાથોહાથ વારાફરતી જ કરી નાંખે છે.

કોઇ કોઈ વખત મંડળના સભાસદો એક બીજાના વાળ પણ કાપી નાંખે છે; જેથી એક તો પૈસા બચે ને બીજું લોકોમાંથી ખાલી ભભકાનો ખોટો ખ્યાલ જતો રહે.

મંડળ તરફથી હસ્તલિખિત ચોપાનીઆં પણ બહાર પાડવામાં આવેછે, જેથી લોકોને એકબીજાના વિચારો બહુજ થોડા ખરચે વારંવાર જાણવાના મળે છે. આ ગામની પાસેના મોટા ગામમાં એક મધ્યસ્થ પુસ્તકાલય ( Contral Library )

છે જેને અંગે ફરતી લાયબ્રેરી (Circulating Library) છે. જેથી એ ગામ તથા બીજાં એવાં આસપાસના ગામોમાં મોટી લાયબ્રેરીનાં પુસ્તકો ત્યાં ગયા વગરજ મળી શકે. આ લાયબ્રેરીમાં મુખ્યત્વે કરીને જાપાનના મુખ્ય બે ધંધા (ડાંગર ઉગાડવાનો ને રેશમના કીડા ઉછેરવાનો) ને લગતાં બધાં પુસ્તકો રાખવામાં આવે છે. બીજાં પુસ્તકો હોય છે પણ આ બે વિષયોને લગતાં પુસ્તકો તો દેશદેશથી મંગાવીને પણ રાખવામાં આવે છે.

ગામના કેટલાક લોકોને ઢોર ઉછેરવાનું તથા ખાતર બનાવવાનું કામ સોંપવામાં આવે છે જેથી એ બે ચીજો માટે બીજે ગામ જવું ન પડે.

આપણે જાણીએ છીએ કે જાપાન આપણા દેશ કરતાં કેટલીક રીતે આગળ પડતો છે, જેમાં ધંધાની તથા કેળવણીની બાબતમાં ખાસ આપણા દેશની હાલની સ્થિતિ જોતાં ત્યાં છે તે બધું તો આપણાથી થઈ શકે એમ નથી. પણ આપણા દેશમાં જો થોડા લોકો મળી એક મંડળી સ્થાપી તેની શાખાઓ ગામેગામ ઉઘાડી, એ મંડળ યુવકમંડળ જાપાનમાં કામ કરે છે તેવું મગતું કામ શરૂ કરે ને ગામેગામના લોકોને સમજાવી તેમની પાસે કરાવે તો આપણા દેશને ઘણો ફાયદો થાય. આપણાં ગામડાંના ખેડૂતો વહેલા તો ઉઠેજ છે, પણ ઉઠીને ગામના ચોતરાપર એકઠા મળી, અખાડામાં થોડી ઘણી શારીરિક કસરત કરી, ગામના તળાવમાં કે કુવે એકબીજાને શરીર ચોળીને ન્હવડાવીને પછી પ્રાર્થના કરી, ઘેર જઇ, રોટલો ખાઇ, ખેતરમાં કામે જાય તો કેટલો ફાયદો થાય !

જાપાનમાં થાય છે એવાં આપણા દેશમાં અનાજ વગેરેનાં પ્રદર્શનો, ભાપણો થાય તો દેશનો પાક જરૂર સુધરે. દરેક ગામમાં થોડા લોકોને સમજાવીને તેમને ઢોર ઉછેરવાનું કામ સોંપવામાં આવે તો સારી ઓલાદનાં ઢોર ઉછરે. આથી ગામના લોકોને વધારે પૈસા ખર્ચી રેલ્વેનૂર આપી બ્હારથી ઢોર ન લાવવાં પડે. આ ઉપરાંત જો ગામનાં બૈરાંઓને કાંતવાવણવાનું બરોબર શીખવી, તેમની પાસે તે સમજાવીને કરાવી, તેની ખાદી વેચવામાં આવે તો પણ ઘણોજ ફાયદો થાય. જાપાનની માફક ગામેગામ આવી સંસ્થાઓ ઉઘાડતાં અથવા ત્યાંનાજ લોકો પાસે ઉઘડાવતાં વખત તો લાગેજ; પણ દરેક પ્રાન્ત પોતપોતાનું કામ શરૂ કરે તો ધીમેધીમે પણ ઘણું થાય.

રાજારામનો બંગલો, વાંદરા. } સૌ. ઉર્મિલા મહેતા.

# સમુદાયવૃત્તિ

માણુસ સામાજિક પ્રાણી છે; ટોળામાં રહેવાની ટેવ એના માનસિક બંધારણમાં એટલી ઉંડી વણાયલી છે કે માણુસને મોટામાં મોટી શિક્ષા કોઈ નિર્જન ટાપુ પર એકલો રાખવાની છે. શિક્ષા રુપે "એકાન્ત કેદ" નો ઉપયોગ આ વૃત્તિને લીધેજ શરૂ થયેલો.

અને માણુસોના સામાજિક જીવનનાં મૂળ પણ આ વૃત્તિમાંજ મંડાયલાં. દુનિયાના જુદા જુદા ભાગોમાં વસતાં માણુસોનાં ટોળાં આ વૃત્તિથી જ સંધાઇ બળ પામેલાં ને એમજ વિવિધ સ્થળે સમાજ રચપાયલા, ને સમાજને સ્થિર કરવા ધર્મ, નીતિ, અને કાયદા રચાયલા.

માનસશાસ્ત્રમાં આ વૃત્તિને "સમુદાયવૃત્તિ" કે સમાજવૃત્તિ કહેવામાં આવે છે. માણુસની અન્ય વૃત્તિઓ વખતોવખત પ્રસંગ પ્રમાણે તેનાં આચરણો પર અસર કરે છે, પણ આ સમુદાયવૃત્તિની અસર મનુષ્યનાં જીવન પર, તેના દરેક વિચારો. દરેક આચરણોપર, લગભગ હંમેશ—અવિરત થયાં કરે છે, સિવાય કે જ્યારે આપણે કોઇ તદ્દન વ્યક્તિગત કાર્યમાં તદ્રુપ થયા હોઇએ,—ને ત્યારે પણ તે આપણાં મનોમન્દિરમાં ઘૂસવા યત્ન કરે છે.

પોતાના સમાજની અસર દરેક વ્યક્તિના મન પર હંમેશાં થયાંજ કરે છે; દરેક વ્યક્તિનું મન સમાજના વર્તનની છાપ ઝીલવા હંમેશાં તૈયાર હોય છે. 'જાહેરમત', 'લોકમત'ની અસર તેનાં મન પર અદ્‌ભૂત રીતે પડે છે. ને 'લોકમત' એ 'સમુદાયવૃત્તિ'નું તત્ત્વ.

દરેક વ્યક્તિને 'લોકમત' જાણતાં 'પહેલી સ્વાભાવિક ઇચ્છા, તે પ્રમાણે વર્તવાની, લોકના, સમાજના વિચારો કબૂલ રાખવાની થાય છે. આ ઇચ્છા દરેક વ્યક્તિને, મોટામાં મોટા સ્વતંત્ર વિચારક, વ્યક્તિત્વપૂજકને તેમજ અજ્ઞાન મજૂર અને ખેડૂતને પણ થાય છે; ને લોકમત પ્રમાણે વર્તતાં, લોકના વિચારોને કબૂલ રાખતાં શાન્તિ, આનન્દ ને સંતોષ મળે છે, ત્યારે લોકમતની વિરૂદ્ધ જતાં દુઃખ, ગ્લાનિ, ભય ને સંકલ્પવિકલ્પ થાય છે. અલબત, કોઈ કોઈ વ્યક્તિઓ લોકમતની વિરૂદ્ધ ઘણીવાર વર્તે છે, સારા સમાજની વિરૂદ્ધ થઇ પોતાના વિચારોજ અમલમાં મૂકે છે; પણ તેમ કરતાં તેમનાં હૃદયમાં સંપૂર્ણ સંતોષ ને શાન્તિ નથી હોતાં, બલ્કે, દુઃખ ને ગ્લાનિ, ભય ને સંકલ્પવિકલ્પ ઘણે ભાગે હોય છે. બે હરીફ વૃત્તિઓ વચ્ચે અહીં પ્રબળ દંદ-યુદ્ધ જામે છે ને બેમાંથી એક વૃત્તિ બીજી પર જીત મેળવે છે.

વ્યક્તિજીવનપર હરહંમેશ આટલી ઉંડી છાપ પાડનાર સમાજ મોટો હોઇ શકે, જેમકે તેનું વિશાળ રાષ્ટ્ર. રાષ્ટ્રજીવનમાં સમુદાયવૃત્તિ સ્વદેશપ્રેમ, સ્વદેશાભિમાનનું રૂપ ધારણ કરે છે. સ્વદેશાભિમાનને હલકામાં હલકો સદ્‌ગુણ માનનારા આગળ પડતા પ્રતિષ્ઠિત આંતરરાષ્ટ્રવાદીઓ પણ વખતોવખત આ વૃત્તિના ઝપાટામાં આવ્યા વિના નથી રહેતા; પોતાના દેશના લોકો સાથે પોતે એક છે એવી ભાવના અનુભવ્યા વિના નથી રહેતા.

અસહકારના યુદ્ધનાં ૧૯૨૦ થી ૧૯૨૨ નાં વર્ષો-ની જાહેરસભાઓમાં હજારોને હજારોના ટોળાંઓ આ વૃત્તિથી દોરાઇનેજ આવતાં. વર્તમાનપત્રો, ભાષણો, પત્રિકાઓ સર્વની અસર આ વૃત્તિને લીધેજ વ્યક્તિના જીવનપર થતી. સમાજ અમુક જાતની નીતિ ધારણ કરે છે ને તે નીતિ ધારણ ન કરનારને અનીતિમાન વ્યક્તિ તરીકે જાહેર કરે છે. સમાજનાં નીતિ, ધર્મ, સ્થિતિ આ "સમુદાયવૃત્તિ"ને લીધેજ. નીતિ ને ધર્મને દોરનાર "અંતરાત્મા" (Conscience) પણ, આ પરથી જોઇ શકાશે કે, સમુદાયવૃત્તિ પરજ સંપૂર્ણ નહિ તો, થોડે ઘણે અંશે બંધાયેલ છે; જો કે અંતરાત્માની રચના ને સ્થિતિની કથા ઘણી ગૂંચભરેલી છે ને દેખાય તેટલી સાદી નથી.

આપણા સમાજને વજ્રબંધોથી બાંધી યુગના યુગ સુધી "સ્થિર" રાખનાર આપણી જ્ઞાતિવ્યવસ્થા, ને તેનું બળ પણ આ સમુદાયવૃત્તિને લીધેજ છે. જ્ઞાતિબહાર મૂકવાનો, અસહકાર કરવાનો, આભડછેટનો નિયમ ને તેનો અર્થ સમુદાયવૃત્તિના અભ્યાસમાંથીજ સમજાશે.

વ્યક્તિની "સમુદાયવૃત્તિ," ("અન્તરાત્મા"સહિત) મોટે ભાગે કુટુંબજીવનમાં બંધાય છે. બાળકને પહેલું ટોળું-પહેલો સમુદાય—કુટુંબમાં મળે છે. આ ટોળામાં તેને નાનકડો સમાજ, ધર્મ, નીતિ, સત્તા (માબાપની), તાબેદારી (નોકરોની)," કાયદાનુસાર વર્તન" (કુટુંબની નાની વ્યક્તિઓનું) દેખાય છે. તે પોતાને બીજાનાં ચક્ષુએ જોતાં શીખે છે; તેનાં વર્તનોપર અન્ય કુટુંબીજનો ટીકા કરે તેની તેના પર ઉંડી અસર થાય છે. કુટુંબીજનોને મારું આ વર્તન ગમશે કે નહિ, એ પ્રશ્ન તેના મનમાં હરહમેશ ઉદ્-ભવે છે. ને પછી, કુટુંબની બહાર મારી જ્ઞાતિને, મારા ગામને, મારા પ્રાન્તને, મારા દેશને (કુટુંબ, જ્ઞાતિ, ગામ, પ્રાંત, દેશના ધર્મ, નીતિ, કાયદાને) મારું વર્તન અનુકૂળ થશે કે પ્રતિકૂળ, એ પ્રશ્ન ઉઠે છે. આમ અજાણ્યુ રીતે તે પોતાના "આદર્શો" નક્કી કરે છે. એ આદર્શો એનું આખું જીવન દોરે છે. શું કરવું ને શું ન કરવું, શું ધર્મ ને શું અધર્મ, એ સર્વ તેના બાહ્યમનોદેશમાં યોગ્ય રીતે લોકમત પ્રમાણે ગોઠવાઇ જાય છે. આ ગોઠવણી તે સમુદાય-વૃત્તિનો પાયો. અજાણ્યતાં જ તેનું વ્યક્તિત્વ, ને તે વ્યક્તિત્વ વિરુદ્ધ (સામુદાયિક બાબમાં) આચરણ પણ બંધાઇ જાય છે. આ આદર્શોના સારાનરસા વિભાગોમાં વખત જતાં તેના સ્વતંત્ર વિચાર પ્રમાણે તે કેટલેક અંશે ફેરફાર કરે છે; પણ તેમ કરતાં તેને સ્વાભાવિક રીતેજ દુઃખ થાય છે. જો તેનું વ્યક્તિત્વ વધારે પ્રબળ હોય તો તે ટોળામાંથી ભાગી જઇ પોતાના રસ્તે એકલા જવાનું બળ બતાવે છે; પણ ત્યાં પણ પોતાના ચારિત્ર્યબળની અસર બીજી સમાન વિચારની વ્યક્તિઓ પર થશે ને તેઓ તેની પાછળ આવશે ને પોતાનું નવું ટોળું બંધાશે, એવી આશા તેના હૃદયપ્રદેશમાં છુપાયેલી હોય છે ને તે આશાથીજ તેનાં સ્વાભાવિક દુઃખ તે ઝીલી શકે છે.

જેમ રાષ્ટ્ર એ મોટું ટોળું—જેમાં દરેક વ્યક્તિની સમુદાયવૃત્તિ સમાન ધોરણપર ચણાયલી, તેમ રાષ્ટ્રમાં બીજાં અનેક નાનાં ટોળાંઓ હોઈ શકે—જ્ઞાતિનાં, ધર્મનાં, રાજકીય વિચારોનાં, કળાનાં, નીતિનાં ટોળાં-ઓ—અથવા "વાડાઓ," રાજકીય મંડળો, જ્ઞાતિઓ, મજૂરમંડળો, ક્લબો, રમતગમતનાં મંડળો, વિધવાવિવાહ મંડળો—આ સર્વ નાનકડા સમાજો-વાડાઓમાં વસતાં લોકો પોતાના વાડાના રિવાજો, વાડાની ટ્રેડીશન, સમુદાયવૃત્તિને લીધેજ પાળવાના ને આ ટ્રેડીશન, આ રિવાજો બુદ્ધિને અનુકૂળ, વિવેકી, ન્યાયી, નીતિમય, શ્રેયસ્કર છે કે કેમ તેનો વિચાર પણ તેઓ કરવાના નહિ. "અમારા બાપદાદા કરતા ને અમે કરવાના!" "તેમને માટે સારું તે અમારે માટે ને અમારાં છોકરાં માટે સારું," એ તેમની ફિલસુફી. બુદ્ધિવિવેક વાપર-નાર, ન્યાય, નીતિ, શ્રેય વગેરેનો વિચાર કરી વાડો તોડી બહાર નીકળે, તો તેનું અન્તઃકરણ તેને પીડે (ઓછું કે વધુ વજન, વ્યક્તિની શક્તિ પ્રમાણે), —ને વાડાના લોકો તેનાપર બાણોનો વરસાદ વરસાવે.

મનુષ્ય જીવનપર સમુદાયવૃત્તિ કેટલી ઉંડી અસર કરે છે ને આપણી જ્ઞાતિવ્યવસ્થા, ખાસ કરીને અસહકારના વિચારનાં આપણને સ્પષ્ટ રીતે સમજાશે

હિન્દુ સમાજમાં ઘેટાંવૃત્તિ—સમુદાયવૃત્તિને બીજું નામ આપીએ તો—એટલી દૃઢ ને પ્રબળ છે કે ભૂતકાળમાં બુદ્ધનો આત્મા હલાવતો સંદેશો, ને વર્તમાનમાં રામમોહનરાયના પ્રયત્નો, વિવેકાનંદનાં વિવેચનો, નર્મદાશંકરના ચાબખાઓ, દયાનંદના પોકારો, ગાંધીજીના અપવાસો ને દેહદમનો—બધાંય જાણે ક્ષણિક અસર કરી મહાસાગરની સપાટી પરનાં મોજાંની જેમ અનન્તતાના અંધકારમાં અદૃશ્ય ન થઇ જતાં હોય એવું લાગે છે. સમાજ જાણે ઉપર કહેલી વ્યક્તિઓ જન્મીજ ન હોય, તેમણે બળવાઓ કર્યા જ ન હોય તેમ પોતાના નિયત ચીલામાં ઘાંચીના બળદ પેઠે ફર્યા જાય છે.

હવે, સમાજની સ્થિતિ માટે ઘેટાંવૃત્તિની પણ જરૂરિયાત છે, પણ તે વ્યક્તિત્વના સદંતર નાશમાં પરિણમે ત્યારે તે સમાજશરીરને ઝેર રૂપ છે. તેના ઝેરથી સારો સમાજ પાંગળો બને છે ને ભય, વહેમ, ને ભૂતકાળનાં ભૂતડાંઓ સમાજમનોદેશમાં પ્રવેશ કરે છે. આપણા સમાજમાં પ્રબળ વ્યક્તિત્વવાળી વ્યક્તિઓ સૈકાસૈકાને આંતરે પણ નથી જનમતી એનું કારણ પણ એજ છે. સમુદાયવૃત્તિના અનાદરથી થતાં દુઃખ ને ભય જીતવાનું સામર્થ્ય આપણામાં નથી રહ્યું. ખુદ સ્વતંત્ર વિચાર કરવાની શક્તિજ જાણે નાશ પામી હોય એવું લાગે છે. બહારવટુ કરવાના આદેશ આપણા અંતરમાં નથી ઉઠતા; એ આદેશ સાંભળતાં ભયના ભાર નીચે આપણો સર્વ ઉત્સાહ કચડાઇ જાય છે.

ટોળાં પરથી ક્ષણિક અસરનો સુન્દર ચિતાર ઇબ્સને Brand માં આપેલ છે, તે અહીં યાદ આવે છે. બ્રાંડના બોધથી તેની પાછળ જતું આખું ટોળું આપણાં હૃદય હલાવે છે; ઘડીક આપણે વિચારમાં પડીએ છીએ કે બ્રાંડનો આત્મશુદ્ધિનો સંદેશો આટલો જલ્દી આ લોકો કેમ ઝીલી લે છે! ને પછી એકલા પડવાના, પોતાની મિલ્કત ખોવાના, પોતાના રાજકર્તાઓ ને ધર્મગુરૂઓનો રોષ વહોરી લેવાના ભયથી ટોળું બ્રાંડની સામે ફરી બેસે છે; સમુદાયવૃત્તિનો સંપૂર્ણ વિજય થાય છે ને વ્યક્તિત્વના આવેશભર્યો બ્રાંડ—એકલો—તદ્દન એકલો પર્વતોમાં અદૃશ્ય થાય છે; તે ટોળું "મુખી" ને "કુલગુરૂ!" સાથે નિજનિવાસે ઘેર સીધાવે છે.

આપણા સમાજનાં ટોળાંઓ ઇબ્સનના આ ટોળાનું સ્મરણ કરાવે છે. ઇબ્સને આખા સમાજની સામે થઈ પોતાના આત્માના પ્રકાશ પ્રમાણે વર્તનાર વીરપુરૂષનું ચિત્ર—ડા. સ્ટોકમેન—"લોકના વેરી" માં દોરેલ છે. સમાજની સામે થતાં થતી બાહ્ય ને આન્તરિક પીડા, તે પીડાને શમાવતી આશા, સત્ય આચરતાં થતું સુખ અહીં સુન્દર રીતે ઇબ્સને રજૂ કરેલ છે. સત્યની શોધમાં સ્ત્રોપરયો રહેતો, સત્યભૂખ્યો સ્ટોકમેન નાટકને અન્તે એક નવું સત્ય શોધી આપણી સમક્ષ મૂકે છે:

"દુનિયામાં એકલો, તદ્દન એકલો ઉભે તે મહા બળવાન પુરૂષ."

નાથુભાઈ દ. પટેલ

# સ્વરાજ્ય ને વ્યાયામ

ગુજરાતી પ્રજા વ્યાપારઉદ્યોગમાં કુશળ છે; પણ રાષ્ટ્રીયભાવના અને રાજકીય ચળવળમાં તદ્દન પછાત છે, એવો આરોપ ઠેઠ ૧૯૧૬ની સાલ સુધી આપણે સાંભળતા હતા. મહાત્મા ગાંધીજીના પ્રતાપે તે આરોપ આપણા શિર પરથી ભૂંસાઇ ગયો છે. અમુક દિશામાં પ્રગતિ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો એટલે ધારેલા સ્થાને પહોંચતાં વાર નથી લાગતી. અમુક બોજો ઉપાડવાને માટે ખભો નીચે કર્યો એટલે બોજાનું વજન કમતી થઇ જાય છે. ખરી મુશ્કેલી તો ખભો નીચો કરવાની, નિશ્ચય પર આવવાની છે. દરેક માણસમાં તેમજ દરેક પ્રજામાં છૂપી અણધારી શક્તિ હોય છે. તે સામાન્ય રીતે વ્યક્ત નથી થતી; પણ જ્યારે મહાન મુશ્કેલીનો પ્રસંગ આવે છે ત્યારે જ પ્રકાશમાં આવે છે.

ગુજરાતીઓને માટે બીજું કહેણ એવું છે કે આપણી પ્રજા અતિ નિર્બળ અને શૌર્યહીન છે. મોગલ બાદશાહોના વખતમાં અને ત્યારપછી પણ ગુજરાતની ભૂમિપર અનેક હલ્લાઓ થયા અને આપણી લડાયક કોમ નાશ પામી અથવા ડુંગરોમાં ભરાઇ ગઇ. મુસલમાની રાજ્ય જેટલે અંશે ગુજરાત-બંગાળામાં ફેલાયું તેટલું રાજપૂતાનાના રણોમાં તેમ જ મહારાષ્ટ્રના પહાડી મુલકમાં નથી ફેલાયું. અને શી રીતે ફેલાય? ગુજરાત અને બંગાળા તે ભારતભૂમિના ફળદ્રૂપપ્રદેશ; ત્યાં સારી ખેતી થાય, સારી વાડીઓ થાય, ધનવૈભવથી ઉભરાતાં મોટાં ગામોમાંથી પૈસો મળી શકે; મહારાષ્ટ્ર અને રજપૂતાનામાં શું પથ્થર અને રેત લૂંટવા જાય?

પણ તે પછી જ્યારે શિવાજીના પ્રતાપે મહારાષ્ટ્રમાં નવચેતન આવ્યું અને મુસલમાન સત્તાનું જોર કમી થયું, ત્યારે મરાઠા તથા પેશ્વાના લશ્કરે અનેક વાર ગુજરાત પર ચઢાઇઓ કરી ગુજરાતીઓને ઉભા થઇ સજ્જ થવાનો પ્રસંગ સરખો ન મળ્યો. ગાયકવાડના લશ્કરમાં ગુજરાતી, રજપૂત, કોળી, ભીલ, ચોધરા, ધારાળા, વાઘરી, ઠાકરડા વિગેરે જુદી જુદી કોમના માણસો સૈનિક તરીકે ભરતી થયા અને તેમણે ઘણી મદદ કરી. આ બધી કોમો શરીરે મજબૂત અને કસાયેલ હતી, પણ આગેવાની મરાઠાઓની એટલે બધો જશ અને રસ ગાયકવાડના મરાઠાઓને મળ્યો.

પછી આવ્યું અંગ્રેજ સરકારનું રાજ્ય. ૧૮૫૭ના બળવા પછી હિંદી પ્રજા પાસેથી શસ્ત્ર છીનવી લીધાં. હિંદી રાજાઓ તથા નવાબોને ધીમે ધીમે ઢીલા કર્યા. અંગ્રેજી સત્તાનું જોર જામ્યું, અને તેના પ્રભાવ અને તેજ આગળ બીજી સત્તાઓ ઝાંખી પડી ગઇ; આથી તોફાનથી કંટાળેલા આપણે અંગ્રેજ સરકારે બક્ષેલી શાન્તિના ગુણ ગાવા મંડી ગયા. સરકારે વિદ્યાપીઠોની સ્થાપના કરી, અને જે વર્ગના જુવાનીઆ શિક્ષણ કે નોકરીને લીધે સરકારી વિદ્યાપીઠોની મોહજાળમાં ફસાયા, તેમની શારીરિક પાયમાલી થઇ ગઇ.

પણ આમ કહી વિદ્યાપીઠોથી જ સર્વત્ર શારીરિક નિર્બળતા ફેલાઇ છે એવી ટીકા કરવાનો અમારો ઉદ્દેશ નથી. મનુષ્યના શરીરનું બંધારણ જ એવું છે

કે જે ભાગનો વિશેષ ઉપયોગ થાય તે વધારે મજબૂત થાય, અને જેનો ઉપયોગ થોડો તે નબળો થતો જાય. રેલ્વે ઉપરના મજૂરના ખભા સેન્ડો કે રામમૂર્તિને શોભે એવા થઈ જાય છે. પહાડી પ્રદેશમાં રહેનારા માણસો ભારેવજન ઉચકી માઇલોના માઇલો ચઢી શકે છે. જેમને ઘણી ચીજો યાદ રાખવાની હોય છે તેમની સ્મરણશક્તિ આપોઆપ ખીલે છે. પણ આપણા રક્ષણનું કામ અંગ્રેજ સરકારે ઉપાડી લીધું એટલે આપણા સ્નાયુ ઢીલા પડયા. જે પ્રજા નિશાળોમાં ભણવા ન ગઇ તેમને પણ લડવાનો પ્રસંગ બહુ જ થોડો મળ્યો. એટલે શારીરિક નિર્બળતા આખા દેશમાં ફેલાઇ. જે ખાસ લડાયક કોમો છે તેમનો ધંધો અને રોજી ટળી ગયાં એટલે રજપૂતો કસુંબામાં અને મરાઠાઓ વ્યભિચાર અને દારૂમાં ચકચૂર થઈને સડી ગયા. આવી નિરાશાજનક સ્થિતિમાંયે વ્યાયામનો શોખ થોડો પણ ચાલુ રહ્યો એજ આશ્ચર્યકારક છે. મુસલમાનો તેમ જ દક્ષિણી લોકોમાં વ્યાયામ તરફ સ્વાભાવિક પ્રેમ છે, અને તેમના ઉત્સાહને લીધે જ અખાડા ચાલુ રહ્યા. સુરત, વડોદરા, તથા અમદાવાદમાં અમુક લોકો કસરત કરી રહ્યા હતા. વડોદરામાં મરાઠા મહારાજાનું રાજ્ય છે, અને શ્રી ખંડેરાવ મહારાજને તો કસરત કુસ્તીનો ખાસ શોખ હતો એટલે ત્યાં તો અખાડા હોય જ તેમાં નવાઇ જેવું નથી. અમદાવાદના છીપા સાબરમતીની રેતીમાં કુસ્તીઓ કરતા અને હજુ પણ કરે છે. ૧૯૧૬ ની સાલમાં સુરતના સેવામંડળે મહોલ્લે મહોલ્લે ફરીને તપાસ કરી ત્યારે માલમ પડયું કે આશરે ૪૦ અખાડા હયાતીમાં હતા; પણ તેમાં નિયમિત, દરરોજ કસરત કરનાર માણસો બહુ જ જૂજ હતા. અખાડાઓની પ્રતિષ્ઠા પણ હલકી પડી ગઇ હતી. તેના સંચાલકો અજ્ઞાન અને ઉચ્ચ ભાવના વિનાના હોવાનો સંભવ હતો. અખાડામાં જનાર જુવાનીઆ અપશબ્દો સાંભળે, ખાડી પીતાં શીખે અને બીજી કુટેવો ગ્રહણ કરે એવી માબાપને હરહંમેશ બ્હીક રહેતી હતી; અને ઘણે અંશે એ બ્હીક ખરી પણ હશે. નિશાળોમાં શારીરિક કેળવણી તરફ બિલકુલ દુર્લક્ષ હતું. જો સદ્ભાગ્યે કાંઇ કસરતની સામગ્રી પૂરી પાડવામાં આવી હોય તો શિક્ષક ન હોય, અને શિક્ષક હોય તો તે કારકુનીનું કામ કરતો હોય અને વ્યાયામથી સાવ અજાણ્યો હોય. હાઇસ્કુલ તથા કૉલેજોમાં ક્રિકેટની રમત થોડા વિદ્યાર્થીઓ રમતા. વાંચવું અને પરીક્ષાઓમાં પસાર થવું એજ દરેક વિદ્યાર્થીનું ધ્યેય હતું. એટલે શારીરિક કેળવણી તરફ લક્ષ કોણ આપે ?

શારીરિક નબળાઇનાં કારણો ઘણાં જ છે; તેનો ઉલ્લેખ આ સ્થાને કરવાની જરૂર ન હોય. આપણી ગુજરાતી પ્રજામાં શારીરિક નબળાઈ ઘણી થઇ છે અને દિનપ્રતિદિન વધતી જાય છે. તેને અટકાવવા માટે પ્રયત્ન શરૂ થઈ ચૂક્યા છે પણ તે વિષે જોઇએ તેવી લોકલાગણી કેળવાઇ નથી. વિદેશી માલ વાપરવાથી આપણા દેશને અત્યંત નુકસાન થયું છે અને ગામડાંમાં ભૂખમરો તથા કંગાલિયત પ્રસરી રહ્યાં છે, તેનું ભાન ઘણાં વર્ષ ઉપર થયું હતું; છતાં હાલમાં જે ભાવના દરેક હિન્દીને થઇ છે ( ખાદી પહેરનાર તેમ જ નહિ પહેરનારને ) કે સ્વદેશી માલ જ વાપરવો જોઈએ, તેવી જીવંત, સચોટ લાગણી પહેલાં નહોતી. આવી જ સચોટ લાગણી વ્યાયામને વિષે થાય ત્યારે જ તેનો પ્રચાર આખા પ્રાંતમાં થઇ શકે.

છેલ્લાં વીસ વર્ષમાં જે સર્વદેશીય જાગૃતિ વ્યાપી રહી છે તેને અંગે વ્યાયામ તરફ કંઇ લક્ષ દોરાયું; અને કેટલાક સારા અખાડાની સ્થાપના થઇ. આધુનિક વ્યાયામશાળામાં માત્ર શારીરિક કેળવણી શીખવવાનો આશય ન હોય, છતાં સ્વચ્છ વાતાવરણની અંદર વિદ્યાર્થીઓની માનસિક તથા નૈતિક ખીલવણી થાય; તેમના ચારિત્ર્યબંધારણ પર તેની સારી અસર થાય; બ્રહ્મચર્ય, સંયમ, સેવાભાવ, ભ્રાતૃભાવ વિગેરે સદ્ગુણોનું પાલન થાય; દૃઢ નિશ્ચય, અથાગ પરિશ્રમ, માતૃપિતૃભક્તિ, નીડરતા વિગેરે બરાબર ખીલે એવું વાતાવરણ હોવું જોઇએ. તે ઉપરાંત દરેક વિદ્યાર્થીમાં વ્યાયામ વિષે એટલો હુરસાદાર પ્રેમ પ્રકટવો જોઇએ કે જ્યાં જાય ત્યાં તેનો તે પ્રચાર કરે. જે

લાભ આપણે મેળવ્યો તે આખા ગુજરાતની પ્રજા શામાટે ન ભોગવે એવી લાગણી દરેક અખાડામાં આવતા વિદ્યાર્થીના હૃદયમાં જન્મવી જોઇએ. વ્યાયામના પ્રચાર માટે જે સંસ્થાઓ શ્રમ ઉઠાવી રહી છે તે બધાનું વર્ણન કરવું શકય નથી. પણ વડોદરા શહેરમાં જે ત્રણ વ્યાયામશાળાઓ છે તેમનાં નામ આપી તેમાંથી એકનું ટુંકું વર્ણન નીચે આપ્યું છેઃ-

શ્રી નારાયણગુરુ વ્યાયામશાળા નામની સંસ્થા વડોદરાના એક મુખ્ય સરદારના સુપુત્ર શ્રી દત્તાત્રેય મજમુંદાર ચલાવે છે. તેમણે મુંબઇ વિદ્યાપીઠની ઉચ્ચ કેળવણી લીધી છે. પોતે પ્રતિષ્ઠિત કુટુંબના છે, શાન્ત તથા મળતાવડા સ્વભાવના છે. વડોદરા રાજ્યમાં જ્યાં જાય છે ત્યાં વ્યાયામનો પ્રચાર કરે છે; અખાડો કાઢી પોતે જ શીખવવાનું માથે લે છે, અને તેનો ઘણોખરો ખર્ચ પણ પોતે જ ઉઠાવે છે. પ્રજાનો ઉત્સાહ મંદ હોવાને લીધે આવી રીતે શરૂ કરેલા અખાડા લાંબો કાળ ટકી ન રહે એ સ્હેજે સમજાય એવું છે. પણ જ્યારે વ્યાયામનો પ્રચાર સારી રીતે ફેલાશે ત્યારે શ્રી મજમુંદારની સેવાની ખરી કદર ગુજરાત કર્યા વિના રહેશે નહિ.

ગુજરાતના બે સુપુત્રો શ્રી છોટાલાલ પુરાણી તથા શ્રી અંબાલાલ પુરાણીએ સ્થાપેલી શ્રી લક્ષ્મીનાથ વ્યાયામશાળાનું વર્ણન 'ગુજરાત'ના અષાઢ, ૧૯૭૮ ના અંકમાં આવી ગયું છે. રા. છોટુભાઇએ પોતેજ એ લેખ લખ્યો છે. તે થોડાબોલા અને સંયમી છે એટલે પોતે કેટલીક જણાવવા લાયક હકીકત છોડી દીધી છે. વડોદરાનો અખાડો સ્થપાયો ત્યાર પછી ભરૂચમાં ઘણા ઉત્તમ અખાડો તેમણે જ કાઢ્યો, અને જ્યારે ભાઇ અંબાલાલે ગુજરાત કેળવણી મંડળ તરફથી વ્યાયામનું કાર્ય ઉપાડી લીધું ત્યારે સાણંદ, નડીઆદ અને અમદાવાદમાં સારી વ્યાયામશાળાઓ તેમની જ મદદથી જામી. એમણે પ્રત્યક્ષ તથા પરોક્ષ રીતે શારીરિક કેળવણીનો ઘણોજ પ્રચાર કર્યો છે. અમુક જૂની પદ્ધતિને પકડીને બેસી નહિ રહેતાં તેમણે જાપાની જ્યુજીત્સુ, યુરોપીય બોક્સીંગ વિગેરેનું રહસ્ય સમજી લઇને પોતાની સિસ્ટમમાં દાખલ કરી દીધાં છે. રજાઓના દિવસમાં અખાડાના વિદ્યાર્થીઓને તેઓ પગે ચાલતાં લાંબી મુસાફરીએ લઇ જાય છે અને તે દિવસોમાં પરસ્પર મદદ, ભ્રાતૃભાવ, સ્વાશ્રય વિગેરે શીખવાનો પ્રસંગ આપોઆપ મળે છે, અને તે અદ્વિતીય છે. એ બન્ને ભાઇઓના સતત પ્રયાસને લીધે ઘણા અખાડા સ્થપાયા છે. જો કે કેટલાક હાઇસ્કુલોમાં હોવાને લીધે તે વિષે માહિતી મળતી નથી, પણ એમની પ્રેરણાને લીધે સુરત, ભરૂચ, હાંસોટ, વડોદરા, આણંદ, નડીઆદ, કપડવંજ, ખેડા, ભૂવારડી, પાટણ, મોડાસા, પાલણપુર તથા અમદાવાદમાં બધે અખાડા નીકળી ચૂક્યા છે. સારા વ્યાયામશિક્ષકોને ટ્રેઇન કરવા માટે મહાવિદ્યાલય સ્થાપવાની જે યોજના ઘડાઇ રહી છે તેનો ઉલ્લેખ 'ગુજરાત'ના અંકમાં થઇ ચૂકેલો છે. સંસ્કારી વ્યાયામના પ્રચાર માટે ગુજરાતી પ્રજા હંમેશ પુરાણીભાઇઓની ઋણી રહેશે.

શ્રી જુમ્માદાદા વ્યાયામશાળા આજથી ૪૩ વર્ષ ઉપર સ્થપાએલી. પણ તેમાં સમયાનુસાર ફેરફાર પ્રોફેસર માણિકરાવે વીસેક વર્ષ પર કર્યો. જુદી જુદી વયના વિદ્યાર્થીઓને અનુકૂળ આવે એવી કસરતો ક્રમવાર ગોઠવી શરીરના પ્રત્યેક અવયવને પૂરતી કસરત મળે એવી ગોઠવણ કરી; અને કેટલીક કવાયત ડ્રીલ એટલે કવાયતના રૂપમાં ગોઠવી કે જેને લીધે તેમનામાં સ્ફૂર્તિ પણ આવે અને નિયમિત કામ કરવાની ટેવ પડે. કવાયતમાં જે હુકમના શબ્દો વપરાય છે તે આખા દેશને કામ લાગે તે માટે હિંદી ભાષામાં રચ્યા, તથા કસરત ઉપરાંત આપણી દેશી રમતો રમવાની જોગવાઇ કરી. દરેક વ્યાયામશાળામાં જોડી, લકડી, લેઝીમ વિગેરે શીખવાય છે; પણ માણિકરાવના અખાડામાં લાઠીની કવાયત અતિ ઉત્તમ છે. પ્રોફેસર માણિકરાવે પોતાનું સર્વસ્વ આ વ્યાયામશાળાને અર્પણ કર્યું છે. પોતાના અસ્થિવિજ્ઞાનના જ્ઞાનનો લાભ તેઓ પ્રજાને આપે છે અને તેની કમાણીમાંથી જે બચત રહે છે તે બધી શાળાના નિભાવ માટે ખર્ચે છે. એમનો સ્વદેશપ્રેમ ભારે છે.

એમના અખાડામાં સારાં સારાં વ્યાખ્યાનો યોજ કરે છે. દરેક પ્રાન્તના લોકો એમને ત્યાં જાય છે. યુરોપાદિ દેશથી આવેલાં માણસો પણ તેમના અખાડામાં ભાષણો કરે છે. સમાજસેવામાં તેઓ હંમેશ તત્પર રહે છે. બહુજ ટુંક સમયમાં કોઈ મોટી વ્યવસ્થા કરવી હોય તો દરેકની દૃષ્ટિ માણિક-રાવજીના અખાડા તરફજ દોડે છે. ઇન્ફ્લુએન્ઝા અને પ્લેગ વખતે ઘણીજ ઉમદા સેવા એમણે તથા એમના વિદ્યાર્થીઓએ બજાવી હતી. આ વ્યાયામ-શાળા માટે, શારીરિક કેળવણી માટે તેમજ સામાન્ય વિષયોના વાચન માટે તેમણે ઘણું સારૂં પુસ્તકાલય તથા વાચનાલય રાખ્યું છે; અને વ્યાયામમંદિરમાં જે સંગ્રહસ્થાન છે તેનો જોટો આખા ગુજરાતમાં નથી. એમાં પૂરાણા જમાનાની તલવારો, કટારી તથા બીજાં શસ્ત્રો મોટો ખર્ચ કરીને એકઠાં કર્યાં છે.

## કન્યા આરોગ્ય મંદિર

કન્યાઓને પણ શારીરિક શિક્ષણ આપવાની જરૂર છે; પણ આપણા દેશમાં ખોટી શરમને લીધે મુશ્કેલી નડે છે. એક સન્નારીની મદદથી કન્યાઓ માટે વ્યાયામ શીખવવાની સારી વ્યવસ્થા થઇ છે. આ સંસ્થાના વાર્ષિક નિવેદન પરથી જણાય છે કે એમની પદ્ધતિનું અનુસરણ એમના વિદ્યાર્થીઓની મારફત અમલનેર, તાસગાંવ, નાસિક, પૂના, વર્ધા, રહસવડ, વૃંદાવન, નંદરબાર, મુંબાઈ, અંધેરી, ગ્વાલિયર, સુરત વિગેરે ચૌદેક શહેરોમાં થઇ રહ્યું છે.

આ બધી સંસ્થાઓ યોગ્ય સંસ્કારવાળા શિક્ષકો પૂરા પાડવા માટે ઘણી ઉપયોગી [illegible] છે. સામાન્ય શિક્ષકોને કસરતનું કામ [illegible] એનાથી વધારે સારી સંસ્થા ન હોઈ [illegible].

## વ્યાયામનો પ્રચાર

જો મહાસભાની સમિતિઓ, ગુજરાત વિદ્યાપીઠ-ની શાળાઓ તથા વડોદરા રાજ્ય આ પ્રશ્ન ઉપાડી લે તો આખા ગુજરાતમાં વ્યાયામનો પ્રચાર થઇ જાય અને દસ વર્ષમાં ગુજરાતીઓના મન પર આજે જેવી છે તેવી શરીર પર પણ તેજી માલૂમ પડે.

વ્યાયામશાળાઓ ચલાવવા માટે નડતી આર્થિક મુશ્કેલી દૂર કરવા માટે નીચે મુજબ વ્યવસ્થા કરી શકાય:—

૧. આજે જીલ્લા સમિતિઓ તાલુકામાં જે પગારદાર સ્વયંસેવકો રાખે છે તેમને કસરતની તાલીમ આપવી; અથવા વધારે સરસ તો કસરતની તાલીમ-વાળા માણસોને જ રોકવા.

૨. શરૂઆતમાં ખાસ વ્યાયામશિક્ષકો નહિ રાખતાં તેમની પાસેથી થોડા કલાક શિક્ષકનું કે કારકુનનું કામ લઈને તેમનો ખર્ચ બે વિભાગમાં વ્હેંચી નાંખવો; અથવા કસરત જાણતા હોય એવા શિક્ષકને જ કારકુન અથવા ડ્રૉઇંગ માસ્તરો તરીકે રાખવા.

શારીરિક નિર્બળતાનું પૂરેપૂરૂં ભાન ગુજરાતી-ઓને હજી થયું છે કે નહિ ? એજ મુખ્ય પ્રશ્ન છે. આપણા જાનમાલ અને બૈરાંછોકરાંનું રક્ષણ આપણે જાતે કરીશું કે ભાડૂતી માણસો પાસે કરાવીશું ? ભાડૂતી માણસો આપણી નિર્બળ સ્થિતિ જોઇને જુલમ કરશે તો કેમ ? ઉત્તર હિંદુસ્તાનના ભૈયા, પંજાબી, મુસલમાનો અને પઠાણો ગરીબ પ્રજાપર ત્રાસ વર્તાવે છે, તે જોયા છતાં આપણે તેમના જ આધાર પર નભવાનું ચાલુ રાખવું છે ? આપણે કેટલા નિર્બળ થયા છીએ ? આપણા છોકરાઓની સ્થિતિ કેવી ભયંકર થશે ? આ બધા પ્રશ્નોનો વિચાર કરનાર ગુજરાતીભાઇ એકજ નિર્ણયપર આવશે.

કેટલાક લોકો એવી દલીલ કરે છે કે જો લડાઇ-ની તૈયારી કરી તો ભવિષ્યમાં લડાઇ જ થવાની. પોતાનું શરીર સુધારવું એ લડાઇની તૈયારી નથી; વ્યાયામથી સંયમ ખીલે છે. કહેવત છે કે 'કમજોર ઔર ગુસ્સા બ્હોત.' તેનાથી ઉલટું, બળવાન તથા તંદુરસ્ત માણસ હંમેશ શાંત હોય છે; સંયમી હોય છે. નબળો માણસ લુચ્ચા કે હરામખોર માણસને જુલમ કરવાને નોતરે છે, બળવાનને જોઇને માનની વૃત્તિ પેદા થાય છે. વ્યાયામથી માણસ અહિંસાત્મક બને છે અને સામાને પણ તેવોજ બનાવે છે. નિર્બળને માટે સ્વરાજ્ય સંભવતું જ નથી.

સુમન્ત મહેતા

# ઐતિહાસિક કલ્પનાતરંગ

મહાભારત યુદ્ધ થયું તેનો કાળ અને મહાભારત ગ્રન્થ લખાયો તેનો કાળ એક નથી. મહાભારત યુદ્ધનો કાળ નક્કી થઇ શકે, પણ મહાભારત તો ઘણુવાર નવેસરથી લખાયું છે, તેનો કાળ કેવી રીતે નક્કી કરી શકીએ ? હાલમાં જે મહાભારત આપણને મળે છે તેની શરૂઆતમાં સર્પસત્રની કથા આવે છે. એ મૂળ મહાભારતમાં હતી કે પાછળથી દાખલ થઈ છે, એ આપણને કોણ કહેશે ? મહાભારતની શરૂઆતમાં સર્પસત્રની કથા જે રીતે આવી છે તે રીત બહુ જ મહત્ત્વની છે. જર્મન યુદ્ધની વખતે નેપોલિયનના યુદ્ધનું સ્મરણ થાય અને કોઇ ઇતિહાસકાર નેપોલિયનનું ચરિત્ર લખે, એ પ્રમાણે મહાભારત લખાયેલું દેખાય છે.

આર્ય અને નાગ લોકો વચ્ચે મહાન વિગ્રહ થયો, બન્ને પક્ષ ક્ષીણ થયા અને માંડમાંડ સન્ધિ કરી. એવે વખતે મહાભારત યુદ્ધનો ઇતિહાસ ગ્રથવાની કોઇ બ્રાહ્મણને ઇચ્છા થઈ હોય એમ જણાય છે. નાગ અને આર્ય લોકોના વિગ્રહનું વર્ણન મહાભારતમાં એટલું બધું તાજું દેખાય છે અને નાગ લોકોના ત્રાસનું વર્ણન કવિકલ્પનાથી શૃંગારિત હોવા કરતાં એટલું બધું આબેહૂબ વર્ણવેલું દેખાય છે, કે તે ભૂતકાળનો ઇતિહાસ નથી પણ વર્તમાનકાળનો ચિતાર છે એવી જ છાપ મન પર પડે છે.

મહાભારતમાં વર્ણવેલા નાગલોક આપણે હંમેશાં જોઇએ છીએ એવા પૂંછડાવાળા સર્પ નથી, પણ તેઓ નાગપૂજક એક માનવજાતિ જ હશે એ ‼ કલ્પના સહેજે સ્ફુરે છે. તેઓ કાશ્મીર તરફથી આવ્યા હશે અથવા અફઘાનિસ્તાનમાંથી આવ્યા હશે. તેમનો રાજા તક્ષક હતો. અને તક્ષક શા માટે કહેતા હશે? તક્ષ એટલે લાકડામાં કે પથ્થરમાં કોતરીને મૂર્તિ ઘડવાનું કામ. શું આ તક્ષકે આ દેશમાં મૂર્તિ ઘડવાની કળા દાખલ કરી હશે ? અને એમ હોય તો મૂર્તિપૂજાની પ્રથા પણ આ નાગલોકોએ જ આ દેશમાં શરૂ કરી હશે, એવી કલ્પના થાય છે.

આર્ય લોકોના વૈદિક ધર્મમાં મૂર્તિપૂજા નથી. હિન્દુસ્તાનની વાયવ્ય સરહદ ઉપરની રાજધાની તક્ષશિલા મૂર્તિકામને માટે પ્રખ્યાત હતી. શું એનો તક્ષક સાથે કંઈ સંબન્ધ હશે ?

તક્ષક લોકો આ દેશમાં કેવી રીતે આવ્યા ? મહાભારત યુદ્ધ પછી આર્ય લોકો ક્ષીણ થઇ ગયા હતા. સમાજ દુર્બળ અને શિથિલ થયો હતો. ઘણાખરા કંટાળીને બાબિલોન, સીરિયા, એસીરિયા, અને ટ્રોય તરફ દેશાન્તર કરી ગયા હશે. સમાજમાં જૂની વ્યવસ્થા ટકવી મુશ્કેલ થઇ પડી હશે. બ્રાહ્મણોની પ્રતિષ્ઠા પહેલાંના જેવી ક્યાંથી હોય ? શ્રીકૃષ્ણ ગયા પછી તેમના દીકરાઓએ બ્રાહ્મણોની કરેલી મશ્કરી અને મેળવેલો શાપ અને પરીક્ષિતે શમીકનું કરેલું અપમાન પણ એવી જ જાતનાં હોવાં જોઇએ. મહાભારતકારે એનું સ્વરૂપ બહુ સૌમ્ય કર્યું છે, તોયે ધ્યાનસ્થ ઋષિને મારો શિકાર ક્યાં ગયો છે એમ પૂછનાર રાજાની ઉદ્ધતાઈ છૂપી રહેતી નથી. બ્રાહ્મણો પણ ઓછા બગડેલા હશે એમ માનવાનું

કારણ નથી. શમીકના દીકરાએ આર્યદ્વેષી તક્ષક રાજાને પરીક્ષિતનો નાશ કરવાને પ્રેર્યો, અને કશ્યપ બ્રાહ્મણે તક્ષક પાસેથી લાંચ ખાઇને રાજાનું રક્ષણ કરવાનું પોતાનું કર્તવ્ય છોડી દીધું.

રુરુ જેવા કેટલાક બ્રાહ્મણો નાગ જેવા પરદેશી લોકોનો આ દેશમાંથી નાશ કરવા કૃતનિશ્ચય હતા; અને કેટલાક ભાવિને ઓળખી નાગલોકો જોડે સ્નેહસંબન્ધ તેમજ શરીરસંબન્ધ બાંધવા તૈયાર થઇ ગયા હતા. મહાભારતમાં નિર્વિષ નાગ અને ઝેરી નાગ એવો ભેદ પાડવામાં આવેલો છે. વાસુકિ, અનન્ત વગેરે નિર્વિષ હતા. ઝેરી નાગોનો આગેવાન તક્ષક હતો. એનો અર્થ શો હશે ? આર્ય લોકોની સંસ્કૃતિ સ્વીકારીને આર્ય લોકો જોડે ભળવા જેઓ તૈયાર હતા તેઓ નિર્વિષ, અને જેઓ આર્યોનો નિરોધ કરી તેમના ઉપર રાજ્ય ચલાવવા માગતા તેઓ ઝેરી, એવો અર્થ તો નહિ હોય ? નાગ લોકોનું રાજ્ય થયું ત્યારે આવા પક્ષ પડે એ સ્વાભાવિક છે. એમ હોય તો હાલની ભાષામાં રુરુ નેશનાલિસ્ટ કે એક્સ્ટ્રિમિસ્ટ કહેવાય. આસ્તિક મૉડરેટ સુધારક ગણાય. તક્ષક એ સામ્રાજ્યવાદી અને શેષ-વાસુકિ એ ઉદારમતવાદી અથવા નિર્વર્ણી કે સ્વપરશૂન્ય કહી શકાય. પરસ્પરભિન્ન બે જાતિઓનો સંયોગ થાય ત્યારે આવા ચાર પક્ષ પડવા સ્વાભાવિક છે.

નાગ લોકો કુટિલનીતિમાં પ્રવીણ હોવા જોઇએ. તક્ષકે કશ્યપને લાંચ આપીને તેને પાછો વાળ્યો એ વિધાનનો જરા વ્યાપક અર્થ કરવો જોઇએ. પોતાનું અપમાન સહન ન થવાથી બ્રાહ્મણોએ તક્ષક સાથે ષડ્યન્ત્ર રચ્યું હશે અને તેથી જ પરીક્ષિતને એકદંડીઆ મહેલમાં, એટલે કે જેની આસપાસ પાણીની ખાઇઓ હોય એવા શહેરમાં અથવા કોઈ બેટમાં ભરાઈ જવું પડ્યું હશે. પરીક્ષિતનો આ મહ દુર્જેય હતો; તેથી તક્ષક છળકપટથી ફળ વગેરે વેચનારને વેષે પોતાના સાગ્રીઓને લઇને શહેરમાં ઘૂસ્યો હશે અને તેણે રાજાનો વધ કર્યો હશે.

આ નાગ લોકોનું રાજ્ય કેટલાં વરસ ચાલ્યું અને તેનો વિસ્તાર કેટલો હશે તે આજે કહી ન શકાય. નાગપૂજા આજે હિન્દુસ્તાનમાં ચાલતી નથી, પણ એક કાળે તે સાર્વત્રિક હતી એમાં શક નથી. નાગપૂજા કાશ્મીરમાં હતી તેમજ બંગાળામાં હતી અને રામેશ્વર તરફ પણ હતી. તે ઉપરથી એમ લાગે છે કે કાં તો નાગ લોકોનું સામ્રાજ્ય વૈભવશાળી હશે અથવા તો નાગ લોકોમાં 'missionary zeal' અથવા વટલાવવાની વૃત્તિ ખૂબ હશે. આ બીજું અનુમાન વધારે બંધબેસતું છે. કેમ કે બંગાળામાં નાગપૂજક લોકોએ શિવપૂજક લોકોનું ધર્માન્તર કરાવવા સારુ છળ કર્યાનો ઉલ્લેખ છે. ત્યાં મનસાદેવીની જે વાર્તા છે તેની અંદર, નાગ લોકોની મનસાદેવીએ એક શિવપૂજકનો અનેક રીતે છળ કર્યો છતાં તેણે પોતાનો ધર્મ છોડ્યો નહિ. પણ આખરે મનસાદેવીનું સત્ય વધારે હોવાથી શિવપૂજકને હાર ખાવી પડી.

આજે વર્ષમાં નાગપૂજાને માટે એક દિવસ ખાસ રાખેલો છે. આ વ્યવસ્થા કેવી રીતે દાખલ થઈ હશે ? નાગ લોકોનું સામ્રાજ્ય જામ્યું ત્યારે પોતાની સત્તાના દ્યોતક તરીકે બધાએ વરસમાં એક દિવસ નાગપૂજા કરવીજ જોઇએ એવો નિયમ કરવામાં આવ્યો હશે; અથવા તો નાગપૂજક લોકોનો પરાભવ કર્યા પછી દ્વેષનું બીજ કાઢી નાંખીને કાયમની સુલેહ કરવા માટે આપલેના તત્ત્વ ઉપર આર્ય રાજાઓએ નિયમ કર્યો હશે કે દેશમાં કોઇએ નાગપૂજા કરવી નહિ—માત્ર નાગપંચમીને દિવસે નાગની પૂજા થાય, અને તે બધા તરફથી કરવામાં આવે.

સર્પસત્રનું આખ્યાન એ આર્ય અને નાગ વચ્ચેનો મહાન વિગ્રહ સૂચવે છે. ખ્રિસ્તી અને મુસલમાન વચ્ચે ક્રુઝેડ નામનાં જે ધર્મયુદ્ધો થયાં તેને પ્રેરનાર પીટર ધી હર્મિટ જેમ દરેક ખ્રિસ્તી રાજા પાસે જઇને તેને ઉશ્કેરતો, તેમ વેદાનુયાયી ઉત્તંકે જનમેજયને ઉશ્કેર્યો હશે. જનમેજયે સર્પસત્ર (War of extirpation) શરૂ કર્યો અને

સંખ્યાબંધ નાગ લોકોનો નાશ થવા લાગ્યો. હિમાલય અને તિબેટ તરફ રહેનાર દેવ લોકોનો રાજા ઇન્દ્ર આર્ય લોકોનો જૂનો મિત્ર હતો. તેની જોડે તક્ષકે સન્ધિ કરી. તક્ષકને એમ થયું કે જનમેજય ઇન્દ્રની સામે થવાનો નથી. જનમેજયે વિચાર કર્યો કે જે શત્રુને આશ્રય આપે છે તેને પણ શત્રુ જ લેખવો જોઈએ. ઇન્દ્ર ગભરાયો; નિર્વિષ નાગો ગભરાયા. નાગો જોડે સહકાર કરવા ઇચ્છનાર બ્રાહ્મણો વચ્ચે પડ્યા. તેમણે જનમેજયને કહ્યું: કોઇનો સર્વનાશ કરવો એ આર્યનીતિ નથી. નાગ લોકોનો ઘણો ક્ષય થયો છે, ઝેરી નાગ લગભગ બધા મરી ગયા છે. હવે એમને જવા દો. નાગ લોકોને હવે રહેવા દો. આ સન્ધિકારી બ્રાહ્મણોનો આગેવાન આસ્તિક હતો. તેનો પિતા બ્રાહ્મણ હતો અને તેની મા નાગપૂજક હતી. પોતાની વિદ્વત્તા ને તપશ્ચર્યાથી તે બ્રાહ્મણોનો આગેવાન થઇ પડયો હતો. જનમેજયે જોયું કે આસ્તિકની સલાહ પડતી ન મૂકાય. તેણે સર્પસત્ર બંધ કર્યો.

કદ્રુ અને વિનતાની વાર્તાનું રહસ્ય પણ આવું જ કંઇક હોવું જોઇએ. વિષ્ણુઉપાસના ક્યારે શરૂ થઇ એ જો નક્કી થાય તો વખતે એવું પણ સિદ્ધ થઇ જાય કે આર્ય અને નાગ વચ્ચેનો ઝગડો વિષ્ણુપૂજાથી મટી ગયો; કેમકે વિષ્ણુને લીધે ગરુડ અને સર્પ વચ્ચેનો વિગ્રહ મટી ગયો. તેથી શ્રી વિષ્ણુ શેષશાયી છે અને ગરુડ વાહન છે. હિમાલયમાં બદ્રીનારાયણના રસ્તા ઉપર ગરુડ ભગવાનનું એક ક્ષેત્ર છે, ત્યાં ગરુડની પૂજા હજી ચાલે છે. કાશ્મીરમાં ઘણાં ક્ષેત્રોનાં અનંતનાગ, વેરીનાગ, શિશુનાગ વગેરે નામો છે. એ ઉપરથી શું અનુમાન નીકળી શકે એનો ઇતિહાસસંશોધકોએ વિચાર કરવો જોઇએ.

આપણા પ્રાચીન ગ્રન્થોમાં આપણને ઇતિહાસ મળે છે, પણ તે પ્રકટ રૂપમાં નથી હોતો. આપણા પૂર્વજો બધું રહસ્યમય લખતા. તે ઉપરથી ઇતિહાસ કેવી રીતે ઉપજાવવો એ બતાવવા ખાતર આ પ્રયત્ન કરેલો છે. આમાં વર્ણવેલી દરેક બીનાને મહાભારતનો આધાર છે, પણ તેનું રહસ્યોદ્ઘાટન કલ્પનાથી કરેલું છે. ઇતિહાસસંશોધનનું પણ એક શાસ્ત્ર છે. તેના નિયમોને અનુસરીનેજ અનુમાનો કાઢી શકાય. ઉપરનાં અનુમાનોમાં એવું કશું ધ્યાનમાં રાખેલું નથી. ફક્ત જૂની વાર્તાઓનું રહસ્ય જૂના અને નવા લોકોને શોધતાં આવડે એટલા જ માટે આ પ્રયાસ છે.

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

# પ્રાચીન હિન્દની કેળવણી

"જે પાપરહિત આત્માઓ પોતે અજ્ઞાનમાં વીંટાયેલા છતાં અમને જ્ઞાન આપે છે તેઓ પોતાનાં (અજ્ઞાનનાં) આવરણમાંથી છૂટા થાઓ." ઋગ્વેદ. ૧-૧૯૦-૬

...............

જ્ઞાન મેળવવાના અને સામાન્ય રીતે કેળવણીના સંબંધમાં પ્રાચીન વખતમાં આ દેશમાં કેવા વિચારો પ્રચલિત હતા તેની રૂપરેખા દોરવી એ કઠણ કામ છે. મુખ્ય કારણો બે છે: પહેલું તો એ જ જાણીતું છે કે તેની રૂપરેખા ઉપજાવવાનાં સાધનો બહુ થોડાં છે; બીજું કારણ એ છે કે જે સાધનો મળી આવે છે તે ધાર્મિક બાબતને લગતાં છે. આપણા ઉપયોગ માટે આપણને મુખ્યત્વે ઐહિક સુખસાધન માટે શા વિચાર હતા તે જાણવાની જરૂર છે. જીવનનો પારમાર્થિક ધ્યેય શો હતો તે ત્યારપછી જાણવાની જરૂર છે. દાખલા તરીકે આ સમયનાં સાહિત્યમાં જીવનનો આધ્યાત્મિક આદર્શ વર્ણવ્યો છે, તે સુલભ કરવાના પ્રયત્નો વર્ણવ્યા છે, જેમને એ આદર્શો માન્ય હતા તેવા બ્રાહ્મણો, મુનિઓ, વૈરાગી વગેરે માટે આપણને માહિતી મળે છે. પરંતુ તે સિવાયના બીજા સેંકડો લોકો, જેમનો આદર્શ જુદો હતો, તેઓ શું કલ્પના કરતા, શું વિચારતા, શું જાણતા તે વિષે માહિતી બહુ જ થોડી મળે છે. તેમના વિષેની પિછાન તો છેક બૌદ્ધકાળમાં થોડીઘણી થાય છે.

આ રીતે બૌદ્ધ સમય પહેલાંના કાળ વિષેની આપણી જીજ્ઞાસા મર્યાદિત થાય છે ત્યારે બીજી તરફથી કેળવણીની વ્યવસ્થા સંબંધી ઉઠતા અનેક પ્રશ્નો નિરૂત્તર રહે છે. કારણ કે જે પુસ્તકો મળી આવે છે તે કેળવણીનો ઇતિહાસ લખવાના ઉદ્દેશથી રચાયાં નથી, પણ તે દેશકાળમાં ઉઠેલા પ્રશ્નો, ચાલતી ચર્ચાઓ, પ્રચલિત વિચારો—એને અનુસરીને લખાયાં છે, અને તેથી આપણા પ્રયોજન માટે તો તે ઉપરથી અનુમાન અને કલ્પના કરવાનાં જ રહે છે. આ પ્રમાણે આપણા અન્વેષણનું ક્ષેત્ર સંકુચિત થાય છે તે છતાં પણ તેમાંથી મળી આવતી સામગ્રી આપણે ધારી શકીએ તે કરતાં વધારે છે.

પ્રાચીન સમયના ત્રણ પેટા વિભાગ પાડવામાં આવેલા છે: (૧) મંત્રકાળ, (૨) બ્રાહ્મણકાળ અને (૩) સૂત્રકાળ. મંત્રકાળમાં વૈદિક મંત્રો રચાયાનો સમય લીધો છે. તે કાળ માટે માહિતી આપનારૂં સાધન ઋગ્વેદ છે. પાશ્ચાત્ય વિદ્વાનો આપણને જણાવે છે કે જે કાળમાં આર્યો હિંદુસ્તાનમાં આવીને વસાયત કરતા હતા તે કાળનું આ સાહિત્ય હોવાથી ભટકતી જીંદગીમાંથી તરતનાજ સ્થાયી જીંદગીમાં પ્રવેશ કરતા આર્યોનું તેમાં વર્ણન છે. તે વખતનું જીવન સાદું અને સરળ હતું; સામાજિક બંધનો બહુ ઓછાં હતાં; જીંદગીની વિષમતા બહુ ઓછા પ્રમાણમાં પ્રવેશ કરવા પામી હતી: જ્ઞાનનો આડંબર બહુ વધ્યો નહોતો; બ્રાહ્મણોની કુટિલ નીતિ ચાલુ થઈ નહોતી. આને જ મળતું વર્ણન સત્યયુગની પ્રજા માટે વાયુપુરાણ પણ આપે છે:—

"પર્વત અને સમુદ્રને સેવનારી તે પ્રજા ઘર અને આશ્રય વગરની હતી." ૮-૫૧

કેળવણીનો કરીએ, તો આર્યોનો આદર્શ શો હતો તે આપણે જાણવું જોઇએ. એવો આદર્શ નક્કી કરવો મુશ્કેલ છે. પણ તેમણે પોતાની સ્તુતિમાં જે યાચનાઓ દેવો પાસે કરી છે, પોતાની જે અભિલાષાઓ વ્યક્ત કરી છે તે ઉપરથી કેવા જીવનની તેમને અપેક્ષા હતી તે આપણે જોઇ શકીશું:–

"પૂજ્ય ઇંદ્ર! જેઓ તારા યાજક હોય તેમને અન્ન, બળ, ઘર અને સુખ મળો." ૨-૧૯-૮.

"પૂજ્ય ઉષા! પુષ્કળ અને જુદી જુદી જાતનાં ધન સાથે, પુષ્કળ ઢોર સાથે, દુશ્મનને મુંઝાવનારી કીર્તિ સાથે, અને અન્ન સાથે, હે પોષણ આપનાર! અમારો યોગ કરાવી આપ" ૧-૪૮-૧૬.

આમાં પહેલા ઉતારામાં માત્ર ભૌતિક અને સ્થૂળ પદાર્થોની માગણી છે–અન્ન અને ઘર આદિ જરૂરીઆતની ચીજો છે. દુશ્મનની વચ્ચે વસાયત કરવાને આવી રહેલા આર્યોને બળની તેટલી જ જરૂર છે. બીજા ઉતારામાં ઢોર અને કીર્તિ વધે છે. ઢોરને એક પ્રકારનું દ્રવ્ય માનવામાં આવતું એટલે તેનો સમાવેશ જૂદી જૂદી જાતનાં ધનમાં થઇ જાય છે, છતાં તેનો છૂટો પ્રયોગ એ પ્રકારનાં દ્રવ્યની વધારે જરૂરીઆત બતાવે છે. બળને બદલે બળને વાપરવાથી આવતાં પરિણામરૂપ કીર્તિ માગી છે. એટલે અર્થ તે જ છે પણ સ્થૂલતા પરથી ભાવવાચક વિચારોમાં અહીં સંક્રમણ છે.

"હે અગ્નિ! જે માણસ દક્ષિણા આપે છે, જે પોતાના ઘરમાં માદક પદાર્થો રાખે છે, તે વડે અભ્યાગતનું સન્માન કરે છે, જે માણસ યજ્ઞ કરે છે અને જે સ્વર્ગની પ્રતિમારૂપ છે, તેવા માણસનું તું સારી રીતે ગુંથેલા કવચની માફક બધી તરફથી રક્ષણ કરે છે."
ઋગ્વે. ૧-૩૧-૧૫.

આ મંત્ર કોઇ ઋત્વિજે પોતાના યજમાનની પ્રશંસા અને આશીર્વાદમાં બનાવેલો લાગે છે. સારો યજમાન કોણ હોઇ શકે અથવા જેને સારા કહેવડાવવું હોય તેણે કેવા થવું જોઇએ તેનો ખ્યાલ એમાં આપેલો છે. તે કાળના ભક્ત યાજ્ઞિકનું એ વર્ણન છે.

"અમારી ઇચ્છા પાર પાડવાને, ધન મેળવવાને, જ્ઞાન મેળવવાને, ખોરાક મેળવવાને તે અમને (સહાય) હોજો." ઋ. વે. ૧-૫-૩.

આમાં ધન અને અન્ન સાથે જ્ઞાન ભળે છે.

"મને મનુષ્યોનો રક્ષણ કરનાર બલ્કે રાજા બનાવો, મને પવિત્ર ઋષિ બનાવો, સોમનું પાન કરનારો બનાવો, અક્ષય ધનનો માલિક બનાવો." ઋ. વે. ૩-૪૩-૫.

રાજા બનવું, ઋષિ બનવું, સોમપી બનવું અને અક્ષય ધનવાળા બનવું આ બધું ઉંચા જીવન માટે જરૂરનું લાગ્યું છે. ઋષિ કેવા હોય તેનો ખ્યાલ આપનારી ઋચા નીચે આપી છે:–

"ઘણાં ઝરણાંવાળી અને નહીં સૂકાય તેવી નદીના જેવા તે વિદ્વાન જે પોતાના શિષ્યોનો પિતારૂપ છે, મંત્રોનો સંગ્રહ કરનાર છે, જે સત્યવાદી માવતરના ખોળામાં આનંદ કરે છે તેવા વિદ્વાન તરફ હે દ્યાવા પૃથિવી! તમે હંમેશાં દયામય રહેજો." ઋ. વે. ૩-૨૬-૯.

નદીને જે વિશેષણો લગાડયાં છે તે વિદ્વાન ઋષિના જ્ઞાનને પણ લાગુ પડે છે. ઉપરની ત્રણ ઋચાઓ સાથે લેતાં કેવા પ્રકારના જ્ઞાનવાળા ઋષિપુત્રો માટે પિતાઓ અભિલાષા રાખતા તે સમજાઈ આવે છે. પિતાઓ જ્યારે પુત્રને માટે દેવ પાસે યાચના કરે ત્યારે જેવા ઉંચા ગુણવાળા પુત્રોની અભિલાષા હોય તેવા પુત્રની માગણી કુદરતી રીતે કરે. ઉપરનો છેલ્લો ઉતારો જેમ એક પક્ષ રજુ કરે છે તેમ નીચેના બે ઉતારા બીજા પક્ષો રજુ કરે છે.

"અગ્નિ! ઘર આપનારા! જેઓ તને આહુતિ આપે છે અને જેને તું ધનવાન કરવા ઇચ્છે છે તેને તું વીર્યવાન, મંત્રો જાણનારો અને પુષ્કળ ધનનો માલિક એવો પુત્ર આપે છે." ઋ. વે. ૮-૧૦૩-૪.

"જે માણસ સોમને આહુતિ આપે છે તેને તે દૂધ દેનારી ગાય, ઝડપથી ચાલતો ઘોડો, અને વ્યવહારમાં કુશળ, ઘરકામમાં ચતુર, ભક્તિમાં ખંતીલો, લોકમાં માન અને પિતાને ગૌરવ આપનારો પુત્ર આપે છે."
ઋ. વે. ૧-૯૧-૨૦.

આ ઋચાઓ તે કાળના લોકની અભિલાષા બતાવે છે. એને આપણે એમાંથો ગમે તે અર્થમાં ઘટાવી શકીએ. આપણે એવો અર્થ બેસાડી શકીએ કે શરૂઆતનાં સાદાં અને સરળ જીવનમાટે જે અભિલાષા હોય તે ભૌતિક સુખની અભિલાષામાં દર્શાવેલી છે અને જીવન જેમ સંકીર્ણ થતું જાય છે તેમ અભિલાષાની વિવિધતા વધતી જાય છે. એટલે આર્યોની અભિલાષાઓનો ક્રમિક વિકાસ દેખાઇ આવે છે. અથવા બીજી રીતે એવો અર્થ બેસાડાય કે જીવનની જૂદી જૂદી સ્થિતિમાં એક જ સમયમાં રહેતા આર્યોની જૂદી જૂદી અભિલાષા આમાં જણાઇ આવે છે. કોઇ પણ એક કાળે બધા જ માણસની અભિલાષા એક સરખી ન હોય. અને તેથી એકજ કાળમાં જૂદી જૂદી ઇચ્છાઓ પોતપોતાની ભિન્નભિન્ન જરૂરીઆતના પ્રમાણમાં ઉઠવા પામે છે. ગમે તેમ કહીએ તો પણ આ ઉતારા પરથી આપણે એટલું તો કહી શકીએ કે ઘર, અન્ન, ધન, જ્ઞાન, બળ અને કાર્યમાં દક્ષતા એ લગભગ બધા ઉતારામાં જોવામાં આવે છે. અને તે ઉપરથી લૌકિક જીવન ઉંચા પ્રકારનું થાય તેને માટે કાળજી હતી તેજ પ્રમાણે માનસિક જીવન ઉંચી જાતનું થાય તે માટે પણ યાચના હતી. આ ઉતારામાં એક વાત પર લક્ષ એ આપવાનું છે કે લૌકિક જીવન માટેની માગણીઓ ઘણી સ્પષ્ટ અને મોટા પ્રમાણમાં છે અને માનસિક જીવન માટેની માગણી અસ્પષ્ટ અને થોડા પ્રમાણમાં છે. એ બાબત પર વિવેચન કરવાનું લેખના છેવટના ભાગ સુધી મુલતવી રાખેલું છે.

આર્યો આવી રીતે વ્યાવહારિક અને માનસિક ઇચ્છાઓ રાખતા હતા. વ્યાવહારિક જીવન સત્ય કરવાને તેમણે કેવા પ્રયત્નો આદરેલા તે બાબતમાં બહુ ખુલાસાવાર હકીકત મળી આવતી નથી. પરંતુ તે વખતમાં ઘણા ધંધા અને હુનરો હતા એ તો જૂદી જૂદી ઋચાઓ પરથી લક્ષિત થાય છે અને તે દ્રવ્યોપાર્જન માટે શીખવાતા હશે, એમ માનવાને પ્રતિબંધ નથી. યુદ્ધના વિષે, બળ આપવા વિષે, હથીઆરો વિષે પણ એટલા ઉલ્લેખ છે કે તેઓ બાબતમાં કેળવણી અપાતી હશે એમ માનવાને સબળ કારણ મળે છે. આ બાબતોમાં ખુલાસાવાર હકીકત નહીં હોવાથી તેને બાજુપર મૂકી જ્ઞાનના સંબંધમાં જે સ્પષ્ટ હકીકત મળે છે તે હવે જોઇશું.

જ્ઞાન આપવા માટે તથા બુદ્ધિ વધારવા માટે લગભગ દરેક વૈદિક દેવ પાસે સ્તુતિ કરવામાં આવે છે. કેટલીકમાં મંત્રદેવતાને મિત્ર તરીકે, કેટલીકમાં બંધુ તરીકે, કેટલીકમાં દેવ તરીકે અને કેટલીકમાં કરેલી સ્તુતિનું સારું વાળનાર તરીકે સંબોધવામાં આવે છે. આ ઉપરથી જ્ઞાનનું મહત્વ લક્ષિત થાય છે. પણ તેને સ્પષ્ટ રીતે સૂચવનારી પણ કેટલીક ઋચાઓ મળી આવે છે, તેમાંની એક નીચે આપી છે.

"જેવી રીતે કોઈ મોટા માણસ પોતાની આગળ ભરોંસાલાયક સારથી બેસાડે છે તેવી રીતે હે સોમ! અમારા સ્વામીને જ્ઞાન આપો અને પાણી સાથે ચમકારા મારતા વહો." ઋ. વે. ૯–૨૧–૬.

આમાં સારથી જેમ માર્ગને જાણનારો છે અને તે જેમ પોતાના માલિકને ધ્યેય તરફ સરળ રસ્તે ઉતાવળે લઇ જાય છે તેવી રીતે ઋચાકાર ઋષિના સ્વામીને તેના ધ્યેય તરફ સરળ માર્ગે, બીન હરકતે, ઉતાવળે લઇ જનાર તરીકે જ્ઞાનને વર્ણવેલું છે. તેઓ જ્ઞાનનો ઉપયોગ આ પ્રકારે સમજતા હતા અને તેથી તેવાં જ્ઞાનને માટે તેમને અભિલાષા હતી એમ ઉપર જોઈ ગયા. પણ નીચેના ઉતારા ઉપરથી આપણે જોઇ શકીશું કે તેમને માત્ર અભિલાષા નહોતી, તેમને જ્ઞાન મેળવવાની તીવ્ર ઇચ્છા હતી અને તે તીવ્ર ઇચ્છાએ તેના કરતાં પણ વધારે દૃઢ સ્વરૂપ ધારણ કર્યું હતું. તેમણે પોતાની ઇંદ્રિયોથી અને ગાઢચિંતનથી જે જે સમજી શકાયું તે તે સમજી લીધું અને તેનો તેમણે ઉપયોગ કર્યો. પણ જે પ્રશ્નોના જવાબ સમજવા તેમને મુશ્કેલ લાગ્યા તે જાણવાની તેમની પ્રબળ ઇચ્છા તેમાં જણાઇ આવે છે.

"હે કાણ્વો ! (અશ્વિનોને આ પ્રશ્ન પૂછો કે સૂર્યનાં) કિરણો આકાશમાંથી કેવી રીતે આવે છે ? પાણીવાળા પ્રદેશમાં ઉષા કેવી રીતે ઉગે છે ? તમારૂં સ્વરૂપ તમે ક્યાં પ્રકટ કરવા માગો છો ?" ઋ. વે. ૧-૪૬-૯.

બીજો પૂછે છે કેઃ–

"કેટલી મુદત થયાં ઉષા ઉગ્યાં કરે છે ? કેટલી મુદત સુધી તે ઉગ્યાં કરશે ? × × ×" ૧-૧૧૩-૧૦.

દેવોને પ્રસન્ન કરવાને યજ્ઞ કરવાની રીત શરૂ થઈ ચૂકેલી હતી. યજ્ઞો કરતા હતા–બલિદાનો અપાતાં હતાં. તેથી અમુક ફળની પ્રાપ્તિ થશે એવું કહેવાતું હતું. કોઇને તે ફળ મળ્યું કે નહીં તે કોઇને સમજાયું નહીં. આથી કોઇકને પ્રશ્નો ઉઠે છે કેઃ

હે અગ્નિ ! મનુષ્યોમાં કોણ તારો સગો થાય છે ? તને આહુતિ આપવાને કોણ યોગ્ય છે ? તું જ કોણ છે ? અને તું ક્યાં રહે છે ? " ૧-૭૫-૩.

"અગ્નિ ! તારા તરફ કેવી ચિત્તવૃત્તિ રાખવાથી અમારૂં શ્રેય થશે ? સેંકડો સ્તુતિથી શું વળશે ?

યજ્ઞ વડે તારા જેટલું બળ કોણે મેળવ્યું છે ? કયા પ્રયોજનથી તને આહુતિ આપીએ ? " ૧-૭૬-૧.

સ્થૂળ અને ચેતનનો ભેદ સમજનાર ઋષિ પ્રશ્ન કરે છે કેઃ

"મૂળ સત્વને તેના જન્મ વખતે કોણે જોયું હતું ?

નિઃસત્વ જેને ધારણ કરે છે એવું તે સત્વ કયું છે?

પ્રાણ અને લોહી તો પૃથ્વીમાંથી મળે છે પણ આત્મા ક્યાં છે ? આનો જવાબ પૂછવા માટે જ્ઞાની માણસ પાસે કોણ જશે ?" ૧-૧૬૪-૪.

દૃશ્ય પદાર્થોના કોયડાથી ગુંચવાયલો, તેણે યોજેલી ક્રિયા ફળદાયી છે કે નહીં તે વિષે સંશયમાં પડેલો, માનેલા દેવોનાં સ્વરૂપનું યથાતથ્ય જાણવાની આકાંક્ષાવાળો, આધ્યાત્મિક પ્રશ્નનો ઉકેલ નહીં સમજનારો આર્ય પોતાની પ્રશ્નપરંપરાથી અકળાય છે. પોતાને એક પછી એક સંશયો ઉઠે છે તે છેવટ તેને ક્યાં સુધી ઘસડી જશે તે નહીં જાણવાથી મુંઝાય છે અને પૂછે છે કેઃ

"લડાઇમાં ઉતરનારા પવનવેગી ઘોડાની માફક કયા ધ્યેય તરફ અમે ધસીએ છીએ; અમારી હદ ક્યાં આગળ છે ? દિવ્ય ઉષા–અમર સૂર્યની પત્ની–અમને પ્રકાશથી દુનિયા ક્યારે વ્યક્ત કરી આપશે ? " ૪-૫-૧૩.

આવા પ્રશ્નોના દબાણ નીચે કોઇ તદ્દન દબાઇ જાય છે અને પોતાની નિર્બળતા કબૂલ કરે છેઃ

"સમજણમાં કાચો, બુદ્ધિમાં વિવેક વગરનો, હું દેવોથી પણ છાની રખાયલી બાબતો વિષે પૂછું છું +++" ૧-૧૬૪-૫

કોઈ દેવની સહાય માગે છે–

"હે આદિત્યો ! અમારો જમણો હાથ અમે જાણતા નથી, તેમ ડાબો હાથ પણ ખબર નથી; અમારી આગળ શું છે કે પાછળ શું છે તે પણ સમજી શકતા નથી. હે રહેઠાણ આપનાર દેવ ! હું જ્ઞાનમાં અપક્વ છું અને હૃદયનો બીકણ છું. ભયથી મુક્ત એવો પ્રકાશ તમારી મદદથી મને મળો. " ૨-૨૭-૧૧.

કોઇ નમ્રતાથી સંતજનને પૂછે છેઃ

"(સત્યને) જાણનારા વિદ્વાન પુરૂષોને હું અજ્ઞાન પૂછું છું. હું જાણીને પૂછતો નથી પણ જ્ઞાન મેળવવા ખાતર પૂછું છું. +++ " ૧-૧૧૪-૬.

"કેટલા અગ્નિ છે ? કેટલા સૂર્ય છે ? કેટલી ઉષા છે? કેટલાં જળ છે ? હે પિતરો ! હું તમને સ્પર્ધામાં પૂછતો નથી. હે જ્ઞાની પુરૂષો ! સત્ય જાણવાને માટે હું પૂછું છું. " ૧૦–૮૮–૧૮.

ઉપરના છેલ્લા બે ઉતારા પરથી સહજ જણાય છે કે પંડિતાઇનો આડંબર કરનારા પણ તે કાળમાં હશે જ; અને ઋગ્વેદ ૧–૧૬૪–૩૪–૩૫ થી તેને પુષ્ટિ મળે છે. પણ કોઇનામાં આત્મશ્રદ્ધા બળવાન હોય છે અને તેથી તે છાતી ઠોકીને કહે છે કેઃ–

"બીજ રૂપ હોવા છતાં આ બધા દેવોના જન્મ હું અનુક્રમવાર જાણું છું. લોખંડની સો પેઢીઓએ મને

ઘેરી રાખ્યો પણ બાજ પક્ષીની માફક હું ઝડપથી તેમાંથી બહાર આવ્યો. " ૪-૨૭-૧.

સંતોષ એ આત્મોન્નતિનો પ્રતિરોધક છે તે આર્યોએ અનુભવ્યું હતું:-

"તે બીજ અને સંતોષમાં ફસાવ્યો નહીં પણ (દિવ્ય જ્ઞાનનાં) તીક્ષ્ણ બળથી હું તેના પર જય મેળવી શક્યો. (જ્ઞાનના) દુશ્મનોને મેં છોડી દીધા અને વિસ્તાર પામતો (દુનીઆનો) પવન પસાર કરી તેની પાર ચાલ્યો ગયો. " ૪-૨૭-૨.

વૈદિક આર્યો આ પ્રમાણે જ્ઞાનની કિંમત અને જરૂરીઆત આંકતા હતા. જ્ઞાનની ભૂખ તેમને અતિશય તીવ્ર હતી એને માટે સંશય રહે તેમ નથી. પોતાને મળી આવતાં સાધનો વડે જેટલું જ્ઞાન તેમણે મેળવી શકાયું તેટલું મેળવ્યું. પણ જ્યાં ઉંડે જંગલમાં અંધારે ફાંફાં મારવાનાં હતાં ત્યાં પણ તેમણે ફાંફાં મારી પગથી પાડવાનો પ્રયત્ન કર્યો હતો. પોતપોતાના અધિકાર પ્રમાણે કોઇ કોઈ જવાબથી તો કોઈ કાંઇ બીજા જવાબથી સંતોષ માનીને બેઠા; જેમને સમાધાનકારક જવાબો ન મળી શકયા, જ્ઞાન આપનાર ગુરૂ જેઓ ન મેળવી શકયા તેમણે નમ્રતાથી દેવો પાસે પ્રકાશની માગણી કરી; કેટલાક વીર્યવાન મહાત્મા આમ પોતાની નિર્બળતા કબુલ કરીને બેસી રહેવા કરતાં વધારે બીજું પ્રયત્નો કરી અત્યાર સુધી નહીં મેળવેલો જવાબ મેળવી કોયડો ઉકેલ્યાનો ગર્વ માનતા હતા. અજ્ઞાનથી સંતોષ માની લેવો, અથવા જેટલું જ્ઞાન મળ્યું તેટલાથી સંતોષ માનવો એ તેમની ચિત્તવૃત્તિને અનુકૂળ નહોતું. છતાં કોઇ મહાત્મા તલસ્પર્શી હોઈ, હેત્વાભાસવાળા ઉત્તરોથી ગર્વ લેનારા ઋષિઓનો, ખોટી શબ્દજાળમાં ફસાનાર અથવા ફસાવનાર વિદ્વાનોનો માર્ગ એક તરફથી ધિક્કારે છે અને બીજી તરફથી મનુષ્યની પામરતા જાણી અગમ્યને અગમ્ય સમજી એવી સ્થિતિમાં સાની મૂકનાર ઇષ્ટદેવના પર દોષ મૂકી રોષથી કહે છે કે:

"હેતુ વગરની, નિર્ણય વગરની અલ્પ વાણીથી માણસો સંતોષ પામતા નથી, ત્યાર અગ્નિ તને લોકો શું કહેશે? તેઓ (જ્ઞાનનાં) સાધન વગરના છે તો દુઃખમાં સબડવા દે!" ૪-૫-૧૪.

આપણે અનુભવથી જાણીએ છીએ કે જ્યાં ગુરૂને મ્હોંએથી માત્ર તેનું આપેલું જ્ઞાન લેવાનો રિવાજ પડી ગયો હોય ત્યાં જ્ઞાનની ભૂખ હોતી નથી. જ્યારે કોઈ મુશ્કેલ વસ્તુને લેવા માટે આપણે ઘણાં તરફડીઆં મારીએ છીએ અને નિષ્ફળ થઈએ છીએ ત્યારે તે મેળવવા માટેની આપણી ઇચ્છા વધુ તીવ્ર થાય છે; અને શક્તિ ઉપરાંતનાં તરફડીઆં માર્યાં છતાં ઇચ્છિત વસ્તુ મળતી નથી તેમ તેમ હૃદયની અભિલાષા વધારે ઉત્કટ બનતી જાય છે અને તેથી જ્વર પેદા થાય છે. આપણે ઉપરના ઉતારામાં જોયું કે ઋષિઓને જ્ઞાનનું દર્દ લાગુ પડ્યું હતું અને તેથી આપણને સમજાય છે કે તેમની જ્ઞાન મેળવવાની તીવ્ર ઇચ્છા દરેક નિષ્ફળ પ્રયત્ને વધારે તીવ્ર બની છેવટ જ્યારે તેમને થકવી નાંખતી હતી ત્યારે પણ તે ઇચ્છા પોતાની તીવ્રતા છોડતી નહોતી. હાલના જમાનાઓમાં જ્યાં તૈયાર રસોઇએ ખાવાની ટેવ પડેલી હોય છે ત્યાં આવા દર્દનો અનુભવ વિરલ છે. જેમને તે છે તેઓ જમાના ઉપરાંતના માણસો હોઇ પોતાની જીંદગી જ્ઞાનનાં પર્યેષણમાં ગુજારે છે અને હજી પણ પોતાની શોધથી મનુષ્યજાતિ પર ઉપકાર કરે છે. પણ તેવાની સંખ્યા જુજ છે. આપણા અન્વેષણના કાળમાં તે સંખ્યા જુજ નહોતી, એ કબુલ કરવું પડશે.

આવા પર્યેષક મહાત્માઓ તે વખતે પણ ઘણું ઉંચું માન પામતા હતા. અગ્નિની સ્તુતિ કરતાં એક કવિ તેને "જ્ઞાનસંપન્ન ઋષિ"[1] સાથે સરખાવે છે. બીજો કવિ સોમરસનું નૈવેદ્ય ધરાવતાં રાજા બનાવવાની[2] અથવા ઋષિ બનાવવાની માગણી કરે છે. ત્રીજો કવિ સોમનાં વખાણ કરતાં કહે છે કે તે[3] "ઋષિની માફક વિચાર કરનારો, ઋષિની માફક વર્તનારો, બુદ્ધિમાન પુરુષોનો નેતા, હજારોથી

૧. ઋ. વે. ૧-૭૩-૧ ૨. ઋ. વે. ૩-૪૩-૫
૩. ઋ. વે. ૯-૯૬-૧૮

સ્તુતિ કરાવશે છે. " ઉપમાન કરતાં ઉપમેય ઉંચા દરજ્જાનું હોવું જોઇએ, એ નિયમ મુજબ પોતાના ઇષ્ટ દેવો કરતાં આ ઋષિઓને તેમણે ઉંચા દરજ્જાના ગણેલા માનવા જોઇએ.

જ્ઞાન આપનાર કોણ હતા તે જાણવું અગત્યનું છે. કુદરતે પહેલે પગથીએ માબાપને શિક્ષક તરીકે ગોઠવ્યાં છે. દૈનિક વ્યવહારનું જ્ઞાન તેમની પાસેથી મળતું, અને વિશેષમાં પિતા પોતાનું જ્ઞાન ખાસ કરીને પોતાના પુત્રને આપતો. પણ આપણે ઋગ્વેદ દશમાં જોઇએ છીએ કે જેવી રીતે ધનનો વારસો આપવાની ઇચ્છા બળવટ હોય છે તેમજ જ્ઞાનનો દાય આપવાની ઇચ્છા પણ બળવટ[4] હતી. સમાજ જ્યાં હોય ત્યાં જ્ઞાન આપનાર શિક્ષક પોતાનો મિત્ર પણ બને છે. વેદમાં[5] મિત્રો જ્ઞાનની આપલે કરતા અથવા સામસામા,[6] વાદવિવાદ કરીને પોતે મેળવેલા જ્ઞાનનું સર્વોપરિપણું સ્થાપિત કરતા વર્ણવ્યા છે. અને જ્યાં સમાજવ્યવસ્થા સુઘટિત થાય છે ત્યાં[7] ગુરૂ પોતાના શિષ્યને જ્ઞાન આપે છે. આ પણ વેદમાં બતાવેલું છે. આમાંની પહેલી બે રીતો સમાજ પ્રગતિને પહેલે પગથીએ હોય ત્યાં પણ જોવામાં આવે છે. છેલ્લી બે રીતો એટલે વાદવિવાદની અને ગુરૂદ્વારા જ્ઞાન મેળવવાની રીતો સમાજને વધારે સંકીર્ણ થયલો અને જ્ઞાનસંચય વધારે પ્રમાણમાં એકઠો થયલો બતાવે છે. કાર્યના વિભાગ કરવા જેટલી સ્થિતિએ સમાજ પહોંચેલો હોય ત્યાં ગુરૂ શિષ્યનો સંબંધ સંભવે છે.

તે વખતમાં અભ્યાસ કરવાની શાળા, પાઠશાળા કે ગુરૂકુલ એમાંનું શું હશે તેનો સ્પષ્ટ ઉલ્લેખ નથી. પણ ગુરૂ આગળ શિષ્યોનો જમાવ થતો હશે તેમ માનવાને સબળ કારણ નીચેની ઋચા પરથી મળે છે.

"જેવી રીતે જ્ઞાન લેવા સારૂ શિષ્યો શબ્દ સાંભળવા ઉભા રહે તેમ, હે અશ્વિનો ! માત્ર તમારી જ ભક્તિ કરનારા ઉત્સાહી યાજકો તમારૂં આપેલું ધન લેવા માટે તમારા રથની આસપાસ વીંટાઇ વળે છે." ૧-૧૧૨-૨.

એટલુંજ નહીં પણ એવા વિદ્યાર્થીઓના અધ્યયનનો ઘોષ ઘણો નીકળતો હશે તે નીચેની ઋચા લક્ષિત કરે છે.

"જેમ વિદ્યાર્થી પોતાના શિક્ષકનું અનુકરણ કરે છે તેમ જ્યારે તમે એક બીજાના "ડરાં ડરાં" એવા શબ્દનું અનુકરણ કરો છો, જ્યારે પાણીપર કૂદતાં તમે મોટેથી અવાજ કાઢીને વાતો કરો છો ત્યારે જાણે તમે વૃદ્ધિ પામતાં હો તેમ લાગે છે." ૭-૧૦૩-૫.

શિક્ષક અને શાળા વિષે આટલા ઉલ્લેખોથી સંતોષ માનવો પડે છે. પણ હજી એક પ્રકારના તે વખતના શિક્ષક જોવાના આપણને બાકી રહી ગયા છે. આ શિક્ષકો તે દેવો છે દેવોને વારંવાર જ્ઞાન આપતા, મનુષ્યો સાથે વાતો કરતા, તેમને સૂચના કરતા વર્ણવ્યા છે તેમ તેમની પાસે જ્ઞાનની યાચના કરવાના મંત્રો પણ છે, મનુષ્યની સાથે જ્ઞાનનું સારૂં વાળવાનું પણ જણાવવામાં આવે છે. આપણને આ ગપ્પાં જેવું લાગે છે પણ જ્યારે એ વર્ણન વારંવાર આવે છે, બહુજ ગંભીરતાથી બીજાં સાદાં સત્યોની માફક તે વર્ણવાય છે, ઉંડા વિચારથી ભરેલા મંત્રોમાં તે જોવામાં આવે છે ત્યારે તેને ગપ્પાં જેવું હસી કાઢતાં પહેલાં ક્ષણભર થોભવું પડે છે.

મત્સ્યપુરાણમાં દેવાસુર સંગ્રામનાં વર્ણન પ્રસંગે એવી દંતકથા કહેવામાં આવી છે કે દેવોએ જ્યારે અસુરોનો ઘાણ કાઢી નાંખ્યો અને તેમને હરાવવાનો એક પણ ઉપાય અસુરોને સૂઝ્યો નહીં ત્યારે શુક્રાચાર્ય તપશ્ચર્યા કરવા ગયા. ઉગ્ર તપશ્ચર્યાને અંતે તેઓ શંકર પાસેથી નવો માર્ગ શીખી આવ્યા અને દેવોને હરાવ્યા. આવી વાતો પુરાણમાં ઘણી આવે છે. અર્જુન શંકર પાસે અસ્ત્રવિદ્યા શીખી આવ્યો તેમ મહાભારત વર્ણવે છે. એટલે કોઈ ઉકેલી ન શકાય તેવી મુશ્કેલી આવે ત્યારે તપશ્ચર્યા કરવા જવું અને તેને અંતે વર મેળવવો એ રીતિ વારંવાર વર્ણવાય છે. આ કથામાંથી અદ્ભુતતાનો અંશ બાદ કરીએ તો સાદી વાત એટલીજ રહે છે કે વિકટ

૪. ઋ. વે. ૭-૩૨-૨૬. ૫. ઋ. વે. ૫-૩૦-૨.
૬. ઋ. વે. ૪-૧૮-૨. ૭. ઋ. વે. ૭-૧૦૩-૫.

પ્રસંગે માર્ગ શોધી કાઢવાને માટે એકાંતવાસ, તેમાં ધ્યેય વસ્તુ ઉપર એકાગ્ર ચિત્ત, ઉગ્ર વિચાર અને એવી સ્થિતિ લાંબા કાળ સુધી સેવવી એટલાં તત્વો આમાં રહે છે. આવી દશામાં લાંબા કાળ સુધી ધ્યેયનું પરિશીલન કરી તેમાંથી માર્ગ જડી આવે તે વખતે ઇષ્ટદેવની કૃપાથી તેમ થયું એમ ધાર્મિકવૃત્તિના આર્યને માનવું એ કઠીન નથી. આવું ચિંતવન તે કાળમાં થતું હશે એમ માનવા માટે આર્યોના ગાયત્રી-મંત્રમાં **ધીમહિ** શબ્દથી પોષણ મળે છે. વળી નીચેનો મંત્ર જુઓ:

"જેવી આંખ આકાશપર ફરી વળે છે એટલે ઋષિઓ વિષ્ણુના પરમ ધામનું ચિંતવન કરે છે." ૧-૨૨-૨૦.

આ કથાઓનું ઉપર જણાવ્યું તેટલું તાત્પર્ય લઇએ તો તે અસંભવિત નથી; ઉલટું આવો રિવાજ તે કાળમાં પ્રચલિત હતો તેનો ઐતિહાસિક પૂરાવો ભગવાન્ બુદ્ધનો છે. તેની કથા તો અદ્ભુતતાના અંશથી રહિત હોઇ કેવળ સત્યજ બતાવે છે.

આ ઉપરથી આપણે માની લઈશું કે વિકટ પ્રશ્નોના ઉકેલ માટે શિક્ષકની શોધ તે વખતે થતી હતી. જ્ઞાન લેવાની ઇચ્છા જેવી તીવ્ર હતી તેવોજ શિક્ષક શોધવા માટેનો પ્રયત્ન ઉગ્ર હોવો જોઇએ. અને જ્યાં શિક્ષક ન મળ્યો ત્યાં પોતે પોતાના શિક્ષક થઈ ભીષણ પ્રયત્ન કરી જવાબ મેળવવા યત્ન થતું. આવી સ્થિતિ કલ્પ્યા વગર, ઉપરના ઘણા ઉતારાઓમાં દેખાતું હૃદયમંથન આપણે સમજાવી શકીશું નહીં.

જ્ઞાન લેવાની પદ્ધતિ શું હતી તે બાબત ઉપર જણાવ્યું તેમ જ્યાં પોતેજ પોતાના શિક્ષક થવાનું હતું ત્યાં એકાંતવાસ, ધ્યેયનું પરિશીલન અને ઉગ્ર વિચાર એ તત્વો હતાં. જ્ઞાન મેળવવાની સામગ્રી શું છે, તે તેઓ સારી રીતે સમજતા હતા. એક ઋષિ કહે છે કે:-

"મારા કાન (તે સાંભળવા) વળ્યા છે; મારી આંખો (તે જોવા) વળી છે; હૃદયમાં રહેલું તેજ (તેને જાણવા) વળે છે. મારું મન જે દૂર (ના પદાર્થો) નું પાત્ર બન્યું છે તે (તેના તરફ) ધસે છે; હું તેને શું કહી બોલાવીશ? હું તેને કેવી રીતે પિછાનીશ?" ૬-૯-૬.

માનસિક વ્યાપાર કેવી રીતે થતો હતો તે પણ તેઓ જાણતા હતા એમ ઋ. વે. ૧-૧૫૧-૬ પરથી સમજાય છે. એટલે ઇંદ્રિયોના વ્યાપારની મદદથી, ગાઢચિંતન અને કલ્પનાથી તેઓ જ્ઞાન મેળવવા પ્રયત્ન કરતા હતા. જ્યાં તેમને ગુરૂ વિના જ્ઞાન લેવાનું હતું ત્યાં અનેક પ્રયત્નો કરી તેમાંથી જે પ્રયત્ન ફળીભૂત થાય તે પ્રયત્ન પકડી રાખવો એ રીત તેમને ગ્રહણ કરવી પડી હશે. બાળકો પહેલાં ચાલતાં શીખે છે ત્યારે ઘણીવાર પડી પડીને પછી ચાલતાં શીખે છે; બોલતાં શીખે છે તે ઘણા અસ્પષ્ટ ઉચ્ચારો કાઢયા પછી સ્પષ્ટ ઉચ્ચારને વળગી રહેતાં શીખે છે; ખાતાં પણ એ રીતે ઘણી વખત ભૂલ અને આંગળાં કરડયા પછી શીખે છે. આને "પ્રયત્ન અને જય" ની રીતિ કહે છે. પહેલવહેલું સ્વપ્રયત્નથી જ્ઞાન લેવા માટે કુદરતે આજ રીતિ બક્ષી છે અને હાલના પ્રગતિના કાળમાં પણ પ્રયોગશાળામાં શોધખોળ કરી રહેલા શોધકોને હાથ આના સિવાય બીજી રીતિ હાથ લાગી નથી.

તેમના અભ્યાસના વિષયો કયા હતા તે સુઘટિત રીતે આપણે ભાગ્યેજ જાણી શકીશું. ઋચાઓ બનાવવી, ગાવી, શીખવી અને ફેલાવવી એ પ્રથા હોવાનાં પ્રમાણો મળી આવે છે. યુદ્ધ કરતાં શીખવું, રથ હાંકતાં શીખવું, તેની ઘરતો દોડાવવી એ પણ સામાન્ય હોય એમ જણાય છે. ખેતી કરવી, લૂગડાં વણવાં અને એવા બીજા ઉદ્યોગો કરતાં શીખવાની જરૂર હતી અને તે માટે પણ આધાર મળી આવે છે. જે કાળે યજ્ઞવિધિ સ્થાપિત થઇ ચૂક્યો હતો તે કાળે તેમાં કરવાની દરેક ક્રિયાઓ કરવી, બોલવાના મંત્રો જાણવા એ બ્રાહ્મણ અને ક્ષત્રિયને જાણવું અવશ્યનું હતું. ઇતિહાસ અને પુરાણને લગતી વાતો કહી સંભળાવવાનું કામ સુત લોકો કરવા લાગ્યા હતા. અને સત્રના દિવસોમાં અવકાશની વખતે આ કથાઓ સાંભળવાનું, જ્ઞાનનું

પ્રદર્શન કરવાનું, વાદવિવાદો ચલાવવાનું કામ ચાલતું હતું એ બ્રાહ્મણોપરથી આપણે જાણીએ છીએ, તે પણ કદાચ એ કાળમાં શરૂ થઈ ચૂક્યું હશે. જૂના વખતમાં રચાયલી પણ ધીમે ધીમે ભૂલાતી જતી કવિતાઓ પુરાણી ગાથા તરીકે બોલાતી હતી. આ બધા ઉપરથી વ્યવહારને લગતા સાંસારિક ઉદ્યોગો શીખવા તેમજ ઉચ્ચ જીવન માટે ધાર્મિક અને સાહિત્ય વિષયક પ્રવૃત્તિ માટે યોગ્ય થવા માટેના વિષયો તે કાળે શીખવવામાં આવતા હશે એમ લાગે છે.

વેદના છેક પાછલા કાળમાં જ્યારે આપણે આવી પહોંચીએ છીએ ત્યારે ચાર જૂદા જૂદા પ્રવાહ આપણે જોઇ શકીએ છીએ: (૧)[૧]સ્થાપિત થયલી યજ્ઞવિધિની પ્રક્રિયા જાણવી; (૨) વેદના મંત્રો બનાવવા[૨] અને યાદ રાખવા;[૩] તેને સારી રીતે સમજવા[૪] અને બોલવા;[૫] (૩) ભાષાનું જ્ઞાન સારી રીતે મેળવવું;[૬] (૪) જીવનના કૂટ પ્રશ્નોના ઉત્તર મેળવવા;[૭] અભ્યાસના આ પ્રવાહોને જ્ઞાન લેવાના વિષયો તરીકે માનીએ તો અડચણ જેવું નથી. કોઇ આમાંનો એક અને કોઇ અનેક વિષયોનો અભ્યાસ કરતા હતા. જે તે વિષયમાં સંચિત જ્ઞાન ગુરૂ પાસેથી મેળવી તે જ્ઞાનભંડારમાં વધારો કરવાનો પ્રયત્ન તેઓ કરતા એમ માનવાને સબળ કારણ એ છે કે વેદની પછીના કાળમાં આ ચાર પ્રવાહો વધારેને વધારે છૂટા પડી જાય છે અને દરેકને માટે સ્વતંત્ર સાહિત્ય તૈયાર થતું જાય છે.

આ પ્રમાણે મંત્રકાળમાં આર્યોની ચેતન પ્રવૃત્તિનાં ખાસ લક્ષણો પ્રબળ જીજ્ઞાસા, અને તેને તૃપ્ત કરવાનો અપ્રતિમ ઉદ્યોગ એ બે હતાં. ગાઢ જંગલ કાપીને વસાહત કરનારા લોકોમાં જે સાહસ અને ખંત હોય છે તે તેમનામાં હતાં. પગથી નહીં પડેલાં જંગલમાં ભૂલા પડવાની બ્હીક રાખ્યા વગર અથવા હિંસક પ્રાણી અગર એવા માનુષી શત્રુનો ડર રાખ્યા વગર આગળ ધપનારી પ્રજામાં જે સદ્ગુણો ખીલે છે તે તેમનામાં ખીલેલા હતા. એજ સદ્ગુણોએ જ્ઞાનનાં અન્વેષણમાં તેમને યારી આપેલી હતી; અને જેવી રીતે અજાણ્યા દૂરનાં સ્થળો શોધી તેમાં શારીરિક સુખ મેળવવાના ઉદ્યોગો તેમણે કર્યા તેવીજ રીતે અજાણ્યા જ્ઞાનના પ્રદેશમાં નવાં ક્ષેત્રો શોધી માનસિક સુખ મેળવવાના ઉદ્યોગમાં તેઓ લેશ માત્ર પણ પાછા પડયા નહોતા.

તેમણે જીવનનો આદર્શ શો બાંધેલો તે આપણે સ્પષ્ટપણે જાણી શકયા નથી. પણ ભૌતિક સુખની સામગ્રી વધારે માગેલી અને માનસિક સુખની સામગ્રી ઓછી માગેલી એટલું આપણે જોઇ ગયા છીએ. વળી આપણે એ પણ જોયું છે કે જ્ઞાન મેળવવાની તેમની અભિલાષા તીવ્ર હતી. આ બે બાબતો એક એક સાથે બંધબેસતી આવતી નથી. અને તેથી તેનો ખુલાસો બેમાંથી એક રીતે કરવો ઘટે છે. પહેલું, પોતાના જીવનસુખના આદર્શો સુરેખ રીતે વર્ણવી બતાવવાની શક્તિ તેમનામાં ઓછી હોય અને તેથી જેમ ભૌતિકસુખનાં આવશ્યક અંગો છૂટાં પાડી તેની અભિલાષા તેઓ વ્યક્ત કરી શકયા તેવી રીતે માનસિક સુખનાં અંગો છૂટાં પાડી તેની અભિલાષા વ્યક્ત કરી શકયા નહીં. બીજું, જીવનનો આદર્શ બતાવનારી ઋચાઓ સામાન્ય જનસમૂહની અભિલાષા દર્શાવે છે ત્યારે જ્ઞાનની અભિલાષા બતાવનારી ઋચાઓ ધુરંધર વિદ્વાનોની હૃદયની લાગણી બતાવે છે. આમાંનો પહેલો ખુલાસો સંતોષકારક નથી. જે આર્યો પોતાની ક્ષણે ક્ષણની લાગણીના આછા અને ઘેરા રંગો ચિતરી શકયા છે તે માનસિક સુખનાં અંગો છૂટાં પાડી પોતાના આદર્શ બતાવી ન શકે તે બની શકે નહીં. આથી બીજો ખુલાસો જ માન્ય રાખવા જેવો છે. અને ઋગ્વેદમાં આપણે જોઈ શકીએ છીએ કે કેટલાક મંત્રકારો ઐહિક સુખસામગ્રીથી સંતોષ પામનારા તો કેટલાક પારમાર્થિક સુખની ઇચ્છા રાખનારા, કેટલાક યુદ્ધમાં રસ લેનારા તો કેટલાક

૧. ઋ. વે. ૧૦-૭૧-૧૧; ૧-૧૧૨-૪. ૨. ઋ. વે. ૧-૬૧-૪; ૧-૯૪-૧. ૩. ઋ. વે. ૧-૧૭૦-૧. ૪. ઋ. વે. ૧૦-૧૧૭-૭. ૫. ઋ. વે. ૯-૧૧૧-૨. ૬. ઋ. વે ૧૦-૭૧-૪. ૭. ઋ. વે. ૪-૧૮-૨

યજ્ઞમાં, કેટલાક ખેતીમાં તો કેટલાક વાણિજ્યમાં રસ લેનારા હતા. આવી જૂદી જૂદી રસવૃત્તિના સમાજમાં આદર્શસૂચક ઋચાઓ આપણે શોધી શકયા તે સામાન્ય જનોની હોઈ શકે અને જ્ઞાન સંબંધી ઋચાઓ ધુરંધર પંડિતોની હોઈ શકે.

જ્ઞાન સંબંધી એકઠી કરેલી સામગ્રી પ્રખર વિદ્વાનોના ચેતનની સાક્ષી પૂરે છે. તત્વજ્ઞાનના વિષયમાં હૃદયનું જે દર્દ હોવાની આપણને પ્રતીતિ થઈ તે દર્દ ભૌતિકસુખના પ્રદેશમાં પણ ન હોય તેમ બની શકે નહીં. ભૌતિક સુખસામગ્રી મેળવવા માટે પણ જ્યાં જ્ઞાનની જરૂર હતી ત્યાં આ દર્દ હતું એટલું જ નહીં, બલ્કે તેમાં આત્મપ્રયાસથી જેઓ વિશેષ જ્ઞાન મેળવી શકયા તેમને તો દેવની પદવીએ ચઢાવ્યાના દૃષ્ટાંત છે. ગાડીનાં પૈડાં બનાવવાની કળા શોધનાર ઋભુઓ તથા ત્રણ રીતે અગ્નિ પ્રજ્વલિત કરનાર પુરૂરવા દેવની કોટીમાં ગણાય છે. આવું દેવપદ આપવાનું સાહસ તે પ્રદેશમાં જ્ઞાનની તીવ્ર જીજ્ઞાસા વગર ક્યાંથી સંભવે ?

જ્ઞાન સંપાદન કરવાના માર્ગો તરીકે પિતા, આપ્તજન, ગુરૂનું શિક્ષણ એ સંચિત જ્ઞાન માટે હતાં. નવીન જ્ઞાન સંપાદન કરવા માટે તીક્ષ્ણ અવલોકન અને ઉત્કટ ચિંતન હતાં. સંપાદન કરેલું જ્ઞાન ફેલાવવાનું સ્થાન યજ્ઞયાગાદિક ક્રિયા વખતે કે રાજદરબારમાં જ્યારે વિદ્વાનોનો જમાવ થયો હોય તે વખતે નવી બનાવેલી ઋચાઓ ગાઈ સંભળાવીને, વાદવિવાદમાં ઉતરીને, શંકાઓ કાઢી તેનું સમાધાન મેળવવા પ્રયત્ન કરીને પોતે નવું મેળવેલું જ્ઞાન બતાવવામાં આવતું હતું.

સામાજિક ભાવના તે વખતે ઉદ્ભવેલી હતી. હું મારે માટે જ્ઞાન મેળવું અને સાથે બીજાનું પણ શ્રેય કરૂં એ ભાવના ઉત્કર્ષની સાધક છે. પણ સમાજને માટે બીજા કરશે અને હું નહીં કરૂં તો હું પાછળ પડીશ એવી ભાવના જ્યારે જન્મે છે ત્યારે તે સમાજના ઉત્કર્ષની સાધક વધારે બને છે. આ ભાવનાથી જ્ઞાન આત્મોત્કર્ષને માટે નહીં પણ સમાજોત્કર્ષને માટે મેળવવાનું છે એ ચિત્તવૃત્તિ પેદા થાય છે અને જ્ઞાન મેળવવાને માટે નવા પ્રકારનું પ્રોત્સાહન પેદા થાય છે. આ પ્રોત્સાહન તે વખતે બળવાન હતું. વેદમાં કરાયલી સ્તુતિ "મારે માટે" નહીં પણ "અમારે માટે" છે. એક ઋષિ વધારે સ્પષ્ટ શબ્દોમાં કહે છે:—

"આ લોકોની સ્તુતિ સર્વસામાન્ય હોજો, તેમનું ધ્યેય, તેમનો સાધિત અર્થ, તેમની ઇચ્છા સર્વસામાન્ય હોજો. હું તમારે માટે સર્વસામાન્ય સ્તુતિ ગાઉં છું, સર્વસામાન્ય આહુતિ આપું છું." ઋ. વે. ૧૦-૧૯૧-૪.

" તમારા વિચાર, તમારી મનની ઇચ્છા, તમારી અભિલાષા સર્વસામાન્ય હોજો કે જેથી તમારામાં સંપૂર્ણ સંપ રહે." ઋ. વે. ૧૦-૧૯૧-૪.

પ્રિ.

# અંગ્રેજ રાજ્યની સ્થાપનામાં જૈનોનો હિસ્સો

[ગુજરાત સાહિત્યસભાના એક સભ્ય રા. ડાહ્યાભાઈ મનોરદાસ પટેલના હાથમાં એક જુનું ચોપાનીઉં આવ્યું. આ ચોપાનીઉં જૈન કોમે સરકારને દેરાસરોની પવિત્ર ટેકરીઓના સંબંધમાં અરજી કરેલી તેના ટેકામાં તે કોમના આગેવાનોને મળેલાં પ્રમાણપત્રો, સનદો તેમજ અંગ્રેજ અધિકારીઓના પત્રો રજુ કરેલા તેની છાપેલી નકલ હતી. આ ચોપાનીઉં આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી છપાવવા આવ્યું હોય એમ અનુમાન થાય છે. રા. ડાહ્યાભાઇએ આ ચોપાનીઉં સાહિત્યસભામાં વાંચી બતાવ્યું અને તે ઉપર પોતાના વિચાર રજુ કર્યા. સભાએ બે દિવસ આના જુદા જુદા ઐતિહાસિક મુદ્દાઓ ઉપર ચર્ચા કરી. છેવટે આ સંબંધની માહિતી પ્રસિદ્ધ કરવી કે નહિ અને પ્રસિદ્ધ કરવી તો કેવા સ્વરૂપમાં કરવી તેનો સર્વ અધિકાર કારોબારી મંડળને સોંપ્યો, અને કારોબારી મંડળે સમિતિને સોંપ્યું.

### ચોપાનીઉં કેટલે દરજ્જે માનવા લાયક છે.

આ ચોપાનીઆમાં શરૂઆતમાં કચબાશા કુટુમ્બનું પેઢીનામું આવે છે. આ પેઢીનામામાં કચબાશા કુટુમ્બ ચંદ્રગુપ્તમાંથી ઉતરી આવેલું બતાવ્યું છે તેમજ આબુનાં દેરાસર બાંધનાર વિમલશાનું નામ એજ કુટુમ્બમાં જણાવવામાં આવ્યું છે. ત્યારબાદ અંગ્રેજ અમલદારો લોર્ડ ક્લાઈવ, લોર્ડ બ્લેઈક, પોપહામ મેનસન, સર રેવિડ ઓક્ટરલોની, જેન્કીન્સ, અલેકઝાન્ડર બર્ન્સ, મેકનોટન, લોર્ડ એલનબરો, સર ચાર્લ્સ નેપીઅર, જનરલ આઉટરામ, સર જ્હોન લોરેન્સ વગેરેનાં પ્રમાણપત્રો અને સનદો આવે છે અને છેવટે શહેનશાહ અકબરની સનદ છે.

પેઢીનામાની કેટલીક વિગત શકભરેલી લાગે છે પણ તે સાથે આપણે સંબંધ નથી. આપણે તો સનદો અને દસ્તાવેજો જ અગત્યના છે. આ દસ્તાવેજો અંગ્રેજ અમલદારોના લખેલા છે એમ કહેવામાં આવ્યું છે. જો આ દસ્તાવેજો ખરા ન હોય તો અંગ્રેજ સરકારને કરવાની અરજીમાં તે દાખલ કરવાની હિમ્મત અરજદારો ન જ કરે.

આ દસ્તાવેજો એક જ મુદ્દાને લગતી બાબતો રજુ કરે છે તે ધ્યાનમાં રાખવું જોઇએ. જૈનોએ અંગ્રેજોને રાજ્ય સ્થાપવામાં કેવી મદદ કરી અને તેના બદલામાં જુદા જુદા અંગ્રેજ અમલદારોએ તેમના ધર્મનું રક્ષણ કરવા કેવાં વચન આપ્યાં હતાં તેજ બતાવવાનો અરજદારોનો હેતુ છે. એટલે તેમાંથી બીજી વિગતો મળી ન શકે તે છતાં તે જમાનાની કેટલીક બાબતપર તે પ્રકાશ પાડે છે. તે વખતની અઢળક ધનસંપત્તિ, વેપારની વિશાળતા, હિંદી વેપારીઓની યોજનાશક્તિ, સમયવર્તીપણું અને સાહસ વગેરેની કાંઇક ઝાંખી આ પત્રો ઉપરથી થાય છે.

જૈન શરાફોએ એકઠા થઇ, રૂપીઆ પચાસ લાખ એકઠા કરી, એશીઆનાં જુદાં જુદાં મથકોમાં પેઢીઓ સ્થાપી, તે પેઢીઓ મારફત કમ્પંનીને બાતમી પૂરી પાડવા માટે રાખેલું તેનો સ્પષ્ટ ઉલ્લેખ લોર્ડ ક્લાઇવની સનદમ આવે છે. ( જુઓ નં. ૨ )

કચબાશા કુટુમ્બની શરાફી પેઢી સાથે તે વખતની દુનિયાની મ્હોટામાં મ્હોટી થોડીજ બેન્કો બરાબરી કરી શકતી તેમ લોર્ડ એલનબરો જણાવે છે. (જુઓ નં. ૧૧)

આ દસ્તાવેજો ઉપરથી માલમ પડે છે કે અંગ્રેજ અમલદારો જણાવે છે તે પ્રમાણે તેવી મદદ સિવાય અંગ્રેજોને જીતવું અશક્ય થઇ પડત.

પ્રશ્ન ઉભો થાય છે કે વિચારશીલ અને શાંતિપ્રિય એવી જૈન કોમે પરદેશી અને પરધર્મી અંગ્રેજ

પ્રજાને મદદ કરવા કેમ ઉત્સુકતા બતાવી ? આ પ્રશ્નનો ઉત્તર કેટલેક અંશે દસ્તાવેજોમાંથી મળી આવે છે. તે વખતની હિંદુસ્તાનની સ્થિતિ અંધાધુંધીવાળી હતી. જૈન કોમ આખા હિંદુસ્થાનમાં તેમજ હિંદુસ્થાન બહાર વેપાર ખેડતી હતી અને " તેઓ એમ માનતા હતા કે અંગ્રેજોની મદદથીજ તેમનો વેપાર સહીસલામત ચાલી શકશે. "

( એચ. આર. કુક. આસિ. સેક્રેટરી, હિંદી સરકાર, ૧૮૮૨.)

એમને વેપાર વધારવાની પણ તક સાધવી હતી અને તેમની પેઢીઓના રક્ષણ માટે અંગ્રેજોની મદદ જોઇતી હતી. તે તેમને લોર્ડ ક્લાઇવની સનદથી મળી. ( નં. ૨ )

જૈન ધર્મમંદિરો એ જમાનામાં જોખમમાં આવી પડ્યાં હોય અગર તે જમાનામાંના જૈન આગેવાનો ભવિષ્યમાં ધર્મ ઉપર આફત આવશે એમ માનતા હોય અને તેથી કરીને ધર્મરક્ષણની ખાતર પણ તેમણે અંગ્રેજોને મદદ કરી હોય એમ દસ્તાવેજો જોતાં લાગે છે. ઘણા દસ્તાવેજોમાં ધર્મનું રક્ષણ કરવાનું વચન જુદા જુદા અંગ્રેજ અધિકારીઓએ આપ્યું છે.

અમે પ્રજાનું એટલું ધ્યાન દોરવાની રજા લઇએ છીએ કે તે જમાનાના જૈન સિવાય જુદી જુદી કોમની વ્યક્તિઓએ પણ અંગ્રેજ રાજ્યની સ્થાપનામાં મદદ કરી હતી તેથી જૈન કોમ તરફ કોઈ પ્રકારના પક્ષપાત અગર આક્ષેપ કરવાના હેતુથી આ દસ્તાવેજો પ્રસિદ્ધ કરવામાં આવતા નથી. પણ હિન્દુસ્થાનના ઇતિહાસના એક અગત્યના ભાગ ઉપર આ દસ્તાવેજો પ્રકાશ પાડે છે તેથી જ અગત્યના દસ્તાવેજોની પ્રસિદ્ધિ આવશ્યક ધારી બાકીના બીનઅગત્યના છોડી દીધા છે.

મંત્રી, ગુજરાત સાહિત્ય સભા. ]

---

## નં. ૧

### લોર્ડ ક્લાઇવની સનદ

મુગટબંદ શ્રી સંગજી ઇત્યાદિ જોગ

જ્યારે અમે ઘણી મુશ્કેલીમાં હતા તે સમયે બ્રિટિશ રાજ્યના હિંદુસ્થાનના પ્રતિનિધિ તરીકે મારી ઘણી વખાણવાલાયક સેવા કરવા માટે આ સનદ મુગટબંદ છત્રપતિ શ્રી સંગજી સુલતાન કચબાશાને આપવામાં આવે છે, જેમની સુંદર મદદ વગર અમારે ઘણા કીમતી જાન ગુમાવવા પડયા હોત અને અમારૂં રાજ્ય દક્ષિણ હિંદમાં વધી શકયું હોત નહિ. તેમણે જાતે અને તેમની સૂચના અને હુકમથી કેટલાંક માણસોએ એવી કીમતી સેવા બજાવી છે કે તેનું વર્ણન થઇ શકે તેમ નથી. માત્ર હું એટલું જ કહેવા ઇચ્છું છું કે અમે તેમના ખૂબ જ આભારી છીએ અને જ્યાંસુધી અંગ્રેજ પ્રજાની દક્ષિણ હિંદમાં સર્વોપરિ સત્તા રહે ત્યાં સુધી બધા અમલદારોએ એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે દક્ષિણ હિંદમાં અંગ્રેજ રાજ્ય વધારવાની શ્રી સંગજી ની તીવ્ર ઇચ્છા ન હોત તો તે મુરાદ પાર પાડવી આપણને ઘણી વસમી પડત.

તેથી હું આ સનદ એવી ઇચ્છાથી આપું છું કે આજથી હવે પછી અંગ્રેજ પ્રજાએ તેમનાં કુટુંબીઓ અને મિત્રો કે જેઓએ અંગ્રેજરાજ્યના હિન્દુસ્થાનમાંના પ્રતિનિધિઓ તરફની સક્રિય સહાનુભૂતિને લીધે ઘણું ખમ્યું છે તેમને કોઇ વખત ભૂલી જવા જોઇએ નહિ. તેમણે, તેમના કુટુમ્બીઓએ અને મિત્રોએ જ્યારે જરૂર પડેલી ત્યારે ઘણે જોખમે ખબર પૂરી પાડેલી. તેમની ઇચ્છા છે કે અંગ્રેજ રાજ્યે તેમના ધર્મ અને તેમના પંથના લોકોનું સર્વદા રક્ષણ કરવું અને મેં અંગ્રેજરાજ્યના પ્રતિનિધિ તરીકે જ્યાંસુધી તે રાજ્ય હિંદુસ્થાનમાં ટકે ત્યાંસુધી તેમ કરવાનું વચન આપ્યું છે. તે મુગટબંદ વિમળશા કે જેમના પીર (તીર્થ?)અને ધાર્મિક સંસ્થાઓ હિન્દુસ્થાનમાં કેટલીક જગ્યાએ હાલ પણ અસ્તિત્વમાં છે અને જેમના સૌંદર્યને માટે ઉંચો અભિપ્રાય રાખી શકાય તેવાં, અને યોગ્ય રીતે સાચવવા લાયક છે તે વિમળશાના આબરૂદાર કુટુંબના તેઓ ફરજંદ છે.

૨ જી જાન્યુઆરી, ૧૭૫૭.

(સહી) ક્લાઇવ.
કર્નલ

નં. ૨

લોર્ડ ક્લાઈવ

મુગટમંદ છત્રપતિ મહારાજાધિરાજ શ્રી સંગજી સુલતાન ફયબાશા, ગોમન સાથે સિકંદર બહાદૂર રામફીસન પૃથ્વીરાજ શ્રીમન તત્રોજય જોગ

આ પ્રમાણપત્ર તમને નીચેનાં કારણોથી આપવામાં આવે છેઃ—

કાઉઆજી કરા ફયબાશા અને દાઉરાજ નુશ કે જેઓ મારા સર્વોત્તમ મિત્રો અને સલાહકાર હતા તેમની ખોટથી અને થએલી દિલગીરી પ્રદર્શિત કરવાની હું ફરજ સમજું છું. તેમના કુટુમ્બીઓને મારા તરફથી કહેજો કે તેમની ખોટથી થએલી દિલગીરીમાં તેમના જેટલો જ હું ભાગીઓ છું. તેમના કુટુમ્બ અને છોકરાંની સંભાળ લેવાની તમે પ્રતિજ્ઞા લીધી છે તે બદલ હું તમારો આભાર માનું છું. અને હું વચન આપું છું કે જ્યારે જરૂર પડશે ત્યારે તેમની સંભાળ લેવાની મારી ફરજ રહેશે.

વળી તે જ વખતે બે માણસ એટલે જગતશેઠ મતબરાય અને તમારા ધંધા અને બીજાં કામોના ભાગીદાર સરૂપચંદની બંગાળામાં મુર્શિદાબાદના નવાબને લીધે પડેલી ખોટની દિલગીરી જાહેર કરવાની છે. તેમનાં કુટુમ્બો તરફ મ્હારી સહાનુભૂતિ પ્રદર્શિત કરવાનો મારો ઇરાદો છે.

તમે તમારામાંથી એટલે શરાફો, વેપારીઓ અને બીજાઓમાંથી સિક્કા રૂપીઆ પચાસ લાખ એકઠા કરી અને તે હિંદુસ્થાનમાંના જુદા જુદા દેશોના જુદા જુદા ભાગમાં મકાનો ઇમારતો બાંધવામાં અને આ જગ્યાઓએથી પૂર્વમાંના અંગ્રેજ રાજ્યના તાબાના મુલકની ખબરો અને વિગતો પૂરી પાડવામાં ખર્ચશો, એવી દરખાસ્ત સાંભળીને હું અત્યંત ખુશી થયો છું. આવી ઉમદા દરખાસ્ત આવે તે માટે હું ઇંતેજારજ હતો. આ જગ્યાઓએથી બધી અગત્યની ખબરો લાવવા લઈ જવા માટે ખેપીઆ નીમવાનું તમે માથે રાખ્યું છે, એ પણ ખુશીની વાત છે.

બધા સરદાર શાહી અને એહ્દેદારોને અમારા તાબામાં અને રાજ્યમાં લાવવાની તમારી દરખાસ્ત અને તે કામને માટે જોઇતા બધા પૈસા તમારે રોકવા એ પણ અમારી ઇચ્છા મુજબ છે.

તમારી કોઠીઓ અથવા શરાફનો કે વેપારનો ધંધો પૂર્વની બ્રિટિશ હકુમતમાં અને પરદેશી રાજાઓના રાજ્યમાં વધારશો અને ધંધાની જુદી જુદી શાખાઓ મારફત, વેપાર મારફત અને વેશ બદલીને તમે બધી હરેક જાતની ખબર અને પરદેશના હુમલા કે ટંટાફિસાદની છૂપી બાતમી આપશો, તે દરખાસ્તના સંબંધમાં અને જે વખતે અને જે સ્થળે અંગ્રેજ સરકાર તમારી, તમારા ભાગીદારો, જોડીઆઓ, મિત્રો, આડતીઆઓ, ગુમાસ્તા, ખિદમતગારો અને નોકરોની સેવા માગે તે વખતે અને તે સ્થળે તમે અને તેઓ સઘળા હાજર રહો અને અંગ્રેજ સરકાર ગમે તે વખતે હરેક કિસમતનાં જે કામ કરાવવા માગે તે માથે લો અને કરો, તેવું જ તમારા વારસો અને પ્રતિનિધિઓ કરે. તે દરખાસ્તના સંબંધમાં હું કહું છું કે તમે જુદી જુદી કરેલી દરેક દરખાસ્ત જોડે આદર અને પ્રેમથી હું સંમત થાઉં છું.

અને તમારી અરજ સંબંધમાં કે તમારા, ભાગીદારો, જોડીઆઓ, મિત્રો, આડતીઆઓ વગેરેના આ કામના બદલામાં તમારી જાતને તમારી મિલકત અને ઈજ્જતઆબરૂનું રક્ષણ કરવાનું મારે માથે રાખવું.—આ સનદથી તમારી એ અરજ મંજુર રાખું છું.

બ્રિટિશ હકુમતમાંના તમારા બધા વેપારધંધા અને રોજગારનું રક્ષણ કરવાની તમારી અરજ હું

સ્વીકારું છું, અને આ સનદથી તે અરજ બહાલ રાખું છું અને જેવી જોઈશે તેવી બધી જાતની હું મદદ આપીશ.

જો તમારા ઉપર અગર તમારા ભાગીદારો ઉપર દુશ્મનનો હલ્લો થાય તો અંગ્રેજ સરકાર તેમના સિપાઈ અને સોલ્જરો તમારી તેમજ તમારામાંના દરેકની મિલકતના રક્ષણ માટે આપે. તે અરજ હું મંજૂર રાખું છું અને જેવો પ્રસંગ હશે તેવી બધી મદદ આપવાનું વચન આપું છું.

તમારા કોઈ નોકર, ભાગીદાર કે આડતીઆ કોઈ વખત તમારા સામે કપટ કરે તો અંગ્રેજ સરકાર તેમને પકડી સજા કરે અને તેમની પાસેના તમારા પૈસા વસુલ કરે એ અરજ પણ હું મંજૂર કરું છું.

અંગ્રેજ સરકારે તમારા ધર્મમાં હાથ ન ઘાલવો એ અરજના સંબંધમાં હું ખુલ્લું કહું છું કે મને આશા છે કે તેઓ કદિ તેમ કરશે નહિ.

છેવટે હું કહેવાની રજા લઉં છું કે તમે અને તમારા માણસોએ વખતોવખત અને ખાસ કરીને આર્કટમાં કરેલી સેવા હું કદિ ભૂલીશ નહિ.

તા ૭ મે, ૧૭૬૫ (સહી) કલાઈવ

---

## નં. ૩
## લોર્ડ લેઈકની સનદ

રાજગિરિ ટુંકના સુગટચંદ છત્રપતિ મહારાજાધિરાજ કેસરી કુંવરજી શેઠભાઇ શીસંગજીએ આપણને પંજાબની, હોલ્કર સાથેની, ભરતપુરની અને વાયવ્યમાંની આપણી બધી અગત્યની લડાઇઓમાં ઘણી મદદ આપી છે. ઉત્તર હિંદના કેટલાક ભાગમાંની આપણી સર્વોપરિ સત્તા તેમને આપેલી શીઘ્ર મદદને આભારી છે. ઘણા કીમતી જાન નાશ પામતા બચાવવામાં તે કારણભૂત હતા. તેમની ડહાપણભરેલી મોદીખાનાની વ્યવસ્થા હમેશાં ઉપકાર અને આભારની લાગણીથી સાંભરશે. આપણા ઘણા કટોકટીને વખતે તેમણે આપણને મદદ આપી હતી અને બ્રિટિશ રાજ્યના ભલાની કે કાંઈ ઉપયોગી થાય તેની ખબર ધીરજ અને શ્રમથી એકઠી કરી હતી. રાજ્યને જે અગત્યની અને ખુલ્લી મદદ આપવામાં તેઓ કદિ પાછા પડયા નથી તેનો પૂરો બદલો વાળી શકાય એવું નથી. હિંદુસ્થાનમાંના અંગ્રેજોના કામમાં જે હિત તે બતાવતા તે હમેશાં આપણને યાદ રહેશે. અને તેમને અને તેમના કુટુંબીઓને સમાજમાં ઉંચા માન અને દરજ્જે ચઢાવવાની બધા ઉંચા બ્રિટિશ અમલદારોની ફરજ રહેશે.

તા ૭ જાન્યુઆરી, ૧૮૦૫ (સહી) લેઈક

## નં. ૪

બધી બાજુએ ઉંચા જાડા કોટથી ઘેરાએલો અને ઘણે ભાગે ન ચઢી શકાય તેવા પર્વતની ટોચ પર બાંધેલો હોવાથી ગ્વાલિયરનો કિલ્લો લગભગ અજીત હતો. જો મહારાજાધિરાજ સવાઈ સિકંદર સરૂપચંદ શુભ કે જેમણે આપણા સાહસમાં ખરા મનથી મદદ આપી તેમની મદદ ન હોત તો તેનો કબજો કોઇ રીતે લઇ શકાત નહિ. કિલ્લામાં ટેકરીની ટોચે જતો એક છૂપો રસ્તો હતો. આની બાતમી તેમણે મેળવી અને આપણને ખબર આપી અને તેથી આપણી ઉમેદ સહેલાઇથી બર આવી.

આ વખતની તેમજ બીજા પ્રસંગની તેમની સેવા બ્રિટિશ તરફની તેમની વફાદારી અને ભક્તિને લીધે પ્રેરાઇ હતી. આપણે હમેશાં તેમના ધર્મની જાહોજલાલી, તેમના દેશની સ્થિતિ અને તેમના કુટુમ્બના હક ધ્યાનમાં રાખવા જોઇએ.

૧૭૮૨ (સહી) પોપહામ

કેપ્ટન

## નં. ૫

હિંદી રાજ્યકર્તાઓની સાથેના વિગ્રહોમાં બ્રિટિશ પક્ષને વિજય અપાવવામાં સુગટચંદ છત્રપતિ મહા-

રાજાધિરાજ દેવરાજ બહાદુર રાજહમીર કુંવરજી રામ તૈયાર હતા. મરાઠા જસવંતરાય સામેના આપણા વિગ્રહમાં તેમણે દેખીતો ભાગ ભજવ્યો હતો. તેમના પોતાના માણસોના જીવને જોખમે કોટાની વિરૂદ્ધ ચંબલ ઓળંગવામાં તેમણે મદદ કરી હતી. મુકન્દરાના પહાડી કિલ્લામાં અને મેજવામાં અને સૂકાં જંગલોમાં બ્રિટિશ સોલ્જરોના જાન બચાવવાના પ્રયત્નમાં તેમની પ્રશંસનીય ફત્તેહ અવર્ણનીય છે.

બધા સદ્ગુણોનો શિરોમણિ અમારી આભારની લાગણી તેમના સ્વાર્થ, ધાર્મિક, રાજકીય અને સાંસારિક, ઘણી સંભાળ અને કાળજીથી સાચવવાની ફરજ પાડે છે.

૧૮૦૪ (સહી) મેન્સન

નં. ૬

સર ડેવિડ ઓક્ટરલોનીનો પત્ર

૧૪-૪-૧૮૧૫

મુગટબંદ છત્રપતિ મહારાજાધિરાજ મુંદેશા સરૂપચંદ અને કશન કેરવાથો બાલાસાહેબ સોભમલ.

મને તમને આ પ્રમાણપત્ર આપતાં ઘણો આનંદ થાય છે. તમને લખતાં મને માન મળ્યું એમ હું સમજું છું. તેનું પહેલું કારણ એ છે કે હિન્દુસ્થાનના ઘણા પ્રાચીન રાજાઓમાં તમારો બરાબરીઓ શોધ્યો જડતો નથી. તમારા બાપદાદા, વખતોવખત હિંદુસ્થાનપર રાજ્ય કરી ગએલા કેટલાક મુસલમાન રાજાઓના સન્માનિત મિત્ર હતા, અને તમારો બાપદાદાઓની એક વખત હિન્દુસ્થાનના સૌથી બળવાન સરદારોમાં ગણના થતી. તેમની પાસે એટલું અઢળક ધન હતું કે તેની આંકડામાં ગણત્રી થઇ શકે નહિ. હિન્દુસ્થાનના જુદા જુદા ભાગમાંની તેમની ધાર્મિક સંસ્થાઓ અજાયબીઓ ગણાય છે. અંગ્રેજ સરકાર જોડેની તમારી મૈત્રીનું વર્ણન થઇ શકે તેમ નથી. વખતો વખત તમે તેમને આપેલી મદદ સરકારને હમેશાં યાદ રહેશે. નેપાલ વિગ્રહમાં તમે મારી કરેલી સેવા એટલી બધી છે કે તે ગણાવી શકાય નહિ. અને હું કહું છું કે જો અંગ્રેજોના હિન્દુસ્થાનમાં કોઇ મિત્રો હોય તો તેમાં કોઇ તમારી બરાબર નથી.

નં. ૭

જેન્કીન્સનું પ્રમાણપત્ર

૨૭-૯-૧૮૧૭

મુગટબંદ, છત્રપતિ ગુણરામ શ્રીસંગજી કચબાશા જોગ

જે ઉચ્ચ પ્રકારના માનથી હું તમને જોઉં છું તે આ થોડી લીટીમાં નોંધવાને શક્તિમાન થવાથી મને ઘણો આનંદ થાય છે. હિન્દુસ્થાનનાં પ્રાચીન રાજ્યકુટુંબમાં તમે જન્મ્યા હતા. તમારા બાપદાદા બ્રિટિશ રાજ્યના મહાન મિત્ર હતા અને તેમને પગલે ચાલીને પુનાના હમણાં થઇ ગએલા વિગ્રહમાં એરી મદદ અને એવી વેળાસરની કીમતી ખબર તમે આપી હતી કે તેના સિવાય અમારી જીત ઘણી મુશ્કેલીથી અને ઘણી મોડી થાત. અંગ્રેજ રાજ્યના એક ઉંચા અમલદાર તરીકે જ્યારે જરૂર પડશે ત્યારે એવીજ રીતે તમને મદદ આપવામાં હું આનંદ માનીશ.

નં. ૮

મુગટબંદ મહારાજાધિરાજ સંક જોરાવર સુલતાન

સુરધરશન ચોગણુ ગુપ્તે આપણા હિન્દુસ્થાનના વિગ્રહોમાં ઘણી મદદ આપી છે. તેમની મારફતજ મહિદપુરની લડાઇમાં મીરખાં અને ગફુરખાંને બ્રિટિશ પક્ષમાં મેળવી લેવામાં આવ્યા હતા. ભવિષ્યમાં તેમના ધાર્મિક પંથની જાહોજલાલી અને તેમના સમાજની શાંતિની સંભાળ લેવાની આપણી ફરજ રહેશે. તેમને અને તેમના વંશજોને હમેશાં માનમરતબાથી રાખવામાં આવશે.

૧૮૧૮ (સહી) નામ વંચાતું નથી.

મદ્રાસના કમાન્ડર-ઇન-ચીફ.

## નં. ૯

આલી વરમના કચ્ચાશા મુગટબંધ છત્રપતિ મહારાજાધિરાજ મન્ડુશી સરૂપચંદ ગુપ્ત; જુદા જુદા એશિયાના લોકો જેવા કે કાબુલ, કંદહાર, સમરકન્દ, હિરાત અને બીજી જગ્યાઓની હિલચાલ પર દેખરેખ રાખે છે અને તેમની તપાસનાં પરિણામના સંદેશા સંભાળપૂર્વક બ્રિટિશ અમલદારોને મોકલે છે, કે જેથી કરીને તેનો લાભ ઉઠાવી શકાય. આવી લાભદાયી સેવા માટે સરકાર તેમની આભારી છે, કારણ કે તે દેશમાંના બધા વિગ્રહ, સલાહો અને લશ્કરી બાબતોની વ્યવસ્થા માટે તેમના ઉપર આધાર રાખવો પડયો હતો. આ ઉપરથી તે બ્રિટિશ પક્ષને વફાદાર અને નિમકહલાલ છે. તેમના હેવાલ હમેશાં ખરા હતા અને એવા પ્રકારના હતા કે તે હેવાલ ઉપર હમેશાં ભરોસો રાખી શકાતો. તેમની સેવાના યોગ્ય બદલા તરીકે તેમના ધર્મ અને તેમના કુટુમ્બના માનની સંભાળ રાખવાની સરકારની ફરજ રહેશે.

૧૮૩૭ (સહી) એલેકઝાન્ડર બર્ન્સ

## નં. ૧૦

હિન્દુસ્થાનમાંની બ્રિટિશ સરકાર કાબુલની ચઢાઈના સંબંધમાં મુગટબંદ છત્રપતિ મહારાજાધિરાજ મન્દશી સરૂપચંદ ગુપ્ત કચ્ચાશાએ કરેલી અગત્યની અને અમૂલ્ય સેવાને લીધે ઘણી આભારી છે. જંગલ અને પહાડી કિલ્લાઓ આગળ આપણા કેટલાયે સોલ્જરોના જાનનો, તેમની બુદ્ધિશાળી રચના અને યુક્તિથી વિનાશ થતો બચ્યો છે, અને તેમના અનુયાયીઓથી આપણી સંખ્યામાં હમેશાં વધારો થયા કરતો. આપણને મોદીખાનાની કાંઈ મુશ્કેલી ન પડી તે પણ તેમનેજ લીધે. ભવિષ્યમાં તેમના વંશજોની મિલ્કત, માન અને ધર્મનો નાશ તથા બગાડ થતો અટકાવવાની કાળજી લેવાની આપણી ફરજ રહેશે.

૪ થી નવેંબર, ૧૮૪૦ (સહી) ડ્રુમન્ડ
કેપ્ટન

## નં. ૧૧

મુગટબંદ છત્રપતિ મહારાજાધિરાજ ગગુશા વમળશા સુલતાન કચ્ચાશાએ કાબુલની ચઢાઈમાં આપણને ઘણી મદદ કરી છે અને કટોકટીને વખતે આપણા સિપાઈઓને ખોરાક પૂરો પાડવાને બની શકે તેટલી સગવડભરેલી વ્યવસ્થા કરવાને ઘણી સંભાળ લીધી છે. તે દેશમાંના તેમના આશ્રિતો અને અનુયાયીઓની ભરતીને લીધે આપણી સંખ્યામાં ઘણો વધારો થયો હતો. નદીઓ ઓળંગવામાં અને જંગલો અને પહાડી કિલ્લાઓ વટાવવામાં પણ તેમની સેવા ઉપયોગી નીવડી હતી. આવા પૂર્વજનું અનુકરણ કરીને તેમના વંશજો હમેશાં સ્હેજ પણ ચળ્યા વગર બ્રિટિશ પક્ષને વફાદારીથી વળગી રહેશે એમ સાધારણ રીતે ધારી શકાય.

અને જો બીજી તરફથી હિન્દુસ્થાનમાંની અંગ્રેજ સરકાર તેમના ધાર્મિક પંથ અને સમાજ જે થોડા વખતથી જુદા જુદા પરદેશી દુશ્મનોથી ભ્રષ્ટ કરવામાં આવે છે તેની સંભાળ નહિ લે તો કૃતઘ્ની ગણાશે.

૧૮૪૧

(સહી) લોરેન્સ
કેપ્ટન

## નં. ૧૨

મુગટબંદ છત્રપતિ મહારાજ કુંવર જયસિંગ ગુપ્ત વિક્રમ આપણા કાબુલના વિગ્રહોમાં ઘણા ઉપયોગી થયા હતા. આપણે ચેતતા રહીએ તેટલા માટે જુદી જુદી દિશાએથી આપણે માટે તે ધારજથી અને સંભાળપૂર્વક ખબરો એકઠી કરતા એટલું જ નહિ, પણ દુશ્મનથી અને બીજા ભયથી આપણું રક્ષણ કરવા આપણને લાભદાયી રસ્તા અને મથકો તેમના પ્રયત્નથી જડયાં હતાં. કાબુલ અને તેની આસપાસના મુલકના રહેવાસીઓ જે તેમના આશરે હતા તેમને આપણા સિપાઈઓની સંખ્યામાં

વધારો કરવા માટે ફોડીને આપણા પક્ષમાં લેવામાં આવ્યા હતા. અફઘાનિસ્તાનમાં જે થોડું પણ આપણે પંધી શક્યા તે તેમની આ કીમતી મદદ વગર બનવું મુશ્કેલ હતું.

તેમના પંથના ધર્મ તથા તેમનો સમાજ ભ્રષ્ટ થતો બચાવવાંની અને ભવિષ્યમાં તેમના કુટુમ્બનો માન મરતબો રાખવાની હિંદુસ્થાનમાંની બ્રિટિશ સરકારની ફરજ હોવી જોઇએ.

૧૮૪૩ (સહી) મેકનોટન

નં. ૧૩

લોર્ડ એલનબરોનું પ્રમાણ પત્ર ૫-૧-૧૮૪૪

મુગટબંદ છત્રપતિ મહારાજાધિરાજ નથમલ શ્રી રીંગજી,

આ પ્રમાણપત્ર મારે તમને આપવું એમ નક્કી થયું છે.

આ પ્રમાણપત્ર આપતાં પહેલાં મારે જણાવવું જોઇએ કે તમારૂ કુટુંબ ખરીરીતે તવંગરોના રાજા જેવું હતું, તે સાબિત કરવાને સારી સેવાના બદલામાં મોગલ રાજાઓના સમયથી ઠેઠ હાલના સમય સુધી તમને તેમજ તમારા બાપદાદાઓને મળેલાં પ્રમાણપત્રો એકલાંજ પૂરતાં છે અને તેથી કરીને તેમને હમેશાં માન મળતું. મને માલમ પડયું છે કે તમારૂં શરાફીનું કામ આખા હિંદુસ્થાનમાં ચાલે છે અને તે એટલી હદ સુધી કે આખી દુનીઆમાં એવી થોડીજ બેન્કો છે જે તમારી એક પેઢીની પણ બરાબરી કરી શકે. તમારા પૂર્વજોએ હિંદુસ્થાનનાં જુદાં જુદાં ધાર્મિક મકાનો પાછળ એટલું અઢળક ધન ખર્ચ્યું છે કે તે મકાનો હાલ કારીગરીની અજાયબીઓ છે.

હું તમને ખરેખર મિત્ર ધારૂં છું, મારાજ નહિ, પણ જે સરકારનો હું પ્રતિનિધિ છું તે સરકારના પણ ઘણા કીમતી મિત્ર ધારૂં છું. તેમના ભલા માટે અને પૂર્વમાં તેમના રાજ્યના વધારા માટે ઘણી ઉપયોગી અને કીમતી સેવા જે તમે કરી છે તે અંગ્રેજ સરકાર કદિ ભૂલશે નહિ. મરાઠા, ભરતપુર અને મારા વખતમાં થએલા બીજા વિગ્રહોમાં અંગ્રેજ અમલદારો અને ટુકડીઓ માટે એટલા અઢળક પૈસા તમે રોકયા છે—અને તે વખતે તેજ મુખ્ય મદદ જોઇતી હતી—કે અંગ્રેજ સરકાર તમારા શરાફીના ધંધાના ભલાને માટે બંધાએલી છે. અને હું ધારૂં છું કે તમારા ભલા કરતાં તેમના પોતાના ભલાને માટે તેમણે તેમ કરવું જોઇએ. તમારી માલમિલકત તેમજ તમારા જુદા જુદા ભાગીદારો અને આડતીઆઓની માલમિલકત માટે જ્યારે મદદ જોઇશે ત્યારે આપવામાં આવશે.

લોર્ડ એલનબરોની સહી

# સંસ્કૃતિનું શ્રેષ્ઠત્વ

કેવળ તલવારના જોરથીજ કોઈપણ રાષ્ટ્ર બીજા રાષ્ટ્રને તાબે કરી શકતું નથી, પછી ભલે તે બીજું રાષ્ટ્ર બહુજ નબળું હોય. જ્યાંસુધી વિજીત રાષ્ટ્રનો વિશિષ્ટ સંસ્કૃતિયુક્ત આત્મા કાયમ છે ત્યાંસુધી ત્હેના ઉપર જોરાવર રાષ્ટ્રે કેવળ પશુબળથી મેળવેલા વિજયોની વિશેષ દરકાર કરવાની જરૂર નથી. વિજીત રાષ્ટ્રનું સત્વ જ્યાંસુધી જીવતું છે ત્યાંસુધી ત્હેના ઉપર મેળવેલો વિજય સાચો વિજયજ કહેવાય નહિ.

તેથીજ ચતુર રાજનીતિશાસ્ત્રજ્ઞોએ સામ, દામ, દંડ, ભેદ—આ ચાર ઉપાયોમાંથી કેવળ દંડનીતિના જોરથી કોઈપણ રાષ્ટ્રને જીતવું એ હલકું માન્યું છે. મનુ કહે છે—

" साम्ना यानेन भेदेन समस्तैरुतवा पृथक् ।
विजेतुं पयतेतारीन्न युद्धेन कदाचन ॥ "

હિંસાત્મક એટલે અનીતિવાળો છે તેથીજ આ દંડમાર્ગ વખોડયો છે એમ નહિ, પણ ઉપયુક્તતાની દૃષ્ટિએ જોતાં પણ આ માર્ગ વખાણવા જેવો નથી. આથી પશુબળથી બીજાં રાષ્ટ્રોનું સ્વાતંત્ર્ય હરણ કરનારાં વિજયી રાષ્ટ્રો પણ પશુબળથી અમે અમુક રાષ્ટ્ર જીત્યું છે એવું કદાપિ પણ કબૂલ કરતાં નથી. જંગલી રાષ્ટ્રોને સુધારવા અથવા ઈતર બલિષ્ઠ રાષ્ટ્રથી ત્હેનો બચાવ કરવો—આવા આવા પોતાના ઉદ્દેશો છે એમ તે જગત્ આગળ જાહેર કરે છે. અને ખુદ વિજીત રાષ્ટ્રને પણ અમે માત્ર તમારા કલ્યાણ માટેજ આવ્યા છીએ એમ ફરી ફરીથી કહે છે, અને પોતાની દરેક સ્વાર્થપ્રેરિત કૃતિને પરોપકારનું સ્વરૂપ આપવાનો અથાગ પ્રયત્ન કરે છે. વિજીત રાષ્ટ્રના આત્મા ઉપર જીત મેળવ્યા વગર ત્હેના ઉપરનો વિજય સંપૂર્ણ થતો નથી, આ તત્ત્વ સામ્રાજ્યવાદીઓને (Imperialists) સ્પષ્ટ રીતે માલૂમ હોવાથી વિજીત રાષ્ટ્રના આત્માને વશ કરવાના ત્હેમના હરતરેહના પ્રયત્નો ચાલુ હોય છે. શારીરિક સામર્થ્યનું શ્રેષ્ઠત્વ બતાવવું, બૌદ્ધિક પ્રકર્ષથી અંજાવવું અને પોતાના માનસિક શ્રેષ્ઠત્વ અથવા સંસ્કૃતિના શ્રેષ્ઠત્વનું પ્રદર્શન કરવું—આવા વિજીત રાષ્ટ્રનો આત્મા જીતવાના એક કરતાં એક ચઢીઆતા, અસરકારક ઉપાયો છે.

તેથી પોતાની સંસ્કૃતિના શ્રેષ્ઠત્વના જોરથી મેળવેલો વિજય વિજેતા રાષ્ટ્રની દૃષ્ટિએ સંપૂર્ણ અને અપૂર્વ વિજય હોય છે. વિજેતા રાષ્ટ્ર પોતાના કરતાં બળમાં ચઢીઆતું છે અથવા બુદ્ધિના વિકાસની બાબતમાં ઘણુંજ ઉંચું છે—આવી ભાવના વિજીત રાષ્ટ્રના મનમાં ઉત્પન્ન થયેલી હોય તોપણ તેથી બ્હીવાનું કારણ નથી. પણ વિજેતાની સંસ્કૃતિ અમારા કરતાં શ્રેષ્ઠ છે એમ જો વિજીત રાષ્ટ્રને લાગે તો ત્હેનો વિનાશ નજીક આવ્યો સમજવો. જે વિજીત રાષ્ટ્રે પોતાની સંસ્કૃતિ છોડીને વિજેતાની સંસ્કૃતિ શ્રેષ્ઠ ગણીને સ્વીકારી હોય ત્હેને ફરીથી સ્વતંત્ર થવાની આશાજ નથી.

તેથી કેવળ તલવારના જોરથી આયર્લૅન્ડ તથા હિન્દુસ્થાન જીત્યા છતાં અંગ્રેજ સરકારે પોતાનો વિજય અપુરો માનીને સામ, દામ અને ભેદથી

આ બે રાષ્ટ્રનો આત્મા જીતવાનો પ્રયાસ માંડ્યો. પ્રથમ શારીરિક સામર્થ્યનો દૈર બતાવવાને માટે આયર્લેન્ડમાં શરૂઆત કરી. અંગ્રેજી રાજ્ય આયર્લેન્ડમાં કાયદેસર સ્થપાયેલું છે તેથી ત્હેની સામે વિરોધ કરનારનો નાશ થશે અને સંમતિ આપનાર ઉપર અનુગ્રહ થશે એમ સરકારે જાહેર કરીને પોતાનું નિગ્રહાનુગ્રહનું સામર્થ્ય બતાવવા માંડ્યું. બ્રિટિશ રાજ્યસત્તા સાવ અન્યાયથી અમારા ઉપર લાદી છે એમ ચોકખીરીતે જાહેર કરીને સરકારની સામે બંડ ઉઠાવનાર જે કેટલાક ભડવીર લોકો અને સરદારો હતા ત્હેમના ઉપર બ્રિટિશ તાજે ભારે શિક્ષા ફરમાવી અને પુષ્કળ ત્રાસ વર્તાવ્યો. અને ત્હેમની ધરપકડમાં મદદ કરનારાઓને ભારે બક્ષિસો આપી. જે આયરિશ સરદારોએ બ્રિટિશ સત્તા માન્ય કરી ત્હેમને મ્હોટી જાગીરો આપી. આમ આયરિશ રાષ્ટ્રના આત્મામાં બ્રિટિશરાજ્ય સામર્થ્યવાળું છે, એવી ભાવના પેદા કરવાના અંગ્રેજ સરકારે બહુ બહુ પ્રયત્ન કર્યા. હિન્દુસ્થાનમાં પણ એજ અંગ્રેજ સરકારે પોતાનું રાજ્ય સ્થાપ્યા પછી પોતાનું લશ્કરી સામર્થ્ય અને નિગ્રહાનુગ્રહની શક્તિ બતાવવાની શરૂઆત કરી. પોતાનું સ્વાતંત્ર્ય અંગ્રેજ સરકારના ચરણે અર્પણ કરવાનું મહદ્ (!) કાર્ય જે સરદારોએ અને વા સંસ્થાનિકોએ કર્યું ત્હેમના ગળામાં સરકારે માનની મ્હોટી મ્હોટી ચકતીઓ લટકાવીને ત્હેમને સરકારના દોસ્તો ગણાવ્યા. દોસ્ત શબ્દનો અર્થ બ્રિટિશ રાજનીતિકોષમાં આજ્ઞાંકિત ગુલામ છે એ તેઓને બહુજ મોડું માલુમ પડયું. જે સ્વાતંત્ર્યપ્રિય વીરોએ તે વખતે આ અન્યાયી પરરાજ્યની સામે માથું ઉંચકયું તેમને બંડખોરો ગણીને સફા કર્યા. અને થોડા વખત સુધી આ પ્રચંડ સામર્થ્યથી અંજાઇને લોકો અવાક્ બની ગયા.

પણ આવા ઉપાયોથી રાષ્ટ્રના આત્માની અંદર સળગતી નૈસર્ગિક સ્વાતંત્ર્યજ્યોત ઓછી જ હોલાય છે! આથી, વશ કરવાને માટે આટલો સિતમ ગુજાર્યા છતાં પણ આયરિશ રાષ્ટ્રને એમજ લાગતું કે 'અમે સ્વતંત્ર છીએ,' 'અમારો પ્રાચીન ઇતિહાસ વૈભવશાળી છે,' 'અમારી સંસ્કૃતિ તદ્દન નિરાળી અને ઉચ્ચ છે,' આવી ભાવના રાષ્ટ્રમાં જાગૃત હોવાથી આયરિશ રાષ્ટ્રે થોડા વખત પછી ન્હાનાં ન્હાનાં બંડો કરીને બ્રિટિશ રાજ્યનો અમે સ્વીકાર કરતા નથી એમ બતાવી દીધું.

હિન્દુસ્થાનમાં પણ આવીજ રીતે સત્તાવનના અરસામાં બળવો થયો. બળવો આખરે નિષ્ફળ નીવડ્યો, છતાં તેનાથી 'સ્વતંત્રતા એ અમારો જન્મસિદ્ધ હક છે,' 'અમે ત્હમારા કરતાં જુદા છીએ,' 'અમે ત્હમારૂં રાજ્ય નથી સ્વીકારતા' એમ હિન્દીરાષ્ટ્રે જાહેર કર્યું. આયર્લેન્ડ જેવા પ્રાચીન રાષ્ટ્રને નરી લશ્કરી શક્તિથી જીતવું મુશ્કેલ, કિંબહુના અશક્ય છે એમ સરકારને લાગ્યું અને તેથી પોતાનું બૌદ્ધિક સામર્થ્ય બતાવીને, પોતાની આધિભૌતિક સુધારણાનું પ્રદર્શન કરીને ત્હેની વડે આયર્લેન્ડનો આત્મા વશ કરવાના પ્રયત્નો થયા. સાથે સાથે આયર્લેન્ડના પ્રાચીન ઐતિહાસિક પ્રસંગોનું સ્મરણ કરાવે, આયર્લેન્ડના વૈભવશાળી સ્વરાજ્યનું ચિત્ર ખડું કરે એવાં સ્થળો અને એવી વસ્તુઓ હળવે હળવે અને છૂપી રીતે નષ્ટ કરવામાં આવી. હિન્દુસ્થાનમાં પણ આજ પ્રયોગોની પુનરાવૃત્તિ થઈ. પૂનામાં જે સ્વરાજ્યનાં સ્મારકચિન્હો હતાં, તે અજાયબ રીતે લોકોની નજર આગળથી અલોપ થઇ ગયાં. એક દિવસ બુધવારનો પેશ્વાનો રાજવાડો બળી ગયો એમ લોકોએ સાંભળ્યું. તેવીજ રીતે શનિવારનો રાજવાડો અને રેકર્ડ ઓફિસ પણ રાખ થઈ ગયાં! પણ આ સ્થળો ભસ્મીભૂત કરનાર અગ્નિનો પ્રેરક કોણ હતો એ તે વખતના ચતુર લોકો બરાબર કળી ગયા. બીજાં પણ એવાં ઐતિહાસિક સ્થળો હતાં ત્હેમનો ઉપેક્ષાથી નાશ કરવામાં આવ્યો. આ સ્થળોને બદલે બ્રિટિશના વિજયની શાખ પૂરે એવાં નવાં ભવ્ય મકાનો બંધાયાં, અને ત્હેની અંદર પોતાના વિજયનો વૈભવ બતાવીને જોનારને આંજી નાંખે એવા પદાર્થ રાખવામાં આવ્યા. આયર્લેન્ડમાં આબેહૂબ આવી સ્થિતિ ચાલતી હતી. દરેક ચીજ કે જેથી રાષ્ટ્રને પોતાના પ્રાચીન ઇતિહાસનું સ્મરણ

થાય ત્હેનો ઉચ્છેદ કર્યો. હાલના આયરિશ સ્વરાજ્યના મહૂંમ સેનાપતિ માઇકેલ કોલીન્સ આ બાબતની સરકારની કુટિલ નીતિનું નીચે પ્રમાણે વર્ણન કરે છે*:—

"અમારી આયરિશ સંસ્કૃતિ નાબૂદ કરવાનો એમનો ઇરાદો હતો. જે વસ્તુથી અમને અમારા ભૂતનું સ્મરણ થાય, જે વસ્તુથી અમે આયરિશ દૃષ્ટિબિંદુથી જોઈ શકીએ અને અમે અંગ્રેજોથી ભિન્ન છીએ એવો ખ્યાલ પોષી શકીએ, અને જે જે વસ્તુથી અમારી 'ગેલીક' સંસ્કૃતિ 'ગેલીક' રાષ્ટ્રીયત્વ, સ્વાતંત્ર્ય અને વૈભવની સ્મૃતિ મનમાં જાગૃત રહે તે તે બધી વસ્તુઓ નષ્ટ કરવાનો સરકારનો સંકલ્પ હતો."

આયર્લૅન્ડ બ્રિટિશ સત્તાના હેઠળનો એક પ્રાન્ત છે એવી કલ્પના આયરિશ લોકોમાં આવે એવી અંગ્રેજોની મુરાદ હતી. પણ જ્યાંસુધી આયરિશ ખેડૂતોના હાથમાં પોતાની સેંકડો વર્ષથી ભોગવેલી જમીન રહે ત્યાંસુધી એ વાત કેવી રીતે બને? આથી કપટનીતિના અનેક પ્રયોગો કરીને બ્રિટિશ સરકારે એવા કાયદાઓ પસાર કર્યા કે જેથી આયરિશ ખેડૂતોના હાથમાંથી બધી જમીન જતી રહી, અને એ પોતિકી જમીન ઉપર જ જમીનદારોની મહેરબાનીથી ભાડૂતી બની રહ્યા. પણ સરકારે આ ઉપાયથી જે કરવા ધાર્યું હતું ત્હેનાથી ઉંધું થયું. અમારી માલિકીની જમીન સરકારે અન્યાયથી છીનવી લીધી છે એમ માલુમ પડવાથી ખેડૂતોમાં ભારે ખળભળાટ થયો. ઠેકઠેકાણે જમીનદારોનાં ખૂન થવા લાગ્યાં. અને આખરે સરકારને 'બહાદુરીથી' પાછા હઠવું પડયું.

આ રીતે આવાબધા પ્રયત્નો જ્યારે નિષ્ફળગયા ત્યારે સરકારે આખરે ભેદનીતિના ભાથામાંથી છેવટનું, પોતાની સંસ્કૃતિનું શ્રેષ્ઠત્વ બતાવવાનું, બ્રહ્માસ્ત્ર બહાર કાઢયું અને ત્હેનો પ્રયોગ આયરિશ રાષ્ટ્ર ઉપર ચાલુ કર્યો: અને અજાયબ રીતે થોડાંક વર્ષની અંદર આ પ્રભાવશાળી અસ્ત્રે પોતાની અસર દાખવવા માંડી.

હિંદુસ્થાનમાં પણ આવી જ રીતે જ્યારે લશ્કરી સામર્થ્યનો પ્રભાવ ફોકટ નીવડયો અને જ્યારે બૌદ્ધિક તેજથી પણ હિન્દુલોકો અંજાતા નથી એવું માલમ પડયું ત્યારે સરકારે સંસ્કૃતિનો હુમલો કરવાનો છેલ્લો ઉપાય અમલમાં આણ્યો. મેકોલે સાહેબે રાજ્યસભાની અંદર એવું જાહેર કર્યું કે આ હિન્દુલોકોની સંસ્કૃતિ બહુ જ હીન છે, આ લોકોની પ્રાચીન વાઙ્મયનો સંગ્રહ અમારા પુસ્તકાલયના એક ખૂણાના એક કબાટની અંદર પણ સહેલાઈથી સમાવેશ થઈ શકે એવો છે, અને વળી આ લોકોના શાસ્ત્રગ્રંથો પણ વિચિત્ર અને ખોટી ખોટી કથાઓથી ભરેલા છે. એમાં ઘણે ભાગે ઊંચા રાક્ષસોની અને ભયંકર ભૂતોની વાતો છે, અને તેમાં ભાગ્યે જ કંઇ શાસ્ત્રજ્ઞાન છે. ત્હેના કરતાં ઈંગ્લેંડની એક નિશાળની છોકરી પણ વધારે જાણતી હશે. એટલે આખરે મેકોલે સાહેબે એમ પ્રતિપાદન કર્યું કે હિન્દુલોકોની પ્રાચીન સાહિત્ય અને શાસ્ત્રોની નિશાળો બંધ કરીને ત્હેના બદલામાં અંગ્રેજી સાહિત્ય અને ભૌતિકશાસ્ત્રનું જ્ઞાન આપનારી નિશાળો ખોલવી જોઇએ. આ ઠરાવ સરકારે માન્ય કર્યો અને તરત જ આખા દેશમાં અંગ્રેજી નિશાળોની સ્થાપના થઈ. એમાં વિદ્યાર્થીઓ વધારેને વધારે દાખલ થાય તેથી થોડું અંગ્રેજી શિક્ષણ લેનારને પણ મ્હોટી મ્હોટી માનની અને હોદ્દાની જગાઓ આપવામાં આવી. થોડાક દિવસમાં અંગ્રેજી ભાષાએ નિશાળમાંથી પ્રાચીન સંસ્કૃતભાષા અને દેશીભાષાઓને પદભ્રષ્ટ કરી. સંસ્કૃતિનું મહાદ્વાર જે સ્વભાષા તે આવી રીતે

* "To her purposes Irish civilization was to be completely blotted out. Everything that tended to remind us of the past, everything that tended to retain our Irish outlook, everything that helped to keep us as distinct people, everything that tended to keep alive in us memories of our Gaelic civilization and Irish nationality, freedom and prosperity was to be obliterated."

મશગુલ હોવાથી ધાર્મિક બાબતમાં ઉદાસીન રહે છે. વળી સમૃદ્ધિમાન પરકીય રાજ્યકર્તાઓનું અનુકરણ કરવાથી આર્થિક ફાયદો થવાની ઘણી લાલચ હોવાથી ધાર્મિક અને સામાજિક બાબતોમાં તેઓ વિજેતાઓનું અનુકરણ કરવા લલચાય છે. આવા અર્થને અથવા કામને કાજે સ્વસંસ્કૃતિચ્યુત અથવા ધર્મભ્રષ્ટ બનેલા લોકોના દાખલા દરેક દેશના ઇતિહાસમાં છે. પોતાની 'પ્રેક્ટીસ' વધે તેટલા માટે યુરોપિયન લોકોની સાથે મિત્રાચારી બતાવનારા અને આચારવિચારોમાં ત્હેમનું અનુકરણ કરનારા વકીલો અને ડૉક્ટરો, તેમ જ પોતાની કંપની લોકોને યુરોપિયન લાગવાથી ત્હેની કમાણી વધારે થાય તે માટે ત્હેનું હિન્દુ નામ ઉકી નાંખી યુરોપિયન નામ જેવું બતાવનારા ધંધાદારીઓ પણ અહિં ઘણા છે. આવા અર્થપિપાસુઓને પોતાની માતાના જેવો પૂજ્ય અને આદરણીય એવો સંસ્કૃતિરૂપ ધર્મ ત્યાજ્ય લાગે એમાં શી નવાઇ ? પણ ગામડાંના લોકોની મનોવૃત્તિ અને ધર્મભાવના આટલાં શિથિલ નહોતાં. તેથી સ્વદેશનું રાજકીય સ્વાતંત્ર્ય નષ્ટ થતી વખતે જો કે તેઓ ઉદાસીન રહ્યા હતા તોપણ શહેરોને કબજામાં લઇને પરસંસ્કૃતિ જ્યારે ગામડાંઓ ઉપર હુમલો કરવા આવી ત્યારે તેઓ સફાળા ઝબકી ઉઠયા અને જાણે પોતાની જાન ઉપર સંકટ આવી પડયું હોય એવી તીવ્ર ભાવનાથી તેઓ આંગ્લાયિત સુશિક્ષિતોની સામે ઉભા થયા. થોડાક દિવસની અંદર સુધારક અને જુના મતના એવા બે પક્ષો થયા. આ પક્ષોનો ખરો અર્થ તે વખતે તો એવો હતો કે એક પક્ષ પરસંસ્કૃતિનો પૂરેપૂરો સ્વીકાર કરનારો હતો, અને બીજો પોતાની સંસ્કૃતિનું સંરક્ષણ કરનારો હતો. સંસ્કૃતિનું સરક્ષણ અલબત્ત હોવું જોઇએ પણ તે સંસ્કૃતિના વૈશિષ્ટ્યને કાયમ રાખીને. પણ તે વખતના સુધારકો રાષ્ટ્રના પ્રકૃતિધર્મ વિષે વિલક્ષણ બેદરકારી બતાવીને ત્હેની પ્રકૃતિને ન ફાવે એવા પરસંસ્કૃતિના 'ડોઝ' આપવા મંડ્યા. તેથી આખરે આ રાષ્ટ્રરોગ ચિકિત્સકોને 'Pray, prescibe to your enemies' (ભાઇસાહેબ, હ્મ.રી આ દવા ત્હમારા દુશ્મનને આપો) એમ લોકોને કહેવા વારો આવ્યો. સ્વસંસ્કૃતિને ખુલ્લી હવા મળવા સારૂ જનતાનો આત્મા તડફડતો હતો અને આ સુધારક બહાદુરો ત્હેને પરકીય સંસ્કૃતિના ઉષ્ણગૃહ (Hothouse) માં પૂરી નાંખવા ધારતા હતા. જનતાની આ કફોડી સ્થિતિ જોઇને અને ત્હેની કરૂણ ચીસ સાંભળીને આ અણીને વખતે ત્હેને યોગ્ય દવા આપવા કેટલાક પીયૂષપાણી અને ક્રિયાકુશલ રાષ્ટ્ર ધન્વંતરી બહાર આવ્યા. ત્હેમાંથી મુખ્ય બંગાળમાં સ્વામી વિવેકાનંદ, પંજાબમાં સ્વામી દયાનંદ અને મહારાષ્ટ્રમાં ચિપળુણકર શાસ્ત્રી અને લો. મા. તિલક હતા. આ શ્રેષ્ઠ પુરૂષોએ પોતાની સંસ્કૃતિ અથવા ધર્મ ઉચ્ચ છે એમ જગતની આગળ સિદ્ધ કરી બતાવ્યું. પણ ધારો કે તે ઉચ્ચ ન હોય અને પરધર્મ ઉંચો હોય તોપણ તે આપણા માટે ભયાવહ છે એમ તેઓએ જણાવ્યું. પોતાના ધર્મમાં કંઇ ફેરફાર કરવાનો હોય અથવા પોતાની નિર્બળ અને સડેલી રૂઢી દૂર કરવાની હોય તો તે બધું પૂર્વ પરંપરા છોડયા વિના કરવું જોઇએ એમ તેઓ કહેતા. ટુંકમાં અત્યારસુધી પોતાનો ધર્મ હીન માનીને લોકો જે શરમાતા અને માથું નીચે નમાવતા તે એ શ્રેષ્ઠ પુરૂષોનો 'उत्तिष्ठत जाग्रत' નો સ્ફૂર્તિદાયક સંદેશો સાંભળીને જાગૃત થયા અને 'ટટાર' ઉભા રહ્યા. થોડાક દિવસની અંદર રાજકર્તાના આશ્રયથી લડનાર સુધારકોની સ્વધર્મઘાતક પ્રવૃત્તિ ઠંડીગાર બની ગઇ. સ્વધર્મજાગૃતિદ્વારા દેશનો ઉદ્ધાર નક્કી થશે એવાં સ્પષ્ટ ચિન્હો દેખાવા લાગ્યાં.

આયર્લૅન્ડમાં પણ પરસંસ્કૃતિનો હુમલો ગામડાં સુધી જતાંજ લોકો ખળભળી ઉઠયા. ગામડાંઓમાં કંઇ નવીન જાગૃતિનો સંચાર થયો. આ જાગૃતિને યોગ્ય વલણ આપીને શહેરોમાં પણ સ્વસંસ્કૃતિની પુનઃસ્થાપના કરવા સારૂ અનેક આયરિશ દેશવીરો આગળ આવ્યા. સ્વભાષા એ સ્વસંસ્કૃતિની અથવા સ્વધર્મની ચાવી છે એમ તેઓ જાણતા હોવાથી ત્હેમણે પ્રથમ માતૃભાષાનો ઉદ્ધાર કરવાનો ઉદ્યમ આરંભ્યો.

આ માતૃભાષાના ઉદ્ધારકોમાં આર્થર ગ્રીફીથ મુખ્ય હતા. ૧૮૯૩ માં ત્હેમણે આયર્લૅન્ડમાં 'ગેલીક લીગ'ની

સ્થાપના કરી. માતૃભાષાની સર્વાંગ ઉન્નતિ એ આ સંસ્થાનું ધ્યેય હતું. ઉપર કહ્યું છે કે તત્કાલીન આયરિશ સુશિક્ષિતોએ માતૃભાષામાં ખાનગી વ્યવહાર કરવાનું પણ છોડી દીધું હતું. આપણા દેશમાં પતિ-પત્નીનો વ્યવહાર સુદ્ધાં અંગ્રેજીમાં ચાલે એવા ઘણા થોડાજ દાખલા હશે, પણ આયર્લેન્ડમાં તો એ સ્થિતિ ઘેરઘેર હતી. એટલે આયરિશ દેશભક્તોને માતૃભાષાનો ઉદ્ધાર કરવામાં કેટલાં કષ્ટ પડ્યાં હશે એની પૂરી કલ્પના પણ આપણે કરી શકવાના નથી. પણ આવું મહા કઠિન કામ પણ ગ્રીફીથ અને ત્હેના અનુયાયીઓએ મહાખંતથી દશપંદર વર્ષ ચલાવ્યું, અને તેટલી અવધિમાં લીગની શાખાઓની જાળ આખા દેશભરમાં ફેલાઇ. માતૃભાષા ઉપર સાચો પ્રેમ ધરાવનાર હજારો સુશિક્ષિત તરુણો બહાર પડ્યા અને તેઓએ દુઃખી અને ભગ્ન હૃદય થઇને, ગામડાંનાં ગરીબોના ઝુંપડામાં જઈને વસેલી પોતાની પ્રેમાળ માતૃભાષાને શહેરોની મ્હોટી મ્હોટી હવેલીઓમાં અને સાર્વજનિક સભાસ્થાનોમાં આદરપૂર્વક બહાર આણી. પ્રસિદ્ધ રાષ્ટ્રવીર મેકસ્વીની અને ત્હેના મિત્રોએ એક ખાનગી મંડળ સ્થાપ્યું. ત્હેનો દરેક સભાસદ 'ગમે તે થાય તોપણ હું માતૃભાષામાં જ વ્યવહાર કરીશ' એવી પ્રતિજ્ઞા લેતો. આ પ્રતિજ્ઞાના ચિન્હ તરીકે તે પોતાની આંગળીએ વીંટી રાખતો. ભૂલથી પણ મ્હોંમાં અંગ્રેજી શબ્દ આવે તો તે દંડ આપતો. આવી રીતે ઘણાં વર્ષ સુધી આયરિશ તરુણોએ માતૃભાષાની ભક્તિયુક્ત ઉપાસના કરી અને ત્યારે તે પ્રસન્ન થઇ, અને ત્હેના પ્રસાદથી સ્વધર્મ દેવતા પણ સંતુષ્ટ થયા, અને તે પછી રાષ્ટ્રનો ઉદ્ધાર કરવામાં તેમને જરાયે વાર લાગી નહિ. થોડીજ વારમાં તેઓ સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ઉભા થયા. ઇંગ્લેંડની સામે સ્વાતંત્ર્ય યુદ્ધ ૧૯૧૬ માં જાહેર કર્યું. આ યુદ્ધમાં તેઓ હાર્યા પણ ત્હેમની સ્વતંત્રતાની તૈયારી કેટલી હતી એનો ખ્યાલ ત્હેના ઉપરથી લોકોને આવી ગયો. માઇકેલ કોલીન્સ લખે છે* કે:—

"જે જે અંગ્રેજી તે તે આદરણીય અને જે જે આયરિશ તે તે નીચ અને હલકું એવી ખોટી કલ્પનાથી મુક્ત થતાં અમને ઘણીવાર લાગી. હજી પણ આયરિશ છાપાંઓમાં જ્યારે અમારા નવસંપાદિત સ્વાતંત્ર્યનાં લખાણ થાય છે ત્યારે તેજ છાપાંનાં અગ્રલેખોમાં અંગ્રેજી સમાજના અને તવંગર અંગ્રેજ અમથાભાઇના ઘરનાં જન્મલગ્નનાં વૃતાન્તો આવે છે. ધીમે ધીમે અમે અમારા દુઃખનું કારણ જાણવા લાગ્યા અને અમને ખ્યાલ આવ્યો કે જો અમે આર્થિક સ્વાતંત્ર્ય ચાહતા હોઇએ તો અમારે રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય જોઇએ, અને જો અમે આત્મિક સ્વાતંત્ર્ય ઇચ્છતા હોઈએ તો પણ અમારે સ્વતંત્ર થવું જોઇએ."

આપણા દેશમાં પણ ઉપર કહેલા શ્રેષ્ઠ પુરુષોએ આરંભેલા મહાભારત પ્રયત્નોનું સુભગ ફળ થોડાંક વર્ષોમાં દેખાવા લાગ્યું. બંગભંગની હિલચાલ જો કે રાજકીય સ્વરૂપની હતી તોપણ હિન્દની સ્વધર્મજાગૃતિનું જ તે એક પરિણામ હતું. ૧૯૦૯ ની સાલના 'કર્મયોગિન્' પત્રમાં મહાશય અરવિન્દઘોષે

---

* Only slowly and labouriously do we turn in our chains and struggle to free ourselves from the degrading lie that what is English is necessarily respectable and what is Irish low and mean.

Even at this day when our papers are writing of our newly won freedom they continued to announce in their leading columns the movements of the English society and the births and marriages of upper-class English nonentities. We granduaily awoke to the cause of our miseries and we grew to learn that if we would be economically free we must be nationally free and if we would be spiritually free, we must be nationally free.

'આપણી હિલચાલ ધાર્મિક સ્વરૂપની છે, રાજકારણ ત્હેનો એક માત્ર ભાગ છે !' એમ સ્પષ્ટ જણાવ્યું હતું. રાષ્ટ્રીયતા અને ધાર્મિકતા (Nationalism and Spiritualism ) આ બે શબ્દો તેઓ સમાનાર્થક માનતા. ધર્મ શબ્દમાં રાજકીય, સામાજિક, નૈતિક, આર્થિક વિ. બધી બાબતો આવી જાય છે તેથીજ સંસ્કૃતિના બદલે અમે અત્રે સ્વધર્મ શબ્દ ઘણે ઠેકાણે યોજ્યો છે. ૧૯૦૯ ની સાલમાં રાષ્ટ્રધર્મને વ્યાપક સ્વરૂપ આપીને ત્હેનો ઉદ્ધાર કરવાનું જે કાર્ય તત્કાલીન આગેવાનોએ આદર્યું હતું તેજ કાર્ય અત્યારે અસહકારને નામે મહાત્માજીએ વિરાટ સ્વરૂપમાં આગળ ચલાવ્યું છે. પણ હાલની અને પહેલાની હિલચાલમાં એક મ્હોટો ફરક છે. પહેલાનીમાં રાજકારણને પ્રાધાન્ય મળતું ત્યારે અત્યારની હિલચાલમાં સ્વધર્મજાગૃતિને વધારે મહત્ત્વ આપવામાં આવે છે. અત્યારની હિલચાલનું મંગલસૂત્ર **उद्धरेदात्मनात्मानम्** । છે અને **यतो धर्म ततः जयः।** એ ત્હેની ફલશ્રુતિ છે. તેથી આ હિલચાલનું અસહકાર એ નામ અન્વર્થક પણ નથી તેમજ શ્રવણરમણીય પણ નથી. ત્હેના બદલામાં આત્મોદ્ધાર અથવા ધર્મસ્વાતંત્ર્ય એવું કંઇ નામ આપવામાં આવે તો વધારે સારૂં. પણ **न नाममात्रे विदुषां विवादः** ધર્મજાગૃતિ એ આ ચળવળનું રહસ્ય છે. સર જોન વુડ્રૉફે Is India Civilized ? નામના પોતાના પુસ્તકમાં અપેક્ષા કર્યા મુજબ, આંગ્લ સંસ્કૃતિવડે હિન્દની સંસ્કૃતિનો નાશ કરીને પોતાનું રાજ્ય અહિં ચિરંજીવ કરવા ઇચ્છનારની સામે આ હિલચાલ એ હિન્દનો સચોટ જવાબ છે. હિન્દસંસ્કૃતિ ઉપર જે ઘાત આવી હતી તે જતી રહી. હવે ધર્મસંરક્ષણ કરતાં રાજકીય સ્વાતંત્ર્યને થોડીવાર લાગે તોપણ બ્હેતર ! ગયાં બે ત્રણ વર્ષમાં આ આત્મોદ્ધારની હિલચાલે પ્રમાણમાં ઘણી જ પ્રગતિ કરી કહેવાય. એ ખરૂં છે કે હજીપણ પરસંસ્કૃતિની અસર પરાવલંબિતા વિગેરેનું આપણામાંથી પૂરેપૂરૂં ઉચ્ચાટન નથી થયું. હજીપણ હજારો રૂપીઆ ખરચીને વિલાયત જઇ ત્યાં બી. એ., બેરિસ્ટર અથવા ડોકટરની સુખસાધ્ય પદવી લઇ પાછા આવેલા પ્રતિષ્ઠિતો, 'સોળ વર્ષ ઉપરનો છોકરો વિલાયત ન જતાં જો અહિં જ રહ્યો તો કાયમનો જંગલી થયો એમ સમજો' એવાં જંગલી વિધાનો કરે છે. તોપણ ત્હેમની આ ગંભીર શોધને હાજીહા કહેનારા ભોળા લોકો હવે સમાજમાં નથી રહ્યા. હજીપણ ખુદ રાષ્ટ્રીય વિદ્યાલયોમાંના અધ્યાપક અથાગ શૌર્યના દાખલા તરીકે શિવાજીના પ્રસિદ્ધ સેનાપતિ બાજી પ્રભુની વાત ન કહેતાં થર્મોપોલીની ખીણમાંના ગ્રીકસૈનિકોની વાત કહે છે. પણ સાંભળનારાતો 'અરેરે, બાજીપ્રભુ પાસે છતાં પણ ત્હેમને યાદ નથી આવતો' એમ કહીને ટીકા કરે છે. પરસંસ્કૃતિનાં દર્શક થોડાંક ચિન્હો હજી પણ દેખાય છે. પણ કાલિદાસે કહ્યા પ્રમાણે તે—

अङ्गारशेषस्य हुताशनस्य पूर्वोत्थितो धूम इवावभासे ।

પરકીય સત્તા અને પરકીય સંસ્કૃતિએ દેશને જે આગ લગાડી હતી તેતો શમી ગઇ છે પણ ત્હેનો પહેલેથી જ ઉપર આવેલો-આ ધુમાડો છે.

ગઇ બે પેઢીના તથા હાલના શ્રેષ્ઠ મહાપુરૂષોએ પ્રખર તપશ્ચર્યા કરીને મેળવેલું આ ધર્મોદ્ધારનું ધન વર્તમાન પેઢીના લોકો સાચવશે અને પોતે પણ ધર્મવિકાસના રચનાત્મક કાર્યક્રમની તપશ્ચર્યા કરીને સ્વરાજ્યની પ્રાપ્તિ કરી લેશે તો દેશનું સૌભાગ્ય કહેવાશે. પણ જો અલ્પ લાભના આનંદથી ઘેલા બનીને તેઓ સ્વકર્તવ્યનું ભાન ભૂલી જશે તો હાલના તેમજ આગળના ધર્મોદ્ધારક ઋષિઓને વ્યાસ મહર્ષિની પેઠે ત્હેમને ઉલ્લસ્ટેલો ઇશારો આપવો પડશે કેઃ—

उर्ध्वबाहुर्विरौम्येष नच कश्चिच्छृणोतिमाम् ।
धर्मादर्थश्च कामश्च न धर्मः किं सेव्यते ॥
न जातु कामान्न भयान्न लोभात् ।
धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ॥
धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये
जीवो नित्ये हेतुरस्य त्वनित्यः ॥

રામચંદ્ર બળવંત આઠવલે

# અસહકારનો અંતરાત્મા

અસહકારની લડતના ઇતિહાસમાં બારડોલી હમેશાં અમર સ્થાન ભોગવશે. જે બારડોલીમાં અસહકારની લડતના છેલ્લા પાસા નંખાવવાના હતા તેજ બારડોલીમાં ઘડાયેલા રચનાત્મક કાર્યક્રમે અસહકારની લડતને નવીન સ્વરૂપ આપ્યું. ચૌરીચૌરાનાં રમખાણ અગાઉ બારડોલીમાં માનવજાતિએ નહિ અનુભવેલી સામુદાયિક સત્યાગ્રહની લડત શરૂ થવાની હતી અને આખા બ્રિટિશ સામ્રાજ્યની આસુરી સત્તા સામે સુરત જીલ્લાના એક ન્હાનકડા તાલુકાની પ્રજા કેસરિયાં કરવા નીકળી પડવાની હતી. પરંતુ તે અદ્ભૂત લડત શરૂ કરવાનો લ્હાવો બારડોલીને ન મળ્યો અને ત્યાંની પ્રજા નાસીપાસ થઇ. જ્યારે મહાત્માજીએ બારડોલીમાં શરૂ થવાના સત્યાગ્રહના રણશિંગાનો નાદ એકદમ બંધ કર્યો, ત્યારે કોઇને ખબર ન હતી કે એજ બારડોલીની પુનિત થયેલી ભૂમિમાં જ એવો કાર્યક્રમ ઘડાવાનો છે કે જેથી બારડોલીનું નામ ઇતિહાસમાં અમર રહી જશે. જે બારડોલી અસહકારની લડતની અંતિમ અવસ્થાનો પ્રયોગ કરવાનું હતું તે જ બારડોલીમાં મહાત્મા ગાંધીએ તે લડતને તેનું શ્રેષ્ઠ સ્વરૂપ આપ્યું. પરંતુ વિચિત્ર વાત એ છે કે એજ કાર્યક્રમમાં પ્રજાને તેમજ કેટલાક નેતાઓને રસ પડતો નથી. જે કાર્યક્રમમાં પ્રજાને સ્વરાજ્ય માટે તૈયાર કરવાની અજબ શક્તિ સમાઈ છે તેજ કાર્યક્રમથી અસ્વારે પ્રજા અને નેતાઓ કંટાળી ગયેલા લાગે છે. વધારે વિચિત્ર અને નવાઇભરેલી વાત તો એ છે કે જે કાર્યક્રમમાં અસહકારની ચળવળનાં શ્રેષ્ઠ તત્વો ગુંથાયાં છે તેજ કાર્યક્રમમાં પ્રજા નિષ્ફળતા અને નિરાશાનાં ચિન્હ દેખી રહી છે. બારડોલી રચનાત્મક કાર્યક્રમ વિષે ઉત્પન્ન થયેલો આ વિચિત્ર વિરોધાભાસ સર્વેને મુંઝવી રહ્યો છે, અને એ કાર્યક્રમના મહાન્ કર્તાની ગેરહાજરીમાં પ્રજાને તેમજ નેતાઓને કંઇ માર્ગ સૂઝતો નથી.

પરંતુ આ પ્રશ્નને આપણે તદ્દન નિષ્પક્ષપાત રીતે તપાસીશું તો તે વિષે ઉત્પન્ન થયેલા આ વિચિત્ર વિરોધાભાસનાં કારણો સૂઝી આવશે. રાષ્ટ્રીય મહાસભાએ રાજકીય ચળવળ ઉપાડી ત્યારથી તેની સર્વ પ્રવૃત્તિના પાઠો નેતાઓ પશ્ચિમની પ્રજા પાસેથી શીખ્યા. અત્યાર સુધી આપણી રાષ્ટ્રીય ચળવળમાં રાજકીય તત્વો પ્રધાનપદ ભોગવતાં અને તેમાં તાત્કાલિક પરિણામની આશા રાખીનેજ સર્વ કામ થતું. રચનાત્મક કાર્યક્રમમાં આવાં ઉત્તેજક અને પ્રદર્શક તત્વો નથી અને તેનાં પરિણામ પણ એકદમ નથી દેખાતાં, છતાં તે કાર્યક્રમદ્વારા પ્રજાની સ્થિતિમાં સચોટ અને અસરકારક પરિવર્તન થઈ રહ્યું છે, જો કે તે સાધારણ રાજકીય ચળવળો માફક એકદમ પ્રકાશમાં નથી આવતું. આથી જ તે કાર્યક્રમમાં પ્રજાની શ્રદ્ધા બહુ વખત ટકી રહેતી નથી અને રસાકસી તથા ઝપાઝપીના પ્રસંગો ખોળવા નેતાઓ અધીરા થઇ જાય છે. જ્યાં સુધી બારડોલીના રચનાત્મક કાર્યક્રમ પર કેવળ રાજકીય દ્રષ્ટિ ફેંકાય છે ત્યાં સુધી તે કાર્યક્રમ તદ્દન મોળો અને રસહીન લાગશે, અને એનું સાચું-રહસ્ય ઢંકાયેલું રહેશે. તેથી મહાત્મા ગાંધીના

કારાવાસ પછી નિરાશા અને નિષ્ફળતાના જે ધ્વનિ સંભળાઈ રહ્યા છે તેનું કારણ જ એ છે, કે રચનાત્મક કાર્યક્રમવાળા અને રાજકીય ભાવનાવાળા નેતાઓ વચ્ચે મ્હોટો ભેદ પડી ગયો છે. બાબુ રામાનંદ ચેતરજી લખે છે તે પ્રમાણે અત્યારે અસહકાર જેવી સર્વવ્યાપક ચળવળને ગાંધીજીના ઘણા અનુયાયીઓ કેવળ રાજકીય દૃષ્ટિએજ નિહાળી રહ્યા છે, અને તેનાં રચનાત્મક તથા ધાર્મિક તત્વોની કેટલાક હાંસિ કરી રહ્યા છે.*

જેઓ અસહકારની આખી લડતને કેવળ રાજકીય ક્ષેત્રમાંજ સમાવી દેવા ઇચ્છે છે તેઓ મહાત્મા ગાંધીજીની ભાવનાઓ તેમજ આદર્શો બિલકુલ સમજ્યા જ નથી, અને અસહકારની લડતના આશ્રય નીચે તેના સિદ્ધાન્તથી તદન પ્રતિકૂળ પ્રવૃત્તિઓ ખોળવાનો તેમને હક નથી. બારડોલીમાં ઘડાયેલા રચનાત્મક કાર્યક્રમમાં રાજકીય તત્વોને જે ગૌણપદ આપવામાં આવ્યું છે તેમાંજ તે કાર્યક્રમની ખરી ખૂબી અને સાચી મહત્તા પ્રકાશી ઉઠે છે. હિન્દની રાષ્ટ્રીય ચળવળમાં મહાત્મા ગાંધીજીને જેમ જેમ વધારે અનુભવ મળતો ગયો તેમ તેમ તેમને સંપૂર્ણ ખાત્રી થતી ગઇ કે ભારતની પ્રજાનાં દુઃખો તેની રાજકીય પરાધીનતામાંજ સમાઈ નથી જતાં. જે પ્રજાપર સેંકડો વર્ષોની ગુલામીનાં અનેક પડ ચડતાં ગયાં છે તે પ્રજામાં દરેક દિશાથી સડો પેસતો ગયો છે; અને જ્યારથી બ્રિટિશ સરકારની ધુંસરી પ્રજા પર નંખાઇ છે ત્યારથી પ્રજાની સંસ્કૃતિના ભીતરમાં પણ સડો પેઠો છે. રચનાત્મક કાર્યક્રમ ઘડી ગાંધીજીએ આખરે પ્રજા સમક્ષ એવી સર્વદેશીય પ્રવૃત્તિઓ મૂકી છે કે જેથી પ્રજાની સર્વાંગ ઉન્નતિ એકી સાથે થઇ શકે. જેઓ રચનાત્મક કાર્યક્રમનું આ વિશાળ સ્વરૂપ સમજી શક્યા નથી તેમને તે કાર્યક્રમમાં ઉત્સાહ ન આવે એ સ્વાભાવિક છે. રચનાત્મક કાર્યક્રમ અસહકારની લડતનું એક મુખ્ય અંગ છે, અને તેથી "સ્વાશ્રય" અને આત્મશુદ્ધિનાં તત્વો તેમાં સમાયાં છે. રાષ્ટ્રીય મહાસભાએ બ્રિટિશ સલ્તનત સામે અસહકાર પોકારી સ્વરાજ્યની લડતમાં સ્વાવલંબન પ્રવૃત્તિનેજ વળગી રહેવાની ભારે જવાબદારી વ્હોરી લીધી છે. સરકારની અનેક સંસ્થાઓનો ત્યાગ કર્યા પછી તેવાજ પ્રકારની રાષ્ટ્રીય સંસ્થાઓની સ્થાપના અનિવાર્ય થઇ પડે છે. સરકારની સંસ્થાઓ વિરૂદ્ધ ખંડનાત્મક પ્રવૃત્તિઓ ઉપાડી લીધા પછી જો પ્રજા રચનાત્મક કાર્યક્રમમાં પ્રવૃત્ત થતાં પ્રમાદ દાખવે તો અસહકારની લડતને વિખરાઇ જતાં સહેજ વાર પણ ન લાગે. બારડોલીનો રચનાત્મક કાર્યક્રમ ઘડી ગાંધીજીએ અસહકારની લડતને તેની બીજી અવસ્થામાં મૂકી છે, અને તેમાં પ્રજા તેટલોજ ઉત્સાહ દાખવશે તોજ અસહકારની લડતની યોગ્ય પૂર્ણાહુતિ થશે.

પરંતુ દરેક વિપ્લવ વખતે જે મ્હોટો ભય સર્વ ઠેકાણે ઉત્પન્ન થાય છે તેજ ભય અત્યારની રાષ્ટ્રીય ચળવળમાં માલમ પડે છે. ડેલસ્લી બર્ન્સ નામના લેખક લખે છે તે પ્રમાણે વિપ્લવની શરૂઆતમાં સર્વ તૈયારીઓ કરી પ્રજા આળસુ બની જાય છે, અને ખરું કામ કરવા તરફ બેદરકાર રહે છે. રચનાત્મક કાર્યક્રમ પ્રતિ બેદરકારી બતાવી આપણે અસહકારનાં શ્રેષ્ઠ તત્વોને વેડફી નાંખીએ છીએ, અને સુંદર રીતે શરૂ થએલા વિપ્લવના આપણે જાતે જ

* "But since his (Mahatma Gandhi's) imprisonment many *among its so-called* adherents have openly scoffed at the idea of its being taken as a religious or *spiritual* movement. But whether its leading exponents scoff at its spiritual or social aspect or not, it *is clear that with them* the emphasis lies on its political character."

(The Modern Review, January, 1923)

* The danger is that having prepared the ground, the people may fall asleep; for the reorganising of society requires vigilance not only against reactionaries but against incompetent good intentions.

Principles of Revolution, P. 126

મહાન શત્રુ બનીએ છીએ. સૈંકડો વર્ષની ગુલામીને લીધે પ્રજામાંથી વ્યવસ્થાશક્તિ, સંઘબળ અને સહકારવૃત્તિ ખૂટી ગયાં છે, અને તેથીજ એ સર્વ ગુમાવેલી શક્તિ પાછી મેળવવા ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમ પ્રજા આગળ મૂક્યો છે. ખાદીપ્રચાર, રાષ્ટ્રીયશિક્ષણ, અસ્પૃશ્યતાનિવારણ, દારૂનિષેધ વગેરે રચનાત્મક પ્રવૃત્તિઓ ઉપાડી લઇ પ્રજા વ્યવસ્થાશક્તિ અને સંઘબળના અમૂલ્ય પાઠ સ્હેલાઇથી શીખી શકે છે. ખાદીપ્રચારથી લાખો ગામડાંમાં રેંટીઓ ફરીથી શરૂ થશે; અને જો પ્રજા બે ત્રણ વર્ષમાં સ્વરાજ્યમંત્ર અને રેંટીઆને કરોડો મનુષ્યોમાં પહોંચાડી શકશે તેનાં સંઘબળ અને વ્યવસ્થાશક્તિ આગળ ગમેતેટલી તાકાતવાળું સામ્રાજ્ય પણ ઝૂકી રહેશે. ગાંધીજી લખે છે તેમ "જો કરોડો માણસ પરદેશી કાપડ વાપરવાની ના પાડશે, અને ઘેર બનેલી સાદી ખાદીથી સંતોષ માનશે, તો ખરેખર પ્રજાની યોજનાશક્તિ, ઉદ્યમ, સહકારવૃત્તિ અને સ્વાર્થત્યાગનો એ સચોટ પૂરાવો થઇ પડશે, અને જ્યારે એ ગુણો આપણે શીખી લેઇશું ત્યારે જગતમાં ગમે તે વસ્તુ પ્રાપ્તકરવાની તાકાત આપણે મેળવી હશે. રાષ્ટ્રીય એકતાનું તે વખત સુંદર પ્રદર્શન થશે.+" રાષ્ટ્રીય શિક્ષણની પ્રવૃત્તિ હાથમાં લઇને લાખો રાષ્ટ્રીય શાળાને નિભાવવાની શક્તિ પ્રજા કેળવશે અને રાષ્ટ્રીય શિક્ષણની સુન્દર વ્યવસ્થાથી સરકારી શાળાઓની પ્રતિષ્ઠા ઝાંખી પાડશે. અંત્યજોદ્ધાર, દારૂનિષેધ અને ગ્રામસમિતિની પ્રવૃત્તિઓ ઉપાડી લઇ સમાજની પુનઃઘટના કરવાની વ્યવસ્થાશક્તિ પ્રજા ખીલવશે ભારતીય સંસ્કૃતિના મૂળ તેનાં ગામડાંમાં નંખાયાં છે અને બ્રિટિશ સરકારના રાજ્યમાં તે ગામડાંઓ ખખડીજવાં લાગ્યાંછે. આથી આપણી આર્ય સંસ્કૃતિ પડતી દશામાં આવી પડી છે. રચનાત્મક કાર્યક્રમની ખૂબીજ એ છે કે એ છિન્નભિન્ન થઇ જતાં ગામડાંઓમાં તે કાર્યક્રમ નવજીવન રેડી શકે છે, અને ફરીથી તે ગામડાંઓને હજારો જુલમની સામે ટક્કર ઝીલવાની શક્તિ આપી શકે છે. અસહકારની ચળવળનો મુખ્ય આધાર ગામડાંઓ પર છે, અને તેથીજ એ ગામડાંઓની પુનઃઘટના કરવા ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમ ઘડી કાઢ્યો છે. આવી રીતે તપાસતાં આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ કે 'પ્રજામાં વ્યવસ્થાશક્તિ, સંઘબળ અને સહકારવૃત્તિ થોડાજ સમયમાં પ્રગટ કરવાની અદ્ભૂત શક્તિ બારડોલીમાં ઘડાયેલા રચનાત્મક કાર્યક્રમની સર્વ પ્રવૃત્તિઓમાં સમાયેલી છે. પરંતુ બારડોલી કાર્યક્રમની આ સર્વ ખૂબીઓ છતાં તેની પ્રવૃત્તિઓ શાંત, અને રસાકસીના પ્રસંગો વિનાની છે, એટલે પ્રજાને તેમજ નેતાઓને તેમાં રસ પડતો નથી. ખંડનાત્મક પ્રવૃત્તિઓની ધામધૂમ અને ઘોંઘાટ તેમજ સરકાર પર સીધા ઉપરાઉપરી પ્રહાર કરવાની તક, રચનાત્મક કાર્યક્રમમાં આપણને નથી મળતાં, એટલે તેની પ્રવૃત્તિઓ તરફ આપણે દુર્લક્ષ રહીએ છીએ. શાંત તથા રસહીન દેખાતા કાર્યક્રમમાં રોકાવા તરફ નેતાઓ તેમજ પ્રજાનો અણગમો, એજ આપણી મ્હોટામાં મ્હોટી ખામી છે. અસહકાર જેવી પ્રચંડ લડત ઉપાડી લેઇ તે લડતના રચનાત્મક કાર્યક્રમમાં આપણે આળસ દર્શાવીને એટલુંજ સાબિત કરીએ છીએ કે સ્વરાજ્યના સાચા સૈનિક આપણે હજી નથી બન્યા. રચનાત્મક પ્રવૃત્તિમાંથી આપણને તાત્કાલિક પરિણામ નથી નજરે આવતાં, અને સ્વરાજ્યની આ પ્રકારની તૈયારીઓ ધીમી લાગે છે એટલે આપણું ધીરજ અને ખંત ખૂટતાં જાય છે, અને કાર્યક્રમ મૂકી દેવાની ઇચ્છા થઇ આવે છે. પરંતુ સ્વરાજ્યની લડતમાં ધૈર્ય, ખંત અને સંતત્ પ્રયાસ કરવાના ગુણ આપણે

+ If crores of people will refuse to wear or use foreign cloth and be satisfied with the simple cloth that we can produce in our homes it will be the proof of our organising ability, cooperation, energy and self-sacrifice that will enable us to have all we need. It will be a shining demonstration of national solidarity.

Young India, P. 507

કેળવશું નહિ ત્યાં લગી સ્વરાજ્ય મેળવવા આપણી નાલાયકી આખા જગતને આપણે જાહેર કરીશું. રાષ્ટ્રની લડત માટે જો અસહકારીઓ સાચા સૈનિક તરીકે ઘડાવવા માગતા હોય તો સતત પ્રયાસ કરવાની શક્તિ અને ધૈર્ય, તેમને કેળવવાં પડશે. રણસંગ્રામમાં બહાર પડેલો લડવૈયો રાષ્ટ્રની લડતને જેટલો ઉપયોગી છે તેટલોજ ઉપયોગી ધીરજ અને ખંતથી તે લડતને માટે તૈયારીઓ કરનાર સૈનિક છે. આપણી લડત હિંસાત્મક હોય કે આધ્યાત્મિક હોય, પરંતુ જો દરેક લડતની આ સામાન્ય જરૂરીઆત પણ આપણે નહિ સમજીએ તો આપણા સર્વ પ્રકારનાં બલિદાન નિરર્થક નીવડશે.*

ગાંધીજીએ લખેલી ઉપલી સૂચનાઓ અત્યારે આપણે ભૂલી ગયા છીએ અને રચનાત્મક કાર્યક્રમદ્વારા સાચા સૈનિકની લાયકાત કેળવતા આપણે આળસ કરીએ છીએ.

અસહકારની લડતમાં ગાંધીજીએ સ્વાશ્રય, સહકારવૃત્તિ, અને વ્યવસ્થાશક્તિ પર જેટલો ભાર મૂક્યો છે તેટલોજ ભાર તેમણે પ્રજાની આત્મશુદ્ધિ અને ચારિત્રબળ પર મૂક્યો છે. બ્રિટિશ સરકારે પ્રજાની રાષ્ટ્રીય શક્તિ જેટલા પ્રમાણમાં વિખેરી નાંખી છે તેનાથીયે વધારે પ્રમાણમાં પશ્ચિમની સંસ્કૃતિ પ્રજાની નૈતિક અધોગતિ કરી રહી છે. દંભ, ઇર્ષ્યા, સ્વાર્થ, દ્વેષ, વાસના, વિલાસ વગેરે દુર્ગુણોએ અત્યારે પ્રજામાં એટલે ઉંડે ઘર કર્યું છે કે સ્વમાન અને સ્વદેશપ્રેમની ધગશ જ પ્રજામાંથી ચાલી ગઇ છે. સત્યાગ્રહના સૈનિકોની સર્વ શક્તિનો આધાર તેમના ચારિત્રબળ પર છે, એટલે જો અસહકારની લડતમાં આત્મશુદ્ધિના પ્રસંગો આપણે જતા કરીશું તો આપણી હાર નક્કી છે.

બારડોલીનો રચનાત્મક કાર્યક્રમ ઘડવામાં ગાંધીજીનો બીજો ઉદ્દેશ એ હતો કે તે કાર્યક્રમની શાંત પ્રવૃત્તિઓમાં પ્રજા રોકાશે તો તે વધારે પવિત્ર અને શક્તિસંપન્ન બનશે. રચનાત્મક કાર્ય જેવા શાંત અને ઘોંઘાટ વિનાના કાર્યમાં રોકાવાથી પ્રજાને તેમજ કાર્યકર્તાઓને આત્મનિરીક્ષણ અને આત્મશુદ્ધિનો સંપૂર્ણ અવકાશ મળશે. અત્યાર સુધી આપણા સ્વદેશપ્રેમમાં સંગીન કાર્ય કરતાં ઘોંઘાટ વધારે હતો; આપણી સેવાવૃત્તિ પાછળ કીર્તિની અને પ્રશંસામાં આવવાની વાસના છૂપાઈ હતી. સત્યાગ્રહના પવિત્ર શસ્ત્રનો ઉપયોગ જે પ્રજા કરે છે તેનો સ્વદેશપ્રેમ આવો ક્ષુલ્લક નથી હોતો, તેની સેવાવૃત્તિ આટલી પણ સ્વાર્થી નથી રહેતી. રચનાત્મક પ્રવૃત્તિઓથી પ્રજાનો સ્વદેશપ્રેમ વધારે નિર્મળ—પવિત્ર બનશે, અને તેનામાં શુદ્ધ નિષ્કામ સેવાભાવના પ્રગટ થશે. અત્યારે રચનાત્મક કાર્યક્રમદ્વારા અસહકારીઓની સુંદર કસોટી થઇ રહી છે, અને જેઓમાં આત્મશુદ્ધિની ક્રિયા ઓછી છે તેઓ ખરી પડવા માંડ્યા છે. રચનાત્મક પ્રવૃત્તિઓમાં ઉત્તેજક તથા પ્રદર્શક પદાર્થ નથી મળતા, પરંતુ એવા શુષ્ક અને નિરુત્સાહી દેખાતા કાર્યક્રમમાં જેઓ નિરંતર પ્રવૃત્ત રહે છે તેઓજ સ્વદેશપ્રેમનું સત્ય સ્વરૂપ પિછાણી શકે છે, અને તેમનામાંજ સાચી સેવાવૃત્તિ જાગ્રત થાય છે. વળી રચનાત્મક કાર્યક્રમ ધીમો અને તાત્કાલિક પરિણામ વિનાનો લાગે છે એટલે ઘણા અસહકારીઓ તેનાથી કંટાળી ગયા છે, પરંતુ એજ કાર્યક્રમ જેઓ અમલમાં મૂકી રહ્યા છે તેઓ ખંત, ધૈર્ય અને કર્તવ્યપરાયણતાના સુંદર પાઠો શીખી રહ્યા છે. અનેક મુશ્કેલીઓ વચ્ચે, વિધવિધ પ્રકારની વિપ-

* And, if Noncooperators have to become seasoned soldiers for the nation's battle, they will doubtless understand the value of waiting and preparing. He who waits for preparation or otherwise, advances the cause as much as the warring who stands three feet deep in the trenches. All over suffering will have been lost upon us if we do not realise these elements of the science of war whether it is physical or spiritual. Young India, P. 1003

ાે સામે, અને હજારો પ્રકારની નિન્દા અને મશ્કરીઓ છતાં જે અસહકારીઓ રચનાત્મક કાર્યક્રમને વળગી રહી તેને આગળ ધપાવવામાં સ્હેજ પણ કચાસ નહિ રાખે તેઓ જરૂર સત્યાગ્રહની ગમે તેટલી ભયંકર લડત માટે સુંદર લાયકાત કેળવશે. આપણે રચનાત્મક કાર્યક્રમની એકેએક પ્રવૃત્તિઓ પર ઉંડો વિચાર કરીશું તો જરૂર માલમ પડશે કે એ કાર્યક્રમમાં આત્મશુદ્ધિ અને ચરિત્રઘટનાના એટલા બધા પ્રસંગો મળી આવે છે કે તેમાં પ્રવૃત્ત થયેલા કાર્યકર્તાઓ વિષે આપણે કહી શકીએ કેઃ

घृष्टं घृष्टं पुनरपि पुनः चन्दनं चारुगंधम्
तप्तं तप्तं पुनरपि पुनः कांचनं कान्तवर्णम्।

રચનાત્મક કાર્યક્રમની આવી રીતે સમાલોચના કરતાં આપણે જોઇ શકીએ છીએ કે અસહકાર જેવી ધાર્મિક લડતનાં શ્રેષ્ઠ તત્વોનું અજબ ગુંથણ એમાં થયું છે. સાધારણ રાજકીય ચળવળમાં દેખાતી ખાલી ગર્જના કે નિરર્થક ઘોંઘાટ એમાં નહિ હોય, સરકાર સાથે વારંવાર ઝપાઝપી કરવાના પ્રસંગો પણ એમાં નહિ મળી આવતા હોય; પરંતુ રચનાત્મક કાર્યક્રમના એ શાંત અને શુષ્ક સ્વરૂપમાંજ તેની ખરી ખૂબીઓ સમાઇ છે, અને તે દ્વારાજ તેનું સાચું રહસ્ય પ્રકટ થાય છે. જ્યારથી બારડોલીમાં રચનાત્મક કાર્યક્રમ ઘડાયો ત્યારથીજ તેનાં ખરાં તત્વો સમજી લેવાનો આપણે પ્રયત્ન કર્યો હોત તો નિરાશા અને નિષ્ફળતાના ધ્વનિ અત્યારે ન સંભળાત. પરંતુ રાજકીય ચળવળમાંજ રસ લેનારા કાર્યકર્તાઓએ ને કાર્યક્રમ સામે પ્રથમથીજ વાંધા ઉઠાવ્યા અને તેની અનેક ખામીઓ દર્શાવી. રચનાત્મક કાર્યક્રમ સામે જે જે દલીલો કરવામાં આવી છે તે તપાસતાં તદ્દન નમળી લાગે છે. પ્રથમ તો આપણે જોઈ ગયા કે રચનાત્મક કાર્યક્રમની જે નબળાઇઓ ગણવામાં આવે છે તેમાંજ તેની ગૂઢ શક્તિઓ સમાઈ છે. આ કાર્યક્રમની સામે બીજી દલીલ એ કરવામાં આવે છે કે તે તદ્દન અવ્યવહારૂ છે, અને તેને અમલમાં મૂકતાં વર્ષો-નાં વર્ષો નહી [illegible]

તો જણાશે કે રચનાત્મક પ્રવૃત્તિઓમાં રસ લેનારા નિષ્કામ સેવાભાવનાવાળા કાર્યકર્તાઓના અભાવને લીધે જ તે કાર્યક્રમ અવ્યવહારૂ લાગે છે. ખાદીપ્રચાર, રાષ્ટ્રીય શિક્ષણ, અંત્યજોદ્ધાર, દારૂનિષેધ, ગ્રામ-સમિતિઓનું બંધારણ—એ સર્વ પ્રવૃત્તિઓ જો અવ્યવહારૂ ગણીશું તો રાષ્ટ્રીય ચળવળમાં વ્યવહારૂ પ્રવૃત્તિઓ કયી હોઇ શકે ? એ સમજાતું નથી. જો ઘોંઘાટ વિના, શાંત રીતે, ખંત અને ધૈર્યથી કામ કરવાનું આળસ કાર્યકર્તાઓ છોડી દે તો અનુભવ પરથી તરત તેઓ કહી શકશે કે આમાં દોષ રચનાત્મક કાર્યક્રમનો નથી પરંતુ પોતાનો છે. સંકડો વર્ષ થયાં સ્વાશ્રયવૃત્તિ અને કર્તવ્યપરાયણતા આપણામાંથી ચાલ્યાં ગયાં છે એટલે પ્રથમ તો રચનાત્મક કાર્યક્રમ માટે જોઇતા કાર્યકર્તા જ મળવાના ફાંફાં છે. પરંતુ તેથી તે કાર્યક્રમને અવ્યવહારૂ ગણી નાંખવો અને તેને અમલમાં મૂકવા પ્રયત્ન પણ ન કરવો એતો આળસ અને મૂર્ખાઇની પરિસીમાજ કહેવાય. અમુક કામ મુશ્કેલ છે અને અત્યારેના સંજોગોમાં એ થઇ શકે તેમ નથી એટલા માટે તેને પડતું મૂકવું એના જેવી સ્વરાજ્ય માટેની આપણી નાલાયકી બીજી કઇ હોઈ શકે ? અને રચનાત્મક કાર્યક્રમ સંપૂર્ણ થતાં વર્ષોનાં વર્ષો વહી જશે એ દલીલ પણ તદ્દન પાયાવગરની છે. રચનાત્મક કાર્યક્રમ ઘડાયાને આજે મહિનાઓ થઇ ગયા પરંતુ મહાસભાના કાર્યકર્તાઓએ તે કાર્યક્રમની પ્રવૃત્તિઓ એકાગ્રતાથી ક્યારે ઉપાડી લીધી છે ? બેઝવાડા કાર્યક્રમને જેટલા ઉત્સાહથી અને જેટલી એકાગ્રતાથી મહાસભાના સર્વ નેતાઓએ આગળ ધપાવ્યો હતો તેટલો ઉત્સાહ અને તેટલી એકાગ્રતા જો બારડોલી કાર્યક્રમ વિષે સર્વ નેતાઓએ દેખાડી હોત તો અત્યારે પ્રજાએ કેટલી બધી પ્રગતિ કરી હોત ! રચનાત્મક કાર્યક્રમ ઘડાયા પછી એક પછી એક એવા બનાવો દેશમાં બન્યા કે તેની આગળ તે કાર્યક્રમની પ્રવૃત્તિઓ ઢંકાઇ ગઇ. ચૌરીચોરાના રમખાણ પછી મહાસભા કેવળ રચનાત્મક કાર્યક્રમમાં એકાગ્રતાથી મચ્યા રહેવા બંધાઇ હતી. દિલ્હીમાં મળેલી મહાસમિતિએ બારડોલી કાર્યક્રમને ટેકો દેનાર

સાથે મંજૂર કર્યો હતો અને જો કે તે કાર્યક્રમ સામે કેટલાક સભ્યોએ સખત વિરોધ દર્શાવ્યો હતો, છતાં આખરે તો એજ કાર્યક્રમ ઉપાડી લેવા ઘણાએ સંમતિ આપીહતી. સવિનયભંગની વાતને થોડા વખત માટે બિલકુલ ઉપાડવી નહિ એવી સમજુતી તે વખતે થઇ હતી. દિલ્હી સમિતિ પર ગાંધીજીએ "યંગ ઇન્ડીઆ"માં જે લેખ લખ્યો તેમાં મહાસભાની રચનાત્મક કાર્યક્રમ પ્રતિની જવાબદારી સ્પષ્ટ રીતે સમજાવી હતી. તેમણે લખ્યું હતું કે, તેઓ (મહાસમિતિના સભ્યો) સવિનયભંગ વિષે ઉતાવળા ન થવા બંધાયલા છે અને રચનાત્મક કાર્ય જેવા શાંત કાર્યમાં પ્રવૃત્ત થવા તેઓ કબૂલ થયા છે.* પરંતુ દેશને કમનસીબે ગાંધીજીની ગિરફતારી પછી એમણે "યંગ ઇન્ડીઆ"માં દર્શાવેલી ગંભીર સૂચનાઓ તેમજ જેલમાં જતાં દર્શાવેલી ખાસ ઇચ્છા મહાસભાના નેતાઓ ભૂલી ગયા. રચનાત્મક કાર્યમાં શાંતિથી, એક ચિત્તે એક બે મહિના સુધી પણ પ્રવૃત્ત થવાનું તેમણે છોડી દીધું અને સવિનયભંગની વાતો કરવા લાગ્યા. જુનમાં મળેલી મહાસભાસમિતિએ સવિનયભંગને માટે દેશ તૈયાર છે કે નહિ, તેની તપાસ કરવા માટે એક પેટાસમિતિ નીમી અને દેશના શ્રેષ્ઠ નેતાઓ તે કાર્યમાં છમહિના સુધી રોકાઈ ગયા. રચનાત્મક કાર્યક્રમને આવી રીતે સખત ધક્કો પહોંચ્યો. તેને અમલમાં મૂકવા દેશનેતાઓને વખત જ ન રહ્યો. સવિનયભંગસમિતિની તપાસ દરમ્યાન વારંવાર રચનાત્મક કાર્યમાં પ્રવૃત્ત રહેવાનું પ્રજાને કહેવામાં આવ્યું પરંતુ દેશના મહાન્ નેતાઓ જે કાર્યમાં રોકાયા હતા તે તરફ જ પ્રજાનું તેમજ કાર્યકર્તાઓનું ધ્યાન નિરંતર ખેંચાયાં કર્યું. છ માસ સુધી રચનાત્મક કાર્યક્રમ અધૂરો પડી ગયો, અને જે વખતે સંપૂર્ણ એકાગ્રતાની જરૂર હતી તેજ વખતે પ્રજાનું તેમજ કાર્યવાહકોનું ધ્યાન બીજે ખેંચાય રહ્યું. જ્યારે સમિતિનો હેવાલ બહાર પડયો ત્યારે તેમાં રચનાત્મક કાર્યક્રમની એકબાજુએથી પ્રશંસા થઇ અને બીજી બાજુએ તેને શુષ્ક અને નીરસ ગણી કાઢી ધારાસભાબહિષ્કારના પ્રશ્નને છંછેડવામાં આવ્યો. ફરીથી ગયા મહાસભા સુધી રચનાત્મક કાર્યક્રમ પર બીજા પ્રકારનાં વાદળ છવાયાં, અને ચર્ચાચર્ચીમાં નેતાઓ રોકાયા. રચનાત્મક પ્રવૃત્તિઓ ફરીથી વિસારે મૂકાઈ અને કાર્યકર્તાઓ તેમાં એકાગ્ર ન થઈ શક્યાં. ગયાજીની મહાસભાએ જ્યારે ધારાસભાબહિષ્કારના ભારે ચર્ચાત્મક થઈ પડેલા પ્રશ્નનાં વાદળાં વિખેરી નાંખ્યાં ત્યારે મહાસભામાં તડ પડયાં અને દેશબંધુ દાસ, પંડિત મોતીલાલ નેહરૂ અને હકીમ અજમલખાન જેવા ધુરંધર નેતાઓ પ્રજાથી વિખૂટા પડયા. ત્રીજી વખત રચનાત્મક કાર્યક્રમનું નાવ ચગડોળે ચઢયું, અને આજે સોળ મહિના થઈ ગયા છતાં બારડોલીમાં ઘડાયેલા કાર્યક્રમ વિષે એક માસ પણ દેશનેતાઓ તેમ જ પ્રજા એકાગ્રતા ન રાખી શકી. આનો અર્થ એક જ થઈ શકે છે, અને તે એ કે ગાંધીજીએ ઘડેલા અસહકારના આ શ્રેષ્ટ કાર્યક્રમનો પ્રજાએ હજી પ્રયોગ જ નથી કર્યો, અને ગમે તે બીજા પ્રશ્નો લાવી તેને ઉડાવી જ મૂકયો છે. જો કે આ મુદ્દત દરમ્યાન પ્રજાને તેમ જ બીજા કાર્યકર્તાઓને તો રચનાત્મક કાર્યક્રમને વળગી રહેવા મહાસમિતિ તરફથી એક પછી એક સંદેશા છૂટતા, છતાં દેશનેતાઓને તેને નિરાંતથી પ્રયોગમાં મૂકવા વખત જ ન મળતો. જ્યારે વસ્તુસ્થિતિ આવી હોય તે વખતે એમ વાંધો ઉઠાવવો કે રચનાત્મક કાર્યક્રમ ધીમો છે, એને અમલમાં મૂકતાં વર્ષો વહી જશે–એ ખરેખર ભારે નામોશીભરેલું અને શરમાવનારૂં છે. અમુક વસ્તુનો પ્રયોગ કર્યા વિના તેને વખોડી કાઢવી એના જેવી મૂર્ખાઇ બીજી એકે નથી, અને છતાં કેટલા મહિના થયાં એ જ કઢોડી સ્થિતિમાં આપણે ગુંચાઇ રહ્યા છીએ.

રચનાત્મક કાર્યક્રમ પર બીજો આક્ષેપ એ મૂકવામાં આવે છે કે એ તો સમાજસુધારાનો કાર્યક્રમ છે. અને મહાસભા જેવી રાજકીય સંસ્થાને

* They are now bound not to rush to Civil Disobedience but to settle down to the quiet work of construction.

એવો કાર્યક્રમ ન શોભે.' અસહકારની ચળવળને વધાવી લેનાર નેતાઓ તરફથી આ વાંધો ઉઠાવાય છે એ ખરેખર અજાયબીભરેલી વાત છે. અસહકારના શસ્ત્રનો સ્વીકાર કરી, અને મહાત્મા ગાંધીજીની સરદારી સ્વીકારી, મહાસભાએ રાજકીય અને અન્ય સુધારા વચ્ચેનો ભેદ તોડી નાંખ્યો છે. આ સ્વરાજ્યપ્રાપ્તિ માટે તદ્દન નવીન પ્રકારની લડત ઉપાડી મહાસભાએ તેનાં જૂનાં શસ્ત્રો ફેંકી દીધાં છે. હવે મહાસભાની ચળવળમાં ફક્ત સરકારને હેરાન કરવાની જ રીતિ નથી રહી, પરંતુ પ્રજાની અંદર રહેલી ખામીઓ પણ દૂર કરવાની જવાબદારી ઉપાડી લેવામાં આવી છે. અસહકાર એ સ્વાશ્રયની લડત છે, અને તેમાં જો રાજકીય અને અને સામાજિક પ્રવૃત્તિઓનો ભેદ રહેશે તો સત્યાગ્રહ જેવું ભયંકર શસ્ત્ર ઉપાડવાની તાકાત પ્રજા નથી મેળવી શકવાની. સત્યાગ્રહની લડત માટે જો પ્રજાએ તૈયારી કરવી હોય તો તેને સ્વાશ્રયથી સુવ્યવસ્થિત તથા સંગઠિત થવાની જરૂર છે. અને જો મહાસભાની પ્રવૃત્તિઓ ગામડાંમાં વસતી પ્રજા પાસે આપણે પહોંચાડવા ઇચ્છતા હોઇએ તો સમાજ સુધારા અને રાજકીય સુધારાનો ભેદ દૂર કર્યે જ છૂટકો છે. અત્યારે રચનાત્મક કાર્યક્રમને સમાજ સુધારાના કાર્યક્રમ તરીકે જેઓ વખોડી રહ્યા છે તેઓ અસહકારના મૂળ સિદ્ધાન્તને તેમ જ ગાંધીજીના આદર્શને બિલકુલ સમજ્યા જ નથી. ગાંધીજી લખી ગયા છે તેમ "જો અસહકારની લડત દ્વેષીલી નથી તો સમાજસુધારાની સંસ્થા જરૂરની છે. સ્વરાજની લડતની તૈયારીઓ તરીકે દારૂનિષેધ અને સમાજસેવાને હસી કાઢવામાં આવે છે. ખરેખર આમાં સ્વરાજ્યની મુખ્ય જરૂરીઆત વિષેના અજ્ઞાનનું દુઃખદાયક પ્રદર્શન જ થઈ રહ્યું છે......નૈતિક પ્રગતિ અને સમાજસેવાને હસી કાઢવાં એ તો સ્વરાજ્ય, ખિલાફત તથા પંજાબને હસી કાઢવા જેવું છે."†

પરંતુ રચનાત્મક કાર્યક્રમ વિષે ભારે ગેરસમજ તો એ થાય છે કે તેને સવિનય ભંગની ગણત્રીમાં વિઘ્નકર્તા ગણવામાં આવે છે. બારડોલીમાં રચનાત્મક કાર્યક્રમને ધકીને ગાંધીજીએ સત્યાગ્રહની વાત ઉડાવી દીધી એવી માન્યતા અનેક ઠેકાણે ઉત્પન્ન થઇ છે. રચનાત્મક પ્રવૃત્તિઓમાં મચ્યા રહેવાથી સ્વરાજ્ય કદી મળવાનું નથી અને સવિનય ભંગની લડત પણ તેને લીધે શરૂ નહિ થાય એવો ઘણાને ભય રહે છે. સરકારના પર એવી શાંત અને ધીમી પ્રવૃત્તિની કંઇ અસર નહિ થાય અને અસહકારની લડત મોળી પડી જવાની એવી બ્હીક પણ કેટલેક ઠેકાણે દર્શાવવામાં આવે છે. પરંતુ આ સર્વ દલીલો તપાસતાં માલમ પડશે કે એમાં કંઇ વજૂદ નથી. ઉપર આપણે જોઇ ગયા તેમ સ્વાશ્રય તથા આત્મશુદ્ધિના સુંદર પ્રસંગો આપી રચનાત્મક કાર્યક્રમની પ્રવૃત્તિઓથી અસહકારના મૂળ સિદ્ધાંતને ઉલટું પોષણ મળ્યા રહ્યું છે અને તેથી સ્વરાજ્યની સંગીન તૈયારીઓ થઇ રહી છે. ઉપરાંત રચનાત્મક કાર્યક્રમની એકે એક પ્રવૃત્તિથી સરકારની સત્તા શિથિલ પડતી જાય છે, અને તેનાં રાજકીય પરિણામ પણ કંઈ ઓછાં અગત્યનાં નથી નીવડતાં. ખાદીપ્રચારથી હિન્દને પરાધીન રાખવાનું સરાસર્દ મુખ્ય આકર્ષણ ચાલ્યું જશે. રાષ્ટ્રીય શાળાઓની સુંદર વ્યવસ્થાથી સરકારી કેળવણી સંસ્થાઓનાં બંધ દીધાં પડશે; દારૂનિષેધની ચળવળથી સરકારની તિજોરીમાં ખાડો પડશે; હિન્દુમુસ્લિમપારસી ખ્રિસ્તી યાહુદી વગેરે કોમોના પરસ્પર પ્રેમથી પ્રજામાં રાષ્ટ્રીય એકતા પ્રગટશે અને મહાસભાસમિતિઓની યોગ્ય વ્યવસ્થાથી રાષ્ટ્રીય સંસ્થાઓ વધારે સંગઠિત અને બળવાન બનશે. રચનાત્મક પ્રવૃત્તિઓને એમ જોર ચલાવવાથી આવાં સુંદર પરિણામ આવી શકે

† If the non-cooperation movement is not malicious that ( Social Service ) & department is necessary......Social service and temperance reform were laughed at as a part of the struggle of Swaraj. It was a painful exhibition of ignorance of the essentials of Swaraj... To laugh at moral reform and social service is to laugh at Swaraj, the Khilafat and the Punjab.

Young India, P. 1105

છે, અને તેથી સરકાર પર કંઇ ઓછા સખત પ્રહારો નથી થતા. જેમ જેમ સરકારની સંસ્થાઓ તેના હાથમાંથી સરતી જશે અને રાષ્ટ્રીય સંસ્થાઓ સુવ્યવસ્થિત અને બળવાન બનતી જશે તેમ તેમ સરકાર વધારે ખીજવાશે. રચનાત્મક પ્રવૃત્તિઓ જેવી શાંત પ્રવૃત્તિઓ પણ સરકારને તેથી ખૂંચવા લાગશે અને સવિનય ભંગના સુંદર અવસર એની મેળે આપણને મળતા જશે. તેથીજ ગાંધીજી લખી ગયા છે કે રચનાત્મક કાર્યક્રમનો સંપૂર્ણ રીતે પ્રજા અમલ કરશે તો આપણને જે જોઈએ છે તે મળી જશે અને જો તે કાર્યમાં આપણે નિષ્ફળ નીવડશું તો સવિનય ભંગ મુલતવી રહેશે.*

ત્યારે રચનાત્મક કાર્યક્રમ આટલો સરસ, સહેલો અને વ્યવહારૂ છે તો આટલો વખત થયા પ્રજા સમક્ષ એ મૂકાયા છતાં તેનો સંપૂર્ણ રીતે અમલ કેમ નથી થતો ? રચનાત્મક પ્રવૃત્તિઓની પ્રગતિ વિષે હજી નિષ્ફળતાના તથા નિરાશાના સૂર કેમ સંભળાય છે ? દરેક અસહકારી આગળ અત્યારે આ પ્રશ્નો ખડા થાય છે અને તેથી રચનાત્મક કાર્યમાં અત્યાર સુધી જાળવી રાખેલી તેની અડગ શ્રદ્ધા ડગવા લાગે છે. પરંતુ ૧૯૨૨ ના ફેબ્રુઆરીમાં દિલ્હીમાં મળેલી મહાસમિતિનો જે અનુભવ ગાંધીજીએ યંગઇન્ડીઆમાં આલેખ્યો છે તે અત્યારે વાંચીએ છીએ ત્યારે અત્યારની દેશની કફોડી સ્થિતિનાં કેટલાંક કારણો આપોઆપ સૂઝી આવે છે. તે વખતે ગાંધીજીને પહેલીજ વાર ખબર પડી કે ઘણા કાર્યવાહકો અહિંસાત્મક અસહકારનું સત્ય સ્વરૂપ પિછાણી શક્યા નથી, હજી કેવળ રાજકીય ચળવળના વાતાવરણથી તેમની સ્વદેશભક્તિ અને સેવાવૃત્તિ રંગાયેલી છે, રચનાત્મક પ્રવૃત્તિઓમાં રોકાવાની તેમની વૃત્તિ નથી. ધારાસભા અને ઝપાઝપીના પ્રસંગોમાંજ તેમને મઝા પડે છે, અને સરકારને હેરાન કરવાનેજ તેઓ તત્પર છે. અસહકારની લડતમાં પ્રજાને સુવ્યવસ્થિત અને સંગઠિત કરવા શાંત, નીરસ અને સંગીન પ્રવૃત્તિઓની જરૂર છે એ વાત હજી તેમને ગળે ઉતરતી નથી.× મહાસભાના મુખ્ય કાર્યવાહકોના ઘણામાં રચનાત્મક કાર્યક્રમ વિષે આવા પ્રકારની અશ્રદ્ધા એક વર્ષ ઉપર ગાંધીજીએ દિલ્હી મહાસમિતિની બેઠક વખતે જોઇ હતી. દિલ્હી મહાસમિતિ પછી અત્યાર સુધી જે બનાવો બન્યા છે તે ગાંધીજીએ દર્શાવેલા વિચારોનું સમર્થન કરી રહ્યા છે. રચનાત્મક કાર્યક્રમને યોગ્ય રીતે અમલમાં મૂકવા ગાંધીજીએ જે કીમતી સૂચનાઓ કરી હતી તે તરફ મહાસભાના મુખ્ય કાર્યવાહકો તદ્દન બેદરકાર રહ્યા છે, અને તેથી અત્યારની નિરાશાજનક અને દુઃખદાયક સ્થિતિ માટે જવાબદારી તેઓની જ છે. ચૌરીચૌરાનાં રમખાણ પછી પ્રજાનો ઉત્સાહ મંદ પડ્યો હશે, પરંતુ તેને

---

* To work the full constructive programme, therefore, is to achieve all we want. To fail in fulfilling the programme is to postpone all possibilities of effective Civil Disobedience. Young India, P. 1006

× I was prepared for a certain amount of depression, disappointment and resentment but I confess I was totally unprepared for the hurricane of opposition. It became clear to me that the workers were not in a mood to do any serious work of construction. The constructive work lent no enchantment. They were not a social reform association. They could not wrest power from the Government by such humdrum reform work. They wanted to deliver "nonviolent" blows! All this appeared so thoroughly unreal. They would not stop to think that even if they could defeat the Government by a childish display of rage, they could not conduct the government of the country for a single day without serious and laborious organisation and construction.

Young India, P. 1013-14

સતેજ કરવા દેશના અગ્રગણ્ય નેતાઓ ગાંધીજી માફક રાતદિવસ સતત પ્રયાસોમાં મચી રહ્યા હોત, તો પ્રજા તરફથી જરૂર તેમને સુંદર જવાબ મળત. પરંતુ ગાંધીજીના કારાવાસ પછી તરતજ સવિનય ભંગની વાતો કરવામાં નેતાઓ ગુંથાયા, અને પ્રજાથી તેઓ વિખૂટા પડતા ગયા. ગાંધીજીના કાર્યક્રમમાં પ્રજાની શ્રદ્ધા અજબ છે અને તેને અમલમાં મૂકવા તે સદા તત્પર છે પરંતુ પ્રજા અભણ અને ભોળી હોવાથી તેને માર્ગદર્શકની જરૂર પડે છે. જો મહાસભાના કાર્યકર્તાઓ ગામડે ગામડે પ્રજાની સાથે ભળી જઇ એકાગ્રતાથી રચનાત્મક પ્રવૃત્તિઓ જોસભેર ચલાવી રહ્યા હોત તો જરૂર સંતોષકારક પરિણામ આવ્યા વિના રહેત નહિ. પરંતુ દેશના મુખ્ય કાર્યકર્તાઓ ખાલી ચર્ચામાં પડ્યા અને તેથી સ્વાભાવિક રીતે બીજા ન્હાના કાર્યકર્તાઓમાં શિથિલતાએ પ્રવેશ કર્યો. જ્યારે દેશનેતાઓ બીજા કાર્યમાં રોકાયા ત્યારે પ્રજાને રચનાત્મક કાર્યમાં પ્રવૃત્ત થવાની શિખામણ આપી તે નિરર્થક નીવડી. મહાત્મા ગાંધીજી જેવી ચેતનપ્રેરક વિભૂતિ ખરી વખતે પ્રજાથી વિખૂટી પડી તેથી રચનાત્મક કાર્યક્રમને ફટકો લાગ્યો એ વાત સાચી, પરંતુ અસહકારની લડત એ સ્વાશ્રયની લડત છે અને ગાંધીજીને કેદમાં નાંખી ઇશ્વરે તો અસહકારની કસોટી કરી છે. અસહકારની ભાવના અત્યારે આખી પ્રજામાં જેટલા પ્રમાણમાં અખંડિત રહી છે તેટલા પ્રમાણમાં સરકાર હારી છે, અને એટલા પ્રમાણમાં આપણે કસોટીમાંથી પાર ઉતર્યા છીએ. પરંતુ ગાંધીજીની દ્રષ્ટિએ તો જ્યાં સુધી રચનાત્મક પ્રવૃત્તિઓનો સંપૂર્ણ અમલ આપણે કર્યો નથી ત્યાં સુધી સ્વાશ્રય અને સુવ્યવસ્થાના પાઠ આપણે અધૂરાજ શીખ્યા છીએ. ગાંધીજીના ગયા પછી આપણી કાર્યશક્તિ ખૂટવા લાગી એ બતાવી આપે છે કે સ્વરાજ્યના સાચા સૈનિકની તાલીમ આપણે હજી પૂરી નથી લીધી, હજી ગાંધીજીના અસહકાર વિષે પ્રજાના ઉત્સાહે વધારે પ્રબળ અને સંગીન સ્વરૂપ નથી પકડ્યું; હજી આપણા સૈન્યમાં આંતરિક બળ પેદા નથી થયું.

બે વર્ષમાં મહાસભાએ જરૂર વ્યવસ્થાશક્તિ કેળવી છે પરંતુ હજી બહારના ઉત્તેજનની તથા મહાન નેતાઓની પ્રેરણાની આપણે રાહ જોઇએ છીએ. મહાસભાના ફરમાનને અથવા ગાંધીજી જેવા મહાન નેતાની સૂચનાઓને થોડા સમય સુધી ઝીલી લેવાની શક્તિ આપણે કેળવી હશે, પરંતુ તેમની ગેરહાજરીમાં પોતાની મેળે માર્ગ શોધી લેવાની સ્વાશ્રયવૃત્તિ હજી પ્રજામાં પ્રગટ નથી થઈ. મુખીના પડ્યા પછી તેની ગેરહાજરીમાં પણ તેનો વાવટો ફરકતો રાખીને નિરાશા અને નિષ્ફળતાના પ્રસંગોમાંથી પણ વિજય પ્રાપ્ત કરવાનું આંતરિક બળ પ્રજાએ નથી મેળવ્યું. આયર્લેન્ડના મહાન નેતા મેકસ્વીનીએ આ આંતરિક બળની જરૂરીઆત વિષે તેના સ્વાતંત્ર્યમંત્રો (Principles of Freedom) નામના પુસ્તકમાં સુંદર અને મહત્વના વિચારો પ્રગટ કર્યા છે. જ્યાં સુધી સ્વતંત્રતાની લડતના એકે એક સૈનિકમાં સમયસૂચકતા, દ્રઢતા, હિંમત અને વ્યવસ્થાશક્તિ ઉત્પન્ન નથી થયાં ત્યાં સુધી તે સૈન્યમાં આંતરિક બળ પ્રગટ થવાનું નથી. સ્વરાજ્યના સાચા સૈનિકો તેમના અંતરમાંથી ફુટતા ચૈતન્ય અને આશાના ફુવારાથી દોરાય છે અને સંખ્યાના બળ પર અથવા બહારના ઉત્તેજન પર તેમની લડતનો બિલકુલ આધાર રહેતો નથી. આવી જાતના શરીરના ગુણો જે સૈનિકમાં પ્રગટ થયા છે તેજ છેવટ સુધી અમર આશાના તાંતણા પર ટકી રહે છે; તે સૈનિક પછી સૂચનાઓ માટે રાહ નથી જોતો અને હવે શું કરવું તેની નિરર્થક ચર્ચામાં પણ નથી પડતો; પરંતુ, નિષ્ફળતાના ગગનભેદી રણકાર વચ્ચે પણ આખરે વિજય પ્રાપ્ત કરે છે. ચૌરીચૌરાનાં રમખાણ પછી ગાંધીજી સમજી ગયા કે જ્યાં સુધી દરેક સૈનિકમાં આ પ્રકારનું આંતરિક બળ પ્રગટ નથી થયું ત્યાં સુધી અસરકારક સવિનય ભંગની વાતો કરવી નિરર્થક છે; અને તેથીજ એવા પ્રકારના આંતરિક બળની સંગીન તાલીમ આપવા એમણે રચનાત્મક કાર્યક્રમની યોજના કરી. જો ગાંધીજી કેદમાં ન પૂરાયા હોત તો એક વર્ષની અંદર મહાસભાના સૈન્યમાં

આવા આંતરિક બળનો સંચાર ક્યારનોયે કર્યો હોત અને અત્યારે તો સામુદાયિક સવિનય ભંગના રણશિંગા ફરીથી વાગી રહ્યા હોત. પરંતુ સરકાર ચેતી અને રચનાત્મક કાર્યક્રમનો પ્રભાવ તે ઓળખી ગઈ. સાચા સૈનિકના એ આંતરિક બળના અભાવે અત્યારે આપણે મુંઝાઇ રહ્યા છીએ અને આપણી નૌકા મહાસાગરમાં ડામાડોળ ડોલી રહી છે. પરંતુ રાષ્ટ્રીય લડતમાં એવી આશાનિરાશાના પ્રસંગો હંમેશ આવ્યાં કરેછે; આથી જ્યાં લગી સ્વરાજ્યના વાવટા પર સત્ય અને અહિંસાના અક્ષર ભૂંસાયા નથી ત્યાં લગી આવા વિષમ અને કટોકટીના પ્રસંગમાંથી ફતેહમંદ નીકળવાની શક્તિ ઇશ્વર પાસે આપણે માગી શકીએ છીએ.

દિલખુશ બળસુખરામ દિવાનજી

---

# ચર્ચા

## " પુરૂષોત્તમ મહાત્મ્ય "
અથવા
## " સાયન અને નિરયન પદ્ધતિનો વિચાર "

યુગધર્મના જેઠ માસના અંકમાં "પુરુષોત્તમ માહાત્મ્ય" એ મથાળાવાળો શ્રી. ભાઇ હરિહરભટ્ટનો મનનીય લેખ વાંચી સ્વાભાવિક આનંદ થયો. બેશક સિદ્ધાતની દૃષ્ટિએ ભાઇ હરિહરનું કહેવું યથાર્થ છે કે નિરયન-સંક્રાન્તિઓને બદલે સાયન સંક્રાન્તિઓ લેવી જોઇએ, કારણ, આપણી કાલગણનાનો હેતુ આર્તવમાન સાચવવાનો છે એ સુનિશ્ચિત છે, અને જ્યાં સુધી સૂર્યનું સાયન સંક્રમણ આપણે ન લઇએ ત્યાં સુધી આ હેતુ કદાપિ સચવાય નહીં. ઋતુ, અયન અને ગોલાન્તરગમનના નિર્ણય સાયનસંક્રાન્તિઓથી જ થવા જોઈએ એ પણ દીવા જેવું સ્પષ્ટ છે. આ બાબતમાં મતાગ્રહ હોવો એ ખગોળનું અજ્ઞાન સૂચવે છે. નિરયન મકરસંક્રાન્તિને દિવસે ઉત્તરાયન અને કર્ક સંક્રાન્તિને દિવસે દક્ષિણાયન શરૂ થાય છે એમ કહેવું એ હિંમતની અવધિ છે. ઘણા ખેદની વાત છે કે "ગુજરાતી પ્રેસ" જેવાં અગ્રગણ્ય મુદ્રણાલયોનાં પંચાંગો પણ આ દોષથી મુક્ત નથી ! ગણિતશાસ્ત્ર જેવા અચલ વિષયમાં પણ આવા મતભેદ અને સ્વમતાગ્રહ હોવા એ તો હિન્દુસ્તાનમાં જ નભે !

ઉપર કહ્યું તેમ ઋત્વાદિના નિર્ણય સાયન સંક્રાન્તિઓથી થાય અને બીજી ગાણિતિક પ્રક્રિયાઓના દોષ નીકળી જાય તો અધિક માસના નિર્ણય માટે પણ સાયન સંક્રાન્તિઓ લેવાથી હાલના જમાનામાં વ્યવહારદૃષ્ટિથી કંઇ વિશેષ ફાયદો છે કે કેમ તે વિચારવા જેવું છે. આપણાં પંચાંગોમાં અમાવાસ્યાનો અંત અને ત્યાર પછીની નિરયન સંક્રાન્તિ એ બે અવધિ વચ્ચેના કાળને અધિક કાળ કહે છે. આ અધિક કાળનું માન વધતું વધતું પૂરા એક ચાંદ્રમાસ જેટલું ન થાય ત્યાં સુધી આપણે અધિકમાસ લેતા નથી. તેથી એટલું તો સ્પષ્ટ છે કે હાલમાં સંપાતબિંદુઓનું પશ્ચાત્ અયન જેને અયનાંશ કહે છે તે ૨૩ જેટલું હોવાથી, નિરયનપદ્ધતિથી આર્તવમાન પરત્વે આપણું પંચાંગ વધારેમાં વધારે ૨૩

દિવસ પાછળ અને ૭ દિવસ આગળ જઇ શકે, જ્યારે સાયનપદ્ધતિથી વધુમાં વધુ એક ચાંદ્રમાસ એટલે સ્થૂલ ગણત્રીએ ૩૦ દિવસ આગળ જઇ શકે અને પાછળ તો પડે જ નહીં. વ્યવહારદૃષ્ટિથી પાછળ પડવાનું અગર આગળ જવાનું મહત્વ છે જ નહીં. પરંતુ ઋતુઓ પરત્વે પંચાંગ કેટલો કાળ આગળ કે પાછળ છે એજ મહત્વનું છે. તેથી આ અવધિ જેમ ટુંકી તેમ વધારે સગવડ. એટલે જ્યાં સુધી અયનાંશ ૩૦ કરતાં વધે નહીં ત્યાં સુધી સાયન અધિકમાસ લેવાથી વ્યવહારદૃષ્ટિએ ખાસ ફાયદો કે સગવડ જણાવાનો સંભવ નથી.

પરન્તુ ખરો સવાલ સિદ્ધાન્તનો છે અને તે ઓછા મહત્વનો નથી. આપણી કાલગણનામાં ચાતુર્ય અને કળા રહેલાં છે. આપણું વર્ષ સૌર ગણાય છે પણ માસ ચાંદ્રમાસ રાખેલા છે. ચાંદ્રમાસ સૌરમાસથી ટુંકો હોવાથી સ્વાભાવિક રીતે આપણું પંચાંગ સૌરમાન પરત્વે આગળ ધપી જાય છે. આ ભૂલ શાસ્ત્રીય ઢબે સુધારવા માટે અધિકમાસની યોજના કરી છે અને તેની સાથે ધાર્મિક માહાત્મ્ય જોડયું છે. પરન્તુ આ સંસ્કાર કરવા છતાં સંપાત બિંદુઓના પશ્ચાત્ અયનને લીધે બીજી એક વિરુદ્ધ પ્રકારની ભૂલ ધારેધારે દાખલ થાય છે અને તેને સુધારવાની હજી સુધી આપણે કશી યોજના કરી હોય એમ જણાતું નથી. આ ભૂલ વધતે વધતે હાલમાં ૨૩ દિવસ જેટલી થઇ છે. સાયનસંક્રાન્તિ અને ત્યાર પછીની નિરયન સંક્રાન્તિ એ બે વચ્ચે હાલમાં જે અંતર રહે છે તે આ ભૂલનું માપ છે. જો આ ભૂલ સુધારવાનો કંઇ પણ ઉપાય આપણે ન યોજીએ તો ધીરે ધીરે આપણું પંચાંગ વદન બેહૂદુ થઈ જાય. તેથી આ ભૂલ સુધારવાના બે ત્રણ ઉપાય આપણે વિચારીએ:—

૧ સૌથી સરળ અને શુદ્ધ ઉપાય તો એજ કે નિરયનઅધિકમાસને બદલે સાયનઅધિકમાસ લેવા અને જરૂર હોય તો નિરયન સૂર્યસંક્રાન્તિઓ યોગ્ય સ્થળે પંચાંગમાં દર્શાવવી.

૨ જો નિરયનવાદીઓના આગ્રહને લીધે ઉપરનો ઉપાય ન લઇ શકીએ તો ભૂલમાં પૂરા એક એક ચાંદ્રમાસના વધારા દીઠ એક એક ક્ષયમાસ ગણવો તે એવી રીતે કે તે તે અરસાના એક અધિકમાસને અધિકમાસ ન ગણતાં આર્તવમાનસિદ્ધ શુદ્ધ માસ ગણી આગળ ચાલવું. આમ કરવાથી હાલમાં નિરયનસંક્રાન્તિઓ પ્રમાણે માસનાં નામ સમજીએ છીએ તેમાં અલબત ફેરફાર થશે અને તે થવો જ જોઈએ. આવો પ્રસંગ આજથી આશરે ૫૦૦ વર્ષ પછી આવશે અને ત્યાર પછી લગભગ બબ્બે હજાર વર્ષે એવા પ્રસંગો આવ્યા કરશે. એક ચાંદ્રમાસમાં બે નિરયનસંક્રાન્તિઓ આવવાથી જે ક્ષયમાસ ગણવો પડે છે તેને ઉપર કહેલા ક્ષયમાસ સાથે સંબંધ નથી.

૩ ઉપરની રીતમાં ભૂલનું પ્રમાણ એક માસ જેટલું વધવા દેવું પડે છે અને તે સુધારવા માટે ૨૦૦૦ વર્ષ જેટલી લાંબી મુદત સુધી રાહ જોવી પડે છે એ મોટો દોષ છે. તેથી સાયન અને નિરયન સંક્રાન્તિઓનો વિયોગ જેમ જેમ એક એક પૂરો પક્ષ વધતો જાય તેમ તેમ એક એક પક્ષનો ક્ષય કરતા જવું એ ત્રીજો અને ત્વરિત ઉપાય છે. આ પક્ષક્ષય (માસાર્ધ ક્ષય) અધિક માસમાંથી એવી રીતે કરવો કે અધિક માસના માત્ર એકજ પક્ષને અધિક ગણવો અને બીજા પક્ષને શુદ્ધ પક્ષ ગણી કાલગણના આગળ ચલાવવી. એટલે ક્ષય પૂર્વે માસારંભ જો અમાન્તે થતો હોય તો ક્ષય પછી પૌર્ણિમાન્તે કરવો અને ક્ષય પૂર્વે માસારંભ પૌર્ણિમાન્તે હોય તો પછી અમાન્તે કરવો. વળી માસગણનામાં જે દ્વિતીય પક્ષ ગણાતો હશે તે પક્ષનો અધિકમાસમાંથી ક્ષય કરી શુદ્ધમાસમાં જોડવો પડશે. આ પ્રમાણે વારાફરતી ઉત્તરોત્તર લગભગ એક એક હજાર વર્ષે પક્ષક્ષય કરવા પડશે. અહીં ધ્યાનમાં એ રાખવાનું છે કે માસારંભ બેમાંથી ગમે તે રીતે થાય છતાં અધિકમાસ તો અમાન્તે જ શરૂ કરવો જોઇએ, એટલે કે જે બે અમાવાસ્યાના અંત વચ્ચે નિરયન સંક્રાન્તિ ન હોય તે અન્તરાલને અધિકમાસ ગણવો એ અચલ નિયમ થયો. હિન્દુસ્તાનના જે ભાગોમાં પૌર્ણિમાન્તે માસારંભ ગણાય છે ત્યાં પણ આવી જ રીતે અધિકમાસ લેવાય છે. દાખલા તરીકે "નિર્ણયસાગર પ્રેસ"ના વર્તમાન વર્ષના જોધપુરી પંચાંગમાં જ્યેષ્ઠ માસ જ અધિક લીધો છે એટલું જ નહીં, પણ તેનો આરંભ પણ અમાન્તે થાય છે, એટલે શુદ્ધ જ્યેષ્ઠ માસના બે પક્ષની વચમાં અધિક જ્યેષ્ઠ મૂક્યો છે. આ ઉપરથી સૂચિત થાય છે કે આ ત્રીજી રીતમાં બતાવેલો સંસ્કાર ઉત્તર હિન્દુસ્તાનમાં થયેલો છે અને તેથી જ ત્યાંનાં પંચાંગો આપણા કરતાં એક પક્ષ આગળ છે અને વધારે શુદ્ધ ગણાવાં જોઇએ. માસારંભ અમાન્તે કે પૌર્ણિમાન્તે કરવો જોઈએ અને હિન્દુસ્તાનના બીજા ભાગોમાં માસારંભ પૌર્ણિમાન્તે ક્યારથી અને કેમ દાખલ થયો એ પ્રશ્ન, ઉપરના વિવેચન પછી પ્રકાશિત થાય છે. સંપાત બિંદુઓના પશ્ચાત્ અયનને લીધે કાલગણનામાં દાખલ થયેલી ભૂલ સુધારવાના હેતુથી હિન્દુસ્તાનના કેટલાક ભાગોમાં જ્યોતિષીઓએ માસારંભ અમાન્તે ગણવાનું છોડી પૌર્ણિમાન્તે ગણવાનું

જે મ્હોટો ગણિતવેત્તા હતો એ પણ અહીં ભણવા આવેલો, અને લાંબા વખત સુધી આ સંસ્થા સાથે પત્રવ્યવહાર કરેલો.

આ વિદ્યાપીઠની વૈદક શાળા ( Medical College ) પણ સુપ્રસિદ્ધ હતી. વૈદોને ઓછામાં ઓછું કેટલું જ્ઞાન હોય તો વૈદ કહી શકાય એ ધોરણ પહેલવહેલું અલેક્ઝાંડ્રીઆમાં નક્કી થયું હતું. હીરોફિલસ અલેક્ઝાંડ્રીઆનો મ્હોટામાં મ્હોટો શરીરચ્છેદક ( Surgeon ) હતો અને રાજ્યની પરવાનગી મેળવી જે ગુન્હેગારોને ફાંસીની સજા થઇ હોય, એવાં માણસોને ચીરી એમનાં શરીરનાં અવયવો તપાસતો. હીરોફિલસની આ ક્રૂરતા વિરુદ્ધ ટીકા કરનારા બીજા પણ વૈદો હતા. એમણે ઔષધશાસ્ત્રનો વિકાસ કર્યો. પરન્તુ અલેક્ઝાંડ્રીઆનો આ બુદ્ધિવૈભવ ૧૦૦ વર્ષથી વધારે વાર ન નભ્યો. એની વ્યવસ્થા નબળી પડી; વિદ્યાની આ પરંપરા લાંબો વખત ન ટકી. રાજ્યઆશ્રય, કેવળ વિદ્વાનોની માનતા જોઇ, આ વિદ્યાપીઠમાં અપાતો તેનો લાભ બીજા ટોલેમી પછી ધર્માચાર્યો અને બ્રાહ્મણો પચાવી બેઠા.

પહેલા ટોલેમીએ આ સંગ્રહસ્થાન સાથે પુસ્તકશાળા પણ કહાડી હતી. ત્યાં પુસ્તકોનો સંગ્રહ થતો અને રાજ્યઆશ્રયથી પુસ્તકો પ્રસિદ્ધ પણ કરવામાં આવતાં હતાં. આ કામ સર્વજ્ઞાનસંગ્રહની પદ્ધતિ પર થતું. કોઈ પરદેશી, મીસરમાં નવું પુસ્તક લાવ તો એની નકલ આ પુસ્તકસંગ્રહને માટે કરવા દેવી પડતી. ત્યાં ઘણા લહીઆ હતા અને ઘણાં ઉપયોગી અને લોકપ્રિય પુસ્તકોની ઘણી નકલો હમેશ ત્યાં થયાં કરતી. હાલના કોઇ વિદ્યાપીઠ પુસ્તકપ્રચારક છાપખાનામાંથી જેમ પુસ્તકો બ્હાર પડે છે ને વેચાય છે તેમ અલેક્ઝાંડ્રીઆમાંથી પુસ્તકો વેચાતાં ને એ વેપાર દેશપરદેશ સુધી ચાલતો. બીજા અને ત્રીજા ટોલેમીના વખતમાં પુસ્તકોનું ક્રમવાર પત્રક પણ કરવામાં આવ્યું હતું. એ વખતનાં પુસ્તકો જન્મોતરી કે વીંટ્ટગની માફક ગોળ ભૂંગળાં જેવાં હતાં અને અમુક ભાગ જોવામાં કે વાંચવામાં ખૂબ મહેનત પડતી. આવી મહેનત બચાવવા કેલ્લીમેકસ નામના લાયબ્રેરિયને હીરોડોટસના ઇતિહાસના બીજા ત્રીજા ટોલેમીના વખતમાં ચારેક ભાગ પાડ્યા હતા.

અલેક્ઝાંડ્રીઆના આ પુસ્તકાલયમાં, દૂર દેશાવરોથી ઘણા અભ્યાસીઓનાં ટોળેટોળાં આવતાં હતાં§ અને એમની સંખ્યા ત્યાંના વિદ્વાનો કરતાં વધી જતી. અલેક્ઝાંડ્રીઆના નાગરિકોને આ અભ્યાસીઓને માટે રહેવાખાવાનો બંદોબસ્ત કરવાનું કામ પણ એ કાળે ભારે થઇ પડ્યું હતું.

આમ છતાં થોડાં જ વર્ષોમાં અલેક્ઝાંડ્રીઆનું સાક્ષરજીવન નિર્બળ બની ગયું. સ્વતંત્રતા, નિખાલસતા અને સત્યના જ વાતાવરણમાં બુદ્ધિબળ ખીલે છે પરન્તુ પહેલેથી જ, ટોલેમીના રાજ્યઆશ્રયના જ સમયથી, રાજકીય વિષયોની ચર્ચા ઉપર ત્યાં અંકુશ હતો. એમાં પંડિતોની પક્ષાપક્ષી, લોકોના વ્હેમો અને માનીતી અણમાનીતી માન્યતાઓએ પણ વિદ્વાનોની ચર્ચાઓમાં પ્રવેશ કરી દીધો.

અલેક્ઝાંડ્રીઆમાંથી જ્ઞાન ગયું અને મિથ્યા પાંડિત્યે એનું સ્થાન લીધું. ( ડહાપણ ગયું અને દોઢડહાપણ આવ્યું ) પુસ્તકોનો ઉપયોગ બંધ થયો પણ એની પૂજા થવા લાગી. બહુ જલદીથી, ત્યાંના સાક્ષરો, એક ખાસ વિચિત્ર વર્ગના, બહુ જ અણગમતી ખાસીયતોવાળા બની ગયા.

સો સવાસો વર્ષમાં તો અલેક્ઝાંડ્રીઆમાં મનુષ્યપ્રાણીનો એક નવો જ વર્ગ ઉત્પન્ન થઈ ગયો. એ લોકો ( લાજુ લાડી જેવા ) શરમાળ, ધનચક્કર, અવ્યવહારુ, મુદ્દાની વાત જ ન સમજે એવા, નજીવી અને મામૂલીની કોઇ ઝીણી વાતમાં તણી જાય

§ ત્યાં આપખુદ ભુક્ષ સાધુઓ જવાનો પણ ઉલ્લેખ છે.

એવા વિચિત્ર હતા. પોતાના સમવયી, સમકાલિન વિદ્વાન મિત્રોની એ અરસપરસ ધર્યા કરતા ( તેજો-દ્વેષ વધારતા ), અને પોતાના સંપ્રદાયની બહારના માણસોને ધિક્કારતા—અક્કડ રહેતા. મંદિર ભગે નહીં પણ છોછ ભારે રાખતા; ગુફામાં રહેવાનું નહીં છતાં જાણે જાદુગર જેવા ભેદી લાગતા. મનુષ્યજાતિની બુદ્ધિ સુધારવાની પ્રયોગશાળાની કોઈ અણુધારી પેદાશ જેવા "ઈહં તૃતિય" જેવા એ લાગતા હતા.§

ઘણા અમૂલ્ય જમાના સુધી સાક્ષરોની આ વિચિત્ર ઓલાદે, જ્ઞાનરૂપી અગ્નિની જ્વાળાને ભભૂકી અટકાવી.

સત્ય વિચારોમાં કંઈ છુપું રાખવા જેવું હોતુંજ નથી અને વિજ્ઞાન કે ઇતિહાસનું કોઈ પણ સત્ય માણસોને તો ત્યારે જ કામમાં આવે છે કે જ્યારે એ સ્પષ્ટ અને સહેલાઈથી સમજી શકાય છે. આથી તત્ત્વજ્ઞાન કે શોધખોળનો કોઈ પણ સિદ્ધાન્ત અભિમાની, સાંપ્રદાયિક પંડિતોના હાથમાંથી કેમ બચાવી લેવો એ શોધવાનું છે. સાક્ષરોને વ્યવહારકુશળતા આવડવી જોઇએ.

વિચારના કે જ્ઞાનના જેટલા વિષયો છે તે તમામ, સામાન્ય સ્ત્રીપુરૂષો બરાબર સમજી શકે એવી રીતે પ્રમાણિકપણે રજુ થવા જોઈએ. કારણ, જનતાનું તત્ત્વ તો સામાન્ય સ્ત્રીપુરૂષો જ છે.

ઉપરનાં વચનો ૨ હજાર, ૨૧૦૦ વર્ષ ઉપરના સાક્ષરો વિષે લખાયાં છે. આશા છે કે એમાંથી પણ આપણને ચેતતા રહેવાનું કે શીખવાનું મળશે.

તા. ૨૭-૬-૨૩.
રણજીતરામ જયંતિ,
અમદાવાદ.

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

§ "He was a sort of by-product of the intellectual process of mankind."

# અજન્ટાની સુંદરીઓ

સર જે. જે. સ્કુલ ઑફ આર્ટ્સના પ્રિન્સિપાલ મિ. ગ્લેડસ્ટન સોલોમને The Women of the Ajanta Caves નામનું એક નાનકડું પુસ્તક હમણાં જ બહાર પાડ્યુંછે તેમાંથી કેટલાક સુંદર ફકરાઓનો અનુવાદ નીચે આપ્યો છે:—

સોળમી ગુફામાં ' મરણપથારી પરની રાજકુંવરી ' વાળી તક્તિ છે. એમાં એક સુંદરીની લથડતી દેહલતાનો દેખાવ છે. બીજી સ્ત્રીઓ સારવારમાં ઉભી છે. ચિત્રરચનામાં રેખાનું તાલબદ્ધ વહેણ ચિત્રની મર્મભેદક કથા સરસ રીતે રજુ કરેછે. કુંવરીના ખભા પર થઈને લટકતા છૂટા કેશનો એની દાસીઓના શ્રમસાધ્ય વેણીશણગાર સાથે મુકાબલો કરવાની કલાવિધાયકની કલ્પના સુંદર છે. ગ્લાનિની રેખાઓ એથી કેટલી ઉઘડી આવે છે ! આ સ્ત્રી અજન્ટાની સર્વ સુંદરીઓની જેમ સુંદર છે. એ આકૃતિની લટક જ જોઈતો ભાવ પ્રદર્શિત કરે છે. કલાવિધાયકે એ પ્રશાંત મુખમુદ્રાને અનાવશ્યક યથાર્થવાદથી બગાડવાનું પસંદ નથી કર્યું, કે રખને સુંદરીના મરણ સમા માનવસૃષ્ટિના ક્રૂરતમ દૃશ્યના આપણે પ્રેક્ષક છીએ એ આપણે વિસરી જઈએ. આને ઘણો જ મળતો આવતો બીજો દેખાવ સત્તરમી ગુફામાં તદ્દન જુદી જ રીતે આલેખાયો છે. એમાં મોતના પંજામાં ફસેલી બીમાર રાણી પોતાના રાજવી પતિના ચિંતાતુર વિશાળ વક્ષઃસ્થળ ઉપર ઢળેલી છે. અહીં પણ એ ઉત્કૃષ્ટ મુખ અને એ મંજુલ મૂર્તિની દરેકે દરેક પૂર્ણતા આબેહૂબ ઉતારી છે. આ સારભૂત પૂર્ણતાઓનો, વ્યાધિએ કરેલી પાયમાલીને અથવા આવા અવસાનને માત્ર ગણિકા યોગ્ય ચાળા પાડી બતાવવા ખાતર, ભોગ આપવો એ સર્વસ્વનો ભોગ આપવા બરાબર છે. કલાવિધાયકો એ જમાનામાં ખરા વિચારક હતા; અને સ્ત્રીપાત્રો આલેખવાની કુશળતાના નિકષથી નવલકથાકારોની ઉસ્તાદી આંકવી એવા સર્વમાન્ય ધોરણ પ્રમાણે એમના સ્ત્રીવિષયક ચિત્રકામોથી અજન્ટાના ઉસ્તાદોએ પોતાની ઉસ્તાદી સાબીત કરી છે. યાવની (ગ્રીક) શિલ્પવિદ્યાના ઉત્તમ દાખલાઓને અનુસરી બર્ન્સ જોન્સે પોતાની સર્વ ચિત્રમૂર્તિઓ ભાવરહિત ચહેરાવાળી ચિતરી છે. કોઈ પણ સમયનું આવું બંધન હિંદી ચિત્રકારોના આખા સ્વભાવથી વિરૂદ્ધ છે. એમની અજન્ટાવાળી કલા વાયુના જેવી સ્વતંત્ર અને આનંદી છે. એમની રસિકતા સહજ જ એમની સ્ત્રીઓને કદિ પણ અસુંદર થવા દેતી નથી. માણસજાતની બહાર સૌંદર્યનાં ગમે તે બીજાં ધોરણો હોય પરંતુ સાધારણ પુરુષ માટે સ્ત્રી દુનિયાનાં સર્વોત્તમ ભૂષણોની પ્રતિનિધિ છે. અજન્ટાના ઉસ્તાદો સ્ત્રીને પોતાની સર્વોત્તમ રૂપગુણસંપત્તિ ગણી એનો રસભેર અને અસાધારણ જ્ઞાનથી પ્રયોગ કરે છે. સ્ત્રી એમની કલાનું સુંદરતમ મહાકૃત્ય છે અને એમની કલાનો એ સૌથી વખણાયલો વિષય છે. જાણે એઓ એનાથી ધરાતા જ નથી અને જ્યારે જ્યારે બને ત્યારે ત્યારે એને પોતાની કલામાં દાખલ કરે છે; પછી વાર્તા સાથે સંબંધ હોય કે ન હોય. છતાં એનો પ્રયોગ જ્યાં થાય છે ત્યાં સૌંદર્યમૂર્તિ તરીકે જ. પુષ્પની પેઠે એમના રાજાઓ અને રાજકુંવરોની આસપાસ ફરતે બાલિકાઓના હારના હાર હોય છે. મહેલો વિભૂષિત કરનાર બાલિકાઓ છે, શેરીઓના દેખાવો પર બાલિકાઓનું જ સામ્રાજ્ય હોય છે અને

નગરોની બારીઓમાં પણ એમની જ ભીડ હોય છે. રાણી અને ભિખારીને ભિક્ષા આપતી એની દાસીઓની તક્તિવાળી પહેલી ગુફામાં પણ એમને જ ચિતરી છે. એમને ચિતરવાના કેવળ આનંદ ખાતર એ એમને ચિતરે છે; કોઈ ભાસમાન સાહિત્ય-વિષયક અથવા ધાર્મિક હેતુથી નહિ. જ્યારે સ્રીઓના ફુલહાર ગુંથતા નથી ત્યારે આ કલાવિધાયકો એમને દિવાલપર એકલવાયાં પુષ્પ તરીકે યાતો પુષ્પની જોડો અને ત્રિપુટીઓના રૂપમાં વેરે છે. સ્રીઓ અપસરા વા તેજોમય પરીઓ થઈ થઈ કમાનો પર તરે છે; મોહિની થઈ થઈ નાવિકને વિનાશ તરફ લલચાવે છે. પરંતુ મોટે ભાગે એ મરણાધીન મનુષ્ય રૂપે જ ઝળકે છે, અને મરણાધીન રૂપે જ આ કલાવિધાયકોએ એમને સર્વોત્તમ અને વારંવાર ચિતરી છે. શૃણ્ગાર સજતી, આરામ લેતી, ગપસપ કરતી, બેસતી, ઉભી રહેતી ગમે એવી ચિતરે પણ એક જાતના શોકને ભગાતા અચંબાથી જ એઓ એમને ચિતરે છે. અજન્ટાના ઉસ્તાદો પોતાના જુદો ચિતરતાં સમય ( Convention ) સ્વીકારતા, અને પોતાની પવિત્ર સંજ્ઞાઓ અને શાસ્રોક્ત લક્ષણ પ્રમાણે વર્તતા, પરંતુ એમની સ્રીઓ હમેશાં અ-સામયિક (unconventional) રહેતી. એ સ્રીઓમાં કૃત્રિમ લ્ટક ( pose ) આરોપતા નહિ પરંતુ સ્રીની પોતાની લટકની નકલ કરતા. એના હાવભાવ પરથી પાઠ લઈને અને એનો સ્વભાવ ચિતરીને એ ચુનોવ માનતા. એમને મન સ્રીઓની ભૂષણ તરીકે એટલી મોટી કીમત હતી કે નિયમોથી એનામાં ઉણપ લાવવાનું એમને ગમતું નહિ. એમને મન એ કલાના સિદ્ધાંતોથી પર હતી, કારણ એ એની સૃષ્ટા હતી. એ એની પાસેથી શીખ્યા. પોતાના શિરના દરેક ફિરાવથી, આકૃતિની દરેક વક્રરેખાથી, દષ્ટિના દરેક પાતથી, મુદ્રાથી અને લટકથી એણે એમને દાસ બનાવ્યા છે; પોતાના શણ્ગારનાં રહસ્યોથી એણે એમને જાળમાં ફસાવ્યા છે અને તે પણ પેરિસની લલના આધુનિક ચિત્રકારને ફસાવે તેથી પણ વિશેષે એના વ્યાકુળ કરે એવી વેણીઓ એઓ તીવ્ર વિવેકબુદ્ધિથી અને અવિશ્રાંત ખંતથી આલેખતા, અને પોતે યોજી શકે એવાં સુંદરમાં સુંદર આ-ભૂષણોથી અત્યંત કષ્ટ લઈને એમને અલંકૃત કરતા. જ્યારે એને ચિતરી શકતા નહિ ત્યારે પોતાના સર્વ સ્તંભો એમનાં મોતી અને ઘરેણાં વડે શણ-ગારી દેતા. અજન્ટાની આ નિખાલસ અને પૌરુષ નારીપૂજાનો જગતમાં જોટો નથી. કદાચ કોઈપણ બીજી જગાએ નારી આટલું સંપૂર્ણ અને સજ્ઞાન સન્માન પામી નથી. સત્તરમી ગુફાની કમાન પરની તક્તિમાં દાન માગતી ભિખારણ છોડી પણ કેટલી સુંદર છે! સત્ય એ છે કે એઓ સ્રી વિષે અન્ય કલ્પના જ કરી શકતા નહિ. એ એમને સાચી પ્રેરણા આપતી અને હૃદયની તાદશ્ય આલેખન કરવાની આ શક્તિ વડે એઓ એનો બદલો વાળતા. એની ઉઘાડી યથાર્થતા છતાં આપણને લાગે છે કે અજન્ટામાં સ્રી વ્યક્તિ ગણાઈ નથી પણ મૂળતત્ત્વ મનાઈ છે. એ ત્યાં માત્ર સ્રી નથી, પરંતુ દુનિયાના સૌંદર્યનો અવતાર છે. એથી કરીને એનું ભોળપણું, એનું જાદુ, એની બેદરકારી સર્વ છતાં એ 'પોતાનું ગૌરવ કદિ ગુમાવતી નથી, અને કોઇ પણું જગાએ એ હલકી પડી નથી વા મલીન થઈ નથી. આ ફુલના બગીચામાં દરેક જગાએ આપણે સુગંધિત, સગર્વ, પૂર્ણ વિકસિત ગુલાબ જોઈએ છીએ; ક્યાંય કચ કચેલું કમળ નહિ. અસલી જમાનાની ખ્રિસ્તી-કલાના સંતોને ફરતું તેજચક્ર હતું તેટલી જ સ્પષ્ટતાથી 'પ્રભુતા અને પ્રતાપ' અજન્ટાની સુંદરીઓ ફરતાં દીપી ઉઠે છે.

પહેલી ગુફામાં સંતાપ કરતી સ્રીની તક્તિ છે. હું તેની કહાણી જાણતો નથી. પરંતુ રાજા તલવાર ખેંચી એને મારવા ઉભો છે અને એ તલવારની સેવામાં શિર નમાવે છે. એ આકૃતિનું આલેખન ઉમદા છે; પીઠની રેખાઓ ઈંગ્રીસની પેન્સિલને શોભે એવી છે. પરંતુ આવી અદ્‌ભુત પગે સુંદરીનું મુખડું ગુપ્ત રાખવાનું પસંદ કરનાર કલા આપણને તાજુબ કરે એવી છે. માત્ર નમેલું શિર જ દેખાય છે. લંબા-યલા કરકમળો-લજ્જામણી જેવાં લાગણીમૃદુ નાનાં કરકમળો શિર પર ઝઝૂમે છે. પરંતુ વજ્રહૃદયી વિના-

શકના ચરણને સ્પર્શ કરવાનું એ સાહસ કરતાં નથી. માથે ભમતું મોત વાજબી છે; પરંતુ કેવી અદ્‌ભૂત રીતે કલાવિધાયક આપણને એની દયાજનકતાનો અનુભવ કરાવે છે. વિનાશની અણી પર ઉભેલા સૌંદર્યની દારૂણતાના વિચારે ગુન્હેગારનો ગુન્હો વિસરાઇ જાય છે. અને આ ચિત્ર ચિતરાયું ક્યારે? અને ક્યાં? ફ્રા. બાર્ટોલિમીઓએ મૃત ક્રુસુખ્રિસ્તના ચરણને ભેટતી પોતાની મેગડેલેન ચિતરી તેની સેંકડો વર્ષ પહેલાં હિંદુસ્તાનમાં!

મેં કહ્યું છે કે ગુફાઓમાં કોઇ પણ જગાએ સ્ત્રીને મલીન કરવામાં આવી નથી. હું ઉમેરવા ઇચ્છું છું કે એના ગર્વિષ્ઠ અને ઉંચા હોદ્દા પરથી એને ક્યાંય હલકી પાડી નથી. હું માનું છું કે આ કલાવિધાયક સાધુઓને મન જીવન માત્ર એક હતું. એમને સ્થૂલ સૌંદર્ય અને નૈતિક સૌંદર્ય વચ્ચે પણ કોઇ મોટો ભેદ નહોતો. સ્ત્રીઓને બુદ્ધથી થોડા તસુ ઉપરાંત વધુ વેગળે રાખવા જેટલો એમનામાં ભેદ નહોતો. સત્તરમી ગુફામાં બાળક અને તેની માતા બુદ્ધને પૂજે છે એ મનોહર ચિત્રમાં સ્ત્રીના કેશના દરેક ગુચ્છા પર, દરેક ઉત્કૃષ્ટ મુખરેખા પર, સુંવાળા શરીરના વાંકેવાંક પર ચિત્રકારે પ્રેમપૂર્વક મહેનત લીધી છે; જાણે બુદ્ધની પૂજારણને આટલું બધું લાવણ્ય અર્પી એ બુદ્ધનો પોતાનો મહિમા ન વધારતો હોય! અજન્ટામાં સ્ત્રી પામર નથી. એ અમોઘ ભેટ આપે છે અને અમોઘ ભેટ સ્વીકારે છે. સામાન્યતઃ ત્યાં નથી એ રમકડું કે નથી એ મોહિની, પરંતુ એ પોતાના સરજનહારને પુરુષની જેમ સમાનપણે પ્રણિપાત કરે છે. અને જો પુરુષો ખાસ કરીને પ્રભુને વધારે પાવિત્ર્યનાં ફળ ધરાવતા દેખાય છે તો સ્ત્રીઓ પ્રભુની દૃષ્ટિ સમીપે પોતાના અનુપમ સૌંદર્યની પહેરામણી ધરાવે છે. અને આ સમર્પણ પ્રભુ શું કોઇપણ રીતે ઉપેક્ષાપાત્ર ગણે છે?

આ ધાર્મિક તક્તિઓમાં સ્ત્રીને આપણે બ્હેન રૂપે નિહાળીએ છીએ. એને પ્રિયા તરીકે પણ ત્યાં નિહાળીએ છીએ અને તે ઘણીવાર. આ પ્રેમના દેખાવો ઘણા સુંદર હોય છે. પહેલી ગુફાઓમાં નાગરાજા અને એની રાણી ભેગાં મળી સુખચેનથી વાતો કરે છે એ ચિત્ર રમણીય છે; પોતાના પતિ અને પરમેશ્વર તરફ એ રાજબાલા ધીરે રહીને ચૂપકીદીથી ઉંચું જુવે છે. એ વખતનું એનું મુખારવિંદ અને રાજપતિની કોમળતમ ભાવોવાળી સ્નિગ્ધ દૃષ્ટિ એ બન્નેમાં ભાવાર્થ માધુર્ય છે. સત્તરમી ગુફા બહારના કેટલેક દરવાજે એના જેવા જ ચિત્રમાં પ્રજાની પવિત્રાઇનો ભાસ થાય છે. એમાં એ ચપળનયના બાલિકાઓ એકાંતમગ્ન પ્રેમીઓ તરફ જાળી વિષે ડોકીઆં કરે છે. અને એ આખો વિષય હલકે હાથે અને એથીએ હલકે હૈયે આલેખાયો છે. ગુફાની ઘણીખરી કમાનો પર તલ્લીન થએલાં પ્રેમી જોડલાંનાં ઉપસેલાં ચિત્રો કાઢેલાં છે. એ જોડલાં ભલે દેવદેવીઓનાં હોય પરંતુ એ પ્રેમીઓનાં જોડલાં તો છે જ —અને તે સુખી છે.

કદાચ સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય અજન્ટામાં એ જ છે—સુખ પ્રસારવું. આપણે એમને કદી ભૂલનાર નથી. અહીં જે સ્વરૂપમાં આપણે એમને જોઇએ છીએ એ કદી ન ભૂલીએ એમ આપણે ઇચ્છીએ છીએ. સ્ત્રી પ્રત્યેની કેવળ આ પદાર્થનિષ્ઠ દૃષ્ટિ હિંદુસ્તાનના ચિતારાઓની બુદ્ધિ પ્રમાણે જોતાં આ પરમાનસશાસ્ત્ર (Suporpsychology) ના જમાનામાં આપણને ગમે તે રીતે આશ્વાસનદાયક છે. આ દૃષ્ટિએ એને જોવાની આપણને નહિ જેવી જ ટેવ છે. યુરોપના બજારોની કચરાની જેમ ઉભરાતી નવલકથાઓએ સ્ત્રીની એની અદ્‌ભૂત કથા અને રહસ્યો ખુંચવી લીધાં છે. લેખકો અને કલાવિધાયકોએ આજકાલ સ્ત્રીને એના દૈવી ઉચ્ચ સ્થાન પરથી એથી પાડી માત્ર સામાન્ય મિટ્ટી જેવી—પુરુષોના જ જેવી સામાન્ય મિટ્ટી જેવી જાહેર કરવાની સ્પર્ધા માંડી છે. પરંતુ દુનિયા તો એને એથી વિરુદ્ધની ચીજ તરીકે જ ઓળખે છે અને આ ગુફામંદિરોમાં જઇ સૌંદર્ય—પારસથી વિભૂષિત થએલું સ્ત્રીનું સાચું સ્વરૂપ નિહાળી તાજા થવું લાભકારી છે. આ ચિત્રો રેપ્સ વા બોટિકીનીના ચિત્રકામથી ગમે એટલાં ભિન્ન હોય તોપણ અહીં આ દિવાલો પર સ્ત્રીનું સાચું અને પ્રતાપી ચિત્ર છે. એના સંપૂર્ણ મ્હાવાસાયક, સુંદર અને અકલંકિત સ્વરૂપમાં સ્ત્રી આપણને અહીં પુનઃ પ્રાપ્ત થાય છે. આ પૂર્વના કલાવિધાયકોએ સર્વ આગ્રહો છતાં સ્ત્રી હમેશાં જોવાશે અને ચિતરાશે એમ જ જોઈ અને ચિતરીઃ એ હમેશાં પ્રભુના અને પ્રભાતથી વિભૂષિત રહેશે એમ જ એમણે એને વિભૂષિત કરીજ.

યુ.

# પુસ્તકપરિચય અને સ્વીકાર

## પૂર્વાલાપ *

કાન્તની 'મધુર કોમલ કાન્ત પદાવલી'નો જેને જરા પણ પરિચય હતો તે રસજ્ઞો તેમનાં બધાં કાવ્યો એકત્ર વાંચવા ઘણા સમયથી આતુર હતા. આજ આટલે વરસે એ ઇચ્છા પરિપૂર્ણ થાય છે.

અત્યારે તેમની આ કાવ્યોની પ્રસિદ્ધિથી સાહિત્યમાં એક બીજી પણ ઇષ્ટ અસર થશે એમ અમે માનીએ છીએ. પ્રજાના જીવનવિકાસમાં એવા સમયો આવે છે જ્યારે પ્રજા કેટલુંક જૂનું છોડી દઇ નવા આદર્શો તથા વિચારો નવી દિશાઓ તરફ પ્રયાણ કરે છે. આ નવજીવન ઘડાવા સમયે તેના ગતકાલના સુસંસ્કારો સર્વ તાજા અને જીવન્ત રહેવા જોઇએ. હાલનો સમય સમસ્ત હિન્દ માટે એવો જ છે. એ નવજીવનની અસરથી આપણી કવિતા પણ નવા આદર્શો તરફ જવા પ્રયત્ન કરે છે. એ સમયે ગયાં ચાલીસેક વરસનાં ઉત્તમ પ્રતિનાં કાવ્યો પ્રકટ થઇ પ્રજાને કેવલ નવીનતાના મોહમાં નીચે ઢળતાં અટકાવી તેની ઉચ્ચ કાવ્યરસજ્ઞતા ટકાવી રાખવા મદદ કરશે.

દરેક માણસની કાવ્યરસજ્ઞતા સાહિત્યના વાચનથી થતા રસાનુભવથી પ્રકટે છે અને એનાથી જ રસવૃત્તિ ઘડાય છે, કેળવાય છે. દરેક વાંચનાર અને પ્રજા આખી પણ પોતાની રસવૃત્તિ પ્રમાણે કાવ્ય સમજે છે, સત્કારે છે અને એ રસવૃત્તિથી જ નિકૃષ્ટ કાવ્યો પોતાની મેળે પ્રકટ થતાં બંધ થાય છે અથવા અલ્પાયુષી થાય છે. આ રસવૃત્તિ ઘડાવા માટે ઉત્તમ કાવ્યો વાંચવાં એ એકજ ઉપાય છે. આપણા ગુજરાતી સાહિત્યમાં ઉત્તમ રસજ્ઞતા પ્રકટવા અને કેળવવા માટે કાન્તનાં કાવ્યો અતિ આવશ્યક છે. અને એ વિધાન બીજા ઘણા થોડા કવિઓનાં થોડાંજ કાવ્યો વિશે આપણે કરી શકીએ.

કાન્તનાં કાવ્યોની આ પ્રસિદ્ધિથી કાવ્યસાહિત્યમાં ઐતિહાસિક સિંહાવલોકન માટે પણ એક સારી તક મળશે. અત્યાર સુધી એમનાં કાવ્યો અસલ પ્રકટ થયેલાં જોવાને માટે જૂનાં માસિકોની ફાઇલો જ હતી, તે સિવાય કોઇ તેમના સમકાલીન સાક્ષર પ્રસંગોપાત તેનો ઉલ્લેખ કરે ત્યારેજ જાણવાનું મળતું. આ પ્રકાશનથી આપણને વિશેષ અને સપ્રમાણ સામગ્રી પ્રાપ્ત થાય છે. આ સંબંધમાં કહેવું જોઇએ કે દરેક કાવ્ય સાથે જો તેની રચના સાલ લખી હોત તો વિશેષ મદદ થાત. વસન્તમાં 'કાવ્યમાધુર્ય'નું અવલોકન થયેલું તે ઉપરથી અને 'હૃદયઝરણાં'ની પ્રસ્તાવનામાં શ્રી નરસિંહરાવે લખ્યું છે તે ઉપરથી હાલનો સામાન્ય વાંચનાર જાણે છે કે એક જ કાવ્યમાં ભાવને અનુકૂલ જૂદાં જૂદાં વૃત્તો વાપરવાનું પ્રસ્થાન શ્રી મણિશંકરે કરેલું છે. પણ ખંડશિખરિણીની શરૂઆત કોણે કરી ? "નૂપુરઝંકાર"ની ટીકામાં શ્રી નરસિંહરાવ લખે છે કે "શિખરિણીનો આ વિકાર મણિમય સેંથી નામના અનુપમ કાવ્યમાં રા. ન્હાનાલાલ દલપતરામે નવીન અને સરસ રીતે દાખલ કર્યો છે." પણ આ કાવ્ય-

* કર્તા મણિશંકર રત્નજી ભટ્ટ. મુખ્ય એજન્ટ જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. મૂલ્ય ૭-૧૨-૦.

સંગ્રહમાં પૃ. ૪૮ મે એક ખંડ શિખરિણી છે તે 'મણિમય સેથી' પછી લખાયો કે પહેલાં તે જાણવાને કશું સાધન નથી. પ્રશ્ન બહુ અગત્યને નથી. પણ અંગ્રેજીમાં આવા સંગ્રહોમાં તારિખો આપવાની પ્રથા છે તે અહીં અનુસરવામાં આવી હોત તો સારૂં. પણ કવિએ પોતાનાં કાવ્યો સિવાય પ્રસ્તાવના રૂપે કે ટીકા રૂપે કશું કહેવાનું યોગ્ય ધાર્યું નથી. અને એ જેવો છે તે રીતે જ આપણે તેને સત્કારવો જોઇએ.

કાવ્યસંગ્રહમાં દરેક કાવ્યની તારીખ આપી નથી છતાં બધાં કાવ્યો સમયાનુક્રમમાં જ ગોઠવ્યાં હોય એમ જણાય છે. આથી કવિનો વિકાસક્રમ આપણે બરાબર જાણી શકીએ છીએ. એકજ કાવ્યમાં ભાવને અનુકૂલ છન્દનો ફેરફાર તેમના ઘણા જૂના કાવ્ય 'મૃગતૃષ્ણા'માં દેખાય છે. એ કાવ્યમાં અનુષ્ટુપ અને વસંતતિલકાનું જ સાદું મિશ્રણ છે. પણ તે પછીના 'રમા' ના કાવ્યમાં છન્દોનો સંપૂર્ણ વૈભવ જણાય છે, અને 'વસંત વિજય' 'ચક્રવાક મિથુન' અને 'દેવયાની'માં એ પરાકાષ્ઠાએ પહોંચે છે. એ લાંબાં ખંડકાવ્યોમાં ભાવની સરલતા, લાલિત્ય, ગંભીરતા, કારુણ્યને અનુરૂપ કવિ છન્દો પણ બદલાવે છે. એવીજ બીજી ઉત્કૃષ્ટ શક્તિ જે કવિ પ્રારંભથી જ બતાવે છે તે થોડા ઉચિત શબ્દોમાં વર્ણન આપવાની શક્તિ છે. 'મૃગતૃષ્ણા'માં

> જાણી મધ્યાહ્નની વેળા સ્વસ્થાને સહુ જાય છે;
> અરેરે કોણ બાળા આ દોડી શ્રમિત થાય છે ?

આમાં એકજ શ્લોકથી સમગ્ર વિષયનો સુંદર ઉપોદ્ઘાત કર્યો છે. 'રમા'ના કાવ્યનો ઉપદ્ઘાત એથી એ સુંદર છે—

> વ્યોમથી જલની ધારા જોરમાં પડતી હતી
> ઢળી પલંગને પાયે સુંદરી રડતી હતી.

અને 'વસંતવિજય'માં તો

> "નહીં નાથ નહિ નાથ! ન જાણો કે સ્હવારછે !
> આ ખધું ઘોર અંધારૂં હજી તો બહુ વાર છે."

એ કાવ્યની નાયિકાના શબ્દોથી જ વિષયની પ્રસ્તાવના થાય છે. કવિના વર્ણનમાં ખાસ ખૂબી તે વર્ણનના જે વિષયો પસંદ કરે છે તેની પસંદગીમાં, હાનોપાદાનમાં રહેલી છે. 'રમા'માં—

> ન્હાના સાદા શયનગૃહમાં સ્વચ્છ દીવો બળે છે,
> વિદ્યુલ્લક્ષ્મિ પ્રબલ ચમકી જ્યોતિ સાથે મળે છે;
> સાહિત્યો કૈં બહુ નહિ દિસે, એક પર્યંક માત્ર,
> થોડાં જીર્ણાં રજની વસનો પાસમાં વારિપાત્ર.

હિન્દુ દંપતીના શયનગૃહનું આખું દૃશ્ય, સ્વચ્છ દીવો, એક પર્યંક, થોડાં જીર્ણાં રજનીવસનો અને પાસે એક વારિપાત્ર એટલીજ વસ્તુઓથી આબેહૂબ ખડું કર્યું છે. સ્થલસંકોચને લીધે આનો એકજ વિશેષ દાખલો આપીશું.

> ધીમે ધીમે છટાથી, કુસુમરજ લઈ
> ડોલતો વાયુ વાય
>
> ચોપાસે વલ્લિઓથી પરિમલ પ્રસરે
> નેત્રને તૃપ્તિ થાય.
>
> બેસીને કોણ જાણે ક્યહિં પરભૃતિકા
> ગાન સ્વર્ગીય ગાય
>
> ગાળી નાખે હલાવી રસિક હૃદયને
> વૃત્તિથી દાબ જાય.

કવિની વિશિષ્ટતા અમને તેમની શબ્દની પસંદગીમાં લાગે છે. કવિની લેખિની જાણે યોગ્ય શબ્દને શોધીને ચણી લેતી હોય એમ લાગે છે. માત્ર અર્થને યોગ્ય એટલું જ નહિ પણ કાવ્યના સંગીત અને સુશ્લેષ-દૃઢબન્ધ-દૃઢ ગૂંથણને માટે પણ એ એટલોજ યોગ્ય હોય છે. અમે માત્ર તેના દાખલા જ આપી શકીએ. ઉપર આપેલા દાખલામાં એ સ્પષ્ટ જણાઇ આવે છે. તે ઉપરાંત થોડા નીચે આપીએ છીએ.

> રે પ્હેલાં ન હતી કદી અનુભવી આવી ઉદાસીનતા
> દીઠી-શું ન કઠોર ? તેં કરુણ જે વ્યાપી મુખે દીનતા.

× × × ×

લંબાવેલા સ્વર મધુર આ વ્યોમ માંહે ફરે છે
પુષ્પે પુષ્પે વિટપે વિટપે નતનશ્રી ભરે છે;

× × × ×

ઘેરા મીઠા કુમુદ વનનો માતરિશ્વા વહે છે
ક્રીડન્તો જ્યાં તરસ અલક શ્રેણિ સાથે રહે છે;

× × × ×

પડી ઉચરતું, રડી ઉચરતું કંઈ સર્વદાઃ
પ્રિયા, હૃદયદેવતા ! પ્રિયતમા ! સખી નર્મદા !

× × × ×

જાણે શબ્દો કવિના કાવ્યમાં એ સ્થાન લેવાને નિર્માયા હોય એમ લાગે છે, અને મોટા નાના સંસ્કૃત શબ્દોને એ પોતાનું નિશ્ચિત સ્થાન લેતાં અસ્વસ્થ નથી થવું પડતું. આપણા સાહિત્યમાં સંસ્કૃતના સારા અભ્યાસીઓનાં કાવ્યોમાં પણ શબ્દોને છન્દોના માપમાં આવવા પ્રકૃતિ વિરૂદ્ધ હ્રસ્વ દીર્ઘ થવું પડે છે, પણ કાન્તનાં કાવ્યોમાં શબ્દની જોડણીનો આવો વિકાર શોધવા જતાંયે ભાગ્યેજ જડશે, એવો એમનો 'વાગ્વિભવ' છે. એ જ વિભવને લીધે તેમનાં કાવ્યમાં પ્રાસ-અન્ત્ય યમક આવી શકે છે. કાવ્યને, સંસ્કૃત વૃત્તોને, અન્ત્ય યમક આવશ્યક છે કે નહિ, એ શાસ્ત્રનો પ્રશ્ન છે, પણ આ કાવ્યોમાં એ આવવાથી તેની મધુરતા ઓરજ વધે છે એ અનુભવની હકીકત સ્વીકારવી જોઇએ. તેમના અન્ત્ય પ્રાસો અમને અતિશય ચમત્કારિક લાગે છે. એની નવીનતા, અપૂર્વતા આપણે "કિસ્તી" માં જોઇએ છીએ, પણ એનું કલાત્મક સ્વરૂપ ઉત્તરોત્તર ઠેઠ સુધી ઉત્કૃષ્ટ થતું જાય છે. એમની કલાના આ અંશ ઉપર સંપૂર્ણ લક્ષ હજુ નથી ખેંચાયું અને માટે જ અમે વાંચનારને એ ઉપર ખાસ ધ્યાન આપવા કહીએ છીએ. એક પંક્તિમાં એક વાક્ય પૂરૂં ન થતાં તે બીજી પંક્તિમાં જાય છે અને છતાં વિચાર પોતાની સ્વાભાવિક લીલામાં જ પ્રાસ પકડી લે છે; વિચારને પોતાની સ્વાભાવિક ગતિ છોડી પ્રાસ લેવા જવું પડતું નથી. આના ખાસ દાખલા સંભાળના ભયથી આપી શકતા નથી. અમે અહીં આપેલા સર્વ દાખલામાં એ ગુણ પ્રતીત થાય છે અને રસજ્ઞ વાચક પોતાની મેળે તે શોધી લેશે એમ અમને શ્રદ્ધા છે.

આજ વાગ્વિભવથી તેમનાં બધાં કાવ્યોની શૈલી અસ્ખલિત પ્રવાહથી વહે છે, હમેશાં સુશ્લિષ્ટ અને સંગીતમય હોય છે. કાવ્યમાં બે પ્રકારનું સંગીત હોય છે. એક તેના શબ્દના ઉચ્ચારનું સંગીત અને બીજું તેનું રાગ સંગીત. રાગવાળાં કાવ્યો કવિએ થોડાંજ લખેલાં છે અને છેવટે ગાયનો પણ આપેલાં છે તે ઉપરથી એ શુદ્ધ સંગીત તો પારખી શકાશે. પણ કેવળ શબ્દસંગીતમાંયે કવિનો ખાસ ઉત્કર્ષ છે. થોડા દાખલા લઇએ:

વીજળી વ્યોમ છટાથી તરે છે,
ઘોર ઘટા ઘન શોર કરે છે:
જોબન જોર ભરે છે એના અંગમાં રે.

એમાં યમક અને સમાન વર્ણોથી સુંદર સંગીત થાય છે.

પ્રભુના ગિરિથી અવતરે શાંત સદાશિવ નીરઃ
શમવે મનુકુલ તાપને છાયા તરુવર તીર!
શીતલ સૌમ્ય સુધારસા, સુંદરી!
રેલી રહો જઇ લહરે રે.

વળી કવિ ન્હાનાલાલની—

વાંસળી વાગીને મારી છાતડી જાગી
દેવાનાં હેત વ્હેતી વાંસળી વાગી

એ પંક્તિઓ આ કવિના કાવ્યમાં કેવું કલાત્મક રૂપ લે છે—

આજે તે અજવાળે આંખડલી સખી
અંતર ઉપર ઉપરે આલમ નૂર જો
"હેત દયાનાં વહતી વાજે વાંસળી"§
ઉરે સ્વર આકાશે અંદર દૂર જો

'સાગર અને શશી' તો દરેક કાવ્યરસિક જાણે જ છે.

આપણે ઉપર જણાવ્યું તેને વ્યંજનસંગીત કહેવું જોઇએ કારણ કે વ્યંજન સિવાય કેવળ સ્વરવર્ણોથી

§ આ પંક્તિ પહેલાં અવતરણોમાં લખેલી છે

પણ સંગીત આવી શકે છે અને કાવ્યમાં એ વધારે ગૂઢ અને ચમત્કારી હોય છે. બે જ દાખલા લઇએ:

> અહા ! શા આજ વર્ષાવે સ્વરો આત્મા પરે, આશા !
> બળેલો આર્ત્ત એ શો એ સ્વરસ્નાને ઠરે, આશા !

જાણે 'આશા' શબ્દના જ સ્વરો લઈ આખું કાવ્ય નિર્મ્યું હોય નહિ ! એવો જ બીજો દાખલો—

> અમે ચેલા બધા ઘેલા : પ્રભુની પાઠશાળાના !
> અમે ઘેલા અને મેલા : પ્રભુની પાઠશાળાના !

એ આખું કાવ્ય.

તે સિવાય આ કાવ્યસંગ્રહથી એ પણ જોઇએ છીએ કે કવિએ અનેક પ્રકારનાં કાવ્યો લખ્યાં છે. તેમનાં અંજની ગીતો તો સુપરિચિત હતાં પણ તેમની નાની નાની ગઝલો પણ જોવા મળે છે. એ બધાં કાવ્યોમાં એ જ સંગીત, શબ્દમાધુર્ય, હૃદયંગમતા દૃષ્ટિએ પડે છે. કાવ્યના પ્રકારો, તેની રીતિ, વસ્તુ વગેરે જોતાં કલાપી, શ્રી ન્હાનાલાલ, શ્રી નરસિંહરાવ વગેરે કવિઓનાં કાવ્યોની દિગ્રેખાઓ અહીંથી નીકળતી નજરે પડે છે. અલબત્ત આ અમે માત્ર ઇતિહાસદૃષ્ટિએ જ કહીએ છીએ; કોઈ બીજા કવિનાં કાવ્યોની તુલના કે તજ્જન્ય અભિપ્રાય આપતા નથી.

આ કાવ્યસંગ્રહથી સહેજે જોઇ શકાય છે કે કવિનાં સઘળાં કાવ્યો મુક્તકો જ છે. પણ તેમાં પણ એક ક્રમ પ્રતીત થાય છે. પ્રથમનાં કાવ્યો ટૂંકાં છે, માનુષભાવનાં છે, ભાવમાં સરલ છે, તે ઉત્તરોત્તર લાંબાં થતાં જાય છે, ભાવમાં વધારે ગંભીર થતાં જાય છે, તેનો રંગ ઘેરો થતો જાય છે અને અંતે ઉધ્ધર જણાવ્યાં તે લાંબાં ત્રણ ખંડકાવ્યો જન્મે છે. પછી ધીમે ધીમે ભક્તિપ્રધાન થતાં જાય છે. માનુષભાવને અતિક્રમી આગળ જાય છે, ભાવની ગંભીરતા મનોહરતા એની એ જ રહે છે પણ કાવ્યો ટૂંકાં થતાં જાય છે. પહેલાંના બલને બદલે તેમાં દીનતા ભક્તિ આવે છે.

તેમનાં લાંબાં કાવ્યો વિશે અહીં વિશેષ અમે લખી શકીએ તેમ નથી. 'વસંતવિજય' અને 'ચક્રવાક મિથુન' વિદ્વાન સાક્ષરોની ટીકા સાથે પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે અને તેમના પર વિશેષ કહેવાને આ સ્થાન નથી. રસિક વાંચનારનું ધ્યાન એક બીજી દિશા તરફ દોરવું અમને જરૂરનું લાગે છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં આપણે કાવ્ય વિશે કેટલાએક ઉત્તમ વિચારો જોઈએ છીએ. પણ શાસ્ત્રકારોની વર્ગીકરણ બુદ્ધિને લીધે રસ અને ભાવોના વર્ગો બંધાઇ ગયા અને પછીની બુદ્ધિ એ વર્ગો ભેદી ન શકવાથી પેટા વર્ગીકરણમાં ઉતરી પડી; રસ અને ભાવ, રસની કવિતા ઉત્તમ અને ભાવની કવિતા ઉતરતી એવા વિચારો રૂઢ થઈ ગયા. આથી કવિતા અમુક જ ક્ષેત્રમાં બેડાઇને ઉતરી ગઈ અને રસની ગણનામાં નહિ આવેલા ભાવો કવિતામાં આવવા રહી ગયા. આ વર્ગીકરણ પશ્ચિમનાં કાવ્યોના પરિચયથી ભેદાયું અને માનવ હૃદયના અનેક ભાવો કાવ્યમાં પ્રતિબિંબિત થવા લાગ્યા. આવા ભાવોનાં કાવ્યોમાં કવિએ અપ્રતિમ કુશલતા બતાવી છે. 'રમા' 'અતિજ્ઞાન' 'સ્નેહશંકા' 'અગતિ ગમન' 'આશાગીત' 'માનસસર' વગેરે અનેક આ પ્રકારનાં કાવ્યો છે. જે ભાવો સામાન્ય માણસ ભાષામાં ભાગ્યે જ મૂકી શકે છે, જે ભાવો વ્યક્ત કરવાને કાવ્યની પરંપરા ગૂજરાતી સાહિત્યમાં નહોતી, તે કોમલ ભાવો તેમણે કાવ્યમાં સુરેખ ઉતાર્યા છે. તેમનાં 'વસન્તવિજય' 'ચક્રવાક મિથુન' જેવાં ખંડકાવ્યો પણ આ પ્રકારનાં જ છે.

જીવનમાં વિલાસ છે અને આ કાવ્યોમાં પણ વિલાસને સ્થાન છે. પણ આ કાવ્યોનો વિલાસ તે નિર્બળ અતૃપ્તિની લોલુપતા નથી, તેમ જ સ્વાર્થમય *અન્ધતા પણ નથી, પણ તેમાં સ્વાસ્થ્ય છે, કોમલતા* છે, કલા છે, સ્ત્રીત્વ તરફ નિઃસીમ આદર છે અને શુદ્ધ પ્રેમ છે. થોડા દાખલાથી કદાચ અમારું વક્તવ્ય સ્ફુટ થશે.

> પ્રાણો આપણાનો ત્યારે યોગ થયો,
> અંગે અંગનો ઉત્તમ ભોગ થયો;
> અને આખર આમ વિયોગ થયો !
> મને સાંભરે આપણી રાત, સખી !
>
> 'આપણી રાત'.

હૃષ્ટ ઉડે ચરણો પ્રિય પાસે
મોહ કરે મધુરું મુખ હાસે;
ધસતો ભાસે વીર કુશલ રતિજંગમાં રે!
'મત્ત મયૂર.'

રહી જરા ફરી પાછો છૂટો થાય શરીરથી:
"પ્રિયે સ્પર્શ કરું શું હું? અધિકાર જરા નથી!"

× × × ×

રજની મહિ સખી ધણીક વેળા,
નયન મળો નહિ ઊંઘ જાય ચાલી:
કરી તુજ શિરકેશ સર્વ ભેળા,
વદન સુધાકરને રહું નિહાળી.
'અતિ જ્ઞાન.'

પ્રણયની પણ તૃપ્તિ થતી નથી:
પ્રણયની અભિલાષ જતી નથી:
સમયનું લવ ભાન રહે નહિ:
અવધિ અંકુશ સ્નેહ સહે નહિ!
'ચક્રવાક મિથુન.'

શિરકેશ સુકોમલ સોહી રહ્યા,
સ્મિત જોઈને તારક મોહી રહ્યા;
કામધેનુ શી બાલક દોહી રહ્યા
તને મૂર્તિ મનોહર માશુકની!
'મનોહર મૂર્તિ.'

કવિનાં છેવટનાં કાવ્યો અમે કહ્યું તેમ ભક્તિ તરફ વધારે ઢળતાં છે. શરુઆતનાં કાવ્યોમાં જગતનાં દુઃખોથી, વિષમતાથી કવિને આઘાત થતો આપણે ઘણી જગાએ જોઈએ છીએ.

નથી ઇશ્વર દુઃખીનોઃ થયું જે જે હતું થવું:
દુનિયામાં હવે શાને, અરે રે! હાય! જીવવું?
'મૃગતૃષ્ણા.'

કલ્પના પણ કવિને ચિત્રો બતાવી ઉદ્વિગ્ન કરે છે. અતિ જ્ઞાનનું દુઃખ દુભાવવા જોનિંદીને રીસી પી લેઆત થયું પડે છે. વસન્તના વિજયનું પણ પરિણામ એવું આવે છે કે કવિથી કહેવાઇ જાય છે કે:

નહીં આવે આથી ગત સમયમાં દૂર હૃદય:
ચક્રવાક મિથુનમાં પણ સ્નેહીને એમ જ કહેવું પડે છે કે:

આ ઐશ્વર્યે પ્રણયસુખની, હાય! આશા જ કેવી!

આ ક્ષોભ છેવટે ઇશ્વરભક્તિમાં શમે છે. કવિનું આજે અન્ય પ્રકારે આ આયું નમે છે અને ઇશ્વરની ભક્તિનાં, પશ્ચાત્તાપનાં, આભારનાં, પ્રાર્થનાનાં, આશીર્વાદની યાચનાનાં, અનેક કાવ્યો સ્ફુરે છે. આ પછીનાં કાવ્યો ઘણાં ટૂંકાં પણ છે.—કદાચ આ મંથનમાં, આ ક્ષોભમાં, કવિના હૃદયગ્રહનો એટલો હ્રાસ થયો? પણ કવિનું દૃષ્ટિબિન્દુ ફરી ગયું અને ચક્રવાક મિથુનનો છેલ્લો શ્લોક

અધિક એહ પ્રકાશ ગયો જતો:
જન જનાર તણો વધતો જતો.
અમિત એ અવકાશ તણી મહીં,
કયહીં જ ચેતન એક દિસે નહિ.

હતો તેને બદલે આ સંગ્રહમાં

કયહિં અચેતન એક દિસે નહીં

એ પ્રમાણે કવિએ પ્રેમીઓના મૃત્યુમાં પણ ચેતનસિદ્ધિ જોઇ.

અત્યાર સુધીમાં જે જે કવિઓની કૃતિઓ આપણા સાહિત્યમાં પ્રસિદ્ધ થઇ છે તે સર્વમાં આ સંગ્રહ ઘણો નાનો જણાશે. પણ માત્ર કદ કે સંખ્યા તરફ નહિ જોતાં સાહિત્યના ચિરંજીવ અંશો તરફ નજર કરીશું તો આ પૂર્વાલાપને આપણા સાહિત્યમાં અપૂર્વ સ્થાન જરૂર આપવું પડશે. કવિનો આ પૂર્વ-આલાપ જ છે. અત્યારે ગુજરાતમાં જે નવજીવન સર્વત્ર ઉદય પામે છે તે સમયે કવિ 'નવયુગ'નો 'નવલ નાદ' સુણીને આપણને થોડા સમયમાં ફરી પોતાનો કાવ્યાલાપ સુણાવશે એમ આશા રાખીએ.

**આર્યોના તહેવારોનો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ**—લેખક અગ્રેજી. ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ. પ્રકાશક કિશોરલાલ ઘ. મશરૂવાળા, મહામાત્ર, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. પૃ. ૫૮૮. કિંમત રૂ. ૩-૮-૦.

ગુજરાત પુરાતત્ત્વદ્વારા આસ્તી સાહિત્ય પ્રવૃત્તિને માટે ગૂજરાત વિદ્યાપીઠને ખરેખર ધન્યવાદ ઘટે છે. હજુ 'બુદ્ધલીલાસારસંગ્રહ'ને પ્રસિદ્ધ થયાં થોડોજ સમય થયો છે એટલામાં એવું જ આ બીજું ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરી એ સંસ્થાએ સાહિત્યમાં વિશિષ્ટ ઉમેરો કર્યો છે.

તહેવારો એ પ્રજાના જીવનને રસમય કરનાર, તેના ભાવને પ્રકટ કરનાર અને ઐતિહાસનાં અવશેષોને જીવન્ત રાખનાર પ્રજાનું એક અંગ છે. કોઇ પણ પ્રજાનો ઉત્સાહ અને જીવન તરફની વૃત્તિ તેના તહેવારો ઉપરથી સમજી શકાય. પ્રજાના તહેવારો સમજવા એ પ્રજાને સમજવાની એક કુંચી છે.

હાલ આપણા જીવનમાંથી રસ ઉડી જતાં તહેવારોમાંથી પણ આપણો રસ ઉડી ગયો છે. એ સમયે તહેવારોનું રહસ્ય આપણે જાણવાની ઘણી જરૂર છે.

પુસ્તકની શરૂઆતમાં લેખકે કાલ સંબંધી, જ્યોતિષ સંબંધી, ઋતુ માસ વાર પંચાંગ અને હિંદની જૂદી જૂદી વર્ષગણનાની પદ્ધતિ વિષે ઘણો વિદ્વત્તાભરેલો લેખ લખ્યો છે. અને પછી દરેક માસવાર તહેવારોનું નિરૂપણ કર્યું છે. તેમાં પૌરાણિક, ઐતિહાસિક, સામાજિક, નૈતિક દરેક દૃષ્ટિએ વિવેચન કરેલું છે. વિવેચનપદ્ધતિ બતાવવા માટે એક ગમે તે દાખલો લઈએ છીએ. દીપોત્સવના તહેવાર નીચે શાસ્ત્રોક્ત વિધિ, ચાલુ રૂઢિ, ધર્મની ઉન્નતિ કે અવનતિ, દેવતાઓની મૂર્તિઓ, વેદકાળના વૈદિક, પુરાણકાળના વૈદિક. મૂર્તિપૂજાના ફાયદા, મૂર્તિપૂજાના સંબંધમાં આક્ષેપો, દેવસ્થાનોની શોચનીય સ્થિતિ એટલા મુદ્દા ચર્ચેલા છે. પુસ્તક ઇતિહાસના શોધકને, સમાજના અભ્યાસીને અને એક બાળકને પણ એટલું જ રસવાળું લાગશે. કેટલીએક બાબતમાં તો આ પુસ્તકની હકીકત વાંચી અમને અમારા સમાજના અજ્ઞાનને માટે ખરેખર શરમ આવે છે.

પુસ્તક જોતાં ખાતરી થાય છે કે " પ્રત્યેક વ્યક્તિના વિચારમાં ચૈતન્ય ઉત્પન્ન થાય અને તે સ્વત્વ ભૂલ્યા વિના નવીન દૃષ્ટિએ આપણા રીતરિવાજો પરિશુદ્ધ કરે " એ કર્તાનો ઉદ્દેશ આનાથી સફળ થશે.

અમે આશા રાખીએ છીએ કે વાંચવાનો શોખીન કોઈ પણ આ પુસ્તક વાંચ્યા વિના નહિ રહે.

હિમાલયનો પ્રવાસ અને ઉત્તરાખંડની યાત્રા—લેખક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. નવજીવન પ્રકાશન મન્દિર—અમદાવાદ. કિંમત રૂ. ૦—૧૨—૦.

આપણામાં પ્રવાસનું સાહિત્ય વિરલ છે. જે કાંઇ છે તે પણ ઘણે ભાગે પર મુલકના પ્રવાસનું સાહિત્ય છે. પણ આપણા દેશનું સૌન્દર્ય તો આપણે સાહિત્યદ્વારા પણ જોયું જ નથી હોતું. આથી વિચારમાં અને મુસાફરીમાં બન્નેમાં આપણો દેશ આપણને સૌથી વધારે છેટો પડે છે.

ભૂગોળની એક ઘણી વખણાએલી જુની ચોપડી*માં મુખપૃષ્ઠપર નીચેની પંક્તિઓ હતીઃ—

જૈસે સદેશ મુલ્કોંકી કરના
યહ તમાશા કિતાબમેં દેખા
આપ ફના હોકર જાતમેં મિલના
યહ તમાશા હમાબમેં દેખા
આપ મુખ્ત ઓરકું સિજ્જત
યહ તમાશા કમાબમેં દેખા

આ પુસ્તક વિષે પણ કહી શકીએ કે ગાદી પર આરામથી બેઠાં બેઠાં આ પુસ્તકની મદદથી હિમાલયની અને ઉત્તરાખંડની યાત્રા કરી શકાશે. હિમાલયની ભવ્યતા, પુણ્યસ્થાનોની પવિત્રતા, સંતનો સમાગમ, ઘરમુસાફરીના અવનવા અનુભવો *સર્વનો આનંદ કરી શકશે.*

હાલની કેળવણીમાં જેનું સૌથી વધારે દુર્લક્ષ થતું હોય એવો વિષય આપણા દેશની ભૂગોળ છે. પગરસ્તે કરેલી યાત્રાની જૂની પદ્ધતિ પણ નવાં સાધનો થતાં નાબૂદ થઇ છે, અને તેથી આપણને આપણા દેશનું કેવળ અજ્ઞાન જ રહે છે. દેશનું

* દસ્તામલક એવું તેનું નામ સ્મરણમાં છે.

એકત્વ સમજવાને માટે આપણી પાસે પૂરો અનુભવ જ હોતો નથી. આ પુસ્તકથી કેળવણીની આ મોટામાં મોટી ખોડ ઘણે અંશે પૂરી પડે છે.

પ્રવાસના પુસ્તકમાં માત્ર પ્રવાસના દેશનો જ નહિ પણ પ્રવાસ કરનાર પ્રવાસીનો પણ પરિચય થાય છે. 'કાકા'નો પરિચય આપણને નવજીવનના તંત્રી તરીકેનો, મહાવિદ્યાલયના અધ્યાપક તરીકેનો અનેકધા થયો છે પણ 'કાકા' નો માણસ તરીકેનો પરિચય આ પુસ્તકમાં જ થાય છે. પ્રવાસમાં માણસ પોતાના ખરા સ્વરૂપમાં દેખાય છે એ સર્વનો અનુભવ હશે.

આ પુસ્તકમાં 'કાકા'નો કવિ, ફિલસુફ, સમાજશાસ્ત્રી, વિચારક વગેરે અનેક રૂપે આપણને પરિચય થાય છે. પુસ્તકના વિષયમાં 'કાકા' એટલા તદાકાર થયા છે કે આ તે નગાધિરાજની સૌન્દર્યસમૃદ્ધિ કે કાકાની કાવ્યસમૃદ્ધિ, હિંદની ભૈતસમૃદ્ધિ કે કાકાની ફિલસુફીદૃષ્ટિ, સમાજસંસ્થાઓનું રહસ્ય કે કાકાનું સમાજશાસ્ત્રનું જ્ઞાન એ નક્કી કરી આપવું અમને મુશ્કિલ લાગે છે. અને અમને માત્ર બન્નેના પરસ્પર ઔચિત્યની જ પ્રતીતિ થાય છે.

આખું પુસ્તક બહુ જ ઉત્સાહપ્રેરક શૈલીમાં લખાયું છે. હિમાલયના સરોવરમાં નહાવાથી લેખકને જેટલી તાજી સ્ફુર્તિ થઇ હશે તેટલી આ પુસ્તક વાંચવાથી થાય છે. આપણા જુવાન વર્ગનું સાહસ આવાં પુસ્તકોથી હિમાલયના જેવી અચલતા, ઉન્નતતા અને શુચિતા તરફ દોરાશે એમ આશા રાખીએ છીએ.

ઇશુખ્રિસ્ત—લેખક કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા. રાષ્ટ્રીય વિદ્યામન્દિર-સત્યાગ્રહાશ્રમ. સાબરમતી. નવજીવન પ્રકાશન મન્દિર—અમદાવાદ. કિંમત રૂ. ૦–૬–૦.

આ લેખકે શરૂ કરેલી અવતારલીલા લેખમાળાનો આ પાંચમો મણકો છે. આ લેખમાળામાં ઇશુખ્રિસ્તનો સમાવેશ કર્યો તે પ્રશંસનીય છે. પરધર્મો તરફ આપણે હિન્દુઓ બહુ સહિષ્ણુતા રાખીએ છીએ એમ કહી આપણે ઘણી વાર મગરૂર થઇએ છીએ. અને આપણા ઇતિહાસમાં એ ગૌરવ ધરવા જેવી બાબત છે પણ ખરી. પણ અત્યારે આપણી પરધર્મ તરફની વૃત્તિ સમભાવજન્ય સહિષ્ણુતાની કહેવા કરતાં પરવસ્તુ તરફની સ્વાભાવિક જિજ્ઞાસારહિત જડતાની કહેવી વધારે ઉચિત છે. અને આ વૃત્તિને આપણે स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः નો ખોટો અર્થ કરી પુષ્ટ કરીએ છીએ. આપણે જાણવું જોઇએ કે ધર્મસહિષ્ણુતા એ એક સદ્‌ગુણ પણ કેવળ નિષેધાત્મક સદ્‌ગુણ છે, અને પરધર્મ તરફ સમભાવ, તેની જિજ્ઞાસા, તેના સદંશોની કદર એ આપણી બુદ્ધિ અને ધર્મવૃત્તિ બન્નેને માટે વધારે આવશ્યક અને ઉચ્ચતર વૃત્તિ છે.

આ પુસ્તકમાં આર્યદૃષ્ટિથી ઇશુખ્રિસ્તના જીવન અને ધર્મની સમાલોચના કરી છે અને એમ કરતાં ખ્રિસ્તી ધર્મને અન્યાય કે હાનિ થઇ હોય એમ અમે માનતા નથી. આની આગળ બુદ્ધનો લેખ પ્રકટ થઇ ગયો છે ત્યારે બન્નેના ઉપદેશોનું સામ્ય, અને ઇશુના જીવનનાં અઢાર વરસની હકીકત મળતી નથી એ ઉપરથી ઇશુને કોઈ બુદ્ધ ભિક્ષુ પાસેથી બોધ મળ્યો હશે એવો પુરાતત્ત્વવેત્તાઓએ તર્ક કર્યો છે એનો ઇશારો કર્યો હોત તો કાંઈ ખોટું ન ગણાત એમ અમે માનીએ છીએ.

પુસ્તક ગમે તેવો ગુજરાતી સમજી શકે એવી રીતે તે સમયની ઇતિહાસભૂમિકા આપીને લખ્યું છે. વળી મુખ્ય મુખ્ય સ્થાનો બતાવવા નકશો પણ આપ્યો છે. કેટલાએક પારિભાષિક શબ્દો અને જાણવાજોગ હકીકતની છેવટે ટીપ પણ આપી છે. અમને શ્રદ્ધા છે કે પહેલાંના લેખોની પેઠે આ લેખ પણ ગુજરાત સત્કારશે.

ચંપારણ્યમાં મહાત્મા ગાંધીજી—યુગધર્મ ગ્રન્થમાળા નં ૩. મૂળ લેખક બાબૂ રાજેન્દ્રપ્રસાદ. શ્રી મહાદેવભાઇના બે બોલ સાથે. પ્રકાશક સુમન્ત મહેતા, યુગધર્મ કાર્યાલય, અમદાવાદ. પૃ. ૨૨૦, સચિત્ર

પૂરું રૂા. ૧-૪-૦. પાકું બાંધેલું પૂરું રૂા.૧-૮-૦. સત્યાગ્રહની લડત. જે રીતે અમલમાં આવી તે રીતમાં કાંઇક યોજના દેખાય છે. સૌથી પ્રથમ તેને હિન્દના માણસોએજ હિન્દનાજ એક રાજદ્વારી હકના રક્ષણમાં દક્ષિણ આફ્રિકામાં અમલમાં મૂકી જે દેશ હિન્દથી દૂર છે, જ્યાંની પ્રત્યક્ષ અસર હિન્દ ઉપર ન થાય છતાં હિન્દને તેમાંથી કેળવણી મળે. તે પછી હિન્દના પ્રાન્તિક સવાલોમાં તે અમલમાં મૂકાઇ, જેવા કે ચંપારણના અને ખેડાના. અને તે પછી જ તે આખા હિન્દમાં સ્વીકારાઈ. આખી લડતમાં તેનો વિસ્તાર વધતો ગયો, તેનું કાર્યક્ષેત્ર વધતું ગયું, તેની વ્યાપકતા વધતી ગઇ, પણ પહેલેથી છેલ્લે સુધી તેનો એકજ સિદ્ધાન્ત રહ્યો અને પરસ્પર વિરોધી બલો પણ એનાં એજ રહ્યાં.

ચંપારણનું આ યોજનામાં અગત્યનું સ્થાન છે. આપણી લડતમાં એ એક સ્વતંત્ર પ્રકરણ છે અને માટેજ અસહકારનો અભ્યાસ કરવાને તે બહુજ યોગ્ય છે.

આ પુસ્તક, લડતમાં ભાગ લેનારા એક વિચારશીલ વિદ્વાને લખ્યું છે અને યુગધર્મ ગ્રન્થમાળાએ તેનું આવું સુંદર ભાષાન્તર આપણને આપ્યું તે યોગ્ય જ કર્યું છે.

પુસ્તકનો ઉપોદ્ઘાત, મહાદેવ દેસાઈએ 'બે બોલ'માં પોતાને સુલભ રસિક શૈલીથી કર્યો છે. પુસ્તકના ઉત્તરાર્ધમાં આ વિષયનાં લગતાં નવજીવનનાં બીજાં લખાણો લઇ અને અંતમાં લડતના ક્રમની તારિખવાર નોંધ આપી પુસ્તકને સર્વ રીતે ઉપયોગી બનાવ્યું છે. અમને આશા છે કે આ ગ્રન્થમાળાનાં બીજાં પુસ્તકોની પેઠે આને પણ સત્કાર મળશે.

**નૈવેદ્ય**—બંગાળીમાંથી અનુવાદ કરનાર નરસિંહભાઈ ઇશ્વરભાઇ પટેલ. 'શાન્તિનિકેતન. મુખપૃષ્ઠ પરથી જણાય છે કે કવિ રવીન્દ્રનાથની મૂળ બંગાળીગાથા ઉપરથી કરેલો આ ગૂજરાતી અનુવાદ છે. કવિને વિશ્વવિખ્યાત કરનારું અંગ્રેજી ' ગીતાંજલિ 'માં આ 'નૈવેદ્ય'માંથી લીધેલાં કેટલાંએક કાવ્યો આવે છે અને એવાં કાવ્યો આપણે ઓળખી શકીએ માટે તે તે કાવ્યો નીચે ગીતાંજલિના કાવ્યની સંખ્યા આપી છે જેથી બંગાળી નહિ જાણનાર પણ તેના અંગ્રેજી સાથે અનુવાદ સરખાવી શકે. શરૂઆતમાં કવિનો સુંદર ફોટોગ્રાફ આપ્યો છે.

અનુવાદ ગૂજરાતી ગદ્યમાં કર્યો છે અને મૂળની કવિતા ગદ્યભાષાન્તરમાં ઉતારવા પ્રયત્ન કર્યો છે. અમને બંગાળીનો અભ્યાસ નથી પણ મૂળ જોતાં જણાય છે કે મૂળ કાવ્યો ઘણાંખરાં સુગેય છે અને બધાં પદ્યરચનાનાં છે. એવાં કાવ્યોને ગદ્યમાં ઉતારતાં તેમનું અરધું સૌન્દર્ય અને ચમત્કાર જતાં રહે એ સ્વાભાવિક છે. માટે જ સંસ્કૃતમાં કાવ્યના ભાષાન્તરને મૂળની 'છાયા' કહે છે.

ગેય કાવ્યોના ગદ્યભાષાન્તરમાં કેટલીક ખાસ મુશ્કેલીઓ છે. અને તે આ સંગ્રહમાં દેખાય છે. ગીતનું ધ્રુવપદ રાગની આવશ્યકતાથી આવે છે અને તેને લીધે ગીતની કડીના અર્થ સાથે તેનો અર્થ પૂરેપૂરો બેસે નહિ તો પણ રાગની પૂર્ણતામાં તે જૂદો પડી જતો નથી. પણ ગદ્યભાષાન્તરમાં તે એકદમ જૂદો પડી જાય છે.

સંસાર જે વારે મન ખેંચી લે, પ્રાણ જ્યારે જાગે ના, ત્યારે નાથ તને પ્રણમીને તારાં ગીત ગાતો બેસું. શૂન્ય મનની મારી વૃથા ભેટ, ફુલ વિનાની પૂજાસામગ્રી, ભક્તિ વિનાનો સૂર એ સૌ, હે અંતરજામી, ક્ષમા કર.

સંસાર જેવારે મન ખેંચી લે, પ્રાણ જ્યારે જાગે ના.
નૈવેદ્ય. ૬.

હવે તેને મૂળ સાથે સરખાવીએ:

સંસાર જબે મન કેડે લય
જાગે ના જખન પ્રાણ
તખનો હે નાથ પ્રણમિ તોમાય
ગાહિ બોસે તવ ગાન !

અંતરયામિ ક્ષમ સે આમાર
શૂન્य મનેર વૃથા ઉપહાર
પુષ્પ વિહીન પૂજા આયોજન
ભક્તિ વિહીન તાન
સંસાર જખે મન કેડે લય
જાગે ના જખન પ્રાણ.

ગૂજરાતી અનુવાદમાં "સંસાર જે વારે મન ખેંચી લે, પ્રાણ જ્યારે જાગે ના" એ પંક્તિ તેની ઉપરની કડીથી વિખૂટી પડી ગયેલી લાગે છે, પણ મૂળ બંગાળીમાં સંગીતના બળથી ઉપરની કડી સાથે તે સંપૂર્ણ ભાવૈક્ય પામે છે. સંગીત અને અંત્યયમક, પ્રાસ, આ રીતે કાવ્યના અર્થમાં ભાવ-એકતા ખીલવવા સહાયભૂત થાય છે. કાવ્ય નૈવેદ્ય ૯ માં પણ આજ કારણથી અર્થવિશ્લેષ જણાય છે.

નૈવેદ્ય ૨ માં

"સ્પર્શમણિનો તારો જે દીવો તેની જ્યોત સ્થિર. મારાં સૌ કાળાં કલંકને પલકમાં સોનું કરી દે. મારા આ ઘરમાં તારે પોતાને હાથે ધરદીવો પ્રગટ."

'સ્થિર' શબ્દ આગળ વાકય પૂરૂં કર્યું છે અને નીચે ટીપમાં સમજુત આપી છે કે મૂળમાં હોવું ક્રિયાપદ અધ્યાહત છે અને ગૂજરાતીમાં પણ એ રહી શકે જેમકે "એક હતો કુંવર, એનું નામ સદેવંત." પણ ગૂજરાતીમાં અમુક જ જગાએ એ અધ્યાહાર શોભે છે. પણ મૂળ જોતાં અમને એ સ્થલે વાક્ય પૂર્ણ કરવાની જરૂર જણાતી નથી–

પરશ મણિર પ્રદીપ તોમાર
અચપલ તાર જ્યોતિ,
સોના કરે નીક પલકે આમાર
સબ કલંક કાલો !
આમાર એ ધરે આપનાર કરે
ગૃહદીપખાનિ જ્વાલો.

બીજી પંક્તિમાં છેડે અલ્પવિરામ છે.

કોઇ કોઇ જગાએ અનુવાદ કિલષ્ટ લાગે છે. જેમકે–

જે માર્ગે મને તેં રખડતા મૂક્યો છે તે માર્ગે રખડીશ, પણ તારે ચરણે મારાથી જવાઓ! મારો સૌ થાક ઉતારીને મારો શ્રમ વહી લેવાઓ!...૨૦

પણ અનુવાદની આ સાધારણ મુશ્કેલીઓ છે તે બાદ કરતાં નૈવેદ્યનું ભાષાન્તર અમને સુંદર લાગ્યું છે. અસલનું સર્વ સૌન્દર્ય એમાં નથી પણ અસલ કેટલું સુંદર હશે, કેટલું ભવ્ય હશે તે આ ભાષાન્તર-દ્વારા કલ્પી શકાય છે. અને અસલનો અર્થ તો સંપૂર્ણ ગ્રહણ કરી શકાય છે. અભ્યાસને માટે આ ભાષાન્તર ઘણું મદદગાર થાય.

દુનિયાના સાહિત્યમાં હિંદનાં ભક્તિનાં પુસ્તકોનું કદાચ અદ્વિતીય સ્થાન છે. કદાચ એટલા જ માટે કવિની ગીતાંજલિ યૂરોપમાં એટલી પ્રખ્યાતિ પામી જ્યારે એ પ્રકારના ભક્તિસાહિત્યની આપણે ત્યાં અવિચ્છિન્ન પરંપરા છે.

નૈવેદ્ય આ પરંપરામાં આવતું સાહિત્ય છે. પણ તેથી જૂના કવિઓ કરતાં તેમાં કશું નવીન નથી એમ ન કહેવું જોઈએ. તેમાં રહેલી ફિલસુફીની દૃષ્ટિ વેદાન્ત અને ભક્તિમાર્ગની હોવા છતાં નવીન જ છે. જગત તરફ તેમાં શુષ્ક વૈરાગ્ય નથી પણ ઇશ્વરના આવિર્ભાવ તરીકેની તેમાં શ્રદ્ધા છે. અને વિશેષ તો જગતની યોજનામાં દુઃખનું સ્થાન શું છે તે ઉપર ગંભીર અને ભવ્ય વિચારો છે.

૪૮ મા કાવ્યથી દેશસંબંધી કાવ્યો શરૂ થાય છે. આપણા દેશ વિશે વિચાર કરતાં, અભિમાન, અંધકાર, દીનતા, આશા, પશ્ચિમ સાથેનો સંબંધ વગેરે જે અનેક ભાવો હૃદયમાં થાય છે તેનાં ઘણાં સુંદર શબ્દાલેખનો છે. તેમાં આત્મતા કે પોકળ અભિમાન નથી, દરેક જગાએ ઊંડી કવિ–ફિલસુફની ભેદક દૃષ્ટિ છે, હિંદના આત્માની પિછાન છે એ આ કવિને માટે કહેવાની જરૂર જ નથી. અમે આના અનેક દાખલા આપવા લલચાઇએ છીએ પણ થોડા જ જેમાં ભાષાન્તરની સફળતા છે અને જે દેશે સંપૂર્ણ સમજવા જોઇએ–

તેવા થોડા જ દાખલા આપી બંધ કરીશું.

આ લજ્જિત દેશમાં, અંતર્યામી, તું છે: કોઇને ખબર પડે નહિ એમ ઘેરઘેર હૃદયેહૃદયે રાતદિન જાગતી રહીને તારી ગૂઢશક્તિ કામ કરી રહી છે. અહો મહારાજ, આશા મેં છોડી નથી.

નૈવેદ્ય. ૬૨.

ક્ષમા જ્યાં ક્ષીણ દુર્બળતા મનાય છે ત્યાં હે રુદ્ર, તારી આજ્ઞાએ મારાથી નિષ્ઠુર થવાઓ. તારે ઇશારે મારી જીભ ઉપર પ્રચંડ ખડગ શું સત્યવાક્ય જળહળી ઉઠો, તારા ન્યાયાસન ઉપર મારું સ્થાન લેઇ તારું માન રખાઓ, અન્યાય જે કરે અને અન્યાય જે સહે તેને તારી ઘૃણા તરણાની પેઠે બાળી નાખો.

નૈવેદ્ય. ૭૦.

છેલ્લા વાક્યને योऽस्मान् द्वेष्टि यं वयं द्विष्म स्तं वो जम्भे दध्मः એ વેદની પ્રાર્થના સાથે સરખાવતાં કવિનું ચિન્તન, સામર્થ્ય અને તેનું કલાસાફલ્ય સમજાશે.

છેવટે આ અનુવાદ માટે અભિનંદન આપતાં, શાન્તિનિકેતનના સંગીતમય વાતાવરણમાં રહેલા શ્રી નરસિંહભાઈને એ પણ કહીએ કે શ્રી રવીન્દ્રનાથનાં કાવ્યોના સંગીત સાથેના અનુવાદની અમે તેમની પાસે આશા રાખીએ છીએ.

રણજીતરામના નિબંધો ભાગ ૧—સંસદ્ ગ્રંથમાળા—૧. લેખક રણજીતરામ વાવાભાઇ મહેતા. પ્રસિદ્ધકર્તાઃ સાહિત્ય પ્રકાશક કં. લી. મુંબઇ. મૂલ્ય રૂ. ૧-૮-૦.

આ વખતે એક સાગે જે અનેક સુંદર પુસ્તકો પ્રકાશિત થયાં છે તે જોતાં ગુજરાતી સાહિત્યનું ભવિષ્ય અમને રૂડું લાગે છે. એ પુસ્તકોમાં આ પણ એક સારો ઉમેરો છે. સાહિત્ય સંસદ્‌ને પ્રકાશનના પુસ્તકની પસંદગી માટે ધન્યવાદ ઘટે છે.

આમાં સાક્ષર શ્રી રણજીતરામના કેટલાએક સાહિત્યવિષયક નિબંધોનો સંગ્રહ છે. એ સદ્‌ગત સાક્ષરના બધા લેખોનો સંગ્રહ થવાની જરૂર હતી જ અને એ કામ માથે લઇ સંસદે સાહિત્યની સારી સેવા કરી છે.

આ જૂના નિબંધો અત્યારે વાંચતાં પણ બોધક અને રસવાળા જણાય છે. બધા લેખોમાં રણજીતરામનો સાહિત્યશોખ, તેમની રસવૃત્તિ અને સાહિત્ય માટેની ઊંડી લાગણી સ્પષ્ટ જણાઇ આવે છે. તેમનાં ગ્રન્થાવલોકનો સદ્‌વસ્તુને ઉત્તેજન આપવામાં તત્પર અને નિકૃષ્ટને વખોડવામાં નિખાલસ, નિષ્પક્ષપાતી, કેવળ સાહિત્યના હિતની વૃત્તિથી પ્રેરાયલાં અને ટીકાકારની મર્યાદામાં રહી ગયેલાં લાગે છે. તેમની કૃતિના બીજા સંગ્રહો જોવાને અમે આતુર છીએ.

નીતિવચન—મૂળ લેખક સ્વ. કરસનદાસ મૂળજી. સંપાદક કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, બી એ. એલ. એલ. બી. પ્રકાશક જીવનલાલ અમરશી મહેતા. અમદાવાદ. કિંમત-કાચું પૂંઠું એક રૂપીઓ. પાકું પૂંઠું દોઢ રૂપીઓ. આ પુસ્તક 'સ્ત્રીબોધ' અને 'બાળક'ના ગ્રાહકોને આપવાની ભેટનું પુસ્તક છે. સ્વ. કરસનદાસ મૂળજી સ્ત્રીબોધ પત્રને અસ્તિત્વમાં આણનાર મંડળમાંના એક હતા અને થોડોક સમય તેના અધિપતિ પણ હતા એ જોતાં આ પ્રકાશનમાં અમને ખાસ ઔચિત્ય જણાય છે. એ પ્રાણવાન લેખકના નિબંધો સર્વને વાંચવા લાયક છે. શરૂઆતમાં આપેલું તેમનું જીવનચરિત્ર વાંચતાં, તે જમાનાની સ્થિતિ સાથે એ જુવાન સુધારકનો પુરુષાર્થ પણ બોધપ્રદ થશે. આવાં જૂનાં પુસ્તકો ભૂલાઇ જવાં જોઇતાં નથી.

मेघदूत—ભાષાન્તરકર્તા સ્વઃ કિલાભાઇ ઘનશ્યામ. ललितवाङ्मय ग्रंथमाला. ग्रंथांक ૮. પાકું પૂંઠું રૂ. ૨-૦-૦. કાચું પૂંઠું રૂ. ૨-૮-૦. આ ભાષાન્તરની નવી ઓળખ કરાવવી પડે તેમ નથી. પ્રથમાવૃત્તિ કર્તાએ પોતે પ્રસિદ્ધ કરેલી તેનો વાંચનાર વર્ગે સારો સત્કાર કર્યો હતો. આ તેજ આવૃત્તિ ફરીવાર

છપાતી છે. વિશેષમાં મેઘદૂત મૂળ આપી અભ્યાસીને તેમણે સારી સગવડ કરી આપી છે. મેઘદૂતનું ભાષાન્તર કરવું, ઘણું અઘરૂં છે. સમશ્લોકી કરવું તેથી પણ અઘરૂં છે અને આ ભાષાન્તર પણ સંપૂર્ણ કરી ન જ શકાય. પણ મેઘદૂત વિશે અને કાળિદાસ વિશે આટલી માહિતીવાળું પુસ્તક ગૂજરાતીમાં બીજું કોઇ નથી. અને મૂળના સૌન્દર્યની કલ્પના કરવા ગૂજરાતી જાણનારા આ વાંચશે એમ અમે આશા રાખીએ છીએ.

**ભારતશિલ્પ**—શ્રીયુત અવનીન્દ્રનાથ ઠાકુર. પ્રકાશક મણિભાઈ દ્વિવેદી, સ્વાધ્યાય કાર્યાલય, નવસારી. મૂલ્ય રૂા. ૦-૧૦-૦. આ નાના પુસ્તકમાં ભારતશિલ્પની સ્તુતિ કરી છે અને તેનું રહસ્ય સમજાવવા પ્રયત્ન કર્યો છે. પહેલાં જેઓ એમ માનતા કે પશ્ચિમનું અનુકરણ કરવાથી જ આપણી કલાનો ઉદ્ધાર થવાનો છે તેમને આમાં સચોટ જવાબ છે. પણ હવે આ માનનારો વર્ગ ઓછો થતો જાય છે. પુસ્તકની યોજના એવી છે કે ભારતશિલ્પની સ્તુતિ લંબાણથી કરતાં તેનું રહસ્ય સમજાવવા માટે ગ્રંથકાર ઘણું ઓછું કહી શકે છે. પણ જેટલું કહે છે તેટલું ખરું છે અને દરેક કલારસિકે તે લક્ષ્યમાં રાખવા જેવું છે. કલામાં સમાધિની જરૂર વિશે લખ્યું છે તે યથાર્થ અને મનનીય છે.

**ગોવિન્દ ગમન**—(નરસિંહ મહેતા કૃત) ગૂજરાત વિદ્યાપીઠ પાઠ્યપુસ્તક ૧૯ મું. સંપાદક રામનારાયણ વિશ્વનાથ પાઠક તથા નરહરિ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા, મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. મૂલ્ય રૂા.૦-૫-૬. સ્નાતક પરીક્ષા માટેનું પાઠ્યપુસ્તક છે. ઉપર ટુંકી ટીકા આપેલી છે.

**Poetical Selections**—વિદ્યાપીઠ-શિક્ષણ વિષયક પુસ્તક ૧૮ મું. Published by Kishorlal G. Mashroowalla, Mahamatra, Gujarat Vidyapith, Ahmedabad. કુમાર અને વિનય મંદિરના ઉપયોગ માટે.

**શ્રી વિવેક વિલાસ**—પ્રયોજક ભીમજી હરજીવન સુશીલ-સૌરાષ્ટ્ર-રાણપુર (કાઠિયાવાડ). પ્રકાશક મેઘજી હીરજી. બુકસેલર એન્ડ પબ્લીશર. ૫૧૬, પાયધુની, મુંબઇ. ગ્લેઝપેપર, કિંમત રૂા. ૩-૦-૦. રફ પેપરની રૂા.૨-૮-૦. આવા ધાર્મિક વિષયના દેખાતા પુસ્તકમાં શુકનાવળી, સ્ત્રીપુરૂષનાં લક્ષણો અને તેમનાં ચિત્રો વગેરે આપ્યું છે એ અમને કેવળ અનુચિત લાગે છે. એનાથી લોકોની અંધશ્રદ્ધા વધે છે અને રુચિ બગડે છે એમ અમે માનીએ છીએ.

**વજીરનંદિની ગુલબેગમ**—સ્વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા, પુસ્તક ૪ થું. અનુવાદક મહાશંકર ઇંદ્રજી દવે. પ્રકાશક લાભશંકર જીવરાજ જોશી, ખાડિયા, દેસાઇની પોળ, અમદાવાદ. કિંમત રૂા.૨-૮-૦. બંગાળી નવલકથાનો આ અનુવાદ છે. અફઘાનિસ્તાનના આધુનિક ઇતિહાસમાંથી વસ્તુ લીધેલું છે અને વાર્તાનો રસ સારો છે.

**કુસુમવાડીનો માળી**—અનુવાદક દરબાર અને રમણ, કિંમત બાર આના. કવિવર રવીન્દ્રનાથ ટાગોરના ધી ગાર્ડનર નામના પુસ્તકનો અનુવાદ. ટુંકી પ્રસ્તાવનામાં કવિનો પરિચય આપ્યો છે. કવિનો આટલો પરિચય થયા પછી હવે અંગ્રેજીમાંથી તેમનાં કાવ્યોનો અનુવાદ કરવાનો દોષ નહિ. હવે તો સીધાં બંગાળીમાંથી જ ભાષાન્તરો થવાં જોઇએ.

**મણિભદ્ર અને શ્રાવિકા રત્નમાળા**—સચિત્ર. કર્તા ભીમજી હરજીવન સુશીલ, સૌરાષ્ટ્ર આશ્રમ—રાણપુર. બી. એસ. રેલ્વે. (કાઠિયાવાડ) આવૃત્તિ બીજી. પ્રકાશક મેઘજી હીરજી બુકસેલર, મુંબઈ નં. ૩. મૂલ્ય રૂા. ૧-૮-૦.

**શ્રી મહાવીર જીવનવિસ્તાર**—પ્રયોજક પરી ભીમજી હરજીવન, શિવસદન, મહ્યા. પ્રકાશક મેસર્સ

મેઘજી હીરજીની કુંપની. ૫૬૬, પાયધુની, મુંબઇ. મૂલ્ય રૂ. ૨-૦-૦.

હૃદય રણકાર—કર્તા અને પ્રકાશક રમણિક ર. મહેતા. રાજકોટ સદર. મૂલ્ય. ૦-૪-૦. પુસ્તકની આવક સ્વ. ભાઇ ગિરધરના નિરવલંબ કુટુંબી જનોના લાભાર્થે જશે.

મચ્છુકાંઠાના મહાજનોને—લેખક વલ્લભજી ભાણજી મહેતા. પ્રકાશક દુર્લભજી ત્રિભુવન ઝવેરી, મોરબી. કાવ્ય છે.

ભારત કીર્તન—કર્તા વલ્લભજી ભાણજી મહેતા, મોરબી. મૂલ્ય ૦-૪-૦. શ્રી ભાઇશંકર કુબેરજી શુકલે ટુંકી પ્રસ્તાવના લખી છે.

વિધવાવિવાહ નિબંધ—લેખક પ્રેમી

કન્યાવિક્રય—અથવા માબાપનું મહાપાપ, રચનાર વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ. પ્રકટ કરનાર શ્રી સદુપદેશ સાહિત્ય સંચારક સંસ્થા. કિંમત આના બાર.

પ્રભુ અને હું—રચનાર વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ. શ્રી સદુપદેશ સાહિત્ય સંચારક સંસ્થા.

અહિંસાનું અલૌકિક બળ—રચનાર વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ. શ્રી સદુપદેશ સાહિત્ય સંચારક સંસ્થા.

શ્યામસુંદર—(ચારે ભાગ સાથે) રચીને પ્રકટ કરનાર વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ. મૂલ્ય અમૂલ્ય.

પુત્રધર્મ—Duty of a Son. રચનાર ડૉ. જીવનલાલ દુર્લભદાસ શ્યામજી ધ્રુવ. એમ. એસ. શ્રી સદુપદેશ સાહિત્ય સંચારક સંસ્થા. કિંમત બાર આના.

સિન્દૂર પ્રકર કિંવા સૂક્તિ મુક્તાવલી—પ્રયોજક અને પ્રકાશક માવજી દામજી શાહ, ધાર્મિક શિક્ષક, બાબુ પી. પી. જૈન હાઇસ્કૂલ, મૂલ્ય રૂ. ૦-૫-૦. શતાર્થિક શ્રી સોમપ્રભસૂરિએ સંસ્કૃતમાં રચેલા નૈતિકવિષય પરત્વે ઉપદેશ આપતા સો શ્લોકોનો સંગ્રહ.

રાષ્ટ્રીય અનુલેખનમાળા—મણકા ૧. ૨. ૩. ૪. ૫. ૬. પ્રસિદ્ધકર્તા બી. એ. જોષીની કું. ઓડ. આણંદ થઇને (ગૂજરાત). કિંમત દરેકની રૂ. ૦-૧-૬. આ અનુલેખનમાળા વિદ્યાપીઠે મંજૂર કરેલી છે. ગાંધીજીનાં સ્મરણીય વચનો આ માળામાં ગૂંથેલાં છે.

ચરોતરએજ્યુકેશન સોસાઇટીનો સાતમા વર્ષનો સન ૧૯૨૨-૨૩ નો હેવાલ—પ્રકાશક ભીખાભાઇ કુબેરભાઇ પટેલ, સેક્રેટરી, ચરોતર એજ્યુકેશન સોસાઇટી, આણંદ.

૨૧.

# નોંધ

## મહાસભા

આજે મહાસભાનું નાવ તોફાને ચઢ્યું છે. દેશમાં ધારાસભાબહિષ્કારના અને ધારાસભાપ્રવેશના એવા બે પક્ષો પડી ગયા છે. આ બન્ને પક્ષોમાં પણ વળી પેટાપક્ષો છે. ધારાસભાબહિષ્કાર પક્ષમાં એક પક્ષ ધારાસભાપ્રવેશવાળાઓ સામે સખત ચળવળ ચલાવવાનો હિમાયતી છે, બીજો પક્ષ ધારાસભાબહિષ્કારની ચળવળ નહિ ચલાવવાના મતનો છે. ધારાસભાપ્રવેશપક્ષમાં પણ બે પેટાપક્ષો છેઃ એક સ્વરાજ્યપક્ષ છે જે ધારાસભામાં બહુમતિથી પ્રવેશ કરી ધારાસભા તોડી નાંખવાના મતનો છે; બીજો Responsive (Non)cooperation એટલે સરકારની વર્તણુ પ્રમાણે સહકાર–અસહકાર અખ્તિયાર કરવાના અભિપ્રાયનો છે. આ છેલ્લો પક્ષ પોતાની અલ્પમતિને કારણે આજે સ્વરાજ્યપક્ષમાં ભરાઇ બેઠો છે, પણ જો ધારાસભાબહિષ્કારપક્ષ ધારાસભામાં પ્રવેશ કરવાની રજા ન આપે તો સમાધાનરૂપે ધારાસભાને તોડી નાંખવાની જે નીતિ તેણે અખ્તિયાર કરી છે તે છોડી દઈ સહકાર–અસહકારની નીતિ અખ્તિયાર કરવાનું જણાવે છે. એટલે આજે મહાસભામાં કુલ ચાર પક્ષ છેઃ (૧) ચૂસ્ત ધારાસભાબહિષ્કારપક્ષ—આ પક્ષના નેતા શ્રી. રાજગોપાળાચારી અને શ્રી. વલ્લભભાઇ પટેલ છે; (૨) શાન્ત ધારાસભાબહિષ્કારપક્ષ—આ પક્ષના નેતા ડૉ. અન્સારી અને પંડિત જવાહરલાલ નેહરૂ છે; (૩) ધારાસભાવિનાશકપક્ષ અથવા સ્વરાજ્યપક્ષ—આ પક્ષના નેતા દેશબંધુ દાસ છે, અને (૪) સહકાર-અસહકારપક્ષ—આ પક્ષના નેતા શ્રી. કેળકર અને નાગપુરવાળા શ્રી. અભ્યંકર વગેરે છે. જો કે રાજનીતિકળાને અંગે આ પક્ષો કેટલીક વાર બે અને ત્રણની સંખ્યામાં દેખા દે છે છતાં પક્ષો તો ચાર જ છે, અને એ ચાર પક્ષોની હિલચાલ ઉપર જ મહાસભાના ભવિષ્યનો આધાર રહેલો છે.

સન ૧૯૨૦ના સપ્ટેમ્બર માસમાં કલકત્તાની ખાસ મહાસભામાં જ્યારે અસહકારનો ઠરાવ ૯૦૮ વિ. ૧૯૫૨ મતે પસાર થયો ત્યારે વિરૂદ્ધ મતવાળાઓએ મહાસભાના ઠરાવને માન આપી મૌન ધારણ કર્યું અને મહાત્મા ગાંધીજી અને અલિબિરાદરોએ ચાર માસ દેશમાં ભ્રમણ કરી દેશને એટલો જગાડી દીધો કે વિરૂદ્ધ મતવાળાઓને અસહકારના વ્યવહારૂપણાની ખાતરી થઇ અને કલકત્તાની મહાસભામાં સામે પડનાર દેશબંધુ દાસે જ નાગપુરની મહાસભામાં અસહકારનો ઠરાવ રજુ કર્યો, મહાત્માજીએ તેનું સમર્થન કર્યું અને સર્વાનુમતે ચૌદ હજાર પ્રતિનિધિઓએ તે પસાર કર્યો. આ પછી આખા દેશભરમાં અસહકારના કાર્યક્રમના એકેએક અંગને અમલમાં મૂકવાનો પ્રયાસ થયો, વકીલોએ વકીલાત છોડી, દેશબંધુના પ્રયાસથી કલકત્તાના સેંકડો વિદ્યાર્થીઓએ સરકારી શાળાઓ છોડી, ખિતાબવાળાઓએ ખિતાબો છોડ્યા અને લોકમતની વિરૂદ્ધ રચાએલી ધારાસભાની પ્રતિષ્ઠા ધુળમાં રગદોળાઇ. તે પછી બેઝવાડાનો કાર્યક્રમ પસાર થયો અને થોડી મુદતમાં ૧ કરોડ રૂપિઆ અને

૧ કરોડ સભાસદો જમા થયા; પ્રજામાં કંઈ અજબ આત્મવિશ્વાસ આવ્યો; વિદેશી કાપડની હોળીઓ પ્રગટી; ધોળી ટોપીઓનો મહાસાગર ઉભરાયો; સરકારથી આ ન સંખાયું; સખત દમનનીતિ શરૂ થઇ— દેશબંધુ અને મોતીલાલજી, લાલાજી અને અલીબિરાદરો જેલમાં સીધાવ્યા; એમની પાછળ હજારો જેલમાં ગયા; દેશમાં ઉત્સાહનાં પૂર ઉભરાયાં; પ્રજાનો પુણ્યપ્રકોપ પ્રગટયો; સવિનયભંગની તૈયારીઓ શરૂ થઈ. એવામાં મુંબઇનાં તોફાનો થયાં ( નવેમ્બર, ૧૯૨૧ ). મહાત્માજી ચમકયા, તૈયારીઓ બંધ પડી, છતાં ઉત્સાહ અખંડ રહ્યો અને પાટવીકુંવરની પધરામણીનો પ્રજાએ પૂરેપૂરો બહિષ્કાર કર્યો. સરકાર ગભરાઇ, વ્હીલી પડી, રાજકુમારનો બહિષ્કાર થતો અટકાવવા વિષ્ટિ શરૂ કરી પણ મહાત્માજી પ્રજાની ત્રિવિધ માગણીઓ પર અડગ રહ્યા, વિષ્ટિ બંધ પડી, અમદાવાદની મહાસભા ભરાઇ, સવિનયભંગનો ઠરાવ એકી અવાજે પસાર થયો, રાજકુમારના સંપૂર્ણ બહિષ્કારથી સરકાર છંછેડાઇ, ચૌરીચૌરાનાં રમખાણો થયાં, બારડોલીમાં સવિનયભંગની તૈયારીઓ બંધ પડી, નવો કાર્યક્રમ ઘડાયો, દિલ્હીમાં વ્યક્તિગત સવિનયભંગનો ઠરાવ થયો, અને છંછેડાયેલી સરકારે તા. ૧૦ મી માર્ચે મહાત્માજીને પકડી લેઈ ૭ વરસની સજા કરી.

તે પછી દેશબંધુ છૂટયા, મોતીલાલજી છૂટયા, સવિનયભંગ શરૂ કરવા માટે લખનૌમાં ( તા. ૮, જુન ) સમિતિ નીમાઇ, સમિતિએ આખા દેશમાં ફરી જુબાનીઓ લીધી અને નવેમ્બર માસમાં પોતાના મતભેદનો રીપોર્ટ બ્હાર પાડયો. કલકત્તામાં મહાસમિતિની બેઠક થઇ, મતભેદનો નિર્ણય કરવાનું કામ ગયાજીની મહાસભાને સોંપાયું, મહાસભાએ ૮૮૬ વિ. ૧૭૪૦ મતે ધારાસભાબહિષ્કારનો ઠરાવ પસાર કર્યો પણ આ વખતે વિરૂદ્ધ પક્ષવાળાઓએ મહાસભાના ઠરાવને માન આપી શાન્તિ નહિ ...ડતાં પોતાનો જૂદો પક્ષ રચ્યો, અને દેશમાં કલહનાં બીજ રોપાયાં. આ પછી ફેબ્રુઆરીના આખરમાં અલાહાબાદમાં મહાસમિતિ મળી, બન્ને પક્ષ વચ્ચે સંધિ થઇ, તા. ૩૦ મી એપ્રિલનો કાર્યક્રમ પૂરો કરવા તરફ મહાસભાપક્ષે પ્રયાસ આરંભ્યો; પણ કાર્યક્રમ પૂરો ન થયો, મે માસમાં મુંબાઇમાં મહાસમિતિ મળી અને ધારાસભાબહિષ્કારની ચળવળ નહિ ચલાવવાનો (૭૧ વિ. ૬૬ મતે) ઠરાવ થયો. આ ઠરાવનો વિરોધ નાગપુરમાં તા. ૮ મી જુલાઇએ મળેલી મહાસમિતિએ (૬૫ વિ. ૬૭ મતે) કબૂલ રાખ્યો અને પ્રજાનો મત જાણવાને ખાતર ઑગસ્ટ માસમાં મુંબાઇમાં ખાસ મહાસભા ભરવાનો (૬૭ વિ. ૮૦ મતે) ઠરાવ કર્યો. હવે પાછી મહાસમિતિની બેઠક ઑગસ્ટ માસમાં વિઝાગાપટ્ટમમાં ભરવાનું બહાર પડયું છે, અને તેનો નિર્ણય જણાય ત્યાં સુધી ખાસ મહાસભાની તૈયારીઓ મોકૂફ રાખવાનો હુકમ થયો છે.

અસહકારની ચળવળનાં ત્રણ વર્ષનો આ સંક્ષિપ્ત ઇતિહાસ છે. મતભેદની શરૂઆત સવિનભંગ સમિતિથી થઇ, ગયાજીમાં બે જૂદા પક્ષો પડયા, ગયાજીનો કાર્યક્રમ અપૂર્ણ રહેવાથી મહાસભાપક્ષમાં બે પક્ષો પડયા, અને મુંબાઇમાં ધારાસભાપક્ષને મહાસભાના વિરોધ વિના ધારાસભામાં દાખલ થવાની શાન્ત ધારાસભાબહિષ્કારપક્ષે પોતાના ૩૬ અને ધારાસભાપક્ષના ૬૦ મતથી સગવડ કરી આપી અને ૭૧ ચૂસ્ત ધારાસભાબહિષ્કારવાદીઓએ ગયાજીની મહાસભાના ઠરાવને માન આપી મુંબઇની મહાસમિતિના ઠરાવને ઉવેખ્યો. આથી નાગપુરમાં મહાસમિતિની બીજી બેઠક થઈ અને એમાં ધારાસભાપક્ષ અને ચૂસ્તધારાસભાબહિષ્કારપક્ષનું પ્રમાણ ૬૫ વિ. ૬૭ આવ્યું. એટલે આ બન્ને પક્ષ લગભગ સમાન બળીઆ હોવ ી એમની મલ્લકુસ્તીનો અંત કયારે આવશે એ ભાખવું મુશ્કેલ છે.

છતાં આ અણુછાજતી મલ્લકુસ્તીનો અંત આણવેજ છૂટકો છે. દેશના આગેવાનોની શક્તિનો થતો નિરર્થક વ્યય અટકાવવાને માટે અને પ્રજાની ડગમગતી આશા અને ઉડી જતા વિશ્વાસને ટકાવી

રાખવા માટે આ અંત જેમ વહેલો આવે તેમાંજ દેશનું ભલું અને શોભા છે. આજે આ બે પક્ષોની મલ્લકુસ્તી અટકાવવા જતાં એક ત્રીજો ન્હાનો પક્ષ ફચડાઇ ગયો છે અને હવે આખી પ્રજાને આ હારજીતનો નિર્ણય કરવાનું કામ સોંપવાની તજવીજ ચાલે છે.

અમારી એ ચોક્કસ માન્યતા છે કે આવી અશોભારપદ સ્થિતિ એક ઘડીભર પણ ચલાવી લેવાય એવી નથી, અને એનો અંત આણવા માટે લોકરાજ્યના સિદ્ધાંતને અનુસરી આખી હિંદી પ્રજાનો મત જાણવાની સત્વર તજવીજ થવી ઘટે છે. મહાસભાના ઠરાવને માનવો કે મહાસમિતિના ઠરાવને માનવો ? મહાસમિતિને મહાસભાનો ઠરાવ ફેરવવાની યા મોકૂફ રાખવાની સત્તા છે કે નહિ, એ બધા વિતંડાવાદમાં પડયા કરતાં હવે તો આખી પ્રજાનો મત પૂછાય તો જ આ ગુંચવાઇ ગયેલા સવાલનો નિવેડો આવે એમ છે. અને આવો પ્રજામત જાણવાનો સૌથી સરસ ઉપાય કયો છે ?

નાગપુરની મહાસભામાં મહાસભાનું નવું બંધારણ ઘડાયું ત્યારથી મહાસભા લોકમતની વધારે પ્રતિનિધિક બની છે અને એના ઠરાવોને કાગળોમાં પર નહિ રાખતાં અમલમાં મૂકવા પ્રત્યે મહાસભાના પ્રતિનિધિઓએ ખાસ કાળજી બતાવી છે. આ બંધારણ લોકમતનું વધારેમાં વધારે પ્રતિનિધિક છે, અને એ બંધારણ પ્રમાણે ખાસ મહાસભાના પ્રતિનિધિઓની ચુંટણી કરી લોકમત જાણવો એ અમારો અભિપ્રાય છે. પણ આ મહાસભા મુંબાઈ કે કલકત્તા કે અલાહાબાદ કે કોઇ પણ એક સ્થળે ભરવાની અમે વિરૂદ્ધ છીએ, કારણ કે આ રીતે ભરવાથી સમગ્ર દેશનો લોકમત જાણી શકાય એમ અમે માનતા નથી. સાધારણ રીતે જે પ્રાંતમાં મહાસભા ભરાય છે તે પ્રાંતના જ પ્રતિનિધિઓની સંખ્યા વધારે હોય છે, અને દૂરના પ્રાંતોના પ્રતિનિધિઓ પૈસાના અને સમયના અભાવને લીધે ઘણીયે ઇચ્છા હોવા છતાં મહાસભામાં હાજર રહી શકતા નથી. આને લીધે આજે બન્ને પક્ષ ખાસ મહાસભા ચોન પોતાના જોરવાળા પ્રાંતમાં ભરવાની કોશિશ કરી રહ્યા છે, અને એનો અંત કદિ આવે એમ નથી. આથી અમારી એવી સૂચના છે કે ખાસ મહાસભાના પ્રતિનિધિઓની મહાસભાના બંધારણ મુજબ ચુંટણી કરવી અને અમુક દિવસે દરેક પ્રાંતમાં પ્રાંતના મથકે તે પ્રતિનિધિઓને એકઠા કરવા અને ધારાસભાબહિષ્કારના ઠરાવ પર એક ખાસ નીમેલી તટસ્થ સમિતિએ તેમનો મત લેવો, અને તે બધા મત એકઠા કરી સમગ્ર દેશનો મત જાહેર કરવો. આ રીતે કરવાથી લોકમત સરસમાં સરસ રીતે જાણી શકાશે, ખાસ મહાસભા ભરવાનો રૂ. ૫-૬ લાખનો ખર્ચ બચી જશે, એટલો સમય પણ બચશે અને કલકત્તા અને મુંબાઇ વચ્ચે થતી ખેંચાતાણી બંધ પડી જશે.

અમે માનીએ છીએ કે ભાષણો કે વ્યાખ્યાનોથી પ્રતિનિધિઓનો મત બદલાવાનો સમય હવે વહી ગયો છે. ભાષણોથી જે કંઇ થઇ શકે તે બધું ગયાજીની મહાસભામાં બન્ને પક્ષ કરી ચૂકયા છે. હવે ભાષણની અસર કોઇના ઉપર પડે એમ અમે માનતા નથી. માત્ર ધારાસભાપ્રવેશની વિરૂદ્ધ ચળવળ ચલાવવી કે નહિ ? એ વિષે જ પ્રજામત જાણવાનો રહે છે. સ્વરાજ્યપક્ષ પોતાનું જોર બરાબર જાણે છે. ધારાસભામાં પ્રવેશ કરવાની મહાસભા રજા આપે એવું માનવા જેટલો તે મૂર્ખ નથી. માત્ર ધારાસભાપ્રવેશ વિરૂદ્ધ મહાસભા કે તેની પેટાસમિતિઓ ચળવળ ન ચલાવે એટલું જ તે માગે છે. આ માગણી ખાસ મહાસભા કબૂલ નહિ રાખે એવો તેને ડર છે અને તેથીજ તે મહાસભાના ઠરાવને માન નહિ આપવાનો પોતાનો કદાગ્રહ વારંવાર જાહેર કરે છે. પણ ખાસ મહાસભાનો, અમે સૂચવેલા રસ્તા પ્રમાણે મત જાણ્યા પછી સ્વરાજ્યપક્ષની પણ તાકાત નથી કે તે ધારાસભામાં પ્રવેશ કરવાની હિંમત કરે. કારણ કે તેના કાર્યક્રમ પ્રમાણે ધારાસભાઓ તોડવા માટે બહુમતિની જરૂર છે, અને એ બહુમતિ, સાચી રીતે લેવાયેલો લોકમત વિરૂદ્ધ થતાં,

મળેલી અમલભવિત છે એ દીવા જેવું સ્પષ્ટ છે. સ્વરાજ્યપક્ષમાં જેઓ સાચા હૃદયથી ધારાસભાઓને મિટાવવા જ ધારાસભાપ્રવેશ ઇચ્છે છે તેઓ આવી રીતે લેવાયેલા લોકમતને જરૂર માન આપશે, કારણ કે તે લોકમત વિના તેમનો વિજય આકાશકુસુમવત્ છે. એટલે જો લોકમત ધારાસભાબહિષ્કારની ચળવળ બંધ ન કરવાનો ઠરાવ કરે તો ધારાસભાવિનાશક પક્ષ આપોઆપ સમજી જશે અને સહકાર—અસહકાર પક્ષ દહીંદૂધમાં પગ રાખવાને બદલે કાંતો શુદ્ધ અસહકારમાં ભળી જશે અથવા તો સાચા અંતઃકરણના વિનીતો સાથે મળી ધારાસભાઓમાં દાખલ થશે. ધારાસભાવિનાશકપક્ષમાં જેઓ સાચા અંતઃકરણના છે, જેઓ માત્ર લોકોનો મત જીતી લેવાને ખાતર નહિ પણ અંતઃકરણથી ધારાસભાઓને બંધ પાડવા માગે છે તેઓ એટલું તો કબૂલ કરે જ છે કે ધારાસભામાં બહુમતિ વિના આ કામ બનવું અશક્ય છે. આ બહુમતિ જો ચૂસ્ત ધારાસભાવિરોધીઓ વિરોધ છોડી દે તો તેમને મળે એમ તેઓ માને છે. આ માટે ખાસ મહાસભાના પ્રતિનિધિઓનો જૂદા જૂદા પ્રાંતોમાં લેવાયેલો મત જ એક સાચી કસોટી છે, અને તે મત જો ધારાસભાપ્રવેશ વિરૂદ્ધ ચળવળ ચલાવવાની સંમતિ આપે તો આવા મતના માણસોએ તો ધારાસભાપ્રવેશનો ખ્યાલ છોડી દીધે જ છૂટકો છે. પછીથી મહાસભાનો મત સાચો લોકમત નથી એમ કહેવાનું તેમને કારણ રહેતું જ નથી અને તેઓ બુદ્ધિમાન હોવાથી તુરતજ લોકમતને શરણ થાય એવો હરેક સંભવ છે. બાકી રહ્યો માત્ર સહકાર—અસહકાર પક્ષ. તેને પછી પોતાની નીતિ નક્કી કર્યે જ છૂટકો છે.

અમને લાગે છે કે આ બધી મુશ્કેલીમાંથી અને ભવાટવીમાંથી છૂટવાનો આજ રસ્તો છે. આજે ધારાસભાવિનાશકો માને છે કે ધારાસભાવિરોધીઓ નાહક લોકમતને ઉશ્કેરે છે, તેઓ લોકમતના સાચા પ્રતિનિધિ નથી, લોકો ધારાસભાવિનાશકોની તરફેણમાં ભલે ન હોય, પણ તેમની વિરૂદ્ધ તો નથી જ, અસહકારના કાર્યક્રમથી થાકી ગયેલાઓ માટે સરકાર સાથે લડવાનો આજ માર્ગ છે વગેરે વગેરે તેમની દલીલો છે. આ દલીલોને આવી રીતે ભરાયેલી મહાસભા જ સાચો રદીઓ આપી શકે. પ્રાંતે પ્રાંતે, દરેક પ્રાંતના મુખ્ય સ્થળે એક દિવસે પ્રતિનિધિઓને બોલાવવાથી રાજનીતિમાં રસ લેનાર અને થોડોઘણો વિચાર કરનાર પ્રતિનિધિઓ જ આવશે અને તેઓ જે મત આપશે તે લોકમતનો સૌથી સાચો પ્રતિઘોષક હશે. આથી એક દિવસમાં અને ઘણાજ ઓછા ખરચે લોકમત વધારેમાં વધારે ચોકસાઈથી જાણી શકાશે, અને પ્રતિનિધિઓની મારફત મહાસભાના દરેક રસ લેતા સભાસદના મતનો પડઘો સચોકસ અને નિઃશંક દરેક આગેવાન સાંભળી શકશે. આ પછી શંકા કે મલ્લકુસ્તીને માટે અવકાશ નહિ રહે અને આગેવાનો અને તેમની પાછળ પ્રજા સ્વરાજ્યનું જે કાર્ય ઉપાડ્યું છે તે કાર્ય કરવા અને આગળ ધપાવવા મંડી જશે.

આ નોંધ લખ્યા પછી શ્રી. રાજગોપાળાચારીએ કેનીઆના સવાલની ગંભીરતા પર સર્વનું લક્ષ દોર્યું છે અને ખાસ મહાસભાએ તેના વિષે ઠરાવ કરવો જોઇએ એમ સૂચવ્યું છે. અમે માનીએ છીએ કે આ સવાલ પર મહાસભાની મહાસમિતિ ઠરાવ કરે તો ચાલે તેમ છે, કારણ કે એ વિષે મહાસમિતિમાં બે મત છે જ નહિ. હમણાં તેઓએ મહાસમિતિની સભા વિઝાગાપટ્ટમ નહિ બોલાવતાં મહાસમિતિના સભાસદોના મતપત્રોથી મંગાવવાની સૂચના કરી છે, જો કે મહાસભાના બંધારણમાં આવી ખાસ કલમ કોઇ નથી; છતાં સંજોગાનુસાર બંધારણમાં એના તત્ત્વને આંચ ન આવે તેવી રીતે વધારાઘટાડા કરવાની મહાસમિતિને સત્તા છે અને એ સત્તાના ઉપયોગથી, અમે માનીએ છીએ કે, ખાસ મહાસભાની વ્યવસ્થા ઉપર સૂચવેલા માર્ગ પ્રમાણે થઈ શકે તેમ છે, અને એમ કરવામાં બંધારણ આડે આવે તેમ નથી.

## નાગપુરનો સત્યાગ્રહ

નાગપુરનો સત્યાગ્રહ હવે પ્રાંતિક નહિ રહેતાં આખા દેશનો બન્યો છે. નાગપુરની મહાસમિતિએ શેઠ જમનાલાલ બજાજને જેલમાં મોકલી, રાષ્ટ્રીય ધ્વજનો ઠરાવ માત્ર પસાર કરી, એ કામ કાર્યવાહક સમિતિને સોંપવામાં લાપરવાઈ બતાવી છે. મુંબઈમાં નાગપુરની રાષ્ટ્રીય ધ્વજની લડતને અભિનંદન અને ટેકો આપનારો ઠરાવ એ સમિતિએ જ પસાર કર્યો હતો અને એ ઠરાવને લીધે જ સેંકડો પરપ્રાન્તવાસીઓ જેલમાં ગયા હતા. ખુદ જમનાલાલ બજાજ અને મહાત્મા ભગવાનદીન પણ જેલમાં જઈ બેઠા હતા. સમિતિ આ બધું જાણતી હતી. તેની નજર આગળ જ આ બધા રાષ્ટ્રવીરો તેના જ ઠરાવને માન આપી સરકારના પરોણા બન્યા હતા. તેની ફરજ હતી કે જ્યારે હાથમાં રાષ્ટ્રીય ધ્વજ લેઈ મહાસમિતિના સભાસદોએ સરકારી હુકમનો ભંગ કરવાનો ઠરાવ પેશ થયો ત્યારે ગુરુદ્વારાપ્રબંધકકમિટીના સભાસદોની માફક દરેકે દરેક સભાસદે પોતે કરેલા ઠરાવનું સમર્થન કરી હાથમાં ધ્વજ ફરકાવતા બહાર નીકળી પડવું જોઈતું હતું. પણ મહાસમિતિએ તો એ ઠરાવને હસી કાઢ્યો ! એની ચર્ચા સરખી પણ ન કરી. અંદર અંદર લડવામાં તેઓ એટલા ગુંથાઈ ગયા હતા કે આ ઠરાવની ગંભીરતા પર વિચાર કરવાનો પણ તેમને સમય મળ્યો નહિ. શ્રીમતી સરોજિનીએ શેઠ જમનાલાલને અભિનંદન આપનારો ઠરાવ રજુ કર્યો, ધારાસભાબહિષ્કારપક્ષે તે ઠરાવને વધાવ્યો અને સ્વરાજ્યપક્ષ મત આપવાથી અલગ રહ્યો. સરકાર સમજી કે આ સમિતિ તો માત્ર કાગળીઆ પર ઠરાવ કરવા જ બેઠી છે, તેનામાં અમલીઓનું જોમ કે કુરબાની નથી, તેનામાં એ લશ્કરી તાલીમ નથી, લડવૈયાઓની દૃઢતા અને ધીરતા નથી. બસ, બીજેજ દિવસે શેઠ જમનાલાલ દોઢ વરસ માટે દેશથી વિખૂટા પડ્યા અને સમિતિએ રાષ્ટ્રીય ધ્વજની લડતનો ભાર કાર્યવાહક સમિતિને સોંપ્યો. કાર્યવાહક સમિતિ સારે નસીબે પરિસ્થિતિની ગંભીરતા સમજી, અને શ્રી. વલ્લભભાઈ પટેલને એ લડત ચલાવવા માટે ફરજ પાડ્યા. શ્રી. વલ્લભભાઈ તા. ૨૨ મીએ નાગપુર સહીસલામત પહોંચ્યા છે. હજી તેમના પકડાયાના સમાચાર નથી. તેમણે રાષ્ટ્રીય ધ્વજની લડત હાથમાં લીધી છે. આજે ગુજરાત શ્રી. વલ્લભભાઈ જેવા સરદારને ગુમાવવા શક્તિમાન નથી, છતાં કાર્યવાહક સમિતિએ બધા પ્રાંતોમાંથી ગુજરાતને આ માન આપ્યું તે માટે ગુજરાત મગરૂર છે. ગુજરાતે લગભગ ૧૨૫ સૈનિકો અત્યાર સુધીમાં રવાના કર્યા છે. અને એ સૈના શિરતાજ શ્રી. વલ્લભભાઈનો વિયોગ પણ ફરજ સમજી સ્વીકાર્યો છે. આજે ગુજરાતના કેટલાયે નવજુવાનો નાગપુર જવા તલસી રહ્યા છે અને એમના પગ જંગે લેઈ વિયોગી મિત્રો અને પ્રેમીઓને ભેટવા અધીરાઈથી થનગની રહ્યા છે. છતાં ગુજરાતના નવજુવાનોમાં છેલ્લાં ત્રણ વરસના કાર્યથી પૂરી તાલીમ પ્રવેશી છે, તેઓ હુકમ વિના એક ડગલું પણ ભરનાર નથી, અને હુકમ છૂટતાં તીરની માફક છૂટી લક્ષ્યસ્થાન વીંધી નાંખનાર છે. ૭ સૈનિકોની એક ટુકડીએ તો પગે ચાલીને ઠેઠ નાગપુર જવા કૂચ કરી છે. બીજી ૪૬ સૈનિકોની ટુકડીએ રેલ રસ્તે કૂચ કરી છે અને આ અંક વાચકોના હાથમાં આવશે તે પહેલાં તે પકડાઈ ગઈ હશે. બીજી ટુકડીઓ દરરોજ હુકમની જ રાહ જુએ છે. માત્ર સરદારના હુકમની જ વાર છે.

## નમૂનેદાર સૈનિકો

સૌરાષ્ટ્રના તા ૨૮ જુલાઇ, ૧૯૨૩ ના અંકમાં ગુજરાતના સૈનિકો વિષે નીચેની હકીકત પ્રકટ થઈ છે.

ગુજરાતના સ્વયંસેવકોની શ્રી તેલે ( પોલિસ ઇન્સ્પેક્ટરે ) તારીફ જ કરી. બીજા સબઇન્સ્પેક્ટર મિ. ચિટનીસ અમને સાથે અનેલ, તેમણે પણ નવા પકડાયેલા ગુજરાતી સ્વયંસેવકનાં ખુબ વખાણ કર્યાં. તેમણે કહ્યું કે: "બધાય જો દયાશંકર કે સોમનાથ જેવા હોય તો કેવું સારું ! એમણે તો બીજા સ્વયંસેવકો જેઓ ખોટે માર્ગે હતા તેમને પણ સીધે રસ્તે વાળ્યા છે."

મોહનલાલ પંડયા ઉપર તો જેલ સુપ્રિન્ટેન્ડેન્ટ મોહી પડયા છે. એમને તો પોતે મદનમોહન કહે છે. એમની પાસે જવાને, એમની સગવડ સાચવવાને તે અતિ ઉત્સુક રહે છે, ખુશ ખુશ થઈ જાય છે. નાગપુરના પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ મિ. સંતસિંહ જેઓ ત્યાંના કામ કરતારાઓની દૃષ્ટિએ અતિ ખરાબ માણસ કહેવાય છે તેમણે પણ મને કહ્યું કે: "They are a clear lot–these Gujratis–તમારા ગુજરાતીઓ સાફ લડવૈયાઓ છે."

દયાશંકર તે ભાઇ દયાશંકર મણિશંકર ભટ્ટ–ભૂવાલડી સ્વરાજ્યઆશ્રમવાળા; સોમનાથ તે ભાઈ સોમનાથ દલસુખરામ ભટ્ટ–યુગધર્મ થાનકવાળા. આ બન્ને ભાઇઓ અમદાવાદ જીલ્લાના સૈનિકોની ટુકડીમાં સૌથી પહેલાં પહોંચ્યા, અને "જેઓ ખોટે માર્ગે હતા તેમને પણ સીધે રસ્તે વાળ્યા." બીજા ગુજરાતી સૈનિકોની પણ ત્યાંના અમલદારો તારીફ જ કરે છે. તેમણે ત્યાં જઈ પોતાના ઉમદા ચારિત્ર્યથી ગુજરાતની કીર્તિ ઉજ્જ્વળ કરી છે. આવાં વિશુદ્ધ અને પવિત્ર બલિદાનોથી જ મહાત્માજી કહે છે તેવી સામાવાળા પર અસર ઉપજાવી શકાય છે અને એ અસરના પ્રભાવથી જ સત્યાગ્રહીઓનો વિજય થાય છે. આપણા ગુજરાતી ભાઇઓ આ વિજયની ઘડી પાસે લાવવામાં સહાયભૂત થયા છે એ જાણી કોને હર્ષ ન થાય? આપણા બીજા ભાઇઓ પણ એમના ચારિત્ર્યનું અનુકરણ કરી એ ઘડી જલદી પાસે લાવો એટલી જ આપણે આશા રાખીએ.

## તુર્કીની સુલેહ

ગયાજીની મહાસભામાં ખિલાફત વિષે નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો:–

ગાઝી મુસ્તફા કમાલપાશાને તથા તુર્કી પ્રજાને આ મહાસભા મુબારકબાદી આપે છે. તુર્કીપ્રજા સ્વતંત્ર સ્વાધીન હસ્તીને ભોગવતી થઇ જાય તે સારુ–પોતાના રાષ્ટ્રીય જીવનનો વિકાસ કરતાં કોઇ તેને અટકાવી ન શકે તે સારુ–ઈસ્લામનું રક્ષણ તે બરાબર કરી શકે તેવી જાતની અનુકૂળ પરિસ્થિતિ થાય તે સારુ–જ્યાં સુધી બ્રિટિશ સરકાર પોતાની પૂરી સત્તા વાપરશે નહિ, પોતાની તરફનાં સર્વ વિઘ્નો દૂર કરશે નહિ, જ્યાં સુધી જઝિરત–ઉલ–અરબને બિનઈસ્લામી કબજામાંથી છૂટું કરવામાં આવશે નહિ ત્યાં સુધી આ ઝુંબેશ ચાલુ રાખવાનો હિન્દુસ્તાનના લોકોનો નિરધાર છે એવું આ સભા જાહેર કરે છે.

જેઓ ગયાજીની મહાસભામાં હાજર હશે તેઓ આ ઠરાવ રજુ કરનારનો મીઠો, ઉંચો સૂરીલો નહિ જ ભૂલ્યા હોય. હજુ પણ એ મીઠા અવાજના ભણકાર અમારા કાને સંભળાય છે, અને જે જોસથી અને જે શૌર્યપ્રેરક છટાથી એ ઠરાવ રજુ થયો અને આખી મહાસભાએ વધાવી લીધો એ અનેરું દૃશ્ય—આખી મહાસભાના સૂક્ષ્મ ભાવવિહોણા વેરાનમાં એ લીલા રણદ્વીપસમું દૃશ્ય—અમે હજી ભૂલ્યા નથી.

પણ આજે આ તુર્કીની સુલેહ ઉજવાય છે શા માટે? ગયાજીની મહાસભાએ ઠરાવ કર્યો તે માટે? બ્રિટિશ સરકાર તરફનાં વિઘ્નો સરકારે દૂર કર્યાં તે માટે? જઝિરત–ઉલ–અરબને બિનઈસ્લામી કબજામાંથી છૂટું કરવામાં આવ્યું તે માટે? ના. હજી ઈસ્લામની પાક જમીન જઝિરત–ઉલ–અરબ બિનઈસ્લામીઓના જ કાબૂ તળે છે. હજી મેસોપોટેમિયા, પેલેસ્ટાઈન, સીરીઆ, હિજાઝ, અરબસ્તાન બિનમુસલમાનોનાજ હાથમાં છે. મીસરના હાજીઓને હિજાઝમાં જવાની છૂટ નથી, બ્રિટિશ સરકારે મેસોપોટેમિયા પરનો પોતાનો કાબૂ હજી છોડયો નથી, ફ્રાન્સે સીરીઆ છોડયું નથી, પેલેસ્ટાઇન, હિજાઝ અને અરબસ્તાન પર હજી તુર્કસ્તાનનો વાવટો ફરકયો નથી, હજી બ્રિટિશ સરકારે "પોતાની તરફનાં સર્વ વિઘ્નો દૂર કર્યાં" નથી, "પોતાની પૂરી સત્તા વાપરી" નથી તો પછી આ સુલેહોત્સવ શા માટે? હિન્દુમુસલમાનોનાં ભેગાં સરઘસ શા માટે?

તુર્કસ્તાન સાથે યૂરોપીય રાજ્યોએ સુલેહ કરી છે તે હિન્દુસ્તાનના હિન્દુમુસલમાનોના ઠરાવોને

લીધે નહિ–કારણ કે ગપાજીનો ઠરાવ હજી તો અદ્ધર-જ લટકે છે–પણ ગાઝી મુસ્તફા કમાલ પાશાની સમશેરને લીધે; એના બહાદુર જવાંમર્દોની જવાંમર્દીને લીધે; એ શેરદિલોની કુરબાનીને લીધે. આજે અંગોરા સરકાર આખા તુર્કસ્તાનની સરકાર બની છે, અને આખા યૂરોપે તેની સાથે સુલેહ કરી તેની આણ સ્વીકારી છે. કૉન્સ્ટેન્ટીનોપલ અને ડાર્ડનલ્સ, આર્મેનિયા અને અંગોરા બધું તુર્કસ્તાનની સરકારને દસ્તક થયું છે અને તે પડાવી નહિ લેવાની વાત યુરોપીય રાજ્યોએ સુલેહ કરીને કબૂલ રાખી છે. પણ જઝિરત–ઉલ–અરબનું શું ! તે પાક જમીન, હઝરત પયગમ્બર સલ્લલ્લાહો અલ્લેહ વસલ્લમની જમીન, આજે ગયર મુસલમાનોના કબજામાં છે તેનું શું ! ક્યાં સુધી તે ગયર કોમના કબજામાં રહેશે ! જ્યાં સુધી એ પાક જમીન પર પરદેશીઓના વાવટાને બદલે ઇસ્લામનો અર્ધચંદ્રાકાર વાવટો ફરકયો નથી ત્યાં સુધી ખિલાફતની લડત પૂરી લડાઇ નથી, ત્યાં સુધી સાચી સુલેહની ઉજવણી થઇ શકે તેમ નથી.

## હિન્દુમુસલમાન એકતા

તો પછી હિન્દુમુસલમાનોનો આ સુલેહોત્સવ શાનો ? આ સુલેહોત્સવ એ સાચો સુલેહોત્સવ નથી— કારણ કે હજી ખિલાફતની લડત તો અધૂરી જ છે, આપણી માગણીઓ હજી અણુગમો પામેલી છે—પણ આપણ બે કોમ વચ્ચે પડી ગયેલાં અંતર સાંધવાને આપણા દેશપ્રેમી આગેવાનોએ યોજેલો એક માર્ગ છે. રખે એને સાચા સુલેહોત્સવ તરીકે ભૂલતા. રખે એને આપણુ હિન્દુમુસલમાનોની જીત માની કુલાતા. એનો આપણ બે કોમોની નિર્બળતા અને બુજદિલીની નિશાની છે, આપણ બે કોમોની બેવકૂફી અને નાદાનીની નિશાની છે. મહાત્માજી અને અલીબિરાદરોનો હાથ જતાં આપણે તેમને ભૂલ્યા અને આપણે ભાઇ ભાઇઓ અંદર અંદર લડયા. સમજુ અને અણસમજુ ભેગા થયા, સમજુઓ અણસમજુ પર કાબૂ રાખી શક્યા નહિ અને હિન્દુમુસલમાનના ઝઘડા મુલતાનમાંથી સારા પંજાબમાં, પંજાબમાંથી દિલ્હીમાં, દિલ્હીમાંથી સંયુક્તપ્રાંતમાં અને સંયુક્તપ્રાંતમાંથી ઠેઠ અજમેર શરીફ સુધી ફેલાયા. આપણે તેને ન રોકી શક્યા. આપણા કેટલાક આગેવાનોએ પ્રયત્ન કર્યા પણ ન રોકાયા. અને શાના રોકાય ! તેઓ જ અંદરે અંદર લડતા હોય, ગાંઠના પૈસા ખરચીને ઠેઠ દૂર દૂર ગામ લડવા જતા હોય, ત્યાં તેમને બીચારાને આ ઝઘડાઓની શી પડી હોય ! અને આથી તેઓની લોકોને ફાવતું થઇ પડે એમાં શી નવાઇ ! છતાં આ હિન્દુમુસલમાન એકતાના મહાત્માજીએ સોંપેલા કુમળા છોડની દયા હજી કેટલાક આગેવાનોના હૈડે વસી છે, તેઓ એ ઝઘડા શમાવવા છૂટછવાયા પ્રયત્ન કરી રહ્યા છે અને "આગામી કતલ" ના લેખો લખવાને બદલે એ કતલને સદંતર અટકાવવાના ઇલાજ લેઇ રહ્યા છે. ધન્ય છે તેવા દેશપ્રેમીઓને ! દૂર રહ્યા રહ્યા, મહાસમિતિની સભાઓમાં હાજરી નહિ આપનારા છતાં તેમની જ સેવા અમૂલી છે, તેઓ જ દેશના સાચા સેવક અને આગેવાન છે. તેમના જ હુકમથી આજે શહેરે શહેર અને ગામે ગામ બકરીઇદના દિવસે હિન્દુમુસલમાન એકતાનો સુલેહોત્સવ ઉજવાય છે, હિન્દુઓની પવિત્ર ગાયોની કતલ થવાને બદલે હિન્દુ મુસલમાન ભેગા મળી સરઘસો કાઢે છે, સભાઓ ભરે છે અને ખિલાફતની અધૂરી રહેલી લડતને ફતેહમંદ અંજામે પહોંચાડવા ઠરાવ નિશ્ચય કરે છે. આજે મહિનાઓ પછી હિન્દુમુસલમાન એકતાની સાંકળના તૂટેલા આંકડા ફરીથી સંધાય છે, ફરીથી એના પર કારણ થાય છે પણ એ કારણ પર પાકું રેણ તો ત્યારે જ થશે જ્યારે મૌલાના મહમદઅલી યેરવડા દિવસમાં છૂટી બન્ને હિન્દુમુસ્લિમ કોમોના હાથ પરસ્પર મિલાવી આપશે. આજે આખા દેશની આંખ મૌલાનાને બહાર જોવા તલસી રહી છે–હિન્દુમુસલમાનના ઝઘડા શમાવવા માટે તેમ જ આગેવાનોના ઝઘડા શમાવવા માટે–અને સમગ્ર દેશ તેમને આવતી મહાસભાના પ્રમુખ તરીકે ચૂંટવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરે છે. સૌને આશા છે કે મૌલાના જરૂર

આવી આ તોફાની ઝઘડાઓને તુરત જ શમાવી દેશે અને દેશની ડામાડોળ નૌકાના સુકાની બની તેને પાર ઉતારશે. પ્રભુ મૌલાનાની વાણીમાં એ શક્તિ પૂરો, જેથી આખો દેશ તેમની એકતાની હાકલ સાંભળી ઘેલો બને, પાગલ બને અને સર્વ મતભેદો ભૂલી દેશની અને કોમની સેવામાં લીન થઇ જાય—ડૂબી જાય.

## મિલમજૂરો

અમદાવાદના મિલમજૂરોની હડતાલથી શું ફાયદા ગેરફાયદા થયા તેનું નિષ્પક્ષપાતપણે માપ લેવું ઘણું અઘરૂં છે. બન્ને પક્ષ પોતાનું જોર અજમાવી રહ્યા હતા એટલે કોની હારજીત થઇ તે આજે ન જાણી શકાય. આર્થિક નુકશાન થવાથી હાર થયેલી ગણાય એ માન્યતા ખોટી છે. લડતની દરમ્યાન આત્મબળ, આત્મસંયમ તથા સુવ્યવસ્થિત રચના કરવાની શક્તિ જેમની વધારે વિકાસ પામી હોય તેમને એકંદરે ફાયદો થયો છે. મિલમાલેકો તથા મજૂરો બન્ને હિંદી છે, એટલે મિલમાલેકોનો જે માલ પડી રહ્યો હતો તેના વેચાણથી તેમને દેખીતો ફાયદો થયો. માલનો ઉપાડ ન હોય ને વધારે ઉત્પન્ન થયાં કરે તેમાં વખતે માલ વાપરનારને ફાયદો થાય પણ મિલમાલેક કે મજૂરને તો નહીંજ. મિલમાલેક, મજૂર તથા માલ વાપરનાર એ ત્રણેનો અરસપરસ સંબંધ એટલો બધો ગાઢો છે કે એકના નુકશાનની અસર ત્રણે પર થાય છે, અને તેથી આ પ્રશ્ન ઘણો ગુંચવાડાભર્યો બને છે.

રા. જમશેદજી વાડીઆ લખે છે કે અમદાવાદમાં ૧૦,૮૫,૦૪૩ ત્રાકો અને ૨૩,૨૦૦ શાળો છે, અને દરરોજ ૩૯,૨૨૮ પુરૂષો, ૮,૨૬૨ સ્ત્રીઓ તથા ૭,૧૧૪ છોકરાં મિલોમાં કામ કરે છે. બે મહિનાની હડતાલ દરમ્યાન ૬૯,૦૦,૦૦૦ રતલ સુતર અને ૬૮,૫૦,૦૦૦ રતલ કાપડ તૈયાર થતું અટક્યું. મજૂરોને આશરે ત્રણેક મહિના સુધી પગાર ન મળ્યો તેને લીધે રૂ. ૩૯,૦૦,૦૦૦ નું નુકશાન થયું. મિલમાલેકોને પણ કમિશનમાં રૂ. ૮,૦૦,૦૦૦ નું નુકશાન ગયું, અને સરકારને રૂ. ૯,૦૦૦, જકાતમાં ઓછા આવ્યા.

મિલમજૂરની સ્થિતિ બગડે તો ખેતી માટે વધારે મજૂર મળી શકે. મિલમજૂરની રોજીમાં ૧૨૨ ટકા જેટલો વધારો થયો તેજ સમયમાં ખેતરના મજૂરની રોજી ૧૬૭ ટકા વધી છે. ૧૫·૬ જેટલા કાપથી વખતે ખેતરની મજૂરીના ભાવ ઓછા થાય. મિલમાલેકોની ગુંચવાયલી અને ચિંતાજનક સ્થિતિ તથા મજૂરોના અસંતોષનું ખરૂં કારણ ઉંડું છે. રૂપીઆની કીમત ખૂબ ઘટી ગઇ છે. સરકાર તથા મ્યુનિસિપાલિટીઓ કર વધાર્યે જાય છે, હુંડીઆમણની ગરબડને લીધે પણ રૂપીઆની કીમત ઘટી છે. ધારાસભાના સામાન્ય સભાસદો આ વિષય બરાબર સમજે તેમાં નવાઇ જેવું નથી પણ આપણા અર્થશાસ્ત્રીઓએ ચર્ચા કરીને પ્રજામત કેળવવો જોઇએ.

## હુન્નરશાળાઓ

મુંબઇ યુનિવર્સિટીમાં આ વર્ષે ૭૦૦૦ વિદ્યાર્થીઓ પ્રવેશક પરીક્ષામાં બેઠા હતા, અને આશરે ૪૦૦૦ પસાર થયા. આથી ૧૯૨૩–૨૪ ના નવા સત્રમાં કોલેજો તથા મહાવિદ્યાલયોમાં ભારે ભીડ થઇ ગઈ છે. મુંબઇની સરકારી વૈદકીય કોલેજમાં દાખલ થવા માટે પડાપડી થઇ રહી છે અને ઘણા વિદ્યાર્થીઓને પાછા ફરવું પડયું છે. નાશિકમાં નવી કોલેજ કાઢવાની યોજના થઇ છે.

પણ વેપારઉદ્યોગમાં કુશળ અને આગળ પડેલા ગુજરાતીઓને માટે કાંઇ જુદાજ પ્રકારની કેળવણીની જરૂર નથી? હુનર અને કળાભવનો તથા કારીગરવર્ગને માટે ઉદ્યોગશાળાઓ સ્થાપવાની અમને તો ખાસ જરૂર લાગે છે. જ્યાં સુધી રાજ્યસત્તા આપણા હાથમા આવી નથી ત્યાં સુધી આવી શાળાઓ તથા હુન્નરભવનો ખાનગી પ્રયાસથી કાઢવાં પડશે.

વડોદરા શહેરમાં કળાભવન છે તેમાં બંગાળા, મદ્રાસ અને ઉત્તર હિંદુસ્તાનથી પણ વિદ્યાર્થીઓ આવે છે. દિવાન મણિભાઇ જસભાઇ તથા પ્રોફેસર ગજ્જરની યોજના સ્વભાષા દ્વારા શિક્ષણ આપવાની હતી તે જોકે હાલમાં કોરાણે મૂકાઇ છે છતાં તેમના વખતથી તે આજ સુધી કળાભવનને જે કડવા મીઠા અનુભવો થયા છે તેનો અભ્યાસ થાય તો ગુજરાતને તે ઘણોજ માર્ગસૂચક થઇ શકે.

જો વિદ્યાર્થીઓની સંખ્યા વધી પડતી હોય તો ગાડરીઆ પ્રવાહમાં તણાઈ જઇને નવી આર્ટસ કોલેજો સ્થાપવી ઇષ્ટ છે કે શિક્ષણના નવા માર્ગ ખોલી આપવાની જરૂર છે? જાપાન દેશમાં સોયટાંકણીથી માંડી તે આગબોટો અને મનવારો બનાવી શકાય છે; આપણે ત્યાં બધો સામાન પરદેશથી આવે છે, છોકરાંનાં સોંઘાં રમકડાં પણ પરદેશથી આવે છે.

આખા મુંબઈ ઇલાકાને માટે ખેતીની કોલેજ પૂનામાં છે, પણ ખેતીની શાળાઓ તો દરેક તાલુકે હોવી જોઇએ તે ક્યાં છે? એવી શાળાઓમાંજ પ્રયોગ તથા અનુભવ માટે મૉડેલ ફાર્મ હોય તો તે અતિ ઉપયોગી થઇ શકે. ભાષણો તથા લેખમાં આપણે બૂમો મારીએ છીએ કે આપણી પ્રજાની ૮૫ ટકા જેટલી વસ્તી ખેતીને લગતા ધંધાઓમાં રોકાયેલી છે, પણ ખેતીને સુધારવા માટે, ખેતીને લગતા વિષયોના જ્ઞાનના પ્રચાર માટે યોગ્ય વ્યવસ્થા આપણે હજી સુધી કરી છે?

અમદાવાદમાં કાંતવાવણવાની મિલો સાઠ ઉપરાંત છે. કરોડો રૂપીઆના સંચાસામન યૂરોપ-અમેરિકાથી આવે છે. તેવો માલ આપણા દેશમાંજ બનાવવા માટે, ખૂટતો કે તૂટેલો માલ પૂરો પાડવા માટે કે રીપેર કરવા માટે બાહોશ કારીગરો તૈયાર કરવાની વ્યવસ્થા થઇ છે? અમદાવાદની હુન્નરશાળાની સ્થિતિ કેવી છે?

## મદ્રાસમાં આયુર્વેદ

બે વર્ષ ઉપર મદ્રાસની ધારાસભાએ ઠરાવ પસાર કરેલો કે આયુર્વેદ તથા યૂનાની વૈદકને સતેજ કરવાની જરૂર છે કે નહીં અને જરૂર હોય તો કેવી રીતે ઉત્તેજન આપવું તેનું નિરાકરણ કરવા માટે એક સમિતિ નીમવી. આ ઠરાવ અનુસાર એક સમિતિ નીમાઇ હતી. તેના કેટલાક સભ્યો આખા હિંદુસ્તાનમાં ફર્યા અને દેશી વૈદકની સંસ્થાઓ તપાસી, પ્રખ્યાત વૈદ્યો, દાકતરો તથા અન્ય ગૃહસ્થોના અભિપ્રાય એકઠા કર્યા અને તેમણે હવે પોતાનો રીપોર્ટ બહાર પાડ્યો છે. એમાં આયુર્વેદ શાસ્ત્રના મુખ્ય સિદ્ધાંતોનું ખરૂં રહસ્ય સમજાવ્યું છે અને છેલ્લાં પચાશ વર્ષમાં વિજ્ઞાનમાં થયેલી નવી શોધખોળથી આયુર્વેદના સિદ્ધાંતો જુઠા પડતા નથી પણ તેમને પુષ્ટિ મળે છે તે સિદ્ધ કરી બતાવ્યું છે. ભૌતિકશાસ્ત્ર તથા રસાયણ, વનસ્પતિશાસ્ત્ર તથા જીવશાસ્ત્રની વિગતવાર હકીકતથી જ્ઞાનમાં વૃદ્ધિ થઈ છે તે સર્વ જ્ઞાન આયુર્વેદમાં ઉમેરી લેવું જોઇએ એવો સમિતિનો અભિપ્રાય છે.

આયુર્વેદની પડતીનાં કારણમાં મુખ્ય કારણ રાજ્યાશ્રયના અભાવનું બતાવ્યું છે. ઇસવીસન ૧૨૦૦ની સાલથી મુસલમાની રાજ્યમાં અને પછીથી અંગ્રેજી રાજ્યમાં આયુર્વેદની અવગણના થઇ. આજે દરેક દવાખાનામાં પાશ્ચાત્ય પદ્ધતિથી શીખેલા દાક્તર નેજ આશ્રય મળે છે અને અંગ્રેજ સરકારની દેખાદેખી કરીને બધા રાજારજવાડાઓ, તાલુકદાર તથા શાહુકારો, મ્યુનિસિપાલિટી તથા લોકલબોર્ડો બધા અંગ્રેજી દવાખાના માટેજ પૈસા ખર્ચે છે એટલે સ્વાભાવિક રીતે સારા હુશિયાર માણસો આયુર્વેદનો અભ્યાસ નહીં કરતાં અંગ્રેજી પદ્ધતિજ પસંદ કરે છે.

આયુર્વેદને ઉત્તેજન આપવા માટે સરકારે જાહેરાત બહાર પાડી કેઃ

(૧) આયુર્વેદનો રીતસર અને વૈજ્ઞાનિક પદ્ધતિથી અભ્યાસ કરનાર વૈદ્યોને અમુક દવાખાનાંમાં રોકવામાં આવશે.

(૨) કેટલાંક દવાખાનાં, ખાસ કરીને મ્યુનિસિપાલિટી તથા લોકલબોર્ડનાં, તેમજ આયુર્વેદીય કોલેજને લગતાં મોટાં દવાખાનામાં વૈદ્યોને રોકવામાં આવશે.

(૩) આયુર્વેદીય કે બીજી કોઈ પણ પદ્ધતિથી વૈદકનો ધંધો કરનાર માણસોને પરવાના વગર ધંધો કરવાની છૂટ મળશે નહીં, અને પરવાનો આપતાં પહેલાં તેમના શિક્ષણની સુવિખ્યાત વૈદ્યો કે હકીમોની ખાસ નીમેલી સમિતિ તપાસ કરશે.

(૪) આયુર્વેદ તથા યૂનાનીના શિક્ષણ માટે સારી પાઠશાળા તથા હોસ્પીટલો ખોલવામાં આવશે.

આયુર્વેદના ઉત્તેજનનો આજ રાજમાર્ગ છે. પણ જ્યાં સુધી રાજ્યસત્તા પ્રજાના હાથમાં આવી નથી ત્યાં સુધી આ માર્ગ લેવાવો અસંભવિત લાગે છે.

## પાટણ આયુર્વેદીય પાઠશાળા

મદ્રાસમાં આયુર્વેદને સજીવન કરવા માટે સમિતિ નીમાઈ છે તેવીજ બંગાળાની સરકારે પણ નીમી છે અને તેનું નિવેદન થોડા વખતમાં બહાર પડશે. મુંબઈ સરકારે હજી કાંઈજ કર્યું નથી, પણ ગુજરાતમાં ખાનગી સાહસથી બે સંસ્થાઓ હસ્તીમાં આવી છેઃ એક અમદાવાદમાં, અને બીજી પાટણ શહેરમાં. પાટણની પાઠશાળાનો વાર્ષિક મેળાવડો હમણાંજ થયો હતો. તેમાં આધુનિક વિજ્ઞાન શીખવવાંમાટે સાયન્સના અધ્યાપક તથા શરીર તથા દેહગુણધર્મ (ફીઝીઓલોજી) માટે એક અનુભવી દાક્તરને રોકયા છે. શરીરના શિક્ષણ માટે શસ્ત્રક્રિયા (ડીસેકશન) આવશ્યક ગણી છે અને ભવિષ્યમાં જંતુશાસ્ત્ર વિગેરે આધુનિક શોધખોળનું શિક્ષણ આપવાની પણ ગોઠવણ થાય છે વૈદકીય ધંધો એવા પ્રકારનો છે કે તેની સાથે સાથે રાજકીય કે સામાજિક સેવા પણ થઇ શકે છે. સરકારી દવાખાનાં તો ૧૦ ટકા જેટલી વસ્તીને પણ પહોંચી શકતાં નથી. આરોગ્યશાસ્ત્રનાં મૂળતત્ત્વો તથા વ્યાયામનો પ્રચાર ખાનગી વૈદ્ય દાકતરો માર્ફત પુષ્કળ થઇ શકે તેમ છે, એટલે જો વૈદ્યોમાં રાષ્ટ્રીય ભાવના પેદા થાય તો અત્યંત ઉપયોગી કામ થઈ શકે એ નિશ્ચિત છે.

## પૂના મહિલા પાઠશાળા

પ્રોફેસર કર્વેએ ૧૯૧૬ની સાલમાં ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ ની સ્થાપના કરી અને તેને અંગે હિંગણે બુદ્રુકમાં પાઠશાળાની શરૂઆત કરી. ૧૯૨૦ ની સાલમાં સર વિઠ્ઠલદાસ ઠાકરશીએ ૧૫ લાખ રૂપીઆની બાદશાહી બક્ષિસ આપી અને વિદ્યાપીઠની આર્થિક સ્થિતિ મજબૂત કરી આપી. આને લીધે પાઠશાળાને માટે સારું મકાન ચણાઈ ગયું છે અને જુન મહિનામાં તે ખુલ્લું મુકવામાં આવ્યું છે તે વખતે રજુ થયેલી હકીકત ઉપરથી જણાય છે કે છેલ્લાં સાત વર્ષમાં પાઠશાળાનો ખૂબ જ વિકાસ થયો છે.

| વર્ષ | પહેલું વર્ષ | બીજું | ત્રીજું | કુલ સંખ્યા | સ્નાતક | ખર્ચ રૂ. |
|---|---|---|---|---|---|---|
| ૧૯૧૬–૧૭ | ૪ | ૦ | ૦ | ૪ | ૦ | ૫૦૦૦ |
| ૧૯૧૭–૧૮ | ૮ | ૫ | ૦ | ૧૩ | ૦ | ૮૦૦૦ |
| ૧૯૧૮–૧૯ | ૫ | ૮ | ૩ | ૧૬ | ૧ | ૧૫૦૦૦ |
| ૧૯૧૯–૨૦ | ૫ | ૭ | ૫ | ૧૭ | ૩ | ૧૯૦૦૦ |
| ૧૯૨૦–૨૧ | ૪ | ૫ | ૬ | ૧૫ | ૩ | ૧૮૦૦૦ |
| ૧૯૨૧–૨૨ | ૪ | ૪ | ૯ | ૧૭ | ૭ | ૧૫૦૦૦ |
| ૧૯૨૨–૨૩ | ૧૧ | ૨ | ૫ | ૧૮ | ૩ | ૧૬૦૦૦ |

આ પાઠશાળાનાં આઠમા વર્ષમાં એટલે ૧૯૨૩–૨૪ની સાલમાં ત્રીજા વર્ગના વર્ગમાં એક પણ કન્યા નથી એ નોંધવા જેવી હકીકત છે. બે કન્યાઓ હતી તે લગ્ન થયે ઉઠી ગઇ છે. કન્યાઓની ઉચ્ચ કેળવણીમાં અનેક મુશ્કેલી નડે છે.

કન્યાઓના શિક્ષણ માટે જે અભ્યાસક્રમ યોજાયો છે તે અનુકૂળ છે કે નહીં એ બાબત અત્યંત અગત્યની છે, અને તે બાબત ફરી ફરીને વિચાર કરવાની જરૂર છે.

આ વિદ્યાપીઠમાંથી ૧૭ કન્યાઓ છેલ્લી સ્નાતકની પરીક્ષામાં પસાર થઇ, તેમાંથી ૧૨ કન્યાઓ કેળવણીના કાર્યમાં જોડાઈ છે એ હકીકત પણ નોંધવા જેવી છે. વિદ્યાપીઠનો અભ્યાસક્રમ સંતોષકારક ન ગણાય તો પણ તેનાં સ્નાતકો શિક્ષણના કાર્યમાં રોકાઇ જાય તેનાથી દેશને ફાયદો તો ઘણોજ થાય. ૧૯૨૨ ના વર્ષમાં વિદ્યાપીઠનો ખર્ચ આશરે રૂા. ૧,૬૩,૩૪૪ થયો હતો તેમાંથી ગુજરાતની સંસ્થાઓને નીચે મુજબ મદદ મળી હતીઃ—

| | | |
|---|---|---|
| મહિલા પાઠશાળા, અમદાવાદ, | રૂ. | ૩૬૫૬ |
| મહિલા વિદ્યાલય, ,, | ,, | ૩૨૯૦ |
| મહિલા વિદ્યાલય, સુરત | ,, | ૨૫૮૫ |
| કુલ ( આશરે ) | રૂા. | ૯૫૩૧ |

## દારૂનિષેધ

હિંદની અંગ્રેજી સરકાર દારૂનિષેધની વિરૂદ્ધ હોવાને લીધે પ્રાંતિક સરકારને દારૂનિષેધના કાર્યમાં ઘણી અડચણ નડે છે, અને સ્થાનિક ઇચ્છા ( Local option ) નો કાયદો પ્રાંતિક ધારાસભાઓ સમક્ષ રજુ કરી શકાતો નથી. આવી મુશ્કેલી હોવા છતાં કેટલાક પ્રાન્તોની સરકારે મંજારાની શરતોમાં ફેરફાર કરી કાંઇક સુધારા કર્યા છે.

બંગાળામાં હરરાજીની પદ્ધતિ બંધ કરીને વિશેષ કર ( Surcharge System ) ની નીતિ દાખલ કરી છે જેને લીધે દારૂની ખપત વધારે થાય તેનો ફાયદો દુકાનદારને ન થતાં સરકારને જ મળે છે, એટલે દુકાનદારને લાલચ રહેતી નથી.

સંયુક્તપ્રાન્તમાં પણ આ પદ્ધતિ દાખલ કરવામાં આવી છે અને તે ઉપરાંત દુકાન ઉઘાડી રાખવાનો વખત ટુંકાવ્યો છે. સોળ મોટાં શહેરોની મ્યુનિસિપાલિટીઓમાં પરવાના આપવા માટે સમિતિઓ નીમાઇ છે તેમાં પ્રજાકીય સભાસદોની બહુમતિ છે. આ સમિતિઓને અમુક લતાઓમાંથી કેટલીક દુકાનો તદ્દન બંધ કરવાની, અને ઇજારદારને ચુંટવાની સત્તા આપી છે. ધીમે ધીમે એ સમિતિઓને વધારે દુકાનો બંધ કરવાની સત્તા આપવાની રાજ્યનીતિ સરકારે જાહેર કરી છે.

મુંબાઇ ઇલાકામાં આ પ્રશ્નના નિર્ણય માટે સમિતિ નીમાઇ હતી તે નિવેદન તૈયાર કરે છે, પણ તે દરમિયાન દરેક દુકાનને કેટલો દારૂ પૂરો પાડવો તેનું અમુક માપ ઠરાવી આપવામાં આવે છે. જો દરેક વર્ષે દારૂ કમતી ( Rations થી ) આપવામાં આવે તો ભવિષ્યમાં ઘણોજ ઘટાડી શકાય.

આ પ્રમાણે દરેક ઇલાકામાં ચળવળ ચાલી રહી છે. ઇન્ગ્લેંડમાં પણ લેડી ઍસ્ટરે એક નિયમ પસાર કરાવ્યો છે, અને બીજાનો ખરડો રજુ કર્યો છે. ઉત્તર આયર્લેંડમાં, તુર્કીમાં, અમેરિકામાં પણ આ મહાન પ્રશ્નનો નિકાલ થઈ રહ્યો છે અમેરિકામાં દારૂનિષેધનો સખત કાયદો મંજૂર થયો તેને તોડી પાડવા માટે અનેક પ્રયત્નો થયા છે. [illegible]

પ્રયત્ન શરૂ થાય છે કે દારૂનિષેધના દુશ્મનો આનંદથી નાચવા માંડે છે. કોઇપણ સ્ટેટની એક સભામાં દારૂનિષેધક કાયદા વિરુદ્ધ બહુમતિ થાય એટલે તે બીજી સભામાં પણ પસાર થશે અને તેનો હાકેમ મંજૂરી આપશે એમ માની લેવામાં આવે છે. પૈસાદાર દારૂવાળાઓ ઘણાં પેપરોને પોતાની તરફેણમાં ફેરવી શકે છે. એટલે તેમાં જે એકતરફી હકીકત આવે તે હમેશ માની લેવા જેવી નથી હોતી.

દારૂની દુકાનો ઓછી કરવાના, દુકાનો થોડાજ કલાક ઉઘાડી રાખવાના, સ્ત્રીઓ તથા છોકરાંને વેચવાની મનાઇ કરવાના કે વેચાણના નિયમોની સખ્તાઈ કરવાના વિગેરે અનેક રસ્તા સૂચવાયા છે. તે દરેકનો ઉપયોગ એક સાથે કર્યો હોય તો કાંઇક સુધારો થશે; પણ કાયદાથી મનુષ્યસ્વભાવ એકદમ બદલાઇ જતો નથી, માટે લોકમત કેળવવા માટે સખત પ્રયાસ થવો જોઇએ. જેમ જેમ આ બધા પ્રયત્નોની અસર પ્રજા પર થતી જશે તેમ તેમ દારૂના વ્યસનમાં ઘટાડો થશે. માત્ર નિષેધના પોકારથી ફાયદો થવાનો નથી. હાલમાં કેટલીક સરકાર જુઠ્ઠી દલીલો રજુ કરીને આડખીલી નાંખે છે તેમની મૂર્ખાઈ જગપ્રસિદ્ધ થઇ ગઇ છે. એવો ખોટો પ્રયત્ન કરવાને બદલે જો પ્રજામત કેળવવા માટે ઉપદેશકો રાખે તો એમના પ્રમાણિકપણા વિષે લોકમત બદલાય.

---

આ માસિક અમદાવાદ શામળાની પોળ પાસે આવેલા વસન્ત મુદ્રણાલયમાં ચીમનલાલ ઈશ્વરલાલ મહેતાએ છાપ્યું અને નંદલાલ મણિલાલ શાહે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.

# યુગધર્મ

શ્રાવણ, ૧૯૭૯

## જાતિભેદનો પ્રશ્ન

'હિન્દુસ્તાન એટલે જાતિઓનું પિયેર. જગતમાં જેટલી જેટલી જાતિઓ છે તેમનો કોઈ ને કોઈ પ્રતિનિધિ તો હિન્દુસ્તાનમાં હોવાનો જ. તેથી જ યુરોપીઅન લોકો હિન્દુસ્તાનને 'કાસ્ટ-રિડન કન્ટ્રી' અથવા જાતિથી દબાયેલો દેશ કહે છે. ઠેઠ વેદકાળથી માંડીને તે પટેલબિલ સુધી હિન્દુસ્તાનના લોકો જાતિના પ્રશ્નનો ઉકેલ લાવવાને મથી રહ્યા છે. તેને લીધે જાતિના પ્રશ્ન પર બોલવાનો હિન્દુસ્તાનને એક પ્રકારનો અધિકાર પ્રાપ્ત થયો છે. અંગ્રેજ લોકો અહીં આવ્યા ત્યારે કહેતા હતા કે જાતિઓની ભાંજગડ તમારા જ દેશમાં છે, અમારે ત્યાં એનું નામનિશાન નથી. આપણે તે વેળાએ જગતના ઇતિહાસથી અજાણ્યા હતા. અંગ્રેજોએ કહ્યું તે આપણે ખરું માની લીધું. આજે હવે સ્થિતિ બદલાઈ છે. આપણે જાણી ગયા છીએ કે જાતિભેદ જગતના બધા જ દેશોમાં છે અને દરેક દેશે આ જાતિના પ્રશ્નનો પોતપોતાની ઢબે ઉકેલ લાવવાનો પ્રયત્ન કર્યો છે. આજે જે ઇતિહાસ મળે છે તે માત્ર યુરોપીય રાષ્ટ્રો, એશિયાઈ રાષ્ટ્રો અને અમેરિકા એટલા જ દેશોનો છે. આફ્રિકા, ઑસ્ટ્રેલેશિયા અથવા પ્રશાન્ત મહાસાગરના અસંખ્ય દ્વીપોનો ઇતિહાસ આપણને ઉપલબ્ધ નથી, તેથી તે દેશો વિષે વિચાર થઈ શકે એમ નથી. યુરોપનાં ખ્રિસ્તી રાષ્ટ્રો, ત્રિખંડમાં વ્યાપી રહેલાં મુસલમાન રાષ્ટ્રો, નવા ખંડમાંનું અમેરિકા અને હિન્દુસ્તાન એટલાનો આપણે અહીં આ વિચાર કરીશું.

યુરોપમાં જાતિઓ અનેક છે. ઔદ્યોગિક યુગને પરિણામે ધનવાન અને ધનહીન, મજૂર અને મૂડીવાળા વગેરે જે વર્ગો ઉત્પન્ન થયા છે તેને ઉદ્દેશીને મારું આ કથન નથી. પણ સૅક્સન અને કેલ્ટ, ટ્યૂટન અને લૅટિન, સ્લૅવૉનિક તથા સર્વિયન વગેરે જે અનેક જાતિઓ યુરોપમાં પ્રાચીન કાળમાં હતી તે

આજે પણ મોજૂદ છે. આજે કોઇ યહુદી ખ્રિસ્તી થાય તોપણ તેની 'જ્યુ' જાત તો કાયમ રહે છે જ. યુરોપમાં રોટીબેટીવહેવારનો કશો પ્રતિબન્ધ નથી, છતાં આ જાતિભેદ ત્યાં ઓછો તીવ્ર નથી. ગયા મહાયુદ્ધમાં આ જાતિભેદનો પ્રશ્ન થોડોઘણો ઉભો થયો જ હતો; અને મહાયુદ્ધ પછી જે કંઇ મુલકની વહેંચણી થઇ તે પણ કંઇક અંશે આ જાતિભેદના તત્ત્વને અનુસરીને જ થઇ. યુરોપનો આન્તરિક ઇતિહાસ નિહાળતાં જણાય છે કે ત્યાં જાતિઓનો ઝઘડો ઘણે ભાગે ભૌગોલિક તત્ત્વ અનુસાર પતવવામાં આવ્યો છે. અમુક પ્રદેશમાં અમુક જાતિ વસે, અમુક દેશ પર અમુક જાતિની માલિકી રહે એવી કંઇક વ્યવસ્થા કરવામાં આવેલી જણાય છે. આ વ્યવસ્થાને ભાષાવિસ્તારની પણ મદદ થયેલી દેખાય છે. એક જાતિના પ્રદેશમાં બીજી જાતિનું શ્રેષ્ઠત્વ સહ્યું જતું નથી. ટુંકામાં કહેવું હોય તો યુરોપની દરેક જાતિએ એકબીજાથી અળગી થઇને આ જાતિભેદના પ્રશ્નનો નીવેડો આણ્યો છે. બહારની જાતિઓને યુરોપમાં પગ મૂકવા દેવો નહિ એ વિષે યુરોપીઅનો સઘળામાં એકમત હોય એમ દેખાય છે. યુરોપીઅનો માહોમાંહે ગમે તેટલા ઝગડતા ને લોહી વહેવડાવતા હશે, પણ વૃદ્ધ તુર્કસ્તાનનું યુરોપમાંથી ઉચ્ચાટન કરવાની વાત આવી કે બધા એક થઇ જવાના. આ થઇ યુરોપની પદ્ધતિ.

મુસલમાન રાષ્ટ્રો સમક્ષ પણ જાતિનો આ પ્રશ્ન પહેલેથી ઉભેલો છે. પણ મુસલમાની ધર્મ સમાનતાના એટલે 'ડેમોક્રેટિક' તત્ત્વના પાયા પર ઉભેલો હોવાથી મુસલમાનોએ જાતિભેદના પ્રશ્નને જુદી જ રીતે ઉકેલ્યો છે. ધર્મની બાબતમાં, ધાર્મિક હક્કોની બાબતમાં અને સામાજિક પ્રતિષ્ઠાની બાબતમાં સુદ્ધાં મુસલમાન તેટલા સરખા, એ તત્ત્વને મુસલમાનોએ સ્વીકાર્યું છે અને અમલમાં મૂક્યું છે. રોટીબેટીનો સવાલ મુસલમાનોમાં ઉભો થતો જ નથી. અને ભૌગોલિક વ્યવસ્થા દરેક જાતિએ પોતપોતાના કાંડાને જોરે કરાવી લેવી એમ નક્કી કરીને મુસલમાનોએ જાતિના પ્રશ્નનો તોડ કાઢયો દેખાય છે.

હવે વળીએ અમેરિકા તરફ. અમેરિકાએ પોતાનો ચોકો જુદો કરી પોતાની જ એક જાત બનાવી દેખાય છે. યુરોપનો કોઈ પણ માણસ અમેરિકા જાય તેણે પોતાની જાત તજીને અમેરિકન જાત સ્વીકારવી જ જોઇએ; અથવા અમેરિકાનું વાતાવરણ જ એવું છે કે અમેરિકા ગયેલો માણસ અમેરિકન બની ગયા વિના રહેતો જ નથી. દેશાભિમાન અમેરિકા વિષે, રહેણી અને સામાજિક આદર્શ અમેરિકન પદ્ધતિના અને ભાષા પણ અમેરિકન. આ તત્ત્વને આધારે સઘળી જાતિઓને ગળી જઇને અમેરિકન જાતિ નિર્માણ થયેલી છે. પણ ત્યાં સુદ્ધાં એટલેથી જ એ પ્રશ્નનો નીવેડો આવ્યો નથી. કાળા હબસી લોકોને ગુલામ તરીકે લઈ ગયા હોવાથી ગોરા તે ઉંચા અને કાળા તે નીચા એવો દ્વૈતભાવ ઉત્પન્ન થયો છે. પ્રાચીન કાળમાં યુરોપમાં આ ભેદ નહોતો. તેથી જ ઑથેલો જેવો કાળી ચામડીવાળો માણસ ડેસ્ડિમોના જેવી ગોરી ચામડીની યુવતી સાથે રંગભૂમિ પર લગ્ન કરે તે જોઇને યુરોપીઅન પ્રેક્ષકોનું લોહી ઉકળી જતું નહિ. પણ આજે નીગ્રો જાતિનો આગેવાન અમેરિકન રાષ્ટ્રાધ્યક્ષની સાથે એક પંક્તિમાં ભોજન કરે તો તેમાં પણ સભ્યતાનો ભારે ભંગ થયો મનાય છે એટલું જ નહિ, પણ ગોરો ટાંગાવાળો કાળા ડાકટરને સુદ્ધાં પોતાના ટાંગામાં બેસાડવાની ના પાડે છે. એટલે અમેરિકામાં જાતિભેદના પ્રશ્નનો નિકાલ આવ્યો નથી એ ચોક્કસ વાત છે.

ચીનમાં તાર્તર, માંચૂ અને મંગોલિયન જાતિઓમાં અપ્રતિબન્ધ રોટીબેટીવહેવાર ચાલુ હોવા છતાં અને સૌનો મુખ્ય ધર્મ એક હોવા છતાં ત્યાં જાતિદ્વેષનો અભાવ છે એવું નથી.

હિન્દુસ્તાન તો જાતિઓનું પિયેર, એટલે એનું તો પૂછવું જ શું ? અહીં સર્વ પ્રકારની જાતિઓ ભેગી મળી છે એટલું જ નહિ, પણ જાતિભેદના પ્રશ્નનો ઉકેલ આણવાના સઘળા ઉપાય અહીં અજમાવી જોવામાં આવ્યા છે. જાતિ જાતિ વચ્ચે યુદ્ધ કર્યાં. અનેક જાતિનાં મિશ્રણ કરી જોયાં. એક જાતિમાં અનેક વિભાગ પાડી જોયા. જાતિવાર ભાષા

અને લિપિ ઠરાવી જોઈ. જાતિના રંગ નક્કી કર્યા. ધંધાવાર જાતિ ઠરાવી. ધાર્મિક મત અનુસાર જાતિની વ્યવસ્થા કરી. ખાનાપીવાના અને પહેરવેશના ભેદ પ્રમાણે જાતિઓ પાડી જોઇ. જાતિભેદનો વિરોધ કરી જોયો. જાતિ વિષે ઉદાસીનતા ધરાવી જોઈ. અનુલોમ પ્રતિલોમ વિવાહ કરી જોયા. રાજશાસનથી જાતિવ્યવસ્થા રચી જોઇ. જાતિઓનો ઉચ્ચનીચ-ક્રમ નક્કી કર્યો. પરસ્પર બહિષ્કાર અને પ્રાયશ્ચિત્તવિધિ ઠરાવી જોયા અને તે અખંડ ચાલુ રાખી જોયા. બહારથી આવેલા લોકોને કદી કદી પોતાના વાડામાં દાખલ કરી લીધા. કદી કદી તેમની સ્વતન્ત્ર જાતિઓ બનાવી. કેટલીક જાતિઓને હિન્દુ ધર્મમાં રાખી છતાં તેમની તરફ પરાયાપણાનો સંબન્ધ રાખ્યો, અને કેટલીક પરધર્મમાં ગયેલી જાતિઓને પણ પોતીકી ગણીને તેમની સાથે રોટી-બેટીવહેવાર ' કાયમ રાખ્યો એટલું જ નહિ, પણ હિન્દુ ધર્મમાં રહે ત્યાં સુધી અસ્પૃશ્ય અને પરધર્મમાં દાખલ થાય કે તરત જ સ્પર્શયોગ્ય ગણવા જેવા વિચિત્ર અખતરા પણ અજમાવી જોયા. હિન્દુસ્તાને એક પણ અખતરો અજમાવવો બાકી રાખ્યો નથી. આ રીતે જાતિભેદનો આ પ્રશ્ન આટલો વિરાટ્ છે.

આજ સુધી આ પ્રશ્ન ભિન્ન ભિન્ન દેશોમાં અંદર અંદર ચર્ચાતો, લડી લેવાતો અથવા ઉકેલાતો. આજે તે વિશ્વવ્યાપી થઈ બેઠો છે. સર્વત્ર જીવનકલહનું સામ્રાજ્ય જામ્યું છે. બળવાન જાતિઓ નબળી જાતિઓને ગળી જવા માગે છે અને આ ઉજાણીમાં મોટો ભાગ પોતાને મળે એટલા માટે જાદવાસ્થળી ચલાવી રહી છે. એનું પરિણામ શું આવશે અને અન્તે શા હાલ થશે એની અટકળ કોણ કરે? ઇશ્વરને આ બધું ગમતું હશે ખરૂં? ઇશ્વરે દીનદુખિયાંનો કોઈ બેલી જ નહિ સરજ્યો હોય? કે જગતનો થાક આજ સુધી ચલાવીને થાકી જવાથી ઇશ્વર ઉંઘી ગયો છે કે શું? પહેલાંની પેઠે અવતાર હવે કેમ થતા નથી? આ જીવનકલહ શમાવી સર્વત્ર શાન્તિ અને વ્યવસ્થા જાળવનાર ધર્મની સંસ્થાપના કરવા સારૂ ઇશ્વર કેમ દોડી આવતો નથી? આવો એક જ આર્તનાદ છયે ખંડનાં દીનદુબળાંનાં મુખમાંથી નીકળી રહ્યો છે. આ જગતમાં સદ્ગુણને સત્તાની મદદ વિના ન જ ચાલી શકે? સંઘ કરવાનો પ્રયત્ન કરવો એમાં પાપ જ છે? બહુમતિ આગળ ન્યાયબુદ્ધિએ માથું નમાવવું જ જોઇએ! એવા પ્રશ્નો વિચારશીલ હૃદયોને વલોવી રહ્યા છે. સત્યનો જ જય થાય છે, ન્યાયનું જ સામ્રાજ્ય ટકી શકે છે વગેરે સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરવા સારૂ ઐતિહાસિક દૃષ્ટાન્તો લઈ વ્યાસ વગેરેએ પુરાણો લખ્યાં. આજના ઇતિહાસ પરથી આ સિદ્ધાન્તો સાચવી બતાવાય એવું છે ખરૂં? એ પ્રશ્ન ઇતિહાસના દરેક ભક્તની આગળ ઉઠયા કરે છે. એ પ્રશ્નનો ઉત્તર શો? આ લોકમાં થયેલા અન્યાયનો બદલો પરલોકમાં મળી રહેશે એ આશાએ કોઇને સન્તોષ થવાનો નથી. ' निश्चयाचें बळ, तुका म्हणे तेचि फळ ' એ તત્ત્વ પ્રમાણે સદ્વર્તન એ જ સદ્વર્તનનું ફળ છે એટલું કહ્યું એટલે સમાજનો કોયડો ઉકલી ગયો એ વાત આધુનિક સંસ્કારોથી ઘડાયેલું મન માને એમ નથી. ત્યારે પછી આગળ શું?

પ્રાચીન કાળમાં ગ્રીક તત્ત્વવેત્તાઓએ મનુષ્યત્વની અનેક વ્યાખ્યાઓ આપી છે, પણ અન્તે તો વિશ્વવિદ્યાપ્રવીણ ઍરિસ્ટૉટલની વ્યાખ્યા જ સર્વમાન્ય થઈ છે. તે વ્યાખ્યા એ છે કે મનુષ્ય એ સામાજિક પ્રાણી છે. સંઘ બાંધીને રહેવું એ મનુષ્યમાત્રનું મુખ્ય લક્ષણ છે. અન્ય પ્રાણીઓમાં કેટલાંક એકલ રહે છે તો કેટલાંક ટોળાં બાંધીને રહે છે. પણ તેમનામાં સંઘ નથી હોતો. કીડી અને મધમાખીનું જીવન કંઇક અંશે સામાજિક હોય છે ખરૂં, પણ તે જીવન આગળ વધ્યું જણાતું નથી. બુદ્ધિપૂર્વક સંઘ બાંધવા એ મનુષ્યનો અનન્યસાધારણ ધર્મ છે. આ ધર્મને અનુસરીને મનુષ્યપ્રાણી આરંભથી તે આજ પર્યન્ત સમાજ બાંધીને રહેતો આવ્યો છે. એને જ વ્યાપક અર્થમાં આપણે 'જાતિ' કહીએ છીએ. અનેક કુટુંબો કંઇક વિશિષ્ટ સાધર્મ્ય-

થી પ્રેરાઇને એકબીજાના જીવનને સંગઠિત કરે તેનું નામ જાતિ. મનુષ્યની વિશેષતા એ છે કે એ સાધર્મ્ય તે કંઇક અંશે પોતે જ નક્કી કરે છે. બીજાં પ્રાણીઓની માફક, એક નદીને કાંઠે વસનારા લોકો તે સઘળા એક જાતિના એવો ભેદ તો સર્વ દેશોમાં જોવામાં આવે છે. યુરોપમાં મૂળથી આ જ તત્ત્વને પ્રાધાન્ય મળ્યું છે. આ સાધર્મ્યમાં સ્વાભાવિક રીતે સમાન હિતસંબન્ધ અથવા સમાન સુખદુઃખ અને ભયનાં તત્ત્વો રહેલાં હોય છે. એને જ અંગ્રેજીમાં 'લોકલ પૅટ્રિયૉટિઝમ' ( સ્થાનિક સ્વદેશપ્રેમ ) કહે છે.

ઇતિહાસકારો પ્રાચીન કાળના સમાજના બે ભાગ કલ્પે છેઃ ભટકતી જાતિઓ અને ઠરીને રહેનારી જાતિઓ. ઠરીને રહેનારી જાતિઓમાં જેવું દેશનું યા વર્તનનું સાધર્મ્ય હોય છે તેવું ભટકતી જાતિઓમાં સ્વાભાવિક રીતે લોહીનું, રહેણીનું અને ધંધાનું સાધર્મ્ય હોય છે. આ બન્ને રીતે બનેલી અનેક જાતિઓ ભેગી થાય એટલે એમની વચ્ચે વિરોધ, કલહ અને યુદ્ધ તો મચવાનાં જ. જાતિ એ વર્તુળના જેવી હોય છે. વર્તુળ જેમ આન્તરિક ક્ષેત્રફળની દૃષ્ટિએ અન્તર્વૃત્ત હોય છે અને બાહ્ય ક્ષેત્રફળની દૃષ્ટિએ બહિર્વૃત્ત હોય છે, તેમ જાતિ પણ સ્વજાતિઓ પ્રત્યે અન્તર્વૃત્ત યાને પ્રેમાળ હોય છે અને વિજાતિઓ પ્રત્યે બહિર્વૃત્ત યાને ઉદાસીન હોય છે. આને લીધે જાતિ જાતિ વચ્ચે કજીઆ થયા વિના રહેતા નથી. પણ લડીલડીને ધરાય એટલે પછી એ જાતિઓ પોતાની વચ્ચેના વિરોધનાં કારણોનો ઉંડો વિચાર કરવા લાગે છે અને લડાઇ કર્યા વિના અમુક શરતોએ ભેગાં રહેવાય એટલું સાધર્મ્ય પોતામાં છે કે નહિ એ તપાસવા બેસે છે. અમે જે દેવોને પૂજીએ છીએ તેમને તમે પણ પૂજો, નહિ તો આવી જાઓ મેદાનમાં—એવી રીતે પ્રાચીન કાળમાં અનેક બીપણ સંગ્રામો મંડાયા છે. શિયા અને સુન્ની, શૈવ અને વૈષ્ણવ એવા એવા મતભેદોને લીધે પણ લોહી રેડાયાં છે. પણ આગળ જતાં વધારે અનુભવ થતો ગયો તેમ માલૂમ પડ્યું કે મનુષ્યજાતિમાં આ ભેદ તો રહેવાના જ. भिन्नरुचिर्हि लोकः । અનુભવે શીખવાડ્યું કે આ ભેદો કાઢી નાખવા શક્ય નથી તેમ આવશ્યક પણ નથી. અને તેથી આવા નજીવા ભેદો માટે લડી મરવાનું છોડી દઇ, આ જાતિઓએ મોટા મોટા સંઘ બાંધ્યા.

આવા સંઘોમાં અનેક સાધર્મ્યોનું મિશ્રણ હોય એ સ્વાભાવિક છે. અને તેથી જ સ્થિર જાતિઓમાં પણ સ્થાનિક અથવા હિતસંબન્ધનાં તત્ત્વ પર પેટાજાતિઓ પડી છે. આમ જાતિઓ ઉત્પન્ન થવામાં અનેક તત્ત્વોનું મિશ્રણ થયેલું છે. પણ વિવેચનની સરળતા ખાતર આ તત્ત્વો જુદાં જુદાં લઇને દરેકનો નોખો વિચાર કરીશું.

( ૧ ) એક લોહીના લોકો ( ૨ ) એક રહેણીના લોકો ( ૩ ) એક ધર્મના લોકો ( ૪ ) એક ધંધાના લોકો ( ૫ ) એક દેશના લોકો અને ( ૬ ) એક ભાષાના લોકો એકઠા થાય છે એમ જોવામાં આવે છે. એટલે રક્તભેદ, સંસ્કૃતિભેદ, ધર્મભેદ, વ્યવસાયભેદ, દેશભેદ, અને ભાષાભેદને લીધે માણસોમાં જાતિભેદ ઉત્પન્ન થાય છે. આ ભેદ ઘણે ભાગે કાયમના હોય છે એમ કહેવું ખોટું નથી. સમાન હિતસંબન્ધ અથવા સમાન સંકટને કારણે ઉપરના સર્વ ભેદોને ફગાવી દઇને ભિન્ન ભિન્ન જાતિઓ કોઈ કોઈવાર એક થાય છે ખરી, પણ એ એકતા કરનારાં તત્ત્વોમાં અનેક જાતિઓને કાયમની એક કરી દેવા જેટલું આકર્ષણ કે સ્નેહ ( Cohesion ) નથી.

હવે જાતિ જાતિ વચ્ચેનો વિરોધ નિર્મૂળ કરવા માટે મનુષ્યે શા શા પ્રયત્નો કર્યા છે તે જોઇએ. જર્મન તત્ત્વવેત્તા નિટ્શેનો સિદ્ધાન્ત એ છે કે અન્ય જાતિઓ મરે અને આપણી જાતિ સર્વત્ર ફેલાય એ વૃત્તિ વનસ્પતિમાં, પશુપક્ષીઓમાં અને સુશિક્ષિત અશિક્ષિત સર્વ મનુષ્યોમાં અત્યન્ત પ્રબળ હોય છે. આ વૃત્તિને તે 'વિલ ટુ પાવર' નામ આપે છે. આ સિદ્ધાન્ત ખરો માનીએ તો જગતની સઘળી ભાષા મરી જઇને સર્વત્ર અંગ્રેજી ભાષાનું સામ્રાજ્ય

પથરાય એમ અંગ્રેજોને થતું હોવું જોઈએ; બીજા બધા ધર્મ ડૂબી જઈને એકમાત્ર મુસલમાની ધર્મનો જ વિજયડંકો વાગે એમ મુસલમાનો ઈચ્છતા હોવા જોઈએ; આખું જગત હિન્દુ આચારવિચાર માન્ય ગણે અને પાળે એમ હિન્દુઓની આકાંક્ષા હોવી જોઈએ. અને એ બધી જાતિઓને એવી મહત્ત્વાકાંક્ષા નથી એમ કહી શકાય એવું નથી.

જાતિઓ વચ્ચેના વિરોધ નિર્મૂળ કરવાનો બીજો પ્રયત્ન તે સર્વ જાતિઓની અસ્મિતા કોરે મૂકી તેમની ખીચડી કરવાનો છે. યુરોપની સર્વ ભાષાઓનો સંકર કરીને 'એસ્પેરેન્ટો' જેવી ભાષા નિર્માણ કરવી, સર્વ ધર્મોનો લઘુત્તમ સાધારણ કાઢીને એકાદ 'થીઓસોફિક' અથવા 'બ્રાહ્મો' ધર્મની સ્થાપના કરવી, અમે કોઈ પણ એક રાષ્ટ્રના રહેવાસી નથી પણ આખી માનવજાતના હિતચિન્તકો છીએ એમ કહીને આન્તરરાષ્ટ્રીય અથવા 'કૉસ્મૉપૉલિટન' સંપ્રદાય ઉભો કરવો—એ બધાં આ પ્રયત્નનાં ઉદાહરણ છે.

વિરોધ મટાડવાની દિશાએ થયેલો ત્રીજો પ્રયત્ન તે ઉપરના બધા ભેદ જ ખોટા છે એમ કહેવું એ છે. લોહીનો, ચામડીનો કે વર્ણનો ભેદ એ કેવળ એક ધતીંગ છે, સંસ્કૃતિભેદમાં કશું જ રહસ્ય નથી, ભાષાભિમાન એ નરી મૂર્ખાઈ છે, ધંધો પેઢીઉતાર કાયમ રાખવાનો પ્રયત્ન માનવી ઉન્નતિને વિઘાતક છે આવાં આવાં તત્ત્વો આ સંપ્રદાયમાં પ્રતિષ્ઠિત ગણાય છે.

ચોથો પણ અત્યન્ત જોરદાર એવો પ્રયત્ન તે ઉપર વર્ણવેલો સમાન સ્વાર્થ અને સમાન સંકટનો છે. વર્તમાન યુગમાં આ જ તત્ત્વનું જોર વધારે છે. પણ સ્વાર્થ અને સંકટ એ બંને તત્ત્વમાં એકત્વને લીધે બંધાયેલું મૂળનું જ દ્વૈત છે ત્યાં ઐક્ય ક્યાંથી ઉત્પન્ન થાય? આ તત્ત્વથી બંધાયેલા સંઘ જેટલા મોટા તેટલાં તેનાં યુદ્ધ વધારે ક્રૂર, વધારે વ્યાપક અને વધારે સંહારક નીવડવાનાં એ અનુભવ હજી તાજો જ છે.

પાંચમો અને અમારે મતે ખરો પ્રયત્ન તે સ્વાર્થ અને દ્વેષના પ્રવાહની આડે ધર્મબુદ્ધિનો બાંધ બાંધીને પછી સર્વ ભેદોને પોતપોતાને સ્થાને સુખશાન્તિમાં રહેવા દેવા એ છે. લડાઈઓ લડ્યે, ભાતભાતના કાયદા કર્યે, વર્ણસંકર કર્યે કે અરાજકતાનો વરોળીઓ ઉડાડ્યે જગતના ભેદભાવ નિર્મૂળ થવાના નથી. લોકવ્યવહારમાં ભેદ એ સત્ય છે અને સનાતન છે. આ ભેદોનો ભય દૂર કરવાનો એક જ ઉપાય છે, અને તે એ કે ભેદનું સ્વરૂપ ઓળખી અને પ્રેમ, ઔદાર્ય તથા દયા એ ગુણોને પોષી મનોવૃત્તિમાં અભેદ બુદ્ધિ જાગ્રત રાખવી. વિરોધ અને કલહ માત્રનું મૂળ વાસના, દ્વેષ અને લોભમાં રહેલું છે. તેથી જ ભગવાને કહ્યું છે કે 'त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः। कामः क्रोधस्तथा लोभः—અને આત્મઘાત ન થાય એવી આપણી ઈચ્છા છે—तस्मादेतत्त्रयं त्यजेत् ॥ અને એ સાધ્ય કરવાને વૈરાગ્ય, ક્ષમા અને ત્યાગ એ અમૃત તત્ત્વોનું જ આપણે સેવન કરવું જોઈએ એ સ્પષ્ટ છે. एष पन्था। एतत्कर्म। नान्यः पन्था विद्यतेऽयनाय ॥

સાચું જોતાં બે જાતિઓમાં ભાષાભેદ અથવા સંસ્કૃતિભેદ છે એટલા જ કારણસર એમણે લડવાનું કશુંયે પ્રયોજન નથી. દરેક જાતિ પોતપોતાને સ્થાનકે સુખશાન્તિમાં રહી શકે છે. એમ છતાં પ્રાચીન કાળમાં આજ ભેદોને લીધે વિકારવશ થઈને મનુષ્યોએ અનેક યુદ્ધો કરેલાં છે. કંઈ પણ એક બહાનું કાઢી અંદર અંદર લડાઈ મચાવવી એ મનુષ્યસ્વભાવમાંની પશુવૃત્તિનો સ્વાભાવિક ધર્મ છે. છતાં દરેક ધર્મના ખરી ધાર્મિક વૃત્તિવાળા મહાપુરુષોએ આ વૃત્તિને રોકીને ઓછાવત્તા પ્રમાણમાં વિશ્વબન્ધુત્વ સ્થાપન કરવાનો પ્રયાસ કર્યો છે. આવો પ્રયત્ન મનુષ્યપ્રકૃતિથી ઉલટી દિશામાં જનારો હોવાથી એકદમ સફળ થાય એવો નથી એ ઉઘાડું છે. मार्गोहणं मायासम्। તેથી ઉતાવળીઆ લોકોની આ માર્ગ પરથી શ્રદ્ધા ઉઠી ગઈ. દરેક ધર્મમાં વિકારપ્રધાન ધર્મચૂસ્ત લોકો તો હોય જ. તેમણે ધર્મને નામે જ

અનેક યુદ્ધો આદર્યાં તેથી આ નિરાશામાં વધારો થયો, અને લોકોને લાગવા માંડ્યું કે ધર્મથી માણસ માણસ વચ્ચેનો કલહ શાન્ત ન થતાં ઉલટાં ધર્મને લીધે જ ઘોર યુદ્ધો મંડાય છે.

આવી સ્થિતિમાં જ યૂરોપમાં પ્રોટેસ્ટંટ ધર્મ અને ઔદ્યોગિક યુગ એ યુગ્મનો અવતાર થયો. ધાર્મિક વૃત્તિએ ઉપદેશેલો સંયમ ત્યાજ્ય ઠર્યો અને સ્વાર્થનું સામ્રાજ્ય પૂર દબદબાથી શરૂ થયું. લોકો કહેવા લાગ્યા, ધર્મના અને સંસ્કૃતિના ઝગડા શમાવવા હોય તો લોકોની વિલાસિતા વધવી જોઇએ. વિલાસિતા વધશે એટલે આપોઆપ ધર્મની કડવાશ દૂર થશે. લોકોને પૈસાની મોહિની વધારે ને વધારે લાગવા માંડશે, તેને લીધે વેપાર વધશે. અને લોકોમાં વણિકવૃત્તિ આવી કે ક્ષાત્રવૃત્તિનો લોપ થયો જ સમજવો. કેટલાક લોકોને થવા લાગ્યું કે જે સુવર્ણયુગ સંયમ દ્વારા સ્થાપવો ધર્મને માટે અશક્ય હતો તે જ સુવર્ણયુગ સુવર્ણની ઉપાસના દ્વારા આ પૃથ્વી પર સ્થાપવાની અજબ યુક્તિ આપણને લાધી છે.

પણ એવું તો કંઇ થયું નહિ. વણિકવૃત્તિએ ક્ષાત્રવૃત્તિને વશ કરી અને સર્વત્ર વ્યાપાર અને રાજકારણનો યુગ શરૂ થયો. જૂની જાતિઓ નષ્ટ થઇ અથવા નિષ્પ્રભ થઇ અને ઠેરઠેર 'રાષ્ટ્રો' નિર્માણ થયાં. આ રાષ્ટ્રોને આત્મા છે એમ ન કહી શકાય. આલંકારિક ભાષામાં આત્મા કલ્પવો જ હોય તો વ્યાપાર અને રાજકારણ એ જ આ રાષ્ટ્રોનો આત્મા છે. જગતમાં જે કાંઇ ઉચ્ચ, ઉદાત્ત અને ઉજ્જવલ હતું તે બધું રાજ્યલોભ અને ધનલોભ નીચે કચડાઇ જવા બેઠું છે. જાતિઓ મરી ગઇ, પણ દ્વેષ મરી ગયો નહિ. એતો ઉલટો વધતો જ ગયો છે. સ્વાર્થીઓમાં સંઘ બાંધવાની શક્તિ નથી એમ નથી. આ સંઘશક્તિનો ઉપયોગ કરીને રાષ્ટ્રો આત્મસંઘ બનાવવાનો પ્રયાસ કરી રહ્યાં છે. પણ પાછળ કહ્યું તેમ સ્વાર્થના ગર્ભમાં દ્વૈત તો હોવાનું જ. એટલે રાષ્ટ્રસંઘ નિર્માણ કરીને માનવજાતિમાં ઐક્ય કે દ્વૈતનો સંચાર કરવાની ઇચ્છા રાખવી એ જંગલમાં લાગેલા દાવાનળને પવન નાખીને બુઝવવા મથવું એના જેવો ઘાટ છે.

આ વિવેકભ્રષ્ટ પાશ્ચાત્ય રાષ્ટ્રધર્મનો વિનિપાત કોણ રોકી શકે? રાષ્ટ્રોનું સામર્થ્ય જાતિઓમાં નથી. ઉલટું જાતિઓ તો રાષ્ટ્રોનું ભક્ષ થઇ પડી છે. મહાયુદ્ધમાં લાખો લોકોનો સંહાર થયો છતાં આ આસુરી રાષ્ટ્રધર્મરૂપી મંદિરાનો નિશો ઉતરતો જ નથી. બળવાન રાષ્ટ્રોએ સંઘ કર્યો ત્યારે નબળાં શું કરે? નબળાંએ અથવા પીડિત રાષ્ટ્રોએ પોતપોતાના સંઘ કરી સામર્થ્ય પ્રાપ્ત કરવું એવી એક કલ્પના હમણાં હમણાં બહાર પડી છે. પણ એ સૂચનાથી શો અર્થ સરવાનો છે? આ અનેક ઝગડામાં એક નવો ઝગડો ઉમેર્યો એટલે સવાલનો નીવેડો આવશે એમ તો કંઇ છે નહિ. કેટલાક લોકો કહે છે કે આ બેસુમાર વધી ગયેલાં રાષ્ટ્રોમાં વર્ગ વર્ગ વચ્ચે કડવાશ વધીને અન્તઃકલહ અથવા જાદવાસ્થળી મચનાર છે એ નિઃસંશય છે. તેમ થાય ત્યાં સુધી આપણે નીરાંતે બેસીને એ ઘડીની વાટ જોયાં કરીએ. આ કલ્પના—આ પ્રચંડ રાષ્ટ્રોના કરોડો લોકોનો સંહાર ક્યારે થાય અને પછી આપણા સુખના દિવસો ક્યારે આવે એની વાટ જોતા બેસવાની કલ્પના જેટલી રાક્ષસી છે તેટલી જ નામર્દાઇભરેલી છે. ખરો ઉપાય તો એ છે કે વ્યક્તિઓએ તેમજ સમુદાયોએ, જાતિઓએ તેમજ પન્થોએ દ્વેષ અને વિકારનો ત્યાગ કરીને ભ્રાતૃભાવ જાગ્રત કરવો જોઇએ. વ્યક્તિમાં લોભ અને ભય એ દોષ છે તેથી તેના પર રાષ્ટ્રધર્મની અસર થાય છે. જેણે એ બે દોષનો ત્યાગ કર્યો છે તેના પર સર્વ રાષ્ટ્રોની શક્તિનો એકસામટો મારો ચાલે તો પણ તે વશ નહિ થાય એટલું જ નહિ, પણ તસુભર ડગશે પણ નહિ. આસુરી સંપત્તિનું બળ ચાહે તેટલું હોય, તોપણ અત્યન્ત અલ્પ દૈવી બળ પર પણ તેની કશી અસર થતી નથી. આનો અર્થ એવો નથી કે દૈવી સંપત્તિવાળા મહાત્માઓને રાષ્ટ્રો લૂંટશે નહિ કે મરણશરણ કરશે નહિ. મોહાન્ધ રાષ્ટ્રો તો

કર્યું કરવા નહિ ચૂકે. પણ આત્મબળને નમાવવાને તેઓ અશક્ત નીવડશે. આસુરી રાષ્ટ્રોના પાપ પોષ કાઢવા ખાતર નિર્દોષ વ્યક્તિઓએ આસુરી રાષ્ટ્રનિષ્ઠા તજીને પ્રસંગ આવ્યે નિર્ભયતાથી પ્રાણાર્પણ કરીને ધર્મનું સામાન્ય દૃઢ કરવું એ તેમનો ધર્મ છે. જગતમાં આ પવિત્ર વૃત્તિ જેટલી વૃદ્ધિ પામશે તેટલું આસુરી સંપત્તિનું બળ ઘટશે અને સત્યયુગ અવતરશે. ભગવાન વ્યાસે કહ્યું છે તે જ ખરું છે કે ધર્મ एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः; ધર્મના ત્યાગથી જ સમાજનો નાશ થાય છે. ધર્મપાલન એ જ સમાજની ઉન્નતિનો એક માત્ર ઉપાય છે. સાત્વિક અને તેજસ્વી વૃત્તિથી રાષ્ટ્રજ્વર ઉતારી નાખ્યા પછી દબાઇ ગયેલી જાતિઓ ફરી માથું ઉંચું કરશે. પણ એ ઉત્થાન પહેલાંની જેમ લડાઇઓ લડવા માટે નહિ હોય, તેમ એકબીજા વિષે અપૂર્ણ ઉદાસીનતા ધારણ કરવા માટે પણ નહિ હોય; પરંતુ ઈશ્વરનિર્મિત વૈચિત્ર્યમાં ઐક્યનો અનુભવ કરવા સારુ તથા સ્વધર્મનું પાલન કરીને સંસિદ્ધિ પ્રાપ્ત કરવા સારુ હશે. દુનિયા છે ત્યાં સુધી ભેદ તો રહેવાના જ. પણ ધર્માચરણથી તથા પ્રેમના પાવિત્ર્યથી ભેદમાં અભેદની સ્થાપના કરી શકાય છે. આ જ માર્ગે આ જ અભેદની સ્થાપના કરવી એ આર્ય સંસ્કૃતિનું ધ્યેય છે, અને તે સફળ થશે એવી અમારી દૃઢ શ્રદ્ધા છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

---

# વર્ડ્ઝવર્થની પ્રજાકીય ભાવના

"એક પુણ્યદિન એવો આવશે કે જ્યારે સૃષ્ટિનાં સર્વ મનુષ્યો શુદ્ધ બન્ધુભાવથી સહજીવન ગુજારશે; પદ-ના મોદ સુવર્ણ ઉપરના મહોરછાપ જેવા સરી જશે અને ઉજ્જ્વળ સુવર્ણ જેવું મનુષ્યત્વ જ સર્વત્ર ઝળકી રહેશે."

કવિ બર્ન્સ.

પ્રજાકીય ભાવના તથા સાહિત્યની સમાલોચના કરતાં આપણે ગયા પોષ માસના અંકમાં જોઇ ગયા કે: (૧) સામાન્ય રીતે, પ્રણાલિકા એવી છે કે મહાકવિઓ રાજકુટુમ્બો તથા અમીરકુટુમ્બોનાં જીવન ઉપર વારી જાય છે; અને તેમના રસજીવનના પ્રસંગોમાં ગરક બને છે; પરંતુ પ્રજાકીય સાહિત્યની ભાવના એવી છે કે કેવળ મનુષ્યત્વનું પૂજન કરવું, પછી ભલે તે રાયમાં હોય કે રંકમાં; અને પ્રજાસંઘના જીવનપ્રવાહ તથા વિકાસ, અને તેમનાં એકંદર માનવજાતનાં હિતને પડતા ઉપચારો ઉપર જ ખાસું લક્ષ રાખવું. પ્રજાજીવનના મહાસાગરના ભરતી-ઓટની ઉપેક્ષા કરવી ઘટતી નથી. (૨) બીજું, શિષ્ટ કવિઓ સાધારણ રીતે પ્રચલિત રીતરિવાજોને અતિશય માન આપે છે. વ્યક્તિઓની તથા પ્રસંગોની, કહેવાતા શિષ્ટાચાર મુજબ, મુલવણી ઉપર પોતાની બુદ્ધિ કુરબાન કરે છે. આલેખનવિધિમાં પણ અમુક પરંપરાથી ચાલતા આવેલા નિયમોનું પાલન, તે તેમની શક્તિનું લક્ષણ બને છે; પરંતુ પ્રજાકીય ભાવના પ્રમાણે તો પ્રતિભાસંપન્ન કવિને પોતાનું અંતઃકરણ જ યોગ્ય નિયમો આપે છે, અને લોકસંઘના નિરૂપણમાં સાચી સરળતા, હૃદયંગમતા અને સત્યશોધન જ મુખ્ય અંગો હોય છે;

અને ભાષા પણ સરળ, સચોટ ને મર્મસ્પર્શી હોય છે. ઉપરાંત, (૩) પ્રચલિત શિષ્ટ સાહિત્યની દૃષ્ટિ કુંઠિત તથા મર્યાદિત હોય છે, કારણ કે તે એમ માને છે કે 'જે છે તે જ સારૂં છે'; એટલે વિશાળ ભવિષ્યદર્શન, માનવજાતની પ્રગતિ તથા અંતિમ લક્ષ્યબિંદુને અવકાશ ક્યાંથી રહે? પરંતુ પ્રજાકીય ભાવના પ્રમાણે લોકસમૂહનાં ચાલુ જીવન સાથે ભવિષ્યની આશાઓ તથા આદર્શો ને અંતિમ ધ્યેયનો પણ પ્રજાકીય સાહિત્યમાં સમાવેશ થાય છે.

હવે, આપણે કેટલાંક નવાં તત્ત્વો ઉમેરીએ: (૪) પ્રજાકીય ભાવના સાથે હંમેશ શ્રદ્ધા ઓતપ્રોત રહેલી છે. સૃષ્ટિના સંગ્રામમાં સૈનિકો દરેક જમાનામાં બદલાયા જ કરવાના, પરંતુ સંગ્રામ તો ચાલુ જ રહેવાનો; એટલે યુદ્ધનું તત્ત્વ સનાતન ઠર્યું; અને આ ઝુંબેશનું કેન્દ્રસ્થાન કે ધ્વજ તે શ્રદ્ધા. જે પ્રજાજીવનમાં આત્મશ્રદ્ધા જાગી તે પ્રજાજીવન તથા વિકાસને પંથે પળી. કવિવર ડેન્ટિએ માતૃભાષા (ઇટલિની) ને સચેતન કરી, ઉઠાડી, પ્રજાજીવનમાં નવ શ્રદ્ધાનું બીજ રોપ્યું; યુગયુગના મર્મપ્રહારો પછી પણ એ સ્વાતંત્ર્યવેલડીને ફળફૂલ આવ્યાં ને ઑસ્ટ્રિયાના કાળા કેરમાંથી ઇટલિ ભરખાઇ જતું બચી ગયું. (૫) પણ, દિવ્ય શ્રદ્ધાથી, આત્મબળથી, ભગીરથ પ્રયત્નથી પ્રજાકીય ભાવના તો જાગે પણ તેની સિદ્ધિનું શું? એ સિદ્ધિ ઘણી વિકટ છે; તેને માટે પ્રસૂતિવેદના અનુભવવી પડે છે; અને પ્રજાકીય સાહિત્ય એ એક દૃષ્ટિથી, એ પ્રસૂતિવેદનાનો ઉદ્‌ગાર છે. વળી, (૬) એક પ્રશ્ન થાય છે કે એ સિદ્ધિ કોણ મેળવી શકે છે? પ્રસૂતિવેદનામાંથી ગજેન્દ્રમોક્ષ કોણ સાધી શકે છે? ક્રાઇસ્ટ જેવા પયગંબરો એવી દિવ્ય સિદ્ધિ માટે યુગયુગમાં દેશદેશમાં જન્મે છે. પરમ મનુષ્યના જ તે પુત્ર (The Son of Man) હોય છે. સાચું સાત્વિક મનુષ્યત્વ કેળવી તેઓ માનવજાતિમાં ઉચ્ચ પ્રજાકીય ભાવના ભરે છે; સર્વ તરફ સમદૃષ્ટિથી જોઇ, તેની દૃષ્ટિથી જોતાં સહુને શીખવે છે; તથા પૃથ્વીને એવી સ્વર્ગીય સુંદર બનાવવા પ્રયત્ન કરે છે કે દેવો તથા દેવીઓ અવતરી; સ્વાતંત્ર્ય, સમાનભાવ તથા ભ્રાતૃત્વ અનુભવે! પુણ્યાત્મા ગાંધીજીનો પણ એ જ જીવનસંદેશ છે; તેમનાં લંબાણો પ્રજાકીય ભાવનાનું જ્વલંત, ચિરંજીવ પ્રજાકીય સાહિત્ય છે. છેવટે, (૭) આ સિદ્ધિ મેળવવાનો રાજમાર્ગ કયો છે? પ્રાણી માત્ર તરફ શુદ્ધ પ્રેમ. આ પ્રેમનો પ્રવાહ એવો મધુર, અસ્ખલિત તથા પવિત્ર છે કે જે એમાં ડૂબકી મારે તે પુણ્યશાળી બને છે. રાજામહારાજાનો કે ઉમરાવોનો પ્રેમ અનાદર નથી કરતો; પણ, સમદૃષ્ટિ હોવાથી, કુદરતનાં મૂળ તત્વો (જેવાં કે–પર્વતો, સાગરો, નદીઓ, સરોવરો, લીલાં ખેતરો, પશુઓ, પંખીઓ, ફૂલો, ફળો વગેરે) માં એ અગાધ વ્યાપી રહેલો હોય છે. આથી પ્રજાકીય ભાવનાનું મૂળ સાર્વજનિક પ્રેમ હોય છે; અને પ્રજાકીય સાહિત્યમાં, ગરીબોનાં હૈયાં, રંક જીવન ને દુઃખીનાં દર્દો સાથે કુદરતનાં મૂળ તત્વોનો પણ સંપૂર્ણ રીતે સમાવેશ થઇ શકે છે.

આ સાત મુદ્દા ધ્યાનમાં રાખીને જો આપણે અંગ્રેજી કવિતાનો વિકાસ તપાસીશું તો આપણને જણાશે કે આપણે જોઇ ગયા તેમ લૅંગલૅન્ડ પ્રજાકીય સાહિત્યનો આદિ કવિ છે; અને તેના સમયમાં ચૉસર એ રાજકવિ હતો ને એણે અમીર ઉમરાવોના જીવનનું ગુણગાન વધારે કર્યું છે. ત્યારબાદ શેક્સપિયરના યુગમાં, સત્તાપ્રેમી ઇલિઝાબેથ ગાદી ઉપર હોવાથી, અને નાટ્યકલાનો વસંતાવતાર હોવાથી, પ્રજાકીય ભાવનાને સ્થાન ઓછું હતું. પછીથી મિલ્ટન મહાકવિએ પ્રજાકીય ભાવનાનો અદ્‌ભૂત–સુંદર વિકાસ સાધ્યો. કોઇ પ્રસંગે એનો યુગ, જીવન, કવન તથા સંદેશ આપણે તપાસીશું. ઇ. સ. ૧૮મી સદીમાં જે અંગ્રેજી જાણીતા કવિઓ થયા તે કહેવાતા શિષ્ટાચાર (Pseudo-Classicism) ના ભોગ થઇ પડેલા હોવાથી, પ્રજાકીય ભાવનાનાં તત્ત્વો જવલ્લે જ તેમનામાં દેખાતાં; પછી સાહિત્યમાં તો ઉતરે જ શાનાં? પરંતુ, એ સદીના પાછલા ભાગમાં, કુદરતનાં મોહક તત્વો તરફ, સાદાં, સરળ પણ મીઠાં ને હૂંફાળાં જીવન તરફ, સ્વતંત્ર કૃતિઓ અને

સરળ લોકભોગ્ય ઘરગથ્થુ ભાષા તરફ, વલણ જબરજસ્ત થયું; કાવ્યસરિતામાં નવું સબળ પૂર આવ્યું: તે યુગના અધિષ્ઠાતા કવિ તે બર્ન્સ ! એણે બધાં જકડતાં બંધનો તોડયાં ને પ્રજાકીય જ્યોત જગાડી !

આ અઢારમા શતકની છેલ્લી વીશી તે અર્વાચીન પ્રજાકીય ભાવના અને સાહિત્યનો ઉદયકાળ છે. એ યુગ તે ફ્રાન્સની સ્વાતંત્ર્ય-ઝુંબેશ (French Revolution) નો છે. એ ફ્રાન્સની પ્રજાકીય ભાવનાને ધન્ય છે ! રૂસો, વૉલ્ટેર, ડિડેરોટ વગેરે નરવીરોએ દૂધ દીપાવ્યું ! આખી પ્રજામાં નવો ગેબી મંત્ર ફૂંકાયો; અને જે જ્યોત જાગી તેમાંથી ભયંકર દાવાનળ આખા યૂરોપમાં સળગ્યો; તેમાંથી અનેક પ્રજાઓ શુદ્ધ ને સચેતન થઇ બહાર આવી ત્યારે પ્રજાજીવનમાં નવપલ્લવતા જણાઇ ! આ મહાયુગની સંપૂર્ણ અસર અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થ ઉપર થઈ; પરિણામે એ સમર્થ કવિમાં અજબ પ્રજાકીય ભાવના પ્રકટી, સહસ્રદળે પછીથી વિકસી, અને એ વિકાસના પરિણામે જે ફળસિદ્ધિ થઇ તે તેનાં પ્રજાકીય કાવ્યો. × × ×

કવિ વર્ડ્ઝવર્થ બહુ જ ભાગ્યશાળી કવિ ઘણી રીતે મનાય છે. એ એવી ઉત્તમ ભાવનાવાળા યુગમાં જન્મ્યો હતો કે તે પોતાને કૃતકૃત્ય માનતો, 'એ સ્વાતંત્ર્યની ઉજ્જ્વળ ભાવનાના યુગમાં જીવવું એ લ્હાણું હતું: પણ નવયૌવને વિલસવું તે તો સ્વર્ગીય લ્હાણું હતું !' માતપિતા તરફથી લક્ષ્મી ને પદવી નહિ મળ્યા છતાં, જ્યારે એને ગિરિમાળાની વચ્ચે ઠરેલાં, માનસ જેવાં, સરોવરોના પ્રદેશોમાં વસીને, સાધુ-સંસારીનું જીવન ગાળી, કવિતાદેવીના ચરણકમળમાં શિર ઝૂકાવવાના કોડ થયા, ત્યારે પરમાત્માએ તે પૂરા પાડયા. સાદાં, સરળ, ઉન્નત ભાવનાભર્યાં, જીવન જીવવાને જોઇતા પદાર્થો મળી રહેતા. આ ઇંગ્લેન્ડની ઉત્તરના, અદ્‌ભૂત રમણીય સરોવર પ્રદેશોમાં એણે કુંજાશ્રમ જગાવ્યો; તપોવનનાં નિર્મળ જીવન અને આદર્શ મિત્ર, સહોદર ને કુટુમ્બપરિવાર; વળી: 'મીઠાં ઝરણાંનાં નિર્મળ પાણી, સુખશાંત ને આનંદવાણી.' ડોરોથી જેવી, ભાવભરી, પ્રભુના પરમ પ્રસાદ સરિખી, ભગિની ! મૅરી જેવી શાંત, સુશીલ મરરખુ ગૃહિણી ! કોલેરિજ સરખો વિચક્ષણ, પ્રતિભાસંપન્ન, તત્ત્વદર્શી, પ્રેરક કવિ-મિત્ર ! એટલે, 'ગૃહજીવન પ્રેમીને ઘેલાં;' તથા સાથે ચારે બાજુમાં મોહક કુદરતનો કાલો કલ્લોલ જામનો ! !

પ્રભુની પ્રસાદમૂર્તિ ડોરોથી ! તારૂં જીવન જ કાવ્ય હતું. અંગ્રેજી સાહિત્યમાં તને, તારી સુંદર, કવિત્વપૂર્ણ, તત્ત્વશોધક સ્કોટલેન્ડની નોંધપોથી માટે, અમર સ્થાન મળ્યું છે; છતાં, તારા કાવ્યમય, વિશાળ, પ્રેમી જીવનની પૂર્ણ કદર કોણ કરશે ? કુદરતનાં સૌન્દર્યોની સાન્નિધ્યમાં તું ઉજ્જ્વળ ઉપયોગી જીવન જીવી: અને તારો અખૂટ પ્રેમ તારા ભાઇ ઉપર તેં ઢોળ્યો; તારા મનસ્વી ને મસ્ત "ભાઇની 'ખરાબે લાધની નૌકા તેં વાળી વહેણમાં મૂકી !' તારા ઉજમાળા કોડયુક્ત ભાવો ને પ્રેરણા વિના, તારા સહજીવન તથા કુદરતનાં સૂક્ષ્મ સૌન્દર્યોના નિરીક્ષણ ને નિરંતર માર્ગદર્શન વિના તારો ભાઇ જગત્‌વિખ્યાત કવિ થાત ખરો ? બાળપણથી જ, કુદરતનો મીઠો મસ્તીભરેલો પ્રેમ તેં ઉત્પન્ન કર્યો; જીવનભર કુમારિકા રહી તારા ભાઈનો પ્રેમ વિસ્તારી, પોષી, પછી એ કુદરતપ્રેમની કાવ્યગંગા તેં અજબ પ્રવાહથી વહેવડાવી ! આત્મમંથનના વર્ડ્ઝવર્થના યુગમાં કવિની કરમાતી વેલડીને તેં રસ, ચેતન ને અમૃતજળ સિંચીને સજીવન રાખી; સાચું ભગિનીકૃત્ય કરી કવિને તેં જીવાડયો ! તારો પ્રેમસંન્યાસ જગત્ કને મશહૂર છે.

નાનકડાં ભાઇબ્હેન સાથે કુદરતને ખોળે રમતાં ત્યારથી કુદરતનો અપૂર્વ પ્રેમ પ્રકટેલો; એ પ્રેમની મસ્તી હદથી જાદે હતી: કોઇવાર બાળકવિ વૃક્ષને વેલની માફક વિંટળાઇ રહેતો; કલાકો સુધી કુદરતમાતાને કંઠે વળગી, કંઇ ન સમજાય તેવો, દિવ્ય યોગ એ અનુભવતો. પાઠશાળાના અભ્યાસના સમયમાં પણ એ મસ્તી જૂજવે રૂપે દેખાતી; તથા જ્યારે ભવિષ્યના કાર્યધંધા તરફ દૃષ્ટિ દોડી ત્યારે પણ કુદરતમાતાનાં મનોહર આકર્ષણ તેણે પૂજ્ય ગણ્યાં. કુદરતનાં મોહક તત્ત્વો ઉપર મનન કરવાની એને

ટેવ પડી; અને ગિરિશિલામાંથી ઝરણું ટપકે તેમ, તેના બહારથી વજ્ર જેવા લાગતાં મન તથા દ્રવ્યમાંથી સંગીતકલ્પ સુંદર કાવ્યો રચાવા લાગ્યાં; તેમાં મુખ્ય હેતુ એ હતો કે કુદરતનાં જાણીતાં સામાન્ય તત્વોને નવી કવિત્વશક્તિથી અસાધારણ દૈવી બનાવી દેવાં; સાથે કોલેરિજે દૈવી કે અમાનુષી તત્વોને સામાન્ય ને પ્રચલિત બનાવવાનો પ્રયત્ન આદર્યો હતો. આ શુભ પ્રયાસોની ક્રમે ક્રમે સિદ્ધિ સધાતી હતી ત્યાં ફ્રાન્સમાં પ્રજાકીય ભાવના ને યુદ્ધનો મહાસાગર પ્રલયઊર્મિથી ઉછળ્યો ! કંઇ કંઇ યુવકોનાં મન સ્વાતંત્ર્યની ભાવનાથી, પ્રજાસંઘના મોક્ષની શુદ્ધ તીવ્ર ઇચ્છાથી, ભારે વમળે ચઢયાં; તેમાં વર્ડ્ઝવર્થ એક અગ્રગણ્ય વ્યક્તિ હતી. એણે ફ્રાન્સમાં કેટલોક સમય ગાળ્યો; પ્રજાસંઘના હૈયાના ધબકારા, સાથે રહી, અનુભવ્યા; ઝુંબેશમાં જોડાવાનો નિશ્ચય કર્યો; સ્વાતંત્ર્યદેવીને, પોતાનો, બત્રીસ લક્ષણાનો, ભોગ આપવો પોતાને ધર્મરૂપ લાગ્યો ! આ બધી આધિ તથા ઉપાધિમાંથી ભરખાઇ જતો પોતે બચ્યો:–' ઉગાર્યો આર્યતાએ ને બચાવ્યો પ્રભુવરે '...

એ આ, કવિનો ભયંકર મંથનકાળ હતો; અને આ યુરોપના પ્રજાકીય ભાવના તથા ઝુંબેશના યુગમાં, સ્વાતંત્ર્યદેવીને સંબોધીને તેણે ઘણાં ચિરંજીવ સંગીતકલ્પ કાવ્યો ( Sonnets dedicated to Liberty ) લખ્યાં. આ પ્રજાકીય ભાવનાની અધિષ્ઠાત્રી દેવીને, સાહિત્યદ્વારા, પ્રથમ આહૂતિ ! × × વર્ડ્ઝવર્થનો આખો જીવનઝોક સ્વાતંત્ર્ય અને આત્મસંયમ તરફ હતો. એને રાજાઓનાં ચરિત્રોમાં, પરાક્રમોમાં કે તેમની અહિંસામાં કદિ વિશ્વાસ ન હતો. ફ્રાન્સમાં તો રાજાઓના વૈભવ, સત્તા તથા મદાંધતાથી રૈયત છૂંદાઇ ગઈ હતી; ગરીબોના દાદ કોઇને દેવે ન હતી; રાજાઓના કામવિલાસે મર્યાદા મૂકી હતી. ધનમદ ને રાજમદ એવાં બહેકી ગયા હતાં કે ગાદીના પાયા તળે ગરીબો છૂંદાય તેની પરવાહ ન હતી ! વર્ડ્ઝવર્થના સ્વાતંત્ર્યભાવના આ કેમ સાંખી શકે ? આથી જ્યારે બેસ્ટીલનું જબરજસ્ત કેદખાનું જમીનદોસ્ત કરવામાં આવ્યું, ત્યારે આખા ફ્રાન્સ સાથે કવિએ પણ, પરમ ઉત્સવનો પ્રસંગ સમજી, એ દિવસ હર્ષપુષ્પથી વધાવી લીધો. કવિને લાગ્યું કે સૈકાંની બેડી આ ઉન્માદના પૂરમાં જ તૂટી પડશે. રાજાઓના કાળા કેર હવે જવા જોઇએ; ઝેર અને વેર હવે નષ્ટ થવાં જોઇએ; બધે એકતા અને બંધુતા પ્રસરી રહેવી જોઇએ; અને રાય ને રંકના ભેદ ટળી જઈ, હવે, સમાન હકો આખી પ્રજામાં વ્યાપી જવા જોઈએ. આ મસ્ત ભાવી સ્વપ્નલીલામાં, કવિને સૃષ્ટિના ઉદ્ધારનાં દિવ્ય દર્શન થયાં ! કવિ–સુધારકનાં ' પાણિડાં હેલે ચઢયાં ! '

આમ, કવિનું જીવનનાવ જ્યારે ઝોલે ચઢયું ત્યારે કવિના ઉત્સાહ ને સ્વાતંત્ર્ય–ઉન્માદનો પાર ન હતો. જ્યારે સન ૧૭૯૧ માં પોતાના એક મિત્ર સાથે કવિ ફ્રાન્સમાં ઉતર્યો ત્યારે લોકોનાં મોક્ષના અવર્ણનીય ઉત્સવના કેવા આનન્દો તેણે અનુભવ્યા ! જ્યાં જુઓ ત્યાં મીઠાઇ, શરાબ, ગાનતાન ને થૈથૈકાર ! અને કવિએ પણ તે દિવસનો કંઇ આનન્દ ને નૃત્ય અનુભવ્યાં છેઃ અહોહો ! એ ક્ષણનો આનન્દ ! ( And round and round the board we danced again.) એ યુગ મસ્તીનો જ હતો; અને કવિએ જે જે કાવ્યો લખ્યાં તે સ્વાતંત્ર્યભાવના અને જગત્‌ના ઉદ્ધારના ચેતનથી નીતરતાં હતાં. નવી, પુનિત, 'સર્વતોભદ્ર સૃષ્ટિનો ઉષઃકાળ તેણ જોયો, અનુભવ્યો અને ગાયો ! પરંતુ વિધિની શી ક્રૂરતા ! ૧૭૯૨ પછી બાજી પલટી; માંહોમાંહે ખૂનામરકી ચાલી: આસપાસના દેશો સાથે લડાઇઓ શરૂ થઈ; ત્યારબાદ, ક્રમે ક્રમે, નેપોલિયન પોતાની પ્રતિભાથી પોતાના સત્તાનો જમાવ કરવા લાગ્યો. છતાં તે ક્ષણોમાં, કવિને, ગીરદંડો સુણતાં, પોતાનો ભોગ આપવા તીવ્ર ઇચ્છા થઈ; અને બાયરને ગ્રીસના સ્વાતંત્ર્ય માટે પ્રાણ દીધા તેમ વર્ડ્ઝવર્થ પણ દઈ દેત ! પણ વડીલોના આગ્રહથી સ્વદેશ પાછા આવવું પડયું. પછીથી ડોરોથીએ નવજીવનરસ પાયો; અને વર્ડ્ઝવર્થને ચિરંજીવ કવિતાદેવીનો પૂર્ણ સાક્ષાત્કાર થયો.

ઇંગ્લૅન્ડ સાથે ફ્રાન્સને લડાઇમાં ઉતરવું પડ્યું; છતાં કવિ તો હૃદયથી ફ્રાન્સ તરફ જ હતો; અને સ્વાતંત્ર્યભાવનાથી ઓતપ્રોત, જીવન ને કવનમાં બન્યો હતો. પણ જ્યારે ફ્રાન્સને આત્મરક્ષણ કરતાં દેશવિદેશ ઉપર વિજય વાવટો ફરકાવવાનો મોહ લાગ્યો; અને નેપોલિયનનો દોરદમામ વધ્યો, ત્યારે તો કવિનું જગદુદ્ધારનું સ્વપ્નું સરી ગયું! પોતે બહુજ દુઃખ પામ્યો અને પછીનાં કાવ્યોમાં સ્વાતંત્ર્ય સાથે વ્યવસ્થા (Liberty and Order) ઉપર તેણે ઘણુંજ લક્ષ ખેંચ્યું; ક્રમે ક્રમ ઇંગ્લૅન્ડનું રાજ્યતંત્ર તેને બહુજ સુંદર લાગવા માંડ્યું; અને ચુસ્ત દેશીજન બની જતાં, ફ્રાન્સમાંથી તેની અચળ શ્રદ્ધા છેકજ ચલિત થઇ! છતાં, ' સ્વાતંત્ર્ય અને આત્મવિકાસ ' તો તેનો જીવનમંત્ર હંમેશાં રહ્યો. જ્યારે વેનિસનું તથા સ્વિટ્ઝરલૅન્ડનું પ્રજાસત્તાક રાજ્ય નષ્ટપ્રાય થયું ત્યારે તેનો સ્વાતંત્ર્યપ્રેમી આત્મા કેવો કકળી ઉઠ્યો! શૂરવીર ટાઉસેન્ટ જ્યારે કેદ થયો ત્યારે કવિ કહે છે કે: "તારા શરીરને ભલે ફ્રાન્સ જકડી નાંખે, પણ તારો આત્મા તો છૂટોજ છે. સ્વાતંત્ર્યની વિશ્વભાવના, અસહ્ય દર્દો, વિશ્વપ્રેમ, તથા માનવજાતનો અજેય આત્મા તો તારા અમર મિત્રો રહેવાના જ; અને સ્વાતંત્ર્યનો વિકાસ અવશ્ય થવાનો જ." સ્વાતંત્ર્યદેવીનો જીવનભર એ પૂજારી રહ્યો.

હવે આપણે, કવિની ' વ્યક્તિસ્વાતંત્ર્ય તથા પ્રજાના આત્મનિશ્ચય ' ની ઉચ્ચ પ્રજાકીય ભાવના, તપાસી ગયા. હવે કવિની માનવભાવના, જે પ્રજાકીય ભાવનાનું મહત્વનું અંગ છે, તે તપાસીએ. કવિ શુદ્ધ સબળ માનવતાનો ગુણપૂજક છે. જે નિશાળ સુંદર કુદરતને ખોળે સંતની મઢૂલી એણે જમાવી હતી. તે ગિરિખીણોના ભરવાડો તથા ખેડુતો બંધુ સમાનતા તથા ભ્રાતૃભાવ અનુભવતા; તેમાં કોઇ મોટા ન હતા; કોઇ નાના ન હતા; સમાન હક તથા પ્રીતિ હોવાથી એક કુટુમ્બનાં બાળકો માફક રહેતા. આથી કવિના આનંદનો પાર ન હતો. આ નાની પ્રજાસત્તાક પુણ્યભૂમિમાં કવિની શુભ માનવભાવના પોષાઇ હતી. કવિને કહેવાતા મોટા માણસોનો કદિ મોહ થયો જ નહોતો. માનવ હૃદયના સાદા, સરળ ને સાચા ભાવો તે નિહાળતો; કુદરત તથા મનુષ્યના અરસપરસ વ્યવહાર ઉપર તે ઉંડા વિચાર ને મનન કરતો; તથા ગરીબ ખેડૂતો, ગામડિયા ને ભરવાડોના હૃદયમાં, નરી સરળતા જોતાં, ઉંડા માનવભાવ ને અકથ્ય સાંસારિક વેદના જોતાં, તેને ઘણીવાર પૂજવાનું મન થતું; અને કાવ્યરૂપી ઘણી સુંદર અંજલિઓ, તેણે શુદ્ધ માનવભાવો ને વિવિધ પ્રસંગની લાગણીઓ અને મુંઝવણોને, તેણે આપી છે. પોતાની કવિ તરીકેની એક મહત્તા એ પણ છે કે બહારના ખોટા આડંબર કે ધમાલથી કદિ પણ લોભાયા વિના, માનવજાતની સાચી માનવતા (Humanity) તેણે મનોહર કાવ્યોમાં સુંદર રીતે અંકિત કરી. રમણીય સ્થળોમાં જીવનભર રહેવાથી ગામડિયાઓનાં હૃદય તથા મન પણ કુદરતનાં સનાતન તત્વો જેવાં નથી બની જતાં ? અને એમની મુંઝવણો, મુશ્કેલીઓ, દર્દો, અનુભવો અને આનન્દો પણ કંઇ ઓછા અગત્યનાં હશે ? કવિએ ગરીબોનાં હૈયાં સમજી તેમને ચિરંજીવ રૂપમાં મૂક્યાં છે. સ્થળસંકોચથી થોડાંક જ દૃષ્ટાંતો લઇએ.—

(૧) કવિનું પ્રસિદ્ધ, કરુણરસથી ભરેલું ' Margaret ' નામનું કાવ્ય લ્યો; રાજકવિ કલાપીએ ' બાળા ' ના અથવા ' વૃદ્ધરેલિયા ' (Wanderer) ના કાવ્યમાં એ વાર્તા સુંદર રીતે ઉતારી છે. ભાઈ ને ધર્મની બ્હેન–' એ બ્હેની મુજને પ્રભુએ દીધી'તી'–ના પ્રેમ શું સનાતન નથી ? એક ઝુંપડીમાં એક નાનું, ગરીબ, સુખી કુટુંબ નિર્દોષ કલ્લોલ કરતું: વર–' ઉદ્યોગની એ પ્રતિમા હતો, ને, રહેતો બધો દિવસ ખેતરોમાં;' અને ગુણિયલ બાળા—' એનું હશે મુખ નહિ બહુ બોલ બોલ્યું; થોડાજ શબ્દ પણ બિંદુ બધાં સુધાનાં,' ત્યાં ' દંપતીના દેવપ્રેમ ' હોવાથી સ્વર્ગીય આનન્દ જામતો. પણ વિધિના ખેલ ન્યારાજ છે! વર વ્યાધિથી સપડાયો; બાળકો વધ્યાં; અધુરામાં પૂરો દુકાળ પડ્યો; કંઇક ઠીક થયા પછી, વર, હિંમત હારી ગયા ;

વ્હાલપૂર્ણ હૈયે, છાનોમાનો, રાત્રે, કંઇક સુવર્ણ-ની સંભાળેલી કોથળી, બાલાં કને મૂકી, દૂર લડાઈ-માં એ ચાલ્યો ગયો ! બાલાંને જાગતાં શું થયું હશે ? ' છેલ્લીય મારી પણ ભેટ લેવા, કઠિન હૈયું ન કરી શક્યા એ!'પછીથી બાલાંનો પ્રેમ-સંન્યાસ બહુ ઉગ્ર અને હૃદયદ્રાવક છે; બાળકો સાથે પણ કઠોરતા આવી. દરરોજ પતિની શોધમાં આખો દિવસ ગાળી, મુસાફરોને પિયુના ઠામ, સંદેશા પૂછતાં, એજ જપમાળા જપતાં એ પ્રેમયોગિનીનો દેહ કેમ પડ્યો તે અંતની કથામાં કરુણરસની અવધિ છે; અને હજીયે બાલાંનો પુણ્યાત્મા-'શ્રીમાનો-ને ગરીબ દિલની વારતા શીખવીને, જ્યાં હો ત્યાં હો, પણ પ્રભુ કને દોરતો હૈ હશે એ'.

(૨) આપણે 'દંપતીના દિવ્યપ્રેમ' નિરખ્યા. હવે પુત્રવાત્સલ્ય ગરીબોની ઝુંપડીમાં કેવું હોય છે તેનો એક દાખલો લઈએ; શ્રીમંતોના વાત્સલ્યભાવ કરતાં કવિને ગરીબોના કુટુમ્બપ્રેમ વિશેષ દૃઢ઼ાળા અને સાચી હૈયાની દાઝવાળા લાગે છે: 'માઇકલ' કરીને એક કાવ્યમાં, એક વૃદ્ધ ભરવાડ અને સુતર કાંતતી પતિપરાયણ પત્નીના, પુત્ર-વિયોગનું મર્મ-વેધક વર્ણન કર્યું છે. મોટી ઉમ્મરે એમનો એક પુત્ર થયો; અને આ કુટુમ્બમા આનન્દ અખૂટ હતો; પણ માઈકલને માથે, સગાની જામિનગીરીને લીધે, દેવાની આફત આવી; તેથી પોતાના લાડીલા, નવયુવાન્ પુત્રને લન્ડનમાં, શિખામણ આપી, કમાવા માટે મોકલ્યો. ત્યાં એ નાદાન ગહ્વરચિચરીમાં પડ્યો; ને માબાપને એણે વિસાર્યાં ! ૭૫ વર્ષના પિતા અને ૬૦ વર્ષની માતાને આથી શું નહિ થયું હોય ! માનવહૃદયની હતાશા વર્ણવતાં કવિ કહે છે કે આઈકલ ભરવાડ પોતાના ઢોર માટે પોતાના ખોવેલ પુત્ર સાથે વાડો (fold) બાંધતો હતો; પણ આ દુઃખદ સમાચાર પછી, વારે વારે એ સ્થાને જતો ને એવો, અદૃશ્ય દર્દમાં ગર્ત થઇ જતો કે 'He never lifted up a single stone.' આ હતભાગિની બાઈવ કયા કલ્પી લેશો ! * (૩) ભ્રાતૃપ્રેમની પરાકાષ્ઠા સમજવા, 'The Brothers' નામનું કાવ્ય વાંચવા, વિચારવા સરખું છે.

ગ કવિની પ્રજાકીય ભાવના આપણે સ્વાતંત્ર્ય-પ્રેમની નહેરમાં, પછી ગરીબોના મર્મસ્પર્શી હૃદય-ભાવોમાં વહેતી જોઇ ગયા; હવે એ ઉગ્ર ભાવના આપણે કુદરતનાં તત્વોમાં વહેતી નિહાળીએ. ખરું જોતાં, કવિ કુદરતને મનુષ્યજીવન, રસ તથા ભાવના સાથે એવી સંકળાયલી જુએ છે કે કેવળ કુદરતનાં તત્વો નિરનિરાળાં તપાસવાં નિરર્થક છે. કવિને કુદરત માટે અનહદ માન તથા પ્રેમ છે. કુદરતની સૌન્દર્યદેવીની એણે જીવનભર તેનાજ મંદિરમાં રહી પૂજા કરી; કલાકોના કલાકો, ઘણીવાર લગભગ દિવસોના દિવસો, આત્મસ્વરૂપ ભગિની ડોરોથી સાથે, કેટલીકવાર વ્હાલસોયા સુશીલા પત્ની સાથે, સૃષ્ટિસૌન્દર્ય નિહાળવા અને કુદરતના નૈતિક તથા આધ્યાત્મિક પાઠો પઢવા માટે, પોતે સરોવરને કાંઠે, ગિરિમાળામાં, ઉંડી લીલીછમ ખીણોમાં એ, કુદરતના સનાતન સત્વનો યાત્રાળુ ભટકયાંજ કરતો; અને આસપાસની કુદરતમાંથી, પશુપક્ષીમાંથી, પુષ્પો અને પર્ણોમાંથી ગેબી સંદેશા સુણી, તે ઉપર દિવસો સુધી મનન કરતો; કેટલીકવાર કુદરતનાં તત્વોમાં એવો તો ભળી જતો કે મહર્ષિ દેવેન્દ્રનાથ માફક એ સમાધિ અનુભવતો: એ યોગ અદ્‌ભુત હતો; અને બસ, એનો આનંદ તો કોઈ વિરલા યોગી-ઓજ સમજી શકે ને ! એ સૌન્દર્યદેવીની પણ લગની એવી છે કે: 'થવાનો ઉપાય પણ, જવાનો ઉપાય નહિ; પજરેશુ જડી તે જડી.' ઉચ્ચતમ પ્રજાકીય ભાવનાની આ એક રીતે પરાકાષ્ઠા છે, કારણકે આવી કુદરતની અનન્યભક્તિ વડે, મનુષ્ય ને મનુષ્ય વચ્ચેના ભેદો ભૂંસાય એટલુંજ નહિ, પણ સમ-દષ્ટિ યત્નથી, કુદરતનાં મોહક ને ચેતનપ્રેરક તત્વો તરફ પણ, સમાન મીઠી દૃષ્ટિ ઉત્પન્ન થાય. આને પરિણામે, કવિહૃદયની ઉંડી ભાવના પછીથી કુદરત-દેવીના મનોહર ગુણગાનમાં પરિણમે તે સ્વા-ભાવિક છે.

આપણે થોડાં દૃષ્ટાંતો લઈએ: (૧) 'મેઘધનુષ્ય' ઉપરનું નાનકડું કાવ્ય કેમ આટલું બધું લોકપ્રિય થયું ? કુદરતનું આ વિરલ સૌન્દર્ય જોતાં એનું હૃદય કેટલું બધું ઉછળે છે ! 'અને જીવનભર મારૂં હૃદય આવુંજ ઉછળજો અથવા આ જીવનનો અંત આવજો !' આ કુદરત તરફનો એનો અનિર્વર્ણનીય પ્રેમ સૂચવે છે. (૨) પુષ્પો ઉપરના પક્ષપાત સાથે, તેને પુષ્પોનાં ક્ષણજીવી સૌન્દર્યમાંથી માનવજાતને ઉપયોગી નવાં તત્વો તારવવાનું મન થાય છે; ઘણાં ફુલોને, વસંતમાં સંપૂર્ણ સૌન્દર્ય-વિકાસમાં અને હેમંતમાં કરમાઇ મરી જતાં જોવાં ! ત્યારે પ્રભુ ! ટરખું સૌન્દર્ય બારે માસ દેતો હોય તો ? (૩) પક્ષીઓમાં, 'ચંડોળ' પક્ષીના કાવ્યમાં, કવિ પોતાનો ઉચ્ચ જીવનઆશય એવો સિદ્ધ કરે છે કે, જે આત્માઓ ઉંચે ગગનવિહાર કરી નિજાનંદની મસ્તીમાં મગ્ન રહે છે, પણ, સાથે સાથે, પોતાનાં કુટુમ્બકબિલામાં પણ ઠરી, કાળજુ ઠેકાણે રાખે છે, (Those who soar, but never roam) તેજ આત્માઓ ચંડોળપક્ષી જેવું આદર્શ જીવન ગાળે છે.* (૪) પશુઓમાં, શ્વાનમાં પણ, કેટલી અનન્ય ભક્તિ હોય છે ! એક કુતરાની સ્વામીભક્તિ ઉપર કવિ વારી જાય છે. ઉંડી ખીણમાં, પોતાનો મુસાફર શેઠ ટેકરી ઉપરથી પડી, મરી ગયેલો પડ્યો છે; ત્યાં તેનો વફાદાર કુતરો ત્રણ માસ સુધી ભૂખતરસ, ટાઢતડકો સહીને, સ્વામીનું શબ જાળવી રહ્યો ! એનું કોણે પાલન કર્યું હશે ? આવું હૃદય, આવા જાનવરને કોણે આપ્યું હશે ? મનુષ્યો ઘણીવાર પશુ કરતાં પણ શું પામર નથી હોતા ? × × વળી, એક ક્રૂર શિકારીના પંજામાંથી છટકવા, એક આશાભરી હરિણીએ, છેક છેલ્લી, કેવી છલંગ મારી હતી ! અને એ ગિરિપ્રદેશમાં પ્રચંડ ટેકરી પરથી પડતાં એ એક જળાશય કને પડીને બિચારી મરી ગઇ ! કવિ કહે છે કે, આ પાણીના ઝરા પાસે (Hart-leap well) પછીથી કદિ પશુપંખી આવતાં નહિ, અને જળ પીતાં જ નહિ ! એ સ્થાનને પ્રભુનો શાપ લાગ્યો તે લાગ્યો જ !

(૫) કવિને ઘણીવાર, મનુષ્યને કુદરતનો સહવાસ, સંબંધ તથા એ યોગમાંથી થતા ફાયદા ને નુકશાન તપાસવાની ને વર્ણવવાની ટેવ પડી હતી: યેરો, સ્કોટલેન્ડની સુંદરમાં સુંદર નદી જોવાના, એ મુલકમાંથી પાછાં વળતાં, ડોરોથીને સ્વાભાવિક કોડ થયા; કવિરાજ મસ્ત હતા ને કહે છે કે 'બ્હેન ! એવાં અદ્‌ભૂત સૌન્દર્યો હમણાં એકદમ જ જોઈ લેવાતાં હશે ? વૃદ્ધ અવસ્થામાં, જ્યારે જગતનાં બધાં સૌન્દર્ય શુષ્ક લાગશે, ત્યારે જો આ એક અણમોલા રત્નનું જતન નહિ કરીએ તો આપણી શી દશા ?' × પછીથી યેરોનાં સૌન્દર્યના સાક્ષાત્કારમાં, આનંદ, ને કરૂણ દંતકથાથી ભયાનક સૌન્દર્યનું, નિરૂપણ છે; પણ પહેલાંની મસ્તી તો ગઈ જ ! × × બાળાઓના શિક્ષણ માટે ('Three years') કવિ માને છે કે વનદેવીનું શિક્ષણ ઉત્તમ છે; કુદરતને ખોળે આરોગ્ય, સૌન્દર્ય, લાલિત્ય, ડહાપણ ને શાંત ને પૂર્ણ વિકાસનાં સર્વ સાધનો સાંપડે એટલે નાનાં બાળકો તો નાનાં પુષ્પો માફક કુદરતના વિશાળ બાગમાં સ્વાતંત્ર્યથી જ વિલસવાં જોઇએ × × ઉપરાંત, જગતમાં એક વૃદ્ધ અને નિર્બળ ડોસાને જ્યારે ઉદરનિર્વાહ માટે જળો એકઠી કરવાના અડગ નિશ્ચયવાળો જૂવે છે ત્યારે કવિનામાં નવું બળ, ઉત્સાહ અને આશા જન્મે છે: કારણકે આ ડોસો કુદરતનાં ક્રૂર તત્વો સામે ઝૂઝતો રહ્યો છે. ફક્ત પોતાના 'નિશ્ચય ને સ્વાતંત્ર્ય' (Resolution and Independence) માટે જ. × × × પરંતુ, કવિ એમ પણ માને છે કે મનોબળ તથા નીતિસંસ્કાર વિના, કુદરતનાં જંગલી, અને ભયંકર્યાં, ઘણાં ભારોભાર ભરેલાં ને નિરંકુશ સૌન્દર્ય કેનેડાના જેવાં, યુવાનીને બ્હેકાવી, બારે રસ્તે પણ દોરે છે: આ સત્ય માટે રૂથ (Ruth) નું કાવ્ય ઘણું ઉપયોગી છે.

* આની સાથે કવિ શેલિનું સંસારના સત્વોથી નાસી છૂટી, સ્વર્ગીય આનંદ અનુભવતું 'ચંડોળ' સરખાવો.

ઙ વર્ડ્ઝવર્થમાં, ઉપરના ત્રણ મુખ્ય પ્રજાકીય ભાવનાના મુદ્દા ઉપરાંત, એક ચોથો પણ અગત્યનો મુદ્દો નોંધવાનો રહે છે: શુદ્ધ સાત્વિક પ્રજાકીય ભાવનાના ઉંડા રહસ્ય માટે, આપણે કવિના આદર્શ શૂરવીર લડવૈયાનું (Happy Warrior) તથા 'ધર્મ' ને ઉદ્દેશીને લખેલું તત્વશોધક કાવ્ય (Ode to Duty) વારે વારે વાંચીને વિચારવાં જોઇએ. પ્રજાના નાયકમાં સ્વાર્થત્યાગ, નીતિ, ન્યાય ને અડગ ધર્મભાવના હોવાં જોઇએ; અને ધર્મનું તત્ત્વ આખી સૃષ્ટિમાં, તારા ને ગ્રહોમાં, સૂર્ય, ચન્દ્ર ને કુદરતમાં પ્રવર્તે છે; આથી જગતને ધારણ કરનાર ધર્મ જ છે; અને એ ધર્મનો સમાનધર્મ હોવાથી એ તત્વ પ્રજાકીય બને છે. × × તે ઉપરાંત, કવિ પોતે કાવ્યની લખાવટમાં પણ તદ્દન પ્રજાકીય આદર્શો ધરાવે છે; ખોટા, પ્રચલિત ને કહેવાતા શિષ્ટ રિવાજોને માન આપ્યા વિના, પોતે વનવેલિમાં (Blank verse) લખવાનું સાધારણ રીતે પસંદ કરે છે; તથા પોતાની કાવ્યભાષા (Diction), કુદરતની સન્મુખ રહેતા, સંસ્કારી, ગરીબ, ઉદ્યોગપરાયણ ખેડૂતોમાં બોલે તેવી, સરળ, સચોટ, અને ઘરગથ્થુ છતાં સંસ્કારી વાપરે છે. × × ×

અંતમાં વર્ડ્ઝવર્થની પ્રજાકીય ભાવનાના છૂટક વિચારો સંકેલી લેતાં, આપણને લાગે છે કે આ આસમિયરના કવિ–સાધુનું જીવન સરળ, સુંદર ને ઉન્નત હતું; પ્રજાકીય ભાવનાથી નિરંતર ઓતપ્રોત હતું; અને એ ભાવનાનો આવિર્ભાવ તે એ સંતકુંજમાંથી જન્મેલાં કાવ્યો. પોતે કવિ છે એટલે સૌન્દર્ય–રસિક તો પ્રકૃતિથી જ છે; પણ પોતે સાધુ છે તેથી ઉચ્ચ આદર્શો પ્રમાણે જીવન જીવે છે; તેથી વિશેષ, પોતે ઉપદેશક ને સંદેશવાહી, પ્રભુનો ફિરસ્તો હોઈ, એ સંદેશ જગત્ આગળ મનોહર રીતે રજુ કરે છે. યુગયુગમાં આવા સંતોમાં દૈવી અંશોનો સાક્ષાત્કાર થાય છે. સ્વાતંત્ર્યભાવના વિકસાવવાનો, આખી માનવતાને, તથા કુદરતનાં નિર્મળ, સુંદર તત્વોને પૂજવાનો તથા મનુષ્યનાં નૈતિક અને આધ્યાત્મિક બળ કેળવી, ઉન્નત પ્રજાકીય ભાવનાનો 'અહાલેક' જગત્માં જગાવવાનો, એને પ્રભુનો આદેશ હતો.

રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક

---

# મહાત્મા ને તેનું ટોળું[1]

(મહાત્માજી એક મન્દિર ખુલ્લું મુકવાની ક્રિયા કરનાર છે. મન્દિરના ચોકમાં ગામના લોક ટોળે મળ્યાં છે. મન્દિરની પાછળ પર્વત; ને પર્વત પરથી સરતી નદી મન્દિરના પગથારમાં. સરકાર તરફથી આસિ૦ કલે૦, ધર્મમંડળ તરફથી જગદ્‌ગુરુ; શાળાશિક્ષક, કારકુન વગેરે)

આસિ૦ કલેક્ટરઃ સારૂં જનમંડળ જુઓ
ઉભરાય દેવાલયના ચોકમાં;
ચાલો, ઓ મહાત્મા ચાલો
લોક પ્રવાહ મંડ્યો વ્હેવા—

મહાત્માઃ વ્હેવા દો—

આસિ૦ કલેઃ પણ ના છૂટકો આવ્યા વિણ, મહાત્માજીઃ
ગૂમાવો ના પળ,—વિચારો ને પધારો
દેવ મન્દિરિયે.
મોડા થશો તો વિખરાશે લોકમંડળ.
પળ પછી પળ જુઓ ઉભરાય લોક
જાણે સમુદ્રનાં ઉછળતાં મોજાં!
ને સૌ પુકારેઃ "મહાત્મા, મહાત્મા."
ત્વરા—ઓ, તોફાને ચ્હડવા લાગ્યું આ
ટોળું તો!

બહારથી છૂટા
છૂટા અવાજોઃ મહાત્માજી! મહાત્માજી!
(મહાત્મા ઉભા છે ત્યાં આંગળીએ ચીંધતા)

કેટલાંક લોકોઃ ત્યાં! ત્યાં! પેલું!

વધુ અવાજોઃ આવવાની નિશાની!

જગદ્‌ગુરુઃ કલેક્ટર, રાખો લોકને શીખી લીટીમાં.

આસિ૦ કલેઃ નથી સૂણતાં એ મારો એકય શબ્દ.

શિક્ષકઃ (મહાત્માને) બોલો, દેવ! ને પ્રકાશનું એક
કિરણ ફેંકો
જનમંડળમાં દેખાય જ્યાં ઘેલછાનાં ચિન્હો
કેવું કદરૂપું દશ્ય?
કહેશો ત્હમે આ ભવ્ય—કે દયાજનક?

મહાત્માઃ ઓ! જાગે છ જનસમૂહ આ
કાળકાળની મૂર્છામાંથી.
તૂટે છ નિદ્રાના બન્ધો.
માનવીઓ! ઉભાં છો તમે બે પંથને મુખ!
નિપજાવો નવું જીવન—સંપૂર્ણ નવું જીવન
તોડો જૂનાં બંધનો,
તજો કડવો ભૂતકાળ ને શોચો કાળ-
જૂનાં પાપો;
નહીં તો બાંધવું આ વિશાળ પ્રભુસેરાનું
મન્દિર છ ધૂળ.

અધિકારીઓઃ મહાત્મા શું છ—

પૂજારીઓઃ મહાત્મા ગાંડો થયો છ કે—

મહાત્માઃ હા. હતો હું ગાંડો
ગમે તેમ પણ તમે સત્યના
પૂજારી છો એમ માનતો ત્યારે.
હા, હતી ગાંડાઈ મારી માન્યતામાં
કે હું તમને પ્રભુ તરફ વાળી શકીશ,

---

1. ઈબસેનના Brand માંથી એક પ્રસંગનું "અપદ્યાગદ્ય" ભાષાન્તર. ભાષાન્તર અક્ષરશઃ કરવા પ્રયત્ન નથી કરાયો. Sheriff ને Dean માટે આસિ. કલેક્ટર ને જગદ્‌ગુરુ શબ્દો અનુક્રમે વાપર્યાં છે.

—રહેજે......
મને લાગ્યું:
ન્હાનું છે આ આપણું જૂનું મન્દિર:
ને આંધળાઓ એ એનો વિસ્તાર વાંચ્યો:
બેવકૂફો—આ બધાંને ચાલશે!
તેવકૂફો—ખરે આતો હવે સંપૂર્ણ!
રે! ઘડી હું ભૂલ્યો,
"સર્વ કે શૂન્ય" ની હતી મારી ભિક્ષા,
'આપ ને લે' ની નીતિમાં ફસાયો,
પણ ના, પ્રભુએ પાડ્યો છ શબ્દ,
ને ભય ને શોકથી ધ્રૂજતાં
મેં સાંભળ્યા એના ધ્વનિ પ્રતિધ્વનિઓ
આ પાષાણગૃહની દિવાલોમાં
"તુંજ છે એ માનવી—"
શંકાના ઉંડલા છાયાઓ વિરમ્યા છ મારા
ને ઓ સાંભળો સર્વ માનવીઓ!

ટોળું: મારો—જેણે અમને છેતર્યા.
લૂંટયું અમારૂં આત્માનું ધન.

મહાત્મા: એ નિર્દય શત્રુ વસે છ તમારા દેહમાં
જેણે તમને લોભાવ્યા, બાંધ્યા, રચડ્યા.
લ્હડયા તમે તમારા બળ સાથે
ને ચોરી પોતે પોતાની જાત.
ને અંતે દંભ ને પોશાણ.
શાને ઉભરાયા છો સહુ આ ચોકમાં?
આ આડાડમ્બર ને આ ગીતો માટે?
આ સંગીત ને શણગાર માટે?
મીઠડાં વાક્યોનાં રણકાર
અથડાય તમારા કર્ણ પટ પર ને
વિજળી શા ઉતરે તમારા દેહમાં,
વકતૃત્વ કળાના સર્વાંગો મળે આ ચોકમાં
ને મનોવાંછ તમ નિત્ય કુતૂહળ, માટે?

જગદ્‌ગુરૂ: (બાજુએ) હા! કલેકટરના બકવાદ વિષે એતો

તરિક કલેક: (બાજુએ) હા! જગદ્‌ગુરૂના ધર્મ—લવારા વિષે જ તો!

મહાત્મા: શોભાયમાન મન્દિર, જગમગતી દીપમાળો;
તમને વહાલો આ સૌ આડાડંબર!
ગુલામી ને નિશ્વાસ, મજુરીને મમતાના
નિત્ય પાશમાં જાઓ પાછા ત્યારે,
દેહશા દંભ આચ્છાદિત આત્માએ.

યાચ્યા નથી મેં બલિયો આ ડોળ માટે.

બંધાવું એવું વિશાળ દેવાલય કે
જેના છાયામાં સમાય નહીં
ધર્મને પંથ, શાસ્ત્ર ને વિધિ
પણ સારા આકાશ નીચેનું સર્વ.

આવતી કાલની મજૂરી, સ્હાંજની વિશ્રાંતિ
રાતનો શોક, બાળરૂધિરનો હર્ષ,—
લઇ શકે સર્વ માનવીનું હ્રદય
પ્રભુના અગાધ ભંડારમાંથી.

પેલું ગિરિકંદે વીંટાતું ઝરણું
પેલા જલધોધનો ઘાડો નાદ
આ વાયુના સુસવાટો
પેલા સાગરનાં ગંભીર ગાનો
આપણાં ખેડુનાં ગોપગીતો
સૂણાય આત્મા શું ગૂંચાયલાં એ સૌ
મન્દિરની ભજનધૂનમાં.
નીચ ને દુન્યવી છે આપણાં કામો,
ને મહાન તો ફક્ત જુકાણામાં!
આત્માના આસ્વાદનો તમે—

ટોળાંમાંથી અવાજો: દોર અમને! તોફાન છે હવામાં!
છતીશું સૌ તારી સરદારી હેઠળ.

જગદ્‌ગુરૂ: કદી ના સુણજો એનું! જૂઠો છે પંથ એહનો.
નથી એને કંઇ ધર્મ; કહું હું સાચું સજ્જનો!

છોડો હૃદયદૌર્બલ્ય, ભીરુતા ને ભ્રાંતિ;
કરો સૌ કેસરિયાં ને
આમંત્રો શત્રુને યુદ્ધાંગણે.

ટોળું: દોર અમને ! ને થા અમારો નેતા,
આવશું સૌ તારી પૂંઠ.

મહાત્મા: શિખરોની ટોચે ને ખીણોનાં ઉંડાણમાં
વેરાનતાના વગડામાં ભટકશું આપણે—
આત્માનાં બંધન તોડીશું સૌ
ને છોડાવીશું મારા જગતના ગુલામોને—
પાપ ને દૌર્બલ્ય, આળસ ને બ્હીક,
કચડીશું જગતના ખૂણે ખૂણે—
પવિત્રતાની ફોરમો ફોરીશું દિશદિશે—
ઉદ્ધારશું સૌ પડેલાં,છોડવીશું સૌ ગુલામો—
જગવશું અલખ દિનરાત, ને જીતીશું
સારાંય જગતનાં પાપો.

( સારું ટોળું—શિક્ષક ને કારકુન સુદ્ધાંય-મહાત્માજીની આસપાસ વીંટળાઈ વળે છે ને મહાત્માને લોકો ખભા પર ઉંચકી લે છે. )

અનેકઅવાજો: આવ્યા આ મહાન દિવસો !
દેખાય છે મહાન આશા દશ્યો.
આ મધ્યાન્હના પ્રકાશમાં.

જગદ્ગુરુ: (ટોળામાં જતાં લોકોને )
ઓ આંધળાંઓ ! ક્યાં જશો તમે ?
થંભો ! સંભળાય છે મને આ શબ્દોમાં
સેતાનના સુર,લોભાવવાને લૂંટવા તમને!

આસિ૦ કલે: વિચારો તમારાં કુટુમ્બ ને ઘરબાર !

ટોળામાંથી
અવાજો: જઇએ છીએ અમે વિશાળગૃહમાં
ને વિશાળ કુટુમ્બમાં !

આસિ૦ કલે: વિચારો તમારાં ખેતરો ને વાડીઓ,
વિચારો તમારાં ઢોર ને ગાડીઓ,

અવાજો: પ્રભુના લોક માટે ઝરશે
આકાશમાંથી અમૃતધારો !

જગદ્ગુરુ: રોવે છે તમારી ધર્માંગનાઓ પાછળ,થોભો!

અવાજ: ( દૂરથી ) ત્હારે ન્હોય તે અમારી
ધર્માંગનાઓ !

જગદ્ગુરુ: રૂવે છે બાળક તમારાં
'કાં ન થોભો બાપુ મારા !'

આખું ટોળું: અમારા મિત્ર કે શત્રુ?

જગદ્ગુરુ: ( તેમની પાછળ અદબ વાળેલ હાથે દૃષ્ટિ ફેંકે છે ને એકલો બોલે છે. )
ઉંડો ઉંડો ઘવાયો હું !
લઇ ગયો એ આખું ટોળું !
લૂંટયું એણે ગોવાળનું છેલ્લું વસ્ત્ર !

આસિ૦ કલે: ( મહાત્મા પાછળ મુઠ્ઠીઓ તાકતો )
શરમ છે એને ! ! હાર ! !
છેવટે થશે આપણી જીત, મિત્ર !

જગદ્ગુરુ: ( આંસુભરી આંખે )
જીત ! હમણાં સૌ એ તજ્યાં—

આસિ૦કલે: હા, પણ નથી હાર્યા આપણે છેક,
મુજ ઘેટાંથી હું પરિચિત છું ઠીક !
( ટોળાં પાછળ જાય છે. )

જગદ્ગુરુ: હા ગયો અધિકારીયે !
પણ ક્યાં ? તેમની પાછળ !
હા ! આવે છે શક્તિ મારી નાડીઓમાં,
ને જઇશ હું તેમની પાછળ;
ને લાવીશ થોડા બંદીવાન.
સજ્જે મારી તેજી ઘોડલી—
( જાય છે. )

( ખીણની ઉપર, અતિ ઉચ્ચ ગિરિટોચ પરના એક ઝુંપડા કને. ગિરિટોચ પરથી નીચે દૃષ્ટિ નાંખતાં એક બીજું વિસ્તીર્ણ વેરાન દેખાય છે. ચોમાસાની ઋતુ. શિખરના ચ્હડાવ કને મહાત્મા સ્ત્રીપુરૂષ ને બાળકો સાથે આવી પહોંચે છે. )

મહાત્મા: જુઓ આગળ ! ઉભી ત્યાં વિજય દેવી !
પહેરાવશે તે શિખરની નીચે વિજય મુકુટ!
ધુમ્મસનો પડદો ઢાંકે છે દેવીના વાસ
ને આવરે છે આપણા પન્થઃ
કઠીન ને અન્ધકારમય પંથો ભૂલો
ને ઓ પ્રભુના સૈનિકો !
ચ્હડો ઉંચે ને ઉંચે !

એક પુરૂષ: થાક લાગ્યો છે મારા બાપુને, થોભો.

બીજો પુરૂષ: નથી મળ્યો રોટલાનો ટૂકડોય મને તો.

કેટલાક પુરૂષો: હા, સંતોષ અમારી ભુખ,
છીપાવ અમારી તરસ,
મહાત્મા: ધસો આગળ, પ્રથમ આગળ,
શિખરની પેલી પાસ.
શાળાશિક્ષક: કયે રસ્તે ?
મહાત્મા: ન દરકાર કયે રસ્તે, પ્રધાય તો આપણું સાધ્ય.
આવો આ માર્ગે...
એક પુરૂષ: ના સોંસરો ચ્હડે છ એતો !
ન પ્હોંચીશું ટોચે સારી રાતભર.
મહાત્મા: સીધાને સોંસરા રસ્તા તો ટૂંકા:
એક સ્ત્રી: માંદું પડ્યું છ બાળક મારૂં...
બીજી સ્ત્રી: આંટણુ પડ્યાં છ મારી ન્હાનીએ...
ત્રીજી સ્ત્રી: સુકાય હાથ ગળું મારૂં...
શાળાશિક્ષક: કરો કાંઇક અદ્દભુત, મહાત્મા !
ડોલે છ લોકની શ્રદ્ધા:
અનેક અવાજો: હા. હા. ચમત્કાર,
ચમત્કાર બતાવો, મહાત્મા !
મહાત્મા: Alas! the brand of your enslaver.
કામ પહેલાં માગો છ પગાર:
તજો આ હૃદયદૌર્બલ્ય
હોમો આળસ લોભ ને સ્વાર્થ.
ન તો જાઓ પાછા પુરાણુ પીંજરામાં
ગુલામી દંભ ને કાયરતાના.
શાળાશિક્ષક: ઠીક કહ્યું, મહાત્મા, પહેલું યુદ્ધ ને પછી વિજય
ને પછી રાજમુકુટ.
મહાત્મા: આપશે આપણી મહેનતનો બદલો
ન્યાય ને ધર્મનો દેવ, જગતનો સરજનહાર!
અનેક અવાજો: ભવિષ્યવાણી ! ભવિષ્યવાણી !
મહાત્માજી ભવિષ્ય ભાખે છ !

ટોળામાંથી

કેટલાક: થશે લ્હડાઇ કપરી, આપણું સાધ્ય જીતવા?
બીજાઓ: થશે બહુ ખુનખાર ! વહેશે લોહી !
લંબાશે બહુ દિન !
એક પુરૂષ: ને જોઇશું ઘરાતન ને શક્તિ દરેકમાં ?
શાળાશિક્ષક: ને બચશે મારો દેહ ! ખાત્રી ?
બીજો પુરૂષ: ને શું મળશે મને, જ્યારે જીતીશું યુદ્ધ ?

એક સ્ત્રી: આપે છ મહાત્મા વચન કે ન થાય
વાંકો વાળ મારા પુત્રનો !
કારકુન: આવશે યુદ્ધનો અન્ત મંગળવાર સુધીમાં ?
મહાત્મા: (દુઃખમય નમેલ વદને ટોળામાં દૃષ્ટિ
નાંખતા)
રહી આ પ્રશ્નમાળા? શું જાણવું છ તમારે?
કારકુન: પહેલું, કેટલો સમય ચાલશે આ યુદ્ધ ?
કેટલું વેઠવું ને ખોવું પડશે અમને ?
ને છેલ્લું શું મળશે વિજયમાં ?
મહાત્મા: આ તમારા પ્રશ્નો !
શાળાશિક્ષક: હા, ન્હોતું કર્યું તમે સૌ ચોખ્ખું
ત્યાં દેવાલયના ચોકમાં.
મહાત્મા: ત્યારે કરીશ તે અહીંઆં—
ટોળું: (મહાત્માની આસપાસ વીંટાતું) બોલો
ત્યારે બોલો—
મહાત્મા: કેટલો સમય ચાલશે આ યુદ્ધ ?
ચાલશે એ યુદ્ધ જ્યાં સુધી તમ દેહમાં પ્રાણ
જ્યાં સુધી ન સ્વાર્થ ને કાયરતાના તોડીબન્ધ
ચ્હડો તમે ગગનભેદી બલિદાનના શિખરે;
ન હોય નિર્બળતા સ્હેજ ત્હમારા આત્મામાં:
ને સમે સૌ હૃદયના ધ્રુજારા;
ને પડે સૌ 'શંકાના દુર્ગો
તાતના પુણ્ય સંદેશ
–સર્વસ્વ કે શૂન્ય—ની સેવામાં.
ને કેટલું થશે નુકશાન ?
માયાદેહી પ્રતિમાનો નાશ:
રોગમય ભોગ ને ઉત્સવનો ત્યાગ:
ગુલામી સાંકળનો નાશ:
દેહને દેહીના પ્રમાદનો પ્રલય:
ને વિજયમાં ?
નવો આત્મા, અભિન્ન ને અમર:
નવું મનોબળ, સપંખાણી શ્રદ્ધા:
બલિદાનનાં હર્ષ, જ્યાં મળે તત્પરતા
સુવાની મોતના મુખમાં, વિના એક શબ્દ.
ને દરેકના શિરપર કંટકનો મુકુટ,
ને દરેક માટ ગોખરુની શૈયા.
હા, આ તમારા વિજયનો હિસ્સો !

ટોળું: (દુ:ખમય ચીસ પાડતું)
ડૂબ્યા, ડૂબ્યા; ઠગાયા; ફસાયા—
મહાત્મા: નથી મારાં વચનોમાં લગીર ફેર.
ટોળું: આપ્યું'તું વચન તેં રહેજે જીતવા
ને માંગે છે હવે તું આવાં બલિદાન!
મહાત્મા: આપ્યું'તું વચન મેં વિજય માટે
તે મળશે તે હજીય, જો ન હારો હિમ્મત.
સત્ય સેનાના સૈનિકોનેય
આપવા પડશે નિજ પ્રાણ જીત માટે:
ઘવાવાનો ભય હોય તો સિધાવો પાછા.
કાયરના હાથમાં ન શોભે સત્યધ્વજ,
જશે તે શત્રુના હાથમાં રહેજો!
ને શસ્ત્ર ઉગામ્યા પ્હેલાં,
જે કાયરનું મ્હોં બ્હીકે બીડાય,
ન બચે તે કો યુદ્ધમાં.
ટોળું: કરે છે આપણને સૌને મરવા એ!
કો અજન્મેલ ભાવિ પ્રજા માટે!
મહાત્મા: બલિદાનથી જ ચઢાય ઉંચે:
મરીએ આપણે, પણ તે જીતવા ને
પુનર્જીવવા!
છે દરેક જન અહીં પ્રભુનો સૈનિક!
કારકુન: વિચિત્ર સ્થિતિ આ તો!
ત્યાં ઘર આગળ આપણે હતા પાપી
લૂંટારા—
શાળાશિક્ષક: હશે ગમે તે, પણ ન પટાય હવે પાછું!
કારકુન: ને ન રહે હવે કો આ શિખર પર!
કેટલાક અવાજો: હા! મારો મહાત્માને!
શાળાશિક્ષક: ના, થશે સ્થિતિ તેથી તો વધુ ખરાબ!
ન ચાલે નેતા વિણ.
વગર નેતા સૌ વિખરાશું આપણે.
કેટલીક સ્ત્રીઓ: (ભયભરી, દૂર આંગળી બતાવતી)
જગદ્‌ગુરૂ! જગદ્‌ગુરૂ-ત્યાં—
શાળાશિક્ષક: ઠીક, આવવા દો અહીં.
જગદ્‌ગુરૂ: (પાછળ રહેલા કેટલાક લોકો સાથે આવી
પ્હોંચે છે.)
વ્હાલાં છોકરાંઓ—ઓ મારાં ઘેટાં!
ન ભાગી જાઓ તમ જૂના ગોવાળથી!
શાળાશિક્ષક: (ચલાને)
ન ઘર આપણાં હવે તે ખીણમાં
જશું આપણે તો ગિરિશિખરે—
જગદ્‌ગુરૂ: કાં કરોછ મને ઘા—કાં શેકો છ મુજ હૈયું—
કાં વહવો મુજ આંસુ?
મહાત્મા: ને સૈકાઓ સુધી તેં શેકયા'તા આત્માઓ.
જગદ્‌ગુરૂ: ન સાંભળો એના શબ્દ! જુઠા વચને
છેતરશે તમને એ—
કેટલાક અવાજો: સાચું એ તો.
જગદ્‌ગુરૂ: પણ અમે છીએ ઉદાર: કરશું ક્ષમા
જો કરશો પશ્ચાતાપ.
ઉઘાડો તમારા હૈયાં ને જુઓ
સેતાની કળા—જેથી લોભવ્યા તમને
આ—
અનેક અવાજો: ભોળવાયા'તા જાદુથી અમે.
હવે ઓળખ્યો અમે મહાત્માને!
જગદ્‌ગુરૂ: શું તમારૂં બળ? જુઓ તમારાં ટોળામાં!
કંઇ બે પાંચ કોડીઓ—
ત્હમે ચૂંટાયા છો મહાન કામ માટે?
કામ ત્હમારૂં ગુલામોને છોડવવાનું?
તમારૂં કામ તમારાં ખેતરોમાં;
તેની પાર, ન તમારૂં કામ.
ગીધ ને ગરૂડ, વરૂ ને રીંછ
શું કરશો એ જાનવરોની વચ્ચે?
શું બળ્યું છ તમને યુદ્ધ સાથે?
સંભાળવા છે તમારે તમારાં ઝુંપડાં!
તમારી મદદે લૂંટશે કો લૂંટારો—
ઓ મ્હારા વ્હાલાં બાળકો—વ્હાલાં ઘેટાંઓ!
ટોળું: આ તો ધર્મવાક્યો! વેદસત્યો!—
કારકુન: ને—બંધ કીધાં બારણાં અમે અમ ઝુંપડાંનાં
જ્યારે આવ્યા અમે ત્યાંથી:
નથી રહ્યાં અમ ઘર હવે.
શાળાશિક્ષક: ઉઘાડી એણે સહુ લોકની આંખ,
ને ઉઘાડયા ઢોંગ ને દંભ.
નથી લોક હવે ઉંઘમાં;
ત્યારે વ્હાલું—જૂનું જીવન
દિવસના પ્રકાશમાં હવે લાગે છ જીવનહીણું

જગદ્‌ગુરુ: સાંભળો મારું; જશે એ સૌ ભ્રમ ભાગી.
આ ઝંડથી રહો સૌ દૂર
ને થશે સૌ શાન્ત ને સરળ.
મહાત્મા: સ્ત્રી ને પુરુષો! શોધી લો તમારો રસ્તો!
કેટલાક અવાજો: જશું અમે ઘેર
બીજાઓ: અતિ મોડું! અતિ મોડું! ભમીશું
અમે વેરાનમાં!
આસિ૦ કલે: (ઉતાવળમાં આવી પહોંચતે)
ઓ આ રહ્યા તમે સૌ—
સ્ત્રીઓ: સાહેબ, ગુસ્સે મા થતા, તમે એટલા દયાળુ-
આસિ૦ કલે: નથી વખત એ માટે, વ્યર્થ બકવાદ,
ઊગે છે આપણી ખીણમાં સૂર્ય—
સાંભળો—ને ન બોલો વચમાં—
થશો તમે સૌ ધનવાન ઇચ્છા મુજબ.
કેટલાક અવાજો: કેટલા ધનવાન? કેવી રીતે?
આસિ૦ કલે: આવ્યાં છે માછલીનાં ટોળાં—નદીના
વ્હેણમાં—લાખો ને કરોડો—દરિયાને કિનારે
ટોળું: શું કહે છ એ?
આસિ૦ કલે: સાંભળો—જવા દો
આ વેરાન ને પર્વત.
આપણા કિનારે માછલીના—
મહાત્મા: ગ્રીલો પ્રભુનું આશીર્વાદ કે કલેક્ટરનું.
આસિ૦કલે: વર્તો તમારી ડાહી બુદ્ધિ મુજબ.
જગદ્‌ગુરુ: આ તો ચમત્કાર, પ્રભુની નિશાની.
આપે છે પ્રભુ આપણને ચેતવણી.
મહાત્મા: જાઓ—ખુંસાઈ જશો, ખોવાશે તમ આત્મા.
અનેક અવાજો: માછલીના ટોળાં!
આસિ૦કલે: લાખો ને કરોડો
જગદ્‌ગુરુ: ખોરાક ને ધન.
તમ માટ તમ સ્ત્રી માટ તમ બાળક માટ,
આસિ૦ કલે: નથી આ વખત યુદ્ધના રણમાં
ગુમાવવાનો.
ગુમાવવી આમ તમ શક્તિ એ તો
મૂર્ખાઇ.
આકાશકુસુમ માટ મરવા કરતાં
સારું મેળવવું ધન માછલીમાંથી.

કારકુન: (જગદ્‌ગુરુને બાજુએ)
મળશે મારી નોકરી પાછી!
શાળા શિક્ષક: (જગદ્‌ગુરુને બાજુએ)
કહે, રહેશે મારી નિશાળ મુજ કને?
જગદ્‌ગુરુ: (ધીમે)
તમે લોકને વાળી લાવશો
તો થશું અમે ઉદાર—
આસિ૦ કલે: ચાલો ચાલો વખત જાય છે—
કારકુન: ચાલો—ઉતરો હોડીમાં—જલદી
કેટલાક અવાજો: મહાત્મા—
કારકુન: મરવા દો એ ગાંડાને!
શાળા શિક્ષક: તજો એને: જેમ તજ્યો એના ઇશ્વરે.
ચોખ્ખું એ તો છાપના અક્ષરો શું.
આસિ૦ કલે: હા, રહેવા દો એને. બહુ ભર્યા તમ
ભેજાં એણે ગપ્પાં સ્વપ્નાં ને મૂર્ખાઇએ—
કેટલાક અવાજો: જુઠું બોલ્યો એ આમ આગળ—
જગદ્‌ગુરુ: ખોટો છે એનો ધર્મ
એનો નો શું!
હતી એની બીજા વર્ગની સ્ત્રી?
કેટલાક અવાજો: હતી, શું!
આસિ૦ કલે: હલકી ચાલચલગત!
કારકુન: હા, હા! દેખાય છે એ ખુલ્લું!
જગદ્‌ગુરુ: વટાળ્યું એણે આખું કુટુમ્બ
ને અધર્મે મરી ગઈ—
આસિ૦ કલે: ને લીધું એણે નિજ બાળકનું સ્તન!
સ્ત્રીઓ: શરમ!
કારકુન: ને એની સ્ત્રીનું દુ:ખ!
કેટલાક અવાજો: તોડી પાડ્યું એણે જુનું દેવાલય!
બીજાઓ: ને લગાવ્યાં બેવડાં તાળાં બીજાને
મહાત્મા: દરેક જનાના અંગમાં જોઉં છું ગુલામી-
નાં બન્ધ.
દેખાય છે મને ક્યાં જશે આ લોક!
આખું ટોળું: ખોલ ગુલામીનાં બન્ધ વિષે તું.
પડો એની પૂંઠે, મારો એને, કાપો
એને મારો પથરા.

( મહાત્મા એકલો આવ્યો જાય છે-લોકો પથરા ફેંકે છે ને પછી થાકીને પાછા વળે છે. )

( ટોળું વાતો કરતું પર્વત ઉતરી જાય છે. )

× × × ×

જગદ્‌ગુરૂ: આભારી આપણે પ્રભુના ચમત્કાર માટે!

આસિ૦ કલીઃ કયો ચમત્કાર ?

જગદ્‌ગુરૂ: માછલીના ઢગો ?

આસિ૦ કલીઃ હતું એ તો જુઠાણું, મિત્ર !

જગદ્‌ગુરૂ: હેં ! ખરેખર ?

આસિ૦ કલીઃ કહ્યું મેં જે આવ્યું મુજ મ્હોમાં.
આવા ધર્મકાર્યમાં હોય કાંઇ વાંધો
એવું કહેવામાં ?

જગદ્‌ગુરૂ: હરિ હરિ, ના, કાંઈ નહીં.
ધર્મકાર્યમાં બધુંય ખપે !

આસિ૦ કલીઃ ને ભૂલશે લોક એક બે
દિવસમાં–ને પછી કોને
દરકાર સાચ ને જુઠાણાની ?

જગદ્‌ગુરૂ: ( દૂર વેરાનમાં દષ્ટિ નાંખતો )
જો–ત્યાં જાય મહાત્મા,—
વેરાનમાં—

આસિ૦ કલીઃ એકલો લડવૈયો ! એકાકી—

જગદ્‌ગુરૂ: ચૂપ. મશ્કરીમાંથી ઉગારવા
છે ફાક બીજું તેની પૂંઠે.

આસિ૦ કલીઃ જયા ! હા ! હા ! જયા ને મહાત્મા
બની સુન્દર જોડ !

જગદ્‌ગુરૂ: ( આનન્દમાં )
જ્યારે પુરૂં થશે. એનું ઉચ્ચ બલિદાન
ત્યારે લખશું આપણે મૃત્યુલેખઃ
"મહાત્માનાં સ્મરણમાં હતી એની એક
શિષ્યા ને તે પણ ગાંડી."

આસિ૦ કલીઃ લોકનો નિર્ણય કંઇક નિર્દય—

જગદ્‌ગુરૂ: ( ખભા હલાવી )
બસ, બસ. લોક વેણ તે પ્રભુ વેણ !
ચાલ.

( બન્ને જાય છે. )

× × ×

( પર્વતોના વેરાનમાં એકલો મહાત્મા. તોફાન. ધુમ્મસના અંધકારમાંથી કોઇકોઈ વાર પર્વતોના શિખરો દૂર દૂર દષ્ટિએ પડે છે. લોહીલોહી મહાત્મા અથડાતો પોતાનો રસ્તો કાપે જાય છે. એકદમ ઉભે છે–ને પાછળ ફરી માર્ગ નિહાળતો—)

મહાત્માઃ ખીણમાંથી ઓહડયા હજારો;
ને ના એક શિખરે જવા.
હતો દરેક આત્મા ખુશી,
ચ્હડવા ગિરિશિખરનાં ઉંચાણ,
દરેક હૃદયમાં હતો રણકાર,
લડવા, થવા આત્માના સૈનિક.
હા ! પણ બલિદાન ! કાયરતા–
ન અપાયાં બલિદાન કોથી.

× × ×

જૂનઃ ૧૯૨૨ નાથુભાઇ પરેખ

# ચર્ચા

## સાયન નિરયન વિચાર

શ્રી. ભાઈ રુદ્રપ્રસાદની આ વિષય પર ચર્ચા આષાઢના અંકમાં વાંચી. આવા શાસ્ત્રીય વિષયમાં આટલા રસથી ચર્ચા થાય છે તે જાણી આનંદ થયો. આ ચર્ચા દરમ્યાન ભાઈ રુદ્રપ્રસાદને ઉપસ્થિત થયેલી શંકાઓ મહત્ત્વની હોવાથી, તથા આ વિષયમાં રસ લેનાર ઘણાખરાઓને તે થતી હોવાથી તેનું સમાધાન થવાની જરૂર છે એમ મને લાગે છે. આવી જ એક શંકા સાયન ઋતુગણના વિષે એક બાઇ તરફથી મને લખી જણાવવામાં આવી છે. તેથી તે બધી શંકાઓનું યથામતિ સમાધાન કરવા અહિં પ્રયત્ન કરૂં છું.

### (૧)

પહેલું સાયન ઋતુગણના વિષેની શંકા લઇએ. આ બાઇ લખે છે કે "જો સાયન મેષથી વસંત ગણીશું, તો ૨૧ મી માર્ચ (સાયન મેષ) થી ૨૧ મી મે સુધી વસંત, ૨૧ મી મેથી ૨૧ મી જુલાઇ સુધી ગ્રીષ્મ, ૨૧ મી જુલાઇથી ૨૧ મી સપ્ટેમ્બર સુધી વર્ષા વગેરે આવશે. હવે અનુભવ એવો છે કે વર્ષારંભ તો જૂનમાં જ થાય છે અને એના તાપને વસંત કહેવાય જ નહિ."

આ શંકાનું સમાધાન આ પ્રમાણે છે. આપણે સાયન વર્ષ સ્વીકારીએ, તેથી કંઇ યુરોપિયનોની પેઠે આપણે પણ ૨૧ મી માર્ચે જ વસંતારંભ ગણવો જોઇએ એમ નથી. ઋતુગણનામાં તો સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે બધે ઠેકાણે ઓછાવત્તો ફરક રહેવાનો જ. હાલમાં પણ એમ જ છે. આપણામાં છ ઋતુઓ છે; અંગ્રેજોમાં ચાર છે. આપણી 'વર્ષા'ઋતુ આપણા પ્રાણ છે; અંગ્રેજોની શાસ્ત્રીય ઋતુગણનામાં 'વર્ષા' જેવી કોઇ ઋતુ જ નથી. યુરોપિયનોનો વસંતારંભ સાયન મેષથી થાય છે અને આ વાત તેમના અનુભવને બંધબેસતી હશે, પણ આપણામાં મીન અને મેષરાશિઓને હાલમાં વસંતનો કાળ ગણવામાં આવે છે; અને આ રાશિઓને સાયન લઇએ તો આ વાત યથાર્થ છે, કેમ કે આ વ્યવસ્થા પ્રમાણે ૨૧ મી ફેબ્રુઆરીથી ૨૧ મી એપ્રિલ વસંત, ૨૧ મી એપ્રિલથી ૨૧ મી જૂન ગ્રીષ્મ, ૨૧ મી જૂનથી ૨૧ મી ઑગસ્ટ વર્ષા, વગેરે આવે છે અને આ બાબત આપણા અનુભવ સાથે મળી રહે છે.

મીનમેષમાં વસંતગણના જેટલી અનુભવગમ્ય છે તેટલી જ તર્કગમ્ય છે. વસંત એટલે શિશિર અને ગ્રીષ્મ વચ્ચેની, ટાઢ અને તડકા વચ્ચેની સમશીતોષ્ણ ઋતુ. પણ આખી ઋતુ દરમ્યાન કંઇ બરાબર સમશીતોષ્ણતા રહેતી નથી. વસંતનો આરંભ શિશિરમાં અને અંત ગ્રીષ્મમાં છે, તેથી વસંતારંભે શીતતા વધારે અને વસંતાન્તે ઉષ્ણતા વધારે હોય છે. શીતતાની અધિકતામાંથી ઉષ્ણતાના અધિકતામાં જવાનો આ ફેરફાર દરરોજ ધીમે ધીમે થયાં કરે છે, એટલે વસંતને દરેક દિને શીતતાનો ક્ષય અને ઉષ્ણતાની વૃદ્ધિ થતી જાય છે. આ જોતાં બરાબર સમશીતોષ્ણ દિન વસંતની મધ્યમાં જ આવવો જોઇએ. હવે સમશીતોષ્ણ દિન એટલે રવિની પરમ ઉત્તર ક્રાંતિ અને પરમ દક્ષિણ ક્રાંતિ વચ્ચેનો દિન, એટલે સૂર્ય જે દહાડે વિષુવવૃત્ત પર હોય તે દિન, એટલે સાયન મેષારંભનો દિન. આ પ્રમાણે તર્કથી પણ મીનમેષમાં વસંતગણના સિદ્ધ થાય છે.

મીનમેષમાં વસંતગણનાનો તાજો બીજી એક રીતે પણ મળી રહે છે. માઘ શુદી ૫ નો તહેવાર વસંતપંચમી કહેવાય છે. તેથી તે એક વખતે વસંત ઋતુમાં હોવી જોઇએ. પણ નિરયન ઋતુગણનાને લીધે તે ધીરે ધીરે વસંતમાંથી શિશિરમાં ચાલી ગઇ છે. નિરયન મીનારંભ પહેલાં વસંતપંચમી ઓછામાં ઓછું એક મહિને આવે છે, પણ સાયન મીનારંભ પહેલાં તે દસ દહાડે આવી શકશે

'અહિં' એટલું જણાવી દેવું જોઈએ કે હિંદુસ્તાન જેવડા મોટા અને વિવિધ દેશ માટે બધે એક સરખો જ ઋતુકાળ ન હોઈ શકે એટલે દરેક સ્થળની સ્થાનિક પરિસ્થિતિ તે સ્થળની ઋતુગણનામાં અગત્યનો ભાગ ભજવે છે. તે ઉપરાંત એક જ સ્થળે પણ દરેક વરસે એકસરખો ઋતુકાળ આવતો નથી. વરસ વરસના સંજોગોમાં પણ ફેર હોય છે. તેમ જ ઉપર સાયનમેષને સમશીતોષ્ણ દિન ઠરાવ્યો તે પણ તાત્વિક રીતે જ ખરું છે. ઉષ્ણતામાપક યંત્રથી બધે સ્થળે અથવા દરેક વરસે તે દિવસ આખા વરસની સરાસરી ઉષ્ણતા બતાવશે એવું પણ ચોક્કસ રીતે હંમેશાં માલુમ નહિ પડે. તેમાં થોડો ફરક તો પડશે જ. આટલું છતા પણ સાયન ઋતુઓની શાસ્ત્રીયતા અને અનુભવગમ્યતા પ્રસિદ્ધ છે, અને નિરયન ઋતુઓ શાસ્ત્રીય તો નથી જ, અને અનુભવગમ્ય પણ નથી તે નીચે બતાવ્યું છે.

નિરયનવાદીઓમાં અંદર અંદર અનેક પક્ષ છે, પણ તેમાંથી જે પક્ષ ગુજરાતમાં પ્રવર્તે છે તે પ્રમાણે ઋતુમાન આ પ્રમાણે છેઃ—

૧૪ માર્ચથી ૧૪ મે..........વસંત.
૧૪ મેથી, ૧૪ જુલાઇ......ગ્રીષ્મ.
૧૪ જુલાઈથી ૧૪ સપ્ટેમ્બર...વર્ષા. વગેરે.

આ ગણના અનુભવથી કેટલી જૂદી પડે છે તે જણાવવાની જરૂર નથી. આ સાથે સાયન ઋતુગણના સરખાવોઃ—

૨૧ ફેબ્રુઆરીથી ૨૧ એપ્રિલ......વસંત
૨૧ એપ્રિલથી ૨૧ જુન ......ગ્રીષ્મ.
૨૧ જુનથી ૨૧ ઑગસ્ટ ...વર્ષા વગેરે.

આ ગણના અનુભવ સાથે મળી રહે છે એ પણ સ્પષ્ટ છે.

( ૨ )

હવે ભાઈ રૂદ્રપ્રસાદની શંકાઓ લઇએ. તેઓ લખે છે કે "જ્યાં સુધી અયનાંશ ૩૦ કરતાં વધે નહિ, ત્યાં સુધી સાયન અધિક માસ લેવાથી વ્યવહારદષ્ટિએ ખાસ ફાયદો કે સગવડ જણાવાનો સંભવ નથી." હા, એટલું ખરું કે જે બાબતોમાં માસ પુરતો જ સંબંધ છે તેમાં આથી ખાસ ફાયદો ન હોય, પણ વ્યવહારનાં તેમજ ધર્મનાં કેટલાંક કામ એવાં છે કે જેમાં આપણે નક્ષત્રો પર આધાર રાખીએ છીએ. દાખલા તરીકે સામાન્ય ખેડુતો પણ વરસાદનો હિસાબ રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા વગેરે નક્ષત્રો પર કરે છે; અને આમ કરવું તેમને વધારે ફાવે છે, કેમકે વર્ષ ચાંદ્ર હોવાથી નક્ષત્ર અને માસ વચ્ચે એક માસ સુધીનો તફાવત પડી શકે છે, અને આટલો તફાવત પડયા પછી જ અધિક માસ અગાઉનો મેળ લાવી મૂકે છે. ધાર્મિક ક્રિયાઓમાં સાયન નક્ષત્રોનો કેટલો સંબંધ છે તે મેં જેઠના અંકમાં જણાવ્યું છે. અધિક માસ સાયન રાખવાથી ઋતુઓનો સંબંધ સાયન નક્ષત્રો સાથે રહેશે અને તેથી વ્યાવહારિક તથા ધાર્મિક કાર્યોમાં ઘણી સગવડ મળશે.

(૩)

હવે ભાઇ રૂદ્રપ્રસાદે સૂચવેલા ત્રણ ઉપાયોનો વિચાર કરીએ. પહેલો ઉપાય "સાયન અધિક માસ લેવા"નો "સૌથી સરળ અને શુદ્ધ" છે જ અને તે કરતાં બીજો કોઈ રસ્તો મારા ખ્યાલમાં આવી શકતો નથી.

(૪)

"જો નિરયનવાદીઓના આગ્રહને લીધે ઉપરનો ઉપાય ન લઇ શકીએ" તો મને આશા નથી કે ભાઇ રૂદ્રપ્રસાદે સૂચવેલો બીજો કે ત્રીજો ઉપાય આપણે સ્વીકારાવી શકીએ. કેમ કે સાયનવર્ષ તો એક વખત પ્રચલિત પણ હતું તેથી તે વિષે તો સંપ્રદાય પણ છે. હજુ પણ સાયન ગણિત કરનારા રડયાખડયા મળી આવે છે. વળી સાયનવાદી હો કે નિરયનવાદી તેને ક્રાંતિ વગેરે બધું ગણિત તો સાયન જ કરવું પડે છે અને તેથી સાયન ગણિત પરથી અયનાંશ મેળવી નિરયન ગણિત કરવું વધારે સરળ પડે છે. આ ઉપરથી જણાશે કે સાયન ગણિતમાં તો ગણત્રીનું કામ પણ ઓછું છે, કેમકે સાયન ગણિત તો બધાને કરવું જ પડે છે. નિરયનવાદીઓને નિરયન ગણિત વધારામાં કરવું પડે છે. સાયન ગણિત માટે આટલી સગવડ હોવા છતાં અને સાયન ગણિત માટે સંપ્રદાય પણ હોવા છતાં અને તે ઉપરાંત તેના શાસ્ત્રીયતા અને અનુભવગમ્યતાના પ્રત્યક્ષ લાભો હોવા છતાં પણ આ માર્ગ આપણા હાલના જ્યોતિષીઓ ગ્રહણ ન કરે તો ભાઈ રૂદ્રપ્રસાદે સૂચવેલા 'બીજા' અને 'ત્રીજા' ઉપાય જેવા નવીન માર્ગમાં જ્યોતિષીઓને વાળી શકાય એ હું સંભવિત જોતો નથી.

(૫)

હવે આપણે 'બીજા' અને 'ત્રીજા' માર્ગની જ સગવડઅગવડ, ગુણદોષ વગેરે વિચારીએ. આ બે માર્ગમાં ઉપર જણાવેલી મુશ્કેલી હોવા છતાં પણ નિરયન માર્ગના બધા દોષ તેમાં છે. હા, માત્ર એક જ દોષ (નિરયનનો) તેમાં નથી અને તે એ કે નિરયન માર્ગે સાયન માર્ગથી બે, ત્રણ, ગમે તેટલા માસ જુદો પડી શકે છે, ત્યારે આ 'બીજે' માર્ગે નિરયનથી વધુમાં વધુ એક માસ, અને 'ત્રીજે' માર્ગે વધુમાં વધુ બા માસ જુદો પડી શકે છે. બાકી તો નિરયન પ્રમાણે ઋતુઓની તેની તે જ અશાસ્ત્રીયતા, અયનોની તેની તે જ અશાસ્ત્રીયતા અને અનુભવવિરુદ્ધતા, ઋતુઓની અને નક્ષત્રોની તેની તે જ સંબંધહીનતા. આ ઉપરાંત 'ત્રીજા' માર્ગમાં અમાન્ત અને પૌર્ણિમાન્ત માસોનો એક નવીન સંભ્રમ. આપણે આજે એ ચાહીએ છીએ કે હિંદુસ્તાનમાં આજે અમાન્ત-પૌર્ણિમાન્ત માસોનો ઘોટાળો છે તે કોઇ રીતે દૂર થાય. પછી ભલે સમગ્ર હિંદુસ્તાન પૌર્ણિમાન્ત માસ સ્વીકારે કે અમાન્ત, એમાં કંઇ હરકત નથી. આવી જ પરિસ્થિતિ જ્યાં છે, ત્યાં એક જ ગણનાપદ્ધતિમાં, એક જ સ્થાનમાં (ભલે હજાર, હજાર વરસને અંતરે) આ પૌર્ણિમાન્ત અમાન્તનો ઘોટાળો કેટલો અગવડ કરનાર થઇ પડશે? હજાર વરસ એ વ્યવહારમાં બહુ મોટો કાળ ગણાય છે, પણ જ્યાં લાખોનો એકમ ગણાય છે એવા જ્યોતિષશાસ્ત્રમાં અથવા સૈંકડાઓના એકમવાળા ઐતિહાસિક કાળશાસ્ત્રમાં એક હજાર વરસની બહુ ઓછી કિંમત છે. આમ કરવું હોય તો આજે પણ દરેક વર્ષે ૧૨॥ ચાંદ્રમાસ ગણી ચાર વર્ષે એક ક્ષય પક્ષ અથવા આઠ વર્ષે એક ક્ષય માસ કરી શકીએ છીએ, પણ એમ આપણે કરતા નથી, કારણકે આપણે જાણીએ છીએ કે કાળગણનામાં જેટલું એકધારાપણું તેટલું સારું; અનુભવગમ્યતા માટે સામાન્ય ક્રમથી જેટલો ફેરફાર ન કરવો પડે તેટલો જ કરીએ, અને તે બને તેટલો થોડા કરીએ. કારણ કે વ્યાવહારિક સરળતા એ કાળગણનાનું એક મુખ્ય સ્વરૂપ છે અને શાસ્ત્રીય ઉહાપોહમાં તેનું વિસ્મરણ થવું ન જોઇએ.

મારી સમજ પ્રમાણે તો અત્યારના ઘોટાળામાંથી ઉગરવાનો સાયન વર્ષગણના સિવાય બીજો કોઇ ઉપાય નથી તાત્કાલિક સરળતા ખાતર અથવા અમુક પક્ષનાં અવિરોધ ખાતર કરાયેલા અર્ધાપર્ધા સુધારાઓ અમુક અંતરે જઇ અટકી જાય છે અને ફરીને સુધારણાનું કામ અગાઉ કરતાં વધારે વિકટ સ્વરૂપમાં આવી ઊભું રહે છે. સર્વમાન્ય સુધારા વારંવાર કરવા અશક્ય છે, અને શક્ય હોય તો પણ લોકોને તેમ કરવું પાલવતું નથી. (અને લોકોની આ મનોદશા પણ વ્યાજબી છે.) તેથી જ્યારે પણ સુધારણાની શક્યતાનો દિવસ આવે, ભલે પછી તે બે દહાડા મોડો આવે ત્યારે કાયમના સુધારા કરી નાંખવા જોઇએ, જેથી ફરીને તેમાં દખલ કરવી ન પડે અને આપણે નિશ્ચિન્ત થઇ બેસી જઇએ.

( ૬ )

હવે રહ્યો માત્ર ફલિત જ્યોતિષનો પ્રશ્ન. જ્યાં સુધી ફલિત જ્યોતિષ વૈજ્ઞાનિક શાસ્ત્રોની કક્ષામાં નથી આવ્યું, ત્યાં સુધી તો જેને જે પ્રકારના ગણિતમાં શ્રદ્ધા હોય તે તે પ્રમાણે ગણિત કરે જ. સાયનવાદીઓનું કહેવું માત્ર એટલું જ છે કે વર્ષગણના સાયન કરવાથી ફલિત જ્યોતિષમાં બિલકુલ દખલ થવાનો સંભવ નથી. કારણ કે જેઓ નિરયન ફલિત કરનારા હશે તેઓ પંચાંગમાં આપેલા સાયન ગ્રહોમાં માત્ર અયનાંશ બાદ કરી લેશે, એટલે નિરયન ગ્રહો આવશે, અને નિરયન ગ્રહો આવ્યા પછી તો તેનું તે જ ગણિત ફલિત માટે છે.

ભાઈ રુદ્રપ્રસાદ લખે છે: "ક્રાંતિવૃત્તના વિભાગો સાયનરેવતીના અંતથી શરૂ થવા જોઇએ, કારણ તે સિવાય ગ્રહોની પરસ્પર સાપેક્ષ સ્થિતિ યથાર્થ રીતે દીસી આવતી નથી." વળી, "ગ્રહોની પરસ્પર સાપેક્ષ સ્થિતિનું યથાર્થ રીતે નિર્માણ કરવું એ જ ફળ-જ્યોતિષનો પ્રધાન હેતુ છે. આ હેતુ નિરયન પદ્ધતિ સ્વીકારવાથી એટલે સૂર્યની કક્ષાના સંપાતબિંદુઓની ઉપેક્ષા કરવાથી યથાર્થ રીતે સચવાય છે કે કેમ તે શંકાસ્પદ છે."

હવે પ્રસ્થાનબિંદુ તરીકે વસંતસંપાત લઇ ગણિત કરો કે કોઈ બીજું બિંદુ લઇ ગણિત કરો, જ્યાં સુધી ગ્રહગતિસ્થિતિના તમારા આંકડા ખરા હશે ત્યાં સુધી ગ્રહોની સાપેક્ષ સ્થિતિ સરખી જ આવવાની. ભૂમિતિનો કોઈ દાખલો બીજ ભૂમિતિ ( Algebraic Geometry ) ની રીતે કરવો હોય તો ગમે તે પ્રસ્થાન ( Origin ) લઇ કરીએ તો પણ જવાબમાં ફેર પડતો નથી, કેમકે પ્રસ્થાનો જુદાં લેવાથી કંઇ ભૂમિતિની આકૃતિનાં બિંદુઓની સાપેક્ષ સ્થિતિમાં ફેર પડતો નથી, ફક્ત જુદાં જુદાં પ્રસ્થાનો પરત્વે એ દરેક બિંદુની સ્થિતિનાં નાકે

ગમે તેટલાં જુદાં હોય. ફલિત જ્યોતિષમાં ગ્રહોની સાપેક્ષ સ્થિતિ વિષે પણ આમ જ થવાનું. જો સાપેક્ષ સ્થિતિ જ ફલિત જ્યોતિષમાં ઇષ્ટ હોય તો તો સાયન નિરયન ગણિતને લીધે કંઇ ફેરફ પડવાનો નથી પણ જો અમુક સ્થિર તારા પરત્વે ગ્રહસ્થિતિ ઇષ્ટ હોય તો ઉપર જણાવ્યા પ્રમાણે સાયનમાંથી નિરયન ગણિત સહેલાઇથી થઇ શકે છે.

એક વાત અહિં સ્પષ્ટ કરી દેવી જોઇએ. ' ટિળક પંચાંગ ' સિવાય બીજાં પ્રચલિત નિરયન પંચાંગોમાં બેવડી ભૂલ થાય છે. એક તો નિરયન સંક્રાંતિઓ પ્રમાણે અયન અને ઋતુ ગણવાની પદ્ધતિની ભૂલ અને બીજી, ગ્રહોની ગતિના આંકડા ખોટા હોવાની ભૂલ. જો નિરયન ગણિતમાં પણ ગ્રહગતિના આંકડાઓ સાચા હોય તો કંઇ ગ્રહસ્થિતિ ખોટી ન આવે, જેમકે ' ટિળક પંચાંગ ' માં આ પંચાંગ સિવાય બીજાં પંચાંગોમાં આપેલી ગ્રહસ્થિતિ આકાશની પ્રત્યક્ષ ગ્રહસ્થિતિથી કોઈ કોઈ વખત એટલી જુદી પડી જાય છે કે આ તફાવત જોવા માટે કોઇ બારીક દુરબીનોની જરૂર પડતી નથી, સાદી આંખ જ પુરાવો આપે છે. આટલો સ્પષ્ટ પુરાવો છતાં પણ ગ્રહગણિતમાં સુધારો ન કરવો એ શું કહેવાય ?

છતાં આપણે ઘડીભર માની લઈએ કે સૂર્યચંદ્રનું ગણિત કરનારા આપણા આ જ્યોતિષીઓને કદી સૂર્યચન્દ્ર તરફ પ્રત્યક્ષ રીતે જોવાની ઇચ્છા નહિ થતી હોય. પણ નિરયન ઉત્તરાયણનું શું ? આ બાબતમાં તેઓ અજ્ઞાન તો નથી જ. સ્વ. કેરો લક્ષ્મણ છત્રેથી માંડીને વર્તમાન પ્રો. નાઈક સુધીના દરેક પંચાંગ સુધારકે અનેક વ્યાખ્યાનોમાં અને અનેક લેખોમાં સ્પષ્ટ રીતે વિસ્તારથી આ બાબત કહી છે. પ્રત્યેક જ્યોતિષ સંમેલનમાં આ બાબતની સ્પષ્ટ અને વિસ્તારથી ચર્ચા થઈ છે. આ બધામાં જેને સમજણ ન પડતી હોય તે પોતાની મેળે પણ જોઇ શકે એવી બાબત છે, કે, નિરયન મકર પહેલાં ૨૩ દહાડે સૂર્ય ઉત્તર તરફ વળવા માંડે છે અને દિવસ વધવા માંડે છે. સાચું ગ્રહગણિત કેમ કરવું એ જેને ન આવડતું હોય અને 'ટિળક પંચાંગ' ની ગણતરીની સત્યતા વિષે જેને વિશ્વાસ ન હોય, તે પંચાંગકાર આ બાબત પડતી મૂકી ઓછામાં ઓછું એટલું તો કરી શકે કે નિરયન મકરને બદલે ૨૨ મી ડીસેમ્બરે ઉત્તરાયણ લખે. તેટલું પણ જેનાથી ન બને તે અયન અને ઋતુ લખવાનું તદ્દન જ બંધ કરે, પણ ૧૪ મી જાન્યુઆરીએ ઉત્તરાયણ લખીને એ લોકો એમ શા સારૂ કહેવડાવે છે કે "હિંદુસ્તાનના સૌથી પ્રસિદ્ધ જ્યોતિષીઓ, જેમનાં બનાવેલાં પંચાંગો પ્રમાણે લગભગ આખો હિંદુસમાજ ચાલે છે, તેમને પણ ખગોળશાસ્ત્રનો કક્કો યે આવડતો નથી" ?*

રાષ્ટ્રીય વિદ્યામંદિર,<br>
સત્યાગ્રહાશ્રમ,<br>
સાબરમતી.

હરિહર પ્રા. ભટ્ટ

[હવે આ ચર્ચા બંધ કરવામાં આવી છે. તંત્રી, યુગધર્મ.]

* પ્રસંગ આ પ્રમાણે છેઃ—એક અંગ્રેજ ગણિતવેત્તા સાથે હિંદુ જ્યોતિષ પદ્ધતિ વિષે વાત કરતાં મેં કહેલું કે " જો કે હાલના સૂક્ષ્મયંત્રો દ્વારા શોધાયલા ગ્રહગતિના આધુનિક પાશ્ચિમાત્ય આંકડાઓ સાથે સરખાવતાં અમારા સેંકડો વરસના જૂના આંકડા ઘણા સ્થૂળ છે અને તેથી તે પાશ્ચિમાત્ય આંકડાઓ પ્રમાણે હવે જરૂર સુધારી લેવા ઘટે છે, તો પણ હજારો વરસની જૂની અમારી જ્યોતિષપદ્ધતિ તો બીજી કોઇ પણ વર્તમાન જ્યોતિષપદ્ધતિ કરતાં વધારે શાસ્ત્રીય છે. કારણ માસની કલ્પના ચંદ્રકલા પરથી અને વર્ષની કલ્પના ઋતુચક્ર પરથી થઈ છે, તેથી જે જ્યોતિષપદ્ધતિમાં માસ ચાંદ્ર, અને વર્ષ આર્તવ ( સાયન ) હોય તે પદ્ધતિ સૌથી વધારે શાસ્ત્રીય ગણાય. અને અમારામાં આ બન્ને બાબત છે. પાશ્ચિમાત્ય પદ્ધતિમાં આ બંને બાબત નથી. પાશ્ચિમાત્ય માસમાન નથી ચાન્દ્ર, નથી સૌર, કેવળ યાદૃચ્છિક (Arbitrary) છે, જેમાં કોઈ બાદશાહ (Augustus) પોતાના નામના માસમાં ૧ દિવસ વધારી દે છે આ માસમાન પશ્ચિમમાં એક વખત પ્રવર્તતા જ્યોતિષવિષયક અણઘડપણાનો સ્મરણાવશેષ છે." તે મહાશયે કહ્યું, " જે જ્યોતિષીઓ ૧૪ મી જાન્યુઆરીએ ઉત્તરાયણ લખે છે, તેમનું શાસ્ત્રીય જ્યોતિષ કેવુંક હશે ? હિંદુસ્તાનના સૌથી પ્રસિદ્ધ જ્યોતિષીઓ, જેમનાં બનાવેલાં પંચાંગો પ્રમાણે લગભગ આખો હિંદુ સમાજ ચાલે છે તેમને પણ ખગોળશાસ્ત્રનો કક્કોયે આવડતો નથી."

# ગુજરાત સાહિત્ય સભામાં પં. સુખલાલજી

( ગુજરાત સાહિત્યસભામાં પં. સુખલાલજી જોડે જે વાર્તાલાપ થયેલો તેનો અગત્યનો ભાગ નીચે આપ્યો છે. )

પ્ર૦ સૃષ્ટિની ઉત્પત્તિના સંબંધમાં જૈનોની માન્યતા શી છે ?

ઉ૦ જૈનદર્શન જગતને ઉત્પત્તિ-વિનાશકના ચક્રમાં ફરતું માને છે. પણ તેના જડ-ચેતન એ મૂળ તત્ત્વો અનાદિ અનંત હોવાથી નથી ક્યારેય નવાં ઉત્પન્ન થતાં કે નથી સર્વથા અભાવ પામતાં. માત્ર અવસ્થામાં પરિવર્તન પામ્યાં કરે છે. જૈનદર્શન એવો મહાપ્રલય નથી સ્વીકારતું કે જેમાં સૃષ્ટિનો એક સાથે અભાવ થઇ જતો હોય. તેથી તે દર્શન પ્રમાણે સૃષ્ટિનો કોઇ કર્તા નથી; જો કે જૈનદર્શનમાં ઇશ્વર માન્ય છે પણ તે જગત્કર્તા રૂપે નહીં, માત્ર સાક્ષી રૂપે.

પ્ર૦ બૌદ્ધ દર્શનમાં આત્મતત્ત્વ માન્ય છે ?

ઉ૦ હા. બૌદ્ધદર્શન, જૈનદર્શન અને વૈદિક ત્રણે દર્શનો આત્મવાદી છે અને તેથી જ તેઓ પુનર્જન્મ તેમ જ પૂર્વકૃત કર્મના ફલરૂપે સુખદુઃખ સ્વીકારે છે. અલબત્ત, ઉક્ત દરેક દર્શનોમાં આત્માનું સ્વરૂપ એક પ્રકારનું મનાયેલું નથી. સ્વરૂપની બાબતમાં આર્યાવર્તના ઉક્ત દર્શનોની માન્યતાના ત્રણ વિભાગ કરી શકાય. બૌદ્ધદર્શન આત્માને કેવળ અનિત્ય માને છે. વૈદિક દર્શનો કેવળ નિત્ય ( કૂટસ્થ નિત્ય ) માને છે અને જૈનદર્શન નિત્યાનિત્ય. તેવી જ રીતે આત્માના પરિમાણના સંબંધમાં એ દર્શનો એકમત નથી. વૈદિક દર્શનો બહુધા આત્માને વ્યાપક માનનાર છે, જૈન અને બૌદ્ધદર્શન પ્રમાણે આત્મા દેહ-પ્રમાણ છે. બૌદ્ધદર્શનને અનાત્મવાદી કહેવામાં આવે છે, તે માત્ર આરોપ છે. આત્મા સુદ્ધાંમાં અભિમાન રાખવાનો ઇન્કાર કરતું હોવાથી બૌદ્ધદર્શન અનાત્મવાદી કહેવાતું હોય તો તે અનિષ્ટ નથી.

પ્ર૦ બૌદ્ધદર્શન પ્રમાણે મોક્ષ કેવો છે ?

ઉ૦ રાગદ્વેષનું ચક્ર એ સંસાર અને તેનો અભાવ એ મોક્ષ. મોક્ષને નિર્વાણ કહેવામાં આવે છે. ઉપરાંત નિર્વાણ નામનું એક તત્ત્વ બૌદ્ધદર્શનમાં મનાય છે, જે કૂટસ્થ, નિત્ય અને વ્યાપક હોવાથી વેદાંત દર્શનના બ્રહ્મના સ્થાનમાં છે. જૈનદર્શન પણ રાગદ્વેષના અભાવને જ મોક્ષ કહે છે; ફેર એટલો છે કે તે મોક્ષ અવસ્થામાં આત્માનું સર્વજ્ઞપણું સ્વીકારે છે. તે માને છે કે આવરણોનો અભાવ થવાથી ચેતના-શક્તિ એવી વિકસે છે કે જેથી તેમાં જગત્‌ના ત્રૈકાળિક સમગ્ર પદાર્થો આપોઆપ પ્રતિભાસિત થાય. આવું સર્વજ્ઞપણું કેટલાંક વૈદિક દર્શનોને માન્ય છે. પણ તેઓ નિઃશરીર મોક્ષની દશામાં તેવું સર્વજ્ઞપણું ન માનતાં માત્ર શરીર અને અંતઃકરણનો સંબંધ હોય ત્યાં સુધી જ સર્વજ્ઞપણું માને છે.

પ્ર૦ અર્ધમાગધી ભાષાનું સ્વરૂપ કેવું છે ?

ઉ૦ પહેલાં માગધી ભાષાનું સ્વરૂપ અને તે માટે પ્રાકૃતનું સ્વરૂપ જાણવું જોઈએ. આચાર્ય હેમચંદ્રે પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી, ચૂલિકા પૈશાચિક અને અપભ્રંશ એ છ ભાષાઓનું વ્યાકરણ સંસ્કૃત વ્યાકરણ બાદ રચ્યું છે. ઉક્ત છ ભાષાઓમાં પ્રાકૃત એ સામાન્ય ભાષા અને બાકીની તેના વિશેષરૂપે છે. તેથી શૌરસેની, માગધી આદિ ભાષાઓમાં પ્રાકૃત ભાષા કરતાં જે જે વિશેષતાઓ છે તે તે વિશેષતા પૂરતાં જ સૂત્રો આચાર્ય હેમચંદ્રે રચ્યાં છે. અને છેવટે એમ જણાવી દીધું છે કે "शेषम् प्राकृतवत्, शेष शौरसेनीवत् ।" પ્રાકૃતથી શૌરસેનીની વિશેષતા બતાવનાર પૂરાં વીસ સૂત્રોયે નથી. તેવી જ રીતે શૌરસેનીથી માગધીની વિશેષતા બતાવનાર પૂરાં વીસ સૂત્રોયે નથી. આ રીતે જોઈએ તો માગધી ભાષા એ પ્રાકૃતનો એક વિશેષ અને શૌરસેની સુધાંનો વિશેષ ભેદ કહી શકાય.

અર્ધમાગધી એ શબ્દથી અડધી માગધી અને અડધી અન્ય કોઈ ભાષા એવો અર્થ સૂચવાય છે. અન્ય અડધી ભાષા તે પ્રાકૃત અગર શૌરસેની, કારણ કે માગધી ભાષા એ જ ભાષાના વિશેષ રૂપે છે. પણ આ સ્થળે જાણવું જોઈએ કે અડધી માગધી અને અડધી પ્રાકૃત-શૌરસેની એવી રીતે મળેલ અર્ધમાગધી ભાષા જૈન આગમોમાં વપરાયેલ નથી. ઉદાહરણ તરીકે એક 'गच्छति' ક્રિયાપદ લો. તેનું પ્રાકૃતમાં 'गच्छइ' શૌરસેનીમાં 'गच्छदि' અને માગધીમાં 'गश्चदि' રૂપ થાય છે. પણ જૈન આગમમાં કોઇ જગોએ 'गश्चदि' રૂપ નહીં મળે. 'गच्छदि' રૂપ મળે છે, પણ તે દિગંબરીય ગ્રંથોમાં. શ્વેતાંબર આગમોમાં 'गच्छइ' એવું રૂપ મળે છે. તેવી જ રીતે બીજું ઉદાહરણ લો. પ્રાકૃતમાં અને શૌરસેનીમાં દંત્ય 'स' કાર હોય છે, જ્યારે માગધીમાં તે માટે તાલવ્ય 'श' કાર સામાન્ય છે. આ રીતે સંસ્કૃતના 'सः' એ રૂપના સ્થાનમાં પ્રાકૃતમાં 'सो' અને માગધીમાં 'शे' એવું રૂપ થાય છે. જેમ માગધીમાં सकारને સ્થાને शकार બોલાય છે, તેમ પ્રથમા વિભક્તિમાં ઓકારને સ્થાને એકાર. જૈન આગમમાં કોઇ જગોએ 'शे' એવું રૂપ નહીં મળે. અલબત્ત 'से' એવું જ મળે છે. से એ રૂપમાં દંત્ય सकार હોવાથી પ્રાકૃતપણું અને એકાર હોવાથી માગધીપણું. એ રીતે પ્રાકૃત અને માગધી ઉભયનું મિશ્રણ થયેલ હોવાથી જૈન આગમની ભાષા અર્ધમાગધી કહેવાય છે. આ જ ખુલાસો આચાર્ય હેમચંદ્રે પોતાના માગધી ભાષાના વ્યાકરણમાં કરેલો છે. જેમ से એ રૂપમાં પ્રાકૃત અને માગધીનું મિશ્રણ હોવાથી તે રૂપને અર્ધમાગધી કહેવામાં આવે છે તેમ કાંઈ બધાં રૂપાખ્યાનોના સંબંધમાં નથી. સામાન્ય રીતે જૈન આગમના બધાંય રૂપાખ્યાનો પ્રાકૃત ભાષાના નિયમને અનુસરે છે. જૈન આગમની ભાષાનું અર્ધમાગધીપણું ફક્ત પ્રથમા વિભક્તિના એકારને આશ્રયીને મુખ્યપણે જાણવાનું છે. તેથી જ પ્રાકૃત પ્રમાણે 'महावीरो' અને 'पुरिसो' એ રૂપને સ્થાને જૈન આગમમાં 'महावीरे' અને 'पुरिसे' એવાં રૂપ મળે છે.

પ્ર૦ જૈન સાહિત્યમાં યોગના ગ્રંથો છે કે નહીં ? હોય તો કેટલા જૂના છે ? અને તેમાં હઠયોગને સ્થાન છે કે નહીં ?

ઉ૦ જૈન આગમોમાં યોગનું વર્ણન છે. તેમાં તેને 'झाण' ધ્યાન કહેલ છે. આગમ પછીના સાહિત્યમાં યોગવિષયક ખાસ ગ્રંથો રચાયેલા છે, જેવા કે યોગબિંદુ, યોગદૃષ્ટિ સમુચ્ચય, યોગવિંશિકા, યોગશતક, યોગસાર, યોગશાસ્ત્ર, આદિ. આ ગ્રંથોમાં ખાસ યોગ શબ્દ જ વપરાયેલ છે. તેનું કારણ એ જણાય છે કે તે વખતમાં પાતંજલ યોગશાસ્ત્રની લોકપ્રિયતા બહુ વધી ગયેલી.

હઠયોગનો આદર જૈન સાહિત્યમાં નથી. તેમ "ऊसासं न निरुम्भइ" એ વાક્યથી શ્વાસોચ્છ્વાસ નિરોધની મનાઇ કરવામાં આવી છે.

જૈન આગમો પાતંજલ યોગસૂત્રથી પ્રાચીન છે.

પ્ર૦ પાતંજલ યોગસૂત્રમાં ઇશ્વરનું વર્ણન છે, તેનો તેમાં શો ઉપયોગ ? ઈશ્વરવિષયક સૂત્ર પ્રક્ષિપ્ત તો નથી ?

ઉ૦ મહર્ષિ પતંજલિ યોગનું વર્ણન કરે છે. યોગ ચિત્તની સ્થિરતાથી સધાય છે. ચિત્તની સ્થિરતા દરેકે દરેક અધિકારી માટે કાંઈ એક જ ઉપાયથી સાધ્ય ન હોઈ શકે. અધિકારીભેદે સાધનભેદનો સ્વીકાર કરવો એ દર્શનની વિશાળતાનું ખાસ લક્ષણ છે. જેઓ ઈશ્વરના વિષયમાં શ્રદ્ધાશીલ હોય તેઓ પણ સમાધિલાભ કરી શકે અને તે પણ પોતાની રુચિ પ્રમાણે. એવા ઉદાર હેતુથી ન્યાયદર્શન સમ્મત ઈશ્વરનું વર્ણન યોગદર્શનમાં કરાયેલ છે. મહર્ષિ પતંજલિએ તત્ત્વજ્ઞાનમાં સાંખ્યદર્શનનો આશ્રય લીધો છે પણ યોગમાર્ગે દરેક અધિકારી માટે અનુકૂળ થાય તેવી રીતે ગોઠવ્યો છે. પ્રક્ષિપ્ત કહેવાની એક આજકાલની પદ્ધતિ થઇ ગઇ છે. ઈશ્વરનું વર્ણન પ્રક્ષિપ્ત હોય તેમ માનવાને કોઈ કારણ નથી છતાં એટલું તો ખરું કે ઋષિ ધ્યાનના ઉપયોગ માટે ઈશ્વરનું વર્ણન કરવા છતાં મૂળ સૂત્રમાં ઇશ્વર કર્તા છે કે નહીં વિગેરે કાંઈ કહેતા નથી.

# સન ૧૯૨૨ નું ગુજરાતી સાહિત્ય

એક વિદ્વાને યોગ્ય કહ્યું છે કે, ગમે તે કોઇ પ્રજાનું સાહિત્ય મને બતાવો, તે જોઇ હું તે પ્રજાની સ્થિતિ અને શક્તિનો, તેના જીવનનો તમને ખ્યાલ આપીશ. એ સુત્રને અવલંબીને આપણે સન ૧૯૨૨નું ગુજરાતી સાહિત્ય તપાસીશું તો તે વર્ષમાં રાજકીય વાતાવરણ જે શિખરની ટોચે પહોંચ્યું હતું અને પ્રજાજીવન સમુદ્રની જેમ ભારે ઉછળી ગયું હતું તેનું પ્રતિબિંબ, આપણને ગુજરાતી સાહિત્ય પુસ્તકોમાં પડેલું માલમ પડશે. સન ૧૯૨૨ માં બહાર પડેલાં તમામ પુસ્તકો જોવાનું બની શક્યું નથી; એવી એક સંપૂર્ણ યાદી પણ તૈયાર થઇ શકી નથી; પણ જુદા જુદા માસિકોમાં, ખાસ કરીને 'મોડર્નરિવ્યું' ને 'સાહિત્ય' માં છપાયેલી પુસ્તકોની નોંધ અને અન્ય સાધનો ઉપરથી જે માહિતી ઉપલબ્ધ છે તેનું પૃથક્કરણ કરતાં જણાઇ આવે છે કે તે વર્ષમાં રાજકીય વિચારને પોષે અને ઉત્તેજિત કરે એવા રાજકીય વિષયને લગતાં પુસ્તકોની સંખ્યા મોટી હતી. પરંતુ તેમાં રાજકીય સિદ્ધાંતોનું શાસ્ત્રીય રીતે નિરૂપણ કરતું અગર તો ચાલુ રાજકીય પ્રશ્નને સ્વતંત્ર રીતે અને તટસ્થ વૃત્તિથી ચર્ચતું બહુ ઓછું સાહિત્ય મળી આવશે, જે જનસમાજમાં રાજકીય વિચારસિદ્ધાંત દૃઢ કરવાને આવશ્યક છે.

વડોદરા લુહાણા સ્ટીમ પ્રેસ તરફથી બહાર પડેલું "હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસનો ઇતિહાસ" એ પુસ્તક છેલ્લાં ૩૫ વર્ષમાં હિંદી કોંગ્રેસે શું શું કર્યું તેનો સુંદર ખ્યાલ આપે છે પણ તે મિસિસ બિસાંટના એક અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે. 'આટલું તો જાણજો,' એ નામના પુસ્તકના બે ભાગો ચાલુ રાજકીય પ્રશ્નો વિષે સારી માહિતી આપે છે અને તે પુસ્તકો ઉપયોગી કહી શકાય. રુશિયામાં નવી સોવિયેટ સરકાર સ્થપાયેલી છે તે સંબંધી એક પુસ્તક મુંબાઇના 'હિંદુસ્તાન' પત્રે મિ. ફોસ્ટરના એક અંગ્રેજી પુસ્તક પરથી બહાર પાડેલું છે પણ જનસમાજને આપણે હજી સોશિયાલિઝમ-કોમ્યુનિઝમ, મજુરપક્ષ, મૂડીપક્ષ, બોલ્શેવિઝમ, વગેરે પક્ષોનું, તેમના વિચાર અને સિદ્ધાંતનું જ્ઞાન આપવાનું બાકી છે. મહાત્મા ગાંધીજીનું 'હિંદ સ્વરાજ' એ તો ખૂબ ચર્ચાયું છે અને તેમાંથી આપણને એમના જીવનસિદ્ધાંતોનું તારતમ્ય મળી આવે છે. 'સર્વોદય' પણ તેમના વિચારને સમર્થન કરે એવું પુસ્તક છે અને તે અંગ્રેજ લેખક રસ્કીનના એક પુસ્તકનો તરજુમો છે મહાત્મા ગાંધીજીએ જાહેર અને ખાનગી રીતે લખેલા પત્રો પણ ઘણુ જુદા જુદા ગૃહસ્થો તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તે યોગ્ય થયું છે, તેમજ તેમના 'નવજીવન' ની પુનરાવૃત્તિ પુસ્તક રૂપે નીકળવાથી ગાંધીજીના લખાણોનું પઠન કરવાનું અને તે સાચવી રાખવાનું સુગમ થશે. પરંતુ ખુશી થવા જેવું એ છે કે રા. બાઇ ઇન્દુલાલે 'યુગધર્મ કાર્યાલય' ખોલી રાજકીય સાહિત્ય પ્રસિદ્ધ કરવાનું આરંભ્યું છે. તેમાં 'બેલ્સની લડત' એ પુસ્તક પ્રજાકીય લડતની લડતના ઇતિહાસ તરીકે વાંચવા જેવું છે. 'કારાવાસની કહાણી' એ શ્રીયુત અરવિંદ ઘોષનો જેલ ઇતિહાસ વાચનાં પ્રભુમાં આપણી શ્રદ્ધા દૃઢ થાય છે અને તે જ્યાં ત્યાં પ્રભુનાં દર્શન કરાવે છે. 'રાષ્ટ્રગીત' એ દેશભક્તિનાં કાવ્યોનો સંગ્રહ છે. તેમાં ગુજરાતી ઉપરાંત હિંદી, મરાઠી, બંગાળી અને અંગ્રેજી કાવ્યોનો પણ સમાવેશ કરવામાં આવેલો છે; રા. સોનારામ શર્માનું 'રાષ્ટ્રગીત' પુસ્તક તેમની જ કૃતિઓનો સંગ્રહ છે,

જેમાં કેટલાક શિખ અને હિંદી કાવ્યના અનુવાદ બહુ સુંદર થયેલા છે. રા. નાગરદાસનું 'દેશકીર્તન' સ્વદેશ ભાવનાને પોષે છે અને મિ. શયદાનું 'જયભારતી' એ કાવ્ય પણ વાંચવા જેવું છે. પણ પૂર્વેના આપણા દેશભક્તિનાં કાવ્યો વાંચીશું તો આપણી નદીઓ, તીર્થો, પર્વતો વગેરેને સંબોધી દેશના ઐક્યપ્રતિ, દેશના ગૌરવપ્રતિ વિશેષ લક્ષ અપાયેલું છે અને ભાર મુકાયેલો છે એ માલુમ પડશે, જ્યારે હાલના નવાં કાવ્યોમાં પશ્ચિમના રાષ્ટ્રધર્મનું અનુસરણ થઈ પ્રજાહકના, પ્રજાહકના અને સ્વાતંત્ર્યના વિચારને ઉશ્કેરે એવું ઘણું જણાશે. જૂના અને નવા દેશભક્તિનાં કાવ્યો તપાસવાથી આ બે ભાવના વચ્ચેનો તફાવત ઝટ સમજાઈ આવશે.

"સૌરાષ્ટ્ર કાર્યાલય" તરફથી ચાલુ રાજકીય વિચાર અને પ્રવૃત્તિને ગતિમાન રાખે અને સુદૃઢ કરે એવાં કેટલાંક નાનાં પુસ્તકો બહાર પડેલાં છે અને તે જનસમૂહને રુચિકર થાય એવી રીતે લખાયાં છે.

રાજદ્વારી આગેવાન પુરુષોના ચારિત્ર્ય ગ્રંથોમાં 'મહાત્મા ગાંધીજીનું જીવન,' લુહાણા સ્ટીમ પ્રેસે બહાર પાડેલું; શ્રીયુત દેશબંધુ દાસનું જીવનવૃત્તાંત રા. શિવપ્રસાદ પંડિતે સંક્ષેપમાં લખેલું અને મુસ્તફા પાશાનું ચરિત્ર 'ગાંડિવ સાહિત્યે' પ્રસિદ્ધ કરેલું, એ ત્રણ પુસ્તકો આપણું ધ્યાન ખેંચે છે. 'મોહનગાંડ' એ પુસ્તકમાં રા. ડાહ્યાભાઈ પટેલે મહાત્માજીના જીવનને શ્રીકૃષ્ણજીવન સાથે સરખાવવાને તજવીજ કરેલી છે પણ તે રીતિ અનુકરણ કરવા જેવી નથી. વળી ગાંધીજીના લખાણોમાંથી ઉતારા કરી 'રાષ્ટ્રીય વાચનમાળા' એ નામથી એક પુસ્તક તૈયાર થયું છે અને રાષ્ટ્રીયશાળાઓમાં તેનો બહોળો ઉપયોગ થાય એ સ્વાભાવિક છે. પુસ્તકના પ્રમાણમાં તેની જે કીમત રાખી છે તે જૂજ કહેવાય. તે પુસ્તક સંગ્રહવા જેવું છે. ઈંગ્લાંડના બે મોટા રાજદ્વારી પક્ષો લિબરૅલિઝમ અને કૉન્ઝરવેટિઝમ, ઉદાર મતવાદી અને સંરક્ષણવાદી એ નામો પ્રજાને જાણીતાં છે પણ તે પક્ષો કયા ધોરણે રચાયાં છે તે જાણવું જરૂરનું છે. આમાંના એક પક્ષ ઉદારમતવાદ વિષે એક પુસ્તક હોમ યુનિવર્સિટી સીરિઝમાંના એક પુસ્તકનો અનુવાદ સોસાઇટી તરફથી બહાર પડેલો છે, તે એક કીમતી પુસ્તક છે અને તે બહોળું વંચાય તે ઇચ્છવા યોગ્ય છે.

પણ આગળ જણાવ્યું તેમ હજી આપણે ત્યાં રાજકીય વિચારને એક શાસ્ત્ર તરીકે ચર્ચતું એકે પુસ્તક નથી. સેજવિકનું 'એલિમેંટ્સ ઑફ પૉલિટિક્સ,' પ્રેસિડંટ વિલ્સનનું 'ધી સ્ટેટ,' એરિસ્ટોટલનું 'પૉલિટિક્સ', સી. ડી. બર્ન્સનું 'પોલિટિકલ આઇડીઅલ્સ,' વગેરે પુસ્તકોના અનુવાદ થાય તે સાથે આપણા દેશમાં પૂર્વે જે રાજનીતિશાસ્ત્ર પ્રચલિત હતું તેનો ઇતિહાસ અપાય એ જરૂરનું છે. તે દિશામાં હાલમાં બહાર પડેલું મિ. ઘોષનું પુસ્તક માર્ગદર્શક થઇ પડે તેવું છે.

નવી રાષ્ટ્રીય ચળવળે તો કેળવણીનું સ્વરૂપ બદલી નાખ્યું છે. તેમાં ખુશી થવા જેવું એ છે કે, માતૃભાષાને તેનું અસલ અને સ્વાભાવિક સ્થાન પુનઃ અપાયું છે. વળી પ્રાચીન સંસ્કૃતિ અને ઇતિહાસના અભ્યાસ અને સંશોધન અર્થે 'પુરાતત્ત્વ મંદિર' ની સ્થાપના થઇ છે એ પણ નવી પ્રવૃત્તિનું આવકારદાયક અને આશાજનક અંગ કહી શકાય. કેળવણીને સ્વતંત્ર કરવાનો અખતરો થતાં જ પાઠ્યપુસ્તકોનો પ્રશ્ન સન્મુખ આવી ખડો થાય છે. તે દિશામાં ગુજરાત વિદ્યાપીઠે આદરેલું કાર્ય ઉપયોગી માલુમ પડશે. રા. બધેકાએ નાની અને મોટી 'ચાલણગાડી' બાળકો માટે યોજી છે પણ તે હજી અખતરા રૂપે છે. રાષ્ટ્રીય વાચનમાળાનાં પહેલાં બે પુસ્તકો સરકારી વાચનમાળાના તે ભાગો સાથે હરિફાઇ કરી શકે એમ છે; છતાં તેની સંકલનામાં સુધારાવધારા થવાને બહોળો અવકાશ રહે છે. તેમાંનો એક પાઠ તો અમને ત્રિવેદી વાચનમાળાના એક પાઠને છેક અનુસરતો હોય એમ જણાયું છે. ત્રિવેદી વાચનમાળાના લગભગ બધા મણકા તૈયાર થઇ ગયા છે. રા. બા. કમળાશંકરભાઇએ ઉત્તરાવસ્થામાં પ્રાથમિક શિક્ષણ માટે આ વાચનમાળા યોજવામાં શિક્ષણ

પ્રત્યેનો તેમનો પ્રેમ જ પ્રદર્શિત કર્યો છે એટલું જ નહિ, પણ તે શબ્દસ પાછળ રહેલા ખરચ, ઉદ્યોગ અને શ્રમનો ખ્યાલ આપવો એ ખરેખર મુશ્કેલ છે. તે કાર્ય જરૂરનું હતું અને તે સેવા ઉપાડી લેવા બદલ ગુજરાત તેમનું ઋણી રહેશે.

રા. જુગતરામે બાળવિદ્યાર્થીઓ માટે ગુજરાતી કવિતાના બે ભાગ બહાર પાડ્યા છે અને તે તેનાં નામ 'ચણીબોર' અને 'રાયણ' ની જેમ બાળકોને રૂચિકર થઈ પડશે. તેમાં જૂનું લોકસાહિત્ય સાચવી રાખવા યત્ન થયો છે તે પ્રશંસનીય છે. સુરત રાષ્ટ્રીય મંદિર તરફથી પણ 'બાલવાડી' એ નામથી ત્રણ ભાગો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે અને તેનું વાચન નિર્દોષ અને સુખદાયક જણાશે. વળી રાષ્ટ્રીય શાળાઓમાં હિંદીને સ્થાન મળવાથી બે હિંદી–ગુજરાતી શિક્ષિકાઓ તૈયાર થઈ છે અને પાઠશાળાના વિદ્યાર્થીઓને અભ્યાસમાં સુગમતા થાય તે માટે પાલિ, પ્રાકૃત, ઉપનિષત્ અને વૈદિક પાઠાવલીઓનું પ્રકાશન પુરાતત્ત્વ મંદિરે ઉપાડી લીધું છે. રા. પાઠકે 'પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા' નામનું પાઠ્યપુસ્તક તદ્દન સ્વતંત્ર રીતે રચ્યું છે જે ગુજરાતી સાહિત્યમાં તે વિષયપર એક કીમતી પુસ્તક લેખાશે. પ્રાચીન અને પાશ્ચાત્ય બન્ને પદ્ધતિઓનો શ્રમપૂર્વક અભ્યાસ કરી તેનું તારતમ્ય, તેનું દોહન આ ગ્રન્થમાં ઉતારવામાં આવ્યું છે. કરાંચીથી રા. જટાશંકરે 'ગૃહકેળવણી' એ વિષયપર એક નાનું પુસ્તક લખેલું છે તે માબાપોએ અને શિક્ષકોએ જોવા જેવું છે.

દક્ષિણામૂર્તિભવન કેળવણીના ક્ષેત્રમાં સુંદર અખતરા અજમાવી રહ્યું છે, અને પાઠ્યપુસ્તકો માટે તેના પ્રયત્ન ફતેહમંદ માલુમ પડ્યા છે. આણંદના ચરોતર કેળવણી મંડળનું કાર્ય પણ વિસરવા જેવું નથી. આપણે ઇચ્છીશું કે ગુજરાત વિદ્યાપીઠ સાથે આ બે સંસ્થાનું કાર્ય કેળવણીના ક્ષેત્રમાં ફળદાયી નીવડી જનસમાજને ઉપકારક થઇ પડે. કેળવણીના પ્રદેશમાં હજી ઘણું થવાનું બાકી છે; તે માટે તે પ્રકારનું વિચારપોષક સાહિત્ય પણ તૈયાર થવાની જરૂર સૌ કોઈ સ્વીકારશે.

સાહિત્ય વિભાગમાં જે નવા ગ્રંથો પ્રસિદ્ધ થયા છે તેમાં રા. નરસિંહરાવે મુંબાઇ યુનિવર્સિટી તરફથી 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' પર આપેલા વિલસન ફાઇલોલોજીકલ ભાષણોનું પુસ્તક, જે અંગ્રેજીમાં છપાયું છે પણ તેનો ગુજરાતી અનુવાદ છપાય છે તેને પ્રથમ સ્થાન આપવું જોઇએ. ગુજરાતી ભાષા વિષે આવું પદ્ધતિસર અને શાસ્ત્રીયરીતે ચર્ચા કરતું એક પુસ્તક ન હતું તે ખોટ આ પુસ્તકથી દૂર થાય છે. તેમાં ભાષાનો વિકાસ અને ઉત્કર્ષ કેવી રીતે ક્રમસર થતો ચાલ્યો તે વિષે સવિસ્તર માહિતી આપેલી છે અને અભ્યાસી વર્ગને તો તે પુસ્તક આશીર્વાદ રૂપ થઇ પડશે. તેના મૂળ સાધનરૂપ શ્રીમત્ હેમચંદ્ર રચિત સિદ્ધ અષ્ટાધ્યાયીના આઠમા પદમાં કેટલાંક સૂત્રો અને 'દેશીનામમાળા' અભ્યાસી વર્ગને હંમેશાં આકર્ષતાં રહેશે, તેથી તે પુસ્તકો સારી રીતે ને નવી પદ્ધતિએ 'એડીટ' થવાની જરૂર છે, ને ત્યારેજ તેનો બહોળો ઉપયોગ થશે.

ગુજરાતી લેખનશૈલિ વિષે આપણા સાહિત્યમાં એક પણ સારૂં પુસ્તક નથી. માત્ર બે ચાર છુટાછવાયા લેખો મળી આવે છે. તે દિશામાં ઇનામ આપી હરિફાઇથી નિબંધ લખાવવા પારસી લેખક મંડળે કરેલો પ્રયાસ સ્તુત્ય લેખાશે. તેમાં તાજુબીભર્યું એ છે કે, એક પારસી લેખકબંધુએ ઉપલબ્ધ સાધનોનો સૂક્ષ્મરીતે અભ્યાસ કરી ગુજરાતી શૈલિના વિષયને આટલો સારી રીતે ચર્ચ્યો છે, અને અભ્યાસીઓને તે પુસ્તક મદદગાર થઇ પડશે.

ગુજરાતી કોશ વિષે રા. કૃષ્ણલાલ ઝવેરીએ સોસાયટી તરફથી આપેલા વાર્ષિક વ્યાખ્યાનમાં પૂર્વે થયેલા પ્રયાસોની સમાલોચના કરી થોડીક વહેવારૂ સૂચનાઓ કરી હતી પરન્તુ એ પ્રશ્ન એટલો ગૂઢ અને કઠિન થઇ પડયો છે કે તેનો ઉકેલ હવે એકાદ વ્યક્તિથી થાય એ સંભવતું નથી. તે માત્ર કોઇ

સંસ્થાદ્વારા અને વિદ્વાનો અને સાહિત્યના અભ્યાસીઓના પૂરેપૂરા સહકારથી અને શ્રીમંતોની મદદથી થઈ શકે એમ છે; તેમ છતાં ઓક્સફર્ડ પ્રેસના નવા અંગ્રેજી કોશ—ન્યુ ઇંગ્લીશ ડિક્શનરી જેવો કોશ તૈયાર થવાને હજી વર્ષો જોઈશે.

આપણાં લોકગીતો એકઠાં કરવાને સ્વર્ગસ્થ રણજીતરામે છેક ૧૯૦૪ થી ઉહાપોહ કરવા માંડેલો અને પહેલી સાહિત્ય પરિષદમાં તે વિષયપર તેમણે એક નિબંધ રજૂ કરેલો, પણ તે ક્ષેત્ર હજી અણખેડાયેલું રહ્યું છે. સુરતની રણજીતરામ સ્મારક કમિટીએ સ્વર્ગસ્થનો લોકગીતસંગ્રહ પ્રસિદ્ધ કરી તેની ઋદ્ધતા પ્રતિ પુનઃ આપણું ધ્યાન દોર્યું છે અને તે પુસ્તકમાં શ્રીયુત કાલેલકરે લખેલો ઉપોદ્‌ઘાત ખાસ મનનીય છે.

પ્રાચીન કાવ્યના સંશોધન અને એડીટિંગ કાર્યમાં રા. મંજુલાલ મજમુદારે છપાવેલું 'સુદામાચરિત્ર' કાવ્ય જોવાજેવું છે. એ પદ્ધતિએ આપણાં પ્રાચીન કાવ્યોનો અભ્યાસ અને પરીક્ષા, તુલનાત્મક દૃષ્ટિએ થાય તોજ આપણું સાહિત્ય આગળ વધે અને ખીલે.

'પ્રાચીન સાહિત્ય' એ નામથી કવિવર ટાગોરના કેટલાક સાહિત્યવિષયક નિબંધોનો અનુવાદ પુરાતત્ત્વ મંદિરે બહાર પાડેલો છે. સાહિત્યરસિકોને તેનું વાચન આનંદદાયક થઇ પડશે; તેજ પ્રમાણે 'આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા'માં ગુજરાત વિદ્યાપીઠ તરફથી અપાયેલા આઠ જાહેરવ્યાખ્યાનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. ને પ્રસિદ્ધિ મહત્વની અને પુરાતત્ત્વમંદિરના કાર્યને યશ આપે એવી કીમતી છે.

'ચિત્રદર્શન'માં શ્રીયુત નાનાલાલ કવિના પૂર્વે છપાઈ ગયેલાં છુટક કાવ્યો અને ગદ્ય લેખો આપેલા છે. તે સંગ્રહ, એમની અન્ય કૃતિઓની જેમ, લોકપ્રિય થઇ પડશે. 'સુમનગદ્યાવલી' એ શાળોપયોગી નિબંધનું પુસ્તક છે અને 'સંવાદસંગ્રહ' ભા. ૨ જામાં જુનામના મેળાવડાઓ અને અન્ય શુભ અવસરે ભજવી બતાવાય એવા સંવાદો સંગ્રહેલા છે. અને 'વાચન' એ પુસ્તક તો એક મરાઠી ગ્રન્થનો અનુવાદ છે, જેમાંથી કેટલુંક જાણવા જેવું વાચકને મળી આવશે.

નાટકોમાં કવિશ્રી નાનાલાલનું 'પ્રેમકુંજ'નું પુસ્તક અભ્યાસ કરવા જેવું છે. સાહિત્યમાં તે ઉંચુ સ્થાન લેશે. 'ઇન્દુકુમાર'માં તેમણે લગ્નની ઉંચી ભાવના રજૂ કરેલી છે, 'જયાજયંત'માં નૈષ્ઠિક બ્રહ્મચર્યના વિચારને પોષ્યો છે, જ્યારે 'પ્રેમકુંજ'માં આપેલો સ્નેહનો સંદેશો સમાજને ઉન્નત પંથે લઇ જવામાં સહાયભૂત થઈ પડશે. રા. બા. કેશવલાલભાઇએ કવિ ભાસના બીજા એક નાટકનો અનુવાદ 'પ્રધાનની પ્રતિજ્ઞા' નામક બહાર પાડી આપણને એક સુંદર પુસ્તક ભેટ કર્યું છે. ખસુસ કરીને તેમાં લખેલો ઉપોદ્‌ઘાત ઇતિહાસના અભ્યાસીઓને ચિંતનીય માલુમ પડશે. પ્રો. સ્વામીનારાયણે હિંદના પ્રાચીન ઇતિહાસનો એક અગત્યનો પ્રસંગ પસંદ કરી, પોરસે બહાદુરીથી લડી એલેક્ઝાંડરને આગળ વધતો કેવી રીતે અટકાવ્યો અને આપણી નિષ્ફળતા, માંહોમાંહેના કુસંપ અને ઇર્ષાને કેટલે દરજ્જે આભારી હતી તેનું યથારચિત ચિત્ર દોર્યું છે. એક સ્વતંત્ર કૃતિ તરીકે તે પ્રયાસ અભિનંદનીય લેખાય. પ્રો. કે. ટી. શાહે લખેલો 'મહાત્માનો હઠયોગ', રા. પંડિતનું 'વિપત્તિમોચન' અને આણંદથી પ્રસિદ્ધ થયેલું 'અંબરીષપ્રતિજ્ઞા'એ નાટકો સામાન્ય પ્રતિનાં છે. તેમાં કોઈ ખાસ આકર્ષક તત્ત્વ જડતું નથી, માત્ર અખતરા તરીકે તેની ઉપયોગિતા છે. કવિવર ટાગોરનું 'મુક્તધારા' પ્રસિદ્ધ થતાં તેના બે અનુવાદ આપણે અહીં છપાયા પણ તેજ ધોરણે એમના અને અન્ય લેખકોના, જેવાં કે, દ્વિજેન્દ્ર રોય, ખાડિલકર, ગડકરી, કોલ્હાટકર વગેરેનાં નાટકોના ગુજરાતી અનુવાદ કરી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવા તજવીજ થવી જોઇએ. વળી એ નાટકો, જે તે લેખકના ગ્રન્થો, એકજ અનુવાદકને હાથે તૈયાર થાય એ ઇષ્ટ છે; તો જ મૂળ ગ્રંથકર્તાને પૂરતો ન્યાય મળે અને મૂળની ખૂબીઓ અનુવાદમાં સારી રીતે ઉતરે.

ઐતિહાસિક પુસ્તકોમાં રા. બા. કેશવલાલે આપેલું 'એશિયાઇ હૂણો' વિષેનું વ્યાખ્યાન, તેમજ છઠ્ઠી સાહિત્ય પરિષદમાં 'નાગરોત્પત્તિ' વિષે રા. માનશંકરે રજૂ કરેલો લેખ એ પ્રાચીન ઇતિહાસના અભ્યાસીઓએ વિચારવા જેવા છે. 'શિવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' રા. દુર્ગાશંકર શાસ્ત્રીએ માત્ર ભાંડારકરના પુસ્તકને આધારભૂત ન રાખતાં વિશેષ અને જુદી માહિતી મેળવી લખ્યો છે અને તે પુસ્તક વાંચતાં રા. દુર્ગાશંકરના અભ્યાસ માટે માન ઉપજે છે. 'ઐતિહાસિક રાસસંગ્રહ' ભા. ૩-૪, અને 'પ્રાચીન જૈન લેખસંગ્રહ' ભા. ૨, એ આપણા પ્રાચીન ઇતિહાસના સાધનગ્રંથો તરીકે અત્યંત ઉપયોગી છે અને તે સંગ્રહો બહાર પાડી મુનિમહારાજશ્રી જિન વિજયજી અને જયવિજયજીએ આપણા સાહિત્ય ઇતિહાસની અપ્રતિમ સેવા કરી છે, પણ ખાસ ઉપકારક તો રા. મંજુલાલ વ્યાસે લખેલો 'લાડ શ્રીમાળી જ્ઞાતિનો ઇતિહાસ' એ ગ્રંથ છે. જ્ઞાતિપ્રશ્નમાં હિત ધરાવતા સૌ કોઇએ તે વાંચવા જેવો છે. 'શહેનશાહી દિલ્હી દરબાર' એ પુસ્તકમાં સન ૧૯૧૧ માં ભરાયેલા દરબારનો વૃત્તાંત આપેલો છે અને 'અમદાવાદનો જીવનવિકાસ', એમાં અમદાવાદ વિષે જુદા જુદા લેખકોએ રજૂ કરેલી વિધવિધ પ્રકારની માહિતી પ્રાંતના તેમજ ઇતર જનોને ઉપયોગી જણાશે.

ચારિત્રગ્રંથોમાં ચાર પાંચ ગ્રંથો બહાર પડેલા છે; તેમાં રા. કાશીશંકરે લખેલું 'કવિ દલપતરામનું જીવનચરિત્ર' અને કવિની જયંતિ પ્રસંગે રા. નરહરિ પરીખે આપેલું વ્યાખ્યાન, જે 'યુગધર્મ' માસિકમાં આગળ છપાઇ ગયું છે તે સાહિત્યના અભ્યાસીઓએ વાંચવા જેવા લેખો છે. સસ્તાસાહિત્યે અને રા. છગનલાલ મહેતાએ 'વિવેકાનંદ ચરિત્ર'નાં પુસ્તકો પ્રસિદ્ધ કરેલાં છે તે વાચકવર્ગના આદરપાત્ર થશે. રા. કાનજીનું 'ભીષ્મચરિત્ર'નું વાચન બોધપ્રદ છે અને સીંગડીના કવિ ભવાનીશંકર, જે એકવાર સુધારાના કવિ તરીકે ઓળખાતા હતા તેમનું જીવનચરિત્રનું પુસ્તક વિસરવા જેવું નથી.

હવે કાવ્યગ્રંથો તપાસીએ. તેમાં શ્રીયુત બોટાદકરનું 'નિર્ઝરિણી', રા. કેશવ શેઠનું 'રાસ', અને રા. રામચુરાનું 'નરગીત', એ પુસ્તકો કાવ્યરસિકોને રસપ્રદ માલુમ પડશે. 'રૂપલીલા', એક કાવ્યગ્રંથ એક ગ્રેજ્યુએટ બાઇએ રાજકોટથી બહાર પાડેલો છે; 'ભક્તિનો ભોમિયો' એમાં પ્રાચીન કવિઓના અને સંગ્રહકર્તા, રા. નિઝાભાઈએ રચેલાં પદોનો સંગ્રહ છે; 'ઉટામૃત કાવ્યનો સંગ્રહ' નવેસર એડીટ થઈ બહાર પડયો છે; 'કવિવાણી'માં દલપત કાવ્યમાંથી ઉતારા આપવામાં આવ્યા છે. 'આશ્રમ ભજનાવલી'માં આશ્રમમાં ગવાતા સંસ્કૃત શ્લોકો અને ભક્તજનોનાં પદો—હિંદી, મરાઠી, ગુજરાતી—નો સંગ્રહ આપવામાં આવ્યો છે. 'સિદ્ધાર્થ સંન્યાસ', એ એડવીન આરનોલ્ડના 'ધી લાઈટ ઑફ એશિયાના' પ્રથમ ભાગનો અનુવાદ છે. મૂળની કંઈક ઝાંખી છાયા તેમાં ઉતરી છે.

'અર્જુનવાણી'માં 'ધડખોજ'ના કોળી ભક્તના ભજનો દાખલ કરેલાં છે અને જનસમાજ સમક્ષ તે રજૂ કરવાનો યશ રા. મહાદેવ દેસાઇને છે.

નવલકથાના સાહિત્યમાં 'વિક્રમદેવ' 'સિરાજ-ઉદ્દૌલા,' 'રાજા રામકૃષ્ણ' અને 'મિસરકુમારી', એ ચાર પુસ્તકો બંગાળીમાંથી અનુવાદ થયેલાં છે. 'સેવાસદન' એ જાણીતા હિંદી લેખક પ્રેમચંદના પુસ્તકનો તરજુમો છે. 'સૈનિકની સુંદરી' એ રેનોલ્ડના 'સોલ્જર્સ વાઇફ' ઉપરથી લખાયું છે. 'યૌવનનાં સ્મરણો,' એ એક સ્વતંત્ર કૃતિ છે; એ પુસ્તક એક સ્ત્રીએ લખ્યું છે એમ જણાવવામાં આવ્યું છે અને તે વાંચવા લાયક છે જ. "કેટલીક નવલકથાઓ" એ પુસ્તકમાં સ્વ. સૌ. સુમતિના વાર્તાગ્રંથો, જે ઉપલબ્ધ નહોતા, તે ફરી એકસામટા છપાવવામાં આવ્યા છે, તે યોગ્ય થયું છે. તે પુસ્તક સ્વર્ગસ્થનું યોગ્ય જીવન સ્મારક છે. રા. જીવણલાલ તરફથી બહાર પડેલા, 'કથામંજરી' ભા. ૨ જો અને 'હાસ્ય કથામંજરી,' વાચકવર્ગમાં લોકપ્રિય થશે; આવા

જુદા સંગ્રહો છપાવાની ખાસ માગણી હતી. 'હણી-કેશચંદ્ર' ભા. ૧ લો એ લેખકનો પ્રથમ પ્રયાસ છે; આશા પડે છે કે બીજા ભાગો કંઇક વધારે સારા થશે, પણ ખાસ નોંધ જેવાં પુસ્તકો તો 'કાઠિયાવાડની જૂની વાર્તાઓ,' રા. હરગોવિંદે સંગ્રહ કરેલી, દક્ષિણામૂર્તિભવને બહાર પાડેલી 'બાળવાર્તા' અને રા. બા. કાંટાવાળાએ લખેલી 'ટચુકડી સો વાતો'ના બે ભાગો, દરેક લાઇબ્રેરીમાં કાયમનું સ્થાન મેળવશે. આ સિવાય 'પ્રેમની ખુમારી', 'આપના શાપ,' 'અંધકાર પર પ્રકાશ', 'સંગ તેવો રંગ' અને અઠવાડિક પત્રો તરફથી ભેટ તરીકે નવલકથાનાં પુસ્તકો બહાર પડેલાં છે; પણ તે સર્વે જોઇ જવાનું બની શક્યું નથી.

સામાન્ય નીતિ અને જ્ઞાનનાં પુસ્તકોમાં 'વિજય-ધ્વજ' અને 'દિવ્યજીવન' એ જાણીતા અમેરિકન લેખક મિ. એલનના લેખોના અનુવાદ છે, તેમજ 'વિભીષણ નીતિ' એ સંસ્કૃત ઉપરથી લખાયું છે. એન્ડ્રુકારનેગીના લેખોનો સંગ્રહ રા. મોતીભાઈ અમીને જ્ઞાનપ્રચાર અર્થે ખાસ બહાર પાડેલો છે અને તેનું વાચન શ્રેયસ્કર થઈ પડશે.

ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોમાં વાલ્મીકિ રામાયણ પ્રજાને સસ્તી કીમતે આપવા બદલ ભિક્ષુ અખંડાનંદને ધન્યવાદ ઘટે છે. શ્રીયુત અરવિંદ ઘોષનાં પુસ્તકો 'ગીતાનિષ્કર્ષ' અને 'યોગિક સાધના' ગુજરાતીમાં ઉતારવા બદલ આપણે રા. અંબાલાલ પુરાણીનો ઉપકાર માનવો જોઇએ અને તે દિશામાં રા. નારાયણ ઠક્કુરનો પ્રયત્ન પણ ઉપયોગી જણાશે. 'આત્મ રામાયણ,' એ વેદાંતને લગતું પુસ્તક છે અને 'દત્તપ્રબોધકલ્પદ્રુમ' માં હરદાસ બુવાનાં વ્યાખ્યાનો—કથાપ્રસંગો—આપેલાં છે, જે મુમુક્ષુજનોને મદદકર્તા થઇ પડશે. વળી 'પુણ્યપાલનાખ્યાન' અને 'ઉપમિતિભવ પ્રપંચકથા,' એ સંસ્કૃત લેખોના તરજુમા છે.

'અજવાળે અંબિયા'માં મુસલમાન, યાહુદી અને ખ્રિસ્તી પેગંબરોની નોંધ કરેલી છે અને શ્રી કૃષ્ણ ચંદ્રોદયમાં ભાગવતના દસ પ્રસંગો રા. ફુલચંદે ચિત્રોમાં દર્શાવેલા છે.

આરોગ્યને લગતાં પુસ્તકોમાં રા. છગનલાલ મોદીએ લખેલો 'હિમજ્વર' વિષેનો લેખ, સોસાઇટી તરફથી અપાયેલું 'જુદા જુદા તાવ' વિષે રા. બ. રણછોડલાલ ઈનામી ભાષણ અને 'આપણા દાંત' વિષે મિ. જીલ્લાએ લખેલું નાનું પુસ્તક, એ સૌ ઉપયોગી પ્રસિદ્ધિ છે.

પરચુરણ ગ્રંથોમાં 'હાથવણાટ,' આ સમયમાં ખાસ ધ્યાન રોકે છે, 'ધનરમત અને શેરબજાર,' એ પુસ્તકમાં શેરસટ્ટાના વેપારની ઉપયુક્ત માહિતી આપેલી છે અને 'વનસ્પતિ સંવર્દ્ધન' માં ઝાડની કલમ કેવી રીતે કરવી તે વિષે ઉપયોગી હકીકત નોંધેલી છે.

વડોદરા સયાજી જ્ઞાનમાળામાં દસબાર પુસ્તકો પ્રસિદ્ધ થયાની નોંધ 'સાહિત્ય' માં છપાયેલી છે પણ તે પુસ્તકો હજી બહાર મળતાં નથી એટલે તે વિષે કંઈ ઉલ્લેખ કર્યો નથી, પણ ભાષાન્તર ખાતા તરફથી 'વૈજ્ઞાનિક કોશ' બહાર પડ્યો છે જેની મોડર્નરીવ્યુ અને વિવિધજ્ઞાનવિસ્તારમાં સવિસ્તર સમાલોચના લેવાઈ હતી તે, અને વિદ્યાપીઠ તરફથી બહાર પડેલું 'ગણિતની પરિભાષા'નું ચોપાનિયું એ વૈજ્ઞાનિક પરિભાષા ગુજરાતીમાં કેવી રીતે દાખલ કરવી તે સંબંધમાં અભ્યાસીઓએ વિચારવા જેવાં છે.

પ્રવાસ ગ્રંથોમાં 'હિંદુસ્તાનની તીર્થયાત્રા' એ નામના બે ગ્રંથો, એક રા. જેઠાલાલ તરફથી અને બીજો રા. લલ્લુભાઈ તરફથી બહાર પડેલા છે. એક ગાઇડબુક તરીકે વધારે ઉપયોગી છે, જ્યારે બીજામાં વૈષ્ણવોને ઉપયોગી થાય એવી ખાસ માહિતી આપેલી છે. 'યુરોપ અમેરિકાનો પ્રવાસ' રા. સાકરલાલ ડાહ્યાભાઇએ જાત અનુભવથી લખ્યો છે છતાં પ્રવાસ પુસ્તકોની ખોટ આપણા સાહિત્યમાં હજી રહે છે જ.

'ભૂગોળ અને મનુષ્યજીવન' જીવન પર અને સંસ્કૃતિ પર કેવી અસર કરે છે, એ તાદશ્ય રીતે વર્ણવવામાં આવ્યું છે. એ દષ્ટિએ આપણા દેશની અને પરમુલકોની ભૂગોળનો અભ્યાસ થવો જોઇએ.

ખાસ પ્રસિદ્ધીઓમાં શ્રીયુત રવિશંકર રાવળે હાજીમહમ્મદ સ્મારક તરીકે બહાર પાડેલો તે નામનો ગ્રંથ, વીસમી સદીના અધિપતિની કીર્તિને જેબ આપે એવો સુંદર બન્યો છે અને તે સાહિત્યમાં કાયમનું સ્થાન લેશે. મહિલામિત્ર વાર્ષિક' પણ જાણીતાં વિદુષી બહેનો સૌ. વિદ્યાગૌરી અને સૌ. શારદાગૌરીના તંત્રીપદ હેઠળ બહાર પડવા માંડયું છે. આપણે ઇચ્છીશું કે સોસાઇટી તરફથી એ વાર્ષિક પ્રતિવર્ષે બહાર પડતું રહી સ્ત્રીઓને ઉપયોગી વાંચન પૂરૂં પાડશે.

પણ ખાસ ધ્યાન ખેંચે એવી પ્રવૃત્તિ તો ગુજરાતી માસિકોમાં થયેલી માલમ પડે છે. 'નવશક્તિ' અને 'તરૂણ ગુજરાત' એ બે માસિકો તો ટુંક સમય બહાર પડી લુપ્ત થયાં છે. 'નવચેતન,' દૂર રહ્યે રહ્યે ગુજરાતી વાચકવર્ગને સ્વાદિષ્ટ વાનીઓ નિયમિત રીતે પીરસે જાય છે; તેના તંત્રી રા. ભાઇ ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી ભારે ઉત્સાહી ને ઉચ્ચ ભાવનાવાળા છે. તેમનાં સાહસ અને કાર્ય માટે આપણને માન પેદા થાય છે અને તેમની સેવાની કદર થવી જોઇએ. 'ગુજરાત' તો સૌ રીતે સમૃદ્ધિમાન અને પ્રતિષ્ઠિત મંડળીના હાથમાં છે; વીસમી સદીની ખોટ પૂરી પાડવાને તે કાઢવામાં આવ્યું છે. ટુંક સમયમાં તે લોકપ્રિય નીવડયું છે અને તેનો ફેલાવો પણ વધતો જાય છે. રા. મુનશીના તંત્રીપદ હેઠળ એ પત્ર ચાલુ વિકાસ પામતું રહેશે એમ આશા પડે છે. આપણે ઇચ્છીશું કે, જે નામ તેણે ધારણ કર્યું છે તેનું ગૌરવ અને કીર્તિ તે વધારે અને ઉજ્જ્વળ કરે. 'યુગધર્મ'નો ઉદ્દેશ તો ગુજરાતી વાચકને સર્વદેશીય, ઉત્તમ વાચન આપવું, જનસમાજને જાગૃત કરવો અને લોકમત કેળવવો, એ છે. માત્ર સેવાબુદ્ધિથી એ કાર્ય ઉપાડી લેવામાં આવ્યું છે અને રા. ઇન્દુલાલના અન્ય કાર્યોની જેમ તેમનું આ કાર્ય પણ આપણે સ્વીકારી લઇશું કે જેથી તે ફત્તેહમંદ અને ફળદાયી નીવડશે.

"પુરાતત્વ' જેવા પત્રની ઉણપ તો આપણને લાંબા સમયથી સાલતી હતી. આપણા દેશના ઇતિહાસ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન, અને સંસ્કૃતિ વગેરેના પદ્ધતિસર અભ્યાસ, સંશોધન અને તેના પરિણામના પ્રકાશન માટે જોઇતી સવડ નહોતી તે આ પુરાતત્વ મંદિરની સ્થાપના થવાથી પૂરી પડી છે. ગુજરાત વિદ્યાપીઠની સર્વ સેવાઓમાં આ 'પુરાતત્વત્રિમાસિક'ની પ્રસિદ્ધી ખાસ ખેંચાણકારક નીવડશે અને તેનાં ગૌરવ અને મહત્તા ઓર વધારશે.

આ સિવાય ગુજરાતી સાહિત્ય સભાએ બી. એ. ના ઓનર્સ કોર્સમાં અને પ્રિવિયસ-ઇન્ટરની પરીક્ષાઓમાં ગુજરાતીને સ્થાન આપવા મુંબાઇ યુનિવર્સિટીને વિનંતિ કરી હતી; અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રાચીન કાવ્યોનું સંશોધન અને પ્રસિદ્ધી કાર્ય ઉપાડી લીધું છે, એ બે, વર્ષમાં નોંધવા જેવા બનાવો છે.

તેમજ રા. તનસુખરામ ત્રિપાઠીના અને સૌ. કનુબ્હેનના અકાળ અવસાનથી આપણે બે સારા લેખકો અને અભ્યાસી ખોયા છે. પ્રભુ તેમના આત્માને શાંતિ અર્પો.

આમ આખા વર્ષનું કાર્ય કંઈને કંઈ રીતે પ્રગતિમાન માલુમ પડે છે; અને વ્યાપી રહેલી લોકજાગૃતિમાં આપણા ઉદયનાં આશાજનક ચિન્હો નજરે પડે છે. આપણો સમગ્ર વ્યવહાર હજી પરદેશી મૂડી પર અવલંબી રહેલો છે; તે સબબે આપણી સાહિત્યસંપત્તિ પણ નિર્ધન અને તેજહીન રહેવાની. જેમ વેપારમાં એકલી હકસાઇ હાંસલ કરવાથી દેશમાં શ્રીમંતાઇ આવતી નથી પણ માત્ર નવા માલની પેદાશથી દેશમાં સમૃદ્ધિ અને આબાદી વધે છે તેમ આપણા સાહિત્યમાં માત્ર તરજુમાથી તેજ અને જોમ આવનાર નથી. સાહિત્યની અભિવૃદ્ધિ અને સમૃદ્ધિ અર્થે, જાતમૂડી રોકવી જોઇએ. તે માટે સતત્ અભ્યાસ અને અવિશ્રાન્ત ચિંતન થવાં જોઇએ. તે પાછળ સંકલ્પ બળ અને ભાવનાઓનો પ્રવાહ રેલીશું, ત્યારે તે પ્રવૃત્તિનો ફાળ વિધવિધ, અહોળો, સુંદર અને મધુર આવશે. પરમાત્મા તે દિન-અવસર સત્વર આણો ! એજ પ્રાર્થના !!

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ

# સંગીતની મહત્તા અને ગુજરાતની પરિસ્થિતિ

दोलायां शायितो बालो
रुदन्नास्ते यदा क्वचित् ।
सदा गीतामृतं पीत्वा
हर्षोत्कर्षं प्रपद्यते ॥
क्रुद्धो विषं वमन सर्पः
फणामांदोल यन्मुहुः ।
गानं जांगलिकाच्छ्रुत्वा
हर्षोत्कर्षं प्रपद्यते ॥

( संगीत परिजात )*

પ્રભુ સાથે યોગ કરવામાં, જ્ઞાન, ભક્તિ અને કર્મ માર્ગ ફત્તેહમંદ નીવડયા છે પરન્તુ એ સૌ માર્ગમાં પોતાનું કાર્ય સરળ થાય તે માટે સંગીતની પુષ્કળ મદદ લેવામાં આવી છે. આપણા દેશમાં સંગીતનું એ ઉચ્ચ સ્થાન અસલથી સર્વમાન્ય થયેલું છે અને આપણી સંસ્કૃતિનો જેમ જેમ વિકાસ થયો તેમ તેમ સંગીતનો પણ વિકાસ અને પ્રચાર થયો છે.

તેમ છતાં, ગુજરાતમાં દક્ષિણ કે બંગાળા જેટલો સંગીતને માટે પ્રેમ નથી. અને તેને લીધે આપણાં જીવન છેક શુષ્ક અને નીરસ થઈ ગયાં છે એ ખરૂં પરન્તુ સંગીતનો ત્યાગ આપણે કેવા સંજોગોમાં કર્યો એ વાત પણ જાણવા જેવી છે.

ઔરંગઝેબ બાદશાહના મહેલમાં થઇને એક વખત તમામ દરબારી ગવૈયા એક ઠાઠડી લઈ કરૂણરસનાં ગીતો ગાતાં ગાતાં જતા હતા. બાદશાહે પુછયું, શું છે ? ગવૈયાઓએ કહ્યું, આપના અમલમાં અમારૂં સંગીત મરી ગયું છે એને દાટવા લઇ જઇએ છીએ. બાદશાહે કહ્યું, બહુ સારૂં. એને એટલું ઉંડું દાટજો કે ફરી નીકળી ના આવે.

ગુજરાતે પણ ઔરંગઝેબ બાદશાહની માફક સંગીતનો ત્યાગ કરેલો અને ત્યાગ કરવાનો ઉદ્દેશ પણ પવિત્રતા અને નીતિનું રક્ષણ કરવાનો હતો.

જે વખતે ગાવુંબજાવવું એ દુરાચારી અને હલકાં માણસોનો જ હુન્નર થઇ પડયો, જ્યારે સંગીત શીખનારાં અનીતિમાન અને 'લોફર' બની જવા લાગ્યાં ત્યારે ઔરંગઝેબની માફક ગુજરાતે સંગીતનો બહિષ્કાર કર્યો એમાં એણે યોગ્ય જ કર્યું છે.

કલા જીવનની પોષક બનવી જોઇએ, ભક્ષક નહીં. જીવનરૂપી પુષ્પની સુગંધ એ કલા છે. જીવનને ભ્રષ્ટ કરે એ કલા નહીં. કલા જ્યારે પોતાનું ધર્મ કાર્ય ચૂકે ત્યારે એને દેશનિકાલ કરવામાં કંઈ જ અઘટિત નથી.

---

* પારણિયામાં સુવાડેલું બાળક કદિ રૂવે છે, તો માતા હાલરડાં ગાઈને મધુર ગાન રૂપી અમૃત પાઈને એને ખુશ કરે છે. બાળક તો શું ? પણ ઝેરી સાપ, ક્રોધથી ફણા માંડીને ઉંચા થયો હોય છે તેવામાં મદારીની મોરલી સાંભળીને એ પણ આનંદથી ડોલવા માંડે છે.

( સંગીત પરિજાત )

તેમ છતાં મર્યાદામાં રહી ગુજરાતે સંગીતનો લાભ લીધો છે.

"તાના" અને "રીરી" નામની નાગર નાતની, બે બ્હેનો હતી. વડનગરમાં એ રહેતી. એ ગાયનમાં એટલી પ્રવીણ હતી કે મલ્હાર રાગ ગાય ત્યારે વર્ષાદ વરસતો. એક વખત અકબર બાદશાહના એક ગવૈયાએ દીપક રાગ ગાયો. તે દીપક રાગથી બળ્યો બળ્યો થઇ રહેલો. આ બે બ્હેનોની કીર્તિ સાંભળી એ છેક વડનગર આવ્યો હતો. તેને આ બે બ્હેનોએ, મલ્હાર રાગ ગાઈ ઠંડક કરી હતી. આ દંતકથાનો સાર એ છે કે અકબર બાદશાહના વખતમાં ગુજરાતમાં સંગીતનો પ્રચાર બહુ જ સારો હશે.

નરસિંહ મહેતા પણ કેદારો અને મલ્હાર બહુ સરસ ગાતા અને એ પણ મલ્હાર રાગ ગાઇ વર્ષાદ લાવી શકતા એમ કહેવાય છે.

મીરાંબાઈ પણ સંગીતમાં સુપ્રસિદ્ધ છે. પ્રેમાનંદ કવિ, માણ સાથે, કથાઓ કહેતા અને ગાતા. દયારામનો કંઠ બહુ મીઠો હતો અને એમણે જે ગરબીઓ રચી છે તેનું સંગીત તો ગુજરાતનો આત્મા રજુ કરે છે. એ કંઠની મીઠાશ હજી એમનાં સંગીતમય કાવ્યોમાં ભરી છે; એનો નાશ નથી થયો. એક વખત વડોદરામાં મૃદંગ બજાવવામાં ઘણોજ કુશળ એવો કોઇ સાધુ આવી ચડ્યો. એ કોઇપણ ગાનારને સરતમાં જીતવા બોલાવી રહ્યો હતો અને જે કોઇ એના તબલા સાથે ગાય તેને છક્કડ ખવાડતો. દયારામે આખી રાત એની સાથે ગાઇ, વહાણું વાતામાં તો એ ઉસ્તાદને હરાવેલો. પરન્તુ જીત્યા એની વડાઇમાં ફુલાયા વગર, દયારામે પોતાના ગળાની કંઠી બાવાજીને ભેટમાં ધરી અને બાવાજીની ઉસ્તાદીની કદર કરી પોતે પણ ઉચ્ચ સંગીતના કેવા પરીક્ષક હતા એ બતાવી આપ્યું હતું.

વલ્લભસંપ્રદાયના કવિઓના ધોળ અને પદ બહુ માંગલિક રાગોના છે અને ભક્તિરસનું પોષણ કરવામાં એ રાગોની બરોબરી કરે એવા કોઇ રાગ બીજા પ્રાન્તમાં હશે કે કેમ એ વિષે મને શક છે.

નવરાત્રીના આપણી સ્ત્રીઓના ગરબા એ પણ ગુજરાતની જ વિશેષતા છે. એવી કોઈ સંગીતની રચના હિન્દના બીજા ભાગમાં નથી.

મંદિરોની ભજનમંડળીઓ, એકતારાવાળા, સારંગીવાળા, ટકોરખાનાં, શરણાઈઓ, ભુંગળ તથા દાંડીઆ પણ ગુજરાતનાં ખાસ છે અને બીજા પ્રાંતની બરોબરીમાં એ સ્પર્ધા કરી શકે એમ છે.

ભોજક જૈનમંદિરોમાં, રાસધારી વૈષ્ણવમંદિરોમાં અને બ્રાહ્મણો તથા નાગરો દેવામંદિરોમાં ભવાઈઓ કરી—ગીતવાદ્ય અને નૃત્યથી તથા અભિનયથી પોતપોતાના ઇષ્ટ દૈવતાની પૂજા કરતા હતા.

તરગાળાની આખી કોમે, ધંધા તરીકે ભવાઇ સ્વીકારેલી. સમય બદલાયો તો વડનગર, વિસનગર અને અમદાવાદની એ નાયક કોમમાંથી જ ઉત્તમ નટો ઉત્પન્ન થયા છે અને હજી થયે જાય છે.

ઉચ્ચ કુટુંબોમાં પણ કેળવણીના અંગ તરીકે સંગીતની ઉપાસના, સ્વ. ભોળાનાથ સારાભાઈના કુટુંબમાં હતી. પ્રાર્થના સમાજના સંગીતે અમારા કેટલાકના જીવન પર ઘણી પવિત્ર અસરો કરેલી છે. અને હજી એ કુટુંબમાં ઇશ્વરોપાસના અને આધ્યાત્મિક વિકાસ માટે સંગીત સેવાઇ રહ્યું છે.

હઠીસિંગનાં દેવળો આપે જોયાં હશે. એનું લાવણ્ય અને સૌન્દર્ય અને કલા સરસ છે. એજ હઠીસિંગના વારસ સ્વ. જેશંગભાઈ શેઠ સંગીતના એક ઉસ્તાદ હતા. એમણે, વળી એક નવું વાજીંત્ર પણ શોધ્યું હતું. અને હાથના પેપરવેઇટથી એ પોતાનુ નવું વાજીંત્ર વગાડતા. જેશંગભાઇએ, સંગીતની પ્રીતિમાં ઘણું ધન ગુમાવેલું. જેટલા ગાયક કે ગાયકા અમદાવાદ જાય આવે તેમને જેશંગભાઇને ત્યાં આમંત્રણ હોય જ. ઇશ્વરકૃપાએ, એમના કુટુંબમાં પણ હજી, સ્વર્ગવાસી શેઠનો સંગીતપ્રેમ કાયમ છે.

મિ. ખરેએ, સંગીત વિષે ગુજરાતીમાં ઘણાં પુસ્તકો લખ્યાં છે. ઇ. સ. ૧૯૦૫ પછીની રાષ્ટ્રીય હિલચાલના એ સંગીતાચાર્ય હતા. અહીંના સ્વદેશી મિત્રમંડળ નામના એક રાજકીય યુવકમંડળ તરફથી, જયંતીઓ તથા સ્વદેશકીર્તનો થતાં તેમાં શ્રીયુત ખરેએ સંગીતથી એવો ઉત્સાહ પ્રેરેલો કે કંઇક એને પણ પ્રતાપે મહાત્મા ગાંધીને લાયક વાતાવરણ અમદાવાદમાં મળ્યું એમ કહેવાની હું હિમ્મત ધરૂં છું.

હરદાસની કથા કહેનાર, એક દાદા મહારાજ થઇ ગયા. એમની સાથે એક ગાયક હતો; તે તથા બીજો સાજ પણ એમની સાથેનો સારો હતો. વલ્લભવ્યાસ તથા લલ્લુવ્યાસ, માણ સાથે મહાભારત કહેતા અને એમની કથાઓમાં હજારો સ્ત્રીપુરૂષો એકઠાં થતાં હતાં. દિલગીરીની વાત છે કે આપણે અંગ્રેજી ભણેલાઓએ આ માણભટ્ટોની કથાઓને તથા ઉપર ગણાવેલાં લગભગ બધાં જ લોકશિક્ષણનાં કરણોને સુકવી નાખ્યાં છે.

હાલી લોકોની ઢોલકીઓ, ભરથરી લોકોની સારંગીઓ, ભાટચારણોના રાસડા, કોળીધારાળાના પાવા અને નાચ એ બધાનો પુનરોદ્ધાર રાષ્ટ્રીય સંગીતમંડળ કરશે એવી આશા રાખીશું.

જે કલાને ગામડે ગામડે અને ઘેર ઘેર પહોંચાડવા આપણે ઉત્સુક છીએ તે ગઇકાલ સુધી ઉપર દર્શાવેલાં સાધનોદ્વારા આખા દેશમાં પ્રસરેલી હતી. હજી એ ધન વેરાયલું પડયું છે અને રાષ્ટ્રીય સંગીતમંડળ નવું કાર્ય શરૂ કરે તે પહેલાં અને આવતી પરિષદ દરમિયાન એ મૂડી જમા કરી લેશે તો ભવિષ્યનું કાર્ય બહુજ સરળ અને કાર્યસાધક થઈ પડશે.

ઉપરની જે હકીકત આપી તેમાં ફક્ત અમદાવાદ અને એની આસપાસની જ સંગીતસમૃદ્ધિનું દિગ્દર્શન કરાવ્યું છે. આખા કાઠિયાવાડની ભજનમંડળીઓ, સંગીત ગ્રંથકારો, માગીં તથા દેશી સંગીતની સ્થિતિ અને ભરૂચ તથા સુરત તથા વડોદરાના રસિક ગુજરાતીઓના સંગીતપ્રેમ વિષે આ ટુંક લેખમાં ઉલ્લેખ નથી કર્યો. કાઠિયાવાડના રાસ ઢસા દરબારે સુપ્રસિદ્ધ કર્યા છે. વડોદરા અને ભાવનગરમાં દરબારી સંગીતને ખૂબ ઉત્તેજન મળ્યું છે અને સુરતનાં બેન્ડ જે ઉત્તમતાને પામ્યાં છે તે બધાનો વિચાર કરતાં રાષ્ટ્રીય સંગીતમંડળી જે દેશની સેવા કરવા પ્રવૃત્ત થઈ છે તે દેશના અધિકાર વિષે એ સંસ્થાના કાર્યકર્તાઓ કંઇ આદર રાખે એટલી એક ગુજરાતી તરીકે એમને આ પ્રસંગે હું વિનંતિ કરીશ.

મહાત્મા ગાંધી અત્રે આવ્યા ત્યારે કોચરબના તે વખતના એમના આશ્રમમાં એક સાંજે ભજન ચાલતું હતુ. ભજનમાં સૂર કે તાલનું ઠેકાણું ન્હોતું. એ સાંભળી એમનું સંવાદી હૃદય કેવું દુઃખી થયું તે મ્હેં પ્રત્યક્ષ જોયેલું છે. તરતજ એ વિક્ટોરિયા બાગ પાસેના ખ્રિસ્તી દેવળમાં જઇ આવ્યા હતા. ત્યાંના સંગીતની એમના મનપર બહુ અસર થઇ હતી. સત્યાગ્રહઆશ્રમના સંગીત સાથે સરખામણી કરતાં એમણે કહ્યું કે: "જેમ આપણાં ભજન કીર્તનોમાં બેતાલપણું છે તેમ આપણાં જીવન પણ અવ્યવસ્થિત અને બેતાલ બન્યાં છે એમાં સુધારો થવોજ જોઇએ. જીવન વ્યવસ્થિત કરવાં હોયતો સંગીત જોઇશે." મ્હેં કહ્યું, "આપ વિષ્ણુશાસ્ત્રીને લખો ને આશ્રમ માટે એમની પાસે કોઈ માણસ માગો." એ કહે, "મ્હેં કાગળ લખ્યો છે." અને પછી સંગીતશાસ્ત્રી ખરે અહીં આવ્યા. અહીં આવી એમણે ધીમે ધીમે આપણાં સ્ત્રીપુરૂષોમાં અને ખાસ કરીને ઉછરતી પ્રજામાં સંગીતનો જે પ્રચાર કરવા માંડયો છે તેને માટે જરૂર આપણે એમનો ઉપકાર માનવો જોઇએ. આ સંગીતમંડળના પણ એ આત્મા છે અને મહાત્મા ગાંધીનો આત્મભોગ અને પંડિત વિષ્ણુશાસ્ત્રીની સંગીતવિદ્યા તરફની અનન્ય ભક્તિ એ બન્નેનો સીધો વારસો શ્રીયુત ખરેએ લીધો હોવાથી આ મંડળ ગુજરાતની સાચી સેવા જરૂર કરશે એ વિષે મ્હને કંઇ પણ શક નથી.

મહાત્મા ગાંધીએ જેલમાં જતી વખતે એમને કહ્યું હતું કે "તમે મ્હારી પાછળ જેલમાં આવશો નહીં. જે સંપત્તિ ત્હમારી પાસે છે તેનો ઉપયોગ દેશને જાગૃત કરવામાં કરજો." અને એ આદેશ શ્રીયુત ખરેએ પાળવા માંડયો છે. સંગીત એ, દરેક દેશમાં, નવચેતન લાવવાનું કામ અજબ રીતે કરે છે. રાષ્ટ્રીય પુનરુત્થાન વખતે યૂરોપમાં "બેન્ડ" જેવા વાદ્યસમૂહ આખી પ્રજાને એક માણસની માફક ઉભી કરી દે છે. આપણા દેશમાં પણ રણ-વાદ્યો હતાં અને સંગીતનાં જુનાં વૃત્તાંતોમાં ૧૦૦–૧૦૦ માણસો ભેરી, તુરી, તતુડાં, શંખ વગેરે વગાડતાં હતાં. પણ હાલમાં એ નાશ પામ્યાં છે. યૂરોપમાં વાંગનરનાં બેન્ડમાં ૭૫–૭૫ માણસો હોય છે. પિપુડીઓ, ઢોલ, પડઘમ, ટેટણિયાં, પિત્તળનાં વાજાં વગેરે મળી એવું વગાડે છે કે એ સાંભળી સુનેલાં બેઠાં થઇ જાય, બેઠેલાં ઉભાં થાય, ઉભાં હોય તે હીંડવા માંડે અને હીંડતાં હોય તે દોડે. આપણે પણ પ્રજાકીય બળવો કરવાનો છે. એ બળવો શાન્તિમય છે ખરો, પરન્તુ એમાં એ જોસ તો ખરા બળવા જેવું જ જોઇએ છીએ. વિષ્ણુશાસ્ત્રી એવું બેન્ડ ગોઠવી રહ્યા છે અને આશા છે કે આ યુગને લાયક વીર સંગીત ઉભું થાય એવું 'બેન્ડ' જલદી બનાવવામાં આવે.

સંગીત એ કંઈ જેવી તેવી કલા નથી. ખુદ મહાદેવે એને જન્મ આપ્યો છે અને એનો પ્રયોગ ભરતમુનિએ મહાદેવ પાસે કરી દેખાડેલો છે.

દેવી સરસ્વતી એની ઇષ્ટ દેવતા છે અને નારદ જેવા ઋષિ, વીણા વગાડતાં વગાડતાં પૃથ્વીપર અને સ્વર્ગમાં ફર્યા કરે છે તેમણે એ સંગીત મનુષ્યોને શીખવાડેલું છે. ભરતમુનિએ, એ વિદ્યા અપ્સરાઓને શીખવેલી અને ઇંદ્રલોકમાં ગાંધર્વો, કિન્નરો અને અપ્સરાઓ ગીત, વાદ્ય અને નૃત્ય હંમેશાં કર્યા કરે છે. ગાંધર્વો પરથી ગાયનકળાને ગાંધર્વ-વેદ પણ કહેવામાં આવે છે.

રાગ કેમ ઉત્પન્ન થયા એ વિષે સંગીત દર્પણ-કાર લખે છે કે શિવ તથા શક્તિ એ બન્નેના યોગે રાગ ઉત્પન્ન થયા છે. મહાદેવના પાંચ મુખમાંથી રાગ ઉત્પન્ન થયા છે. મહાદેવના પાંચ મુખમાંથી પાંચ રાગ અને છઠ્ઠો પાર્વતીના મુખમાંથી નીકળ્યો છે. મહાદેવે જ્યારે નૃત્ય શરૂ કર્યું ત્યારે એમના "સદ્યોવક્ત્ર" નામના મુખમાંથી "શ્રી રાગ" નીકળ્યો; "વામદેવ" મુખમાંથી "વસંત" નીકળ્યો; "અઘોર" મુખમાંથી "ભૈરવ"; "તત્પુરૂષ" મુખમાંથી "પંચમ" અને "ઇશાન" મુખમાંથી "મેઘ" રાગ નીકળ્યો હતો. પાર્વતીના મુખમાંથી નૃત્ય પ્રસંગે છઠ્ઠો રાગ નીકળેલો અને એનું નામ "નટનારાયણ રાગ."

રાગોની ઉપર પ્રમાણેની ઉત્પત્તિનો અર્થ સ્પષ્ટ છે. એ દૈવી વસ્તુ છે અને જે પ્રભુએ આ સૃષ્ટિ રચી એજ પ્રભુએ પોતાનીજ શક્તિ વડે આ રાગ ઉત્પન્ન કર્યા છે. રાગોની ઉત્પત્તિ શરીરમાં કયાં કયાં થાય છે તે વિષે નાડીચક્રો અને શ્રુતિઓના ઉલ્લેખ કરી આ લેખને શાસ્ત્રીય કરવા મ્હારો વિચાર નથી. ફક્ત મનુષ્યશરીરમાં વાણીના જે બે તાર, ગળાની વચમાં હોય છે એની ફક્ત હકીકત ટુંકમાં કહીશઃ ½, ½ ઇંચ લાંબા એવા બેજ દોરા વડે નાદ ઉત્પન્ન થાય છે અને આટલાં બધાં રાગ રાગણીઓ જે ગળામાંથી નીકળે છે તે બધા પ્રતાપ મૂળ એ બે ન્હાની દોરીઓના છે! આમ જોતાં એ સૃષ્ટિ કેવી કારમી લાગે છે તે જુવો!

પ્લેટો કહે છેઃ "સંગીત એ નીતિનો બોધ કરે છે. જડ જગતનો એ પ્રાણ છે. એ મનનો વેગ વધારે છે અને કલ્પનાને પાંખો આપે છે. દિલગીરીને દૂર કરવાનું એ જાદુ છે–તમામ વસ્તુમાં એ જીવ મૂકે છે એટલુંજ નહીં, પણ સર્વેને ભપકાદાર બનાવે છે. સુનિયમતું સંગીત એ તત્ત્વ છે. અને જે કંઇ સારૂં છે, ન્યાયવાળું છે અને સુન્દર છે એ સર્વેની તરફ સંગીત આપણને ખેંચી જાય છે."

દાસે મિજાસ ખોઇ તાનસેનની ભૂલો સુધારવા ગાઇ બતાવ્યું અને પછી તાન ચ્હડયું તે હરિદાસે ગાતાં ગાતાં બહુ સરસ ગાયું. અકબર બહુ સંતોષ પામી પાછો ઘર તરફ જતાં તાનસેનને પુછે છે: "તાનસેન! ત્હારામાં ને હરિદાસમાં આટલો બધો ફેર કેમ રહે છે?" તાનસેન કહે છે: " મહારાજ! હું આપના હુકમ પ્રમાણે ગાનારો છું અને હરિદાસ તો માત્ર એના અંતર્યામીના હુકમ પ્રમાણે ગાય છે તેથી."

આપણા સંગીતાચાર્યો પણ પ્રભુના હુકમ પ્રમાણે ગાશે ( અને પ્રભુ આ યુગમાં તો વિરાટ સ્વરૂપે પ્રજામાંજ રહે છે ) ત્યારે સંગીતનો ઉદય થશે.

કુંભનદાસ પણ વૃંદાવનમાં રહેતા. શ્રી નાથજીના વલ્લભાચાર્યે સ્થાપેલા મંદિરમાં એ દરરોજ નવું પદ રચતા ને રોજ ઠાકોરજી પાસે નવું નવું ગાતા. છેવટે એમનાં પદો બહુ લોકપ્રિય થયાં ને સીકી ( ફત્તેહપુર ) માં મુસલમાન સુબો રહેતો એના નોકરો એ પદ ગાવા લાગ્યા. સુબાને ખૂદ કુંભનદાસ પાસે એ સાંભળવાનું મન થયું. આખરે મેનાપાલખી સાથે.સીકાનો સુબો, કુંભનદાસને બોલાવવા મોકલે છે. કુંભનદાસ જતા નથી. જે સરદાર તેડવા ગયો હતો તે સમજાવે છે પણ કુંભનદાસ એકના બે યતા નથી. આખરે કુંભનદાસે ચાલતા જવાનું કબૂલ કર્યું અને મેનાપાલખી પાછાં મોકલ્યાં. ત્યાં ગયા તો કુંભનદાસ સુબાનો ઠાઠ જુવે છે: કિનખાબના તંબુ છે. મોતીનાં તોરણો છે. ગાલીચા, ચમ્મર, હાથી બધું જુવે છે. સુબો કુંભનદાસને પદ ગાવાનું કહે છે. આખરે કુંભનદાસ ગાય છે:

" કહા સીકી કામ, ભક્તનકો
કહા, સીકી કામ!
આવત જાત, પન્હૈયાં તૂટી,
બિસરી ગયો હરિ નામ
ભક્તન કો કહા સીકી કામ?
જાકો મુખ દેખે, દુઃખ પામે
તાકો કરની પડી પરણામ
ભક્તન કો કહા સીકી કામ?
કુંભનદાસ, લાલ ગિરધર બિન
એ બસ જુઠો ધામ
ભક્તન કો કહા સીકી કામ?*

આ પ્રમાણે રાષ્ટ્રીય સંગીતમંડળ પ્રભુપર વિશ્વાસ રાખશે ને કોઈની ખોટી ખુશામત નહીં કરે તો જરૂર દેશના નવજીવનમાં એ પ્રાણ મૂકશે. *

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

---

*." મ્હારે ભક્તને સીકી આવ્યાનું શું કામ હતું! જતાંઆવતાં મ્હારા પહેરવાના જોડા તુટી ગયા ને હરિનું નામ પણ વિસરી ગયો. જેનું મ્હોં જોવાથી દુઃખ થાય એવા ( સુબા ) નું મ્હોં જોવું પડ્યું. કુંભનદાસ કહે છે જ્યાં પ્રભુ નથી ત્યાં ઠાઠ બધો જુઠો છે.

* તા. ૮-૮-૨૩ ને રોજ અમદાવાદમાં રાષ્ટ્રીય સંગીતમંડળની જાહેર સ્થાપનાના સમારંભ વખતે આ ભાષણ આપવામાં આવ્યું હતું.

# શ્રીમતી નાથીબાઇ દામોદરદાસ ઠાકરસી ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ

અને

# ગુજરાત

કોઇ પણ પ્રજાની સંસ્કૃતિનું માપ, સમાજમાં સ્ત્રીઓની પદવી ઉપરથી કાઢી શકાય છે. જ્યારે આર્ય સંસ્કૃતિ સંપૂર્ણપણે અસ્તિત્વમાં હતી ત્યારે, હાલ જોવામાં આવે છે એવી, આર્ય સ્ત્રીઓની અવનતિ ન હતી. હાલ જે ભયંકર અજ્ઞાન તેમનામાં વાસ કરીને રહ્યું છે તેવું તે સમયે ન હતું. પુરુષોની માફક સ્ત્રીઓ પણ પારમાર્થિક તથા વ્યાવહારિક વિષયોમાં અગ્ર ભાગ લેતી અને પ્રત્યેક કાર્યમાં નિપુણતાથી સિદ્ધિ મેળવતી. આ વસ્તુસ્થિતિ સિદ્ધ કરવા હવે પ્રમાણ આપવાં પડે એમ નથી. વેદ સમયથી માંડીને હાલ સુધી પરદેશીઓના, આપણા દેશ ઉપર ચાલુ હુમલાઓને લીધે, આપણી આર્ય સંસ્કૃતિ ઉપર તીવ્ર આઘાત થયો. પણ તેમાં, વિશેષે કરીને આપણી ધર્મરક્ષક તથા સંસ્કૃતિરક્ષક સ્ત્રીઓને ઘણો અન્યાય અને ગેરફાયદો થયો. શકુન્તલા, આત્રેયી આદિનાં ચિત્રોનું વિસ્મરણ થયું અને સ્ત્રીઓને અજ્ઞાનકૂપમાં ગબ્બવામાં વધારે ફાયદા છે એમ વ્યવહારકુશળ પુરુષો માની બેઠા. અશાન્તિ અને અવ્યવસ્થાના સમયમાં, સંસ્કૃતિરક્ષક આર્ય સ્ત્રીઓનું રક્ષણ કરવા માટે, બાહ્ય પ્રવૃત્તિઓથી તેમને દૂર રાખવામાં આવે અને તે વસ્તુને અનુસરીને સ્મૃતિકારો કાનૂનો ઘડે એ સમજી શકાય એવું તથ્ય છે. પણ, અંગ્રેજી રાજ્યની સ્થાપના પછી જે શાન્તિ અને વ્યવસ્થા સ્થાપિત કરવામાં આવ્યાં છે તે સમયમાં પણ, સ્મૃતિકારોએ ઘડેલા કાનૂનો પ્રમાણે જ વર્તન રાખવું એ માન્યતા વ્યાજબી નથી. છતાં પણ "દૂધનો દાઝેલો છાશ પણ ફૂંકીને પીએ," એ ન્યાયે, આપણા પુરાણા અનુભવો અને તે ઉપરથી ઉપસ્થિત થયેલી માન્યતાઓ આપણામાં એવી દૃઢ થઇ ગઇ છે કે, પરિસ્થિતિ બદલાયા છતાં પણ, નવિન દિશામાં પગલું ભરતાં આપણે દીર્ઘ વિચાર કરતા થઇ ગયા છીએ. સ્ત્રીકેળવણીના પ્રશ્નમાં, હજી પણ ઘણે સ્થળે, આવા દીર્ઘ વિચારનું અસ્તિત્વ જોવામાં આવે છે. પણ અંગ્રેજી કેળવણી પામેલા વિદ્વાનોના સતત પ્રયાસથી હવે એટલું તો સ્વીકારવામાં આવ્યું છે કે સ્વરાજ્યદેવીને ભાવભર્યો આવકાર આપવા માટે જે અનેક તૈયારીઓ આપણે કરવાની છે, તેમાંની એક સામગ્રી—અને પ્રધાનપદ ધારણ કરનારી સામગ્રી—કેળવાયલી સ્ત્રીઓ છે. કેળવાયલી સ્ત્રીઓ એટલે પાશ્ચિમાત્ય કેળવણી પામેલી જ સ્ત્રીઓ—એમ કહેવાનો અમારો આશય નથી. કેળવાયલી સ્ત્રીઓ એટલે લાંબા સમયના અજ્ઞાનરૂપી અંધકારમાંથી બહાર આવેલી તથા જ્ઞાનનો તેજસ્વી પ્રકાશ પામેલી સ્ત્રીઓ—જે સ્ત્રીઓ પોતાનો કાર્યપ્રદેશ જાણી લઇ, ગૃહિણી તરીકે તથા નાગરિક તરીકે, પુરુષોના કાર્યમાં સહાયભૂત બને તથા ખાનગી જીવનમાં તથા જાહેરજીવનમાં, તેમની સાથે રહી, જનસુખાકારીના અનેક પ્રશ્નોનો નિકાલ લાવે કેટલાક

વિષયો એવા છે કે જેમાં અતિનિષ્ણાત પુરુષો પણ ધારેલું કામ કરી શકતા નથી. દષ્ટાન્ત તરીકે, જન્મ-સુખાકારીનું ખાતું, જો કોઈ કેળવાયલી સ્ત્રીને સુપ્રત કરવામાં આવ્યું હોય અને તેના કાર્યમાં મદદ આપનાર સ્ત્રીઓ પણ કેળવાયલી હોય તો આપણી પોળોમાં અને મહોલ્લામાં જે ગંદકી હાલ જોવામાં આવે છે તેનો અત્યન્તાભાવમાં લય થઇ જાય. તે જ પ્રમાણે, માનવજીવન સાથે સંબંધ ધરાવનાર અનેક પ્રશ્નો એવા છે કે જેમાં સ્ત્રીઓ જ યોગ્ય સલાહ આપી શકે. બાળજીવન, બાળઉછેર, બાળ-શિક્ષણ ઇત્યાદિ બાબતો વિષે સંગીન માહિતી આપી કેળવાયલી સ્ત્રીઓને તેને લગતું કાર્ય સોંપી દેવામાં આવે તો હાલ સાંભળવામાં આવતી અનેક ફરીઆદો ઓછી થઈ જાય.

અંગ્રેજી કેળવણીનો રસ ચાખ્યા પછી, જાહેર-જીવનમાં ભાગ લેનાર આપણા નેતાઓએ સ્ત્રીકેળ-વણીને લગતા પ્રશ્નનો ઉકેલ કરવાનું કામ પણ સાથે લીધું અને સરકાર પાસે, સ્ત્રીકેળવણીના પ્રચાર માટે, શાળાઓ સ્થપાવી. ઘણો સમય થયો છતાં પણ, આ દિશામાં વેગભરી પ્રવૃત્તિ નહિ થયેલી જોવામાં આવતાં, આપણા નેતાઓએ, દેશના જુદા જુદા વિભાગોમાં, સ્ત્રીઓને કેળવણી આપવા માટે ખાનગી સંસ્થાઓ સ્થાપી અને સાથે સાથે, સ્ત્રીકેળવણીની અગત્યતા દર્શાવનારાં ભાષણો આપીને તથા ઠરાવો પસાર કરીને પ્રજામાં આ વિષયનું જ્ઞાન ફેલાવ્યું. આ હિતકાર્યમાં પ્રવૃત્ત સર્વ નેતાઓને ધન્યવાદ ઘટે છે. છતાં પણ સ્ત્રીકેળવણીના પ્રશ્ન સાથે આપણો કોઇ પણ નેતા એકરસ થયો હોય, અને અનેક પ્રતિકૂળ સંયોગોમાં પણ તેમાં જીવનપર્યંત સેવા કરી, સંગીન કાર્ય કર્યું હોય તો તે વ્યક્તિ માનનીય પ્રો. કર્વે છે.

પુનામાં વિધવાઓની સ્થિતિ સુધારવા તથા તેઓનું જીવન સમાજને ઉપકારક બનાવવા, પ્રો. કર્વેએ "હિન્દુ વિધવાશ્રમ" ની સ્થાપના કરી અને આશ્રમ-શાળા ઉઘાડીને, ત્યાં રહેતી વિધવાઓ માટે, જ્ઞાનપ્રાપ્તિની પણ ગોઠવણ કરી. ત્યારપછી, જ્યારે ભારતવર્ષીય સંસાર સુધારા પરિષદનું પ્રમુખસ્થાન તેમને આપવામાં આવ્યું હતું ત્યારે જાપાનમાં સ્ત્રીઓ-ને માટે જ સ્થાપવામાં આવેલા વિદ્યાપીઠનો સંપૂર્ણ હેવાલ આપનાર એક નિવેદનપત્ર તેમના હાથમાં આવ્યું; અને આપણા દેશમાં સ્ત્રીઓને માટે સ્વતંત્ર વિદ્યાપીઠ સ્થાપવાનો વિચાર તેમને સ્ફુર્યો અને તેને અમલમાં પણ મૂકયો. વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ સહશિક્ષણ (Co-education) અને સમાનશિક્ષણ લે તો સમાજને અને દેશને લાભ થાય કે, તેમને માટે, શાળાઓ અને પાઠશાળા-ઓ ભિન્ન હોય તથા જ્ઞાનના વિષયો પણ ભિન્ન હોય તો વધારે લાભ થાય-આ પ્રશ્નનો પણ તેમણે નિર્ણય કરી દીધો અને નક્કી કર્યું કે, સમાજ અને દેશના સંગીન લાભાર્થે, સ્ત્રીઓને પણ ઉચ્ચ શિક્ષણ આપવું જોઇએ એટલું જ નહિ, પણ તેમને શિક્ષણ આપનારી સંસ્થાઓ કેવળ સ્ત્રીઓ માટે જ હોય અને તેમાં પણ એવા વિષયોનું શિક્ષણ આપવામાં આવે કે જે સ્ત્રીઓને યોગ્ય નાગરિક અને યોગ્ય ગૃહિણી બનાવે.

આ આદર્શ રાખી, ઇલાકાના મુખ્ય શહેરોમાં સ્ત્રીઓને પણ કેળવણી આપનાર શાળાપાઠશાળાઓ હતી છતાં પણ, સને ૧૯૧૬ માં તેમણે પુના પાસે આવેલા હિંગણે બદ્રુક નામના ગામડામાં, ભારત-વર્ષીય મહિલા-વિદ્યાપીઠ (Indian Women's University) ની સ્થાપના કરી. તે વર્ષના જુન માસની ચોથી તારીખે સેનેટની પહેલી સભા મળી અને, વિધવાશ્રમને અંગે ખોલવામાં આવેલી, ઉચ્ચ શિક્ષણ આપનારી, પુના મહિલા પાઠશાળાને, વિદ્યા-પીઠથી સ્વીકારવામાં આવી. પ્રાથમિક શાળાઓમાં શિષ્યો અને શિષ્યાઓ સહ-શિક્ષણનો અને સમાન-શિક્ષણનો લાભ લે તેમાં કાંઇ વાંધો લેવા જેવું ન હોય; પણ શાળાઓમાં અને પાઠશાળાઓમાં પણ તેઓને સાથે કેળવણી આપવામાં આવે તો તેમાં, અનેક દષ્ટિબિંદુથી જોતાં, લાભ કરતાં ગેરલાભ વધારે છે. "One completes the other" -રસ્કિનના આ સૂત્રને આધારે વિદ્યાર્થિનીઓ માટે,

શિક્ષણના વિષયો પણ અમુક અંશે ભિન્ન હોવા જોઇએ. આ બન્ને તથ્યોનો હવે સારી રીતે સ્વીકાર થયો છે. ૧૯૨૨ ના જાન્યુઆરી માસના " Indian Education " માં, તથા સપ્ટેંબર માસના " Educational Review માં ગહશિક્ષણ અને સમાનશિક્ષણના સિદ્ધાન્તો પરત્વે બે મનનીય લેખોમાં સંપૂર્ણ ચર્ચા કરી, અન્તમાં સારરૂપે જણાવ્યું છે કે, કેળવાયલી સ્ત્રીઓનો અભાવ, અધિક ખર્ચ ઇત્યાદિ અનેક મુશ્કેલીઓ હોવા છતાં પણ સ્ત્રીઓ માટે જે અલાયદી સંસ્થાઓ હોય અને સમાજમાં પોતાની પદવીને યોગ્ય વિષયોનું તેમને શિક્ષણ આપવામાં આવે તો તે વધારે લાભદાયી છે. આમ કરતાં ખર્ચ વધારે થાય એ વાત ખરી છે, પણ તેના બદલામાં, સ્ત્રીઓની સ્વતન્ત્ર સંસ્થાઓમાં તેમનાથી પ્રાપ્ત કરવામાં આવતો સંપૂર્ણ શારીરિક અને માનસિક વિકાસ તથા ભવિષ્યમાં પોતાનું સ્થાન યોગ્ય રીતે સંભાળવાના કાર્યમાં મદદ કરનાર વિષયોનો અભ્યાસ, અપ્રતિમ લાભ આપે છે એ પણ ખરૂં છે.

આ રીતે, ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની સ્થાપના આવકારદાયક જ ગણવી જોઇએ. ઉપર જણાવેલા બે સિદ્ધાન્તો ઉપરાંત, એક અતિમહત્વનો સિદ્ધાન્ત પણ આ વિદ્યાપીઠથી સ્વીકારવામાં આવ્યો છે અને તે એ કે અંગ્રેજી સિવાયના બધા વિષયોનું શિક્ષણ માતૃભાષા દ્વારા જ આપવું.

પ્રો. કર્વેના મહાભારત પ્રયાસ છતાં પણ શરૂઆતમાં, વિદ્યાપીઠને નાણાંવિષયક અનેક મુશ્કેલીઓમાંથી પસાર થવું પડ્યું. આખરે સદ્‌ગત સર વિઠ્ઠલદાસ ઠાકરસીને, જાપાનની મુસાફરીને પરિણામે, ભારતવર્ષમાં પણ સ્ત્રીઓને માટે એક સ્વતંત્ર વિદ્યાપીઠની જરૂર છે, એમ લાગ્યું અને પ્રો. કર્વે-સ્થાપિત ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ આ દિશામાં જ કામ કરી રહી છે એમ જ્યારે તેમને લાગ્યું ત્યારે સને ૧૯૨૦ માં પોતાનાં પૂ. માતુશ્રીનાં સ્મરણાર્થે રૂપીઆ પંદર લાખની ઉદાર બક્ષિસ, તે વિદ્યાપીઠને આપી. તેથી જ આ વિદ્યાપીઠને " શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ " એ સંજ્ઞા આપવામાં આવી છે. સ્ત્રીકેળવણીના પ્રચાર માટે અનેક વિદ્વાનોએ અને ધનવાનોએ કામ કર્યું છે પણ તેને સંગીન સ્વરૂપ આપવાનું માન તો બે વ્યક્તિઓને જ ઘટે છે, પ્રો. કર્વેને અને સદ્‌ગત સર વિઠ્ઠલદાસ ઠાકરસીને.

આ વિદ્યાપીઠને અંગે, પુનાની પાસે આવેલા હિંગણે બદ્રુક નામના ગામડામાં, એક શાળા ( High School ), એક પાઠશાળા (College) તથા એક અધ્યાપિકા શાળા ચલાવવામાં આવે છે. શાળાની શાળાન્ત અથવા પ્રવેશક પરીક્ષા ( Entrance Examination ) માટે, વિદ્યાપીઠ તરફથી અભ્યાસક્રમ નિયત કરવામાં આવે છે. તેમાં અંગ્રેજી, ગુજરાતી, ઇતિહાસ અને ગૃહવિજ્ઞાન ફરજીઆત વિષયો છે, અને મુકરર કરેલા ઐચ્છિક વિષયોમાંથી ૧ બે ઐચ્છિક વિષયો લેવા પડે છે. આ પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થિની પાઠશાળામાં દાખલ થઈ શકે છે. પાઠશાળાનો અભ્યાસક્રમ ત્રણ વર્ષોમાં વહેંચી નાંખવામાં આવ્યો છે. પ્રથમ વર્ષમાં, અંગ્રેજી, ગુજરાતી, ઇતિહાસ અને હિંદનું રાજ્યબંધારણ તથા ગૃહવિદ્યા અને વિજ્ઞાન—આ ચાર ફરજીઆત વિષયો છે, અને પાઠશાળા માટે મુકરર કરેલા ઐચ્છિક વિષયોમાંથી એક ઐચ્છિક વિષય લેવો પડે છે. દ્વિતીય વર્ષમાં

---

૧ મુકરર કરેલા ઐચ્છિક વિષયો:-(૧) ભાષા (૨) ફીઝીક્સ અને કેમીસ્ટ્રી (૩) બીજગણિત અને ભૂમિતિ (૪) હિન્દી-જેમની માતૃભાષા હિન્દી ન હોય તેમને માટે (૫) ભૂગોળ (૬) ચિત્રકળા (૭) સંગીત (૮) સીવણકળા અને ગુંથણકળા.

પાઠશાળા માટે મુકરર કરેલા ઐચ્છિક વિષયો:-

( ૧ ) ભાષા ( ૨ ) Physical Sciences ( ૩ ) Natural Sciences ( ૪ ) Comparative Religion ( ૫ ) ઇતિહાસ અને અર્થશાસ્ત્ર ( ૬ ) નીતિશાસ્ત્ર અને તત્વજ્ઞાન ( ૭ ) ગણિત ( ૮ ) શિક્ષણશાસ્ત્ર ( ૯ ) સંગીત ( ૧૦ ) ચિત્રકળા ( ૧૧ ) વધારાનું અંગ્રેજી.

અંગ્રેજી, ગુજરાતી, ઇતિહાસ અને અંગ્રેજી રાજ્યબંધારણ, તથા ગૃહવિદ્યા અને વિજ્ઞાન—આ ચાર વિષયો ફરજીઆત છે અને એક ઐચ્છિક વિષય લેવો પડે છે. તૃતીય વર્ષમાં, અંગ્રેજી, ગુજરાતી, માનસશાસ્ત્ર તથા બાળવિજ્ઞાન, અને સમાજશાસ્ત્રનાં મૂળતત્ત્વો—આ ચાર ફરજીઆત વિષયો અને એક ઐચ્છિક વિષય હોય છે. આ છેલ્લા વર્ષની પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થિનીને ' ગૃહીતાગમા ' અથવા G. A. (Graduate in Arts)ની પદવી આપવામાં આવે છે. વધુ અભ્યાસ કરનારને, ' પ્રવીણાગમા ' અથવા P. A. (Proficient in Arts) ની પદવી આપવાની યોજના પણ પસાર કરવામાં આવી છે.

આ ઉપરાંત, જેમણે થોડો અભ્યાસ કર્યો હોય એવી વિદ્યાર્થિનીઓ માટે પણ ' સર્ટીફીકેટ પરીક્ષા" તથા " વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા " ની પણ યોજના કરવામાં આવી છે. આ પ્રમાણે, સ્ત્રીઓથી કરવામાં આવતા સાધારણ અભ્યાસને પણ ઉત્તેજન આપવાની યોજના વિદ્યાપીઠ તરફથી થયેલી છે. આ સર્વ પરીક્ષાઓ, વિદ્યાપીઠ તરફથી એપ્રિલ માસના પહેલા તથા બીજા અઠવાડીઆમાં લેવામાં આવે છે.

### મહિલા વિદ્યાપીઠ અને ગુજરાત

મહિલા વિદ્યાપીઠથી લેવામાં આવતી પરીક્ષાઓને માટે વિદ્યાર્થિનીઓને પ્રથમ તૈયાર કરવાનું માન અમદાવાદ વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલયને ઘટે છે. શાળાન્તની પરીક્ષામાં પસાર થનાર વિદ્યાર્થિનીઓને, વધુ શિક્ષણ આપીને, મહિલા વિદ્યાપીઠની પાઠશાળાને લગતી પરીક્ષાઓ માટે તૈયાર કરનાર સંસ્થાની, હવે જરૂર લાગવાથી, તે કામ સને ૧૯૧૯ માં, ગુજરાત કેળવણી મંડળે ઉપાડી લીધું અને તેજ વર્ષના સપ્ટેમ્બર માસમાં આ દિશામાં કામ કરનાર, ગુજરાત મહિલા પાઠશાળાની સ્થાપના થઈ અને ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ સાથે તેને જોડી દેવામાં આવી. હાલમાં, આ સંસ્થા ચલાવવાનું કામ ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળે ઉપાડી લીધું છે. છેલ્લાં ચાર વર્ષથી આ સંસ્થા ઉચ્ચ સ્ત્રીકેળવણી આપવાનું કાર્ય કરી રહી છે, જ્યારે અમદાવાદ વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલય વિદ્યાર્થિનીઓને પ્રાથમિક શિક્ષણથી માંડીને શાળાન્તના ધોરણ સુધી શિક્ષણ આપવાનું કાર્ય કરી રહ્યું છે. સુરત મહિલા વિદ્યાલય પણ શાળાન્તની પરીક્ષા માટે વિદ્યાર્થીનીઓને શિક્ષણ આપે છે. હવે સુરતમાં મહિલા પાઠશાળાની સ્થાપનાની ખાસ જરૂર લાગે છે. વડોદરામાં આવી પાઠશાળા સ્થાપવા માટે વડોદરાનાં મહારાણી સાહેબ શ્રીમતી ચીમનાબાઇએ રૂ. એક લાખની ઉદાર બક્ષિસ, ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળને આપી છે. તદનુસાર, આ વર્ષે, ત્યાં પણ મહિલા પાઠશાળાની સ્થાપના થઇ છે અને પ્રથમ વર્ષના વર્ગો શરૂ કરવામાં આવ્યા છે. એટલે હવે ગુજરાતમાં સ્ત્રી કેળવણી આપનારી જે અનેક નાની મોટી સંસ્થાઓ છે તેમણે હવે ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળને પોતાનું કેન્દ્ર બનાવવું જોઇએ, એમ ઇચ્છવા યોગ્ય છે.

આ પ્રમાણે અનેક મુશ્કેલીઓ હોવા છતાં પણ સ્ત્રી કેળવણીને લગતા વિષયમાં ગુજરાત આગળ વધ્યે જાય છે. ( ૧ ) સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ આપનારી સંસ્થાઓ ભિન્ન હોવી જોઇએ; ( ૨ ) તે સંસ્થાઓમાં શિખવવામાં આવતા વિષયોમાં સ્ત્રીયોપયોગી વિષયોને વિશિષ્ટ સ્થાન આપવું જોઇએ; તથા ( ૩ ) માતૃભાષા દ્વારા જ સર્વ શિક્ષણ આપવું જોઇએ—સ્ત્રીકેળવણીને લગતા આ ત્રણ મહાન સિદ્ધાન્તોને અમલમાં મૂકનારી ગુજરાતની સ્ત્રીકેળવણી વિષયક સંસ્થાઓમાં, દિવસે દિવસે વૃદ્ધિ થવી જોઇએ. અલબત, આ વાત તો સ્પષ્ટ છે કે મહિલા વિદ્યાપીઠનો અભ્યાસક્રમ ઘણો ભારે છે. પણ તેમાં જરૂરના ફેરફારો કરવાની સુચનાઓ ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળ તરફથી કરવામાં આવી છે. વળી અભ્યાસક્રમ હળવો કરવામાં આવે છે એમ પણ અનુભવવામાં આવ્યું છે. ગુજરાતમાં હાલ જે અનન્ય જાગૃતિનો આવિર્ભાવ થયો છે, તેને લીધે,

દેશહિતને લગતા અનેક વિષયોમાં ભાગ લેનાર અનેક વિદ્વાનો બહાર પડયા છે. પણ, કોઈ એક વિષયનો સંપૂર્ણ અભ્યાસ કરી, તે વિષય પરત્વે પ્રમાણરૂપ થવાની તત્પરતા, કોઈમાં ભાગ્યે જ જોવામાં આવે છે. માનનીય પ્રો. કર્વેની માફક, ગમે તેવા સંયોગોમાં પણ સ્ત્રીકેળવણીના કાર્યને જ વળગી રહેનાર આગ્રહી કાર્યકર્તાઓની ખાસ જરૂર છે. જ્યારે કાર્યકર્તાઓની સંખ્યા નાની હતી ત્યારે કમભાગ્યે, એક જ વિદ્વાનને, અનેક વિષયોનો પૂર્ણ અભ્યાસ કરવાની જરૂર પડતી. પણ હવે જ્યારે, આપણા સદ્ભાગ્યે, અનેક કાર્યકર્તાઓ આપણને મળ્યા છે તો, દેશકાર્યની વહેંચણી કરી, અન્ય દિશામાં મદદ આપવા છતાં પણ એક જ દિશામાં પોતાનું સમગ્ર ધ્યાન આપનાર નેતાઓ આપણે મેળવી શકીએ તેમ છીએ. કાર્યવિભાગ થશે ત્યારે જ આપણે સંગીન કાર્ય કરી શકીશું અને આપણા ધ્યેયને, ટુંક સમયમાં, પ્રાપ્ત કરી શકીશું. અજ્ઞાનમાં રહેલી સ્ત્રી જાતિનો સમાવેશ, હાલમાં તો, અસ્પૃશ્યવર્ગમાં થાય છે. કેળવણી પામેલા પુરૂષો તેમને દૂર રાખે છે. કેટલાક તેમનો તિરસ્કાર કરે છે. કેટલાકને તેમની તરફ ઘૃણા ઉત્પન્ન થાય છે. અસ્પૃશ્ય વર્ગની ઉન્નતિ સ્વરાજ્યના પાયારૂપ હોય તો સ્ત્રીઓની અવદશાનો વિનાશ કરવાની પ્રથમ જરૂર છે, અને તેમ કરવા માટે, પ્રો. કર્વે જેવા અનન્યચિત્ત પ્રખર કાર્યકર્તાઓ અને સદ્ગત સર વિઠ્ઠલદાસ ઠાકરસી જેવા ઉદાર દાનવીરો, ગુજરાતમાં બહાર આવે તે પણ અત્યંત જરૂરનું છે.

લક્ષ્મીપ્રસાદ અંબાપ્રસાદ વોરા

અંગ્રેજી, ગુજરાતી, ઇતિહાસ અને અંગ્રેજી રાજ્યબંધારણ, તથા ગૃહવિદ્યા અને વિજ્ઞાન–આ ચાર વિષયો ફરજીઆત છે અને એક ઐચ્છિક વિષય લેવો પડે છે. તૃતીય વર્ષમાં, અંગ્રેજી, ગુજરાતી, માનસશાસ્ત્ર તથા બાળવિજ્ઞાન, અને સમાજશાસ્ત્રનાં મૂળતત્ત્વો–આ ચાર ફરજીઆત વિષયો અને એક ઐચ્છિક વિષય હોય છે. આ છેલ્લા વર્ષની પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થિનીને ' ગૃહીતાગમા ' અથવા G. A. (Graduate in Arts)ની પદવી આપવામાં આવે છે. વધુ અભ્યાસ કરનારને, ' પ્રવીણાગમા ' અથવા P. A. (Proficient in Arts) ની પદવી આપવાની યોજના પણ પસાર કરવામાં આવી છે.

આ ઉપરાંત, જેમણે થોડો અભ્યાસ કર્યો હોય એવી વિદ્યાર્થિનીઓ માટે પણ ' સર્ટીફીકેટ પરીક્ષા" તથા " વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા " ની પણ યોજના કરવામાં આવી છે. આ પ્રમાણે, સ્ત્રીઓથી કરવામાં આવતા સાધારણ અભ્યાસને પણ ઉત્તેજન આપવાની યોજના વિદ્યાપીઠ તરફથી થયેલી છે. આ સર્વ પરીક્ષાઓ, વિદ્યાપીઠ તરફથી એપ્રિલ માસના પહેલા તથા બીજા અઠવાડીઆમાં લેવામાં આવે છે.

### મહિલા વિદ્યાપીઠ અને ગુજરાત

મહિલા વિદ્યાપીઠથી લેવામાં આવતી પરીક્ષાઓને માટે વિદ્યાર્થિનીઓને પ્રથમ તૈયાર કરવાનું માન અમદાવાદ વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલયને ઘટે છે. શાળાન્તની પરીક્ષામાં પસાર થનાર વિદ્યાર્થિનીઓને, વધુ શિક્ષણ આપીને, મહિલા વિદ્યાપીઠની પાઠશાળાને લગતી પરીક્ષાઓ માટે તૈયાર કરનાર સંસ્થાની, હવે જરૂર લાગવાથી, તે કામ સને ૧૯૧૯ માં, ગુજરાત કેળવણી મંડળે ઉપાડી લીધું અને તેજ વર્ષના સપ્ટેમ્બર માસમાં આ દિશામાં કામ કરનાર, ગુજરાત મહિલા પાઠશાળાની સ્થાપના થઈ અને ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ સાથે તેને જોડી દેવામાં આવી. હાલમાં, આ સંસ્થા ચલાવવાનું કામ ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળે ઉપાડી લીધું છે. છેલ્લાં ચાર વર્ષથી આ સંસ્થા ઉચ્ચ સ્ત્રીકેળવણી આપવાનું કાર્ય કરી રહી છે, ત્યારે અમદાવાદ વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલય વિદ્યાર્થિનીઓને પ્રાથમિક શિક્ષણથી માંડીને શાળાન્તના ધોરણ સુધી શિક્ષણ આપવાનું કાર્ય કરી રહ્યું છે. સુરત મહિલા વિદ્યાલય પણ શાળાન્તની પરીક્ષા માટે વિદ્યાર્થિનીઓને શિક્ષણ આપે છે. હવે સુરતમાં મહિલા પાઠશાળાની સ્થાપનાની ખાસ જરૂર લાગે છે. વડોદરામાં આવી પાઠશાળા સ્થાપવા માટે વડોદરાનાં મહારાણી સાહેબ શ્રીમતી ચીમનાબાઈએ રૂા. એક લાખની ઉદાર બક્ષિસ, ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળને આપી છે. તદનુસાર, આ વર્ષે, ત્યાં પણ મહિલા પાઠશાળાની સ્થાપના થઈ છે અને પ્રથમ વર્ષના વર્ગો શરૂ કરવામાં આવ્યા છે. એટલે હવે ગુજરાતમાં સ્ત્રી કેળવણી આપનારી જે અનેક નાની મોટી સંસ્થાઓ છે તેમણે હવે ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળને પોતાનું કેન્દ્ર બનાવવું જોઇએ, એમ ઇચ્છવા યોગ્ય છે.

આ પ્રમાણે અનેક મુશ્કેલીઓ હોવા છતાં પણ સ્ત્રી કેળવણીને લગતા વિષયમાં ગુજરાત આગળ વધ્યે જાય છે. ( ૧ ) સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ આપનારી સંસ્થાઓ ભિન્ન હોવી જોઇએ; ( ૨ ) તે સંસ્થાઓમાં શિખવવામાં આવતા વિષયોમાં સ્ત્રીઓપયોગી વિષયોને વિશિષ્ટ સ્થાન આપવું જોઇએ; તથા ( ૩ ) માતૃભાષા દ્વારા જ સર્વ શિક્ષણ આપવું જોઇએ–સ્ત્રીકેળવણીને લગતા આ ત્રણ મહાન સિદ્ધાન્તોને અમલમાં મૂકનારી ગુજરાતની સ્ત્રીકેળવણી વિષયક સંસ્થાઓમાં, દિવસે દિવસે વૃદ્ધિ થવી જોઇએ. અલબત, આ વાત તો સ્પષ્ટ છે કે મહિલા વિદ્યાપીઠનો અભ્યાસક્રમ ઘણો ભારે છે. પણ તેમાં જરૂરના ફેરફારો કરવાની સૂચનાઓ ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળ તરફથી કરવામાં આવી છે. વળી અભ્યાસક્રમ હળવો કરવામાં આવે છે એમ પણ અનુભવવામાં આવ્યું છે. ગુજરાતમાં હાલ જે અનન્ય જાગૃતિનો આવિર્ભાવ થયો છે, તેને લીધે,

દેશહિતને લગતા અનેક વિષયોમાં ભાગ લેનાર અનેક વિદ્વાનો બહાર પડ્યા છે. પણ, કોઈ એક વિષયનો સંપૂર્ણ અભ્યાસ કરી, તે વિષય પરત્વે પ્રમાણરૂપ થવાની તત્પરતા, કોઈમાં ભાગ્યે જ જોવામાં આવે છે. માનનીય પ્રો. કર્વેની માફક, ગમે તેવા સંયોગોમાં પણ સ્ત્રીકેળવણીના કાર્યને જ વળગી રહેનાર આગ્રહી કાર્યકર્તાઓની ખાસ જરૂર છે. જ્યારે કાર્યકર્તાઓની સંખ્યા નાની હતી ત્યારે કમ ભાગ્યે, એક જ વિદ્વાનને, અનેક વિષયોનો પૂર્ણ અભ્યાસ કરવાની જરૂર પડતી. પણ હવે જ્યારે, આપણા સદ્‌ભાગ્યે, અનેક કાર્યકર્તાઓ આપણને મળ્યા છે તો, દેશકાર્યની વહેંચણી કરી, અન્ય દિશામાં મદદ આપવા છતાં પણ એક જ દિશામાં પોતાનું સમગ્ર ધ્યાન આપનાર નેતાઓ આપણે મેળવી શકીએ તેમ છીએ. કાર્યવિભાગ થશે ત્યારે જ આપણે સંગીન કાર્ય કરી શકીશું અને આપણા ધ્યેયને, ટૂંક સમયમાં, પ્રાપ્ત કરી શકીશું. અજ્ઞાનમાં રહેલી સ્ત્રી જાતિનો સમાવેશ, હાલમાં તો, અસ્પૃશ્યવર્ગમાં થાય છે. કેળવણી પામેલા પુરુષો તેમને દૂર રાખે છે. કેટલાક તેમનો તિરસ્કાર કરે છે. કેટલાકને તેમના તરફ ઘૃણા ઉત્પન્ન થાય છે. અસ્પૃશ્ય વર્ગની ઉન્નતિ સ્વરાજ્યના પાયારૂપ હોય તો સ્ત્રીઓની અવદશાનો વિનાશ કરવાની પ્રથમ જરૂર છે, અને તેમ કરવા માટે, પ્રો. કર્વે જેવા અનન્યચિત્ત પ્રખર કાર્યકર્તાઓ અને મરહૂમ સર વિઠ્ઠલદાસ ઠાકરશી જેવા ઉદાર દાનવીરો, ગુજરાતમાં બહાર આવે તે પણ અત્યંત જરૂરનું છે.

લક્ષ્મીપ્રસાદ અંબાપ્રસાદ વોરા

---

# *બૌદ્ધ ધર્મ આપણી અવનતિમાં કારણભૂત છે શું ?

એક વખત એવો હતો જ્યારે આપણો હિંદુસ્તાન બધી બાબતમાં આગળ પડતો હતો, પરંતુ અત્યારે બધી જ રીતે એ પછાત છે, બધી બાબતમાં એની અવનતિ થઈ છે, એવો આપણા ઘણા વિદ્વાન્ લોકોનો અભિપ્રાય છે. એમાંના ઘણાનું એમ કહેવાનું કારણ તો એટલું જ છે, કે પ્રાચીન કાળમાં આજ છે એવી રેલગાડી હતી શું ? તારઓફીસો હતી ? વ્યાપારનાં સાધનો હતાં ? આથી આજકાલ કેટલાક વિદ્વાનો મળી આવે છે, જેઓ એમ માને છે કે આપણી ઉન્નતિ હાલ જ થઇ છે. પ્રાચીન કાળમાં આપણે ઉન્નત હતા કે નહિ અને હાલ આપણી ઉન્નતિ થાય છે કે નહિ એ વાદમાં મારે પડવાની ઇચ્છા નથી. બહુમતિને માન આપીને હું એમ માની લઉં છું કે હાલ આપણી અવનતિ થઇ છે.

તો હવે આ અવનતિનું કારણ શું ? આવો પ્રશ્ન જો આપણે કરીએ તો એ બાબતમાં વિદ્વાન લોકોના મતો બહુ ભિન્ન ભિન્ન દિસે છે. કોઇ એમ કહેશે, કે આપણે ઘેર સ્વરાજ નથી તેથી આપણી અવનતિ થઇ; કોઈ એમ કહેશે કે આપણામાં ઐક્ય નથી તેથી સ્વરાજ નષ્ટ થયું અને આપણે હેરા પડયા. આના ઉપર કોઇ બીજો એમ કહેશે, કે આપણામાં ઐક્ય નથી એનું કારણ જાતિભેદ છે, તેથી જાતિભેદ એ જ આપણી અવદશાનું મૂળ કારણ નથી શું ? આ પછી કોઇ સનાતન ધર્માભિમાની આવીને એમ કહેશે, કે એ બધું કાંઇ નથી–એ બધાં કારણો અંશતઃ ખરાં છે, પરંતુ ખરું કારણ તો આપણું પોચાપણું છે; અને એ જાતનું નમાલાપણું બૌદ્ધધર્મના પ્રચારથી આપણા અંગમાં પેઠું. શંકરાચાર્યે જ્યારે મોટા પરાક્રમથી બૌદ્ધ ધર્મને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢયો, ત્યારે પણ સમાજના શરીરમાં જે નબળાઇ પેસી ગઇ હતી, તે તેમનાથી કાઢી શકાઈ નહિ.

अक्रोधेन जिने क्रोधं, असाधुं साधुना जिने।
जिने कदरियं दानेन, सच्चेनालिकवादिनं ॥

એટલે કે–અક્રોધથી ક્રોધને જીતવો, અસાધુને સાધુત્વથી જીતવો, કૃપણને દાનથી જીતવો અને અસત્ય ભાષણ કરનારને સત્યથી જીતવો–એવી બૌદ્ધધર્મની નમાલી નીતિ છોડીને

आततायिनमायान्तं हन्यादेवाविचारयन्।

એટલે કે–જે કોઇ આતતાયી હોય, તેને કાંઇ પણ શંકા કર્યા વિના ઠાર મારવો–આવી વૈદિક ધર્મની નીતિનો આપણે જ્યાં સુધી સ્વીકાર નહિ કરીએ, ત્યાં સુધી આપણી અવનતિ થશે જ જશે. આ છેવટનો મત ખરો છે શું ! ના નથી. મારા મત પ્રમાણે બુદ્ધની નમાલી ગણાતી નીતિને લઇને હિંદુસ્તાનને કશી હાનિ પહોંચી નથી. પરંતુ જે આતતાયી હોય તેનો કાંઇ પણ વિચાર કર્યા વગર વધ કરવો–એ નીતિને લઇને જ હિંદુસ્તાન હેઠું પડયું છે. અને આ કેમ બન્યું એનો ઐતિહાસિક દષ્ટિએ હું આજ વિચાર કરવાનો છું.

---

* આ ભાષણ ૧૯૦૯ માં લક્ષ્મીવિલાસ પેલેસમાં મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડની સમક્ષ આપવામાં આવ્યું હતું, અને મરાઠીમાં સયાજીવિજયમાં પ્રસિદ્ધ થયું હતું.

બુદ્ધના જન્મ પહેલાં હિંદુસ્તાનમાં જાતિભેદ હતો. નાનાં મોટાં અનેક રાજ્યો હતાં. જાતિ જાતિ વચ્ચે તથા રાજ્યો રાજ્યો વચ્ચે ગાળાગાળી ચાલુ હતી. પોતાને વૈરાગ્ય શાથી આવ્યો એ વિષે બોલતાં બુદ્ધ ભગવાને એક જગ્યાએ કહ્યું છે કેઃ

**फन्दमानं जनं दिस्वा मच्छे अप्पोदके यथा ।**
**अञ्ञमञ्ञहि व्यारुद्धे दिस्वा मं भयमाविसि ॥**

એટલે કે પાણી સુકાતાં ખાબોચીઆનાં માછલાં જેમ તરફડે છે તે પ્રમાણે પરસ્પર વિરોધ કરનાર આ લોકોને જોઇને મારા મનમાં ભય ઉત્પન્ન થયો. પછી આગળ ઉપર જ્યારે સંસારનો ત્યાગ કર્યા બાદ બુદ્ધે નિર્વાણનો "મધ્યમ માર્ગ" શોધી કાઢ્યો, ત્યારે પરસ્પર વિરોધ કરનાર લોકોને તેમણે આવો ઉપદેશ કર્યો: " જન હો, બ્રાહ્મણો બ્રાહ્મણોને ગાળો ભાંડે છે, ક્ષત્રિયો ક્ષત્રિયોને, પિતા પુત્રને અને પુત્ર પિતાને ગાળો ભાંડે છે. આનું કારણ શું ? એનો શું તમે વિચાર કર્યો છે ? પ્રત્યેક જાતિને, પ્રત્યેક પન્થને, પ્રત્યેક વ્યક્તિને એમ લાગે છે કે મોજશોખની વસ્તુનો મોટો ભાગ એને જ મળવો જોઇએ, અને એ મેળવવા માટેજ આ સઘળી મારામારી થાય છે. જે ભાગ માટે તમે લડો છો તે તમને જરા મળશે, ત્યારે પણ તે તમારી પાસે કાયમ રહેશે નહિ એટલું જ નહિ, પણ એ વખતે એનાથી તમને બહુ દુઃખ થશે. અને કદાચ જો મરણ પર્યંત એ પદાર્થો તમારી પાસે રહેશે તો પણ એ છોડીને તમારે જવું પડશે, અને એ છોડીને જતાં તમને અત્યંત દુઃખ થશે. આ લોકમાં આપણા શરીરની જેમ આપણી સંપત્તિ પણ એટલી જ અનિત્ય છે. તો એ સંપત્તિ માટે લડો મા. તમે જે એમ માનો છો કે આ લોકની જ સંપત્તિ ઉપર તમારૂં સુખ અવલંબી રહ્યું છે, એ વાસ્તવિક નથી. પરસ્પર વિશ્વાસ અને દૃઢ પ્રેમ, એથી જ મનુષ્યજાતના સુખની વૃદ્ધિ થઈ શકે. વિશ્વાસ અને દૃઢ પ્રેમની વૃદ્ધિ કરવા અર્થે દાનધર્મ આચરો, શીલનું રક્ષણ કરો, એકાંતમાં બેસી થોડીવાર ચિંતનમાં ગાળો. તમે મેળવેલી સંપત્તિમાંથી થોડો ઘણો ભાગ જો તમે દાનધર્મમાં વાપરશો, તો બીજા ઉપરનો તમારો અવિશ્વાસ ઓછો થશે, અને પ્રેમ વધશે. શીલ એટલે કોઈ પણ પ્રાણીનો નાશ ન કરવો, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, અસત્ય ન બોલવું, અને માદક પદાર્થોનું સેવન ન કરવું. જો આ પાંચ નિયમોનું તમે ઉલ્લંઘન નહિ કરો, તો લોકો તમારો આદર કરશે, અને તમારી સંપત્તિ સ્થિર થશે. તમે સર્વદા પ્રસન્નમુખ રહેશો અને એને લઇને તમારૂં અને તમારા બાંધવોનું સુખ વધશે. પરંતુ કેવળ શીલવાન્ થઇને તમારૂં કર્તવ્ય અટકે એમ તમે ન માનતા. કારણ એકાન્તમાં બેસી થોડીવાર ધ્યાન–આત્મપરીક્ષા કર્યા સિવાય તમારૂં શીલ દૃઢ થશે નહિ. કલહ અને વિવાદનાં કારણ શું છે ? સ્વાભિમાન. આ સાડાત્રણ હાથની કાયાના અભિમાનને લઇને સઘળો કલહ–વિવાદ ઉત્પન્ન થાય છે. અને આ અભિમાનનું કારણ મોહ છે. આ દેહ જે અનિત્ય છે તે નિત્ય છે એમ તમને લાગે છે. આ દેહ જે નાના રોગોનું ઘર છે જે સ્વભાવથી જ દુઃખરૂપ છે છતાં તેને તમે સુખકારક માનો છો. જે દેહ મેલા પદાર્થોથી ભર્યો છે તેને તમે શુદ્ધ માનો છો. આથી એકાંતમાં બેસી ચિત્ત એકાગ્ર કરી, આ દેહ તરફ જુઓ—ચામડીનું જે આચ્છાદન આ દેહ ઉપર છે તેને કલ્પનાશક્તિથી દૂર કાઢો. પછી એની અંદર રહેલા માંસને એક બાજુ મૂકો. ત્યારે એ માંસથી છૂટા પડેલા અસ્થિપિંજરને પ્રજ્ઞા ચક્ષુથી જો તમે જોશો, તો તમને જણાશે કે દેહ આખામાં કંઈ જ સાર નથી. આ ભાવના એકવાર થઈ, કે તમારામાં જે બ્રાહ્મણ છે તેનું મોટાઈનું અભિમાન જોતજોતામાં જતું રહેશે. બીજી જાતિ પ્રમાણે મારે પણ નવ માસ માતાના ઉદરમાં વાસ કરવો પડ્યો હતો; એની માફક જ મારો પણ જન્મ થયો છે, મારા શરીરમાં જે અસ્થિમાંસાદિ છે તેનાં જેટલાં જ અપવિત્ર તેના શરીરમાંના અસ્થિમાંસાદિ છે. આથી કરીને જે લોકો મને બ્રાહ્મણ માનીને પૂજ્ય ગણે છે એમના માનવા પર વિશ્વાસ મૂકીને જ્યારે બીજાઓ કરતાં મને પોતાને હું મોટો માનું છું, ત્યારે તે લોકોના જેટલો જ હું પણ અજ્ઞાન છું–એવું એ ધ્યાન કરનાર બ્રાહ્મણને સમજાશે. અને આજ પ્રમાણે શૂદ્રને

લોકોથી હું નીચ છું એવું જે લાગે છે, તે પણ આજ ધ્યાનથી નષ્ટ થશે. આ ઉચ્ચનીચનું[1] અભિમાન ધ્યાનના યોગને લઇને જ્યારે ભૂંસાઇ જશે, ત્યારે મનુષ્ય પ્રેમની અમરવેલને પોતામાં રોપવાને સમર્થ થશે. જેવી રીતે એક માતા એક જ કુલનાં સઘળાં છોકરાં પર સરખો પ્રેમ રાખે છે એજ પ્રમાણે તમે પણ પ્રાણીમાત્ર ઉપર પ્રેમ રાખતાં શીખો. તમે ઉભા હો, બેઠા હો, ચાલતા હો તોપણ એ પ્રેમને જાગ્રત રાખો. કાયિક, વાચિક કે માનસિક એ ત્રણે કર્મોમાં એ વિશ્વવ્યાપી પ્રેમ ભરી દ્યો. અને આ રીતે દાન, શીલ તથા ભાવના—એ માર્ગે તમે સર્વત્ર સુખનો પ્રસાર કરશો. અને સાવધ રહેજો, કારણ પ્રમાદ જેવો બીજો કોઇ રોગ મોટો નથી. સતત ઉદ્યોગ અને વિવેકદ્વારા જ પરમ સુખ મેળવવાનું છે. આજ ઠંડી બહુ છે, આજ મોડું બહુ થયું, એવું એવું કહીને જે લોક ઉદ્યોગનો ત્યાગ કરે છે, તેમને સુખ કદી મળશે નહિ. પરંતુ જેને ઠંડી, ગરમી કે ફૂંકાતો પવન એક ઘાસના તરણા સમાન છે, તેને જ ખરા સુખનું સાધન મળે છે.”

આવા પ્રેમધર્મનો સર્વત્ર પ્રસાર કરવા માટે બુદ્ધને પોતાના જેવાજ બીજા ઉપદેશકો જોઇતા હતા. અને તે સમયે તેવા મળવા કઠણ નહોતા કારણ ઉપનિષદ્‌ના વખતથી જ સંસાર છોડીને અરણ્યવાસ કરવો એ આર્યોની એક પ્રવૃત્તિ જ હતી. એટલે બુદ્ધ જ્યારે સંસારનો ત્યાગ કરીને વનમાં ચાલી નીકળ્યા ત્યારે આવા જ અરણ્યવાસી પાંચ બ્રાહ્મણોનો તેમને ભેટો થયો. એમની સાથે સાથે બુદ્ધે અનેક રીતે દેહકષ્ટ કર્યું. પણ દેહકષ્ટથી કાંઈ ફાયદો નથી એમ સમજાયાથી એ બ્રાહ્મણોની સંગતિ છોડીને, જ્ઞાનમાર્ગની શોધમાં પોતે એકલા જ પ્રયત્ન કરવા માંડ્યો; અને જ્યારે એમને મધ્યમ માર્ગનું જ્ઞાન થયું ત્યારે પહેલવહેલો તે જ પાંચ બ્રાહ્મણોને એમણે તેનો ઉપદેશ કર્યો. બુદ્ધનો આ પહેલો ધર્મોપદેશ “ધર્મ ચક્ર પ્રવર્તન” ના નામથી ઓળખાય છે. આ ઉપદેશ તેમણે વારાણસીમાં ઋષિપત્તનમાં (સારનાથ) કર્યો અને એજ જગ્યાએ આ પાંચ બ્રાહ્મણો તેના શિષ્ય થયા. અને બીજા પંચાવન વળી એવી જ રીતે બુદ્ધના શિષ્ય થયા. હવે જ્યારે આવી રીતે શિષ્યોની સંખ્યા સાઠ જેટલી થઇ, ત્યારે બુદ્ધે તેમને કહ્યું: “ભિક્ષુ હો, તમે બધા પાશમાંથી મુક્ત થયા છો. તેથી બહુ જનસમાજના હિતને અર્થે, સુખને અર્થે અનુકંપા લાવીને ઉપદેશનું કામ કરો. એક જ માર્ગમાં કોઇ બે જતા નહિ, અને જેનું આદિ પણ કલ્યાણ છે, મધ્ય પણ કલ્યાણ છે, અને અંત પણ કલ્યાણ છે એવા ધર્મનો ઉપદેશ કરો. પૂર્ણ અને પરિશુદ્ધ બ્રહ્મચર્ય પાળવાનું લોકોને સમજાવીને કહો. આ જગમાં એવા લોકો છે જેઓ પાપમાં તદ્દન ભળી ગયા નથી, પણ કેવળ આ ધર્મનું તેમણે શ્રવણ નહિ કર્યું હોવાથી એમની હાનિ થયે જાય છે.”

ઉરુવેલ કાશ્યપ, ગયા કાશ્યપ તથા નદી કાશ્યપ, એ ત્રણ અરણ્યવાસી તપસ્વીબંધુઓએ પોતાનાં અગ્નિહોત્રો નદીમાં ફેંકી દીધાં અને એમના હજાર શિષ્યો સહિત બુદ્ધના કલ્યાણકારક ધર્મનો સ્વીકાર કર્યો. આ એક હજાર શિષ્યોના સમૂહને સાથે લઇને બુદ્ધે મગધ દેશની રાજધાની રાજગૃહ તરફ પ્રયાણ કર્યું. ત્યાંના બિંબિસાર રાજાએ એમનો બહુ આદરસત્કાર કર્યો, અને વેળુવન નામનો બાગ એમના સંઘને આપ્યો. ત્યાંથી કોસલ દેશની રાજધાની શ્રાવસ્તી નગરમાં બુદ્ધ ગયા. ત્યાં અનાથપિંડિક નામના વ્યાપારીએ એમને માટે મોટો વિહાર બાંધી રાખ્યો હતો. ત્યાંનો પ્રસેનજિત્ નામનો રાજા પણ બુદ્ધનો શિષ્ય થયો. પૂર્વમાં ભાગલપુર, (જે એ સમયે ચંપાનગર કહેવાતું) પશ્ચિમમાં કુરુનો દેશ, (દિલ્હી વગેરે) ઉત્તરમાં હિમાલય, અને દક્ષિણમાં અવંતીનગર (ઉજ્જયિની)—આ પ્રદેશોની વચ્ચેના આખા દેશમાં બુદ્ધની હયાતીમાંજ બૌદ્ધ ધર્મનો પ્રસાર થયો. અંગુલિમાલ સરખા બહારવટીઆ ઉપર પણ આ ધર્મની અસર થયા વગર રહી

1 सेय्योऽहमस्मीति मानो । सदिसोऽहमस्मीति मानो । हीनोऽहमस्मीति मानो । विभंग.

નહિ. એક હજાર અંગુઠા કાપી એની માળા પહેરવાનો એણે નિશ્ચય કર્યો હતો, એથી એ અંગુલિમાલના નામથી ઓળખાતો હતો. એકવાર એક અરણ્યમાં બુદ્ધનો એને ભેટો થયો. ત્યાં બુદ્ધના ઉપદેશથી ઉપરતિ થવાથી એણે પોતાનાં શસ્ત્રો ફેંકી દીધાં, અને બુદ્ધનો શિષ્ય થયો. બુદ્ધે એને પોતાના સંઘમાં લીધો. વૈશાલી નગરમાં આમ્રપાલી નામની વેશ્યાએ બુદ્ધના ધર્મનું શ્રવણ કર્યું; અને પોતાનો ધંધો છોડી દીધો. અને આગળ ઉપર જ્યારે બુદ્ધે ભિક્ષુણીઓનો સંઘ સ્થાપ્યો, ત્યારે તે એ સંઘમાં જોડાઇ. સુનીત નામના અંત્યજને સુદ્ધાં બુદ્ધે પોતાના સંઘમાં દાખલ કર્યો. "થેર ગાથા" નામના પુસ્તકમાં સુનીતની ૧૨ ગાથાઓ હયાત છે. એમાંની થોડીકનો અહીં ઉલ્લેખ કરવો અસ્થાને નહિ ગણાય. એ કહે છેઃ—

नीचे कुलम्हि जातोहं दलिद्दो अप्पभोजनो।
हीनं कम्मं मम आसि अहोसिं पुप्फछड्डको॥

હું નીચ કુળમાં જન્મ્યો. ખાવાપીવાના સાંસા પડતા એટલો હું દરિદ્ર હતો. અને ઝ ડુ કાઢવાનું હીન કામ હું કરતો.

जिगुच्छितो मनुस्सानं परिभूतो च वंमितो।
नीचं मनं करित्वान वन्दिस्सं बहुकं जनं॥

લોકો મારા પર કંટાળો લાવતા, મારો તિરસ્કાર કરતા (તો પણ) હું નમ્ર મને પુષ્કળ લોકોને નમ્યા કરતો.

अथ अहसासिं संबुद्धं भिक्खुसंघपुरक्खतं।
पविसन्तं महावीरं मगधानं पुरुत्तमं॥

એક વાર ભિક્ષુ સંઘને આગળ કરીને મગધ દેશની શ્રેષ્ઠ રાજધાનીમાં પ્રવેશ કરતા એવા મહાવીર એવા જે બુધ્ધ એમને મેં જોયા.

निक्खिपित्वान ब्याभङ्गिं वंदितुं उपसंकमिं।
ममेव अनुकंपाय अट्ठासि पुरिसुत्तमो॥

(બુધ્ધને) નમન કરવા માટે મેં મારી ટોપલી બાજુ પર મૂકી. અને હું જરા આગળ સર્યો. મારાપર અનુકંપા લાવીને પુરુષોત્તમ (બુધ્ધ) (ત્યાંજ) ઉભા રહ્યા.

वन्दित्वा सत्थुनो पादे एकमन्तं ठितो तदा।
पब्बज्जं अहमायाचिं सब्बसत्तानमुत्तमं॥

(એ) ગુરુને પાય પડીને હું એક બાજુપર રહ્યો, અને (એ) સર્વ સર્વોત્તમ પાસે પ્રવ્રજ્યાની એટલે કે ભિક્ષુસંઘમાં લેવાની યાચના કરી.

ततो कारुणिको सत्था सब्बलोकानुकंपको।
एहि भिक्खूति मं आह सा मे आसुपसंपदा॥

ત્યારે તે કારુણિક, સર્વ લોકના ઉપર અનુકંપા કરનારે મને આદેશ આપ્યોઃ "હે ભિક્ષુ, (અહીં) આવ" એમ મને કહ્યું, અને એજ મારી પ્રવ્રજ્યા વિધિ થઇ.

सोहं एको अरञ्ञम्हि विहरन्तो अतन्दितो।
अकासिं सत्थुवचनं यथा मं ओवदि जिनो॥

(પછી) મેં અરણ્યમાં સાવધપણે વાસ કર્યો, અને ત્યાં બુધ્ધે કરેલા ઉપદેશ પ્રમાણે રહીને, એ શાસ્તાનાં (બુદ્ધનાં) વચનને સાર્થક કર્યાં (એટલે કે નિર્વાણપદ મેળવ્યું.)

રાજકીય નીતિ પ્રાસંગિક છે; તે શાશ્વત નથી, એમ બુદ્ધનું કહેવું હતું. એટલે એનો અર્થ એવો નહોતો કે એ હોવીજ ન જોઇએ. આ બાબત નીચેની હકીકતથી સ્પષ્ટ જણાઈ આવશે.

બુદ્ધના વખતમાં, ઉત્તર હિંદુસ્તાનમાં ૭ સાત મહાજનસત્તાક રાજ્યો હતાં. જે રાજ્યમાં બુદ્ધનો જન્મ થયો હતો તે શાક્યોનું રાજ્ય પણ આજ પ્રકારનું હતું. આ બધાં રાજ્યોમાં મગધ દેશની ઉત્તરે આવેલું વજ્જીલોકોનું રાજ્ય સૌથી બળવત્તર હતું. એની રાજધાની વૈશાલી (હાલનું બસાર) હતી. ત્યાં વજ્જીલોકોનું નગર—મંદિર (સંથાગાર) હતુંઃ એ મંદિરમાં ભેગા મળીને ત્યાંના મહાજનો (જેને રાજા કહેવામાં આવતા) બધો રાજ્યકારભાર ચલાવતા. રાજ્ય ચલાવવામાં તેઓ બહુ પ્રવીણ હતા. એકવાર જ્યારે બુદ્ધ વૈશાલી નગરમાં રહેતા હત, ત્યારે ત્યાંના લોકો કાંઈ ભેટ લઇ એમની પાસે આવ્યા, અને વજ્જીઓની ઉન્નતિ થાય એવો કોઇ

નિયમ ઘડવા કહ્યું. બુદ્ધે કહ્યું: (૧) વારંવાર એકત્ર થઈને રાજકારણનો વિચાર કરો; (૨) એકચિત્ત થઇ (બધા) એક થાઓ, એકચિત્ત થઇ બધાં કામ કરો, એ પૂરૂં કર્યા પછી બધા એકચિત્ત થઈને ઘેર જાઓ; (૩) જે કાયદો કર્યો નથી તે કર્યો છે એમ કહેતા નહિ; જે કર્યો હોય તેનો ભંગ ન કરતા, અને જે પૂર્વે કાયદો કર્યો હોય તે પ્રમાણે ચાલો; (૪) વૃદ્ધ રાજદ્વારી પુરુષોને માન આપો, એમનો સત્કાર કરો, એમનો ઉપદેશ કાને ધરો; (૫) કોઇ પણ સ્ત્રી ઉપર જબરદસ્તી થાય નહિ એવો બંદોબસ્ત કરો (સ્ત્રી જાતનો બધે આદર કરો); (૬) પૂર્વાપરથી ચાલી આવતી દેવસ્થાનોની વ્યવસ્થા બરાબર ચાલવા દો; (૭) જે અર્હત્ તમારા રાજ્યમાં આવે એના ધર્મ–સાધનમાં વિઘ્ન ન આવે એવી ગોઠવણ કરો. આ સાત નિયમો તમે જ્યાં સુધી પાળશો ત્યાં સુધી તમારી ઉન્નતિ થયે જશે, અને કદિ પણ હાનિ થશે નહિ."

આ રાષ્ટ્રોન્નતિના સાત નિયમોમાં આસપાસના નિર્બળ રાજ્યો પર ચઢાઇ કરવી એવો નિયમ બુદ્ધે ઘાલ્યો નહિ. બળવાન્ હોય તે નિર્બળનો પરાજય કરી તેને પોતાનો દાસ બનાવે એવી નીતિ બુદ્ધને બિલકુલ પસંદ નહોતી. વજ્જી લોકોને માટે જે સાત નિયમો બુદ્ધે ઘડી આપ્યા તે એટલાજ માટે કે વજ્જી લોકોનો પરાજય કરવાનો દુષ્ટ વિચાર કોઈ પણ મહત્ત્વાકાંક્ષી રાજાના મનમાં ન આવે, અને જો આવે તો તે પાર ઉતરે નહિ. પણ એવા મહત્ત્વાકાંક્ષી શત્રુઓ કાંઈ બહુ દૂર નહોતા. મગધમાં બિંબિસાર રાજ્ય કરતો હતો. એ બહુ ધાર્મિક હતો. બુદ્ધનો ધર્મ એણે સ્વીકાર્યો હતો એ આપણે ઉપર કહી ગયા, અને એની આસપાસનાં બધાં રાજ્યો એના મિત્ર હતાં. પણ એનો પુત્ર અજાતશત્રુ મોટો મહત્ત્વાકાંક્ષી નીપજ્યો. તેણે પોતાના બાપને કેદમાં નાંખ્યો, અને ત્યાંજ તેને મારી નંખાવ્યો. એનો ગુરુ–દેવદત્ત–બુદ્ધનો મોટો દ્વેષી હતો. એના કહેવાથી બુદ્ધને ઠાર મારવાના હેતુથી, કેટલાક મારા મોકલ્યા. પણ આ મારાઓ, બુદ્ધને મારી નાખવાને બદલે તેના ભક્ત થઇ ગયા.

આ અને બીજા કેટલાક આશ્ચર્યોથી અજાતશત્રુને બુદ્ધ ઉપર શ્રદ્ધા બેઠી, પરંતુ એના અંતઃકરણમાં પિતૃહત્યાનું પાપ વાસ કરી રહ્યું હતું, તેથી તે બૌદ્ધ ધર્મનું પૂર્ણ જ્ઞાન કરવા સમર્થ થયો નહિ, અને એની મહત્ત્વાકાંક્ષા વધતી ચાલી.

એકવાર આ રાજાના મનમાં વજ્જી લોકોને હરાવીને પોતાના દાસ કરવાની મરજી થઈ આવી. ત્યારે તેણે પોતાના પ્રધાન વસ્સકાર બ્રાહ્મણને બુદ્ધની પાસે મોકલ્યો, અને આ વિચાર બુદ્ધને જણાવવા કહ્યું. એના કહ્યા પ્રમાણે પ્રધાને રાજાનો વિચાર બુદ્ધને જણાવ્યો. તે વેળાએ આનંદ ત્યાં હાજર હતો. એના તરફ જોઇને બુદ્ધે કહ્યું, "આનંદ, તેં સાંભળ્યું છે એ શું ખરૂં છે, કે મારા આપેલા સાત નિયમો પ્રમાણે જ વજ્જી લોકો આચરે છે?" આનંદે કહ્યું: "હા, ભગવાન્, આપે કહેલાં સાત નિયમો પ્રમાણે જ વજ્જીલોકો ચાલે છે." એટલે એ વસ્સકાર બ્રાહ્મણને બુધ્ધે કહ્યું: "હે બ્રાહ્મણ, જ્યાં સુધી મેં આપેલા નિયમો પ્રમાણે વજ્જી લોકો ચાલે છે, ત્યાં સુધી એમનો ચડતો દહાડો રહેશે; હાનિ થશે નહિ. ત્યાં સુધી કોઈ પણ રાજા એમને જીતી શકશે નહિ." પછી વસ્સકાર બ્રાહ્મણે બુદ્ધે ઘડી આપેલા નિયમો સાંભળ્યા, અને એ બોલ્યો, "ભગવન્, વજ્જી લોકો આ નિયમોમાંનો એક પણ પાળે ત્યાં સુધી તેઓ અપરાજેય છે. અને જો બધાજ પાળે તો તો કહેવું જ શું!"

પણ એ વજ્જી લોકોની જાગૃતિ એવીને એવી કાયમ રહી નહિ. જે વજ્જીઓ ઓશિકે લાકડાનાં કકડાં મૂકીને સૂતા–એટલે કે નિરંતર સાવધ રહેતા; તેઓનાજ વંશજો આળસુ થઈ ગયા, દહાડો ચડયા પછી પણ ઉચીગાદી પર સૂઇ રહેવા માંડ્યા. એટલે કે રાજકારભારમાં જેટલું લક્ષ પહોંચવું જોઇએ એટલું લક્ષ તેઓ રાખી શકયા નહિ. એ વેળાએ અજાતશત્રુએ વસ્સકાર

બ્રાહ્મણને પદની પરથી બરતરફ કર્યો છે, એવી બૂમ બધે ફેલાવી, અને તે વજ્જીની રાજધાનીમાં આશ્રય મેળવવા ગયો. ત્યાં વજ્જીઓએ એનો સારો સત્કાર કર્યો અને એને સલાહકાર તરીકે નીમ્યો. વસ્સકાર બ્રાહ્મણની મસલતને લઇને વજ્જીલોકોમાં ફાટફૂટ થઇ અને છેવટે વજ્જીલોકોનું બળવાન રાજ્ય અજાતશત્રુના હાથમાં ચાલ્યું ગયુ.

બુદ્ધના પરિનિર્વાણ પછી ઉત્તર હિંદુસ્તાનમાં કંઇક ભાંજગડ થઇ. આગળ ઉપર ચાણક્યની મદદથી ચંદ્રગુપ્તે નંદરાજાને મારીને મગધ દેશનું રાજ્ય હાથ કર્યું, અને પોતાની રાજધાની પાટલીપુત્રમાં લઇ ગયો. એ ઉથલપાથલની અસર બૌદ્ધ ધર્મ ઉપર કાંઇ બહુ થઈ નહિ. કારણ બૌદ્ધ ધર્મ એકસરખો પ્રચાર પામતો હતો. એક ખાંધ ઉપર એમનું ચીવર, અને બીજા ઉપર પાત્ર લઇને મરજી પ્રમાણે સંચાર કરનારા ભિક્ષુઓથી ધર્મપ્રચારનું કામ ચાલુ રહેતું. ચંદ્રગુપ્તના પાત્ર અશોકે આ ધર્મનો પ્રચાર કરવાનું માથે ઉપાડી લીધું હતું. તેણે પોતાના પુત્ર મહેન્દ્રને ભિક્ષુ અને પુત્રી સંઘમિત્રાને ભિક્ષુણી બનાવીને લંકામાં મોકલ્યાં. હિંદુસ્તાનમાંજ નહિ, પરંતુ હિંદુસ્તાન બ્હાર પણ જેટલા દેશોની એ વખતે માહિતી હતી, તેટલા દેશોમાં તેણે ધર્મપ્રચાર માટે ભિક્ષુઓને મોકલ્યા અને આ પ્રમાણે બુદ્ધના શાંતિમય ધર્મનો બધે જયજયકાર થઈ રહ્યો.

ગ્રીકરાજાઓએ રાજ્યલોભને વશ થઇ હિંદુસ્તાન ઉપર સ્વારી કરી, અને સરહદ ઉપર આવેલા વાયવ્યકોણનો ભાગ કબજે કર્યો. પરન્તુ બુદ્ધોપદેશ તેઓને કાને પડ્યો કે તરતજ તેઓ બૌદ્ધધર્મી થયા, અને પોતાના લોકોનું સર્વ કળા-કૌશલ્ય બૌદ્ધ ધર્મને અર્પણ કર્યું. ગ્રીક તત્ત્વજ્ઞાનનું અભિમાન ધરાવનાર મિલિંદ ( મેનાંડ્રોસ ) રાજા નાગસેનને મળ્યા પછી તુરત બૌદ્ધધર્મી થયો. ત્યાર બાદ શક રાજા આવ્યો. એણે પણ ગ્રીક લોકોનુંજ અનુકરણ કર્યું. એણે પોતે બૌદ્ધધર્મ સ્વીકાર્યો એટલુંજ નહિ, પણ ચીનમાં એ ધર્મનો પ્રચાર કરવાના ઘણાજ પ્રયત્નો કર્યા. જેમ જેમ ચીન દેશમાં આ ધર્મ ફેલાતો ગયો, તેમ તેમ એ દેશમાં હિંદુસ્તાન વિષે વધારે માહિતી મેળવવાની જિજ્ઞાસા ઉત્પન્ન થઇ. આથી કેટલાક સાહસી ચીના લોકોએ હિંદુસ્તાનમાં પ્રવાસ કર્યો. એમાંના ફાયેન, હુયેનસંગ તથા ઇત્સિંગ એ ત્રણ પ્રસિદ્ધ છે. એમના હાથથી લખાએલી હિંદુસ્તાન વિષેની માહિતી, એ સમજનો ખરો ઇતિહાસ છે. આ પ્રવાસીઓનો આ આર્યભૂમિ પર કેટલો ભક્તિભાવ હતો તે એમના ગ્રંથ વાંચવાથી સહજ માલમ પડી આવે છે. હજી પણ ચીન, જાપાન, તિબેટ, બ્રહ્મદેશ, સીઆમ તથા સીલોનમાંથી ઉત્તર હિંદુસ્તાનમાંના બૌદ્ધ ક્ષેત્રોની યાત્રાએ કેટલાયે લોકો આવે છે. એ તદ્દન સ્વાભાવિક છે, કે જે દેશને આ પ્રેમમય ધર્મનો લાભ થયો, જે દેશમાં એના પરમ ગુરુનો જન્મ થયો, જે દેશમાં અશોક જેવા રાજાઓ થઇ ગયા, એ આર્યદેશ માટે એ લોકોને મોટું સન્માન થાય તો એમાં કાંઇ નવાઇ નથી. પણ અફસોસની વાત એ છે, કે એક વાર હિંદુસ્તાનમાં યાત્રા કરી આવ્યા પછી એમની સન્માનની લાગણી પહેલાં જેટલી તીવ્ર રહી શકતી નથી. કારણ બુદ્ધનું મુખ્યસ્થાન બુદ્ધગયામાં પણ અનુદારપણું દેખાઇ આવે છે. અસ્તુ !

ઉપરના વિવેચન પરથી જણાઇ આવશે કે કોઈ પણ કાળે બૌદ્ધ ધર્મ આપણી અવનતિમાં કારણભૂત થયો નથી. કાશીની આસપાસ જ્યારે બુધ્ધે એ ધર્મનો ઉપદેશ કર્યો, ત્યારે એ ધર્મ એમને સુખાવહ જ નીવડયો હતો. જાતિ જાતિ વચ્ચેના મત્સરને કશું સ્થાન રહ્યું નહિ. અંદર અંદરના દંટાબખેડા ઓછા થયા. પરસ્પર આદર અને વિશ્વાસ ઉત્પન્ન થયો અને લોકો સુખી થયા. અશોક રાજાએ જ્યારે આ ધર્મનો પ્રચાર પોતાના રાજ્યની બ્હાર ચારે તરફ ફેલાવ્યો, ત્યારથી હિંદુસ્તાન બીજા દેશોનો ધર્મગુરુ થયો. ગ્રીકો આવ્યા, શક લોકો આવ્યા પરંતુ એ સર્વ લોકોએ આપણી પાસેથી બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો. જ્યાં જ્યાં બૌદ્ધધર્મ ગયો, તે તે દેશને હિંદુસ્તાન-માટે માન ઉત્પન્ન

ચર્યું. અને અત્યારે પણ જે પરદેશી બૌધ્ધે હિંદુસ્તાનની યાત્રા નહિ કરી હોય, બુદ્ધગયામાં થતો અન્યાય જેને કાને નહિ પડયો હોય તેની આપણા અવનતિ પામેલા દેશને માટે પૂજ્ય બુદ્ધિ કાયમ રહેશે.

પણ અહીં કોઇ વળી એવો પ્રશ્ન કરશે કે જો બૌદ્ધ ધર્મ એટલો બધો સારો હતો, તો એ હિંદુસ્તાનમાંથી જ કાં જતો રહ્યો ? મારા મતે આનાં મુખ્ય ચાર કારણો છે. તે આ પ્રમાણે:

( ૧ ) ભિક્ષુઓની આળસ, ( ૨ ) લોકોનું અજ્ઞાન; ( ૩ ) પરદેશમાં બૌદ્ધધર્મનું ગૌરવ; અને (૪) **आततायिनमायान्तं हन्यादेवाविचारयन** એવી બ્રાહ્મણની નીતિ.

(૧) અશોકથી તે શિલાદિત્યના વખત સુધી બૌદ્ધવિહારોને લોકો તેમજ રાજાઓ તરફથી મોટી મોટી બક્ષિસો મળતી રહી. એક ખાંધ ઉપર પાત્ર અને બીજા પર ચીવર નાંખી પક્ષી પ્રમાણે ફરનારા ભિક્ષુઓ ક્યાં અને લોકોએ આપેલ જમીનની ઉત્પન્નમાંથી મોજશોખી બની ગયેલા ભિક્ષુઓ ક્યાં ?

( ૨ ) પૂર્વે જે પર્યટન કરનારા ભિક્ષુઓ પાસેથી લોકોને ઘેર બેઠાં જે જ્ઞાન મળતું તે પાછળથી બંધ થઇ ગયું. પછી તો કોઇ જો નાલંદ જેવી જગ્યાએ જાય તો જ તેને થોડું ઘણું જ્ઞાન મળવાનો સંભવ રહ્યો. આથી લોકોમાં પુષ્કળ અજ્ઞાન ફેલાયું, અને ભિક્ષુ પણ મોજશોખી થયા તેથી પોતામાંથી અજ્ઞાન દૂર કરવા જેટલો પણ પ્રયત્ન એમનાથી થયો નહિ.

( ૩ ) આમ વેગાએ પરદેશમાં બૌદ્ધ ધર્મનું ગૌરવ વધવા લાગ્યું. અહીંના વિદ્વાન ભિક્ષુઓને ઘેર બેસી બ્રાહ્મણો સાથે ટંટા કરવા કરતાં પરદેશ જઈ ધર્મપ્રચાર કરવાનું વધારે રુચ્યું. ધર્મરક્ષ, કુમારજીવ વગેરે અનેક ભિક્ષુઓએ ચીન દેશમાં જઇને ચીની ભાષાનો અભ્યાસ કર્યો, અને એ ભાષા દ્વારા ચીનમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો. ચીની ભાષામાં લખેલા એમના ઘણા ગ્રંથો હજી પણ હયાત છે. અતીશ વગેરે વિદ્વાન ભિક્ષુઓએ તિબેટ દેશમાં જઇ તિબેટી ભાષાદ્વારા બૌદ્ધ ધર્મનો તે દેશમાં પ્રચાર કર્યો, અને તેમણે લખેલા ગ્રંથો હજી પણ તિબેટમાં મળી આવે છે. આવા પ્રયત્નોને લઇનેજ બૌદ્ધ ધર્મનો પ્રચાર પરદેશમાં જારી રહ્યો. પરંતુ અહીં તો આવા વિદ્વાન અને કર્મવીર ભિક્ષુઓનો તોટો પડવાથી ધર્મજાગૃતિનું કાર્ય એમનું એમ પડયું રહ્યું.

( ૪ ) બૌદ્ધ ધર્મના પ્રચારને લઇને "વિચાર કર્યા વગર કોઇ પણ ' આતતાયી ' ને ઠાર મારવો " એવી નીતિના પ્રચારને બહુ અવકાશ મળ્યો નહિ. પરંતુ એ નીતિનાં ધોરણો તદ્દન નાબૂદ નહોતાં થયાં. જ્યારે બ્રાહ્મણ ધર્મનું બૌદ્ધ ધર્મ આગળ વજન પડતું નહોતું, ત્યારે પણ વચ્ચે વચ્ચે યજ્ઞયાગાદિ કરે એવો એકાદ રાજા આવી જતો આવા સંધિના વખતનો લાભ લઇને બ્રાહ્મણો ધીમે ધીમે પોતાનો પગપેસારો કરતા ગયા. અને જ્યારે જ્યારે રાજાઓનું પીઠબલ એમને મળતું, ત્યારે ત્યારે વિચાર કર્યા વગર ઉપર કહી એવી નીતિનો અમલ એમના આતયાયી જે બૌદ્ધો એમના ઉપર કર્યા વગર ચૂકતા નહિ.

આ ચાર કારણોને લઇને હિંદુસ્તાનમાંથી બૌદ્ધ ધર્મ નાશ પામ્યો તો પણ એ ધર્મના કેટલાક અંશો હજી પણ આપણામાં જીવન્ત છે.

હવે જરા આપણે " **आततायिनमायान्तं हन्यादेवाविचारयन.** " એ નીતિને જોઇએ ઉપર કહેલાં કારણોને લઇને હિંદુસ્તાનમાંથી બૌદ્ધ ધર્મનો લોપ થયો ત્યારે એ ધર્મના બાકી રહેલા અનુયાયીઓ હિંદુ ધર્મમાં સમાઈ ગયા. આ પ્રમાણે બ્રાહ્મણ લોકોનો પહેલો આતતાયી જે બૌદ્ધ એનો નાશ થયા બાદ બીજો આતતાયી જે શૂદ્ર, એના તરફ બ્રાહ્મણો વળ્યા. 'શૂદ્રોએ વેદનું શ્રવણ કરવું નહિ, અધ્યયન કરવું નહિ: શૂદ્ર જો વેદનું શ્રવણ કરે તો લાખથી અને સીસાથી એના

કાન ભરી દેવા. શૂદ્રની પાસે વેદનું અધ્યયન કરવું નહિ. જેની સમક્ષ અધ્યયન થઈ ન શકે, એણે પોતે પણ અધ્યયન કરવું નહિ, એ બાબત તો સ્પષ્ટ જ છે. અને એવું પણ છે, કે શૂદ્ર જો વેદ-વાક્યનો ઉચ્ચાર કરે તો એની જીભ કાપી નાંખવી, અને વેદમંત્રનું જો તે ધારણ કરે, તો તેને ઠાર મારવો."

બ્રાહ્મણોએ યજ્ઞયાગાદિમાં વિશ્વાસ રાખનારા રાજાઓ પાસે આવા કાયદાઓ અમલમાં મૂકાવ્યા, અને એ રાજાલોકોને પણ વેદથી દૂર રાખવાના પ્રયત્નો કર્યા. એમણે તેઓને એવો ઉપદેશ કર્યો કે: "મહારાજો, તમે ક્ષત્રિયો છો, અને ક્ષત્રિયોનો ધર્મ શું ? બ્રાહ્મણોનું રક્ષણ કર્યા પછી બ્રાહ્મણના વખતે યુદ્ધ કરવું. સુખ અને દુઃખ, લાભ અને હાનિ, જય અને પરાજય, એ બધાને સમાન માનીને યુદ્ધ કરો. તમારો પ્રતિપક્ષી આપ્ત વર્ગમાંનો કોઈ પણ હોય, તો એની સાથે પણ તમને યુદ્ધ કરતાં મોક્ષ મળશે. જો કદાચિત્ તમને ધર્મચિંતન કરવાનું મન થઇ આવે, તો તે તમે વૃદ્ધ થઇને જ કરજો. અશ્વમેધ-યજ્ઞ કરીને, તમારા પુત્રને ગાદી પર બેસાડી પછી તમે અરણ્યમાં જઈને ધર્મચિંતન કરવું હોય તેટલું કરજો."

જે કાળે લોકોના આ ઉપદેશને રાજાઓએ અમલમાં મૂકયો, ત્યારે હિંદુસ્તાનની કેવી રિયતિ થઇ હોવી જોઇએ, એનો, સભ્ય ગૃહસ્થો, તમે જ વિચાર કરશો.

અહીં જ્યારે બધા રાજાઓ અંદર અંદર લડ-વામાં ગૂંથાયા હતા, ત્યારે ભિન્ન ધર્મીઓને આત-તાયી ( કાફર ) માનનાર મહમ્મદ વગેરે લોકોની સ્વારી આપણા દેશ પર ચડી આવી, અને છોડી નાંખેલી ભારીની લાકડીઓ જેમ તડાતડ તૂટી જાય છે, તેમ અંદર અંદરના વિખવાદને લઇને છૂટા પડી ગયેલા રાજાઓનો, લોકો હા ! હા ! કરતા રહ્યા ને પરાભવ કર્યો.

ત્યાર બાદનો ઈતિહાસ આપણી સમક્ષ મૂક-વાની હવે જરૂર નથી. એ ૮૦૦-૯૦૦ વર્ષના કાળમાં કબીર, નાનક, તુકારામ, રામદાસ વગેરેએ જન્મ લઇને, બૌદ્ધ ધર્મે આપેલા, અને કાળાન્તરે નષ્ટ થયેલા પ્રેમવૃક્ષને પુનર્જીવન આપવાનો જો પ્રયત્ન કર્યો ન હોત, અને આપણા પૂર્વજોએ આ સાધુસંતોના વચન ઉપર વિશ્વાસ ન મૂકતાં, आततायीनमायान्तं हन्यादेवाविचारयन् એ નીતિનો જો સંપૂર્ણ અંગીકાર કર્યો હોત, તો આપણી સ્થિતિ કેટલી ભયંકર થઈ હોત, તેનો તમે જ વિચાર કરો. એ નીતિનો આપણે સંપૂર્ણ અંગી-કાર કર્યો નથી, તો એની સાથે સંપૂર્ણ ત્યાગ પણ કર્યો નથી. જાતિ જાતિ વચ્ચેની અદેખાઇ વધતી ચાલી છે. અને અહંકારને લઇને અને પરસ્પર વિશ્વાસ ન હોવાને લીધે આપણી પગલે પગલે કેટલી હાનિ થાય છે, એ કોઇને કહેવાની જરૂર રહી નથી. હવે આપણે જો આવી દીન સ્થિતિમાંથી બહાર ડોકું કાઢવું હોય, તો એ "આતતાયી" નીતિનો આપણે સર્વાંગે ત્યાગ કરવો જોઇશે.

अक्कोच्छि मं, अवधि मं, अजिनि मं, अहासि मे । ये तं उपनय्हन्ति वेरं तेसं न सम्मति ॥

મને ગાળો ભાંડી, મને માર્યો, મને પાડી નાંખ્યો, મારૂં લઇ લીધું, પાછો ન બોલવાનું બોલ્યો, આ બધું જે મનમાં ઘોળાયાં કરે છે એનું વેર કદિ પણ શમતું નથી.

अक्कोच्छि मं, अवधि मं, अजिनि मं, अहासि मे । ये तं न उपनय्हन्ति वेरं तेसूपसम्मति ।

મને ગાળો ભાંડી, મને માર્યો, મારૂં લઇ લીધું, ન બોલવાનું બોલ્યો, આ બધું જેના મનમાં ઘોળાયાં કરતું નથી એનું વેર શમી જાય છે.

આ બુદ્ધોપદેશ મનમાં રાખીને આપણે ગઈ-ગૂજરી ભૂલી જવી જોઇએ, અને બુદ્ધના પ્રેમધર્મનો-વિહાર બાંધીને, અને બુદ્ધની મૂર્તિ સ્થાપવાને બ-દલે-દાન, શીલ તથા ભાવના આ ત્રણ વડે આપણે આપણો પુનરુદ્ધાર કરવો જોઇએ

अन्यसंबंधमस्मीति निश्चयं कुरु मे मनः ।
सर्वसत्त्वार्थमुत्सृज्य नान्यच्चिंत्यं त्वयाधुना ॥
शान्तिदेवाचार्य.

હે મન, તારે લોકની સાથે નિકટ સંબંધ છે એ ચોક્કસ જાણ. અને તેથી સર્વ પ્રાણીઓના હિત સિવાય બીજો કશો વિચાર કર નહિ

ધર્માનંદ કોસમ્બી

# કાન્તને શ્રદ્ધાંજલિ

મણિશંકર સાથે મારો પ્રથમ પરિચય સને ૧૮૮૫ માં થયેલો. અમે બન્ને તે વખતે મુંબાઈમાં એલ્ફિન્સ્ટન કોલેજમાં ભણતા હતા. એ કોલેજ તે વખતે પરેલમાં હતી. એક દિવસે–શનિવારે–કોલેજ જવા સારૂ લોકલ ટ્રેનમાં ચર્નીરોડથી મહાલક્ષ્મી જતાં એક વિદ્યાર્થીએ મને કહ્યું કે આજે કોલેજની ડીબેટિંગ સોસાઈટીના સભાસદની ચુંટણી થવાની છે તેમાં આપણે ગુજરાતીઓએ મણિશંકર ભટ્ટને માટે મત આપવાનો છે. હું તે વખતે મણિશંકર ભટ્ટને ઓળખતો નહિ પણ ગુજરાતીના સમર્થનનો પ્રયત્ન હોવાથી હું તેમાં સામીલ થયો. કોલેજમાં જઇ પ્હોંચતાં આ વિશે ગુજરાતી વિદ્યાર્થીઓમાં ઘણો ઉત્સાહ ફેલાઇ રહેલો માલમ પડયો. કોલેજના અભ્યાસનો વખત પુરો થયા પછી ડીબેટિંગ સોસાઇટી મળી અને મણિશંકર બહુ મતે ચુંટાયા. ગુજરાતી વિદ્યાર્થીઓએ ઘણો હર્ષ પ્રદર્શિત કર્યો અને મણિશંકરે સભા આગળ આવી ઉપકાર માન્યો અને કહ્યું કે ચુંટણીને હું લાયક નિવડીશ એવી આશા રાખું છું. ડીબેટિંગ સોસાઈટીમાં ઝાઝા મહત્ત્વનાં કામ કરવાનાં નહોતાં, પણ ગુજરાતી વિદ્યાર્થીઓની મમતા આ રીતે પુષ્ટ થઇ.

આ પછી કોલેજના ગુજરાતી વિદ્યાર્થીઓમાં મણિશંકર તેમના કલ્પનાપ્રભાવ અને વિચારશક્તિથી વધારે ને વધારે આદર પામતા ગયા.

સને ૧૮૮૭ માં મેં કોલેજની "ગુજરાતી એલ્ફિન્સ્ટન સભા" આગળ "કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ" એ વિષય ઉપર ભાષણ કર્યું તે પછી લૉ ક્લાસમાંથી પાછા આવતાં ચર્ચગેટ સ્ટેશન ઉપર ટ્રેનની વાટ જોતો હું ઉભો હતો ત્યાં મણિશંકર મારા હાથમાં એક ચીટ્ઠી મુકી ગયા. ચીટ્ઠી ઉઘાડતાં તેમાં આ ગીતિ લખેલી માલમ પડી:

" સાંપ્રત રસમય ઋતુની કદર અરે !
જાણતા નથી કોઈ
એ મુજ ખેદ શમે છે જલદ રસિક
નીલકંઠને જોઇ. "

મારા ભાષણને ઉદ્દેશીને આ વચન લખેલાં હતાં અને એ ઉદ્દેશ લક્ષમાં રાખી અને મણિશંકરનો શ્લેષ ચાલુ રાખી મેં એક ચીટ્ઠી પર ઉત્તર લખ્યો કે:

"રે! જાણિને કદર શું કર્યું નીલકંઠે ?
પાડયાં જ આંસુ ખુશિમાં કરિ નાદ ઉંચે !
એ મેઘના જલ થકી મણિ થાય સીપે,
જેથી જણાય ગુરુ મેઘનિ શક્તિ સર્વે."

મણિશંકરનાં કેટલાંક કાવ્ય મેં વાંચેલાં તે સંબંધે આ શ્લોકની છેલ્લી બે લીટીઓ લખી હતી. મણિશંકરની જ રીતે આ ઉત્તર મેં તેમને પ્હોંચાડયો. તેના પ્રત્યુત્તરમાં તેમણે સંસ્કૃત શ્લોક લખ્યો તેમાંના આટલા જ શબ્દ મને યાદ છે: " आत्मानं यदि अवमानयिष्ये मखे ."

મણિશંકરનું 'મારી કિસ્તી' નામે મનોહર કાવ્ય મેં 'બુદ્ધિપ્રકાશ 'માં પ્રસિદ્ધ થવા મોકલેલું તે સને ૧૮૮૯ ના ઓગસ્ટના અંકમાં પ્રસિદ્ધ થયું. એ પત્રના તે વખતના તંત્રી રા. રા. જગજીવનદાસ

ભવાનીદાસ ચૂડગરને 'કિસ્તી' શબ્દ અપરિચિત હોવાથી તેમણે કિસ્તીને બદલે કાવ્યમાં બધે 'કિરતી' શબ્દ મુકયો અને ફુટનોટમાં લખ્યું કે 'એક નવાઇ તરીકે' એ કાવ્ય પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. મારા જાણવા પ્રમાણે મણિશંકરનાં કાવ્યમાંથી આ પ્હેલીજ પ્રસિદ્ધિ હતી. તે પછી તેમનું 'અતિજ્ઞાન' કાવ્ય સુરતના 'ગુજરાત દર્પણ' વર્તમાનપત્રમાં મેં પ્રસિદ્ધ કરાવ્યું. આ પછી તેમનું 'વસંતવિજય' કાવ્ય મારી ટીકા સાથે બુદ્ધિપ્રકાશના સને ૧૮૯૦ ના જાન્યુઆરીના અંકમાં મેં પ્રસિદ્ધ કર્યું. એ કાવ્યની નકલ સ્વ૦ કાશીરામ સેવકરામ દવેએ મને આપેલી. એમણે એ કાવ્ય વિષે મણિશંકર સાથે ચર્ચા કરેલી. અને પછી તે મને જણાવેલી અને મારી સાથે ચર્ચા કરેલી. આ ચર્ચા ટીકા લખવામાં મને ઉપયોગી થઇ પડેલી. આ કાવ્યથી મણિશંકરની ઉચ્ચ કવિત્વ શક્તિ, ઉંડી રસિકતા અને સુન્દર કલાવિધાન સુપ્રસિદ્ધ થયાં. તે પછી ૧૮૯૦ ના મેના બુદ્ધિપ્રકાશમાં તેમનું 'ચક્રવાક મિથુન' કાવ્ય રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરની ટીકા સાથે પ્રસિદ્ધ થયું તેથી તેમના કવિત્વની કીર્તિ વધી અને મનુષ્યજીવનના ગંભીર પ્રશ્નોની ગહનતામાં પ્રવેશ કરવાનું તેમનું સામર્થ્ય વિશેષે કરી અંકાયું. આ કાવ્યમાં તેમણે પ્હેલી વાર 'કાન્ત' ઉપનામની સહી કરી અને આ પછી એ એ ઉપનામથી ઓળખાવા લાગ્યા. લાંબા કાવ્યમાં દરેક વાકયને અંતે વૃત્ત બદલવાની રીતિ તેમણે આ બે કાવ્યમાં દાખલ કરી હતી અને ગુજરાતી કાવ્ય સાહિત્યમાં એ રીતિનું આ પછી ઘણું અનુસરણ થયું છે.

સ્વ. પ્રોફેસર ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરના અધ્યક્ષપણા નીચે વડોદરા રાજ્યે સ્થાપેલા કલાભવનમાં મણિશંકર વાઇસ પ્રિન્સિપલ નીમાયા અને તેના અંગની ટ્રેનિંગ સ્કુલના મુખ્ય અધ્યાપક થયા. એ રીતે તેઓ અમદાવાદ નજીક આવ્યા અને તેમના ભાઈ વૈદ્ય ગૌરીશંકર અમદાવાદમાં રહેતા હતા તેથી તેમનું અમદાવાદ આવવું વધારે થવા લાગ્યું અને મારો તેમની સાથેનો સમાગમ વધ્યો. તેમની સાથે ઉંચી કોટિના ગ્રન્થો વાંચવાના અને સાહિત્ય, ધર્મ, તત્ત્વચિંતન વગેરે વિષયો પર ચર્ચા કરવાનો લાભ મને ઘણો મળ્યો. પુસ્તક વાંચતાં તેના તાત્પર્યમાં વિશેષ પ્રકાશવાળી દૃષ્ટિથી ઉંડા ઉતરવાની અને વાચન સાથે વિવેચન કરતા જવાની તેમની શક્તિ આશ્ચર્યકારક હતી.

ટ્રેનિંગ સ્કુલમાં તેમના શિક્ષણે શિષ્યોમાં ચમત્કાર પ્રેર્યો અને પડેલા ચીલા બહાર નિકળી પોતાની મેળે વિચાર કરવાની વાંછા ઉત્પન્ન કરી. સ્કુલની વાર્ષિક પરીક્ષામાં મને મણિશંકર પરીક્ષક નીમતા ત્યારે શિષ્યોના ઉત્તરમાં ગુરુની અદ્ભુત વિચારશક્તિનું પ્રતિબિમ્બ નજરે પડતું. આજ પણ તેમના શિષ્યવર્ગ સાથે મેળાપ થતાં તેમણે મુકેલા સંસ્કાર અને તેમણે આકર્ષેલી ભક્તિ પ્રતીત થાય છે.

એ સમયમાં વડોદરા રાજ્ય તરફથી 'ઇજિપ્ત' અને 'શિક્ષણશાસ્ત્રનો ઇતિહાસ', એ બે ઉપયોગી પુસ્તકો તેમણે લખ્યાં. 'ઇજિપ્ત' તે ઇંગ્રેજી પુસ્તક પરથી કરેલું ભાષાન્તર હતું, અને શિક્ષણશાસ્ત્રના ઇતિહાસમાં પ્રાચીન સમયથી હાલ સુધીમાં દુનિયાની જુદી જુદી પ્રજાઓમાં પ્રચાર પામેલા શિક્ષણના સિદ્ધાન્ત અને સ્વરૂપનું બહુ વિદ્વત્તાભરેલું દર્શન કરાવ્યું હતું. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી તેમણે પ્રેસિડંટ લિંકનનું જીવનચરિત (પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે લખેલા ઉપોદ્‌ઘાત સાથે) લખ્યું તે રુચિકર શૈલીવાળું છે અને મૂલ્યવાન છે. પણ એ સમયમાંના મણિશંકરના વિશેષ સામર્થ્ય અને આકર્ષકતાવાળા લેખ તે સને ૧૮૯૪ થી ૧૮૯૬ સુધીમાં 'જ્ઞાનસુધા' માસિકમાં 'સિદ્ધાન્તસારનું અવલોકન' એ મથાળાથી તેમણે લખેલા ૧૫ પત્રો હતા. 'કાન્ત' નામે પુરુષે સ્વ. પ્રો. મણિલાલ નભુભાઈ દ્વિવેદીના 'સિદ્ધાન્તસાર' સંબંધી 'કાન્તા' નામની વિધવા ઉપર પત્રો લખેલા તે ટપાલમાં આવતાં એક પોસ્ટમાસ્તરે તેની નકલો ઉતારી લીધેલી અને તેની બદલી થયા પછી આવેલા પોસ્ટમાસ્તરના હાથમાં એ નકલોનું પડીકું આવતાં તેણે એ પ્રસિદ્ધ કરવા મોકલ્યા—એવી એ અવલોકનની પ્રસિદ્ધિની કલ્પિત યોજના

હતી. એમાં એક પત્ર 'કાન્તા'ના લખેલો પણ હતો. એ અવલોકન વિદ્વત્તાપૂર્ણ છે અને તત્ત્વ-ચિંતનથી ભરેલું છે. વિરલ મનોહરતાવાળી શૈલીમાં તે લખાયેલું છે. એ અવલોકન પ્રસિદ્ધ થયું તે વખતે જ તે સ્નિગ્ધ વચનોવાળી અને દૃઢ આગ્રહવાળી ભાષાથી ઘણું આકર્ષક થયેલું. એ ઉદાહરણ અહીં ઉતારવાની સ્પૃહા હું અટકાવી શકતો નથી.

'પ્રો. મણિલાલ કહે છે કે વેદમંત્રો જુદા જુદા ઋષિઓના જ્ઞાનમાં પ્રતીત થયા છે, અને ઋષિ-ઓના જ્ઞાનમાં પ્રતીત થવું તથા ઋષિઓએ જ બનાવવું એ બેના વચ્ચે સૂક્ષ્મ તફાવત છે. તમે એ સૂક્ષ્મ તફાવત જોઇ શકો છો ? શું મંત્રો પોતાની મેળે ઋષિઓના જ્ઞાનમાં પ્રતીત થતા હશે ? એ ઇશ્વરેચ્છાથી પ્રતીત થતા હોય તો એવો વિધિ જ્ઞાન માત્રને ગાટે ન કરી શકાય ? કાંતિ, સૂક્ષ્મ તફાવત તમે જોઇ ન શકો, તો તમારી દૃષ્ટિમાં જ દોષ છે એમ હું નહીં કહું. ડરતાં નહીં.

એક બીજી વાત મને આ પ્રસંગે યાદ આવે છે. દુનિયામાં અકર્મક ક્રિયાપદનો બહુવાર અયોગ્ય ઉપયોગ થાય છે; વિશેષે કરીને સ્ત્રીઓમાં, બાળ-કોમાં અને નોકરોમાં. મેં ચિ. લલિતાને એક વખત પૂછેલું, કે 'કેમ દૂધનો લોટો પાડી નાંખ્યો ?' ત્યારે તેણે ઉત્તર આપેલો કે " લોટો હાથમાંથી પડી ગયો." " ભાતમાં વધારે પાણી પડી ગયું, " " નિશાળે આવતાં મોડું થઇ ગયું, " " જાગતું હતું, પણ ઉંઘ આવી ગઇ ", " વધારે જમાયું, તેથી પેટમાં દુખે છે, " એ અને એવાં વાક્યોપર મને તિરસ્કાર છે કારણકે એ પ્રમાણે બોલવામાં બોલનારનું કર્તૃત્વ તિરોહિત થાય છે. ચિ. નૃસિંહ-પ્રસાદને તો મેં એવી જ ટેવ પાડી છે કે કદાપિ સઘભેદે અકર્મક ક્રિયાપદનો ઉપયોગ કરીને પોતાનું કર્તૃત્વ છુપાવવું નહીં. એતો "મારા પગની ઠોકર વાગ-થી શાહી ઢોળાઈ ગઇ, " એટલું પણ કહેવાને બદલે એમ કહેશે, કે " નીચું જોયા વગર હું ચાલ્યો અને તેથી પગની ઠોકર મારીને મેં શાહી ઢોળી. " મંત્રો જ્ઞાનમાં' પ્રતીત થાય, એમ કહેવામાં તો છેક જ અર્થશૂન્યતા છે; કારણકે લોટો પડે છે, એમ કહેવામાં દૃષ્ટિનો એ આધાર છે, પણ મંત્રો પ્રતીત થાય છે, એમ કહેવામાં કશાનો નથી.' ( પત્ર ૩ જો. )

'સુજ્ઞ કાંતે, અદાલતોની અંદર સાક્ષીઓ પક-ડાઇ જાય છે, તે કંઇ ઇચ્છાથી નહીં પણ અનિ-ચ્છાથી. ગમે તેવો સાવધાન બોલનાર હોય તેનાથી પણ સામા પ્રશ્ન કરનાર સાથે વાતચિત કરતાં ઘણી વાર ન જણાવવાની બાબતો જણાવી દેવાય છે, લેખકોની પણ એજ સ્થિતિ થાય છે; તેઓ પોતાના વિચાર હમેશાં છુપાવી શકતા નથી. આઠમા પ્ર-કરણની શરૂઆતમાં પ્રો. મણિલાલ સ્પષ્ટ કહે છેઃ–" મૂળ ધર્મરહસ્યની પ્રથમાવૃત્તિ ઉપનિષદ્ છે, દ્વિતીયાવૃત્તિ વેદ છે. " તમે જોશો (અથવા ધારો તો જોઇ શકો ), કે તે મૂળની અને ઇતિહાસની વાતો કરે છે; અને તે છતાં વેદને ઉપનિષદની પાછળ મૂકે છે. તે જાણે છે કે વેદને કોઇક રીતે ઇશ્વરપ્રણીત કહ્યા વગર છૂટકો નથી; અને તે છતાં સમજે છે, કે પોતાનો હેતુ સફલ કરવાને ઉપનિષદોને તેના કરતાં ઉંચી પદવી આપ્યા વગર પણ છૂટકો નથી.' ( પત્ર ૧૩ મો. )*

* આ અવલોકન વિષે મણિશંકરે ૧૮૯૭ માં લખેલું કે 'એ અવલોકન વાંચનારાઓ જોઈ શકયા હશે, અને જોઇ શકશે, કે તે શરૂ થયું ત્યારે ગ્રન્થના મુખ્ય વિષય સંબંધી લેખકને થોડુંજ જ્ઞાન હતું. પરિણામ એ આવ્યું કે લેખક પોતાના અવલોકનમાં જેમ આગળ ચાલતો ગયો, તેમ તેમ તેના વિચારો ફરતા ગયા; અને પરિણામે તેને સ્પષ્ટ માલમ પડયું કે તેનો આરંભ અયોગ્ય અને સાહસિક હતો, અને તેણે ધીરજથી અભ્યાસ કર્યો હોત તો તેનો લેખ તેને પોતાને અને વાંચનારા-ઓને ઘણો વધારે શિક્ષણીય થઇ શકત'. મણિશંકરના વિચારો કાંઇક પરિવર્તન પામ્યા હતા ખરા પણ એ અવલોકન અજ્ઞાનમય અને અયોગ્ય 'સાહસવાળું' હતું એ વચનોથી તેમણે મતાંતર પ્રતિ ઉદાર થઇ પોતાને અન્યાય કરેલો.

આ અવલોકન લખાતું હતું તે દરમ્યાન મણિશંકર મારી જોડે વખતો વખત એ વિશે ચર્ચા કરતા અને એક બે પ્રસંગે 'જ્ઞાનસુધા'ના તંત્રી તરીકે કેટલાક વિચાર સંબંધે મેં મારી ટીકા પ્રસિદ્ધ કરેલી. સને ૧૯૨૦ માં એ અવલોકન તેમણે પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કર્યું તે વેળા અર્પણપત્રમાં મને લખ્યું કે 'આ પત્રો કેવે વખતે અને શા હેતુથી લખાયા હતા તે તમે સૌથી વધારે સારી રીતે જાણો છો ' એ આનંદમય દિવસોની સ્મૃતિ જાગૃત થતાં આજે એ તીક્ષ્ણ ઉત્કંઠાવાળી અને ભવ્ય વાંછનાઓવાળી મહાન વ્યક્તિના અવસાનથી કેટલી ભારે ખોટ ગઇ છે એ અતિ પીડાકર વિચાર મને દુઃખગ્રસ્ત કરે છે.'

આ અરસામાં મણિશંકરને સ્વીડનબોર્ગના વિચારોનો પરિચય થયો. તે વિચારો તેમને ઘણા અભિમત થયા અને એ વિશે એમણે કેટલાંક પુસ્તકો લખ્યાં. સ્વીડનબોર્ગના વિચારોના મનનને લીધે તેમના કલ્પનાપ્રભાવ અને લેખનશક્તિનું ગુજરાતને થતું દર્શન ઝાંખુ થયું એમ મને અને બીજા કેટલાકને લાગેલું. પરંતુ મણિશંકરના અપ્રસિદ્ધ લેખોનો સમૂહ પ્રસિદ્ધ થાય ત્યાં સુધી આ વિશે સ્પષ્ટ નિર્ણય બાંધી શકાય તેમ નથી. તેમની ગાઢ ઈશ્વરપરાયણતા આ વિચારોના સંપર્કથી ગાઢતર થઇ હતી એ તો સ્પષ્ટ હતું.

લાઠીના સ્વ. ઠાકોર સાહેબ સુરસિંહજી—"કલાપી"—સાથેનો સ્નેહ એ મણિશંકરના જીવનપટમાં એક સુન્દર વણાટ છે. એ રાજકવિના અવસાન પછી તેમનાં કાવ્યોનો સંગ્રહ "કલાપીનો કેકારવ" એ નામથી મણિશંકરે પ્રસિદ્ધ કર્યો તે પુસ્તકમાં 'સુરતાની વાડીના મીઠા મોરલા' એ લીટીથી શરૂ થતું તેમણે કરેલું 'કલાપીને સમ્બોધન' કલાપીના ગુણની પ્રશંસા અને મણિશંકરની તીવ્ર લાગણી મનોહર રીતે પ્રકટ કરે છે. તે પછી કલાપીનું 'હમીરજી ગોહેલ' નામે કાવ્ય પ્રસિદ્ધ કરતાં ઉપોદ્‌ઘાતમાં એ કાવ્યના કેટલાક દોષ બતાવતાં તેમણે લખેલું કે 'ગુજરાતને ખબર છે કે કલાપીને હું ચાહું છું, અને તેથી જ કલાપીના સારા શબ્દોને સારા કહીને અને ખોટા શબ્દોને ખોટા કહીને બતાવવાનો હું મારો ધર્મ સમજું છું.' મણિશંકરની સત્યપ્રિયતા આ રીતે સ્નેહને અને અભિમાનને પણ જીતી જતી.

પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર સાથેની મણિશંકરની મૈત્રીના રેખાચિત્રનું દર્શન પ્રો. બળવંતરાયના 'ઉગતી જુવાની' એ નામના નાટકના અર્પણપત્રમાં થશે. તેમણે સાથે રહી ઇતિહાસના કાલોદધિમાં કેવું અવગાહન કરેલું અને કેવો 'રસમીનો દાગ' અનુભવેલો તે એ અર્પણમાં કહ્યું છે; પરન્તુ એ પુસ્તક કે એ અર્પણ મણિશંકર જોવા પામ્યા નહિ. તેમનાં કાવ્યોનો સંગ્રહ પૂર્વાલાપ નામે તેમની ઇચ્છાનુસાર પ્રસિદ્ધ થયો તે પણ એ જોવા પામ્યા નહિ. એ વિધિની વિષમતા.

મણિશંકરના સ્વભાવમાં એક અંશ એ હતો કે વ્યક્તિઓ પ્રત્યેની તેમ જ વિચારો પ્રત્યેની તેમની રુચિઓ ઉત્કટ પરિમાણમાં રહેતી, અને આકર્ષક સ્થિતિ આવતાં તેની છાપ તેમના મન પર બહુ જલદી પડતી. આ કારણથી તેમની વિચારઘટનામાં જુદે જુદે સમયે પ્રવિષ્ટ થતા અંશ તેઓ ઉત્કટ રુચિથી દર્શાવતા ત્યારે સત્યની શોધ માટેનો જે આગ્રહ તેમનામાં સ્થાયી પ્રેરકબળ બની રહેલો હતો તે રુચિની ઉત્કટતાના દર્શનમાં ઢંકાઈ જતો અને રુચિઓ સાથે તેમના મત બહુ પરિવર્તન પામે છે એમ લાગતું. તેમના સમસ્ત જીવનનો ઇતિહાસ લખાશે ત્યારે તેમને આ વિષયમાં સંપૂર્ણ ન્યાય મળશે.

મણિશંકર ભાવનગર જઇને રહ્યા પછી તેમની સાહિત્યપ્રવૃત્તિ મન્દ થયેલી. પરંતુ વહ્નિનો પ્રભાવ ગયેલો નહિ. લડાઇ દરમ્યાન ભાવનગરનાં મહૂંમ મહારાણીની આજ્ઞાથી તે લડાઇનું વૃત્તાન્ત 'હિન્દી વિરામ' નામે પત્રમાં પ્રસિદ્ધ કરતા. તેમાં વિશદ ઉપરાંત ધર્મ અને સાહિત્યની ભાવનાઓનું દર્શન થતું.

સાહિત્ય પરિષદ્ માટેની ગોઠવણુ સંબંધમાં ૧૯૨૨ ના નવેમ્બર માસમાં હું ભાવનગર ગયેલો ત્યારે મારે તેમની સાથે મુલાકાત થઈ. તે વેળા એમના ગાઢ સ્નેહનો મને ફરી અનુભવ થયેલો. પણ એ મુલાકાત અને એ અનુભવ છેલ્લી વારનાં છે એવો તે વખતે અમને ખ્યાલ નહોતો. પરિષદ્ ભરાશે ત્યારે એમના સમાગમમાં ઘણો સમય કાઢવાના પ્રસંગ આવશે એવી મને સૌટકે આશા હતી. પરંતુ, ઇશ્વરેચ્છા જુદી જ હતી. કાશ્મીરના પ્રવાસથી એકલા પાછા ફરતાં તેમણે સંબંધીઓને પત્ર લખેલા તે પ્રમાણે ગઇ તા. ૧૬ મી જુને તેઓ લાહોર આવવાના હતા અને તા. ૧૯ મી જુને ભાવનગર આવી પ્હોંચવાના હતા. પણ તે દિવસે તેઓ આવી પ્હોંચ્યા નહિ અને એ પછી તેમનો પત્ર પણ આવ્યો નહિ આથી ઘણી ચિંતા થઇ અને તપાસ કરાવતાં આખરે હાલ થોડા દિવસ ઉપર માલમ પડયું કે તા. ૧૬ મી જુને લાહોર સ્ટેશને આગગાડીમાંથી તેમનું શબ બહાર કાઢવામાં આવ્યું હતું !

ગુજરાતી સાહિત્યની મણિશંકરે કરેલી અનુપમ સેવા માટેની ગુજરાતી પ્રજાની કૃતજ્ઞતા તેમના ગ્રન્થો હમેશ જાગતી રાખશે, એમની કીર્તિ સભાઓમાં અને જયંતિઓમાં ગવાતી રહેશે, પણ કાવ્યોદ્યાનમાં જે કવિવરને મુખેથી અદ્ભુત રસિકતામય વચનો નિકળતાં અનુભવ થતો કે:

લંબાવેલા સ્વર મધુર આ વ્યોમ માંહે ફરે છે<br>
પુષ્પે પુષ્પે વિટપે વિટપે નૂતનશ્રી ભરે છે !

તરે જે શોભાથી વન વન વિષે બાળ હરિણી,<br>
સરે વા જે રીતે સુર સરિતમાં સૌમ્ય હરિણી;

કરે એવું જ્યોત્સના ભ્રમણ, ભ્રમણે જ્યાં અટકનો<br>
શશાંક પ્રેક્ષીને સુભગ મણિ સેંથે ઝળકનો;

એવી રમણીય મનરકાન્ત કૃતિઓ કવિતાદેવીને સેંથે ઝબકતા સુભગ મણિની ઉપમાથી તેમનું દર્શન કરવાની કલ્પના ઉદ્ભૂત કરતી તે તો 'અમિત એ અવકાશ તણી મહીં' લુપ્ત જ રહેશે. તેમના હૃદયમાં રસનું વિશાળ સરોવર ભરેલું હતું પણ, ભવિષ્ય જમાનાને તો એમજ લાગશે કે ૫૬ વર્ષે અકાળ અવસાન થતા સુધીમાં

'જરા ત્રૂટયાં વાકયો કંઇ કંઈ થઇને રહી ગયાં;<br>
હજારો વર્ષોએ પછિ પણ હવે તો વહી ગયાં'.

પ્રભુ એ અમર આત્માને સનાતન શાન્તિ આપો.

રમણભાઈ મહીપતરામ નીલકંઠ

---

ઇશ્વરની ગતિ ન્યારી છે. ગયા માસમાં અમે 'પૂર્વાલાપ'નું અવલોકન કરી રહ્યા હતા અને તેના અનુસન્ધાનમાં એ કાવ્યોના રચનાર આલતા નવા યુગના 'નવલ સાદ' થી પ્રેરણા પામી નવો કાવ્યાલાપ ગુજરાતને સુણાવે એવી આશા પ્રદર્શિત કરતા હતા તે વખતે એ પોતે તો આ ફાની દુનિયાની પોતાની સફર પૂરી કરી અમરધામની યાત્રા ઉપર ચડી ગયેલ હતા. કાન્તની મધુર કોમળ પદાવલીના રસજ્ઞો જાણીને અત્યંત ખેદ પામશે કે પૂર્વાલાપ એ તેમની પ્રસાદીનો પહેલો સંગ્રહ તે જ તેમનો છેલ્લો સંગ્રહ હોવાનું વિધાતાનું નિર્માણ છે. પૂર્વાલાપને છાપવાની ગોઠવણ કરી તેઓ ઉત્તર હિન્દુસ્તાનની મુસાફરીએ ગયેલા અને દિલ્હી, આગ્રા, હરદ્વાર વગેરે મનોહર સ્થળો જોઇ સૌંદર્યનો ઉપાસક તેમનો આત્મા તેમને કાશ્મીર સુધી લઇ ગયો. ત્યાં તેમણે લગભગ બે માસ ગાળ્યા; ત્યાંથી પાછા ફરતાં કાશ્મીરની ગુલાબી ઠંડી અનુભવી રહેલ તેમનું શરીર પંજાબની સખત ગરમી સહન કરી શકયું નહીં અને રાવલપિંડીથી દિલ્હી આવતાં માથા પર લોહી ચડી જવાથી તેમનું અવસાન થયું. આગ્રાના તાજમહાલ ઉપર તે મોહી પડયા હતા અને સૌંદર્યના એ અનુપમ નમૂનાનું પોતે વર્ણન લખવાનો મનોરથ કરી રહ્યા હતા. કાશ્મીરમાં તેઓ શિખધર્મનો અભ્યાસ કરતા હતા અને એકંદર પ્રવાસથી તેમને આનંદ થયેલો અને

કંઈ કંઇ નવું સાહિત્ય રચવાની તેમને સ્ફુરણા થઈ હોય એમ તેમના પત્રો પરથી જણાય છે. તેમનો નાનો પુત્ર જયન્તકુમાર મુંબઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ભણે છે તેને મળવા માટે તે મુંબઇ જવા નીકળ્યા હતા. પોતાના છેલ્લા પત્રમાં લખે છે કે "હું અહીંથી પરબાર્યો મુંબઇ જઈ મારી જૂની એલ્ફિન્સ્ટન કોલેજની હોસ્ટેલ્સમાં ચિ. જયન્તના મહેમાન તરીકે એક અઠવાડીઉં ગાળીશ અને કૉલેજના પ્રિન્સિપાલના અધ્યક્ષપણા નીચે એક બે વ્યાખ્યાનો પણ આપીશ. પછી હું ભાવનગર આવીશ." પરંતુ આ મુરાદ પૂરી પડે તે પહેલાં તો તેમનો આ જગતમાં વાસનો અવધિ પૂરો થઇ ચુક્યો હતો. **બલીયસિ કેવલમીશ્વરેચ્છા.**

મણિશંકરનો જન્મ કાઠિઆવાડમાં અમરેલી પ્રાન્તના દામનગર મહાલના ચાવંડ નામે નાના ગામડામાં એક સંસ્કારી પ્રશ્નોરા બ્રાહ્મણ કુટુમ્બમાં વિ. સં. ૧૯૨૪ માં થયેલો. તેમના દાદા મુકુન્દજી ભટ્ટ વિદ્વાન પુરાણી તથા વૈદ્ય હતા અને ગુજરાતીમાં સારાં પદ રચતા. તેમનાં કેટલાંક પદ બ્રહત્ કાવ્યદોહનના સાતમા ભાગમાં પ્રસિદ્ધ થયેલ છે. તેમની ઉમર આઠ વર્ષની હતી તે વખતે તેમના મોટા ભાઇ માધવજી રતનજી રાજકોટ ટ્રેનિંગ કૉલેજમાંથી પસાર થઇ માંગરોળની ગુજરાતી નિશાળના મુખ્ય શિક્ષક તરીકે નીમાયા. એટલે તે માંગરોળ ગયા અને પોતાનો ગુજરાતી અભ્યાસ ત્યાં કર્યો. ને પછી અંગ્રેજી અભ્યાસ થોડો વખત ગોંડળમાં કરી પછી રાજકોટ આલ્ફ્રેડ હાઇસ્કૂલમાં કરેલો. તે વખતે મરહુમ બેરામજી એદલજી ગિમિ તે સ્કુલના હેડમાસ્તર હતા. મી. ગિમિ એક સખત નિયમન પાળનાર અને શિક્ષણના કામમાં ઘણાં કાબેલ હેડમાસ્તર તરીકે મુંબઇ ઇલાકામાં થઈ ગએલા હેડમાસ્તરોની પહેલી પંક્તિમાં મૂકાય છે. તેમની પાસેથી મણિશંકરે અંગ્રેજી સાહિત્યનો અને ખાસ અંગ્રેજી કવિતાનો શોખ મેળવેલો. મેટ્રિક પસાર થતાં તેઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા અને ત્યાં પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થની અસર તેમના પર થઈ. શેલી, બાયરન, કીટ્સ, વર્ડ્ઝવર્થ એ કવિઓનો ગાઢ અભ્યાસ તેમણે પોતાના કૉલેજના અભ્યાસ દરમિયાન કરેલો. પાલ્ગ્રેવની ગોલ્ડન ટ્રેઝરી તે વખતે બી. એ. માં ચાલતી અને પ્રિ૦ વર્ડ્ઝવર્થની તે શીખવવાની ખૂબી અદ્ભુત હતી. મણિશંકરની રસિકતા વર્ડ્ઝવર્થે પિછાની હતી અને કહેવાય છે કે એક વખતે મણિશંકરનો અંગ્રેજી કવિતા ઉપરનો જવાબ તેમણે વર્ગમાં વાંચી બતાવેલો. બી. એ. થયા પછી તેઓ મુંબઇમાં કાયદાનો અભ્યાસ કરતા હતા તે અરસામાં વડોદરાનરેશ સયાજીરાવ મહારાજાએ પ્રોફેસર ગજ્જરને કલાભવનની સ્થાપના કરવા બોલાવ્યા અને મી. ગજ્જરે મણિશંકરને કલાભવન સાથે જોડી દેવામાં આવેલ શિક્ષણપદ્ધતિશાળાના હેડમાસ્તર તરીકે પસંદ કર્યા. એ જગ્યાએ તેઓએ દશ વર્ષ કામ કર્યું અને એ દશ વર્ષના અરસામાં તેઓની પાસે શિક્ષણ લીધેલ વિદ્યાર્થીઓ આજે વડોદરા રાજ્યના કેળવણીખાતામાં મુખ્ય સ્થાને છે. તેઓ બધા તેમના શિક્ષણની ખૂબીની, ખાસ કરી ગુજરાતી કવિતા ઉપરનાં અને તર્કશાસ્ત્ર પરનાં તેમનાં વ્યાખ્યાનો અને શિક્ષકના ધંધાને માટે જે માન અને આદર તેઓ પોતાના શિષ્યોમાં પેદા કરતા તે માટે નિરંતર યાદ કરે છે. કલાભવન છોડી મી. ગજ્જર મુંબઇ ગયા ત્યારે તેમને પણ સ્થાન ફેરવવાનું આવ્યું અને પ્રથમ મુંબઇ પોતાના કાયદાનો અધૂરો રહેલો અભ્યાસ પૂરો કરવાના વિચારથી ગયા. ત્યાં જે. જી. વિલ્કીન્સન કૃત સ્વીડનબોર્ગનું લઘુચરિતનું પુસ્તક તેમના વાંચવામાં આવ્યું અને એ પુસ્તક પરથી તેઓ સ્વીડનબોર્ગનાં બધાં પુસ્તકો વાંચવા તરફ દોરાયા. અને ત્યારથી તેઓનો સ્વીડનબોર્ગનો અભ્યાસ સતત જારી રહ્યો. પછી થોડા વખતમાં તેઓએ ભાવનગર રાજ્યની નોકરી સ્વીકારી અને ત્યાં કેળવણી ખાતામાં, થોડો વખત કૉલેજમાં અને પછી દિવાન ઓફીસમાં કામ કરતા હતા. આ સાલમાં તેમની નોકરીની મુદત પૂરી થતી હોવાથી પેન્શન પર ચડવાની તૈયારી હતી અને તે ચડેલ હકની રજા ભોગવવા માટે મુસાફરીએ નીકળ્યા હતા ત્યાંથી પાછા ફરતાં આ બનાવ બન્યો.

સ્વીડનબોર્ગના અભ્યાસથી તેઓના ધાર્મિક વિચાર ઉપર ઉંડી અસર થઇ અને આખરે તેમણે સ્વીડનબોર્ગે સ્થાપિત કરેલ ન્યુ ડિસ્પેન્સેશન ચર્ચના સિદ્ધાંતો સ્વીકારી ક્રિશ્ચિયન ધર્મમાં પ્રવેશ કર્યો. પણ થોડા વખતમાં તેમને અનુભવ થયો કે પુસ્તકદ્વારા ભણેલ ક્રિશ્ચિયન ધર્મ અને સમાજમાં પળાતો ક્રિશ્ચિયન ધર્મ આ બેમાં ઘણો વિશાળ અંતર છે. આથી તેઓ ભાવનગર આર્યસમાજની દ્વારા ફરી હિંદુસમાજમાં દાખલ થયા. આ પરિવર્ત્તનની તેમના જીવન પર ઘણી ગંભીર અસર થયેલી અને તે કેટલેક અંશે પૂર્વાલાપમાં જોઇ શકાય છે.

તેમના મિત્રવર્ગમાં સર પ્રભાશંકર પટ્ટણી, રા. બળવંતરાય ઠાકોર, રા. બ. રમણભાઇ, રા. રાજારામ રામશંકર શાસ્ત્રી, સ્વ. સુરસિંહ, સ્વ. અમૃતલાલ પઢીયાર, ત્રિભુવન કવિ તથા પાછળથી રણજીતરામ એ મુખ્ય હતા. બળવંતરાય ઠાકોર સાથેની એમની મૈત્રીની સાક્ષી એમણે શિક્ષણના ઇતિહાસમાં આપેલી અને આ વર્ષે પૂર્વાલાપ અને ઉગતી જુવાનીનાં બન્ને મિત્રોનાં એકબીજાને અર્પણમાં દેખાય છે. ગુજરાતી સાહિત્યમાં તેમની પ્રથમ પ્રસિદ્ધિનું માન રા. બ. રમણભાઇને ઘટે છે. ઇ. સ. ૧૮૮૯ માં બુદ્ધિપ્રકાશમાં તેમણે 'મારી કિસ્તી' પ્રસિદ્ધ કરી અને તે પછી થોડા વખતને અંતરે વસંતવિજય મકરંદની સહી સાથેની ગીતાની ટીકા સાથે બહાર પાડયું. તે પછી ચક્રવાક મિથુન રા. ઠાકોરની ટીકા સાથે બહાર પડયું. અને કાન્તનું નામ ગુજરાતી કાવ્ય સાહિત્યમાં મશહૂર થયું. તે પછી તેમની કવિતાઓ છૂટક છૂટક માસિકોમાં આવતી અને તેનો નાનો જેવો સંગ્રહ રા. હિં. ગ. અંજારિયાએ કાવ્યમાધુર્યમાં આપેલો છે. કવિતામાં તેમણે ઘણા નવા સફલ પ્રયોગો કરેલા જેની અસર નરસિંહરાવ, ન્હાનાલાલ, કલાપિ વગેરેની તે પછીની કૃતિઓમાં સ્પષ્ટ જોઈ શકાય છે.

ગદ્યમાં તેમનું પ્રથમ પુસ્તક ખરી મહોબ્બત યાને ગુલબાસનું ફુલ નામે એક નાની વાર્તા હતી જે તેમના નાનપણમાં લખાયલી હતી; ગ્રેજ્યુએટ થયા પછી તેમનાં ગદ્ય લખાણો પ્રસિદ્ધ થવા લાગ્યાં તેમાં પ્રથમ 'પ્રજાઓની વાર્તામાળા'નું ઇંજિલ હતું. પછી શ્રી સયાજી જ્ઞાનમંજૂષાના પ્રથમ મણકા તરીકે તેમણે શિક્ષણનો ઇતિહાસ લખ્યો. આ પુસ્તક ઉપર તેમણે પુષ્કળ શ્રમ લીધેલો અને તેના કેટલાક ભાગ માટે તેમને ઉંડો અભ્યાસ કરવો પડેલો. ત્યારપછી ગુ. વ. સોસાઇટીને માટે તેમણે પ્રેસિડન્ટ લિંકનનું ચરિત્ર લખ્યું અને તેને લગતો ઐતિહાસિક ઉપોદ્ઘાત પ્રો. બળવંતરાય ઠાકોરે લખ્યો. આ બન્ને પુસ્તકોની અંદર તેમની લેખનશક્તિનો પ્રબળ મર્મઘાતક ઉત્સાહપ્રેરક પ્રવાહ નજરે પડે છે. કાર્લાઇલ કૃત ગેથીના વિલ્હેલ્મમીસ્તરમાંથી તેમણે એક નાની વાર્તા એક દેવીના આત્મવૃત્તાંતને નામે ઉતારી હતી. લૅન્ડોરના કાલ્પનિક સંવાદો પરથી કેટલાક સંવાદો રચેલા અને ચંદ્ર વગેરે માસિકોમાં તે પ્રસિદ્ધ કર્યા હતા. લગ્નસ્નેહ અને સ્વર્ગ અને નરક એ સ્વીડનબોર્ગનાં ભાષાન્તર છે. તે ઉપરાંત સિદ્ધાંતસારનું અવલોકન જ્ઞાનસુધામાં આપ્યું હતું અને હીરામાણેકની એક મોટી ખાણ કુમાર અને ગૌરી નામે એક સ્વતંત્ર વાર્ત્તા લખવા માંડેલી પણ તે પૂરી થઇ શકી નથી. પહેલી સાહિત્ય પરિષદ વખતે આપણું નવું કાવ્ય સાહિત્ય એ નામે એક વિસ્તૃત નિબંધ લખેલો હતો. રોમન સ્વરાજ નામનું નાટક હાલમાં 'ગુજરાત'માં છપાય છે.

વ્યાખ્યાનોમાં તેઓ શ્રોતાજનો ઉપર અદ્ભુત અસર ઉપજાવી શકતા. મુંબઇની ગુર્જર સભાની એક બેઠકમાં તેમણે ઇબ્સેનના એક નાટકની વાર્તા કહી સંભળાવી શ્રોતાઓનાં મન સાનંદાશ્ચર્યમાં ગરકાવ કરી નાંખેલાં જાણ્યાં છે. તે જ પ્રમાણે પ્રસંગ આવ્યે તેઓ સખત પ્રહાર પણ કરી શકતા હતા. જેઓએ તેમને બોલતાં સાંભળેલા તેઓને તો તેમની તે ભવ્ય મૂર્તિ, તેમનો બુલંદ પણ મધુરો અવાજ, તેમની ઉન્નત વિચારશ્રેણી એ આંખ આગળ તર્યાજ કરે છે.

અત્યારે દેશમાં પ્રવર્તતી રાષ્ટ્રીય જાગૃતિની અસર તેમના પર પણ થયેલી અને તેઓની સલાહ અને ઉત્તેજના ભાવનગર શહેર સમિતિના સભ્યોને ઘણી મદદકારક હતી.

તેમનામાં ત્રુટિઓ અનેક હતી. કયો મનુષ્ય તે સિવાયનો આ જગતમાં જન્મ્યો છે ? પણ તેમણે ગુજરાતી સાહિત્યમાં કેટલીક અમર કૃતિઓ અને પોતાની ઉન્નતભાવપૂર્ણ લેખનશક્તિનો સુંદર નમૂનો ગુજરાત પાસે રજુ કર્યો છે. દરેક કલાવીરને મુખ્ય આનંદ પોતાની કલાના સર્જન કાર્યની ખુમારીનો છે. તેથી ઉતરતો બીજા દરજ્જાનો આનંદ તે તે કળાના રસિક મર્મજ્ઞોની કદરશનાસીમાં રહ્યો છે. એ બન્ને જાતના આનંદ તેમણે પોતાના જીવનમાં સારા પ્રમાણમાં ભોગવ્યા છે. હવે પછીના જમાનામાં તેમની કૃતિઓનો અભ્યાસ વધારે તટસ્થ દષ્ટિબિન્દુથી થઇ શકશે એટલે એ કદરશનાસીમાં ઓર વધારો કરશે એ નિઃસંશય છે.

ઉ.

---

કાન્તનું અવસાન માત્ર એમનાં સ્વજનને જ નહિ પણ તેમના શિષ્યોને, તેમના સ્નેહીઓ ને પરિચિતોને પણ એટલુંજ દુઃખકારક લાગશે. તેમનો શિષ્યવર્ગ મોટો હતો અને જો કે આપણા કાવ્યસાહિત્યમાં તેમનું સ્થાન કંઇક એકલું પડી ગયેલું, તેમનું જીવન પણ કંઇક એકલું પડી ગયેલું લાગતું હતું છતાં તેમનો સ્નેહીવર્ગ, અને તેમની જુવાન વયથી જ તેમના તરફ આદર ધરાવનારો વર્ગ ઘણો મોટો હતો.

સાધારણ પરિચયથી તેઓ પૂરા સમજી શકાય તેવા નહોતા. પ્રથમ સમાગમે તેમની સ્વાભાવિક પ્રૌઢતા, ઉદાત્તતા અને પૌરુષની છાપ મન ઉપર બહુ સચોટ પડતી. આ ગુણોને લીધે જ તેઓ સામાન્ય માણસને કંઇક દુરાસદ લાગતા હશે.

**અતિપરિચયાદવજ્ઞા** એમના તરફ થવી જ અસંભાવિત હતી. પણ આનો અર્થ એવો નથી કે તેઓ સ્વભાવે મળતાવડા નહોતા. જરા વધારે પરિચય પછી દરેક માણસ, એ પ્રૌઢતા, ઉદાત્તતા અને પૌરુષની નીચે માયાળુતા, સૌજન્ય, ઉદારતા, સમભાવ જોઇ શકતો. સ્ત્રીઓ તરફની આદરવૃત્તિ અને કોમલતા, જે ખરા પુરુષમાં જ સંભવી શકે છે, તે તેમનામાં હતી. પોતાના મિત્રવર્ગમાં એ બહુ જ મળતાવડા હતા. તેમની મશ્કરી ઘણી માર્મિક હતી અને ઉચ્ચ સંસ્કારી માણસ જ સમજી શકે તેવી હતી. તેમના અટ્ટહાસ્યમાં તેમનું નિખાલસપણું અને બાળક જેવી સરલતા દેખાતી. અને છતાં તેમનામાં કોઇ સતત ગંભીરતા એવી દેખાતી કે તેમને આપણે પૂરેપૂરા સમજ્યા છીએ એમ ઘણે પરિચયે પણ માની ન શકીએ.

રવીન્દ્રનાથ ઠાકુર વિષે લખતાં કવિ યેટ્સ (Yeats) એક જગાએ કહે છે કે કવિને જુવાન વયમાં કોઇ મહાન કરુણ પ્રસંગ આવેલો. કાન્તને પણ કોઈ મહાન કરુણ પ્રસંગ આવેલો અને તેની અસર તેમના જીવન ઉપર ચિરકાળ રહેલી. પ્રાકૃત જનોનાં જડ હૃદય પર કરુણ પ્રસંગોની છાયા થોડો વખત રહી તેમના જીવનમાં અંધારું કરી પસાર થઇ જાય છે. વધારે દ્રવિત અંતઃકરણોમાં એ કરુણ-

રસ સર્વત્ર વ્યાપી જાય છે. સમસ્ત જીવનને એ રસમય કરી નાખે છે. એની વેદનાથી તેમનાં હૃદય વધારે અંતરમુખ, ગભીર અને ચિંતનાત્મક બને છે અને છેવટ ઇશ્વરની શ્રદ્ધામાં શમે છે. કાન્ત કવિમાં આ દર્દનો તીવ્ર સંવેગ ઘણી જગાએ પ્રતીત થાય છે.

નહીં સ્વજન તે સખી ! સ્વજન એકલી તું હતી,
સહસ્રશત શલ્યમાં હૃદયની પથારી થતી !

પછીથી એ હૃદય ઇશ્વરની શ્રદ્ધામાં લીન થયેલું પણ આપણે જોઈએ છીએ. પણ એ કરુણની ઝાંશ છેવટ સુધી ખસતી નથી. અને કોઇ પણ સ્વજન પાસે નહિ એવી સ્થિતિમાં થયેલા તેમના અવસાનથી એ સમસ્ત જીવન જાણે આખું એક કરુણાન્ત ભવ્ય કાવ્ય થઇ રહે છે.

કવિના જીવનમાં તેમનો કુદરતપ્રેમ બહુજ સ્પષ્ટ દેખાતો. તેમનો કુદરતનો પ્રેમ પુસ્તક મારફત મેળવેલો કે પુસ્તકો દ્વારાજ અનુભવેલો નહોતો પણ કુદરત સાથેનો અવ્યવહિત–સીધા સંપર્કનોજ હતો. સુંદર ઝાડ વેલ ફૂલો તરફ બાલકની મુગ્ધ આંખે તેઓ જોઇ રહેતા અને બાલક માતાને અડે તેમ તેમનો સ્પર્શ કરતા. કલાકોના કલાકો સુધી કુંડમાં ન્હાતા, અને કોઈ શરીર બગડવાની શંકા કરતાં કહેતા કે પાણી તો માતા છે અને ન્હાતાં ન્હાતાં **आपो हिष्ठा मयोभुवः......उपतोरिव मातरः** એ મંત્રોનો મોટેથી ઉચ્ચાર કરતા. એજ કુદરતપ્રેમ તેમને કાશ્મીર તરફ પ્રવાસે લઇ ગયેલ. એજ કુદરતપ્રેમ તેમનાં કાવ્યોમાં પ્રતીત થાય છે.

તેમનાં કાવ્યો વિશે ગયા અંકમાંજ સવિસ્તર વિવેચન થયેલું છે. એટલે અહીં વિશેષ શું લખાય ! કવિને ધરેલા એ દીન ઉપહારનીજ દીનતર ભાવે હવે તેમને પરલોકમાં અંજલિ આપવાની રહે છે.

રા.

---

# પુસ્તકપરિચય

**ઉગતી જુવાની:** કર્તા બળવંતરાય કલ્યાણરાય ઠાકોર. બી. એ. આઈ. ઇ. એસ. આવૃત્તિ ૧ લી. મૂલ્ય. રૂ. ૧-૧૨-૦.

ગૂજરાતી સાહિત્યક્ષેત્રમાં નાટક શિષ્ટ સાક્ષરોની અવજ્ઞા નહિ તો ઉપેક્ષા પામેલું છે. ગૂજરાતમાં નાટકોનો તો અભાવ નથી. પણ રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકોમાંથી બહુ જ થોડાં સાહિત્યમાં સ્થાન લઇ શકે એવાં છે. સાહિત્યક્ષેત્રમાં જેણે પ્હેલેથી જ સ્થાન લીધું છે એવાં નાટકો ભજવાતાં નથી. આનાં અનેક કારણો હશે. રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકોમાં શિષ્ટ સાહિત્યને આવશ્યક ગુણોનો અભાવ હશે. શિષ્ટ સાહિત્યમાં સ્થાન પામેલાં નાટકોમાં 'રૂપણું'ને આવશ્યક ગુણોનો અભાવ હશે. જેમાં આ કારણોનો અભાવ છે ત્યાં બીજી કેટલીક હલકી બાબતો કારણભૂત હોય છે. એક બાજુ નાટકસમાજોના માલિકો કેવળ નફા તરફ દૃષ્ટિ રાખતા કહેવાય છે ત્યારે બીજી બાજુ સાક્ષરો ભજવાતાં નાટકોની અવજ્ઞા કરી નોંધ પણ નહીં લેતા હોય. કારણ ગમે તેમ હોય, પણ બન્ને વચ્ચે અન્તરાય છે એ સિદ્ધ છે. અને એ અન્તરાય સર્વથા અનિષ્ટ અને ત્યાજ્ય છે. તેથી આ અન્તરાય દૂર કરવાના જે જે પ્રયત્ન થાય તે તે દરેક સાહિત્યપ્રેમીએ સાદર વધાવી લેવા જોઇએ. સાક્ષર શ્રી. બળવંતરાય ક. ઠાકોરે આવો પ્રયાસ તેમના હમણાં પ્રસિદ્ધ થએલા 'ઉગતી જુવાની' નામના નાટકમાં કર્યો છે તે માટે અમે તેમને સાદર અભિનંદન આપીએ છીએ.

પ્રો. ઠાકોર પુસ્તકના મુખપૃષ્ઠ ઉપર જ પોતાની કૃતિના વિષય અને યોગ્યતા દર્શાવે છે. 'સાંસારિક નાટક, ભજવાય એવું.' 'સાંસારિક' શબ્દથી તેને ઐતિહાસિક વગેરે બીજા પ્રકારનાં નાટકોથી જૂદું પાડે છે. આ નાટકોનો વિષય સમકાલીન સાંસારિક સ્થિતિ છે. બીજા શબ્દની સ્વાભાવિક રીતે જોતાં જરૂર નથી; કારણ નાટક કહ્યું એટલે એ નટોથી રૂપિત થવાને યોગ્ય છે એ સમજાઇ જાય. પણ આપણા સાહિત્યમાં ઉપર જણાવેલી વિષમ સ્થિતિ હોવાથી તે શબ્દ મુકવાની જરૂર છે. આ કૃતિની કૃતકૃત્યતા ભજવી બતાવવામાં છે એ બાબત આ સાહિત્યકારે ખાસ લક્ષમાં રાખી છે.

આ નાટકમાં ગૂજરાતના અમુક પ્રદેશની 'અવસ્થા-અનુકૃતિ'દ્વારા હાલના કેટલાક સાંસારિક પ્રશ્નોનું નિરૂપણ કરવાનો પ્રો. ઠાકોરે પ્રયત્ન કર્યો છે આ પ્રદેશ તે વડોદરાથી તે મુંબઈ સુધીનો છે. તેમાંએ મુખ્ય સ્થળ 'પાવની નદીને કાંઠે અસલનેર'-નર્મદા નદીને કાંઠે (લાટ દેશનું અતિ પ્રાચીન શહેર) ભરૂચ છે. સાંસારિક પ્રશ્નો તેના મૂળ સ્વરૂપમાં વ્યાપક છતાં તેના નિરૂપણને જેમ પ્રદેશની મર્યાદા છે તેમ કાલની પણ છે. આ નાટકમાં કયા સમયની સાંસારિક સ્થિતિનું નિરૂપણ છે? આની ચોક્કસ કલ્પના કરવી જરા કઠણ છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે એમાં છેલ્લા પાંચ દાયકાની સ્થિતિનું વર્ણન છે. અંગ્રેજી કેળવણી આવ્યા પછીનો સમય છે. વધારે ચોકસાઇથી વિચાર કરતાં કેટલાકને એમ લાગવા સંભવ છે કે એમાં ખાસ કરી છેલ્લા દાય-

એક દૃષ્ટિએ પણ—સંવાદ તરીકે પણ—આ સંવાદ ત્રિશંકુની દશામાં પડ્યો હોય એમ અમને લાગે છે. પ્લેટોના ભાવવાહી સંવાદો અને મર્મસ્પર્શી ઉચિત વાતચિતના અન્તરાલમાં-વાંચતાં બગાસાં આવે એવાં ઔચિત્યવિહીન લાંબાં ભાષણો રૂપી અન્તરાલમાં આ આખો સંવાદ કઢંગી રીતે પડ્યો છે એમ અમને લાગે છે.

વસ્તુસંવિધાનની દૃષ્ટિએ વિચારતાં આ નાટક જરા વિચિત્ર લાગે છે. નાટકકાર પોતે ટિપ્પણમાં કહે છે તે પ્રમાણે "પ્રવેશ ૩ જાથી ૧૦ મા સુધીમાં જે એક સળંગ વસ્તુનું નિરૂપણ છે તેને ઘટતું વાતાવરણ પ્હેલા બે પ્રવેશ આરંભે છે, તો છેલ્લા બે પ્રવેશ તેની કુદરતી શાંતોજ્જ્વલ સમાપ્તિ સાધે છે. આરંભ અને વસ્તુ વચ્ચે ત્રીજો પ્રવેશ તેમ વસ્તુ અને અંત વચ્ચે ૧૦ મો પ્રવેશ પુલની ગરજ પણ સારે છે." આ વાત એકંદરે સાચી છે. પ્રવેશોનો ક્રમ સુઘડ છે. છતાં પણ કોઈ એમ પૂછે કે આ નાટકનું વસ્તુ શું છે? આ નાટકમાં શું બને છે?–તો શું કહેવું! ૧૭૪ પાનાંના આ નાટકમાં 'કાર્ય' શોધવા જવું પડે એમ છે. સંવાદોની જાળમાં નાટકનું 'કાર્ય' ક્યાં ગુંચાઈ પડ્યું છે તે શોધવું કઠિન છે. કંચનને લક્ષી જે કાંઈ કાર્ય છે તેમાં પણ પ્રધાનતા ન હોવાથી દૃષ્ટિ આગળથી સરી પડે છે. બાકી તો અમુક કુંવારા છોકરાછોકરીઓની સગાઈ થાય છે તે સિવાય બીજું કાંઈ દેખાતું નથી, અને સગાઈ પણ આપણા સનાતન રિવાજ પ્રમાણે મુરબ્બીઓજ કરી નાખે છે, એટલે આ કથાના યુવાનયુવતિઓને વાતો કર્યા સિવાય ભાગ્યેજ બીજું કાંઈ કરવાનું રહે છે.

નાટકના પાત્રોની યોજના એકંદરે ઠીક છે. પણ બંદર રેખાઓ જેટલી ઘટવી જોઈએ તેટલી સચોટ નથી. પાત્રોના ચિત્તના આલેખનમાં પણ પ્રો. ઠાકોર જેવા વિદ્વાન અને અનુભવી માણસના પાસે જે સૂક્ષ્મતા અને ઔચિત્યની આશા રાખીએ તે પૂરી પડતી નથી. તેમાંએ ઔચિત્યભંગ અનેકવાર થતો જણાય છે. ઉદાહરણ તરીકે, દોલતનું નિરૂપણ તેની વય અને ભણતરના પ્રમાણમાં તદ્દન અજુગતું અને વધારે પડતું છે. પરિણામ એ આવે છે કે તે ડાહ્યો અને ઉમ્મર પ્હેલાં પાકી ગએલા છોકરા જેવો દેખાય છે. તેની ઉમ્મર પંદર કે સોળ વરસની છે અને નવો નવો મેટ્રીક ક્લાસમાં આવેલો છે એ વાત લક્ષમાં રાખીએ તો ત્રીજા પ્રવેશમાં તેના મ્હોંડામાં મુકેલું ભાષણ કેટલું અનુચિત છે તે આપોઆપ જણાઈ આવશે. નાટકકારને પણ આ વાતનું કેટલેક અંશે ભાન હોય એમ લાગે છે; કારણ કે દોલતના લાંબા ભાષણની પ્રસ્તાવનામાં બીજા મુરબ્બીઓ પાસેથી સાંભળેલું તે બોલે છે એમ તેની પાસે કહેવડાવ્યું છે. પણ આતો અમને લાગે છે કે એક લાંબું ભાષણ ગમે તેમ ઘુસાડી દેવાની નાટકકારની બાળક પણ કળી જાય એવી યુક્તિ જ છે. બીજું એક ઉદાહરણ. શ્રીમતી પોતાની માને કહે છે: "બા, મ્હારી ઈચ્છા, કહું? લગ્ન એટલે મેં તો ત્હને ને બાપાને જ દીધાં છે." સુધરેલા અને સહજ લજ્જા અને મર્યાદાના પ્રેમથી યુક્ત કુટુમ્બોમાં પણ દીકરીઓ આ પ્રમાણે પોતાની માને અભિનંદન આપતી હશે કે કેમ તે અમે જાણતા નથી. અમને તો એમાં કુંવારી દીકરી અને મા વચ્ચે કયા પ્રકારની સહજ મર્યાદા હોય છે તે વિશેનું નાટકકારનું અજ્ઞાન જ દેખાય છે. અને એનું જ્ઞાન હોય તો જાણી જોઈ ને ઉપેક્ષા કરી હશે એમ લાગે છે. પણ આવી ઉપેક્ષા "કુદરતની તાદૃશ છબી" દેખાડવાનો દાવો કરતા નાટકમાં તો અક્ષમ્ય ગણાય. ત્રીજી જાતનો દાખલો લઈએ. માનસિક પરિવર્તનની દૃષ્ટિએ વિચારતાં કંચનમાં થતો ફેરફાર સ્વાભાવિક ક્રમમાં થતો હોય એમ લાગતું નથી. વ્યસનમાં ગરક થઈ ગએલા છોકરા બે ત્રણ થાપટોથી સુધરી જતા હોય તો તો સુધારાનો માર્ગ બહુ સરળ થઈ જાય. આવાં બીજાં અનેક ચિન્ત્યસ્થાનો આ નાટકમાં અમને જણાયાં છે. આ નાટકના આહ્લાદક રસ-સ્વાદમાં વધારેમાં વધારે કડુ આ જાતના અનુચિતતાઓ જ લાગી છે.

આ નાટક ભજવવામાં આવે તો કેવી અસર કરે! અમને લાગે છે કે સારી અસર કરે. નાટકકાર

પ્રવેશોની રચના કરવામાં બહુ નિપુણતા બતાવી છે. અફલાતુની સંવાદ અને પહેલા પ્રવેશનો અંતિમ ભાગ જેનો નાટકકાર પોતાના ટિપ્પણમાં **યેનકેન પ્રકારેણ** બચાવ કરે છે, તે બાદ કરીએ તો બાકીના પ્રવેશો પ્રેક્ષકો ઉપર સરસ અસર કરે એમ અમને લાગે છે. વાંચતાં જે પ્રવેશો ખૂબ અસર કરે તે જોતાં પણ કરે કે કેમ તે કહી શકાય નહિં. પણ અમને જ ખાસ ગમ્યા છે તે: 'પ્રવેશ ૫ મો, બે બ્હેનોઃ કલ્પના અને મુંઝવણની એકમેકથી થતી વિક્રિયા,' 'પ્રવેશ ૯ મો બીજી બે બ્હેનોઃ કોશેટામ થી પતંગિયું,' કેટલેક અંશે અસંભવનો દોષ હોવા છતાં 'પ્રવેશ ૮ મો, પિતાપુત્રઃ નબળાઈનો ઉપાય શો ?' 'પ્રવેશ ૧૧ મો, **स्वागतं ते श्रोपते । : સાત વારનાં રસ** ' અને કેટલેક અંશે છેલ્લો જેમાં નાટકકાર પોતાની પ્હેલાંના નાનામોટા નાટકકારો માફક પોતાના કુંવારા છોકરાછોકરીઓને જોડી દેવાની આતુરતા બતાવે છે. નાટકકારે પ્રત્યેક પ્રવેશની રચનામાં જે કળા દાખવી છે તે સમસ્ત નાટકને કોઇ એક સ્ફુટ અને પ્રધાન કાર્યથી સંકલિત કરવામાં દાખવી હોત તો આ નાટક જરૂર એક ઉત્તમ કૃતિનું સ્થાન લેત. પણ આ દોષ તો આપણા 'પંડિત કવિઓ'ના વારસાથી ઉતરેલો છે. માઘ વગેરે મહાકવિઓએ પ્રત્યેક શ્લોક અને સર્ગ ઘડવામાં જે પ્રતિભા અને ચાતુર્ય દાખવ્યાં છે તે તેની સમગ્રતાને કલા—અંકિત કરવામાં વાપર્યાં નથી.

સરવાળા બાદબાકી કર્યા પછી પણ આ નાટકમાં જે સારૂં રહે છે તે માટે અમે નાટકકારના કૃતજ્ઞ જ છીએ. અને પુનઃ સ્વાદુતર મેવાદીની યાચના કરીએ છીએ.

૨.

---

## પ્રતાપ પુસ્તકાલયનાં હિંદી પુસ્તકો

ગુજરાતી ભાષામાં નીકળતાં પત્રોમાં જે સ્થાન નવજીવનને છે અને મરાઠીમાં કેસરીને છે તે સ્થાન હિંદીમાં કાનપુરથી પ્રસિદ્ધ થતા સાપ્તાહિક પત્ર પ્રતાપને છે. પ્રસિદ્ધ દેશભક્ત ગણેશ શંકર વિદ્યાર્થીએ સ્થાપેલ આ પત્રના પુસ્તકાલય તરફથી ત્રણ પુસ્તકો અમને મળ્યાં છે તેની પ્હોંચ અમે ધન્યવાદપૂર્વક સ્વીકારીએ છીએ.

**અકાલી દર્શન:** ગુરૂ ગોવિંદસિંહના સમયમાં જે બહાદુર લોકો તેમની સાથે રહી મુસલમાનો સામે લડયા હતા તેમને અકાલી નામ આપવામાં આવ્યું હતું. અકાલી એટલે જેને કાલ—મૃત્યુ—નથી તે. તેઓમાંના ઘણા વારંવાર વિજય મેળવી પાછા આવતા હતા, અને કેટલાક જે રણક્ષેત્રમાં મરતા હતા તે અમર કીર્તિ પ્રાપ્ત કરતા હતા તેથી તેમને આ નામ મળ્યું. શિખધર્મના જીવનના સંકટ સમયે આ સંપ્રદાયનો જન્મ થયો હતો, અને તેણે તે સંકટમાંથી ધર્મને આબાદ બચાવી લીધો. ગુરૂ ગોવિંદસિંહના પછી જે રાજકીય અને લડાયક કાર્ય ચાલુ રહ્યું તેમાં અકાલીઓએ ખૂબ ભાગ લીધો. મહારાજા રણજીતસિંહના સમયમાં અકાલીઓએ સૈન્યમાં દાખલ થઈ શિખ સામ્રાજ્ય સ્થાપવામાં સંપૂર્ણ સહાય કરી; પઠાણો સાથે થયેલ અનેક વિગ્રહોમાં મોખરે રહી અકાલીઓએ મહારાજાને વિજય અપાવ્યો હતો. રણજીતસિંહના મૃત્યુ પછી શિખ સામ્રાજ્ય કુસંપને લીધે પડી ભાંગ્યું. જો નીચ રાજસેવકોએ વારંવાર દગાબાજી ન કરી હોત તો અકાલી સૈન્યે બ્રિટિશ સેનાને પંજાબમાં પગ પણ મૂકવા દીધો હોત નહિ. અને આમ થયું હોત તો, કોણ કહી શકે છે કે પંજાબનો—પંજાબ જ કેમ ? ભારતવર્ષનો—ઇતિહાસ કેવી રીતે લખાત ? શિખ સામ્રાજ્યના પતન પછી અકાલી સંપ્રદાયનો પ્રભાવ નાશ પામ્યો. પરંતુ કેટલાંક વર્ષોથી એવા બનાવો બનતા આવે છે કે જેથી અકાલીઓ ફરી જોર પર આવ્યા છે. ૧૯૦૭ નો દોઆબ પ્રદેશનો કાયદો, ૧૯૧૪ ની કોમાગાટામારૂની દુર્ઘટના અને ત્યાર પછી કિરપાણ અને ગુરૂદ્વારાના સુધારાના વિષયમાં સરકારે જે નીતિ ગ્રહણ કરી તેથી અકાલીઓમાં ખરી જાગૃતિ આવી. આ સર્વ હિલચાલોનું વર્ણન આ પુસ્તકમાં અનેક ચિત્રો સાથે આપવામાં આવ્યું છે. જે દરેક ભારતભક્તે એકવાર વાંચવું જોઇએ.

**બલિદાનઃ** ફ્રાન્સના પ્રતિભાશાલી ગ્રન્થકાર વિક્ટર હ્યુગોની નવલકથા "નાઈન્ટી થ્રી" ના સારાંશ રૂપે આ પુસ્તક શ્રદ્ધેય ગણેશ શંકર વિદ્યાર્થીએ તેમના જેલનિવાસ દરમ્યાન લખ્યું છે. પુસ્તકમાં ફ્રાન્સની રાજ્યક્રાન્તિનું જીવતુંજાગતું વર્ણન છે. ૧૭૮૯ માં બેસ્ટાયલનું ભયંકર કેદખાનું પડ્યું. '૯૦ માં ફ્રાન્સમાં જમીનદારી પ્રથાનો અંત આવ્યો, '૯૧ માં રાજ્યસત્તા નાબુદ થઇ, અને '૯૨ માં પ્રજાતંત્રનો જન્મ થયો. ધીરે ધીરે '૯૩ ની સાલ આવી પહોંચી. આ વર્ષમાં એક વિચિત્ર ખેલ ખેલાયો. આખા યુરોપે ફ્રાન્સપર ચડાઈ કરી અને ફ્રાન્સે પારિસ પર ચડાઇ કરી. આ સમયે ક્રાન્તિએ શું કર્યું ? બીજું કાંઈજ નહિ પણ ફ્રાન્સે યુરોપ પર વિજય મેળવ્યો અને પારિસે ફ્રાન્સ પર. આ પ્રમાણે આખી અઢારની સદીમાં '૯૩ ના કરતાં વધારે ભયંકર અને તેજસ્વી વર્ષ બીજું કોઈ નથી. બહારની આફતોથી બચવા માટે ફ્રાન્સની રાષ્ટ્રીય પરિષદે ૩ લાખ યુવકો માગ્યા. જે ખુશીથી આવ્યા તે ઠીક, અને ન આવ્યા તેમને પકડવામાં આવ્યા. પાદરીઓ પર પણ હાથ ચલાવવામાં આવ્યો, રાજાની ગરદન ઉડાવી દીધી અને જબરદસ્તીથી ભરતી થવા માંડી. આથી વેન્ડીના ખેડુતો શાન્ત રહી ન શક્યા. જમીનદારો તથા પાદરીઓ જે માર્યા માર્યા ફરતા હતા તે આ ખેડુતોને આવી મળ્યા, અને સૌએ એકત્ર થઈ પ્રજાતંત્ર સામે ઘોર સંચાલન આદર્યું. "બલિદાન" ની કથા ફ્રાન્સની રાજ્યક્રાન્તિના આ ખંડનો થોડોક ભાગ છે. પુસ્તકની ભાષા સરલ છતાં અતિ સુન્દર છે.

**વજ્રાઘાતઃ** અનુવાદક પં. લક્ષ્મીધર વાજપેયી. આ ગ્રન્થ સ્વ. પંડિત હરિનારાયણ આપ્ટેની મરાઠી નવલકથાનો અનુવાદ છે. બંગાળી નવલકથાકારોમાં જે સ્થાન બંકિમબાબુને અને ગુજરાતી નવલકથાકારોમાં ગોવર્ધનરામને મળ્યું છે તે સ્થાન મરાઠી નવલકથાકારોમાં આપ્ટેનું છે. તેમની ઐતિહાસિક નવલકથાઓમાં "વજ્રાઘાત" નો દરજ્જો ઉંચો છે. તેમાં વિજયનગરના રાજ્યની પડતી તથા ખાસ કરીને તાલીકોટાની લડાઈમ તે સામ્રાજ્ય પર જે ભયંકર વજ્રાઘાત થયો તેનાં આંતરિક કારણો ક્યાં હતા તે વાર્તાના સ્વરૂપમા દર્શાવવામાં આવ્યાં છે. વિજયનગરના રામરાજાએ પરસ્પર લડતા બ્રાહ્મણી બાદશાહોને મદદ કરી પોતની સત્તા પૂબ વધારી દીધી હતી. તેના રાજ્યની સીમા તુંગભદ્રાથી રામેશ્વર સુધી હતી. પણ તેથી મદાંધ થઇ રાજા ભાન ભૂલ્યો. આથી ગોવળકોંડા, વિજાપુર અને અહમદનગરનાં રાજ્યોએ પોતપોતાનું વેર ભૂલી જઈ એકત્ર થઈ વિજયનગર પર ચડાઈ કરી અને તાલીકોટાની લડાઈ થઈ એ લડાઈમાં રાજા હાર્યો અને માર્યો ગયો. પછી મુસલમાનોએ વિજયનગરમાં પ્રવેશ કરી સંકડો વર્ષોથી એકત્ર થયેલા સંપત્તિની લૂટ ચલાવી. વિજયનગર પર થયેલા આ ભયંકર વજ્રાઘાતનું વર્ણન આ પુસ્તકમાં આપ્યું છે. તેમાં મનુષ્યસ્વભાવનું તથા મનોવિકારોનું આબેહૂબ વર્ણન કરવામાં આવ્યું છે. કોઈ કોઈ જગ્યાએ કૂટનીતિનું અપ્રતિમ દર્શન કરાવ્યું છે. ઐતિહાસિક નવલકથાના શોખીનોને આ પુસ્તક વાંચવા જેવું છે.

ન. જ. વિ.

# બાળરામાયણ

'સીતાહરણ'* નામના નાનકડા પુસ્તકની ટૂંકી પ્રસ્તાવના લખવાનું મને થોડા સમય ઉપર પ્રાપ્ત થયેલું. તેના ઉપર મુગ્ધ થઇ થોડા શબ્દમાં તેની જેટલી સ્તુતિ થઈ શકે તેટલી મેં કીધેલી. પણ તેનો વિસ્તૃત પરિચય આપી કોઇક કોઇક સ્થળે સહેજ કાપકૂપ, વધઘટ કે ફેરફાર સૂચવી તેનું સૌંદર્ય વધે એ હેતુથી અવલોકવાનો તે પ્રસ્તાવના લખતાં પ્રસંગ ન હતો. આ સ્થળે તેમ કરવાનો હેતુ છે, કે જેથી એ સૂચના બાળરામાયણના 'સીતાહરણ' પછીનો ભાગ લખતાં લેખકને કાંઇક ઉપયોગી થાય.

'અરેબીઅન નાઇટ્સ' માં પહેલી જ કથા આ પ્રમાણે છેઃ એક વેપારી હતો. તે બહુ ધર્મનિષ્ઠ હતો. સૌ વાતે સુખી હતો. એકવાર પ્રવાસે નીકળ્યો ત્યાં તેને કોઈ જીન મળ્યો. વેપારીએ ખજૂર ખાઇને નાંખેલા ઠળીઆ પોતાના છોકરાને વાગ્યા અને તેથી તે મરી ગયા, એમ કહી જીન તેને ગળે પડ્યો, અને ગળી જવા તૈયાર થયો. પેલાએ તેને ખૂબ સમજાવ્યો પણ તે સમજ્યો નહીં ત્યારે તેણે તેની પાસે એક વર્ષની અવધ માગી પોતાનાં સ્ત્રીછોકરાંની વિદાય લઈ આવવાની રજા માગીને કહ્યું કે બરોબર એક વર્ષ પછી આ જ ઠેકાણે આવીશ, પછી તું મને ખાઇ જજે. એક વર્ષ પછી તે સત્યવ્રત વેપારી તે જ સ્થાને જઇને બેઠો. પેલો રાક્ષસ તેને ખાવા જતો હતો ત્યાં ઈશ્વરે જાણે વેપારીને માટે ત્રણ મદદગાર મોકલ્યા. એકની પાસે એક હરણી હતી, બીજાની પાસે બે કૂતરા હતા, ત્રીજાની પાસે કાંઇક ત્રીજું હતું. પહેલાએ રાક્ષસને વિનવવા માંડ્યોઃ 'તું જેને ખાવા ધાય છે તેની કથાના કરતાં વધારે અદ્‌ભુત કથા કહી તને રાજી કરૂં તો આ માણસને તું ત્રીજા ભાગનું આવર્દા નહીં આપે?' કથાના રસીઆ પેલા જીનને એ વાત પસંદ પડી, કથા સાંભળી, અને ખુશ થઇ ત્રીજા ભાગનું આવર્દા બક્ષ્યું. બાકીના બે જણાએ પણ એકએકથી ચઢીઆતી વાતો કરી બંનેએ ત્રીજા ભાગનું આવર્દા પેલા વેપારીને મેળવી આપ્યું, અને તેમ કરી વેપારીને જીવતદાન અપાવ્યું.

આવી કથા છે. વેપારી સત્યવ્રત હતો તેથી તેને સંકટમાંથી ઉગારનારા સ્વાભાવિક રીતે જ મળી આવ્યા એમ આર્ય સંસ્કૃતિમાં ઉછરેલો દરેક માણસ કહે. પણ ૧૦૦૧ વાર્તાઓ લખનારને આરંભ જીવનના પ્રાણરૂપ વાર્તાઓ કહેવાની પ્રથાને અમર કરવી હતી, એટલે તેણે વાર્તા કહેવામાં પ્રાણ આપવાનો સૌથી મ્હોટો ગુણ છે, એમ બતાવી દીધું. વઝીરની દીકરી શાહેરાઝાદ આમ પહેલી જ કથામાં પોતે કથાઓ કહીને શું જાદુ કરવા માગે છે તેનો ઈશારો કરી દે છે. આખો 'અરેબીઅન નાઇટ્સ'નો ગ્રંથ કથા અને આખ્યાનોમાં રહેલી જીવતદાન આપવાની શક્તિની સાક્ષી પૂરી રહ્યો છે. આપણાં પ્રાચીન આખ્યાનોને અંતે આખ્યાન સાંભળનાર 'સર્વપાપવિનિર્મુક્ત' થશે એવું વાંચીએ છીએ. તુલસીરામાયણમાં દરેક કાંડને અંતે અમુક આખ્યાન ગાનાર કે સાંભળનાર વિરાગ, જપ, જોગ, તપ વિના 'રામ ભગતિ દૃઢ પાવહિં', 'જિના નાર

* લે. ચંદ્રશંકર શુક્લ (નવજીવન પ્રકાશન મંદિર)

ભવસિંધુ તરહિં,' વિજય, વિવેક, વિભૂતિ ત્રણે મેળવશે એવું વાંચીએ છીએ. આખ્યાન સુણનારને જ્યારે આવી રિદ્ધિસિદ્ધિ પ્રાપ્ત થતી હોય ત્યારે આખ્યાન કહેનારને વિષે તો પૂછવું જ શું? પણ આખ્યાન કહેવાનો મહિમા જે મનોરમ રીતે 'અરેબીઅન નાઇટ્સ' માં આપવામાં આવ્યો છે તેવો બીજે ક્યાંયે નથી આપવામાં આવ્યો એમ મને લાગે છે. પણ એવી જીવતદાન આપવાની શક્તિ, આખા શહેરની કન્યાઓને આઝાદ કરવાની શક્તિ, શહરઆઝાદ જેવી આખ્યાન કહેનારામાં જ હોઈ શકે.

મિત્રો પાસે 'વાર્તાવિનોદિ'નું પદ પામેલા કાકાસાહેબ રામાયણની કથા બાળકોને કહેવા માટે શહરઆઝાદ જેવા કોઇ સંસ્કારી કથા કહેનારની શોધમાં હતા, અને તેમને ભાઇ ચંદ્રશંકર જડ્યા. અનુપમ શિક્ષકનાથી આવિષ્કાર પામેલી શક્તિવાળા યોગ્ય શિષ્યના પરિશ્રમનું આ બાળરામાયણ પ્રથમ ફળ છે.

મૂળ રામાયણ અને આધુનિક રામાયણો જોઇ, કથા માટે મૂળને ઘણુંખરૂં વળગી રહી, લેખકે કુમળી વયનાંઓને મુગ્ધ કરે એવી રીતે એ પ્રાચીન કથાની ઘટનાઓને ગૂંથી છે. અને એ ગૂંથણી અપૂર્વ રીતે થઇ છે. ચિત્રકારના ચિત્રની કુશળતા ચિત્રની પૃષ્ઠભૂમિ ઉપર જેટલો તેટલો આધાર રાખતી નથી. આકાશના દિનવર્ણા પટની પૃષ્ઠભૂમિ ગ્રહો અને નક્ષત્રોની શોભા પ્રકટ કરી શકતી નથી; તેને માટે તો રજનીવર્ણા પટની જ જરૂર છે—અને રામાયણનાં ઉજ્જ્વલ પાત્રોના ચિત્રણને માટે જે રજનીવર્ણી પૃષ્ઠભૂમિ ભાઇ ચંદ્રશંકરે પસંદ કરી છે તેમાં તેમની કુશળ ચિત્રકળાનો સરસ પરિચય થાય છે. સામાન્ય રીતે રામકથાનો રામજન્મથી આરંભ થાય છે. વાલ્મીકિમાં પણ કોશલ દેશ, તેના અધીશ દશરથ, અને તેને ત્યાં પુત્રજન્મ એ કથાથી આરંભ થાય છે અને છેક ઉત્તરકાંડમાં રામજન્મ પહેલાંની પૃથ્વીનો પરિચય મળે છે. અધ્યાત્મરામાયણમાં બાળકાંડના પ્રથમ સર્ગનો પ્રથમ શ્લોક

यःपृथ्वीभरवारणाय दिविजैःसंप्रार्थितश्चिन्मयः

એ શબ્દોથી શરૂ થાય છે. એ 'પૃથ્વીભર' ની ગુરુતામાં જ રામજન્મની મહત્તાનું પ્રમાણ મળે છે. એ 'પૃથ્વીભર' નું સુંદર આલેખન કરીને ચિત્રની પૃષ્ઠભૂમિ તૈયાર કરવામાં આવી છે. ગિરિધર કૃત રામાયણમાંયે પૃથ્વીની પીડનું વર્ણન તો છે, પણ એકીવારે એક સમયે રાવણ, કુંભકર્ણ, શૂર્પણખા જેવાંઓનો ત્રાસ, ક્ષત્રિયો અને બ્રાહ્મણોની વઢવાડો, વાલિ સુગ્રીવનાં વેરો, ઋષિઓ અને બ્રાહ્મણોનાં નિત્યકર્મ યજ્ઞયાગાદિનું બંધ પડવું એ બધાનું વર્ણન આ 'બાળરામાયણ'માં જેવી રીતે થયું છે તેવું ક્યાંયે નથી થયું. તુલસીરામાયણમાં છે, પણ તેમાં એ રામઘેલા કવિ રામજન્મની કથા કહેવાને માટે ઉતાવળે ઉતાવળે ઉડી જતા હોય એવું લાગે છે. દાખલા તરીકે રાવણ અને કુંભકર્ણનું ચિત્ર તુલસીમાં આટલામાં જ આવી ગયું છે:

करि विनति पद गहि दससीसा ।
बोलेउ बचन सुनहु जगदीसा
हम काहूके मरहिं न मारे ।
बानर मनुज जाति दुइ बारे ॥
एवमस्तु तुम्ह बड तप कीन्हा ।
मैं ब्रह्मा मिलि तेहि बर दीन्हा ॥
पुनि प्रभु कुंभकरन पहिं गयउ ।
तेहि बिलोकि मन बिस्मय भयउ ॥
जौं एहि खल नित करब अहारू ।
होइहि सब उजारि संसारू ॥
सारद प्रेरि तासु मति फेरी ।
मांगेसि नींद मास षट केरी ॥

गये बिभीषण पास पुनि कहेउ पुत्र बर मांगु ।
तेहि मांगेउ भगवतपदकमल अमल अनुरागु ॥

આની સાથે આ બાળરામાયણમાં આપેલું ત્રણે ભાઇઓનું ચિત્ર સરખાવો. કુંભકર્ણની મતિ ભ્રષ્ટ કરવાને માટે તુલસીદાસે બ્રહ્માની પાસે શારદાનો આસરો લેવડાવ્યો છે. રાજસી, તામસી અને સાત્ત્વિક બુદ્ધિના—જેમની જુદે જુદે કાળે ઉત્પત્તિ થયેલી છે ( Eugenics તો પ્રાચીન ગ્રંથોમાં ક્યાં જોઇએ

ત્યાં જોવામાં આવે છે)—ત્રણ ભાઇઓ પોતાનાં તપનાં ફળ રૂપે, પોતાના સંસ્કાર પ્રમાણે વરદાન માગી લે એ બાળકોને તુલસીના ઉપરના ચિત્રમાંથી નહીં મળે, આ બાળરામાયણમાંથી મળશે. પ્રથમનાં આઠ પ્રકરણોમાં પૃથ્વીની અનેકવિધ પીડનું વર્ણન કરી તેને 'ત્રાહિમામ્' પોકારી રહેલી જણાવવામાં આવે છે, અને પૃથ્વીની સાથે વાચકને પણ રામજન્મને માટે તલસતો કરી દેવામાં આવે છે. રામજન્મ પછીની બધી ઘટનાઓની ગોઠવણીમાં એકંદર રીતે જે વિવેક, કલા, અને મર્યાદા બતાવવામાં આવી છે તે વાચકને સ્થળે સ્થળે અને પ્રસંગે પ્રસંગે જણાઇ આવશે.

પ્રથમ આઠ પ્રકરણમાં તૈયાર કરવામાં આવેલી સમુચિત પૃષ્ઠભૂમિ વિષે આટલું કહી, એક બે સૂચના કરીશ. આરંભમાં ત્રણ ભાઇઓની વાત કહેવા પહેલાં એક પ્રાસ્તાવિક પ્રકરણમાં રામમાહાત્મ્ય વર્ણવનાર એક નાનકડું પ્રકરણ આપી દેવામાં આવ્યું હોત તો સરસ થાત. માહાત્મ્ય કહેવાની શૈલી આધુનિક હોય. આખા પુસ્તકમાં ઇશ્વરી અવતાર તરીકે અને ત્રિલોકદાતા તરીકે તથા અસાધારણ કૃતિઓ કરનારા તરીકે રામને નથી વર્ણવ્યા, રામને તો મનુજ તરીકે વર્ણવ્યા છે. એ ભાવ તો માહાત્મ્ય વર્ણવવા છતાં પણ રહેવો જોઇએ, અને તે છતાં પણ બાળવાચક એમ તો જરૂર જાણી લે કે જેમની જીવનલીલા હું વાંચવા બેઠો છું તેમને વિષે તુલસી જેવા કવિશિરોમણિએ ગાયું હતું કે:

'ભજમન રામ ચરણ સુખદાઇ.'

ત્રણ ભાઈઓને બ્રહ્માની આરાધના કરતા વર્ણવ્યા છે તેના કરતાં ગિરિધરમાં રાવણને મહેશની, કુંભકર્ણને બ્રહ્માની, અને વિભીષણને વિષ્ણુની આરાધના કરતા વર્ણવ્યા છે એ કલ્પના વધારે સુગમ છે. ત્રણેનાં વરદાનો ત્રણ દેવોની ભિન્ન ભિન્ન શક્તિને અનુસાર હોવાનું એથી જાણ થાય છે.

'ગોકર્ણ તીર્થમાં રાવણે આરાધ્યા ત્રિપુરાર'.
'મંદરાચળ ઉપર બેઠા કુંભકર્ણ બળવંત
'બ્રહ્માનું તપ માંડ્યું તેણે કરતો હર્ષ અનંત.'
'વિભીષણે વિષ્ણુ આરાધ્યા.' (ગિરિધર)

રામજન્મ પહેલાં દશરથના આલેખનમાં એક બે વસ્તુનું કથન ઉપયોગી થઇ પડત એમ મને લાગે છે. એક શ્રવણાખ્યાન, અને બીજું નૃપપર્વતની સાથેનું યુદ્ધ: આ બંને વસ્તુથી દશરથનું પાત્રાલેખન વધારે યોગ્ય થાય છે, અને બીજા પ્રસંગથી ભરત જેવા પ્રેમશૌર્યશીલ પુત્રની જનની કેવળ દુષ્ટ હતી એવો જે પાછળની ઘટનાઓથી ખ્યાલ થાય છે તે અધૂરો ખ્યાલ છે એમ પ્રગટ થશે.

શ્રવણાખ્યાન, વાલ્મીકિને અનુસરી, લેખકે દશરથના અવસાન સમયે મૂક્યું છે. દશરથ રાજા પોતાના મરણની ઘડી ગણતો ભૂતકાળમાં પોતાને મળેલા શાપની કૌશલ્યાની આગળ વાત કરે છે, અને મૂર્છિત થાય છે. એમાં કળા રહેલી છે, પણ દશરથના ચરિત્રનું આલેખન એ પ્રસંગ પ્રથમ આપી દેવામાં વધારે સરસ રીતે થાય છે એમ મારૂં માનવું છે. અવસાન સમયે વાલ્મીકિના બે અધ્યાય સુધી વિસ્તરેલી શ્રવણની કથા આપવા કરતાં રામજન્મના પહેલાં આવી જાય તે વધારે ઉચિત છે. વળી શ્રવણના પિતાનો શાપ—તારૂં મૃત્યુ પુત્રવિયોગથી થશે—એ શાપને વરદાન માની લેવાના, દુઃખમાં પણ સુખ માનવાની, દશરથ રાજાની વૃત્તિ એ ઘટના પ્રથમ આપવાથી સરસ પ્રગટ થઇ શકે છે. વાલ્મીકિમાં એનો ઉલ્લેખ નથી, પણ ગિરિધરમાં, અને બંગાળી કવિ કૃત્તિવાસના રામાયણમાં એનો ઉલ્લેખ સવિસ્તર છે, અને તે યોગ્ય લાગે છે.

"અંતકાળે રાયને બે જણે દીધો શાપ.
પુત્રવિયોગે પ્રાણ તારા, જશે સત્ય વચન
એવું કહી બે મરણ પામ્યાં, રાય કંપ્યા મન.
દેહક્રિયા કરી વૃદ્ધની, આપ્યાં અપરિમિત દાન,
રાય હરખ્યા મન વિષે, મ્હારે થશે સંતાન.
એ શાપને વર માનીઓ, જે પુત્ર થાશે સત્ય."

(ગિરિધર)

આમ ગિરિધરે શ્રવણનાં માબાપના મરણ પછી, ઉત્તરક્રિયા પછી, દશરથને શાપ આશીર્વાદ સમો લાગ્યો એમ વર્ણવ્યું છે. ત્યારે બંગાળી કવિ તો એથીએ આગળ ગયો છે.

મુનિ શાપ દિલ. જદિ રાજાર ઉપર
દશરથ કહિલેન પ્રફુલ્લ અંતર;
શુભમસ્તુ મુનિવાક્ય ના હઇબે આન
દેખિયાં પ્રેર જાય જાઉક પ્રાન.
તব શાપે મુનિ মম হরিখ অંતর
શાપ নহે, હইল আમার પુત્ર વર.

(મુનિએ શાપ આપ્યો ત્યારે રાજાએ પ્રફુલ્લ ચિત્તે કહ્યું, તમારૂં વચન અફળ ન થાય, પુત્રનું મુખ જોઈને મારા પ્રાણ જવાના હોય તો ભલે જાઓ. તમારો શાપ શાપ નથી. એ તો પુત્રનું વરદાન છે.)

આવી વાત દશરથને શ્રવણનાં માતપિતા સાથે કરતા વર્ણવ્યા છે, અને બને અંધ તાપસ અને તાપસી તેના પોતાના વર તરીકે માનવાને જ આશ્વાસન આપે છે. દશરથની ધીરોદાત્તતા આ પ્રસગમાં સુંદર રીતે પ્રગટ થાય છે. ભાઈ ચંદ્રશંકરના પુસ્તકમાં દશરથના અવસાન સમયે આ પ્રસગ લેવામાં આવ્યો છે એટલે તેનું કાંઈક વધુ વિસ્તારથી વર્ણન થવું જોઈએ તે નથી થઈ શક્યું. દશરથનાં સત્ય વચનો

'अज्ञानाद्भवतः पुत्रः सहसाभिहतो मया
शेषमेवं गते यत्स्यात्तत्प्रसीदतु मे मुनिः,'

મુનિનાં પ્રથમ વચન—જેમાં તે દશરથના સત્યવાદિત્વને લઈને તેને એકાએક મરણશરણ થવાનો શાપ નથી આપતો—, પછી તેમનુ શ્રવણના શબની પાસે જવું. તેના ઉપર હાકળાકળા તેમનો હાથ ફેરવવો, તેમનો આક્રોશપાટી વિલાપ વગેરે વિસ્તારથી આપવાના જરૂર હતી. આખા આખ્યાનની કરુણતા વર્ણવવા જેવી છે, કારણ આગામો કરુણ પ્રસંગના ભણકાર એમાં સંભળાય છે.

"પુત્રે પૂછ્યું, શ્રવણ, વત્સ આજે તને શું થયું છે? તું કેમ બોલતો નથી?" એટલું કહી, "શ્રવણના મરણની વાત મેં કહી" એમ દશરથને કહેતા વર્ણવ્યા છે એ જરા abrupt (અડતું?) લાગે છે વાલ્મીકિમાં વર્ણવેલી શ્રવણના માતપિતાની શ્રવણને માટેની તાલાવેલી 'સીતાહરણ'માં નથી ઉતરી. દશરથનાં વચનો—પ્રસંગની કરુણતાને વધારે તીવ્ર કરનારાં વચનો વાલ્મીકિનાં આ છેઃ

"મારો પગરવ સાંભળતાંની સાથે જ મુનિ બોલી ઉઠયોઃ બેટા કેમ આટલું મોડું થયું? પાણી લાવને. આટલી વાર બેટા તેં પાણીમાં રમ્યા કીધું તે તારી માતા અધીરી થઈ રહી છે. માતાથી કે તારી માતાથી તારો કાંઈ વાંક થયો હોય તો તારે મનમાં ન લાવવો જોઈએ. તું તો અમ પાંગળાનો પગ છે, અમ આંધળાની આંખ છે, તને લઈને તો અમારા પ્રાણ ટકી રહ્યા છે, તુ કેમ બોલતો નથી?"

આમ પોતાને શ્રવણ માનતા મુનિને 'શ્રવણ તો મરી ગયો' એમ કહેતા દશરથના મનમાં કેટલી વ્યથા, કેટલી મુંઝવણ થઈ હશે! દશરથ કહે છેઃ

भीतचित्त इवाश्रुयम्
मनसः कर्म चेष्टाभिरभिसंस्तभ्य वाग्बलम्
आचचक्षे त्वहं तस्मै पुत्रव्यसनजं भयम्

આ કેટલું તાદશ વર્ણન છે!

ગિરિધરના કેટલાક પદ્યો પણ સુંદર છેઃ

"મેં અજાણે કર્મ આચર્યું મૃગ વરાંસે કરી આજ
હું પુત્ર થઈ પાળીશ તમને, પીઓ જળ મહારાજ."
"એવું સાંભળી અતિ દુઃખમાં આક્રંદ માંડ્યુ અપાર;
અરે શ્રવણ જેવો પુત્ર ક્યાંથી પ્રગટશે સંસાર.
જેમ લક્ષ્મીનારાયણ તણી સેવા કરે અનુદિન
એમ અમારા ગયા કરી, આ પુત્રને છે ધન."

આ બધું રામજન્મની પહેલાં વિસ્તારથી આપી શકાય, દશરથ મરણ સમે તેનો નિર્દેશ માત્ર કરે એ વધારે ઉચિત જણાય છે.

વૃષપર્વાની સાથેના યુદ્ધના વર્ણનમાં દશરથનું શૌર્ય અને કૈકેયીની સ્વામિભક્તિ અને શૌર્ય બંને પ્રતીત થાય છે.

" ત્યારે અવધપુરીમાં ઇન્દ્રે આવી. જાચ્યા દશરથરાગ
અજનંદન ત્યાં તત્પર થઇને, યુદ્ધ કરવાને જાય,
ત્યારે કૈકૈ કહે મુને સાથે તેડો, મારે જોવું છે યુદ્ધ,
જોઉં તમારૂં બળ છે કેવું, પ્રાક્રમવિદ્યા વિશુદ્ધ. "
" ધરી ભાગી દશરથના રથની નમીઓ પૃથ્વી માંહિ
ત્યારે કૈકેયે નિજ કર ઘાલીને, રથ ઉભો રાખ્યો ત્યાંહિ."

દશરથ લડ્યો જ જાય છે; જય થાય છે ત્યાં સુધી તેને ખબર નથી પડતી કે રાણીએ શું પરાક્રમ કર્યું છે.

" એવે રાયે કૈકૈ સામું જોયું, વિસ્મે થયા નરનાથ
રથ ચક્રમાં ધરી દેખાણો દીઠો રાણીનો હાથ. "

આ પ્રસંગને એક પ્રકરણ મળ્યું હોત તો સરસ થાત.

રામજન્મથી માંડીને ધીમે ધીમે સ્વચ્છસ્રોતસ્વિની-ની જેમ કથા વહેવા માંડે છે. ઋષિયાચનાના સુંદર પ્રકરણ આગળ આવી બાળક પોતાના ઉપ-નયન માટે પણ વિશ્વામિત્ર જેવા કોઇ ગુરુ આવે, અને ભૂખતરસ, ટાઢતડકો અને થાક ન લાગે એવી બે દેવનિર્મિત વિદ્યા આપી ભવયાત્રાને માટે તૈયાર કરે તો કેવું સારું, એમ કહી થંભી જશે અને પ્રાચીન ગુરુશિષ્યોની ભક્તિમાં લીન થશે. આ પ્રસંગે પણ એક સૂચના કરી દઉં ? વસિષ્ઠ મુનિના વચનમાં વાલ્મીકિનું એક વચન ઉમેરી દેવામાં આવ્યું હોત તો ચિત્ર પરિપૂર્ણ થાત.

तेषां निग्रहणे शक्तः स्वयं च कुशिकात्मजः
तव पुत्रहितार्थाय त्वामुपेत्याभियाचते ॥

પોતાના પુત્રના હિત માટે જ વિશ્વામિત્ર આ માગણી કરી રહ્યા છે એમ વિશ્વાસ થયા પછી જ દશરથ પ્રસન્નચિત્તે માગણી સ્વીકારે છે એ આવી જાત તો સરસ હતું.

તાટકાવધ જેવા નાનકડા પ્રસંગોના વર્ણનમાં પણ વિવેક અને કુશળતાની છાપ ચોખ્ખી દેખાય છે. તુલસીદાસ તો

चले जात मुनि दीन्हि देखाई ।
सुनि ताड़का क्रोध करि धाई ॥
एकहि बान प्रान हरि लीन्हा ।
दीन जानि तेहि निजपद दीन्हा ॥

એટલું કહી રામનું પરાક્રમ વર્ણવી દે છે. પણ વાલ્મીકિએ તો તાટકાનો વધ કરતાં વિચારપૂર્વક અચકાતા, અને પછી રામને યોગ્ય કારણ બતાવી પ્રેરતા વિશ્વામિત્રને ચીતર્યા છે. પ્રજારક્ષણના કારણે કર્તવ્ય કરવું જ જોઇએ, પછી તે ' नृशंसमनृशंसं वा पातकं वा सदोषं वा ' હોય તો તેની ચિંતા નહીં એવાં વાલ્મીકિમાં વચન છે. આપણા બાળ-રામાયણમાં પણ આ ભાગ છે, પણ તે અતિશય સાવધાનતાથી મૂકાયો છે:

" તાટકા સ્ત્રી છે એટલે સ્ત્રીને કેમ મરાય એ વિચારથી તમે અચકો મા ખાતા. દુષ્ટ સ્ત્રી કે પુરુષ જગતને દુઃખ કરતાં હોય તો પ્રજાના પાલક રાજાનું એ જ કર્તવ્ય છે કે તેણે તેમને શિક્ષા કરવી."

પ્રવાસમાં વિશ્વામિત્ર ઋષિ બાળકોને ઇતિહાસ પુરાણનું જ્ઞાન અનેક કથાઓથી આપે છે. અહલ્યાની કથા બહુ રુચિયુક્ત રીતે આપવામાં આવી છે. ભગી-રથ અને ગંગાવતરણની કથા ટૂંકમાં આપી દેવામાં આવી હોત તો સરસ થાત. પછી તો વનવાસપ્રતિજ્ઞા સુધીનાં પાનાં બાળક ચપચપ પૂરાં કરે છે. વનવાસ-આજ્ઞા સીતાને ' લક્ષ્મણ અને સીતા ' ના પ્રકરણ-માં સંભળાવવામાં આવે છે. એ પ્રસંગે સીતાજીની સાથેના સંવાદનું વર્ણન ટાકું પણ કોમળતાથી થયેલું છે. સીતાજીનાં કદિ ન વીસરાય એવાં વચનોનો એમાં સમાવેશ થયો હોત તો સરસ હતું. પ્રકરણને અંતે સ્મરણ માટે તો એ અવશ્ય આપવા જેવાં છે:

नपिता नात्मजो नात्मा न माता न सखीजनः
इह प्रेत्य च नारीणां पतिरेको गतिः सदा ॥
सुखं वने निवत्स्यामि यथैव भवने पितुः
अचिन्तयन्ती त्रील्लोकांश्चिन्तयन्ती पतिव्रतम् ॥
शुश्रूषमाणा ते नित्यं नियता ब्रह्मचारिणी
सह रंस्ये त्वया वीर वनेषु मधुगंधिषु ॥

આ છેલ્લા શ્લોકનું અપરિમિત માધુર્ય તો છોડી શકાય એવું નથી જ.

એ જ પ્રકરણમાં લક્ષ્મણ અને ઊર્મિલાના સંવાદનું કરુણ ચિત્ર ઠીક આપી દેવામાં આવ્યું છે. આદિકવિએ અને બીજાઓએ એ પ્રસંગને બાદ રાખી એ ત્યાગી સાધ્વીને કરેલો અન્યાય 'સીતાહરણમાં' ફેડવામાં આવ્યો છે.

વલ્કલધારણનું પ્રકરણ જરા વધારે પડતું વહેલું આવી જાય છે એમ લાગે છે. એ પહેલાં પિતાની રજા લેવા ગયેલા રામ અને સત્યપાલનને માટે આખા દરબારની સમક્ષ તેમની પિતાને વિનવણી—આપ તો પૃથ્વીનું એક હજાર વર્ષ રાજ્ય કરવાના છો, ચૌદ વર્ષ અરણ્યમાં રહી, પ્રતિજ્ઞા પૂરી કરી પાછો આવી આપના ચરણોમાં પડીશ, એવી વારંવાર વિનવણી અને તેને અન્તે સમસ્ત મંડળમાં વર્તેલો હાહાકાર

देव्यः समस्ता रुरुदुः समेतास्तां वर्जयित्वा नरदेवपत्नीम् ।
रुदन्सुमन्त्रोऽपि जगाम मूर्च्छां हाहाकृतं तत्र बभूव सर्वम् ॥

કેવળ રાજાદિને જ નહીં, પણ સુમંત્રને પણ મૂર્છા આવી અને સર્વત્ર હાહાકાર થઈ રહ્યો—આ વાતનો નિર્દેશ આવશ્યક હતો. આ પછી સાંત્વક અને તીક્ષ્ણ વચનોથી કૈકેયીનું હૃદય પલટાવવાના સુમંત્રના પ્રયત્નનો નિર્દેશ સુમંત્રનું આલેખન વધારે વ્યક્ત કરવા ખાતર જરૂરનો જણાય છે. પણ એ સૌના કરતાં પણ રામના નિર્વાસનનું દુઃખ ક્રમે કરતાં ઓછું કરવાના દશરથનાં ફાંફાંના વર્ણન વિના રામવનવાસનું ચિત્ર અધૂરૂં ગણાય. જ્યારે કૈકેયીને સુમંત્રે અતિશય વિનવી છતાં, તેનાં સાંત્વક વચનથી તેને ક્ષોભ થતો નથી, તેનાં તીક્ષ્ણ વચનોથી તેને દુઃખ થતું નથી, તેનાં મુખ ઉપર કશી વિકૃતિ પણ જણાતી નથી એમ દશરથે જોયું ત્યારે તે સુમંત્રને કહેવા લાગ્યો: 'ત્યારે સૂત ! રામની સાથે જવા માટે રત્નસંપૂર્ણ ચતુર્વિધ સેના તૈયાર કરો; વારાંગનાઓ, ગાયનવાદન કરનારાઓ, મહાધનિક વેપારીઓ, મલ્લો, આયુધો, મુખ્ય નાગરો, વાહનો અને અરણ્યક્રીડિકો તૈયાર કરો, મારો જેટલો ધાન્યનો અને ધનનો ભંડાર છે તે પણ રામની સાથે મોકલો એટલે

निघ्नन्मृगान्कुञ्जरांश्च पिबंश्चारण्यकं मधु ।
नदींश्च विविधाः पश्यन्नराज्यं संस्मरिष्यति ॥'

મૃગયા અને વિહાર કરતો, અરણ્ય-અયોધ્યામાં રામ પોતાની અયોધ્યા ભૂલી જશે. આ આજ્ઞા સાંભળી મર્યાદમણિ રામચંદ્રજી જે વિનીત વિનંતિ કરે છે તે કોઈ પણ રામકથામાં આવવી જ જોઈએ.

त्यक्तभोगस्य मे राजन्वने वन्येन जीवतः
किं कार्यमनुयात्रेण त्यक्तसंगस्य सर्वतः ॥
यो हि दत्वा द्विपश्रेष्ठं कक्षायां कुरुते मनः
रज्जुस्नेहेन किं तस्य त्यजतः कुञ्जरोत्तमम् ॥
तथा मम सतां श्रेष्ठ किं ध्वजिन्या जगत्पते
सर्वाण्येवानुजानामि चीराण्येवानयन्तु मे ॥

મારાં ખરાં સંગી તો કેવળ ચીર છે, બીજી બધી તો મારે કેવળ ઉપાધિ છે.

આમ વલ્કલધારણના પ્રકરણને માટે આટલી તૈયારીની જરૂર છે. વલ્કલધારણ અને વિદાયનું પ્રકરણ સરસ છે. નિષાદરાજની સાથેની ભેટની સરલ સ્વાભાવિકતા ગંગાપારના પ્રકરણમાં સંપૂર્ણ રીતે ઉતરી છે. નાવમાં ચઢતાં રામચંદ્રજીની પાસે સુમંત્ર દ્વારા મોકલેલા સંદેશામાં અતિશય કળાકૌશલ્ય રહેલું છે. લક્ષ્મણને ઊર્મિલાની રજા લેતો તો આમળ વર્ણવ્યો છે જ, એથી તો ઊર્મિલાની સામેના અન્યાયનો

પરિતોષ થાય છે, પણ રામને ઉપરના સંદેશામાં ઉર્મિલા પ્રત્યેનું પોતાનું ઋણ પ્રગટ કરતા અને ઉર્મિલાનો ત્યાગ સૌથી અદકો છે એમ કહેતા વર્ણવીને આખ્યાનકારે રામચંદ્રજીને સદાય માટે ઋણી કર્યા છે.

દશરથના અવસાનની કથામાં શ્રવણકથાના નિર્દેશ વિષે હું ઉપર ઉલ્લેખ કરી ગયો. કથા આખા રામજન્મના પહેલાં આપવામાં આવે એવી મારી સૂચના છે, પણ અવસાન પહેલાની ઘડીએ તેનું સ્મરણ થાય એ તો અવશ્ય જ છે. કાલિદાસ કવિએ તે રાજાને શાપનું સ્મરણ કરી શુદ્ધિ થયાનો આત્મશુદ્ધિ કરતા વર્ણવ્યા છે.

राजापि तद्वियोगार्तः स्मृत्वाशापं स्वकर्मजम्
शरीरत्यागमात्रेण शुद्धिलाभममन्यत ॥

દશરથના ચરિત્રને આ ભાવ બહુ સ્વાભાવિક છે. મરણની આગળ પોતાની સ્થિતિ વર્ણવતા તેમના મુખમાં એ ભાવના ઉદ્‌ગાર પણ મૂકી શકાય અને આખર

हा राघव महाबाहो हा ममायासनाशन
हा पितृप्रिय मे नाथ हा ममासि गतः सुत ।
हा कौसल्ये न पश्यामि हा सुमित्रे तपस्विनि
हा नृशंसे ममामित्रे कैकेयि कुलपांसिनि ॥

એમ કહેતાં દશરથે પ્રાણ છોડ્યા છે. આ બધું શબ્દશઃ આપવાની આવશ્યકતા છે. "ગોઝારી રાત બહુ ભયંકર હતી તેથી તેમણે પણ જરા આંખું પાસું કર્યું અને ઉંઘી ગઈ"—આ હકીકતને માટે કશો આધાર મારા જાણવામાં નથી, આધાર હોય તોયે આવશ્યકતા નથી.

આ પછીનાં પ્રકરણોમાં તો તુલસીદાસને યાદ કર્યા વિના ચાલે એમ નથી. મારી ભાઈ ચંદ્રશંકરને ભલામણ છે કે ભરતના ઘર આવવાનો પ્રસંગ, પિતાના અવસાનના ખબર, રામચંદ્રજીને મળવા જવાનો અને તેમને પાછા લઈ આવવાનો નિશ્ચય એ બધું તુલસી લઈ જઈને પોતાનાં પ્રકરણો પાછાં તપાસી જવાં. ભરતની ભક્તિ અને ત્યાગ વર્ણવતાં તુલસીદાસ વાલ્મીકિને પણ વટાવી ગયા છે.

'ભરતનાં ઘર આવતાં' અયોધ્યાના દર્શનનો ચિતાર એ જ કડીમાં સંદર ચિતાર આપ્યો છેઃ ત્યાંય ભરને દીઠી અયોધ્યા, જેમ પ્રાણ રહિત શરીર; લૂંટ્યા સરખા લોક દીઠા, બહુને નેત્રે નીર. 'કૈકેયી મા' વાળું પ્રકરણ લઇ, આ ભાગો કઈ દૃષ્ટિએ તપાસવા જોઈએ તેનો એક નમૂનો આપીશ. 'સીતાહરણ'માં ભરત 'પિતા ક્યાં છે?' એટલો જ પ્રશ્ન પૂછે, અને ઉત્તરમાં તેને કૈકેયી કહે છેઃ "ભરત, તારા પિતાજીનો સ્વર્ગવાસ થયો." આમાં નિષ્ઠુર ઉતાવળ છે એમ કહ્યા વિના નથી રહેવાતું. તુલસી જુઓઃ

सकल कुसल कहि भरत सुनाई ।
पूछी निज कुल कुसल भलाई ॥
कहु कहँ तात यहाँ सब माता ।
कहँ सियराम लषन प्रियभ्राता ॥

આ પ્રશ્નોથી કૈકેયી મુંઝાતી નથી, અકળાતી નથી, એમ નહીં 'તારા પિતાજીનો સ્વર્ગવાસ થયો' એટલું જ કહીને ધીમી જવા જેટલી નાઠર અધમતા તેનામાં નથી. તે ગર્વ ધારે છે. તે આખમાં 'કપટનાર' ભરે છે, અને કહે છેઃ

तात बात मैं सकल सँवारी ।
भइ मंथरा सहाय बिचारी ।
कछुक काज बिधि बीच बिगारेउ ।
भूपति सुरपतिपुर पगु धारेउ ।

(ભાઇ, હું તો બધું ઠીક જ કરવા ગઈ; બિચારી મંથરા મદદે આવી હતી; પણ વિધિએ થોડુંક ખરાબ કર્યું; ભૂપતિ સ્વર્ગે પધાર્યા.)

એ સાંભળીને ભરતની શી સ્થિતિ થાય?

सुनत भरत भय बिबस बिषादा ।
जनु सहमेउ करि केहरि नादा ।
तात तात हा तात पुकारी ।
परे भूमितल ब्याकुल भारी ॥

અને ' मनहु राम फिरि आये ' એવો કૌસલ્યાએ અનુભવ કર્યો એમ તુલસીદાસ વર્ણવે છે. એ અનુપમ સ્વભાવચિત્ર છોડી દીધે કાંઇ ચાલે એમ છે? પછી ભરતનો આગ્રહપૂર્વક અભિષેક—ત્યાગ, રામની પાસે જવું, અને તેમની વિનંતિ એ બધું તુલસીમાંથી આપવા જાઉં તો અનેક પાનાં ભરાય. તાત્પર્ય એ કે જે તુલસીનો અમર ભાગ છે તેનો અર્ક કોઇ પણ રામકથામાં આવવો જ જોઇએ. ભરતનું ચિત્રણ એવું થવું જ જોઈએ કે જેથી તુલસીની સાથે આપણે પણ ઉચ્ચારી શકીએ કેઃ

सियराममेम पियूषपूरन होत जनम न भरतको
मुनिमनअगम जमनियम समदम विषम
व्रत आचरतको
दुखदाहदारिददंभदूषन सुजस मिस अपहरतको
कलिकाल तुलसीसे सठन्हि हठि रामसन-
मुख करत को ॥

(સીતારામના પ્રેમામૃતથી ભરેલા ભરતનો જન્મ ન થયો હોત તો મહા મહા મુનિઓને અગમ એવાં યમ, નિયમ, શમ, દમ, જેવાં વિષમ વ્રત કોણ આચરત? અને જો તેમનો જન્મ ન થયો હોત તો કોના સુયશ ગાઇને દુઃખ, દારિદ્ર, દંભ આદિ પાપોનું હરણ થાત? અરે એટલું જ નહીં પણ કલિકાળમાં તુલસી જેવા શઠને રામસન્મુખ કોણ કરી શક્યું હોત?)

અવલોકન બહુ લાંબું થયું છે. બાકીનાં પ્રકરણોમાં હું બહુ નથી ઉતરતો. બાકીનાં પ્રકરણો એટલાં સુંદર પણ છે કે તેમાં મણા કાઢવા જેવું ઝાઝું નથી. 'સંસ્કૃતિનું મંદિર' એ પ્રકરણમાં લેખકની ઉચ્ચ સંસ્કૃતિની છાપ કોઇ જોયા વિના નહીં રહે. આખરનાં પ્રકરણોમાં ' વિપરીત બુદ્ધિ ' નું પ્રકરણ કાંઇક ખૂંચે એવું છે. લક્ષ્મણના મુખમાં ' ભાભી ' શબ્દ જ અનેકવાર શોભતો નથી. તુલસીદાસજીએ મધુરો ' માતા ' શબ્દ જ લક્ષ્મણના મુખમાં મૂક્યો છે.

लछिमन बिहसि कहासुनु माता
भृकुटि विलास सृष्टि लय होइ ।
सपनेहु संकट परइ किसोइ ॥

(માતા! પલકમાં પ્રલય કરનારને સ્વપ્ને પણ સંકટ આવે ખરૂં કે?)

પણ સીતા આગ્રહ ધરે છે. લક્ષ્મણને મુંઝવણ નથી, લક્ષ્મણને અતીવ વેદના છે. લક્ષ્મણ જવાને તૈયાર થયો કે સીતાને લક્ષ્મણને શાબાશી આપતી કલ્પવી અને તેના મ્હોંમાં કૃત્રિમ વચનો મૂકવાં એ કવિત્વને ક્ષતિકર છે. સીતાના મુખમાં બે વાર ' મુઓ ' શબ્દનો પ્રયોગ ભારે ગ્રામ્ય લાગે છે—જેવું જાનકીપરિણયવાળા પ્રકરણમાં લક્ષ્મણના મુખમાં મૂકેલું વાક્ય ' આ જનક શું સમજતો હશે એના મનમાં કે ગમે તેમ બકયા કરે છે ' ગ્રામ્ય લાગે છે.

પણ આવા દોષો તો બહુ થોડા છે. આટલી સવિસ્તર આલોચનાનું પ્રયોજન એ જ છે કે ભાઇ ચંદ્રશંકર 'સીતાહરણ'ને છે તે કરતાં પણ વધારે મનોહર બનાવે, અને 'સીતાહરણ' પછીનો ભાગ લખતાં અમુક અમુક વસ્તુઓ ખાસ ધ્યાનમાં રાખે.

મને તો વિશ્વાસ છે કે શહરઆઝાદે જેમ શહેરની કન્યાઓને આઝાદ કરી તેમ ભાઇ ચંદ્રશંકરની રામાયણી કયા આધુનિક સંકુચિત શિક્ષણથી અકળાયેલાં બાળકોને આઝાદ કરશે.

મહાદેવ હરિભાઇ દેશાઈ

# નોંધ

## રક્ષાબંધન

શ્રાવણી પૌર્ણિમાને દિવસે રક્ષા અથવા રાખડી બાંધવાનો રિવાજ જુનો છે. નાગ સાપ વિગેરે ઝેરી જનાવરથી અકસ્માત મરણ ન થાય એટલા માટે મંત્ર કરીને રાખડી બાંધવામાં આવતી હતી. જ્યારે મુસલમાન પ્રજાએ હિંદુસ્તાન પર હુમલા શરૂ કર્યા ત્યારે તેમની સામે થવા માટે અરસપરસ સંપ વધારવાની આવશ્યકતા જણાઈ અને રાજપૂતોમાં એકમેકના રક્ષણને માટે 'રક્ષા' બાંધવાનો વિધિ પ્રચારમાં આવ્યો. હવે દેશની પરિસ્થિતિ પલટાઇ ગઇ છે અને આજે હિંદુ નહીં પણ હિંદી સંસ્કૃતિનો નાશ કરવા માટે જે પ્રયાસ ચાલી રહ્યો છે તેની સામે આમરણાંત ઝૂઝવા માટે કમર કસવાની જરૂર પડી છે: એ લડાઇમાં હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તિ વિગેરે સર્વે ભાઈઓએ સાથે રહી અરસપરસ મદદ કરવાની છે.

નાગ સાપ વિગેરે ઝેરી પ્રાણી દરેક વર્ષે માત્ર બાર પંદર હજાર હિંદીઓને મારી નાખે છે પણ આજના હિંદુસ્તાનમાં જે ઝેરી વાતાવરણ ફેલાઇ રહ્યું છે તે તો, આપણી સંસ્કૃતિને પ્રતિકૂળ હોઇ, લાખો માણસોને ગુંગળાવી નાખે છે એ વાતાવરણને સાફ કરવા માટે નવીન પ્રકારનો યત્ન શરૂ થયો છે, અને કોમી એકતા તથા આત્મભોગ એ તેના મંત્ર છે. દરેક પ્રગતિમાન જમાનામાં મતભેદ અવશ્ય થવાનો જ, પણ ગમે તેટલો મતભેદ હોય છતાં દરેક કોમના હિંદી પ્રેમ અને સંપથી કામ કરે, અરસપરસ મદદ કરે એવી લાગણી સાથે રક્ષાબંધન થવું જોઇએ. દરેક પ્રકારનો દ્વેષ મનમાંથી કાઢી નાખવો જોઇએ. હિંદુભાઇઓ મુસલમાનભાઈઓને રક્ષા બાંધે અને હમેશ તેમનો બચાવ કરવાને તત્પર રહે, તેમજ હિંદુમુસલમાનભાઇઓ અન્યકોમ જોડે પણ એ જ પ્રકારનો સંબંધ બાંધે તો એક દિવસ એવો પણ આવે કે માત્ર હિંદુસ્તાનમાં જ નહીં પણ ચારે ખંડની સમસ્ત માણસજાતમાં ભ્રાતૃભાવ ફેલાઇ રહે અને આખી દુનિયામાં વસુદેવ કુટુંબનું સામ્રાજ્ય સ્થપાઇ રહે.

પણ રક્ષાબંધનની વિધિમાં જ્યારે સ્ત્રીઓ ભાગ લેશે, અને પોતાના કોમળ હૃદય તથા હાથથી કુસંપનો નાશ કરશે ત્યારે જ નવયુગ પ્રાપ્ત થશે, એવો અમારો દૃઢ અભિપ્રાય છે.

## દિલ્હી મહાસભા

ઉંવટે સપ્ટેમ્બરની ૧૫ મી તારીખે દિલ્હીમાં ખાસ મહાસભા ભરવાનું નક્કી કર્યું છે. પ્રાંતેપ્રાંતે મહાસભાના પ્રતિનિધિઓ મોકલવાની તૈયારીઓ ચાલી રહી છે અને બધા પક્ષ પોતપોતાના મતના પ્રતિનિધિઓ મોકલવાની તજવીજ કરી રહ્યા છે. આ બધી તૈયારીઓનું શું પરિણામ આવશે તે વિધિને હાથ છે.

જેલમાંથી છૂટેલા આગેવાનોમાંથી જનાબ યાકુબ હુસેન, ડૉ. કીચલુ અને લાલા લજપતરાયે પોતાના અભિપ્રાય વ્યક્ત કર્યા છે. અત્યારસુધી મુસલમાન આગેવાનોમાંથી કોઇ ધારાસભાબહિષ્કારને ચુસ્ત રીતે અમલમાં મૂકવાના પક્ષમાં ન હતું. પણ ડૉ. કીચલુ અને જનાબ યાકુબ હુસેનના છુટકારાથી મૌલાના અબ્દુલ બારીસાહેબનો હુકમ બહાર પડેલો છે અને ઉલમાઓના ધારાસભાઓ વિષેના ફતવાની સો પાક મુસલમાનોને તેમણે યાદ આપી છે. ડૉ. કીચલુ જેલમાં ગયા તે પહેલાં તેઓ સેન્ટ્રલ

ખિલાફત કમિટીના જનરલ સેક્રેટરી હતા અને તેમનો એ હોદ્દો ચાલુ રહેલો હોવાથી આજે પણ તેઓ એ કમિટીના જનરલ સેક્રેટરી છે. તેમણે પોતાના એ હોદ્દાની રૂએ જાહેર કર્યું છે કે જ્યાં સુધી જઝીરતુલઆરબનો મુલક બિનમુસલમાનોના કાબૂમાંથી મુક્ત ન થાય ત્યાં સુધી ખિલાફતની લડત ચાલુ છે, અને ઉલમાઓનો ફતવો કાયમ છે ત્યાં સુધી મુસલમાનો માટે ધારાસભાપ્રવેશ હરામ છે. આથી ધારાસભાબહિષ્કારની ચળવળનાં ઉતરતાં પાણી ઉભરાવવા માંડયાં છે અને સરકારના બંદીખાનામાંથી તાજા જ છૂટેલા આગેવાનોના કકળતા હૈયામાંથી નીકળતાં વચનો સાંભળનારાઓના હૃદય પર કાંઇ અજબ અસર કરે છે–નિશ્ચેતનમાં ચેતન પ્રેરે છે, ઉત્સાહભંગ થયેલાઓમાં ઉત્સાહ રેડે છે અને સન ૧૯૨૧ નો જુનો જુસ્સો ફરીથી જાગૃત કરે છે. એમના ઉકળતા અંતઃકરણમાંથી નીકળતા વાક્યો શ્રદ્ધાહીણની કરમાઇ ગયેલી શ્રદ્ધા તાજી કરે છે, પોતાના અખૂટ ઉત્સાહનું સિંચન કરી એને પ્રફુલ્લિત બનાવે છે, વિકસાવે છે અને દૂરથી એ નજદીક દેખાતા સ્વરાજમંદિરના દિવ્ય દર્શનની ઝાંખી કરાવે છે.

પણ આથી જેમને ધારાસભાપ્રવેશની રઢ લાગી છે તેઓ પોતાની રઢ છોડતા નથી. તેઓ તો મહાસભાના નિર્ણયને ઉલંઘીને પણ ધારાસભામાં પ્રવેશ કરવાની હિમાયત કરે છે અને મહાસભા રજા ન આપે તો તેના ઠરાવને અભરાઇએ મૂકવાનું જાહેર કરે છે. આ મનોદશા પ્રજાકીય તત્વની વિઘાતક છે. પ્રજાના તેના પ્રતિનિધિઓ દ્વારા જાહેર થયેલા નિર્ણયને માન નહિ આપવાની વૃત્તિ પ્રજાકીય રાજકારોબારની વિનાશક છે. આ વૃત્તિ હરગીજ ચલાવી લેવાય તેવી નથી. એથી પ્રજા નબળી પડે છે, તેનું શૌર્ય હણાઇ જાય છે અને તેની પ્રતિષ્ઠા ધૂળમાં મળે છે. આવી વૃત્તિથી પ્રજાકીય સંસ્થા જેવી કોઈ ચીજ અશક્ય બને છે અને ડીભર આગેવાનોના ફાંટા મુજબ સર્વ વ્યવસ્થા ચાલે છે.

સર્વ કોઇ પ્રચ્છે છે કે મહાસભાના જૂદાં પડી ગયેલા પક્ષો વચ્ચે કાંઇ સમાધાન થાય તો સારૂં. સર્વ કોઈ જાણે છે કે આ પક્ષાપક્ષીને લીધે દેશને ઘણું સોસવું પડયું છે. રેનિયાનો ઘોર અન્યાય આ ફાટફુટનું જ એક પરિણામ છે. નાગપૂરનો અંધકચરો વિજય પણ એનું જ ફળ છે. અને હજુ દેશ પર શું શું વીતવું બાકી હશે તેની કલ્પના કરતાં કાળજું કમકમે છે. આ વિરોધ કોઇ પણ રીતે શમે એ જ સર્વ દેશભક્તોની ભાવના છે અને એનો એક જ રસ્તો છેઃ દિલ્હીની મહાસભા બહુમતિથી જે નિર્ણય કરે તે બન્ને પક્ષે કબૂલ રાખવો.

જે પક્ષ આ નિર્ણયને તરછોડવાનું કરશે તે મહાસભાનો અને દેશનો ગુન્હેગાર થશે. પ્રભુ સૌને સીધે માર્ગે દોરો !

## હિન્દુ મહાસભા

કાશીનરેશના હોલમાં પંડિત માલવિયજીના પ્રમુખપણા નીચે તા ૧૯ ઓગસ્ટે મળેલી હિન્દુ મહાસભાની સાતમી બેઠકમાં નીચેના ઠરાવો પસાર થયા હતાઃ—

સૌથી પ્રથમ આ હિંદુ મહાસભા પોતાનો અગાધ વિશ્વાસ જાહેર કરે છે કે ભારતવર્ષમાં વસતી તમામ જાતિઓ તથા ધર્મોના લોકો વચ્ચે પરસ્પર પ્રેમ અને મિત્રભાવ રહે એ અત્યંત જરૂરી છે અને એથી આ મહાસભા સમસ્ત હિન્દુજાતિને આદેશ કરે છે કે સ્વધર્મ અને સ્વજાતિની ન્યાયયુક્ત રક્ષા અને ઉન્નતિને અર્થે તે જે કાંઇ ઉપાય યોજે તે સ્વદેશના ઉપર જણાવેલા વ્યાપક હિતના વિરોધી ન હોય તે વાત ખાસ લક્ષમાં રાખે.

આ પછી બીજે દિવસે નીચેનો ઠરાવ પસાર થયો હતોઃ —

જે મલકાનાઓ રાજપૂત, બ્રાહ્મણ, વૈશ્ય, જાટ, મજૂર કે કોઈ પણ બીજી જાતમાં રહીને હિન્દુ આચારવિચારનું મુખ્યત્વે પાલન કરે છે અને જેમનો લગ્નસંબંધ વિશુદ્ધ રહ્યો છે છતાં જેઓ મુસલમાન કહેવાય છે તેમને શાસ્ત્રાનુસાર પ્રાયશ્ચિત કરાવીને પોતપોતાની ન્યાતજાતમાં દાખલ કરવા એ આ મહાસભાના અભિપ્રાય પ્રમાણે સર્વથા ઉચિત છે. આથી જે મલકાનાઓને આ રીતે પ્રાયશ્ચિત કરાવી પોતપોતાની ન્યાતજાતમાં દાખલ કર્યાં છે તે બીના પર આ મહાસભા પોતાનો અંતરનો હર્ષ પ્રકટ કરે છે અને આશા રાખે છે કે જે જે ન્યાતજાતો સાથે તેમનો સંબંધ છે તે તે સર્વ ન્યાતોજાતો તેમનો પૂરા હર્ષથી સ્વીકાર કરશે.

આ પછી અંત્યજો પ્રત્યે સહાનુભૂતિ બતાવી અંત્યજસ્પર્શનો સવાલ એક વિદ્વાનોની સમિતિને સોંપવામાં આવ્યો હતો. હિન્દુમુસલમાન ઝઘડાઓ માટે શ્રી જગન્નાથજીની સ્વારીપર હુમલો કરનાર અજમેરના મુસલમાનો પ્રત્યે "ઘૃણા પ્રદર્શિત કરી" પાણીપતના "ધર્મપ્રિય હિન્દુઓ" તરફ હડતાલ જારી રાખી ધાર્મિક સ્વત્વની રક્ષાને માટે સહાનુભૂતિ દર્શાવવામાં આવી હતી અને વિદેશી કપડાંનો ત્યાગ કરી સ્વદેશી કપડાંનો ઉપયોગ કરવાની પરમ આવશ્યકતા દર્શાવનારો મહાસભાનો દૃઢ નિશ્ચય જાહેર થયો હતો.

આ બધા ઠરાવો હિન્દુ મહાસભાના સંચાલકોની મનોદશાના નિશાનીસ્વરૂપ છે. હિન્દુમુસલમાન એકતા તેમને પ્રિય છે, તેનાથી કાંઇ વિરોધી તેમને હાથે ન થાય એવી તેમની ઇચ્છા છે, છતાં હિન્દુજાતિનું સંગઠન કરવાની તેમની ઇચ્છા વધારે ઉત્કટ છે અને એથી જીલ્લે જીલ્લે અને પ્રાંતે પ્રાંતે હિન્દુ મહાસભાની શાખાઓ સ્થાપવાની અને જરૂર પડે આત્મરક્ષણ કરવાને માટે હિન્દુ સ્વયંસેવકદળો રચવાની તેઓએ યોજના ઘડી છે. પણ જો ૨૦,૦૦,૦૦,૦૦૦ હિન્દુઓ પોતાનું રક્ષણ ન કરી શકે તો આ હિન્દુ સ્વયંસેવકદળો એમનું રક્ષણ શી રીતે કરી શકવાના? એ અમે સમજી શકતા નથી. એ તો હિન્દુસમાજની નિર્બળતા અને ક્ષીણતા સૂચવે છે અને તેનો ઉપાય આવા બહારના ઇલાજો નહિ પણ એ દુર્ગુણોની આંતરિક જડ કાપવામાં રહેલો છે.

આજે હિન્દુસમાજ' એક સમાજ નથી; એકતાનું તેને ભાન નથી. અસંખ્ય મતમતાંતરો, પંથો અને ન્યાતજાતોને લીધે તે જૂદા જૂદા વિભાગોમાં વિભક્ત થઇ ગયો છે તેની પ્રવૃત્તિ એકરૂપ નથી. એક જ સ્થળે: તે ઉદ્ભવતી નથી. આને લીધે બીજા ન્હાના પણ એકરૂપ થયેલા સમાજ તેના પર ધા કરી શકે છે અને આખો હિન્દુસમાજ ને નિર્બળ-નિરાધાર જેવો કરે છે.

આ સ્થિતિ સુધરવી જ જોઈએ એમ અમે માનીએ છીએ. દેશ સમસ્તની એકતા માટે દેશમાં વસતી જૂદી જૂદી કોમો અને જાતિઓની એકતા જરૂરી છે. દેશ સમસ્તની સાંકળની મજબૂતી એ જૂદી જૂદી સાંકળોની મજબૂતી પર અવલંબેલી છે અને એથી હિન્દુજાતિની એકતા સાધે એવા કોઇ પણ પ્રમાણિક પ્રયત્નને અમે વધાવીએ છીએ. છતાં એથી દેશ સમસ્તની એકતાને જરા પણ આંચ ન આવે એ જોવા અમે એટલા જ ઉત્સુક છીએ. અમે ઇચ્છીએ છીએ કે હિન્દુ મહાસભાના સંચાલકો હિન્દુજાતિની એકતા સાધતી વેળા ભારતવર્ષમાં વસતી તમામ કોમોની એકતા તરફ ખાસ અને પ્રથમ લક્ષ આપે; દેશના એક અંગને મજબૂત બનાવવા જતાં દેશના અખંડ દેહને નબળો ન પાડે તે ખાસ ધ્યાનમાં રાખે અને એ જ પ્રમાણે વર્તન કરે. હિન્દુ મહાસભાએ કેવળ હિન્દુઓને જ આમંત્રણ નહિ આપતાં શિખ, પારસી, બુદ્ધ, જૈન, મુસલમાન વગેરે હિન્દુસ્તાનમાં વસતી જૂદી જૂદી કોમોના આગેવાનોને આમંત્રણ આપી આ સિદ્ધાંતનું સમર્થન કર્યું છે એમ અમે માનીએ છીએ અને એ ઉપરાંત ઇચ્છીએ છીએ કે એ મહાસભાના ઠરાવો એ કોમોના આગેવાનોને પૂછીને અને બને ત્યાં સુધી તેમની સંમતિ લેઇને જ થાય.

આ વખતના ઠરાવો આવી રીતે ઘડાયા છે કે કેમ તે અમને ખબર નથી, પણ અમે એટલું તો જોઇ જ શકીએ છીએ કે મલકાનાઓની શુદ્ધિનો ઠરાવ અને બીજા કેટલાક ઠરાવો મુસલમાન આગેવાનોને પૂછીને નહિ જ ઘડાયા હોય. મલકાનાઓની શુદ્ધિનો સવાલ હિન્દુ મહાસભાએ પડતો મૂક્યો હોત તો એ તેની ઉદારતા અને સમયસૂચકતા ગણાત, અને એથી હિન્દુમુસલમાન વચ્ચે જે વિરોધની લાગણી કમનસીબે ઉભી થઈ છે તે કાંઇક અંશે નરમ પડત. પણ મહાસભાને તે યોગ્ય લાગ્યું નથી એ ખેદની વાત છે.

અંત્યજસ્પર્શના સવાલ માટે વિદ્વાનોની સમિતિ નીમાય અને તેનો ફેસલો એક વરસ પછી મહાસભાની બીજી બેઠક આગળ રજુ થાય અને ત્યારે તે ઠરાવને અમલમાં મૂકવાનો મત નક્કી. વિચાર કરે એ તો એ ઠરાવને ઠોકરે મારવાની જ વાત

થયું કહેવાય. પાણીપતના બનાવ પછી પણ મહાસભા આવો ઠરાવ કરે એ તો અંધ - રૂઢિપૂજનની અવધિ છે. આશા છે કે વિદ્વાનોની સમિતિ આ બાબતમાં તુરત જ પોતાનો નિર્ણય જાહેર કરશે અને હિન્દુસમાજની અંદરનો આ જાતિભેદ નિર્મૂલ કરી સદીઓનો અન્યાય દૂર કરવામાં અને સમાજને એકત્ર કરવામાં સહાયભૂત થશે.

## મુંબઇ સેવાસદન

સમાજસેવાના અનેક પ્રકાર છે. કુવા તથા તળાવ ખોદાવવાં, ધર્મશાળાઓ અને અન્નક્ષેત્ર સ્થાપવાં, ગરીબજનોને અન્નવસ્ત્રનાં દાન દેવાં એ જૂના માર્ગો છે. હાલના સમયમાં ઉપર બતાવેલી ચીજો ઉપરાંત ગરીબ વર્ગનાં સ્ત્રીપુરૂષોને સ્વાશ્રયી બનાવવા તરફ વધારે લક્ષ આપવામાં આવે છે જ્યારે સમાજસેવાસંઘ ( સોસ્યલ સર્વિસ લીગ ) તથા હિંદસેવકસમાજ ( સર્વંટ્સ ઑફ ઇન્ડીઆ સોસાઈટી ) ની સ્થાપના પણ થઈ નહોતી તે વખતે ૧૯૦૮ ની સાલમા સેવાસદનનો જન્મ થયો હતો. એ સંસ્થાના પ્રયોજક સ્વ. બહેરામજી મલબારી હતા, અને નવી પદ્ધતિની સમાજસેવામાં તેમણે પહેલ કરી એમ કહેવામાં કાંઈ અતિશયોક્તિ નથી. પુનાનું સેવાસદન આ સસ્થાના પુત્રી તરીકે જન્મ પામીને થોડા વર્ષ પછી છૂટું પડયું હતું.

### સુંદર કામ

ગુજરાતની ઘણી ખરી સંસ્થાની માફક આ સંસ્થા પણ શાન્તિથી અને મૂંગે મ્હોંડે પોતાનું કામ કરી રહી છે. કામ કેટલું સુંદર છે તે નીચે લખેલા સંક્ષિપ્ત વર્ણન પરથી ખ્યાલમાં આવશે; હાલમાં કેટલીક સંસ્થાઓ ઢમઢોલ વગાડીને તથા આત્મપ્રશંસા કરીને પ્રજાનું લક્ષ આકર્ષે છે તે અમેરિકન રીત મુંબઇના સેવાસદનને પસંદ હોય એમ જણાતું નથી.

સને ૧૯૨૧-૨૨ ની સાલમાં સેવાસદને નીચે પ્રમાણે કામ કર્યું છેઃ

(૧) ૫૪ સ્ત્રીઓ તથા છોકરાંને સંસ્થાના આશ્રમમાં રાખીને પાળવામાં આવ્યાં હતાં.

૨૫ નિરાશ્રિત આશ્રમમાં;
૨૦ હિંદુ આશ્રમમાં; અને
૯ પારસી આશ્રમમાં.

તેમને મફત ભણાવવામાં આવ્યાં હતાં અને ખાવાનો, કપડાંનો તથા શિક્ષણનો ખર્ચ સંસ્થા તરફથી થયો હતો.

(૨) ૧૫૫ સ્ત્રીઓએ ઔદ્યોગિક વર્ગોનો લાભ લીધો હતો, તેમાં કપડું વેતરવાનું, સીવવાનું, મોજાં ગુંથવાનું તથા ભરત વગેરેનું કામ શીખવવામાં આવ્યું હતું.

(૩) ૧૨૬ મરાઠી સ્ત્રીઓને પ્રાથમિક શાળાની શિક્ષિકાનું કામ શીખવવામાં આવ્યું હતું.

(૪) ૧૧૫ સ્ત્રીઓએ બીજા શિક્ષણના વર્ગોનો લાભ લીધો હતો.

(૫) ૧૨૯ ગરીબ વિદ્યાર્થી છોકરાંને દરરોજ બપોરની રજાના વખતમાં પૌષ્ટિક ખોરાક આપવામાં આવ્યો હતો. તે ઉપરાંત, જરૂરીઆત પ્રમાણે જોડા, છત્રી, ટોપીઓ તથા કપડાં પણ આપવામાં આવ્યાં હતાં. વર્ષ દરમ્યાન ત્રણ વખત છોકરાંઓને ગામ બહાર લઇ જઇને જ્યાફત પણ આપી હતી.

(૬) ૬૫ સુવાવડી સ્ત્રીઓને સંસ્થાની નર્સે મદદ કરી હતી અને કાંઇક કાંઇક વખતે કપડાં, દુધ, વિગેરે ચીજો મફત આપ્યાં હતાં.

(૭) કૉલેજની ઉચ્ચ કેળવણી માટે ૪ વિદ્યાર્થીનિઓને માસિક રૂા. ૧૭ ની શિષ્યવૃત્તિ આપવામાં આવી હતી.

(૮) દવાખાનાઓમાં, ગરીબ લત્તાઓમાં તેમ જ અન્ય સ્થળે રહેનાર સ્ત્રીઓની મુલાકાત લઇને તેમને સ્વયંસેવક સન્નારીઓ દ્વારા અનેક પ્રકારની મદદ કરવામાં આવી હતી.

(૯) મોજાં તથા ઔદ્યોગિક વર્ગોમાંથી શીખેલી ૧૭ બાઇઓને શિક્ષિકા તરીકે નોકરી મળી છે અને ૧૫ બાઇઓ નર્સ અથવા દાયણ તરીકે કેળવાઇ છે.

## ઔદ્યોગિક વર્ગો

સર રતનજાતાના ટ્રસ્ટીઓ તરફથી રૂા. ૨૬૦૦૦ની સખાવત થઇ તેની મદદથી એક મકાન બાંધ્યું છે. ઉપરના માળમાં રાંધવાના શિક્ષણને માટે બહુ સરસ વ્યવસ્થા થઇ છે. અહીં સામાન્ય તેમજ ખાસ રીતે રાંધવાનું શીખવાય છે. નીચેના માળમાં કપડાં રંગવાનો વર્ગ થોડા વખતમાં ઉઘડનાર છે. આજ રંગરેજો મનગમતા પૈસા લે છે એટલે મધ્યમ વર્ગની સ્ત્રીઓને આ વર્ગથી ઘણો જ ફાયદો થશે. રંગમાં દેશી રંગો પણ શીખવવામાં આવશે, અને સાથે કપડાં ધોવાનું શિક્ષણ પણ અપાશે. હાલમાં ધોબીનો ત્રાસ વધી પડ્યો છે અને ડૅાઇંગ કંપનીઓમાં કપડાંનો ખર્ચ ઘણું નીકળી જાય છે એટલે આ વિષય પણ અતિઉપયોગી થઇ પડશે. સીવવાના વર્ગમાં એક વર્ષનો અભ્યાસ કર્યાં બાદ દરેક સ્ત્રી પોતાના નિર્વાહ કે મદદને માટે કમાણી કરી શકે છે. સેવાસદનમાં લોકો તરફથી જે કામ આવે છે તે તેમનેજ સોંપવામાં આવે છે અને તેમને અમુક મહેનતાણું આપવામાં આવે છે. રેંટીઆ દાદરની નીચે હવા ખાય છે, કારણકે શહેરના લોકોને તેમાં પૂરતી કમાણી લાગતી નથી. વણાટ માટે ત્રણ શાળો છે તે હાલ ચાલતી નથી.

## બપોરના વર્ગો

મોટી ઉપરની કન્યાઓ તથા સ્ત્રીઓ જેમને સામાન્ય વર્ગોમાં ભણવાની અનુકૂળતા ન હોય તેમને માટે બપોરના ત્રણ કલાક-( ૧૨-૪૫ થી ૩-૪૫ સુધી ) કેટલાક વિષયોનું શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી છે. આ વર્ગોમાં મરાઠી, અંગ્રેજી તથા ગીતાનો અભ્યાસ કરાવવામાં આવે છે, અને તે ઉપરાંત સીવણ, સંગીત, ડ્રૉઇંગ, પ્રાથમિક ગણિત, ઇતિહાસ તથા ભૂગોળ પણ શીખવાય છે. આ વર્ગોમાં ગુજરાતી સ્ત્રીઓ માટે વ્યવસ્થા નથી એ શોચનીય છે. ગુજરાતી કાર્યવાહકો તરફથી ગુજરાતી સ્ત્રીઓને જો સમજાવીને ત્યાં મોકલવામાં આવે તો તેમને પણ શિક્ષણનો લાભ મળે.

ગુંથવાનું શીખવવામાં આવે છે. ઘણી સન્નારીઓ સેવાસદનમાંજ પોતાનાં કપડાં સીવડાવે છે, અને તે કામ ત્યાં શીખેલી બાઇઓનેજ સોંપવામાં આવે છે. તેથી દિવસના ચાર કલાક કામ કરી આશરે માસિક રૂા. ૨૫ની કમાણી થઇ શકે છે. આ બાઇઓને પણ મરાઠી, ગુજરાતી, અંગ્રેજી, સંગીત, ડ્રૉઇંગ, કાર્ડબોર્ડ મૉડેલીંગ વિગેરે પણ શીખવાય છે.

મુંબઇનું સેવાસદન અત્યંત ઉપયોગી કામ કરી રહ્યું છે, અને તેના કાર્યવાહકોને શાબાશી ઘટે છે.

## સત્યાગ્રહનું રહસ્ય

કોલંબીઆ વિદ્યાપીઠના સમાજશાસ્ત્રના અધ્યાપક ગિડિન્સે કલેરેન્સ કેસના "કૉન્ફ્યુશિયસથી ગાંધીના અહિંસાત્મક સત્યાગ્રહ" નામના નવા પુસ્તકની સમાલોચના કરતાં જણાવ્યું છે કેઃ "સત્યાગ્રહને અંગે જે હડતાલ, બહિષ્કાર કે અસહકાર કરવામાં આવે છે તેનું અંતે પરિણામ એવું આવે છે કે કાં તો ઉત્સાહ અને આત્મબળ ક્ષીણ થઇને સત્યાગ્રહ નરમ પડી જાય છે અગર તેમાંથી હિંસાત્મક ભડકો ભભૂકી ઉઠે છે. જેમ લડત લંબાય છે તેમ તે ચળવળની નિષ્ફળતા અથવા હાર થવાનો સંભવ વધે છે. એટલે ખરૂં જોતાં અહિંસાત્મક સત્યાગ્રહને માટે પ્રજા આખીમાં આત્મસંયમ ખૂબ કેળવાયેલો હોવો જોઇએ, પોતાનો હેતુ પાર પાડવા માટેનો સંકલ્પ કે નિશ્ચય બહુ દૃઢ હોવો જોઇએ અને શાન્તિથી દુઃખ સહન કરવાની શક્તિ અગાધ હોવી જોઇએ. આવી શક્તિ હજી દુનિયામાં કોઇ ઠેકાણે સંપૂર્ણ કેળવાઇ નથી. પણ ડૉ. કેસ એમ માને છે કે હિંદી પ્રજા આ આદર્શ સુધી પહોંચી શકશે."

થઇ કહેવાય. પાણીપતના બનાવ પછી પણ મહાસભા આવો ઠરાવ કરે એ તો અંધ રૂઢિપૂજનની અવધિ છે. આશા છે કે વિદ્વાનોની સમિતિ આ બાબતમાં તુરત જ પોતાનો નિર્ણય જાહેર કરશે અને હિન્દુસમાજની અંદરનો આ જાતિભેદ નિર્મૂલ કરી સદીઓનો અન્યાય દૂર કરવામાં અને સમાજને એકત્ર કરવામાં સહાયભૂત થશે.

## મુંબઇ સેવાસદન

સમાજસેવાના અનેક પ્રકાર છે. કૂવા તથા વાવ ખોદાવવાં, ધર્મશાળાઓ અને અન્નક્ષેત્ર સ્થાપવાં, ગરીબજનોને અન્નવસ્ત્રનાં દાન દેવાં એ જૂના માર્ગો છે. હાલના સમયમાં ઉપર બતાવેલી ચીજો ઉપરાંત ગરીબ વર્ગનાં સ્ત્રીપુરૂષોને સ્વાશ્રયી બનાવવા તરફ વધારે લક્ષ આપવામાં આવે છે જ્યારે સમાજસેવાસંઘ ( સોશ્યલ સર્વિસ લીગ ) તથા હિંદસેવકસમાજ ( સર્વન્ટ્સ ઑફ ઇન્ડીઆ સોસાઈટી ) ની સ્થાપના પણ થઈ નહોતી તે વખતે ૧૯૦૮ ની સાલમાં સેવાસદનનો જન્મ થયો હતો. એ સંસ્થાના પ્રયોજક સ્વ. બહેરામજી મલબારી હતા, અને નવી પદ્ધતિની સમાજસેવામાં તેમણે પહેલ કરી એમ કહેવામાં કાંઈ અતિશયોક્તિ નથી. પુનાનું સેવાસદન આ સંસ્થાના પુત્રી તરીકે જન્મ પામીને થોડા વર્ષ પછી છૂટું પડયું હતું.

### સુંદર કામ

ગુજરાતની ઘણી ખરી સંસ્થાની માફક આ સંસ્થા પણ શાન્તિથી અને મૂંગે મ્હોંડે પોતાનું કામ કરી રહી છે. કામ કેટલું સુંદર છે તે નીચે આપેલા સંક્ષિપ્ત વર્ણન પરથી ખ્યાલમાં આવશે; હાલમાં કેટલીક સંસ્થાઓ ઢમઢોલ વગાડીને તથા આત્મપ્રશંસા કરીને પ્રજાનું લક્ષ આકર્ષે છે તે અમેરિકન રીત મુંબઇના સેવાસદનને પસંદ હોય એમ જણાતું નથી.

સને ૧૯૨૧–૨૨ ની સાલમાં સેવાસદને નીચે પ્રમાણે કામ કર્યું છે:

(૧) ૫૪ સ્ત્રીઓ તથા છોકરાંને સંસ્થાના આશ્રમમાં રાખીને પાળવામાં આવ્યાં હતાં.

૨૫ નિરાશ્રિત આશ્રમમાં;
૨૦ હિંદુ આશ્રમમાં; અને
૯ પારસી આશ્રમમાં.

તેમને મફત ભણાવવામાં આવ્યાં હતાં અને ખાવાનો, કપડાંનો તથા શિક્ષણનો ખર્ચ સંસ્થા તરફથી થયો હતો.

(૨) ૧૫૫ સ્ત્રીઓએ ઔદ્યોગિક વર્ગોનો લાભ લીધો હતો, તેમાં કપડું વેતરવાનું, સીવવાનું, મોજાં ગુંથવાનું તથા ભરત વગેરેનું કામ શીખવવામાં આવ્યું હતું.

(૩) ૧૨૬ મરાઠી સ્ત્રીઓને પ્રાથમિક શાળાની શિક્ષિકાનું કામ શીખવવામાં આવ્યું હતું.

(૪) ૧૧૫ સ્ત્રીઓએ બીજા શિક્ષણના વર્ગોનો લાભ લીધો હતો.

(૫) ૧૨૯ ગરીબ વિદ્યાર્થી છોકરાંને દરરોજ બપોરની રજાના વખતમાં પૌષ્ટિક ખોરાક આપવામાં આવ્યો હતો. તે ઉપરાંત, જરૂરીઆત પ્રમાણે જોડા, છત્રી, ટોપીઓ તથા કપડાં પણ આપવામાં આવ્યાં હતાં. વર્ષ દરમ્યાન ત્રણ વખત છોકરાંઓને ગામ બ્હાર લઇ જઇને જ્યાફત પણ આપી હતી.

(૬) ૬૫ સુવાવડી સ્ત્રીઓને સંસ્થાની નર્સે મદદ કરી હતી અને કોઇક કોઇક વખતે કપડાં, દુધ, વિગેરે ચીજો મફત આપ્યાં હતાં.

(૭) કોલેજની ઉચ્ચ કેળવણી માટે ૪ વિદ્યાર્થીનિઓને માસિક રૂા. ૧૭ ની શિષ્યવૃત્તિ આપવામાં આવી હતી.

(૮) દવાખાનાઓમાં, ગરીબ લત્તાઓમાં તેમ જ અન્ય સ્થળે રહેનાર સ્ત્રીઓની મુલાકાત લઇને તેમને સ્વયંસેવક સન્નારીઓ દ્વારા અનેક પ્રકારની મદદ કરવામાં આવી હતી.

(૯) મોજાં તથા ઔદ્યોગિક વર્ગોમાંથી શીખેલી ૧૭ બાઇઓને શિક્ષિકા તરીકે નોકરી મળી છે અને ૧૫ બાઇઓ નર્સ અથવા દાયણ તરીકે કેળવાઇ છે.

### ઔદ્યોગિક વર્ગો

સર રતનજીતાતાના ટ્રસ્ટીઓ તરફથી રૂા. ૨૬૦૦૦ ની સખાવત થઇ તેની મદદથી એક મકાન બાંધ્યું છે. ઉપરના માળમાં રાંધવાના શિક્ષણને માટે બહુ સરસ વ્યવસ્થા થઇ છે. અહીં સામાન્ય તેમજ ખાસ ચીજો રાંધવાનું શીખવાય છે. નીચેના માળમાં કપડાં રંગવાનો વર્ગ થોડા વખતમાં ઉઘડનાર છે.આજ રંગરેજો મનગમતા પૈસા લે છે એટલે મધ્યમ વર્ગની સ્ત્રીઓને આ વર્ગથી ઘણોજ ફાયદો થશે. રંગમાં દેશી રંગો પણ શીખવવામાં આવશે, અને સાથે કપડાં ધોવાનું શિક્ષણ પણ અપાશે. હાલમાં ધોબીનો ત્રાસ વધી પડેલો છે અને વૉશિંગ કંપનીઓમાં કપડાંનો કચ્ચરઘાણ નીકળી જાય છે એટલે આ વિષય પણ અતિઉપયોગી થઇ પડશે. સીવવાના વર્ગમાં એક વર્ષનો અભ્યાસ કર્યા બાદ દરેક સ્ત્રી પોતાના નિર્વાહ કે મદદને માટે કમાણી કરી શકે છે. સેવાસદનમાં લોકો તરફથી જે કામ આવે છે તે તેમનેજ સોંપવામાં આવે છે અને તેમને અમુક મહેનતાણું આપવામાં આવે છે. રેંટીઆ હાદરની નીચે હવા ખાય છે, કારણકે શહેરના લોકોને તેમાં પૂરતી કમાણી લાગતી નથી. વણાટ માટે ત્રણ શાળો છે તે હાલ ચાલતી નથી.

### બપોરના વર્ગો

મોટી ઉંમરની કન્યાઓ તથા સ્ત્રીઓ જેમને સામાન્ય વર્ગોમાં ભણવાની અનુકૂળતા ન હોય તેમને માટે બપોરના ત્રણ કલાક (૧૨-૪૫ થી ૩-૪૫ સુધી) કેટલાક વિષયોનું શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી છે. આ વર્ગોમાં મરાઠી, અંગ્રેજી તથા ગીતાનો અભ્યાસ કરાવવામાં આવે છે, અને તે ઉપરાંત સીવણ, સંગીત, ડ્રૉઇંગ, પ્રાથમિક ગણિત, ઈતિહાસ તથા ભૂગોળ પણ શીખવાય છે. આ વર્ગોમાં ગુજરાતી સ્ત્રીઓ માટે વ્યવસ્થા નથી એ શોચનીય છે. ગુજરાતી કાર્યવાહકો તરફથી ગુજરાતી સ્ત્રીઓને જો સમજાવીને ત્યાં મોકલવામાં આવે તો તેમને પણ શિક્ષણનો લાભ મળે.

ઔદ્યોગિક વર્ગોમાં ખાસ કરીને વેતરવાનું, સીવવાનું, કાગળના ફુલ બનાવવાનું, રાંધવાનું તથા મોજાં ગુંથવાનું શીખવવામાં આવે છે. પછી સનારીએ સેવાસદનમાંજ પોતાનાં કપડાં સીવડાવે છે, અને તે કામ ત્યાં શીખેલી બાઇઓનેજ સોંપવામાં આવે છે. તેથી દિવસના ચાર કલાક શ્રમ કરી આશરે માસિક રૂા. ૨૫ની કમાણી થઇ શકે છે. આ બાઇઓને પણ મરાઠી, ગુજરાતી, અંગ્રેજી, સંગીત, ડ્રૉઇંગ, કાર્ડબોર્ડ મૉડેલીંગ વિગેરે પણ શીખવાય છે.

મુંબઇનું સેવાસદન અત્યંત ઉપયોગી કામ કરી રહ્યું છે, અને તેના કાર્યવાહકોને શાબાશી ઘટે છે.

### સત્યાગ્રહનું રહસ્ય

કોલંબીઆ વિદ્યાપીઠના સમાજશાસ્ત્રના અધ્યાપક ગિડિંગ્સે કલેરેન્સ કેસ ના "કૉન્ફ્યુશિયસથી ગાંધીના અહિંસાત્મક સત્યાગ્રહ" નામના નવા પુસ્તકની સમાલોચના કરતાં જણાવ્યું છે કેઃ "સત્યાગ્રહને અંગે જે હડતાલ, બહિષ્કાર કે અસહકાર કરવામાં આવે છે તેનું અંતે પરિણામ એવું આવે છે કે કાં તો ઉત્સાહ અને આત્મબળ ક્ષીણ થઇને સત્યાગ્રહ નરમ પડી જાય છે અગર તેમાંથી હિંસાત્મક ભડકો ભભૂકી ઉઠે છે. જેમ લડત લંબાય છે તેમ તે ચળવળની નિષ્ફળતા અથવા હાર થવાનો સંભવ વધે છે. એટલે ખરું જોતાં અહિંસાત્મક સત્યાગ્રહને માટે પ્રજા આખીમાં આત્મસંયમ ખૂબ કેળવાયેલો હોવો જોઇએ, પોતાનો હેતુ પાર પાડવા માટેનો સંકલ્પ કે નિશ્ચય બહુ દૃઢ હોવો જોઇએ અને શાન્તિથી દુઃખ સહન કરવાની શક્તિ અસીમ હોવી જોઇએ. આવી શક્તિ હજી દુનિયામાં કોઇ ઠેકાણે સંપૂર્ણ કેળવાઇ નથી. પણ ડૉ. કેસ એમ માને છે કે હિંદી પ્રજા આ આદર્શ ગુણો ખીલવી શકશે."

૧૯૧૯ ની સાલમાં ગુજરાતની પ્રજાનું આત્મબળ કેવું હતું અને આજે ૧૯૨૩ ની સાલમાં તેની સ્થિતિએ આવ્યું છે તેની સરખામણી કરનારને માલુમ પડશે કે મહાત્મા ગાંધીજીના ચારિત્ર્યબળને લીધે ગુજરાતની પ્રજા કેટલી ઉંચી [illegible] ચઢી ગઇ છે! [illegible] માણસની વસ્તીમાં [illegible]

માણસો આગળ પાછળ રહેવાનાજ એટલે સમસ્ત પ્રજા એક હારે ઉભી રહે એ બનવું અશક્ય છે. એટલે રાજકીય ચળવળ ઉપરથી કહો કે મજૂરોની હડતાલ ઉપરથી, ગમે તે કારણથી પણ ગુજરાતી પ્રજામાં અજબ આત્મસંયમ પ્રસરી ગયો છે. જેમ કસરત લેતાં સ્નાયુ વધે છે તેમ કસોટી થતાં આત્મબળ પણ વધે છે. એ બળનો ઉપયોગ માત્ર રાજકીય બાબતમાંજ કરવાનો નથી પણ પ્રજાની ઉન્નતિના દરેક–કૌટુંબિક, સામાજિક તથા ધાર્મિક–માર્ગમાં કરવાનો છે અને ત્યારેજ તેના શુભ પરિણામનું મીઠું ફળ ચાખી શકાય છે.

## ફીલીપીનો માટે સ્વરાજ્ય

જ્યારે અમેરિકામાં પ્રજાકીય મતનું જોર હતું ત્યારે એક ઠરાવ પસાર થયેલો કે ફીલીપાઈન એટની પ્રજાને સ્વતંત્ર રાજ્ય ચલાવવાની સત્તા આપવી. આ ઠરાવ જોન્સે પસાર કરાવેલો તેથી તે તેમના નામથી ઓળખાય છે. હાલમાં અમેરિકાનું વાતાવરણ વધારે સંકુચત મતનું થયું છે, એટલે બ્રિટિશ સરકાર જે દલી l હિંદને સ્વરાજ્ય નહીં આપવા માટે જાહેર કરે છે તેનો જ પડઘો અમેરિકામાં પણ સંભળાય છે. અમેરિકાની સરકાર કહે છે કે ફીલીપાઇનમાં પણ રાજકીય ચળવળ " મુઠ્ઠીભર " ચળવળીઆના હાથમાં છે, રાજકીય આગેવાનો પોતાના સ્વાર્થને માટે જ તોફાન મચાવી રહ્યા છે, તેઓ સત્તા તથા માનના ભૂખ્યા છે, સ્વરાજ્યને માટે દેશ હજુ લાયક નથી, વિગેરે જગજૂની તથા લુલીલગડી દલીલો બહાર પાડે છે. દેશદેશના ઇતિહાસના અભ્યાસીઓ જેવા અધિકારની ખુરસીપર બેસે છે કે તેમની આંખે પડળ ફરી વળે છે, અને જે ભૂલો પાંચ પચાસ પાંચસો કે પાંચ હજાર વર્ષ પર થયેલી તે બધી ફરીને કરવા બેસે છે. તેથી જગતમાં કેટલો કલેશ ને કંકાસ થાય છે, કેટલું લોહી રેડાય છે, કેટલી શક્તિનો ગેરવ્યય થાય છે તેનો આંક તેમને નથી હોતો.

ફીલીપાઇનના રાજકારભારીમંડળે (Cabinet) રાજીનામું આપ્યું છે અને અમેરિકન ગવર્નર–જનરલ જનરલ વુડને પાછા બોલાવી લેવાની માગણી કરી છે, તથા તાત્કાળિક સ્વતંત્રતા મળવી જોઇએ એવું જાહેર કર્યું છે. અમેરિકનો સ્વભાવે આપવડાઈ તથા આત્મપ્રશંસા માટે મશહૂર છે, પણ જ્યારે સ્વાર્થનો પ્રશ્ન ખડો થાય છે ત્યારે તેમનું ખરૂં સ્વરૂપ પ્રકાશી ઉઠે છે.

## અમેરિકનોનો ભ્રાતૃભાવ

પ્રેસિડંટ હાર્ડિંગે એવો હુકમ કર્યો હતો કે ટસ્કેજીના સરકારી દવાખાનામાં લડાઇમાં ઘવાયલા જે સીદીઓની માવજત થાય છે તેમની વ્યવસ્થાને માટે સીદી કોમના દાકતરો, અને સીદી કોમના દાંત તથા એક્સ–રેઝના નિષ્ણાત વિજ્ઞાનીઓની નીમણુક કરવી. આ હુકમથી કેટલાક ગોરા અમેરિકનોના પેટમાં બળતરા ઉઠી છે. જ્યારે લડાઈના સમયમાં સીદીઓ ઘાયલ થયા ત્યારે ગોરા અમેરિકનોએ ઠરાવ કર્યો હતો કે ગોરી નર્સોએ સીદીઓની માવજત કરવી નહીં. હવે જ્યારે સીદીના પ્રદેશમાં, સીદી દર્દીને માટે સીદી દાકતરો વિગેરે નીમાય છે ત્યારે તે પણ એ ડૉલર-પૂજકોને રૂચતું નથી. તેમણે આ હુકમ તરફ નાપસંદગી બતાવી છે, અને મ્હોટું ટોળું માણસો ગામમાં સીદીઓને ધમકી આપતા ફરે છે. ત્યાંનાં છાપાં પણ તોફાન માટે ઉશ્કેરણી કરે છે અને સીદી દાકતરો તથા કાર્યવાહકોના જાનના રક્ષણ માટે લશ્કરની માગણી થઇ છે. આ બધાથી ડરી જઇ ઘણા સીદીઓ ઉત્તર અમેરિકા નાશી ગયા છે.

આ સ્થિતિ પણ સુધરેલી અમેરિકન પ્રજામાં આજે જોવા જેવી છે.

## અમેરિકામાં દારૂનિષેધ

અમારો ન્યુયૉર્કનો ખબરપત્રી જણાવે છે કે પસીફુટ જોન્સન જેમનું નામ ગુજરાતમાં અજાણ્યું નથી, તેઓ પાછા મદ્યનિષેધની લડત માટે નીકળી પડ્યા છે અને આફ્રિકા તથા મધ્યએશિયા, હિંદુસ્તાન વિગેરે પ્રદેશોમાં ફરીને તેનો પ્રચાર કરનાર છે. અમેરિકામાં પાંચ મહિના સુધી ખૂબ મુસાફરી કરીને તેમણે ઘણી વિગતો તથા આંકડાઓ મેળવ્યા છે. એક વેળા એમણે એમ કહેલું કે ફ્લોરીડાથી ન્યુયૉર્ક સુધીની મુસાફરીમાં માત્ર

પાંચજ માણુસ "પીધેલા" તેમના જોવામાં આવ્યા છે. એમના માનવા પ્રમાણે અમેરિકામાં દારૂની બંધી ધીરે ધીરે ઓછી થતી જાય છે. પેન્સીલ્વેનીઆમાં જ્યાં દારૂનું વ્યસન જડ ઘાલીને બેઠું હતું ત્યાં દેખીતી રીતે એનું જોર ઓછું થયું છે. ન્યુયૉર્ક અને મેરીલેન્ડમાં જો કે ખૂબ ફેરફાર થયો નથી, પણ એકંદર ઘણોજ ફેરફાર થઈ રહ્યો છે. યુનાઈટેડ સ્ટેટ્સની પરિસીમામાં ૧૭૦૦૦ માઈલ જેટલો ભાગ દરિયા કિનારા પર છે એટલે દારૂનિષેધના કાયદાને સંપૂર્ણ રીતે અમલમાં મૂકવો કેટલો મુશ્કેલ છે તે સહેજે સમજી જવાય તેમ છે. જોન્સન કહે છે કેઃ હિંદુ તથા મુસલમાન પ્રજામાં ધાર્મિક લાગણીજ દારૂ પીવાની વિરૂદ્ધ છે. તેને પૂરેપૂરી સતેજ કરવાની જ વાર છે. તેમ કરવાથી તુર્કી, ઇરાન, અફઘાનિસ્તાન, હિંદુસ્તાન વિગેરે દેશોમાં ખૂબ દારૂનિષેધ થઇ શકે. મહાત્મા ગાંધીની ચળવળમાં જે આત્મશુદ્ધિનું તત્ત્વ સમાયલું છે તેને લીધે દારૂનિષેધને ઘણી મદદ મળશે. પસીફુટના મત પ્રમાણે દુનિયામાં દારૂનિષેધની ફતેહને વાસ્તે ઘણાં સારાં ચિહ્નો જણાય છે. બ્રિટિશ પ્રજા ઘણી હઠીલી છે તે છતાં લેડી એસ્ટર સારૂં કામ કરી રહ્યાં છે. મેક્સીકામાં પણ દારૂ અટકાવવા માટે કાયદા ઘડાયા છે અને ત્યાંના પ્રેસિડંટ ઓબ્રેગૉન કટ્ટા મદ્યવિરોધી છે.

## બ્રિટિશ એલચીનું નિવેદન

અમેરિકામાં ૧૯૨૦ ના જાન્યુઆરી મહિનાની ૧૯ મી તારીખે દારૂનિષેધના કાયદાનો અમલ શરૂ થયો. તે કાયદાની અસર પ્રજા ઉપર કેવી થઇ છે તે બાબતનું નિવેદન બ્રિટિશ એલચીએ લખી મોકલ્યું છે. તેઓ જણાવે છે કેઃ—

"આ બાબતને લગતી હકીકત તથા આંકડા મેળવવામાં અનેક મુશ્કેલીઓ નડે છે, અને દારૂનિષેધના અનુયાયી તથા વિરોધી તદ્દન જુદી જ હકીકત પૂરવાર કરે છે.

(૧) દારૂનિષેધક મંડળ તથા દારૂનિષેધક અધિકારીઓ (જે સરકારી નોકરો છે) તેમના આંકડા પરથી એમ પૂરવાર થાય છે કે ૧૯૨૦ પહેલાં જેટલો દારૂ પીવાતો હતો તેનો ૨૦ ટકા જ હવે પીવાય છે; નિષેધના વિરોધીઓ કહે છે કેઃ કાયદો હોવા છતાં ૬૬ ટકા જેટલો પીવાય છે.

(૨) આખા દેશમાં, નાનામોટાં તમામ ગામોમાં દારૂ પીવાનું બંધ થયું છે; પણ પૂર્વ કાંઠાપર તેમ જ ઉત્તરમાં સરોવરના પ્રદેશપર આવેલાં ગામોમાં દારૂ ચોરીછૂપીથી ગળાય છે તેમ જ પરદેશથી આવેલો માલ ચોરીછૂપીથી ઘુસાડાય છે.

(૩) દારૂનિષેધક મંડળ તથા અધિકારીઓના આંકડા પ્રમાણે દારૂથી નીપજતાં મરણોમાં ઘણો જ ઘટાડો થયો છે, ત્યારે વિરોધીઓની દલીલ એવી છે કે જે દારૂ છાનો ગાળવામાં આવે છે તે વધારે ઝેરી છે અને એથી મરણપ્રમાણ વધ્યું છે.

(૪) દારૂ પીધેલને પોલિસચૉકીમાં લઇ જવા પડતા તેની સંખ્યા વિષે પણ ઘણો મતભેદ છે; નિષેધક મંડળના મત પ્રમાણે અર્ધોઅર્ધ ફેર થયો છે; સામાવાળા એ હકીકત કબૂલ કરતા નથી.

(૫) ચોરી વિગેરે કાયદા વિરૂદ્ધ ગુન્હા કરનારની સંખ્યા ઓછી થઇ છે એમ મનાય છે, પણ દારૂ ગાળનાર તથા ચોરીથી લાવતાં પકડાતા માણસોની સંખ્યા વધી છે એમ સામો પક્ષ કહે છે.

(૬) દારૂનિષેધને લીધે પુષ્કળ પૈસો બચે છે અને સેવિંગ બેન્કોમાં ૪૦ ટકાથી પણ વધારે પૈસો જમે થાય છે; કારીગરવર્ગ વધારે નિયમિત કામ કરે છે, અને પોતાનાં છોકરાંની કેળવણી, કુટુંબના પોષણ તથા આનંદ માટે વધારે ખર્ચ કરી શકે છે."

આ નિવેદન ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે જે માણસો કાયદાકાનૂનથી ચમત્કારિક ફેરફાર જોવાની આશા રાખતા હતા તે નિરાશ થઈને બૂમ પાડવામાં રોકાયા છે, અને જે લોકોને શ્રદ્ધા હતી કે પ્રજામાં આત્મશુદ્ધિની ભાવના જાગ્રત થઇ શકશે તે નિરાશામાં પણ આશા જોઇ રહ્યા છે. આજની સ્થિતિ ગમે તે હશે, દારૂનિષેધ ૮૦ ટકા સફળ થયો હશે કે ૩૪ ટકા, પણ જો સ્ત્રીઓ તથા છોકરાં ઉચ્ચ આદર્શ સ્વીકારે તો ભવિષ્યમાં બેહદ સુધારો થવાની આશા રાખી શકાય એમ છે. આવો સુધારો જુના યૂરોપમાં થઈ શકવાનો નથી, અમેરિકાની જુવાન પ્રેજા જ આ સાહસ કરી શકે.

## અનીતિનો વેપાર

મુંબઈ, કલકત્તા, રંગુન જેવાં મોટાં શહેરો તથા બંદરોમાં કેટલેક અંશે અનીતિ થવાની એ કબૂલ કરીએ, પણ તેટલા માટે અજ્ઞાન કે રખડતી છોકરીઓને ગામડાંમાંથી ફોસલાવીને શહેરોમાં લાવી એની કમાણીમાંથી મોટો ધંધો ચલાવવો એ કોઈ પણ સુધરેલા સમાજથી સહન થઇ શકે નહિ. માંકડાંને જંગલમાંથી પકડી આણીને, મારફોડ કરીને, અમુક ચાળા શીખવ્યા બાદ, મદારી તેની પાસે અમુક ખેલ કરાવે છે તે જ પ્રમાણે અને તેવી જ ઘાતકી રીતે છોકરીઓને પકડીને તેમની પાસેથી અમુક કામ લઇ સઘળી કમાણી આ નરપિશાચો ભેગી કરે છે. આ વાંદરીને મળે ઘાઘરી અને ખાવાનું, અને ગમે તેવા સબળ કારણસર અણગમો બતાવે તો ઉપરથી ખાવાનો માર.

કુટ્ટણખાના બંધ કરવા માટે મુંબઇમાં જે કાયદો છેલ્લી ધારાસભામાં પસાર થયો તેમાં વ્યભિચાર માટે છોકરીઓને લાવવાનું, આશ્રય આપવાનું, દલાલી કરવાનું, તથા તેમની કુચાલ પર ધંધો કરવાનું વગેરે કામ શિક્ષાપાત્ર ઠરાવ્યું છે.

અનીતિને માટે છોકરીઓને ફોસલાવવી એ એક પ્રશ્ન છે અને એક ત્રાહિત માણસ અનીતિમાંથી ધંધો ચલાવે તે જુદો પ્રશ્ન છે. વ્યભિચાર માટે હાલના કાયદાની રૂઇએ શિક્ષા ન પણ થાય પણ વ્યભિચાર માટે વ્યવસ્થા કરનાર તથા વેપાર કરનાર તો સખત શિક્ષાને પાત્ર છેજ: જુગારખાનું ચલાવનાર, વેશ્યાગૃહના માલિક તથા દારૂની દુકાન રાખનાર એ ત્રણે એક જ કોટિના રાક્ષસો છે અને સુધરેલી પ્રજા માટે તદ્દન અસહ્ય છે. જે માણસ ચોક્કસ બીજા કોઇને અનીતિનો માર્ગ બતાવે કે તે માર્ગે દોરી જાય તે જરૂર ગુન્હેગાર છે. કુટ્ટણખાના રાખનારનો અને તે પર ગુજરાન ચલાવનારનો કોઇ પણ રીતે બચાવ થઇ શકે તેમ નથી. મુંબઇમાં કાયદો થયો છે, પણ તેમાં જેટલી ન્યૂનતા છે તે ભવિષ્યમાં જલદી સુધારી લેવામાં આવશે એવી અમે આશા રાખીએ છીએ.

દરેક સુધારા માટે સંગીન પ્રજામત કેળવવાની જરૂર છે. આ વિષય ઉપર જોઇએ તેટલી ચર્ચા થઈ નથી. સામાન્ય પ્રજાવર્ગ ચર્ચા કરતાં કાં તો શરમાય છે કે ડરે છે. પણ ગામડાંની ગરીબ ભોળી બાળાઓનું હરણ થયા પછી તેમને જે ભયંકર પિશાચી જીવન ગાળવું પડે છે તેનો વિચાર સમાજના આગેવાનોએ કરવો ઘટે છે. એમ કહેવાય છે કે મુંબઇમાં ઘણીખરી છોકરીઓ કાઠીઆવાડમાંથી આવે છે, કારણ કે કાઠીઆવાડ ગરીબ દેશ છે. ગમે તેમ હોય, કોઈ પણ ગરીબ વર્ગને અન્યાય થાય તે આપણે શી રીતે સહન કરી શકીએ?

## સંમતિની વય

બાળક વયની કન્યાઓના રક્ષણ માટે એવો કાયદો થયો છે કે અમુક ઉમર સુધીની કન્યાને ફોસલાવીને લઇ જનાર માણસ તે બાઇની સંમતિ મળી હોય કે નહીં તો પણ સખત શિક્ષાને પાત્ર છે. ૧૯૦૪ ની સાલમાં બધાં મોટાં રાજ્યોના પ્રતિનિધિઓ પારિસમાં મળ્યા હતા ત્યાં "સ્ત્રીઓનો વેપાર" અટકાવવા માટે એવો ઠરાવ પસાર થયો. હતો કે ૨૦ વર્ષ સુધીની કન્યાનું હરણ કરનાર કે ફોસલાવનારનું વર્તન ગેરકાયદેસર છે. પણ આપણી દયાળુ સરકારે તે ઠરાવ કબૂલ ન રાખ્યો. ૧૯૨૨ માં રા. જોશીએ ઠરાવ રજુ કર્યો કે ૧૬ વર્ષની હદ બાંધવી. તે ઠરાવ પણ સરકારને ગળે ન ઉતર્યો અને આજે તે કેટલીક શરત સાથે પસાર થયો છે પણ તેનો અમલ થતો નથી તેથી આખા દેશમાં આ બાબત ચળવળ ચાલી રહી છે. અને મુંબઇમાં દશ મોટી સંસ્થાઓના આશ્રય નીચે એક સભા બોલાવી હતી તેમાં ઠરાવ થયો છે કે હિંદી સરકારે એ કાયદાનો અમલ કરવો અને ઉમરની હદ ન રાખવી. કોઇ પણ સ્ત્રીની આબરૂ લૂંટાય, તેનું આખું જીવન ધૂળધાણી થઇ જાય, અને આખરે તેને વેશ્યા તરીકે વ્યભિચારમાં જ સડીને

મરવું પડે એવી ક્રૂર વ્યવસ્થા હિંદી પ્રજા કોઈ કાળે ખમી શકે નહીં. આ લડતમાં સ્ત્રીઓએ આગળ પડતો ભાગ લીધો છે. મુંબઇની સભા બોલાવનાર દશ સંસ્થાઓમાંથી આઠ સ્ત્રીઓની હતી, તે બાબત ઉપર વાંચકોનું ખાસ લક્ષ દોરીએ છીએ. શું પુરૂષો તેમને સહાય નહિ કરે? અમે તો સમજીએ છીએ કે આ બાબત વિષે પુરૂષોની જ વિશેષ જવાબદારી છે કારણ કે તેઓનો જ વર્ગ ગુન્હેગાર છે.

## દોહદનું ભીલસેવામંડળ

૭૫નીઆના દુકાળ વખતે ઘણાં ભૂખે મરતાં ગરીબ છોકરાંને ખ્રીસ્તિ મિશનરીઓએ બચાવ્યાં અને પોતાના ધર્મમાં દાખલ કરી લીધાં. પણ જ્યારે મોટી સંખ્યા ધર્મભ્રષ્ટ થઇ ત્યારે આપણા હિંદુલોકોની આંખ ઉઘડી અને અનેક જગ્યાએ અનાથાશ્રમો સ્થપાયાં. ખ્રીસ્તિ મિશનરીઓ ખોરાક, દવાખાનાં અને સ્વમાન એ ત્રણ ચીજની બક્ષિસ આપીને ગરીબ પ્રજાને આકર્ષે છે. ગામડાંની પ્રજા સારી પેઠે જાણે છે કે ખ્રીસ્તિ લોકો વેઠમાંથી બચી જાય છે, તેમના ઉપર જુલમ થતો નથી, કારણું તેમની વ્હારે મિશનરીઓ દોડી આવે છે. આપણા ગુજરાતમાં જે પછાત વર્ગ છે—અંત્યજ, કોળી, ભીલ, ઠાકરડા વિગેરે—તેમના રક્ષણ માટે કે તેમની ઉન્નતિ માટે પ્રમાણમાં ઘણી થોડી વ્યવસ્થા થઈ છે. જો આપણે આ પછાત વર્ગને મદદ નહીં કરીએ તો હિંદુપ્રજાની સાથે હમેશને માટે તેઓ જોડાયલા રહેશે કે કેમ એ પ્રશ્ન છે.

ભાઈ અમૃતલાલ ઠક્કરે પંચમહાલના ભીલ લોકોમાં ૧૯૧૮ ના દુકાળ વખતે કામ કરેલું. એમનો સ્વભાવ ઘણોજ માયાળુ છે. એ કામના અનુભવપરથી ભીલ કોમની ઉન્નતિ માટે કાયમનું કામ થવું જોઇએ એવા નિર્ણય પર તેઓ આવ્યા, અને તેના પરિણામે "ભીલસેવામંડળ" ની સ્થાપના કરી. આ મંડળે છેલ્લા ૭ મહિનામાં પાંચ ગામોમાં થાણાં નાખ્યાં છે; ત્રણ દોહદ તાલુકામાં અને બે ઝાલોદ તાલુકામાં. દરેક થાણામાં એક શાળા ખોલવામાં આવી છે. ત્યાં મફત શિક્ષણ અપાય છે; વિદ્યાર્થીઓને ઉત્તેજન માટે સ્લેટ, પેન વિગેરે ચીજો મફત આપવામાં આવે છે; ગરીબગુરબાંઓને અનાજદાણો તથા વસ્ત્ર પણ અપાય છે; ઘરગથ્થુ દવા પણ મફત આપવાનું રાખ્યું છે; અને દારૂનિષેધ જેવા આત્મસુધારણાના વિષયો ઉપર ઉપદેશ પણ આપવામાં આવે છે. આ પાંચ થાણામાંથી જસાવાડાનું થાણું સૌથી મોટું છે; ત્યાં દવાખાનામાં વૈદ્ય કામ કરે છે અને જરૂર પડે આસપાસના થાણાંમાં મદદ માટે જાય છે. જસાવાડામાં એક ભીલ વસતિગૃહ પણ છે, અને તેમાં ૨૦ થી ૨૫ છોકરાં રહેછે.

દરેક થાણામાં એક ઉચ્ચ ભાવનાવાળો પગારદાર સ્વયંસેવક રહેછે અને તેના હાથ નીચે એક ભીલસેવક રાખવામાં આવે છે. એ બન્ને થઈ સઘળું કામ ઉપાડી લે છે. નિશાળોમાં અંત્યજનાં છોકરાંને પણ દાખલ કરવામાં આવે છે સ્વચ્છતાના શિક્ષણ માટે છોકરાંઓને દર અઠવાડીએ સાબુ આપવામાં આવે છે અને શિક્ષકની રૂબરૂ કપડાં ધોવાનું રાખ્યું છે. એક ગામમાં વણાટ કામ માટે સહકારી મંડળી પણ સ્થપાઇ છે.

રા. અમૃતલાલ ઠક્કરને ગુજરાત સારી રીતે ઓળખેછે. એ ભાઇ જે કામ હાથમા લે છે તેને ચીવટથી વળગી રહીને પાર પાડે છે ત્યારેજ જંપે છે. એમના જેવા સાત્વિક અને ચીવટવાળા કાર્યવાહકો ઘણાજ થોડા છે અને જે છે તે તેમનાજ વર્ગના છે. આપણા જુવાન વર્ગના કાર્યકર્તાઓમાં આ ચીવટ અને ખંતના ગુણો ઘણાજ ઓછા માલુમ પડે છે એ દુઃખની વાત છે. તેમના ઉભરાતા ઉત્સાહની સાથે આ ગુણોનું પણ મિલન થાય એજ શ્રેયસ્કર છે.

મિશનરી લોકો આપણી પ્રજાને વટલાવે છે તેમાંથી જો તેમનો બચાવ કરવો હોય અને પછાત વર્ગોને આગળ પાડવા હોય તો ભાઈ ઠક્કરના "મિશન" ને તનમનધનથી મદદ કરવી જોઇએ.

## ગુજરાત કલાપ્રવર્તક મંડળ

ગુજરાતની સર્વ પ્રવૃત્તિઓમાં અમદાવાદ દેશસિદ્ધ અને સ્વભાવસિદ્ધ કેન્દ્ર છે, અને ગુજરાતમાં જેમ જેમ અનેક પ્રવૃત્તિઓ વધતી જાય છે તેમ તેમ આ વચનની સિદ્ધિ પ્રત્યક્ષ થતી જાય છે.

અમદાવાદ ઘણાં વર્ષોથી વેપારસાહસનું કેન્દ્ર તો હતુંજ. રાજકીય પ્રવૃત્તિનો યુગ આવતાં અસહકારનું મુખ્ય મથક પણ એજ થયેલું. આખા હિન્દુસ્તાનમાં નવી કેળવણીનો યુગ પ્રવર્તાવનાર ગૌથી સફળ શિક્ષણસંસ્થા ગુજરાત વિદ્યાપીઠ પણ અમદાવાદમાં જ છે અને એ જ અમદાવાદમાં ગુજરાત કલાપ્રવર્તક મંડળ હાલ સ્થપાયું છે તે ઉચિત જ છે.

આ મંડળનો મુખ્ય ઉદ્દેશ "ગુજરાતમાં સર્વ પ્રકારના કળાકારોનો સહકાર વધારવો, કળાની ઉત્તમ કૃતિઓ જનસમાજમાં લોકપ્રિય કરવી, અને તે હેતુથી કળાનાં સંમેલનો અને પ્રદર્શનો ભરવાં, કળા તરફ અભિરૂચિ વધે અને તે વિષય વધારે લોકપરિચિત થાય તે હેતુથી લેખો લખવા અને વ્યાખ્યાનો ગોઠવવાં, કળાનાં પ્રસિદ્ધ સ્થળોની સૌંદર્યયાત્રાઓ ગોઠવવી, ઘર, ભીંત, મંદિર, મંડપ, સભાસ્થાનો વગેરેને કોઇ વાર કળાથી નમૂના તરીકે શણગારવાં," વગેરે છે. આ મંડળના આશ્રય નીચે શ્રી રવિશંકર રાવળે જેઓ મંડળના ઉપપ્રમુખ છે તેમણે કળા ઉપર એક જાહેર વ્યાખ્યાન પણ આપ્યું છે. અમે આશા રાખીએ છીએ કે "વ્યક્તિજીવન, ગૃહજીવન, સંસારજીવન ને પ્રજાજીવન આજે છે તેથી વધારે સંસ્કારી, રસભર્યું અને કલામય કરવા કલારસિક સર્વ સજ્જનો અને સન્નારીઓ" આ મંડળના સભાસદ થઈ સહાયતા આપશે. અમે આ મંડળને તેમજ તેની જ કોટિના નવા રાષ્ટ્રીય સંગીત મંડળને સર્વ પ્રકારની ફત્તેહ ઇચ્છીએ છીએ.

## આવતો અંક

આ અંક બાળરામાયણનો લેખ છાપવા માટેના લોભને લીધે અમે મોડો બ્હાર પાડ્યો છે તે માટે વાચકોની ક્ષમા માગીએ છીએ. આવતો અંક દિલ્હી મહાસભા વિષે નીકળશે. મહાસભાને લીધે આવતો અંક પૂનેમે નહિ નીકળતાં ભાદરવા વદ ૬ ઠે (તા. ૧ લી અક્ટોબરે) બહાર પડશે.

તે પછીનો આસો અંક ખાસ કેળવણીના વિષય વિષે કાઢવાનો અમારો પ્રયાસ છે.

---

આ માસિક અમદાવાદ શામળાની પોળ પાસે આવેલા વસન્ત મુદ્રણાલયમાં ચીમનલાલ ઈશ્વરલાલ મહેતાએ છાપ્યું અને નંદલાલ મણિલાલ શાહે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.

# યુગધર્મ

પુસ્તક ૨ ભાદરવો, ૧૯૭૯

## ગ્રામરચના અને આરોગ્યશાસ્ત્ર

મનુષ્યના આરોગ્યને એની ગૃહરચના અને ગ્રામ-રચના સાથે ગાઢ સંબંધ છે એની ના પડાય તેમ નથી. આ વિષયમાં વર્તમાન આરોગ્યશાસ્ત્રે (Hygiene) અપૂર્વ ગતિ કરી છે એ વાત ખરી છે. જૂના વખતમાં આ સિદ્ધાન્તની ખબર ન હતી એમ નથી. આ વિષય ઉપર વૈદક ગ્રન્થોમાં ખાસ ચર્ચા નથી પણ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં નગરરચના, ગૃહરચના, ઘરના ગંદા પાણીનો માર્ગ વગેરે વિષે કેટલીક સ્પષ્ટ સૂચનાઓ છે. ( જુઓ આર્યવિદ્યા-વ્યાખ્યાનમાળા, પા. ૬૦-૬૧. ) આ ઉપરાંત રાજ-વલ્લભ વગેરે શિલ્પનાં શાસ્ત્રોમાં આ વિષે ઘણી સૂચનાઓ મળે છે. આ જાતના બધા ઉલ્લેખો એકઠા કરવામાં આવે તો પ્રાચીન ભારતવાસીઓના આ વિષે કેવા વિચારો હતા તે જાણી શકાય. આ વિષયના સમગ્ર સાહિત્યનો સંગ્રહ કોઇ વખત પુરા-તત્ત્વમાં થશે પણ ગુજરાતનાં ગામડાં તથા શહેરોના પ્રત્યક્ષ અનુભવ ઉપરથી જૂના લોકોના જનસુખા-કારી વિષેના વિચારો સમજવાનું કંઇક અંશે બની શકે એમ છે.

આ વિષય ઉપર વિચાર કરતાં સરલતા ખાતર નીચેના વિભાગો પાડવા પડશેઃ (૧) ગામડાંની રચના, (૨) શહેરની રચના. ગામડાંની રચનામાં છેલ્લાં બે હજાર વર્ષોમાં ઝાઝો ફેર પડ્યો જણાતો નથી, પણ શહેરોની રચના કાળાનુસાર ફરતી ગઇ છે. આ ફેરફારસૂચક ત્રણ મોટા વિભાગો પાડી શકાયઃ (૧) પ્રાચીનકાળની નગરરચના, (૨) મધ્યકાલીન નગર-રચના, (૩) છેક આધુનિક નગરરચના. એક બીજે પણ ભેદ સ્પષ્ટ દેખાય છે. કાઠિઆવાડ તથા ગુજરાતની ગ્રામરચના તથા નગરરચના જુદા પ્રકારની છે.

બ્રિટિશ સમયમાં જે મુંબઈ જેવાં મોટાં શહેરો થયાં છે એનો તો ઇતિહાસ જ જુદો છે. છેક ન્હાના રૂપમાંથી—૨૫–૫૦ ઝુંપડાંમાંથી દશ લાખની વસતિનાં શહેરો બની જતાં જે ફેરફારો થયા તે પણ એવા અદ્‌ભુત જ છે કે સ્વપ્નસૃષ્ટિ જેવા લાગે. આરોગ્ય દૃષ્ટિએ જોઇએ તો કેવળ વેપારના લાભની દૃષ્ટિથી વધેલાં આવાં શહેરોમાં ૩૦–૪૦ વર્ષ પ્હેલાં તો આરોગ્યના નિયમો ઉપર ધ્યાન જ નહોતું અપાયું. ન્હાના બેટમાં લાખો માણસોને વસવાની જગ્યા જોઇએ, અને જીંદગીના ભોગે પણ પૈસા કમાવા ઇચ્છનારની બધી વસતિ. આવી સ્થિતિમાં જૂના વખતથી આ દેશની નગરરચનામાં જે કાંઈ થોડા ઘણા નિયમો ચાલ્યા આવતા તેને કોણ યાદ કરે ? અને યૂરોપમાં નગરરચના વિષે આરોગ્યશાસ્ત્રના જે નવા નિયમો અમલમાં આવતા જતા હતા તેનો અહીં મુંબઇના દેશી લત્તાઓમાં ઉપયોગ કરવાની કેવળ વેપારના લાભો માટે દેશી વસતિને ઇચ્છનાર અંગ્રેજોને શા માટે પરવા હોય ? પરિણામે હવા કે પ્રકાશનો બિલકુલ પ્રવેશ ન થઈ શકે, દિવસ આખો અસહ્ય દુર્ગંધ જેમાંથી નીકળ્યા કરે એવા રોગના જ ઘરરૂપ મુંબઇના દેશી લત્તાઓ જન્મ્યા. ભૂલેશ્વર કે ગલાલવાડીના સાંકડા, અંધારા, હવાની આવજાવ વગરના, અત્યંત ગંધાતા માળાઓને માણસોને વસવા યોગ્ય કોણ કહે ? તેમાં ગુજરાતીઓની ધનતૃષ્ણાનું તો વર્ણન કરવું મુશ્કેલ છે. મુંબઇના જુના વખતના મરાઠી લત્તાઓ સાથે ગુજરાતી લત્તાઓ સરખાવતાં સ્પષ્ટ દેખાય છે કે મરાઠાઓ પોતાનાં ગામડાંઓને તદ્દન ભૂલી ગયા ન હતા. હવા પ્રકાશ મળી શકે, બાળકો રમી શકે એવાં બેઠા ઘાટનાં આંગણું ઓશરીવાળાં ઘણાં મરાઠી ઘરો હજી ગીચ લત્તાઓમાં પણ ઉભાં છે. ગુજરાતીઓએ તો વતન તજ્યા પછી પાછું વાળી નથી જોયું. લક્ષાધિપતિ ગુજરાતીએ બંધાવેલા મુંબઈના વિશાળ મહાલયમાંયે ગુજરાત દેખાતું નથી. કાંતો વિલાયતનું આંધળું અનુકરણ અને કાંતો નરકની કોટડી -એ ગુજરાતી લત્તાનાં ઘરો.

છેલ્લાં થોડાં વર્ષોથી નવા 'આરોગ્યશાસ્ત્રના નિયમો મકાનો બંધાવામાં પરાણે પળાવા લાગ્યા છે અને પ્રસ્તુત વિષયમાં મુંબઈની ગૃહરચનાના વિશેષ વર્ણનને અવકાશ પણ નથી.

હવે બ્રિટિશ અસરથી દૂર વધેલાં ગુજરાતનાં શહેરોની રચનાની આરોગ્યદૃષ્ટિએ તપાસ લીધા પ્હેલાં ગામડાંઓ ઉપર એક નજર નાખી લઇએ. આપણાં ગામડાં હજારો વર્ષથી એકજ ધોરણે જન્મે છે, જીવે છે અને મરે છે એટલે એની આરોગ્યદૃષ્ટિ પણ એની એ જ. ભૂસ્તરવેત્તાઓના કહેવા પ્રમાણે કાઠીઆવાડ એક કાળે બેટ હતો. એની વનસ્પતિસૃષ્ટિ ( દાખલા તરીકે સિંહ કાઠીઆવાડમાં જ છે ), ભૂસ્તરરચના વગેરે પેઠે ગૃહરચના અને ગ્રામરચના પણ ગુજરાતથી કેટલેક અંશે જુદાં પડે છે. કાઠીઆવાડીઓના બાંધા અને મુખાકૃતિ ગુજરાતીઓથી જુદાં છે એતો દેખીતી વાત છે.

સાધારણ રીતે આસપાસ ખેતી કરવાનું સહેલાઇથી બની શકે એ રીતે ગુજરાતમાં અને કાઠીઆવાડમાં ગામડાંઓ વસ્યાં છે. જ્યાં સંભવિત હોય ત્યાં નદીના કાંઠા ઉપર ગામ વસાવવાનો રિવાજ પણ સાધારણ છે. આથી ગામની આબાદીને ઘણો ફાયદો થાય છે પણ કેટલીક વાર નદી મારફતે રોગચાળોયે એક ગામથી બીજે ગામ ફેલાય છે. જો કે આ હાનિ રેલ્વે કરતાં ઓછા પ્રમાણમાં થાય છે. વળી કોઇ વખત નદીઓના પૂરથી પણ ગામને નુકસાન થાય છે; જો કે હાલમાં બિહારબંગાળામાં ગામના ગામ પાણીમાં તણાઈ ગયાનું વારંવાર સાંભળીએ છીએ એવું ગુજરાતમાં બનતું નથી. બનતાં સુધી નદીને કાંઠે પણ ઉંચા ભાગ ઉપર નદીનું વધારેમાં વધારે જોર ન પહોંચે એટલે ઉંચે એ વસેલાં હોય છે. છતાં પાછળથી બંધાયેલ રેલ્વેના પૂલોથી કે નદીનાં વહેણો ફરી જવાથી જૂની અટકળ ખોટી પડયાના અને પાણીના પૂરથી નુકસાન થયાના કોઇ કોઇ દાખલા બને છે.

નદી ન હોય તો ત્યાં તળાવો તથા કુવાઓ હોય છે. ગુજરાતનાં ગામડાંઓના પાદરમાં તળાવો કાઠીઆવાડ કરતાં કાંઇક વધારે પ્રમાણમાં દેખાય છે. જેમાંનાં કેટલાંક તળાવો તો જૂના કાળનાં છે. પણ મોટે ભાગે તળાવો સારા વરસાદવાળા ચોમાસામાં જ પાણીથી ભરેલાં હોય છે. બાકી તો બધો આધાર કુવાઓ ઉપર જ. તળાવો ભરેલાં હોય ત્યારે ન્હાવાનું, ધોવાનું એમાં જ અને ક્વચિત્ પાણી સારૂં હોય તો પીવાનું પણ એમાંથી જ. આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ આ રિવાજ હાનિકારક છે. અનેક રોગો ફેલાવાનું એ સાધન બને છે. જુદાં જુદાં સ્થળના કુવાનાં પાણીમાં સ્વાદમાં ફેર હોય છે. જેમ કુવાની ઉંડાઈમાં ફેર હોય છે તેમ કુવાનો ઉપરનો ભાગ બાંધવામાં પણ જુદે જુદે સ્થળે જુદી જુદી પદ્ધતિ જૂના વખતથી ચાલે છે. કુવાઓમાં ઉતરીને ન્હવાય નહિ અને કદિ પાણી ઢોળાય તે પાછું કુવાઓમાં ન પડે એ રીતે થાળું પાકું બાંધેલું હોય તો કુવાઓ રોગપ્રચારક તરીકે ભાગ્યે જ ભાગ ભજવી શકે. જુદાં જુદાં પાણીના ગુણદોષ અને એને વાપરતાં શું સાવચેતી રાખવી એ વિષે વિવેચનનો અહીં પ્રસંગ નથી. માત્ર એટલું જ ઉમેરવાનું રહે છે કે જૂના ગામ વસાવનારાઓ પાણી નીકળશે કે નહિ, નીકળશે તો કેટલે ઉંડે તથા કેવું એની કાંઇક પરંપરાપ્રાપ્તરીતે પરીક્ષા કરીને ગામ વસાવતા એ વાત ખરી, પણ પાછળથી, કોઈ ગામનું આરોગ્ય બગડે ત્યારે પીવાના પાણીની તપાસ કરવી, અને જે દોષ દેખાય તેનો ઉપાય કરવો એ આધુનિક નિયમ આપણે હજી સુધી શીખ્યા નથી.

બનતાં સુધી ગામ, આસપાસની જમીનથી ઉંચાણમાં વસાવવામાં આવતું જેથી ચોમાસાનું પાણી ગામમાં ન ભરાઇ રહેતાં બ્હાર નીકળી જાય અને પાસે નદી હોય તો એને મળે. પાણીના વહેણ માટે આ અગમચેતી રાખેલી કાઠીઆવાડ ગુજરાતનાં ઘણાં ગામોમાં દેખાય છે. એ રીત ગામના આરોગ્ય માટે ઘણી સરસ છે; પણ પાછળથી ગામલોકો ગામની આસપાસ મોટા ખાડાઓ પડવા દે છે અને તેમાં ચોમાસાનું પાણી ભરાઈ રહીને ટાઢીઆ તાવને ફેલાવાનું સાધન મળે છે.

મળમૂત્ર—ગામડાંમાં ક્યાંય પાયખાનાનો રિવાજ નથી. કોઇ કોઇ સ્થળે દેખાદેખીથી રાજ્યના અધિકારીઓ માટે અથવા શ્રીમન્ત પરોણાઓ માટે પાયખાનાં હમણાં થયાં હોય તે જુદી વાત. ગામની આખી વસતિ-સ્ત્રીઓ પુરુષો બધાં જ-ગામ બ્હાર પણ ગામની નજીકમાં જ મળત્યાગ કરે છે. કાઠીઆવાડમાં ઘણાં ગામડાંઓમાં ગામની તદ્દન નજીક ચારે તરફ થોરની વાડથી થોડી જમીન બાંધી લઇને મળત્યાગ માટે અનામત રાખે છે. જ્યાં પાદરમાં નદી કે ટેકરી જેવું હોય ત્યાં એનાં કોતરોમાં મળત્યાગ કરે છે. મોટે ભાગે ગાયો વગેરે ઢોર મળ ખાઈ જાય છે, અને બાકી સુકાઇ જાય છે. મૂત્રત્યાગ માટે તો કાંઇ અવસ્થા જ નથી. મળમૂત્રત્યાગની આ રીત આરોગ્ય દૃષ્ટિએ અત્યંત હાનિકારક છે. રોગીઓને તથા વૃદ્ધોને અતિશય અડચણ પડે છે; અને કોલેરા, મરડો વગેરે ચેપી રોગો થાય ત્યારે એનો ફેલાવો આખા ગામમાં એકદમ થઈ જાય છે. મહાત્મા ગાંધીજી કહે છે તેમ મળને માટીથી ઢાંકવાથી અને એની માટી થઈ ગયા પછી એ માટીને ખાતરમાં વાપરવાથી આ પ્રશ્નનો આરોગ્યને અનુકૂળ નીવેડો તુરત જ થઈ શકે એમ છે.

ઘરો—ગામડાનાં ઘરો મોટે ભાગે માટીનાં હોય છે. ગુજરાતમાં કોઇક સમૃદ્ધ ગામનાં ઘરો તથા કાઠીઆવાડના ગામડાંના પૈસાદાર લોકોનાં ઘરો પાકી ઈંટનાં હોય છે, તે અપવાદ જ. માટીનાં ઘરો શિયાળામાં એકદમ ઠરતાં નથી અને ઉનાળામાં એકદમ તપતાં નથી એ એનો મોટો ગુણ છે. પણ દર વર્ષે એની મરામત લેવી જોઇએ.

ઘરોની રચના—ચોરો, લુંટારા વગેરેની જૂના કાળથી જ આપણને એટલી બીક લાગે છે, કે છુટાં છુટાં એક બીજાથી સ્વતંત્ર ઘરો તો ક્યાંય દેખાતાં જ નથી. વળી હવા પ્રકાશ માટે ઓરડાઓમાં બારીઓ પણ ભાગ્યે જ દેખાય છે. ઘર ઉંચાઈ પણ

શહેરો ગામડાં વધીને થયાં છે એ ઉપર કહ્યું છે. આ જ કારણથી ગામડાંના ઘણા રિવાજો શહેરોમાં જળવાઈ રહ્યા છે. વચલા કાળનાં કાઠીઆવાડનાં ઘણાં શહેરોમાં ગામડાં પેઠે ગામ બહાર જંગલ જવાનો રિવાજ હજી ચાલે છે.

ભાવનગર, જામનગર કાંઇ ન્હાનાં શહેરો નથી. લગભગ અર્ધા લાખની વસતિનાં શહેરોનાં અનેક માણસો માટે પાયખાનાંની સગવડ નથી. અનેક મનુષ્યોને હમેશાં ગામબ્હાર એક મૈલ જેટલે છેટે જવું પડે છે. પણ આ શહેરોની અંદરની શેરીઓમાં બાળકો, વૃદ્ધો, અને માંદાંઓ જ નહિ પણ જુવાન સ્ત્રીઓ પણ શરમ મૂકીને રસ્તાની વચ્ચોવચ મળ ત્યાગ કરીને એ શેરીઓનો દેખાવ અત્યંત ગંદો કરી મેલે છે. ચોમાસામાં આવી શેરીઓમાંથી પગ બગડયા વગર ઉઘાડે પગે ચાલવું મુશ્કેલ. રસ્તામાં ગંદકી કરવાની આપણી આ ટેવથી આપણી તંદુરસ્તીને કેટલું નુકસાન થાય છે એનું તો આપણને ભાન જ નથી. પણ આ મધ્યકાલીન શહેરો એવી રીતે વધ્યાં છે કે ઘણાં ઘરોને પાયખાનાં માટે સગવડ જ નથી. શહેરસુધારણામાં મોટા રાજમાર્ગો વધારે મોટા અને પરદેશી મુસાફરોની દૃષ્ટિને આકર્ષે એવા શોભાયમાન કરવા તરફ જેટલું લક્ષ અપાય છે તેટલું શહેરના આરોગ્ય માટે આવશ્યક સગવડો પૂરી પાડવા તરફ અપાય તો પ્રજાનું વધારે હિત થાય.

ધીમે ધીમે આ મધ્યકાલીન શહેરોમાં પાયખાનાની સગવડ વધતી જાય છે પણ હજી ગટરોવાળાં શહેરો અપવાદરૂપ જ છે અને મુંબઇમાંયે પરેલ તરફ એવા લત્તાઓ હજી છે કે જ્યાં મેલાં માટે ગટરની સગવડ નથી; એટલે ભંગીઓને મેલું ઉપાડી જવું પડે છે.

પ્રાચીન કાળમાં ભંગીઓનો વર્ગ જ નહિ હોય એમ લાગે છે. અન્ત્યજો તો હતા જ પણ કપડાં વણવાનો, ચામડાં [illegible] વગેરે ધંધાઓ આ લોકો કરતા. મેલું ઉપાડનાર વર્ગ—ભંગીઓ નહિ હોય એમ લાગે છે, કારણ કે પાયખાનાં મધ્યકાલીન સંસ્થા છે. જૂનાં શહેરોમાં જ્યારે ગામડાની રીતે બ્હાર જંગલ જવાની, બાળક, સ્ત્રી, રોગી, ઘરડાં વગેરેને મુશ્કેલી લાગી હશે ત્યારે ભસમ પાયખાનાં નીકળ્યાં હશે. ગુજરાતનાં જૂનામાં જૂનાં શહેરો—કાઠીઆવાડમાં, જૂનાગઢમાં અને લાટમાં ભરૂચમાં હજી ઘણાં ઘરોમાં ભસમ પાયખાનાં વપરાય છે; ઉપર પાયખાનું અને નીચે જમીનમાં ઉંડો ખાડો કરેલો હોય છે જેમાં બધું મેલું પડે છે અને વર્ષમાં બે-ચાર વખત મીઠું કે ચૂનો નાખવામાં આવે છે જેથી આ પાયખાનાં ભરાઈ જતાં નથી કે અત્યંત ગંધાઇ ઉઠતાં નથી. જો કે આ પદ્ધતિથી થોડી થોડી ગંધ ઘરમાં આવ્યાં કરે છે, અતિશય મચ્છરો થાય છે; અને આવાં પાયખાનાંની બાજુમાં જ કુવો હોય તો એના પાણીમાં કાંઇક અસર થવાનો સંભવ ખરો. આમ છતાં આવાં પાયખાનાંઓ થવાનું કારણ એક જ સમજાય છે કે ભંગીનો ધંધો જ પ્રાચીન કાળમાં આ દેશમાં ન હોવાથી કાં તો ગામ બ્હાર જવાની કે ભસમ પાયખાનાં કરવાની જરૂર પડેલી હોવી જોઈએ.

ખાળો-મોરીઓ—ગામડાંમાં ઘરની અંદર ભાગે જ ખાળો હોય છે એ ઉપર કહ્યું છે. શહેરોનાં ઘરોમાં એથી ઉલટું ખાળો પુષ્કળ હોય છે, અને બધી ખાળોનાં પાણીને જવા માટે ફળીઆમાં કે રસ્તામાં ભોંખાળ રાખે છે. આવી ભોંખાળોને દર છ માસે કે બાર માસે ખોદાવવી પડે છે. કેટલીક વાર ઘરની ખાળોનાં પાણીને ફળીઆમાં કાઢવામાં આવે છે અથવા ફળીઆમાં પાકી કુંડી બાંધીને તેમાં એકઠાં થયેલાં પાણીને પાછળથી રસ્તા ઉપર ઢોળવામાં આવે છે. કાઠીઆવાડનાં મધ્યકાલીન શહેરોની ખાળની વ્યવસ્થા આવી છે. ગુજરાતના પ્રાચીનતમ શહેર ભરૂચમાં એક જુદી જ રીત છે. ગુજરાતનાં શહેરોમાં ઘરની વચ્ચે ચોક હોય છે જેમાંથી ઘરના વચલા ભાગને હવા પ્રકાશ મળે છે: એ ઉપર કહ્યું છે. કેટલીક વાર મોટ

ઘરમાં આવા બે ત્રણ ચોક હોય છે. આ બધા ચોકનું ચોમાસાનું પાણી જવા માટે ઘરની નીચેથી બહારના રસ્તાઓ સુધી બાંધેલી ખાળ હોય છે. કરકસર ખાતર નીચલી ખાળોને ઘણું કરી એવી રીતે ગોઠવે છે કે શિયાળા ઉનાળામાં ઘરની ખાળોનું પાણી ભોંખાળમાં જાય અને ચોમાસામાં ભોંખાળના રસ્તા બંધ કરી રસ્તાની ખાળો ઉઘાડી નાખે છે એટલે વચલા ચોકનું અને ખાળોનું બધું પાણી રસ્તા ઉપર પડે છે.

આ વ્યવસ્થાથી ચોમાસામાં રસ્તા ઉપર ગંદકી અતિશય વધી જાય છે અને ઘરમાં મચ્છરો વધી પડે છે. વચ્ચે ચોકવાળાં ફળીઆં વગરનાં ઘર માટે પાણીના નિકાસની આ સરસ વ્યવસ્થા છે. પણ વર્તમાન આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ એ બરાબર નથી.

આરોગ્યશાસ્ત્રનો વિષય ઘણો વિશાળ છે અને આ દેશનાં ગામડાંમાં તથા શહેરોમાં આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ ક્યાં ક્યાં ફેરફાર સુધારો કરવાની જરૂર છે એ ઉપર બતાવ્યું છે. આપણી રહેણીકરણી ગ્રામ્ય જીવનને યોગ્ય અને શહેરોમાં વસવા લાગ્યા છતાં આપણામાંથી ગ્રામ્યતા જતી નથી. ઘરની અંદર પૂરી સ્વચ્છતા આપણે ભાગ્યે જ રાખીએ છીએ પણ ઘરનો બધો ગંદવાડ જાહેર રસ્તાઓ ઉપર ફેંકીએ છીએ. આપણી આ ટેવમાં જાહેર હિત વિષે આપણી તદ્દન બેદરકારી સ્પષ્ટ દેખાય છે. આપણા શહેરીઓ અર્ધા ગ્રામ્ય, અર્ધા નાગરિક રહે છે. પરિણામે શહેરોની ગૃહરચના આરોગ્ય દૃષ્ટિએ ઘણા સુધારા માગે છે. જૂના વિચારકોએ જે રસ્તાઓ કરી મૂક્યા છે તેને એકદમ તોડી નાખવાની જરૂર નથી પણ આપણો દેશકાળ બરાબર સમજીને નગરસ્વાસ્થ્યની દૃષ્ટિએ, ગામડાંઓ માટે, મધ્યમ કદનાં શહેરો માટે તથા મોટાં શહેરો માટે યથોચિત યોજના આપણી પ્રતિભાના બળથી નવી ઉત્પન્ન કરવી પડશે. આપણી મ્યુનિસિપાલિટીઓએ તથા લોકલ બોર્ડોએ આ વિષયના ખાસ નિષ્ણાત હિંદી વિચારકોને શહેરી આરોગ્યની યોજના કરવા માટે રોકવા જોઇએ.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

# મહારાજા બહાદુર દિલીપસિંહ

દિલીપસિંહનો જન્મ પંજાબકેસરી મહારાજા રણજીતસિંહની પ્રિયતમા પત્ની ચંદનકુમારીના ઉદરે ઈ. સ. ૧૮૩૭ ના ફેબ્રુઆરી માસમાં થયો હતો. તેના જન્મની વધાઈ સાંભળી મહારાજા રણજીતસિંહે અતિશય આનંદમાં આવી જઈ ગરીબગુરબામાં પુષ્કળ દ્રવ્ય વહેંચ્યું હતું અને ૧૦૧ શીખ તોપની ગંભીર ગર્જના વડે આ શુભ સમાચાર દિગંતમાં ફેલાવવામાં આવ્યા હતા. રણજીતસિંહના મૃત્યુ પછી ખડ્ગસિંહ નૌનિહાલસિંહ અને શેરસિંહ એક પછી એક પંજાબની ગાદીએ આવ્યા, પણ તેમનામાંથી એકે લાંબો કાળ રાજ્ય ભોગવી શકયો નહિ. ૧૮૪૩ ની સાલમાં પાંચ વર્ષના દિલીપસિંહને ગાદીએ બેસાડવામાં આવ્યો, અને તેની મા ચંદનકુમારી તેના વતી રાજ્યકારભાર ચલાવવા લાગી. મહારાણી ચંદનકુમારીનું ચરિત્ર ઘણું અદ્ભૂત છે. તેનામાં પુરૂષોચિત ધૈર્ય, સહનશક્તિ, નિર્ભયતા વગેરે ગુણો હતા. તેના જેવી તેજસ્વિની રમણી જગતના ઇતિહાસમાં વિરલ દેખાય છે. અનેક ઇતિહાસકારોએ તેની સરખામણી ઇંગ્લાંડની રાણી ઇલીઝાબેથ સાથે કરી છે.

પ્હેલા શિખ વિગ્રહ પછી દિલીપસિંહ યોગ્ય ઉમ્મરનો થાય ત્યાં સુધી અંગ્રેજોએ પંજાબની રાજ્યવ્યવસ્થા પોતાના હાથમાં લીધી,[1] અને મહારાણી ચંદનકુમારીને દોઢ લાખ રૂપીઆના વર્ષાસનપર રાજ્યકારભારમાંથી મુક્ત કરવામાં આવી. થોડા સમય પછી મહારાણીને રાજખટપટ કરતી હોવાનું જણાવી મુસલમાનોની બહોળી વસ્તિવાળા શિકાપુરના કિલ્લામાં નજરકેદ રાખવામાં આવી. એક અંગ્રેજ લેખકના મત પ્રમાણે "નાનકડો મહારાજા અંગ્રેજોની ઉપરી સત્તાવિરૂદ્ધવલણ ધરાવતો માલુમ પડયો, અને તે વલણનું મૂળ કયાં છે તે સમજવું સ્હેલું હતું,"[2] તેથી મહારાણીને ખસેડવામાં આવી. મહારાણી ચંદનકુમારી પંજાબમાંની બ્રિટિશ સત્તાની સખ્ત વિરોધી હતી એમાં કાંઇજ શક નથી. તેથી, તેના વિરોધના કારણથી જ, તેનું વર્ષાસન દોઢ લાખમાંથી ૪૮૦૦૦ અને તેમાંથી ૧૨૦૦૦ કરવામાં આવ્યું.

મહારાજા દિલીપસિંહનું સગપણ હજારાના સુબા ચતુરસિંહની પુત્રી અને શિખ સૈન્યના સેનાપતિ શેરસિંહની બહેન સાથે કરવામાં આવ્યું હતું. અને આ બે સરદારોએ નક્કી કર્યું હતું કે મહારાજકુમારના રક્ષકો આ લગ્નના કાર્યમાં સંમત થાય અથવા તેનો વિરોધ કરે તે પરથી તેમના ભવિષ્યના ઇરાદા વિષે ખાત્રી થશે. તેથી લગ્નક્રિયાનો દિવસ નક્કી કરવા માટે લાહોરના રેસિડન્ટને રીતસર અરજી કરવામાં આવી પંજાબના કંપની સરકારના લશ્કરના સેનાધિપતિ મેજર એડવર્ડ્સે અરજીની સાથે એક પત્ર લખ્યો અને તેમાં લગ્નની રજા આપવાની

---

૧ "The engagement was to cease and terminate on His Highness attaining the full age of sixteen years, or on the 4th September, 1854." Empire in Asia, P. 331.

૨ Ibid P. 331.

ભલામણ કરી. પણ રેસિડન્ટ સર. એફ. કરીએ એવો ગોળ ગોળ જવાબ આપ્યો કે જેથી શંકા ઘટવાને બદલે વધી. આ પ્રમાણે વાત ઝોલે પડી અને તેવામાં બીજો શિખવિગ્રહ જાગ્યો. આ વિગ્રહના અંતે ૧૮૪૯ ના માર્ચની ૨૯ મી તારીખે દિલીપસિંહે એક સંધિપત્રદ્વારા પોતાનો અધિકાર કંપનીને આપી દીધો. સંધિની શરતો નીચે પ્રમાણે હતી:

(૧) દિલીપસિંહ અને તેના વારસોએ પંજાબની ગાદીપરનો હક્ક છોડી દેવો; (૨) રાજ્યની સર્વ મિલ્કત કંપનીને સોંપવી; (૩) કોહીનૂર હીરો ઈંગ્લાંડની મહારાણીને નજર કરવો; અને આ બધા બદલ (૪) દિલીપસિંહ સરકારને વફાદાર રહે ત્યાં સુધી ચારથી પાંચ લાખ રૂપીઆનું વર્ષાસન મળે, અને તે ઉપરાંત (૫) મહારાજાની પદ્વી તથા તેને યોગ્ય માનમરતબો મળતો રહે[3]. આ પ્રમાણે રાજ્યસિંહાસનની કંટક પથારી મૂકી અંગ્રેજની છત્રછાયા નીચે બાંધ્યું વર્ષાસન ખાઇ રહેવાનું મળ્યું તે દિલીપસિંહને માટે બહુ જ સુખદાયક ફેરફાર થયો એમ બળવાના ઇતિહાસકાર કે સાહેબ લખે છે[4]. આ વિષયપર લખતાં બળવાનો બંગાળી લેખક રજનીકાન્ત ગુપ્ત લખે છે: " જ્યારે દુનીઆના વિજેતા મહાન સિકંદર બાદશાહે પંજાબ આવી મહારાજા પૌરવને હરાવ્યો તે પછી તેણે શું કર્યું? તેણે પૌરવને પોતાનો મિત્ર માની તેનું રાજ્ય તેને પાછું સોંપ્યું. પરંતુ ઓગણીસમી સદીના સુધરેલા દેશના લોર્ડ ડેલહૌઝીએ પંજાબના નિર્દોષ સ્વભાવના બાળકને પદભ્રષ્ટ કરી વાલીપણાની પરાકાષ્ઠા દર્શાવી!"

આ વિષય પર કેટલાક અંગ્રેજ લેખકોના વિચારો પણ જાણવા જેવા છે. એક લેખકે લખ્યું છે: " લોર્ડ ડેલહૌઝીએ ત્યાંના કારભારી મંડળના છ વફાદાર સભ્યોને કહ્યું હતું કે ' જો તમે બ્રિટિશ સરકાર સાથે સંમત નહિ થાઓ, દિલીપસિંહને પદભ્રષ્ટ કરવાના અને પંજાબ બ્રિટિશ સરકારને સોંપી દેવાના તહનામા પર સહી નહિ કરો તો તમારી સર્વ મિલ્કત જપ્ત થશે' "[5] મેજર બેલે લખ્યું છે: " લોર્ડ ડેલહૌઝી બોલ્યા હતા: ' અમે અમારા સગીર મહારાજાનું રાજ્ય જીતી લીધું છે. ' પણ આ તે જીત કે ભયંકર વિશ્વાસઘાત!"[6] રેરેન્સ, લુડ્લો વગેરે લેખકોએ પણ આ બાબત વિષે સખ્ત શબ્દોમાં લખ્યું છે.

આ પ્રમાણે બાર વર્ષની વયે દિલીપસિંહ હિંદુસ્તાનના ગવર્નરજનરલના વાલીપણા નીચે મૂકાયો, અને તેના શિક્ષણનો સર્વ ભાર જોન લોગીન નામના બંગાળી લશ્કરના એક અંગ્રેજ તબીબને સોંપવામાં આવ્યો. આવો ગુરૂ મળવા માટે પણ ઉપર દર્શાવેલ અંગ્રેજ લેખક કે દિલીપસિંહને બહુ ભાગ્યશાળી માને છે. તે કહે છે: " આ આસિસ્ટંટ સર્જન તેનામાં મૂકવામાં આવેલ વિશ્વાસ માટે તથા આ કાર્ય માટે સંપૂર્ણ લાયક હતો. તેના ડહાપણભર્યા શિક્ષણને લીધે આ નાનકડો શિખ રાજકુમાર એક ખ્રિસ્તી ગૃહસ્થ, અંગ્રેજ દરબારી અને રોગ્ય લોર્ડના પદને પામ્યો."[7] દિલીપસિંહને લાહોરમાંથી ખસેડવાનું નક્કી થયું ત્યારે દિવાન દીનાનાથે કહ્યું: " રાજગઢ અને તેનો મહાલો છોડવાથી કુમાર સ્વચ્છંદી જીવન ગાળશે અને રણજીતસિંહનું નામ બદનામ કરશે. " ત્યારે તેને જવાબ આપવામાં આવ્યો હતો કે તેમને દક્ષિણમાં મોકલવામાં આવશે. એટલે રાજા તેજાસિંહે કહ્યું: " તેમણે ત્યાં ન જવું જોઈએ. ભગવાન જાણે ત્યાં હિંદુઓ રહેનારા હશે કે મુસલમાન.

3. Life of Dalhousie Vol. I. P. 242-3.

4. "It was a happy change for Duleep Singh, born as he was for the Sikh shambles. For in his new state he had abundant wealth, perfect safety, freedom from all care, and the insurpassable blessing of a saving faith." Keye's History of the Sepoy War Vol. I. P. 47.

5. Retrospects and Prospects, P. 154-155.

6. Ibid P. 178-179.

7. Keye's History of the Sepoy War, Vol. I. P. 47.

તે વારાણસી ભલે જાય."૮ ઉપરાંત એવું વચન આપવામાં આવ્યું હતું કે દિલીપસિંહને ગંગાનદીથી દૂર મોકલવામાં આવશે નહિ.૯ તે પ્રમાણે ૧૮૫૦ થી ૧૮૫૪ સુધી દિલીપસિંહને ફતેહગઢમાં રાખવામાં આવ્યો, અને ત્યાંજ સન ૧૮૫૩ માં તેણે ખ્રિસ્તી ધર્મની દિક્ષા લીધી. આ સમયે અનેક અંગ્રેજ અમલદારોએ તેને અભિનંદનપત્રો લખ્યા હતા. લૉર્ડ ડેલહૌઝીએ તેને એક બાયબલ ભેટ મોકલ્યું હતું. પછીથી તેને ઈંગ્લાંડ લઇ જવામાં આવ્યો. ૧૮૬૧ માં તેને કે. સી. એસ. આઇ. અને ૧૮૬૬ માં જી. સી. એસ. આઇ. ની પદવી આપવામાં આવી. અઢળક ખર્ચ હોવાથી તેને દેવું થયું હતું, અને તે દેવાનો સરકારે તપાસ કરવા માંડી. તે પરથી દિલીપસિંહે તે વિરૂદ્ધ ઈંગ્લાંડના ટાઈમ્સ વગેરે પત્રોમાં લખવા માંડયું. દિલીપસિંહની ઇચ્છા ઇંગ્લાંડમાં સ્થાયી રહેવાની પ્રથમ ન હતી, પણ બ્રિટિશ સરકારની 'ભલામણ' પરથી તેને તે પ્રમાણે વસવાનું કબૂલ કરવું પડયું હતું. ૧૮૫૭ ના બળવા સમયે સરકારે તેને સ્વદેશ આવવા દીધો નહિ.૯ ૧૮૬૧ માં તે પોતાની મિલ્કતની વ્યવસ્થા કરવા માટે તથા માને મળવા માટે હિન્દુસ્તાન આવ્યો. આગળ જણાવ્યા પ્રમાણે દિલીપસિંહ અને તેના કુટુંબકબીલાને વાર્ષિક ૪ થી પાંચ લાખ રૂપીઆ આપવાનું કંપનીએ વચન આપ્યું હતું. પરંતુ ૧૮૪૯ પછી તેને વાર્ષિક ૧ લાખ ૨૦ હજાર રૂપીઆ મળતા. સાત વર્ષ પછી તેમાં વધારો કરી ૧॥ લાખ રૂપીઆ કરવામાં આવ્યા. ૧૮૫૮ થી દિલીપસિંહને વર્ષે ૨॥ લાખ આપવાના ઠરાવવામાં આવ્યા, પણ જુદાં જુદાં કારણો દર્શાવી તેમાંથી ૭૦ હજાર રૂપીઆ કાપી લેવામાં આવતા, તેથી તેને તો ૧ લાખ ૮૦ હજાર રૂપીઆ જ મળતા. બળવા સમયે દિલીપસિંહની ફતેહગઢમાંની મિલ્કતને લગભગ અઢી લાખ રૂપીઆનું નુકસાન થયું હતું. અંગ્રેજ સરકાર તેના રક્ષક હતા. તેથી તેમણે તે માટે ખાસ્સા ૩૦ હજાર રૂપીઆ આપવા માંડયા, પણ દિલીપસિંહે તે ન લીધા.

દિલીપસિંહની મા ચંદનકુમારીને સરકારે ચુનારમાં પરહેજ રાખી હતી. ત્યાંથી ૧૮૪૯ માં કુશળતાથી તે પલાયન કરી ગઇ અને અતિકષ્ટે નેપાળની સરહદ પર પહોંચી નેપાળના રાજાના શરણે ગઈ નેપાળના મંત્રી જંગબહાદુરે તેને તત્ક્ષણ અંગ્રેજ રેસિડન્ટને સોંપી દીધી. દિલીપસિંહ હિંદમાં આવ્યો ત્યારે સરકારે ચંદનકુમારીને હિંદમાં આવવાની રજા આપી. મહારાણી દીર્ઘ કાળ પછી પુત્રનું મોં જોઈ અતિશય ખુશી થયાં અને બોલ્યાં: "હવે હું પુત્રથી કદિ વિખૂટી પડીશ નહિ." થોડા દિવસમાં દિલીપસિંહને ઇંગ્લાંડ પાછા જવાનું ફરમાન થયું. તે સમયે મહારાણી પણ અનેક દાસીઓ સાથે ઈંગ્લાંડ ગયાં. દિલીપસિંહ ઇંગ્લાંડના નોરફોકશાયરમાં ગ્રામ્ય-ગૃહસ્થ (Country Gentleman) તરીકે રહેતો હતો. ચંદનકુમારીના આવ્યા પછી તેમના રહેવા માટે લંડનમાં લેંકેસ્ટર ગેટ પાસે એક વિશાળ ગૃહ નક્કી કરવામાં આવ્યું. ચંદનકુમારીના આવવા પછી દિલીપસિંહે ખ્રિસ્તી દેવળમાં જવાનું બંધ કર્યું. આમાં મહારાણીની શીખવણી હોવાનું ધારી માદીકરાને વિખૂટાં પાડવામાં આવ્યાં. ૧૮૬૩ ના ઑગસ્ટમાં મહારાણી ચંદનકુમારી દેવલોક પામ્યાં અને ૧૮૬૪ માં દિલીપસિંહ તેમનો મૃત દેહ લેઈ મુંબાઇ આવ્યો, અને નર્મદાને તીરે અંત્યેષ્ટ ક્રિયા કરી માતૃઋણ અદા કર્યું. ૧૮૮૬ માં ભારતવર્ષમાં પાછા ફરવાની રજા મળવાથી તેણે પોતાની શિખ કોમ પ્રત્યે નીચેનો પત્ર લખ્યો:

"પ્રિયતમ સ્વદેશબંધુઓ!

ભારતવર્ષમાં આવી રહેવાની મારી ખરું ઇચ્છા ન હતી. પણ કર્તાહર્તા સદ્ગુરૂ છે. તેની પાસે આપણું જોર કંઈ જ નથી. હું તેનો ભૂલો પડેલો

---

૮. Empire in Asia, P. 548.

૯. સિપાહી યુદ્ધેર ઇતિહાસ. પ્રથમ ખંડ. કર્તા રજનીકાન્ત ગુપ્ત. પા. ૬૭.

છુ. હું. મારી ઇચ્છા ન હોવા છતાં તેની ઇચ્છા પ્રમાણે ઇંગ્લાંડ છોડી ભારતમાં આવી હું સાધારણ માણસ તરીકે રહીશ. સદ્‌ગુરુની ઇચ્છા આગળ હું માથું નમાવું છું. સૌ સારૂં જ થશે.

ખાલસાગણ! મેં આપણા પૂર્વજોનો ધર્મ છોડી પરધર્મ ગ્રહણ કર્યો તે માટે હું આપની પાસે ક્ષમા માગું છું. પરંતુ જ્યારે હું ખ્રિસ્તી ધર્મમાં વટલાયો ત્યારે મારી વય ઘણી જ નાની હતી.

મુંબાઈ આવી હું શિખધર્મ ગ્રહણ કરીશ.... બાબા નાનકની આજ્ઞા પ્રમાણે ચાલીશ અને ગુરૂ ગોવિંદસિંહના આદેશનું પાલન કરીશ.

મારી ખાસ ઇચ્છા હોય તો પણ હું પંજાબ આવી આપની મુલાકાત લઈ શકીશ નહિ; તેથી જ આ પત્ર લખ્યો છે.

ભારત સામ્રાજ્યની મહારાણી તરફની મારી ગાઢ ભક્તિનો યોગ્ય બદલો મને મળ્યો છે. સદ્‌ગુરૂની ઇચ્છા પૂર્ણ થાઓ.

વાહ ગુરૂજીકી ફતેહ!

પ્રિયતમ સ્વદેશબંધુઓ,

હું છું,

આપના જ લોહીમાંસનો બનેલો

દિલીપસિંહ."[10]

દિલીપસિંહનો આ પત્ર પ્રકાશિત થતાં જ સમસ્ત પંજાબમાં જબરી હોહા થઈ રહી. પોતાનો પ્યારો[11] દિલીપસિંહ ભારતમાં પાછો આવે છે તે સમાચાર સાંભળી શિખ લોકોનો આનંદ માતો ન હતો. તેના આવવાથી રખેને શિખજાતિ ઉત્તેજીત થાય એમ માની હિન્દુસ્તાનના તે સમયના વાયસરૉય લૉર્ડ ડફરીને દિલીપસિંહનું હિન્દુસ્તાનમાં આવવાનું બંધ રખાવ્યું. પણ આ હુકમ છૂટતાં પહેલાં તો તે એડન આવી પહોંચ્યો હતો. આથી એપ્રિલથી જુન સુધી અહીં જ રોકાઈ તે અસંતુષ્ટ ચિત્તે ઇંગ્લાંડ પાછો ફર્યો, અને તે જ સમયે ખ્રિસ્તીધર્મ ત્યાગ કરી તેણે શિખધર્મની દિક્ષા લીધી.

ઇંગ્લાંડ આવી તેણે વર્ષાસન લેવાની ના પાડી. આ સમયની તેની હૃદયવ્યથાનો ખ્યાલ નીચેના બનાવ પરથી આવે છે. મહારાણી વિક્ટોરીઆ પાસે કોહીનૂર હીરો જોઈ તેણે એડનથી આવ્યા પછી એક દિવસ કહ્યું: "આ હીરો મારા બાપનો છે. તેના પર મહારાણી-સાહેબ, આપનો કંઈજ અધિકાર નથી." મહારાણીએ આ બોલ પર કંઈજ ક્રોધ દર્શાવ્યો નહિ અને એવું બોલવા માટે કંઇ શિક્ષા પણ કરી નહિ, પણ આ બનાવ પછીથી અંગ્રેજોનો વિશ્વાસ દિલીપસિંહ પરથી એકદમ ઉઠી ગયો. આજ દિલીપસિંહ અગાઉ એકવાર જ્યારે મહારાણી વિક્ટોરીઆએ તેના હાથમાં કોહીનૂર મૂકી પૂછ્યું હતું: "આ શું છે? કહે તો." ત્યારે બોલ્યો હતો: "હા, કોહીનૂર. તેનું તેજ હમણાં વધ્યું છે, પણ વજન ઘટયું છે." આમ કહી શાન્ત ચિત્તે તેણે હીરો મહારાણીને પાછો સોંપ્યો હતો. પણ હવે દિલીપસિંહ પોતાના મન પર કાબૂ રાખી શક્યો નહિ. "હું ૧૧ વર્ષનો બાળક હતો ત્યારે મારી પાસે સહી કરાવી મારૂં રાજ્ય લઇ લેવામાં આવ્યું છે. તે સંધિ હવે મને કબૂલ નથી." આમ તે હમેશાં બોલવા લાગ્યો. થોડા સમય પછી તે છૂપા વેશે ફ્રાન્સ નાસી ગયો અને ત્યાંની સરકારને પોતાની દુર્દશા વિદિત કરી પોતાને લશ્કર આપી પોંડીચેરી મોકલવા પ્રાર્થના કરી. પણ તેનો કંઇ જવાબ મળ્યો નહિ. તેથી ત્યાંથી થાકી તે જર્મની ગયો. ત્યાં થોડો સમય રોકાઇ રૂશિયા ગયો. દિલીપસિંહે અત્યાર અગાઉ અનેક યુરોપીઅન ભાષાઓનું જ્ઞાન

---

૧૦ સિપાહી યુદ્ધેર ઇતિહાસ. પ્રથમ ખંડ. પા. ૪૭-૪૮.

૧૧ દિલીપસિંહ શિખ પ્રજાને ઘણો પ્રિય હતો. તે જ્યારે હિંદુસ્તાનમાં રહેતો હતો ત્યારે એક વાર તેને મુસાફરી કરવાનો શોખ થયો. ગુપ્ત વેશે તે મુસાફરી કરવા નીકળી પડયો પણ ગમે તેવી રીતે લોકો તેને ઓળખી ગયા અને લોકોનાં ટોળે ટોળાં તેને જોવા માટે એકત્ર થયાં. તે હરદ્વાર ગયો ત્યારે ત્યાં તેને જોવા માટે લોકો એટલા ઉલટયા કે તેને એકદમ યુરોપીઅનોના તંબુમાં લઈ જવો પડયો. એક વખત તે કલકત્તાની એક હોટલમાં ઉતર્યો હતો તે સમયે કેટલાક પરદેશથી પાછા ફરતા શિખ સૈનિકોએ તેને જોયો, એટલે તેમણે વાહ ગુરૂજીકી ફતેહના ખુશાલીના પોકારથી વાતાવરણ ગજવી મૂક્યું.

મેળવી લીધું હતું આથી તેને પ્રવાસમાં કંઇ અડચણુ નડી નહિ. પણ આ સમયે તેનો પાસપોર્ટ તથા બધા પૈસા ચોરાઈ ગયા તેથી તે મુશ્કેલીમાં આવી પડયો. એને રૂશિયામાં દાખલ થવું અશક્ય થઇ પડયું. આ સમયે તેણે "મોસ્કો ગેઝેટ"ના તંત્રી પર તાર કરી પોતાનું નામ તથા હકીકત જાહેર કરી. એટલે તેને પાસપોર્ટ વિના જ રૂશિયામાં દાખલ થવા દેવામાં આવ્યો. ત્યાં તેને પ્રજા તથા રાજ્યના અધિકારીઓ તરફથી સારો સત્કાર મળ્યો. આ સમયે જ તેને પોતાની પ્રિયતમા મહારાણી બંબાના મૃત્યુના ખેદકારક સમાચાર મળ્યા.

મહારાણી બંબાનો વૃત્તાંત પણ અદ્ભૂત છે. મુંબઇથી વિલાયત જતાં દિલીપસિંહ રસ્તામાં મીસરમાં પીરામીડ જોવા માટે રોકાયો હતો. મીસરની રાજધાની અલેકઝાંડ્રીઆમાં દિલીપસિંહ એક મીસરવાસી રમણી જોઈ તેના પ્રેમમાં પડયો, અને તેને વિલાયત લઇ જઇ તેની સાથે લગ્ન કર્યું. આ રમણી તેજ બંબા મૂલા. તે સમયે બંબાની ઉમ્મર ૧૬ વર્ષની હતી અને તેને અરબી સિવાય કોઇ ભાષા આવડતી નહતી. તેથી શરૂઆતમાં મહારાજાકુમારને દુભાષીઅણુ રાખવી પડેલી. પાછળથી તેને અંગ્રેજી શીખવવા માટે એક અંગ્રેજ મડમને પણ શિક્ષિકા તરીકે રાખી હતી. દિલીપસિંહનો મહારાણી પર અત્યંત પ્રેમ હતો મહારાણી વિકટોરીઆએ બંબાને ખાસ મળવા બોલાવી હતી, અને તેના ગુણોથી ખૂબ સંતોષ જાહેર કર્યો હતો. દિલીપસિંહ ઈંગ્લાંડ છોડી જતો રહ્યો ત્યારે બંબા તેના વિયોગથી અતિશય દુઃખિત થઇ. તે આદર્શ સતી નારી હતી તેથી પતિવિયોગથી ઝૂરી ઝૂરી ૧૮૮૭ ના ડીસેમ્બરની ૧૫ મી તારીખે તે મૃત્યુ પામી. આ સમાચાર સાંભળી દિલીપસિંહની માનસિક વ્યગ્રતાનો પાર રહ્યો નહિ.

રૂશિયામાંથી દિલીપસિંહે હિન્દુસ્તાનના મુખ્ય મુખ્ય પત્રોમાં નીચેનો સંદેશો મોકલ્યોઃ "એડન આગળ મને અટકાવ્યો ત્યારથી મારો અંગ્રેજો તરફનો સદ્ભાવ દારૂણ ઘૃણાના રૂપમાં ફેરવાઈ ગયો છે. અંગ્રેજોએ મારૂં રાજ્ય છીનવી લીધું છે તેથી રૂશિયાના આશ્રય નીચે રહી હું તે પાછું મેળવવા પ્રયાસ કરૂં છું."[૧૨] ત્યારપછી ૧૮૮૯ માં તેણે ભારતવાસીઓ તરફ બીજો સંદેશો મોકલાવ્યો હતોઃ "ભારતના પચીસ કરોડ માણસોમાંથી પ્રત્યેક પાસેથી મહિને એક પૈસો અને પ્રત્યેક પંજાબી પાસેથી મહિને એક આનો મેળવવાની હું ભિક્ષા માગું છું. રૂશિયાની મદદ લેઇ યુરોપાઅન લશ્કર સાથે તુરત જ સ્વદેશમાં પ્રવેશ કરવાનું મેં પણ લીધું છે."[૧૨] ભારતવાસીઓ પાસેથી પૈસા મેળવવામાં દિલીપસિંહ નિષ્ફળ નીવડયો એ વાત ન કહીએ તો પણ સમજી શકાય તેવી છે. ગમે તે કારણથી પણ દિલીપસિંહને રૂશિયાના ઝારની મુલાકાત થઇ શકી નહિ. તેથી નિરાશ થઈ તે ૧૮૯૦ માં ફ્રાન્સની રાજધાની પારીસમાં પાછો આવ્યો. ત્યાં તે માંદો પડયો તેની માંદગીની હકીકત સાંભળી તેનો જ્યેષ્ટ પુત્ર વિકટર દિલીપ તુરત જ પારીસ આવ્યો. પારીસની એક હોટેલમાં જ સને ૧૮૯૩ ના અકટોબરની ૨૩ મી તારીખે દિલીપસિંહનું મૃત્યુ થયું. મરતાં પહેલાં પોતાને માફી આપવા તેણે મહારાણી વિકટોરીઆને પોતાના પુત્ર સાથે કહાવ્યું હતું અને મહારાણીએ માફી આપી હતી એમ કહેવાય છે.

દિલીપસિંહને મહારાણી બંબાથી છ સંતાનો થયાં હતાં—ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ. તેમાં સૌથી મોટા વિકટર દિલીપનું મૃત્યુ પાંચ વર્ષ પર એટલે સને ૧૯૧૮ માં થયું છે.

નવલરામ જગન્નાથ ત્રિવેદી

---

૧૨. પંજાબહરણ ઔર દલીપસિંહ.

# નવું સ્થાપત્ય*

## યાને

## પાદશાહી દિલ્હી

પ્રિય બન્ધુઓ,

આજના ભાષણના વિષયનું નામ 'નવું સ્થાપત્ય' રાખવામાં આવ્યાની ખબર મને હમણાં જ મળી છે. હું 'પાદશાહી દિલ્હી' એ વિષય પર બોલવાને તૈયાર થયેલો હતો. એટલે મારે મારા વિષયને, આ મથાળું બંધબેસતું થાય એમ મરડીને ગોઠવવા પડશે.

'સ્થાપત્ય' શબ્દનો અર્થ રા. રા. પ્રમુખ મહાશયે જે સમજાવ્યો છે તે બરાબર જ છે. કોઇ પણ ભાવનાને અનુલક્ષી કરવામાં આવતું કોઇ પણ બાંધકામ એ સ્થાપત્ય કહેવાય.–માત્ર ઉપયોગવાદને અનુલક્ષીને કરવામાં આવતાં બાંધકામ કોઇ દિવસ સ્થાપત્ય ગણાયાં નથી. આવાં મકાનો અમદાવાદમાં ઘણાંય છે. સાબરમતીનો પૂલ, મીલો, કારખાનાં વગેરેની એવાં મકાનોમાં ગણના થાય. આવાં મકાનો વડે આપણાં ઐહિક સુખો ઉપજે પણ તેથી આત્માને સંતોષ મળે નહિ એ સંતોષ માટે તો અમદાવાદીઓ–કારખાનાં વડે સુખોપભોગ ભોગવતાં છતાં કારખાનાંના લક્ષાધિપતિઓ પણ–અમદાવાદની નગીના વાડી, શાહીબાગ, શાહઆલમનો રોજો, હઠીસિંગનાં દેવળો, તથા સરખેજનાં જૂનાં પાદશાહી મકાનોમાંથી જ રસોપભોગ કરશે. કારણ કે આ મકાનો કોઇ એક ઉન્નત ભાવનાથી પ્રેરાઇને ઊભાં થયાં છે, જેથી તેનાં ખંડેરો પણ આપણામાં નવચેતન પ્રગ[ટાવી] શકે છે.

આવી જાતનું ભાવના–પ્રેરિત સ્થાપત્ય હિંદુસ્[તા]નમાં આપણને બુદ્ધ સમયથી તે ઠેઠ ઔરંગઝેબ[ના] વખત સુધીનું મળે છે. ત્યાર પછી બ્રિટિશ અમ[લ] આવતાં તેવું સ્થાપત્ય થયું નથી, અને તેમાં પ[ણ] ખાસ કરીને બ્રિટિશ સત્તા નીચેનાં સ્થળો પર તે થયું જ નથી. ત્યાં તો બ્રિટિશોએ પોતાને ગમ[તું] સ્થાપત્ય આપ્યું છે. આ બ્રિટિશોના આણેલા સ્થા[]પત્યમાં મુખ્ય અને મોટો ફેર એ છે કે–મુસલમા[]નોએ હિન્દમાં આવીને આપણામાં વસીને આપ[ણી] સંસ્કૃતિ સાથે પોતાની આપ લે કરી, આપ[ણી] સાથે મિત્રો જેવા બની રહી આપણી કલામાં જે કંઇ સારૂં હતું તેનો સ્વીકાર કરી પોતાના જરૂરિ[]આતોને ઘટાવી દીધું અને પરિણામે એ પરદેશથ[ી] આવ્યા છતાં આપણી પાસે એક એવી જાતનું સ્થાપત્ય ઉભું થયું કે જેને આપણે પારકું કે 'નવું' ન સમજીએ; ખૂબી તો એ છે કે એમના જુલમ તળે થતું સ્થાપત્ય પણ આપણને પારકું નથી લાગતું; ત્યારે આ બ્રિટિશ લોકોએ આવીને આપણને જે સ્થાપત્ય આપ્યું છે તે તદ્દન નવીન અને પારકું જ લાગે છે. એ લોકો અહીં આવીને આપણામાં વસ્યા જ નથી. આપણાથી ઉંચ ને છેટા રહીને, આપણું કશું જ સમજવાનો પ્રયાસ નહિ કરીને, આપણને જંગલી સમજીને 'સુધારવાનો' એમની ફાવતી રીતે તેમને પ્રયાસ કર્યો છે. પરિણામે

---

* તા. ૨૨-૬-૨૩ ને રોજ અમદાવાદ સાહિત્ય સભાના આશ્રય હેઠળ આપેલું ભાષણ.

આપણે આપણું પોતાનું ખોઈએ છીએ અને તેની જગાએ એમની સંસ્કૃતિ લઈ શકતા નથી. એવી પરિસ્થિતિ હેઠળ ઊભું થતું સ્થાપત્ય 'નવીન' કે 'પારકું' આપણે જાણવાનું.

આ નવીન સ્થાપત્ય હિંદુસ્તાનમાં લખનૌમાં નવાબનાં મકાનો સાથે શરૂ થાય છે. વધતાં વધતાં કલકત્તા અને મુંબઈ જેવાં શહેરોમાં માળાઓના રૂપમાં દેખા દે છે. લખનૌના નવાબના મહેલો એ વખત પશ્ચિમમાં સ્વીકારાએલી છટલિની પદ્ધતિ પર થયા છે. તે સમયે પશ્ચિમમાં ગ્રીસરોમની પદ્ધતિ પર લોકોનો મોહ ઊભો થયો હતો. ત્યાં હજુ એ પૂરેપૂરી સમજાઇ નહોતી તેટલામાં જ તેનું અહીં અનુકરણ થતું ઘણું જ મુશ્કેલ એટલે લખનૌનાં એ મકાનો ઘણાં જ કદરૂપાં થયાં છે. આગળ ચાલતાં કલકત્તા અને મુંબઈ વસે છે. અને ત્યારે એ ગ્રીસ રોમની પદ્ધતિનો કાંઇક વધારે અભ્યાસ થઇ તે સારા રૂપમાં દેખાય છે. કલકત્તાનાં ગવર્મેન્ટ હાઉસ અને સેક્રેટેરિયટ વગેરે મકાનો ગ્રીસ રોમની છાયા વધારે સારી રીતે બતાવી શકે છે, એમ કહેવાય. મુંબઈમાં ટાઉન હૉલ અસલ ગ્રીસની છાયા બતાવે છે. પણ મુંબઈના હૉર્નબી રોડપરનાં મકાનો તથા કાલબાદેવી પરનાં નવાં મકાનોમાં અસલી ગ્રીસ કે રોમનું તેજ નથી ભભુકતું. એ બધું સ્થાપત્ય માત્ર વેપારની દૃષ્ટિથી જ ઉભું થયું છે. એમાં કાંઇ નવીનતા પણ નથી તેમ એ ગ્રીસરોમના સ્થાપત્યનો ઊંડો અભ્યાસ પણ બતાવતું નથી. પરિણામે આપણી સ્થાપત્ય શૈલી એકદમ બંધ પડી જાય એની જગાએ આવનાર શૈલીમાંથી આપણને કશું નવું મળે તેવું નથી. અને આપણે બધી રીતે નુકસાની ભોગવીએ છીએ.

આ પરિસ્થિતિ સમજી જનારમાં સૌથી પહેલા ડૉ. કુમારસ્વામી અને પછી હાવેલ સાહેબ છે. હજુ [illegible]ા સંદેશ આપણા સમાજને પહોંચ્યા નહોતા [illegible] ત્યાંમાં સરકારે દિલ્હીમાં પાયતખ્ત સ્થાપી તેને અંગે નવું દિલ્હી વસાવવાનું નક્કી કર્યું. એ વખતે એ આદ્યદ્રષ્ટાઓએ સરકારને સંયુક્ત અરજી કરેલી તેમાં માગેલું કે નવા દિલ્હીનું સ્થાપત્ય એવું થવું જોઈએ કે જેથી હિન્દુસ્તાનની મરતી સ્થાપત્યકલામાં પ્રાણ આવે અને તે સજીવન થાય. નવા દિલ્હીની સ્થાપના વખતે નામદાર પંચમ જ્યૉર્જ તેની રચના વિશે જે શબ્દો§ બોલ્યા હતા તે ઉપરથી પણ આવી કાંઈક આશા રખાતી હતી.

ઐતિહાસિક દૃષ્ટિએ આ બનાવ ઘણો મોટો ગણાય. અસલના જમાનામાં જ્યારે કોઈ પણ રાજધાની બંધાતી ત્યારે લોકોમાં કોઈ અજબ જાતનો ઉત્સાહ પ્રગટ થતો. ઠેરઠેરનાં લોકો એ જગા જોવાને ઉભરાતાં અને કારીગરોના કામની કદર બૂઝાતી. એ વસ્તુસ્થિતિ હવે રહી નથી. દિલ્હી આવનારા મુસાફરો દિલ્હીનાં પુરાણાં સ્થળો જોવાનો ઉત્સાહ બતાવે છે પણ ભાગ્યે જ આ નવા દિલ્હીને જોવા પ્રેરાય છે. આનું કારણ એ છે કે સ્થાપત્ય વિશેની આપણી પ્રાચીન ભાવનાનો સાક્ષાત્કાર આપણે આપણા પ્રાચીન સ્થાપત્યમાં જ જોઇ શકીએ છીએ. બ્રિટિશ અમલ નીચે ઊભા થતા સ્થાપત્યની પદ્ધતિ અને તેની શૈલી એટલી બધી નવીન છે અને તેનાથી આપણને એટલા બધા વિખૂટા રાખ્યા છે કે આપણને તેમના વડે ઊભા થતા સ્થાપત્યમાં રસ નથી પડતો. હવે જો આપણે આપણા સ્થાપત્યનો ઉદ્ધાર કરવો હોય તો આપણે આ નવીન શૈલીનું સ્થાપત્ય અને તેની રીતો સમજવી જોઇએ. તેમાં શા ગુણ–દોષ છે, તેનાથી આપણને કઈ રીતે નુકસાન છે વગેરે બધું સમજવું જોઈએ અને આ સમજાવવાનો જ આ ભાષણનો ઉદ્દેશ છે.

---

§ It is my desire that the planning and designing of the public buildings to be erected will be considered with the greatest deliberation and care, so that the new creation may be in every way worthy of this ancient and beautiful city.

નવા દિલ્હીનો પાયો નખાયો ત્યારે આપણે એ વાતને વધાવી લીધેલી. અને નામદાર જ્યૉર્જનાં વચનો પર આપણે આપણી કલાના ઉદ્ધાર માટે ઘણી મોટી મોટી આશાઓ બાંધેલી. પછીનાં વરસોમાં ગમગીન સ્થિતિ ફરવા સાથે આપણે જ્યારે આપણી આશાનું કોઈ પણ પાસું જોઈ ન શક્યા ત્યારે આપણે હતાશ થયા અને ત્યારે આપણને આ નવા દિલ્હીની પ્રવૃત્તિ પણ અળખામણી થવા લાગી. ને તેથી પણ આપણે એને જોતા પ્રવૃત્ત થતા નથી. તે એટલી હદ સુધી આપણે અત્યારે ગયા છીએ કે એ પ્રવૃત્તિમાં રહેલા ગુણો પણ આપણે ન જોઈ શકીએ. મારું એ કહેવાનું છે કે ભલે એ આપણને અળખામણું થઈ પડયું હોય તો પણ એના ગુણો સમજીએ તો આપણામાં ક્યાં ક્યાં ખામીઓ રહેલી છે તે આપણે જાણીએ અને તેને ટાળવા પ્રયાસ કરી શકીએ. અને કોઈક દહાડો આપણા હાથમાં બાજી આવતાં આપણે કઈ રીતે કામ પાર પાડવું તે જાણી શકીએ.

નવા દિલ્હીમાંથી પસાર થનાર જ્યારે એના છૂટા છૂટા બંગલાઓ જુવે છે ત્યારે એને પહેલો વિચાર એ આવે છે કે "અં: આ શું! કેવાં કાગળનાં ખોખાં જેવાં તકલાદી મકાનો! ક્યાં આપણાં જૂનાં મકાનો અને ક્યાં આ દાબડાઓ જેવાં તંબુ જેવાં મકાનો! આ બધું શું કર્યું છે? અને આપણી સ્થાપત્યની શૈલી તો ક્યાંઈ દેખાતી નથી." અલબત્ત, આ જગાએ કોઈથી પણ હતાશ થઈ જવાય તેવું છે. એમાં પ્રકટ થતી કલા હિન્દુ નથી. પણ તે શુદ્ધ ગ્રીકરોમની કલાના તત્ત્વ પર રચાયેલી શૈલી છે. અત્યાર સુધી મુંબઈ કલકત્તામાં જે સ્થાપત્ય ઊભું કર્યું તે પણ ગ્રીકરોમની કલાના તત્ત્વ પર હતું, પણ હું ઉપર કહી ગયો તેમ, એ ઊંડા અભ્યાસનું પરિણામ નહોતું. એમાં ગ્રીકરોમની સુકુમારતા કે શુદ્ધતા નથી આવી શકી. તે અહીં એ લોકો લાવી શક્યા છે. હાવેલ સાહેબે કરાવેલી સંયુક્ત અરજી અને નામદાર શહેનશાહના ઉદ્ગારોને લીધે ફરેરઆંધણી માટે નિમતં થયેલ મંડળે હિન્દુ શૈલીમાં બધું કરવાને કોશિશ તો કરેલી—પણ એ કોશિશ એમણે પોતાની રીતે કરેલી, એટલે કે અંગ્રેજીમાં જાહેરનામાં છપાવી નવા દિલ્હી માટે હિન્દુ સ્થપતિઓ પાસેથી નકશાઓ મગાવેલા. હવે જે થોડાક લોકો એ વાંચી સમજી શક્યા હશે તેમણે નકશા મોકલેલા એ બધા નાપાસ થયા એટલે પરિણામે કઈ શૈલી અનુકૂળ પડે તે બધું આ મંડળને વિચારવાનું રહ્યું ને તેઓ કુદરતી રીતે જ જે શૈલીથી ટેવાયેલા હોય તે જ સ્વીકારે. આ રીતે આ બંગલાની શૈલી ગ્રીકરોમની થઈ ગઈ. તોપણ અત્યાર સુધી એ શૈલીમાં થયેલ પ્રયત્નો કરતાં આ વધારે સપ્રમાણ અને શુદ્ધ હોઈ આપણને ખાસી રીતે એક શુદ્ધ પરદેશી શૈલીનો બોધ આપી શકે તેવાં તો આ મકાનો છે.

આ મકાનોને આપણે જૂનાં પાદશાહી મકાનો સાથે ન સરખાવીએ. સાધારણ પ્રેક્ષક હમેશાં એને આ તરફના પાદશાહી મહેલો કુતુબ, તાજ વગેરે સાથે સરખાવે છે અને પછી મુકાબલે સારાં જોઈ વખોડે છે. પણ એ જરૂર સમજવું જોઈએ કે આ મકાનો કાંઈ પાદશાહો માટેનાં નથી. એ તો ફક્ત સરકારી નોકરોને રહેવા માટેના બંગલાઓ છે. અને એને જેમ બને તેમ સુંદર અને સારાં ઓછાં ખરચાળ કરવાનો પ્રયાસ છે.

બીજો આક્ષેપ આ મકાનો પર એ થાય છે કે તેમાં દિલ્હીના સખ્ત ગરમી ઠંડીથી બચવાની સગવડનો વિચાર નથી થયો. પણ એ ખોટું છે. મારા અનુભવમાં એ બન્ને સગવડો એમાં વિચારાએલી છે. વળી ઠંડીથી બચવાને માટે એમણે દિવાલખંડની ભીંતમાં રહેતી સગડીઓ (fire-places) કરી છે કે જે આપણે ત્યાં શોધાઈ જ નથી. તથ તેનો ધુમાડો જવાની સગવડો ખાસ વિચારાઈ છે. અલબત્ત, ક્યાંક ક્યાંક જે આપણાં ગૃહજીવનને ઉપયોગની જગાઓ—જેવી કે રસોડું, નહાવાની જગા, જમવા બેસવાનો ઓરડો, પાયખાનું એ વગેરેનો પરસ્પરનો સંબંધ એ લોકો નહિ

સમજી શકયા ને તેથી કેટલાકમાં અગવડો છે. છતાં આપણે કરેલાં ધરોના દોષો આગળ આ દોષો થોડા છે.

તો પણ હું એવા મતનો તો છું જ કે સરકારે જો હિન્દી ભાષામાં જાહેરનામાં કહાડયાં હોત તો હિન્દના સ્થપતિઓ એમને મળી રહેત અને જે નાસીપાસી આપણને અત્યારે દેખાય છે તે ન દેખાત.

નવા દિલ્હીનો વિસ્તાર મોટો છે. લાંબા લાંબા રસ્તામાં જતા મુસાફરને જો તરસ લાગે તો પાણી પીવાની કયાંઈ સગવડ નથી, નહિ તો હિન્દુસ્તાનની શહેરચાં ણીમાં પાણીની પીઆઉ, અબુતરાઓ, મંદિરો વગેરેને જરૂર સ્થાન હોવું જોઇએ. આ સ્થાનોનો અભાવ એ પરદેશી શહેર બાંધનારાઓનું આપણી જરૂરીઅતો તરફનું દુર્લક્ષ અને એમનો જડવાદ બતાવે છે. આ બધી અગવડો ભોગવતાં આગળ ચાલતાં દૂરથી કોઇ ગોદીનો ખ્યાલ આપતાં મકાનો તરફ મુસાફર ખેંચાશે. આ મકાનો ખાસ પાદશાહી મકાનો છે. એ મુખ્ય ત્રણ મકાનો તે-ઇમ્પિરિયલ સેક્રેટરિયટ ( પાદશાહી કચેરી ), ગવર્મેન્ટ હાઉસ ( વાઇસરોય સાહેબને રહેવાનું મકાન ) અને ઇમ્પિરિયલ લેજિસ્લેટિવ ( નવી વડી ધારાસભાનું મકાન). આ મકાનો હિંદુસ્તાનમાં કદાચ સર્વથી મોટાં ગણાશે. અને શુદ્ધ હિન્દુ શૈલીમાં ન હોવા છતાં સ્થાપત્યના સઘળા કાનુનો વડે નિયંત્રિત હોઇ સ્થાપત્યના ઇતિહાસમાં અમર રહે તેવાં ગણાશે. એમાં ગવર્મેન્ટ હાઉસના સ્થપતિ સર. ઇ. એલ. લ્યુટિયન અત્યારે પશ્ચિમના સ્થપતિઓમાં ઘણા જ પ્રમાણભૂત ગણાય છે, સુંદર શહેરબાંધણી-માં ખાસ નિષ્ણાત ગણાય છે. નવા દિલ્હીનો વિસ્તાર એમણે યોજેલો છે, અને ઉપર કહી ગયેલ નોકરોને રહેવાના બંગલાઓની શૈલીનાં પ્રમાણ પણ એમણે નક્કી કરી આપેલ છે. બાકીનાં મકાનોના સ્થપતિ મિ. હર્બર્ટ બેકર છે. એ પણ બહુ ખ્યાતિ પામેલા સ્થપતિ છે. આ બન્ને સ્થપ-તિઓએ અહીં રહી અહીંની સ્થાપત્ય કલાનો અભ્યાસ કરી તેને, જેમ બને તેમ પોતાનાં કામોમાં ઉતારવા મહેનત કરી છે. કચેરીનાં મકાનોના ઉત્તર અને દક્ષિણ એવા બે મુખ્ય વિભાગો છે. એ દરેક-માં નવ ચોક કર્યા છે. અને એનાં ઉપાંગો જેમ બને તેમ આ તરફની હિન્દુ-મુસલમાની ઢબનાં રાખેલાં છે. કેટલાક વિભાગો, પ્રવેશદ્વારો ને છત્રીઓ તો આબેહૂબ હિન્દુ ઢબનાં છે; કેટલાંક બારીબારણાં ગોખો હિન્દુ છે. કેટલોક શણગાર પણ હિન્દુ છે. આ મકાનો ધણીજ ઉંચી ઉભણી પર પુરાણા ઇન્દ્રપ્રસ્થ કિલ્લાને ટક્કર મારવાને જાણે કે કર્યાં હોય તેમ, ઉભાં કર્યાં છે. આ બન્ને વિભાગોની વચ્ચેથી જતાં સામે ગવર્મેન્ટ હાઉસ આવે છે તેમાં પણ હિન્દુ ઢબનાં ઉપાંગો માલુમ પડે છે. આ બન્ને મકાનોમાં તેના કર્તા-ઓનું વ્યક્તિત્વ ( Personality ) અભ્યાસી ચિત્તને ચોકખી રીતે આવિર્ભાવ પામતું જણાય છે અને તેટલે અંશે આ મકાનોમાં તેમની સફળતા ગણાય. પણ વધારે ફતેહ કોઇ પણ કલાકૃતિમાં ત્યારે ગણાય કે જ્યારે તેનો કર્તા તેમાં ગમે તે ભાવનો આવિર્ભાવ આણી શકે. આ બન્ને કર્તાઓને હિન્દુ કલા તરફ સહાનુભૂતિ છે છતાં પણ પશ્ચિમ-ની પ્રજામાં રહેલ એક દોષથી તેઓ મુક્ત નથી. તેઓ હિન્દુ કલાના ઊંડાણમાં હજુ પ્રવેશ નથી કરી શકયા. એટલે પછી આપણી કલાના જે આકારો-રૂપો માત્ર ધર્મ અને શ્રદ્ધાની ભાવનાથી રચાયાં છે તેમને તેઓ માત્ર બાહ્ય સૌન્દર્યનાં ગણી જ્યાં ત્યાં વાપરે છે. દાખલા તરીકે, આપણાં નાગનાં ચિત્રો ભીંતપરના પ્લાસ્ટર શણગારમાં ગોઠવ્યાં છે, ગોધા કે ઘોડીઆનાં અને હાથીનાં માથાં ચોભલાનાં શરાંમાં મૂકયાં છે, કમલ અને સૂર્યનો ગમે તેમ સંયોગ કરાવ્યો છે. વળી મારા જાણવા પ્રમાણે કયાંક શ્રીકૃષ્ણનો રાસ પણ ગોઠવવાનો છે. પાણીના ફુવારા-નો ઉપયોગ મને ઘણી જગાએ અર્થહીન જણાયો છે. વળી ગવર્મેન્ટ હાઉસ પરના મુખ્ય ઘુમટની બેઠકમાં બુદ્ધ સમયના બુદ્ધ ધર્મ અને સંઘની ત્રિપુટી બતાવનારા કઠેડા કર્યા છે. આવા અર્થહીન પ્રયોગો કોઇ પણ ધાર્મિક હૃદયને તો આઘાત જ કરે. તેને

તો એમજ લાગે કે આપણાં એ ચિહ્નો આ નાસ્તિકોને હાથે વટલાય છે. આવું છે છતાં પણ આપણે એ સ્થપતિઓનો વાંક કાઢી ન શકીએ. કારણકે જમાનાઓથી જે કલાના આદર્શોથી એમનાં ચિત્ત કેળવાએલાં હોય તેનાથી તેઓ શી રીતે મુક્ત થઇ શકે? એમની અને આપણી કલાના આદર્શમાં મૂળથીજ ફરક છે. એમની કલાનાં રૂપો, એ રૂપમાંથી ઉપજતા બાહ્ય સૌન્દર્ય સિવાય, બીજો કાંઇ પણ સંદેશો કહેતાં નથી; ત્યારે આપણી કલાનાં રૂપો વડે આપણે પહેલાં હમેશાં એ સંદેશો આપવા મથીએ છીએ, પછી તેનું રૂપ ગમે તેવું હોય. દાખલા તરીકે, આપણું પિંપળનું પત્ર બુદ્ધ ભગવાનના નિર્વાણનું સ્મરણ કરાવે છે, કમલપત્ર પવિત્રતા અને અલિપ્તતા બતાવે છે, ત્યારે એમણે સ્વીકારેલી એ ઓસરીમની કલાનાં રૂપો કાંઇજ સંદેશો નથી કહેતાં. એટલે એ લોકો જ્યારે આપણી કલાનાં કોઇ પણ રૂપો જુવે છે ત્યારે એ રૂપો પછવાડે શો ગુહ્ય અર્થ છે તેનો વિચાર કરવોજ એમને સૂઝતો નથી. પછી એના એ બાહ્ય રૂપને પકડી ગમે ત્યાં ગોઠવી દે છે. આ આદર્શોથી ટેવાએલાં ચિત્તથી એવું જ થાય. તેમનાથી તો ધોતીઉં પણ પાટલુન પેઠેજ પહેરાય, પાઘડીનો ઘાટ હેટ જેવો જ થાય. આપણે એમની પાસેથી આથી વધારેની આશા રાખવી જ વ્યર્થ છે. આપણી કલાનો ઉદ્ધાર આપણે જ કરી શકીએ, આપણે જ આપણાં એ ધાર્મિક ચિન્હોને ઘટાવી શકીએ. તેવું થવાને માટે તો આપણે આપણા કારીગરોને જ શિક્ષણ આપવું જોઇએ. શિક્ષણને માત્ર પરંપરાગત રાખવાનો હવે આ જમાનો નથી. સ્વભાવાદ્વારા જેને જે જોઇએ તેને તે શિક્ષણ આપે જ આપણો ઉદ્ધાર છે. અને કોઇ દહાડો પારકે હાથે આપણી કલાનો ઉદ્ધાર થશેજ નહિ. કલાનાં કોઈ પણ અંગને માટે જો આપણે પરદેશીને ઘુસાડીશું તો તે આપણા માથાપર ચડી બેસશે અને પછી એમને ફાવતી રીતે આપણો ' ઉદ્ધાર ' કરશે.

આ બધું સમજ્યા પછી કોઇને એમ લાગે કે નવું દિલ્હી માત્ર હિંદી કારીગરો વડે કેમ ન થઇ શકે ? પણ આપણે જાણવું જોઇએ કે આપણાં કારીગરો અત્યારે તો નષ્ટપ્રાય થઈ ગયા છે. સ્થાપત્ય જેવી કલાને ઉભી કરવામાં ઘણી દિશાનાં શાસ્ત્રીય જ્ઞાનની જરૂર છે. સ્થાપત્ય તો ઊભી રહેનારી કલા છે. તેને ટકાર રહેવાને માટે રચનાશાસ્ત્ર ( Engineering ) ની જરૂર છે. અત્યારે તો એ આપણા કારીગરોમાં નથી. એ શાસ્ત્ર તો એની કોલેજોમાં છે, અને એ કોલેજોનું તો કારીગરો દર્શન પણ ન કરી શકે એવી લાંબી ને ખરચાળ તેની શિક્ષણપદ્ધતિ છે. એ બધું બદલાય, અને શિક્ષણ વ્યાપક બને ત્યારે ઋષ્ટ ફળ પમાય. અને આ બધું આપણે સ્વતંત્ર થઇએ ત્યારે કરી શકીએ. અને તેને માટે આપણે બધા અત્યારે મથીએ છીએ.

સ્વદેશી ભાવનાથી પ્રેરાઇ કલાની દૃષ્ટિથી આપણને કદાચ આ નવા દિલ્હી પરથી મન ઉઠી જાય તો પણ આપણે તેમાં રહેલી કેટલીક ખૂબીઓ જોઈ લેવી જોઇએ.

સરકારે બને ત્યાં સુધી આપણને સંતોષ આપવા મહેનત કરી છે. રાજધાની માટે દિલ્હી શહેર પસંદ કરવામાં એમણે આપણી આ પ્રાચીન નગરી વિશેના ઇતિહાસનું, પાંડવ કૌરવો વખતથી તે ઠેઠ મુગલાઇ વખત સુધીની પાદશાહતનું સંસ્મરણ કરાવ્યું છે. સરકારે પૂરેપૂરો વિચાર કરેલો કે હિન્દુ મુસલમાન બન્નેને જો કોઈ પણ શહેર એક સરખી રીતે મગરૂરી આપનારૂં હોય તો તે દિલ્હી છે. અને આપણી રાજધાની પણ ત્યાંજ હોવી ઘટે છે.

વળી નવા દિલ્હીની ભૂમિ પસંદ કરવામાં પણ ખૂબી જ છે. નામદાર જ્યોર્જે તો નવા દિલ્હીનો પાયો હાલના શાહજહાનાબાદની ઉત્તરે નાખ્યો હતો,× પણ શહેર વિસ્તાર મંડળે એ જગાને નાલાયક ગણી અને પછી દિલ્હીની પુરાણી પાદશાહતોની વચ્ચે જમનાની પશ્ચિમ તરફની જગા પસંદ કરી કે ત્યાંથી એ પુરાણી બધી પાદશાહતોની ચડતી પડતીનો ખ્યાલ તાજો જ રહ્યા કરે એ પણ જાણવા જેવું

* જુઓ દિલ્હીની પાદશાહનો બનાવનારો નારાયણ

છે કે શાહજહાંએ પોતે પણ પેલી જગા શહેર વિસ્તાર માટે નાલાયક ગણી હતી ! ! શાહજહાંની એ કલારસિકતા એના મહેલો, વૈભવ તથા તાજમહાલથી જગવિખ્યાત છે. એનો ચાંદની ચોક દિલ્હીના પ્રખર તાપમાં પણ ચાંદનીની શીતળતા અનુભવાવતો હતો. આ બધું સ્મરણ કરાવે તેવા પ્રયાસો નવા દિલ્હીમાં થવાના છે. પાદશાહી મકાનો તરફ જવાનો રસ્તો લાંબો એકાદ હજાર ફુટ પહોળો રખાઇ તેની બન્ને તરફ પહોળી નહેરો અને ઝાડવાંઓની ઘટા આવી રહેવાની છે. એ પછી ક્રમશઃ નાના નાના રસ્તાઓની તેમના પ્રમાણમાં સજાવટ થશે. એ સર્વથી પહોળા રસ્તાની શરૂઆત પુરાણા ઇન્દ્રપ્રસ્થ કિલ્લા પાસેથી થાય છે.* ત્યાં એક મોટું વર્તુળ બની ત્યાં ગઈ મહાન લડાઇનુ સ્મારક થશે. એ વર્તુળમાંથી ફુટતા રસ્તાપર રાજામહારાજાઓના મહેલો આવી રહેશે. ત્યાથી આગળ સસ્તાં પ્રદર્શનો આવશે. વળી એક તરફ કેળવણીનાં મકાનો આવવાનાં છે. એક કેન્દ્રપર મુખ્ય દેવળ થવાનું છે. આ બધાં મકાનો ઘણે ભાગે એક જ માળનાં બેઠાં થાય છે, અને તે પણ રસ્તાપરનાં ઝાડવાંથી ઢંકાઈ જઈ બધે લીલી ઝાડીજ દેખાશે, અને સર્વની ઉપર પાદશાહી મકાનોનો ઝંડો ફરકશે. રાતે વિજળીના દીવનો નિયમિત રોશનીમાં એ ઘણું સુંદર લાગશે. આરોગ્ય દૃષ્ટિએ પણ વિસ્તાર ઘણો સરસ છે ગયે વખતે અહીં મરકીનો પ્રવેશ જ નથી થયો. મુંબઇ કલકત્તાની માફક અહીંની હવા બગડશે નહિ. આ બધુ થવા સાથે એ લોકોએ એ કાળજી રાખી છે કે નવા દિલ્હીની ભૂમિકા ખુણી રહેલાં પુરાણાં ખંડેરોને કાંઈ આંચ ન આવે. ઉપરાંત, રસ્તાઓનાં નામો ઠેઠ મહાભારત સમયના યુધિષ્ઠિરાદિ નામો પરથી ક્રમશઃ પછીના હિન્દુ મુસલમાન રાજાઓથી તે ઠેઠ હાલના રાજકર્તાનાં નામો પરથી રાખી હિન્દના ઇતિહાસને જીવન્ત રાખ્યો છે. પણ સાચું સમજનારાને તો તોય આ પુરાણાં નામો તથા અવશેષ સાથે આ નવીન પારકી શૈલીનો સંયોગ બહુ વિષમ લાગે છે. એને તો આ નવીન શહેર પોતાનું લાગતું જ નથી. પોતાપણાની હુંફ લેવાને માટે એ તો પાછો "આપણા શાહજહાનાબાદ કે *પુરાણી જગાએ જ જાય છે, અને ત્યારે જ એનો અંતરાત્મા પ્રસન્ન થાય છે.*

આરોગ્યશાસ્ત્રના આધુનિકમાં આધુનિક સિદ્ધાન્તોપર રચાએલી, ઘણાજ મોટા મોટા સંપત્તિઓને રોકી, ઘણો જ શ્રમ, વખત અને પૈસો ખરચાઈ ઉભી થતી ને સુન્દર પણ ગણાતી આ નવીન પાદશાહતમાં એવું તે શું નથી કે ખરા હિંદી હૃદયને એમાં સાન્ત્વન મળતું નથી ! ! એ પ્રતીત નહિ થવા તત્ત્વને ખોળી કાઢવા, તેને મેળવવા દરેક જણું પ્રયાસ કરતો થઈ જાય એટલું ઇચ્છી હું વિરમીશ." ઇતિશમ.

ગજાનન ત્રિ્યંબનાથ પાઠક.

---

* જુઓ નવા દિલ્હીનો વિસ્તાર બતાવતો નકશો

નોંધઃ—ભાષણ મોઢેથી અપાયું હતું અને તેને સંભારીને આ લેખ લખાયો છે આથી કેટલાક વિચારો વધારે સારા ક્રમથી અને વધારે સારી સ્પષ્ટતાથી આપવા લેખકે પ્રયત્ન કર્યો છે.

# સંસ્કૃતિ : વૃદ્ધિ ને ક્ષય*

જેમ ચન્દ્રની કળા પંદર દિવસ ચડે ને પછી પંદર દિવસ પડે તેમ માનવસંસ્કૃતિ પણ શરૂઆતથી આજ પર્યંત માનવસંસ્કૃતિ પણ વૃદ્ધિ ને ક્ષય, ચડતી ને પડતીનાં ત્રાજવે ઝુલતી રહી છે. જેમ ચન્દ્રકળાનાં વૃદ્ધિક્ષય અમુક કુદરતી કાનૂનોને અધીન રહી, નિયમિત રીતે થાય છે તેમ માનવસંસ્કૃતિનું મોજું પણ અમુક કુદરતી નિયમોને અધીન રહી નિયમિત રીતે ચડે ને પડે છે. માનવસંસ્કૃતિનાં વૃદ્ધિ ક્ષય, ચડ ઉતર આપણે ઇતિહાસની આરસીમાં શુદ્ધ રીતે જોઇ શકીએ છીએ. મૂળ મનુષ્ય પૃથ્વીપર ક્યારે પેદા થયો તેની આપણને નિશ્ચિત માહિતી નથી, પણ છેલ્લાં પચ્ચીસ વરસોની શોધખોળોને પરિણામે આપણે માણસનો કંઈક આઠહજાર વરસનો ઇતિહાસ એકઠો કરી શક્યા છીએ. આ આઠ હજાર વર્ષમાં કેટલાએ દેશો–ઇજીપ્ત, ઇરાક (મેસોપોટેમિયા), મેક્સિકો, આર્યાવર્ત–ની સંસ્કૃતિ વૃદ્ધિક્ષયના નિયમને અધીન થઇ ચડ ઉતર કરતી આપણે જોઇએ છીએ.

આ આઠ હજાર વરસોમાં, વિવિધ પ્રજાઓના અવિરત કલહ ને ચોંધાટ, વૃદ્ધિ ને ક્ષય, હાર ને જીત, માંથી આપણે કોઇ સનાતન નિયમો તારવી શકીએ? એ ઇતિહાસદર્શનમાંથી ભૂતકાળના વિશાળ પટ પર કે ભવિષ્યના અંધારામાં આપણ કોઇ સામાન્ય સિદ્ધાંતો ન આલેખી શકીએ? અને એમાંથી આપણા કૂટ વર્તમાનનો ગૂંચો ઉકેલવા ઉપયોગી બોધ ન લઇ શકીએ?

આપણા ઇતિહાસમાં ઉપનિષત્કાળ, બૌદ્ધકાળ, પછી શરૂ થયેલી ને છેક મોગલકાળ પર્યંત ચાલુ રહેલી પડતી; ને મોગલકાળની જાહોજલાલી પછી શરૂ થયેલી પડતી–જે પડતીના વ્હેણમાં ખુદ આપણે પણ આજે તણાઇ રહ્યા છીએ–આપણને નથી સમજાતી; જાહોજલાલીને આનન્દના વસન્ત પછી અજ્ઞાનતા ને પામરતાની શિશિર કેમ આવી હશે તે આપણને નથી સમજાતું. પણ વૃદ્ધિ ને ક્ષય, વસન્ત ને શિશિર, ઉન્હાળા ને શિયાળાના અનેક ચક્રોમાંથી પસાર થયેલા દેશો–ઇજીપ્ત, ઇરાક, ઇરાન–નો ઇતિહાસ તપાસતાં કુદરતના સનાતન નિયમનું આપણને ભાન થાય છે કે શિયાળા પછી ઉન્હાળો, ને ઉન્હાળા પછી શિયાળો, માનવસંસ્કૃતિ જીવનમાં પણ, નિયમિત રીતે આવ્યે જાય છે.

પ્રો૦ સર ફ્લીંડર્સ પીટ્રી આ નિયમનું સત્ય બતાવવા દુનિયાની વિવિધ સંસ્કૃતિઓનું બારીક અવલોકન કરે છે. આપણી જાણમાં આવેલી મનુષ્યની આઠ હજાર વર્ષની સંસ્કૃતિના પ્રગતિના પ્રમાણાનુસાર તેઓ આઠ વિભાગ પાડે છે એ દરેક કાળમાં સંસ્કૃતિની પ્રગતિ તેઓ શિલ્પ, ચિત્રકામ, બાંધકામ, સાહિત્ય, સંગીત ને વિજ્ઞાનની ખીલવણી પરથી માપે છે. (ધર્મ ને નીતિવિચારો વ્યક્તિગત ને સંજોગગત હોવાથી સંસ્કૃતિના માપ તરીકે તેઓ નથી વાપરતા. કેવળ અનુકરણનો સંસ્કૃતિના માપ તરીકે ઉપયોગ ન કરાય)

---

* આ લેખમાંની વિગતો પ્રોફેસર ફ્લીંડર્સ પીટ્રી કૃત Revolutions of Civilisationમાંથી ઉતારવામાં આવેલ છે. લેખ ટૂંકો રાખવાની ઇચ્છાને માન આપતાં લેખમાં આપેલા કેટલાક સિદ્ધાંતો પૂરતા દાખલાદલીલ આપ્યા વિના, dogma તરીકે રજુ કરવામાં આવ્યા છે. જીજ્ઞાસુ અભ્યાસી વધુ માહિતી ઉપલા પુસ્તકમાંથી, અને પ્રોફે૦ ઇલિ સ્મીથ કૃત Ancient Egyptians; Migration of Civilisations વગેરે પુસ્તકોમાંથી મેળવી શકશે.

ના. દ. પ.

પત્રક ૧.

| સંસ્કૃતિ કાળ | ઇજીપ્ત | યુરોપ | મેસોપોટેમિયા | મેક્સિકો | આર્યાવર્તઃ હિન્દ |
|---|---|---|---|---|---|
| ૧ | ઇતિહાસ પૂર્વ | — | — | — | — |
| ૨ | ,, | — | — | — | — |
| ૩ | ઈ.સ. પૂર્વે ૫૪૦૦. વંશો ૦-૨ | — | — | — | — |
| ૪ | ,, ૪૭૫૦. ૩-૬ | — | Enneatum ૪૪૫૦ ઈ.સ. પૂર્વે | — | — |
| ૫ | ,, ૩૪૫૦. ૭-૧૪ | મધ્ય ક્રેટન કાળ | Naramsin ૩૭૫૦ ,, | — | — |
| ૬ | ,, ૧૫૫૦. ૧૫-૨૦ | ઉત્તર ક્રેટનકાળ | Khammurabi ૨૧૦૦ ,, | મયાવંશ ૧૦૦૦ ઇ.સ. પૂર્વે | વેદકાળ (?) ૨૦૦૦ ઈ.સ.પૂર્વે ઉપનિષત્કાળ ૮૦૦ ,, |
| ૭ | ,, ૪૫૦. ૨૧-૩૩ | Classical | Ashurbanipul ૬૪૦ ,, | — | બૌદ્ધકાળ ૫૦૦ ,, અશોક ૨૫૦ ,, |
| ૮ | ઇ.સ. ૧૨૪૦. આરબો | મધ્યકાળ | El Mamum ૮૨૦ ઇ.સ. | ટોલ્ટેક્સ ૬૦૦ ઇ.સ. | મોગલકાળ ૧૫૫૦ ઇ.સ. |
| એ સંસ્કૃતિઓ વચ્ચે અંતર | સરેરાશ અન્તરઃ ૧૩૩૦ વર્ષ | અથવા ઇતિહાસ પૂર્વકાળ ન ગણતાં ૧૫૦૦ વર્ષ | સરેરાશ અન્તરઃ ૧૫૨૦ વર્ષ | અન્તરઃ ૧૫૦૦ વર્ષ | અશોક ને મોગલ વચ્ચે અન્તરઃ ૧૮૦૦ વર્ષ |

પ્રો૦ પીટ્રી સંસ્કૃતિના વૃદ્ધિક્ષયનું બારીક અવલોકન શિલ્પ ને બાંધકામ પરથી કરી યુરોપ ને ઇજીપ્તની સંસ્કૃતિનાં ચઢતાં પડતાં મોજાં નીચે પ્રમાણે દોરે છેઃ

સંસ્કૃતિ એકવાર ટોચે ચઢી નીચે કેમ પડવા માંડે છે? ને નીચે પડ્યા પછી પાછી ક્યા કારણોને લીધે ચ્હડે છે, ને અમુક ચ્હડાણ ચ્હડીને પાછી કેમ પડે છે? આ પ્રશ્નોના જવાબ આપણે આગળ વિચારીશું.

## આકૃતિ ૧.




ઇજીપ્ત ને યુરોપની સંસ્કૃતિની કળાની પ્રગતિના માપ પરથી દોરેલાં મોજાં. (પીટ્રી)

ઉપલું મોજું ઇજીપ્તની કળાનો વૃદ્ધિક્ષય બતાવે છે. ઇજીપ્તની કળા ચોથા કાળમાં (જુઓ પત્રક ૧. ૩-૬ વંશો. ૪૭૫૦ ઇ. સ. પૂર્વે) ચઢતીના શિખરે પ્હોંચી હતી. ત્રીજા કાળની કળા ચોથા કરતાં ઉતરતી ને પાંચમા કરતાં ચ્હડતી એ મોજાં પરથી જોઇ શકાશે. ત્યાર પછી પડતી શરૂ થાય છે. છઠ્ઠા કાળમાં સ્હેજ ચ્હડે છે પણ બહુ નહીં; સાતમામાં ચ્હડવા પ્રયત્ન કરે છે, પણ પાછી ઝટ નીચે પડવા મંડી જાય છે. આઠમા કાળની તુલના શિલ્પના અભાવે બાંધકામ પરથી કરવામાં આવી છે.

નીચલું મોજું યુરોપની સ્થિતિ ચિતરે છે. ક્રેટનકાળ કરતાં Classical કાળની સંસ્કૃતિ આગળ વધેલી જણાશે. મધ્યકાળની સ્થિતિ ક્રેટનકાળ કરતાં સારી પણ Calssical કાળ કરતાં હલકી માલમ પડશે.

આકૃતિ ૧ માંનાં મોજાંઓનો અભ્યાસ કર્યા પછી પત્રક ૧ નું અવલોકન કરીશું અને તે પરથી બને તેટલા સામાન્ય સિદ્ધાંતો તારવી કાઢવા પ્રયત્ન કરીશું. એ પત્રકમાં પાંચ દેશોની સંસ્કૃતિઓનો સમય કળાના અવલોકન પરથી આપવામાં આવ્યો છે.

૧. પત્રકમાં આપેલાં વર્ષો તપાસતાં માલમ પડે છે કે સંસ્કૃતિની ચઢતીપડતીમાં પૂર્વ પશ્ચિમ કરતાં હંમેશાં ત્રણેક સદીઓ આગળ હોય છે. જેમ કેઃ

| | પૂર્વ | પશ્ચિમ | ફેર વર્ષ |
|---|---|---|---|
| ઇ. સ. પૂર્વે | ૩૭૫૦ | ૩૪૫૦ | ૩૦૦ |
| | ૨૧૦૦ | ૧૫૫૦ | ૫૫૦ |
| | ૬૪૦ | ૪૫૦ | ૧૯૦ |
| ઈ. સ. | ૮૨૦ | ૧૨૪૦ | ૪૨૦ |
| | | સરેરાશ ફેરઃ ૩૬૫ વર્ષ. | |

આમ પૂર્વ સરેરાશ પશ્ચિમ કરતાં ત્રણ સૈકા-(બે થી પાંચ સૈકા) આગળ હોય છે. સંસ્કૃતિ

હંમેશાં પૂર્વમાંથી આવે છે એ લોકમતે ઇતિહાસના આ વૃદ્ધિક્ષયના નિયમ પરથી સમજાશે. વળી વરસો ને ચઢતાં મોજાંનું અવલોકન કરતાં સમજાશે કે મોજાંની વૃદ્ધિમાં પૂર્વ વધારે સંસ્કૃત હોય છે; પણ મોજાંની પડતીમાં પૂર્વની સંસ્કૃતિ પશ્ચિમ કરતાં વધુ આછી થઈ જાય છે.

"પૂર્વ અને પશ્ચિમ વચ્ચે જે નિરંતર સંગ્રામ મચ્યો રહે છે એનું કારણ એમની સંસ્કૃતિકલાનો ફેરફાર છે. આજે ભૂમધ્ય સમુદ્રની આસપાસના પ્રદેશમાં કોઈ પણ પરદેશી રાજની ચઢાઈથીવસ્તીમાં ફેરફાર પડતો નથી, કારણ કે ત્યાં શક્તિતુલાનું સમતોલ બરોબર જળવાઈ રહ્યું છે. તેજ પ્રમાણે જો મેસોપોટેમીઆ અને યુરોપની સંસ્કૃતિકલા એકસરખી હોત તો તેમની શક્તિતુલાનું સમતોલ પણ જળવાઈ રહત, પણ મેસોપોટેમીઆની સંસ્કૃતિનું મોજું યુરોપના મોજા કરતાં થોડીક સદીઓ આગળ જ રહેલું છે અને એથી મેસોપોટેમીઆની સંસ્કૃતિ પશ્ચિમના દેશો પર ફરી વળી છે....મામૂનના વખતમાં ભૂમધ્ય સમુદ્રને આરબ લોકો એક ન્હાના સરોવરની માફક ખેડતા. ઇ. સ. પૂર્વે છઠ્ઠી સદીમાં ઈરાન સારા ભૂમધ્ય સમુદ્રનો રાજા હતું. છતાં, એકંદરે રીતે જોતાં, પૂર્વ પર પશ્ચિમનું જોર જ વધારે દેખાય છે કારણ કે સંસ્કૃતિના સૌથી ઉપલા મોજાથી માંડીને હેઠ નીચલા મોજા સુધી પશ્ચિમનું મોજું પૂર્વના મોજા કરતાં ઉંચે જ રહ્યું છે."*

૨. પત્રકમાંથી બીજો ઉપયોગી સિદ્ધાંત એ મળી આવે છે કે દુનિયાના જુદા જુદા પ્રદેશોમાં સંસ્કૃતિકાળનું લંબાણ એકસરખું-સમાન છે. જેમકે, ભૂમધ્યસમુદ્ર, યુરોપ ને ઇજિપ્ત—

સરેરાશ સંસ્કૃતિકાળ...૧૩૩૦ વર્ષ
અથવા, પૂર્વ ઇતિહાસ સમય

બાદ કરતાં...૧૫૦૦ વર્ષ

ઇરાક ... ... ... ... ... ...૧૫૨૦ ,,
હિન્દ ... ... ... ... ... ...૧૮૦૦ ,,
મેક્સિકો ... ... ... ... ...૧૫૦૦ ,,

સંસ્કૃતિકાળની આ સમાન આવરદા જોતાં, સંસ્કૃતિ ને તેની આવરદાનું કારણ પ્રદેશ નહીં, પણ પ્રજા હોવી જોઈએ એવું લાગે છે. વળી, પ્રજાનાં માનસિક-શારીરિક બંધારણ સાથે સંસ્કૃતિના લંબાણને સંબંધ હોવો જોઈએ એમ પણ લાગે છે.

૩. સંસ્કૃતિની વૃદ્ધિ પ્રજાને આભારી, પ્રદેશને નહીં એ સિદ્ધાંતની તરફેણમાં બીજાં પણ કારણો રજુ કરી શકાય એવાં છે. રોમમાં આવી વસેલા છટ્રુરિયન લોકો, બેક્ટ્રીઆમાં જઈ વસેલા ગ્રીક લોકો, સ્પેનમાં આવી વસેલા આરબો, વગેરે સંસ્કૃત લોકોની અસંસ્કૃત કે અર્ધસંસ્કૃત લોકોના પ્રદેશમાં અપલી રોળાઓનો ઇતિહાસ આ સિદ્ધાંતની સાબિતી છે. સંસ્કૃતિનું ચઢતું મોજું સંસ્કૃત પ્રજા જ્યાં જાય ત્યાં પોતાની સાથે લેતી જાય છે. સંસ્કૃતિ ખીલવવાનું બળ, જેમ, પ્રજાના પ્રદેશમાં નહીં પણ પ્રજાના લોહીમાં, પ્રજાનાં બંધારણમાં હોય છે. સ્થિતિસંજોગો તેમને રહેજે અનુકૂળ થઈ જાય છે.

*"The cause of the constant struggle between East and West is likewise seen to be due to the difference of phases. If Mesopotamia and Europe were in the same phase there would be a balance of power, as there is around the Mediterranean, where even a political ascendancy does not involve a change of population. But with Mesopotamia always leading, it is bound, politically, to overrun the West a few centuries before the rise of the rest in each period. ... The Mediterranean was almost an Arab lake at the time of El Mamun; Persia dominated all the civilised Mediterranean in the sixth century B.C. Yet, on the whole, the West more usually controls the East, because from the time of its maximum, during the gradual decline of each period, it is always on a higher plane than the East."

• ૪. સંસ્કૃતિનું મોજું શાથી ચ્હડવા માંડે છે, અમુક કાળ ચઢયા પછી શાથી પડે છે ને અમુક કાળ પડયા પછી પાછું ફરી શાથી ચ્હડવા લાગે છે એ નક્કી કરવું મુશ્કેલ છે. આકૃતિ ૧ જોતાં જણાશે કે પડતું મોજું બને તેટલું નીચે પડે છે ને પછી એકદમ ઉપર ચઢવા મંડી જાય છે. આ સત્વર ફેરફારનું શું કારણ?

ઇતિહાસનું અવલોકન કરતાં માલમ પડે છે કે દરેક પ્રજામાં, જ્યારે સંસ્કૃતિનું મોજું નીચામાં નીચું પડે છે ત્યારે તેમને ત્યાં કોઈ નવી પ્રજા ઘસી આવે છે. ટૂંકામાં, દરેક સંસ્કૃતિ ચ્હડી શકાય એટલું ઉંચાણ ચ્હડયા પછી ધીમે ધીમે નીચે પડવા લાગે છે—આ નીચે પડવાનું કારણ, ઉપર ચ્હડવાની અશક્તિ. આ અશક્તિ દરેક સંસ્કૃતિના બંધારણમાં, ખુદ સ્વભાવમાં સદાકાળ રહેલી છે. ને આ પડતી–ક્ષય, કંઇપણ નવું કરવાની શક્તિ સદંતર નાશ પામે ત્યાં સુધી ચાલુ રહે છે. ને તે સ્થિતિએ પહોંચતાં નવી પ્રજા આવી ચ્હડે છેઃ સંસ્કૃતિ ને રૂધિરના સંમિશ્રણથી તે જુની પ્રજાનો ઉપયોગ કરે છે; જુની પ્રજામાં નવું જોમ–'સંસ્કૃતિશક્તિ' –રેડે છે, ને પ્રજા એકદમ ચ્હડવા માંડે છે. સંસ્કૃતિનું નવું મોજું આમ મંડાય છે. નવાં રૂધિરના સંમિશ્રણ વિના નવું મોજું શરૂ થવું અસંભવિત છે. કારણ માનવ સંસ્કૃતિ 'સ્વયંભૂ' નથી.[†]

[†] "In short, every civilisation of a settled population tends to incessant decay from its maximum condition and this decay continues until it is too weak to initiate anything, when a fresh race comes in, and utilises the old stock to graft on, both in blood and culture. As soon as the mixture is well started it rapidly grows on the old soil, and produces a new wave of civilisation. There is no new generation without a mixture of blood; parthenogenesis is unknown in the birth of civilisations or nations. "........

આપણા પત્રક તરફ વળો. ઇજીપ્ત યુરોપ હિન્દનાં મોજાંઓ જુઓ અને તેમનો ઇતિહાસ તપાસો. જ્યારે જ્યારે મોજું નીચે પડેલું દેખાશે ત્યારે ત્યારે નવી પ્રજા દેશમાં ધસી આવતી, ને બે પ્રજાનું સંમિશ્રણ થતાં નવું મોજું શરૂ થતું દેખાશે. ઇજીપ્તમાં ઇ. સ. પૂર્વે ૫૪૦૦ માં ઝર(zer) લોકો; ઇ.સ. પૂર્વે ૨૬૦૦માં હાઇક્સો (Hykscs); ઇ. સ. પૂર્વે ૯૫૦માં પૂર્વવાસીઓ; ઇ. સ. પૂર્વે ૭૫૦ માં ઇથીઓપીઅનો (Ethiopians); ઈ. સ. ૬૪૧ માં આરબ લોકો વગેરે અનેક લોકો ધસેલા. યુરોપમાં ઇ.સ. પૂર્વે ૧૨૦૦ માં Herakleidai લોકોનું પ્રત્યાગમન; ઇ. સ. પૂર્વે ૬૦૦ થી ૧૦૦ સુધીમાં એશિયામાંથી કંઇ પંદરેક પ્રજાઓનું આગમન, હિન્દમાં આર્યોનું આક્રમણ, મુસલમાનો, મોગલો, યુરોપવાસીઓનું આગમન............

નવી પ્રજા આવ્યા પછી સંસ્કૃતિનાં મોજાને પાછા શિખરે ચ્હડતાં કેટલો વખત લાગે છે તે જોવા આપણે ઇજીપ્તનો દાખલો લઇશું.

ઇજીપ્ત સંસ્કૃતિકાળ પરદેશીઓની ઉત્તમ શિલ્પઃ

| | ચઢાઇ | વૃદ્ધિઃ | સંસ્કૃતિની ટોંચ. ઇ. સ. પૂર્વે |
|---|---|---|---|
| ૫ | ૪૦૦૦ | ૫૫૦ | ૩૪૫૦ |
| ૬ | ૨૬૦૦ | ૧૦૫૦ | ૧૫૫૦ |
| ૭ | ૧૨૦૦ | ૭૫૦ | ૪૫૦ |
| ૮ | ૪૫૦ | ૮૦૦ | ૧૨૪૦ ઇ.સ. |

સરેરાશ વૃદ્ધિઃ ૭૮૭ વર્ષ

આમ નવી પ્રજા આવ્યા પછી પાછા સંસ્કૃતિનાં શિખરે પહોંચતાં પ્રજાને આઠ સૈકા લાગે છે.[×]

આપણા અશોકકાળને મોગલકાળની સરખામણી કરતાં આવું જ પરિણામ દેખાશે.

[×] "The period of greatest ability begins about eight centuries after the mixture and lasts for four to five centuries in different subjects."

અશોક પછી અધઃપતન શરૂ થાય છે. ને ઇ. સ. ૧૦૨૪ માં હિન્દુ સંસ્કૃતિ એટલી નીચે પડે છે કે મુસલમાનો હિન્દુસ્થાન સ્હેજે ગળી જાય છે. બે પ્રજાના લગ્નો, સંસ્કૃતિ ને રૂધિરનાં સંમિશ્રણો પ્રજામાં નવું બળ રેડે છે ને સંસ્કૃતિનું મોજું પાછું ચઢવા લાગે છે તે અકબરશાહજહાંના સમયમાં–સર્વધર્મપરિષદ, સંયુક્તલગ્નો ને તાજમહાલના સમયમાં–શિખરે પ્હોંચે છે...મોગલ એશઆરામમાંથી પાછું અધઃપતન શરૂ થાય છે ને ઉતરતાં મોજાંમાં યુરોપીઓ આવી પહોંચે છે ને હિન્દુસ્થાન ગળી જાય છે. ૧૮૫૭ માં ને પછી હિંદી સંસ્કૃતિ આગળ કદિ ન પડેલી તેટલી નીચી પડે છે; ને છેલ્લાં પચાસ વરસનું આપણું શિલ્પ, સાહિત્ય, સંગીત, ચિત્ર, વિજ્ઞાન ઈ. જોતાં મને લાગે છે કે આપણું પડતું મોજું હજુ પડતુંજ રહ્યું છે. ( પરદેશીઓના કે ભૂતકાળના આંધળા અનુકરણમાં નવા મોજાંનાં મૂળ ન મંડાય–નવી સંસ્કૃતિનું મોજું તો પ્રજાના આત્મામાંથી જાગી ઉઠે–)........પડતું મોજું ક્યાં અટકશે ? ને પાછું ક્યારે ચ્હડવા માંડશે ?

આપણે ઉપર જોઇ ગયા કે પ્રજાશરીરની સંપત્તિ થોડા સૈકામાં ખપી જાય છે; અને સંપત્તિ જેમ ઘટતી જાય છે તેમ સંસ્કૃતિનું મોજું નીચે પડતું જાય છે. કોઇ નવી પ્રજા આવી જૂની પ્રજામાં નવું બળ રેડે છે એટલે પાછી પ્રગતિ શરૂ થાય છે. પ્રજાશરીરની સંપત્તિ શાથી ખૂટી પડતી હશે?...પ્રજાશરીરનું બંધારણજ એવું છે કે અમુક કાળ પછી પ્રજાનું વીર્ય નિર્માલ્ય બની જાય છે ને નવાં વીર્ય સાથે સંમિશ્રણ ન થાય તો તે નિર્માલ્યતા દિન પર દિન વધતીજ જાય છે. દર વરસે નવું બી વાવનાર ખેડૂત કે ઉત્તમ ઘેટાં પેદા કરવા કે ઉત્તમ બળદો પેદા કરવા યોગ્ય ' નરો ' વાપરનાર રબારી પાસેથી આ વાત આપણે સ્હેજે સ્હમજી શકીશું.

આપણે–હિન્દુઓનું વીર્ય નિર્માલ્ય કરવામાં આપણી જ્ઞાતિવ્યવસ્થા મોટો–આજ જેટલો વિશાળ ભાગ ભજવે છે. આપણી નાની નાની અઢી ત્રણ હજારની જ્ઞાતો, ગોળો, ગોત્રોનું બારીકાઇથી અવલોકન કરતાં આ સત્ય સ્પષ્ટ રીતે તરી આવશે.

એકજ ઘરમાં પરંપરાગત ધંધો રહેવાથી વારસોને કાંઇ લાભ થતો હોય તો આજનો ખેડૂત પટેલ કે દેસાઇ, આજનો મુન્શી, ત્રિપાઠી કે દ્વિવેદી, આજનો શાહ, ધોબી, દરજી કે રબારી, પાંચસો વરસ પહેલાંના ખેડૂત પટેલ દેસાઇ મુન્શી ત્રિપાઠી દ્વિવેદી શાહ ધોબી દરજી કે રબારી કરતાં હજાર ગણો સારો ને પોતાની કારીગરીમાં આગળ વધેલો હોવો જોઇએ; પણ હકીકતમાં સ્થિતિ એમ નથી. ઉલટું, આજની નિર્માલ્ય ને પામર પ્રજા પાંચસો વરસ પહેલાંના કારીગરો કરતાં હજાર ગણી ઉતરતી છે.

ઉપાય ખુલ્લો છે. જુદી જુદી જ્ઞાતિઓનું–ને બને તો જુદા જુદા ધર્મીઓનું–છૂટું સંમિશ્રણ. રૂધિરનાં સંમિશ્રણ વિના આપણાં નિર્માલ્ય પ્રજાશરીરમાં નવું જોમ આવવું મુશ્કેલ છે. વર્ષો પહેલાં ડૉ. પ્રફુલ્લચન્દ્ર રાયે પોકારી પોકારીને કહ્યું હતું કે બંગાળી ને પંજાબી ને શિખ ને મરાઠી ને ગુજરાતી પ્રજાઓનું લગ્નથી સંમિશ્રણ કર્યા વિના આપણામાં નવજીવનની આશા રાખવી આકાશકુસુમવત્ છે...વિવિધ જ્ઞાતિઓ, ધર્મીઓ ને પ્રાંતોનાં લોહીનું સંમિશ્રણ થતાંજ આપણી સંસ્કૃતિનું મોજું ફેરવાશે, ને એકાદ બે સૈકામાં આપણે પ્રગતિને રસ્તે ચઢી જઇશું. કોઇ પણ પ્રકારના દાબ વિના વિવિધ જ્ઞાતિઓ વચ્ચે લગ્નની છૂટ આપવાથી બધા બ્રાહ્મણો ઢેડને પરણશે ને બધા વાણીઆઓ કાળીને પરણશે ને પ્રજાનો, ગીતાજીનાં વાક્યાનુસાર, વર્ણસંકર પ્રજા નિપજવાથી નાશ થશે એમ માનવાને સ્હેજ પણ કારણ નથી. વિવિધ જ્ઞાતિઓ વચ્ચેના લગ્નની છૂટને લીધે સ્ત્રી કે પુરૂષ પોતાને લાયક–શારીરિક, માનસિક, આર્થિક ને સામાજિક રીતે પોતાને અનુકૂળ વ્યક્તિ સાથેજ સંબંધ બાંધશે; જાતીય પસંદગી (Sexual selection) નો કુદરતી નિયમ અયોગ્ય

વ્યક્તિઓ નાબૂદ કરવાનું શરૂ કરશે; ને પ્રજામન ને પ્રજાશરીર નવું જોમ પામશે.

અંગ્રેજોનું આપણા દેશમાં આગમન પણ એક રીતે આપણને ઉપયોગી છે. ઉપર આપણે જોઇ ગયા કે પ્રગતિનાં મોજાંને ચઢવા માટે સતત કલહ, મનુષ્ય ને મનુષ્ય વચ્ચે કે મનુષ્ય ને કુદરત વચ્ચે, જરૂરી છે. અંગ્રેજો એ કલહ પૂરો પાડે છે. તે ઉપરાંત તેઓ તેમની સાથે એક જબરી સંસ્કૃતિ લાવ્યા છે. એમની સંસ્કૃતિ ને આપણી ઉત્થાન પામતી સંસ્કૃતિના વાજબી સંમિશ્રણમાંથી નવી ઉદાત્ત સંસ્કૃતિનું મોજું જોસભેર ચ્હડવા લાગશે. આથી જ સંસ્કૃતિઓનું યોગ્ય સંમિશ્રણ કરવા વિશ્વભારતીના ગુરૂ પોકાર કરી રહ્યા છે. વિવિધ પ્રજાઓના ઇતિહાસ આપણને પોકારી પોકારીને કહે છે: ઓ હિન્દીઓ ! તમે તમારી સર્વ જ્ઞાતિઓનું ને સર્વ ધર્મીઓનું સંમિશ્રણ નહિ કરશો, તમારી સંસ્કૃતિ ને પશ્ચિમની સંસ્કૃતિનું વાજબી સંમિશ્રણ નહિ કરશો તો તમારૂં ક્ષયનું મોજું સદાકાળ નીચે ને નીચે પડતું જ રહેશે. ને

विवेक भ्रष्टानाम् निरमितःविनिपातःशतमुखः।

નાથુભાઇ દયાળજી પટેલ

# અનંત આકાશમાં દૃષ્ટિ[1]

થોડા વખત અગાઉ વેધશાળાઓમાંથી સમાચાર આવ્યા કે બેટાસેટી ( Beta Ceti ) નામનો તારો આગથી બળે છે. એનું તેજ એનએક વધ્યું હતું. અને એ એક મોટા તારા જેવો પ્રથમ પરિમાણનો બન્યો હતો. અને તારાના તેજને પૃથ્વી પર આવતાં એંશી વર્ષ થયાં એવી ગણત્રી ખગોળયંત્રો વડે કરવામાં આવી હતી. પૃથ્વીથી બેટાસેટી તારો ૪૬૦,૫૫૭,૦૮૮,૦૦ ,૦૦૦ ( ચારલાખ સાઠ હજાર પાંચસો સત્તાવન અબજ, આઠ કરોડ, એંશીલાખ માઇલ દૂર છે. અને તેજના કિરણોની ગતિ એક મિનીટની ૧,૧૦,૦૦,૦૦૦ એક કરોડ દસલાખ માઇલની છે, એટલે એ તેજને પૃથ્વી પર આવતાં એંશી વર્ષ થયાં.

વેધશાળા ( Observatory ) નાં યંત્રોમાંથી વિશ્વના આ વિશાળ આચ્છાદનનું નિરીક્ષણ કરવું એ અવર્ણનીય આનંદનો અનુભવ કરવા જેવું છે. દૂરબીનમાંથી જોતાં જાણે સ્વર્ગની સમીપ હોઇએ એમ લાગે છે. અને આ અનંત સૃષ્ટિના જે એક ગ્રહ ઉપર આપણે રહીએ છીએ તેની અદ્‌ભુત ચમત્કૃતિઓ અને સૌન્દર્યનું આપણને ભાન થાય છે.

આપણા સૂર્યમંડળમાં આઠ ગ્રહો અને તેના સાડત્રીસ ચંદ્રો અને ૮૦૦ ઉપગ્રહોનો સમાવેશ થાય છે. અને આ સર્વથી રોકાયલી આકાશની વર્તુલાકાર જગાનો વ્યાસ ( Diameter ) ૬૦,૦૦,૦૦૦,૦૦૦ ૭ અબજ માઇલ છે.

કચ પૃથક્કરણયંત્ર ( Spectroscope )* વડે કરેલાં નિરીક્ષણોથી સાબીત થયું છે કે આપણા ચંદ્રમાં જે ગોળ આકૃતિઓ દેખાય છે તે જવાળામુખી પર્વતોનાં મુખ છે, અને તે પૃથ્વીપરના જવાળામુખી પર્વતોનાં મુખ કરતાં ઘણાં મોટાં છે. ચંદ્રની અંદર જે પર્વતમાળા દેખાય છે તેના શિખરો પંદરથી વીસહજાર ફીટ ઉંચા છે. આપણા હિમાલયના શિખરો સાથે તેની તુલના કરી શકાય.

સૂર્યબિંબ ઉપર દેખીતા અણુજેવા ડાઘા જોવામાં આવે છે તેમનું કદ એટલું તો મોટું છે કે તેનો વ્યાસ પૃથ્વીના વ્યાસ કરતાં લગભગ ૭ ગણો લાંબો છે. આકાશનાં તારાગણની સંખ્યા કરોડોની થાય છે. અમેરિકાની લીક ( Lick ) વેધશાળાના અધ્યક્ષ કેમ્પબેલ ( Campbell ) " ધી સાયંટીફીક મંથલી " નામના માસિકમાં લખે છે કેઃ

આપણા મોટામાં મોટા આકાશ- દૂરબીન ( Refractory telescope ) વડે સાત કરોડ તારા દેખી શકાય છે. અને પ્રતિબિંબગ્રાહી દૂરબીનો ( Reflecting telescope ) વડે એથી બમણા ત્રગણાની છબી લઇ શકાય છે. આપણા સૂર્યનારાયણ તો આ કરોડો તારાઓમાંનો એક તારો જ છે.

પૃથ્વી પોતાની ધરીની આસપાસ એક કલાકના હજાર માઇલ કરતાં વધુ વેગથી ફરે છે. અને

* આ યંત્ર વડે આકાશના કોઇપણ તારાનો રંગ વગેરે તમામ વસ્તુઓ પૃથક્કરણ કરી જાણી શકાય છે.

[1] આયોવા યુનિવર્સિટીના પ્રોફેસર રા. સુધીન્દ્રબોઝના, મોડર્ન રીવ્યુના ઓગસ્ટ ૧૯૨૩ ના અંકમાં આવેલા " Americans Look Through a Telescope " એ મથાળાના લેખ ઉપરથી.

પોતાની કક્ષામાં એક મિનીટમાં ૧૧૦૦ માઇલ દોડે છે. પૃથ્વી આપણે ઘણી વિશાળ માનીએ છીએ પરંતુ તેનું કદ સૂર્યના દશલાખમા ભાગ કરતાં પણ નાનું છે.

ઉત્તર ધ્રુવનો તારો એક દેખાય છે પણ તે ત્રણ તારાનું ઝુમખું છે. ૧૯૯૮ માં લીક વેધશાળામાં જણાયું કે એમાંનો તેજસ્વી તારો અને માથેનો બીજો દ્રશ્ય તારો બન્ને એકબીજાની આસપાસ ચાર દિવસમાં પરિક્રમણ કરે છે. અને તે બન્ને પાછા પોતાની ધરી પર ફરતા ફરતા ત્રીજા અદ્રશ્ય તારાની આસપાસ પચીસ વર્ષમાં એક ભ્રમણ કરી રહે છે.

ખ્રિસ્તીઓનું પવિત્ર બાઇબલ કહે છે કે:"ઘાવાપૃથિવી સાથે આખું વિશ્વ છ જ દિવસમાં બનાવવામાં આવ્યું છે." ભૂસ્તરશાસ્ત્રીઓ કહે છે કે પૃથ્વીનાં ઉપલાં પડને જ બનતાં આશરે દશ કરોડ વર્ષ થયાં છે, એમ એ પડોનું સંપૂર્ણ નિરીક્ષણ કરતાં સિદ્ધ થયું છે. નભોમંડલના તારાગણમાં પૃથ્વી એટલી તો ક્ષુદ્ર અને અણુ જેવી નાની છે કે હાલના મોટામાં મોટા દૂરબીન કરતાં દશ હજારગણું મોટું અને પ્રબલતર દૂરબીન લઇ આકાશના કોઈ સ્થિર તારા પરથી કોઇ ખગોળશાસ્ત્રી જોવાનો પ્રયત્ન કરે તોપણ પૃથ્વીને ન દેખી શકે. પરંતુ એ નિર્વિકલ્પ પવિત્ર બાઇબલ આ મહાપ્રભાવ વિશ્વની સંપૂર્ણ ઉત્પત્તિ ૧૪૪ કલાકમાં થયેલી માને છે.

બે વર્ષ પહેલાં શીકાગો (Chicago) વિશ્વવિદ્યાલયના પ્રોફેસર માઇકેલસને (Michelson) બીટલગ્યુઝ (Betelgeuse) નામનો તારો શોધી કાઢયો. એણે માઉન્ટ વિલ્સન (Mount Wilson) વેધશાળાના ગંજાવર ૧૦૦–ઈંચી દૂરબીનથી એ તારાનું માપ કાઢયું. એનો વ્યાસ ૩૦૦,૦૦૦,૦૦૦ ત્રીસ કરોડ માઇલનો છે, અને એનું કદ સૂર્ય કરતાં ૨૭,૦૦૦,૦૦૦ ગણું મોટું છે; એટલે પૃથ્વી કરતાં ૮,૧૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ગણુ છે. એ રીતે એન્ટેરસ (Antares) નામના તારાનું માપ પણ કાઢેલું છે અને તે બીટલગ્યુઝ કરતાં પણ મોટો માલૂમ પડયો છે. આપણું સૂર્યમંડલ આવાં કરોડો સૂર્યમંડલોમાં એક માત્ર છે. આપણા બિચારા નાનકડા સૂર્ય કરતાં લાખો–ગણા મોટા સૂર્યોની બ્રહ્માંડમાં કલ્પના કરો ! કેટલું મહાન ! કેટલું સુંદર !

આ અનંત અમેય વિરાટ સૃષ્ટિમાં કયાં એ પ્રચંડ સૂર્યો સમા જ્વલન તારકો, કયાં આપણું ગ્રહગણ સમિત સૂર્યમંડલ, કયાં માનવ મનને વિશાળ લાગતી આપણી પૃથ્વી, અને તે ઉપર કયાં એક પરમાણુ જેવા આપણે એક ક્ષુદ્ર જંતુ ! કેટલું આશ્ચર્યકારક! કેવું મહાન ! કેટલું અદ્દભુત !

બુદ્ધિને અપરિમિત પ્રેરણા, કલ્પનાને પ્રબલ પ્રોત્સાહન, અને મનને અખંડ ઔદાર્ય આ મહાવિદ્યા ખગોળશાસ્ત્ર વિના બીજું કયું શાસ્ત્ર અર્પી શકે ?

ધનોપાર્જનના ઉન્માદને લીધે, અને દ્રવ્યસંરક્ષણમાં નિમગ્ન રહેવાને લીધે અમેરિકનો ખગોળવિષયક નિરીક્ષણ અને શોધન કરે એ આશા વ્યર્થ છે એવી માન્યતા યુરોપમાં ઓગણીસમી સદીની શરૂઆતમાં ચાલતી હતી, અને તેનો પ્રતિઘોષ ઈંગ્લાંડના બાદશાહી ખગોળશાસ્ત્રી સર જ્યોર્જ એરી (Sir George B. Airy) એ એક વખત કર્યો હતો. સર જ્યોર્જ એરીનો આત્મા હાલ પૃથ્વી પર હોય તો જાણી શકે કે અંતરિક્ષ શોધનના મહાકાર્યમાં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટનું સ્થાન સર્વથી ઉંચું છે. અમેરિકાની સીનસીનેટી (Cincinneti) વેધશાળાનો અધ્યક્ષ લખે છે કે: "આખી દુનિયામાં સર્વથી મોટામાં મોટા દૂરબીનો આ દેશમા છે એટલુંજ નહિ, પરંતુ નિરીક્ષણ અને શોધખોળના ક્ષેત્રમાં પણ બીજી કોઈ પ્રજામાં ખગોળશાસ્ત્રીઓ અમેરિકનો કરતાં વધી શકયા નથી.

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં ઘણી ખાનગી તેમજ જાહેર પ્રજા માટેની વેધશાળાઓ છે. તેમાં સૌથી મોટી, વોશિંગ્ટનના કારનેગી ઇન્સ્ટીટયુશનની

(Carnagie Intitution) માઉન્ટ વીલસનની વેધશાળા છે. એ શાળા કેલીફોરનીઆ (California) માં પેસેડીના (Pasadena) શહેરની પાસે આવેલા માઉન્ટ વીલસન ઉપર આવેલી છે. એમાં એક મોટું રાક્ષસી દૂરબીન છે. વૉશિંગ્ટનના "નૅશનલ જ્યોગ્રૉફીક મેગેઝીન" (National Geographic Magazine) નામના એક માસિકમાં એક લેખક લખે છે કે:

"માઉન્ટ વીલસનના ગંજાવર ૧૦૦-ઇંચી દૂરબીનની વિસ્તારશક્તિ[1] દશહજાર વ્યાસ જેટલી છે–અર્થાત નરી આંખે દેખાતી વસ્તુ દશ હજાર ગણી મોટી દેખાય છે. એટલે બે માઇલ છેટી વસ્તુ આપણી ચક્ષુ સમક્ષ ૧૨½ ઇંચ જ દૂર હોય એવડી દેખાય છે. એનો કાચ આંખની કીકી કરતાં અઢી લાખ ગણાં વધારે કિરણો ગ્રહણ કરી શકે છે."

માઉન્ટ વીલસન પછી બીજી પંક્તિએ શીકાગો વિશ્વવિદ્યાલયની યેર્કસ (yerkes) નામની વેધશાળા છે. એ શાળા વાઇકોન્સીન (Wisconsin) આગળ વિલિયમ્સના અખાત (Williams Bay) ઉપર આવેલી છે, અને એ દુનિયામાં ઉત્કૃષ્ટ ગણાય છે. એમાં ૪૦-ઇંચી દૂરબીન છે. અને તેની શક્તિ માણસની આંખ કરતાં ૪૦ હજાર ગણી વધારે છે." માણસની આંખ એ દૂરબીન જેટલી શક્તિ વાળી થાય તો તેનો વ્યાસ પચીસ ફીટનો બને અને એવડી આંખવાળું મનુષ્ય ૧૨૦૦ ફીટ ઉંચું હોય!"

કેલીફોરનીઆના વિશ્વવિદ્યાલયની માઉન્ટ હેમીલ્ટન (Mount Hamilton) પર આવેલી લીક નામની વેધશાળા ત્રીજે સ્થાને આવે છે, અને તે પ્રથમની બન્ને કરતાં જુની છે. એનાં મુખ્ય મકાનમાં ઑફીસો, ગણત્રી વિભાગો અને પુસ્તકાલયની સુંદર વ્યવસ્થા છે, અને ૧૨ અને ૩૬ ઇંચી ગ્રહશોધક દૂરબીનો Equatorial Telescopes)ના ઘુમટો છે. વળી મોટા આકાશ-દૂરબીન માટે, કેન્દ્રરેખાચક્ર (Meridion circle) માટે અને બીજાં યંત્રો માટે જુદા મકાનો છે. આ શાળાએ મોટા પ્રમાણમાં અગત્યનું શોધન કાર્ય કરેલું છે; અને એ શોધનની ટુંકી અનુક્રમ સૂચી પણ વેધશાળાના પત્રનાં બાર પાનાં ભરાય એટલી છે.

આશ્ચર્યજનક તો એ છે કે ખગોળવિદ્યાને લોકપ્રિય કરવા માટે અમેરિકામાં સાધારણ જનસમૂહ માટે મ્યુનિસિપાલિટીઓ વેધશાળા બંધાવે છે. અને લોકો તેનો ઉપયોગ કાંઈ પણ પૈસા આપ્યા વગર કરી શકે છે.

આ જાતની શાળાઓમાં સૌથી જુની સાઈનસીનેટીની વેધશાળા ૧૮૭૨ માં સ્થપાયેલી છે. અને સૌથી નવી ૧૯૨૧ માં સ્થપાયેલી ડેસ મોઇનેસ (Des moines) ની વેધશાળા છે. એ ડ્રેઇક (Drake) વિશ્વવિદ્યાલયના અધ્યાપક અને પોતાના નામરાશી ધૂમકેતુના શોધક પ્રોફેસર ડી. મોરહાઉસ (D. W. Morehouse) ના પ્રશંસનીય પ્રયત્નો વડે સ્થપાયેલી છે.

ડેસ મોઇનેસ શહેર પાસેના પરામાં બરફથી ઢંકાયેલી ટેકરીઓ વાળું વેવલેન્ડ પાર્ક (Waveland Park) નામનું સ્થળ છે. આ સુંદર અને મનોહર જગાની મધ્યમાં સર્વયંત્રોથી સજ્જિત, મજબૂત બાંધણીવાળું અને એકાંતને લીધે પ્રશાંત સૌન્દર્યવાળું વેધશાળાનું મકાન આવેલું છે.

આ મકાન જુની ગ્રીસીઅન બાંધણીનું છે; અને તેના મુખ્ય દ્વાર આગળજ સૂર્યઘડી (Sun Dial)[1] ગોઠવેલી છે. આ આપણી પૃથ્વી સાથેના અગત્યના સંબંધના સૂચન માટે છે; અને દ્વારની પત્થરની ૭ બારસાખો ઉપર નક્ષત્રમંડલ હાથથી કોતરેલું છે. એ બધું પૃથ્વી, સૂર્ય, અને આસપાસના આકાશનો પરસ્પર સંબંધ બતાવે છે.

---

1 Magnifying power.

1 આ યંત્રથી સૂર્યના તડકાછાંયાથી દિવસનો વખત જાણી શકાય છે.

• પ્રોફેસર મોરહાઉસ કહે છે કે બાંધણીની દૃષ્ટિએ પણ મકાન ઘણું ઉત્તમ છે. પત્થરનું કામ ઘણું વખાણવા લાયક છે. પત્થરના મકાનોમાં ઘણુંખરૂં થાય છે તેમ, અંદર ભેજ પેસીને શોભા ન બગાડે માટે, એ મુશ્કેલી દૂર કરવા, બહારની અને અંદરની ભીંતો વચ્ચે પોલી જગા રાખવામાં આવી છે, અને તેથી મકાનના દરેક ઓરડા ભેજ વિનાના સૂકા રહી શકે છે. આ મકાન આગથી સુરક્ષિત છે.

જાહેર પ્રજામાટે એમાં આરામનાં સ્થાન રાખવામાં આવ્યાં છે. છબી પાડવાનું, ભૂકંપનિરૂપણયંત્રનું ( Seismograph)[1] અને એવાં બીજાં યંત્રોનાં સ્થાન પણ છે.

પ્રવેશ કરતાં જ એક વિશાળ, ગોળ, સુશોભિત ઓરડો આવે છે. તેની જમીન આસમાની રંગની બનાવી છે. અને તેમાં આરસથી જડીને સૂર્યમંડલ વિગેરે બનાવ્યું છે. ઉપરની છત ઘુમટાકારની ગોળ છે. એથી આખો ઓરડો ખરેખરા ખગોલાર્ધ જેવોજ સુંદર અને તદ્રુપ દેખાય છે.

એ ગોળ ઓરડામાંથી નીકળતાં પશ્ચિમ તરફ ગ્રહણયંત્ર (Transit Instrument)[2] અને ઘટિકા છે; અને પૂર્વમાં સુવ્યવસ્થિત ઑફીસો છે. ઉત્તરમાં આખા મકાનની શોભારૂપ પુસ્તકાલય અને જાહેર ભાષણ માટે હોલની જગાઓ છે. દિવાલોની બાજુએ લાકડાની ઘોડીઓ પર ગ્રહો વિગેરેની દૂરબીનમાંથી દેખાય એવી છબીઓ લટકાવેલી છે. આ છબીઓ પારદર્શક છે, અને તેની પાછળ વિજળીના દીવા થતાં દૂરબીનમાંથી રાત્રે ખરેખરૂં ગ્રહનિરીક્ષણ કરીએ એવુંજ દેખાય છે.

ગોળ ઓરડાની ઉપર વેધગૃહ આવેલું છે. અને તેમાં ગોળાકાર લોખંડી દાદરથી જઈ શકાય છે. ભારે પત્થરની દિવાલો પર ચુનાના મજબુત પાટડા ઉપર દૂરબીન મુકવામાં આવ્યું છે. અને તે ચલિત થતાં નિરીક્ષણમાં વાંધો ન આવે તે માટે તેની નીચે ચુચના લાકડાના મોટા કકડા રાખવામાં આવ્યા છે. ઘુમટનો વ્યાસ ૧૮ ફીટનો છે, અને તેને ત્રાંબાથી મઢવામાં આવ્યો છે.

આ વેધશાળા દરેક ખગોળવિષયક યંત્રોથી સુસજ્જિત છે. આકાશ–દૂરબીન, ગ્રહણ યંત્ર, કાલમાપન યંત્ર (Chronometer) [1]અને કોણમાપન યંત્ર, (Sextants) રાખવામાં આવ્યાં છે. દ્રવ્યપૃથક્કરણ યંત્ર પણ છે: એનાથી તારાઓની ભિન્નભિન્નતા, ગતિ, તેજ અને અંતર માપી શકાય છે, અને તારા જે જે વસ્તુઓના બનેલા છે તે પણ જાણી શકાય છે. આ સર્વનો ઉપયોગ લોકો વિના સંકોચે કરી શકે છે; અને દૂરબીન વડે ચંદ્રના જ્વાળામુખી પર્વતોનું, શનિના તેજવલયો ( Rings of Saturn)નું, એક કરતાં વધારે ચંદ્રો વાળા ગુરુમંડલ વિગેરે ગ્રહોનું, ચંદ્રની પેઠે કલાવાળા શુક્રનું, ધુમકેતુની પૂંછડીનું અને બીજી કોઇ પણ રસમય વસ્તુનું નિરીક્ષણ કરી શકે છે.

ડેસ મોઇનેસની વેધશાળા જોવા જનારનું આદરયુક્ત સન્માન કરવામાં આવે છે. સોમ અને શુક્રવારે સંધ્યાકાલ પછી સાડા સાતથી સાડા નવ સુધી જાહેર પ્રજાને મ[illegible] ખુલ્લી રહે છે. શાળાનો અધિકારીવર્ગ લોકોને બધું સમજાવે છે, ભાષણો આપે છે અને દૂરબીનમાંથી નિરીક્ષણ કરાવે છે. બુધવાર [illegible]મંડળો, સભાઓ, અને નિશાળોને માટે નક્કી કરેલા છે. આ રીતે જગતની મહાન સુંદર અને અદ્ભુત કૃતિઓનું જ્ઞાન સાધારણ જનસમૂહ અને બાળકબાળકીઓ પણ લઈ શકે છે. ડેસ મોઇનેસની વેધશાળા ખરેખર લોકોએ પોતે,

---

૧ આ યંત્રથી ધરતીકંપના આંચકાની નોંધ લઇ શકાય છે.

૨ આ યંત્રથી એક ગ્રહ કે તારાના બિંબ પરથી બીજો ગ્રહ જતો હોય તો જણાય છે, અને ગણત્રી થઇ શકે છે.

૧ આ યંત્રથી ખરો વખત કાઢી શકાય [illegible]

૨ આ યંત્રથી ગ્રહો અને તારાઓ [illegible] સાથે પડતા ખુણાનું માપ કાઢી શકાય છે.

પોતાના પૈસે પોતાને માટે સ્થાપેલી છે, અને તેના પર લોકોની જ સત્તા છે.

કોઈ પૂછશે કે ખગોળના અભ્યાસની શી જરૂર ? એ તો ફક્ત નવરાશનો વિનોદ થઇ શકે. શીકાગો વિશ્વવિદ્યાલયના પ્રોફેસર મોલ્ટન ( Moulton ) હાલ દુનિયામાં ખગોળ સિદ્ધાન્તો વિષે સર્વશ્રેષ્ટ પ્રમાણભૂત ગણાય છે. તેઓ ડેસ મોઇનેસની વેધશાળાની સ્થાપના વખતે કરેલા પોતાના ભાષણમાં ખગોળવિદ્યા ઘણી ઉપયોગી છે એમ કહે છે. એ વિદ્યાએ મનુષ્યોને આ પૃથ્વી કરતાં મોટાં જગતોની શોધ કરવાને પ્રેર્યા છે,પ્રોત્સાહિત કર્યા છે;પછી એ જગત ગમે તે હોય—એ ક્ષેત્ર જડ જગત જ હોય, કે તત્વજ્ઞાનમય હોય. દાખલા તરીકે, જગતના જ્ઞાનને નવું તેજ બતાવનાર પ્રગતિવાદ Doctrine of Evolution ની પ્રેરણા અનંત આકાશ અને એનાં તારાગણમાંથી થઇ છે. ખગોળશાસ્ત્રના વિસ્તૃત માહાત્મ્ય વિષે બોલતાં પ્રોફેસર મોલ્ટન કહે છે કે:

“ થોડી સદીઓ પહેલાં પ્રાણી અને વનસ્પતિ સ્થિર મનાતાં, અને હાલના મનુષ્ય પ્રાણીઓ સંપૂર્ણ અને બલવાન માણસોની નિર્માલ્ય પ્રજા છે, અને તેની ઉત્પત્તિ થોડાક જ હજાર વર્ષ પૂર્વેની છે એમ મનાતું. લગભગ દોઢસો વર્ષથી ખગોળશાસ્ત્રમાં ઉન્નતિ અને પ્રગતિનો સિદ્ધાન્ત પહેલો રાઇટ (Wright) અને પછી કેન્ટ (Kant) સાબીત કર્યો. તારાઓ એટલા બધા દૂર છે કે તેમને માટે ગમે તેમ અડસટ્ટા અને કલ્પના કરવા માટે પરંપરાગત સાંપ્રદાયિક દુરાગ્રહો કે અંગત વાંધાઓ નડતા નહોતા. રાઇટ અને કેન્ટ પછી ૧૭૯૬ માં લા પ્લેસે ( La Place ) એજ વાત સાબીત કરી, અને એક પ્રસિદ્ધ જ્યોતિષી તરીકે તેની મોટી ખ્યાતિને લીધે એ સિદ્ધાન્ત ઘણાએ માન્ય રાખ્યો. એણે પૃથ્વીની ઉત્પત્તિ અને વિકાસક્રમનો સિદ્ધાંત સબળતાથી સ્થાપ્યો. આ ઉપરથી પૃથ્વી પર વસ્તુઓ કરોડો વર્ષથી ક્રમે ક્રમે ઉન્નતિ પામી હાલને સ્વરૂપે બની છે, એમ ભૂસ્તરશાસ્ત્રીઓને લાગ્યું અને એમણે એ માન્ય રાખ્યું. અને છેવટે ૧૮૫૯ માં ડારવીન (Darwin) ને પૃથ્વી વિગેરેની ઉત્પત્તિના પોતાના સિદ્ધાન્તો માટે રસ્તો ખુલ્લો થયો. આ રીતે જગતની પ્રગતિનો સિદ્ધાન્ત ખગોળવિદ્યાપરથી ભૂસ્તરશાસ્ત્ર પર અને તેના પરથી પ્રાણીશાસ્ત્ર (Botany) ને પણ લગાડ્યો. ”

બુદ્ધિમાન અમેરિકનો જાહેર વેધશાળાઓનો ઉપયોગ કરે તેમાં શું આશ્ચર્ય ? અજ્ઞાત અનનુભૂત અંતરિક્ષના ભેદનું જ્ઞાન મેળવવું એ કોઈ મિથ્યા જિજ્ઞાસાની માત્ર વૃથા તૃપ્તિજ નથી ! ખગોળશાસ્ત્ર જીવનમાં ઉપયોગી થાય છે જ અને જગતની સંસ્કૃતિમાં એ કેટલો ભાગ લેશે એ પણ એક દિવસ ઇતિહાસ સિદ્ધ કરી આપશે.

રત્નમણીરાવ ભીમરાવ

---

# સ્ત્રીઓ શું ના કરી શકે?'

ચાલુ માસની શરૂઆતમાં મહાન દારૂણ દૈવીકોપ જાપાન દેશમાં થયો હતો. અગ્નિ, વાયુ, અને જલ, ત્રણે દેવ તે દેશ પર રૂઠયા હોય એમ થયું હતું. અપૂર્વ ધરતીકંપ, આગ, અને સમુદ્રનાં પાણીના તોફાનથી લાખો મનુષ્યો મૃત્યુવશ થયાં, શહેરોનાં શહેરો પાયમાલ થઇ ગયાં. સંખ્યાબંધ મનુષ્યો ઘરબાર વગરનાં થઇને રખડી પડયાં. વેપારરોજગારનાં સાધનોનો નાશ થયો. આવા અકસ્માતથી જાપાન અવ્યવસ્થિત થઇ ગયું, પરંતુ એક મહાન પ્રજાને શોભે તેવા ગુણો ત્યાંની પ્રજામાં છે. એશીઆની પ્રજાનું ગાંભીર્ય, સહનશીલતા, અને સમયસૂચકતા આ પ્રજામાં રહેલા છે. તેને પરિણામે ત્રણ અઠવાડીઆં પૂરાં થયાં નથી તે પહેલાં તો ત્યાં ઘણોખરો વ્યવહાર ચાલવા માંડયો છે. ખોરાક, રહેઠાણ વિગેરેની વ્યવસ્થા થવા માંડી છે. જે પ્રસંગે શહેરોનાં શહેરો બળતાં હતાં તે વખતે ત્યાંની સરકાર કે પ્રજા ગાફેલ બની નહોતી પણ સર્વનો તાબડતોબ નિકાલ આણતી હતી.

આ કાંઈ જેવી તેવી બાબતં નથી. જે પ્રજામાં આ પ્રકારના ગુણો હોય તે જગતનાં ગમે તે કાર્ય પાર પાડવામાં કુશળ થઈ શકે.

પ્રસંગને અનુકૂળ–અનુરૂપ થયાનાં દૃષ્ટાન્ત એશીઆના ઇતિહાસમાંથી મળી આવવાં મુશ્કેલ નથી. વિશેષ આશ્ચર્ય તો એ છે કે આ પ્રકારની સમયસૂચકતા માત્ર પુરૂષોમાં જ છે એમ નથી. સ્ત્રીઓમાં આ પ્રકારની કાર્યકુશળતા વિશેષ છે.

તુર્કસ્તાન, ઇજીપ્ત, ચીન, ઇરાન, જાપાન, સર્વ દેશમાં સંકટ સમયે સ્ત્રીઓએ અદ્દ્ભુત શૌર્ય અને પ્રાવિણ્ય બતાવ્યું છે. અને દેશને ડૂબતા બચાવ્યા છે. આજ આપણા ભારતવર્ષમાં હિન્દુમુસલમાનમાં ઐક્ય, વિવિધ મતમતાન્તરમાં ઐક્ય–સ્વરાજ્યના સાધન તરીકે–લાવવા માટે શ્રીમતી સરોજીની નૈડુ પંજાબથી મદ્રાસ, અને ગુજરાતથી બંગાળ ને આસામ સુધી ગૂંજી રહ્યાં છે. રાષ્ટ્રના કટોકટીના પ્રસંગે સ્ત્રીઓ કેટલું મહત્ત્વનું કાર્ય કરી શકે છે તેનું દૃષ્ટાન્ત ઇરાન સચોટ રીતે આપે છે. આપણા દેશમાં જે પરિવર્તન થવા માંડયું છે તેમાં સ્ત્રીઓ કેટલો હિસ્સો આપી શકે તેનો ખ્યાલ આણવા માટે એ સ્ત્રીઓનું દૃષ્ટાન્ત અસ્થાને નહિ ગણાય.

આજથી પંદર વર્ષ ઉપર એટલે ઈ. સ. ૧૯૦૭–૧૯૦૮ માં જ્યારે ઇરાનની પ્રજાએ પ્રથમ માથું ઊંચું કર્યું, શ્રીમંત અને અમીર વર્ગનું અયોગ્ય બળ કમી કરવાનો પ્રયત્ન કર્યો–રાજાની સત્તા દૂર કરીને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું તે પ્રસંગે ત્યાં ઘણીજ અંધાધુંધી ચાલી રહી હતી.

પ્રજાસત્તાક રાજ્યનો આરંભ થયો હતો. સામાન્ય પ્રજામાં કાંઈ અપૂર્વ શક્તિનો સંચાર થવા માંડયો હતો. આપખુદીથી થતા અન્યાયની સામે થવાને જનસમાજે હિંમત ધરવા માંડી હતી. પરદેશી પ્રજા, વિશેષે કરીને રશીઆ, તે દેશને કચરી નાખવાનો, તેની ધનદોલત, રસકસ ચુસી લઇને પ્રજાને ગુલામીમાં આણવાનો પ્રયાસ કરી રહી હતી. માંહોમાંહે

થતી તકરારને ઉશ્કેરીને બ્રિટિશ સત્તા તેમજ રશીઅન પ્રજા પોતાનો સ્વાર્થ સાધી રહી હતી. અને બધે ઠેકાણે બને છે તેમ વેપારી અને શ્રીમંત વર્ગ જેને પૈસા અને સત્તાની મોહિની હોય છે તે પોતાનો સ્વાર્થ પૂર્ણ કરવાને માટે આ પરદેશી પ્રજાને સહાયભૂત થતો હતો. દેશનું સઘળું ધન પરદેશ ઘસડાઈ જતું હતું. અધિકાર, સત્તા પણ તેજ લોકના હાથમાં આવવા માંડયાં હતાં. એટલે જનસમાજ સર્વત્ર કચરાઇ જતો હતો. રાજ્યવ્યવસ્થા માટે જે મજલીસ સ્થાપવામાં આવી હતી તે ઘણે ભાગે સામાન્ય વર્ગના મનુષ્યોની બનેલી હતી. એટલે દેશની દાઝ તો એ લોકોને ઘણીજ હતી. પણ પૈસાની તાણુ પણ ઘણીજ હતી; એટલે તેમને બહુ ત્રાસ વેઠવો પડતો હતો. તેવે પ્રસંગે પદભ્રષ્ટ થએલા શાહે છૂપી રીતે રશીઆની મદદ લીધી અને તેને ગાદીનશીન કરવા માટે અનેક હલકી યુક્તિઓ, અને તર્કટો રશીઅન સત્તાએ રચવા માંડયાં. શાહ તેમનું રમકડું થઇને રહે તેમાં તેમનો સ્વાર્થ હતો. કેમકે તે દ્વારા તેઓ પુષ્કળ ધનસંચય કરી શકે, તેમજ લશ્કરી બળને લીધે સત્તા પણ જમાવી શકે. પરંતુ આ યુક્તિપ્રયુક્તિમાં દેશનું પ્રજાત્વ નાશ થઈ જતું હતું. સ્વદેશભક્ત પુરૂષોથી આ સર્વનાશ સહન થઈ શકતો નહોતો. તેને પરિણામે માંહોમાંહે લડાઇઝગડા ચાલ્યા કર્યા. છેવટ પૈસાની તાણુ એટલી પડી કે ગમે તેવી આકરી શરત રશીઅન સત્તા કરે તે કબૂલ કરવાનો પ્રસંગ મજલીસના સભ્યોને આવી પહોંચ્યો. જો એમ થાય તો રશીઆની ગુલામગીરી સ્વીકારીને દેશને વેચવાનો વખત આવે.

પ્રજાવર્ગ ગમે તે સંકટ વેઠવાને તૈયાર હતો. કોઇ પણ રીતે રશીઆના ગુલામ થવાને તેઓ રાજી ન હતા. સ્વતંત્રતા ગુમાવવી એ તો તેઓને ઘણુંજ લાંછન લાગતું હતું. અને તેટલા માટે રશીઆ અને ઇંગ્લંડ બન્નેની સત્તા દેશમાં વ્યાપી ગઇ હતી તે જેમ બને તેમ કમી કરવાનો પ્રયત્ન આરંભાયો. બન્ને દેશમાં બનતી ચીજોનો વપરાશ બંધ કર્યો. ટ્રામવે, આગગાડી—જે રશીઅન લોકના હાથમાં હતી તેનો ઉપયોગ સદંતર બંધ થયો. છૂપી સમિતિઓ ઉભી થવા માંડી અને જીંદગીના જોખમે જુવાનવર્ગ ઝૂઝી રહ્યો. આ સ્હામે થએલા જુવાન વર્ગને લાંચરૂશવત આપીને પોતાના પક્ષમાં લેવા માટે રશીઅન લોકો તનતોડ પ્રયત્ન કરી રહ્યા હતા. જો આ વર્ગ તે વખતે શિથિલ થયો હોત તો ઈરાનનો આત્મા નાશ થાત. આ વર્ગનો જુસ્સો ટકાવી રાખવામાં, તેમને સત્ય અને ન્યાયના માર્ગને વળગી રહેવામાં ઈરાનની સ્ત્રીઓએ જે સહાયતા આપી હતી તે ખરેજ દેશભક્તિની ભાવનાને દીપાવે તેવી હતી.

સખત પડદામાં રહેનારી ઇરાનની સ્ત્રીઓમાં એકે સપાટે જુજ સમયમાં સ્વાતંત્ર્યની ભાવના પ્રગટી નીકળી હતી. સૈકાંઓથી જડ ઘાલેલા આદર્શનું પરિક્રમણ જોતજોતામાં થઇ ગયું.

પુરૂષોએ અધમ ગણેલી, તેમની દાસી સમાન, અથવા રમકડાં સમાન ગૃહિણીઓના માનસિક બળની સહાય જો ઇરાનના પુરૂષોને આ પ્રસંગે હોત નહિ તો તેમનો ગમે તેટલો સુવ્યવસ્થિત પ્રયત્ન પણ નિષ્ફળ જાત. સ્વાતંત્ર્યની ભાવના જીવંત રાખવા માટે ત્યાંની સ્ત્રીઓએ અનહદ પ્રયાસ કર્યો,

રાજકીય અને સામાજિક ગુલામગીરીનાં દુઃખ તેમણે જાતે સહન કરેલાં હોવાથી આ રાષ્ટ્રીય પ્રગતિની ભાવનાનો પ્રચાર કરવાને તે વધારે ઉત્સુક બની રહી હતી. અને તેથીજ ગમે તે ભોગ આપવાને તૈયાર થઇ ગઇ હતી.

માજી શાહના વખતમાં જ્યારે બેહદ ત્રાસ અને જુલમ વેઠવો પડતો હતો તેજ વખતથી ઇરાનની પડદેનશીન—બુરખેદાર સ્ત્રીઓની આંખમાં કાંઇ અવનવી જ્યોત પ્રકાશી રહી હતી. સ્વાતંત્ર્યની લ્હડાઈમાં જીત મેળવવા માટે તેમણે સદીઓની રૂઢિઓનાં બંધન તોડી નાંખ્યાં. એક રાત્રીની અંદર પોતાના પડદા ચીરી નાંખીને તેમણે પુરૂષનાં કાર્યો સ્વહસ્ત કરી દીધાં—શિક્ષક, છાપાં ચલા-

વનાર, સમાજના વ્યવસ્થાપક, રાજકીય વિષયોના ઉપદેશકનાં કાર્ય કરવા માંડ્યાં. સૈકાઓથી આપખુદીના જુલમમાં કચરાઇ–દબાઇ રહેલી સ્ત્રીઓ પ્રગતિના–સ્વાતંત્ર્યના વિચારો એકદમ ગ્રહણ કરે એ કાંઇ ન્હાની વાત નથી. આશ્ચર્ય એટલું જ લાગે છે કે આ નવી ભાવનામાં તેમને શી રીતે આટલી શ્રદ્ધા ઉત્પન્ન થઇ ? શુદ્ધ પવિત્ર હૃદય ઉપર કાંઇ પણ નવા વિચારની છાપ પડતાં વાર નથી લાગતી એ તો સત્યજ. તેમને કાંઇ ઇશ્વરી પ્રેરણાજ થઈ અને અને તેવાજ વિશ્વાસથી તેમણે કાર્યનો આરંભ કર્યો.

આપણા પ્રાન્તમાં સ્ત્રીઓએ પડદાનાં દુઃખ વેઠ્યાં નથી, કેદખાનામાં જીવન ગાળ્યાં નથી અને પુરૂષોએ પણ તેવા ત્રાસ આપ્યા નથી. તેથી એ લોકોએ રૂઢિનાં બંધન તોડવામાં જે સખ્ત પ્રયત્ન કર્યા તેનો ખ્યાલ કદાચ આપણને આવવો મુશ્કેલ છે. પરંતુ વસ્તુસ્થિતિનો વિચાર કરીને માપ કહાડ્યું હશે તો માલુમ પડશે કે જે ઠેકાણે સ્ત્રીઓ એક ડગલું ઘરના ઉમરા બહાર મૂકે નહિ ત્યાં એકદમ સ્ત્રીઓ સઘળો વ્યવહાર પોતાના શિર પર લે, ગંભીર જવાબદારીનાં કામ કરવા મંડી જાય એ કાંઇ ઓછું આશ્ચર્ય નથી.

પોતાનાં બાળકોને, યુવાન પુત્રોને દેશપ્રીતિનો બોધ આપીને, પોતાના ધાવણ સાથે સ્વદેશભક્તિનો મંત્ર તેમણે આપ્યો હતો; પરદેશી ચીજોના બોયકોટમાં સંપૂર્ણ રીતે મદદ કરી, ઘરમાં પરદેશી વસ્તુનો ઉપયોગ બંધ કરી દીધો હતો.

જે વખતે મજલીસના સભ્યો દેશોદ્ધારનું કાર્ય કરી રહ્યા હતા તેજ વખતે તેહેરાનમાં સંખ્યાબંધ સ્ત્રીઓનાં છૂપાં મંડળો સ્થાપવામાં આવ્યાં હતાં. સર્વે છૂટક છૂટક મંડળોનું સંઘટ્ટન કરવા માટે એક મધ્યસ્થ સંસ્થા સ્થાપવામાં આવી હતી. આ મંડળમાં કોણ કોણ સભ્યો હતાં તેમની બાતમી કોઇને હતી નહિ, પણ છૂપી રીતે પુરૂષોના કાર્યમાં મદદ મળી રહી હતી. કાંઈ અજબ રીતે છૂપાં કાવતરાંની ભાળ તેમને મળી શકતી. અને અનેક પુરૂષોના જીવ એ રસ્તે બચ્યા હતા. આવે પ્રસંગે પોતાના સ્વાર્થની જરા પણ દરકાર કરે એવી ઇરાનની સ્ત્રીઓ ન હતી. દેશનું હિત સાધવા માટે પોતાનાં છોકરાંની ભિખારીની સ્થિતિ આવી જાય તો એ તે ડગતી નહિ. જે પ્રસંગે રશીઆની છેવટની શરત કબૂલ રાખવી કે નહિ તેને માટે મજલીસમાં રસાકસી ચાલી રહી હતી–સઘળા સભ્યોની દૃઢતા ટકી રહેશે કે નહીં એ સવાલ હતો–સમસ્ત દેશનો આત્મા તાળવે ચોંટેલો હતો તે વખતે સ્વાતંત્ર્ય અને દેશપ્રેમના આવેશમાં આવેલી સ્ત્રીઓએ તેમની જાતિની સઘળી સાંકળો તોડી નાંખી, અને ધૈર્ય અને બાહોશીનો ઉત્તમમાં ઉત્તમ પૂરાવો આપ્યો. આટલું એકજ દૃષ્ટાન્ત તેમની મનોભાવના દર્શાવવા માટે બસ છે. અનેકવાર પુરૂષોનાં છૂપાં મંડળોમાં બાતમી ફેલાઈ રહી હતી કે રશીઅન સત્તાની માગણીને વશ થયા વિના છૂટકો નથી. બજાર અને શહેરના લોકો અત્યંત જીજ્ઞાસાથી છેલ્લા પરિણામની રાહ જોઇને બેઠા હતા.

પ્રજાના હક ડૂબતા બચાવવા માટે સ્ત્રીઓ વ્હારે ધાઇ. જનાનખાનાની બંધીઆર દિવાલો છોડીને ત્રણસો સ્ત્રીઓ બહાર નીકળી. દેશમાં જે જે કાવતરાં મજલીસને તોડી પાડવાનાં, માજી પાદશાહને ગાદીનશીન કરવાને માટે કરવામાં આવતાં તેની ભાળ આ સ્ત્રીઓનાં મંડળના સભ્યોને મળતી. અને તેથી તેવાં કાવતરાં નિષ્ફળ કરી નાંખવામાં પુરૂષોને સરળતા થતી. પુરૂષો રશીઅન સત્તાને વશ ના થઈ જાય, દેશની સ્વતંત્રતાને હાનિ ના પહોંચે એ તેમનું મુખ્ય કામ હતું. અને તેજ વિષય મંડળોમાં વારંવાર ચર્ચાતો. અને જ્યારે છેવટનો નિર્ણય આપવાનો વખત થયો, જ્યારે પુરૂષોની ધીરજ ખૂટી ગઇ અને સ્વતંત્રતા નાશ થવાનો વખત આવી પહોંચ્યો ત્યારે આ સઘળી સ્ત્રીઓએ નિશ્ચય કર્યો કે કોઈ પણ રીતે આવું પરિણામ તો આવવા ન જ દેવું, દેશની લાજ જાળવી રાખવી, અને મરણનો ભય ખેડીને પણ દેશને બચાવવો.

તેમના ચહેરા ઉપર અડગ આગ્રહ અને શ્રદ્ધા દીપી રહ્યાં હતાં. સાદા કાળા પોષાકમાં દરેક સન્નારી સજ્જ થએલી હતી. દરેકના મ્હોંડા ઉપર જાળી હતી. ઝભ્ભાની અંદર ઘણાની પાસે પિસ્તોલ હતી. મજલીસની અંદર એકેએક ગઇ. અને પ્રવેશ થવા માટે પ્રમુખને માગણી કરી. વૃદ્ધ ડોસાડગરા તો આ દશ્ય જોઇને સ્તબ્ધ જ થઈ ગયા હશે. તેમની મુલાકાત માટે પ્રમુખે સંમતિ આપી. સભામંડપમાં તેની સ્હામે આવીને આ ટોળું ઉભું રહ્યું. અને ત્યાં જવાના તેમના ઉદ્દેશ માટે કાંઈ ગેરસમજુત ના થાય તે માટે માતા, પુત્રી, પત્ની દરેકે દરેકે સંતાડેલી બંદુકો દેખાડી, છુરપા ચીરી નાંખ્યા, અને દેશની સ્વતંત્રતા અને પ્રજાનું સ્વમાન સાચવવામાં જો સભ્યો શિથિલતા બતાવે તો તે જ ઘડીએ પોતાના પતિ, પુત્રો જે હોય તેમને ઠાર કરીને, પોતાનાં પ્રાણ વિસર્જન કરીને મૃતદેહ ત્યાંજ રહેવા દેવાના આકરા સોગન લીધા.

ધન્ય છે ઇરાનની પડદેનશીન ઓરતોની હિંમતને અને સમયસૂચકતાને! પડદાની અંદર કેદખાનું ભોગવતી, પરાધીનતાના વાતાવરણમાં જ જમાનાઓથી ઉછરેલી, અર્વાચીન આદર્શોના ખ્યાલ વગરની, તે પ્રકારની કેળવણીથી તદ્દન બાતલ થએલી સ્ત્રીઓમાં સ્વાતંત્ર્યની ભાવના આટલે દરજ્જે પહોંચી ગએલી એ દશ્ય તે કાંઇ જેવું તેવું કહેવાય!

અલબત્ત, પરિણામ જાણવાની જીજ્ઞાસા રહે જ નહિ. મગદૂર છે કોઇ માડીજાયાની કે દેશનો જન્મસિદ્ધ હક્ક તે પ્રસંગે વેચે! તે વખત માટે તો ઇરાનની લાજ સ્ત્રીઓએ જ સાચવી. અને દેશ થોડા વખત માટે તો ગુલામીમાંથી બચ્યો. સ્ત્રીઓ શું ના કરી શકે?*

સૌ. શારદા મહેતા

---

* અંગ્રેજી પુસ્તકને આધારે.

# લડાયક શ્રુતિપરંપરા (Fighting traditions)

આજની પ્રજાની શારીરિક સંપત્તિ સુધરતી જાય છે કે બગડે છે, તેનો નિર્ણય કરવો બહુ મુશ્કેલ નથી. દરેક માણસ પોતાના અનુભવથી કહી શકશે કે આપણી પહેલાંનો જમાનો શરીરે વધારે મજબૂત અને સંગીન હતો. તેમનું શરીર આજના જમાના જેટલું રોગીષ્ટ નહોતું. સાંભળવા પ્રમાણે તેમની પણ પહેલાંનો જમાનો વધારે સશક્ત અને મજબૂત બાંધાનો હતો. આ હકીકત ખરી હોવા વિષે કેટલીક વાર શંકા ઉઠાવવામાં આવે છે, પણ દરેક માણસ પોતાના કુટુંબીજન તથા સ્નેહીઓની સ્થિતિ તપાસી જોશે તો તેની ખાત્રી થશે કે આપણા દેશમાં દરેક કોમના લોકની અંદર શારીરિક અધોગતિનાં મૂળ નંખાયાં છે. અમુક કોમની અંદર પુરૂષો તેમજ સ્ત્રીઓ નીચાં અને ઠીંગણાં થઇ ગયાં છે. શરીરનો બાંધો નબળો અને નાજુક થયો છે. હાડસંચો પણ પહેલાં કરતાં પાતળો અને કમજોર થયો છે. શારીરિક કસરતના અભાવે તેમનાં સ્નાયુઓ અને ગાત્રો ઢીલાં અને પોચાં થયાં છે. સ્વાભાવિક રીતે તંદુરસ્ત માણસના મ્હોં ઉપર જે તેજ અને ઓજસ હોવાં જોઈએ તે તેમના મ્હોં ઉપર નથી જણાતાં. તેમની ઉઠવા બેસવાની રીત, છાતીનો સીનો બદલાઇ ગયો છે. ખભા તથા કમર વાંકાં વળી ગયાં છે. તંદુરસ્ત માણસમાં જે સ્વાભાવિક સ્ફૂર્તિ હોવી જોઇએ તે પૂરતા પ્રમાણમાં જોવામાં નથી આવતી. પણ આ પ્રમાણે જે શારીરિક ફેરફાર થયો છે તે માનસિક શિક્ષણમાં આગળ પડતી કોમોમાં, ખાસ કરીને વધારે નજરે પડે છે. તે છતાં ગામડાની પ્રજા અને તેમાં પણ ખેડુતવર્ગમાં, શારીરિક નિર્બળતા એટલે જ દરજ્જે જોવામાં આવે છે. જૂના જમાનામાં દક્તરો તથા વૈદ્યોને ત્યાં રોજ રહવારમાં હાજરી પૂરાવાનો તથા બાટલા ભરી લાવવાનો ચાલ નહોતો. સામાન્ય રીતે સુવાવડ, તે માંદગીની પથારી નહોતી ગણાતી. સુવાવડ પછી થોડાજ દિવસની અંદર સંગીન પુષ્ટિકારક ખોરાક પચાવી શકાતો. અને સુવાવડમાંથી ઉઠયા પછી રાતાંમાતાં થઇને બૈરાં બહાર નીકળતાં. નાનાં બાળકો હૃષ્ટ પુષ્ટ હતાં, અને દાંત આવતી વખતે મરણતોલ માંદાં પડતાં નહિ. હું અતિશયોક્તિ કરવા માગતો નથી. જૂના વખતમાં બિલકુલ માંદગીજ નહોતી, કે નબળાઇ જોવામાં નહી આવતી એવું કોઇ પણ કહી ન શકે, પણ પ્રજાને સાદો છતાં પુષ્ટિકારક ખોરાક ખાવાને મળતો, શારીરિક કસરત પણ સારા પ્રમાણમાં થતી, આજના જેટલી ચિંતા અને જીવનકલહ નહોતાં, શિક્ષણ અને પરીક્ષાઓથી જુવાનીઆઓનું લોહી ચૂસાઇ ગયું નહોતું, તેમનાં નિરોગી શરીરને રહેલાઇથી રોગો લાગુ પડતા નહીં, ગામ ગામડાંમાં આજના જેવી અસ્વચ્છતા થતી નહીં, અને એકંદરે સાદું તથા સારું જીવન સર્વ કોઇ ગાળી શકતા.

આવો ફેરફાર આપણી સમાજમાં આજે થયો છે. ગામડાંમાં થોડો, શહેરોમાં વધારે; પછાત ગણાતી ન્યાતોમાં થોડો, આગળ પડતી કોમોમાં વધારે.

છતાં અંગ્રેજ સરકાર તથા અંગ્રેજ લોકો એવું મનાવવા માગે છે કે હિંદી પ્રજાની ઉત્તરોત્તર ઉન્નતિ થતી જાય છે. વડોદરા રાજ્યમાં ૧૯૧૧ ની સાલમાં શારીરિક સંપત્તિ તપાસવા માટે એક સમિતિ

નમૂનાઓ અત્યારે પણ કલાની પ્રથમ પંક્તિના ગણાય છે. મુસલમાનોના આવવા પછી તેમની ઘણી રીતભાત હિન્દમાં ફેલાઇ. પરસ્પર આપલે થઇ તેમાં ઇરાનની નાજુક ચિત્રકલા તથા ઉત્તર હિન્દની કળાનો રસમય સંયોગ થયો. મુગલ બાદશાહો ચિત્રકલાના ખરા રસિયા હતા. તે વખતે હિન્દુસ્તાનની કળા રજપુત રાજ્યોના આશ્રયે ખીલી રહી હતી. અને આપણે આગળ કહ્યું તેમ હિમાલયની તળેટીમાં, કાંગરાંની ખીણમાં અદ્ભૂત ચિત્રશૈલી વિકાસ પામી હતી.

શહેનશાહ અકબર મુગલ શહેનશાહતનો જેમ સંસ્થાપક હતો તેમ કલાઓનો પણ મહાન આશ્રયદાતા હતો.

તેણે આ દેશની ઘણી રહેણીકરણીને માન આપ્યું તેમાં ચિત્રકલાને અને સ્થાપત્યને પણ બહુ ઉદાર દિલે આવકાર આપ્યો. અબુલફજલ લખે છે કે, "અકબરશાહને નાનપણથી જ ચિત્રકલાનો બહુ જ શોખ છે. તે દરેક રીતે આ કલાને ઉત્તેજન આપે છે કારણ કે તેને આનંદ અને અભ્યાસ બંને માટે ઉપયોગી ધારે છે. આથી ઘણા ચિત્રકારો મોટી પ્રસિદ્ધિ પામ્યા છે. દર અઠવાડીએ બાદશાહ જનાબ આગળ દરોગાઓ અને હજુરીઆઓ બધા ચિત્રકારોનું કામ રજુ કરે છે. બાદશાહ જોઇને તે કારિગરી પ્રમાણે ઇનામ આપે છે અગર માસિક પગારમાં વધારો કરી આપે છે."ચિત્રકારોનાં ખપનાં પદાર્થોમાં ઘણો સુધારો થયો હતો. અને તે દરેકનો ચોકસ બજારભાવ સૂકવામાં આવ્યો હતો. રંગનાં મિશ્રણો ખાસ કરીને સુધર્યાં હતાં. અને તેથી ચિત્રોમાં પહેલાં કરતાં વધુ ખૂબી આવી હતી. હવે બહુ જ ઉત્તમ કોટિના ચિત્રકારો મળી આવતા હતા. અને ઇરાનના બૈઝાદને તોલે આવે તેવા નમૂનાઓ તેમજ યુરોપના પ્રસિદ્ધ ચિતારાઓના તાદશ કામો સામે મૂકી ...ય તેવાં કામો થતાં હતાં. ઝીણવટ, સફાઇ અને ...ુ ચિત્રકામ એવું સરસ થતું હતું કે, તેના જેવો નમૂનો દુનીઆમાં બીજે ક્યાંયે મળે નહિ— નિર્જીવમાં તે જીવ લાવતા.

લગભગ સો તો નામચીન બાહોશ ચિતારાઓ હતા. અને બીજા કાચાં અને વચલા વર્ગના તો ઘણા હતા. "હિન્દુ ચિતારાઓ માટે તો નીચેની વાત તો ખાસ કરીને સાચી છે કે અમારી (મુસલમાનોની) કલ્પનાને વટાવે તેવાં ચિત્રો બને છે. ખરેખર આખી દુનીઆમાં તેમની બરાબરીના ઘણા જ થોડા હશે" આટલું લખતાં પહેલાં અબુલફજલે અક્ષરો લખવાની કળા વિષે ઘણું લખ્યું છે, કારણ કે તેની ધાર્મિક માન્યતા પ્રમાણે અક્ષરો લખવાની કળા વધારે ઉપયોગી છે. ખુદાઇ વાણીની સુંદર નકલ લખવા લખાવવામાં પૂન્ય મનાય છે. ખરી વાત એમ છે કે બૈઝાદની બરોબરીની નકલો હિન્દુસ્તાનમાં થઇ જ નહોતી. પરંતુ હિન્દુ લોકો કોઇપણ વિષયને કલ્પનાનું સ્વરૂપ આપવામાં અતિ પ્રવીણ છે એટલી વાત તો અબુલફજલ કબૂલ કરે છે.

અબુલફઝલના ભાઇ ફૈઝીની સોબતથી અકબર શાહે હિન્દુ સંસ્કૃતિ અને સાહિત્યનો પરિચય મેળવ્યો હતો.

તેણે ઘણા હિન્દુ ચિતારાને રાખીને તેમની પાસે પોતાની ઇચ્છા પ્રમાણે ભીંતો પર મોટાં ચિત્રો, કે હાથીદાંત પર ઝીણાં ચિત્રો કરાવ્યાં. મહાભારતનો તેણે પરશિયન ભાષામાં તરજુમો કરાવ્યો તે રાજનામા તરીકે પ્રખ્યાત છે. તેમાં ૧૬૯ ચિત્રો કરાવ્યાં. તે બધાનો કુલ ખર્ચ ૪૦,૦૦૦ પૌંડ એટલે ૪ લાખ રૂપીઆ થયો કહેવાય.

તેણે કરાવેલાં ફતેહપુર સીક્રીની ભીંતો પરનાં ચિત્રો તો લગભગ નાશ પામવા આવ્યાં છે.

અકબર પાસેના ઇરાની ચિતારાઓમાં ખ્વાજા અબદુસ સમદનું નામ મશહૂર છે. એની પાસે ઘણા હિન્દુ ચિતારાઓએ ઇરાની કળાનું શિક્ષણ લીધું હશે. દશવન્થ નામનો હિન્દુ ચિતારો તેનો શિષ્ય હતો.

એક બહુ પ્રસિદ્ધિ પામેલો બસાવાન નામનો ચિતારો હતો. તેના ચિત્રકામમાં અજંટાનાં ચિત્રો જેવી ભવ્યતા માલુમ પડે છે.

## લડાયક શ્રુતિપરંપરા (Fighting traditions)

આજની પ્રજાની શારીરિક સંપત્તિ સુધરતી જાય છે કે બગડે છે, તેનો નિર્ણય કરવો બહુ મુશ્કેલ નથી. દરેક માણસ પોતાના અનુભવથી કહી શકશે કે આપણી પહેલાંનો જમાનો શરીરે વધારે મજબૂત અને સંગીન હતો. તેમનું શરીર આજના જમાના જેટલું રોગીષ્ટ નહોતું. સાંભળવા પ્રમાણે તેમની પણ પહેલાંનો જમાનો વધારે સશક્ત અને મજબૂત બાંધાનો હતો. આ હકીકત ખરી હોવા વિષે કેટલીક વાર શંકા ઉઠાવવામાં આવે છે, પણ દરેક માણસ પોતાના કુટુંબીજન તથા સ્નેહીઓની સ્થિતિ તપાસી જોશે તો તેની ખાત્રી થશે કે આપણા દેશમાં દરેક કોમના લોકની અંદર શારીરિક અધોગતિનાં મૂળ નંખાયાં છે. અમુક કોમની અંદર પુરૂષો તેમજ સ્ત્રીઓ નીચાં અને ઠીંગણાં થઇ ગયાં છે. શરીરનો બાંધો નબળો અને નાજુક થયો છે. હાડસંચો પણ પહેલાં કરતાં પાતળો અને કમજોર થયો છે. શારીરિક કસરતના અભાવે તેમનાં સ્નાયુઓ અને ગાત્રો ઢીલાં અને પોચાં થયાં છે. સ્વાભાવિક રીતે તંદુરસ્ત માણસના મ્હોં ઉપર જે તેજ અને ઓજસ હોવાં જોઈએ તે તેમના મ્હોં ઉપર નથી જણાતાં. તેમની ઉઠવા બેસવાની રીત, છાતીનો સીનો બદલાઇ ગયો છે. ખભા તથા કમર વાંકાં વળી ગયા છે. તંદુરસ્ત માણસમાં જે સ્વાભાવિક સ્ફૂર્તી હોવી જોઇએ તે પૂરતા પ્રમાણમાં જોવામાં નથી આવતી. પણ આ પ્રમાણે જે શારીરિક ફેરફાર થયો છે તે માનસિક શિક્ષણમાં આગળ પડતી કોમોમાં, ખાસ કરીને વધારે નજરે પડે છે. તે છતાં ગામડાની પ્રજા અને તેમાં પણ ખેડુતવર્ગમાં, શારીરિક નિર્બળતા એટલે જ. દરજ્જે જોવામાં આવે છે. જૂના જમાનામાં દાક્તરો તથા વૈદ્યોને ત્યાં રોજ સ્હવારમાં હાજરી પૂરાવાનો તથા બાટલા ભરી લાવવાનો ચાલ નહોતો. સામાન્ય રીતે સુવાવડ, તે માંદગીની પથારી નહોતી ગણાતી. સુવાવડ પછી થોડાજ દિવસની અંદર સંગીન પુષ્ટિકારક ખોરાક પચાવી શકાતો. અને સુવાવડમાંથી ઉઠયા પછી રાતાંમાતાં થઇને બૈરાં બહાર નીકળતાં. નાનાં બાળકો હૃષ્ટ પુષ્ટ હતાં, અને દાંત આવતી વખતે મરણતોલ માંદાં પડતાં નહિ. હું અતિશયોક્તિ કરવા માગતો નથી. જૂના વખતમાં બિલકુલ માંદગીજ નહોતી, કે નબળાઇ જોવામાં નહી આવતી એવું કોઇ પણ કહી ન શકે, પણ પ્રજાને સાદો છતાં પુષ્ટિકારક ખોરાક ખાવાને મળતો, શારીરિક કસરત પણ સારા પ્રમાણમાં થતી, આજના જેટલી ચિંતા અને જીવનકલહ નહોતાં, શિક્ષણ અને પરીક્ષાઓથી જુવાનીઆઓનું લોહી ચૂસાઇ ગયું નહોતું, તેમનાં નિરોગી શરીરને સ્હેલાઇથી રોગો લાગુ પડતા નહીં, ગામ ગામડાંમાં આજના જેવી અસ્વચ્છતા થતી નહીં, અને એકંદરે સાદું તથા સારૂં જીવન સર્વ કોઇ ગાળી શકતા.

આવો ફેરફાર આપણી સમાજમાં આજે થયો છે. ગામડાંમાં થોડો, શહેરોમાં વધારે; પછાત ગણાંતી ન્યાતોમાં થોડો, આગળ પડતી કોમોમાં વધારે.

છતાં અંગ્રેજ સરકાર તથા અંગ્રેજ લોકો એવું મનાવવા માગે છે કે હિંદી પ્રજાની ઉત્તરોત્તર ઉન્નતિ થતી જાય છે. વડોદરા રાજ્યમાં ૧૯૧૧ ની સાલમાં શારીરિક સંપત્તિ તપાસવા માટે એક સમિતિ

(Vitality Commission) નીમાઇ હતી, તેમાં અંગ્રેજ તેમજ હિંદી સભાસદો હતા, અને પ્રજાજનોને બોલાવી તેમના અભિપ્રાયની નોંધ લેવાતી હતી. સમિતિ આગળ ઘણા લોકોએ કહ્યું કે હાલની પ્રજા પહેલાં કરતાં જરૂર નબળી થઇ છે, પણ તેની ખાત્રી શી રીતે થાય? પહેલાંનાં માણસોની ઉંચાઇ માપી નહોતી, તેમની છાતીની આસપાસ માપવાની દોરી વીંટાએલી નહીં એટલે આવી હકીકતની શી રીતે ખાત્રી થાય? એમ કહીને આખો પ્રશ્ન સમિતિએ ઉડાવ્યો. નબળાઇનાં કારણો ઘણાં હશે પણ સમિતિએ તો બેજ પ્રશ્ન પર ભાર મુકયોઃ એક પ્રશ્ન સુધરાઇ એટલે મ્યુનિસિપાલિટીનો, અને બીજો અજ્ઞાનના સામ્રાજ્યનો. પ્રજામાં અજ્ઞાનનો અંધકાર એટલો બધો ફેલાઇ રહ્યો છે કે ધીમે ધીમે કેળવણીનો ફેલાવો થતો જશે તેમ તેમ શારીરિક સંપત્તિ વધતી જશે; અને મ્યુનિસિપાલિટીઓનો કારભાર ઘણોજ ખરાબ થાય છે અને તેથી પ્રજાના શરીરને નુકસાન થયું છે. એટલે હાલની પ્રજા સ્થાનિક સ્વરાજ્યનો હક્ક પ્રાપ્ત કરવાને લાયક નથી માટે સુધરાઈઓનો કારભાર પ્રજા પાસેથી લઈ લેવો. આ પ્રમાણે આ સમિતિનું નાટક ભજવાયું, વડોદરામહારાજાએ એક અગત્યના સામાજિક વિષય પર જે શોધ કરવા ધારેલી તે હેતુ બિલકુલ નિષ્ફળ ગયો, અને શારીરિક સંપત્તિ ઓછી થઇ જાય છે કે કેમ તે સવાલ હવામાં ઊડી ગયો.

શારીરિક નબળાઇનાં મુખ્ય કારણો વિષે થોડો વિચાર કરવાની જરૂર છે. નબળાં માબાપોની સંતતિ નબળી જ હોઇ શકે. પુખ્ત ઉમરે પહોંચ્યા પહેલાં પ્રજા ઉત્પન્ન થાય, તેમનાં શરીર હરગીજ મજબૂત ન થાય. આપણા વૈદકશાસ્ત્રમાં કાચી ઉમરે પ્રજોત્પત્તિ નિષિદ્ધ ગણાઇ છે. મનુષ્યજીવનના ચાર આશ્રમમાંથી પહેલા આશ્રમનું સંપૂર્ણ પાલન થાય તો આખી જીંદગી સુધી શરીરમાં તાકાત રહે. બાળપણમાં લગ્ન થાય અથવા લગ્નની વાતોમાં જુવાનીઆઓનું મન તલ્લીન થએલું રહે તો બ્રહ્મચર્ય સચવાઇ શકાય નહિ. બીજું કારણ, રાજકીય પરિસ્થિતિને લીધે ઉત્પન્ન થએલી ભયંકર ગરીબાઇનું છે. છેલ્લાં ત્રણ ચાર વર્ષમાં જે મોંઘવારી થઇ ગઇ છે તેને લીધે પ્રજા એટલી બધી શક્તિહીન બની છે કે કોઇ પણ રોગ ફાટી નીકળે તો લાખો માણસો તેના ભોગ થઇ પડે છે. રોગની સ્હામે ટક્કર ઝીલવાની સ્વાભાવિક શારીરિક શક્તિનો નાશ થયો છે. ગરીબાઇને લીધે શિક્ષણનો પ્રચાર જોઇએ તેટલો જોસભેર થઇ શકતો નથી. શિક્ષણની પદ્ધતિ તથા તેને લગતી પરીક્ષાઓ એવા રાક્ષસી સ્વરૂપની થઇ ગઈ છે કે જુવાન વિદ્યાર્થીઓ બળહીન, ફીક્કા અને નમાલા બની ગયા છે. હાલની કેળવણીમાં શારીરિક કેળવણીને સ્થાન નથી. થોડી જીવ વગરની ડ્રિલ શીખવાતી હશે. કેટલીક શાળાઓમાં અખાડા બાંધવામાં આવ્યા હશે. પણ શારીરિક કેળવણી જેને લીધે શરીર સશક્ત અને ખડતલ થાય, અને શરીરના અંગે અંગમાં જુવાનીનું જોર અને જુસ્સો પૂરેપૂરો વ્યાપી રહે તે માટે લક્ષ આપવામાં આવ્યું નથી. માબાપો પોતાનાં છોકરાંને પંપાળી પંપાળીને ટાંગલાં કરી મૂકે છે. તડકામાં જાય તો રોકે, ટંડીમાં જાય તો રોકે, વરસાદમાં ન્હાય તો રોકે, બહાર તકરાર થતી હોય તો ઘરમાં ભરાઇ રહેવાનું કહે. નિશાળમાં કસરતશાળાઓ હોય છે તેમાં જવાની પરવાનગી આપે નહીં, કારણ કે વખતે ત્યાં હાથપગ તૂટી જાય! અખાડામાં કુસ્તી લડવાની વાત તો કરી જ ન શકાય. હોળીના દિવસોમાં છોકરાઓ ગમતને ખાતર સ્હામસ્હામા લડતા અને હરિફાઈ કરતા તે બંધ થઇ ગયું, અને બ્રિટિશ સરકારની શીતળ છાયા નીચે શાન્તિ પ્રસરી રહી છે, તે ભોગવવાનો લ્હાવો લેવા માંડયો. શારીરિક સામર્થ્ય, નીડરતા, સાહસ, હિંમત અને શૌર્યની કિંમત આ નવી 'સુધરેલી' પ્રજાને નકામી થઇ ગઈ. એક વખત વિદ્યાર્થીઓને માટે તરવાની હરિફાઇ ગોઠવવામાં આવેલી ત્યારે ઘણા ડાહ્યા (કે ડાહ્યલા) સભાસદોએ શિખામણ આપી કે વખતે કોઈ ડુબી જશે માટે નાહક એવી હરિફાઈ ન કરાવવી. વ્યાયામ તરફ બિલકુલ અભાવ પેદા થયો. વ્યાયામની જરૂર જ નથી એવી માન્યતા થઇ. ઉપર

જણાવેલાં બધાં કારણો ઘણાં અગત્યનાં છે, પણ તેનાથી વિશેષ અગત્યનું એક હજી રહી ગયું છે. તે લડાયક શ્રુતિપરંપરાનું ( fighting traditions ) છે. અને તેના તરફ ખાસ લક્ષ દોરવા હું માગું છું.

અલાઉદ્દીન ખીલજીએ ગુજરાતના રાજા કરણઘેલાનું રાજ છીનવી લીધું ત્યાર પછી આખા ગુજરાત ઉપર એક રાજ્ય કદિ જામ્યું નથી. ગુજરાતના રાજપૂત સરદારો નાનાં નાનાં રાજ્યો સ્થાપીને બેઠા. આજે કાઠીઆવાડમાં તેમ જ પાલણપુર, મહિકાંઠા અને રેવાકાંઠા એજન્સીમાં જે રાજ્યો આવ્યાં છે તે ગુજરાતના મહારાજ્યનાં અવશેષ રૂપ છે. આ સરદારોને સ્વરક્ષણ માટે મુસલમાન સત્તા સામે કે માંહોમાંહે લડવાની જરૂર પડતી, અને તે લોકો બ્રિટિશ રાજ્ય બરાબર સ્થપાયું ત્યાં સુધી લડી શકતા હતા; શરીરે કદાવર, શૂરવીર અને હિમતવાન હતા.

તેઓ દેશને માટે કે પોતાના નાના સરખા રાજ્યને માટે આત્મભોગ આપતા. ક્ષાત્ર ધર્મ ભૂલાયો નહોતો, પણ છેલ્લાં ૧૦૦ વર્ષમાં તેમને લડવાનો પ્રસંગ આવ્યો નથી, અને તેથી સ્વધર્મની જૂની ભાવના તથા આદર્શ કાંઇક અંશે ભૂસાઇ જતાં આવ્યાં છે. રાજપૂત સિવાય બીજી કોમોમાં ક્ષાત્રતેજ હતું જ નહીં, તે લોકો છેલ્લાં ૪૦૦ વર્ષથી લડી શકયા જ નથી એવી માન્યતા ધીમે ધીમે અજ્ઞાન લોકોમાં પ્રસરી અને કેટલાક સ્વાર્થી, દુષ્ટ લોકોએ આ ખોટી હકીકતને ખૂબ ફેલાવી. અંગ્રેજ સરકારે આપણા ધર્મ તથા સંસ્કૃતિને વખોડી કાઢયાં ને તે આપણા કેટલાક લોકોએ માની લીધું. આપણી હિંદી પ્રજા નબળી છે, સ્વરક્ષણ કરી શકે એવી તેનામાં શક્તિ જ નથી, સ્વરાજ્યને માટે તે નાલાયક છે, સ્વરાજ્યની પરંપરા આ દેશમાં છે જ નહીં વિગેરે અનેક ગલત વાતો આપણે ગળે ઉતારવાનો તેમણે પ્રયત્ન કર્યો. કદાચ થોડેઘણે અંશે તે વખતે તેઓ સફળ થયા હશે પણ આજે તો આવી ખોટી હકીકતને કોઇ માનતું નથી. તે જ પ્રમાણે ગુજરાતને માટે તદ્દન ખોટી હકીકત ફેલાવા માંડી. અંગ્રેજ સરકારના હાથ નીચે દબાયેલા હિન્દીઓ એકએકની નિંદા કરવા મંડી પડયા. દેશની અતિ અધોગતિનું આ એક ચિહ્નરૂપ છે.

હવે ગુજરાતી પ્રજામાં, રાજપૂત સિવાયની બીજી કોમોમાં લડાયક શ્રુતિપરંપરા હતી કે નહીં એ બાબત ટૂંકમાં તપાસીએ. આ વિષય ઇતિહાસ સંશોધકનો છે. આપણે ત્યાં લિખિત ઇતિહાસનું સંશોધન બરાબર થયું નથી. કેટલીક હકીકત હજી શ્રુતિદ્વારા જ ફેલાય છે. ગુજરાતીઓની ક્ષાત્રવૃત્તિનો વિચાર કરીશું તો તેનો એક મોટો ભાગ, કાઠીઆવાડની પ્રજા જબરી અને જુસ્સાદાર હતી, અને તે જુસ્સો હજી સુધી જળવાયો છે. રાજપૂતો અને કાઠી, નાગર બ્રાહ્મણો અને વાણીઆ તથા બીજી કોમોની પ્રજા જરૂર પ્રસંગે લડવાને તૈયાર થયાના, લડાઇમાં ભાગ લીધાના અને છેક ગાયકવાડનું લશ્કર કાઠીઆવાડમાં ગયું ત્યારે તેમની તરફથી કે તેમની સામે લડવાના દાખલા મોજૂદ છે. ગુજરાતના ઉત્તર ભાગમાં વડનગરા તથા વીસનગરા નાગરો તથા જૈન સુભટો ક્ષત્રિય રાજપૂતોની સાથે રહીને લડતા. અમદાવાદમાં પેશ્વા અને ગાયકવાડ વચ્ચે લડાઇ ચાલી રહી હતી તે વખતે બ્રાહ્મણ, વાણીઆઓ લડાઇમાં જૂટી પડયા હતા. સુરતના નાગરોમાં તો સ્ત્રીઓ પણ લડવાને મેદાનમાં પડેલી એવી દંતકથા ચાલે છે. નાગર બ્રાહ્મણો ઉત્તર હિંદુસ્તાનમાં પોતાને હમેશ સિપાહી નાગર તરીકે ઓળખાવે છે. દોહદના વાણીઆ દેસાઇનાં પરાક્રમ મશહુર થઈ ગયાં છે. ગુજરાતના પાટીદાર વર્ગે શૂરવીર આગેવાન પેદા કર્યા છે. ભીલ, કોળી, કાકરડા, ધારાળા, ચોધરા વિગેરે પછાત વર્ગોમાંથી અસંખ્ય માણસોએ લડાઇના મેદાનમાં ભાગ લીધો છે, અને તેમણે રાજપૂતોના આદર્શો સ્વીકારવાનો પ્રયત્ન કર્યો છે. ગુજરાતના-રાજપૂતાનાના રાજપૂતોની જાહોજલાલી, તેમનું શૌર્ય, તેમની ધર્મપરાયણતા, તેમનો આત્મભોગ જગજાહેર છે.

આ હકીકત ઉપરથી સૌ કોઇની ખાત્રી થશે કે ગુજરાતની પ્રજાને માટે જે ખોટી માન્યતા ઠસાવવામાં આવી છે કે ગુજરાતમાં લડાયક પ્રજા નથી તથા ક્ષત્રિય સિવાયની કોમ કોઇ દિવસ લડી નથી એ તદ્દન પાયાવગરની, ખોટી વાત છે. આખા યુ શતકાઠીઆવાડમાં વંશપરંપરાથી લડાયક ભાવના જીવંત રહેલી છે. અને એ પરંપરાનું ભાન કરાવવાથી આજે પણ શારીરિક કસરત, નીડરતા અને પ્રજાના સંરક્ષણ માટે આત્મભોગનો આદર્શ જાગૃત કરી શકાય તેમ છે.

ધ્વનિ પ્રતિધ્વનિનું "મેસમેરીઝમ" જાણીતું છે. નિર્બળતા અને કાયરતાનો આક્ષેપ ફરી ફરીને સાંભળવામાં આવે તો દરેક પ્રજા નિરુત્સાહી બની જાય.

આજે આપણું કર્તવ્ય છે કે એવાં ખોટાં બંધનો તોડી નાંખીને નવો જુસ્સો પેદા કરવો. આ લડાયકપરંપરા સજીવન કરવા માટે સાહિત્યમાં ઘણો ઉમેરો કરવો પડશે. બાળક વયના છોકરાં પણ જરૂર પ્રસંગે લડવા જતાં, અને રણક્ષેત્રનાં અસહ્ય દુઃખો સહન કરવા શક્તિમાન થતાં હતાં, તેનાં દૃશ્ય સમાજ આગળ ખડાં કરવાં પડશે. લગ્નમંડપમાંથી એક પળની રાહ જોયા વિના સૈન્યમાં દાખલ થઇ, સુખશાન્તિનો ત્યાગ થતો. ઝાંસીની રાણી કે ચિતોડની રાણીના જેવાં હિંમત અને શૌર્ય, આજે પણ પ્રકટ થઇ શકે છે. જોહર અને કેસરીઆંના બલિદાન આપવાની ધીરજ અને શ્રદ્ધા આજે પણ કેળવાય છે. મહાત્મા ગાંધીજીના શિક્ષણનો મુખ્ય સિદ્ધાંત નીડરતાનો છે પરમેશ્વર તથા ધર્મના ઝુંડા નીચે કૂચ કરનાર સૈનિકને ડર કોનો હોઇ શકે? સત્યાગ્રહની તાલીમ લશ્કરી તાલીમને માટે જરૂરની છે. અહિંસા અને દુઃખ સહન કરવાની શક્તિ કેળવી ન હોય તો મનુષ્ય હિંસક પશુ જેવો બની જાય. જે અમાનુષી હિંસા અને કપટ, ગુંગળાવી નાંખતો ધૂમાડો અને રસાયનિક વાયુ યુરોપીય વિગ્રહમાં જોવામાં આવ્યાં, તે, તે સંસ્કૃતિની અધમતા બતાવી આપે છે. શારીરિક બળની ઉપયોગિતા સુખશાન્તિને માટે છે, સ્વરક્ષણને માટે છે; પોતાના ઘરનીતેમજ ઘરબ્હારની સુખશાન્તિને માટે છે. શારીરિક બળ અને લડવાની હિમત જોઇએ સંયમ ન હોય તો ઝુંઝવાં જેવાં નથી. પણ આપણા અખાડાઓમાં તો સંયમની ખીલવણીને પ્રધાન સ્થાન આપ્યું છે. અહિંસા અને સંયમને લીધે શરીરબળનો ઉપયોગ માત્ર સત્ય અને ન્યાયને માટે જ થાય એવો જ આપણા હિંદીઓના જીવનનો આદર્શ છે.

સુમન્ત મહેતા

# હિંદની ચિત્રકલાનો વિસ્તાર

ચિત્રોનો શોખ જમાના અગાઉથી માણસ જાતમાં કુદરતી રીતે જ ઉતરી આવેલો જણાય છે; અને તે દરેક દેશમાં જણાયો છે. પહાડી ગુફાઓમાં વસતા જંગલી અવસ્થાના માણસોએ પણ પોતાની રૂચિના વિષયો, મનગમતા પદાર્થો વગેરે મહેનત લઈને કોરી કાઢેલા અત્યારે પણ તે વાતની સાક્ષી પૂરે છે. સારનાથ અને સાંચીના સ્તંભો ઉપર ચિત્ર રૂપે જ ઇતિહાસ વિરાજમાન છે; ઇજિપ્તના ખંડેરો-ની દિવાલો ઈ. સ. પૂર્વેની હજારો વર્ષની કથા ચિત્રોમાં રજુ કરી રહી છે. મુગલ બાદશાહો તથા તેમના અમીરોના ચહેરા, યુદ્ધની વિગતો, રીતરસમો વગેરેનો ખરેખરો ખ્યાલ તો તેમણે પછવાડે મુકેલા મહેલોની ભીંતો પરનાં ચિત્રોથી જ આવી શકે છે. અત્યારે પણ યુરોપનાં બધાં પાટનગરોમાં ઇતિહાસ જાળવવા ખાસ મકાનો બંધાવાય છે, અને તેમાં ચિરસ્થાયી સામાનથી કુશળ ચિત્રકારો પાસે ભૂત અને વર્તમાનના ગૌરવભર્યા કે સ્મરણીય પ્રસંગોનાં ચિત્રો કરાવવાનો રિવાજ ચાલુ છે. મતલબ કે, શબ્દોથી વર્ણન આપતાં થાકી જવાય અને છતાં મૂળ પદાર્થ કે હકીકતનો જે ખ્યાલ આપી ન શકાય તે ચિત્રદ્વારા સહજ આપી શકાય છે. હજારો વર્ષ પહેલાં અજંટા-નો સાધુ બિંબિસાર જે કથા એ ગુફાની ભીંતો પર ચીતરી ગયો તે જ કથા આજે આપણે કાળનું અંતર ભેદીને નીરખી શકીએ છીએ.

મૂળ તો ચિત્રોનો પ્રયોગ આ રીતે કથાની રજુઆત માટે થતો. ચિત્ર દોરવાની રીત માણસને કેમ હાથ લાગી હશે તેની ચોકસપણે કંઇ શોધ થઇ નથી; પણ કુદરતી વલણ તથા મળી આવતા નમૂનાઓ પરથી દેખાતા ક્રમ અનુસાર ખ્યાલ બાંધતાં જાણી શકાય છે કે પ્રથમ તો મનુષ્યે આંખથી દેખાતા આકારનો પિંડ પત્થરમાંથી આખો ને આખો ઘડવા યત્ન કર્યો હશે; અને પછી તેમ ઘડતાં ભાવ બતાવે તેટલું જ કોરીને અટકવા લાગ્યા હશે. આવા કામ–અર્ધ ચિત્રો–Base reliefs–ના નમૂના જાવાના મોટાં બુદ્ધ–મન્દિરની આસપાસ અસંખ્ય છે, અને કલાકારો તેની વર્ણને દાખવવાની શક્તિ તથા રીતની બહુ પ્રશંસા કરે છે. આવાં અડધાં ઘડેલાં ચિત્રો ઉપરથી પછી ઘડનારાઓને ધીમે ધીમે માત્ર રેખાથી જ આકાર બતાવવાનું સૂઝયું હશે, અને એમ ચિત્રકલાની શોધ થઇ હશે. અને પછી તો દરેક જમાનામાં આ નવી કલાનો આનંદ લેતાં કંઇ ને કંઇ સુધારા થતા ગયેલા જણાય છે. છતાં એક વાત તો ચોક્કસ, કે રેખા દોરવાની આ રીત મનુષ્યની જ ઉપજાવેલી અને ઘણા યત્નોના પરિ-ણામે સિદ્ધ થયેલી છે. હમણું ફોટોગ્રાફીની રીતે લાઇટથી આકારોને કુદરતી આકાર જેવા ઉપ-સેલા બતાવવાનો યત્ન થાય છે તે કંઇક અંશે ફરી મૂળ તરફ વળવા જેવું લાગે છે, પણ આમ કરતા જતાં નવીન આકારો અને વિધાનો થતાં અટકે છે અને માત્ર નકલ કરી બતાવવામાં જ કલાની સમાપ્તિ માનવામાં આવે છે.

ચિત્રમાંથી માત્ર પદાર્થ કે આકૃતિ સ્પષ્ટ સમજાય તેટલાથી જ તેની ગણના કલામાં કરી શકાય નહિ.

શબ્દોનાં જોડકણાં જોડનાર જેમ કવિ ગણાતો નથી, ઝમકદાર શબ્દોથી વર્ણન ભરી દેનાર સાક્ષર નથી, તેમ જ માત્ર રંગો અને આકારોની રચના કરી જનાર ચિતારો 'કલાકાર' નથી. કોઇ પણ ચિત્રની ગણના કલા તરીકે થાય તે માટે તેમાં કેટલાક ઉન્નત ધર્મો વિરાજમાન થવા જોઇએ. એક ચિત્ર દેખાવમાં ફુટડું લાગે, પણ તેથી વિશેષ આગળ વધીને તે જોનારને કોઇ સંસ્કૃતિ, કોઇ ઉચ્ચાભિલાષ કે હૃદયના સૂક્ષ્મ ભાવોનો અનુભવ કરાવી ન શકે તો તે કલામાં ગણાવાને અયોગ્ય છે. જેમાંથી મનુષ્ય ભૂતકાળનું સ્મરણ કરી શિક્ષણ લે, જેમાંથી તેને કુદરતમાંનું ઐશ્વર્ય સમજાય, જેમાં તે જીવનની જ્યોત જોઇ શકે, જેમાંથી તેની કુટુમ્બ તરફની, દેશ માટેની કે ઇશ્વર વિષેની લાગણીઓ સતેજ થાય અગર માનવચરિતનો ભેદ દેખાય, અને પોતાની કુરૂપતાનું ભાન કરી તે ઉચ્ચ થવા પ્રેરાય—ટુંકામાં જે ચિત્રમાં ચિત્રકાર કોઇ એવી હૃદયની એક વાત મુકી દે કે જે તે ચિત્રની જીવનાધાર હોય અને તેની ખાતર જ તે ચિત્રનો જન્મ થયો હોય તથા ચિત્ર જોનારના મન પર તે શુભભાવ અધિકાર મેળવી શકે—તે ચિત્ર કલાની કૃતિ ગણાવાને યોગ્ય છે.

પણ 'કલા' એ વિરલ તત્ત્વ છે. તે તત્ત્વ કૃતિમાં પ્રકાશમાન હોય ત્યારે જ આપણે તેને પિછાની શકીએ. એ સિવાય, કલાતત્ત્વ વિનાની કૃતિઓ અને ચિત્રો તો ઘણા પ્રકારનાં હોય છે. તે બધાં તેમનામાં રહેલી તેમની ઓછીવત્તી ઉપયોગિતાના પ્રમાણમાં જ મનુષ્યસમાજનો આદર પામે છે. વર્તમાનપત્રોના રીપોર્ટો, પુસ્તકોમાંનાં ચિત્રો, કેમેરાથી લીધેલા ઝડપી ચિત્રો–snapshots–સોની, લુહાર કે સુતારનાં કામો, રંગબેરંગી વણાટ વગેરે કૃતિઓ ઉપયોગ પૂરતી જ મનુષ્યના સ્વીકારને પાત્ર થાય છે. આ પદાર્થો માત્ર ઉપયોગ અર્થે જ ચિત્ર કામ માગે છે, છતાં તેમાં પણ કોઇ વાર કલાની ચિનગારી ઉડે છે ત્યારે તેનું સ્વરૂપ ઝળકી ઉઠે છે. તેવા પદાર્થો જોઇએ છીએ ત્યારે આપણને એક પ્રકારનો વિશિષ્ટ આનન્દ મળે છે. A thing of beauty is a joy for ever: કારીગર તેમાં પોતાનો પ્રાણ રેડી નિત્ય આનન્દ આપતું કોઇ તત્ત્વ બતાવે છે એ જ સૌન્દર્યનો આનન્દ. કલાની આવી વિરલતાને લીધે જ ચિત્રકારો પોતાની બધી કૃતિઓમાં એક સરખી કલા પ્રકટાવી શકતા નથી. એક પિતાના બધા પુત્રોમાં પણ પિતાના ગુણ સરખા પ્રગટતા નથી. કલા કે વગરકલા, ચિત્રો તો થયાં જ કરે છે, અને પૃથ્વીનાં બધા દેશોમાં અસંખ્ય ચિત્રો થયાં છે; કારણકે ગરીબની ઝુંપડીથી રાજાના મહેલ સુધી એકંદર સૌને ચિત્રો ગમે છે. એ બધા ઉપર ચિતારાંઓનો વર્ગ શક્તિ પ્રમાણે નભ્યે જાય છે. તેઓની કૃતિઓ કોઇને આનન્દ, કોઇને સ્મરણ, કોઇને ઉચ્ચાભિલાષ, કોઇને વિનોદ તો કોઇને ગંભીર રસ આપતી હોય છે.

પુસ્તકો જેમ માનવચરિત ઘડવામાં ઉપયોગી સાધન મનાય છે, તેમ ચિત્રોની પણ મનુષ્યના ચિત્ત અને હૃદય ઉપર ઓછી અસર થતી નથી. પણ ઘણા માણસો એવા નજરે પડે છે કે જેઓ ચિત્રોની વિચાર પ્રકટાવવાની શક્તિ જાણ્યા વિના જે તે ચિત્રો ઘરની ભીંતો પર ચોડે છે. આમ કરવામાં મોટા ભાગનો હેતુ ઘરને ચિત્રોથી શોભાવવાનો હોય છે; પણ પછી એ ચિત્રોથી એમની દૃષ્ટિ ટેવાઇ જાય છે અને તે પર વિચારો ઉત્પન્ન થયા વિના રહેતા નથી. આ ઉપરથી હું દરેક મૂર્ત કળાને, પ્રથમ માનસિક ચિત્રપટ પર ગોઠવાતી માનીને ચિત્રકળાના પારવારમાં જ ગણી લઉં છું. આંખ સામે જે જે વસ્તુ આવે છે તે બધીનાં માનસિક ચિત્રો બને છે, અને નવી કૃતિમાં કે આચરણમાં આપણાથી અજાણપણે પણ તે ફરીવાર આવ્યા વગર રહેતાં નથી. એટલા માટે ચિત્રો અથવા ચિત્રકળા વિષે વિસ્તારપૂર્વક માહિતી મેળવવાની દરેક જણને જરૂર છે.

૨

હિન્દુસ્તાનમાં ચિત્રોની શરૂઆત આદિકાળમાં પ્રથમ કોણે કરી તે આપણે બરાબર જાણી શક્યા નથી. પરન્તુ મધ્ય પ્રાંતની વાઘની ગુફાઓ અને

લંકાની શ્રીગિરિની ગુફાઓનાં ચિત્રો જૂનામાં જૂનાં ગણાય છે, છતાં એ ચિત્રોની રેખા એટલી સ્વચ્છ અને હેતુસર આલેખાયેલી લાગે છે કે તે પરથી માનવાને કારણ મળે છે કે તે પહેલાંના યુગમાં પણ સેંકડો વર્ષ પહેલાં ચિત્રો કરવાનો રિવાજ ચાલુ હશે. ચિત્રો કરવાની એ પહેલી શરૂઆત તો ભીંતોને સુશોભિત કરવાના હેતુથી થઇ હશે. જે માણસને પોતાના ઘરની ભીંત શણગારવી હોય તે પોતે જ પોતાના ઘરનો ચિત્રકાર બની જતો અને દિવાલને ખડીથી રંગીને તે ઉપર જુદા જુદા રંગની માટીથી જેવાં આવડે એવાં ચિત્રો દોરતો. આ ચિત્રો બહુ જ કઢંગા, કુદરતી આકારથી ઘણાં જ ભિન્ન, છતાં લાક્ષણિક બનતાં. આ વાત પ્રથમ યુગના કુદરતી માણસનાં ચિત્રોથી સ્પષ્ટ સમજાય છે. તે યુગના ચિત્રકારને પોતાનો શોખ અને વસ્તુની પસંદગી બતાવવાનો પૂરેપૂરો અવકાશ હતો, કારણ કે તેને કોઈ જાહેર અભિપ્રાયની ભીતિ નહોતી. તે તેની જાણમાં આવેલાં ઝાડ, પાન, પ્રાણી, પદાર્થ વગેરેનાં ચિત્રો પાડતો અને એ બધાં તેમાંથી કોઈ નવીન જ આકૃતિમાં પરિણમતાં. એવા એકાદ માણસની કૃતિ જોઇને બીજા માણસો તેનું અનુકરણ કરતા અને એમ ઘૂંટાતા ઘૂંટાતા તે આકારો રૂઢ થઇ જતા. એના નમૂના તરીકે આપણા દેશમાં કમળ, કેરી, મોર, વગેરેની રૂઢ થઇ ગયેલી લૌકિક આકૃતિઓ જોઈશું તો એ વાત સમજાશે.

એમ લાગે છે કે પહેલવહેલો ચિત્રકાર તો કોઇ ઘર બાંધનાર શિલ્પી જ હશે; કેમકે ખાલી દિવાલોને શોભાવવાનો વિચાર તેને જ પહેલો આવ્યો હોવો જોઇએ. અને હજુ પણ ગયા જમાના સુધી આપણા દેશમાં તો ભીંતો પરનું ચિત્રકામ એવા શિલ્પીઓ જ કરતા. અત્યારે શિલ્પીનું સ્થાન સમાજમાં કંઈક ઉતરી ગયું લાગે છે, પરંતુ પૂર્વકાળમાં એ લોકો વિદ્વાન વર્ગમાં ગણાતા હશે એમ તેમના ગ્રંથો ઉપરથી જણાય છે.

તિબેટનો એક પ્રાચીન ઇતિહાસકાર તારાનાથ લખે છે તે પ્રમાણે ઇ. સ. પૂર્વે ૫૦૦ ના કાળના કલાના નમૂના તેના દેશમાં છે, અને તે બધા દેવતાઇ લાગે છે! ભારતના યુદ્ધ પછી એવું જ ઉત્તમ કામ સેંકડો વર્ષ સુધી ચાલ્યું હતું. ઇ. સ. પૂર્વે ૨૫૦ ના અરસામાં અશોકના સમયમાં યક્ષોએ તે કામ ઉપાડી લીધું હતું. પછી ઇ. સ. પૂર્વે ૨૦૦ માં નાગાર્જુન નામના કલાધરની નાગટોળીએ અમરાવતી, સાંચી, ભારહુટ વગેરે રચ્યાં. તે જ વખતે વરેન્દ્ર એટલે કે બંગાળામાં ધીમન અને તેનો પુત્ર બિતપાળ, દેવપાળ અને ધર્મપાળના રાજ્યકાળમાં નાગાર્જુનની સ્પર્ધા જેવું કામ કરતા. એ બધા ચિત્ર, શિલ્પ અને ધાતુનું મૂર્તિકામ કુશળ પ્રકારે કરી જાણતા. પછી જાણે કે કલા લુપ્ત થઈ ગઇ તેમ ઇતિહાસનો અંધારપછેડો પડે છે. કેટ ઈ. સ. ના સાતમા સૈકા (૬૪૨) માં મગધનો બિંબિસાર નામનો શિલ્પી અજંટા પર કલા વર્તાવે છે ત્યાં સુધીની હકીકત મળતી નથી. તારાનાથ લખે છે કે એ બિંબિસાર દેવો જેવું કામ કરતો. ઈ. સ. ના સાતમા સૈકા (૬૪૬) માં શિલાદિત્ય ગોહિલના સમયમાં મેવાડમાં શૃંગધર નામનો ચિતારો યક્ષના જેવું કામ કરતો. ઈ. સ. ૭૪૦ માં કાશ્મીરના મહાશક્તિમાન લલિતાદિત્યે કનોજ જીત્યું અને ત્યાંની કળા પોતાના રાજ્યમાં આણી તે, તારાનાથ લખે છે કે તેના પોતાના કાળ સુધી પ્રચારમાં હતી. તેનો પ્રચારક હંસ કે હાસુરાજ ચિતારો હતો. બુદ્ધધર્મ જ્યારે પ્રચારમાં હતો ત્યારે ઠેરઠેર હોંશિયાર કારીગરો મળી આવતા. રોમમાં ઇ. સ. ના ૧૪ મા કે ૧૫ મા સૈકા સુધી જે કલાકૌશલ્ય ખીલ્યું નહોતું તે ઇ. સ. પૂર્વેના બેહજાર વર્ષ પહેલાંના કાળમાં હિંદી અને સિલોની ચિતારા બતાવી ચુક્યા હતા. આટલી હકીકત ચિત્રકળાના પૂર્વકાળ વિષે મળે છે. ઇતિહાસનો દરેક સાંધો પુરાયા વિના તે કાળની ચિત્રકલા અને ચિતારાઓનો સળંગ ઇતિહાસ આપી શકાય તેમ નથી.

હિન્દના મધ્યકાળની કથાઓમાં ચિત્રકારનું પાત્ર શિલ્પીથી છૂટું પડે છે, અને માત્ર ચિત્રો જ કરનારો એક વર્ગ જ જુદો હોય એવું દેખાય છે. એ ચિત્રકારો તેમના આશ્રયદાતાઓના, જીવનની તથા

તેમની વાસનાઓથી પૂર્ણ પરિચિત માલુમ પડે છે. કારણકે ઘણીવાર કથાનાં નાયકનાયિકાઓ ચિત્રો જોઇને જે આત્મસંભાષણ કરે છે તે પરથી તે ચિત્રોમાં તેમની લાગણીઓ કે વિચારોનાં પ્રતિબિમ્બ તેઓ જોતાં હશે એમ લાગે છે.

ચિત્રકારો અને તેમના આશ્રયદાતાઓનો માનસિક સહચાર તેમજ સહકાર ખૂબ જ હશે એમ લાગે છે. કારણ કે ચિત્રકારો ગમે તે મુલકના હોય છતાં રાજાઓ અને શ્રીમાનોના મહેલોમાંના ચિત્રો નિવાસ કરનારાઓના પ્રતિહાસ અને સંસ્કારો પ્રમાણે જ ચિતરાયેલાં માલુમ પડે છે. શ્રીમાનો જો કે જાતે શ્રમ ન લેતા, છતાં દરેક કામ તેમની આંતરવૃત્તિ પ્રમાણે થાય છે કે નહિ તે તરફ તેઓ ખાસ આગ્રહશીલ રહેતા. દરેક મહાલય કરતી વખતે તેમાં ચિત્રશાળાનો સમાવેશ કરવામાં આવતો, અને તેમાં ચતુર ચિતારાઓ ઘણા કાળ સુધી ટકી રહે તેવા પદાર્થો ભીંત પર લગાડીને તેમના આશ્રયદાતાઓની મરજી મુજબનાં ચિત્રો કરતાં. આ ચિત્રોમાં વિષય તરીકે ધર્મ, પુરાણ, અને કથા વાર્તા લેવામાં આવતાં અથવા મકાનના માલિકના પૂર્વજના મોટા જીવન પ્રસંગો કે યાત્રાઓ અથવા પરાક્રમો ચિતરવામાં આવતાં.

ચિત્રની આસપાસ વધેલા ગાળાઓમાં પંખી, ફુલો, ફળો વગેરેની વેલગુંથણી થતી. આ પ્રકારનાં ચિત્રોમાં મનુષ્ય, પ્રાણી, પદાર્થો એ બધાં વચ્ચે એક જાતનો સમભાવ છે એવું દેખાઇ આવે છે. ચિત્રકારને મન કોઇ તત્ત્વ નકામું નથી અને તે દરેકનો એ છૂટથી ઉપયોગ કરે છે. સુભાગ્યે તે વખતે હૂબહૂબારની તાદૃશતા બતાવતી ફોટોગ્રાફી નહોતી, એટલે એ ચિત્રોમાં ભાવ અને લક્ષણ બતાવવાનું પ્રધાન રહેતું.

એ ચિત્રો પાકી ભીંતો ઉપર થયેલાં હોવાથી તેઓ ઘણા કાળ સુધી આવતી દુનીઆને પોતાની વાત કહેવા ટકી શક્યાં. ઇજિપ્તના મહેલોનાં ચિત્રો કે પોતાનનાં ખંડેરોનાં ચિત્રો હજારો વર્ષ પહેલાંના માનવીઓએ જેવાં નીરખ્યાં હતાં એવાંજ આજે આપણે નીરખીએ છીએ.

નગરજીવનમાં ચિત્રોનો શોખ એટલી હદ સુધી વધ્યો જણાય છે કે લોકોની નજરે પડતી ભીંતો પર રામાયણ, મહાભારત કે ભાગવતના પ્રસંગો અથવા છૂટાં પાત્રો ઠેકઠેકાણે નજરે પડતાં. મહેન્દ્ર પર્વત ઉપાડી ઉડતા હનુમાન, શંકર, ગણપતિ, રાવણ અને સીતા, રામચંદ્રજી અને મૃગ, કૌરવ અને પાંડવો, ભીમ, અર્જુન, કૃષ્ણ ગોપીનો રાસ વગેરેનાં ચિત્રો તો હજુ જૂનાં શહેરોની ભીંતો પર જણાય છે. એ આપણી જાહેર ચિત્રશાળાઓ હતી. પણ આ કળા નગરજીવનમાંજ ખીલતી એમ નહોતું. પહાડોની એકાન્ત ગુફાઓમાં વસતા સાધુઓ અને તપસ્વીઓએ પણ ચિત્રો કરવામાં અતિ શ્રમ લીધો છે. નગરની કળા કરતાં સાધુજીવનમાં ચિત્રકળાનો જે વિકાસ થયો તે જુદી જાતનો છે. ઇલોરા ને એલિફન્ટાની ગુફાઓમાંની મૂર્તિઓ કે બારહટનાં અર્ધકોરી કાઢેલાં ચિત્રો મનુષ્ય કરતાં ઉચ્ચતર, વધારે શક્તિમાન અને ઓજસવાળાં થયાં છે. એ સાધુઓએ તે ચિત્રો માત્ર શોભા તરીકે અથવા ચાતુરી બતાવવા ઉપજાવ્યાં નથી, પરંતુ તેમના ઇષ્ટની ઉપાસનાનાં અમૂલાં સાધન તરીકે તેમણે તેમને પૂજ્ય સ્થાને મુક્યાં છે. એ ચિત્રોએ ધર્મપ્રચારમાં બહુજ મોટો ફાળો આપ્યો છે. ધર્મમાત્રને, તેના અનુયાયીઓ આગળ, આદર્શોની સ્મૃતિઓ તાદૃશ રાખવા સારૂ કોઇને કોઈ સંકેત ગોઠવવા પડ્યા છે. મૂર્તિપૂજાની પાછળ આવુંજ કોઈ રહસ્ય હશે. ધર્મપ્રચારમાં કલાનો ઉપયોગ કરવાનું તો રસિક આર્યોનેજ પ્રથમ સુઝયું છે. હિમાલયનો ખાખી કૈલાસવાસી એલિફન્ટામાં જે સ્વરૂપે મૂર્તિમાન છે, અથવા તેનું ઠેઠ દક્ષિણ સુધી નટરાજનું લીલામય સ્વરૂપ પ્રગટયું છે તે કેટલાયે સંસ્કારી ધાર્મિકોના કલાપ્રેમનું પરિણામ છે. અજંટાની ગુફાનાં અતિ ઉત્કૃષ્ટ ચિત્રો, એ કલાનું ધર્મ સાથે કેટલું સંલગ્ન થયું છે તેનું ઉત્તમ દૃષ્ટાન્ત છે. એટલે મૂર્તિ બનાવ-

વાની કલા• આખીએ ધર્મપ્રચારકોએ સ્થાપી છે, અને તેને લીધેજ હિન્દુસ્તાનમાં કલાને બ્હાને કેલાનો સંપ્રદાય નીકળ્યો નથી. કલા દેવાર્ચનામાં સમાઇ ગઇ એટલે કલાને હજારો વર્ષ સુધી ટકાવી રાખનાર આશરો મળી ગયો. રસ્કિને ખોટું નથી કહ્યું કે All great art is worship.

આમ હિન્દુસ્તાનમાં એક કાળે ચિત્રકળા લોકોના અભિલાષો અને ધર્મ સાથે ઓતપ્રોત થઈ ગયેલી લાગે છે. દરેક ધર્મની સાથે તે ધર્મની ભાવના વધારે સરળ અને સ્પષ્ટ રૂપમાં પ્રકટ કરવા ધર્માચાર્યોએ ચિત્રોને બહુજ અગત્યનું સ્થાન આપ્યું છે, અને મોટા જનસમુદાયને ધર્મતત્ત્વનો ઉપદેશ કરવાને અથવા કથાપુરાણનું જ્ઞાન આપવાને ચિત્રકળા સરળમાં સરળ રૂપે પ્રચાર પામી છે. વાણીમાં જેમ સરળતાપૂર્વક તેનો અર્થ પ્રકટ થાય તેમ ચિત્રોમાં તેની સરળતા અને સાદાઇજ ઉત્તમ ગુણો ગણાય છે. એક વિદ્વાને કહ્યું છે કે *simplicity comes very late in art.* હિન્દમાં જે જે વિદ્યાનો પરિપાક થયો છે તે બધીમાં સરળતા અને લાઘવનો ગુણ આવ્યો છે. સમસ્ત પ્રજાજીવનમાં સંસ્કૃતિ culture પ્રસરી રહેવાનું મુખ્ય કારણ આ જ છે. કલાનો આવો સરસ પ્રયોગ અને ગોઠવણ કરનાર ઋષિઓ અને આચાર્યોની દીર્ઘદૃષ્ટિ કેટલી હશે તેનો આપણે ખ્યાલ કરવો ઘટે છે. એમની છાયામાં જન્મ પામેલાં ચિત્રો સાદાં છતાં હજી પણ આપણા હૃદયમાં ઉંડા ભાવો અને મનમાં દિવ્ય કલ્પનાઓ પ્રેરે છે.

૩

હિન્દના ઇતિહાસની સાથે ચિત્રનો ઇતિહાસ પણ ક્રાન્તિ પામ્યો છે. ભીંતપર ચિત્રો કરવાનો રિવાજ ચાલુ હતો એવામાં ગ્રંથો લખવાનો રિવાજ દાખલ થયો, અને એ સાથેજ ભીંતનાં ચિત્રો નાના કદથી કપડાં પર કે કાગળ પર ચિતરવાનું શરૂ થઇ ગયું. સમ્રાટ અશોકના સમયમાં બૌદ્ધ સાધુઓ ચિત્રપત્રો લઇને ચીન અને જાપાનમાં ઉપદેશ કરવા ગયા હતા. તે કાળથી હિન્દુસ્થાને ચીનને ધાર્મિક ચિત્રકળાની દિક્ષા આપી એમ કહી શકાય. ચિત્રકળાને રાજા પ્રજા બન્ને તરફથી કેટલો આદર મળતો તે તો જૂના સાહિત્યમાં આપણે રાજાઓને ફુરસદને વખતે ચિત્રો કરતા વાંચીએ છીએ, તથા રાણીઓ પણ ઘણીવાર આ કલામાં મશગુલ રહેતી એવું જાણીએ છીએ તે પરથી સમજાય છે.

ઇશુના છઠ્ઠા-સાતમા સૈકામાં હિન્દની બુદ્ધકળા (અજંટાનું કલાવિધાન) કાળની ધુમસમાં ગુમ થઇ જતી લાગે છે. ત્યાર પછી ઠેઠ સોળમા સૈકામાં અકબરના સમયમાં ઇરાની અને હિન્દી કળા દેખાય છે. છતાં ઇતિહાસનો ક્રમ કહે છે કે એ વચલા ગાળામાં મોટી ધર્મક્રાન્તિઓ અને રાજક્રાન્તિઓ થવા છતાં કલાનું સ્થાન જનસમુદાયમાં ટકી રહ્યું હતું. ગુજરાતના બૌદ્ધ રાજા શિલાદિત્ય અને તેના વંશજોએ આખા રજપુતાના અને હિમાલયની તળેટી સુધી રાજ્ય કર્યું હતું. વલ્લભી રાજ્યના પતન પછી તેના છેલ્લા વંશજ ગુહાદિત્યે મેવાડમાં રાજ્ય સ્થાપ્યું તે સાથે વલ્લભી રાજ્યના સંસ્કારોથી બધાં રજપુત રાજ્યોમાં એક જ પ્રકારની રીતરસમ અને સંસ્કૃતિ પ્રસાર પામી. વલ્લભી રાજ્યે, આમ, અજંટાની બૌદ્ધ ચિત્રશૈલીનો સંબંધ મેવાડમાં (રજપુત કલામાં) ઉતાર્યો હોય એ સંભવિત છે. આરબ સરદાર મહમ્મદ કાસમે પહેલવહેલું સિંધ સર કર્યું ત્યારે કેટલાક હિન્દુઓનું મંડળ તેની અને તેના અફસરોની છબીઓ ચીતરવાની માગણી કરવા ગયું હતું એવી હકીકત તે સમયના ઇતિહાસકારે લખી છે. આટલી *નાની વાત પણ કલાના ઇતિહાસ માટે બહુ મહત્ત્વની* લેખી શકાય. એમ લાગે છે કે તે કાલમાં ચિત્રકામ લોકરુચિને બહુ અનુકૂળ થઇ પડયું હશે.

આગળથી જયપુર ચિત્રકલાનું મોટું મથક થઇ પડયું હશે એમ તેની પ્રસિદ્ધિ પરથી લાગે છે.

મુસલમાનો હિન્દમાં આવ્યા તે વખતે હિન્દમાં ઘણાં ઉત્તમ પ્રકારનાં દ્વન્દ્વને પરદેશની રેસ પણ જાંયા વગરનાં ભણ્યાં ચિત્રો થતાં અને તે કાળના ઘણા

નમૂનાઓ અત્યારે પણ કળાની પ્રથમ પંક્તિના ગણાય છે. મુસલમાનોના આવવા પછી તેમની ઘણી રીતભાત હિન્દમાં ફેલાઈ. પરસ્પર આપલે થઈ તેમાં ઇરાનની નાજુક ચિત્રકલા તથા ઉત્તર હિન્દની કળાનો રસમય સંયોગ થયો. મુગલ બાદશાહો ચિત્રકલાના ખરા રસિયા હતા. તે વખતે હિન્દુસ્તાનની કળા રજપુત રાજ્યોના આશ્રયે ખીલી રહી હતી. અને આપણે આગળ કહ્યું તેમ હિમાલયની તળેટીમાં, કાંગરાની ખીણમાં અદ્‌ભૂત ચિત્રશૈલી વિકાસ પામી હતી.

શહેનશાહ અકબર મુગલ શહેનશાહતનો જેમ સંસ્થાપક હતો તેમ કલાઓનો પણ મહાન આશ્રયદાતા હતો.

તેણે આ દેશની ઘણી રહેણીકરણીને માન આપ્યું તેમાં ચિત્રકલાને અને સ્થાપત્યને પણ બહુ ઉદાર દિલે આવકાર આપ્યો. અબુલફજલ લખે છે કે, " અકબરશાહને નાનપણથી જ ચિત્રકલાનો બહુ જ શોખ છે. તે દરેક રીતે આ કલાને ઉત્તેજન આપે છે કારણ કે તેને આનંદ અને અભ્યાસ બન્ને માટે ઉપયોગી ધારે છે. આથી ઘણા ચિત્રકારો મોટી પ્રસિદ્ધિ પામ્યા છે. દર અઠવાડીએ બાદશાહ જનાબ આગળ દરોગાઓ અને હજુરીઆઓ બધા ચિત્રકારોનું કામ રજુ કરે છે. બાદશાહ જોઇને તે કારિગરી પ્રમાણે ઈનામ આપે છે અગર માસિક પગારમાં વધારો કરી આપે છે."ચિત્રકારોનાં ખપનાં પદાર્થોમાં ઘણો સુધારો થયો હતો. અને તે દરેકનો ચોક્કસ બજારભાવ મૂકવામાં આવ્યો હતો. રંગનાં મિશ્રણો ખાસ કરીને સુધર્યાં હતાં. અને તેથી ચિત્રોમાં પહેલાં કરતાં વધુ ખૂબી આવી હતી. હવે બહુ જ ઉત્તમ કોટિના ચિત્રકારો મળી આવતા હતા. અને ઇરાનના બૈઝાદને તોલે આવે તેવા નમૂનાઓ તેમજ યુરોપના પ્રસિદ્ધ ચિતારાઓના તાદશ કામો સામે મૂકી શકાય તેવાં કામો થતાં હતાં. ઝીણવટ, સફાઇ અને જોમભર્યું ચિત્રકામ એવું સરસ થતું હતું કે તેના જેવો નમૂનો દુનીઆમાં બીજે ક્યાંયે મળે નહિ– નિર્જીવમાં તે જીવ લાવતા.

લગભગ સો તો નામચીન બાહોશ ચિતારાઓ હતા. અને બીજા કાચાં અને વચલા વર્ગના તો ઘણા હતા. "હિન્દુ ચિતારાઓ માટે તો નીચેની વાત તો ખાસ કરીને સાચી છે કે અમારી (મુસલમાનોની) કલ્પનાને વટાવે તેવાં ચિત્રો બને છે. ખરેખર આખી દુનીઆમાં તેમની બરાબરીના ઘણા જ થોડા હશે " આટલું લખતાં પહેલાં અબુલફજલે અક્ષરો લખવાની કળા વિષે ઘણું લખ્યું છે, કારણ કે તેની ધાર્મિક માન્યતા પ્રમાણે અક્ષરો લખવાની કળા વધારે ઉપયોગી છે. ખુદાઇ વાણીની સુંદર નકલ લખવા લખાવવામાં પૂન્ય મનાય છે. ખરી વાત એમ છે કે બૈઝાદની બરોબરીની નકલો હિન્દુસ્તાનમાં થઇ જ નહોતી. પરંતુ હિન્દુ લોકો કોઈપણ વિષયને કલ્પનાનું સ્વરૂપ આપવામાં અતિ પ્રવીણ છે એટલી વાત તો અબુલફજલ કબૂલ કરે છે.

અબુલફઝલના ભાઇ ફૈઝીની સોબતથી અકબર શાહે હિન્દુ સંસ્કૃતિ અને સાહિત્યનો પરિચય મેળવ્યો હતો.

તેણે ઘણા હિન્દુ ચિતારાને રાખીને તેમની પાસે પોતાની ઇચ્છા પ્રમાણે ભીંતો પર, મોટાં ચિત્રો, કે હાથીદાંત પર ઝીણાં ચિત્રો કરાવ્યાં. મહાભારતનો તેણે પરશિયન ભાષામાં તરજૂમો કરાવ્યો તે રાજનામા તરીકે પ્રખ્યાત છે. તેમાં ૧૬૯ ચિત્રો કરાવ્યાં. તે બધાનો કુલ ખર્ચ ૪૦,૦૦૦ પૌંડ એટલે ૪ લાખ રૂપીઆ થયો કહેવાય.

તેણે કરાવેલાં ફતેહપુર સીક્રીની ભીંતો પરનાં ચિત્રો તો લગભગ નાશ પામવા આવ્યાં છે.

અકબર પાસેના ઇરાની - ચિતારાઓમાં ખ્વાજા અબદુસ સમદનું નામ મશહૂર છે. એની પાસે ઘણા હિન્દુ ચિતારાઓએ ઇરાની કળાનું શિક્ષણ લીધું હશે. દશવન્થ નામનો હિન્દુ ચિતારો તેનો શિષ્ય હતો.

એક બહુ પ્રસિદ્ધિ પામેલો બસાવાન નામનો ચિતારો હતો; તેના ચિત્રકામમાં અજંટાનાં ચિત્રો જેવી ભરચકતા માલુમ પડે છે.

વ્યક્તિરૂપ ખીલે છે પણ અજંટા જેવી સુશોભનો નથી. બસાવાન દશવન્થનો પ્રતિસ્પર્ધી હતો. દશવન્થ ચિત્રમાંનું દશ્ય મુકવામાં, ચહેરાની ખૂબીઓ ચીતરવામાં, રંગીન યોજનામાં અને તસ્વીરી કામમાં પ્રવીણ હતો. દશવન્થમાં હજુ વધુ ગુણો હતા.

અબુલ ફઝલ લખે છે કે તે એક પાલખી ઉચકનારનો દીકરો હતો. એને બચપણથી ચિત્રકળા માટે અનહદ પ્રેમ હતો. તે ભીંતો ચિત્રામણથી ભરી દેતો—કોઈ ખાલી જગ્યા રહેવા જ દેતો નહિ. અકબર શાહની નજરે તે પડયો અને તેને ખ્વાજા અબદુસ સમદનો ચેલો બનાવ્યો. તેના કામની અસંત પ્રશંસા થતી, પણ તેની જીંદગીની ઉંચી સ્થિતિમાં પહોંચતાં તે દિવાનો થઇ ગયો અને આપઘાત કરી મરી ગયો.

કેટલાક કહે છે કે અકબર કલાકારોનો આશ્રયદાતા થયો તેમાં થોડે અંશે આત્મગૌરવ, આત્મપ્રશંસા અને પોતાની કળા સ્થાપવાની ઇચ્છા પ્રબળ રીતે પ્રેરક છે.

મુસલમાન ધર્મની સખ્ત મનાઇ છતાં અકબર જાતે ચિત્રકળાને માન આપે તેમાં માત્ર અકબરના આત્મગૌરવ, અને આત્મપ્રશંસાના આશયો હતા એમ માની શકાય નહિ—અને એમ નહોતું. અબુલ ફઝલે તેના શબ્દોની નોંધ લીધી છે તે તરફ આપણે જોવું જોઇએ.

અકબર શાહ કહેતા કે ચિત્રકારને ઈશ્વર જાણવાનું એક ખાસ સાધન છે એમ મને લાગે છે; કારણ કે કોઈ સજીવ મૂર્તિ ચીતરતી વખતે અને એક પછી એક તેનાં અવયવો જોડતી વખતે તેને વિચાર આવતો જ હશે કે તે ગમે તેટલું કરે તો પણ જીવ તો મૂકી શકે તેમ નથી જ. જીંદગીની બક્ષિસ કરનાર ખુદાનો ઉપકાર માનવાની તેને ફરજ પડે છે અને એ રીતે તેનું જ્ઞાન વધ્યે જાય છે.

૧૫૮૬ માં અકબર એક વખત શિકાર કરતાં દયાર્દ્ર થઈ ગયા, અને શિકાર બંધ કરવાનો હુકમ આપ્યો. ચેતનની એકતા દરેક જીવંત પ્રાણીમાં અકબરના મનમાં ઉગી આવતાં ઉચ્ચ દૃષ્ટિ મળી એમ સમજાય છે. તેની પ્રકૃતિમાં કુદરતનો પ્રેમ તો હતો જ.

ચમત્કારપ્રેમી મન અને વિશ્વની અદ્‌ભૂતતા માટે ચાહ હોવાથી અકબરમાં ધર્મ જેટલો જ કળાપ્રેમ પ્રવર્તતો.

અકબર પછી જહાંગીરમાં તેના બાપ જેવો થોડીઘણીએ ધર્મપ્રિયતા તેની કળા પ્રતિ આવતી નહોતી; એ તો જમાનાનો એક ખરેખરો રસભોગી હતો.

મળી આવતા કળાના દરેક નમૂનાઓ તે સંઘરતો, કારિગરીની બારીકીઓ તે સમજતો, બાખૂબ તેની કદર કરતો. કોઇ પણ મૂલ્યે તે કળાની ચીજોને કબજે મેળવતો અને ભારેમાં ભારે કિંમતો આપતો. સર ટોમસ રોએ જહાંગીરનાં કળાના આશ્રયદાતા તરીકે બહુ વર્ણનો કર્યાં છે.

મુગલ ચિત્રકળા જહાંગીરના રાજ્યમાં પરિસીમાએ પહોંચી ગઇ હતી. પછીથી શાહજહાનના સમયમાં તેનું સ્થાન સ્થાપત્ય લઇ લે છે, ત્યારથી તેની ઉતરતી હાલત થાય છે. જે પ્રભાવશાળી કળા આગળના રાજ્યકાળમાં જણાતી તે મંદ થાય છે.

રંગ અને ચિત્રવિદ્યામાં ભરાવ વધે છે પણ ચમક કે ઝપટ નથી. સ્થાપત્ય, કળા-શિરોમણિ બને છે અને ચિત્રકળા નમે છે.

સ્થાપત્યનો વિકાસ થયા પહેલાં ચિત્રનો વિકાસ કેમ થયો એ સવાલ થાય તો તેનું કારણ માત્ર એટલું જ કે ચિત્રો માટે બહુ યોજના કે સહાયકોની જરૂર પડતી નથી અને સ્થાપત્ય તો અનેક માણસોના સહકારનું પરિણામ છે, અને શાહજહાન મહાન આલયો બાંધવાનો તીવ્ર શોખ ધરાવતો હતો.

એટલે સ્થાપત્યને આખા સામ્રાજ્યનો ટેકો મળી ગયો. તેના રાજ્યમાં ચિત્રોની સંખ્યા ઘટી નહોતી પણ તેમાંથી ગુણ તો કમી થઇ ગયો.

ત્યારબાદ ઔરંગઝેબનું શાસન થયું એટલે મુગલકળાનું પતન ક્રમસર ચાલ્યું અને ધર્માન્ધ રાજ્યકર્તા તરફથી લેશ પણ આશ્રય મળતો અટક્યો એટલે કોઈ શોખીન અમીરો અને દરબારીઓ ઉપર ચિત્રકળા નિર્ભર રહી. કેટલાક ચિત્રકારો લખનૌ, પટના અને દક્ષિણ હૈદ્રાબાદના નવાબોના દરબારમાં જઈ રહ્યા અને એ રીતે મુગલ ચિત્રશૈલી બીજાં સ્થળોમાં ગઈ.

૧૯ મી સદીમાં લખનૌ તરફ કંપની સરકારની છાયા પસરી તેથી ત્યાંની ચિત્રશૈલી પર યુરોપીઅન ઢબની અસર થઈ અને વધારે વર્ણશંકર થઇ ગઇ. લખનૌના ચિતારા કંપનીના વેપારી અફસરોની ઇચ્છા પ્રમાણે હાથીદાંત પર છબીઓ અને ચિત્રો કરતા થઇ ગયા, અને ખરેખરી મુગલકળા નાશ પામી. હજુ પણ આ પદ્ધતિ પર હજુ દિલ્હીમાં અને લખનૌમાં કામ થયાં કરે છે. પણ તેમાં પ્રેરણા, ઉર્મિ કે પ્રભાવની છાંટ આવતાં જણાતાં નથી.

મૂળ ઇરાની કળામાં બેધારી જણાય છે—પૂર્વની અને પશ્ચિમની. પૂર્વની ધારીમાં ચિનાઈ છાંયા જણાય છે. તેમાં રંગની સહાય વિનાની રેખાની ચપળતા પરનો કાબૂ જણાય છે. પશ્ચિમની તે ખરી ઇરાની કળા. તેમાં રેખા કે હલન ચલન નહોતાં. તેની એ-જબ સુંદર રંગરચના અને પ્રભાવભરી આકૃતિઓથી થાય છે.

ઈરાની હાથીદાંત પરનું ચિત્રકામ તો તેની મર્યાદા પ્રમાણે સંપૂર્ણ લાગે છે. તેમાં ભાવો બતાવવાનો સબળ યત્ન નથી હોતો. પણ તેમાં બધી તરફનું એક જાતનું સમતોલન છે. ઈરાની ઉસ્તાદો તેમની સ્વચ્છ પ્રકાશમાન રંગભરી સૃષ્ટિમાં છાંયા લાવતા જ નથી. પણ એક પ્રકારની ભભકભરી પસંદગી તેમનાં ચિત્રોમાં વ્યાપી લાગે છે.

Indo-Persian ( હિન્દી-ઇરાની ) નામનો પ્રયોગ કરતાં બે પ્રકારની ભૂલભરેલી માન્યતા વધે છે. (૧) મુગલ ચિત્રકળા માત્ર ઇરાનની પરંપરા છે, અને પરંપરા જ નહિ પણ ક્ષતિ છે; (૨) અકબરના સમયમાં જ હિન્દી કળા ઈરાની કળાની આયાતથી જ નીકળી આવી. આ બીજી વાતને કોઇ ટેકો આપતું જ નથી.

ઇરાની બેહ્રાદનું કામ જોઇને તેની નકલ કરનારા અકબરી ચિતારાનું કામ આપણે જોઇએ છીએ ત્યારે એકંદર મળતાપણાની છાંયા આપણને લાગે છે. પરંતુ સાથે સાથે અજબ ફેર પડતો પણ લાગશે.

આ ફેર કઈ રીતે પડે છે?

આપણને જણાય છે કે હિન્દુ ચિતારાઓને રેખા અને રંગ પર ઇરાની જેટલો પ્રબળ પ્રેમ નથી એટલું જ નહિ, પણ પદાર્થોના સ્વરૂપ માટે પણ તેટલો આગ્રહ નથી. એમ છતાં તેમના કામમાં વિચારની પ્રગાઢતા ( Intensity ) વિશેષ છે. તેઓ ઇરાની છટા પરથી ચીતરે છે. ઇરાની સાધન ઉપાડે છે પણ તે સાથે તેમનું ધ્યાન, તેથી પાર બીજી વસ્તુએ લાગેલું છે એમ જણાશે. 'દૃષ્ટિના નિયમોની બારીક સમજ અથવા હવાઇ નિયમોની વિવિધતા અને મનુષ્ય આકૃતિઓનો અને બીજા પદાર્થોનો ખરો ખ્યાલ તેમને આવ્યો જણાતો નથી. હિન્દુ ચિતારાઓએ લાગણી બતાવવામાં ઇરાની ચિતારાથી આગળ જણાતા નથી. હિન્દુ ઉસ્તાદમાં જે વધારાપણું છે, તે ચિત્રને એક જાતનો નકશો અને મનુષ્ય આકૃતિની ગીચ ચાદર બનાવી દે છે. ઈરાનીમાં ખુલ્લાપણું અને સફાઈ કમી થઇ જાય છે. પણ બીજી એક બાબતમાં હિન્દુઓ ઇરાની ઉસ્તાદથી ચડી જાય છે. તેઓ માનવી પાત્રોમાં વધારે રસ લેતા જણાયા છે. તસ્વીર બનાવવામાં તેઓ ચડિયાતા જણાયા છે અને મુગલકળામાં તસ્વીરનું કામ ખાસ આગળ પડતું થયું હતું.

ઔઝાદ પુંછીની ઇરાની કળામાં રેખાની સફાઇ અને જોમ બતાવવાને લોભે વ્યક્તિ અને ભાવનું આલેખન ગુમ થયું છે—જ્યારે હિન્દુ ચિતારાઓએ તેમના કામોમાં જીવન અને માનવ અનુકંપા પ્રતિ પ્રેમ બતાવ્યો છે. તેનું કારણ હિન્દુ ધર્મની આધ્યાત્મિકતા તેમની રગોમાં વહેતી હોવાથી તેમની કલ્પનામાં એ ભાવો સહજ પ્રગટતા. મુગલકળામાં ઉત્તમ રસિકતાનો અભાવ લાગે છે તે છતાં તેમાં માનવી જીવનની આકર્ષકતા તથા ખરી મનોહરતા છે. તેનો પ્રારંભ રાજ્યકળા તરીકે થાય છે. અને આશ્રયદાતાઓની તે અધીન અને પ્રેરિત રહે છે પરંતુ ધીરે ધીરે હિન્દુ પરંપરામાં તે ભળી જાય છે.

અકબરના સમયમાં ઇરાનની અસર ચિત્રકળામાં વધારે જણાતી હતી, પણ સત્તરમી સદીમાં ઇરાની ચિત્રોની નકલો થવી ચાલુ હતી તો પણ તેમાંથી ઇરાની તત્ત્વ ધીરે ધીરે ગળી જતું લાગતું હતું. જહાંગીર અને શાહજહાનના સમયમાં ખરેખરાં ચિત્રો હિન્દી ઢબ પર જ ચીતરાયાં છે. તે વખતે સમરકંદનો એક ચિતારો 'સમરકંદવાળાનું' એમ સહી કરે છે, તો પણ તેણે દોરેલ અફસરોનાં ચિત્રોમાં ઇરાની તત્ત્વ જેવું કશું જ લાગતું નથી. ૧૬ મી સદીમાં ઇટલીની જે અસર ફલેમીશ અથવા ફ્રેન્ચ ચિત્રકળા પર થઇ હતી તેવી આ અસર ગણી શકાય.

૪

રજપુતાના અને હિમાલયની તળેટીમાંથી કલાના જે નમૂના મળ્યા છે તેમાં ઇરાની કલાનો મુદ્દલ અંશ નથી, અને તે નમૂના હિન્દી બુદ્ધિની ઉત્તમ પ્રતિતીરૂપ છે. અજંટાનાં ચિત્રો અને રજપુતાનાનાં ચિત્રો વચ્ચે કાળનો મોટો અંતરાય હોવા છતાં તે પરંપરાનો સદંતર નાશ થયો માની શકાય તેમ નથી.

રજપુત કલાના ઉંચી પ્રતિનાં ચિત્રોમાં સંગીતભર્યાં તરંગોનું સૌંદર્ય ( Beauty of Lyrical mood ) અને અનુપમ વેગવંતી રેખાની અપૂર્વતા ( Exquisite flow of line ) છે.

મુગલ ચિત્રકલા કરતાં રજપુત ચિત્રકારોનું લક્ષ્ય નિરાળું જ છે—રેખા અને રંગથી જાતીય ઉર્મિઓ (Emotions of race) પ્રગટ કરવાને તેઓ ભાટના રાસ અને કવિતા જેમ છંદ અને રમકઝમકના શબ્દોનો કે ઉપમાઓનો પ્રયોગ કરે છે તેવી જ રીતે તેઓ જૂના સ્વરૂપે લોકપ્રિય કથાઓનો તે જ મર્યાદાનુસાર પ્રયોગ કરે છે. રજપુત કળા કદિ અટપટી કે ક્લિષ્ટતા ભરી બનતી નથી; નાચગાન સાથે તેનો સતત્ સંબંધ જાળવી રહે છે.

મુગલકલાનું બીજ નીકળી ગયું છતાં હિમાલયની ખીણમાં અથવા પંજાબની ઉત્તરે નગરકોટ કાંગરાની ચિત્રશૈલી એમની એમ તેનાં પૂર્વનાં રજપુત સ્વરૂપ અને સ્વભાવ જાળવી રહી હતી. આપણે આગળ જોઇ ગયા છીએ કે કાંગરાની શૈલી પહાડી શૈલી તરીકે પણ ઓળખાતી હતી. આ શૈલીનાં ચિત્રો એવાં મનોહર, રસભર્યાં અને સ્વચ્છ શૈલીનાં આલેખન છે કે આપણે કાંગરાને હિન્દુસ્તાનનું ફ્લોરેન્સ કહી શકીએ. ૧૬૨૧ સુધી હિન્દુ રાજાઓ ત્યાં રાજ્ય કરતા.

અઢારમી સદીમાં શિખ મહારાજા રણજીતસિંહના દરબારમાં આ પહાડી શૈલીને સારૂં ઉત્તેજન મળ્યું હતું. પંજાબના ઘણા કુટુંબો પાસેથી આ શૈલીનાં ચિત્રો નીકળી આવે છે. ઓગણીસમી સદીમાં આ શૈલીના ચિત્રકારો બિચારા લોકાશ્રય વિનાના સરકારી ઓફીસોમાં નોકરીઓ લેવા નીકળી પડયા અને ચિત્રકળા ગળતી ગઇ. પણ તે શૈલીનો ખરેખરો અંત તો ૧૯૦૫ ના એપ્રિલની ચોથી તારીખેની સવારે કરૂણ રીતે આવી ગયો. ધર્મસાળા આગળ મોટો ધરતીકંપ થયો અને કાંગરા ખીણનાં અનેક ગામડાં ગુમ થયાં, તેની સાથે ચિત્રકારો અને તેમની કળાનો અંત આવી ગયો. આ ચિત્રશૈલી જ હિન્દુસ્તાનની ખુદ વિકાસ અને પૂર્વકાળની લંબાતી આવતી દોરી ગણી શકાય.

એક વખતે રજપુતાનાને કળાનો વારસો આપનાર ગુજરાતમાં યવનોના આગમન પછી ચિત્રકળાની સાવ પડતી થઇ ગઇ. યવનોએ સુંદર દેવાલયોનો નાશ કર્યો. સોમનાથ સ્થાપત્ય અને ચિત્રકળાનું ભવ્ય મથક હશે એમ આપણે અવશેષો ઉપરથી માની શકીએ.

યવનોના ગયા પછી જૈનધર્મે શત્રુંજય અને આબુ ઉપર સ્થાપત્યકળાનો તો પૂર્વ કરતાં પણ અધિકતર સમુદ્ધાર કર્યો, પણ ચિત્રકળા ગઈ તે ગઇ જ. જે કંઇ ચિત્રકામ થતું તે સ્થાપત્ય અને શિલ્પને રંગ આપવા પૂરતું જ, અને તેથી તે કળા સલાટોના હાથમાં જ રહી. ગુજરાતકાઠીઆવાડના રાજમહેલોમાં અને દેરાળામાં કરેલાં ચિત્રો તેમના નામનાં છે.

ભાવનગર પાસે શિહોરના રાજ્યમહેલમાં જામનગરના જૈન દેવળોમાં એ સલાટ ચિત્રકામ હજુ પણ છે. પરંતુ ચતુરાઇભર્યું સૂક્ષ્મ ભાવોનું આલેખન કે આછાં મિશ્રણ નથી. જાડી લીટીઓ, ઘેરા રંગો અને નિશ્ચેતન આકૃતિઓને લીધે તેને માત્ર ચિત્રકામ કહી શકાય; પણ કળાની કક્ષામાં ન મૂકી શકાય. જયપુરની ચિત્રશૈલી કરતાં આ શૈલીમાં એક ફેર છે કે જયપુરનાં ચિત્રોમાં એકજ ચિત્રપટ ઉપર ઘણા પ્રસંગો એક સાથે બનતાં ચીતરવામાં આવ્યા છે, ત્યારે સલાટશૈલીનાં ચિત્રો સીલીંગને અડતી પટીમાં, ચાલુ પ્રસંગો આડા, લાંબા પટા ઉપર ચીતરાયેલા છે અને દરેક પ્રસંગને છૂટો પાડવામાં આવ્યો છે.

ઉત્તર હિન્દુસ્તાનમાં ચિત્રકળાનો ઇતિહાસ અહીં સુધી આવી અટકે છે, તે સાથે દક્ષિણમાં પણ ચિત્રકળાની શી હાલત થઇ તે જોઈએ.

તિબેટનો બુદ્ધ ઇતિહાસકાર તારાનાથ હિંદના દક્ષિણ પ્રાંતોની ચિત્રકળા વિષે ઉલ્લેખ કરે છે કે દક્ષિણમાં જય, પરાજય અને વિજય નામના ત્રણ ચિત્રકારોનાં કુળ વિસ્તરેલાં હતાં. તે વખતે તાંજોર અને મૈસૂર ચિત્રકળાનાં મથકો તરીકે બહાર આવે છે. અઢારમા સૈકાના અંત ભાગમાં તાંજોરના ચિતારાઓ ઉત્તર હિન્દમાંથી આવી તાંજોરનરેશ સરભોજીના દરબારમાં આશ્રય પામ્યા એવી વાત છે.

તેઓ હિન્દુ હોવાથી રાજપુત શૈલીના જ અનુયાયી હોવા જોઇએ એમ અનુમાન થાય છે. એવા ચિતારાઓનાં લગભગ અઢાર કુટુંબો તાંજોરમાં હતાં અને તેમનાં કરેલાં કેટલાંક મોટાં ચિત્રો તાંજોરના મહેલમાં છે. તાંજોરના રાજવંશનો અંત આવતાં રાજ્યાશ્રયરહિત કેટલાક ચિત્રકારોએ હાથકારીગરીનો પેશો લીધો. કેટલાક સોની બન્યા અને અત્યારે દક્ષિણ હિન્દની જે કેટલીક કારીગરી વખણાય છે તેના મૂળ સ્થાપકો તેઓ જ હતા. જો કે કેટલાક સાથે સાથે બાપદાદાનો ધંધો છબીઓ કરવાનો રાખી રહ્યા છે અને દેવદેવીઓની છબીઓ કરી બજારમાં વેચે છે, પણ ચિત્રકળાને કોઈ જાતની સંસ્કારી પદવી મળી હોય તેવું લાગતું નથી.

૫

આમ હિન્દુસ્તાનમાં ચારે તરફ ચિત્રકળા અંધકારમાં વિલુપ્ત થઈ ગઇ હતી, તે આપણે જોઈને ઇંગ્રેજી અમલની શરૂઆતના કાળમાં પ્રવેશ કરીએ છીએ. ઇંગ્રેજોએ આ દેશમાં આવીને એમજ માની લીધેલું કે આપણી જીતેલી પ્રજામાં કળાજ્ઞાન કે શિક્ષણ અથવા સંસ્કૃતિને નામે કશું જ નથી અને બધું જ આપણે શીખવવાનું છે. આ માન્યતા તેમના અંતઃકરણની પણ હોય, છતાં તેનો અમલ કરવાને તેમણે જે ધોરણો લીધાં તે આ દેશને અનેક રીતે હાનિકારક નીવડ્યાં. આપણે સરકારી યુનિવર્સિટીઓના શિક્ષણથી શું ખોયું અને શું મેળવ્યું તે વિષે ઘણા વિવાદો જાહેર છે. કળાની બાબતમાં પણ સરકારે આ દેશનાં હકીકત, સંસ્કારો કે જરૂરીઆત પરખ્યાં નહિ. ઇંગ્લંડમાં કલાશિક્ષણ મનુષ્યવિકાસ માટે જરૂરનું છે એમ સાર્વજનિક સ્વીકાર થયો અને તેને અંગે સાઉથ-કેન્સિંગ્ટનની સ્થાપના થઇ. આર્ટસ્કૂલો સ્થપાઇ તેની નકલે ચાલી હિન્દની

સરકારે મુંબઈ, કલકત્તા, મદ્રાસ અને લાહોરમાં એમ ચાર ઇલાકામાં ચાર આર્ટસ્કૂલો સ્થાપી. અને તેના આચાર્ય ઇંગ્લંડની શાળાઓમાં તૈયાર થયેલો હોવાજ જોઈએ એવું ઠરાવ્યું; કારણ કે અહીં તો તેમને કલાના આચાર્યો મળવાનો અસંભવ લાગ્યો. એ આર્ટસ્કૂલોએ આટલાં વર્ષોમાં શું કર્યું તે આપણે હાલ નહિ જોતાં બીજાં પરિણામો જોતા ચાલીએ. એ આર્ટસ્કૂલોમાંથી ઉચ્ચ સંસ્કારવાળા કલાધરો નીકળે તે પહેલાં ત્રાવણકોરના રાજ્ય મહાલયમાં રાજા રવિવર્માની બાલ ચેષ્ટાનાં ચિત્રોએ ત્યાંના મહારાજાનું ધ્યાન ખેંચ્યું. આપણે આગળ જોઇ ગયા તેમ ત્યાં તાંજોરી કળાનાં દેવદેવીઓનાં ચિત્રો પ્રચલિત હતાં અને તે પરથી રાજા રવિવર્મા પુરાણનાં દેવદેવીઓ ચીતરવા મથતા હશે. એમની એ રુચિને વધુ સંસ્કારી તાલીમ આપે તેવી કોઈ આર્ટ-સ્કૂલ તે વખતે તૈયાર નહોતી. પણ કોઇ એક ઈંગ્રેજ ચિત્રકાર રાજકુટુંબનાં ચિત્રો કરવા ત્યાં આવેલ તેને કામ કરતાં જોઇ રાજા રવિવર્મા તૈલરંગો અને તેની પદ્ધતિથી પરિચિત થયા. અને પછી સ્વબળથી જ તેમણે મનુષ્યો સામે રાખી ચિતરવાનો મહાવરો વધારી તેમાં ઉત્કૃષ્ટ ચાતુરી પ્રાપ્ત કરી. આટલી સિદ્ધિ મેળવવા પછી (academic) ઉચ્ચ શ્રેણીનું કલાશાસ્ત્ર સમજાવનાર તેમને માટે એ કાળે કોઇ નહોતું. તેથી તેમનાં સર્વ ચિત્રો રૂપરંગના મનુષ્યોનું આદર્શ અનુકરણ માત્ર રહ્યાં.

માત્ર ચોવીશ વર્ષની નાની વયમાં તેમણે કુવા કાંઠે સુંદરી ચીતરીને મદ્રાસમાં સુવર્ણ ચાંદ લીધું, અને સાર્વત્રિક પ્રશંસા પામ્યા. તે કાળે હિન્દુસ્તાનને કોઇ ખૂણે તેમના જેવી શક્તિવાળો ચિત્રકાર નહોતો અને આજે પણ તે શૈલી પર કામ કરનાર થોડા જ મળશે.

તેમના પર હાલના કલામિમાંસકો વિવિધ આક્ષેપો કરે છે, તેમાંના ઘણા સાચા છે. પરંતુ તે સમયે હિન્દુસ્તાનના લોકો ઇટાલીઅન અને જર્મન ચિત્રો તરફ દોડતા હતા તેમાંથી અટકાવનાર તેમના સિવાય બીજો કોઈ ચિત્રકાર પ્રબળ કરનો નહોતો.

તેમની ખરી શક્તિઓ તેમનાં બજારચિત્રો પરથી ભાગ્યે જ સમજાય છે. તેમનાં મૂળ ચિત્રોમાં તેમણે જે નયનરંજકતા, મનોહરતા અને લાલિત્ય જાળવ્યું છે તે જોઈ આપણે તેમને ધન્યવાદ આપ્યા વિના નહિ રહીએ. વળી એવી શક્તિવાળા પુરૂષ આ યુગની જ્ઞાનકળાનો સમન્વય પામ્યા હોત તો અત્યારે પણ તેમનું નામ પ્રથમ પદે રહેત એમાં શંકા નથી.

તેમનાં ચિત્રો અતિ સુંદર લાગતાં છતાં નાટકી ઢબે ગોઠવાયેલાં લાગે છે, જાણે કે જોનારને માટે જ તેવી બેઠક લીધી હોય. બીજું તેમનાં ચિત્રોમાં વિચારોની પરંપરા ઉઠતી નથી, અને કલ્પનાની પાંખો બીડાયેલીજ રહે છે. મનોહરતા એ તેમનાં ચિત્રોનો મુખ્ય ગુણ છે; તેમનું ચિત્રવિધાન સુબદ્ધ નથી હોતું પણ આપણો સમુદાય એટલી ઉચ્ચ દૃષ્ટિથી ચિત્રો નીરખી શકે તેવો કેળવાયો નથી. રવિવર્મા કોઇ શાળામાં શીખવા ગયા નહોતા. જાત-મહેનતથી તેમણે જે કરી બતાવ્યું છે તેનો વિચાર કરતાં તેમના દોષો બહુ વિવેચનપાત્ર નથી, પરંતુ નવીન ચિત્રકારોમાંના ઘણા તેમની શૈલીપર દોરવાઇ ગયા અને તેમના જેવો પ્રયાસ કરનારા થોડાજ હતા એટલે તેમાંથી આગળ ચઢીઆતું પરિણામ ન આવ્યું. રવિવર્માનો યુગ હિન્દના ચિત્રકળાના ઇતિહાસમાં એક અકસ્માત માત્ર ગણી શકાય, કારણ કે પછી તુરતમાં જે પ્રસંગો ઉભા થયા તેમાં હિન્દુસ્તાનનો ઇતિહાસ, પ્રાચીન શોધો અને રાષ્ટ્રીય જાગૃતિ વિગેરે-થી હિન્દના સુશિક્ષિત જનોનું માનસિક વાતાવરણ બદલાયું તેથી ફરીવાર કળા અને જ્ઞાનના તૂટેલા તાર સંધાવા લાગ્યા અને ભારતીય ગાન ઝણઝણવા લાગ્યું. ઘણા યુરોપી વિદ્વાનોએ હિન્દુસ્તાનના જ્ઞાન સંસ્કારોને આદર આપ્યો અને આર્યવિદ્યાઓનો અભ્યાસ વધ્યો. બાહ્ય દૃષ્ટિએ લાગતા વિચિત્ર ધર્મો-માંથી રહસ્ય નીકળવા લાગ્યું.

હિન્દુસ્તાનની ચિત્રવિદ્યામાં પણ બુદ્ધિકૌશલ્ય છે એમ ઘણાએ સ્વીકાર્યું. દિલ્હી અને અલ્લાહબાદના

પ્રદર્શનોએ કળા અને કારિગરીના નમૂનાઓથી બતાવ્યું કે હિન્દુસ્તાન પાંસે તો કળાનો અખૂટ ખજાનો છે અને તેમાંથી તેને જોઇતું શિક્ષણ મળી રહેશે. સરકારી શિક્ષણખાતું બહુ અક્કડ અને જડ હોય છે છતાં ડૉક્ટર આનંદકુમારસ્વામી અને કલકત્તા સ્કૂલના પ્રિન્સિપાલ ઇ. બી. હાવેલ અને અવનીન્દ્રનાથ ટાગોર એ ત્રણેએ કળાની જાગૃતિના મુખ્ય પ્રણેતાઓએ કળાના પુનરુત્થાનનું કાર્ય ઉપાડયું. તેમને લોકમતની સામે ચઢવું પડયું. તેમનો ભ્રમ દૂર કરતાં વર્ષો લાગ્યાં. ત્રણ ચાર પાંચ વર્ષોથી તેમનો વિચાર જગતમાન્ય થાય છે. બંગાળ કળા તેમની હિલચાલનું સુફળ છે.

હિન્દ સ્વત્વ પ્રગટ કરવા પ્રજાકીય ભાવ જાગૃત કરી જગતના મંડપમાં પ્રવેશ કરવા યત્ન કરી રહ્યું છે તે પ્રસંગે રાષ્ટ્રના ઉદયકાળની આ કળા ઉષા જેવી લાગે છે. ઉષઃકાળમાં જેમ ઉગતા સૂર્યનું તેજ નીરખતાં સર્વ સત્ય જેવા અસ્પષ્ટ સૃષ્ટિપરના આકારો તે સમયની મધુરતાનું ભાન કરાવે છે તેમ આ બંગાળ કળા પણ ઘણીવાર આકૃતિની અવગણના કરતી છતાં ચેતનના આવિર્ભાવો સહિત પ્રેમળ અને આર્દ્રતાભર્યાં ચિત્રો બતાવી રહી છે. રાગના લયની મજામાં શબ્દોને તોડી નાખીએ, જવા દઇએ છતાં આલાપની મીઠાશ તો રહે છે જ, તેમ આ કળા તેનાં ગંભીર, શાંત, કરુણ કે પ્રલયનાં સ્વરૂપો પ્રગટ કરી રહે છે. એ કલા હજુ અવનવા રંગો ધરશે, બદલાશે, ઘણા ગૂઢ પ્રદેશો પ્રગટ કરશે અને સર્વ જગતને આશા અને શાંતિનો સંદેશ આપશે. એનો જન્મ સ્વદેશભાવના, સ્વદેશપ્રીતિ અને સ્વદેશસન્માનમાંથી થયો છે. બંગાળી ચિત્રકારોમાં આદ્યપ્રણેતા શ્રી. અવનીન્દ્રનાથ ઠાકુર, પછી નંદલાલ બોઝ, અસીત હલદાર વિગેરે મુખ્ય છે. તેમણે હિન્દની જ સ્વતંત્ર કળા મેળવવા આ યુગની યુરોપીય પદ્ધતિઓનો પ્રથમ તો સર્વથા ત્યાગ કર્યો અને અજંટા, રજપુત શૈલી, ઇરાની, મુગલ શૈલી વિગેરેનો સૂક્ષ્મ અભ્યાસ કર્યો, અને હિન્દને મળતા દેશો ઇરાન, ચીન, જાપાન વિગેરેની કળાના અંશો પણ સ્વીકાર્યા. યુરોપીય કલામાંથી ચિત્રસંકલનનાં ધોરણો પણ સ્વીકાર્યાં જણાય છે. એટલે આ યુગનું સાર્વત્રિક ઉપાર્જન કરી તેમાં હિન્દ ભાવનાઓનાંજ ચિત્રો કરવાની પ્રણાલિ શરૂ કરી છે. *

બંગાળ શૈલી નવા યુગની ચિત્રકળાનું પ્રથમ પગથીઉં છે અને બીજું પગથીઉં મૂકવાનું માન લેવાને મુંબાઇની સરકારી ચિત્રશાળાના પ્રિન્સિપાલ સોલોમન દાવો કરે છે. એઓએ હમણાં તેમની શાળાના વિદ્યાર્થીઓ પાસે ગવર્નરના મહાલમાં કેટલાંક ભીંત પર ચિત્રો કરાવ્યાં છે અને સરકારી ચિત્રશાળામાં પણ કેટલાંક ચિત્રો કરાવ્યાં છે. આ ચિત્રોમાં અજંટા કે રજપૂત શૈલીનાં બાહ્યાંગો લેવાનો દેખીતો યત્ન છે પણ તે ચિત્રોનો આંતર્ભૂત ગુણ ઉતર્યો નથી. તે માટે ચિત્રકારોમાં જે ઉપાસના, લોકજીવનનો ગાઢપરિચય અને સાહિત્યનો અભ્યાસ તથા માનસિક સંસ્કાર અને પ્રેરણા જોઇએ તે નથી. ચિત્રકારો જ્યાં સુધી લોકોની વાસનાઓ, અભિલાષો, આદર્શો, દેશનો ઇતિહાસ વિગેરેના અભ્યાસી ન થાય, જ્યાંસુધી માત્ર સાવ રંગપૂરેલી, જૂદીજૂદી બેઠકમાં સ્ત્રીઓ ગોઠવ્યાં કરે, ભારતીય કવિઓના પ્રાચાવલેખન ન સમજે, દેશની ખરેખરી પરિસ્થિતિ ન સમજે ત્યાં સુધી તેમની કળા ભારતીય સંસ્કારથી રહિત રહેશે. અમુક શાળાની પદ્ધતિઓ માત્ર લેવાથી ઉત્તમ ચિત્રો થતાં નથી. ઉત્તમ થવા ઇચ્છતા ચિત્રકારે તો વિવિધરીતે પોતાનો માનસિક અધિકાર વધારવો પડશે. ભારત ભૂમિમાં ભારતીય

---

* આ સ્થળે હું એક પ્રતિભાશાળી ચિત્રકારનું નામ યાદ કરવાની જરૂર ધારું છું. તે રાજમહેન્દ્રીના એક નવયુવક શ્રીયુત ડી. રામરાવ છે. તેમની કળામાં ભારતીય લક્ષણો અને આધુનિક યુરોપીય ચિત્રકારોનો સુંદર સમન્વય કર્યો છે. તેમાં ભવિષ્યની કળા માટે કાંઈ અનેરું ભવિષ્ય જ સમાયેલું લાગે છે. આ ઉગતા કલાધારકનાં ચિત્રો જોનાર સર્વેને એ વાતની પ્રતીતિ થઇ છે.

આવો અને ભારતીય હૃદયમાંથી ખીલેલી કળા જ ભારતીય કળા ગણાશે.

ભારતીય કલાનું લક્ષ્ય જન્મમૃત્યુના ભેદ ખોલી આત્માની અમરતા, હિન્દુ જીવનની પવિત્રતા અને અનેક રીતરિવાજો તથા ભાષાભેદ હોવા છતાં સામુદાયિક એકતા સાધવાનું છે. રસ, વિશ્વપ્રેમ, પ્રાણી માત્રપર દયા એ તેના મુખ્ય સૂર છે.

૬

ચિત્રકળા વિષે આ બધી ચાલુ હિલચાલ બેશક મહત્વની બાબત છે, પરંતુ રાષ્ટ્રીય સમુદ્ધારનું મંડાણુ કાર્ય કરવા માટે એ યોગ્ય પીઠ છે કે નહિ તેનો વિચાર પણ અત્યારે અસ્થાને નહિ જ ગણાય.

Architecture is the principal door through which the artistic sense of the people finds expression.

દરેક પ્રજાનો ઈતિહાસ તેના સ્થાપત્યમાં છે. ખાસ કરીને હિન્દુસ્તાનમાં જ્યાં સ્થાપત્ય ઉત્તમોત્તમ કક્ષાએ પહોંચ્યું હતું ત્યાં જ્યારે તે વિષયમાં સાવ અજ્ઞાન અને બેદરકારી દેખાય તો તેને અવલંબી રહેલી ઈતર કલાઓનો ક્ષય થાય જ, એ દરેક અભ્યાસીને સમજાય તેમ છે. સ્થાપત્યમાંથી જ બીજી કલાઓ ખીલી છે. ચિત્રકળા, મૂર્તિકળા, લુહારી સુતારી કારિગરીઓ, જડતર કામ, પ્લાસ્ટર કામ, જાજમ, પડદાઓ તથા તોરણોનું વણાટકામ તથા કુંભાર, સોની, ઢાળા પાડનારા, વિગેરે સર્વને ભાગ મળે છે.

ચિત્રકળા, શિલ્પકળા અથવા ઇતર સકળ કારિગરી સ્થાપત્યની અંગભૂત કળાઓ છે. ઇતિહાસમાંયે દૂર સુધી જોઇએ છીએ તો પ્રજાની રસિક અને સંસ્કારી પ્રવૃત્તિ પ્રથમ સ્થાપત્યમાં જણાય છે. સ્થાપત્યનો સૂક્ષ્મ અભ્યાસ થાય તથા જીવનમાં વ્યવહાર ચાલુ કરવામાં આવે અને સાથે સાથે ઇતર મૂર્તિકળાઓનો વિકાસ કરવામાં આવે તો જ નવસંસ્કૃતિનો યુગ ખરો મંડાયો ગણાય. પ્રબળ સાધનોવાળા શ્રીમાનો કે રાજાઓ અને અતુલ સંગ્રાહક અને સૃજનશક્તિના કલાધરનો સંયોગ થાય ત્યારે જ એવી સંસ્કૃતિનો પાયો મંડાય. અગર તો જનસમુદાયનો આ બાબતમાં જુસ્સો આગળ આવે તો મહાન આલયો ઉત્પન્ન થાય, સુશોભિત નગરો થાય અને પ્રજાજીવનમાં ન્હાના પ્રસંગો પણ કલાધાર થાય.

અત્યારે આપણે પ્રાચીન સંસ્કૃતિ સંભારી સંભારી અર્ઘ્યો આપીએ છીએ. કોઈ ગ્રીક અને રોમનું ઉલ્લાસવંતુ જીવન યાદ કરી રહ્યા છે તો કોઈ આર્યોના ગૌરવ અને તેજભર્યાં નિત્યજીવનનાં ચિત્રો આલેખી રહ્યા છે. પણ આપણા અત્યારના નાગરિક જીવનમાં કેટલી કુશળતા છવાઇ ગઇ છે તેની ભાગ્યે જ નોંધ લેવાય છે. આંખોને જો સુંદર ચિત્રો જોવા ન મળે તો મનને સુંદર ચિત્ર રચવાની પ્રેરણા શાની થાય?

આપણા અત્યારના મકાનોમાં નથી કોઈ ઢબ કે નથી કોઇ ભાવના: આપણા ઘોંઘાટીઆ બજારોમાં નેત્રને અને મનને વિરામ કે આનંદ આપે તેવું એકપણ છજું કે ભીંત ચિત્ર નથી. ગુજરાતની જૂની પરબડીઓ જે અનેક સૂચનોથી ભરેલી છે તે પણ હવે તો કમી થતી જાય છે. નાગરિકોના ગૌરવભર્યા પોશાકો અદૃશ્ય થયાં. યુવતીઓનાં રંગબેરંગી જૂથ નદી તરફ જતાંઆવતાં સંકોચાય એટલી ગીરદી વધી ગઇ, પણ વ્યવસ્થા ન આવી; અને સારા સંસારને ઉજાળતાં નારીવૃંદ અલોપ થયાં. અમદાવાદ જેવા શહેરમાં આ જમાનામાં થયેલું એકપણ મહાન કળાનો નમૂનો નથી બની શક્યું એ જ બતાવે છે કે રસવૃત્તિનો કેટલો દુકાળ આવ્યો છે. કળા કરવાને વિશેષ ધનની જરૂર નથી પણ સંસ્કાર પામેલા કલાગ્રાહકોની જરૂર છે. જીવનની આસપાસનાં દશ્યો કળામય અને નહિ ત્યાંસુધી આત્માની

કલાવૃદ્ધિ માત્ર ચિત્રોથી જ તમે કરવા યત્ન કરશો તો તે તો ઘડીભરનો નિશો રહેશે.

જે દિવસે ઇજનેરી બુદ્ધિસર કલાનું રાજ્ય જશે તે દિવસે મોટાં ચોસલાં જેવાં મકાન, તાજમહેલ જેવાં જીવતાં મહાલયો બની જશે. જે દિવસે કલાના સિદ્ધાન્તો લોકો નિત્યજીવનમાં ઉતારશે તે દિવસે મનુષ્યો મુલક અને ૠતુને અનુરૂપ સુંદર સ્વાંગ પહેરશે. નગર અને નગરમાર્ગો મનહર દૃશ્યો બનશે. આગગાડીઓ, સ્ટેશનો, બંદરો, સ્ટીમરો, પૂલો, માત્ર લોખંડી ખોખાં કે છાપરાં કરતાં કંઇ જૂદો જ દેખાવ ધારણ કરશે. જીવનના દરેક વિભાગમાં કલાવાન મનુષ્ય અધ્યક્ષ થશે ત્યારે દરેક પ્રવૃત્તિમાં સરળતા, સભ્યતા અને રસિકતા આવશે. આ યુગના કુટિલ વિદ્યાને ભયંકર શોધો કરી સમાજપર જે ક્રૂર આધિપત્ય સ્થાપ્યું છે અને જે વિષમતા, જે વેરભાવ અને જે અસંતોષ ઉત્પન્ન કર્યાં છે તેને બદલે કળા શાંતિભરી રીતે સમતાથી લોકોને નમ્રના અને પ્રેમસ્વરૂપ બનાવી દેશે. લોકો બુદ્ધિ, ધન કે વૈભવ કરતાં ચારિત્ર્ય-શીલ, પરમાર્થ અને દયા આચરતાં શીખશે. કળાનું કાર્ય મનુષ્યોમાં સહચાર અને સહકાર વધારવાનું છે. સર્વને પોતાપણું ભૂલાવી કલાની વસ્તુદ્વારા એકતા કરાવવાનું છે. એવો સુદિન નીરખવાને આતુર જનોએ પોતાના જીવનમાં, પોતાની પ્રજામાં જેટલા બને તેટલા કલાના સંસ્કારો જગાડવા યત્ન કરવો જોઇએ. આપણને ન બેસતા અલંકારો કે પોશાકોનો ત્યાગ કરવો જોઇએ. અને સ્વરુચિ તથા વ્યક્તિત્વને કેળવીને તે કોઇપણ સંજોગમાં પોતાનું આત્મત્વ ખોઇ ન બેસે તેમ વર્તવું જોઇએ. આપણા દેશના ઉચ્ચ અને ઉજ્જ્વળ આદર્શોની પુનઃસ્થાપના કરવી જોઇએ. 'નહિ કલ્યાણકૃત કશ્ચિત દુર્ગતિં તાત ગચ્છતિ' કહેનાર કલામૂર્તિ શ્રીકૃષ્ણને યાદ કરી આ લેખ સમાપ્ત કરું છું.*

રવિશંકર મ. રાવળ

---

* ગુજરાત કલાપ્રવર્તક મંડળના સમારંભ આગળ આપેલા ભાષણને આધારે.

# મહાત્મા ગાંધી*

ઈ. સ. ૧૯૨૧ નું આખું વર્ષ બહુ જ પ્રવૃત્તિવાળું હોવા ઉપરાંત અનિશ્ચિતતા અને ખળભળાટથી ભરેલું હતું. મહાત્મા ગાંધી જેવા શાન્તિપ્રિય આત્મા ઉપર પણ આ ખળભળાટનાં આંદોલનોની અસર થયા વગર રહી નહોતી. અશાન્તિનો જ્વાળામુખી ધુંધવાયા કરતો હતો અને બ્રિટિશ હકુમતના અમાનુષી જાપ્તાની નીતિથી આ ધુંધવાઈ રહેલો અશાન્તિનો અગ્નિ ભભૂકી ઉઠ્યો. નાસિક જીલ્લાના માલેગાંવમાં ખૂનખાર તોફાનો ફાટી નીકળ્યાં, અને બિહારના ગીરીદ ગામમાં પણ તોફાનો થયાં. સને ૧૯૨૧ ના મે મહિનાની શરૂઆતમાં આસામમાં બહુ જ ગંભીર બનાવો અને દંગો થવા પામ્યાં. ૧૨,૦૦૦ મજુરો ચાહના બગીચાની પોતાની નોકરીઓને તિલાંજલિ આપી સ્વતંત્ર થઇ પોતાને ગામ જતા હતા, તે વખતે સરકારના ગુરખા સિપાઇઓએ તેમના ઉપર અત્યાચાર કર્યો. આ જુલમ સામે વાંધો ઉઠાવવા પૂર્વ બંગાળ રેલ્વેના અને ત્યાંની આગબોટ કંપનીના નોકરોએ પૂરેપૂરા બે મહિના સુધી હડતાલ પાડી. આવી વખતે પણ ગાંધીજીએ આ મામલો શાન્ત કરવા—ઉશ્કેરાએલા પોતાના દેશબંધુઓને શાન્ત કરવા—સખત પ્રયત્નો કર્યા. મે મહિનામાં વાઇસરોય લોર્ડ રીડિંગને મળી લાંબી મુલાકાત લીધી. અલી બંધુઓ, જેમના ઉપર સરકારે હિંસાને ઉશ્કેરનારાં ભાષણો કરવાનો આરોપ મૂક્યો હતો તેમને માટે પોતે જામીન રહેવા કહ્યું. મુસલમાનભાઇઓ અહિંસાત્મક વર્તન રાખશે એવું જાહેર વચન તેમણે તેમની પાસેથી લીધું. પરંતુ ચળવળનું જોમ ઘટ્યું નહિ, અને હિંદના મુસલમાન વર્ગે બહુ જ બહાદુરી અને આગેવાનીભર્યો ભાગ લીધો. તા. ૮ મી એપ્રિલને દિને કરાંચી મુકામે ભરાયેલી ખિલાફત કોન્ફરન્સે ઇસ્લામની માગણીઓ ફરીવાર મૂકતાં જાહેર કર્યું કે લશ્કરમાં ભરતી કરવાના કામમાં મદદ કરવી તથા લશ્કરમાં નોકરી કરવી તે બન્ને ઇસ્લામ ધર્મના ફરમાનથી વિરૂદ્ધ છે, અને એવી ચેતવણી આપી કે જો બ્રિટિશ સરકાર અંગોરાની સરકાર સામે યુદ્ધ કરશે તો આખા હિંદુસ્થાનની મહાસભાની આવતી બેઠકમાં કાયદાનો સવિનય ભંગ જાહેર કરીશું અને હિંદમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપીશું. તા. ૨૮ મી જુલાઇએ મુંબઇમાં મળેલી ઓલ-ઈન્ડીઆ કોન્ગ્રેસ કમિટીએ જાહેર કર્યું કે પ્રિન્સ ઓફ વેલ્સ હિંદની મુલાકાતે થોડા વખતમાં આવનાર છે તે મુલાકાતનો બહિષ્કાર કરવો, ૩૦ મી સપ્ટેમ્બર સુધીમાં વિદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરવો, રેંટીઆ અને ખાદીને દરેક પ્રકારે ઉત્તેજન આપવું તથા તેની ઉત્પત્તિ વ્યવસ્થાપૂર્વક મોટા પાયા ઉપર કરવી, અને સરકારની નીતિ અને વલણ દારૂ વેચનારાઓનું રક્ષણ કરનારાં હોવા છતાં દારૂની બદી સામે સખત ઝુંબેશ ઉઠાવવી. પરંતુ ગાંધીજીએ વધારે ડહાપણ અને દીર્ઘ દૃષ્ટિથી, થએલાં તોફાનોને વખોડી કાઢ્યાં તથા સવિનય ભંગનું કામ મુલતવી રાખી અહિંસાત્મક વાતાવરણ વધુ ને વધુ ફેલાવવાની સલાહ આપી.

ઑગસ્ટ મહિનામાં મોપલાઓનું રમખાણ જાગ્યું અને તે કેટલાક મહિનાઓ સુધી ચાલુ રહ્યું. ત્યાં

* રોમેઈન રોલેન્ડના એક ફ્રેન્ચ લેખપરથી.

શાન્તિ ફેલાવવા ગાંધીજી મૌલાના મહમદઅલીની સાથે કલકત્તાથી મલબાર જવાને નીકળ્યા, પરંતુ સરકારે તેમને ત્યાં જતાં રોકયા અને સપ્ટેમ્બર મહિનામાં અલીભાઈઓ અને બીજા મુસલમાન જેઓએ કરાંચીની ખિલાફત કૉન્ફરન્સમાં કાયદાના સવિનય ભંગની દરખાસ્તને ટેકો આપેલો તેમને પરહેજ કર્યા. તરત જ સેન્ટ્રલ ખિલાફત કમિટીએ તે જ ઠરાવને ફરીથી પસાર કર્યો અને ત્યાર પછી બીજી સેંકડો સભાઓમાં તેનું અનુકરણ થયું. ઓકટોબરની ૪ થી તારીખે ગાંધીજીએ મુસલમાનભાઈઓના વર્તનને મજબૂત રીતે ટેકો આપ્યો. કૉન્ગ્રેસના ૫૦ અગ્રગણ્ય સભાસદોએ ગાંધીજી સાથે એક જાહેરનામું બહાર પાડયું, તેમાં સરકારની વ્યવસ્થામાં ભાગ લેવો કે નહિ તેના વિષે અભિપ્રાય આપવાનો દરેક હિંદુસ્તાનના શહેરીને હક્ક છે એવું જાહેર કર્યું. જે સરકારે નૈતિક, રાજ્યદ્વારી અને આર્થિક અધોગતિ કરી છે તેના મુલ્કી કે લશ્કરી ખાતામાં ભાગ લેવો એ દરેક શહેરીને માટે બેહુદું છે અને તેથી આવી સરકાર સાથે કેવળ અસહકાર કરવા તે દરેકની ફરજ છે એમ બાર દફે જાહેર કર્યું.

અલીભાઈઓનો મુકદમો કરાંચીમાં ચાલ્યો; તેમને તેમના બીજા સાથીઓ સાથે બે વર્ષની સખત કેદની સજા કરવામાં આવી. હિંદે ઓર વધુ જુસ્સાથી આનો જવાબ વાળ્યો. ૪ થી નવેમ્બરે મહાત્મા ગાંધીજીનો મેનીફેસ્ટો મહાસમિતિની સભાએ દિલ્હીમાં સ્વીકાર્યો. તેણે ચોક્કસ પગલાં લેવાનું નક્કી કર્યું. દરેક પ્રાન્તને પોતાની જવાબદારી ઉપર કર નહિ ભરીને કાયદાનો સવિનય ભંગ કરવાની સત્તા આપી. તેને માટે અમુક આવશ્યક શરતો મૂકવામાં આવી કે પ્રત્યેક સત્યાગ્રહીએ સ્વદેશી વ્રત પાળવું, હાથે કાંતવાનું વ્રત લેવું અને સંપૂર્ણ રીતે અહિંસાત્મક રહેવું. આ રીતે મહાત્મા ગાંધીની આગેવાની નીચે વ્યવસ્થાપૂર્વક અને આત્મભોગના નિયમની સાથે બેહોળાવો બંધ બેસતો કરવાને પ્રયત્ન કર્યો. આત્મભોગનો સિદ્ધાંત વધુ જોસથી ઠસાવવા માટે તેમણે સત્યાગ્રહીઓને ચોકખી ચેતવણી આપી કે તેમણે તેમની પોતા માટે કે પોતાના કુટુંબ માટે મહાસભા તરફથી કશી આર્થિક મદદ મળવાની મુદ્દલ આશા રાખવી નહિ. આ સત્યાગ્રહની મહાન લડત શરૂ થવાની તૈયારી હતી તેવામાં તા. ૧૭ મી નવેમ્બરે પ્રિન્સ ઑફ વેલ્સ મુંબાઈમાં ઉતર્યા. તેમનો બહિષ્કાર કરવાની આજ્ઞા મધ્યમ અને સામાન્ય વર્ગે સ્વીકારી; પણ ધીમંતો, પારસીઓ અને અમલદાર વર્ગે આની કશી દરકાર કરી નહિ. તેથી લોકોનાં ટોળાંઓએ તેમની અને તેમના સ્ત્રીવર્ગ તરફ અણછાજતી વર્તણુક ચલાવી, અને આ તોફાન ઝપાટાબંધ આખા શહેરમાં ફેલાઈ ગયું. તેમનાં ઘર લૂંટવામાં આવ્યાં, તેમને ઘાયલ કરવામાં આવ્યા અને કેટલાંક મૃત્યુને શરણ પણ થયાં. આ મુંબાઈનો બનાવ બાદ કરતાં બાકીના આખા હિંદમાં તે દિવસે સંપૂર્ણ શાન્તિપૂર્વક હડતાલ પાડવામાં આવી. પણ મહાત્મા ગાંધી પોતે તીરથી બેંધાઈ ગયા હોય એવો તેમના હૃદયમાં આઘાત થયો. પહેલી ખબર મળતાં જ તેઓ તે તોફાનની જગાએ દોડી ગયા; ત્યાં ટોળાએ તેમને જયનાદથી વધાવ્યા. આથી તો ઉલટા તે વધુ શરમિંદા પડી ગયા અને ટોળાંને સખ્ત ઠપકો આપ્યો અને તેમને વિખરાઈ જવાને કહ્યું. તેમણે બાર દફે જણાવ્યું કે પારસીભાઈઓને તેમની ઇચ્છા મુજબ નામ. પ્રિન્સને વધાવી લેવાનો સંપૂર્ણ હક હતો અને તેથી ટોળાંની અણછાજતી ખરાબીના કામોનો કોઈ રીતે બચાવ થઈ શકે નહિ. ટોળું શાન્ત થયું પણ પાછળથી પાછી મારામારી ફાટી નીકળી. બદમાસોને તો આ તક મળી ગઈ હતી. ૨૦ હજાર ઉશ્કેરાયેલાં માણસો એકદમ સમજણના ઘરમાં આવી શકે નહિ. તેમ છતાં આ તોફાન બહુ જ થોડા વિસ્તારમાં રહ્યું અને તેની સરખામણીમાં તો આપણા યૂરોપના નાનામાં નાના ક્રાન્તિમય દિવસોમાં પણ આના કરતાં વધુ નુકશાન થાય છે. મુંબાઈના શહેરીઓને અને અસહકારીઓને ઉદ્દેશીને મહાત્મા ગાંધીએ વિનંતિપત્રો કહાડયાં અને છાપાંઓએ તે પ્રગટ કર્યાં. તેમણે કહ્યું કે આવા બનાવોથી મોટા પાયાપરનો સત્યાગ્રહ અશક્ય થયો છે. તેમણે તે માટેના હુકમ મુલતવી રાખ્યો. અને પ્રાયશ્ચિત્ત તરીકે તેમણે પોતે

દર અઠવાડિયે ૨૪ કલાકનો ઉપવાસ કરવો શરૂ કર્યો.

હિંદની અંદરના યૂરોપીઅનો મુંબઈના તોફાન કરતાં આખા દેશમાં પાડવામાં આવેલી શાન્તિમય હડતાલથી ઘણા બ્હી ગયા. તેમણે વાઇસરોયના ઉપર કાંઇક સખ્ત પગલાં લેવા દબાણ ચલાવ્યું. કાયદાની દૃષ્ટિએ પણ જેનો બચાવ ન થઇ શકે તેવાં સંખ્યાબંધ જાપતાનાં પગલાં પ્રાન્તિક સરકારોએ લીધાં. છૂપાં મંડળો અને ક્રાન્તિકારો સામે ઘડવામાં આવેલો એક જૂનો કાયદો કોન્ગ્રેસ અને ખિલાફતના સ્વયંસેવકોને લાગુ પાડી હજારો જણને કેદ કર્યા. તેના જવાબમાં હજારો બીજા સ્વયંસેવકોએ નામો નોંધાવ્યાં. પ્રાન્તિક સમિતિઓને સ્વયંસેવકોની યોજના કરવાની અને તેમનામાં એકસરખી વ્યવસ્થા રાખવાની આજ્ઞા કરવામાં આવી. ૨૪ મી ડીસેમ્બરને દિવસે ના. પ્રિન્સ કલકત્તામાં આવી પહોંચવાના હતા તે દિવસે હડતાલ પાડવાનું નક્કી થયું. અને ના. પ્રિન્સે પસાર થતાં કલકત્તાને એક ઉજ્જડ શહેર જોયું. આવા સમયમાં અમદાવાદમાં મહાસભાની બેઠક શરૂ થઇ. તેનામાં ૧૭૮૯ માં ફ્રાન્સમાં મળેલી સ્ટેટસ્‌જનરલ જેવું ગૌરવ અને ભવ્યતા હતાં. પ્રમુખને તુરત જ કેદ કરવામાં આવ્યા હતા. વાદવિવાદ બહુ જ ટુંકા હતા. મહાસભાએ ફરીથી સત્યાગ્રહનો સિદ્ધાંત સ્વીકાર્યો અને બધા શહેરીઓને કેદ થવા માટે પોતાની જાત અર્પણ કરવા સ્વયંસેવકો તરીકે નોંધાવા આમંત્ર્યા. હિંદી પ્રજાને દરેક જગાએ જાહેરસભા ભરી સવિનય ભંગમાં પોતાને શ્રદ્ધા છે અને નિઃશસ્ત્ર સત્યાગ્રહ, મશરૂ બળવા જેટલો જ બળવાન પણ મનુષ્યત્વમાં તે ઘણો ચઢીઆતો છે એમ જાહેર કરવા સૂચવ્યું, અને પ્રજા જરૂરજોગી શાન્તિમય બને એટલે તુરત સત્યાગ્રહ મોટા પાયા પર શરૂ કરવાની સલાહ આપી. મહાસભાના ઘણા સભાસદો કેદમાં પડશે એમ ધારી તેણે પોતાની બધી સત્તા મહાત્મા ગાંધીને સોંપી અને તેમને સરમુખત્યાર નીમ્યા અને પોતાના પછી બીજાની નીમણૂક કરવાની પણ તેમને સત્તા આપી. આથી તેઓ હિંદી રાજ્યદ્વારી બાબતોમાં તો સંપૂર્ણ સત્તાધારી થયા. ફક્ત મહાસભાના ધ્યેયમાં તે ફેરફાર કરી શકે નહિ અને મહાસમિતિની મંજૂરી સિવાય સરકાર સાથે સલાહ કરી શકે નહિ. એક નાના વિભાગે સક્રિય પ્રવૃત્તિ શરૂ કરી સ્વાતંત્ર્ય મેળવવાની દરખાસ્ત કરી પણ તે ઘણા વધુ મતે ઉડી ગઇ અને મહાત્માના સિદ્ધાંતોને મહાસભા વફાદાર રહી. ત્યાર પછીના અઠવાડીઆમાં ૨૫,૦૦૦ મનુષ્યોએ જેલમાં જવા તૈયારી બતાવી અને તેમની પાછળ બીજાં હજારો વાટ જોતા તૈયાર હતા. ફરી પાછા ગાંધીજી મોટા પાયા પર સત્યાગ્રહની આજ્ઞા આપવા તૈયાર થયા. બારડોલી ગામની તેમની પસંદગીની ખાસ જગાએથી શરૂઆત કરીને દેશમાં આનું નિશાન ફરકાવવાનું હતું. વાઇસરોયને ૧ લી ફેબ્રુઆરી ૧૯૨૨ ના રોજ ગાંધીજીએ સભ્ય પણ ખુલ્લો પત્ર લખીને આની ખબર આપી. અને આ હિલચાલની બધી જોખમદારી પોતાને માથે લીધી. જે સરકારે અમાનુષી રીતે પ્રજાના બોલવાના, જાહેર સભામાં મળવાના અને છાપાના છૂટાપણાના હક ઉપર કાપ મારી હતી તેના સામે આ આદર્શ તાલુકો સત્યાગ્રહ શરૂ કરતો હતો. વાઇસરોયને સાત દિવસ પોતાની રાજ્યનીતિમાં ફેરફાર કરવા માટે આપ્યા જે મુદત પૂરી થયે સત્યાગ્રહ શરૂ થવાનો હતો. આ પત્ર વાઇસરોયને પહોંચે તેટલામાં ચૌરીચોરાની ભયંકર ઘટના બની.

( આનું વર્ણન કર્યા પછી મો. રોલેન્ડ કહે છે કે: )

આ હુલ્લડોમાં એક પણ અસહકારી સ્વયંસેવકનો મુદ્દલ ભાગ નહોતો તેથી મહાત્મા ગાંધીએ તેની જોખમદારી સ્વીકારવાની મુદ્દલ જરૂર નહોતી પણ તે તો હિંદની પ્રજાના આત્મા હતા તેથી એક પણ હિંદીના અપકૃત્યથી તેમને મહાન આઘાત થતો. એમણે આ લોકના પાપની જોખમદારી સ્વીકારી પોતાની મહાન હિલચાલ બંધ રાખી. વાઇસરોયને અલ્ટીમેટમ મોકલી ચૂક્યા હતા તેથી આમ કરવાથી પોતાની હાંસી થશે કે માનભંગ થશે એવા ખોટાં અભિમાનથી તે મુક્ત હતા.

તા. ૧૬ મી ફેબ્રુઆરી ૧૯૨૨ ના યંગ ઇન્ડિયામાં તેમનો એક અદ્‌ભુત લેખ "હૃદયનો એકરાર" નામે પ્રગટ થયો. તેમાં તે પરમાત્માનો આભાર માને છે કે "તેણે મને માનભંગ થવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવ્યો. તેની મારા પર ઘણી જ કૃપાદૃષ્ટિ છે કે ત્રીજી વાર તેણે મને ચેતવ્યો કે હિંદુસ્તાને હજુ અહિંસા અને સત્યનું વાતાવરણ જે સામુદાયિક સવિનય ભંગ માટે આવશ્યક છે તે ઉપજાવી શક્યું નથી." (અત્રે મહાત્મા ગાંધી ૧૯૧૯ નાં તેમજ ૧૯૨૧ નાં તોફાનો યાદ કરીને પોતાની પામરતા બતાવે છે.) "૧૧ મી ફેબ્રુઆરીએ કાર્યવાહક સમિતિની ખાસ બેઠક બારડોલીમાં ભરી પોતાનું હૃદય તેમણે ત્યાં ખુલ્લું કરી આ સામુદાયિક સત્યાગ્રહ બંધ રાખવામાં તેમની સંમતિ લીધી અને બધી પ્રાન્તિક સમિતિઓને રચનાત્મક કાર્યક્રમથી નમ્ર, શાણપણવાળું, ઐચ્છિક પણ પ્રેમમય વાતાવરણ તૈયાર કરવા આજ્ઞા કરી." (અત્રે હૃદયના એકરારવાળા લેખના મુખ્ય ભાગનો મો. રોલેન્ડ ઉતારો કરેછે.) 'ખરા સવિનય ભંગમાં ઉશ્કેરાવા માટે જરાયે અવકાશ નથી; તે તો પૂર્ણ શાન્તિથી સહન કરવા માટેની તૈયારી છે." આ માટે ગાંધીએ પોતાની જાતના પ્રાયશ્ચિત માટે અને આત્મશુદ્ધિ માટે પાંચ અપવાસ કર્યા, કારણ ચૌરીચૌરામાં કરપીણ કામ કરનારાઓએ તેમનું નામ જીભ પર રાખીને આવાં કૃત્યો કર્યાં હતાં. તેમણે બધી જોખમદારી સ્વીકારી પોતાની આત્મશુદ્ધિ અને આત્મબળમાં એટલી ખામી છે એમ જાહેર કર્યું અને તે લોકોને સલાહ આપી કે તેમણે પોતાના ગુન્હા કબૂલ કરી સરકારને શરણ થઇ જે શિક્ષા થાય તે ખમવી એ જ તેમનાં પાપનું પ્રાયશ્ચિત હોઈ શકે.

માનુષી હૃદયંખના ઇતિહાસમાં કોઇપણ પાનું આવું ઉમદા જવલ્લેજ જડે છે. આની નૈતિક કિંમત આંકી શકાય નહિ એટલી થાય પણ રાજનીતિની દૃષ્ટિએ આ બાબત ભૂલભરેલી લાગે. લોકોની લાંબા વખતની તીવ્ર આતુરતાને છેક છેલ્લી ઘડીએ દાબી દેવી તે ઘણું જ ભયભરેલું છે; તેથી ઉમંગ જતો રહે; લોકો નિરાશ થાય અને વધુ કામ કરવાના ઉત્સાહનો ભંગ થઇ જાય. (પણ રોમેઇન રોલેન્ડ અત્રે નોંધ કરે છે કે) આવા વિરક્ત આત્માની ગૂઢ શક્તિ કે જેના ઉપર પ્રજાનાં અંતઃકરણના આંદોલનોની સહજમાં અજાણતાં જરીક ચમકારાથી પણ અસર થાય છે તે બાબત બહુ જ વિચારવા જેવી છે.

પછી દિલ્હીની મહાસમિતિનો હેવાલ આવે છે જેમાં મહાત્મા ગાંધીની એક મોટો ભાગ વિરુદ્ધ થયો હતો અને દેશના જુસ્સાને ગુંગળાવી મારવામાં આવે છે એમ તેણે ફરિયાદ કરી હતી. પણ મહાત્મા ગાંધી વધુમતે રચનાત્મક કાર્યક્રમ રજુ કરવામાં ફાવ્યા હતા, પણ તેમને લાગ્યું કે તેમની તરફેણમાં મત આપનાર પણ ઘણા તેમનાથી જુદા પડતા હતા અને દેશની સામાન્ય લાગણી તેમના મત વિરુદ્ધ હતી; ત્યારે તા. ૨ જી માર્ચે યંગ ઇન્ડિયામાં તેમણે એક લેખ મત આપનારાઓએ ફક્ત તેમના માન ખાતર અંતઃકરણ વિરુદ્ધ મત આપ્યા તેમને ઠપકો આપનારો લખ્યો તેમાંથી ઉતારો છે. પોતે દેશની લાગણીની વિરુદ્ધ થઇને પણ શાન્તિમય વાતાવરણની મજબૂત હિમાયતમાં અડગ ખડા હતા અને ખોટી લોકપ્રિયતાની દરકાર કરી નહોતી. અંતઃકરણના અવાજને તે માન આપતા અને ચોકખું કહ્યું હતું કેઃ "આપણી અહિંસા ફક્ત ઉપલક છે ત્યાં સુધી હું એકલો પણ કોઇપણ પ્રકારના સત્યાગ્રહની વિરુદ્ધ થઇશ. જો તમારાથી અહિંસાત્મક ન રહેવાતું હોય તો કોંગ્રેસમાંથી નીકળી જાઓ, જુદી સંસ્થા સ્થાપો અને ખુલ્લી રીતે હિંસાની હિમાયત કરો પણ અહિંસાના સત્ય નીચે હિંસા ચાલી ન શકે, દંભ ન જોઇએ. બહુમતિ અહિંસાત્મક હોવાનો દાવો કરે છે. તેઓ અધીરા થયા છે પણ તેમની ફરજ છે કે પોતાની જોખમદારી સમજી પ્રજાને રચનાત્મક કાર્યક્રમથી બરોબર તૈયાર કરવી પણ તેમ ન કરતાં ઝંપલાવવા કહેવું તે તો દંભ જ કહેવાય." આ સબળ શબ્દોમાં કડવાશભરી ઉદાસીનતા હતી અને આ ઉદાસીનતાને લીધે પોતે

જેલમાં જવા, આતુર હોય તો તે સંભવિત છે. ૯ મી માર્ચે તેમણે લખ્યું કેઃ "સરકારની જબરજસ્તીની મને જરાએ બીક નથી; મને લોકોના અત્યાચારોની મોટી ધાસ્તી છે. કારણ તેથી મારા નામને કલંક લાગે. મને પકડે તે દિવસ લોકોએ આનંદનો દિવસ માનવો. સરકાર મને પકડવાથી લોકો બળવો કરશે એમ ધારીને બીકથી ન પકડે તે તો મારે શરમાવા જેવું છે. લોકોએ સભાઓ ભરવી નહિ, રચનાત્મક કાર્યક્રમ ચાલુ રાખવો અને શાન્તિથી આત્મશુદ્ધિ અને અહિંસાત્મક વૃત્તિ કેળવવી. આમ કરશો તો પ્રજાની જીત ચોક્કસ છે. (તા. ૯મી માર્ચ, ૧૯૨૩.)

પછી પોતાના આશ્રમમાં તૈયાર થઇને શાન્તિથી અને આનંદથી પોલિસની વાટ જાતા આરામ લેવા લાગ્યા. તા. ૧૦ મી માર્ચે તેમને પકડવામાં આવ્યા. (હઝરત મોહાનીના મેળાપ વિગેરેનું વર્ણન કરીને તેમના મહાન કેસ બાબત લખે છેઃ)

પણ મહાત્મા ગાંધીને રહી રહીને બે વર્ષ વાટ જોઇને સરકારે આ વખતે શું કામ પકડયા ? અત્યારે તો અત્યાચારો અને તોફાનોની સામે એક દિવાલ જેવા તે હતા. અત્યાચાર ન થાય, બળવો ખૂનામરકી ન થાય તેની જામીનગીરી રૂપ તે હતા ત્યારે જ ખાસ સરકારે શા માટે તેમને પકડયા ? શું સરકાર ગાંડી થઈ હતી ? દિલ્હીમાં તો ઉલટું તેમણે પ્રજાની વિરૂદ્ધ થઇને સવિનય ભંગ પણ બંધ રખાવ્યો હતો. ત્યારે આમ કરીને પ્રજાને ઉશ્કેરી તથા અહિંસાના આત્મારૂપ ગાંધીજીને દૂર કરી પછી ગાંધીજીના શબ્દોમાં "સરકાર દેશને ખુનામરકીથી તરબોળ થયેલો, તેમજ આગ અને લૂંટથી તારાજ થયેલો જોવા ઇચ્છતી હતી કે જેથી તેને વચ્ચે પડી પશુબળથી લોકોને દાબી દેવાનો લાગ મળે ?"

ખરી વાત તો એ હતી કે દયાઆરબંધ બળવા કરતાં ગાંધીજીના અહિંસાત્મક બેકા બળવાથી સરકાર વધુ થથરતી હતી. તા. ૨૩ મી ફેબ્રુઆરીએ મહાત્મા ગાંધીએ એક બ્રિટિશ સત્તાને ઘણોજ ચોંકાવનારો લેખ લખ્યો. લોર્ડ બર્કનહેડે મોન્ટેગ્યુને કરેલા એક ઘણાજ વાંધાભર્યા અને હિંદના સ્વમાનને અપમાનકારક તારના સચોટ જવાબ રૂપે આ લેખ હતો. આ લેખ ને બીજા ૧૯-૯-૨૧ અને ૧૫-૧૨-૨૧ ના બે લેખો માટે તેમના પર કામ ચલાવવામાં આવ્યું. તેમના પર લોકોમાં કાયદેસર સ્થપાયેલી સરકાર સામે અસંતોષ, ધિક્કાર અને તિરસ્કાર ફેલાવવા અને ઉશ્કેરણી કરવાના આરોપો મૂકવામાં આવ્યા. તેમણે બચાવ નહિ કરતાં ગુન્હાઓ સ્વીકારવાનો એકરાર કર્યો.

પછી કેસની વિગતો આવે છે. એડવોકેટ જનરલની દલીલો આપેલી છે. તેણે ગાંધીના સદ્ગુણોની યોગ્ય પિછાન કરી અને તેટલા માટે જ આ ગુન્હા ઘણા ભયંકર હતા એમ સૂચવ્યું.

અપૂર્ણ

# કલાપીની કવિતા

કલાપીની કવિતાના સંબંધમાં ફક્ત ત્રણ મુદ્દાઓ જ ચર્ચવાનો અત્રે ઇરાદો છે. ૧. પ્રેરક બલો, ૨. તત્ત્વજ્ઞાન, ૩. ગઝલ.

## ૧. પ્રેરક બલો

કલાપીની કવિતાનાં પ્રેરકબલો મુખ્ય બે છેઃ—અભ્યાસ અને અનુભવ. કલાપીએ અભ્યાસ તો ફક્ત મેટ્રીક સુધીજ કર્યો હતો પણ તેમને સ્વાભાવિક રીતે જ વાંચનનો શોખ હતો અને રા. જોરા જેવા સાહિત્યના ગાઢ અભ્યાસી તેમને શિક્ષક તરીકે મળી ગયા તેથી તેમણે અંગ્રેજી, ગુજરાતી અને સંસ્કૃત સાહિત્યનો ખાનગી રીતે ખૂબ અભ્યાસ કર્યો હતો. કલાપીએ વાંચેલ પુસ્તકનાં નામ રા. સંચિતે ત્રીજી સાહિત્ય પરિષદ્ વખતે વાંચેલ " કલાપી " પરના નિબંધમાં આપ્યાં છે તે પરથી તેમના વિશાળ વાંચનનો કંઈક ખ્યાલ આવે છે. કલાપીના કવિતામાં તેમનું આ વાંચન સ્થળે સ્થળે દેખાય છે.

### अ અભ્યાસ

### અંગ્રેજી સાહિત્ય

કલાપીનાં કેટલાંક કાવ્યો અંગ્રેજી કાવ્યોના અનુવાદો છે એમ " કેકારવ " માં દર્શાવવામાં આવ્યુ છે. પરંતુ અંગ્રેજી કાવ્યોના અભ્યાસીને કલાપીનાં બીજાં પણ કેટલાંક કાવ્યો અંગ્રેજી પરથી અનુવાદ કરેલાં છે એમ ગાઢ અભ્યાસ પરથી માલુમ પડી આવે છે. કલાપીના પ્રિય કવિ વર્ડ્ઝવર્થ હતો. તેની ઢબ પર કલાપીએ કેટલાંક કાવ્યો રચવાનો પ્રયત્ન કર્યો હતો. વર્ડ્ઝવર્થની માન્યતા એવી હતી કે સાદામાં સાદા બનાવો વિષે, દરરોજ બોલાતી ભાષામાં ઉત્તમ પ્રતિનાં કાવ્યો રચી શકાય. કલાપીનો " વૃદ્ધ ટેલી મા " વર્ડ્ઝવર્થના Excursion Book I માં આવતી Margarot ની વાતનો અનુવાદ છે પરતુ તે અક્ષરશઃ અનુવાદ નથી. સ્વ. નવલરામ જેને સ્થલકાલાનુરૂપ ભાષાંતર કહે છે તે પ્રકારનું આ ભાષાંતર છે. આ વિષે કલાપીના પોતાના શબ્દો જાણવા જેવા છે. તેમણે એક સ્થળે કહ્યું છે: " કોઈ પણ અંગ્રેજ કવિના વિચારો લેઈ કાવ્ય કરતાં લક્ષમાં રાખવાનું એટલુંજ કે તે કવિનું, તેના ઊંડા હૃદયધ્વનિનું પૂરૂં અવલોકન કરી, તેમાં તન્મય બની તેના પાતાળનો નાદ સમજી તેને ખીલવવું, તેને વધારે રસિક—વધારે સ્પષ્ટ કરવું", અને આ નિયમ કલાપીનાં કાવ્યોમાં સ્થળે સ્થળે પળાયો છે. છતાં કેટલીક લીટીઓ તો બરાબર ભાષાંતર જ છે. પણ તે અતિશય સુંદર છે. જેમ કેઃ

> ઉલ્લાસા કાજ દર્દીની વાતો ના સુણવી ઘટે;
> ઇચ્છા એવી મરેલાંમાં રાખતાં ઠપકો ઘટે.
>
> કોઈનાં એ દુઃખોમાં છે યોગ્ય ના સુખ પામવું;
> મરેલાં તો પ્રભુનાં છે તેનું માનજ રાખવું.
>
> પરંતુ આપણે સર્વે જાણનાંય નથી જ કે;
> દર્દીના દર્દની વાતે આપણું મિત્ર કો વસે.
>
> દર્દથી જે મળે તે કૈં દર્દીની વાતથી મળે;
> દર્દીની કો કથામાં તો દર્દનો પ્રભુનાં જડે.

It were a wantonness, and would demand
Severe reproof, if we were men whose hearts
Could hold vain dalliance with the misery
Even of the dead; contented thence to draw

A momentary pleasure, never marked
By reason, barren of all future good:
But we have known that there is often found
In mournful thoughts, and always might
be found,
A power to virtue friendly.

Excursion Book I

આ કાવ્યમાં મૂળ અંગ્રેજીમાં

It pleased heaven to add
A worse affliction in the plague of war

એ શબ્દો છે તેને બદલે કલાપીએ

વળી ઉઠી કાબુલમાં લડાઈ,
ગચ્યું પ્રભુને સઘળું હતું એ.

એ પ્રમાણે શબ્દો મૂક્યા છે. મૂળના સામાન્ય "લડાઇ' શબ્દને બદલે "કાબુલમાં લડાઇ" શબ્દો મૂકી આપણને સૌને જાણીતું વાતાવરણ ઉભું કરી દીધું છે.

આ કાવ્યમાં વર્ડ્ઝવર્થનાં બીજાં પણ કેટલાંક કાવ્યોની અસર જણાય છે. તેમાં આવતા પ્રસિદ્ધ શબ્દો

"ગમે તે અલ્પની સામે, ગમે તે રંકની બાજુ
કૃતઘ્ની ને મહાપાપી તિરસ્કારની દૃષ્ટિ છે."

વર્ડ્ઝવર્થના

Can aught sink however depressed, so low
To be scorned without a sin,
Without offence to God cast out of view?

( Old Cumberland Beggar )

એ શબ્દોનો પ્રાસાદિક અનુવાદ નથી?

વર્ડ્ઝવર્થના સુન્દર શબ્દોના કલાપીએ એવી જ સુન્દર ગુજરાતી ભાષામાં કરેલ આ અનુવાદનાં દૃષ્ટાંતો આપતાં પાર આવે તેમ નથી. તો પણ એ દૃષ્ટાંતો આપવાનો લોભ થોભાવી શકતો નથી.

Oh sir, the good die first,
And those whose hearts are dry as
summer dust
Burn to the socket

રે મહેરબાન! નક્કી મૃત્યુ ભલાનું વ્હેલું;
ને શુષ્કને સળગવા બહુ કાળ બાકી!

We die, my friend,
Nor we alone, but that which each man loved
And prized in his peculiar nook of earth
Dies with him, or is changed; and very soon
Even of the good is no memorial left.

રે ભાઈ આખર બધાંય મરી જવાનાં,
તેનું ન મૃત્યુ વળી આપણું એકલાનું!
જે જે પદાર્થ પર પ્રેમ જનો કરે છે,
તે તે પદાર્થ પણ તે જન સાથ જાતાં!
તે વ્હાલની અગર ચીજ ફરી જતી સૌ,
વીતેકની પ્રીતિતણું ફરતું બધું એ;
હા! ધૂર્ત સુન્દર સહુય કુરૂપ થાતું!
વીતેલની રહી શકે ન નિશાની એકે!

કલાપીના કાવ્ય "કુદરત અને મનુષ્ય" ની બેથી સાત સુધીની કડી । વર્ડ્ઝવર્થના કાવ્ય Lines written in Early spring પરથી અનુવાદિત છે. શરૂઆતની કડી અને છેવટની આઠ કડીઓમાં મુખ્ય વિચારોને પોષવાનો સુન્દર પ્રયાસ છે. અનુવાદમાં પણ કલાપીએ મૂળ વિચારો ખૂબીથી સ્પષ્ટ કર્યા છે. તે જોઈએ.

To her fair works did nature link
The human soul that through me ran;
And much it grieved my heart to think
What man has made of man.

અને આ આત્માને કુદરત ગ્રહી લે નિજ કરે,
ઉઠાડી દે ઉંચો, પકડી વળી બાંધે નિજ દિલે;

મૂકે તેને પાછો, હસી મૃદુલ રોવાળ પરને,
પછી પંપાળે છે ફરી ફરી દઇ ચુંબન મુખે.
અરે! એ માતા છે ભગિની મુજ છે શાન્તિસુખ છે,
નવાં કાર્યો પ્રેરી મુજ હૃદયમાં અગ્નિ ધુપવે!
નિહાળી વીચારી મુજ દિલ બની કાષ્ટ સળગે,
અહીં આજે રીતિ જનપ્રતિ ચલાવે જન, અરે.

"વૃદ્ધ માતા"નું કાવ્ય વર્ડઝવર્થના Affliction of Margaret પરથી લખાયું છે. તેમાં કલાપીએ નિયમ પ્રમાણે ઘણો ઉમેરો કર્યો છે. વિલાયતમાં તો સંચાથી લોટ દળવાનો એટલે ત્યાં ડોશીને ઘંટી ફેરવવાની હોય નહિ. પરંતુ કલાપીએ ડોશીના મુખમાં નીચેના શબ્દો મૂકી આપણા દેશનું વાતાવરણ ખડું કરી દીધું છે.

"જે ઘંટીથી દળી દળી તને પોષતી હેતથી હું,
ન્હાના ત્હારા સહું જ કષ્ટયા પુરતી કોડથી હું.
હોરો ઘંટી દળીશ ફરી તે જોઇ -હોં, આપ ! ત્હારૂં,
જ્યાં સુધી હું સિથીલ મુજ આ દેહમાં જીવ ધારૂં."

કોઈ ઠેકાણે મૂળના લાંબા લખાણને ટુંકાણમાં સંપૂર્ણતાથી દર્શાવ્યું છે. જેમકે:

Ah! little doth the young one dream,
When full of play and childish cares,
What power is in his wildest scream,
Heard by his mother unawares!

ન્હાનું બચ્ચું રમત કરતાં ચીસ પાડે અજાણ્યે,
શું જાણે કે ફફડી ઉઠે આ મો જીવ ત્યારે!

કલાપી "ઋણ"ના કાવ્યમાં કહે છે:

"બ્રહ્માંડ આ તો ઋણ તાતનું છે,
આધાર સૌને સહુને રહ્યો જ્યાં;
લે છે સહુ કૈં સહુને દઈ કૈં,
આભાર સૌનો સહુ ઉપરે છે."

અને તે વાત બરાબર છે. શેકસપીઅર અને પ્રેમાનંદ જેવાએ પણ લગભગ એક એક ગ્રંથમાં બીજાનો આધાર લીધો છે. તે જોવાનો આપણો ઉદ્દેશ લેખકને હલકો પાડવાનો નહિ, પરંતુ 'નાની વસ્તુને લેખકે પોતાના ચાતુર્યથી કેવી બદલાવી છે તે સમજવાનો છે. આથી આવી હકીકત જાણવાથી લેખક પ્રત્યેનું આપણું માન ઘટવાને બદલે વધે છે. કલાપીના આ "ઋણું" કાવ્યની જ છેવટની ચાર લીટીઓ વર્ડઝવર્થના આધારે લખાયેલી છે. તેથી ભલે "આભાર" ચડતો ન હોય, પરંતુ આપણે તે જાણવું તો જોઇએ જ.

આભાર ભૂલે બહુ લોક આંહી;
પીડા ન તેની કદી થાય કાંઇ;
આભારનાં અશ્રુ નિહાળી કિંતુ
ખેર્યાં, અરે! મેં બહુવાર આંસુ.

( ઋણ )

I' ve heard of hearts unkind, kind deeds
With coldness still returning;
Alas! the gratitude of men
Hath oftener left me mourning.

( Simon Lee-The Old Huntsman. )

"એક આગીયાને" એ સુન્દર કાવ્યમાંની લીટી "ના સ્પર્શતી એ બીકથી તુજરજ રખે જાતી ખરી"

માં વર્ડઝવર્થના કાવ્ય "To a butterfly" માંની

But she God love her! feared to brush
The dust from off its wings.

ની છાયા દેખાય છે. આ રજ ખરી જવાનો વિચાર કલાપીએ બીજે પણ એક ઠેકાણે દર્શાવ્યો છે.

"રજ ખરી જશે ને અરે તમે!"

( હૃદયત્રિપુટી )

વર્ડ્ઝવર્થે નિદ્રાને સંબોધીને ત્રણ કાવ્યો લખ્યાં છે. કલાપીના કાવ્ય " નિદ્રાને " માં તે કાવ્યોની આછી આછી અસર દેખાય છે. એક બે ઠેકાણે તે કૈંક સ્પષ્ટ લાગે છે.

" હાવાં શુકો, અનિલ, પુષ્પ, ઝરા, ફુવારા
જે ગાય ગાન તુજ સોડથી નીકળીને,
ત્હારી કૃપા વગર તે સમજી શકું ના,
ત્હારી કૃપા વગર તે બસુરં તમામ ! "

( નિદ્રાને )

*Without Thee what is all the morning's wealth ?*

( To Sleep )

" જ્યારે બધા જખમીઓ જખમો વિસારી
મૈત્રી ભાંગી મલમની પરવા કરે ના. "

( નિદ્રાને )

Balm that tames all anguish. ( To Sleep )

વર્ડ્ઝવર્થના સર્વાત્મવાદ ( Pantheism ) ની જે અસર કલાપી પર થએલી છે તે વિષે તેની ફીલસુફી સંબંધે બોલતાં કહેવાશે.

મેથ્યુ આર્નોલ્ડ, કીટ્સ, ટોમસ મૂર અને ગોલ્ડસ્મીથનાં કાવ્યોના અનુવાદો કલાપીએ કર્યા છે તે ઠેકારવમાં ફુટનોટમાં દર્શાવવામાં આવેલ છે. તે સિવાય શેલી અને શેક્સપીઅરની અસર કલાપીનાં કેટલાંક કાવ્યોમાં દેખાય છે. શેલીના Cloud ના નમૂના પર " કમલિની " નું સ્વતંત્ર કાવ્ય રચાયું છે. " પુષ્પ " માં શેલીના The Skylark ની અસર પ્રત્યક્ષ છે. કેટલીક લીટીઓ તો ભાષાંતર રૂપ જ છે. જેમકે:

" સુનેરી હીરે છે નભ પર તરે વાદળ રૂડું,
હુએ નીચે પેલું ક્ષિતિજપર ત્યાં બિમ્બ રવિનું;
તને આલિંગે છે સુકર રવિનાં ચુમ્બન કરી,
તરે તે આહારી મરક મકરન્દે હુજ થઈ ! "

( પુષ્પ )

In the golden lightning
Of the sunken sun
O'er which clouds are brightening,
Thou dost float and run.

( Skylark )

અમારાં મીઠાં તે રૂદનમય છે ગીત સઘળાં

Our sweetest songs are those that tell of the saddest thought.

અમારે આનન્દે હિયર રહે છે દુઃખ છુપું.

Our sincerest laughter,
With some pain is fraught.

ન આનન્દે, ત્હારા બિલકુલ દહો ધ્વંસ કરીએ,
ઉદાસીની છાયા તુજ દિલ પરે ના રજ પડે;
કરે છે પ્રીતિ તું, સરળ તુજ પ્રેમે સુખ રહે,
અતિ તૃપ્તિની તું સમજ નહિ પીડા પણ ખરે !

( પુષ્પ )

With thy clear keen joyance
Langour cannot be;
Shadow of annoyance
Never came near thee :
Thou lovest; but ne'er knew love's sad satiety.

( Skylark )

ન જાણું તું શું છે ! તુજ સમ હશે શું જગતમાં ?

What Thou art we know not;
What is most like Thee ?

શેક્સપીઅરના નાટક Winter's Tale ના ચોથા અંકના ત્રીજા પ્રવેશમાં આવતા એક કાવ્યના કકડા પરથી " પ્રેમની મૂર્તિપૂજા " એ કાવ્ય રચાયું છે એમ રાજમાધુર્યના સંપાદકની પ્રસ્તાવના અંજારીઆએ ઘણા સમય પ્હેલાં કહ્યું છે.

What you do
Still betters what is done

થી શરૂ થતી આ બાર લીટીઓ પરથી કલાપીએ મૂળમાં દર્શાવેલ વિચારોને બહલાવી બહલાવીને આ એકત્રીસ લીટીનું કાવ્ય લખ્યું છે.

" હૃદયત્રિપુટી " માંની કલાપીની પ્રસિદ્ધ લીટીઓ:

" દયા છે ઈશ્વરી માયા આ સંસાર કદૂ મહિં
દયામાં પ્રભુપ્રીતિનું કાંઇ ભાન જનો કરે. "

શેકસપીઅર કૃત " વેનીસ નગરનો વેપારી " માં પોર્શિયાના દયા વિષેના કાવ્યમાંના નીચેના શબ્દો પરથી હોય એવું લાગે છે.

It is an attribute to God himself;
And earthly power doth then show likest God's
When mercy seasons justice.

શેકસપીઅરના નાટક As you like it માં અરણ્યવાસી રાજાનો એક સહચર ઉમરાવ બોલે છે:

Blow blow thou winter wind
Thou art not so unkind
As man's ingratitude.

કલાપીના કાવ્ય " કૃતઘ્નતા " ની
" ભલે ફૂંકો ફૂંકો પવન તમ જ્વાળા સળગતી,
ભલે વંટોળામાં ગગન પડની ધૂળ ઉડતી. "

વગેરે લીટીઓ ઉપરના અંગ્રેજી કાવ્ય પરથી હોય એમ લાગે છે.

કલાપીનું કાવ્ય " ભરત " બંગાળી શ્રી કવિ તોરૂદત્તના કાવ્ય The Royal Ascetic and the Hind ની સાથે સરખાવવા જેવું છે.

કલાપીના કાવ્ય " પાણીનું પ્યાલું " માં આવતી લીટીઓ–

મળ્યાં હોત ના આપણે થઇ હોત ના પ્રીત,
પડયાં હોત છૂટાં ન તો દિલે હોત ના ચીર.+

+ સંસ્કૃતમાં પણ આને કેટલેક અંશે મળતો એક શ્લોક છે.

બર્ન્સની નીચેની પંક્તિઓ પરથી લખાઇ લાગે છે.

Had we never loved so kindly,
Had we never loved so blindly,
Never met, or never parted,
We had ne'er been broken-hearted.

કલાપીનું કાવ્ય " જીવનહાની " મીલ્ટનના અંધાપા પરના કાવ્યની સાથે સરખાવવા જેવું છે. તેમાંની પંક્તિઓ

સુઇ ઉભા રહી પ્રકારાની રાહ લેવી,
તેમાંય એજ હરિની બજતી જ સેવા.

મિલ્ટનના કાવ્યની પંક્તિ

They also serve who only stand and wait

પરથી સુઝી હોય.

કલાપીનું પ્રસિદ્ધ કાવ્ય " ફુલ વીણ્યું સખે " અંગ્રેજી કવિ હેરિકના Gather ye rose-buds while ye may પરથી મુખ્યત્વે લખાયું છે. સરખાવો:

ફુલ વીણ્યું સખે ! ફુલ વીણ સખે !
હજુ તો ફુટતું જ પ્રભાત, સખે !

---

माभूत्स ज्जन संगोयदि संगो मा पुनः स्नेहः।
स्नेहो यदि माभि रहो यदि विरहो मा पुनर्ज्जीवितम्. ॥

પણ કલાપીની ઉપર લખેલ પંક્તિઓ આ શ્લોક પરથી નહિ પરંતુ બર્ન્સની લીટીઓ પરથીજ હશે, કારણ કલાપીમાં જે યદિતાનો ભાવ છે તથા છેવટે હૃદયભંગની વાત છે તે સંસ્કૃતમાં નથી. અંગ્રેજીમાં તે છે.

અધુના કલી જે વિકસી રહી છે,
ઘડી એ ઘડીમાં મરતી દીસશે !
સુમહોર્જ્વલ આ કિરણો રવિનાં
પ્રસરે હજુ તો નભ ઘુમ્મટમાં.

ન વિલંબ ધરઃ
કંઇ સહુ જતે,
રવિ એ પણ અસ્ત થવા ટળશે.

( કલાપી )

Gather ye rose-buds while ye may,
Old time is still aflying:
And this same flower that smiles to-day,
To-morrow will be dying.

The glorious lamp of heaven, the sun,
The higher he's a getting,
The sooner will his race be run,
And nearer he's to setting.

( R. Harick )

## ગુજરાતી સાહિત્ય

ગુજરાતી કવિઓમાંથી કલાપીપર સ્વ. મણિશંકર ભટ્ટ, સ્વ. મણિલાલ, સ્વ. હરિલાલ ધ્રુવ અને રા. નરસિંહરાવની અસર થઇ હોય એમ દેખાય છે.

ગુજરાતમાં ટુંકાં ટુંકાં સુન્દર અંજની ગીતો લખવાની તથા એક કાવ્યમાં જુદા જુદા વૃત્તો દાખલ કરવાની શરૂઆત કરનાર સ્વ. મણિશંકર હતા. કલાપીએ આ બન્ને બાબતો તેમની પાસેથી ગ્રહણ કરી. સ્ટોકહોમના પાદરી ઇમેન્યુઅલ સ્વીડનબોર્ગના સ્વ. મણિશંકર ખાસ ભક્ત હતા. તેમણે તેમના વિચારોનો અભ્યાસ અને પ્રચાર કરવાના ઉદ્દેશથી એક મંડળ પણ સ્થાપ્યું હતું. તેમના લીધે કલાપી પણ સ્વીડનબોર્ગના ગ્રંથોનો અભ્યાસ કરવા લાગ્યા હતા. તેમનાં કાવ્યોમાં આ અસર ક્યાંક ક્યાંક દેખાય છે. વળી સ્વ. મણિશંકર ખ્રિસ્તી ધર્મના અભ્યાસી હતા. કલાપીનાં કેટલાક કાવ્યોમાં બાઇબલની અસર દેખાય છે તેનું કારણ સ્વ. મણિશંકર સાથેનો પરિચય હતું.

સ્વ. મણિલાલ નભુભાઇ કલાપીના કેટલાક અંશે ગુરૂ તથા મિત્ર હતા. તેમની કવિતાનાં લક્ષણો સ્વ. કવિ નથુરામ સુંદરજીએ આ પ્રમાણે દર્શાવ્યાં છે:

> ધરે છે શૃંગારો પણ ન વધતી આ તન તણી,
> જણાયે છે રાગી, પણ અતિ વિરાગી, મન તણી,
> મિઠાઇને માટે વદતી કુગિરા સ્વેચ્છ ભણિતિ
> વિયોગી શું વૃદ્ધા? નહિ, નહિ સખાવાણી મણિની.
>
> ઘડી માંહે રાગી, ઘડીમહિં વિરાગી બની જતી,
> ઘડી સ્વીયા સાથે, ધાડક પરકીયા તણી ગતિ;
> રસે ભીની જોઈ, ઘડિક રસહીની રહી બની,
> શું દેખી સામાન્યા? નહિ, નહિ સખા વાણિ મણિની.

આમાં પ્હેલી લીટીમાં દર્શાવેલ લક્ષણ સિવાયનાં લગભગ સર્વ લક્ષણો કલાપીની કવિતામાં દેખાય છે. વળી સ્વ. મણિલાલની ફીલસુફીની અસર પણ કલાપી પર થઇ હતી.

સ્વ. હરિલાલ ધ્રુવના પ્રસિદ્ધ કાવ્ય "વિરાજ વીરકેસરી"ની અસર કલાપીના કાવ્ય "વનમાં એક પ્રભાત" માં દેખાય છે તેજ પ્રમાણે રા. નરસિંહરાવની "ચંદા"ની અસર "કમલિની" માં લાગે છે.

મહાત્મા મૂળદાસ, બિલ્વમંગળ, આમ્રમાતા વગેરે કાવ્યોનુ વસ્તુ લોકસાહિત્યમાંથી લીધું છે. મહાત્મા મૂળદાસની હકીકત અમરેલી પાસે ખરી બની હતી. ત્યાં તેમની જગા હજુ પણ છે. કલાપીએ ભવભૂતિના ઉત્તરરામચરિતનું ભાષાંતર કર્યું હતું. આ અદ્વિતીય કરુણરસપ્રધાન નાટકની છાપ કલાપીના મનપર કાયમ માટે પડી હોય એવું કેટલાંક કેટલાંક કાવ્યો પરથી દેખાય છે.

કલાપીનું આ સાહિત્યઋણ તપાસી કલાપીનો જશ બીજાને આરોપવાનો ઉદ્દેશ નથી. કોઈ માણસ

આંબો વાવવા માટે બીજા માણસ પાસેથી ગોટલો લે તો તેથી ગોટલો વાવવા આપનારની આંબાપર માલિકી થતી નથી. તેજ પ્રમાણે એક કવિ બીજા માંથી વસ્તુ ગ્રહણ કરે અથવા સૂચના મેળવે તેથી તેનાં કાવ્યનો જશ બીજાને મળી જતો નથી. એટલે આ સર્વ કાવ્યોનો ઘણો ખરો જશ કલાપીને જ ઘટે છે.

વળી કલાપીના સાહિત્યઋણ વિષે બોલતાં એક વસ્તુ જણાવવાની જરૂર છે. કલાપીમાં મહાન્ કવિઓમાં જ દેખાતી પ્રબલ કલ્પનાશક્તિ હતી એના પૂરાવાઓ તેમનાં કાવ્યોમાંથી મળી આવે છે. કવિ કાલિદાસને નાયિકાના વિયોગના સંતાપને નાયક ચિત્રદર્શનથી કે (સ્વપ્નદર્શનથી પણ) શમાવી શકતો એ વિચાર બહુ ગમી ગયો લાગે છે. તે તેમણે ત્રણ જગાએ દર્શાવ્યો છે. મેઘદૂતમાં યક્ષ મેઘ સાથે પોતાની પત્નીને કહાવે છેઃ

त्वामालिख्य प्रणयकुपितां धातुरागै शिलायाम्।
आत्मानं ते चरण पतितं यावदिच्छामिकर्तुम् ॥

अस्त्रैस्तावन्मुहुरुपचितैर्दृष्टिरालुप्यते मे ।
क्रुरस्तस्मिन्नपि न सहते संगमं नौः कृतान्तः ॥

તેજ પ્રમાણે શાકુન્તલમાં રાજા દુષ્યન્ત કહે છેઃ
प्रजागरात् खिली भूतस्तस्याः स्वप्ने समागमः।
बाष्पं तु ना ददात्येनां द्रष्टुं चित्रगतामपि ॥

અને વિક્રમોર્વશીયમાં પુરૂરવા રાજા વિદૂષક પ્રત્યે બોલે છેઃ

न च सुवदनामालेख्ये पि प्रिया मसमाप्यताम्।
मम नयनयो रुद् बाष्पत्वं सखे न भविष्यति ॥

આ પ્રમાણે આ ત્રણે ગ્રંથોમાં કાલિદાસ એક વાત સામાન્યપણે કહે છે કે નાયક વિયોગનો સંતાપ [illegible]વવા માટે નાયિકાનું ચિત્ર જોઇ આશ્વાસન લેવા [illegible]પ છે. પરંતુ શોકાવેગથી આંખોમાં આંસુ ભરાઇ આવે છે અને તેથી તે નાયિકાનું ચિત્ર જોઇ શકતો નથી. કલાપી "જ્યાં તું ત્યાં હું" નામના કાવ્યમાં કહે છેઃ—

"આંસુના પડદા વતી નયન તો મ્હારાં થયાં આંધળાં
લૂછ્યાં ના પણ ઉષ્ણ શ્વાસદિલને અશ્રુ સુકાવી દીધાં."

અહિં પ્હેલી લીટીમાં કાલિદાસને પ્રિય થઇ પડેલો વિચાર આવી જાય છે. પરંતુ બીજી લીટીમાં કલાપી કલ્પનામાં કાલિદાસના કરતાં પણ એક પગલું આગળ વધે છે. આંખમાં આંસુ આવવાને લીધે પ્રિય વસ્તુનું દર્શન થઇ શકતું નથી એટલું કહી કાલિદાસ અટકે છે. પરંતુ કલાપી તેથી આગળ વધી કહે છે કે પ્રિયતમાનું દર્શન શરૂઆતમાં તો આંસુને લીધે થઇ શકતું નથી, પરંતુ પાછળથી શોકને લીધે જે ઉષ્ણ શ્વાસોચ્છ્વાસ ચાલે છે તેને લીધે આંખોમાંથી આંસુ સુકાઈ જાય છે અને તેથી પ્રિયતમાનું દર્શન થાય છે!

### ૫ અનુભવ

કલાપીનાં કાવ્યોનો ઘણો મોટો ભાગ અનુભવની વાણી વદે છે. અને તેથીજ કેટલાક કલાપીના કેકારવને "અનુભવશાસ્ત્ર" એવું નામ આપે છે. એટલે કલાપીનાં ઘણાંખરાં કાવ્યો સ્વાનુભવરસિક અથવા તો આત્મલક્ષી છે. અને કેકારવની લોકપ્રિયતાનું આજ મુખ્ય કારણ છે. "પાન્થપંખીડું" એ કાવ્યમાં કલાપીએ લખેલ નીચેના શબ્દો તેમનાં ઘણાંખરાં કાવ્યોને લાગુ પડે છે. તે કહે છેઃ

વ્હાલાનો વિરહી થઇ હૃદયને ચીરી રટ્યો ત્યાં હતો.
તે અશ્રુઝરણુંજ શોણિત સમું તે કાવ્યમાં છે ભર્યું;
સ્વેચ્છાએ ભરી થંચુ લાલમુખથી પીજો ભલે આંસુડું."

કલાપીને અનુભવ મુખ્યત્વે બે બાબતનો થયો હતો—કુદરત અને પ્રેમ. કલાપીના મનપર કાશ્મીરના પ્રવાસની ગાઢ અસર થઇ હતી. "કાશ્મીરનો પ્રવાસ" નામનું નાનકડું પુસ્તક તેમણે પોતાના પ્રવાસના

વર્ણન રૂપે લખ્યું છે. તે લખવા સમયે તેમનું વય માત્ર ૧૪ વર્ષનું હતું, છતાં તેમની કુદરતનિરીક્ષણની શક્તિના તે અદ્ભુત પૂરાવા રૂપ છે. "પાન્થપંખીડું" નામના ન્હાના કાવ્યમાં કાશ્મીરનો અતિ સુંદર ચિતાર તેમણે આપ્યો છે. વળી વર્ડ્ઝવર્થના વાંચનને લીધે તેમનો કુદરત પ્રત્યેનો પ્રેમ વધ્યો હતો પરંતુ મોટે ભાગે કલાપી કુદરતને માનવહૃદયના ભાવાલેખનના આધાર (background) તરીકેજ વાપરે છે.

## પ્રેમ

કલાપીના પ્રેમજીવનનો ઇતિહાસ લખવાનો સમય હજુ આવ્યો નથી. પરંતુ તેમની કવિતાના ઘણા મોટા ભાગનો વિષય પ્રેમ—અને તે પણ પોતે અનુભવેલ પ્રેમ—હોવાથી તે વિષે જરૂર જેટલું વિવેચન અત્રે કરવું જોઇએ. કલાપીને લગ્ને બે સ્ત્રીઓ આપી હતી. પણ તે સમયે તેમને લગ્ન અભ્યાસમાં અડચણ રૂપે લાગેલ. તેમનાં પત્ની રમાની દાસી શોભના પ્રત્યે શરૂઆતમાં તેમને પિતા તરીકેનો પ્રેમ હતો પણ પાછળથી તેમની વચ્ચેના પ્રેમે દાંપત્ય પ્રેમનું સ્વરૂપ ધારણ કર્યું. આ સમયે તેમના હૃદયમાં એક બાજુ ન્યાય તથા નીતિ અને બીજી બાજુ પ્રેમ વચ્ચે તુમુલ તોફાન ચાલ્યું. કલાપીના કેકારવનાં ૨૫૫ કાવ્યોનો ૪૯૧ પાનામાં સમાવેશ થાય છે. (પહેલી આવૃત્તિ) તે લગભગ આઠ વર્ષના સમયમાં ૧૮૯૨ થી ૧૯૦૦ સુધીમાં લખાયો હતો. પરંતુ તે કાવ્યોનો લગભગ પોણો ભાગ (૩૫૨ પાનાં) ફક્ત બેજ વર્ષમાં એટલે ૧૮૯૬–૯૭ માં લખાયો હતો એ હકીકત જાણવા જેવી છે. આ બે વર્ષ દરમ્યાન કલાપીના હૃદયમાં શોભના પ્રત્યેના પ્રેમની ગડમથલ ચાલ્યા કરતી હતી, અને તે હૃદયમંથનનું પ્રતિબિમ્બ આ સમયે લખાયેલી કવિતામાં દેખાય છે. કલાપીએ શોભના સાથે તા. ૧૧ જુલાઇ ૧૮૯૮ ના રોજ લગ્ન કર્યું. ત્યાર પછી તા. ૬–૧૨–૯૮ ના રોજ લખેલા "ઉત્સુકહૃદય" નામના કાવ્યમાં કલાપીએ લખ્યું :

"ગઇ છે સૌ ચિન્તા, અનુકૂલ વિધિએ થઇ ગયો,
અમારાં આવીને વણકર વિધાતા વણી રહ્યો;
પ્રભુએ, વ્હાલાંએ, જગતપરનાં લોક સઘળે,
દીધો નિર્મી તેનો મધુર કર મ્હારા કર સહે.

અને હવે તેમના હૃદયમાં ઉભરાતા આનંદનું વર્ણન કરતાં તે લખે છે:

"હવે તો જાણે એ કુસુમપદને ચુમ્બન કરું,
ભરાઈને પ્યાલે અધર પરવાળે જઇ ઠરું;
હવે તો એ પાસે મુજ ઉપર હૈ તાંડવ રચી,
રહ્યું રાચી નાચી ઉદધિ રસનામાં રહ્યું મચી.

સુધાની પ્યાલી આ સહુ તરફ જાણે છલકતી,
હવામાં હીરાની ઝગમગ થતી આ રજ ભરી;
દિશે તાજું તાજું જગત સહુ રોમાંચમય આ,
જુદાઈના કિલ્લા હૃદય થડકે શું ઢળી જતા."

એક અંગ્રેજ વિદ્વાને કહ્યું છે કે: "વિચારોનું મૂળ દર્દ છે." કલાપીના હૃદયનું દર્દ આ પ્રમાણે બંધ થયું, અને તેમના હૃદયમાં સંતોષે આવીને વાસ કર્યો ત્યારથી તેમનું કાવ્યઝરણું ઘણું મંદ પડી જાય છે. કલાપીનું મૃત્યુ ૧૦ મી જુન, ૧૯૦૦ ના રોજ થયું. તે અતિ ખેદજનક બનાવની પ્હેલાંના લગભગ બે વર્ષો દરમ્યાન કલાપીએ ભાગ્યેજ ૧૦–૧૨ લઘુકાવ્યો કરતાં વધારે લખ્યું હોય એમ કેકારવ જોતાં લાગે છે. કલાપીના પ્રેમની કવિતાના મુખ્ય બે વિભાગ પાડી શકાય—પ્રેમનો ઉત્સાહ અને પ્રેમનો વિષાદ. ઉત્સાહના કરતાં વિષાદની છાયાવાળાં કાવ્યો કેકારવમાં વધારે દેખાય છે. પોતાના પ્રેમના અનુભવને કલાપીએ બેજ લીટીમાં સમાવી દીધો છે.

"મેં પ્રેમમાં તડફતાં મમ શાન્તિ ખોઇ,
આનંદની મધુર પાંખ ન ક્યાંઈ જોઈ."

## ૨. તત્વજ્ઞાન

"કલાપીની કવિતામાં કંઈ તત્વજ્ઞાન છે?" એવો પ્રશ્ન વારંવાર પૂછાય છે. કલાપીની કવિતામાં મુખ્યત્વે બે તત્વો મને દેખાયાં છે. અદ્વૈતવાદ અને ભૂતદયા. કલાપીના અદ્વૈતવાદની અંદર શાંકરાદ્વૈત,

સુફીવાદ તથા વર્ડ્ઝવર્થના સર્વાત્મવાદ ( Pantheism ) નો ત્રિવેણી સંગમ થાય છે. ૨૬ વર્ષની નાની વયમાં કલાપીને શંકરાચાર્યના વેદાન્ત વિષયના ગ્રંથો વાંચવાનો સમય મળ્યો હોય એ સંભવિત નથી. પરંતુ સ્વ. બ્રહ્મનિષ્ઠ, અભેદમાર્ગપ્રવાસી મણિલાલ જે શંકરાચાર્યના વેદાન્તના ખાસ અભ્યાસી હતા તેમના પરિચયને લીધે કલાપીએ આ વિષયનું સામાન્ય જ્ઞાન મેળવી લીધું હોય એ બનવાજોગ છે. કલાપી કહે છે:

દ્વૈતપ્રેમી હું હતો અદ્વૈત પ્રેમી હું થયો;
બ્રહ્માંડ મહારું બ્રહ્મ મારૂં બ્રહ્મવાદી હું થયો.'

સુફીવાદની અસર કલાપીનાં કાવ્યોમાં ખૂબ દેખાય છે. સુફીવાદ સમજ્યા સિવાય કલાપિનાં કાવ્યોને કેટલાકો તરફથી અન્યાય થયો છે. આવો અન્યાય બીજા પણુ કવિઓને અગાઉ થયેલો છે. કવિશ્રી દયારામનાં કાવ્યોમાં રહેલું રહસ્ય સમજ્યા સિવાય કેટલાકો તરફથી તેમના પર ઉઘાડા શ્રૃંગારનાં કાવ્યો લખવાનો આરોપ એક સમયે મૂકવામાં આવતો હતો. સાક્ષર શ્રી ગોવર્દ્ધનરામે " દયારામનો અક્ષરદેહ " લખી દયારામભાઈનું તત્વજ્ઞાન સમજાવ્યું છે. તે જ પ્રમાણે કલાપીમાં પણુ અનેક સ્થળે માશુકના નામથી પ્રિયાપ્રેમ નહિ પરંતુ પ્રભુપ્રેમનું વર્ણન કર્યું છે. સુફીવાદ એ ઇસ્લામનો અગમ્યવાદ છે સુફી શબ્દ સુફ એટલે ઉન પરથી નીકળ્યો છે. ઉનના ડગલા પ્હેરી જે ઇસ્લામી સંતો પ્રભુની સાથે એકરૂપ થવાનો બોધ કરતા તેમને સુફી નામ આપવામાં આવતું. સુફીવાદમાં ચાર તબકકા માનવામાં આવે છે. ફનાફી શય ( એક વસ્તુમાં પોતાની જાતને ભૂલી જવું ), ફનાફી શેખ ( ગુરૂમાં જાત ભૂલવી ), ફનાફી રસુલ ( મહમ્મદ પયગંબરસાહેબમાં પોતાનું અસ્તિત્વ ડુબાવી દેવું ), અને ફનાફીલ્લાહ ( ઇશ્વરમાં ભળી જવું ). આ પ્રેમધર્મમાં ઇશ્વર માશુકરૂપે પૂજાય છે. ઇશ્વરની પ્રેમપૂજાની રીત કંઇક આવી છેઃ—




આપણુા દેશમાં અંબા, કાલિકા, વગેરે સ્વરૂપમાં ઇશ્વરની માતા તરીકે પૂજા થાય છે, નારદ, પ્રહ્લાદ વગેરે ભક્તોએ ઇશ્વરને પિતા તરીકે પૂજ્યા અને પુષ્ટિમાર્ગમાં ઈશ્વિર પતિ સ્વરૂપે ભજાય છે. આપણુા દેશમાં ઇશ્વરને માશુક સ્વરૂપે ભજવામાં આવેલ નથી, તેનું કારણુ એમ પણ કેમ ન હોય કે આપણે ત્યાં વચગાળાના સમયમાં સ્ત્રીઓની પૂજા તો ખાસડાંથી જ થતી હતી !

" ઢોર ગમાર શુદ્ર પશુ નારી
ચે સબ તાડન કે અધિકારી, "

જેવા શબ્દો તુલસીદાસજીના મુખમાં આજ માન્યતાથી મૂકવામાં આવ્યા હશે. આ સમયે મ્હારે કહી દેવું જોઇએ કે સ્ત્રીઓને અધમ માનવાનું પાપ માત્ર પૂર્વના દેશોએ જ કર્યું છે એમ નથી. અંગ્રેજી ભાષામાં પણ એક કહેવત ચાલે છે, જે મધ્ય યુગમાં બહુ પ્રચારમાં હતી કે:

A dog, a wife and a wallnut tree
The more you beat them the better they be.

કલાપીનાં કાવ્યોમાં પ્રિયાપ્રેમના કરતાં પ્રભુપ્રેમ તરફ—ઇશ્કે મિજાજીના કરતાં ઇશ્કે હકીકી તરફ

વધારે વલણ દેખાય છે. માશુકના પ્રેમમાં મશગુલ બિલ્વમંગળની પ્રત્યે કવિ તેની પ્રિયતમાના મુખે કહેવડાવે છે:

"ત્હારા વ્હાલા ! સુર ! હૃદયથી દાસ તું ઇશનો થા!
ફાની છો આ જગત સઘળું અન્ત આ જીવવાને,
જે છે તેના ટકી કદી રહે સર્વદા કાળ ક્યાએ;

. શોધી લેને પ્રિય પ્રિય સખે ! સર્વદા જે રહેશે,
આશાતૃપ્તિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને !

. હું ત્હારીને મુજ પણ સખે ! પ્રેમી આ દિલ ત્હારૂં;
તે જાણીને હૃદય મમ તો આજ ચીરાઇ જાતું;

ત્હારૂં તેના દ્રુજ રહી શકે તૂટશે સર્વ મારૂં,
માટે છોડી 'તુજ' 'મુજ' હવે દાસ થા ઈશનો તું.

( બિલ્વમંગળ )

વર્ડ્ઝવર્થનો સર્વાત્મવાદ ( Pantheism ) ટુંકામાં આ પ્રમાણે છે. વર્ડ્ઝવર્થ કુદરતને માત્ર બાહ્ય સૃષ્ટિ માનતો નથી પણ કુદરતમાં તે ચૈતન્ય તત્વ વ્યાપી રહેલું માને છે. અને આ ચૈતન્યતત્વની સાથે મનુષ્યના આત્માની એકતાનતા છે એમ તે માને છે. કુદરત એ મનુષ્યનો મોટામાં મોટો શિક્ષક છે એવી તેની માન્યતા છે. આ માન્યતા કલાપીનાં કેટલાંક કાવ્યોમાં ખાસ કરીને "મનુષ્ય અને કુદરત" એ કાવ્યમાં દેખાય છે.

### ૩. ગઝલ

ગુજરાતી ભાષામાં દલપતરામ પહેલાનું સર્વ લખાણ દેશીઓમાં થયું છે. પ્રેમાનંદે એકાદ કાવ્યમાં સંસ્કૃત વૃત્તો વાપર્યાં છે તથા સામળે વ્રજભાષામાં વપરાતા છંદોનો ઉપયોગ કર્યો છે પણ આ અપવાદો તો મૂળ સિદ્ધાંતને પોષણ આપે છે. દલપતરામના યુગ પછીથી આપણામાં સંસ્કૃત વૃત્તો વપરાવાં માંડયાં. સ્વ. ભક્ત–કવિ ભોળાનાથભાઇએ અભંગ લખવાની શરૂઆત કરી, સ્વ. મણિશંકરે અંજનીગીત દાખલ કર્યાં એમ નવા નવા છંદો તથા રાગો ગુજરાતીમાં દાખલ થવા માંડયા. ગઝલ લખવાની શરૂઆત આથી પ્હેલાં થઇ ગઇ હતી. કવિ દયારામે ઉત્તર હિંદુસ્તાનમાં પ્રવાસ કર્યો હતો અને ત્યાં તેમને ગઝલનો પરિચય થયો હતો. તેમણે કેટલીક ગઝલો હિંદી ભાષામાં લખી છે પણ તે આપણી તરફ પ્રચારમાં નથી. ગઝલની ખરી શરૂઆત તો મસ્તકવિ બાલાશંકરે કરી, ત્યાર પછી સ્વ. મણિલાલ નભુભાઇ, સ્વ. હરિલાલ ધ્રુવ. રા. ડાહ્યાભાઇ દેરાસરી વગેરેએ ગઝલો લખી છે. કલાપીની ગઝલો ગુજરાતી સાહિત્યમાં ચિરકાલ ટકી રહે તેવી છે. ગઝલ એ છંદ કે રાગનું નામ નથી, પરંતુ તેતો વિષય પરત્વે કવિતાના એક વિભાગને અપાયલું નામ છે. ગઝલ એટલે પ્રેમગીત. તેના વિષય પરત્વે બે વિભાગ ગણી શકાય. કેટલીક ગઝલોમાં ઇશ્કે મિજાજી એટલે પ્રિયાનો પ્રેમ વર્ણવેલો હોય છે ત્યારે કેટલીક ગઝલોમાં ઇશ્કે હકીકી એટલે ઇશ્વર. પ્રેમનું વર્ણન કર્યું હોય છે. ગઝલ અનેક માપની લખાય છે. કલાપીએ મુખ્યત્વે બે માપની ગઝલો લખી છે. તેમાં દરેક લીટી ચાર ચાર અક્ષરના ચાર ગણની બનેલી હોય છે. તેનું માપ આ પ્રમાણે છે:

૧. લગાગાગા, લગાગાગા, લગાગાગા, લગાગાગા,
આજ માપના છેલ્લા બે અક્ષરોને ઉપાડીને શરૂઆતમાં મૂકી દેવાથી બીજા પ્રકારની ગઝલ બને છે.

૨. ગાગાલગા, ગાગાલગા, ગાગાલગા, ગાગાલગા.
આ રચનામાં યતિ સિવાયના હરિગીત છંદનાં સર્વ લક્ષણો રહેલાં છે. તેના ૧૬ અક્ષરોમાં ૨૮ માત્રા છે, તથા છેવટ ર ગણ છે આથી કેટલાક હરિગીત છંદ અને આ રચના વચ્ચે ગોટાળો કરી દે છે પરંતુ હરિગીત માત્રા મેળછંદ છે, જ્યારે આ રચના અક્ષરમેળ છે.*

નવલરામ જગન્નાથ ત્રિવેદી

* ગુજરાત સાહિત્ય સભા તરફથી તા. ૯–૯–૨૩ ના રોજ પ્રેમાભાઈ હૉલમાં આપેલ ભાષણ વ્યાખ્યાનના આધારે.

# નોંધ

## ગણેશોત્સવ

ત્રણે ગુણોના ઇશ, ગણેશ, ની સ્થાપના તથા પૂજા દરેક માંગળિક પ્રસંગે કરવામાં આવે છે, પણ ભાદરવા મહિનામાં ગણેશોત્સવ ઉજવવાની રૂઢિ માત્ર મહારાષ્ટ્રમાં જ પ્રચલિત હોય એમ જણાય છે. અનંત ચૌદસ સુધીના દસ દિવસ સુધી સહવાર-સાંજ પૂજા થતી વખતે મિત્રો તથા અન્યજનો એકઠા થાય છે. અને તેમના હિતાર્થે તથા રંજન માટે કથાકીર્તન કરવાનો રિવાજ શરૂ થયો હશે. કથાકીર્તન માર્ફત અમુક વિચારોનો પ્રચાર કરવો સહેલો છે, અને આપણા દેશમાં કોઇપણ સામાજિક કે રાજકીય સુધારાના વિચારનો ફેલાવો ધાર્મિક પ્રવચન માર્ફત સહેલાઇથી થઇ શકે છે. ગયાં વીસેક વર્ષથી કથાકીર્તન ઉપરાંત અમુક પ્રખ્યાત વિદ્વાનો અથવા રાજકીય નેતાઓના ભાષણ પણ રાખવામાં આવે છે. સાધારણ રીતે સાબરમતીની રેતમાં જનારા લોકો અને મંદિરમાં જનારા લોકો જુદા હોય છે, અને દેશોન્નતિને લગતા દરેક વિષય ઉપર દસેક વ્યાખ્યાનો દરેક ગણપતિની પાસે થાય તો તેથી ઘણો સારો પ્રચાર થઇ શકે. ધાર્મિક વાતાવરણમાં વિશેષ સંયમ સ્વાભાવિક રીતે જળવાય છે અને તેથી ભાષણની અસર શ્રોતાજનો પર વધારે ઉંડી થાય છે. દરેક ગામમાં મહોલ્લે મહોલ્લે આ રીતે ગણેશોત્સવ ઉજવાય એવું અમે ઇચ્છીએ છીએ.

## યૂરોપનું દિગ્દર્શન

યૂરોપની રાજ્યવ્યવસ્થા કોઇપણ પ્રકારે સુધરતી હોય એમ માનવાને કારણ નથી. ફ્રાન્સ અને જર્મની સામસામા ડોળા ઘુરકાવી રહ્યા છે. જર્મની પાસે લશ્કરી બળ નથી તેથી અસહકારનું જોર અજમાવી રહ્યું છે, અને એ બે રાજ્યો વચ્ચે આર્થિક તથા ઔદ્યોગિક રસાંકસી વધતી જાય છે. ફ્રાન્સ અંદર-ખાનેથી જાણે છે કે જેવું જર્મની સતેજ થઇને ઉભું થશે કે સખત ફટકો મારવાનો પ્રયત્ન કરશે. અને ફ્રાન્સની બ્હીક તથા ગભરામણ ખોટાં પણ નથી. યુરોપની દરેક પ્રજા માત્ર સ્વાર્થનો વિચાર કરે છે. હાલની અંધાધુંધીમાં પોતે કાંઇ મેળવી લે અને બીજી કોઇ પ્રજાની શક્તિ ઓછી થાય તે તરફ જ સઘળું લક્ષ દોરાયલું હોય છે. ઇટાલીઅન પ્રજા યુગોસ્લાવીઆમાં પગપેસારો કરીને ધમકી આપે છે. બીચારૂં નમાલું ઇટાલી બીજી કોઇ પ્રજા સાથે લડી ન શકે એટલે કોર્ફુની શસ્ત્રહીન પ્રજા ઉપર તોપના ગોળા છોડીને તીસમારખાંની માફક આનંદ પામે છે. ઇટાલીના જેવી જ બીજી સડેલી પ્રજા સ્પેઇન, મોરોક્કોના મુરની સામે લડાઇ ચલાવ્યાં કરે છે પણ મુર લોકો સ્વાતંત્ર્ય અને સ્વરાજ્ય માટે એવા મક્કમતાથી ઝુંઝે છે કે સ્પેઇનની પ્રજા નિરર્થક લડાઇથી કંટાળીને આજે બળવો કરી બેઠી છે. યૂરોપમાં સત્ય અને ન્યાયની બિલકુલ દરકાર થતી નથી, સ્વાર્થ–વ્યક્તિગત કે રાષ્ટ્રીય-સર્વોત્તમ થઇને બેઠો છે. નીતિમય રાજ્યકારભારને સ્થાન નથી. અસત્ય, કપટ અને લુચ્ચાઇનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે.

લીગ ઑફ નેશન્સના ફારસમાં કોઇને જરા પણ શ્રદ્ધા રહી નથી. પ્રજાના આગેવાનોમાં પણ શ્રદ્ધા નથી. યૂરોપનો કારીગર તથા મજૂર વર્ગ પોતાના વર્ગનું જ સામ્રાજ્ય સ્થાપવા કોશિશ કરી રહ્યો છે.

આ બાબતમાં ઈશ્રિયાનો હાથ કેટલો છે તે બરાબર સમજી શકાતું નથી. જર્મનીમાં એ વર્ગનું જોર વધતું જાય છે એમ માનવાને કારણ છે. જર્મનીના નવા રાજ્યતંત્રમાં તેમણે આગળ પડતો ભાગ લેવા માંડ્યો છે. આથી યૂરોપ દેશમાં ક્યારે બળવો થશે, ક્યારે ધુંધવાઈ રહેલી આગ સળગી ઉઠશે તે વિષે ભવિષ્ય ભાખવું રહેલું નથી.

ઇન્ગ્લંડમાં વેપાર રોજગારની મંદી ઘણી સખત છે. ગયા મહિનાની આખરે ૧૨,૨૩,૦૦૦ માણસો રોજગાર વિનાના નોંધાયા હતા, અને એ સંખ્યા ઓછી થવાને બદલે વધતી જાય છે. ગોદીના મજૂરોએ હડતાલ પાડેલી તે બંધ થઇ છે. ઇન્ગ્લંડના મજૂરોમાં બે વર્ષ ઉપર જે સંપ અને જુસ્સો હતો તે આજે જોવામાં નથી. આવતો આજે ફાટફૂટ અને મતભેદ પ્રસરી રહ્યો છે. મોટી લડાઇને લીધે એક પણ પ્રજા જીતી નથી, સુખી થઈ નથી, દરેકને ભારે નુકસાન થયું છે, અને થતું જાય છે. છતાં જડતામાં ડૂબેલા યૂરોપની આંખ ઉઘડતી જ નથી. તે મૃત્યુ તરફ ધસી રહ્યુ છે.

## મુંબાઈ યુનિવર્સિટી

સને ૧૯૨૨-૨૩ માં થયેલા કામકાજનો અહેવાલ કાર્યવાહક સમિતિએ બહાર પાડ્યો છે. આ સરકારી વિદ્યાપીઠનું મુખ્ય કર્તવ્ય પરીક્ષાઓ લેવાનું છે. જુદી જુદી પરીક્ષાઓ માટે અભ્યાસક્રમની ગોઠવણ કરી તેને માટે યોગ્ય પાઠ્યપુસ્તકો મુકરર કર્યા બાદ પરીક્ષાનું અમુક ધોરણ નક્કી કરવાની સત્તા આ વિદ્યાપીઠને મળી છે. દરેક વિષયની ઉંચી પરીક્ષામાં ઉતીર્ણ થતા વિદ્યાર્થીઓને ઉપાધિ આપીને સરકારી છાપ-સિક્કો મારવાથી તેમની કિંમત અંકાય છે; તથા જેમને સરકારી નોકરી કરવી હોય તેમને ચલણી નાણાંની માફક સિક્કો મરાવવો પડે છે. આ કારણને લીધે જ આ વિદ્યાપીઠની પરીક્ષાઓની મહત્તા વધી છે. બાકી શિક્ષણની દૃષ્ટિએ જોતાં જ્યાં જ્યાં અંગ્રેજ લોકો કે સરકારે હિન્દીઓની કેળવણીની સંસ્થામાં હાથ લગાડ્યો છે ત્યાં ત્યાં સત્યાનાશ વાળ્યું છે. બેન્ગ્લોરમાં જમશેદજી ટાટાએ લાખો રૂપીઆ ખર્ચીને શોધખોળખાતું કાઢયું, અને લાખો રૂપીઆ ખર્ચીને મુંબાઈમાં સાયન્સ ઇન્સ્ટીટયુટ સ્થપાયું. તેમાંથી કેટલાક અંગ્રેજો પૈસા કમાઈ ગયા ઉપરાંત બીજું કાંઈ ખાસ 'ઉપયોગી' કામ થયું અમારા જાણવામાં નથી.

મુંબાઇ સરકારી વિદ્યાપીઠમાં ૭૫૬૭ વિદ્યાર્થીઓ શાળાન્ત પરીક્ષામાં બેઠા તેમાંથી ૫૦૪૮ પસાર થયા. આના ઉપરથી જોઇ શકાય છે કે વિદ્યાર્થીઓની સંખ્યામાં ઘણો વધારો થયો છે. આવી રીતે બીજી બધી પરીક્ષાઓમાં પણ સંખ્યાબંધ વિદ્યાર્થીઓ જાય છે.

યુનિવર્સિટીનો મુખ્ય ધંધો પરીક્ષા લેવાનો છે. હાલમાં જ થોડાં વર્ષ થયાં ઉચ્ચ અભ્યાસ તથા શોધને માટે સમાજશાસ્ત્ર તથા સંપત્તિશાસ્ત્રના અધ્યાપકો નીમાયા છે. સમાજશાસ્ત્રના અધ્યાપક પ્રખ્યાત મિ. ગેડીઝ પૂર્ણ તનમનથી કામ કરે છે કે કેમ? તે વિષે જરા શંકા ઉઠે એવું છે. એમના તથા એમના મદદનીશ વર્ગમાં વિદ્યાર્થીઓ જતાં નથી. એમણે સામાજિક પ્રદર્શન (civic exhibition) કરેલું તેનો લાભ પણ બહુ થોડા માણસોએ લીધો છે. સંપત્તિશાસ્ત્રનું શિક્ષણ અધ્યાપક ખુશાલ શાહને સોંપાયું છે. તેમણે અતિ શ્રમ લઈને પુસ્તકો રચ્યાં છે પણ યુનિવર્સિટીના કાર્યવાહકોની સહાનુભૂતિ તથા સક્રિય મદદ તેમને મળતી હોય એમ જણાતું નથી. આ બે વર્ગોને કેવી રીતે સુધારવાં, અને શારદાપીઠમાં ઉચ્ચ અભ્યાસ માટે અનુકૂળ વાતાવરણ કેવી રીતે જમાવવું તે વિષે હાલ વિચાર ચાલી રહ્યો છે. અમને દહેશત છે કે જ્યાં સુધી આ શારદાપીઠમાં સરકારી નોકરો તથા સરકારના ખુશામતીઆઓની સંખ્યા ખૂબ પ્રમાણમાં છે ત્યાંસુધી ઉચ્ચ શિક્ષણને ઉત્તેજન નહીં મળે.

# નોંધ

## ગણેશોત્સવ

ત્રણે ગુણોના ઇશ, ગણેશ, ની સ્થાપના તથા પૂજા દરેક માંગળિક પ્રસંગે કરવામાં આવે છે, પણ ભાદરવા મહિનામાં ગણેશોત્સવ ઉજવવાની રૂઢિ માત્ર મહારાષ્ટ્રમાં જ પ્રચલિત હોય એમ જણાય છે. અનંત ચૌદસ સુધીના દસ દિવસ સુધી સહવાર-સાંજ પૂજા થતી વખતે મિત્રો તથા અન્યજનો એકઠા થાય છે. અને તેમના હિતાર્થે તથા રંજન માટે કથાકીર્તન કરવાનો રિવાજ શરૂ થયો હશે. કથાકીર્તન માર્ફત અમુક વિચારોનો પ્રચાર કરવો સહેલો છે, અને આપણા દેશમાં કોઇપણ સામાજિક કે રાજકીય સુધારાના વિચારનો ફેલાવો ધાર્મિક પ્રવચન માર્ફત સહેલાઇથી થઇ શકે છે. ગયાં વીસેક વર્ષથી કથાકીર્તન ઉપરાંત અમુક પ્રખ્યાત વિદ્વાનો અથવા રાજકીય નેતાઓના ભાષણ પણ રાખવામાં આવે છે. સાધારણ રીતે સાબરમતીની રેતમાં જનારા લોકો અને મંદિરમાં જનારા લોકો જુદા હોય છે, અને દેશોન્નતિને લગતા દરેક વિષય ઉપર દસેક વ્યાખ્યાનો દરેક ગણપતિની પાસે થાય તો તેથી ઘણો સારો પ્રચાર થઇ શકે. ધાર્મિક વાતાવરણમાં વિશેષ સંયમ સ્વાભાવિક રીતે જળવાય છે અને તેથી ભાષણની અસર શ્રોતાજનો પર વધારે ઉંડી થાય છે. દરેક ગામમાં મહોલ્લે મહોલ્લે આ રીતે ગણેશોત્સવ ઉજવાય એવું અમે ઇચ્છીએ છીએ.

## યૂરોપનું દિગ્દર્શન

યૂરોપની રાજ્યવ્યવસ્થા કોઇપણ પ્રકારે સુધરતી હોય એમ માનવાને કારણ નથી. ફ્રાન્સ અને જર્મની સામસામા ડોળા ઘુરકાવી રહ્યા છે. જર્મની પાસે લશ્કરી બળ નથી તેથી અસહકારનું જોર અજમાવી રહ્યું છે, અને એ બે રાજ્યો વચ્ચે આર્થિક તથા ઔદ્યોગિક રસાકસી વધતી જાય છે. ફ્રાન્સ અંદરખાનેથી જાણે છે કે જેવું જર્મની સતેજ થઇને ઉભું થશે કે સખત ફટકો મારવાનો પ્રયત્ન કરશે. અને ફ્રાન્સની બ્હીક તથા ગભરામણ ખોટાં પણ નથી. યુરોપની દરેક પ્રજા માત્ર સ્વાર્થનો વિચાર કરે છે. હાલની અંધાધુંધીમાં પોતે કાંઇ મેળવી લે અને બીજી કોઇ પ્રજાની શક્તિ ઓછી થાય તે તરફ જ સઘળું લક્ષ દોરાયલું હોય છે. ઇટાલીઅન પ્રજા યુગોસ્લાવીઆમાં પગપેસારો કરીને ધમકી આપે છે. બીચારૂં નમાલું ઇટાલી બીજી કોઇ પ્રજા સાથે લડી ન શકે એટલે કોર્ફ્યુની શસ્ત્રહીન પ્રજા ઉપર તોપના ગોળા છોડીને તીસમારખાંની માફક આનંદ પામે છે. ઇટાલીના જેવી જ બીજી સડેલી પ્રજા સ્પેઇન, મોરોક્કોના મુરની સામે લડાઇ ચલાવ્યાં કરે છે પણ મુર લોકો સ્વાતંત્ર્ય અને સ્વરાજ્ય માટે એવા મક્કમતાથી ઝૂઝે છે કે સ્પેઇનની પ્રજા નિરર્થક લડાઇથી કંટાળીને આજે બળવો કરી બેઠી છે. યૂરોપમાં સત્ય અને ન્યાયની બિલકુલ દરકાર થતી નથી, સ્વાર્થ—વ્યક્તિગત કે રાષ્ટ્રીય-સર્વોત્તમ થઇને બેઠો છે. નીતિમય રાજ્યકારભારને સ્થાન નથી. અસત્ય, કપટ અને લુચ્ચાઇનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે.

લીગ ઑફ નેશન્સના કારસમાં કોઇને જરા પણ શ્રદ્ધા રહી નથી. પ્રજાના આગેવાનોમાં પણ શ્રદ્ધા નથી. યૂરોપનો કારીગર તથા મજૂર વર્ગ પોતાના વર્ગનું જ સામ્રાજ્ય સ્થાપવા કોશિશ કરી રહ્યો છે.

# દિલ્હીની મહાસભા

## અણધાર્યાં પરિણામ

ત્રણ વર્ષ ઉપર સપ્ટેંબર માસમાં મહાસભાની ખાસ બેઠક કલકત્તામાં મળેલી, તેવી જ ખાસ બેઠક ચાલુ માસની ૧૫ મી તારીખે દિલ્હીમાં મળી. સવિનય ભંગની લડત બારડોલીના ઠરાવોથી મુલતવી રાખવામાં આવી તેને પરિણામે દેશમાં અસાધારણ મંદતાનું વાતાવરણ ફેલાઈ ગયું; અને ત્યાર પછી થોડા જ વખતમાં મહાત્માજી ગિરફતાર થયા એથી એ મંદતામાં વળી ઉમેરો થયો. સવિનય ભંગની સાચી તૈયારી રૂપ જે રચનાત્મક કાર્યક્રમ બારડોલીમાં ઘડાયો તેને પાર પાડવાને માટે મહાત્માજી છૂટા રહ્યા હોત તો તે વખતે આવેલી મંદતા થોડા જ સમયમાં દૂર થઈ જાત અને પ્રજા પાછી પોતાની લડતમાં આગળ ધપી જાત એ વાત સૌ કોઈ સ્વીકારે છે. પણ તેમની ગેરહાજરીમાં તેમણે ઘડી આપેલા કાર્યક્રમથી પ્રજામાં અસલનો જોસ્સ અને ઉત્સાહ પાછો લાવી શકાશે નહિ એવી માન્યતા દેશના ધુરંધર આગેવાનોના દિલમાં પેદા થઈ અને સવિનય ભંગને અનુકૂળ શાંતિનું વાતાવરણ દેશમાં છે કે કેમ એ બાબતની તપાસ કરવા નિમાયેલી સમિતિએ સર્વાનુમતે જાહેર કર્યું કે દેશ એ પ્રકારની લડત માટે તૈયાર નથી. એથી એ સમિતિએ સરકારી ધારાસભાઓ કબજે કરવાનો માર્ગ સૂચવ્યો. સમિતિના સભ્યોમાં અહીંઆથી મતભેદ પડ્યો અને એ સમિતિનું નિવેદન દેશ સમસ્ત જાહેર થયું, ત્યારથી દેશમાં બે ચોકખા પક્ષ પડી ગયા: ત્રણ વર્ષ ઉપર મહાસભાએ સ્વીકારેલા અસહકારના આખા ક્રમને વળગી રહેનાર એક પક્ષ અને તેમાં ફેરફાર સૂચવનાર બીજો પક્ષ. આ બે વચ્ચેનો મતભેદ અતિશય તીવ્ર હતો, અને ના-ફેર પક્ષને મન એ સિદ્ધાંતનો મતભેદ હોઈ બન્ને વચ્ચે છૂટછાટ કે સમાધાનને અવકાશ છે જ નહિ એવી એ પક્ષની દૃઢ માન્યતા હતી. સવિનય ભંગ સમિતિના નિવેદન પછી બન્ને પક્ષ વચ્ચે સમાધાન કરાવવાના પ્રયત્ન થયા, પણ છેવટે ગયાજીની મહાસભાએ વિશાળ બહુમતિથી મૂળ કાર્યક્રમમાં ફેરફાર કરવાની સાફ ના પાડી, અને તે ઉપરાંત પૂરતી તૈયારી કરીને લડત ફરી શરૂ કરવાના હેતુથી ચાર માસમાં પૂરો કરવાનો કાર્યક્રમ પ્રજા સમક્ષ મૂક્યો. આથી ગયાજીની મહાસભાને બીજે જ દિવસે ફેરફાર કરવા ઇચ્છતા આગેવાનોએ પોતાનો 'સ્વરાજપક્ષ' એ નામનો જુદો પંથ રચ્યો, અને મહાસભાનો ધારાસભાબહિષ્કારનો મક્કમ ઠરાવ હોવા છતાં આવતી ચૂંટણીમાં દાખલ થવાની પોતાની નેમ જાહેર કરી. આમ ખુદ મહાસભાની અંદર જ બે પરસ્પર વિરોધી કાર્યક્રમના હિમાયતી પક્ષો ઉભા થયા, અને સરકારની સામે ઝૂઝવા માટે પ્રજામાં જે ઐક્ય જોઈએ, તેનો નાશ થયો. આ વિરોધનું વાતાવરણ મહાસભા બહાર સમસ્ત દેશમાં પ્રસર્યું અને પરસ્પર હિંદુ-મુસલમાન કોમો વચ્ચે અનેક ઝઘડા થઈ ચોમેર અશાંતિ ફેલાઈ રહી. કાર્યકર્તાઓના અંદર અંદરના વિગ્રહો સાથે મહાસભાની પ્રતિષ્ઠાને ભારે ધક્કો પહોંચ્યો, પ્રજા ઉપરનો તેનો કાબૂ ઢીલો થયો, અને મહા પ્રયાસે સાધ્ય થયેલી કોમી એકતામાં તૂટ પડી.

આ પછી અલ્હાબાદ, મુંબાઈ અને નાગપુરમાં મહાસમિતિ મળી અને આખરે મુંબાઈમાં ખાસ મહા-

ફુંક આપવાની આવશ્યકતા છે. એમનો અડગ નિશ્ચય અને અટળ વિશ્વાસ જોઇને નવા સૈનિકો યુદ્ધમાં શામેલ થઇ રહેશે. આમ પહેલા હલ્લાંથી વિજય કદાચ ન મળે તેથી સૈન્ય હતાશ તો ન જ થાય. સૈનિકો બીજા હલ્લા માટે જરૂરી વાતાવરણ દેશમાં પેદા કરી રહે, એટલે પાછો ફરીવાર જંગ મચાવવાને તેઓ તૈયાર થઇ જશે.

તે પછી, અત્યાર સુધીમાં ચાલેલા યુદ્ધમાં, આપણે નિષ્ફળ નથી ગયા, એનો પુરાવો આપણને ૧૯૨૧ ના વર્ષના દરેક દિવસના ઇતિહાસમાંથી મળી જાય છે, એનો પ્રમુખસાહેબે નિર્દેશ કર્યો. એક વર્ષ દરમ્યાન અસહકારની લડતે પ્રજાના આખા માનસિક વલણમાં રૂપાંતર કરી નાખ્યું. હજારોએ સરકારી સંસ્થાઓ છોડી, મોજશોખ અને આરામ છોડ્યા, અને સ્વેચ્છાપૂર્વક જેલ સ્વીકારી, યુવરાજના હિંદમાં આગમન વખતે, પ્રજાએ સંપૂર્ણ હડતાળ પાળી અને સરકારને પ્રજાના નાયકો સાથે સંધિ કરવાની પણ ઇચ્છા થઇ;—આ બધાં એ લડતની ફતેહનાં શુભ ચિન્હો તેમણે ગણાવ્યાં.

## ધારાસભાની તરફેણમાં

આ બધું કહ્યા પછી, મહાસભા આગળના ધારાસભાના મુખ્ય પ્રશ્નની તેમણે ચર્ચા કરી. એ પ્રશ્ન અસહકારના મૂળ સિદ્ધાંતનો નથી, પણ તેના કાર્યક્રમની વિગતનો છે; અને વિગતોમાં મતભેદ હોય, તેથી મહાસભામાં તડ પાડવાં એ વ્યાજબી નથી એવો અભિપ્રાય તેમણે આપ્યો. સિદ્ધાંતના મતભેદના જેટલું એને મહત્વ અપાવું જ ન જોઇએ. સિદ્ધાંત તો એ છે કે, નોકરશાહીના રાજ્યતંત્ર જોડે આપણે સહકાર ન કરી શકીએ; પણ છેલ્લી લડતને માટે અનુકૂળ વાતાવરણ દેશમાં પેદા કરવા માટે, વચગાળાનો થોડોક સમય ધારાસભાની પ્રવૃત્તિ કરવા સારૂ રોકવો એવો પોતાનો મત દર્શાવ્યો.

ધારાસભાની અંદરનું અને બહારનું, એ બન્ને કામ મહાસમિતિની દેખરેખ નીચે ચાલે, એવી એમણે સૂચના કરી. આપણો હેતુ ત્યાં સહકાર કરવાનો નથી, તેથી ધારાસભામાં આપણી પ્રવૃત્તિ લાંબો વખત તો ચાલશે નહિ જ, અને તેથી કોઇ પણ જવાબદારીનું પદ આપણાથી ધારાસભામાં સ્વીકારી શકાય નહિ. આથી ધારાસભાની અંદરનો કાર્યક્રમ આવતી મહાસભાની બેઠક ઉપર મુલ્તવી રાખવાની તેમણે ભલામણ કરી. પણ છેવટે મહાસભા ધારાસભા પ્રવેશ કે બહિષ્કારનો, ગમે તે નિર્ણય કરે, તે બન્ને પક્ષે કબૂલ રાખવો જ જોઇએ, એવો આગ્રહ પણ કર્યો. આપસમાં સંપ નહિ હોય, તો એકે કાર્યક્રમમાં સફળતા નહિ મળે, એથી મહાસભાનું ફરમાન તો સૌએ માથે ચડાવવું જ જોઇએ.

## ધારાસભા બહારની પ્રવૃત્તિ

ધારાસભા બહાર નીચેની પ્રવૃત્તિઓ કરવાની તેમણે સૂચના કરીઃ—

(૧) હિંદુ-મુસલમાન ઐક્ય સાધવાની પ્રવૃત્તિ નવેસર હાથ ધરવી;

(૨) દેશના કારીગરવર્ગોનાં મંડળો રચવાનો પ્રબંધ કરવો;

(૩) વ્યાખ્યાનો, પત્રિકાઓ વગેરે સાધનોથી પ્રજામાં રાજકીય જ્ઞાનનો પ્રચાર કરવો; તેમજ

(૪) રચનાત્મક કાર્યક્રમનો અમલ કરવો.

હિંદુ-મુસ્લિમ ઐક્યના સંબંધમાં તેમણે સ્પષ્ટ જણાવ્યું, કે એના વગર સ્વતંત્રતા મળવી અશક્ય છે. તે વિષે પોતાના મક્કમ વિચારો નીચેના શબ્દોમાં તેમણે રજુ કર્યાઃ

"આજે જો કોઇ ફિરસ્તો આકાશમાંથી ઉતરી આવીને દિલ્હીના મિનારાના શિખર પરથી 'હિંદુ-મુસ્લિમ ઐક્યનો તમે ત્યાગ કરો તો સ્વરાજ ૨૪ કલાકમાં દાખલ થશે' એવું જાહેર કરે તો હું સ્વરાજને પણ જતું કરવા તૈયાર છું. સ્વરાજ મોડું થવાથી એકલા હિંદને જ નુકસાન છે, પણ આપણા ઐક્યના વિનાશથી તો આખી માનવજાતિની હાનિ છે.

\+ + +

"આજે સ્વરાજ અને ખિલાફતના અવાજને બદલે ચારે તરફથી શુદ્ધિની હિલચાલ અને તેના વિરોધીઓનો ધાંધાટ સંભળાઇ રહ્યો છે. 'હિંદુને મુસલમાનોથી બચાવો' અને બીજી તરફ 'ઇસ્લામને હિંદુથી નિર્ભય કરો !' એવા સાદ કાને આવે છે. આમ હિંદુ અને મુસલમાનોને બચાવવાના ઉંચે સ્વરે પોકાર થતાં હોય, તે વખતે હિંદુસ્તાનના એકયને રક્ષવાની માગણી ન જ સંભળાય એ દેખીતું છે.

\+ + +

"હું દેશના ખૂણે ખૂણેથી આવેલા પ્રતિનિધિઓ આગળ હાથ જોડીને વિનંતિ કરું છું કે અસહકારીઓ ધારાસભામાં જાય કે ન જાય એનો ગમે તે નિર્ણય તમે કરો તેની જરાયે ચિંતા નથી; પણ ખુદાને ખાતર એટલો અહીંઆ અને અત્યારે જ નિર્ણય કરો, કે તમે આપણા દેશની સ્વતંત્રતા અને છુટકારાની ખંડિત થયેલી આશાઓનું રક્ષણ કરશો કે તેમને સહરાનપુર અને આગ્રાની લોહીથી ખરડાયેલી જમીનમાં દફન કરશો ?"

હિંદુઓના સંગઠનની હિલચાલનો વિરોધ કરીને તેમણે અંતિમ પ્રાર્થના નીચેના સચોટ શબ્દોમાં કરી:

"હું જરાયે અચકાયા વગર જાહેર કરું છું, કે આજે હિંદને, હિંદુ કે મુસલમાન કોઇના પણ સંગઠનની જરૂર નથી. આપણને એક અને એક જ સંગઠનની જરૂર છે—અને તે હિંદી રાષ્ટ્રીય મહાસભાના."

મૌલાના આઝાદ સાહેબ જેલમાંથી બહાર આવ્યા ત્યારથી તેમણે ધારાસભા વિષે પોતાના વિચાર જાહેરમાં મૂકયા નહોતા. પણ તેઓ બન્ને પક્ષ વચ્ચે સમાધાન કરાવવાને માટે તનતોડ મહેનત કરતા હતા. તેમણે પોતાના ભાષણમાં એક ઠેકાણે જણાવ્યું છે તેમ દેશ જો તરત જ સવિનય ભંગની લડત માટે તૈયાર હોત, તો ધારાસભાની વાત તેઓ પડતી મૂકત. ગયાજીની મહાસભાનો કાર્યક્રમ જ્યારે પૂરો ન થયો ત્યારે જ તેમણે પોતાના વિચાર ધારાસભાની તરફેણમાં ફેરવ્યા. મહાસભાના તેમના ભાષણમાંની હર ભોગે કંકાસ મિટાવવાની તેમની પ્રબળ ઇચ્છાને સૌએ વધાવી લીધી. સૌ પ્રતિનિધિઓ ચર્ચાના મુખ્ય વિષયની બાબતમાં તો નિર્ણય બાંધીને જ દિલ્હી આવેલા, તેથી ધારાસભાનો કાબૂ હાથ કરવાની તેમની સૂચના, દરેકને પસંદ ન પડી એ સ્વાભાવિક છે. પણ એ બાબતમાં સ્વરાજ પક્ષના નેતાઓની જેમ તેમનો કદાગ્રહ ન હતો. સ્વરાજ પક્ષને મન ધારાસભા જ એ મુખ્ય પ્રશ્ન હતો; પ્રમુખસાહેબને મન, મહાસભાની ઇજ્જત અને પ્રજાનું ઐકય એ વધારે અગત્યનાં હતાં. તેમના ભાષણની એકંદરે મહાસભા ઉપર સારી અસર પડી એ નિર્વિવાદ છે.

## મહાસભાના ઠરાવો

હવે આપણે મહાસભામાં પસાર થયેલા ઠરાવો ઉપર નજર કરીશું. મહાસભાની સામે હલ કરવાના બે જ હતાં:

(૧) ધારાસભાઃ અને (૨) હિંદુ-મુસ્લિમ ઐક્ય.

એ બન્ને પ્રશ્નનો ઘણો જ નિકટ સંબંધ છે. ધારાસભા સંબંધી હવે બાર-બાર માસથી ચાલી રહેલી ચર્ચાઓ, અને પરસ્પરના દિલમાં પેદા થયેલી કડવાશનો અંત આવવો જ જોઇએ, એ સૌના દિલમાં વસી ગયું હતું. એ ચર્ચાઓ બંધ ન પડે, તો ઠેકઠેકાણે ઉભા થયેલા કોમી ઝગડાનો અંત આવશે કેવળ અશકય જ હતો. જે કાર્યકર્તાઓનું કામ દેશમાં સુલેહશાંતિ જાળવવાનું છે, તેઓ જ આપસ આપસમાં લડયાં કરે, તો સ્વાભાવિક રીતે જ પ્રજા ઉપર કોઇનો કાબૂ ન રહે.

## સમાધાનનો ઠરાવ

સમાધાનની વાતો આખા વર્ષ દરમ્યાન ચાલતી આવી છે. મુંબઇની મહાસમિતિએ ધારાસભાબહિષ્કારની ચળવળ નહિ કરવાનો ઠરાવ કર્યો, એ

સુધારાના ઠરાવથી, અને ખરી રીતે ત્રણ વર્ષ ઉપર જે સ્વરૂપમાં અસહકારનો પ્રજાએ સ્વીકાર કરેલો, તેના સિદ્ધાંતથી વિરુદ્ધ હતો. મહાસભાના ઠરાવો, મહાસમિતિ ફેરવી શકે નહિ, પણ બીજી મહાસભાની બેઠકને જ તે અધિકાર છે, તેથી નાગપુરમાં ખાસ મહાસભા બોલાવવાનો ઠરાવ થયો. પણ સ્વરાજ પક્ષને મન સમાધાનની મુખ્ય શરત તો એ જ હતી કે તે પક્ષને ધારાસભામાં પ્રવેશ કરવાની છૂટ મળવી જોઈએ—કાં તો મહાસભાના ચોકખા હુકમથી, અને નહિ તો ઓછામાં ઓછું, ત્યાં જવા દેવાની રજા આપવાથી. અને મહાસભા બહિષ્કારનો જ ઠરાવ કરે તો તેને તરછોડીને પણ ધારાસભામાં જવાનો તેમનો દૃઢ નિશ્ચય હતો. બીજી તરફ ના–ફેર પક્ષે પોતાની નીતિ સાફ જણાવેલી હતી. મહાસભાનો ધારાસભાનો નિર્ણય તેમનાથી વિરુદ્ધ જાય, તો સ્વરાજ પક્ષની માફક, તેઓ જુદો બહિષ્કાર પક્ષ રચીને કંઈ બંડ ઉઠાવવાના નહોતા. અને સ્વરાજ પક્ષને છૂટ આપવા માટે તેઓ પોતાની સાચી માન્યતાઓ તો કદિ ફેરવે તેમ હતું જ નહિ. મહાસભા, એ દેશના જુદા જુદા મતનો પડઘો છે, અને તેના બહુમતિથી થયેલા ઠરાવો, એ દેશના ઘણા મોટા ભાગના વિચારોનું પ્રતિબિંબ છે. તેનું તંત્ર બહુમતિના હાથમાં સ્વાભાવિક રીતે જ રહે છે. મહાસભાના ઠરાવોનો લઘુમતિને કંઈ સિદ્ધાંતનો વાંધો ન હોય, તો તે તેનો અમલ કરે, પણ જો સિદ્ધાંતનો મતભેદ હોય તો, કમમાં કમ મહાસભાની પ્રતિષ્ઠાની ખાતર, તેનો વિરોધ તો ન જ કરે, એ સમજી શકાય એવું છે.

ના–ફેર પક્ષનું વલણ આ પ્રકારનું હતું. સ્વરાજ પક્ષને તો કોઈ પણ પ્રકારે ધારાસભામાં જવું હતું, અને બની શકે તો એને માટે મહાસભાની અનુમતિ જોઈતી હતી. તેમણે એ પણ સમાધાન સૂચવ્યું. કે મહાસભા સૂચના આપે એ રીતે તેઓ ધારાસભામાં વર્તવા તૈયાર હતા. આ વાતનો તો કોઈએ ઝાઝો વિચાર પણ કર્યો નહિ; કેમકે ના–ફેર પક્ષને ધારાસભા જ ન જોઈએ, તો વળી ધારાસભામાં પ્રવેશ કરનાર ઉપર અંકુશની તેને શી જરૂર? દિલ્હીમાં બન્ને પક્ષના આગેવાનો આવ્યા. તે પહેલાં સમાધાનની વાત તો ના–ફેર પક્ષે બાજુએ જ મૂકી દીધી હતી. મહાસભાના નિર્ણયનો વિરોધ ન કરવો એટલો જ તેમની નેમ હતી.

## મૌલાના મહમદઅલી

પણ આ વાતાવરણમાં એક નવીન પરિસ્થિતિ ઉભી થઈ. મૌલાના મહમદઅલીસાહેબ જેઓ બે વર્ષની જેલ ભોગવીને હમણાં જ બહાર આવ્યા હતા, તેમના ઉપર સૌની આંખ ઠરી હતી. અસહકારને જન્મ આપવામાં મહાત્માજીના સાથી તરીકે તેમનો મહાન હિસ્સો હતો. જંઝીરતુલ–ઉલ–અરબનો સવાલ હજી બાકી છે, ત્યાં સુધી, ઇસ્લામ ધર્મ પ્રમાણે તેમને મન ધારાસભાપ્રવેશ એ હરામ છે એવી જાહેરાત, તેમણે છૂટતાં વેંત જ પ્રજાને આપેલી. આથી ના–ફેર પક્ષના આગેવાનોનો ઘણો બોજો હળવો થઈ ગયો હતો. મૌલાનાસાહેબ જેવા ભડ નેતા જ બધી લડતનો ભાર હવે ઉપાડી લેશે, એમ તેમણે માનેલું, અને તેથી તેમને પગલે ચાલવું એવો તે પક્ષનો અગાઉથી જ નિર્ણય હતો, એમ કહી શકાય. તેમને ત્યાં સુધી ખાતરી હતી, કે મૌલાનાસાહેબ, સમાધાનનો તો વિચાર સરખોયે નહિ કરે, અને બહિષ્કારના સિદ્ધાંત ઉપર જ મક્કમ રહેશે, પણ દિલ્હી આવીને સ્વરાજ પક્ષના મિત્રોને મળ્યા પછી, મૌલાનાનો નિશ્ચય ડગમગ્યો. દેશબંધુ દાસ અને પંડિત મોતીલાલજી જેવાનો વિરોધ કરવો તેમને વસમો લાગ્યો, અને ગમે તે ભોગે સમાધાન જ કરવું, એવા નિર્ણય ઉપર તેઓ આવ્યા. તેમણે કબૂલ કર્યું કે આ બહિષ્કાર પાછો ખેંચવાથી અસહકારનો અંત આવશે, પણ દેશમાં વણસી રહેલા રચનાત્મક કાર્યને પાછું હાથમાં લેવા માટે, સ્વરાજ પક્ષને ધારાસભામાં જવાની છૂટ આપીને દેશમાં ચાલી રહેલી ચર્ચાનો હવે અંત આણવો જ જોઈએ. સ્વરાજ પક્ષની પણ અહિંસાત્મક અસહકાર ઉપર શ્રદ્ધા છે, પરંતુ તેઓ ધારાસભાબહિષ્કારને, અસહકારના એક સિદ્ધાંત તરીકે નથી માનતા,

પણ પ્રમુખસાહેબની માફક લડતની કર્મની એક સામાન્ય વિગત રૂપે જ માને છે, તેથી તેમાં ફેરફાર કરવાની તેમને છૂટ મળવી જોઇએ, એવી મૌલાના સાહેબે દલીલ કરી. અંતરાત્માના અવાજ પ્રમાણે અસહકારના સિદ્ધાંતનો જુદો અર્થ કરવાની, એમને છૂટ હોવી જોઇએ.

ના–ફેર પક્ષે બીજું સમાધાન સૂચવ્યું. શ્રી. જમનાલાલજીએ જણાવ્યું કે, સ્વરાજ પક્ષનો વિરોધ ન કરવો એ વાત આપણે સ્વીકારી લઇએ, તો એને માટે બીજો પણ એક રસ્તો છેઃ તે એ કે, મહાસભાનું આખુયે તંત્ર સ્વરાજ પક્ષને હસ્તક સોંપી દઇને ના–ફેર પક્ષે થોડો વખત દૂર ખસી જવું. પણ અસહકારના સિદ્ધાંતના અસલ સ્વીકારેલા અર્થમાં તો બાંધછોડ, કે સમાધાનને જરાયે અવકાશ નથી. સ્વરાજ પક્ષના મિત્રોની દલીલો, આજે કંઇ નવી નથી. ત્રણ વર્ષ ઉપર પણ મહાત્માજી આગળ એ એકે એક દલીલ રજુ થઇ હતી, છતાં મહાસભાએ તો અસહકારના એક અગત્યના સિદ્ધાંત તરીકે ધારાસભાના બહિષ્કારને સ્વીકાર્યો હતો. ના–ફેર પક્ષના આ નવા સમાધાનમાં કંઇ ગુસ્સો કે રીસ ન હતાં, પણ સ્વરાજ પક્ષને એક માનભર્યું સ્થાન મહાસભામાં આપવાની પ્રમાણિક ઇચ્છા હતી. મૌલાનાસાહેબને આ સમાધાન ન રૂચ્યું. તેમને તો બન્ને પક્ષને સાથે રાખવા હતા, અને છતાં ધારાસભાનો માર્ગ, જેને ધર્મનો કે અંતરાત્માના અવાજનો બાધ ન હોય તેવા ભાઈઓને માટે ખુલ્લો કરીને સ્વરાજ પક્ષને સંતોષવો હતો. એમનો નિર્ણય સમાધાન માટે થઇ ચૂકેલો. ના–ફેર પક્ષે મૌલાનાસાહેબનો વિરોધ ન કરવાનું જ ઉચિત ધાર્યું. અસહકારનો વિપરીત અર્થ કરવા દેવામાં તેઓ સંમતિ આપે એ અશક્ય હતું, તેમણે મહાસભામાં મૌન જ ધર્યું, અને મૌલાનાએનો ઉપરની મતલબનો સમાધાનનો ઠરાવ પસાર થવા દીધો. અસહકારની લડત મૌલાનાસાહેબે મહાત્માજીની સાથે રહીને ઉપાડેલી, એટલે સમાધાનના પરિણામનો ભારબોજ પણ એમને શિર જ રહે, એમાં ના–ફેર પક્ષે સંતોષ માન્યો. જેમના દિલમાં અસહકારની જ્યોત પ્રગટેલી છે, તેઓ થોડો વખત મૂગે મ્હોડે રચનાત્મક કાર્યમાં પરોવાઇ જશે, એથી સમાધાનના ઠરાવના બીજા ભાગમાં, રચનાત્મક કાર્યમાં લાગી જવા, બન્નેય પક્ષને આગ્રહપૂર્વક ભલામણ છે. સ્વરાજ પક્ષના ભાઇઓ ભલે માને કે, તેઓ ધારાસભા ઉપરાંત તેની બ્હાર પણ રચનાત્મક કાર્ય કરશે, અથવા ધારાસભામાં થતું કાર્ય પણ રચનાત્મક કાર્યનો જ ભાગ લેખાશે, પણ ના–ફેરવાળાઓએ તો હવે એ જ કામ પૂરજોસમાં ઉપાડી લેવાનું છે.

## હિંદુ–મુસ્લિમ ઐક્ય

આ બીજા અગત્યના પ્રશ્ન વિષે પણ જુદા જુદા ચાર ઠરાવો થયા છે. મહાસભા મળતાં અગાઉ બન્ને કોમોના આગેવાનોની એક સભા મળી હતી. શુદ્ધિ અને સંગઠનની હિલચાલ, કેવળ શુદ્ધ બુદ્ધિથી પ્રેરાયેલી છે, અને હિંદુસમાજમાં ઘર ઘાલી રહેલા સડાનો નાશ કરવાનો જ તેનો હેતુ છે, એવી પંડિત માલવિયજી તથા સ્વામીશ્રી શ્રદ્ધાનંદજીએ મુસલમાનભાઈઓને ખાતરી આપી. ઘણી ચર્ચા પછી બન્ને કોમોના મળીને ૧૫ પ્રતિનિધિઓની એક સમિતિ, આ વિષે સંપૂર્ણ ચર્ચા કરીને, ઠરાવો સૂચવવા નીમવામાં આવી, અને તે સમિતિએ સૂચવેલા ઠરાવો, અક્ષરે અક્ષર મહાસભાએ સર્વાનુમતે પસાર કર્યા. દેશમાં થયેલાં તોફાનોનાં મથકો ઉપર જઇને તપાસ કરીને, ઘટતો ઠપકો આપવા, તથા ભવિષ્યમાં એવાં તોફાન અટકાવવા સારૂ પગલાં સૂચવવા માટે એક પંચ નીમવામાં આવ્યું છે; શુદ્ધિની હિલચાલને અંગે ધાર્મિક ઝનૂનને વશ થઇ, કંઇ અતિશયતા દેખાડવામાં આવી હોય, તે બાબતની તપાસનું પણ પંચ નીમાયું છે; કોમી ઝગડાની ખબરો પ્રકટ કરવામાં તથા તે ઉપર ટીકા કરવામાં અતિશય સંયમ જાળવવાની છાપાંવાળાઓને ચેતવણી આપનારો ઠરાવ થયો છે; અને છેવટે પ્રજાના આત્મરક્ષણને માટે મહાસભાની દેખરેખ નીચે ગામે-

ગામ અને શહેરે શહેર, શાંતિરક્ષક સૈનિકોના સંઘો રચવાનો નિર્ણય પણ થયો છે. આમ અનેક ગેરસમજુતીઓથી બન્ને કોમ વચ્ચે કેટલેક ઠેકાણે કલેશ અને ઝેર પેદા થઈ ગયાં હતાં, તેનો હવે આ ઉપાયોથી સદ્ભાગ્યે અંત આવશે એમ લાગે છે.

## સત્યાગ્રહ સમિતિની નીમણુક

મહાસભાની ખાસ બેઠક, જે બે પ્રશ્નનો નિકાલ લાવવા માટે મળી હતી તે બાબતોમાં ઉપર જણાવ્યા પ્રમાણેના ઠરાવોથી નીવેડો આવી ગયો, એટલે મહાસભાનું મુખ્ય કાર્ય તો સંપૂર્ણ થયું ગણાય. પણ મહાસભાએ આપણી લડતમાં એક પગલું આગળ પણ ભર્યું. લડતનો સવિનયભંગનો આખરનો ક્રમ અમલમાં મૂકવા માટે, મહાસભાએ સત્યાગ્રહ સમિતિની નીમણુક પણ કરી છે. આ સમિતિ દેશમાં જ્યાં જ્યાં અવસર મળે ત્યાં ત્યાં સવિનય ભંગ આદરવાની વ્યવસ્થા કરવા માટે ઘટતી સૂચનાઓ આપશે, અને સમસ્ત દેશમાં પણ અનુકૂળ સમયે એ લડત ઉપાડવાને વાજબી અને જરૂરી પગલાં લેશે. આ ઠરાવનો, મોટે ભાગે પંજાબના પ્રતિનિધિઓએ વિરોધ કર્યો હતો. પંજાબમાં કોમી ઝગડાથી ભર્યું વાતાવરણ બગડી ગયું છે, એ તેમની દલીલ હતી; પણ આ વિરોધ ગેરસમજુતી જ થયો લાગે છે. સત્યાગ્રહ સમિતિ, એ કંઇ બિનજવાબદાર કે બેદરકાર મંડળ નથી. જે ઠેકાણે વાતાવરણ યોગ્ય અને અનુકૂળ હશે, ત્યાંજ લડતનો આરંભ કરવાની એ સલાહ આપશે. પણ પંજાબમાં થોડી ઘણી ભીતિ માલમ પડે, એથી આખા દેશની પ્રગતિ અટકાવવાની મહાસભાએ ગંજાવર બહુમતિથી સાફ ના પાડી. સવિનય ભંગને માટે તૈયારી નથી, એમ કહેવાથી કંઇ તૈયારી આવવાની નથી. નાગપૂરમાં યુદ્ધ શરૂ થયું, કે સારા દેશમાંથી બલિદાન આપવાને નીકળવાનોની ધારાઓ ચાલી હતી એનો દાખલો આપણી આગળ મોજુદ છે. ગુરુ-કા-બાગમાં સત્યાગ્રહની લડત લડી ચૂકેલા અકાલીવીરોએ આ વખતે પણ આ ઠરાવને અત્યંત ઉત્સાહ અને ઉમંગથી ટેકો આપ્યો, અને આપણે આશા રાખીશું, કે પંજાબ પ્રાંત પણ લડતમાં શામેલ થવાને સત્વર તૈયાર થઇ જશે.

પરંતુ આ ઠરાવને સ્વરાજ પક્ષ તરફથી પણ ટેકો મળ્યો છે, એ જોઇને સ્હેજ નવાઈ લાગે છે. ધારાસભાપ્રવેશની તરફેણમાં, તેમની મુખ્ય દલીલ તો એજ હતી, કે દેશમાં સવિનય ભંગની લડતને અનુકૂળ વાતાવરણ નથી, તેથી જ તે વાતાવરણ પેદા કરવા માટે ધારાસભામાં પ્રવેશ કરવાની જરૂર છે. હવે મહાસભામાં સમાધાનનો ઠરાવ થયો કે બીજે જ દિવસે દેશમાં એ લડતને અનુકૂળ વાતાવરણ પેદા થઈ ગયું છે, એમ તો તેમણે નહિ જ માન્યું હોય. આપણે તો સવિનય ભંગ કે ધારાસભા, એવી પસંદગીઓ સ્વીકારી જ નથી; પણ આ ઠરાવના ટેકામાં દેશબંધુ દાસે જણાવ્યું હતું કે, ધારાસભા અને સવિનય ભંગની વચ્ચે કંઇ વિરોધ છેજ નહિ. ખરૂં જોતાં, ધારાસભામાં પ્રવેશ કરીને એના ટુકડા કરવાનો કાર્યક્રમ પણ સવિનય ભંગની લડતનો એક ભાગ જ છે, એવી પોતાની દૃઢ માન્યતા તેમણે મહાસભા આગળ પ્રદર્શિત કરી છે. આ ઠરાવને તેમણે આપેલો ટેકો, હાલ તો આપણે આ અર્થમાં જ સમજવાનો છે. મૌલાના સાહેબ અને ડૉ. કિચલુ, આ સમિતિના સભ્યો છે, એટલે એ સમિતિ નિષ્ક્રિય તો નહિ જ રહે, એવી આપણને ખાત્રી છે: અને તેમાં વળી નાભાનું પ્રકરણ હમણાં જ જાગ્યું છે. એટલે આપણે બહુ આતુરતાથી એ સમિતિનું કાર્ય જોઇ રહ્યા છીએ.

## કેનિયા વિષે ઠરાવ

કેનિયામાં, હિંદીઓને થયેલા ઘોર અન્યાયનો વિરોધ કરતાં શ્રી. પુરુષોત્તમદાસ ટંડને એવી મતલબનો ઠરાવ રજુ કર્યો, કે હિંદને માટે હવે બ્રિટિશ સામ્રાજ્યમાં માનભર્યું સ્થાન નથી, તેથી સામ્રાજ્યની બ્હાર સ્વતંત્ર રીતે સ્વરાજ સ્થાપવાની જરૂર વિષે

મહાસભાએ હવે વિચાર કરવો જોઇએ. આ ઠરાવ ઉપર શ્રી. ગિદવાણીજીએ સુધારો મૂકયો; જેમાં સામ્રાજ્ય બહાર સ્વતંત્રતાનો ઉલ્લેખ ન કરતાં, ગુલામીનું કલંક ધોઇ નાખવાના જ પ્રયત્ન ચાલુ રાખવાની, અને કેનિયાવાસી હિંદીઓને કંઇ પણ વ્યવહારૂ કાર્યક્રમમાં મદદ કરવાની સૂચના હતી. વધુમતિથી શ્રી. ગિદવાણીજીનો સુધારો જ મહાસભાએ મંજૂર કર્યો.

શ્રી. ટંડનનો ઠરાવ રદ કરવામાં મહાસભાએ યોગ્ય જ કર્યું છે. મહાસભાના ધ્યેયમાં વપરાયેલો દ્વિઅર્થી 'સ્વરાજ' શબ્દ ખૂબ વિચારપૂર્વક દાખલ કરવામાં આવ્યો છે. તેને મોકળોહેલો ફેરવવાનો, ઉપલા ઠરાવમાં હેતુ રહેલો છે. આવો પ્રયત્ન અમદાવાદની મહાસભામાં મૌલાના હઝરત મોહાનીએ કર્યો હતો, પણ મહાસભાએ તે વખતે પણ તેનો વિરોધ જ કરેલો. પૂર્ણ સ્વતંત્રતા, કેનિયાના અપમાન ને લીધે જ ઇચ્છવાજોગ છે એમ કંઇ નથી; એની આકાંક્ષા તો આપણે ખુદ સ્વતંત્રતાને ખાતર પણ રાખીએ છીએ. પરંતુ, ખરી વાત તો એ જ છે કે આજે આપણો સામ્રાજ્ય સાથેનો સંબંધ આપણી ઇચ્છા અને સંમતિથી બંધાયેલો નથી. આપણે પરાણે એને વશ રહેલા છીએ. જે દિવસે આપણે સ્વરાજ મેળવ્યું હશે, તે વખતે આપણું અપમાન કોઇ નહિ કરી શકે. સામ્રાજ્ય સાથે તે વખતે આપણો કેવો સંબંધ હશે, એનો આજે ગુલામીની દશામાં વિચાર કરવો મિથ્યા છે. આપણે મનમાન્યો સંબંધ બાંધવા જેટલા સ્વતંત્ર થઇ ગયા હોઇશું તે ઘડીએ આપણું સન્માન જળવાતું હશે, ત્યાં જ સંબંધ રાખીશું: અને નહિ હોય તો અલગ થવાનું બળ પણ આપણામાં આવી ગયું હશે. અત્યારે એ બાબતની વ્યર્થ ચર્ચા ઉભી કરીને આપણે મહાસભામાં તમામ વિચારના ભાઇઓને સ્થાન આપ્યું છે તે વ્યવસ્થામાં વળી વિક્ષેપ પાડવાની જરૂર નથી. એ ઠરાવથી ઉભી થતી ચર્ચાને અટકાવવામાં મહાસભાએ ડહાપણ જ વાપર્યું છે. કેનિયાનો અન્યાય, આપણને ખૂબ સાલે છે, કેમકે એ ખુલ્લેખુલ્લો છે; પણ અત્યાર લગી ઉપરાઉપરી થયેલા કયા અન્યાય આપણને નથી સાલ્યા! પંજાબ અને ખિલાફતની અન્યાય શું ઓછા ઘોર હતા? મહાત્માજી જેવા જીંદગીભરના સરકારના અનન્ય વફાદાર મિત્રે પણ જે અન્યાયોને માટે સરકારની સામે અસહકાર આદર્યો, એ અન્યાયો કંઇ ઉતરતી કોટિના હતા? ખુદ હિંદુસ્તાન જ ગુલામીમાં સડે છે તે વખતે થોડા સંસ્થાનવાસી હિંદીઓનું અપમાન કરવામાં આવે એમાં નવાઇ નથી. એ બધા અન્યાયોનો એક જ રામબાણ ઉપાય છે, કે આપણે સ્વરાજ હાંસલ કરવું. સ્વતંત્ર થયેલી પ્રજાનું અપમાન કરવાની કોઇ હિમ્મત કરી શકતું નથી. સૌ એની સાથે મિત્ર થવાનું જ ચ્હાય છે.

## બ્રિટિશ માલનો બહિષ્કાર

આ વિષે નીચે પ્રમાણેનો ઠરાવ પસાર થયો છેઃ—

( क ) આ મહાસભા પોતાની શ્રદ્ધા ફરીથી જાહેર કરે છે કે ખાદી એટલે હાથ કંતામણ અને હાથ વણાટનું કાપડ બહોળા પાયા પર પેદા થાય અને વપરાય એ હિંદુસ્તાનના આર્થિક ઉદ્ધાર માટે જરૂરનું છે; અને તેથી મહાસભા હિંદુસ્તાનના લોકોને વિનંતિ કરે છે કે તેમણે કંતામણ અને ખાદીનો વાપર દેશભર બધે ફેલાવવાને અને એ રીતે તમામ પરદેશી કાપડના બહિષ્કારને સંપૂર્ણ અમલ કરવાને બમણો પ્રયત્ન કરવો.

( ख ) મહાસભા વળી લોકોને વિનંતિ કરે છે કે તેમણે ફક્ત હિંદુસ્તાનમાં બનેલો માલજ ખરીદવો અને બની શકે ત્યાં સુધી બધો પરદેશી માલ ખરીદવાનું અને વાપરવાનું છોડી દેવું અને એ રીતે હાથની બનાવટના માલને ઉત્તેજન આપવું.

( ग ) હિંદુસ્તાન અત્યારે સ્વતંત્રતાની લડત ચલાવી રહ્યું છે, તેમાં ઇંગ્લંડ આડે આવે છે અને તેના માર્ગમાં બને તેટલાં વિઘ્નો નાંખે છે, વળી બ્રિટિશ વસાહતોમાં અને સંસ્થાનોમાં હિન્દીઓનાં અપમાન કરવામાં આવે છે અને તેમની પ્રત્યે ગુલામના જેવું વર્તન ચલાવવામાં આવે છે;—એ બધું ધ્યાનમાં લઇને આ મહાસભા પ્રજાને વિનંતિ કરે છે કે તેમણે ખાસ

કરીને મેટબ્રિટન અને તેની વસાહતો તથા સંસ્થાનોમાં બનેલો માલ ખરીદવાનું છોડી દેવું અને એ રીતે તમામ બ્રિટિશ માલનો સંપૂર્ણ રીતે બહિષ્કાર કરવો.

( घ ) ઉપરની કલમ ( ख ) અને ( ग ) નો અમલ કરવા સારૂ અને હિંદી બનાવટને અને ખાસ કરીને બ્રિટિશ માલના બહિષ્કારને ઉત્તેજન આપવાની સૌથી વ્યવહારૂ પદ્ધતિ નક્કી કરવા સારૂ આ મહાસભા નીચેની સમિતિ નીમે છે અને તેને આ બાબતમાં જરૂર- ની સૂચનાઓ બહાર પાડવાની સત્તા આપે છેઃ–

પંડિત મોતીલાલ નેહરૂ, મૌ. મહમદઅલી, શ્રી. વિઠ્ઠલ- ભાઈ પટેલ, શ્રી. જયસુખલાલ મહેતા, શ્રી. સુભાષચંદ્ર બોઝ, શેઠ ઉમર સોબાની, ડૉ. કિચલુ, શ્રી. કેળકર અને શ્રી. ગોપાળ કુલ્હૈયા.

આ ઠરાવનો પહેલો ભાગ મહાસભાના પહેલાં- ના ઠરાવોની પુનરોક્તિ કરે છે અને વધારામાં સૌને બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાની વિનતિ કરે છે. આ માટે મહાસભાએ સમિતિ નીમી છે પણ દેશની હાલની પરિસ્થિતિમાં એ કાંઈ પણ વહેવારૂ કાર્ય કરી શકશે કે કેમ ? એ વિષે શંકા છે.

આ ઉપરાંત મહાસભાએ બીજા પણ કેટલાક ઠરાવો કર્યા છે; હિંદની તમામ કોમોનો પરસ્પર હક્ક અને સંબંધનો રાષ્ટ્રીય કરાર ઘડી કાઢીને આવતી મહાસભા પહેલાં પોતાનું નિવેદન રજુ કરવા- ને એક સમિતિ નીમાઈ છે. મહાસભાના બંધા- રણમાં ફેરફાર સૂચવવાને પણ સમિતિ મુકરર કરેલી છે. રે. સ્ટોક્સ, લાલાજી, મહારાજ, પ્રો. મહમદ. પગાળે, દરેશવલા ગુરુદાત્યાગને વખોડી કાઢ્યો છે. રે પછી નાગપૂર ધ્વજયુદ્ધના સંચાલકો અને સત્યાગ્રહીઓને, તુર્કીના વિજય માટે ગાઝી મુસ્તફા કમાલ પાશાને, પંજાબના વીર અકાલીઓને, તથા મૌલાના મહમદ- અલી, લાલા લજપતરાય અને જેલમાંથી બહાર આવેલા બીજા કાર્યકર્તાઓને અભિનંદન આપનારા, જાપાન ઉપર આવી પડેલા સંકટ માટે તથા બિહાર, કેનેરા અને બ્રહ્મદેશમાં રેલ આવવાથી નિરાધાર થયેલાં કુટુંબો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનારા, અને પંડિત રામભજ દત્ત ચૌધરીના અકાળ અવસાન માટે ખેદ દર્શાવનારા ઠરાવો પણ થયા છેઃ

## ભવિષ્યનું કાર્ય

મહાસભાનું કાર્ય ઉપરના ઠરાવો જોતાં સહેજ થયું કહેવાય. અલબત્ત, ધારાસભાનો બહિષ્કાર રદ કરીને મહાસભાએ આખા અસહકારના મૂળમાં ઘા કર્યો છે, પણ સ્વરાજપ્રાપ્તિની આકાંક્ષા મૌલાના મહમદઅલી સાહેબમાં તેમજ મહાસભાના બન્ને પક્ષમાં એટલીજ તીવ્ર છે એની આપણને ખાત્રી છે. મૌલાના સાહેબના શબ્દોમાં કહીએ તો સ્વરાજ પક્ષના જૂદા પડેલા આપણા ભાઈઓને સંતોષવા ખાતર, મહાસભાએ ભારે કિંમત આપી છે; પણ એથી મેળવેલા ઐક્યથી—અથવા સાચું કહીએ તો મતભેદ છતાં તેને જાહેર ન કરવા દેવાનો ઠરાવ કરીને સ્થાપેલી શાંતિથી દેશમાં તીવ્ર રચનાત્મક કાર્યવડે ફરીથી કંઈ પ્રાણ આવશે, તો એ કિંમત એળે ગઈ નહિ ગણાય. સવિનય ભંગ એ આપણી લડતનો છેલ્લો ક્રમ છે, અને તેને માટે પણ પ્રજાએ મક્કમ નિર્ણય કર્યો છે. એ લડતમાં ઝુમવા જેટલી તાકાત પ્રજામાં આવશે, તો સ્વરાજપ્રાપ્તિને વાર નહિ લાગે એવી આપણે આશા રાખીશું.

# યુગધર્મના ગ્રાહકોને

યુગધર્મ માસિકનો પ્રથમ અંક સંવત ૧૯૭૯ ના આસો માસમાં વિજયાદશમીને દિને પ્રગટ થયો હતો એટલે આ અંકથી આ માસિકનું એક વર્ષ પૂરું થાય છે. માટે જે ગ્રાહકો ઠેઠ શરૂઆતથી (આસો માસથી) આ માસિકના ગ્રાહકો તરીકે નોંધાયા છે તેમને વિનંતિ છે કેઃ

૧. તેમણે નવી સાલનું લવાજમ (રૂ. ૬–૦–૦) આસો શુદ ૧૦ પહેલાં મનીઓર્ડરથી મોકલી આપવું અથવા તો "સ્વરાજ ડાયરી" વી. પી. થી મંગાવી લેવી; અને

૨. જો ગ્રાહક તરીકે ચાલુ રહેવાની ઇચ્છા ન હોય તો તુરત જ પત્ર લખી જણાવવા મહેરબાની કરવી.

જે ગ્રાહકોનો આસો શુદ ૧૦ સુધી કાંઈ પણ જવાબ નહિ આવે તેમનો 'સ્વરાજ ડાયરી' પરનો હક્ક ઉડી જશે, અને આસો માસનો કેળવણી અંક તેમના પર વી. પી. થી રવાના કરવામાં આવશે.

આસો માસ પછીના એટલે કે કારતક, માગસર વગેરે મહિનાઓથી નોંધાયેલા ગ્રાહકો પોતાનું બીજી સાલનું લવાજમ આસો શુદ ૧૦ પહેલાં ભરી દેશે તો જ તેમને "સ્વરાજ ડાયરી" ભેટ તરીકે મળી શકશે. મુદત વીત્યા પછી જે મહિનાથી તેઓ ગ્રાહક તરીકે નોંધાયા હશે તે મહિનાનો અંક તેમને વી. પી. થી રવાના કરવામાં આવશે. ગ્રાહક તરીકે ચાલુ રહેવાની ઇચ્છા ન હોય તેમણે તુરત જ ખબર આપવા વિનંતિ છે.

આસો માસનો કેળવણી અંક આસો શુદ પૂર્ણિમાએ બ્હાર પડશે, અને જે ગ્રાહકોનાં લવાજમ ભરાઈ ગયાં છે તેમને તે જ દિવસે પોષ્ટ થશે. જે ગ્રાહકોનું લવાજમ પૂરું થતું હશે અને લવાજમ નહિ ભર્યું હોય તેમને તે અંક વી. પી. થી રવાના કરવામાં આવશે.

ગ્રાહક તરીકે ચાલુ નહિ રહેવા ઇચ્છનારે તુરત જ પત્ર લખી જણાવવા મહેરબાની કરવી જેથી વી. પી. ના પૈસા નાહક પરદેશી સરકારના ઘરમાં જતાં અટકે.

ગાયખડકી, અમદાવાદ } વ્યવસ્થાપક, યુગધર્મ કાર્યાલય.